**માનવ**
માનવીની યુગોયુગની સાધના ને સિદ્ધિઓનો પ્રેરક પરિચય આપવા ઝંખે છે.

**માનવ**
માનવીની ગુલામી અને લાચારીને પરિહરનારી બંધુતા, સમાનતા, સ્વતંત્રતાના પુરુષાર્થનો પડઘો પાડવા ઝંખે છે.

**માનવ**
સાહિત્ય, સંસ્કાર, કલા આદિ વિવિધ ક્ષેત્રે રસાસ્વાદોનું ઘડતર કરવા, તેમાં ઊંડાણુ આણવા અને તેનો વિસ્તાર કરવા ઝંખે છે.

**માનવ**
ગુજરાત અને ભારતના ગૌરવનો સુયોગ્ય પરિચય આપી ભારતીય રાષ્ટ્રીયતાની એકતાનો તથા ગુર્જર વિશિષ્ટતાનો પડઘો પાડવા ઝંખે છે.

માનવ-સર્વક્ષેત્રે માનવીય ગૌરવની પુનઃપ્રતિષ્ઠા ઝંખે છે
માનવ સ્વતંત્ર વિચારધારાનું માસિક બનવા મથે છે

આ અંક જોઈ ગયા બાદ—

- અમારી ભાવનાનો યત્કિંચિત પડઘો આ અંકમાં આપને સંભળાયો હોય—
- અમારો આ પ્રયાસ આપની યત્કિંચિત મમતાનો અધિકારી ઠર્યો હોય

તો—

આપનાં સર્વ પ્રકારનાં સાથસહાયની **માનવ**ને અત્યંત અપેક્ષા છે:

- તમે ગ્રાહક તરીકે નોંધાઇ જશો?
- બીજા મિત્રોને ભલામણ કરશો?
- આપની દ્વારા કોઈ પણ જાહેરખબરની શક્યતા હોય તો તે અંગે પત્રદ્વારા ઉપકૃત કરશો?
- **માનવની સ્થાયી ગ્રાહક યોજના** (રૂ. ૧૦૦ વાળી)માં પોતાનો અને બીજા મિત્રોનો ફાળો મેળવી આપશો?

અને અંતે

'માનવ'ને યોગ્ય લખાણુ મોકલી ઉપકૃત કરશો?







# નવું માસિક ?

ઘણી પાછું એક નવું માસિક ?

વરસો થયાં એક નવા માસિકની યોજના હું ઘૂંટતો રહ્યો છું: પ્રવૃત્તિ, માંદગી ને અર્ધનિવૃત્તિ—કોઈ એવો સમયખંડ નથી જ્યારે એ કલ્પના મારાથી દૂર થઈ હોય: માસિક અંગેની અનેક કલ્પનાઓ અને વિચારણાઓની પકડમાંથી લાચાર બની છૂટવા ઇચ્છયું હશે ત્યારેય, છૂટી શક્યો નથી. ફરી ફરી માસિક અંગેની નવી નવી યોજનાઓ વાગોળતો રહ્યો છું, ને પાંચ દસ પચાસ સો–મિત્રો પરિચિતો સમક્ષ પ્રગટ કરતો રહ્યો છું: સલાહસૂચનાટીકાઓ આમંત્રતો રહ્યો છું–પત્રવ્યવહારો કરતો રહ્યો છું.

આ બધા સમય દરમ્યાન અને આજેય મેં મારી જાતને ઓછા સવાલો નથી પૂછ્યા, ને ઓછી વારેય નથી પૂછ્યા: તારું એવું તો તે શું વહી જાય છે કે પાગલની જેમ માસિક–માસિક કરી રહ્યો છે, જે તને ક્ષણભર જંપીને જીવવા દેતું નથી ?

માસિકની જેટજેટલી વિવિધ કલ્પનાઓ અને વિવિધ પ્રકારની યોજનાઓ ઘડીઘડીને મેં ભાંગી છે ને નવી નવી ઘડી રહ્યો છું, એ બધાનો ઇતિહાસ કહું તોય આ સવાલનો સંતોષકારક જવાબ તમને આપી શકાશે નહિ, હું જાણું છું. કિશોરો અને વિદ્યાર્થીઓનું વિશિષ્ટ માસિક, પ્રૌઢોનું વિશિષ્ટ માસિક, સ્ત્રીઓનું વિશિષ્ટ માસિક, સાહિત્યચર્ચાનું વિશિષ્ટ માસિક, સિદ્ધાન્તચર્ચાનું વિશિષ્ટ સામયિક—સર્વગ્રાહી રસોનું સાર્વત્રિક સામયિક—શાની ખોટ નથી ગુજરાતને ?

* એક જમાનાનું 'કિશોર,' એક જમાનાનું 'કૌમુદી,' એક જમાનાનું 'રેખા' ને 'સંસ્કાર,' એક જમાનાનું 'વીસમી સદી,' એક જમાનાનું 'વસંત,' ને એક જમાનાનું 'યુગધર્મ,'—કોની ખોટ નથી ?

* અને સ્વ. રામાનંદ ચેટરજીનું 'મોડર્ન રિવ્યુ' ? ગુજરાતને હજી તો એની ઝંખના કરવી રહી...

ખોટ તો પારાવાર છે: વિવિધ ક્ષેત્રે છે ને વિવિધ પ્રકારે છે...કોઈની ખોટ કોઈ ઓછી જ પૂરી શકે છે ?

એવો દાવો નથી ને એવી ગુંજાશ પણ નથી.

અને તોય બેચેન માનવીની આ બધી મથામણો છે, એનો એકરાર કરું છું.

* કંઈક એવું વાંચું છું; કોઈને એવું કંઈક વાંચતાં જોઉં છું ને હૈયું પુલકિત બને છે; બધું ભુલાઈ જાય છે: સામે કેવળ રહી જાય છે એ વાચન !

* કંઈક એવું જોઉં છું, કોઈને એ રીતે જોતાં જોઉં—છું ને આંખો ચોંટી રહે છે: એને વિરામ નથી.

* કંઈક એવું સુણું છું, કોઈને એ રીતે સુણતાં જોઉં સાંભળું છું ને કાન ત્યાંના ત્યાં જ ઠરી સ્થિર થઈ જાય છે.

* કંઈક એવું અનુભવું છું ને બીજા કોઈને એ રીતે અનુભવતાં અનુભવું છું ત્યારે હૈયું ધન્યતા પામે છે.

આ બધી અનુભૂતિઓ કંઈ હમેશાં સુખ ને આનંદની નથી; દુઃખ ને વેદના ભરપૂર યે હોય છે. આ બધી અનુભૂતિઓ કંઈ શાશ્વત સ્વરૂપની નથી: ક્ષણિક યે છે, ને આ બધી અનુભૂતિઓ હમેશાં સાર્વત્રિકયે નથી હોતી, અંગત ને સ્થાનિકયે હશે......

અને છતાં—એ બધી કોઈ ને કોઈ રૂપે પ્રગટ થાય છે ત્યારે કેટલી આત્મીય ને જીવંત બની જાય છે ! કેટલી બિનઅંગત ને વ્યાપક બની જાય છે.

સર્જક ને ભાવક બંને ધન્યતા અનુભવે છે !

માનવીની—કેવળ માનવીની ચેતનાનો આ કેવો અદ્ભુત વિસ્તાર !

અને છતાં......?

લાખલાખો માનવીઓ હરરોજ મહેનત કરે છે; જમીન ખેડે છે, ધાન કાપે છે, કપડું વણે છે, હોડી હાંકે છે, રાત ને દિ મજૂરી કરે છે, દિવસભર ગુમાસ્તી કરે

છે, અરધી રાત ઢસરડા કરે છે: હાથમાં ચાઠાં પડે છે ને તોય અરધું પેટ ભરાતું નથી—ત્યાં આરામની તો વાત જ શી? કુટુંબ કરી નિરાંતે જીવવાનું મળતું નથી, ઘર જેવું ઘર બાંધી નિરાંતે રહેવાનુ બનતું નથી, ત્યાં જ્ઞાન, ચિંતન, વિજ્ઞાન, સંસ્કાર, કલા, સાહિત્યની તો શક્યતા જ શી?

ને શિક્ષિતો સામું જોઉં છું...શિક્ષકો, દાક્તરો, વકીલો, તંત્રીઓ, પ્રોફેસરો, પંડિતો, કલાકારો ને સાહિત્યકારો સામુંય જોઉં છું: મોટા ભાગનાની શી હાલત છે? ઢસરડો જ ઢસરડો!

સર્વત્ર—જીવન ખાલી ખમ! કદાચ એય અનુભવવા જેટલી ગુંજાશ નહિ! કેવી કરુણા?

કેટકેટલી અનુભૂતિઓ નિરંતર અડીઅડીને પસાર થઈ રહી છે...પણ એના સ્પર્શનું કોઈ ચિહ્ન સરખું નહિ!

કેટકેટલી ઘટનાઓ—રોજની રૂઢિગત બની એની ચોટ ને એનો આઘાત ગુમાવી બેઠી છે! એનો આનંદ ને ઉલ્લાસ ગુમાવી બેઠી છે! જાણે બુદ્ધિ ને ઊર્મિનો સેતુ જ કપાઈ ગયો છે! જાણે માનવી-માનવી વચ્ચેનો માનવીય તંતુ જ છેદાઈ ગયો છે! એક છેડે, પ્રીતની એક આછેરી લહરી ને બીજે છેડે એટમ યુદ્ધની ઘોર સર્વનાશી દુર્ઘટના—એકેનો સ્પર્શ જ નથી! ઘંટડી દબાવ્યે રાખો, ઇલેક્ટ્રિકનો 'ટચ' જ થતો નથી; પ્રીતની ઘંટડી વાગતી નથી; ને મૃત્યુનો ઘંટ વાગે છે તોય સંભળાતો નથી! સંભળાય છે તોય ચોંકાવતો નથી; ને ચોંકાવે છે ત્યારેય 'લાચારી'થી વિશેષ કાંઈ પ્રેરતો નથી!

માનવી ખાલી ખમ બની ગયો છે?

"અતિ પ્રચુરતાની રિક્તતા"—માર્ક્સ-એંગલ્સે ઔદ્યોગિક યુગનું આર્થિક વિવરણ કરતાં કરેલું આ વિધાન આજે તો માનવીના આંતરબાહ્ય સમગ્ર જીવનનું સત્ય ઉત્કટ રીતે પ્રગટ કરી રહ્યું છે.

અને ત્યારે—

નિબારણ પંડિતનો ટુચકો યાદ આવે છે: (આ અંકમાં 'એક કવિનો જન્મ') આટઆટલું રહસ્ય, સત્ય, રૂપ, માધુર્ય, રવિબાબુની કવિતામાં વરસો થયાં સંગ્રહાઈ દટાઈ ને પડયું છે. એમ ગ્રામવાસીઓનું જીવન એના વિના કેવું ખાલી ખમ છે!

કેવો અજંપો! જીવનમાં ને જગતમાં જ્યાં ક્યાંય ને જે કાંઈ સત્ય છે, લાવણ્ય છે, ને માંગલ્ય છે—એ બધું પામવાનો અજંપો ગામડાગામના એક અપઢ માનવીને હૈયે જાગ્યો; ને એ કવિ બની ગયો.

અજંપો—અનુભૂતિનો અજંપો એક વાર જાગી જાય... એક વાર બેચેની બેચેની જ વ્યાપી જાય...કવિ નહિ તોય 'માનવ' તો બની જ જવાશે!

માનવીને આજે શાની ખોટ છે? સેંકડો ચિંતનો, સર્જનો, સંશોધનો, ને સિદ્ધિઓનું ભાથું સામે જ પડયું છે. અપરંપાર સાધન-સામગ્રી ને સગવડોના ઢગ ખડકાયા છે...ને એ સૌ પ્રાચીનની કુરબાનીઓ, યાતનાઓ ને નિષ્ઠાઓની તવારિખોય હજી એવી ને એવી તાજગીભર્યા ને નીતર્યાં સ્વચ્છ છે!

માનવીને આજે કશાની ખોટ નથી—જો એકવાર 'માનવ' બની જવાય...એકવાર અનુભવવાનો અજંપો જાગી જાય....

બંગાળના ગામડાગામના એક અર્ધશિક્ષિત નિબારણ પંડિતને હૈયે જાગ્યો, તે બીજી રીતે, બીજે ક્ષેત્રે, બીજે સ્વરૂપે ગુજરાતનાં લાખલાખોને હૈયે શું કામ નહિ જાગે?

નિબારનને હૈયે જાગ્યો, ને એક બીજા હૈયે જો આટલી ચોટ લાગી...તો,—ગુજરાતમાં જાણ્યેઅજાણ્યે, સ્પષ્ટઅસ્પષ્ટપણે કોઈ ને કોઈ અજંપાની અકળામણ અનુભવતાં ને એ દ્વારા કાંઈક વિશેષ અનુભવવા ઇચ્છતાં ને સત્ય, સૌંદર્ય ને માંગલ્યની ઝંખના કરતાં ઓછાં હશે કાંઈ? એ સૌના જીવનમાં ઓછો ચમત્કાર શક્ય છે શું?

આ પ્રયાસ એ સૌના પ્રયાસનો જ પડઘો બનો એવી અભિલાષાએ...તો, 'માસિક' કાઢવાનાં અનેક નક્કર જોખમોનો પૂરો ખ્યાલ છતાં, રહેવાયું નહિ ને ઝંપલાવી બેઠો છું....

—સંપાદક

# ગાંધીજી : વ્યક્તિ વિભૂતિ વિચાર



—ભોગીલાલ ગાંધી

૩૦મી જાન્યુઆરી...........

ગાંધીજીનો ૧૦મો નિર્વાણ-દિન છે.

કેવળ દસ જ વર્ષ હજી તો વીત્યાં છે, તોય જાણે એવું લાગે છે કે, આપણા જીવનમાંથી ગાંધીજી એટલી ઝડપે ભુંસાઈ રહ્યા છે કે, બીજા કોઈ મહાપુરુષ માટે ઇતિહાસમાં આવું નહિ બન્યું હોય...! કેવળ દસ જ વર્ષમાં તો ગાંધીજીના જીવન સાથે ઓતપ્રોત બનેલાં સત્ય, અહિંસા ને બ્રહ્મચર્ય ( એકાદશ વ્રત ), ચરખો, અસ્પૃશ્યતાનિવારણ, હિંદુમુસ્લિમ એખલાસ, ટ્રસ્ટીપણાની ભાવના, સત્તા વિનાની સેવા, અને રામરાજ્યનો આદર્શ—આ બધાંની ભાળ કાઢવા દીવો લઈ દૂંઢવા નીકળવું પડે એવું નથી લાગતું શું ?

આપણા સૌના વ્યક્તિગત જીવનમાં કહો કે સામૂહિક જીવનના પ્રતીક સમી સંસ્થાઓ ને રાજ્યતંત્રોમાં કહો—મોટે ભાગે આ બધા આદર્શો ને સૂત્રો કેવળ શોભાનાં નથી બની ગયાં શું ? ગાંધીજીના આત્માને આપણે કેટલી સહેલાઈથી વિદાય આપી દીધી છે ? ...

...એક બાજુ આવી લાગણી થાય છે, ને એ સકારણયે છે, તો વળી બીજી બાજુ એમેય થાય છે કે આપણે ગમે તેટલો ઉવેખીએ તોય, ગાંધીનો આત્મા આટલો સહેલાઇથી અને આટલો જલદી આપણને છોડી જાય એમ નથી.

ગાંધીજી એક વ્યક્તિ તરીકે ગમે તેટલા જલદી ભુલાઈ રહ્યા હો, ને આપણા વ્યક્તિગત જીવનમાંથી ને તંત્રોના બાહ્ય માળખાંમાંથી ગમે તેટલી ઝડપે ભુંસાઈ રહ્યા હો, પરંતુ ગાંધી જે 'વ્યક્તિ' મટી 'વિચાર' બની ગયેલ છે એ તો હવે કેમેય આપણને છોડી જઈ શકે એમ નથી.

## રાષ્ટ્રીય મુક્તિનો કીમિયો

બીજું બધું ગાંધીનું કર્યું ફળો ન ફળો, પરંતુ ભારત જેવા એક વિરાટ દેશને, જગતની એક બલિષ્ઠમાં બલિષ્ઠ પરદેશી રાજ્યસત્તાની પકડમાંથી મુક્તિ અપાવતાં એણે યોજેલો કીમિયો શું જગત કદિય ભૂલી જઈ શકશે ? બલકે જ્યાં લગી આ ધરતી પર કોઈ ને કોઈ પરદેશી હકૂમતોનાં થાણાં કોઈ ને કોઈ દેશની છાતી પર ચઢી બેઠેલાં રહેશે, ને જ્યાં લગી 'રાષ્ટ્રમુક્તિ'ની સહજ જ્યોત માનવહૈયામાં જલતી રહેશે, ત્યાં લગી ગાંધીએ દાખવેલો 'ભારતીય મુક્તિનો રાહ' કોઈ દેશ કદી ઉવેખી શકશે ?

કેવી અજબ પરિસ્થિતિ! વિચાર તો કરો—

* દુનિયાના એક અતિ વિકસિત અને બલિષ્ઠ શાહીવાદની પકડમાં સૈકાંઓ થયાં આર્થિક, રાજકીય, સામાજિક ને સાંસ્કારિક—ચતુર્વિધ શોષણમાં રોળાયેલો રાંક દીન હીન શો ભારત દેશ! કોઈ ક્યાં જ શસ્ત્રો વિનાનો ને શસ્ત્રોની તાલીમ વિનાનો, મૂઠીભર પરદેશીઓની અમોઘ યુદ્ધસામગ્રી સામે લગભગ લાચાર જેવો ભારત દેશ!

ગાંધીજીએ જોયું કે અંગ્રેજોને વિનંતિ કરી સમજાવવામાં, ભારતના ન્યાયની વાત દુનિયા સમક્ષ રજૂ કરવામાં અને ઠરાવો, અરજીઓ, ને ઉહાપોહો દ્વારા રાજ્યસત્તા ઉપર દબાણ આણવામાં ભારતના અનેક સપૂતોએ (ફિરોજશાહ મહેતાથી માંડી ગોખલે) વરસો લગી જાત ઘસી નાખી હતી; ને એ બધાની નિષ્ફળતા જોઈ અકળાઈ ઊઠેલા ભારતના અનેક નામી–અનામી શહીદોએ (ખુદીરામ બોઝથી માંડી ભગતસિંહ) ગુપ્ત આતંકવાદના રાહ પર પ્રાણની આહુતિઓ આપી દીધી હતી, અથવા આંદામાનની યાતનાઓ વરસો લગી વેઠી હતી.

ગાંધીજીએ આ સૌની કદર કરી, સૌને અંજલિ અર્પી; પરંતુ એમાંથી એકેય રાહ પર ભારતને મુક્તિ પ્રાપ્ત થઈ શકે એમ નથી એનીય એમને પ્રતીતિ થઈ ચૂકી હતી.

* ગાંધીજી સામે વ્યવહારુ સમસ્યાય જબરજસ્ત હતીઃ ભારત સૈકાંઓથી નિઃશસ્ત્ર હતું. તેની આ ઐતિહાસિક નિર્બળતાને પ્રખર શક્તિમાં કેવી રીતે ફેરવી નાખવી? ૩૩ કોટી પ્રજાના નૈતિક જોસ્સાને લોકલડતમાં કેવી રીતે પલટી નાખવો, ને એના મનોબળને અંત લગી ટકાવવો?

ગાંધીજીએ આરંભમાં નાના પાયા ઉપર સામૂહિક સ્વરૂપે આફ્રિકામાં શાંતિમય કાનૂનભંગનો અખતરો કરી જોયો હતો, ને તેનાં નાનકડાં પરિણામોમાંથીય તેમને ભારતની વિરાટ સમસ્યાની ચાવી હાથ લાગી ગઈ હતી....

—શાંતિમય કાનૂનભંગ, સરકારી તંત્રોનો અસહકાર, પરદેશી માલનો બહિષ્કારઃ અને પરદેશી કાપડની હોળીય.

નિઃશસ્ત્ર પ્રજાના નૈતિક જોસ્સાને પ્રગટાવવા અને ટકાવવા આ કીમિયો કામ આવી ગયો!

પરિસ્થિતિની વિવશતામાંથી ક્રાંતિકારી શક્તિનું સર્જન

ગાંધીજીએ પરદેશીઓ પ્રત્યેના પ્રજાકીય રોષનું રૂપાંતર કર્યું—પરદેશી કાપડ પ્રત્યે રોષ વાળીને!

* ગાંધીજીની પારદર્શક આંખ ગમે તેવી લાચાર પરિસ્થિતિમાંય ક્રાંતિનાં નવાં મૂલ્યો પારખી લેતી હતી. ભલે કોંગ્રેસે કેવળ રાજકીય વ્યવહાર પૂરતો જ શાંતિમય પ્રતિકારનો માર્ગ સ્વીકાર્યો હતો; ગાંધીજીએ આ તૂટીફૂટી અહિંસાની સામાજિક અહિંસક શક્તિ રૂપે પ્રતિષ્ઠા કરી.

ભારતની પ્રજા સફળ રીતે દુશ્મન સામે હથિયાર તો લઈ શકનાર નથીઃ એ પરિસ્થિતિની [illegible]તા હતી. પરંતુ પ્રજા શત્રુનાં હથિયારો સામે નીડર બની ઊભી તો રહી શકે ને?—ગાંધીજીએ [illegible]થિતિની વિવશતાને નવું સામાજિક ક્રાંતિકારી રૂપ આપ્યું....

ને ગાંધીજી પ્રથમ પંક્તિના રાષ્ટ્રીય ક્રાંતિકાર બની ગયા.

[ માનવ : જાન્યુઆરી ’૫૮

૧૯૨૦થી ૧૯૪૭—એક પચ્ચીસીમાં તો જગતની સૌથી બલિષ્ઠ સલ્તનતને ઉચાળા ભરવાનો વારો આવ્યો !

ખરેખર શું આવો ચમત્કાર શકય હતો ?.કે પછી અચાનક જ ગાંધીજીનો તુક્કો લાગી ગયો ?

## ક્રાંતિનું વિજ્ઞાન

ઇતિહાસમાં આ પૂર્વે અનેક રાષ્ટ્રોએ પરદેશી સલ્તનતને પોતાની ધરતી પરથી નામશેષ કરવા અનેક વરસો લગી જંગ ખેલ્યા હતા—યાતનાઓ વેઠી હતી; કુરબાનીઓ કરી હતી; ખુલ્લી ને ગુપ્ત ભાંગફોડીના રાહ લીધા હતા; દંડ, ભય, ભેદનો ઉપયોગયે કરી લીધો હતો, ને 'એન કેન પ્રકારે' સફળ સંગ્રામ માટે મથ્યાં મથ્યા હતા : ક્યાંક સફળ થયા હતા, ક્યાંક નિષ્ફળ.

ઇતિહાસના આ અનુભવોના પાયા પર તો 'ક્રાન્તિનું વિજ્ઞાન' રચાયું હતું.

તેમાં વળી એવા ય અનુભવો થયા હતા કે, 'રાષ્ટ્રીય સ્વાધીનતા'ના નામે આમ જનતાની કુરબાનીઓનો ઉપયોગ કરી, ઉપલા વર્ગોએ સત્તા પર આવ્યા પછી શોષણ અને જુલ્મની ચક્કીમાં પ્રજાને પીસવાનું ચાલુ રાખ્યું હતું : રાષ્ટ્રીય સ્વાધીનતાના નામને લાંછન લગાડયું હતું.

પરિણામે 'રાષ્ટ્રીય ક્રાંતિના વિજ્ઞાન'માં એક નવો પાઠ ઉમેરાયો હતો :

* સ્વરાજની લડાઈમાં ઉપલા વર્ગોનું વર્ચસ્વ ન હોય તો જ સંપૂર્ણ સ્વાતંત્ર્યનો જંગ આખર લગી ખેલી શકાય; તો જ, સ્વરાજ આવ્યા પછી, ઘરની અંદરના શોષક બળો—રજવાડી, જમીનદારી અને ઇજારદારી બળો સામે પ્રજાનું હિત સાચવી શકાય; ને તો જ સ્વરાજનું સુફળ પ્રજા આખીને ચાખવા મળે.

અને આવી 'વૈજ્ઞાનિક લોકક્રાંતિ'ના સફળ સૂત્રધાર રશિયાના રાહબર લેનિને એવોય સિદ્ધાંત રજૂ કર્યો કે, ૧૯૧૭ની સોવિયેટ ક્રાંતિના વિજય પછીનો યુગ શાહીવાદના અંતનો અને સમાજવાદનાં નવાં પગરણનો યુગ છે. આ યુગમાં કોઈ પણ દેશના મૂડીવાદી વર્ગો શાહીવાદ સામે અને ઘરની અંદરના શોષક જમીનદારી-રજવાડી-ઇજારદારી બળો સામે આખરી નિર્ણાયક લડત આપી જ નહિ શકે. એ વર્ગની નેતાગીરી નીચે હવે મૂડીવાદી લોકશાહી ક્રાંતિ (બૂઝર્વા ડેમોક્રેટિક રેવોલ્યુશન એટલે કે રાષ્ટ્રીય આઝાદી) સુદ્ધાં પામવી શકય જ નથી....તો પછી સમાજવાદી ક્રાંતની તો વાત જ શી ?

લેનિનના આ સિદ્ધાંતમાં, યુરોપને લક્ષમાં લેતાં, ઘણું તથ્ય હતું. પોતાના દેશ માટેય તો એ નીવડેલું સત્ય હતું. પરંતુ શું એ સાર્વત્રિક ને શાશ્વત સત્ય હતું ? ભારત જેવા સાંસ્થાનિક દેશ માટે આ સૂત્રનો શો અર્થ હતો ?

## વિજ્ઞાનનું વિકૃતરૂપ

દુર્ભાગ્યની વાત તો એ છે કે ભારતની રાષ્ટ્રીય લડત અને ગાંધીજીને યુરોપીય ચોકઠાંમાં બેસાડી દઈ, જગતનાં પ્રગતિકારક ને ક્રાંતિકારી બનાવો અને બળોનો જે લાભ ભારતને પ્રાપ્ત થયો હતો તેનીય ઉપેક્ષા કરી, વૈજ્ઞાનિક ક્રાંતિના અભ્યાસીઓએ દાટ વાળ્યો. અને લેનિનની 'થિસીસ'નો જડ અર્થ કરી બેઠા. એમણે તો 'નસીબવાદીઓ'ની જેમ 'જોશ' જોઈ નાખ્યા:

* ગાંધીજીની નેતાગીરી બ્રિટિશ શાહીવાદ અને રજવાડી-ઇજારદારી બળો સામે સ્વરાજની નિર્ણાયક લડત લડી જ ન શકે.

પરિણામ એ આવ્યું કે—

* ગાંધીજીને માર્ગે સ્વરાજ આવ્યુંય ખરું; પણ ત્યારે વૈજ્ઞાનિક–ક્રાંતિકારીઓએ એને 'સ્વરાજ' કહેવાની જ ના પાડી ! ને થોડાંક વર્ષોમાં, એક પછી એક ક્ષેત્રે પ્રગતિ સધાવા માંડી: રાજાશાહી નામશેષ થવા માંડી ને જમીનદારશાહીના પાયા હાલવા માંડયા, ઉદ્યોગો ને અન્ય મોરચેય નવી સિદ્ધિઓ ફળી ત્યારેય, 'આવા કહેવાતા સ્વરાજમાં આવું કશું બની જ ન શકે, માટે બન્યું જ નથી'—એ જ રટણ એમણે ચાલુ રાખ્યું; અને પં. નેહરુએ ગાંધીના રાહે યુદ્ધને આરે આવી ઊભેલા જગતને સહઅસ્તિત્વના પાયા પર શાંતિનો રાહ ચીંધ્યો.... ત્યારેય એનાં ચમત્કારિક પરિણામો સમજવા કે સ્વીકારવા જેટલીય સુધબુધ ન રહી ! ખેર....

રાષ્ટ્રીય કમજોરી

ભારતના દુર્ભાગ્યે, શરૂઆતથી 'ગાંધી–માર્ગ' અને 'વૈજ્ઞાનિક–ઉદ્દામ–માર્ગ' વચ્ચે કદી સાચો મેળ ન ખાધો.

એવું થયું હોત તો ? તો—

* ઉદ્દામોની નિષ્ઠા, કુરબાની, અભ્યાસવૃત્તિ અને શિસ્તનો લાભ રાષ્ટ્રીય લડતને સારો એવો મળ્યો હોત ને ઉદ્દામોની વિકૃતિ થતીય અટકી હોત, અને કદાચ વધુ સ્વસ્થ અને સબળ પક્ષ તરીકે તેમનું નિર્માણ થવા પામ્યું હોત.

અને તો—

* રાષ્ટ્રીય આઝાદીના આંદોલનમાં જે અનેક કમજોરીઓ રહી ને જેનાં પરિણામો હજી આજેય ભોગવીએ છીએ (સમાજવાદી ધોરણનો સ્વીકાર કર્યા પછી તે માર્ગે આગળ વધવામાં આડે આવતાં હિતોની આડખીલીઓ) તેય ઘણે અંશે દૂર થઈ હોત.

ખરેખર શું એ અશક્ય હતું ?

ચીનમાં સુનયાત સેનની સરદારી નીચે એ શક્ય બન્યું હતું....

ભારતમાં એ ન જ બન્યું !

ગાંધીજીની લાક્ષણિકતાઓ

એમાં વળી ગાંધીજીની 'વિચિત્રતાઓ'ય કાંઈ ઓછી હતી ?

એક બાજુ પરદેશી સત્તાને શયતાની કહી પડકારે છે, ને બીજી બાજુ તેની મૈત્રીનો દાવો કરે છે; એક બાજુ, બ્રિટનની મુશ્કેલીનો લાભ લેવાનો દઢ ઇન્કાર કરે છે—ને બીજી બાજુ લાચાર બની 'કરેંગે યા મરેંગે'ની આખરી લડતનું રણશીંગું ફૂંકે છે; એક બાજુ આમજનતાનાં સામૂહિક આંદોલનો અને નાકરની લડતો તથા સત્યાગ્રહોનું ઉગ્ર હથિયાર ઉગામે છે, ને બીજી બાજુ 'ચૌરીચોરા' જેવામાં પ્રજાપક્ષે હિંસાનું નાનું છમકલું થતાં જ અત્યાચારી હિંસક સરકાર સામેની લડત મોકૂફ કરી દે છે ! એક બાજુ વાઈસરૉયને લડતનાં આખરી 'અલ્ટીમેટમ' મોકલાવે છે, ને બીજી બાજુ લડત ટાળવા બને તેટલા નીચા નમી સમાધાનના પ્રયાસો કર્યે રાખે છે ! તો વળી—સત્યાગ્રહના જંગી જુવાળની અધવચ્ચે જ કોઈ તુક્કો સૂઝી આવે છે ને જાતે ઉપવાસ આરંભી દે છે.... 'લડત' લટકી પડે છે ! અથવા અનેકવાર, એવા

મુદ્દાઓ પર 'સમાધાન'નો અંગૂઠો આપી આવે છે, જે વાંચી એમના નીકટતમ સાથી (પં. નેહરુ જેવા) આઘાત પામ્યા વિના રહેતા નથી!

### ગાંધીજીની મર્યાદા

સાચી વાત છે: ગાંધીજીની વિચારધારા અને પ્રવૃત્તિમાં 'લૉજીક'નું સુશ્લિષ્ટ માળખું યથાતથા જળવાઈ રહેલું જોવા ઇચ્છનાર નિરાશ જ થાય; નીકટનો હોય તો મુંઝાય ને દુઃખી થાય; ને પરાયો હોય તો એને એમાં ખંધી રાજરમત દેખાય!

પરંતુ—

ઇતિહાસના ઘડનારા ઇતિહાસના કાનૂનોને હમેશાં ઓછા વળગી શકયા છે?

ગાંધીજીએ જાગ્રત રીતે ને અજાગ્રત રીતે, ઇતિહાસના અનેક કાનૂનો ઉથાપ્યા ને ઊલટાસુલટા કર્યા.

અને ગાંધીજી બહુશ્રુત અભ્યાસી, પંડિત, આચાર્ય, શાસ્ત્રકાર, થિસિસ-લેખક કદી હતા નહિ. એમની એવી વૃત્તિય નહિ. 'આ કમજોરી ન હોત તો કેવું સારું!' એમેય વિચાર્યા વિના નથી રહેવાતું.

પણ, ગાંધીજીને હાથ જો કોઈ જાદુ હોય તો પ્રજાની નાડ હતી. તે એટલી હદે કે મા એના બાળક સાથે રમે એમ સહજ રીતે પ્રજા સાથે 'રમતા' હતા.

અને એમાંથી જ એમને નવી રમતના દાવની સૂઝ પડતી હતી.

### ૨૦મી સદીનો ચમત્કાર

* રાષ્ટ્રીય ક્રાંતિનાં બધાં વિજ્ઞાનો બાજુ પર મૂકી દઈ, દુશ્મનનાં લોહી રેડવાની પરિસ્થિતિ જ ઊભી કર્યા વિના, ને પ્રજાનું ઓછામાં ઓછું લોહી રેડીને એક માનવી ભારતને સ્વતંત્રતાની મંઝિલે સુખરૂપ પહોંચાડી આવી શકયો એ શું ૨૦મી સદીનો નાનોસૂનો ચમત્કાર છે?

૨૦મી સદીનો આ ચમત્કાર?

ખરો, પરંતુ—

ગૂઢ રહસ્યમય નહિ; ને અચાનક લાગી ગયેલ તુક્કાબાજ પણ નહિ.

યુગે યુગે ઇતિહાસમાં એવા તબક્કાઓ આવે છે જ્યારે ક્રાંતિ માટે બાહ્ય પરિસ્થિતિ પાકી રહી હોય છે; આવી બાહ્ય પરિસ્થિતિનો અભાવ હોય ત્યારેય, મહાન વિભૂતિના મંત્રો, સૂત્રો ને તપસાધનાનું યત્કિંચિત્ ફળ તો સમાજને મળે જ છે; પરંતુ એનું સંપૂર્ણ ફળ—ફલશ્રુતિ થતી નથી.

પ્રત્યેક ક્રાંતિ માટે પરિસ્થિતિની પકવતા અપેક્ષિત છે જ.

પરંતુ સમજવા જેવું રહસ્ય તો એ છે કે, પરિસ્થિતિ તો પાકેલી હોઈ શકે છે; પરંતુ એના અંતરંગ પહેચાનનાર પારખુ (વ્યક્તિ, પક્ષ) વિરલ હોય છે, ને એ પારખ્યા પછી એને ક્રાંતિની આકૃતિમાં કંડારી શકે એવા શિલ્પી અતિ વિરલ હોય છે.

### નિર્ણાયક તત્ત્વ

બાહ્ય પરિસ્થિતિનું અસ્તિત્વ અલબત્ત મહત્ત્વનું છે; પરંતુ જાગ્રત રીતે એનો ઘાટ ઘડનાર ચેતના શક્તિ—શિલ્પી જ છેવટે તો નિર્ણાયક છે. લેનિન મુક્ત રશિયાનો શિલ્પી બન્યો એનો યશ પ્રથમ વિશ્વયુદ્ધની પરિસ્થિતિને નથી, ને ઝારનું રશિયા જગતના શાહીવાદની નબળામાં નબળી કડી હતી તેય નથી (એ બંને મૂળભૂત મહત્ત્વની ઉપકારક ઘટના હોવા છતાં); અને ગાંધી સ્વાધીન ભારતનો ભાગ્યવિધાતા બન્યો,

એમાંય જાગતિક પરિસ્થિતિની અનુકૂળતાઓ અલબત્ત ઉપકારક છે; પરંતુ નિર્ણાયક તો ગાંધીની ક્રાંતિ-દૃષ્ટિ જ છે—જે બાહ્ય પરિસ્થિતિની કમજોરીમાંથી નવી શક્તિનું સર્જન કરવા સમર્થ બની—અને તેય, જગતે કદી નહિ સ્વીકારેલા ને સ્વીકારવા યોગ્ય જ નહિ લેખેલા એવા અપૂર્વ માર્ગે !

દૂરગામી આર્ષદૃષ્ટિ

* અને ગાંધીજીની અતિ દૂરગામી આર્ષ દૃષ્ટિનું રહસ્ય તો જેમ જેમ યુગ વીતતો જાય છે તેમ તેમ વધુ સ્ફૂટ થતું જાય છે. ગાંધીજીની હયાતિમાં અણુ યુગની આજની સિદ્ધિઓ અને શકયતાઓ આટલી નક્કર બની ન હતી, સ્પષ્ટ પણ ન હતી. અણુ યુદ્ધનાં સત્યાનાશી પરિણામોની આટલી ચોંકાવનારી જાણ અને કલ્પના સુદ્ધાં કોઈને ન હતી.

છતાં ગાંધીજીની યુગભેદી દૃષ્ટિને એ વાત સમજાઈ ગઈ હતી કે હવે ભસ્માસૂરની વાત બનવાની છેઃ એટમ બૉમ્બનો સર્જનારો ને બીજા પર નાખવાનો પ્રયોગ કરનારો પોતે જ હવે બચી શકવાનો નથી!

ગાંધીજીએ ભલે અસ્પષ્ટપણે પરંતુ અંતરના ઊંડાણમાં એ વાત જોઈ લીધી હતી કે હવે જગતમાં સર્વત્ર અને સર્વક્ષેત્રે હિંસાની શક્તિને ઓટ આવી રહી છેઃ પરિસ્થિતિ જ અહિંસાને નવી પ્રતિષ્ઠા આપી રહી છેઃ

આજે પરિસ્થિતિની વિવશતામાંથી શાંતિ અને સહઅસ્તિત્વની શકયતા જાગી ઊઠી છે; અને ગાંધીના એ દર્શનને પં. નેહરુ પંચશીલ અને સહઅસ્તિત્વનાં સૂત્રો દ્વારા મૂર્તરૂપ આપવા મથી રહ્યા છે. પરિણામ ઓછું ચમત્કારિક છે?

—યુદ્ધને આરે આવી ઊભેલી દુનિયાનું સહઅસ્તિત્વ પ્રતિ સંચલન.

—તમામ સંઘર્ષોનો ઉકેલ હિંસા, યુદ્ધો ને શસ્ત્રોને બદલે સહચર્ચા, સહવિચારણા, વાટાઘાટો અને જીવનની નક્કર સરસાઈ દ્વારા સિદ્ધ કરવાનો વધતો જતો આગ્રહ.

—જગતની કૉમ્યુનિસ્ટ પાર્ટીઓએ સુદ્ધાં સમાજવાદસુદ્ધાંના રાહ અંગે શાંતિમય અને પાર્લામેન્ટરી-રાહમાં જાહેર કરેલી શ્રદ્ધા.

ઉપરાંત—

—આફ્રિકા, લૅટિન અમેરિકા ઇત્યાદિની પ્રજાઓના અન્યાયો સામેના વધતા જતા સત્યાગ્રહી અહિંસક પ્રતિકાર; ઇજીપ્ત જેવા મૂઠી જેટલા દેશનો બ્રિટિશ શાહીવાદ સામેનો અણનમ વિજયી મોરચો; ને 'પોતિકી' સરકાર અને 'મિત્ર-રાષ્ટ્ર'ના સૈન્યની આપખુદી સામે હંગેરીના કામદારો ને નાગરિકોની ઠંડી બેઠી લાંબો હડતાલનો સામૂહિક પ્રતિકાર....

અણુ યુગની સાથે જ સહઅસ્તિત્વનો યુગ સંકળાયેલો છે, ને 'ગાંધીવિચાર' આ રીતે વિશ્વ-શાંતિના વિચાર રૂપે આકાર લઈ રહ્યો છે.

સર્વોદય વિચારધારા ને વિનોબા

તો, ગાંધીવિચારને સર્વોદયી વિચારધારારૂપે શાસ્ત્રીય રૂપ આપી, વ્યવહારુ ક્ષેત્રે ઉપયોગમાં લઈ, આધ્યાત્મિક બળ રૂપે સામાજિક પ્રતિષ્ઠા આપવાનો મહદ્પ્રયાસ વિનોબાજીને હાથે આરંભાઈ ચૂક્યો છે.

અને આ સર્વોદયી વિચારધારામાં બુદ્ધ-શંકર-માર્ક્સ અને ગાંધી-આ વિભૂતિ ચતુષ્ટયનો નવે સ્વરૂપે સમન્વય કરવાના પ્રયાસમાં ગાંધી-વિચારનું સાફલ્ય છે એવી ભાવના આજે બળવત્તર બની રહી છે, એય ઓછી નોંધપાત્ર વાત છે? કેવળ ભારત માટે જ નહિ, પરંતુ, તાજેતરમાં ઉપસ્થિત થયેલ માનવીય સમસ્યાઓના પ્રકાશમાં સમસ્ત રાષ્ટ્રો માટેય શું આ સાચું નથી? ૧૩-૧૨-૫૭

# જીવનની ગતિને વિરામ નથી
# માનવીના ભાવિને નૈષ્ફલ્ય નથી

ઇતિહાસમાં એક એવો યુગ વીત્યો નથી, જ્યારે અંધશ્રદ્ધા સામે, અજ્ઞાન અને જડતા સામે જાગ્રત માનવીએ વિજ્ઞાન અને ચિંતનની મશાલ ન જલાવી હોય. જુનવાણી માન્યતાઓ સામે હમેશાં એણે નવા પ્રયોગોનાં સાહસ ખેડયાં જ છે; ને નવા સિદ્ધાન્તો રજૂ કર્યા જ છે.

અલબત્ત, આ બધાં માટે એને મોત, આગ, અત્યાચાર, જેલ, બહિષ્કાર, દેશવટો, રઝળપાટ, ભૂખમરો કે બદનામીની યાતનાઓ વેઠવી પડી છે.

પણ માણસ એનાથી કદી ડર્યો નથી.

જુવો આ ગ્રીક પ્રાતઃસ્મરણીય સોક્રેટિસ, ને જુઓ આ પરમ આર્હત બુદ્ધ, ઈશુ ને ગાંધી. ને પૂછો આ અમર ગુલામ શહીદ સ્પાર્ટાકસને ને હારેલા છતાં વીર રોમન પાદરી મિરાન્ડોલાને; અને પૂછો આ ભારતની ભક્તનારી મીરાંને. આ મહાન વૈજ્ઞાનિકો—કોપરનિકસ, ગેલિલિયો ને બ્રુનોની એ જ આપવીતી છે; ને જગતના અનેક મહાન ચિંતકો, સર્જકો, સંસારસુધારકોની એ જ કથની છે. જર્મનીનો જ્યુ માર્ક્સ, ને રશિયાનો ટૉલ્સ્ટૉય, ફ્રાન્સનો વૉલ્ટેર ને અમેરિકાનો ટૉમ પેન, ઇટલીનો વાન ગૉગ ને ભારતનો રાજા રામમોહન રાય...

કેટકેટલાં નામ ગણાવું ?

અસંખ્ય નામીઅનામી શહીદોના જીવતા આત્માઓ આ વાતની સાખ પૂર્યા વિના નહિ રહે.

અલબત્ત, એક જમાનો પાદરી–પંડાઓનો હતો; રજવાડાં ને રાજાશાહીનો હતો. શાસ્ત્રોમાં લખ્યું તે સાચું, બલ્કે શાસ્ત્રીઓએ સમજાવ્યું તે સાચું; રાજાઓએ ઇચ્છયું તે સાચું, ને એમને અનુકૂળ આવ્યું તે સાચું...

સૌ કહેતું : ચાલતો આવેલો આ શિરસ્તો છે; અંધાધૂંધી ટાળવા સમાજે સ્થાપેલો આ કાનૂન છે; એનો ભંગ પાપ જ ગણાય; એની તો બેવડી સજા હોય, જીવતાં પૃથ્વી પર ને મૂઆ પછી નર્કાગારમાં.

નવા પ્રયોગો, નવાં ચિંતન, નવી દિશા, નવી કેડી, નવા ખ્યાલો, નવા ઉલ્લાસો—સૌના પુરસ્કર્તાઓ હડધુતાયા હતા, ને દંડાયા હતા.

'અંધ સંમતિ'-Conformism !

જૂનવાણી મધ્યયુગી સમાજનો એ સહજ વ્યવહાર હતો; કારણ કે એમાં જ સત્તાધીશોની સલામતી હતી.

પરંતુ માનવી ન દબાયો, ન રુંગળાયો.

* કુદરતનાં અકળ બળો આગળ લઘોડિયાં ખાતો મૂઢ જેવો માનવી વિજ્ઞાનની પાંખે ચઢી ઔદ્યોગિક યુગના અનેક ચમત્કારો સર્જતો થયો. (બ્રિટનની વૈજ્ઞાનિક ક્રાંતિ)

* પાદરીઓ ને જમીનદારોની સત્તા ફેંકાઈ ગઈ ને રાજાઓનાં માથાંય પ્રજાને હાથે રગદોળાયાં. એ સંઘર્ષમાંથી સમાનતા, સ્વતંત્રતા ને બંધુતાનો ઉદ્ઘોષ ગાજી ઊઠયો. (ફ્રેન્ચ ક્રાંતિ)

* કાળા ગુલામ નિગ્રો ગુલામ-પશુ મટી નાગરિકની પ્રતિષ્ઠા પામ્યા. (અમેરિકી ક્રાંતિ)

*

જમાનો પલટાયો. નવો વર્ગ સત્તામાં આવ્યો...

હજાર દમનો છતાં જ્ઞાન ને વિજ્ઞાન વિકસ્યાં; કળા ને કારીગરી વિકસી. માનવીની બુદ્ધિ ને સમજશક્તિનો નવો યુગ-Age of Reason પ્રસ્થાપિત થયો. જૂનવાણી વહેમો ને આચારવિચારોની ઇમારત ખખડી ઊઠી. સર્વ ક્ષેત્રે નવાં મૂલ્યો, નવા પ્રયોગો, નવી સમજણો આકાર ધરવા લાગી.

માનવવિકાસમા નવી ચેતનાનો ઉઘાડ થયો.

વળી નવા સત્તાધારીઓ સદ્ધર થયા ને પલ્લુ પલટાયું... નવી રૂપાળી જંજીરો તૈયાર થઈ, નવી ઉસ્તાદ તરકીબો અમલમા આવી: કાયદાને નામે, લોકશાહીને નામે, બહુમતિને નામે.

યુરોપ આખામા માનવી હેરાન હતો...માર્ગ ઢૂંઢતો હતો. હાર્યો થાક્યો છતાં નવી ઉમેદો સેવતો હતો.

૧૯૧૪નું પ્રથમ વિશ્વયુદ્ધ: રહી સહી આશાઓનોય અંત આવ્યો......!

" લોકશાહીને રાહે ચડેલા, ઉદ્યોગવાદને પાટે ચડેલા અને વિજ્ઞાનની અજાયબીઓમાં આગળ વધેલા દેશો 'દેશને નામે' 'સંસ્કારિતાને નામે' રક્તસ્નાનમા રચ્યા પચ્યા બન્યા......

ને ત્યારે-

અતિ પછાત અને અતિ વિરાટ ઝારના રશિયાની ભૂમિ પર અપૂર્વ ચમત્કાર થયો—

ફ્રેંચ ક્રાંતિએ બુલંદ કરેલા 'સમાનતા, સ્વતંત્રતા ને બંધુતાના ઉદ્‌ઘોષને નક્કર મૂર્ત રૂપ આપવાની શક્યતા જાગી ઊઠી ને એવી લાગણીથી માનવજાત હરખા ઊઠી.

ને રૂસની 'પ્રગતિ'એ પણ જબરું આકર્ષણ સર્જ્યું:

—આર્થિક શોષણના બંધ છેદાયા.

—ભૂખ, બેકારી, ગરીબીની યાતનાઓ ટળી.

—અજ્ઞાન ને નિરક્ષરતાનાં અંધારાં ઉલેચાયા.

—નારી 'નારાયણી' બની.

ઇતિહાસનો એક ચમત્કાર જ જાણે!

હજારો વરસોથી શોષિત બનેલો ને દીનહીન દશામાં ઊછરેલો માનવી **પ્રાથમિક જિંદગીનો અધિકારી** બન્યો.

ને જોતજોતાંમાં તો પછાત રૂસ દેશ મહાન શક્તિશાળી અમેરિકાની સરસાઈ કરતો થઈ ગયો:

—જંગી ઉદ્યોગો, જંગી કારખાનાં, જંગી ખેતરો.

—પ્રચંડ સાધનસંપત્તિ.

—વિરાટ સૈન્ય, વિરાટ શસ્ત્રો, વિરાટ શક્તિ.

—અદ્‌ભુત વિજ્ઞાન, અજબ સંશોધનો, અપૂર્વ સિદ્ધિઓ.

—કલા નૃત્ય, કારીગરી, શિક્ષણ ને સાહિત્યનો પ્રચૂર પ્રચાર.

દુનિયા આખી અંજાઈ જાય, એવો જબરજસ્ત આ ઉઘાડ હતો: નવાં માનવીની ઉચ્ચતર સિદ્ધિનાં અપૂર્વ એંધાણ વરતાયાં......

ને વળી માનવીએ પછડાટ ખાધી!

કદી ન માની શકાય, કદી ન કલ્પી શકાય એવી—મધ્યયુગી બર્બરતાની યાદ અપાવે એવાં ષડયંત્રો, એવી યાતનાઓ, એવી અંધપૂજા, ને બળજબરી: અસહ્ય **'અંધ સંમતિવાદ'**—Conformism!

અને આ બધુ બન્યું—સમાજવાદને નામે: માનવીય સંસ્કારની ઉચ્ચતર સિદ્ધિઓને નામે.

માનવીને માટે આ જેવો તેવો આઘાત નથી.

ઇતિહાસની આ જેવી તેવી કરુણા નથી.

યુગો યુગોથી જેની ઝંખના કરી હતી, ને માનવીય મૂલ્યો અને આદર્શોની જે સિદ્ધિ (૧૯૧૭માં રશિયાની ક્રાંતિ સફળ થતાં) હાથવેંતમાં દેખાઈ હતી, એ હાથતાળી દઈ ક્યારે ને શી રીતે ચાલી ગઈ—માનવીની આ મૂર્છા હજી વળી નથી.

ચિંતાનો પાર નથી: માનવી આ મૂર્છામાંથી ક્યારે ઊઠશે, માનવીય સમાજવાદ-બંધુતા, સમાનતા, સ્વતંત્રતાના પાયા પર રચાયેલા સમાજવાદનુ ધ્યેય ક્યારે હાંસલ થશે શી રીતે હાંસલ થશે, કયો દેશ ને કયો વર્ગ અગ્રણી બનશે—આજે કેવળ તર્કનો વિષય છે; ભાવિના ગર્ભની વાત છે. પરંતુ એ સમાજવાદમા—

" માનવી માનવી વચ્ચેના શોષણને સ્થાન નહિ રહ્યું હોય;

માનવી માનવી વચ્ચે બંધુતા ને સમાનતાની ભાવના વ્યવહારુ બની હશે.

" વાણી, લેખન અને તમામ પ્રકારના વૈચારિક બૌદ્ધિક ઊર્મિગત ક્ષેત્રે વ્યક્તિગત અને સમૂહગત સર્જનની અબાધિત સ્વાધીનતા હશે.

" માનવી કેવળ ભૌતિક અને પાયાની સુખસગવડની રીતે જ નહિ, પણ બૌદ્ધિક અને આત્મિક રીતે ય માતબર બન્યો હશે.

દ બદલે માનવી કેવળ પ્રાથમિક કક્ષાનો 'અર્ધ માનવ' નહિ પણ 'સર્વાંગી સંસ્કૃત માનવ' બન્યો હશે.

અને આવો સમાજવાદ ગમે તે નામે ઓળખાય પણ એ પ્રેમ અને પુરુષાર્થના પાયા પર સર્વોદયી સમાજવાદ હશે.

શું આજની હાલતમાં આવી શકયતાને કોઈ ગુંજાશ નથી? છે. ભલે વાત સાચી હોય કે આજે તો માનવી મૂર્છિત બન્યો છે, ને લાંછિત બન્યો છે. પરંતુ માનવ જીવનનું સત્ય અને સાતત્ય અમર છે.

માનવી મહેનત કરતો, વિચાર કરતો, મંથનો ને મથામણો અનુભવતો, પ્રેમ ને પુરુષાર્થની ઝંખના કરતો શું મરી ગયો છે? સ્નેહ ને સર્જનની એની સહજ ઊર્મિ શું નિઃશેષ બની છે?

હરગિઝ નહિ.

તો—ગમે તેટલી દુશ્ચિંતા ને ભીતિ છતાં, જીવનની ગતિને વિરામ નથી, માનવીના ભાવિને નૈષ્ફલ્ય નથી, એય નિશ્ચિત છે.

—માનવી રાંક બન્યો હશે પણ સર્વહારા બન્યો નથી.
—માનવી મૂર્છિત બન્યો હશે પણ મૃત બન્યો નથી.
—માનવી હજી અનુભવવા જેટલો જીવતો છે.
—ને વિચારવા જેટલો જાગ્રત છે
તો એય નિશ્ચિત છે કે-
**માનવી પરિસ્થિતિને પલટવા જેટલો સમર્થ્ય છે.**

—ભોગીલાલ ગાંધી

[ અનુસંધાન પા. ૧૩થી ]

રેતીના થર નીચે એ દટાઈ જશે ત્યારે સુરક્ષિતતાનો મોક્ષ થશે. ત્યારે ફરી આ ધરતી પર મનુષ્યની પગલી પડશે, એ પગલીની હૂંફ પામીને વનસ્પતિનો અંકુર ફૂટશે, એ વનસ્પતિની ડાળે ડાળે ફરી પંખી ટહુકશે; પછી પાણીની સરવાણી ફૂટશે, એક છાપરું થશે, બીજું છાપરૂ થશે, મનુષ્યનો કંઠ સંભળાશે, ચાંદનીનાં અમૃત રેલાશે, પ્રેમીઓની ગુપ્ત પ્રણયગોષ્ઠિથી પવનને રોમાંચ થશે, સૂરજદાદા આવીને બાળના દન્તહીન હાસ્યની રતાશમાં તરબોળ થશે.

પણ આજે તો ત્યાં નિસ્તબ્ધતા છે એ નિસ્તબ્ધતા કદિક કદિક આપણા હૃદયમાં પડઘા પાડે છે ત્યારે ભર્યાભર્યા આપણા સંસાર વચ્ચે આપણે ચોંકી ઊઠીએ છીએ. ત્યારે બહાર દૃષ્ટિ કરીને આકાશને જોઈને નિશ્ચિન્ત થઈએ છીએ, બાળકને ખોળે લઈએ છીએ ને એને હસાવીને પેલી નિસ્તબ્ધતાને હટાવીએ છીએ.



# લોહનગર | સુરેશ જોષી

વાર્તા

**રા**જા ઉગ્રસેન દરબાર ભરીને બેઠા છે. પરિસ્થિતિ ભારે વિકટ છે. મહામાત્ય બાહુબલિ પણ ભારે વ્યગ્ર છે. ત્યાં પ્રતિહારીએ સમાચાર આપ્યા: સુવર્ણપુરી ને માયાવતીના રાજદૂતો આવ્યા છે. આ સમાચારથી સભા સ્તબ્ધ બની ગઈ. રાજા ઉગ્રસેનને ફાળ પડી. છતાં રાજાને છાજે એવા રુઆબથી એણે આદેશ દીધો: એમને અહીં હાજર કરો. સભા પૂતળાની જેમ બેસી રહી. રાજદૂતોએ આવીને રાજાને અભિવાદન કર્યું અને સોને ભરેલા રાતા વસ્ત્રમાં વીંટાળેલો પત્ર રાજાને આપ્યો. પત્ર વાંચતાં રાજાનો હાથ કંપવા લાગ્યો. સભાજનોનાં હૈયાં થરથર ધ્રૂજવા લાગ્યાં. પત્ર બાજુએ મૂકીને રાજાએ દૂતોને કહ્યું: કાલે સાંજ સુધીમાં તમને અમારો જવાબ મળી જશે. ત્યાં સુધી તમે અમારા અતિથિ છો. મન્ત્રીજી, એમને ચન્દનવાટિકામાં ઉતારો આપો.

રાજદૂતો વિદાય થયા. રાજાએ સભાને ઉદ્દેશીને કહ્યું: મહામાત્ય તથા સામન્તગણ, સુવર્ણપુરી અને માયાવતીનાં રાજ્યોએ આપણી સામે સંપ કર્યો છે, ને ખંડણીની માગણી કરી છે. એ રાજ્યોની વધતી જતી વસતિને માટે જો આપણે પૂર્વાંચલનો થોડો ભાગ કાઢી આપીએ, તો એ રાજ્યો આપણી સાથે મૈત્રીનો સંબંધ ટકાવી રાખશે. અને જો ઉત્તર તરફ કુન્દવાસીઓ આપણા ઉપર આક્રમણ કરે તો તેની સામે યુદ્ધ કરી આપણું સંરક્ષણ કરશે. બોલો, આપણે શો જવાબ આપવો છે?

સભામાં ફરી નિસ્તબ્ધતા છવાઈ ગઈ. થોડીવાર પછી યુવાન સામન્ત રુદ્રદત્ત ફુંફાડો મારીને ઊભો થઈ ગયો. એણે કહ્યું: એ આપણને હરગીઝ મંજૂર નથી. એ દેશોની વસતિ વધતી હોય તો ત્યાંના નાગરિકો અહીં આવીને વસે. પણ એમના પર આધિપત્ય તો આપણું જ રહે.

એની સામે પ્રૌઢ સામન્ત ધૈર્યદત્તે કહ્યું: એ ભાવના તો સારી છે. પણ આપણી ઉપર આક્રમણ થાય તો આપણે બચાવ શી રીતે કરીશું? થોડા ભૂમિખંડને માટે આપણે શોણિત વહેવડાવીશું?

રુદ્રદત્તે તરત ગરજી ઊઠીને કહ્યું: આપણી ભૂમિ વીર સૈનિકના શોણિતના સીંચનથી જ ઉર્વરા બને છે. આવી કાયરની વાણી આપણે મુખે ન શોભે.

રાજા ઉગ્રસેને કહ્યું: તો સામન્ત રુદ્રદત્ત, આક્રમણનો સામનો કરવાની જવાબદારી લે છે?

સામન્ત રુદ્રદત્તે ઊભા થઈ, અદબથી ઝૂકીને કહ્યું: હા, મહારાજ.

રાજા ઉગ્રસેને પ્રતિહારોને બોલાવીને આદેશ દીધો: સુવર્ણપુરી અને માયાવતીના રાજદૂતોને હાજર કરો.

આશ્ચર્ય પામેલા રાજદૂતો સભામાં હાજર થયા. રાજાએ એમને ઉદ્દેશીને કહ્યું: અમારા આધિપત્યનું અમે ગમે તે ભોગે રક્ષણ કરવા ઇચ્છીએ છીએ. તમારા દેશના નાગરિકો અમારે ત્યાં આવીને અમારા નાગરિક થઈને વસી શકે છે. એમની આબાદી તે અમારી આબાદી છે. પણ અમારી ભૂમિ ઉપર અન્ય દેશનાં સૈન્ય કે રાજ્યશાસનને અમે આવકારતા નથી. આ અમારો જવાબ છે.

માયાવતીના રાજદૂતે કહ્યું: જો આ તમારો આખરી જવાબ હોય તો આવતી કાલે મધરાતને સમયે અમારાં સૈન્યો તમારા નગરના પ્રવેશદ્વાર આગળ આવી પહોંચશે. ત્યારે અમારું સ્વાગત કરવા તૈયાર રહેજો.

સુવર્ણપુરીના રાજદૂતે કહ્યું: અમારો દેશ જરા દૂર છે, એટલે અમે ત્રીજા દિવસે પો ફાટતા આવી પહોંચીશું.

રાજદૂતો વિદાય થયા.

રાજાએ રુદ્રદત્તને કહ્યું: નગરના સંરક્ષણ માટે તમે શી યોજના વિચારી છે?

રુદ્રદત્તે કહ્યું: મહારાજ, એને માટે રાજ્યનાં આબાલ-

વૃધ્ધે કામે લાગી જવું પડશે. મહારાજ જાણે છે કે આપણા રાજ્યમાંના લોહપાષાણનો ચણેલો કોટ ભેદવો ભારે મુશ્કેલ છે. એ લોહપાષાણની મોટી દીવાલ હું નગરની આજુબાજુ ચણાવવાની વ્યવસ્થા કરું છું. પણ એ દીવાલથી જ આપણું કામ સરે એમ નથી. ઉપરથી પણ આખા નગરને ઢાંકી દે એવું વિશાળ લોહમય આચ્છાદન તૈયાર કરાવવાનું મેં વિચાર્યું છે.

બેચાર વૃદ્ધ સભાજનો બોલી ઊઠ્યા.: આ તે કાંઈ એક દિવસમાં બને એવી વાત છે?

રુદ્રદત્તે સ્થિર અવાજે કહ્યું: એકેએક નગરવાસીએ એમાં સાથ દેવો પડશે. બાળક, નારી, યુવાન, વૃદ્ધ, રાજા, સામન્ત, પ્રધાન, પંડિત, વૈશ્ય, ક્ષત્રિય, શુદ્ર–પ્રાણીઓને પણ કામે લગાડીશું.

વળી ધૈર્યદત્તે વિરોધનો સૂર કાઢતાં કહ્યું: મહારાજ, આપણે હાથે આપણી ચારે બાજુ દીવાલ ચણીને આપણે કારાગારમાં પુરાઈશું?

રુદ્રદત્તે એની સામે ગરજીને કહ્યું: પરદેશીઓના આક્રમણનો સામનો કરવો હોય તો મારા આદેશને અનુસરવું પડશે.

રાજાજ્ઞા થઈ: નગરના સંરક્ષણનું કામ સામન્ત રુદ્રદત્તને હું સોંપું છું. સંરક્ષણ માટે એને જે પગલાં જરૂરી લાગે તે એ ભરશે. એ કાર્યમાં કોઈ પણ રીતે દખલ કરનારને દેહાન્તદંડની શિક્ષા થશે.

તે જ દિવસની બળબળતી બપોરથી કામ શરૂ થયું. મોટી મોટી શિલાઓ નીચે માણસો ઢંકાઈ ગયા. માતાના હાલરડાં બંધ થયાં, બાળકોનું હસવું બંધ થયું. કેવળ ઓજારોનો અવાજ કાને સંભળાવા લાગ્યો. આથમતા સૂરજનેય કોઈ જોઈ શક્યું નહીં. દીવાલ ચણતાં કેટલા ભેગા ચણાઈ ગયા તેનો કોઈ હિસાબ કરવા નવરું નહોતું. સાંજ પડી; પંખીઓ બધાં બહાર રહી ગયાં, બહારનું ચણતર કરનારા બહાર રહી ગયા, માતા ને પુત્રનો વિયોગ થયો, પ્રિયતમ ને પ્રિયતમાનો વિયોગ થયો, પ્રણયના અર્ધા ઉચ્ચારાયેલા શબ્દો એકબાજુ રહી જઈને હવામાં ભટકવા લાગ્યા. રાત પડી; અમાસની રાતથીયે ગાઢો અન્ધકાર નગરને ઘેરી વળ્યો. ઉપરનું આકાશ પણ ઢંકાવા લાગ્યું, ને મધરાત થતામાં તો આકાશનો પૂરેપૂરો લોપ થયો; તારાની લઘુ તેજ દૃષ્ટિથી પણ નગરજનો વંચિત થયા. બીજે દિવસ એ નગરમાં ઊગ્યો જ નહીં; કારણ કે સૂર્ય કયા આકાશમાં ઊગે? પંખીઓ ક્યાં ગીત ગાય? માતાનું હાલરડું નહીં, બાળકનાં હાસ્ય નહીં, પ્રેમીઓના પ્રણયાલાપ નહીં, ગાયોનું ભાંભરવું નહીં, વૃક્ષોનો પણ મર્મર નહીં, વાયુનો સંચાર નહીં—અંદર એકલી નરી સુરક્ષિતતા. પણ એ સુરક્ષિતતા સાવ આંધળી હતી, સાવ મૂંગી હતી, સાવ બહેરી હતી.

મધ્યાહ્નનો પ્રખર સૂર્ય પૃથ્વી ઉપર તપવા લાગ્યો. એના પ્રકાશમાં નગર ઉપરનું લોહનું આચ્છાદન તગતગી ઊઠ્યું —જાણે પૃથ્વીના અંગ પર પડેલું ઘારું. આજુબાજુની હવા નગરની દીવાલ સાથે માથું પછાડીને નિસાસા નાખવા લાગી, પંખીઓ દયામણી મીટ માંડીને એ આંધળી દીવાલને જોઈ રહ્યાં, રસ્તાની રજ ઊડી ઊડીને પાછી આવી. દિવસ નમ્યો, સાંજ થઈ, રાત પડી, ચન્દ્ર ઊગ્યો. એ ચન્દ્રના પ્રકાશમાં કોઈ વિશાળકાય પિશાચના મસ્તકની જેમ એ બંધ નગર બિહામણું લાગવા માંડ્યું. માયાવતીનું સૈન્ય આવ્યું, ઘોડાઓ ચમક્યા, હાથીઓ ગાંડા થયા, માણસો આ ભયંકર દૃશ્ય જોઈને મૂઢ થઈ ગયા. આખું સૈન્ય હતું ન હતું થઈ ગયું. વહેલી સવારે સુવર્ણપુરીનું સૈન્ય આવ્યું. માયાવતીનાં સૈન્યની થયેલી અવદશાના અવશેષો જોઈને એ અર્ધેથી જ થંભી ગયું. પણ બંધ નગરને અથડાઈને આવતી હવાના નિસાસા માણસોને સંભળાયા; ધરતીના કણેકણમાંથી મૂક રુદન એકાએક ચારેબાજુ છલકાઈ ઊઠ્યું સૂર્યચન્દ્ર ને તારાના તેજના સ્પર્શ વિનાની, પંખીના ટહુકાર વિનાની, બાળકોનાં હાસ્ય વિનાની, પવનના સંચાર વિનાની એ ધરતીના રુદનથી હવા થરથરી ઊઠી. સૈન્ય આખું અજાણ્યા ભયથી સ્તબ્ધ થઈ ગયું, ત્યાં ને ત્યાં જ જડાઈ ગયું.

હજુ તમે રાજા ઉગ્રસેનની એ રાજધાની આગળથી પસાર થાઓ તો તમને ધરતીનું એ રુદન સંભળાશે. આજુબાજુ કેટલાય જોજનના વિસ્તારમાં હવે વનસ્પતિ નથી કેવળ રેતીનો અખૂટ વિસ્તાર છે. કહે છે કે એ નગર અર્ધું રેતીમાં દટાઈ ગયું છે. પણ રાતે ત્યાંથી કોઈ કાફલો હજુ પસાર થઈ શક્યો નથી. એ નગરની અંદર પુરાઈ રહેલી પેલી આંધળી, બહેરી ને મૂંગી સુરક્ષિતતા બધાને ડરાવે છે. ધરતીનું મૂક રુદન હૃદયને હચમચાવી નાંખે છે. જ્યારે એના પર રણ પૂરેપૂરું ફરી વળશે, ત્યારે

[ પાન ૧૧ ઉપર ]



# બાળકોનો પ્યારો ડેની કે

[ યુનેસ્કોના મુખપત્ર 'કુરિઅર'ને આધારે : સુભદ્રા ગાંધી ]

**ડેની** કે એક જાણીતા અમેરિકન અભિનેતાનું નામ છે. દુનિયાના દેશે દેશમાં ઘૂમવાના શોખીન આ માનવીને યુનેસ્કોનાં બાળકો માટેનો ફંડફાળો ભેગો કરનાર કમિટીએ વિનંતી કરી: 'તમે પૃથ્વીના પર્યટને નીકળ્યા છો, તો ભેગાભેગી અમારું કામ ન કરતા આવો ?'

ને સદાય હસમુખા 'ડેની કે'એ રમૂજોનો કોથળો ખભે નાખતો હોય એમ એ બોજો ઉપાડી લીધો. ને તે દિવસથી એ ગઠડીનો ભાર ઉતારી નાખવાનું એણે નામ સુધ્ધાં લીધું નથી.

છેલ્લાં ચાર વર્ષ દરમિયાન એણે યુરોપ, એશિયા ને આફ્રિકામાં મળી એક લાખ માઈલની મુસાફરી ખેડી છે ને યુનેસ્કોના બાલ-નિધિ માટે ફંડ ભેગું કર્યું છે.

૧૯૫૪માં ડેની કે ભારત, બ્રહ્મદેશ, હોંગકોંગ, કોરિયા, જપાન ને થાઈલૅન્ડમાં યુનેકોફેની પ્રવૃત્તિઓનું ચિત્રપટ તૈયાર કરવા આવી ગયેલ. આ ચિત્રપટને જુદી જુદી ૧૮ ભાષાઓમાં રજૂ કરવામાં આવ્યું ને ૯ કરોડ લોકોને એ ચિત્ર બતાવવામાં આવ્યું છે.

ડેની કે કહે છે કે, જેની ચામડી યાઉ રોગનાં ચુમડાંથી ભરાઈ ગઈ છે, એવા સિયામીઝ છોકરાંઓને હું મળ્યો છું.

કોરિયાનાં બાળકો કે જેમણે જિંદગીમાં કદી દૂધનું મોં જોયું નહોતું એમને હોંશેહોંશે દૂધના કટોરા ગટગટાવતાં મેં જોયાં છે.

મોઢે માખો બણબણતી હોય એવાં મોરોક્કન બાળકોને પણ હું મળ્યો છું.

એક પગ પર સમતુલા જાળવતાં શીખી ગયેલ અપંગ બાળકો સાથે મેં નાચ કર્યો છે. હાથને ઠેકાણે લાકડાના દંડૂકા વડે દડાને ઝીલતાં ઈટાલિયન બાળકો જોડે દડાની રમત રમ્યો છું...

હું જ્યાં જ્યાં ગયો ત્યાં બધે—ચોવીસ દેશોમાં મેં મુસાફરી ખેડી છે—યુનિકાફેના કાર્યકરોને મેં એકસરખી નિષ્ઠા ને લાગણીપૂર્વક—રંગ, દેશ યા જાતિના ભેદને વચ્ચે લાવ્યા વિના ધગશભેર કામ કરતા જોયા છે...ને એ જ એક વસ્તુ છે કે જે મને સ્પર્શી ગઈ છે

૧૯૫૬ના ઉનાળામાં હું જાંગામોરાક્કો ગયેલો, ત્યાં ગરમી પુષ્કળ પડે છે. અહીંના લોકોમાં આંખનો ટ્રેકોમા નામનો રોગ થાય છે. એ બાળકોને ખાસ પકડે છે ને એમાં ઘણીવાર એમને અંધાપો આવી જાય છે...અરે, ફ્રેંચ મોરોક્કોમાં તો જેને એ રોગ થયો, તે બધા જ આંધળાં થઈ જાય છે.

ત્યાંની સરકારે આને અંગે પૂરી તપાસ ને સંશોધન કર્યા પછી, એ રોગને અટકાવવા માટે આરોગ્યક્ષેત્રના કાર્યકરોની સત્તર ટુકડીઓએ પાંચ મહિના સુધી બળબળતા તાપમાં કામ કર્યું. દિવસમાં બબ્બે વાર લોકોની આંખોમાં દવા લગાડી, ૧ લાખ ને ૧૪ હજાર માણસોને સારવાર

[ માનવ : જાન્યુઆરી '૫૮

આપી હતી. એ ઉનાળે અંધાપો આપનારા એ રોગને એમણે પર્વતતળેટીની એ નાનકડી વસ્તીમાંથી દેશવટો અપાવી દીધો...

ડેની કે કહે છે—'આ ઝુંબેશમાં કામ કરનાર લક દુલિયર નામના દાક્તરને તો હું કોઈ કાળે ભૂલી શકીશ નહિ. એ જુવાન દાક્તર ટ્રેકોમા રોગ સામેની લડતમાં ભાગ લેવા છેક ફ્રાંસ દેશથી આવ્યો હતો. ને એ કામ કરતાં કરતાં એની એ હાલત થઈ ગઈ હતી કે, બે ચાર અઠવાડિયે એની પોતાની આંખો એ રોગથી પકડાઈ જતી. પોતે જ પોતાની આંખોની સારવાર કરી સાજો થઈ જતો, ને પાછો એ કામે લાગી જતો. આવા માણસોના પુણ્યે જ તો આજે મોરોક્કોની ધરતી પરથી આ રોગ સમૂળો ઊખડી જવા આવ્યો છે.

આરબ દેશમાં કોઈક એક સ્થળની વાત કહેતાં ડેની કે કહે છે: આફ્રિકા, મધ્યપૂર્વ ને એશિયાના અનેક દેશોમાં તમે ધારો એટલી સહેલાઈથી જઈ ને કામ ઉપાડી લઈ શકાતું નથી. એનો એક દાખલો આપું. કેટલાક આરબ પુરુષો અડધી રાતે એક નર્સનું બારણું ખખડાવતા ઊભા છે. 'કોઈ દિવસ નહિ ને આજે કોણ મને બોલાવવા આવ્યું,' એમ વિચાર કરતી નર્સ બારણું ખોલે છે. ત્યાં પેલા આરબ પુરુષો કહે છે, 'ઝટ કરો–ચાલો એક ગાયને વાછરડું અવતરતું નથી.' એમની આંખોના ભાવ કહેતા હતા: તમારો કસબ ત્યાં અજમાવી બતાવો–તો જાણીએ કે સ્ત્રીને બાળક જણવામાં તમે કંઈક મદદ કરી શકશો.'

ઘડીય થંભ્યા કે અચકાયા વિના પેલી નર્સ એમની સાથે નીકળી પડી. ગાયને વાછરડું જણવામાં કેમ મદદ થાય એ તો એને ભણવામાં કદી આવ્યું નહોતું. તેમ છતાં પોતાની સૂઝ ને આવડત વાપરી એણે ગાયને છુટકારો અપાવ્યો–પોતાની કળા સાબિત કરી.

બીજે દિવસે એનું ક્લીનિક આરબ સ્ત્રીઓ ને છોકરાંઓથી ઉભરાઈ ગયું.

'ભગવાનનું માણસ' કહેવાય એવા એક બીજા દાક્તર છે આયરલૅન્ડના વતની ચાર્લ્સ મૅકોની રૉસ. આ દાક્તરની ઉંમર અત્યારે પચાસ વરસની છે. રક્તપિત્ત રોગ સામે જેહાદ જગવવા આજ અઠ્ઠાવીસ વરસ થયાં તેઓ નાઈજીરિયા (આફ્રિકા)માં જઈ વસેલા છે. ને અહીં રહ્યા રહ્યા અવનવા અખતરા કરી કરીને એમણે 'સેલ્ફોન' નામનું એક તદ્દન નવું જ ઔષધિ-મિશ્રણ શોધી કાઢ્યું છે. એને કારણે રક્તપિત્ત જેવા રોગની સારવારમાં ક્રાંતિ લાવી દે તેવી પરિસ્થિતિ પેદા થઈ ગઈ છે.

આજથી થોડા વર્ષ પહેલાંની પરિસ્થિતિ એવી હતી કે રક્તપિત્તના રોગીઓ પોતાનાં કુટુંબોને પણ જોખમમાં મૂકતા, સમાજ ને દાક્તરોની નજરથી પોતાની જાતને છુપાવી રાખતા.

દાક્તર રૉસ પરના અનન્ય વિશ્વાસે એવા બધા લોકોને બહાર આણ્યા છે. ને એ રોગમાથી કેટલેક અંશે લોકોને મુક્તિ પણ અપાવી છે. ને દાક્તર રૉસ જો લાંબું જીવશે તો રક્તપિત્તના રોગને નિર્મૂળ થઈ ગયેલો જોઈ જરૂર જીવનની ધન્યતા અનુભવી રહેશે.

ડેની કે કહે છે: આ બધું જોઈ જોઈ મને ઘણી વાર થઈ આવે છે કે હું દાક્તર થયો હોત તો સારું. માણસનું દુઃખ દૂર કરી એને હું સુખી ને આનંદી બનાવી શકત. ખેર, દાક્તર તો આ જન્મારે હું ન જ થયો. મોટે ભાગે લોકોને હસાવી આનંદ આપવાનું કામ જ મારે ભાગે આવ્યું છે. ને મને લાગે છે કે કોઈને હસાવવું એય આજે તો એને દુઃખનું ઓસડ આપવા બરાબર છે.



# હરતાંફરતાં રમઅરા

**એકાંત** અને ગ્રંથોના ભંડારમાંથી જ જીવન જોવા જાણવાનું મળતું હોત તો જગતના પ્રવાસીઓ અને સાહસિકો ની વાતમાં કોઈને રસ ન પડત. પણ જીવન તો 'ન ભૂતો ન ભવિષ્યતિ 'ની કહેણી મુજબ પ્રત્યેક પળે ને પ્રસંગે સંસારમાં અવનવા ઘાટ ને અવનવા અનુભવો સર્જતું રહે છે, એનાં વહેણમાં હમેશાં નહિ સાંભળેલું, નહિ જોયેલું આવી મળવાના સંભવો પૂરા જ હોય છે.

જગતનું શ્રેષ્ઠ સાહિત્ય આપનારાઓ નારદ ઋષિની પેઠે સંસારનાં પડેપડમાં માનવી, પ્રાણી ને પ્રકૃતિના વૈભવો જોઈને ચકિત થતાં પ્રેરણા પામ્યા જ હશે, ને માનવ સમાજ આગળ તેની કથા કહેવાની અદમ્ય ઊર્મિને રોકી શક્યા નહિ હોય, ત્યારે જ તેમની કલમ કે પીંછી સ્ફુરાયમાન થઈ હશે.

એવા પ્રકારના અનુભવો આપણુ સામાન્ય જનોને પણ નથી થતા ? ઘણીયે વાર આપણે નવીનતા ને કુતૂહલ જગાડી મૂકે એવી વાતો ને પ્રસંગોની હડફેટમાં એવા આવી જઈએ છીએ કે, તે પછી કોઈને કોઈ એકાદ સ્નેહી કે મમતાળુ શ્રોતા અથવા ઉત્સુક મિત્રમંડળી આગળ એની વાત કરતાં કરતાં આપણે એક સર્જકના ઉત્સાહથી તેમાં નવી દિપ્તિ કે ઉત્સાહનું ઉમેરણ કરી, એક કિસ્સો બનાવી દઈએ છીએ.

*

આવી મનોદશાનો અનુભવ મને, તમને અને બીજા અનેકને થતો હોય છે. ને એવા દરેક સાચા અનુભવમાં નવી ઘટના કે કૌતુકનાં કે નવા સત્યના અંશો પણ પ્રગટી આવે છે. ઘણી વાતો ઘણા જનને સ્પર્શતી હોય છે, ઘણાને તેનો વિચાર પણ આવ્યો હોય; છતાં કોઈને તે વિષે ઉચ્ચારણ કરવાનું કદી સૂઝ્યું ન હોય. યા તો કોઈ વાર એવું પણ બને કે એવી હિમ્મત કરવા કોઈ આગળ ન આવ્યું હોય, તેવે વખતે કોઈ એકાદ જણ અકસ્માત તે કહી નાખે, ત્યારે બધા જ 'હા, હા, બરાબર છે, અમને પણ એવું લાગ્યા જ કરતું હતું...' એમ કહી, 'તમે ઠીક કહ્યું,' વગેરે વાક્યોથી એવી ઊડી જતી વાત કે કિસ્સાને જીવન આપી દે છે.

*

આજકાલ આવા અનુભવ સહજ થઈ ગયા છે. કલા વિષે, સાહિત્ય, ધર્મ, સમાજ, રાજકારણ ને રાજકારભાર વિષે, તેના ઠેકેદારોએ જે વિચારો ને અભિપ્રાયોનાં ચોકઠાં બાંધી છાપામાં તરતાં મૂકી દીધાં હોય છે, તેનાથી તદ્દન જુદા અને ઘણી વાર સમૂળગા વિરોધી ને ઉચ્છેદક વિચારો કે મતો સાંભળવા મળે છે. એવું સંશોધન કરનારને કોઈ ને કોઈ માણસનો વ્યક્તિગત વિચિત્ર અનુભવ કે ઉકળાટ કારણરૂપ જણાશે.

સત્યના એકાદ કણ ઉપર પ્રચાર અને પ્રતિષ્ઠાનાં, અગર દ્વેષ કે વિરોધનાં કડવાં મીઠાં પડ ચડેલાં જ હોય છે. પણ એ પડોના ગર્ભમાં સત્યનો કણ ન જ હોય તો તેના કથનમાં કોઈ આવેશ પ્રકટતો નથી.

*

એક વાર ટ્રેનની મુસાફરીમાં મેં મારી પાછળની પાટલી પરથી કોઈ જુવાનને જુસ્સાભેર બોલતાં સાંભળ્યો : 'સાહેબ, મારી ખરી ભૂખ ત્રણ રોટીની, પણ મળે છે મને બે જ રોટી. હું મારા દેશની સરહદનું રક્ષણ તે શી રીતે કરું ?' એણે પોતાની વાતને આગળ ચલાવતાં બીજું ઘણું ઘણું કહ્યું : "મોટા લોકોને, ભદ્રલોકને જે જોઈએ તે બધું જ મળે છે.. 'ભોગ આપો'– 'પેટે પાટા બાંધો' 'કષ્ટ સહો', 'આરામ હરામ કરો' વગેરે દેશનેતાઓના ઉપદેશો-ને અમલમાં મૂકવાના માત્ર અમારે જ...' એની આ બધી હૈયાવરાળમાં સત્યનો એટલો અંશ તો ખરો જ કે, આજે માણસ પહેલાંના જેટલું પોષણ પામતો નથી. એણે બળવાન દુશ્મનની સામે દેશની સરહદોનું રક્ષણ કરવાની તાકાત માગી છે... પણ...

એ ઉપરાંત પણ બીજી ઘણી સરહદોનું રક્ષણ કરવાની જરૂર છે, એ શું આમાંથી ફલિત નથી થતું ? પ્રજાજીવનમાં

સંસ્કાર, ચારિત્ર્ય અને સુરુચિને ખાઈ જનારી અંદરની બળવાન 'આપત્તિઓ સામે લડવાને પણ આપણી પાસે શાં સાધનો છે ? સરહદના દુશ્મનો સામે લડવાને બળવાન સૈન્ય ટકાવી રાખવા રાજ્યસરકાર જે ચિંતા ને જાગૃતિ રાખે છે, તેવી અંદરની આપત્તિઓ સામે ઝૂઝવાની શી ગોઠવણ છે ?

*

જવાબમાં કોઈ કહેશે : ' દેશમાં ધર્મસંસ્થાઓ છે, આશ્રમો છે, વિદ્યાલયો, વિદ્યાપીઠો છે, કલામંદિરો સ્થાપ્યાં છે. અમે રાષ્ટ્રીય ઉદ્યોગોનાં થાણાં ઊભાં કર્યાં છે...અમે વ્યક્તિની મહત્તાનાં માપ કાઢવા ઇનામો, ચંદ્રકો, સરપાવો ને પદકોની પ્રણાલી સાચવી રાખી છે. કેટકેટલી સંશોધક સમિતિઓ છે. શ્રેષ્ઠતા સ્થાપિત કરવા માટે વિધવિધ ક્ષેત્રે સ્પર્ધાઓ યોજી છે...હવે એથી વધારે તમે શું માંગો ? '

એનો જવાબ એકાદ સામાન્ય માણસ પાસેથી લેવો જોઈએ. એના જીવનમાં ઉત્સાહ ને રસ રેડનારાં તત્ત્વો ઉપર વર્ણવેલી પ્રવૃત્તિઓમાંથી મળે છે ?

*

સામાન્ય જન પોતાના કે સ્વજનોના નિર્વાહમાં પરિમિત તૃપ્તિ કે સંતોષ અનુભવે છે ? એના જીવનમાં સંસ્કાર અને સુરુચિભર્યા આનંદ માટે ફુરસદ કે વિરામનો ક્યાંય અવકાશ છે ? એ પ્રાપ્ત કરવાનાં સાધનો ને માર્ગો સરળ કે સુલભ બન્યા છે ? એનું વાતાવરણ સુખદ ને રંજક તત્ત્વોથી ભર્યું છે ? હરતાંફરતાં જોઈ જાણી શકાય એવી સામગ્રી એની પાસે છે ?



ગાંધીને ૧૯૩૮માં કોઈ કે કહેલું, " આપ આપના વિચારો કોઈ એક ગ્રંથમાં ટૂંકામાં અમને આપી દો ? "

ત્યારે ગાંધીએ કહેલું, " મેં આજ સુધી લખ્યું તે જ ભૂલ કરી ! અરે ભાઈ, હું જે કાંઈ કહું તે સાંભળતા જાવ અને કરું તે જોતા જાવ ને સાર તારવતા જાવ. નહીં તો એક વખત એવો આવશે જ્યારે તમે મારા રેંટિયાને મારી ભેગો બાળી મૂકશો અને જો મારી પાછળ રાખશો તો તેથીય ભૂંડું કરશો. મારા રેંટિયાનાં લાકડાં ને મારા ચોપડાના થોથાં એકમેક પર ફેંકી ફેંકીને મારશો ને તેય મારે નામે મારશો. મારા શબ્દો પણ એકમેકને તાકી તાકીને મારશો. "

( હાલ છપાઈ રહેલા ' વિચારક્રાંતિ ખંડ ૨ 'માંથી )

—દાદા ધર્માધિકારી

# અંતરીક્ષ પર આક્રમણ | મધુકર શાહ

૧૯૫૭ના ઑક્ટોબરની ૪થી તારીખ માનવપ્રગતિના ઇતિહાસની એક અમર તારીખ બની જશે.

આ દિવસે રશિયાએ ૧૮૩ રતલના વજનનો એક કૃત્રિમ ચંદ્ર (સ્પુટનિક) ઉડાવ્યો, ને પૃથ્વીથી ૫૭૦ માઈલ પર તેને ઘૂમતો મૂકી દીધો!

આ પછી વળી ૧૯૫૭ના નવેમ્બરની ૩જી તારીખે તેણે એક બીજો 'બાલ ચંદ્ર' (સ્પુટનિક) ઉડાવ્યો. તેનું વજન ૦॥ ટન જેટલું (૨૮ મણ જેટલું) છે. ને એનેય પૃથ્વીથી લગભગ ૧૦૦૦ માઈલ દૂર ઘૂમતો મૂક્યો.

પહેલો ચંદ્ર દર કલાકે ૧૭૦૦૦ માઈલનો પ્રવાસ ખેડે છે. ૯૬ મિનિટમાં પૃથ્વીની પ્રદક્ષિણા પૂરી કરે છે.

બીજો ચંદ્ર દર કલાકે ૧૭૮૪૦ માઈલનો પ્રવાસ ખેડે છે; અને ૧ કલાક ૪૩ મિનિટમાં આખી પૃથ્વીની પ્રદક્ષિણા પૂરી કરે છે.

એક રીતે આટલી જ બીના પણ ઓછી ચમત્કારિક નથી. આ બનાવટી ચંદ્રો વિષે આપણે બીજું કાંઈ ભલે ન જાણતા હોઈએ, પણ આટલી માહિતીએ જ દુનિયાને દિંગ બનાવી દીધી નથી શું?

પરંતુ હકીકતો આથી ઘણી વધારે ચમત્કારિક છે અને આ પ્રયોગો પાછળ રહેલી ભવિષ્યની શક્યતાઓ તો એથીય વધુ મહાન છે.

પહેલાં તો, આપણે જોઈએ કે આ માનવસર્જિત બનાવટી ચંદ્રો શું છે, ને શી રીતે પૃથ્વીથી સેંકડો માઈલ દૂર તેમને ઘૂમતા કરી શકાયા છે.

રશિયાના પ્રથમ સ્પુટનિકનું વજન ૧૮૩ પૌંડ (રતલ) છે, જ્યારે બીજા સ્પુટનિકનું વજન લગભગ અર્ધો ટન (૨૮ મણ) છે. આટલા ભારે ગોળાને આકાશમાં સેંકડો માઈલ દૂર કેવી રીતે ફેંકી શકાયો? આપણે તો નાનો હલકો દડો પણ બહુ દૂર સુધી ફેંકી શકતા નથી. અને ફેંકીએ તો પણ તે પાછો જમીન પર આવી પડે છે. તે કંઈ પૃથ્વીની આજુબાજુ ગોળગોળ ફરવા નથી માંડતો. આવા પ્રશ્ને તો વિજ્ઞાનીઓને કેટકેટલાં વર્ષો થયાં ગુંચવ્યા હતા. પણ રૉકેટની મદદથી પેલા ભારેખમ ગોળાને આકાશમાં ફેંકી શકાય છે. રૉકેટ! દિવાળી વખતે આપણે હવાઈ ફોડીએ છીએ તે કેવી સીધી જ્યાં ફેંકીએ ત્યાં જાય છે? આ રૉકેટ પણ 'હવાઈ' જેવું જ છે. તેમાંય હવાઈની માફક બળતણ જોઈએ છે. તેનો આકાર સીવવાની સોય જેવો હોય છે વળી રૉકેટ ખૂબ ઝડપે દોડે છે—દર કલાકે ૩૦૦૦ માઈલ અથવા તેનાથી પણ વધુ.

## સ્પુટનિકના વાહક-રૉકેટ

બનાવટી ચંદ્રને સેંકડો માઈલ દૂર ફેંકવા સારુ એક પર એક એમ ત્રણ રૉકેટ ગોઠવેલા હોય છે. આમાં છેક ઉપરના ત્રીજા રૉકેટની ટોચ પર નાક જેવું પાતળું બનાવેલું હોય છે. તેમાં પેલા બનાવટી ચંદ્રના ગોળાને મૂકવામાં આવે છે અને આ ગોળાનું રક્ષણ કરવા તેના પર એક શંકુનું ઢાંકણ હોય છે. આ ત્રણે રૉકેટને વાહક-રૉકેટ કહે છે.

આમાં સૌથી નીચેનું રૉકેટ ખૂબ જ શક્તિશાળી હોય છે. આ માટે ખાસ કારણ છે. પૃથ્વીની આજુબાજુ હવાનો થર–વાતાવરણ છે. તેના ત્રણ ભાગ કરવામાં આવ્યા છે. છેક પૃથ્વી પાસેના થરને સ્ટ્રેટોસ્ફીઅર કહે છે અને તે જાડામાં જાડું છે. તેમાં વાદળાં ફરતાં હોય છે. આ થરની ઉપર આયનોસ્ફીઅર નામનો થર છે. આ થર વિદ્યુતભારિત છે. તેને લીધે આપણે વિદ્યુતચુંબકીય મોજાં દૂર દૂર સુધી મોકલી શકીએ છીએ અને આ થરની ઉપર મીસોસ્ફીઅર નામનો થર છે. આ હવાના થરના પ્રતિરોધને લીધે રૉકેટની ઝડપ ધીમી પડી જાય છે અને તેથી છેક નીચેનું રૉકેટ ખૂબ જ શક્તિશાળી હોય છે. તેને પહેલા તબક્કાનું રૉકેટ કહે છે. તે ઉપરના બે રૉકેટ સાથે હવાના થરમાં થઈ આકાશમાં સીધું ઊંચે ધસે છે અને પછી સહેજ ક્ષિતિજ તરફ વળાંક લે છે. અમુક ઊંચાઈએ પહોંચતાં તેનું બળતણ ખલાસ થવાથી આ પહેલા તબક્કાનું રૉકેટ છૂટું પડી જઈ નીચે પડે છે. તે સમયે બીજું રૉકેટ આપોઆપ ચાલુ થાય છે. તે વધુ ઊંચે જાય છે અને ક્ષિતિજ તરફ જરા વધારે વળે છે. આ બીજા તબક્કાના રૉકેટમાં બળતણ પ્રવાહી હોય છે. અમુક ઊંચાઈએ પહોંચે છે અને ક્ષિતિજની દિશામાં તેમાં રહેલો પેલો શંકુ છૂટો પડી જાય છે અને પેલો ગોળો પૃથ્વીની આજુબાજુ ગોળગોળ ફરવા માંડે છે. આ ત્રીજા તબક્કાના રૉકેટમાં ઘન બળતણ હોય છે. આમ રૉકેટ દ્વારા બનાવટી ચંદ્રને આકાશમાં ફેંકવામાં આવે છે.

## ગુરુત્વાકર્ષણની પેલે પાર

પણ આ ચંદ્ર પૃથ્વીની આજુબાજુ ગોળ ગોળ કેમ ફરવા માંડે છે? તે પાછો પૃથ્વી પર કેમ આવી પડતો નથી? પૃથ્વી દરેક વસ્તુને પોતા તરફ અમુક બળથી ખેંચે છે. તેને ગુરુત્વાકર્ષણનું બળ કહે છે. ઊંચે ફેંકેલો દડો પણ આ ગુરુત્વાકર્ષણના બળને લીધે જ પાછો નીચે પડે છે, એ આપણે સૌ જાણીએ છીએ. પૃથ્વીના આ બળની સામે જ્યાં સુધી આપણે ધક્કો મારી બળ આપીએ, ત્યાં સુધી વસ્તુ નીચે નહિ પડે. તમે ગોફણ તો જોઈ જ હશે. આ ગોફણમાં પથ્થર મૂકી તેને ગોળ ગોળ ફેરવો એટલે આ કૃત્રિમ ચંદ્ર પૃથ્વીની આજુબાજુ કેવી રીતે ફરતો રહે છે તેનો ખ્યાલ આવશે. તમારા હાથમાંનો ગોફણનો છેડો તે પૃથ્વી; ગોફણની દોરી તે પૃથ્વીનું ગુરુત્વાકર્ષણનું બળ; અને ગોફણમાં મૂકેલો પથ્થર તે આપણો




કૃત્રિમ ચંદ્ર અને તમે ગોફણને જે બળથી દૂર ફેંકો છો તે રૉકેટનું બળ, એટલે કે ચંદ્રને મારેલો ધક્કો.

પેલી ગોફણની દોરી પથ્થરને સતત હાથ તરફ ખેંચ્યા કરે છે, પણ તમારા ધક્કાને લીધે પથ્થર તમારા હાથ પાસે નથી આવતો. તે જ રીતે રૉકેટના ધક્કાને લીધે પેલો ચંદ્ર પાછો પૃથ્વી તરફ આવતો નથી. હવે ધારો કે ગોફણને એક જ ધક્કાથી ફેંકીએ તો તે બેત્રણ વખત ગોળ ગોળ ફરી પાછો હાથ તરફ આવશે જ. પરંતુ, ધારો કે હવે એકદમ શૂન્યમાં, બિલકુલ હવા ન હોય તેવી જગામાં ઊભા રહી ગોફણને એક ધક્કો મારીએ તો ગોફણ સતત ગોળ ગોળ ફર્યા કરશે. તે ધીમી નહિ પડે. આનું કારણ એ છે કે હવાનો અવરોધ આપણા આપેલા ધક્કા સામે આવે છે, તેથી ગોફણ ધીમી પડે છે અને અંતે નીચે પડી જાય છે. તેવી જ રીતે હવાનો અવરોધ અને પૃથ્વીનું ગુરુત્વાકર્ષણનું બળ આ ચંદ્રના ભ્રમણને ધીમું પાડે છે. હવા જેટલી વધારે તેટલો જલદી આ ચંદ્ર નીચે પૃથ્વી પર આવશે.

## સ્પુટનિક ક્યાં સુધી ફરશે ?

આ ઉપરથી બે અગત્યના પ્રશ્ન ઊભા થાય છે: ૧. પૃથ્વીથી જુદા જુદા અંતરે હવાનું ઘટત્વ કેટલું છે? ૨. સ્પુટનિક કેટલા વખત સુધી ફર્યા કરશે અને ક્યારે ધીમો પડી પૃથ્વી પર પડશે?

પ્રથમ સ્પુટનિક પૃથ્વીની આજુબાજુની એક પ્રદક્ષિણા ૯૬ મિનિટમાં પૂરી કરે છે. આ સમયમાં દરરોજ ત્રણ સેકંડનો ઘટાડો થઈ રહ્યો છે. આ ઉપરથી એમ કહી શકાય કે આ સ્પુટનિક લગભગ એક વર્ષ સુધી ફર્યા કરશે. (વળી

આ પહેલો સ્પુટનિક તેના છેલ્લા રૉકેટ અને શંકુ જોડે ફરે છે એ ખાસ નોંધપાત્ર વસ્તુ છે. ) વળી રશિયાના વિજ્ઞાનીઓ તેના અભ્યાસ પછી એવા મંતવ્ય પર આવ્યા છે કે ૩૫૦ કિલોમીટરની ઉંચાઈએ હવાની ઘનતા અત્યાર સુધી ધારતા હતા તેના કરતાં ખૂબ ઓછી હોવી જોઈએ. વળી બીજા સ્પુટનિકના અભ્યાસ પરથી એવું માલમ પડ્યું છે કે દૂર દૂરના ગ્રહો વચ્ચેની જગ્યા સંપૂર્ણ ખાલી નથી. અવકાશ પ્રમાણમાં ઉચ્ચ ઘનત્વવાળા પદાર્થથી ભરેલો છે. વળી સૂર્યની જેમ પાસે જઈએ, તેમ તેમ આ અવકાશનું ઘનત્વ વધતું જાય છે. વળી આ ચંદ્રો પાછા નીચે પૃથ્વી પર પડશે ત્યારે આખા હાથમાં નહિ આવે. પેલી ઉલ્કાની ( ખરતા તારા ) માફક તેઓ હવા સાથેના ઘર્ષણને લીધે બળી જશે.

## અપૂર્વ પરિણામોની આગાહી

બાલચંદ્રોની આ સફર જેમ ચમત્કારિક છે, તેમ માનવજાત માટે અપૂર્વ પરિણામદાયી નીવડવાની આગાહી આપી રહી છે:

આ સ્પુટનિકની મદદથી હવાના ઘનત્વ અને ઉષ્ણતામાન ઉપરાંત પણ બીજી અનેક વિજ્ઞાનને ઉપયોગી વસ્તુઓ વિષે માહિતી મેળવવી શક્ય બની છે:

૧. આપણે બધાં શીખ્યાં છીએ કે પૃથ્વી નારંગી જેવી ગોળ છે. પરંતુ આ કૃત્રિમ ચંદ્રની મદદથી આપણે પૃથ્વીનો ચોક્કસ આકાર નક્કી કરી શકીશું. વિષુવવૃત્ત આગળ તે કેટલી ફૂલેલી છે અને ધ્રુવ આગળ કેટલી ચપટી છે તે જાણી શકીશું.

૨. વળી આપણા હાલના નકશાઓમાં ખૂબ ભૂલો છે. અનેક પ્રદેશ વિષે હજુ આપણને માહિતી નથી. આ બાબત સ્પુટિનકમાં મૂકેલાં યંત્રો નોંધ લે છે અને તે પરથી આપણે ખરાં અંતર નક્કી કરી શકીશું.

આમ, આકાશમાં મૂકેલો આ ચંદ્ર તો વિશ્વના કિનારા એરે તેવો મહાન અપૂર્વ કોલમ્બસ છે !

૩. આપણી આજુબાજુ હવાનું જે આવરણ છે તેને લીધે આપણને સૂર્ય, તારા અને બીજું બધું વિશ્વ ધૂંધળું દેખાય છે—જાણે કે આપણે કોઈ બારીના મેલા કાચમાંથી બહાર ન જોતા હોઈએ. આ કૃત્રિમ ચંદ્ર વાતાવરણ બહાર જઈને, તેના મૂળ સ્વરૂપમાં વિશ્વ કેવું છે તે જોઈ શકશે. તેના પર ટેલીસ્કોપ મૂકવામાં આવેલ છે.-તેમાં તારા, ગ્રહો, નિહારિકાઓ વગેરેનું ચિત્ર ઊતરશે, જે રેડિયો-સંદેશ દ્વારા પૃથ્વી પર આવશે.

૪. સૂર્યમાંથી આવતાં કિરણો માપી શકાશે. વળી વારંવાર સૂર્યની સપાટી પર દેખાતાં કાળાં ધાબાં—સૂર્યકલંકો વિષે વધુ જાણી શકાશે. આ ધાબાં તો સૂર્યની સપાટી પર થતાં મોટાં રાક્ષસી ચક્કરવક્કર ફરતાં, આપણી પૃથ્વી કરતાં પણ મોટાં, રેડિયો એક્ટિવિટિ અને લોહચુંબકત્વના અને પ્રકાશની જ્વાળાઓનાં મોટાં મોટાં વાવાઝોડાં છે.

૫. ઘણાં વર્ષો અગાઉથી હવે દુનિયાનાં હવામાન વિષે ખબર આપી શકાશે. દા. ત. અમુક વર્ષમાં વરસાદ થશે કે નહિ તે પણ કહી શકાશે.

૬. ઉત્તર અને દક્ષિણધ્રુવ પર તે મેઘધનુષ્ય જેવા વિવિધરંગી, ઉષાના પ્રકાશ જેવા થતાં 'અરોરા' વિષે પણ અનેક નવી વસ્તુઓ જાણી શકાશે.

૭. આ ઉપરાંત વૈશ્વિક-કિરણો (Cosmic Rays)નો અભ્યાસ કરી શકાશે. આ કિરણો ખૂબ શક્તિવાળાં હોય છે અને તે દૂર વિશ્વના કયા ભાગોમાંથી આવે છે, તેની ચોક્કસ ખબર પડી નથી.

૮. ખરતા તારા-ઉલ્કા વિષે અનેક રસપ્રદ હકીકતો જાણવા મળશે. ને કંઈ પણ કારણ વગર ઘણી વખત આકાશવાણીમાં થતી દખલોનો અભ્યાસ કરી શકાશે. આ માટે હવાના આયોનોસ્ફીઅરનો અભ્યાસ ખૂબ અગત્યનો છે.

૧૦. તેથી પણ વધુ અગત્યની વસ્તુ તો એ બનશે કે—ભવિષ્યમાં માણસ અવકાશમાં સફર કરી શકે તે માટે ખાસ માહિતી પ્રાપ્ત થશે. આ માટે જ તો બીજા સ્પુટનિકમાં કૂતરાને મૂકવામાં આવેલો. તેના હૃદયના ધબકારા અને શ્વાસોચ્છ્વાસ પરથી માલૂમ પડ્યું હતું કે તે થોડા દિવસ સુધી જીવ્યો હતો.

## અવકાશની યાત્રા

આમ હવે કહી શકાય કે ભવિષ્યમાં એક એવો વખત આવશે, જ્યારે માણસ પોતે દૂર અવકાશમાં સહેલાઈથી સફર કરી શકશે. વળી એવો દાવો છે કે આવા કૃત્રિમ ચંદ્રો ભવિષ્યમાં સાચા ચંદ્ર અને બીજા ગ્રહો પર જવા માટેના વચગાળાનાં સ્ટેશન થશે. રશિયાએ કુદરતી ચંદ્ર પર જવા માટે એક રૉકેટ બનાવ્યું

( અનુસંધાન પાન ૬૦ ઉપર )

# પ્રસંગ-કથા

## નવા કવિનો જન્મ

**સો**નાર બાંગલા !

૧૯૪૩નો કારમો ભૂખમરો ! સોનાનો દેશ ખાખરાખ બની ગયો છે ! સર્વત્ર માણસાઈ માથું નીચું નાખી ગઈ છે, અને ક્યારે ફરી એ ઉન્નત મસ્તક બનશે, કોઈ કહી શકતું નથી.

અને ત્યારે ભારત ગણનાટ્ય સંઘનો શંભુ મિત્ર એની નાની શી સંસ્કાર ટુકડી લઈ ગામડાં ખૂંદી રહ્યો હતો.

એની પાસે ભાગ્યે જ મૂઠી ચોખા હતા—ભૂખે મરતાં હાડપિંજરોને આપવા; એની પાસે હતાં મૂઠીભર ગાન ! ભારતના સંસ્કાર પુરુષ કવિવર રવીન્દ્રનાથનાં. એ ગીતોની અમૃતધારા વહાવતો ગામનાં ગામ ખૂંદતો હતો: આજે રોટી માટે વલવલતાંમાં આવતી કાલના જીવનની અખૂટ શ્રદ્ધાનો પ્રાણ રેડતો જતો હતો.

જઈ ચઢ્યો એ મૈમનસિંગ જિલ્લાના કિશોરગંજમાં. એક નાનકડું ગામ ! હતાશ...છિન્ન...મ્રિયમાણ !

શંભુ મિત્ર અને એના સાથીઓના કંઠ ગુંજી ઊઠ્યા.

રવીન્દ્ર-ગીતધારા...અમૃતધારા વહી રહી...ને મોડી રાતે ભૂખ્યાં હાડપિંજરો સળવળીને સૂઈ ગયાં પાછાં. શંભુ ને એના સાથીઓ ચાલ્યા ગયા...

ભૂખમરાએ એનો ટોલ લીધો જ લીધો. દિવસો, મહિનાઓ ને વરસ બેએક વીતી ગયાં...' સોનાર બાંગલા ' ભસ્મસ્નાન કરી વળી બેઠું થયું...

' પરિચય ' ( બંગાળી માસિક )ની નાની શી ઑફિસમાં એક અપઢ ગામડીઓ દાખલ થયો.

રવીન્દ્રનાથનો એ જન્મ દિન હતો; ને બંગાળના થોડાક કવિ-મિત્રો એ પ્રસંગને યોગ્ય સાહિત્યિક કૃતિઓનું અનુપાન કરતા બેઠા હતા....

પેલો ગામડીઓ કશા જ સંકોચ વિના શંભુ મિત્ર પાસે જઈ ઊભો રહ્યો ને પ્રણામ કરી ગણગણ્યો : " હું કિશોરગંજનો પલ્લી-કવિ નિબારન. "

પલ્લી-કવિ ( ગામડાનો કવિ ) ઊમળકાભર્યો આવકાર પામ્યો...*શંભુએ એની પાસે પલ્લી-ગાનની માગણી કરી.* સંકોચ-વિહીન નિબારને બંડીમાંથી કાગળિયું કાઢ્યું ને બોલ્યો :

" શંભુદા ! તમારો પાડ માનું છું...પલ્લી-કવિનો પ્રાણ તમે બે વરસ પૂર્વે જાગ્રત કર્યો ને અજંપાથી ભરી દીધો...કેટકેટલું સત્ય, સૌંદર્ય આ જગતમાં ભર્યું પડ્યું છે...કેટકેટલું રવિબાબુએ વહાવ્યું છે ! અમે સૌ એ બધાથી અજ્ઞાત હતા. એ સૌંદર્ય, એ રહસ્ય કવિતાના કાળા અક્ષરોમાં ગ્રંથોનાં પાનાંમાં દટાયેલું પડ્યું હતું...અમ અબુધો સુધી કોઈએ પહોંચાડ્યું ન હતું...તમે તે દિવસે એનો સ્પર્શ કરાવ્યો...

" આજે રવિબાબુના જન્મદિને એ મહાકવિને અંજલિ આપવા આવ્યો છું...ગામડાની તૂટીફૂટી ભાષામાં.... "

ને નિબારને સહેજ સંકોચભરી દૃષ્ટિ ચારે બાજુ પસારી. ...સૌ આંખોમાં આવકાર વર્તાયો...ને ઉત્સાહમાં આવી, અરધા ધ્રૂજતા કરચલીવાળા હાથે કાગળિયું ખુલ્લું કરી, ગળું ખોંખારી ધીમી મધુર વાણીમાં એણે વાંચવા માંડ્યું :

" આજે આ પુણ્ય દિને
ગામડાનો કિસાન
ગાઉં શું ગાન ?—
નથી ભાષા
દૈન્ય હતાશામાં
મન મ્રિયમાણ !

કદિ કોઈ કોઈ
બસીને ગામને ચોરે
ગર્વ કરે—
'શીખ્યા છીએ રવીન્દ્રગીતિ
ગાઈએ સદા
બિહાગ, ખામ્બાજ, ભૈરવી
નાના વિધ સુરે.'

એમ તો મેંય
બિચાર પલ્લીગાન
કાગ સૂરે ગાયાં છે
લોકોને બતાવવા સારુ;
એ સૂર બિસૂર વાગે,
પોંચે ના સૌનાં અંતર લગી.

ભાંગી ગયાં છે માનવીનાં મન
ભાંગી ગયાં છે માટીનાં ઘર;
કુંભાર છોડી ગયા ગામ
ઠરી ગઈ ભઠ્ઠી,
માછીને ખલે જળ નથી,
વણકરેય લીધી સંકેલી શાળ;
આ સૌના રુદન સૂરને
કોણ દેશે કાન?

અજ્ઞતાના અંધકારે
કોટિ કોટિ પુરુષ-રમણી;
કોઈ ન પહોંચાડે
તારી વાણી—
દીપશિખા સમી
આ સૌની સંમુખે આણી!

હે કવિ!
તારા સોનાને ખેતર કોણ વાઢશે ધાન?
કોણ ગાશે ગાન?
કોઈ રોગ શૈયા સૂતાં
કોઈ તજી ગયાં ગામ!
કોઈએ ત્યજ્યા પ્રાણ,
તારા 'ખેતરનો રાજા'
મરી રહ્યો કિસાન!"

નિબારનનો કંઠ રુંધાઈ ગયો કે શું? આગળ એક શબ્દ નીસરવો શક્ય નથી હવે શું?......

આંખોમાં આંસુ નથી...પ્રકાશ છે! ને ગદ્ગદ કંઠ સ્વચ્છ સુવર્ણનો રણકાર કરતો ફરી ગુંજી ઊઠ્યા:

"એકાએક તારી હાક
કઈ ફાંકમાંથી પેઠી અમ કાને"

નિબારનની દૃષ્ટિ શંભુ મિત્રની તરફ આભારવશ બની વળી ને ઢળી ગઈ, ને કંઠ વધુ સભર ઊંચો બની ગર્જ્યો:

"ભય નથી; ઓ રે ભય નથી,
નિઃશેષે પ્રાણ જે કરશે દાન,
ક્ષય નથી એનો ક્ષય નથી—
એથી તો
બચેલા છે જે
ચાલે જૂથે જૂથે.
જૂથમાં સૌ આવે
જૂથમાં એ જાય
જૂથમાં એ હસે
જૂથમાં એ ગાય;
ભાંગ્યો પરિવાર
ફરી પાછો ઘડવા મ્હાય.

અસ્પષ્ટ એમની વાણી
કોઈ સમજે, સમજે ના,
કોઈ સુણે, સુણે ના,
ગામની વારતા
એમની જ જીવનકથા,
તોય વારંવાર
કહે માનવોને—
"દૂર કરો અમ વ્યથા
ઓ રે આપો અધિકાર
માનવીની જેમ
જીવવાને કાજ."

મંડળી મુગ્ધ બની એક નવા કવિનો જન્મ ઊજવી રહી: ગામડાગામના અભણ પલ્લી-કવિ નિબારન પંડિતમાં રવિબાબુની અમૃતધારાએ બે વર્ષ પૂર્વે રેલાવેલો પ્રાણ નવી અનુભૂતિથી જાગી ઊઠ્યો હતો!

—ભોગીલાલ ગાંધી



દરેક નિષ્ઠાનાં, સાધનાના અને ચારિત્ર્યનાં મૂલ્યો જુદાં હોય છે. એ મૂલ્યને ખાતર મનુષ્ય શું હોમી દેવા તૈયાર થાય છે તેનું મહત્ત્વ છે.

# જીવનની આરત | માધવ અચવળ

ઘણી વાર ખરેખર અત્યન્ત હૃદયસ્પર્શી નાની શી ઘટના બની જાય છે, પણ એની મન પર કશી અસર થતી નથી. મન તો એવું ને એવું કોરું જ રહી જાય છે. પણ કદિક કદિક અત્યન્ત સાદો ક્ષુલ્લક પ્રસંગ બને છે ને મનમાં કંઈક વિલક્ષણ પ્રકારની ઉથલપાથલ મચી જાય છે. નાની સરખી આંગળીના સ્પર્શથી જાણે પર્વતની કરાડ ધસી પડતી હોય એવું બને છે. એવા પ્રસંગે આવું શા કારણે બનતું હશે તે સમજાતું નથી. આપણા મનની અંદરના જ, આપણાથી અજ્ઞાત એવા ભાગની આપણને જાણ થાય છે; આપણા જ્ઞાનનો ગર્વ ગળી જાય છે ને એક નિઃશબ્દ શૂન્યથી મન ભરાઈ જાય છે.

## હમ બેચૈન હૈં

હમણાં જ હું વિન્સેન્ટ વાન ગોગના જીવન પરથી ઉતારેલું 'લસ્ટ ફોર લાઈફ' નામનું ચિત્રપટ જોવા ગયો હતો, ત્યારે મને કંઈક આવો જ અનુભવ થયો. ચિત્રકારના જીવન પરથી ઉતારેલાં ઘણાં ચિત્રપટ મેં આ પહેલાં જોયાં છે: રેમ્બ્રાંના જીવન પરથી ઉતારેલું ચાર્લ્સ લોટનની ભૂમિકાવાળું અવિસ્મરણીય બોલપટ, સમરસેટ મૉમની નવલકથા 'મૂન એન્ડ સિક્સ પેન્સ' પરથી ઉતારેલું ચિત્રપટ, પિયેર લા મ્યૂરે લખેલી તલોક લોત્રેકની જીવનકથા પરથી ઉતારેલું, આ બધામાં પોતાની ગુણવત્તાને કારણે મન પર કાયમની અસર મૂકી જનારું 'મોલે રુઝ'–આ બધાં મેં જોયાં છે. એ બધાંની સરખામણીમાં 'લસ્ટ ફોર લાઈફ'ની નવલકથા કે ચિત્રપટ નીચી કક્ષાનાં જ છે. તેમ છતાં, આ ચિત્રપટ જોયા પછી હું ભારે અસ્વસ્થ થઈ ગયો. વાંકા ચૂકા અત્યન્ત વેગથી વહેતા પ્રવાહના જેવા વાન ગોગના અનેક અંતરાયને ભેદીને વહેતા સ્પષ્ટ સંઘર્ષમય જીવનને જોઈને હું બેચેન થઈ ગયો. એ કાંઈ ચિત્રપટને કારણે નહીં; ચિત્રપટ તો એમાં નિમિત્તરૂપ જ હતું. આઈસબર્ગનો સપાટી પર દેખાતો ભાગ તો બહુ નાનો હોય છે, પણ અંદર અદૃશ્યરૂપે એથી વિશેષ ભાગ રહ્યો હોય છે એ જાણીને એ તરફ જોતાં ભય લાગે છે, તેવું વાન ગોગના જીવનના અદૃષ્ટ ગૂઢ ભાગની કલ્પનાથી મારા મનમાં થવા લાગ્યું.

જુવાનીની શરૂઆતથી જ એનામાં સ્વાભિમાનને કારણે આવતી બેચેની હતી—જીવન શા હેતુને માટે છે તે જાણવાને માટેની તાલાવેલી હતી, દેવળમાં પાદરી થઈ ને સામાન્ય માણસ સુધી ઈશુ ખ્રિસ્તનો સંદેશો પહોંચાડવાથી પોતાની જાતને પામી શકાશે એમ એણે ધાર્યું. એ પ્રમાણે એણે કર્યું, પણ એથી તો જીવનના મહાન દુઃખ પર માત્ર ફૂંક મારવા જેવું જ થાય છે એ એને તરત સમજાઈ ગયું. કોલસાની ખાણમાં કામ કરતા ખાણિયાઓના જીવનનું દુઃખ, એમાંના એક બનીને, અનુભવી જોતાં એ દુઃખથી એનું મન ભાંગી પડ્યું. એથી એના મનમાં દુઃખને વિશેની એક નવી જ સમજ ઉદ્ભવી ને એ એના મનમાં દારૂથી ભરેલી ચશકની જેમ છલકાઈ ઊડવાની રાહ જોઈ રહી હતી. આ બધું મનમાંથી ઊલેચી નાંખવાને માટે એણે ચિત્ર દોરવાની શરૂઆત કરી, હાથમાંની 'પીંછી' એની અભિવ્યક્તિનું એકમાત્ર સાધન હતું. ચિત્રકલાનાં મૂળ તત્ત્વોનું એને મુદ્દલ

જ્ઞાન નહોતું. કોઈ પણ ગુરુના હાથ નીચે એણે શિક્ષણ લીધું નહોતું. શરીરરચનાનું જ્ઞાન, રેખા અને રંગનો ઉપયોગ —એ બધી બાબતોથી એ સાવ અજાણ હતો. આજુબાજુની પ્રતિકૂળ પરિસ્થિતિ અને પોતાની ગરીબીને કારણે એ બધું પ્રાપ્ત કરવું શક્ય જ નહોતું. ને તેમ છતાં એ ચિત્ર દોરવા લાગ્યો.

ખતે જ શીખતા જઈ ને—પ્રકૃતિનું રૂપ, ગરીબ, ખેતરના મજૂર, ખાણિયા, કોલસા વેચનારા—આ બધાંએ એને ચિત્ર દોરતાં શીખવ્યું. ઉપર લાદેલા ભારથી વાંકા બની ગયેલા વૃદ્ધની ઊપસી આવેલી શિરા એણે જાતે હાથ લગાડીને જોઈ હતી. એકસરખી કોલસાની ઊડતી રજ વચ્ચે રહીને કામ કરનાર ખાણિયાઓ સાથે રહીને એને પણ ખાંસી થઈ હતી ને એથી ફેફસાંઓ કેવાં હચમચી ઊઠે તેનો એને પણ અનુભવ થયો હતો. ગૅસના દીવાના અજવાળામાં પહેલાં બટાકા, પછી બટાકા. ને છેલ્લે પણ માત્ર બટાકા જ ખાનારા મજૂરોની સાથે બેસીને એણે ખાધું હતું. રાત્રિની નિસ્તબ્ધતામાં ટેકરી પર બેસીને એણે નીચેનું ગામ જોયું હતું, અને ટેકરીની અંદરની ભાવનામાંથી જ જાણે આકાર પામતી રેખા, સાયપ્રસનાં વૃક્ષોની અગ્નિની ઝાળના જેવી દેખાતી આકૃતિ, આકાશગંગાનો દોડયે જતો પટ અને એમાં તેજબિન્દુનો સ્ફોટ થઈને ચમકતા હોય તેવા તારા—આ બધામાં એને જીવનનો કાલાતીત અનાદિ અનન્ત એવો પરિચય થયો. સૂરજમુખીનો પીળો રંગ એની નસેનસમાં પ્રસરી ગયો; અને એ દૃશ્યોને મનમાં ઘૂંટતાં ઘૂંટતાં આ નવા પરિચયને પ્રગટ કરવાનો એણે પ્રયત્ન કર્યો.

તીવ્રતાથી થયેલા આ પરિચયને પ્રામાણિક રહીને પ્રયત્ન કરતાં એને ચિત્રકળાનાં મૂલ્યો સાંપડયાં. એના સમકાલીનો જે Impressionist પદ્ધતિએ કામ કરતા હતા તેનાથી એની પદ્ધતિ નિરાળી હતી; ને આ દૃષ્ટિએ ચિત્રકળાની એક નવી દિશામાં પ્રવાસ કરનારો એ એકલ પ્રવાસી હતો. પણ એમ કરવામાં એને અનેક દુઃખદ કટુ અનુભવોમાંથી પસાર થવું પડયું. એનો પહેલો ( અને છેલ્લો ) પ્રણયભંગ, વાન ગોગનું ઉન્મત્તના જેવું જીવન, એમાં છલકાતો ગાંડોતૂર આદિમ વૃત્તિઓનો ઓઘ, અને એની એના શરીર પર થયેલી અસરને જોઈને એ યુવતીએ એના પ્રેમને નકાર્યો; ને એ એક નિષ્ફળ નકામો માણસ ઠર્યો. ' તારામાં આટલી ધીરજ નથી ? ' યુવતીના વડીલે એને કહ્યું ત્યારે પૂરી સ્વસ્થતાથી સળગતી મીણબત્તીની ઉપર હાથ ધરીને ઉપરની ચામડી બળી ગઈ ત્યાં સુધી સું કે ચાં કર્યા વિના સહન કરનાર વાન ગોગને એની આજુબાજુના લોકો સમજી શકયા નહીં. એક વેશ્યા એની નિકટતાને પામી, પણ તેણેય એનું કષ્ટમય જીવન અને એની સ્ફોટક વૃત્તિઓથી કંટાળીને એને છોડી દીધો. જીવનને મારેની ઉત્કટ આરતની સ્ફૂર્તિથી સભર એવી વ્યક્તિને જે એકાકીપણું ભોગવવું પડે છે તે એને ભોગવવાનું આવ્યું. પણ એમાં એક જ સોનેરી કિનાર હતી—ને તે એના ભાઈ થિયોનો એના પરનો પ્રેમ અને એની શક્તિ વિશેની શ્રદ્ધા.

મેરુ પર્વતના જેવો આ ભાઈ છેલ્લે સુધી એને પડખે રહ્યો. એને ધીરજ આપતો, મદદ કરતો ને મદદ કરતાં પોતાના વ્યક્તિત્વને ભાઈના જીવનમાં સાવ વિલીન કરી દેતો. આ બે ભાઈઓ વચ્ચેનો પ્રેમ એ વાન ગોગના જીવનની એક હૃદયંગમ ઘટના છે. પ્રકૃતિનાં ચિત્રો દોરવાને માટે એક સરખું તાપમાં કામ કરવાથી, પહેલેથી જ સ્ફોટક એવા વાન ગોગનું મન વધુ બેચેન ને ઉગ્ર બન્યું, ને એનામાં થોડાં ગાંડપણનાં ચિહ્ન કદીક દેખાવા લાગ્યાં. ત્યાર બાદ એક ક્ષુલ્લક વેશ્યાનો છંદ લાગતાં આવેશમાં એણે પોતાનો કાન કાપી નાખ્યો. ગોગાંની સાથે એ રહ્યો પણ પછીથી લડીને બંને છૂટા પડયા. એ દરમિયાન એને પોતાને એના ગાંડપણની જાણ થઈ. આથી થિયો સાથે એને ઘરે જઈને રહેવાની એણે ના પાડી ને સ્વેચ્છાએ ગાંડાની ઇસ્પિતાલમાં જઈને રહ્યો. પછી ચિત્રકલા તથા નવી ચિત્રકલા પ્રત્યે આદરથી જોનાર દાક્તર સાથે એ રહ્યો, અને આખરે જેને માટે એણે અત્યારસુધી આદરથી દુઃખ વેઠ્યાં તે આખરે સિદ્ધ થયું કે નહીં તે વિશેની શંકાને કારણે ઉત્પન્ન થયેલા ભયાનક એકાકીપણાને પરિણામે એણે આત્મહત્યા કરી. એના મરી ગયા પછી જાણે પોતાની કરોડ જ તૂટી ગઈ હોય તેમ એક વર્ષમાં જ થિયો પણ મરણ પામ્યો. આવી આ ચિત્રકારના જીવનની શોકાન્ત કથા છે.

આ શોકાન્તિકામાં રહેલા સંઘર્ષનું સ્વરૂપ મને ખૂબ મહત્ત્વનું લાગે છે. પોતાને થયેલું ઉત્કટ જ્ઞાન જ્યારે બધાં બન્ધનને તોડીને છલકાઈ ઊઠે છે, કલાનુ રૂપ ધારણ કરીને વહે છે ત્યારે કલાકારની સ્થિતિ વિદ્યુતનો સ્પર્શ પામેલા

ધાતુખંડ જેવી થાય છે. પછી એને પોતાનું આગવું અસ્તિત્વ રહેતું નથી. એ એક શક્તિનો વાહક માત્ર બની રહે છે; ને ત્યાર પછી એનામાં બે પ્રકારનો સંઘર્ષ ઉદ્ભવે છે. પોતાનામાં થઈને વહેતા શક્તિના પ્રવાહને માર્ગ કરી આપવાને માટે એણે એની બધી ઇચ્છાઆકાંક્ષાને આકુંચિત કરી દેવી પડે છે; ભારે વેગથી આવતી અને એટલા જ વેગથી ચાલી જતી એ શક્તિના પ્રવાહમાં એણે પોતાની જાતને વિલીન કરી દેવી પડે છે. પોતાના વ્યાવહારિક વ્યક્તિત્વને ટકાવી રાખવાને માટેનો આ સંઘર્ષ તો ખરો જ, પણ તે ઉપરાંત, વિદ્યુતથી સ્પૃષ્ટ વસ્તુ આપોઆપ બીજી વસ્તુથી અળગી પડી જાય છે, ને આથી બીજો સંઘર્ષ ઉદ્ભવે છે. આમ પોતાનો પોતાની જાત સાથેનો સંઘર્ષ અને સમાજ સાથેનો–એમ દ્વિવિધ સંઘર્ષ કલાકારના જીવનમાં હોય છે.

વાન ગોગના જીવનમાં આ બંને પ્રકારના સંઘર્ષ જોવા મળે છે. આ સંઘર્ષના અનિવાર્ય પરિણામ રૂપે જ એને સમાજની અવહેલના સહેવી પડી. સમાજ સંસ્કૃતિને ટકાવી રાખવાને માટે વૈયક્તિક અને સામાજિક વર્તન પરત્વે કેટલાંક મૂલ્યોનો અંગીકાર કરે છે. એ મૂલ્યો જરૂરી હોય છે એ વિશે શંકા જ નથી, પણ એ સર્વસાધારણ માણસે સર્વસાધારણ માણસ માટે ઉપજાવેલાં હોવાને કારણે ઉપર કહ્યા તેવા વિદ્યુતસ્પૃષ્ટ અસાધારણ માણસને એવા ચોકઠામાં બેસાડી શકાતો નથી. એની જીવવાની વિશિષ્ટ રીતને કારણે સમાજનાં આ મૂલ્યોને ધક્કો લાગે છે ને સમાજ આ દોષ બદલ એનો બહિષ્કાર કરે છે.

આ દૃષ્ટિએ જ તલૌસ લૌત્રેક વેશ્યાગામી ને દારૂડિયો ઠર્યો, દેગાસ નીચલા થરની સ્ત્રીઓ વચ્ચે પડ્યો રહેતો માટે બહિષ્કૃત થયો, વાન ગોગ પાગલ જેવો ને ભાઈને ગળે પડીને જીવનાર કહેવાયો; ગોગાં પોતાની સ્ત્રી તથા બાળકોને છોડીને જતો રહ્યો માટે સમાજના ઉપરના થરમાં એનું નામ લેવું પણ નિષિદ્ધ લેખાયું. પણ એ ભૂલી જવાય છે કે, વેશ્યાના જીવનમાંથી જ પોતે ચિત્ર દોરી શકે એ માટે લોત્રેકે ઉમરાવપણાને લાત મારી (ને આખરે તો એ વેશ્યાઓએ જ એ કુરૂપ કલાકારને સ્નેહની હૂંફ આપી!); દેગાસ નીચલા થરની સ્ત્રીઓ સાથે રહ્યો, અને ધોબણો ને નાચનારીઓનાં અમર ચિત્રોનું નિર્માણ કરી શક્યો: વાન ગોગ પોતાની કલાની સાધનામાં રચ્યોપચ્યો રહેતાં ભૂખનરસ ભૂલીને ગાંડા જેવો થઈ ગયો; ને ગોગાં લાખ્ખોની જાગીર છોડીને હમાલનું જીવન અપનાવી બેઠો.

આ બધાની કલાની સાધના એવી તો હતી કે ન પૂછો વાત! એક જ ઉદાહરણ જુઓ: ચિત્રકાર મોનેની પત્ની મૃત્યુશય્યા પર હતી, ત્યારે એની દૃષ્ટિ એની પત્નીના ચહેરા પરના બદલાતા રંગો પર હતી: તે જ ક્ષણે પીંછી લઈને ફરી કદી નહીં દેખાનાર એ રંગોને એણે ચિત્રમાં ઝડપી લેવાનો પ્રયત્ન કર્યો. આનું નામ તે નિષ્ઠા, આનું નામ તે સાધના, આનું નામ ચારિત્ર્ય. આ તપશ્ચર્યાને પરિણામે મનુષ્યની સંવેદના ને ચેતનાનું ક્ષેત્ર વિસ્તરે છે–કલાકારના નસીબે તો રહે છે એકાકીપણું, ને ક્વચિત્ એ અસહ્ય બની ઊઠે ત્યારે આત્મહત્યા!

દરેકનાં નિષ્ઠાનાં, સાધનાનાં અને ચારિત્ર્યનાં મૂલ્યો જુદાં હોય છે. એ મૂલ્યને ખાતર મનુષ્ય શું હોમી દેવા તૈયાર થાય છે તેનું મહત્ત્વ છે. આમાં જે દુર્ભાગ્યને પણ આવકારતાં અચકાતા નથી તે કલાકાર થાય છે—જેઓ પોતાની પ્રતિભાને અનુસરે છે, એમનો માર્ગ કષ્ટથી ભરેલો હોય છે, પણ એને ઓછા કષ્ટ વિનાનો બનાવવાનુ સમાજના હાથમા છે. સમાજ પાસેથી એ ઝાઝી અપેક્ષા રાખતો નથી–શરીર અને આત્મા ભેગાં રહી શકે તેટલા પૂરતું બે વેળાનું ભોજન અને માથા પર છાપરું. પણ તેય પ્રાપ્ત થતું નથી, અને બે સંઘર્ષો વચ્ચે ખેંચાતા તાર આખરે કદીક તૂટી જાય છે. જીવતા કલાકારને બદલે એનુ ઇતિહાસમાં સોનેરી અક્ષરે લખાયેલું નામ જ સમાજ પસંદ કરે છે!

આજના સ્પુટનિકયુગમાં કલાકારો પ્રત્યે વિશેષ સહાનુભૂતિથી જોવાની સવિશેષ જરૂર છે; સત્તાની સ્પર્ધાને કારણે, વિજ્ઞાનથી પ્રાપ્ત થયેલા સામર્થ્યને કારણે સમતુલા ખોઈ બેઠેલા આજના જગતમાં કલાકારને જાળવવાની વધુ જરૂર છે. કલાના ક્ષેત્રમાં દ્વેષ નથી, ભેદ નથી, જ્યાં કેવળ માનવી માનવી હોય એટલું જ પૂરતું છે. એ ક્ષેત્રમાં જ મનુષ્યનું ભાવિ સલામત રહ્યું લાગે છે. કલાકારના હાથમાં મનુષ્યના અજ્ઞાત ભવિષ્યની ચાવી છે, પણ એ હાથની કુંડળી કોણ માંડી શકે?

આખું લખાણ વાંચી ગયા પછી ફરી એક વાર કવિતા વાંચી જવાના વિનંતિ સાથે.

—સુરેશ હ. જોષી

## સદ્‌ભાવના

ના મારે તુજ ભેટ બક્ષિસ ન વા તારી કૃપા જોઈ એ,
હું એવો નહિ રંક કે અવરની મારે દયા જોઈ એ;
આવ્યો છું લઈ નગ્ન હાથ, કરવા સોદો મને ભાવતો,
રાજા ચોર લિયે હરી નહિ કદા એવી મતા જોઈએ;
આપે તો ગુજરાત આપ મુજને, મારી લઈ ખાતરી;
થોડા આપ દિનો વળી સુખ તણા, ના વાસના જોઈ એ.

જો તું દાન કરે મને, ભગવતી, દે દાન હૈયા તણું,
હૈયું સાફ પરંતુ કાચ સરખું તે હોવું, હા, જોઈએ;
જેમાં જોઈ શકું મુહબ્બત તણી તસ્વીર કેં કાયલી:
થા મારી, જન આ નિખાલસ તણી જો ચાહના જોઈ એ;
તે મારી નથી માગણી તુજ કને. સંકોચ જેનો તને,
જાણું જો તુજ પાસ હોય નહિ તો સદ્‌ભાવના જોઈ એ.

—પતીલ

આ કાવ્ય આમ તો યાચનાનું કાવ્ય લાગે છે. યાચના કરનાર કવિ છે. પહેલી ૭ પંક્તિ કવિએ પોતાની માભોમકા ગુજરાતને ઉદ્દેશી છે, ને પછીની ૭ માતા સરસ્વતીને. બ. ક. ઠાકોર આખું કાવ્ય સરસ્વતીને ઉદ્દેશીને લખાયું છે એમ કહે છે, પણ 'ભગવતી સમ્બોધન' પહેલી વાર સાતમી લીટીમાં જ આવે છે, અને પહેલી ૭ લીટીમાં મુખ્ય વાત તે ગુજરાતની, મતાની ને ભેટબક્ષિસની છે. એની માગણી ગુજરાતની કદરદાન પ્રજા પાસે કવિ કરે તે જ વધારે બંધબેસતું લાગે છે. બીજી ૭ પંક્તિમાં હૈયાના દાનની અને મુહબ્બતની વાત છે. કવિ સરસ્વતીનો યાચક હોઈ સરસ્વતી પાસે એવી યાચના કરે તે ઊચિત જ છે.

કાવ્યનો વિષય યાચના હોવા છતાં ખૂબી એ છે કે યાચના સાથે સંકળાયલો દીનતાનો ભાવ અહીં દેખાતો જ નથી. એથી ઊલટું, અહીં તો પહેલી પંક્તિથી જ કવિનાં સ્વમાન, બેપરવાહી અને ખુમારીનો રણકો સંભળાય છે. જુઓને, પહેલી પંક્તિની શરૂઆત જ 'ના'થી થાય છે. એ સૂચવે છે કે આ યાચના કરનાર કોઈ ગરજુ નથી, પણ જેને આપીને આપનાર ગૌરવ અનુભવી શકે એવું કોઈક છે. આ વાત બીજી પંક્તિમાં કવિ 'હું એવો નહિ રંક' કહે છે ત્યાં સ્પષ્ટ થાય છે. ભેટબક્ષિસ તો કોઈ ખુશ થઈ ને જ આપે, પણ એમાંય કૃપા કરવાનો ભાવ ન ભળી ગયો હોય એની શી ખાતરી? ને કૃપા દયા લાવીને જ કરવામાં આવે ને? આમ ભેટબક્ષિસથી તે દયા સુધીનો ઢાળ કવિએ સ્વાભાવિક રીતે બતાવી દઈ ને કહ્યું: ના, મારે કોઈની દયા

ખપતી નથી; કારણ કે જે બીજાની દયા પર જીવે છે તેના જેવો કોઈ રંક નથી ને હું એવો રંક નથી.

'હું રંક નથી' કહ્યા પછી કવિ પોતાનો વધુ પરિચય આપતાં કહે છે કે મારી પાસે તો નગદ મૂડી છે, ને મારી ખુનસફી પ્રમાણે, મને રુચે એવો 'સોદો' મારે કરવો છે. આ 'સોદો' શબ્દ સૂચવે છે કે આ વ્યવહાર એકતરફી નથી. કવિની પાસે જે નગદ મૂડી છે, તે એની સર્જક પ્રતિભા. એનું મૂલ્ય ઓછું આંકવાનું નથી. એ કોઈ આસમાની કે હવાઈ વસ્તુ નથી, પણ 'નગદ' વસ્તુ છે. એ દુનિયાની સુખસગવડ આપનારી આધિભૌતિક વસ્તુની સરખામણીમાં ઊણી ઊતરે એવી નથી એનું કવિને ભાન છે. માટે તરત જ પૂછે છે કે એના બદલામાં આપવા જેવું તમારી પાસે છે શું? આધિભૌતિક ધનસમ્પત્તિ તો લૂંટી લેવાય એવી વસ્તુ છે. રાજા કર નાંખીને લૂટી લે, ને એ સિવાય અનેક પ્રકારે એની ચોરી થઈ શકે! પ્રતિભાને કોઈ ચોરી શકે નહીં; માટે એના બદલામાં તુલ્યગણ 'મતા' જ કવિને જોઈએ છે. પણ જાણે કવિ પોતે જ, સમજી જાય છે કે એવું તો સમાજ પાસે કવિને આપવાનું શું હોય? એટલે જાણે એવા સમાજ પર દયા લાવીને કહે છે: મારે બીજું કશું જોઈતું નથી, કેવળ મારી આજીવિકા ચાલે એવી નિશ્ચિન્તતા આપી શકાતી હોય તો તે આપો. પણ તેય ભેટરૂપે નહીં; કવિ પાસે જે 'નગદ' છે, તે સાચું 'નગદ' છે કે નહીં તેની ખાતરી કરીને. કવિ વગર સમાજને ક્યારે ચાલ્યું છે? પરણવા જાય ત્યારે લગ્નગીત ગવાય, મરણ સમયે રાજિયા, યુદ્ધમાં સિન્ધુડો. વધારામાં કવિ કહે છે કે મારે, હરકોઈની જેમ, થોડાક સુખના દિવસો જોઈએ છે. અહીં કવિ વાસ્તવિકતાને બરાબર પિછાને છે તેની આપણને ખાતરી થાય છે. મોહમાં કે લોભથી બીજા કોઈને બધા જ દિવસો સુખના મળે એમ માગવાનું મન થઈ ગયું હોત. પણ કવિનાં મૂલ્યો જુદાં છે. એથી વિશેષની કશી ઇચ્છા રાખવી તે વાસના જ કહેવાય; અને કવિ એવી વાસના સેવે નહીં.

સરસ્વતીની પણ કૃપા કવિને ખપતી નથી. અહીં પણ કવિ હાથ જોડીને દાસની જેમ યાચના કરતો ઊભો નથી; પણ સમાન કક્ષા પર રહીને હૈયાનું દાન જ માગે છે, ને તેય જો સરસ્વતીને આપવાની ઇચ્છા થતી હોય તો. પણ અહીંય કવિ શરત મૂકે છે: એ હૈયું જેવુંતેવું હોય તે ન ચાલે. એ પારદર્શી હોવું જોઈએ, એમાં પ્રેમની છબિ નિષ્કલંક ને સ્પષ્ટ દેખાવી જોઈએ, નહીં તો એવા હૈયાને લઈને ય શું? માટે કવિએ કહ્યું કે હૈયું કાચ જેવું સાફ હોવું જોઈએ.

અહીં 'કાચ' શબ્દ પૂરેપૂરો યથાયોગ્ય નથી લાગતો. કાચ પારદર્શી હોય એ સાચું, પણ સાથે બરડ પણ હોય છે. કવિને જે કહેવું છે તે એ કે હૈયું નિર્મળ ને નીતર્યું હોવું જોઈએ. આટલાથી કવિને સન્તોષ નથી, એ તો સરસ્વતીને પૂરેપૂરી અનુગત કરી લેવા ઇચ્છે છે. આથી અસંદિગ્ધ શબ્દોમાં સરસ્વતીને કહી દે છે: 'થા મારી' પણ તરત જ એને મારેની પોતાની વિશિષ્ટ યોગ્યતાનો ઉલ્લેખ કરતાં કહે છે કે, મારું હૃદય નિખાલસ છે, ને સાચો પ્રેમ નિખાલસ હોય તેની જોડે જ થઈ શકે. પણ આ બાબતમાં કવિનો કશો દુરાગ્રહ નથી, કારણ કે પ્રેમમાં એવી કશી ખેંચાખેંચને અવકાશ નથી. ખાનદાનીને છાજે એવી રીતે કવિ કહે છે કે, જો આપતાં તને સંકોચ થાય તે હું, પહેલેથી જ સમજી જઈને, તારી પાસેથી માગીશ નહીં. આથી આખરે કહે છે કે જો, આ બધાંમાંનું કશું જ તારી પાસે નહીં હોય તો કેવળ મારી પ્રત્યે સદ્ભાવ રાખે તોય પૂરતું છે.

કવિએ આખી રચના કેવી કુશળતાથી કરી છે! સદ્ભાવનાનું મૂલ્ય કવિને મન સૌથી વિશેષ છે; આથી સૌથી છેવટે, શિખર પર, સદ્ભાવનાની સ્થાપના કવિએ કરી છે. આમ કાવ્યના સ્થાપત્યનો આકાર શંકુના જેવો છે. છેક ઉપરની ટૂંક પર સદ્ભાવના આવે છે. વળી જે કહેવાનું છે તેને તેનાથી છેક સામે છેડે જઈને કહેવાથી એ વધુ ચોટદાર બને છે. યાચનાની વાત 'ના જોઈએ'થી જ કવિ કાવ્યના પૂર્વાર્ધમાં કરે છે. જો સીધી યાચના કરી હોત તો કાવ્ય આવું અસરકારક થયું ન હોત. કાવ્યનો શાર્દૂલવિક્રીડિત છન્દ પણ કાવ્યના હાર્દરૂપ ખુમારીના ભાવને ઝીલવા જેટલો ગરવીલો છે.

આમ કાવ્યના વિષયમાં કશું અસાધારણ નથી. છતાં, કવિની કહેવાની રીતની વિશિષ્ટતાને કારણે કાવ્ય આસ્વાદ્ય બને છે.

† ભારતની સંસ્કૃતિ પુરાણી છે, ને 'આધ્યાત્મિક' ઝોકવાળી છે; છતાં ભારતમાં અછૂતો ને અબ્રાહ્મણો પ્રત્યે ભયંકર રાગદ્વેષ પ્રવર્તે છે: રામનાડનો કમકમાવનારો કિસ્સો હજી તાજો જ છે.

† જગતના એક અતિ 'સુધરેલા' દેશના ગોરાઓને હાથે લેટિન અમેરિકાના કાળા નિગ્રો પ્રત્યેનું હડધૂત વર્તન માનવ સંસ્કારિતાનું એવું જ એક લાંછન નથી શું ?

# જ્યારે કાળા માનવીનો અવાજ સર્વોપરી બન્યો !

**૧૯૫૭**ના સપ્ટેમ્બરની ૯મી તારીખ છે.

દક્ષિણ અમેરિકામાં 'લિટલ રૉક'ની એક નાનીશી સેન્ટ્રલ હાઈસ્કૂલ તરફ નવ નિગ્રો–કાળા વિદ્યાર્થીઓ (પંદર વર્ષની એક કુમારિકા ઈલિઝાબેથ એકફોર્ડ સહિત) શાંત અને દઢ પગલે આગળ વધી રહ્યાં છે. આજે જિંદગીમાં પહેલીવાર, આ હાઈસ્કૂલમાં પ્રવેશ પામવાનો એમનો અધિકાર સ્થાપિત થવાનો છે. આજ લગી આ શાળામાં સેંકડો વિદ્યાર્થીઓ ભણતા આવ્યા છે, પણ એ બધાની ચામડીનો રંગ ધોળો છે: એ બધાં 'ગોરાં' છે; શિક્ષણનો એમને 'ઈશ્વરદત્ત' અધિકાર છે. આજે 'કાળા' એમની અડોઅડ બેસી વિદ્યા અર્જનના અધિકારી થવાના છે! કાંઈ જેવોતેવો પ્રસંગ નથી.

પરંતુ 'ભગવાને' સૌને કંઈ ઓછા 'ગોરા' જન્માવ્યા છે ? કાળા–ધોળાનો રંગ એણે કાંઈ અમસ્તો પાડ્યો હશે ? ગોરા ને કાળા એક સાથે બેસીને ભણે, ખાયપીએ, મત આપે, રાજ કરે—તો ઈશ્વરની ઇચ્છાનો લોપ થાય! ગોરા રાજ કરે ને કાળા ગુલામી ભોગવે; ગોરા મોજ કરે ને કાળા મજૂરી; ગોરા ભણે ને કાળા ડોબાં ચારે...એ તો ઇતિહાસનો ક્રમ છે......

ભગવાનને નામે, ધર્મને નામે, સંસ્કૃતિને નામે, ઇતિહાસને નામે, ગોરા કાળાના ભેદ સૈકાંઓ લગી જળવાયા છે.

પણ આખરે તો કાળાંઓ માનવી હતાં; માનવ સહજ હક્કોના અધિકારી હતાં: જાતે જાગ્યા; ગોરાઓમાંથીય એમનો હાથ ઝાલનારા જેફર્સન, ટૉમપેન ને અબ્રાહામ લિંકન ઊભા થયા, ને—

* ૧૮૨૨માં અમેરિકામાં નિગ્રોની આઝાદીની પ્રથમ ઘોષણા થઈ.

* ૧૮૨૪માં એમનાં નાગરિક તરીકેના સંપૂર્ણ અધિકારોનો સ્વીકાર થયો.

* ૧૮૨૭માં સંપૂર્ણ મતાધિકાર એમને પ્રાપ્ત થયો.

કાનૂની કાગળ પર, બંધારણના ચોપડામાં આ બધા હક્કો સ્વીકારાયા. આજે એનેય એક આખી સદી વીતી ગઈ છે ને આજે જગતના એક અતિ શિક્ષિત સંસ્કારી ને પ્રમુખ રાષ્ટ્ર તરીકે અમેરિકાની બોલબાલા છતાંય—

કાયદાએ સ્થાપેલા 'નિગર'ના અધિકારોની ક્રૂર વિડંબના હજી ચાલુ જ છે!

લિટલ રૉકનો બનાવ કોઈ છૂટોછવાયો એકલવાયો બનાવ ન હતો. હજી આ બનાવના દિવસની આગમચ જ—

* જૉન કેસ્પરે (રંગદ્વેષનો જેહાદખોર) નેશવિલ પરગણાની ગોરી પ્રજાને ૭ વર્ષના નિગ્રો વિદ્યાર્થી સામે ઉશ્કેરવામાં બાકી રાખી ન હતી.

બર્મિંગહામમાં નિગ્રો પ્રજાના સાથી રેવરંડ શટલવર્થને લોખંડની સાંકળો અને પિત્તળના લખોટાવડે ફટકારવામાં આવ્યો હતો: ગુનો એટલો જ હતો કે બાજુમાંની એક શાળામાં દાખલ કરાવવા નિગર બાળકોને તે સાથે લઈને ગયો હતો.

(આ પાદરીનો પત્ર આ પાનાં પર જ રજૂ કર્યો છે).

[ માનવ : જાન્યુઆરી '૫૮

* મેરિયોન આગળ એક નિગ્રો કાર્યકરને અસ્ત્રાની બ્લેડ વડે નપુંસક બનાવી એના પર અત્યાચાર ગુજારવામાં આવ્યો હતો.

* ઉત્તર કારોલિનાના શારલોટ પરગણામાં ૧૫ વર્ષની કુમારિકા ડોરોથી કાઉન્ટ ઉપર તેની જ સહાધ્યાયિની ગોરી કુમારિકાઓએ છરા ને પથરાનો વરસાદ વરસાવ્યો હતો.

દક્ષિણ અમેરિકાના ૧ કરોડ ૧૦ લાખ નિગ્રોને માથે વરસો થયાં સાધારણ અપમાન અને મારપીટથી માંડી જીવતા બાળી મૂકવાની તવાઈ ચાલુ જ રહી છે!

હજી ત્રણ વર્ષ પૂર્વે, ૧૯૫૪માં શાળાઓમાં ગોરાઓ સાથે બેસીને ભણવાના કાળાઓના અધિકારની રક્ષા માટે અમેરિકાની સુપ્રિમ કોર્ટે વચમાં પડવું પડ્યું હતું. અને એને અનુસરી ફેડરલ કોર્ટે એજ્યુકેશન બોર્ડને કરેલા હુકમ પછીય પરિસ્થિતિમાં કશો પલટો આવ્યો ન હતો.

દક્ષિણ અમેરિકાના આર્કનસાસના ગવર્નર મિ. ઓરવલ ઈ. ફૌબસનો મિજાજ હાથમાં રહેતો નથી:

સુપ્રિમ કોર્ટનો ચુકાદો હો કે ફેડરલ કોર્ટનો હુકમ હો, નિગ્રરનાં છોકરાં ગોરાં બાળકોની સાથે એક પાટલીએ બેસી, એક નિશાળમાં ભણે એ હરગીઝ બનનાર નથી. ને લિટલ રૉકની સેન્ટ્રલ હાઈસ્કૂલ પર નિગર વિદ્યાર્થીઓના ઓળા ઉતરે તે પૂર્વે તેમને ઠેકાણે પાડી દેવા મિલિટરીનો ચાંપતો બંદોબસ્ત કરી ચૂક્યો હતો.

આ બધું જાણ્યા પછીય ભારે તંગ વાતાવરણમાં કાળા વિદ્યાર્થીઓ લિટલ રૉકની સેન્ટ્રલ હાઈસ્કૂલને માર્ગે દૃઢ પગલે આગળ ધપી રહ્યાં હતાં.

હૈયામાં અદમ્ય ઉમેદ હતી: માનવઅધિકારની પ્રતિષ્ઠા માટે સહેવાં પડનારાં દુઃખોની જાણકારી હતી; અને એની પૂરી તૈયારીય હતી.

કેવળ નિગ્રો પ્રજાનાં જ નહિ, અમેરિકાના લાખો ગોરા સંસ્કારી નાગરિકોનાં હૈયાં આ નવ બાળકો પ્રતિ સહાનુભૂતિ ને આદરથી ઝૂકયાં હતાં. અખબારો ને ટેલિવિઝનો, સિનેમાઓ અને નિદર્શનો વગેરેની સમાનતાના પક્ષકાર બની, અમેરિકાની માનવીય સંસ્કારિતાની સાચવણી માટે ચિંતાતુર હતાં.

ત્યારે ગવર્નર ફૌબસના પાઠવ્યા ફોજી સૈનિકો અને કાળા-ધોળાના રંગદ્વેષમાં હજી પોતાની મોટાઈનું મિથ્યા અભિમાન સેવતા ગોરા ધમંડીઓનાં ટોળાં આ નવ નિગ્રો કિશોરો પર બેયોનેટ અને ડંડાથી હલ્લો કરતા, કિકિયારી બોલાવતા ને થૂંકતા, બિભત્સ ભાંડણ કરતા ને રંગદ્વેષની આગ ઓકતા ગોરી સંસ્કારિતાની પવિત્રતાના નામે માનવતાને લાંછન લગાડી રહ્યા હતા.

ટટાર ઉન્નત-શિર નિર્ભીક કિશોરો હસતે મોંએ નિશ્ચિત બની કર્તવ્ય પંથે બઢતાં હતાં-જાણે અમરિકી સંસ્કારિતાની જ્યોત આ કૂમળાં કાળાં કિશોરોને હાથ સલામત હતી!

લિટલ રૉકના ગોરા નાગરિકોમાંથી કોઈ મદદે દોડી ન આવ્યું, પરંતુ એમાંના અનેકની સહાનુભૂતિ તો નિગ્રો કિશોરો પ્રતિ જ હતી. લિટલ રૉકના મેયરે ને ટેનેસીના ગવર્નરે, એક ફેડરલ જજે અને અનેક પાદરીઓ અને શિક્ષકોએ જાહેર રીતે પોતનો વિરોધ વ્યક્ત પણ કર્યો હતો.

પરંતુ શ્રીમતી ગ્રેસ લોર્યનો પ્રતિકાર પ્રેરક બની ગયો. રંગદ્વેષનાં ટોળાને વીંધીને એણે પોતાનું સ્થાન એલિઝાબેથ એકફોર્ડ-પંદર વર્ષની કુમારિકાની બાજુમાં લઈ લીધું, ને પોતાની જાતને હત્યાખોરો સામે ધરી દીધી.

દિવસો લગી પ્રતિકાર ચાલુ રહ્યો.

છઠ્ઠે દિવસે રવિવારના પ્રાર્થનાદિને (તા. ૧૫-૯-૫૭) ન્યૂયોર્ક શહેરના એબિસિનિયન બાપ્ટીસ્ટ દેવળના નિગ્રો પાદરી રેવરન્ડ આંબેરીઆ ડેમ્પમે ગૌરવભેર એનો પડઘો પાડ્યો:

"સુદૂર દક્ષિણમાં નિગ્રો જુવાનોને હાથે આજે અમરિકી લોકશાહીની આગેકૂચમાં સૌથી મહાન ફાળો અપાઈ રહ્યો છે. હિંસા, દ્વેષ અને ધિક્કારની સામે થઈ આજે એ યુવાનો લોકશાહીનો ક્રોસ વહી રહ્યા છે..."

અને રોમન કેથોલિક પાદરી રેવરન્ડ એડવર્ડ ડી. હલેઈન પોતાનાં ગોરાં ભાંડુઓની શરમથી વ્યથિત બની સાવચેતીની વાણી ઉચ્ચારતા હતા:

"અમેરિકન તરીકે કાં તો આપણે સમાનતા અને લોકશાહીના આપણા ગુણોની પોપટિયા વાણી રટવાનું હવે બંધ કરી દેવું જોઈએ, અથવા તો, આપણે જેનો ઉપદેશ આપીએ છીએ એનો અમલ કરવા લાગી જવું જોઈએ!...આપણા રાષ્ટ્રના ભાવિ અસ્તિત્વનો આધાર

એ વાત પર છે કે, આપણે અમેરિકનો એ વાત વેળાસર સમજી લઈએ છીએ કે નહિ—કે, જો આ દેશમાં એક લઘુમતિ દમન સહેતી રહેશે તો તમામ લઘુમતિઓનો એ જ હેવાલ થશે…"

અને ફ્રી સિનાગોગ દેવળનો જ્યુ પાદરી રેવરન્ડ સ્ટેફન વાઈઝ આવે સમયે નિષ્ક્રિય ને મૂંગા રહેનારને ઉદ્દેશી બોલતો હતો :

"આપણા પ્રમુખ ( આઈઝન હોવર ) ગવર્નર ફૌબસનાં આ કૃત્યો ( નિગ્રો જુવાનો સામે નેશનલ ગાર્ડનો હિંસક ઉપયોગ કરવા સહિતનાં દુષ્કૃત્યો ) સામે તત્કાલ બોલી ઊઠશે એવી મેં આશા સેવી હતી…એને બદલે એમણે પોતાનામાં "વિશ્વાસ રાખવાની અને ધીરજ ધરવાની" સલાહ આપી છે !…નાગરિક અધિકારના કાયદાનો અમલ કરના મારર્યા કરી શકાયો નથી. શું આપણે આવા શરમજનક બનાવો ફરી ફરીને બનતા જોયા કરવાના છીએ ? અરે, આપણી પોતાની મહાનગરી ન્યુયોર્કની જ સિટી કૌંસિલમાં બ્રાઉન-શાર્પ-ઇસાક બિલ : ( આ ખરડો મકાનોના વસવાટ અંગે કાળા-ગોરાના ભેદ ભૂંસી નાખવાનો છે ) ને ગળે ટૂંપો મારવાની કોશીશો થઈ રહી છે ! અહીં ભેગા થયેલા તમામને હું વિનંતિ કરું છું કે, મેયર વેગનરને ખરડો તત્કાલ પસાર કરવા કાગળ લખજો અને એ રીતે, આપણી આંખમાંનો કણો અને ગવર્નર ફૌબસની ગુનેગારીનો કાળો ડાઘ આપણા અંતરમાંથી દૂર કરવામાં સહાયરૂપ થજો."

અલબત્ત, અનેક હિચકિચાહટ અને ઢીલાશને અંતે, માનવતાનો અવાજ સર્વોપરી બન્યો; ન્યાયનો અને રાજસત્તાનો અવાજ એને અનુસર્યો; પ્રેસિડંટ આઈઝનહોવરે ગવર્નર ફૌબસને લશ્કર પાછું ખેંચવા અને સુપ્રિમ કોર્ટના ચુકાદાને માથે ચઢાવવા આજ્ઞા કરી.

[ પાન ૨૦થી ચાલુ ]

છે, પણ આ રૉકેટને પાછું પૃથ્વી પર કેવી રીતે લાવવું તે હજુ સુધી શોધી શકાયું નથી. કદાચ ભવિષ્યમાં આ કૃત્રિમ ચંદ્રો પરથી આપણાં રૉકેટ સીધા બુધ( venus), મંગળ(mars) વગેરે ગ્રહો પર સહેલાઈથી જશે ! ખરે જ માનવે પૃથ્વીના સીમાડા તોડી નાખવાની દિશામાં આ કૃત્રિમ ચંદ્રો દ્વારા અસાધારણ અપૂર્વ પ્રગતિ સાધી છે !

વિશ્વના અનંત સાગરમાં બિંદુ શા માનવપ્રાણીએ વિશ્વનો તાગ કાઢવાનો કીમિયો જાણે હાથ કર્યો છે! પૃથ્વીના સીમાડા તોડી દૂરદૂર ભટકતા ગ્રહો, સૂર્ય, તારાઓ અને કલ્પનાના ઘોડા કરતાં પણ વધુ ગતિથી સરકી જનારી નિહારિકાઓનો, અને આ બધાનો જેમાં નિવાસ છે તે ખુદ અવકાશનો ભેદ જાણી લેવાની હોડમાં જાણે માનવી વિજય પ્રાપ્ત કરી રહ્યો છે !

એવું કહેવાય છે કે ઈ. સ. ૧૯૬૦માં અમેરિકા એક એવો કૃત્રિમ ચંદ્ર બનાવવાનું છે કે જે પૃથ્વી પરના બીજા દેશોમાં શું ચાલે છે, તે બધું જાણી શકશે—જાણે કે તે જાસુસ ન હોય ! અમેરિકાના વિજ્ઞાનીઓએ અનેક સ્વપ્નાં સેવ્યાં છે અને તે માટે તનતોડ પ્રયત્ન પણ કરી રહ્યા છે. અલબત્ત, થોડાક વખત પહેલાં તેમણે ૩ર્રૂ પૌંડનો કૃત્રિમ ચંદ્ર વેન્ગાર્ડ નામના રૉકેટની મદદથી છોડ્યો હતો પણ તે પાછો તરત નીચે ઊતરી આવ્યો ! રશિયા અને અમેરિકા વચ્ચે વૈજ્ઞાનિક ક્ષેત્રે સરસાઈ થઈ રહી છે.

# જનપથ

## સાધારણ માનવીની મથામણો........

એક નિકટના સ્વજન-સ્નેહીની વાત છે.

એના મનમાં કંઈક ગડમથલ ચાલી રહ્યાની મને જરાય ખબર નહિ; એટલે એક દિવસ એણે એકાએક પૂછ્યું: "મારા જેવો માણસ શું કરે? તમે શું સૂચવો છો?"—ત્યારે હું સવાલનો તંતુ જ પહેલાં તો પકડી શક્યો નહિ. એની સામું, એના મનનો ભાવ સમજવા, જોઈ જ રહ્યો.

એણે ખુલાસો કર્યો: "ગઈ કાલે આપણે બધા વાતો કરતા હતા... સૌ પોતપોતાની રીતે જીવનનો ઘાટ કેવી રીતે ઘડવો એની સમસ્યા વિચારતા હતા... હું મૂંગો હતો, પણ મારા મનમાંય ગડમથલ હતી... તમારી બધી વાત સાંભળ્યા પછી, મને થયું હું શું કરું તો મને મારા જીવનનો આનંદ મળે? જીવન જીવ્યાનો કંઈક સંતોષ વળે? તમે તો મને ઓળખો છો..." કહી એ અટકી ગયો.

ખરી વાત છે: નીકટના આ સ્વજન-મિત્રના ઉછેર અને વિકાસનો હું વરસો લગી સાક્ષી હતો. ૧૯૪૨માં, ભર જુવાન વયે એણે સેવેલી ભાવના અને 'કરેંગે યા મરેંગે'ના આંદોલનમાં કરેલી યત્કિંચિત કર્તવ્યતાનો મને થોડોક ખ્યાલ હતો; અને તે પૂર્વેય, કાચી કિશોર વયે, ભારતની સ્વાધીનતાનાં સ્વપ્નો સેવતાં કંઈક કરી છૂટવાની એની તમન્નાનો હું સાક્ષી હતો.

અલબત્ત, છેલ્લાં ઘણાં વર્ષથી તો એ મુખ્યત્વે વેપાર-વ્યવસાયમાં જ મશગૂલ હતો અને એનો કમાવાનો રસ પણ જબરો હતો; ને એને મારનો ઉત્સાહ જેવોતેવો નહિ: રાત દિવસ એક 'અર્થ-પ્રભુ'ની જ લગની! વાત વાતમાંય તંદુરસ્તીનું એક જ સૂત્ર: 'વિટામિન M' (મની=નાણાં)!

અલબત્ત, એનું આ સૂત્ર બીજી રીતે એને ઘણું ઉપકારક બન્યું હશે; પણ એની ખુદ શારીરિક સંપત્તિને, એની ચિત્તશાંતિ ને જીવનની સ્વસ્થતાને કાંઈ એવું ઉપકારક બન્યાનું મેં નથી જોયું.

ગમે તેમ પણ એનો બહારનો ધમાકો તો જબરો!

હું એની વાતનો શો જવાબ આપું? માણસ બાળ-બચ્ચાં ને કુટુંબવાળો હોય, અમુક રીતની જીવનની રહેણી-કરણીથી ટેવાઈ ગયેલો હોય,...મુંબઈ જેવા શહેરમાં, અમુક વેપારધંધામાં, અમુક સમાજમાં વરસોથી ગોઠવાઈ ગયો હોય...એને કઈ વાતમાં રસ પડશે, કઈ દિશામાંથી જીવનને સંતોષ મળશે, શું કરે તો ચિત્તશાંતિ મળશે—હું જાણુય શું? એની બાહ્ય-આંતર સ્થિતિનો તાગ મેળવવા પૂર્વે કહુંય શું?

ખેર...નીકટનો સંબંધ હતો: નિખાલસપણે વાત કરવાનો મોકો હતો. એટલે મેંય સંકોચ વિના જ આગળ ચલાવ્યું:

"તારી આર્થિક સ્થિતિ કેવી?" મેં પૂછ્યું.

"સારી." એણે ટૂંકમાં કહ્યું.

મેં પૂછ્યું: "એમ નહિ; કાલે તારી તબિયત ઠીક ન રહે ને મુંબઈ છોડી જવું પડે તોય આજની બચતમાંથી ભરણ પોષણ થાય ખરું?"

"ઘણી ખુશીથી."

"ને કાલે તારે તારાં બાળકોમાંથી એક બેને ભણાવી-ગણાવી વધુ અભ્યાસ-અનુભવ માટે પરદેશ મોકલવાં હોય તો એનેય પહોંચી વળવા જેટલી સ્થિતિ ખરી?"

"ખરી."

"અને...કાલે તારી હયાતિ હોય ન હોય ને ધંધામાં મુશ્કેલી આવે, તોય બચતમાંથી તારું કુટુંબ, આજના

જીવનધોરણની દૃષ્ટિએ ય, સુખે દા'ડા ગુજારી શકે એવી શક્યતા ખરી ?"

"કહી શકાય ખરી. ખાસ ચિંતા કરવી ન પડે."

થોડીવાર તો હું મૂંગો થઈ ગયો...આગળ શું પૂછવું એનો જ વિચાર કરી રહ્યો...પછી સૂઝ્યું તે પૂછ્યું:

"તને આ આપણા ગામની હોસ્પિટલની પ્રવૃત્તિમાં આટલો રસ છે તો એનું જ કંઈક વધારે વિચારે...એની કોઈક યોજનાનો ભાર તું ના લઈ શકે ?"

જવાબમાં એણે એ બાબતની એકાદ બે નાની શી યોજનાઓની વાત કરી. પણ જેમ દરેક ક્ષેત્રે તેમ ત્યાં પણ કોઈ માણસ એમાં પરોવાઈ ન જાય ત્યાં લગી ધાર્યું કશું પરિણામ આવતું નથી એય એણે સમજાવ્યું.

મેં પૂછ્યું: "તો તું જ એમાં શું કામ નથી ઝંપલાવતો ?"

એ તો આભો જ બની ગયો: "હું ? હું મારો વેપાર ધંધો સંભાળું કે આ ? બેત્રણ મહિને એકાદ આંટો મારી જવાનો હોય કે કંઈ ફંડફાળો ભેગો કરી આપવાનો હોય તો એટલું કદાચ થઈ શકે...પણ અહીં ધામા નાખી પડવાનુ તે શી રીતે બને ?"

"શી મુશ્કેલી આવે ?"

"બધી જ વળી—ધંધાને તાળું જ મારવુ પડે !"

"પણ એથી **મુશ્કેલી** શી આવે ?"

"વાહ ! ધંધો બંધ કરવો એ મુશ્કેલી નાહ ?"

હુંય વિચારમાં પડી ગયો:

જેને હજી ગુજરાન થતું નથી, જેને માંદે-સાજે આવતી કાલની ચિંતા છે, ઘરડે ઘડપણ લાચારી ભોગવવાનો વારો આવશે, અથવા પોતાની હયાતિ નહિ હોય ત્યારે કુટુંબને ઓશિયાળું બની જીવવાની ઘડી આવશે એવી દહેશત છે—એમને ધંધો વેપાર નહિ, નોકરીય છોડવાનું કોઈ કહે, અરે, કપાત પગારે લાંબી રજા ઉપર ઊતરવાનું કોઈ કહે, તો મુશ્કેલી લાગે—એ સાવ સમજી શકાય એવી વાત છે.

પણ અહીં તો એવી કશી ચિંતા નથી. પછી મુશ્કેલી શાની ?—મને સમજાયું નહિ.

મેં ફરી પૂછ્યું: "માન કે ધંધો બંધ કર્યો, તોય આજના લગભગ ચાલુ ધોરણે ગુજરાન તો થઈ શકે એમ છે, ને ભાવિની સારી એવી સલામતીય છે—પછી, **ગુમાવવાનું** શું રહે છે ? અને જો તારા કહેવા પ્રમાણે તને તારી આ યોજનામાં રસ હોય અને તું એમાં જ ઝંપલાવી પડે તો તારે **ગુમાવવાનું** તો બાજુ પર રહ્યું, પણ તું જે જીવન-રસની વાત પૂછતો હતો, એ રસ **પામ્યાનો** આનંદ મળે એ શું જેવો તેવો બદલો ગણાય ?"

પણ મારાં આ વાક્યો કેમ જાણે એને કાને જ પડ્યાં ન હોય તેમ એ બોલી ઊઠ્યો: "ભલા માણસ ! તમે તો મને આ ઉંમરે **વાનપ્રસ્થ** બની જવાનું કહો છો ?"

"વાનપ્રસ્થ ? એક રીતે તો સાચી વાત છે. આપણી સંસ્કૃતિમાં વાનપ્રસ્થ-આશ્રમને એક મહત્ત્વની કક્ષા ગણાવી છે; એ જમાનામાં સર્વસાધારણ રીતે, માણસ ૨૫મે વર્ષે લગ્ન કરી, ૫૦ વર્ષની વય સુધીમાં દ્રવ્ય-ઉપાર્જન કરી, કદાચ એટલી બચત (એ જમાનાના જીવનધોરણ અનુસાર) કરી શકતો હશે કે જેથી ૫૧મે વર્ષે ગૃહસ્થ મટી વાનપ્રસ્થ બને તો તેને, તેના કુટુંબને યા સમાજને કોઈ નવી દુશ્ચિંતાનો વિષય ઊભો ન થાય...પરંતુ આ તો સતયુગ નથી, કળિયુગ છે. આ આપણા હરિશ્ચંદ્રકાકાની જ વાત કર. એમની ઉંમર પંચાવનની થવા આવી હશે. કુટુંબનું ભરણપોષણ કરવામાંથીય હજી એ ઊંચા આવી શક્યા નથી. અને હજી કેટલાં વરસ સુધી ઢસરડો કર્યા પછી ભવિષ્યની નાની સરખીય ચિંતા ટાળવા શક્તિમાન બનશે તે તો કોણ કહી શકે એમ છે ? કળિયુગના આ હરિશ્ચંદ્રને આજે કોણ કહી શકે કે, "નોકરી-ધંધો છોડી દો, નિવૃત્ત થાઓ, વાનપ્રસ્થ બનો ?" એમને તો કદાચ જીવનની છેલ્લી ઘડી સુધી ફરજિયાત 'નોકરિયાત-ગૃહસ્થ'નો જ ધર્મ પાળવો પડશે ! અને તોય, એવા એવાય એ, આ નહિ તો તે, કોઈ ને કોઈ સાર્વજનિક કામમાં બેચાર કલાક તો આપતા હશે ! કળિયુગના વાનપ્રસ્થની આ બે બાજુ છે !

"અને કળિયુગની બીજીય એક વિશેષતા છે: પેલા કલ્યાણને હજી ૧૯ વર્ષ થયાં હશે; હજી હવે એ પુખ્ત નાગરિક બનશે. પણ 'ગૃહસ્થાશ્રમ'નો આરંભ કરે તે પૂર્વે જ, એક બાબતમાં તો એ 'વાનપ્રસ્થ' થઈ શકે એવી સ્થિતિ ધરાવે છે. પિતાની મિલકતનો એ એવો

[પાન ૩૩ ઉપર]

# અવારનવાર

—પ્રણવ

**માનવનું વિજ્ઞાન સ્ત્રીપુરુષ સંબંધની નીતિ અને લગ્ન સંસ્થાને એરણ પર મૂકી ચૂક્યું છે.**

**સંતતિ-નિયમન** ઘણું ગાજે છે. થોડા ભીતિથી ફફડીને ઉડાઉડ કરે છે, થોડા પ્રીતિથી મદમાં આવીને ટહૂકા કરે છે, મોટા ભાગના પ્રકૃતિને વશ થાય છે.

ભીતિ અંધ છે, પ્રીતિયે અંધ છે ને પ્રકૃતિને જ વશ થવામાં માનવની માનવતા નથી. પ્રકૃતિ તો છે જ, પૃથ્વી જેવી નક્કર ને ખેંચનારી. તેના જેવો જ જે નકકર છે ને તેનો ખેંચ્યો જ જે ખેંચાય છે, જે જોતોયે નથી ને જાણતોયે નથી તે જડ પથ્થર છે; પ્રકૃતિની નક્કરતા પર જ ચારે પગ ખોડીને તેને જ જે જુએ છે (પશ્યતિ) તે પ્રાકૃત પશુ છે; પ્રકૃતિની નક્કરતા પર બે પગ ખોડી ટટાર થઈને જે ઊંચે આકાશને જુએ છે ને બે મોકળા હાથે સૂર્યચંદ્રને પકડવા ઊડે છે ને પોતાને જે જાણે છે તે સંસ્કૃત માનવ છે. કેવળ પ્રકૃતિમય તે જડ, કેવળ પ્રકૃતિ પ્રમાણે તે પશુ, પ્રકૃતિને જાણી તેથી ઊંચે ઊડે તે માનવ. પ્રકૃતિને જાણવી એ છે માનવનું વિજ્ઞાન, પ્રકૃતિથી પર થવું એ છે માનવનો પ્રયત્ન. પદાર્થ-વિજ્ઞાનથી માનવી જડ પ્રકૃતિને સમજી તેનાથી ઊંચે ચડયો. જીવ-વિજ્ઞાનથી માનવી પશુ-પ્રકૃતિને સમજી તેનાથી ઊંચે

[ પાન ૩૮ ઉપર ]

---

વારસદાર છે કે એને વર્તમાનનાં સુખ માટે કે ભાવિની સલામતિ માટે કોઈ કશી ચિંતા કરવાની જરૂર નથી... એ ધારે તો, આજે જ ધંધાનો આરંભ કરવા કરતાં, કોઈ જીવનરસની પ્રવૃત્તિમાં સીધો ઝંપલાવી શકે એમ છે!

આમ, કળિયુગમાં 'વાનપ્રસ્થ' બનવા ઉંમરનાં લેખાં ગણવાં નથી પડતાં. ઉંમર સાથે એને કંઈ સંબંધ જ નથી. જીવનની પરિસ્થિતિ કોઈને ૧૯મે વરસે અનુકૂળતા આપે છે; ને કોઈને ૭૧મે વરસેય નહિ!"

એકી શ્વાસે આ બધું હું બોલી ગયો. સદ્‌ભાગ્ય એટલું જ કે મિત્ર એકાગ્ર ચિત્તે સાંભળી રહ્યો હતો.

ને વાતનો મર્મ મેં કહી નાખ્યો:

"તને તો ૪૦-૪૨ વર્ષ થઈ ચૂકયાં છે... તું ૧૦ વર્ષ વહેલો ધંધામાંથી નિવૃત્ત થઈ શકવા જેટલો ભાગ્યશાળી છે... તું પૂછે છે કે, 'હજી આટલી ઉંમરે વાનપ્રસ્થ બનાવી દેવો છે?' એના કરતાં તું તારા મનને એટલું પૂછ કે, 'હવે શું મેળવવા માટે હું ધંધામાં ખૂંપી રહ્યો છું? અને એમાંથી નિવૃત્ત થતાં હું શું ગુમાવવાનો છું? બલકે ખરેખર કંઈ નવું મેળવવાનો જ આ માર્ગ નથી શું? જે જીવનરસ હજીય ઇચ્છા કરે છે—એની તક તો તારે આંગણે આવી ઊભી છે... એને કેવળ ઝડપી જ લેવાની વાર છે. તારે કંઈ જ ગુમાવવાનું નથી, ને બધું જ પામવાનું છે..."

માર્કસે સર્વહારા શ્રમજીવીઓ માટે કહેલું આ સૂત્ર કેમ જાણે આ મિત્રના જીવનની બાબતમાં બંધ બેસી ગયું! ને હું કેવળ વિચારી રહ્યો: શાથી આનું મન ગૂંચવાતું હશે? કઈ વસ્તુનો એને ડર લાગતો હશે?

અલબત્ત, આ વાત તો એટલેથી જ પતી ગઈ...આજે એને મહિનાઓ વીતી ગયા છે...કદાચ એ વાત મિત્રની વિસ્મૃતિની ગુહામાં ક્યાંક દટાઈ પણ ગઈ હશે...

પરંતુ સદાકાળને માટે વિલુપ્ત તો નહિ થઈ હોય, ન થાય—એટલું જ હાસ તો મારું મન ઇચ્છી રહ્યું છે.

ચડવા જાય છે. વિમાન અને સ્પુટનિક એ જેમ પદાર્થ-વિજ્ઞાનને ક્ષેત્રે માનવનો પ્રયત્ન છે, સંતતિ-નિયમન અને આયુષ્ય-નિયમન એ જીવ-વિજ્ઞાનને ક્ષેત્રે માનવનો પ્રયત્ન છે.

ઇતિહાસમાં એક કાળે મૃત્યુ સસ્તું હતું ને ત્યારે માનવીએ ઇચ્છા-મૃત્યુનો આદર્શ સેવ્યો. ભીષ્મપિતામહે કહ્યું: "હું ઉત્તરાયણ પછી જ મરીશ." અને પછી જ મર્યા. ભીષ્મ ભારતના એક આદર્શ પુરુષ ગણાયા.

ઇતિહાસમાં આજે સંતતિ સસ્તી થઈ છે ને તેથી માનવીએ ઇચ્છિત-સંતતિનો આદર્શ સેવવા માંડ્યો છે.

જન્મ ને મરણ: માનવદેહના એ બે પ્રાકૃતિક ધર્મો કાળા માથાના માનવીના હાથની વાત નથી. શું એમને હાથમાં લેવાં એ માનવીને માટે યોગ્ય છે? શું એ ધર્મ-સંમત છે?

શું જન્મ, શું મરણ, શું જરા કે વ્યાધિ ને ક્ષુધા, માનવની પ્રકૃતિનાં આ તત્ત્વો માનવીને બાંધે છે. એમાંથી મુક્ત થવું એ માનવીનો પુરુષાર્થ છે, અને ધર્મે માનવની આ મુક્તિની આકાંક્ષાને સર્વસાધારણ રીતે યોગ્ય જ માની છે. દા. ત. મોક્ષ એટલે જન્મમરણના ચકરાવામાંથી છૂટકારો. અને સ્વર્ગ કેવું હશે? તો કહ્યું કે ત્યાં જન્મ કે મૃત્યુ નહીં હોય, જરા કે વ્યાધિ નહીં હોય, ક્ષુધા કે પિપાસા નહીં હોય; ને સંતતિ? દેવોની એ ભોગયોનિમાં સંતતિનો ભય નહીં હોય, બ્રહ્માને માનસપુત્ર થશે. અને એવા એ સ્વર્ગે ચડવાનો માનવનો પ્રયત્ન પુરાણકાળથી નોંધાયેલો છે. વિશ્વામિત્રે ચડાવેલો ત્રિશંકુ આજે પણ હજી દક્ષિણ આકાશમાં ચડે છે ને પડે છે.

સદીઓ સુધી કલ્પનાઓ કરીકરીને બાંધેલા એ સ્વર્ગલોકને પૃથ્વી પર સાકાર કરવું એ માનવનો પુરુષાર્થ છે. પ્રકૃતિના નિયમોને સમજીને માનવ પ્રકૃતિનાં બંધનોથી પર થવા ઇચ્છે છે. માનવ માટે પ્રકૃતિ બે જાતની: એની બહારની અને એની પોતાની. બંને પ્રકૃતિથી માનવીને ઊંચે ચડવું છે.

માનવના પ્રયત્ન પણ તેવા જ બેવડા રહ્યા. એક બાહ્ય પ્રયત્ન બીજો આંતરિક પ્રયત્ન.

જડ સૃષ્ટિનાં ટાઢી ગરમી સતાવે છે. બાહ્ય માનવે અગ્નિ શોધ્યો, વસ્ત્ર બનાવ્યાં, મકાન બાંધ્યાં, આશ્રમ, ગામ ને પુર રચ્યાં. આંતર માનવે શીતોષ્ણને જીતતો હઠયોગી ઇન્દ્રિયજય સાધ્યો.

ચર સૃષ્ટિનાં હિંસ્રપશુઓ ખાઈ જવા કરે છે. બાહ્ય માનવે શિકારની કળા સાધી, શસ્ત્રોનું વિજ્ઞાન શોધ્યું, કુળ, સમાજ ને નગરો વસાવ્યાં. આંતરમાનવે અહિંસાને અંતરમાં સુપ્રતિષ્ઠિત કરી, તેની સંનિધિમાં સિંહ-હરણ વચ્ચેનાં વેર છોડાવ્યાં.

અચર સૃષ્ટિનાં જંગલો ગૂંગળાવે છે. બાહ્ય માનવે પરશુ લઈને જંગલો કાપ્યાં ને ગોડી-નીંદીને પાક ઉછેર્યા. આંતરમાનવે અરણ્યને તપોવન બનાવ્યાં ને આરણ્યકો રચ્યાં.

દેહની પ્રકૃતિનાં ભૂખ-તરસ પીડે છે. બાહ્ય માનવે શિકાર, પશુપાલન ને ખેતીની વિદ્યાઓ ક્રમશઃ હસ્તગત કરી. આંતરમાનવે અનશનને તપનું વ્રત બનાવ્યું ને ઉપવાસને ધર્મનું અંગ બનાવ્યું.

મિથુનધર્મ અંદરો અંદર લડાવે છે. સામાજિક માનવે લગ્નને સંસ્કાર બનાવ્યો, સંયમ ને બ્રહ્મચર્યને સંસ્કૃતિનાં શિખરો માન્યાં. આધ્યાત્મિક માનવે બ્રહ્મને ઓળખ્યું, તેની ચર્યામાં સકળ પ્રાણશક્તિને નિયોજી દીધી અને એક જ દેહમાં સ્ત્રી-પુરુષભાવનો સમન્વય કરી મિથુનભાવને નિર્દ્વંદ્વ કર્યો.

આ બાહ્ય ને આંતર માનવના પ્રયત્નો એકમેકથી વિરુદ્ધ નથી. પરસ્પર પ્રેરક અને પૂરક છે. શુક-જનકનો એક જ પંથ છે. બંનેના સંયોગથી માનવસંસ્કૃતિ રચાય છે, વિયોગથી કાં દાનવસંસ્કૃતિ બને છે કાં એ એકાંત ગુફાવાસી બને છે.

કાર્ય-કારણનું ચક્ર જડ સૃષ્ટિમાં અફર છે, કર્મ-વિપાકનું ચક્ર પશુસૃષ્ટિમાં અનિવાર્ય છે; પણ માનવ એને સુધારે છે, સંસ્કારે છે ને સ્થગિત પણ કરે છે. કર્મનાં તમામ ફળ એ ભોગવતો નથી. દાણા લે છે, ફૂસકા ફેંકી દે છે. ફૂલ લે છે, કાંટા બાળી નાંખે છે. અલબત્ત આમાં એની શક્તિ મર્યાદિત છે, છતાં છેક જડ કે પશુસૃષ્ટિ જેવું પણ નથી. જ્ઞાનમાં કાર્યચક્રના નિયમનની શક્તિ છે અને સરવાળે જ્ઞાનના ઉદયને અટકાવવો એ સૂર્યના ઉદયને અટકાવવા જેટલું જ અશક્ય છે. આહાર, નિદ્રા અને ભય (કુદરતી તેમ જ સામાજિક) એ બધાની બાબતમાં માનવે જ્ઞાનબળથી કર્મનાં કુફળમાંથી બચવાનો પ્રયત્ન કર્યો છે અને તે ધર્મ લેખાયો છે. તો સંતતિ-નિયમન વિશે આટલો ઊહાપોહ કેમ? આવો સવાલ સહજ છે.

સંતતિ-નિયમન સામેના વિરોધનું કારણ વૈજ્ઞાનિક કે

તાત્ત્વિક નથી, પણ 'નૈતિક' છે. નીતિ શું છે? નીતિ એટલે સમાજનું નયન કરે તે. જે બધાં કરે તો સમાજ તૂટી પડે તે અનીતિ, જે બધા કરે તોયે સમાજ ચાલે ને વધે તે નીતિ. નીતિ સમાજની કરોડરજ્જુ છે. માટે સમાજની ચિંતા કરનારા કદી નીતિ પર પડતો ઘા સહી શકતા નથી. માનવે સમાજ બાંધીને રહેવું હશે તો નીતિ વિના ચાલવાનું નથી, ને સમાજ વિના માનવ માનવ રહી શકે તેમ નથી.

પણ નીતિનું બાહ્ય કલેવર હમેશાં બધે એક જ પ્રકારનું હોતું નથી, રહેતું નથી. આજે ને અહીં જે અનીતિ લાગે, તે કાલે ને ત્યાં ન લાગે. સામાજિક નીતિ દેશ કાળથી અબાધિત નથી, એ સદા પરિવર્તનશીલ રહી છે. હર હાલતમાં સમાજને ધારણ કરવો છે, સમાજનું નયન કરવું છે, એટલો પાયો સાચવીને નીતિ દેશકાળ પ્રમાણે નિરનિરાળી ને ઉપરટપકે વિરોધાભાસી લાગે તેવી ઇમારતો રચે જાય છે. કોઈ એક જ નૈતિક ઇમારતનો અતિ આગ્રહ સેવવો અને સામાજિક નીતિને જ ત્રિકાલાબાધિત પરમોચ્ચ આધ્યાત્મિક સત્ય માની લેવું, એ દેહાસક્તિના જેવો જ દુઃખી થવાનો ને દુઃખી કરવાનો રસ્તો છે. દૈહિક નીતિ ને દૈહિક કર્મોને જે આત્માનું અર્થાત્ માનવતાની મૂળભૂત ઐક્યભાવનાનું વાહન તરીકે જોઈ શકે છે, તેને મોહ કે શોક નથી થતો અને એવા તટસ્થ માનવ જ દેહનું આત્માની જરૂરિયાત પ્રમાણે નિયમન અને નવનિર્માણ કરી શકે છે.

સંતતિનિયમન યોગ્ય કે અયોગ્ય એ વિશે નૈતિક કે આધ્યાત્મિક દૃષ્ટિએ મતભેદ રહે, તો પણ જે પરિસ્થિતિ સામે ઊભી છે તેને સમજી લેવી જરૂરી છે.

સંતતિનિયમન એ કેવળ કૃત્રિમ સાધનોનો સવાલ નથી, એ શરીરવિજ્ઞાનની જાણકારીનો સવાલ છે. એ જાણકારી કદી નહોતી તેટલી આજે ફેલાઈ ચૂકી છે—અને રોજરોજ નીતિનિયંત્રકોની કલ્પનામાં ન આવે તેટલી ઝડપે પ્રસરી રહી છે. લગભગ તમામ જાહેર-ખાનગી પ્રસુતિગૃહો ને ડૉક્ટર-નર્સ 'ઑપરેશન' વગેરેની હિમાયત કરી રહ્યાં છે. આ વિષયની ચર્ચા શહેરોમાં સાવ મામૂલી બાબત બની ચૂકી છે. સગાં ભાઈબહેન પણ આજે હવે નિઃસંકોચ 'તમે શું કરો છો?' એમ પરસ્પર પૂછતાં થઈ ચૂક્યાં છે. ચોરે ને ચૌટે સાસુ-મ કળો પણ 'ઑપરેશન'ની અનિવાર્યતાની ચર્ચા ને હિમાયત કરતાં થઈ ગયાં છે. આ પ્રાપ્ત પરિસ્થિતિ છે.

સમાજના નીતિરક્ષકો અને સંતતિનિયમનના હિમાયતીઓ પરસ્પરની કડવી વાદાવાદીમાં એ વસ્તુ સાવ જ વિસરી જતા જણાય છે કે, પરિસ્થિતિ ગમે તેવો આકાર ધારણ કરે અથવા આપણે તેને આમતેમ પલટીએ, તો પણ સમાજના દેહને તો સાચવવો જ પડવાનો છે. તે વિના માનવના આદર્શો ને માનવના પ્રયત્નોનું કોઈ સાધન જ નથી રહેતું.

અને નીતિ-ચિંતકોએ બીજું પણ એક વિચારી લેવા જેવું છે. શું નીતિ કાયમ પકડાઈ જવાના ભયના પાયા પર જ ઊભી રહી શકે ખરી? સંતતિનિયમન એટલું જ કરે છે ને કે સમાજે માન્ય ન કરેલા સંબંધને પરિણામરહિત કરીને પકડી ન શકાય તેવો બનાવે છે? આજે હવે ગામને નાનકડો સમાજ નથી રહ્યો. મોટાં શહેરોમાં 'બે આંખના શરમ' નથી રહી. કોણ કોને ઓળખે છે? ત્યાં કોણ કોને પકડે? અને આજે હવે સંતતિ નિયમનનું જ્ઞાન એટલું ફેલાઈ ચૂક્યું છે કે, કોઈ પણ સંબંધને સંશયરહિત માનવાનું તર્કસંગત નથી રહી શકતું. એટલે કે સાથે ફરતાં બધા જ સ્ત્રી પુરુષો દુરાચારી હોઈ શકે એવો શક સેવનારી હાલત આવી ગઈ.

વિજ્ઞાને સમાજમાં જે પચરંગીપણું પેદા કર્યું છે અને જે જ્ઞાન ફેલાવ્યું છે, તેમાં હવે ભય ને સંશયના પાયા પર ઊભેલી નીતિ ટકી શકે તેવું રહ્યું જ નથી. દિવસે દિવસે આ હકીકત વધુ ને વધુ સ્પષ્ટ થતી જવાની છે. અભય અને વિશ્વાસના પાયા પર ઊભેલી નવી નીતિ એ કાળનો તકાજો છે. જોખમ ઉઠાવવાની માનવીની હિંમતની આજે કસોટી છે.

આવે વખતે સાચા નીતિ-ચિંતકોએ તો નાહકનો બળાપો કર્યા કરવાને બદલે, નવીન પરિસ્થિતિમાં શાશ્વત મૂલ્યો કઈ રીતે જળવાય ને કઈ રીતે નવીન નીતિ આજની નીતિ સાથે તૂટ કે ગાંઠ વિના સંધાઈ જાય, એ શોધવા ને યોજવા માંડવું જોઈએ.

તેજ રીતે સંતતિનિયમનના હિમાયતીઓએ એની વૈજ્ઞાનિકતા ને અનિવાર્યતાનું અખંડ પારાયણ કરી કરીને નીતિવાદીઓને સતાવી શકયાનો ક્ષુલ્લક આનંદ ચૂસ્યા કરવાને બદલે જવાબદાર સામાજિક નાગરિકો તરીકે સમાજના સુવ્યવસ્થિત અને કલેવરહિત નયનને વિશે જાગ્રત ભાવે વિચારવા માંડવું જોઈએ.

માનવનું વિજ્ઞાન સ્ત્રી-પુરુષ-સંબંધની નીતિ અને લગ્ન સંસ્થાને નવેસર ચિંતનની એરણ પર મૂકી ચૂક્યું છે. માનવના આત્મજ્ઞાનના હથોડામાં એને નવો ઘાટ આપવાની શક્તિ છે કે નહીં તેની હવે પરીક્ષા છે.

# ઘરદીવડા

## જ્યોતિ ભટ્ટ : વિકસી રહેલી યશસ્વી પ્રતિભા



હજી પૂરાં ૨૪ વર્ષ થયાં નથી એ જ્યોતિ ભટ્ટને. ગુજરાત નહીં પણ ભારતના કળાક્ષેત્રે તેની યશસ્વી કારકીર્દિનાં મંડાણ થઈ ચૂક્યાં છે.

* ૧૯૫૬માં દિલ્હીની 'લલિતકલા અકાદમી'ના રાષ્ટ્રીય કળાપ્રદર્શનમાં રૂા. ૧૦૦૦નું શ્રેષ્ઠ પારિતોષિક મેળવનારામાં જ્યોતિ પ્રથમ પદ પામ્યો છે; ને રાષ્ટ્રપતિના સુવર્ણચંદ્રકનો અધિકારી ઠર્યો છે.

* મુંબઈ અને સ્વિત્ઝરલૅન્ડ તથા મનીલા વગેરે પરદેશોમાં તેની કૃતિઓ જીમખાનાજનો આવકાર પામી છે.

* મધ્યસ્થ સરકારે તાજેતરમાં તેને વધુ અભ્યાસ માટે બે વર્ષની 'શિષ્યવૃત્તિ' આપી યોગ્ય ઉત્તેજન આપ્યું છે. છેક છેલ્લા સમાચાર મુજબ બોમ્બે આર્ટ સોસાયટીએ ૧૯૫૭ના વર્ષે પણ તેના ચિત્રને પારિતોષિક એનાયત કર્યું છે.

જ્યોતિનું બાળપણ ભાવનગરમાં વીત્યું, અને એ વરસોમાં એને ગાંધીજીની સર્વોદયી ભાવનાવાળા નિષ્ઠાવાન કલાકાર જગુભાઈના અંતેવાસી બનવાનું સદ્ભાગ્ય સાંપડ્યું: કલાની એ પ્રથમ દીક્ષા.

પરંતુ એની ઉત્કટ સાધનાનો આરંભ ૧૯૫૦માં થયો કહેવાય.

● ૧૯૫૦માં વડોદરા વિદ્યાપીઠમાં કળાના અધ્યયનને બીજી વિદ્યાઓની

[ પાન ૪૨ ઉપર ચાલુ ]





# સ્વ. બકુલેશ : કરમાઈ ગયેલી પ્રતિભાની યાદમાં—

**બકુલેશ**ના અવસાનની ખબર મેં તો બહુ મોડી જાણી: 'ટાઈમ્સ'માંથી જ. નીકટના મિત્રો પણ આજના સ્પુટનિક યુગની ઝડપમાં કેટલા દૂર ફેંકાઈ ગયા હોઈએ છીએ!

એક જ શહેરમાં રહેવા છતાં, મુંબઈમાં બકુલેશને છચ્ચાર મહિને મળવાનું થતું. પણ એ ગુલાબી આદમીને મળવાનું થાય ત્યારે કલાક બે કલાક તો સહજ નીકળી જાય: એ ન છોડે, ને આપણુંય એને છોડીને જવાનું મન ન થાય: હજાર નવી નવી વાતો કરે—ગાંડી-ઘેલીય અનેક. પરંતુ એકવાર સ્ફટિક જેવું પારદર્શક હૈયું જોયા પછી એ બધી વાતો કરતાં, એનો જીવન પ્રત્યેનો, જીવનની વિસ્તૃત અનુભૂતિઓ પ્રત્યેનો, માનવની સર્વાંગી માનવીય લાક્ષણિકતા પ્રત્યેનો એનો આવેગ અને એની સચ્ચાઈ છોડીને જવાનું મન ન થાય! વારંવાર એમ થયા જ કરે: આટલી અનુભૂતિ, આટલો આવેશ અને આટલી સચ્ચાઈ ને પારદર્શકતા—જીવનનું આટલું ભાથું શક્તિશાળી સર્જકને માટે કેવું જબરજસ્ત ઉપકારક બની શકે!

અને આની સાથે જ અફસોસથી ચિત્ત ચચુચણી ઊઠતું: આ બધું ભાથું વરસોથી બાંધીને બેઠેલો બકુલેશ! ભર-જુવાનીથી જીવનની આકરી મજલે ઊપડેલો, 'વીસમી સદી'ના જમાનાથી સાહિત્યને પારે ચઢી ચૂકેલો, ને જિંદગીમાં ભરપટ્ટે કારખાનાં, ખાણો, ખેતરો ખૂંદેલો, શહેરોની ગલીઓમાં, માછીમારોનાં ઝૂંપડાં ને વેશ્યાઓના આવાસોમાં ભટકેલો ને દવાખાનાંથી માંડી મશાણોમાં કોઈની ને કોઈની કુમકે દોડતો પહોંચી ગયેલો બકુલેશ! 'નિશ્વાસ'(પ્રથમ વાર્તાસંગ્રહ: ૧૯૩૭માં નવી દુનિયા કાર્યાલય અમદાવાદ તરફથી પ્રગટ)ને ટપોટીઅદ્દ લેખક, શ્રી લોટવાળાના ઉદ્દામ જૂથમાં નવા વિચારો, નવું વાચન, નવો અભ્યાસ ને નવનવી ચર્ચાના વાતાવરણમાં, અનેક મરાઠી પત્રકારોના સહકારમાં, ગુજરાતી પત્રકારત્વને ક્ષેત્રે નવાં પ્રયાણ આદરનારાઓમાંનો (શ્રી. રવિશંકર મહેતા, પી. જે. ભટ્ટ, ડૉ. જયંત ખત્રી, જીતુભાઈ મહેતા, શર્મા, નરહરિ ભટ્ટ વગેરેના સંગાથમાં) તેજસ્વી ને છટાભર્યો બકુલેશ! આભનેય બાથ ભરવાની હિંમતવાળો તો ખરો જ...

આવી તાજગી, આવો નાવીન્ય પ્રેમ, આવી છટા ને આવી હિંમત! વ્યવસાયેય લેખક ને પત્રકાર...છતાં—બકુલેશ સર્જનક્ષેત્રે ઝાંખો પડતો ગયો, ને છેવટે લગભગ કરમાઈ ગયો!

* માસિકો, અઠવાડિકો ને દૈનિકોનાં કોલમો ભરીભરીને એની પ્રતિભા ઘસાઈ ગઈ?

* સિનેમાની દુનિયા સાથે, એની જાહેરખ.ના વ્યવસાય સાથે, એના વાતાવરણ સાથે બકુલેશ પણ છીછરો બની ગયો?

* આર્થિક મુશીબતો (આવી પડેલી, વહોરેલી ને આવકારેલી)માં એનો સર્જક જીવ કરમાઈ ગયો?

આ બધું અંશતઃ સાચું.

અને—

* ગુજરાતના તે જમાનાના ઉદ્દામો ને પ્રગતિશીલોની ('પ્રગતિશીલો'માં ત્યારે ઉમાશંકર ને સુંદરમ્ પણ ખરા) જીવનનાં અને સર્જનનાં નવાં મૂલ્યોને વણી લેવાની સાધનાના વિકટ પંથમાં કમજોરી રહી. તથા—

* ૧૯૪૦થી ભારતની અનેક ભાષાઓના સાહિત્યમાં જે એક પ્રકારનું 'છિન્નભિન્નતા'નું મોજું ધીમે ધીમે છતાં પરિણામદાયી બની ફરી વળ્યું (ગુજરાતમાં તો એની ખબરેય

ન પડે એવી ગતિએ ને એવી રીતે ) એમાં અનેક સર્જકો ફંધાયા, ધીમા પડ્યા ને થંભી ગયા.

આ પણ સાચું :

પરંતુ, આ દરમ્યાન કેટલાક પગ ટેકવીને ઊભા રહી ગયા, ને સમય જતાં ફરી ગતિમાન બન્યા...

ત્યારે બકુલેશ ને બીજા અનેક ઘસડાઈ ગયા !

માણસની અંગત કમજોરી ?

એય કબૂલ છે :

પરંતુ, સાહિત્યના ક્ષેત્રે માણસની કમજોરી, એની ગાંડીઘેલી વાતો, એની સરકી પડવાની આદત, એની અપ્રમાણ આવેશશીલતા કરતાં, ને એની દુર્જનતા ને સુજનતા ( આ બાબતમાં તો બકુલેશની સુજનતા અત્યંત સ્પૃહણીય હતી ) —બધાંની અસર માણસના જીવન ઉપર ને સર્જન ઉપર થતી હોવા છતાં, છેવટે તો એ જે સર્જન કરી ગયો છે, એનું જ મહત્ત્વ નથી શું ?

* શું બકુલેશની બસો જેટલી વાર્તાઓમાંથી ગુજરાતમાં ખરેખર નામ કાઢી શકે એવી દસવીસ વાર્તાઓ પણ નથી ?

* છતાં શાથી એની એક પણ કૃતિને ચૂંટેલી વાર્તાના સંગ્રહો, પાઠ્યપુસ્તકો અને ઇતર સંકલનોમાં સ્થાન સરખું નથી ?

* બકુલેશની વાર્તાકળા ગુજરાતની વાર્તાકળાના ઇતિહાસની દૃષ્ટિએય જોઈ જવા જેવી નથી ? અભ્યાસમાં મદદરૂપ થાય એવી નથી ?

છતાં શાથી આટલી ઉપેક્ષા ?

* સાહિત્ય અને કલાને ક્ષેત્રે સાહિત્ય ને કલાનાં જ મૂલ્યોની પ્રતિષ્ઠાનો આગ્રહ, જો સાચો હોય, ને છે જ, તો આવું શાથી ?

બકુલેશને તો આવા સવાલો પૂછવાનીય પરવા ન હતી; એ તો એક ' આખી ગાળ ' દઈ ચાલ્યો જતો.

પરંતુ—આજે એના મિત્રો જ નહિ, સૌએ આ સવાલો વિચારવા જેવા છે : આવતી કાલની તંદુરસ્તી માટે.

—ભોગીલાલ ગાંધી

## * સ્વ. ભાનુ સ્માર્ત : સફળ સર્જક *

૪૫ વર્ષના પ્રતિભાશાળી ચિત્રસર્જક ભાનુ સ્માર્તને આ મહિને ( ડિસેમ્બર ) ગુમાવીને ગુજરાતે એક બીજો આંચકો અનુભવ્યો છે.

આજથી ૨૩ વર્ષ પૂર્વે, ૧૯૩૪માં, મુંબઈની જે. જે. સ્કૂલ ઑફ આર્ટ્સમાં ડિપ્લોમા મેળવી પાસ થનારા અનેક યુવાનોમાં ભાનુ સ્માર્ત એક હતા. ત્યારે એમની પ્રતિભા ભાવિમાં કયા સીમાડા ખૂંદવાની હશે તેની ભલે કોઈ આગાહી શકય ન હોય; પણ એમના કલાગુરુ શ્રી. અહીવાસીની અને શાંતિનિકેતનની દિક્ષાએ એમનામાં લોકકલા પ્રત્યે જે આકર્ષણ પ્રગટાવ્યું તેણે એમનો રાહ ઉજ્જ્વળી આપ્યો.

લોકકલાની એ પ્રીતિ એમને સૌરાષ્ટ્ર, દહેણ તથા દૂર દૂરનાં રાજસ્થાનનાં ગામડાંઓમાં ઘસડી ગઈ. રખડીરઝળી એમણે લોકકલાના નમૂના એકઠા કર્યા, અભ્યાસ કર્યો, ચિત્રો આલેખ્યાં.

પછી તો દૃશ્યચિત્ર, વ્યક્તિચિત્ર અને અન્ય ચિત્રોમાં એમની આગવી શૈલી ઝળહળી ઊઠી.

ભારતમાં મુંબઈ, કલકત્તા, સીમલા વગેરે અનેક સ્થળે એમનાં ચિત્રો પ્રદર્શિત થયાં; અનેકને પારિતોષિકો મળ્યાં, ચંદ્રકો મળ્યા. બોમ્બે આર્ટ સોસાયટીએ ' મા ' ના ચિત્રને માટે રૌપ્ય ચંદ્રક એનાયત કર્યો; અને એ ચિત્ર રૉયલ આર્ટ અકાદમી, લંડન માટે પસંદગીય પામ્યું.

એમનાં પ્રખ્યાત ચિત્રોમાં અભિસારિકા, બળદગાડાની દોડ, રાસનૃત્ય, નાગપંચમી, દાણલીલા, રાણી યશોધરા, રમતું બાળક, સાંથાલનું દૃશ્ય, લોકનૃત્ય વગેરે છે.

તદુપરાંત, શ્રી. પુલીનવિહારી દત્ત પાસેથી એમણે ચિત્ર દ્વારા બાળકોને શિક્ષણ આપવાનો સફળ પ્રયાસ કરી અનેક વિદ્યાર્થીઓને માર્ગદર્શન કર્યું છે.

શ્રી. સ્માર્ત સુરતના વતની હતા : ખુશમિજાજી ને ઉદાર સ્વભાવના હતા.

[ ' ગુજરાતમિત્ર 'ની નોંધ ઉપરથી ]

[ માનવ : જાન્યુઆરી '૫૮

## આ વિભાગમાં—

* ગુજરાતભરનાં સંસ્કાર અને શિક્ષણકેન્દ્રો, સાહિત્ય અને કલાકેન્દ્રોની ખાસ નોંધપાત્ર પ્રવૃત્તિઓ અંગે—
* ગુજરાત બહાર વસતાં ગુજરાતીઓ(કલકત્તા, દિલ્હી, આફ્રિકા વગેરે મુખ્ય મથકો સહિત)ની ઉપર કહી તેવી પ્રવૃત્તિઓ અંગે— મીતાક્ષરી સમાચાર આપવાની ઇચ્છા છે.

ગુજરાત અને બહારનાં કેન્દ્રો જરૂરી માહિતી મોકલતાં રહેશે તો 'માનવ' ઉપકૃત થશે.

---

* અખિલ હિંદ પી. ઇ. એન. (લેખક સંઘ): ૧૯૫૭ ઓક્ટોબર ૨૧ થી ૨૯
* ગુજરાત લેખક મિલન: ૧૯૫૭ ઓક્ટોબર-૩૦ તથા નવેમ્બર-૧

## પી. ઈ. એન.

આંતરરાષ્ટ્રીય લેખક સંઘ પી. ઈ. એન.નું છેલ્લું અધિવેશન સપ્ટેમ્બર માસમાં જ્પાનની ટોકિયો નગરીમાં મળ્યું; બાદ તેનું ૪થું ભારતીય અધિવેશન વડોદરામાં તા. ૨૬થી ૨૯ ઓક્ટોબરના દિવસોમાં ભારતના ઉપરાષ્ટ્ર પ્રમુખ શ્રી. સર્વપલ્લી રાધાકૃષ્ણનને પ્રમુખપદે મળ્યું હતું. તેનું ઉદ્‌ઘાટન ભારતના વડાપ્રધાન પં. જવાહરલાલ નેહરુને હસ્તક થયું હતું.

પી. ઈ. એન. એટલે પી–પ્લેરાઈટ્સ અને પોએટ્સ (નાટ્યલેખકો અને કવિઓ), ઈ–એટલે એસેઈસ્ટ્સ (નિબંધલેખકો) અને એન–એટલે નોવેલિસ્ટ્સ (નવલકથાકારો અને નવલિકાલેખકો).

આ સંસ્થાની શરૂઆત ૧૯૨૧માં લંડનમાં થયેલી. તેના પ્રથમ પ્રમુખ સુવિખ્યાત અંગ્રેજ નાટ્યલેખક તથા નવલકથાકાર સ્વ. ગાલ્સવર્ધી હતા.

ભારતમાં શ્રીમતી સોફિયા વાડિયાને હસ્તે ભારતીય પી. ઈ. એન.ની સ્થાપના થઈ હતી. તેના પ્રથમ પ્રમુખ હતા કવિવર રવીન્દ્રનાથ ટાગોર અને બીજી વારનાં પ્રમુખ હતાં શ્રીમતી સરોજિની નાયડુ.

આ સંસ્થા તરફથી પી. ઈ. એન. પત્રિકા પ્રગટ થાય છે, તથા ભારતીય ભાષાઓના સાહિત્યના કેટલાક પરિચય-ગ્રંથો પ્રગટ થયા છે.

આ વખત સંમેલનને વડોદરાની મ. સ. વિદ્યાપીઠનું આમંત્રણ હતું; અને વિદ્યાપીઠનાં ઉપકુલપતિ શ્રી હંસાબેન મહેતા તેનાં મુખ્ય સૂત્રસંચાલક–સ્વાગત પ્રમુખ હતાં.

પંડિત નેહરુના વ્યાખ્યાનમાં એક ખાસ ધ્યાન ખેંચે એવો મુદ્દો એ હતો કે, તેમણે લેખકોની કેવળ જવાબદારી ઉપર જ ભાર મૂક્યો નહિ; પણ તેમની સ્વતંત્રતાની રક્ષા અંગે ખાસ ધ્યાન ખેંચ્યું અને આ સંબંધમાં 'રાજ્ય અને લેખક'ની અતિ નાજુક છતાં ગંભીર સમસ્યા અંગે માર્ગદર્શન કરતાં કહ્યું કે:

'રાજ્ય કદિ સર્જન કરાવી શકતું નથી. એ બહુબહુ તો સર્જકને માટે અનુકૂળ અને પ્રોત્સાહન મળે તેવી પરિસ્થિતિનું સર્જન કરી શકે. બાકી જીવનનાં મૂલ્યાંકનો બદલવાનું કાર્ય તો લેખકો કરી શકે છે.' અને ઉમેર્યું કે, 'આજના અણુશક્તિના યુગને બરાબર સમજી એમાં ઘસડાઈ ગયા વગર શાંત ચિત્તે સમગ્ર સમાજનાં સાચાં મૂલ્યો સમજવાનું કાર્ય લેખકોએ કરવાનું છે.'

તો શ્રી રાધાકૃષ્ણને અત્યંત ધીરગંભીર વાણીમાં, ' લેખકોની જવાબદારી 'ના મુદ્દા ઉપર સૂત્રરૂપે પ્રકાશ પાથર્યો :

' આપણે સ્વાર્થ-સંઘર્ષથી પર થઈને આજના વિશ્વની સમતુલાનો અભાવ દૂર કરવાનો છે...આપણે કુદરત ઉપર અનેક વિજયો પ્રાપ્ત કર્યા છે; પરંતુ અંતે તો માનવે પોતાની જાત ઉપર વિજય મેળવવાનો છે. માનવીમાં રહેલો આત્મા બીજાં બધાં જ બળો કરતાં મહત્ત્વનો છે × × આપણે માનવતા સર્જતું **વિશ્વમાનસ** સર્જી માનવ-શાંતિ અને એક-વિશ્વનો માર્ગ મોકળો બનાવીએ...આ મહાન 'કાર્ય' આપણે સંયમ અને શિસ્તપૂર્વક રચનાત્મક સાહિત્યના સર્જનથી સરળ બનાવી શકીશું...'

આ પરિષદના ૪ દિવસના ભરચક કાર્યક્રમો દરમ્યાન, સંવિવાદ, લેખોનું વાચન, વ્યાખ્યાનો, કવિતાવાચન હતાં; ઉપરાંત, પ્રાચીન હસ્તલિખિત ગ્રંથો તથા જૂનાં અને નવાં ગુજરાતી પ્રકાશનોનું અને ગુજરાતના જ્યોતિર્ધરોની તસવીરોનું પ્રદર્શન હતું; થોડાક મનોરંજનના કાર્યક્રમો અને ' ઍટહોમ ' ને ' પાર્ટી 'ઓના કાર્યક્રમો હતા તથા નાનકડો ' સુવિનેર ગ્રંથ ' પ્રકટ કરવામાં આવ્યો હતો.

આ બધામાં, " ઝડપી પરિવર્તન પામતા જગતમાં લેખકોની જવાબદારી " ઉપરનો સંવિવાદ વધુ નોંધપાત્ર ગણાય. તેના પ્રમુખપદેથી શ્રી રામસ્વામી આયંગરે સ્વસ્થ વિચારણા રજૂ કરી હતી. બીજા અનેક વક્તાઓ ઉપરાંત ગુજરાતમાંથી શ્રી વિષ્ણુપ્રસાદ ત્રિવેદીનો અને શ્રી ઉમાશંકર જોશીનો ( સંસ્કૃતિ : ૧૯૫૭ નવેમ્બરના અંકમાં ) નિબંધ સાવ નિરાળા દૃષ્ટિબિંદુથી લખાયેલા હતા, જેમાં અનેક મહત્ત્વના મુદ્દાઓ રજૂ થયા હતા; અને આ વિષય સારી પેઠે ચર્ચાવો જોઈએ એ વાત વધુ તરી આવતી હતી.

આ પરિષદ બધી પરિષદોની જેમ સફળ હતી. પરદેશના મહેમાનો—જર્મની, બ્રિટન, બલ્ગેરિયાથી થોડાક વિદ્વાન-લેખકો આવ્યા હતા; અને ભારતની વિવિધ ભાષાઓનાં ' ડેલિગેશનો ' આવ્યાં હતાં. પરંતુ આવી ભારતીય પરિષદોમાં ગુજરાત બહારથી આવનારાં ' ડેલિગેશનો ' ( તેમાં અન્નદાશંકર રે, અનંત કાણેકર જેવા પ્રથમ પંક્તિના જૂજ હોવા છતાં ) તે તે ભાષાનું સારું ને સાચું પ્રતિનિધિત્વ ધરાવતાં ભાગ્યેજ હોય છે. આવી પરિષદો પાછળની જહેમત અને ઉપયોગિતા ભાગ્યેજ ખર આવે છે. આથી જે કક્ષાની વિચારણા અને ચર્ચાઓ થવી જોઈએ તેય થઈ શકતી નથી.

વળી આવી પરિષદોમાં ' ડિનર, ' ' ઍટહોમ ' અને આ પ્રકારના ' સમારંભો 'માં એટલો બધો સમય ખર્ચાતો હોય છે કે, ગંભીર વિચારણાના અથવા મહત્ત્વના કાર્યક્રમો, અગાઉથી નક્કી કરેલા બેત્રણ કલાકમાં, ગમે તેમ પતાવીને ભાગાભાગ કરવાની પરિસ્થિતિ ઊભી થઈ જાય છે......તે એટલે સુધી કે, આ વખતે, આ પરિષદમાં આવેલા ભારતના લેખકો ( કેવળ લેખકો જ ) નિરાંતે ભેગા મળી એક બીજાનો નીકટનો પરિચય મેળવી શકે, એવો કોઈ કાર્યક્રમ કરવાની તક જ, ખુદ લેખકોની ઇચ્છા છતાં, ને વારંવાર પ્રયત્ન કરવા છતાં, પ્રાપ્ત થઈ ન શકી!

ખરે...આપણી પરિષદો ' ઉહાપોહો 'માંથી થોડીક બચે ને સંગીન નક્કરતા તરફ વધુ વળે—એવું આવી પરિષદોને અંતે લાગે તો છે જ.

## ગુજરાત લેખકમિલન

એથી જ તો, જેમને પી. ઈ. એન.માંથી ૨૯મીની સાંજે જ દોડીને લેખકમિલન અંગે અમદાવાદ જવાનું થયું તેમણે એક પ્રકારે કાંઇક રાહત તો અનુભવી હશે જ.

શ્રી મુન્શીની એકહથ્થુ અને સુસજ્જ સાહિત્ય પરિષદની કારવાઈ સામે ' બંડ ચઢી, ' આજથી ૧૪ વર્ષ પૂર્વે વડોદરા મુકામે, તે વખતની નવી પેઢીના જોશીલા આગેવાનો શ્રી ચંદ્રવદન, સુંદરમ્, ઉમાશંકર, સ્નેહરશ્મિ વગેરે લેખકોની બિરાદરીમાં દોઢસોબસો જેટલા ગુજરાતના લેખકોએ ' ગુજરાત લેખકમિલન 'નો પાયો નાખ્યો હતો: ' જે કોઈ પોતાને લેખક ગણાવે તે લેખક, ' ને મિલનની કાર્યવાહી સમિતિ પંદરેક જણાની—આથી કશું જ વિશેષ બંધારણ ને ધારાધોરણ નહિ, લવાજમો ને હિસાબો નહિ. વરસે બે ત્રણ વરસે જ્યારે મળો ત્યારે બે દિવસની મર્યાદામાં ગોઠવેલા કાર્યક્રમોમાં છૂટથી બોલો, ચર્ચા કરો ને છૂટા પડો: આવો શિરસ્તો.

અને છૂટા પડ્યા પછી મોટે ભાગે અમદાવાદ ને મુંબઈ જેવાં શહેરોમાં સ્થાનિક મિલનના કાર્યક્રમો અવારનવાર થયા કરે; ને ક્યાંક ઉત્સાહી સંચાલકો હોય તો લેખક-પ્રકાશકની

સમસ્યા અંગે તથા લેખકના હક્કો વિષે અને એવા તેવા સવાલો હાથ ધરે તો ગનિમત.

આવું આપણું લેખકમિલન: ગાજવીજ નહિ ને પ્રવૃત્તિના ધમપછાડાય નહિ: શુદ્ધ મિલન: ગઈ કાલ સુધી લક્ષ્યાવક્ષ્યા લેખકોય અહીં ભેગા થાય એવી ભૂમિકાવાળું; ને લાગ આવે તો હૈયાંની વરાળ બહાર કાઢી નાખવાની શક્યતાવાળું.

અલબત્ત, લાભ એવા જ ગેરલાભ. પરંતુ ' લાભ લેવા જતાં, ગેરલાભ વિશેષ ઘૂસી જાય ' એવા આજના દિવસો: બંધારણની તડાતડી ને ચૂંટણીની પડાપડીથી માંડી, બજેટ અને એના ઉપયોગ ઉપરનો કાબૂ...અને પછી 'ચઢાવવા–ટાળવા'-ની એંચાખેંચ...આજે 'અનિવાર્ય' જેવાં બનેલાં અનિષ્ટોની આંટીઘૂંટીઓ...

લેખકમિલન એ બધાથી દૂર રહ્યું ( છતાં આ વરસે જ કાંઈક તડ પડ્યાનો ' ચણભણાટ ' સંભળાતો હતો ! ) જેટલે અંશે દૂર રહ્યું, ને હજી રહી શકશે, એટલે અંશે ' શુદ્ધ મિલન 'નો આનંદ લૂંટી શકશે.

આ વખતે બે દિવસ ગાળ્યા.

એકંદર લેખકોની સંખ્યા ઓછી, ઘણા જાણીતા લેખકોની ગેરહાજરી; સુંદરમ્ અને તેમના સાથીઓ આ જ દિવસોમાં 'શ્રી અરવિંદ શિબિર'માં અમદાવાદમાં જ, મિલનની નજદિક લૉ કૉલેજમાં પહેલાંથી રોકાયેલા, મિલનનું સ્થળ દૂર ને અગવડવાળું ( છેક છેલ્લી ઘડીએ બદલાયેલું ) —આવી બધી નજરે ચઢે એવી બિના હતી. તો વળી શ્રી કાંતિલાલ છ. પંડ્યા અને શ્રી રવિશંકર રાવળ જેવા વૃદ્ધ વડીલની પી. ઈ. એન. અને મિલન બંને સ્થળે ( અને ત્યાર બાદ વળી દોડીને વડોદરાની સંશોધન પરિષદમાં સુદ્ધાં ) ઉત્સાહભરી હાજરી વરતાતી હતી.

મિલનને પં. સુખલાલજી જેવાના મંગળ પ્રવચનનો અને શ્રી રસિકલાલ છો. પરીખ જેવા અભ્યાસી અને ઊંડાણવાળા વિવેચકનો લાભ મળ્યો તે, તથા આ ટાણે બાહોશ ધારાશાસ્ત્રી શ્રી પ્રભુદાસ પટવારીનું નવા કૉપીરાઈટ ઍક્ટ ઉપર મુદ્દાસર વ્યાખ્યાન મળ્યું તે, અને 'લેખકો-પ્રકાશકો-ની સમસ્યા' ( બલ્કે, લેખનપ્રકાશનની સમસ્યા ) અંગે આર. આર. શેઠની કું. વાળા શ્રી ભૂરાલાલ શેઠ મુંબઈથી ખાસ આવી પહોંચ્યા—આ બધીય નોંધવા જેવી વાત તો ખરી જ. ( સમયને અભાવે લેખક–પ્રકાશકની ચર્ચા જ ઊડી ગઈ ને ભૂરાભાઈનો ધક્કો માથે પડ્યો, એય નોંધવા જેવું ખરું ને ? ).



પ્રજ્ઞાચક્ષુ પં. સુખલાલજી

બાકી, પહેલા દિવસનો સંવિવાદ ( લેખનક્ષેત્રે કટોકટી અંગેનો ) ઘણો સમયસરનો અને મહત્ત્વનો હતો. આજે દુનિયા આખીમાં એની ગંભીરતા જાગી ગઈ છે; છતાં કેટલાકને એમાં 'અમેરિકી પ્રેરણા 'ની ગંધ આવી ને એવાં લખાણોય પ્રગટ થયાં...સંવિવાદ દરમ્યાન મુદ્દાઓની છણાવટ એકંદર ઠીક થઈ ગણાય...તો વળી, બીજા દિવસે ' સાહિત્યમાં પ્રણાલી અને નવા પ્રયોગો ' અંગેની ચર્ચામાં મોટા ભાગના સૌએ ગુજરાતી સાહિત્યનો ઇતિહાસ આલેખ્યો ને સાહિત્યનાં જુદાં જુદાં અંગ પરત્વેનાં પ્રણાલિ અને પ્રયોગો તારવી બતાવ્યા. પરંતુ **નવા પ્રયોગો** આજે જગતના સાહિત્યમાં જે પ્રકારે થઈ રહ્યા છે ને ભારતીય તથા ગુજરાતી ભાષામાં જે નવાં તત્ત્વો પ્રવેશ્યાં છે તેની તાત્ત્વિક ચર્ચા અસ્પૃષ્ટ જ રહી....

લેખકમિલનનું માળખું બદલવા અંગે વળી આ વરસે થોડીક ચર્ચા થઈ. મઝાની વાત તો એ છે કે અમદાવાદના એક પ્રકાશકભાઈએ આ વાત રજૂ કરી. કોઈકે બૂમ મારી પૂછ્યું: ' તમે લેખક છો તે આ સ્થાનેથી બોલો છો ? ' અને પ્રકાશક મિત્રે કહી નાખ્યું: ' હા, હું લેખક છું...' એમના આ વિધાન સામે બેચાર સવાલો થાય ત્યાં તો સંચાલકોમાંથી જ કોક બોલી ઊઠ્યું: ' અહીં આ સ્થાનેથી બોલે છે માટે લેખક જ છે—એમને બોલવા દો...' ને એ બોલી શક્યા.

બાદ, થોડીક ચર્ચાને અંતે, છે તેવું જ સ્વરૂપ રાખી અગિયાર જણની એક કમિટીનાં નામ રજૂ કરવામાં આવ્યાં...ત્યાં વળી એકબે નામો કોઈએ ઉમેરવા સૂચવ્યું, ને તત્કાલ

ઉમેરાઈ ગયાં—૧૧ને બદલે ૧૫ની કમિટી બનાવી દીધી !

મિલનની આ છે બંધનરહિતતા...

આવું મુક્ત ( શિથિલયે ? ) વાતાવરણ લેખકોના મિલનમાં જ પરવડી શકે.

પરંતુ મિલનનો આવો આનંદ વધુ સાહિત્યિક તાત્ત્વિકતા તરફ વળે એવો થોડોક 'પ્રયાસ' પણ થાય તો શું ખોટું ?

દાખલા તરીકે—

* બે દિવસમાં ચાર-પાંચ કાર્યક્રમો રાખવાનો લોભ જતો કરાય ને એક આખો દિવસ એક જ મુખ્ય ચર્ચા માટે અપાય; ને ભિન્ન દૃષ્ટિથી મહત્ત્વનાં પાસાં બે મુખ્ય વક્તાઓ તરફથી રજૂ થાય; બાદ દસબાર લેખકો ભાગ લે, ને અંતે સારો એવો ઉપસંહાર થાય.

* બીજા દિવસે બેએક નાના કાર્યક્રમો રાખી શકાય.

અને બંને દિવસની રાતે 'સંસ્કાર કાર્યક્રમો'—ભવાઈ, (આ વખતે ઉત્તર ગુજરાતના મૂળકુટુંબના નાયકોને ખાસ બોલાવીને 'ભવાઈના વેશ' ભજવવાનો કાર્યક્રમ રાખીને સંચાલકોએ અત્યંત સ્તુત્ય કાર્ય કર્યું હતું.) કવિતાગાન, નાટકોમાંથી ચૂંટેલા પ્રવેશો, નૃત્ય, 'સોલિલોકવી' વગેરે થઈ શકે.

—મો. ગાંધી

# ખોવાયેલાં સ્વજનો—

**અસલ** ગુજરાતનાં, પરંતુ કેટલાક સૈકાંઓથી કે કેટલીક પેઢીઓથી ભારતભરનાં શહેરોમાં વસી રહેલાં ગુજરાતી કુટુંબોને આપણે 'ખોવાયેલાં સ્વજનો' કહીએ તો ખોટું નથી. કવિ ખબરદારે પોતે મદ્રાસ રહેતા હતા ત્યારે કહ્યું હતું કે 'જ્યાં જ્યાં વસે એક ગુજરાતી, ત્યાં ત્યાં સદાકાળ ગુજરાત': એટલે કે પરદેશમાં વસતા ગુજરાતીઓ પોતાની આસપાસ નાનું સરખું 'ગુજરાત'—ભાવનાત્મક ગુજરાત—વસાવીને રહે છે: તેમ 'સંસ્થાઓની વેલ' ફેલાવવા સાગરપાર જઈને રહેલા ગુજરાતીઓને કવિ ન્હાનાલાલે પણ ખૂબ બિરદાવ્યા છે.

પરંતુ વાસ્તવિક દૃષ્ટિએ જોઈએ તો જણાય છે કે આ સંસ્થાનવાસી તથા પરપ્રાન્તવાસી ગુજરાતીઓનો સંબંધ અસલ ગુજરાત સાથે બહુ સ્થૂલ સ્વરૂપનો બનતો ગયો છે: ગુજરાતની અસ્મિતાથી, ગુજરાતની વિશિષ્ટ સંસ્કારસામગ્રીથી તેઓ વંચિત રહ્યા છે. મોટે ભાગે વ્યાપાર કે ઉદ્યોગ માટે ગુજરાત બહાર ગયેલા ગુજરાતીઓને આર્થિક સંબંધો, અને તેમાં જરૂર પડે તેટલા કૌટુમ્બિક સંબંધો જ જકડી રાખી શકે છે.

માતૃભૂમિ ગુજરાત સાથેનો એમનો સાંસ્કારિક સંબંધ કેમ જાગ્રત થાય, કેમ ચાલુ રહે અને ભવિષ્યમાં તેઓ ગુજરાતની મુખ્ય મુખ્ય પ્રવૃત્તિઓ સાથે કેમ સંપર્કમાં રહે, અને તે સાથે સમરસ બનતા જાય એ ગુજરાતમાં રહેતા સંસ્કારસ્વામીઓએ અવશ્ય વિચારવા જેવું છે.

ખાસ કરીને ગુજરાતી સાહિત્યના સંસ્કારો આ પરદેશવાસી ગુજરાતીઓમાંથી દિનપ્રતિદિન બહુ ક્ષીણ થતા ગયા છે. નરસિંહ, મીરાં, પ્રેમાનંદ, શામળ અને દયારામ તથા અનેક ભક્તકવિઓની 'વાણી' (બાની) જે ગળથૂથીમાંથી પહેલાં સાંભળવા મળતી તે તેમને મળતી બંધ થઈ છે. વર્તમાન સાહિત્યમાંથી ગુજરાતને ઘડી રહેલા કવિઓ,

[ પાન ૪૩ ઉપર ]

---

[ પાન ૩૯નું ચાલુ ]

સમાન પદવીની ભૂમિકા પર સ્થાન આપવામાં આવ્યું, ને શ્રી બેન્દ્રે જેવા એક અતિ નિષ્ઠાવાન કલાગુરુની પાસે બેસી કલાની ઊંડી સાધના કરવાની તક જ્યોતિને સાંપડી ગઈ.

આજે એની એ સાધના અધિક યશસ્વી ... આગાહી આપી રહી છે.

જ્યોતિ પ્રતિષ્ઠિત ભારતીય કલાક્ષેત્રે યશ પામી ચૂકયો છે, ને હવે નૂતન- મૉડર્ન કલાના પ્રદેશો ખૂંદતો આગળ ધપી રહ્યો છે.

ગુજરાત એક નવા ગૌરવનો હરખ અનુભવે એ સહજ છે.

[ ર. મ. રાની ટિપ્પણ ઉપરથી ]

[ માનવ : જાન્યુઆરી '૫૮

# ભલે પ્રગટ્યાં

બિનગુજરાતી ભાષાનાં આવકારદાયી પુસ્તકોનો મીતાક્ષરી પરિચય

## હિંદી પુસ્તકો

**સ્વતંત્ર ભારત મેં શિક્ષા :**

લે : હુમાયૂં કબીર ( રાજપાલ ઍન્ડ સન્સ : દિલ્હી ) રૂ. ૫ : ૫૦

સ્વાધીન ભારત સરકારના શિક્ષણ વિભાગના મંત્રી તરીકે શ્રી. કબીરે વર્ષો સુધી શિક્ષણક્ષેત્રે પોતાનો કીમતી ફાળો આપ્યો છે. યુનેસ્કોની ૩જી જનરલ કોન્ફરન્સમાં ઉપનેતા તરીકે ભારતીય પ્રતિનિધિ મંડળનું તેમણે નેતૃત્વ કર્યું હતું...હાલમાં તેઓ 'નાગરિક હડ્ડયન વિભાગ'ના મંત્રી છે. તેઓ શિક્ષણવેત્તા ઉપરાંત લેખક પણ છે.

આ પુસ્તકમાં તેમણે ભારતમાં શિક્ષણ અંગેની પરિસ્થિતિનું અવલોકન કરવા ઉપરાંત, તેના વિકાસનો ક્રમબદ્ધ ઇતિહાસ આપ્યો છે; એટલું જ નહિ, સંસ્કૃતિ અને શિક્ષણ, સમાજ જીવનમાં શિક્ષણનું સ્થાન, લોકશાહી આદર્શો અને શિક્ષણ, બુનિયાદી શિક્ષણ, અંગ્રેજીનું સ્થાન, વિદ્યાર્થીઓ અને શિસ્ત વગેરે સમસ્યાઓ ઉપર સૈદ્ધાન્તિક તથા વ્યાવહારિક વિચારો રજૂ કર્યા છે. પ્રત્યેક શિક્ષક, શાળા તથા શિક્ષણમાં રસ લેનાર માટે આ અનિવાર્ય ગ્રંથ ગણાય.

**વિશ્વસાહિત્યકી રૂપરેખા**

લે : ભગવતશરણ ઉપાધ્યાય ( રાજપાલ ઍન્ડ સન્સ દિલ્હી )

રૂ. ૧૨ : ૦૦

શ્રી. ભગવતશરણ ભારતીય સંસ્કૃતિ અને ઇતિહાસના એક અચ્છા અભ્યાસી છે. એને અંગેના એમના અનેક ગ્રંથો હિંદીમાં સુપ્રસિદ્ધ છે. આ ગ્રંથમાં લેખકે જગતની ૨૬ ભાષાઓના સાહિત્યનો વિકાસ આલેખ્યો છે; અને હજારો લેખકો તથા ગ્રંથો અંગે ટૂંકમાં છતાં મહત્ત્વની માહિતી રજૂ કરી છે. અંગ્રેજી, અરબી, ઇટાલિયન, હિબ્રુ,

---

વાર્તાકારો, નાટકકારો કે નિબંધકારોનો પ્રરિચય—પ્રત્યક્ષ તેમ જ તેમના ગ્રંથો દ્વારા—આ દૂર વસતા ગુજરાતીઓમાં ખૂબ ઓછો છે એ હકીકત છે.

ગુજરાતની વિદ્યાપીઠોએ તેમના અધ્યાપકો તથા વિદ્યાર્થીઓ દ્વારા આ સંસ્કારવંચિત 'ખોવાયેલાં સ્વજનો'ને કેવી રીતે ગુજરાતના સંસ્કારધનથી પ્રભાવિત કરવાં તેની યોજના સત્વરે વિચારવા જેવી છે. સાહિત્યસંસ્થાઓએ ગુજરાતીઓની સંસ્કાર-સરવાણીઓને વહેતી રાખવા માટે મુખ્ય મુખ્ય સાહિત્યની યાદીઓ તૈયાર કરાવવા જેવી છે. સારી સંખ્યામાં એક સ્થળે વસનાર ગુજરાતીઓનાં સંસ્કારમંડળો સ્થપાય, તેમાં વિશિષ્ટ ગુજરાતી સાહિત્યનાં પુસ્તકાલયો રચાય અને એ રીતે ગુજરાત સાથેનો જીવન્ત સંબંધ ચાલુ રાખવામાં ઉપકારક થાય તેવી પ્રવૃત્તિનો સમાવેશ કરવા જેવો છે. ગુજરાતી વાચકવર્ગ વધવાની સાથે સાહિત્યકારોને પણ ઘટતું પ્રોત્સાહન તે દ્વારા મળે તેમ છે.

મહારાષ્ટ્રીઓ તથા બંગાળીઓ તેમનાં નાનાં નાનાં સાહિત્ય-સંમેલનો પ્રાન્ત બહાર વસતાં સ્વજનોનો સંપર્ક સાધવા માટે જુદાં જુદાં સ્થળોએ ભરતા રહે છે. આ નાતાલની રજાઓમાં અમદાવાદમાં બંગાળીઓનું એક એવું સાહિત્ય-સંમેલન યોજવામાં આવ્યું છે: અને ત્રણ વર્ષ પહેલાં ઇન્ડિયન હિસ્ટ્રી કૉન્ગ્રેસનું અધિવેશન અમદાવાદમાં થયું હતું ત્યારે મહારાષ્ટ્રીઓએ પણ એમનું મહારાષ્ટ્ર સંમેલન ત્યાં ભરીને મરાઠી ભાષી સ્વજનોનો પરિચય મેળવ્યો હતો.

એક ગુજરાત જ એવું રહ્યું છે જેને પોતાનાં સ્વજનોની કંઈ પડી નથી ! જ્યાં વસે તે પ્રાન્તના જીવન સાથે એકરસ થવા ઉપરાંત પ્રત્યેક ગુજરાતીએ તેના અસલી વારસાની પણ સારી માવજત કરતા રહેવાની જરૂર છે.

—મંજુલાલ મજમુદાર

ગ્રીક, ચીની, જર્મન, જપાની, ફારસી, ફ્રેંચ, રૂસી, લેટિન, સંસ્કૃત-પાલી, સ્પેનીશ, સ્વીડીશ વગેરે સાહિત્ય અંગે તો તેમણે વિસ્તૃત વિવરણ કર્યું છે. સ્પષ્ટ પણે દેખાઈ આવે છે કે, મોટી સાઈઝ (ડેમી)નાં ૫૫૮ પૃષ્ઠની ભરચક માહિતી રજૂ કરવામાં તેમણે અસાધારણ પરિશ્રમ કર્યો છે.

**લેખકે આ ગ્રંથ તૈયાર કરવામાં શિક્ષકો, શાળા-કૉલેજો, અને શિક્ષિત વર્ગ ઉપરાંત ભારતના લેખકોને વિશેષ રીતે નજરમાં રાખ્યા છે.**

ભારતની કોઈ પણ ભાષામાં હજી સુધી આવો ગ્રંથ પ્રગટ થયો નથી– એ પણ આની વિશેષતા છે.

*

## અંગ્રેજી પુસ્તકો

**Introduction to Indian Art**
**By : Anand Coomarswamy (Ed. by Dr. Mulkraj Anand) (Adyar) Rs. 7-50**

ભારતના એક મહાન કલા–તત્ત્વવિદ્ સ્વ. ડૉ. આનંદ કુમારસ્વામીનું આ નામનું પુસ્તક વીસેક વરસ પૂર્વે પ્રગટ થયેલું. ત્યારે ડૉ. મુલ્કરાજ આનંદ શ્રી. કુમારસ્વામીના શિષ્ય તરીકે ભારતીય રસશાસ્ત્ર ઉપર અભ્યાસ કરી રહ્યા હતા. તેમને તે સમયે આ પુસ્તક **ભારતીય કલામાં રસ ધરાવનાર સૌ કોઈને ઉપયોગી** થાય તેવું જણાયેલું અને કેટલાંક ખૂટતાં પ્રકરણો ઉમેરવા શ્રી. કુમારસ્વામીને વિનંતિ કરેલી. જવાબમાં તેમને જ એ કાર્ય પૂરું કરવા શ્રી. કુમારસ્વામીએ ઇચ્છા વ્યક્ત કરેલી.

આજે એ વાતને ૨૦ વર્ષ વીતી ગયાં છે. ડૉ. કુમારસ્વામી આજે હયાત નથી ત્યારે ડૉ. મુલ્કરાજ આનંદ એમનું ઋણ અદા કરે છે : શ્રી. કુમારસ્વામીના પુસ્તકમાં કેટલાંક નવાં પ્રકરણો (શ્રી. કુમારસ્વામીના લેખોને જ આધારે) ઉમેરીને તેમણે આ નવી આવૃત્તિ સંપાદિત કરી છે અને પુસ્તકને યોગ્ય અનેક ચિત્રો પણ ખાસ તૈયાર કરાવી મૂક્યાં છે.

ડૉ. મુલ્કરાજ આનંદ પોતે ભારતમાં અને વિદેશમાંય વિખ્યાત બનેલા એક પ્રતિભાવાન સાહિત્યકાર હોવા ઉપરાંત, ભારતીય સંસ્કારિતા અને કલાના તદ્દવિદ વિવેચક છે. વરસોથી એમના સંપાદનમાં પ્રગટ થઈ રહેલ અંગ્રેજી 'માર્ગ' (કલાનુ ત્રૈમાસિક) કલાવિવેચનના ક્ષેત્રની એમની શક્તિઓની પૂરી ખાતરી કરાવે છે.

શ્રી કુમારસ્વામીના આ ગ્રંથમાં ઇન્ડો–સુમેરિયન સંસ્કારિતાથી આરંભ કરી નાગ–દ્રવિડ, આર્ય, મૌર્ય–પૂર્વ, બૌદ્ધ, મૌર્ય, શુંગ, આંધ્ર, કુશાન, ગુપ્ત, મધ્યયુગ, મુસ્લિમ, જૈન, મોગલ, રાજપૂત, શિખ અને વિદ્યમાન ભારતીય ચિત્રકલાનો પરિચય, ૮૪ સુંદર ચિત્ર–આકૃતિઓ સાથે, આપવામાં આવ્યો છે.

**સ્વાધીન ભારતના પ્રત્યેક સંસ્કારી માનવીએ ભારતની ચિત્ર-શિલ્પ કલા અંગે ઓછામાં ઓછી આટલી રૂપરેખાથી તો પરિચિત થવું જ જોઈએ.**

*

**The Hindu View of Art**
**By : Mulkraj Anand (Asia Publishing House : Bombay) Rs. 18-00**

શ્રી કુમારસ્વામીનું પુસ્તક ભારતીય કલાની રૂપરેખા દોરે છે; તો તેમના જ શિષ્ય શ્રી મુલ્કરાજ ભારતીય કલાશાસ્ત્રનું રહસ્ય આ ગ્રંથમાં રજૂ કરે છે.

આ ગ્રંથમાં ભારતીય કલાકારને યુગે યુગે પ્રેરણા ને માર્ગદર્શન આપનાર ધાર્મિક, દાર્શનિક, સામાજિક અને રસશાસ્ત્રીય આદર્શોની છણાવટ કરવામાં આવી છે, તે આ પુસ્તકની વિશેષતા છે; અને તેમાં, શ્રી મુલ્કરાજે કલાતત્ત્વાચાર્ય અને તેમના પોતાના ગુરુ શ્રી કુમારસ્વામી કરતાં કેટલેક અંશે ભિન્ન મતધારા પ્રદર્શિત કરી ભારતીય કલાના અભ્યાસમાં એક નવું પ્રકરણ ઉમેર્યું છે, તે આવકાર્ય છે.

આ ગ્રંથમાં ભારતીય કલાના એક બીજા નિષ્ણાતે 'પ્રાસ્તાવિક લેખ' લખીને પુસ્તકનુ મૂલ્ય વધાર્યું છે. મૂળ આ ગ્રંથ ૧૯૩૨માં વિદેશમાં પ્રગટ થયો હતો. આ પ્રથમ ભારતીય આવૃત્તિ છે.

**ભારતીય કલાની સમજણ માટે આ ગ્રંથ અનિવાર્ય છે.**

*

## નોબેલ ઇનામ વિજેતા નવલકથા

**Independent People**
By : Halldor Laxness
People's Publishing House Ltd.: New Dehli
Price Rs. 10 Lib-ed; Rs. 5 Pop-ed.

"એવી કેટલીક નવલકથાઓ હોય છે જે દુનિયાને ઊલટી રી નાખે છે. એના જમાનાનાં સ્વીકૃત સૂત્રોમાં એ ાણુગારાયેલી હોતી નથી; અને એની અંદરનું 'વસ્તુ' પણ દ્વિગત હોતું નથી. મતલબ કે, સમાજના કાનૂનો તથા રેવાજો અને રૂઢિઓ કે ખાસ સંજોગો અનુસાર જે પ્રકારનું જીવન હોય છે.તેનો જ તે સ્વીકાર કરતી નથી. બલ્કે તે જે ગની પેદાશ હોય છે તેની જ સામે થઈને ચાલે છે... ................દા. ત. ટોલ્સ્ટોયની નવલકથા 'યુદ્ધ અને શાંતિ,' ડિકન્સની 'ડેવિડ કોપરફિલ્ડ,' ફ્લોબર્ટની માદામ બોવારી,' ઇબ્સનનું નાટક 'ધ ડોલ્સ હાઉસ,' શૉનું નાટક 'મૅન ઍન્ડ સુપર મૅન' અને જોઈસની યુલિસિસ!' અલબત્ત આ તો થોડાંક જ દૃષ્ટાંત છે. હકીકતમાં, જગતનાં ખરાં મહાન પુસ્તકો આજ લગી તો એવાં જોવામાં આવ્યાં છે કે જે લેખકના સ્ફોટક દર્શન અને ઊંડી વેધકતા દ્વારા વર્તમાન જીવનને હચમચાવી મૂકે, અને ગંભીર 'ઑપરેશન' માટે ગૂમડું ખુલ્લું કરી આપે.

"મિ. લેક્સનેસની આ નવલકથા આ કક્ષાની છે. અને એ હકીકત જરાય આશ્ચર્યકારક નથી કે, એ વર્ષ પૂર્વે આ લેખકને સાહિત્યનું નોબેલ ઇનામ એનાયત થયું ત્યારે નોબેલ ઇનામ આપનારી સ્વીડનની ઍકેડેમીમાં જ તડાં પડ્યાં હતાં; અને પશ્ચિમી દુનિયામાં જબરજસ્ત ઉધમાત મચી ગયો હતો. (એ તો જાણીતી વાત છે કે, લેક્સનેસનું નામ આગલે વરસે આ કમિટી પાસે રજૂ થયું હતું પરંતુ તેને ઉડાવી દેવામાં આવ્યું હતું).

"આમ, લેક્સનેસની સ્થિતિમાં કોઈ લેખક હોય— વર્તમાન સમાજ સામે સાચો બંડખોર હોય, અને છતાં 'નોબેલ-ઇનામ'નો વિજેતા હોય, ત્યારે પશ્ચિમી મધ્યમવર્ગી સંસ્કૃતિનાં સડી રહેલાં મૂલ્યોને સાચવી રાખવાના આજના સમયમાં પણ, મહાન લેખકની કૈંક અસર થઈ શકશે છે—એવી આશા જરૂર રહે છે."

ડૉ. મુલ્કરાજ આનંદ આ રીતે 'ઇન્ડિપેન્ડન્ટ પીપલ' (નવલકથા)ને તથા તેના લેખકને બિરદાવે છે.

આ કોઈ 'રાજકીય નવલકથા' નથી; નવલકથાનો પ્રદેશ છે આઇસલૅન્ડ; અને ત્યાંના ખેડૂતો, ભરવાડો અને ભટકતી પ્રજાના જીવનની આ ચરિતકથા છે. દેવીઓ–પિશાચાની અંધ પૂજામાં જીવની પછાત પ્રજાનાં સુખદુઃખની, સંઘર્ષ અને આવેશ-આવેગોની આ મહાકથા છે.

સીધા અને આડકતરા અત્યાચારોની સામે એકલ-દોકલ ઝૂઝતા બજારતુર (નાયક)ની ભવ્ય કહાણી અહીં રજૂ થઈ છે.

પાત્રો, પ્રસંગો અને ભાષા—અત્યંત કવિત્વમય અને દિલચસ્પ છે.

**જગતની જૂજ નૂતન મહાન કૃતિઓમાં આ નવલકથા સ્થાન પામી છે.**

*

## રશિયામાં ઉધમાત મચાવનારી નવલકથા

## Not By Bread Alone

By: Vladimir Dudintsev (Trans: Dr. Edith Bone) Hutchinson of London. Sh. 18/-

આપણા જમાનાની આ એક મહત્ત્વપૂર્ણ નવલકથા છે. મૂળ લેખક રશિયન છે.

ખુદ રશિયામાં આ નવલકથા હજી ગયે વરસે પ્રગટ થઈ હતી. મૂળ તો તે ત્યાંના 'નોવી મિર' નામના સાહિત્યિક સામયિકમાં ત્રણ હપ્તે પ્રગટ થયેલી; પરંતુ ત્રીજો હપ્તો છપાય ત્યાં તો તેણે જબરો તરખાટ મચાવી દીધો. લાખો રશિયન કુટુંબોમાં આ વાર્તા લોકપ્રિય બની ગઈ અને સરકારી–પાર્ટી વર્તુળોમાં કડવી ઝેર જેવી.

કેમ કે—આ વાર્તા રશિયન જીવનની માનવીય કહાણી હતી; અને કદાચ વાસ્તવિક કહાણી હતી. ક્રુશ્ચોવે બે વર્ષ પૂર્વે સ્તાલિન ભક્તિ-યુગની જે કેટલીક ચોંકાવનારી બાહ્ય હકીકતો રજૂ કરી હતી, તેનું આંતરિક રહસ્ય સમજવાની ચાવી કદાચ અહીં પ્રાપ્ત થાય છે.

એથી જ તો, પ્રાપ્ત થતા સમાચારો એ વાત સ્પષ્ટ કરે છે કે–આ પુસ્તકે રશિયન પ્રજાની સ્વાતંત્ર્ય માટેની આકાંક્ષાને વેગ આપ્યો છે; રશિયાની વિશાળ ભૂમિ પર પથરાયેલાં અનેક કુટુંબોનાં હૈયાંમાં આ વાર્તાએ સત્ય માટેની હિંમત અને તમન્ના પેટાવી છે; અને એ રીતે આ નૂતન રશિયન નવલકથાએ, એના પૂર્વજોની ઉચ્ચ પ્રણાલીને ઉજાળી છે. એ પ્રણાલિ છે: નિર્દય સત્યની નિષ્ઠા અને ઉચ્ચ સર્જનશીલતા.

## આપણી લોકસંસ્કૃતિ :

લેખક : જયમલ્લ પરમાર
પ્રકાશક : ભારતી સાહિત્યસંઘ (પ્રાઇવેટ) લિમિટેડ, અમદાવાદ
મૂલ્ય ૭ રૂપિયા

આપણા દેશની સંસ્કૃતિનું પોત ભાતીગળ છે. એમાં એક રીતે જોતાં સળંગ સૂત્રતા દેખાય છે, તો બીજી રીતે જોતાં પ્રાન્ત પ્રાન્તનું આગવું વૈશિષ્ટ્ય અને એને કારણે આવતું વૈવિધ્ય પણ દેખાય છે. સૌરાષ્ટ્રની લોકસંસ્કૃતિને લોક-સાહિત્યની મદદથી ઓળખાવવાનો પ્રશસ્ય પ્રયત્ન સ્વ. મેઘાણીએ, આ પહેલાં કર્યો છે. શ્રી જયમલ્લ પરમારનું આ પુસ્તક એમાં પૂરવણી કરે છે.

લેખક આ લોકસંસ્કૃતિના વિકાસને, આર્યો આપણે ત્યાં આવ્યા તે પહેલાનાં સમયથી, બતાવે છે. ઝાલાવાડમાં સુકભાદર નદીને ઉત્તર કાંઠે રંગપુરના ટીંબાના ખોદકામમાંથી તથા હાલારમાં અલિયાબાડા વગેરે સ્થળે કરાયેલા ખોદકામમાંથી મળી આવેલા અવશેષોમાંથી એવું સૂચિત થયું છે કે સૌરાષ્ટ્રમાં હડપ્પા અને તેની પહેલાંની પણ સંસ્કૃતિ અસ્તિત્વમાં હતી.

---

રશિયામાં પુસ્તક રૂપે તો છેક ૧૯૫૭ના મેમાં જ આ નવલકથા પ્રગટ થઈ શકી—૩૦,૦૦૦ નકલની પહેલી આવૃત્તિ. એક રીતે, રશિયાના 'નવા ઉઘાડ'નો આ વિજય છે.

આ નવલકથાના લેખકે પોતે અંગ્રેજી આવૃત્તિમાં કરેલાં વિધાનો પણ ધ્યાન ખેંચે છે:

"આ નવલકથા હું લખી રહ્યો હતો તે દરમ્યાનનાં અનેક વર્ષોમાં મને કદિ પેલો વ્યર્થ સવાલ ઊભો જ થયો નથી કે 'હું જાહેરમાં ગંદવાડ ધોઈ તો નથી રહ્યો ને?' હું તો મારા કામમાં એવો મશગૂલ હતો કે, સ્વચ્છતાના હેતુથી જે ગંદવાડ હું ધોઈ રહ્યો હતો, તેનો બીજો કોઈ ઉપયોગ કરી જશે કે શું, એવો નકામો તુક્કો કરવા જેટલી મેં મારી જાતને ઘસડાવા ન હતી દીધી. એ બાબતમાં કશી સાવચેતી રાખીને, નવલકથાને અવરોધવાની કોઈ ગણત્રી મારા હાથને ખાળી શકી નહિ.

"મેં મારા આ પુસ્તકમાં મને જે ઘણો મહત્ત્વનો લાગે છે તે સવાલ છૂટથી ઊભો કર્યો છે...એ વાતની હું ના નથી પાડતો કે પાત્રોના જે સંબંધો મેં આ નવલકથામાં આલેખ્યા છે, તે કેટલીક રીતે નાટ્યતત્ત્વ પૂરતાં ઉમેરેલાં છે—જેનું મૂળ તો વાસ્તવ જીવનમાં જ છે.

"હું મારું આ પુસ્તક કોઈ પણ પૂર્વગ્રહ વિનાના નવા વાચક પર મુસ્તાક બની રજૂ કરું છું."

આ સ્થળે, બે વર્ષ પૂર્વે પ્રગટ થયેલ ઇલિયા એહરેન-બુર્ગની નવલકથા 'થૉ'નું સ્મરણ તાજું થાય છે. ગુજરાતીમાં આ નવલકથાનો પરિચય "બરફ ઓગળી રહ્યો છે"—ની પુસ્તિકા દ્વારા આપવામાં આવ્યો હતો. આ 'થૉ' દ્વારા સોવિયેતની આંતરિક પરિસ્થિતિ—માનવીય પરિસ્થિતિમાં ડોકિયું કરવાનું (અલબત્ત, ખૂબ નાનકડી બારી દ્વારા) પ્રથમવાર શક્ય બન્યું હતું; હવે આપણને અહીં વધુ ઉઘાડ પ્રાપ્ત થાય છે.

**નવલકથા તરીકેય આ પુસ્તક સફળ છે એવી ખાતરી જગતના અનેક વિવેચકોએ (ધ ટાઇમ્સ, ન્યુસ્ટેટ્સમેન ઍન્ડ નેશન, ધ ઑબ્ઝર્વર) વગેરે એ આપી દીધી છે.**

[ માનવ : જાન્યુઆરી '૫૮

આર્યો અહીં આવ્યા તે પહેલાં નર્મદાથી તે એશિયા માઈનોર સુધી અનાર્યો કે અસુરો પ્રસરેલા હતા. આ અસુરોની જ એક પેટાજાતિ નાગ સૌરાષ્ટ્રમાં હતી, એ નૌયાનમાં પ્રવીણ હતી. આજનું મહુઆ અને તળાજા તે પહેલાંના મધુપુર અને તાલધ્વજપુરી નામનાં, દૈત્યોએ વસાવેલાં, નગરો છે. ઘોઘા બાપજીનો ઉત્સવ તથા નાગપૂજા આજે પણ સૌરાષ્ટ્રમાં પ્રચલિત છે: ભોગાવો તે પૂર્વની ભોગવતી છે ને ગોહિલવાડમાંનું નાગધરીંબા તે પહેલાંનું નાગધન્વન કે નાગપત્તન નામનું નગર છે. વળી નવ પ્રકારના 'વિષ' પૈકી એકનું નામ સૌરાષ્ટ્રિ છે. આ બધાં પ્રમાણો આ નાગજાતિ સૌરાષ્ટ્રમાં હતી તેના પુરાવા રૂપ છે. અસુરો શિવપૂજા અને શક્તિપૂજા કરતા. સૌરાષ્ટ્રમાં આજે પણ શાક્ત સમ્પ્રદાયો છે. વળી મોહેં જો દરોની આર્યેતર પ્રજાના જેવી જ વેશભૂષા, તથા દાઢીમૂછ ચોળિયા, બેસ, શંકુ આકારની ટોપી તથા ડાયરામાં બેસવાની પદ્ધતિ આજે પણ સૌરાષ્ટ્રની કેટલીક જાતિઓમાં જળવાઈ રહ્યાં છે.

સૌરાષ્ટ્રમાં આર્યોનો પ્રથમ રાજા શર્યાતિને સૌથી પ્રાચીન સૌરાષ્ટ્રનું પાટનગર તે કુશસ્થળી, વૈદિક સરસ્વતી સૌરાષ્ટ્રમાં થઈને વહેતી અને પ્રભાસપાટણ આગળ સમુદ્રને મળતી. નદીમુખ સંસ્કૃતિનું મહત્ત્વનું કેન્દ્ર બની રહે છે. આ રીતે સૌરાષ્ટ્રવાસીઓ કાંઈ નહીં તો સાતહજાર વરસથી (?) દરિયો ખેડતા આવ્યા છે. વેદકાળમાં સૌરાષ્ટ્ર ઉદ્ધ્વજ, ઉર્જયન્ત, ઉજ્જયન્ત, કુશદ્વીપ, કુશાવર્ત વગેરે નામે જાણીતું હતું.

આર્યો પછીથી ગોપસંસ્કૃતિનો આરમ્ભ થાય છે ને ગણરાજ્યો પ્રચારમાં આવે છે. કૃષ્ણ આ સમયની વિભૂતિ છે. એ ગણરાજ્યોનો ઘૃત-સુરાપાન વગેરે અનિષ્ટોને કારણે વિનાશ થયો. પછી મૌર્યો આવ્યા, ગ્રીકો આવ્યા, ઇરાનના શક ક્ષત્રપો આવ્યા, હુણ આવ્યા. આ બધા પણ પોતપોતાના અવશેષો મૂકી ગયા છે. ગિરનાર પર ૨૨૦૦ વરસ જૂનો શિલાલેખ છે. આ ઉપરાંત, મહાક્ષત્રપ રુદ્રદામન તથા સ્કન્દગુપ્તના પણ શિલાલેખો છે. ગ્રીકોએ નગરરાજ્યોનો પરિચય કરાવ્યો, કળામાં રૂપપ્રધાન અને ભાવપ્રધાન કલાના મિશ્રણરૂપ ગાંધારશૈલીનો આપણને પરિચય કરાવ્યો. ગ્રામપંચાયતો વિકસી, ધાર્મિક સહિષ્ણુતા પણ ત્યારે સારા પ્રમાણમાં હતી. ક્ષત્રપ નહપાન જૈન હતો. એનો જમાઈ ઉષવદત્ત બૌદ્ધ હતો અને એની પત્ની બૌદ્ધ હતી. ગુપ્તરાજા વિક્રમાદિત્યનું નામ તો લોકોના હૃદયમાં વસી ગયું છે.

ત્યાર પછી વલભીઓ ભાલ પ્રદેશને કાંઠે વસ્યા. વલભી વિદ્યાપીઠ એ તે સમયના વિદ્યાના વિકાસના પ્રતીકરૂપ છે. મૈત્રિક સમયનો સીલસીલાબંધ ઇતિહાસ તો હવે આપણને ડૉ. હરિપ્રસાદ શાસ્ત્રીએ સંપડાવ્યો જ છે. ત્યાર પછી વાળા, ચાવડા અને ચૂડાસમા સૌરાષ્ટ્રમાં રાજકર્તા બન્યા.

આ બધી રાજસત્તાની ઉથલપાથલ દરમિયાન સંસ્કૃતિ તો વિકસતી જ ગઈ. સંસ્કૃતિ લોકોની રહેણીકરણી, ઉત્સવ, સાહિત્યકળા, ધાર્મિક રીતરિવાજો દ્વારા પ્રકટ થાય છે. લેખક સૌરાષ્ટ્રના રાસ, રાસડા, ગરબા, ગરબીનો વિકાસ બતાવે છે ને એનો સૌથી પ્રથમ ઉલ્લેખ ઐતરેય આરણ્યકમાંથી ટાંકી બતાવે છે. ભરતમુનિએ સાત્વત કુળના યાદવોની નૃત્યની સાત્વતી શૈલીનો ઉલ્લેખ કર્યો છે. ઉષા પાર્વતી પાસેથી લાસ્ય શીખેલી. ભાસના 'બાલચરિતામૃત'માં ગોપકન્યા અને કૃષ્ણના નૃત્યનું વર્ણન છે. આ ઉપરાંત, હારવંશમાં હલ્લીસક ક્રીડા અને એના દંડરાસક, તાલરાસક તથા લલિત રાસનો ઉલ્લેખ છે. લોકનૃત્યોમાં પઢારો અને કોળીઓના રાસનૃત્યોમાં સાગરસંસ્કૃતિનો પરિચય થાય છે, તો ભરવાડોના રાસનૃત્ય 'ડોકા'માં તથા રબારી, ચારણ અને આયરોના, એને મળતા, નૃત્યોમાં ગોપસંસ્કૃતિનો પરિચય થાય છે. કણબીઓના શ્રમહારી નૃત્યોમાં કૃષિસંસ્કૃતિનો તથા મેરના દાંડિયારાસમાં ક્ષાત્ર સંસ્કારનો પરિચય થાય છે. ટિપ્પણીનૃત્ય એ સૌરાષ્ટ્રની વિશિષ્ટતા છે. એના વીસ જેટલા પ્રકાર લેખકે નોંધ્યા છે. આ ઉપરાંત, સીદીઓના સમૂહનૃત્ય ધમાલનું પણ લેખકે તાદશ વર્ણન આપ્યું છે.

સન્તોએ પણ સંસ્કૃતિના ઘડતરમાં સારો ફાળો આપ્યો છે. સૌરાષ્ટ્રમાં નાથપન્થ, રામાનુજના અનુયાયીઓએ પ્રસારેલો પંથ, શાક્તપૂજકોનો માર્ગીપન્થ, બીજપન્થ, રામકબીરિયા અને સતકબીરિયા પન્થ—આટલા મુખ્ય પન્થો અને તેના સન્તો છે. આ પૈકી નરસિંહ, મીરાં, ભાણસાહેબ, રવિસાહેબ અને મોરારસાહેબનું સાહિત્ય તો સુપરિચિત છે. સન્તસાહિત્યના કેટલાક વિશિષ્ટ પ્રકારો પૈકી ગણપતિનાં ભજનો, લખીરામના પ્યાલા, ખીમડા કોટવાળ, મેઘ ધારુ, દેવાયત પંડિત, સરવણ કાપડી, વેલાબાવા વગેરેનાં આગમો, માતમ, ઓકારા, હુલ— વગેરેનો લેખકે સારો પરિચય કરાવ્યો છે. મુસ્લિમ સન્તો પૈકી કતીલશા બાદશાહ, કાજી મામદશા તથા હીરમશા સાંઈનો ખાસ ઉલ્લેખ કર્યો છે.

લોકસંગીતમાં શાસ્ત્રીય અને દેશી—બંને ધારાઓ દેખાય છે. શાસ્ત્રીય રાગો પૈકી સારંગ, ગાંધાર અને સારંગના મિશ્રણથી ઉત્પન્ન થતા સોરઠ, બિલાવલ તથા અહિરભૈરવ સૌરાષ્ટ્રની નીપજ છે.

સૌરાષ્ટ્રનું લોકજીવન પ્રકૃતિપરાયણ છે, પ્રકૃતિના રંગો લોકસાહિત્યમાં કેવા ઝીલાયા છે તે લેખકે લોકસાહિત્યમાંથી પુષ્કળ અવતરણો ટાંકીને બતાવ્યું છે. પછી લેખક જુદે જુદે સ્થાને ભરાતા મેળાઓ, એની સાથે સંકળાયેલી દન્તકથાઓ અને લોકકથાઓ, નદીઓ સાથે સંકળાયેલી પ્રેમકથાઓ—આ બધાનો પરિચય કરાવે છે. સૌરાષ્ટ્રના નારીત્વનો, એના પ્રતાપી સૌન્દર્યનો પણ લેખક ખાસ ઉલ્લેખ કરે છે. સ્ત્રીઓના તથા પુરુષોના પહેરવેશની વીગતો પણ લેખકે આપી છે. એમનાં ઘરઓરડાં, ખાદ્યપદાર્થો, રહેણીકરણીની પણ સારી માહિતી એઓ આપે છે. આયરનું હીર તથા ભરતનું કામ અને કણબીઓની ચીડિયાં મોતીની કલામય ગૂંથણી તથા આભલા-ભરતનો લેખક ખાસ ઉલ્લેખ કરે છે.

આમ, આ પુસ્તક વાંચતાં સૌરાષ્ટ્રની લોકસંસ્કૃતિનું ચિત્ત આપણી આગળ લેખક તાદૃશ ખડું કરી દે છે. આજે અભ્યાસ અને અભ્યાસી લખાણો પ્રત્યે સારી એવી ઉપેક્ષા સેવાઈ રહી છે, તે જોતાં તો આવા આ પ્રયાસને અમે સહર્ષ આવકારીએ છીએ અને ગુજરાતના અન્ય પ્રદેશની લોકસંસ્કૃતિનો પરિચય આપનારા આવા અન્ય પ્રયાસો થાય એવી ભાવના પ્રગટ કરીએ છે.

—સુ. જો.

*

## ભવની કમાણી :

લેખક : પુષ્કર ચંદરવાકર ( પુનર્મુદ્રણ : ૧૯૫૭ );
પ્રકાશક : રવાણી પ્રકાશન ગૃહ, ટિળક માર્ગ—અમદાવાદ
મૂલ્ય રૂ. ૪-૫૦

શ્રી પુષ્કર ચંદરવાકર ગુજરાતના ગ્રામજીવનને નવલ-નવલિકામાં આલેખનારા થોડા ગણ્યાગાંઠ્યા લેખકોમાંના એક છે. તેમની બે નવલકથાઓ ‘ભવની કમાણી’ અને ‘નંદવાયેલાં હૈયાં’નાં પુનર્મુદ્રણો હાલ પ્રગટ થયાં છે.

‘ભવની કમાણી’ ભાલના સમુદ્રતટના પ્રદેશના કોળી ખેડૂત-સમાજનો પરિચય આપે છે. પાદરે ખેતરોમાં સાથે કામ કરતાં હૈયાનો મોરલો પામેલી પણ પિતાની દેવાદારીને કારણે બીજા જ એક વિલાસી અને રખડેલ પુરુષ સાથે લગ્નસંબંધથી જોડાયેલી અને તે પતિના વહેમ અને જુલમથી નાસી છૂટેલી એક નિષ્પાપ, નમ્ર, આજ્ઞાંકિત અને લજ્જાશીલ એવી નમણી ગ્રામકન્યાનાં સ્નેહ અને કર્તવ્ય વચ્ચે ઝોલાં ખાતા હૃદયની મૂંગી યાતનાની આ એક કથા છે.

એ પ્રદેશમાં ફેલાયેલી જુગારની બદીનો આ કથા ખ્યાલ આપે છે. દુકાળ અને દુકાળસમયનાં લોકોનાં ગભરાટ, નૈતિક વિનિપાત, વહેમો, વિધિ સામેની માણસની લડત અને વિધિની માણસે સ્વીકારેલી અધીનતાનું પણ વૈવિધ્યપૂર્ણ ચિત્ર આ કથામાં આલેખાયું છે. એ કોળી સમાજની ‘હૃદય વરે તે વર’ની અધિકાંશે પ્રવર્તતી લગ્નભાવના સાથે માતાપિતાની આજ્ઞાને અનુસરીને તેઓ કહે તેને નિષ્ઠાથી, સહનશીલતાથી સ્વીકારવાની આર્યસન્નારીની લગ્નભાવનાનું નિરૂપણ પણ અહીં થયું છે. ગામડામાં સ્ત્રીપુરુષ વચ્ચે કેવી રીતે કયા સંજોગોમાં સ્નેહસંબંધો બંધાય છે તે પણ આપણને જાણવા મળે છે. ગ્રામસમાજની લગ્નવિષયક, પુનર્લગ્નવિષયક અને નીતિવિષયક માન્યતાઓ અને પ્રણાલિકાઓની વિશેષતાનું પણ આપણને અહીં દર્શન થાય છે.

પલ્લીસમાજના વાર્ષિક જીવનક્રમનાં વિવિધ દૃશ્યોને આલેખતી અને ગ્રામબોલીના શબ્દોના પ્રયોગો સાથે રચાયેલા સંવાદો અને થયેલાં વર્ણનોવાળી શૈલીમાં કથા વહે છે. સંવાદો વધારે પડતા છે અને કથાનો કથનવિસ્તાર પણ આથી વધારે પડતો લંબાઈ ગયો છે. દુકાળ જેવા પ્રસંગોનાં ચિત્રણો કથાતત્ત્વની દૃષ્ટિએ આવતી અગત્યને બદલે તેવા પ્રસંગોના મોહને લીધે અપાયાં હોય તેમ લાગે છે અને આનું સમર્થન લેખકે લખેલી પ્રસ્તાવના ‘ટાંચણપોથીમાંનાં પાનાં’માંથી પણ મળી રહે છે. લોકગીતોની ચહેરાચૂંથમાં નવલકથાનાં ખાસ્સાં બે પ્રકરણ રોકવાનો મોહ વાર્તાપ્રવાહને હાનિ પહોંચાડે છે.

વસ્તીનાં મનેખનાં સુખદુઃખમાં તેમને પડખે ઊભનાર, તેમને સલાહસૂચન આપનાર, તેમનાં મન સાચવનાર ને એમ તેમને માનસિક તોષ અપાવનાર મીઠી ડોશી જેવાં ‘ગામકાકી’ કે ‘ગામફોઈ’નું પાત્ર ગ્રામસંસ્કૃતિનું એક વિશિષ્ટ પાસું પ્રગટ કરે છે.

## નંદવાયેલાં હૈયાં:

લેખક: પુષ્કર ચંદરવાકર (પુનર્મુદ્રણ: ૧૯૫૭)
પ્રકાશક: રવાણી પ્રકાશન ગૃહ, ટિળક માર્ગ—અમદાવાદ
મૂલ્ય રૂ. ૩-૦૦

'નંદવાયેલાં હૈયાં' ગામડાંની ધંધે અને વર્ણે ઊજળિયાત એવી જાતિના સમાજની વાર્તા લઈને આવે છે. આ એક એવા જનસમૂહની વાર્તા છે કે જેમાંનાં મોટા ભાગનાં પાત્રો બ્રાહ્મણજાતિનાં છે અને વ્યવસાયે શિક્ષક છે.

નિર્મળા કથાનું મુખ્ય પાત્ર છે. પિતા પરણાવે છે ત્યાં તે પરણે છે; હૃદયહીન સ્વાર્થાંધ અને લોભી સાસુ તેની અને તેના પતિની વચ્ચે દીવાલ બનીને આવે છે અને તેને પણ તેની કુમળી વયમાં શિક્ષિકાની નોકરીમાં પોતાના પતિની વિરુદ્ધ જઈને જોતરે છે. એ સાસુ તેની તેના પતિની માંદગીમાં પતિની ચાકરી કરવાની ઇચ્છાને પણ સફળ નથી થવા દેતી ને ઊલટી તેને 'ડાકણ' કહીને અપમાને છે. તે સસરાનું ઘર છોડે છે, પિયરમાં આવે છે પણ લોકબત્રીસીથી કંટાળીને આપઘાત કરવા જાય છે, પણ તેનો એક પરજ્ઞાતિનો ભાઈ તેને વારીને ત્યાંથી અમદાવાદ લઈ જાય છે. તેમના અમદાવાદમાંના આર્થિક વિટંબણા વચ્ચેના વસવાટમાં વાર્તા આગળ ચાલે છે. નિર્મળા તેની મૂંઝવણમાં ઉતાવળથી ભરાયેલા પગલાથી તેના પિતાના પાગલપણાં ને મૃત્યુનું કારણ બને છે. નિર્મળા પણ આખરે અર્ધપાગલ બની જાય છે. નિર્મળાનો આદર્શઘેલો, સમજુ અને સહૃદય પતિ પોતાની માતાને અવગણીને આ સ્ત્રીને પોતાની પત્ની તરીકે સ્વીકારવા ઉત્સુક બને છે. પણ ગામની નદીમાં આવેલા પૂરમાં નિર્મળા પડતું મૂકે છે ને સામે કાંઠેથી તેનો પતિ પણ પૂરમાં તણાય છે; પણ બન્ને બચી જાય છે; અને તેમના ભાવિ સુખી સહજીવનની આશા આપીને કથા સુખાન્તમાં પૂરી થાય છે.

વાર્તા પ્રાથમિક શાળાના શિક્ષકોનાં માનસ અને વર્તન તેમ જ શિક્ષણખાતામાં ચાલતી ખટપટો પર અછડતો પ્રકાશ નાખે છે. હિન્દુ સમાજમાંના સાસુ–વહુ વચ્ચેના કડવા સંબંધો અને એ સંબંધોને પરિણામે વહુના જીવનમાં આવતી નિરાશા ને યાતનાઓનું ચિત્ર પણ કથામાં દોરાયું છે. 'ભવની કમાણી'માં પાલુની કરુણા તેના પિતાની એક સામાજિક બદીની લતમાંથી અને પતિનાં વિલાસ ને અવજ્ઞામાંથી જન્મે છે; અહીં નિર્મળાની કરુણા તેની સાસુની સ્વભાવગત સ્વાર્થાંધતા ને બેહયાઈમાંથી ઊભી થાય છે. બન્નેનાં સમજીવનમાં ખારાશ આવે છે ને બન્નેની યાતનાઓમાં લોકોની બેજવાબદાર કાનફૂસિયારી વધારો કરે છે; પણ પાલુને મનમાન્યા પુરુષ સાથેના પુનર્લગ્નથી સુખ સાંપડે છે, ત્યારે નિર્મળા માટે તેના પોતાના જ પતિ સાથેનાં પુનઃ સહવાસથી તેની સુખી થવાની ખાતરીપૂર્વકની આશા ઉદ્ભવે છે અને આમ બન્ને કથાઓ સુખાન્તમાં પૂરી થાય છે.

આ કથામાંનું મથુર પટેલનું પરગજુ, સમભાવી, પરદુઃખે દુઃખી ને પરસુખે સુખી થનારું પાત્ર આગલી નવલના મીઠી ડોશીના પાત્રની યાદ આપે છે.

સ્વમાની, સુશીલ, શિક્ષિત અને વિવેકપૂર્ણ નિર્મળા જે રીતે પરજ્ઞાતિનાં પુરુષ સાથે વિપરીત સામાજિક સંજોગોમાં એકદમ જવા તૈયાર થાય છે તે બરાબર લાગતું નથી; પણ સાસરી તેમ જ પિયરમાં ન રહેવા માગતી નિર્મળા જો આપઘાત કરે તો કથા અટકી પડે માટે કંઈક રસ્તો તો કાઢવો જોઈએ ને! નિર્મળા અને તેના પતિને એક જ નદીના સામસામેના કાંઠેથી પૂરમાં એક સાથે નાખીને લેખકે સિનેમાના જેવા કરુણા, નિરાશા અને નૈષ્ફલ્યના વાતાવરણની પરાકાષ્ઠા સર્જી છે; પણ લેખક પોતે જ પોતાની એ ભારે કરુણાનો ડૂમો સહન કરી શકતા નથી કે પછી એ વાતાવરણની તંગીથી બીને સુખાન્તમાં એકદમ નાસી છૂટે છે.

બન્ને કથાઓમાં ગ્રામજીવનનાં અનેક પાસાંઓ અને કેટલાંક પાત્રો સારો ઉઠાવ પામ્યાં છતાં, વાર્તાઓમાંની કેટલીક વસ્તુગત અને પાત્રગત અસંગતિઓ અને લેખકની પોતાની કેટલીક ઘાલમેલો વાર્તારસને કથળાવે છે, એમ લાગ્યા વિના રહેતું નથી.

—હર્ષદ મ. ત્રિવેદી

*

## ચેખોવની શ્રેષ્ઠ નવલિકાઓ:

લેખક: એન્ટન ચેખોવ
અનુ.: પ્રા. જયંત પાઠક–રમણલાલ પાઠક
પ્રકાશક: ચેતન પ્રકાશનગૃહ લિ.
રામજીમંદિરની પોળ: વડોદરા
મૂલ્ય: રૂા. ૫–૨૫

સરલ અને રોચક શૈલીમાં અનુવાદિત થયેલી વિશ્વ-

સાહિત્યના પ્રશિષ્ટ લેખક ચેખોવની મર્મસ્પર્શી નવલિકાઓનો આ સંગ્રહ છે.

આ સંગ્રહની પહેલી જ વાર્તા જુઓ : ' ૭ નંબરનો વૉર્ડ : ' ગામડાંની હૉસ્પિટલનું જીવતુંજાગતું વાતાવરણ : ઝેરી ધુમાડો, ગંદવાડ ને દુર્ગંધ માથું ફાડી નાખે એવાં છે. ગાંડાઓ એમાં સબડ્યા કરે છે. એમાં એક ડૉક્ટર રૅગિન પણ છે.

આ ડૉક્ટરે જીવનનું સારું એવું ભાથું બાંધ્યું છે : તત્ત્વજ્ઞાનનો અભ્યાસ કર્યો છે : ચિંતન કર્યું છે. પરંતુ ચારે બાજુ તે જે જીવન જીવે છે તેનાથી એ તોબાહ પોકારી ગયો છે : એના ઉગ્ર આવેશો અને ચર્ચાઓ પછી એના જડસુ મિત્રો આખરે એને ગાંડો ધારી હૉસ્પિટલમાં હડસેલી મૂકે છે જ્યાં એનું મૃત્યુ થાય છે. તો વળી, 'વાન્કા' નિર્દોષ બાળકના રહેંસાઈ જતા જીવનની દર્દકથા છે. અને ગરીબાઈએ જેની આખી જિંદગી ભરખી ખાધી છે, તેવા દારૂ અને અજ્ઞાનના અંધાપામાં અડબડિયાં ખાતા ' મેગરી 'ની વાર્તા વાંચો. મરતી પત્નીની આંખોમાં જીવનની ચીનગારી જુએ છે : પણ જીવન તો ખતમ થઈ ગયું છે !

જિંદગીને બોજ રૂપ બનાવી નાખતી સમાજવ્યવસ્થાની દોઢમાં સપડાયેલી ' લીડા ' અને પોતાની સાચી જીવનકલા દૃષ્ટિમાં જેને અપાર શ્રદ્ધા છે એવા કલાકારની વાર્તા ' કલાકારની કહાણી ' કારુણ્યનો ભારોભાર છંટકાવ કરે છે; તો, ' કારકુનનું મૃત્યુ, ' ' કાચંડો 'માં નીચલા વર્ગ તરફ અદમ્ય ઉપેક્ષાવૃત્તિ સેવતા નિષ્ઠુર અધિકારીઓની તસવીર જોવા મળે છે.

આ સંગ્રહની વાર્તાઓ લેખકની એ ઘટનાઓ સાથેની આત્મીયતાનું સ્વચ્છ પ્રતિબિંબ પાડે છે :

અલબત્ત, ' ઇસ્ટરની રાતે ' જેવી વાર્તામાં વાર્તારસને હાનિ પહોંચે એવી અસંગતિઓ દેખાય છે, તો ' યેનિચ ' અને ' ગુઝબેરી 'માં પ્રસંગની સંવાદિતાનો ભંગ થતો હોય અને રસની ક્ષતિ થતી હોય એવો અનુભવ થાય છે.

પરંતુ ચેખોવ આ કે તે વિષય લઈ એમાંથી વાર્તા બનાવવા ઓછો જ બેઠો છે ? એ તો, જેવું જીવન જોયું છે ને અનુભવ્યું છે એવું આંતરિકરૂપ ને રહસ્ય સર્જકની તટસ્થતાથી આલેખ્યે જાય છે. એમાં જ તો એની સફળતા છે.

આમાંની અનેક વાર્તાઓ વાંચતાં ઘણી વાર થાય છે કે, આપણા ગુજરાતીમાં આવું કંઈક ક્યારે સર્જાશે ?

આ નવલિકાસંગ્રહમાં ચેખોવની વાર્તાકલા ઉપર એક અભ્યાસી નિબંધ આપવા માટે અનુવાદકોને વિશેષ ધન્યવાદ ઘટે છે.

—કિશોર જાદવ

# અંગ્રેજી પુસ્તકો

| | Rs. nP. |
|---|---|
| Green & Gold ( Bengali Stories: Ed. Humayun Kabir | 8-25 |
| The Story of Indian Music ( Gosvami ) | 14-50 |
| Education, Culture & Social Order ( K. G. Saiyidain ) | 12-00 |
| Rajendea Prasad ( Autobiography ) | 22-50 |
| Taxation & Foreign Investment | 9-50 |
| Foreign Exchange Crisis & the Plan | 2-00 |
| Jawaharlal Nehru ( Moraes ) ( 2nd ed. ) | 15-50 |
| Economic Development in India ( C. D. Deshmukh ) | 6-00 |
| Introduction to Indian Art ( Coomarswamy ) | 7-50 |
| Hindu View of Art ( Mulk Raj Anand ) | 18-00 |
| Independent People (Nobel Prize winner Novel) | 5-50 |
| Stalin Era ( Ana Louis Strong ) | 3-00 |
| Giant in Chains ( Philosophy ) | 3-00 |
| India & China ( Pannikar ) | 4-75 |
| 1857-Simposium ( P. P. H. ) | 8-00 |
| India in Transition ( R. Thapar ) | 5-75 |
| 1857 : ( Govt. of India ) By Sen | 7-50 |
| The sepoy mutiny ( R. C. Mazumdar ) | 15-00 |
| Great women of India | 20-00 |
| Introduction to the study of Indian History ( D. D. Kosamby ) | 18-75 |

| | Shiling |
|---|---|
| Sociology of Culture ( Karl Mannheim ) | 25 |
| Freedom, Power & Democratic Planning ( Karl Mannheim ) | 28 |
| Diognisis of our Time ,, | 21 |
| Sane Society ( Erich Fromm ) | 25 |
| Fear of Freedom ,, | 21 |
| Art of Loving ,, | 9/6 |
| Marx : His Time & Ours ( R. Schlesinger) | 32 |
| Democracy & Dictatorship (Zevedei Barbu) | 28 |
| From Max Webber (Essays on Sociology) | 28 |
| Capitalism, Socialism & Democracy ( J. Schumpeter ) | 25 |

| | Shiling |
|---|---|
| Contemporary Capitalism ( John Strachey ) | 25 |
| History of Prostitution ( G. Riley Scott ) | 45 |
| Liberation of Mankind ( Van Loon ) | 12/6 |
| From Durkness to Light (Ed. by V. Gollancz) | 15 |
| Hungarian Tragedy ( Peter Fryer ) | 5 |
| Science for Citizens ( Hogben ) | 35 |

: [ શિલિંગનો દર : ૮૦ નયા પૈસા ]

## Moscow Publications

| | Rs. nP. |
|---|---|
| Paths of Science | 2-56 |
| Citadel ( Cronin ) | 3-19 |
| Judas | 2-56 |
| Virgin soil upturned ( Sholokhov ) | 3-00 |
| Insulted & Humiliated ( Dostovsky ) | 3-37 |
| Tales of Italy ( Gorky ) | 1-31 |
| Five Plays ,, | 2/56 |
| Modern Comedy ( Galsworthy ) 3 vols | 6-00 |
| Forsyte Saga ,, ,, | 6-37 |
| Foma ( Gorky ) | 2-62 |
| Short stories & novels ( Turgnev ) | 2-56 |
| Cossacks ( Tolstoy ) | 1-50 |
| Autobiography of Tolstoy ( 3 vols ) | 3-00 |
| Road to Life ( 3 vols ) ( Makarenko on education ) | 4-50 |
| Learning to Leave ( Makarenko on education ) | 2-56 |
| Book for Parents ( Makarenko on education ) | 2-12 |
| Bulgarian Folk Tales | 1-50 |
| Ukranian Folk Tales | 1-50 |
| Capital vol I ( Marx ) | 2-94 |
| ,, vol II ,, | 2-25 |
| Holy Family ,, | 2-12 |
| Monastic View of History ( Plekhanov ) | 1-31 |
| Do yo know ( For Children ) ( M. Ilin ) | 2-50 |
| Treasure Island ( Stevenson ) | 2-00 |
| Hero of our Time ( Lermontov ) | 1-87 |

---



[ ચિત્ર : ખત્રી ]

# માનવ

માનવીય ગૌરવની પ્રતિષ્ઠા ઝંખતું માસિક

સંપાદન : ભોગીલાલ ગાંધી


૨

આવકાર ( આભારદર્શન )
લોકશાહીના શત્રુ– ( ચિંતન )
સમ્યક સ્વસ્થ દૃષ્ટિ અને અભ્યાસક વૃત્તિ ( સંવિચાર
કાકડાપેડ ( વાર્તા )
હવે દીપેલાં, માનવે ત્યજેલાં ( પંક્તિ )
છઠ્ઠો અંક ( વિજ્ઞાન )
જનપથ ( શુદ્ધ વેપારી કે ભાવત નાગરિક ? )
ઊડતા ડાક્તરો ( પરિચય )
અંબામાતાની એક આખ્યાયિકા ( નવું નિરૂપણ )
અવારનવાર ( ઔપૂર્વ નીતિ )
સ્વર્ગને શરમાવ્યું ( નીતિકથા )
અંતઘડી ( પ્રસંગકથા )
શિક્ષણ અને શિક્ષાર્થી માર્ગદર્શન ( માહિતી )
આસ્વાદ ( કવિતાનાં રહસ્યની ઝાંખી )
પ્રવૃત્તિ ને પરિચય ( સાંસ્કારિક સૌરભ )
શ્રદ્ધાંજલિ ( શાંતિ સ્વ. મંજુલાલ મજમુદાર, સ્વ. મૂલાણી
ભાષાપગરવ ( અભિનવ–હિંદી ગ્રંથોનો પરિચય )
ફરતાં ફરતાં ર. મ. શ. ( રવિશંકર રાવળનાં સંસ્મરણ )
નવું વાચન ( પુસ્તકોની સમાલોચના : મિતાક્ષરી નોંધ )


વાર્ષિક રૂ. ૬-૦૦ છૂટક ૦-૬૨ નયા પૈસા (૧૦
[ પરદેશ શિલિંગ ૧૫ ]



૧૯૫૮
ફેબ્રુઆરી



સંચાલન :
ચેતન પ્રકાશન ગૃહ લિમિટેડ
રામજી મંદિરની પોળ : વડોદરા

ફોન : ૪૬૫૦


Alembic
ગ્લાયકોડિન
ટર્પ વસાકા
ગ્લાયકોડિન-ટર્પ-વસાકા
લેવાથી તમારી ખાંસી
જલદી મટી જશે
ખાંસી માટે તે પરગથ્થુ દવા છે.
એલેમ્બિક કેમીકલ વર્કસ કું. લિ., વડોદરા-૩.
૫૦ મી જયન્તિ ૧૯૦૭-૧૯૫૭
GTV-57-21

# આવકાર

[ 'માનવ'ના પ્રથમ અંકને ગુજરાતી સામયિકોનો આવકાર ]

પ્રવાસી : ( મુંબઈ : ૫-૧-૫૮ )

**નવાં નવાં સામયિકો રોજબરોજ નીકળી રહ્યાં છે, છતાં 'માનવ' જેવા માસિકની જરૂર છે; એ સૌથી નિરાળું છે.**

રાજ્ય અને સમાજના વિરાટ યંત્રનો એક ભાગ બની ગયેલા માનવને તેની ખોવાયેલી પ્રતિષ્ઠા પાછી અપાવવી હોય, તો ખાલી ખમ બની ગયેલા માનવીમાં કૈંક પૂરવું જોઈએ. **માનવ એવી ઝંખના લઈ આવે છે.**

સંપાદક વિચારક છે અને વિશિષ્ટ વિચારસરણી ધરાવે છે; જે રચનાત્મક છે. એમની પાસે કૈંક નવું છે અને સમાજને કૈંક નવું, અત્યાર સુધી ખૂટતું હોય એવું નવું આપવાની ધગશ છે.

એ મનોમંથન અને મથામણીમાંથી આ માનવનો જન્મ થયો છે; અને જે સ્વસ્થ પ્રેરણાત્મક, તાજગીભર્યા સાહિત્ય વડે તેની કાયા ઘડાયેલી છે તે જોતાં માનવ નવું ક્ષેત્ર ખેડશે એમ લાગે છે.

**માનવ એક વધુ માસિક નિભાવી લેવાનું માસિક નથી; પણ તેને આમંત્રણ આપીને સહૃદય આવકાર આપવા જેવું માસિક છે.**

જનશક્તિ ( મુંબઈ : ૧૧-૧-૫૮ )

ઉપકરણવાદના આ જમાનામાં જીવન સૌખ્યનાં કહેવાતાં વિપુલ સાધનોની વચ્ચે માનવીની માનવતા ક્યાંક ખોવાઈ ગઈ છે. એ માનવતા માનવી માટે પાછી મેળવવા શ્રી ગાંધીને મથવું છે, તે માટે આ માસિક કાઢયું છે...

હેતુ આવો ઉદાત્ત છે. લેખક-સંપાદક પાસે કંઈક કહેવાનું છે, અને એ કહેવા માટેની પ્રાસાદિક કલમ છે. એટલે—

આ માસિક ચાલશે કે કેમ એ પ્રશ્નનો જવાબ તો ગુજરાતીવાચક જનતાની ગુણગ્રાહિતા પર નિર્ભર છે; પરંતુ— એ ચાલવું જોઈએ એમ સહુ કોઈ સંસ્કારવાંછુઓ ઇચ્છશે.

**પથ્ય અને પ્રેરક વાચનસામગ્રી પીરસવાનો કોલ આપતા આ માસિકને અપનાવવાની અમે સહુ કોઈને ભલામણ કરીએ છીએ.**

ર. વિ. મ.

જયહિંદ ( રાજકોટ : ૧૩-૧-'૫૮ )

* આ દૈનિકે ૩ા કોલમનો લાંબો રિવ્યુ-લેખ લખ્યો છે. અને માનવના પ્રારંભિક લેખમાંથી સારા એવા ઉતારા આપી તેને લગતા અનેક સવાલોની છણાવટ કરી છે: અંતે ઉમેરે છે:

જો સાચ્ચે જ સંપાદકે 'માનવ' શરૂ કરતાં પહેલાં આવાં મનોમંથનો અનુભવ્યાં હોય—સ્પંદનો ઝીલ્યાં હોય તો જરૂર આશા રાખી શકાય કે 'માનવ' ખાલીખમ માનવીને કંઈક ભર્યો કરવામાં સફળતા મેળવશે જ.

**'માનવ'નું ધ્યેય સચવાઈ રહે એવું પ્રેરણાદાયક અને સુવાચ્ય લખાણ આ પહેલા અંકમાં છે જ.**

નવભારત ( વડોદરા : ૧૧-૧-'૫૮ )

શ્રી ભોગીલાલ ગાંધીના સંપાદન હેઠળ શરૂ થયેલું આ નવું માસિક એની સામે સ્પષ્ટ હેતુ રાખીને આવ્યું છે... પ્રથમ અંકના વિષયો એ રીતે પસંદ થયા છે, એની ના ન કહી શકાય...

અનેક અનુભવોમાંથી એમણે મેળવેલું ભાથું આ માસિકમાં નિરંતર પીરસવાનું રહે એ દ્વારા જ્યાં જ્યાં માનવીમાં શુભ પડેલું છે, તેની બરાબર રજૂઆત થાય અને દેશમાં પ્રગટી રહેલી નવચેતનાના કાર્યમાં નાનો એવો પણ આ માસિકનો ફાળો નોંધાય તો એનું કાર્ય સફળ થયું ગણાશે.

[ વધુ આવકારો પાન ૧૧૦ ઉપર ]

# બીજો અંક પ્રગટ થતાં—

હજી તો આ બીજો જ અંક પ્રગટ થાય છે.

જાન્યુઆરીનો પહેલો અંક પ્રગટ થયો ત્યારે કંઈક હિચકિચાહટ હતી, ભાવિની શ્રદ્ધા છતાં તત્કાલની સવિશેષ ભીતિય હતી. આખરે 'ઝંપલાવી પડ્યા 'ની નિરાંત છતાં સંકોચ યે હતો.

આજે આ બીજો અંક તૈયાર થઈ રહ્યો છે, એટલામાં શાથી જે આ હિચકિચાહટ, ભીતિ ને સંકોચ ક્ષીપ્ર ગતિએ ઓસરી રહ્યાં છે! અસાધારણ ગણાવી શકાય કે બતાવી શકાય એવી કોઈ સિદ્ધિ તો વરી ગઈ નથી. અને છતાં કંઈક સ્વસ્થતાનો અનુભવ થઈ રહ્યો છે...

ઘણીવાર કોઈ પ્રસંગ, પરિચય કે અનુભૂતિને આપણે ધારીય ન હોય (ઇચ્છી તો ઘણી બધી હોય તેથી શું?) એવી અનુકૂળ રીતે વળાંક લેતી અનુભવીએ,. અને એની પૂરી સાકારતા પ્રાપ્ત થાય તે પૂર્વે જ, એને અંગેની વિચારેલી ઘણી બધી વિટંબણાઓનો ભાર જાણે પાર્શ્વભૂમિમાં સરકી જતો લાગે, એવું કૈંક, **માનવ**નો પ્રથમ અંક લઇ ને જૂના નવા સંખ્યાબંધ મિત્ર-સ્નેહીઓ ને પરિચિતોને મળતાં અનુભવ્યું.

આમાંથી જેમના હાથમાં **માનવ**નો પ્રથમ અંક પહોંચી ગયો હતો તેમણે સૌએ (કેટલાંકને તો ઘણા જ લાંબા સમયે મળવાનું થયા છતાં) હેત અને મમતાથી એને આવકાર આપ્યો; ને લગભગ સૌએ એને માટે કંઈક કરવાની સહજ વૃત્તિ વ્યક્ત કરી; એટલું જ નહિ, **માનવ**ને આર્થિક રીતે સદ્ધર બનાવવાની બાબતમાંય પોતાનું સહજ કર્તવ્ય કરતા હોય એવી રીતે હાથ બટાવ્યો.

ગુજરાતી દૈનિકોએ તત્કાલ ઊમળકો ઠાલવ્યો તથા વાચકોના પત્રાય એનો જ પડઘો પાડી રહ્યા છે...

એકાએક વરસેલા સ્નેહના આભારથી ચિત્ત દ્રવ્યા વિના નથી રહ્યું...

અલબત્ત, પહેલા અંકની તયારીના વખતથી જ—પ્રારંભથી જ—વડોદરા જેવા કલા અને વિદ્યાના ધામમાં **માનવ**ને સાંસ્કારિક રીતે પાંગરવા માટે સારી એવી અનુકૂળતા હોવાની લાગણી તો હતી જ; અને અધ્યાપકો, લેખકો, યુવાન અભ્યાસીઓ અને કલાકારો સાથે માસિકની વીગતો વિચારાતી ગઈ તેમ તેમ એ સૌનો ઉમળકો વધતો જ ગયો...બીજા અંકે વધુ સાકાર પણ બન્યો....

તો વળી, અમુક ચોકઠામાં વિચારવાને ટેવાઈ ગયેલા કેટલાક જૂના સાથીઓને **માનવ**ના કેટલાંક લખાણો (ગાંધીજી અંગેનો મુખ્ય લેખ, તથા 'માનવીના ભાવિને નૈષ્ફલ્ય નથી 'નો અંધસંમતિવાદ સામેનો લેખ, એને એવું જ કૈંક બીજું) માંનો મારો સૂર ન ગમ્યો; ને મારા 'બીજે છેડે ઘસડાઈ ગયા 'ના અથવા 'ઘસડાઈ રહ્યા 'ના, અથવા 'ઘસડાઈ જવા 'ના ભયે કેટલાકે **નિખાલસ ભાવે** અકળામણ વ્યક્ત પણ કરી....

આવી સાર્વત્રિક આત્મીયતાનો અનુભવ કરતાં, 'આવો સહજ ઉમળકો શાનો?'—એવો સાનંદ સાશ્ચર્ય પ્રશ્ન દિલમાં ઊઠ્યો પણ ખરો. એનો જવાબ તો ગયા અંકમાં **નવું માસિક?** ના પ્રારંભિક લખાણમાં—

> "બંગાળના ગામડાગામના એક અર્ધશિક્ષિત નિબારણ પંડિતને હૈયે (અનુભવવાનો અજંપો) જાગ્યો, તે બીજી રીતે, બીજે ક્ષેત્રે, બીજે સ્વરૂપે ગુજરાતનાં લાખ લાખોને હૈયે શું કામ નહિ જાગે? × × × × ગુજરાતમાં જાણ્યેઅજાણ્યે, સ્પષ્ટઅસ્પષ્ટપણે કોઈ ને કોઈ અજંપાની અકળામણ અનુભવતાં ને એ દ્વારા કાંઈક વિશેષ અનુભવવા ઇચ્છતાં, ને સત્ય સૌંદર્ય અને માંગલ્યની ઝંખના કરતાં ઓછાં હશે કાંઈ?"—આ પ્રશ્નોમાં આવી જ ગયો છે.

છતાં—મર્યાદિત છતાં, ત્વરિત સહજ પડઘો પડતાં—આજે હૈયું આભાર ભારે લચ્યા વિના નથી રહેતું; અને 'પ્રશ્ન 'ને સ્થાને વધુ નિષ્ઠા, વધુ જવાબદારી અને વધુ જહેમત માટેનો નિશ્ચય જ આગળ આવી ઊભો છે.

* **માનવ**ના મુદ્રાલેખને (માનવીય ગૌરવની પુનઃ પ્રતિષ્ઠાની ઝંખના) પ્રાણવાન બનાવવાની—
* વૈચારિક ક્ષેત્રે કોઈ પણ પક્ષ, વાડો યા રૂઢ ચોસલાની શૃંખલાથી બહાર રહી માનવીય ઉત્કર્ષના ગર્હે આગે બઢવાની—
* સાર્વત્રિક જ્ઞાન, સમજ, રસ અને અનુભૂતિઓમાં વધુ ઊંડાણ અને વ્યાપકતા આણવની—

**વહેલામાં વહેલી તકે નવાયુગનું દળદાર 'મૉડર્ન રિવ્યુ' બનાવવાની ઝંખના જ આજે તો સર્વોપરી છે.....**

[ માનવ : ફેબ્રુઆરી '૫૮

# લોકશાહીના રાહે—

## પ્રથમ ઐતિહાસિક માર્ગસ્થંભ : ઘટના અને રહસ્ય

—ભોગીલાલ ગાંધી

ફ્રેંચ ક્રાંતિએ બુલંદ કરેલાં સ્વાધીનતા, સમાનતા અને બંધુતાની સિદ્ધિ લગભગ પોણા બસો વરસેય હજી તો મૃગજળવત્ રહી છે !

પશ્ચિમી રાષ્ટ્રો હો કે ભારત જેવા એશિયાઈ રાષ્ટ્રો—જ્યાં રાજકીય સ્વાધીનતા હાંસલ થઈ ચૂકી છે, ત્યાંય લોકશાહીની સમસ્યા હજી મોં ફાડી ઊભી જ છે.

લોકશાહીની વ્યાખ્યા અને સ્વરૂપો ગમે તેટલાં નિર નિરાળાં હો, પરંતુ તેનું હાર્દ તો એક જ હોઈ શકે :

—લોકોએ સ્થાપેલી લોકશાહી
—લોકોના હિતમાં કામ કરતી લોકશાહી
—લોકો દ્વારા સંચાલિત લોકશાહી.

લોકશાહીના આ ત્રિમુખી સ્વરૂપમાનું એક પણ તત્ત્વ, જ્યાં ને જ્યારે આછું પાતળું થયું છે, ત્યાં લોકશાહીનું સત્ત્વ એટલે અંશે લોપ પામ્યું જ છે.

ઇંગ્લેન્ડની લોકશાહી ક્રાંતિ, અમરિકી સ્વાધીનતાની ક્રાંતિ, ફ્રેન્ચ 'સ્વાધીનતા, સમાનતા અને બંધુતા'ની ક્રાંતિ, અને ૧૯૧૭ની રશિયાની સર્વપ્રથમ શ્રમજીવી સમાજવાદી ક્રાંતિ—જગતની આ મહાન યુગપ્રવર્તક ક્રાંતિઓના અનુભવો આ સત્યની સાક્ષી પૂરે છે.

ત્રિમુખી લોકશાહીની અખંડ પ્રાપ્તિની સાધના હજી સમસ્ત માનવજાતને કસોટીએ ચઢાવી રહી છે. ફરી એકવાર માનવીએ અખંડ લોકશાહીની ઉપાસનાના નવા અખતરાઓ વધુ સજાગપણે અને વધુ સ્વસ્થ ચિત્તે કરવા બાકી જ છે.

ચાલો! લોકશાહીનો પ્રથમ ઐતિહાસિક માર્ગસ્થંભ નિહાળીએ.

તારીખ : ઈ. સ. ૧૨૧૫ જૂનની ૧૫ મી।
સ્થળ : ઇંગ્લેન્ડ
પાત્રો : ( એક પક્ષે ) રાજા જૉન, ( સામે પક્ષે ) ઉમરાવો.

—લોકશાહીના રાહે એક અસાધારણ ઐતિહાસિક માર્ગસ્થંભ.

—રાજાશાહી સામેનો પ્રથમ ઐતિહાસિક પડકાર.

*

૧૩મી સદી એટલે સામંતશાહીનો જમાનો.

રાજા સર્વોપરી; એનો આધાર ઉમરાવો ઉપર; અને ઉમરાવોનો સીધો દમનદોર અર્ધગુલામ સર્ફ અને સ્વતંત્ર નાના ખેડૂ–રૈયત ઉપર.

રાજા તોરી મનસ્વી ને વિલાસી હોય. 'દૈવી અધિકારો'-ની ખુમારીય ખરી. આપખુદી એ તો રોજિંદી આદત, મનસ્વી આજ્ઞાઓ રોજિંદો વ્યવહાર...

ભોગ વિલાસ માટે નાણાં જોઈએ; ને વરસે બે વરસે આરંભાતાં યુદ્ધો માટેય લખલૂટ ધન જોઈએ. ઉમરાવો ને લડવા જવું પડે ને નાણાં એકઠાં કરી કરી રાજાને ચરણે ધરવાય પડે.

ઉમરાવોના તાબામાં પરગણાં હોય, ખેડૂ–કારીગરોનું શોષણ કરે, કચેરીઓ ભરે, દંડે ને નાણાં ઉઘરાવે.

વરસોથી ચાલતો આવેલો આવો જીવનવ્યવહાર હતો. સર્ફ અને કહેવાતા સ્વતંત્ર ખેડૂ માટે જીવલેણ બનતો ત્યારે તેઓ બંડે ચઢતા; રાજા અને એના શાગરિત ઉમરાવો ભેગા મળી એ બંડોને ચગદી નાખતા...

ત્યાં પાછી એની એ જીવન-ઘટમાળ શરૂ થઈ જતી ?

ના, પ્રત્યેક બંડ—એકલવાયું અને તૈયારી વિનાનું, સંગઠન અને સાધનો વિનાનું, સ્પષ્ટ ધ્યેય અને દીર્ઘદૃષ્ટિ વિનાનું નાનું શું ધીંગાણું પણ એની અસર મૂકી જતું. એના એ જ રાજાઓ અને એના એ જ ઉમરાવો-ના વ્યવહારમાં પણ ફરક પડતો !

વળી, હમેશાં અર્ધગુલામ, સર્ફ ને શોષિત ખેડૂતો જ બંડે ચઢતા, એવું પણ નથી.

ઉમરાવોય અકળાઈ ઊઠતા; એમના રોજિંદા જીવન-વ્યવહારમાંય રાજાની ડખલ વધતી, ને એમના ગજા ઉપરવટ ખંડણીનાં નાણાં ઉઘરાવી આપવા સારુ દમન ગુજરતું ત્યારે રાજાની ને ઉમરાવોની દોસ્તી તૂટી જતી; ઉમરાવોય બંડે ચઢતા.

પરંતુ મોટે ભાગે, રાજાની તાકાત આગળ ભલભલા ઉમરાવોના એકત્ર મોરચા પણ નિષ્ફળ જતા !

## રાજાની સત્તા

તો શું રાજાની સત્તા અબાધિત હતી ?

અલબત્ત, જમાનો 'રાજભક્તિ'નો હતો; ને રાજાના 'દૈવી અધિકારો'ની બોલબાલા હતી. પરંતુ—રાજાની સત્તા અબાધિત તો ન જ હતી. રાજાઓ અને ઉમરાવો વચ્ચે લેખિત કરારો હતા; એ કરારો કાંઈ બહુ ચોક્કસ ન હોવા છતાં, રાજાની સત્તા અંગે જે સર્વસાધારણ મર્યાદાઓ નક્કી કરવામાં આવી હતી. તેનું સમૂળું ઉલ્લંઘન કરવું સહેલુંય ન હતું. એ કરારોમાં રાજાના અમુક અધિકારોની સાથોસાથ ફરજોનો પણ ઉલ્લેખ હતો—સુલેહ શાંતિ સાચવવી, યુદ્ધમાં સેનાની આગેવાની કરવી, તથા આશ્રિત ઉમરાવોનાં અમુક હિતોની રક્ષા કરવી...તે જ રીતે, ઉમરાવોના હક્કો અને ફરજોનોય ઉલ્લેખ હતો—અમુક પ્રસંગે અને અમુક રકમની ખંડણી આપવી, મૃત્યુ બાદ અમુક 'દંડ' ભર્યાથી એના વારસદારને જ જાગીર મળે; વળી દરબાર ભરવાનો અને રૈયતના કેસ ચલાવી દંડ ભેગો કરવાનો અધિકાર, વગેરે...

આ અધિકારો ઉપર તરાપ પડતી અથવા તો રાજાઓ કરારોનો બેફામ ભંગ કરતા, અને કશો નિકાલ ન થાય ત્યારે છેવટે, બંડ કરવાનો અધિકાર પણ ઉમરાવોએ નોંધાવ્યો હતો. અલબત્ત, આપણે આગળ જોયું તેમ આવા બંડોને મોટે ભાગે દબાવી દેવામાં આવતાં હતાં.

અને છતાં—એ બંડો કાંઈ નિષ્ફળ જતાં ન હતાં.

## એક નવો સંઘર્ષ

એવાં અનેક સંઘર્ષોને અંતે ૧૨૧૫ના જૂનની ૧૫મીએ એક નવો સંઘર્ષ જાગી ગયો !

ઇંગ્લૅન્ડનો રાજા જૉન બીજા રાજાઓ કરતાં વધુ શક્તિશાળી અને વધુ ઉચ્છૃંખલ હતો. ઇંગ્લૅન્ડના ઉમરાવો પણ બીજા દેશોના ઉમરાવો કરતાં વધુ નબળા ને દબાયેલા હતા. એટલે રાજા જૉને મનસ્વી રીતે કેટલાક ઉમરાવોની જાગીરો તેમના વારસદારોને આપવાને બદલે પડાવી લીધી. કેટલાકને માથે બેશુમાર દંડ ઠોકયો, બેફામ નવી જકાતો નાખી, ઉમરાવોની કોર્ટોના અધિકારો પર કાપ મૂકયો...

ટૂંકમાં—ઉમરાવોના જાગીરી અધિકારોપર તરાપ મારી.

આમ, મુખ્ય તો આ આર્થિક સંઘર્ષ હતો; રાજકીય દમન હતું...

બીજી વાત પણ અહીં યાદ રાખવા જેવી છેઃ

રાજાઓનો એક આધાર ઉમરાવોનો હતો, તો બીજો પાદરીઓ ( દેવળો-મઠો )નો હતો. 'રાજાને આધારે દેવળ કે દેવળને આધારે રાજા'—'તેલાધારે પાત્ર કે પાત્રાધારે તેલ' જેવો ખેલ હતો ! પછાત અંધ-શ્રદ્ધાળુ યુગમાં, પોતાને ઈશ્વરના અવતાર મનાવનાર પાદરીઓ અને પોતાને દૈવી અધિકારો સાથે જન્મેલા મનાવનાર રાજાઓની દોસ્તી એક બીજાને માતબર રાખવા જરૂરી હતી.

પરંતુ તેમ છતાં—આગલી પેઢીઓ દરમ્યાન તેમની વચ્ચેય સંઘર્ષ જાગ્યો હતો; અને જતે દિવસે દેવળોની સત્તાને દબાવીને રાજશાહી પોતાને 'સબળ' માનતી આગળ આવી હતી ! તોરમાં આવી રાજા જૉને પાદરીઓનેય છંછેડયા...

તો વળી, વેપાર ઉદ્યોગોની વૃદ્ધિની સાથોસાથ વેપાર વાણિજ્યના મથક રૂપ નગરો વિકસવા માંડયાં હતાં...અને ધીમે ધીમે કરતાં એમણે એમના આંતરિક જીવન વ્યવહારના કેટલાક હક્કો પ્રસ્થાપિત કરી લીધા હતા.

રાજા જૉને એ નગરોના અધિકારો ઉપર પણ દબાણ આણ્યું...

પોતે જે ડાળીઓ પર બેઠો હતો તેનો જ વધ કરવા રાજા જૉને હામ ઉગામ્યો; ને સંપૂર્ણપણે તે એકલો પડી ગયો !

જવારામાં, પોતાના ભત્રીજા આર્થર સાથેના ઝઘડામાં એ ફ્રાન્સ સાથેના અતિ લાંબા યુદ્ધમાં ઘસડાઈ ગયો; અને એક પછી એક પ્રદેશો ગુમાવી બેઠો.

રાજા જૉન એકલો પડી ગયો હતો: અને ત્યારે ડૂબતા રાજવીના છેલ્લા આધાર સમી ભાડૂતી સેના પણ તેના પડખે ઊભવા તૈયાર ન થઈ!

જૉન સામે સમસ્ત પ્રજાનો રોષ જાગ્યો હતો...

૧૨૧૫ના જૂનની ૧૫મીએ રાજા જૉને લાચાર બની એક ખરડા પર પોતાના દસ્તખત આપ્યા!

આ ખરીતો તે મૅગ્ના કાર્ટા ( ચાર્ટર ) = ભવ્ય ખરીતો!

આ 'ભવ્ય ખરીતો' કાંઈ 'બંધારણીય' ખરીતો ન હતો.

અને આ ખરીતામાં 'ભવ્ય' એવું કશું હતુંય શું?

આ ખરીતામાં-'પ્રતિનિધિત્વના અધિકાર વિના કર નહિ મળે', અથવા તો, પાર્લામેન્ટની સ્થાપના કરવાની અને તે પદ્ધતિએ રાજ્યકારભાર ચલાવવાની વાત સરખી ન હતી.

આ ખરીતામાં તો ફક્ત એટલા જ મુદ્દા હતા કે રાજા જૉન જૂના કરારથી વિરુદ્ધ રીતે વર્ત્યો હતો, તે વર્તાવ હવે બંધ થવો જોઈએ, અને જૂના કરારનું પાલન થવું જોઈએ.

પરંતુ આ ખરીતો, એક નવી જ બાબતની નોંધ લેતો હતો:

આજ સુધી રાજા જૉનના સાગરિત ઉમરાવો, હવે લંડનના નવા વેપારી—નાગરિકો સાથે દોસ્તીનો હાથ લંબાવી રહ્યા હતા: એમનાં હિતોની રક્ષાની વાત ઉમરાવોના આ ખરડામાં પ્રથમવાર રજૂ થઈ હતી!

અને 'ભવ્ય ખરીતા'ના મશહૂર શબ્દો હતા:

"કોઈપણ મુક્તમાનવ ( ફ્રીમેન )ને તેના ન્યાયાધીશના ન્યાયી ચુકાદા વિના, તથા તે પ્રદેશના કાનૂન વિના જેલમાં નાખી શકાશે નહિ, દેશનિકાલ કરી શકાશે નહિ, અથવા તેનું કાટલું કાઢી શકાશે નહિ..."

જરાક ધ્યાનપૂર્વક વાંચો: 'મુક્તમાનવ'ને આવા અધિકારો મળ્યા હતા:

- અને હવે હકીકતો જાણો: ૧૨૧૫ની સાલમાં બ્રિટનના રાજ્યમાં 'મુક્તમાનવો' બહુ જ જૂજ હતા કે જેમને આ ખરીતાનો લાભ મળે: મોટાભાગના અર્ધગુલામ સર્ફ હતા!

* પરંતુ આ બધા કરતાંય ભવિષ્યની દૃષ્ટિએ વિશેષ મહત્ત્વની બાબત તો એ હતી કે, જૉન આપેલાં વચન પાળે તે માટે ૨૪ ઉમરાવોની એક કમિટી નીમવામાં આવી હતી.

ભાવિ પાર્લામેન્ટના જન્મનો આ અંકુર હતો!

અલબત્ત, જૉન તો મહા ખંધો રાજા હતો. સહી-કરાર પત્યાં ને ઉમરાવો વિખરાયા એની સાથે જ જૉને એ ખરીતાને ખુલ્લી રીતે ધુત્કાર્યો! અને બીજે હાથે લશ્કરની તૈયારી કરી.

ઉમરાવો પણ સાબદા બન્યા, કમ્મર કસી ખડા થયા. રાજા જૉનને ગાદીભ્રષ્ટ જાહેર કર્યો...ફ્રાન્સના રાજાના દીકરા લુઈને ગાદીની 'ઑફર' કરી.

દેશમાં આંતરવિગ્રહ જાગી ઊઠ્યો!

સદ્ભાગ્યે દેશ બચી ગયો— રાજા જૉન ૧૨૧૬ના ઑક્ટોબરમાં ગુજરી ગયો ને બળવાખોરોએ જૉનના નવ વર્ષના દીકરા હેન્રીને ગાદીએ બેસાડી મામલો થાળે પાડી દીધો!

બાળારાજાના લાંબા રાજ્યકાળ દરમ્યાન, સહજ રીતે જ, **ભવ્ય ખરીતા** ( મૅગ્ના ચાર્ટા )ના કરારોનું પાલન શક્ય બન્યું; ને ભાવિ કાનૂનના આધારરૂપ આ ખરીતો અમર બન્યો.

## ઘટનાની વિચિત્રતા

કેવી વિચિત્ર ઘટના! કેવી વિચિત્ર ઐતિહાસિકતા!

* **ભવ્ય ખરીતો!**—સામંતશાહીની તમામ મર્યાદાનો સ્વીકાર કરનારો હતો. રાજાના રજવાડી અધિકારોની ચાલતી આવેલી સત્તાને કબૂલનારો હતો.

* સામંતશાહીનો યુગ આથમી જતાં, એક ખરડા તરીકે જેનું કશું ગણના પાત્ર સ્થાન રહેવાનું ન હતું તેવો એ ખરડો હતો.

બલ્કે, સહજ રીતે ભૂલાઈ જવા સર્જાયેલો ખરીતો!

અરે, શેક્સપીઅરે ( ૧૫૬૪-૧૬૧૬ ) એનાં 'કિંગ જૉન' નાટકમાં જેનો ઉલ્લેખ સરખો કર્યો નથી, એટલી હદે વિસરાઈ ગયેલો ખરીતો!

* આમ છતાં આ ખરડો અમર બની જીવી ગયો–સ્ટુઅર્ટ રાજાઓ ( જેમ્સ ૧લો, ચાર્લ્સ ૧લો વગેરે )ના રાજ્ય અમલ દરમ્યાન, વિસરાઈ ગયેલો એ ખરીતો નવા મૂડીવાદી વર્ગના હાથમાં વળી પાછો જલદ હથિયાર બની પુનરુજ્જીવન પામ્યો !

ખૂબી તો એ વાતની છે કે, એ ખરીતો એવી 'ફ્યૂડલ' ભાષામાં લખાયેલો હતો કે નવા મૂડીવાદી વર્ગે પોતાને અનુકૂળ ઊલટોસૂલટો અર્થ ઘટાવી પાર્લમેન્ટના વિશેષ અધિકારો માટે એને બુલંદ કર્યો...!

અને, સમસ્ત ૧૯મી સદી દરમ્યાન પણ આ 'ભવ્ય **ખરીતો**' લોકશાહી અધિકારોના મુખ્ય વળાંક તરીકે વળી નવા વર્ગના હાથમાં ચમકી ઊઠ્યો !

*

આ ઘટનાનું રહસ્ય વિચારવા જેવું છે:

* રાજા, ઉમરાવો અને પાદરીઓના હિતો આમજનતાની સામે મૂળભૂત રીતે સહિયારાં હતાં.

* છતાં આ આખી ઘટનાના પાયામાં રાજા અને ઉમરાવો, રાજા અને પાદરીઓ, રાજા અને નવા વહેપારીઓનાં આર્થિક હિતોની અથડામણ રહેલી છે.

* આમ છતાં, આ ઘટનાને વિજય અપાવનાર પ્રસંગો તો જુવો ! ઇંગ્લેંડનો રાજા બીજાઓ કરતાં વધુ શક્તિશાળી ને વધુ ઉચ્છૃંખલ, ને સામી બાજુ ઉમરાવો વધુ નબળા ને દબાયેલા !

જોનનો તોરી સ્વભાવયે કેવો ! એક સાથે ચાર ચાર સાથે દુશ્મની વહોરી: ઉમરાવો, પાદરીઓ, વેપારીઓ, ને છેવટે ભત્રીજા આર્થર સામેય !

* જોન જેવો તોરી, તેવો ખંધો ને તેવો જ 'આજ બોલ્યું કાલ ફોક' કરનારો ! ખરીતા પર સહી કરી ને ફગાવીય દીધો.

આંતરવિગ્રહ જાગ્યો; પણ કેવળ એક 'વ્યક્તિ ગત' અકસ્માત બન્યો:

રાજા જોન મૃત્યુ પામ્યો ને આતંક શમી ગયો !

* બાદ બીજો વ્યક્તિગત અકસ્માત ! બાળ રાજા ગાદીએ આવ્યો ને મેગ્નાકાર્ટાને અમલી બનવાની તક મળી ગઈ ! રાજા 'બાળ' ન હોત ( પુખ્ત ઉંમરનો હોત ) તો સુશીબત પડી જાત !

* ખરીતો પોતેય, કોઈ રીતે ક્રાંતિકારી નહિ, છતાં એને ક્રાંતિકારી ઐતિહાસિકતા આપનાર ઘટનાઓય કેવી બની !

> મેગ્ના કાર્ટાના ખુદ ઘડનારા ઉમરાવોએ એવું સ્વપ્નેય નહિ કલ્પ્યું હોય કે એનો ઉપયોગ ભવિષ્યમાં મૂડીવાદીઓને હાથે એમનું જ નિકંદન કાઢવા માટે થશે !

ત્યારે શું રાજાએ આવું ઇચ્છ્યું હતું ? શું પાદરીઓએ ઇચ્છ્યું હશે ? કોઈએ નહિ ઇચ્છેલું બન્યું !

ભલા ! ઇતિહાસમાં એવું જ તો બનતું રહ્યું છે:

ફ્રેડરિક એંગલ્સ કહે છે એ યાદ રાખવા જેવું છે:

"ઇતિહાસ એવી રીતે પોતાને ઘડે છે કે આખરી પરિણામ સદાય અનેક વ્યક્તિગત ઇચ્છાઓ વચ્ચેના સંઘર્ષમાંથી ખડું થાય. આ પ્રત્યેક ઇચ્છા વળી જીવનની અમુક પરિસ્થિતિઓના ગંજમાંથી ઉદ્ભવેલી હોય છે. આમ અસંખ્ય પરસ્પર છેદતાં બળો, બળો-પરિબળોના સમાંતર ચતુષ્કોણોની અનંત શ્રેણીઓ પરિણામને જન્મ આપે છે—એનું જ નામ ઐતિહાસિક ઘટના. એને એક એવી શક્તિનું સર્જન સમજવું જોઈએ, કે સમગ્ર રીતે જોતાં, જે ( શક્તિ ) **અજાણતા રીતે** અને દશી ઇચ્છા શક્તિ વિના કામ કરતી હોય છે. કેમ કે પ્રત્યેક વ્યક્તિ જે ઇચ્છતી હોય છે, તેની સામે બીજી પ્રત્યેક ઇચ્છાની દખલ થતી હોય છે, અને જે પરિણમે છે તે કોઈએ કદિ નહિ ઇચ્છેલું......"

# સમ્યક્ સ્વસ્થ દૃષ્ટિ અને સજાગ અભ્યાસક વૃત્તિ

માનવના પહેલા અંકમાં 'ગાંધીજી: વ્યક્તિ વિચાર વિભૂતિ'નો લેખ વાંચી 'ગાંધીવાદી' મિત્રોને કેવા પ્રકારની ટીકા કરવાની હશે, એનો ખ્યાલ તો હજી નથી આવ્યો. પરંતુ મારા સામ્યવાદી જૂના સાથીઓમાંથી ઘણાને એ લેખ ન ગમ્યો, કેટલાક અકળાયા ને કેટલાક છંછેડાયા....કેટલાકે મોઢામોઢ અણગમો વ્યક્ત કર્યો, કેટલાકે પત્રદ્વારા ટીકા કરી; તો વળી ભાવનગરના એક ભાઈ અપૂર્વ મહેતાએ જનસત્તા (તા. ૨૫-૧-૫૮)મા લેખ લખીને, તેના સંપાદકના શબ્દોમા 'ગુજરાતના નાના સરખા વિચારક વર્ગને જે વિસ્મય અને ખેદ પ્રેર્યાં છે તેનો પડઘો પાડ્યો...'

આ પ્રત્યાઘાતોનું આશ્ચર્ય નથી, દુઃખ પણ નથી. એ લેખમાં ચર્ચેલા મુખ્ય મુદ્દાઓ લઈને સ્વસ્થ રીતે ટીકા-ચર્ચા થઈ હોત તો ઊલટો આનંદ જ થતે. માનવનો એક હેતુ બર આવ્યાનો સંતોષ થતે.

હવે પછીય આવો ઉદ્દેશ પાર પડે એ હેતુથી 'સહવિચાર'નો આ વિભાગ શરૂ કર્યો છે—કોઈ પણ લેખની અંદરના મુખ્ય મુદ્દાઓની, સ ધારણતઃ આશરે કુલ પાનાં બે જેટલી મર્યાદામાં, રહીને પરસ્પર સમજવાની અને સમજાવવાની ઇચ્છાથી તાત્ત્વિક ચર્ચા થાય તેવી ઇચ્છા સાથે.

ગાંધીજી અંગેના લેખની વાત કરું.

ગાંધીજીના મૃત્યુને આ જાન્યુઆરીમાં ૧૦ વર્ષ પૂરાં થતાં હતાં; અંજલિ આપવાનો પ્રસંગ માનવ માટે પ્રથમ અંકે જ ઉપસ્થિત થયો. અને કેવળ અંજલિ જ નહિ, 'વિશેષાંજલિ' આપવાનું સર્વથા ઉચિત લાગ્યું.

ગાંધીજીને અંજલિ આપનારાનો પાર નહિ, તેમ ગાંધીજીનાં જીવન અને કર્મનાં પાસાંઓ અને મુદ્દાઓનોય પાર નહિ. ૧૦મા નિર્વાણદિને તો સવિશેષ.

હું ક્યાંથી આરંભ કરું ને ક્યા મુદ્દા સ્પર્શું? થોડાક દિવસ વિચાર ઘોળાયા કર્યો. છેવટે એમ જ વિચાર્યું કે, મારું ચિત્ત જે રાજકીય પાર્શ્વભૂમિમાં ઘડાયું છે, એના આધારપર જ મારી અંજલિ હોય; એ જ સ્વાભાવિક છે.

મારા રાજકીય ઘડતરનાં ૩૦ વર્ષ દરમ્યાનનાં ૩ મુખ્ય રાજકીય બળો: કોંગ્રેસ, સમાજવાદી પક્ષ અને કમ્યુનિસ્ટ પાર્ટી.

૧૯૨૬ થી ૧૯૫૬: આ એક લાંબી રાજકીય મજલ હતી—કોઈ ને કોઈ રાજકીય પક્ષ દ્વારા માનવની સર્વાંગી ક્રાંતિના રાહે ખભેખભો લગાવી આગે બઢવાની આ એક અવિશ્રંભ મંઝિલ હતી.

૧૯૩૯મા કોંગ્રેસ છોડી; ને સમાજવાદી પક્ષ છોડ્યો; પરંતુ ત્યારે ય એક માત્ર તમન્ના હતી—મંઝિલ પર આગે બઢવાની. એ તમન્નાને મૂર્ત કરવાની શક્યતા કમ્યુનિસ્ટ આંદોલનમાં વરતાઈ, ને ૧૭ વર્ષ એમાં ગાળ્યાં—સંપૂર્ણ એકાગ્રપણે:

૩૦ વર્ષના સક્રિય પક્ષીય-રાજકીય અનુભવ બાદ આજે કોઈ પક્ષની 'ભક્તિ' રહી નથી; કોઈનો વિદ્વેષ નથી. કોઈ એક પક્ષની 'વફાદારી' નથી ને કોઈની દુશ્મની નથી. આજે પક્ષીય રાજકારણ એવી હદે પહોંચ્યું છે ને એટલી પૂરઝડપે એ જ દિશામાં આગળ ધપી રહ્યું છે કે, માનવીય મૂલ્યો તેમાં સલામત નથી બીજાની સરખામણીમાં પોતાની શુદ્ધિ અને સરસાઈનો કોઈ પણ પક્ષનો દાવો લાંબો વખત ટકી શકે એવો નથી; ને કોઈ પક્ષની ઐતિહાસિક ક્રાંતિકારી ઈજારદારીનો દાવો ખુદ ઇતિહાસને હવે માન્ય રહે એમ નથી.

આનો અર્થ એમેય નથી કે બધા પક્ષો જે કાંઈ કરે છે તે મિથ્યા છે, વૃથા છે. અથવા સર્વ પક્ષોમાં જે કાંઈ છે તે અશુભ અને અનિષ્ટ જ છે.

પરંતુ મહત્ત્વની વાત તો એ છે કે, સત્ કર્મ અને શુભ કાર્યને પોતાનું આગવું, પક્ષથી પર એવું મૂલ્ય છે, એ વાત આજે પ્રભુ સ્પષ્ટ બની છે. 'કોણે કહ્યું' (બ્રાહ્મણે

કહ્યુ કે ચાંડાલે; કોંગ્રેસે કહ્યું કે કોમ્યુનિસ્ટે, અમેરિકાએ કહ્યું કે રશિયાએ, માર્ક્સે કહ્યુ કે ગાંધીએ ) એના કરતાં વિશેષ મહત્ત્વની વાત 'શું કહ્યું' ને જે કહ્યું તેમાં અત્યારે સાચું શું છે ? એનું મૂલ્ય શું ?–એ છે; અને 'કોણે કર્યું' એના કરતાં 'કર્યું કર્મ કેવું' એ વધારે મહત્ત્વનું છે.

બુદ્ધ-ભગવાનનો ઉપદેશ યાદ કરવા જેવો છે :

"હે લોકો, હું જે કાંઈ કહું છું તે પરંપરાગત છે એમ જાણી ખરૂં માનશો નહિ...હું પ્રસિદ્ધ સાધુ છું, પૂજ્ય છું એવું જાણી ખરૂં માનશો નહિ....

પણ તમારી પોતાની વિવેકબુદ્ધિથી મારો ઉપદેશ ખરો લાગે તો જ તમે તેનો સ્વીકાર કરજો."

આજે પક્ષરહિત રહીને, કોઈ પક્ષપાતો યા પૂર્વગ્રહો વિના, જીવનનાં મૂલ્યોની નવેસરથી ચકાસણી કરવી આવશ્યક નથી શું ?

આ પ્રકારની મારી મનઃસ્થિતિમાં ગાંધીજીને અંજલિ અર્પવાનો પ્રસંગ આવતાં, પ્રથમ તો, ગાંધીજીનું આખી દુનિયાને જે વિશિષ્ટ અર્પણ મને જણાયું તેની અંજલિ આપવાનો સહજ ઊમળકો જાગ્યો. તો બીજી બાજુ, અમે ઉદ્દામોએ આજ સુધી અણસમજ અને તેથીય વિશેષ પૂર્વગ્રહિત–બૌદ્ધિક અંધાપાને વશવર્તી રાષ્ટ્રીય સમસ્યા સમજવામાં જે દાટ વાળ્યો હતો એનો ઉદ્વેગસર્યો ખુલ્લા દિલનો એકરાર કરવાનું ય સુયોગ્ય અને સઅવસર લાગ્યું.

આ ઉપરાંત, એક બે આનુષંગિક મુદ્દા સૂઝયા તે આ પ્રસંગે પૂરતા હતા...આથી વધુ આ પ્રસંગે આવશ્યકતા ન હતી, અને ઔચિત્ય પણ ન દેખાયું.

ગાંધીજીના એ લેખના મુખ્ય મુદ્દા સ્પષ્ટતા ખાતર અહીં રજુ કરું છું :

૧. (૧) ગાંધીજી ભારતની અતિ કમજોર અને વિકટ પરિસ્થિતિમાં ભારતની રાષ્ટ્રીય મુક્તિનો અપૂર્વ રાહ સિદ્ધ કરીને પ્રથમ પંક્તિના રાષ્ટ્રીય ક્રાંતિકાર બની ગયા...( ૨ ) જ્યાં લગી આ ધરતીપર કોઈ પણ દેશમાં રાષ્ટ્રીય પરાધીનતા રહેશે ત્યાં લગી આ રાહની ઉપેક્ષા કરી શકાય નહીં. ( ૩ ) અણુયુગની શંકાઓની આજે છે તેટલીય સ્પષ્ટતા વિના ગાંધીજીએ આંતરરાષ્ટ્રીય ક્ષેત્રે હિંસારહિત, સહઅસ્તિત્વ અને વિશ્વશાંતિનાં સાધનો ઉપર અસાધારણ એક દુનિયાને 'આર્ષદૃષ્ટિ' દૃષ્ટાંત આપ્યું છે. ( ૩ ) આજે ગાંધીજીનું અસ્તિત્વ વ્યક્તિ મટી વિચાર રૂપે છે; અને 'ગાંધી વિચાર' ધીમે ધીમે વધુ સ્ફૂટ બનતો, આજ લગીની મર્યાદાઓને વટાવી વિશ્વ-શાંતિના વિચાર રૂપે આકાર લઈ રહ્યો છે. ( ૪ ) બુદ્ધ, શંકર, માર્ક્સ અને ગાંધીનો નવે સ્વરૂપે સમન્વય સાધી વિનોબાજી ગાંધી વિચારને સાફલ્ય અર્પવા જે પ્રયાસ કરી રહ્યા છે, તે એક મહદ્ પ્રયાસ છે—કેવળ ભારત માટે જ નહિ, સૌ રાષ્ટ્રો માટે કદાચ. લેખના મુખ્ય મુદ્દા આટલા છે.

ઉપરાંત—

૨. આ લેખમાં રાષ્ટ્રીય ક્રાંતિના વિજ્ઞાન અંગે બે મહત્ત્વની વાત કહી છે : ( ૧ ) લેનિને એ વિજ્ઞાન રચ્યું. તેનો સિદ્ધાન્ત યુરોપની તત્કાલીન પરિસ્થિતિમાં અનુભવે સાચો નીવડ્યો હતો. ( ૨ ) ભારતીય ઉદ્દામોએ ભારતીય પરિસ્થિતિનો અભ્યાસ કર્યા વિના, લેનિનના સિદ્ધાન્તનું અંધ જડ અનુકરણ કર્યું, લેનિનના સિદ્ધાન્તની વિકૃતિ કરી.

૩. (૧) ભારતના દુર્ભાગ્યે ગાંધીમાર્ગ અને ઉદ્દામો વચ્ચે એકતા ન સધાઈ. આવી એકતા અહીં સધાઈ હોત તો આજે આપણા નવા રાષ્ટ્રની પ્રગતિમાં કેટલાં ઓછાં રોડાં હોત ?

આ ઉપરાંત એક સિદ્ધાન્ત–મણકો ઊમેર્યો છે : બાહ્ય પરિસ્થિતિ ઘણી વાર પાકી ચૂકી હોવા છતાં, એટલે કે 'ઑબજેક્ટિવ ફૅક્ટર' પક્વ હોવા છતાં 'સબજેક્ટિવ ફૅક્ટર' (સજાગ નેતાગીરી ) પરિપક્વ ન હોઈ પરિણામ આવતું નથી.—

આમ, આગળ વર્ણવી તેવી પાર્શ્વ ભૂમિકા છે, ને આ રજૂ કર્યા તે છે લેખના મુદ્દા :

મને તો ખાત્રી છે કે, સ્વસ્થ ચિત્તે ચર્ચા થાય તો મોટા ભાગના ઉદ્દામોનેય આ મુદ્દાઓમાં અસંમત થવા જેવું ભાગ્યે જ કાંઈ દેખાશે.

પરંતુ સવાલ ભૂમિકાનો છે—મારે આજની માનસિક ભૂમિકાનો છે. એક છે પૂર્વનિશ્ચિત પક્ષીય રાજકારણની ભૂમિકા; બીજી છે પક્ષરહિત મૂલ્યોની ભૂમિકા. પક્ષીય ભૂમિકા પર ઊભીને, એક જ ચરેડમાં પડીને વરસો લગી અમુક જ રીતે વિચારવાને ટેવાયેલા મનને માટે બીજી કોઈ રીતે વિચારવું કેટલું મુશ્કેલ છે, લગભગ કેવું અશક્ય બને છે, એ સ્વાનુભવે હું જાણું છું. એ સ્થિતિમાં બિનપક્ષી ભૂમિકાનો વિચાર તો 'તરંગી' જ લાગવાનો; અને એવી ભૂમિકા પરથી વિચારાયેલું કે પણ સ્વીકારવા સામે દિવાલ ખડી થઇ જવાની !

અલબત્ત, જગત પરિવર્તનશીલ છે, અને બાહ્ય પરિસ્થિતિ ઘણીવાર એવો મોંગ પલટો લે છે કે એનો અનિચ્છાએ પણ

[ અનુસંધાન પાન ૧૧૧ ઉપર ]

# કાકકાણ્ડ | બનફૂલ

—અનુ. : સુરેશ જોષી

કા-કા-કા-કા-

જગત્તારિણીથી હવે રહેવાયું નહિ. ઘરમાંથી ભારે કષ્ટે એ બહાર આવીને બોલી: 'હુ-ઉ-સ-'

કાગડો ઊડીને રાંધણીના છાપરા ઉપર બેઠો. જગત્તારિણી લંગડાતી લંગડાતી ફરી ઘરમાં ગઈ. થોડાક દિવસથી એની કેડ ઝલાઈ ગઈ હતી. એમાં કેડનો વાંક નહોતો, ઉંમર પણ પાંસઠને વટાવી જવા આવી હતી. ઘરમાં દાખલ થઈને મોં બગાડીને એ બેઠી ને ઊનનું ઝભલું ગૂંથવા લાગી. લતિકાને દીકરો આવ્યો છે, તેને માટે ઝભલું મોકલવાનું છે.

કા-કા-કા-કા-

અમંગળની આશંકાથી જગત્તારિણીનું હૃદય કંપી ઊઠ્યું. હાબુ, ગણુ, દેવુ, ટિપુ-ચારેય છોકરા બહારગામ છે; છેલ્લો છોકરો ટિપુ જો કે ઘરે જ છે, પણ તેનુંય શરીર સારું રહેતું નથી. એમ. એ.ની પરીક્ષાની હાયવરાળમાં છોકરો રોગી થઈ ગયો છે. એ ઉપર ત્રીજે મજલે સૂતો છે. નાનો દોહિતર ફૂટબોલની મેચ રમવા પટના ગયો છે. એ એવો મનસ્વી છે કે ક્યારે શું કરી બેસે તે કાંઈ કહેવાય નહીં.

ઈલા, નિલા-બંને દીકરીઓ સાસરે છે. એમનો પણ ઘણા દિવસથી કાગળ આવ્યો નથી. નાની વહુ મુખુજ્જેને ઘરે જમવા ગઈ છે. નીચે કોઈ નથી. સૂમસામ બપોર છે.

કા-કા-કા-કા-

જગત્તારિણીને યાદ આવ્યું-ઘરના મુખ્ય માણસને છેલ્લી વારની માંદગી આવી ત્યારે આમ જ કાગડો એકસરખો બોલ્યા કરતો હતો. કેવો અપશુકનિયાળ અવાજ!

કા-કા-કા-કા-

જગત્તારિણી ફરી કણસતી કણસતી ઊઠી.

'હુ-ઉ-સ...'

કાગડો ઊડીને કદમ્બની ડાળીએ બેઠો.

કા-કા-કા-કા-

'હુસ, હુસ'

કાગડો ઊડ્યો નહિ, પણ બોલતો બંધ થયો, અને ડોક વાંકી કરીને જગત્તારિણીને ધારી ધારીને જોવા લાગ્યો.

જગત્તારિણી ઘરમાં ગઈ, મોં બગાડીને ફરી બેઠી ને ચશ્મા સરખા ગોઠવીને વળી ઝભલું ગૂંથવામાં પરોવાઈ.

કા-કા-કા-

'બળ્યા મોઢાનો તો માથું ખાવા બેઠો છે!'

કા-કા-કા-કા-

વળી એને ઊભા થવું પડ્યું

'હુસ, હુસ-જા-જા...'

કાગડો બોલવા લાગ્યો: કક્-કક્-કક્-

'બળ્યા મોઢાનો ભારે અવળચંડો છે!'

કક્-

'એમ, જોવું છે તારે?'

હાથ ઊંચો કરીને જગત્તારિણીએ કશુંક છૂટું મારવાનો ઢોંગ કર્યો. પણ કાગડો એ ડોળ છે તે સમજે છે. એ એક ડાળ પરથી બીજી ડાળે કૂદવા લાગ્યો. ને જગત્તારિણીને ગુસ્સે કરવાને જ જાણે પોતાના અવાજને મોટા કરીને, એમાં 'ર'કાર ઉમેરીને ફરી બોલવા લાગ્યો. ક્ર-ક્ર-

'હુસ—'

કાગડો ચૂપ થયો ને માથું હલાવી હલાવીને ઝાડની ડાળી સાથે ચાંચ ઘસવા લાગ્યો.

જગત્તારિણી અસ્પષ્ટ અવાજે બોલી: 'પાજી ક્યાંનો!' પછી ઘરમાં ગઈ. ફરી કણસતી કણસતી મહામહેનતે બેઠી ને ગૂંથવાનું કામ શરૂ કર્યું. મિનિટેક જ થઈ હશે ત્યાં ફરી શરૂ થયું: કાકક, કાકક, કાકક...

હવે અવાજમાં અનુનાસિકનો ઉમેરો થયો.

જગત્તારિણીએ સહેજ ભવાં સંકોચ્યાં, પણ એ ઊઠી નહીં. છોને બોલતો! ફરી ફરી કમરના દુખાવાને લીધે એ તે કેટલી વાર ઊઠબેસ કરે? નાની વહુ જમવા ગઈ તે ગઈ જ! હજુ એનો પત્તો નથી. એવી વાતોડિયણ હોય છે આજકાલની છોકરીઓ!

કા–કા–કા–કા–

જગત્તારિણીએ ઊનના બે આંટા લીધા.

કા–કા–કા–

એણે વળી બે આંટા લીધા.

કા–કા–કા–કા—

જગત્તારિણીને લાગ્યું કે એ જાણે બોલી રહ્યો છેઃ ખા, ખા, ખા—

એનું હૃદય ધ્રૂજી ઊઠ્યું.

ખાટલાની ઇસને આધારે એ ફરી ઊભી થઈ.

'બળ્યા મોઢાનો!'

કા–કાં–કચાક્–

'ભાગ અહીંથી!'

કા–કા–કા–કા–

'ચાલ, ભાગે છે કે નહીં? ભાગ–'

કા–આ, કા–આ, કા–આ—

'હજુ, હજુ બોલે છે, બળ્યા મોઢાના!'

જગત્તારિણી મહામુશ્કેલીએ સીડી ઊતરીને આંગણામાં આવી, ને એથીય મહામહેનતે એક નાનું રોડું લઈને ગુસ્સામાં એણે કાગડા તરફ તાકવા ગઈ ત્યાં પોતે જ પડી ગઈ. સવારે વરસાદનું એક ઝાપટું આવી ગયું હતું તેથી આંગણું લપસણું થઈ ગયું હતું.

એક સબ ડિવિઝનલ ઑફિસરને પોતાના અનેક જરૂરી કામને પડતાં મૂકીને, એક મુન્સફને અનેક મહત્ત્વના મુકદ્દમાની સુનાવણી મુલતવી રાખીને, એક હાઈસ્કૂલના હેડમાસ્તરને ઘણાં મહત્ત્વનાં કામો અટકાવી દઈને અને એક ડાક્તરને ઘણા ગંભીર માંદગી ભોગવતા દર્દીઓને છોડીને દોડી આવવું પડ્યું. બધા જ સહકુટુંબ આવ્યા. નિભા દાતાપુરથી ને ઇભા કલકત્તાથી ઘરસંસાર પડતો મૂકીને દીકરા દીકરી સહિત આવીને હાજર થઈ. પૌત્રી લતિકા પણ એના ધાવણા બાળકને લઈને આવી ચઢી: ટકુની ફુટબોલ મૅચ 'ટ્રા... માં ગઈ હતી, ને એ જ એની ટીમનો આધાર હતો, છતાં ચાલ્યો આવ્યો.

ટિપુએ ચારે બાજુ તાર કરી દીધા હતાઃ 'મા ભારે માંદાં છે, જલદી આવો.'

હવે લાગે છે કે મામલો ધાર્યો હતો તેટલો ગંભીર નથી, હાડકુંબાડકું ભાંગ્યું નથી, કમરમાં સહેજ લચક આવી છે એટલું જ. પડતાંની સાથે જ ડોશી બેભાન થઈ ગયાં હતાં, પણ ડાક્તરો કહે છે કે એ તો અશક્તિને લીધે; કારણ કે આગલે દિવસે જ નિર્જળા એકાદશી હતી. ઘણે વખતે દીકરા દીકરી, પૌત્ર પૌત્રીને ભેગાં થયેલાં જોઈને જગત્તારિણીનું મુખ આનંદથી ચમકી ઊઠ્યું, એની કમરની પીડા જાણે અર્ધી મટી ગઈ. બધાનાં વારવા છતાં એ તકિયાને ટેકે ધીમે ધીમે બેઠી થઈને લાગણીથી આંસુભરી આંખે બોલીઃ તમને બધાંને આમ હેમખેમ જોઈને હવે જાઉં તો બસ!

ટિપુ બોલ્યોઃ 'સદ્ભાગ્યે હું તે જ વખતે ઉપરથી નીચે ઊતરતો હતો, નહીં તો કોણ જાણે શું થયું હોત!'

મોટો દીકરો–સબડિવિઝનલ ઑફિસર બોલ્યોઃ

'હું તો ક્યારથી કહેતો આવ્યો છું કે આંગણું જરા પાકું કરાવો, પણ ત્યારે તમે જ બધાએ વાંધો લીધો."

વચલો છોકરો ગણુ–મુન્સફ બોલ્યોઃ 'આજે જ હરેન ઓવરસિયરને બોલાવીને આંગણું પાકું કરાવવાની વ્યવસ્થા કરાવી દઉં; પણ બહુ પાલિશ નહીં કરે તો સારું.'

ત્રીજો છોકરો દેનુ–હેડમાસ્તર બોલ્યોઃ 'એ જ બરાબર છે.' સૌથી નાનો ટિપુ–ડાક્તર બ્લડપ્રેશર માપવાનું યંત્ર લઈને દાખલ થતાં બોલ્યોઃ 'હજુ એકવાર લોહીનું દબાણ માપવું જરૂરી છે.'

બહાર વરંડામાં બાળકો શોર મચાવી રહ્યાં હતાં. એ બધાંમાં લતિકાના નાના છોકરાનો સાદ સૌથી ઊંચો હતો.

જગત્તારિણી હસીને બોલીઃ "અરે લતિ, તારા છોકરાનો ઘાંટો તો ખાસ્સો છે ને! જરા લઈ આવ તો એ તોફાનીને મારી પાસે!"

આખી ઘટનાના મૂળ કારણરૂપ કાગડો પારોના ઘરના છાપરે બેસીને અનેક પ્રકારના અવાજ કરતો હતો–કવ, કફ, કર્‌ર્‌ર્‌. પણ આ બધી ધમાલમાં જગત્તારિણીને હવે એ સંભળાતા નહોતા.

[ માનવ : ફેબ્રુઆરી '૫૮ ]

# દેવે દીધેલાં — માનવે ત્યજેલાં....

• માબાંપથી વિખૂટાં પડી ગયેલાં........
ઉકરડાયેલાં સુકોમળ બાળકુસુમોની માસુમ માવજત કરનારો

## ' ચીંથરાં વીણનારો ' દાક્તર બ્રિટો : એક ઝલક

પ્રિય સરોજ,

આમ તો, કાગળ લખવામાં હું આળસુ છું, તું જાણે છે. પણ આ વાત કહેવા તને કાગળ લખવા બેસવું જ પડયું. તારા આશ્રમ* જેવું જ એક ' બહોળું ' કુટુંબ, જમાવી બેઠેલ માણસની વાત તને કહ્યા વિના શી રીતે રહેવાય બોલ જોઉં...?

લેટિન અમેરિકાના મેક્સિકો નામના નગરની વાત છે. ત્યાંની ગંધાતી ગલી ગૂંચીઓમાં અંધારી રાતે આથડયા કરતા એક માણસને નીચાનગરના ઉકરડા ને ભંગાર જેવાં ઘરોની આસપાસ પડેલા છાપાંના ઢગ ફેંફોસી જોવાની ટેવ હતી. આ નીચાનગરના વાસીઓએ આવી વિચિત્ર ટેવવાળા એ ઉજળિયાત માણસનું નામ પાડયું હતું, ' દાક્તર રેગપિકર ' ( ચીંથરાં વીણનારો દાક્તર ) !—જો કે એનું ખરું નામ તો હતું: રોડોલ્ફો બ્રિટો ફાઉચર. ( આપણે એને બ્રિટોના ટૂંકા નામે ઓળખશું. )

બ્રિટો નામાંકિત કાયદાશાસ્ત્રી હતો; મેક્સિકોની રાષ્ટ્રીય વિદ્યાપીઠનો પ્રમુખ હતો. આવા આ સુપ્રતિષ્ઠિત માણસને અંધારી રાતે ગંધાતી ગલીઓની ધૂળ ચાળવાની વિચિત્ર ટેવ શાથી પડી હશે ? સૌને નવાઈ થતી.

એનો એક સાથી આ રહસ્યનો ફોડ પાડતાં કહે છે: બ્રિટોને આ ટેવ ૧૯૪૬ની સાલથી પડી હતી. એ વરસે મેક્સિકોમાં સખત ઠંડીનું મોજું ફરી વળ્યું હતું. રસ્તે રસ્તે નાગાં ઉઘાડાં છોકરાં ટાઢે ઠુંઠવાતાં, દાંત કડકડાવતાં જ્યાં ત્યાં નજરે ચઢતાં. રોજ રોજ આવાં દશ્ય જોઈ રીઢું થઈ જવાને બદલે બ્રિટોનું મન વધારે ને વધારે આળું થતું ગયું; ડંખ્યા કરવા લાગ્યું. સ્વચ્છ હૂંફાળા બિછાનામાં આરામથી સૂવામાં પોતે કંઈક ગુનો કરતો હોય એવું એને લાગવા માંડયું. રાતની ઊંઘ એની હરામ થઈ ગઈ...

ને અનિદ્રાના આ રોગની દવા પણ એણે ઝટ શોધી કાઢી. એણે રાતે રાતે ગલીએ ગલીએ ફરવા માંડયું. ફૂટપાથ પર અર્ધ બેભાન અવસ્થામાં પડેલાં, કાગળના ડૂચા ને ચીંથરાંનાં ઢગલા હેઠળ જેમ તેમ શરીર ઢાંકવા મથતાં, તાવે ધીખતાં ને ભૂખે ચીમળાઈ ગયેલ બાળકોને પોતાની ગાડીમાં નાખી, એણે ઘેર લઈ આવવા માંડયાં. મેલાંઘેલાં, રોગે ઘેર્યાં, સુકલકડી શરીરવાળાં એ બાળકોને પોતાને ઘેર લાવી નવડાવી ધોવડાવી, ખોરાક આપી, સ્વચ્છ બિછાનામાં રજાઈ યા કામળા હેઠળ ઢબૂરીને તે સુવાડી દેતો; ત્યારે જ એના કકળતા આત્માને કંઈક કળ વળતી. ને બાળકોને પણ મળ્યું ને સ્વર્ગ બેઉ એકી સાથે મળી ગયાનો આનંદ થતો હશે !

બ્રિટોને થતું : સુખ સાયબીથી છલકાતી દુનિયામાં માનવીની—આ શી કૃપણતા ! નજીવી શારીરિક સગવડના અભાવે આ ફૂલડાંને ચીમળાઈ જઈ ખરી પડવાનું ?

* મહિપતરામ રૂપરામ અનાથ આશ્રમ (અમદાવાદ).

ખ્રિટોએ જોયું તો પોતે વસાવવા માંડેલ આ 'વિશાળ કુટુંબ'ના એકે એકની કહાણીનો સૂર એક જ સરખો હતો; કોઈ ને કોઈ કારણસર તેઓ માબાપથી વિખૂટાં પડી ગયેલાં હતાં. મેળામાં યા બજારમાં અટવાઈ ગયેલાં હતાં. એમાંનાં કેટલાંકને તો પોતાનું ઘર કયાં ને કયા ગામમાં આવ્યું, તેનીય ખબર નહોતી. માબાપનું નામ કે ઓળખાણ પણ તેઓ આપી શકતાં નહિ. પોતાને જે ટૂંકા નામથી જીવનમાં કોઈ એક વખતે બોલાવાતાં સાંભળેલાં એનો કંઈક આછો આછો ખ્યાલ તેઓ આપી શકતાં......સતત એમને કેવળ એનુ ભાન રહેતું—ને તે એની પૂરી તીક્ષ્ણતા સહિત કે, 'મને રોજ ખૂબ ભૂખ લાગે છે; ને એ એવી ભૂખ કે પેટ કદી ભરાતું જ નથી...અથવા કોક વાર મને ખૂબ ટાઢ વાય છે, ઊકરડા કે'દી લોકોએ ફેંકી દીધેલાં ટૂચા શોધી કાઢી હું ઓઢી લઉં છું! ને કંઈ હાથ ન આવે તો—તો—ગલીમાં રખડતાં કૂતરાંની સોડમાં લપાઈને સૂઈ જાઉં છું...ને ટાઢ ન હોય ત્યારે...ત્યારે તો બધાં છોકરાં સૂઈ રહે છે તેમ ફૂટપાથ પર ગમે ત્યાં લેટી જાઉં છું. દિવસે બજારમાં ફરવા નીકળી પડું છું. લારીફેરીવાળાની નજર ચૂકવી, ખાવાની વસ્તુઓ પર હાથ મારી લઉં છું. ને એ ન બને તે દિવસે દુકાનો વાળા પાસેથી ભીખ માગીને ચલાવી લઉં છું...'

*

દરિયાની સપાટીથી ૭૫૦૦ ફીટની ઊંચાઈએ વસેલા આ મેક્સિકો શહેરની ગલીઓમાં નહિ નહિ તોય આવાં ૬૦૦૦ જેટલાં ભૂલ્યાં ભટક્યાં બાળકો ભૂખ, ટાઢ, તાપ ને રોગબિમારીની આકરી તાવણી હેઠળ તવાયા કરે છે. વળી ૩૦ લાખની વસ્તીવાળા આ શહેરમાં દુઃખના સાણસામાં સપડાયેલાં આ બાળકોનો દુષ્ટ ઉપયોગ કરનારાં તત્ત્વોની પણ કયાં કમી છે?

ભૂખ્યાં છોકરાં પ્રત્યે સહાનુભૂતિ બતાવી પોતાની જાતીય વિકૃતિને પોષનારાં માનવપશુઓની અહીં કમી નથી. ભિખારીઓ ને હલકા વર્ગની વેશ્યાઓ પોતાના સ્વાર્થ સાધવાના સાધન તરીકે આ ડાકપિંજર જેવાં બાળકોનો ઉપયોગ કરવા હંમેશાં તૈયાર જ હોય છે.

આ ઉપરાંત ખિસ્સાકાતરુ ને ચોરી લબાડી કરનારાઓ જરા ચાલાક દેખાતાં છોકરાંને પોતાના દળમાં મેળવી લેવા સદા ટાંપીને જ બેઠેલા હોય છે.

રોજ રોજ છાપાંની કટારોમાં 'ખોવાઈ ગયેલાં'ની છબીઓ જોતા, અને એમના 'હુલિયા' (નિશાન)નાં બયાન વાંચતા ખ્રિટોનું મન અજંપાથી ઝમઝમી ઊઠતું. દિવસે અદાલતોમાં કાયદાશાસ્ત્રી તરીકે ને રાતે પોતે ઊભા કરેલ બાળકલ્યાણ કેન્દ્રના પ્રમુખ તરીકે ફરજ બજાવતો ખ્રિટો બેવડી જીંદગી જીવી રહ્યો હતો. છેવટે ૧૯૪૪ની સાલમાં એણે રાષ્ટ્રીય વિદ્યાપીઠના પ્રમુખ તરીકેના પદ પરથી રાજીનામું આપી દીધું ને પોતાની 'બાળકલ્યાણ'ની પ્રવૃત્તિને જ વધુ વ્યાપક, વ્યવસ્થિત ને સદ્ધર બનાવવા પોતાનો બધો સમય ને શક્તિ ખર્ચવા માંડયાં. થોડા જ વખતમાં તો એણે પોતાની આ સંસ્થાને આખા લેટિન અમેરિકાને આવરી લેતા તાણાવાણામાં એવી રીતે વણી દીધી કે, દેશને ખૂણે ખૂણે એના સહકાર્યકરોનાં જૂથ કામ કરવા લાગી પડયાં હતાં.

આજે તો ખ્રિટોના આ બાળ-કેન્દ્ર પાસે ૨૦૦ જેટલાં સ્વચ્છ બિછાનાં છે, વિશાળ ભોજનગૃહ ને અખાડો છે. એમનું આગવું ધોબીખાનું, હજામની દુકાન, પુસ્તકાલય ને નાનકડું સિનેમાગૃહ પણ છે ખ્રિટોએ આ બધાની સાથે સાથે આઠ ધોરણ સુધીનું શિક્ષણ આપતી એક પ્રાથમિક શાળા પણ શરૂ કરી દીધી છે. જે આખા મેક્સિકોમાં અજોડ ગણાય છે. આ શાળામાં બાળકલ્યાણ કેન્દ્રનાં ૨૦૦ બાળકો ઉપરાંત બીજાં ૨૦૦ બહારથી આવતા બાળકોનેય શિક્ષણ આપવામાં આવે છે.

પોતાના આ નાનકડાં સ્વજનોના સુકોમળ દેહ પર સદાને માટે જે ઉઝરડા પડી ચૂકયા છે એની વાત કરતાં ખ્રિટોની આંખોમાં લોહીની ટશરો ફૂટી નીકળે છે. એ કહે છે: 'સમાજની આ નિષ્ઠુરતા બદલ શું કદિય આપણને માફ કરી શકાશે?'

અને ખ્રિટોએ આ ઉઝરડાયેલા દેહોની માવજત માટે એક આગવું બાળ-ચિકિત્સાલય કાઢયું છે.

માબાપથી વિખૂટાં પડી ગયેલાં, ને ઘરનો રસ્તો ભૂલી રસ્તે ભટકતાં થઈ ગયેલાં બાળકોને વીણી વીણીને પોતાના બાળ કેન્દ્ર સુધી પહોંચાડવા માટે ખ્રિટોએ ખાસ જુદાં ખાતાં ઊભાં કર્યાં છે. અને અસંખ્ય આંખો ખોવાયેલાં બાળકોની ખોજમાં રહેતી હોય છે, કોઈ એવું બાળક જડયું કે એની ભાળ લાગી કે, એને ખ્રિટોના બાળ-કલ્યાણ કેન્દ્ર પર મોકલી આપવામાં આવે છે.

['માનવ ફેબ્રુઆરી ૭૮'

સંસ્થામાં આવેલ બાળક પાસેથી પૂછપરછ કરી એના ઘરબાર, માબાપ ને હામડેકાણા વિષે શક્ય એટલી માહિતી ભેગી કરી લેવામાં આવે છે. એનો ફોટો પાડી શરીરના 'હુલિયા' વગેરેના વર્ણન સાથેના પરિપત્રો દરેક પ્રદેશની કરવેરા ઉઘરાવનાર કચેરી પર મોકલી આપવામાં આવે છે.

ઘણીવાર તો બાળક પાસેથી નામઠામ વગેરેની કશી જ માહિતી મળતી હોતી નથી. પણ એ ફક્ત એટલું જ કહે કે 'અમારા ગામમાં અમુક રંગની બસ દોડે છે કે ફલાણા તહેવારને દિવસે લોકો આવી રીતે નાચ કરે છે, તો એટલા ઉપરથી એને સેંકડો માઈલ દૂરના એના રહેઠાણે પહોંચતું કરે છે. વર્ષે દહાડે એકંદર પચાસેક બાળકોને આ રીતે બ્રિટો માબાપને ઘર ભેગા કરે છે. ને જેમનાં માબાપ કે ઘરનો પત્તો જ ન પડે તેવાં છોકરાંને બ્રિટો પોતાના બહોળા કુટુંબમાં સમાવી લે છે.

બ્રિટોના બાળ-કલ્યાણ કેન્દ્રમાં સૌથી વધુ ધમધોકાર ખાતું કોઈ હોય તો તે નોકરી ધંધા માટે તૈયાર થયેલ છોકરાંને કામધંધો શોધી આપનારું ખાતું. આ ખાતાની લાગવગ એટલી પહોંચતી થઈ ગઈ છે કે, છોકરાંઓથી થઈ શકે એવાં તમામ કામોનો ઈજારો જાણે એણે જ મેળવી લીધો છે! બ્રિટોના કુટુંબનાં કમાઉ દીકરા દીકરીઓ પાસે હમેશાં એક ઓળખપત્રનું કાર્ડ રહે છે. ને એને કારણે એમના પ્રત્યે લોકો પણ અમુક માન ને સહાનુભૂતિની દૃષ્ટિએ જુએ છે. છાપાં વેચનાર, બસ કન્ડકટર, બૂટ પોલિશ કરનાર ને હોટલ બોય તરીકે તેઓ કામે લાગી જાય છે.

એક છોકરું કમાતું થયું કે, એ પોતાનો અમુક ખર્ચો આપતું થઈ જાય છે. રહેતે રહેતે સમજણની ઉંમરે પહોંચેલ આ છોકરાઓને બ્રિટોની સંસ્થા પ્રત્યે સહાનુભૂતિ ધરાવનાર કુટુંબો પોતાના નાનકડા કુટુંબના સભ્ય તરીકે અપનાવી લે છે. ત્યાં એને ગોઠયું ન ગોઠયું કે 'ઘર સાંભરી આવ્યું'તો હમેશાં બાળકેન્દ્રનાં બારણાં એને માટે ખુલ્લાં જ હોય છે. આથી એમનું શોષણ યા દુરુપયોગ થવાની શકયતા રહેતી નથી. મહિને દહાડે બ્રિટોનાં આવાં સેંકડો બાળકોને લોકો 'પોતાનાં' કરીને રાખી લેતાં હોય છે.

સરોજ! અનાથ આશ્રમમાં મોટી રકમનું દાન આપે ને બે દહાડા સુધી છોકરાંને લાડવા ખવડાવ્યે જે પુણ્ય થાય, તે કરતાં એકાદ બાળકને પોતીકું કરીને રાખી લેવામાં કદાચ વધારે પુણ્ય નહિ થતું હોય?......આ બાબત તો તું જ વધારે જાણતી હશે...

આ ઉપરાંત બ્રિટોએ એક બીજી પણ સુંદર વસ્તુ કરી છે. એક વખત એ પોતાને વતન ગયેલો. ત્યાંથી એક ખેડુની જનમથી પગની ખોડવાળી આઠેક વર્ષની છોકરીને જોઈ એનાં માબાપની રજાથી એ પોતાની જોડે લઈ આવેલો, ને મેક્સિકોના એક શ્રેષ્ઠ હાડ-ચિકિત્સકને બતાવેલી. તે પછી દાક્તરની દેખરેખ હેઠળ ચારચાર ઓપરેશનમાંથી પસાર થયા પછી કેવળ ચાર જ મહિનામાં એ છોકરી નાચતી કૂદતી બ્રિટોની ઓફિસમાં આવી એને ગળે વળગી પડી કહેવા લાગી: 'કાકા, કાકા! જુઓ તો ખરા! દાક્તરે મારા પર જાદુ કર્યું'!'

તે પછીથી બ્રિટોના બાળ-કેન્દ્રમાં એક નવી ઉમેરણી થઈ. 'મફત હાડ-ચિકિત્સા-કેન્દ્ર'ની બ્રિટોએ રેડિઓ ને છાપાં દ્વારા જાહેરાતો કરી, આ કેન્દ્રને પ્રકાશમાં આણી ગરીબીને કારણે જીંદગીભરને માટે અપંગ બની રહેવા સર્જાયેલાં બાળકોને આ કેન્દ્રનો લાભ લેવા આકર્ષે છે. દેશને ખૂણે ખૂણે ચોકી કરતી કલ્યાણકારી ચક્ષુબેલડીઓ એના આ કેન્દ્રને સાર્થક બનાવવા રસ્તે રઝળતાં, તથા ગરીબ ઝુંપડાંમાં અપંગ દશા ભોગવતાં બાળકોને શોધી શોધીને એના કેન્દ્રના રસ્તે ચઢાવી દે છે.

બોલ, સરોજ! તારા મનનું જ કામ આ બ્રિટો ખાંધે ઉપાડી વહી રહ્યો છે કે નહિ? એણે પોતાના હાથમાંના આ સાધનને—બાળ કલ્યાણ-કેન્દ્રને કેટલું વ્યાપક બનાવી મૂક્યું છે! આટલી વ્યાપકતા ન સધાય ત્યાં લગી કામનો પૂરો સંતોષ કદાચ નહિ મળતો હોય...ને એટલે જ—અંતરની એ બળબળતી અતૃપ્તિને કારણે જ તો તું કરમાઈ નહિ રહી હો...એવું ઘણીવાર લાગી આવે છે...

આશ્ચર્યની વાત તો એ છે કે, આ સંસ્થા-પાછળનું મૂળ આર્થિક પીઠબળ જોવા જાઓ તો માત્ર એક ટ્રસ્ટ તરફથી મહિને દહાડે મળતી ૧૭૦૦ પાઉંડની......રકમ જ મુખ્ય છે. પણ બ્રિટો કહે છે કે, 'મારા છોકરાંની ભલાઈનો સવાલ હોય છે, ત્યાં પછી હું 'આ' 'તે' જોવા ઊભો રહેતો નથી' ને તારી જ જેમ, સરોજ, કોની પાસેથી

(અનુસંધાન પાન ७५ ઉપર)

જેની શોધમાં વિજ્ઞાનના આશકોએ જાન પાથર્યા છે..........
ને જ્યાં આજે ૧૨ રાષ્ટ્રોના ૧૦૦૦ વૈજ્ઞાનિકો હોડમાં ઊતર્યા છે




## છઠ્ઠો ખંડ | મધુકર શાહ

૩૭ જાન્યુઆરી, ૧૯૫૮ !

વળી એક વધુ મહાન વૈજ્ઞાનિક સિદ્ધિનો દિવસ !

આ દિવસે ભારતના એવરેસ્ટ વિજેતા તેનસીંગના પેલા ન્યુઝીલેન્ડવાસી સાથીદાર હિલેરીએ એક નવો વિજય સર કર્યો છે: 'દક્ષિણ ધ્રુવ પર પહોંચી જઈ એમણે એક વધુ ગૌરવ પ્રાપ્ત કર્યું' છે.

આજે આ 'દક્ષિણ ધ્રુવ'નો પ્રદેશ દુનિયાનાં બાર રાષ્ટ્રો—ઇંગ્લેંડ, અમેરિકા, રશિયા, ફ્રાન્સ, જપાન વગેરેના થઈ લગભગ ૬૦૦૦ વૈજ્ઞાનિકોનો સહિયારો સંશોધન-પ્રદેશ બની ગયો છે.

જગતના બે છેડા: "ઉત્તર ધ્રુવ" અને "દક્ષિણ ધ્રુવ".

પૃથ્વીના તળિયા સમા 'ઉત્તર ધ્રુવ' અને 'દક્ષિણ ધ્રુવ'

અલબત્ત ઉત્તર ધ્રુવની આજુબાજુ કોઈ ભૂમિપ્રદેશ નથી—એ તો દરિયામાં ડૂબેલો છે. જ્યારે 'દક્ષિણ ધ્રુવ' એક મોટા ભૂમિખંડમાં આવેલો છે. તેને 'એન્ટાર્કટિકા' નામના છઠ્ઠા ખંડ તરીકે ઓળખવામાં આવે છે. ઉત્તર ધ્રુવના સાહસિકો (નાનસેન, પિયરી, બાયર્ડ વગેરે)ની કહાણીથી આપણે જેટલે અંશે પરિચિત છીએ એટલા દક્ષિણ ધ્રુવના સાહસથી નથી. પરંતુ આ સાહસો ઓછાં મહત્ત્વનાં ને ઓછાં ઐતિહાસિક નથી.

ખુદ દક્ષિણ ધ્રુવનો પરિચય પણ ઓછો રસપ્રદ નથી.

દક્ષિણ ધ્રુવના પ્રદેશને 'એન્ટાર્કટિકા' કહેવામાં આવે છે અને આ એન્ટાર્કટિકા તો માનવે શોધેલ પૃથ્વીનો નવો છઠ્ઠો ખંડ છે! લગભગ વર્તુલાકારનો, યુરોપ કરતાં બે ગણો મોટો (૬૦૦૦,૦૦૦ ચો. માઈલ) અને લગભગ ૩૦૦૦ માઈલ પહોળો આ ખંડ લાંબી, ભવ્ય, ૧૫૦૦૦ ફૂટ કરતાં પણ ઊંચી, સનાતન હિમથી આચ્છાદિત પર્વતમાળાઓથી ભરપૂર છે. તેની એક બાજુથી ગાયનાં શિંગડાની માફક લગભગ ૧૦૦૦ માઈલ લાંબી, પામર ભૂશિર ઊપસી આવે છે. દક્ષિણ ધ્રુવ આ ખંડની લગભગ મધ્યમાં છે અને તે દરિયાની સપાટીથી ૧૦,૦૦૦ ફૂટની ઊંચાઈએ છે.

### 'ઠંડુ સહરા!'

જ્યાં જુઓ ત્યાં બરફ, બરફ ને બરફ જ દેખાય છે! ક્યાંય જમીન દેખાતી નથી. પર્વતો પણ હિમથી ઢંકાયેલા છે. મોટી મોટી હીમનદીઓ છે અને આ બરફનો થર પણ ૧૦,૦૦૦ ફૂટ જેટલો જાડો છે—અને તેની નીચે જમીનના ખડક છે. રોસ સમુદ્રમાં આવેલી 'હિમછાજલી' તો ૬૦૦ થી ૧૦૦૦ ફૂટ જાડી છે અને તે આ ખંડ ઉપર ૪૦૦ માઈલ સુધી વિસ્તરેલી છે. આ 'હિમછાજલી'નો બરફ દરરોજ ૪ ફૂટ જમીન તરફ આગળ વધે છે. એટલે જ આ ખંડને પૃથ્વીનો 'હિમસંપુટ' (Icebox of the world) કહે છે. વળી આ ખંડના કિનારાને ઘેરતાં પ્રશાંત, આટલાન્ટિક અને હિંદી મહાસાગરનાં પાણી થીજી બરફ થઈ ગયાં છે. અને કલ્પનાને પણ કંપાવે તેવી ઠંડી અહીં પડે છે. શૂન્ય અંશ ફેરનહીટ ઉષ્ણતામાને પાણી થીજી બરફ થઈ જાય છે. પણ અહીં તો તેના કરતાં પણ ૮૩ અંશ ઓછું ઉષ્ણતામાન



[ સ્પંદન : ફેબ્રુઆરી '૫૮




રહે છે અને દક્ષિણ ધ્રુવ પર તો ૧૦૦ અંશ ઓછું ઉષ્ણતામાન રહે છે. આવી ઠંડીમાં આપણા ઉચ્છ્વાસમાં આવતો ભેજ પણ ઠરીને બરફ થઈ જાય! આવા આ ખંડમાં રાતદિવસ દર ૨૪ કલાકે નથી થતાં. પામર ભૂશિર સિવાયનો આ આખો ખંડ એન્ટાર્કટિક વર્તુલ ( ૬૬° દ. અક્ષાંશ )ની અંદર છે. તેથી ત્યાં વર્ષમાં ૭ માસ બિલકુલ અંધારું રહે છે, સૂર્ય ઊગતો જ નથી અને બાકીના ૭ માસ સૂર્ય ક્ષિતિજ પર દેખાય છે, સવારના ઊગતા કે સાંજના આથમતા સૂર્ય જેવો ઝાંખો પ્રકાશ આપે છે અને કદી તે માથા પર આવતો નથી. શિયાળામાં ( જુન અને જુલાઈ ) અંધારું હોય છે અને સખત ઠંડી પડે છે. જ્યારે ઉનાળામાં ( ડિસેમ્બર અને જાન્યુઆરી ) સૂર્યના પ્રકાશને લીધે બરફ ઓગળે છે.

આવી સખત ઠંડીને લીધે અને જમીન ખૂબ ઊંડે હોવાથી ક્યાંય છોડ કે વૃક્ષ દેખાતાં નથી. ક્યાંય ફૂલ છે નહિ. માત્ર છે પ્રાથમિક જીવન જીવતી લીલી અને બદામી રંગની સેવાળ( Moss, Lichen ) અને આકાશ તરફ જુઓ તો ક્યાંય એક પણ પક્ષી નજરે પડતું નથી. સેવાળ પર જીવી શકે તેવાં માત્ર નાનાં પ્રાણીઓ છે—પાંખ વગરના મચ્છરો અને માઈટ જાતની માખીઓ નજરે પડે છે.

આકાશ ભાગ્યે જ સ્વચ્છ રહે છે. ભયંકર પ્રલયની યાદ આપે તેવા વંટોળ, વાવાઝોડા થાય છે–અને તે કલાકો સુધી નહિ પણ દિવસો સુધી સતત ફૂંકાયા કરે છે. ત્યાં 'બ્લિઝાર્ડ' ( Blizzard ) નામનાં ખાસ પ્રકારનાં વાવાઝોડા થાય છે–તેમાં તો માણસ તેનાથી થોડે ફૂટ દૂર ઊભા રહેલ બીજા માણસ કે ખુદને પણ જોઈ શકતો નથી. અને વૃષ્ટિ પડે છે તો તે હિમની.

આમ આ હિમાચ્છાદિત ખંડ જાણે કે હિમનું રણ જ –ઠંડું સહરા છે. પણ તેની આજુબાજુ આવેલ સમુદ્રોમાં તો અનન્ય જીવસૃષ્ટિનો ભંડાર છે: આખી દુનિયામાં સૌથી વધુ ઉત્પાદન આપનાર આ સમુદ્રો છે. તેમાં 'પ્લાન્કટન' ( Plankton ) નામની સેવાળ અને ક્રીલ ( Krill ) થાય છે. આ ક્રીલ પર જીવતી અસંખ્ય માછલીઓ થાય છે. અને આ માછલીઓ ખાઈ ને જીવતી સીલ અને વ્હેલ થાય છે. આ વ્હેલ તો મુખ્ય ઉત્પાદનનું સાધન છે. તેનું તેલ ઉપયોગી છે. અરે! તેના હાડકામાથી બનાવટી રેશમ બનાવવા માટે પણ શોધ થઈ રહી છે. વળી આ વ્હેલ પકડવાના ઉદ્યોગમાં ખૂબ સાહસી, ધૈર્યશીલ, વીર અને હિંમતવાળા માણસોની જરૂર પડે છે. તેમાંથી દુનિયાને બે મહાન ગદ્યકાવ્યો મળ્યાં –હર્મન મેલવિલેનું 'મોબી ડીક" અને અર્નેસ્ટ હેમિંગ્વેનુ 'ધ ઓલ્ડ મેન એન્ડ ધ સી' ( જેને નોબેલ પારિતોષિક એનાયત થયું છે. )

વળી અહીંની સૌથી રસિક વસ્તુ 'પેન્ગ્વિન' છે. આ પેન્ગ્વિન પક્ષી છે પણ તે ઊડી શકતું નથી. આ પેન્ગ્વિન બે પ્રકારનાં છે નાનુ, ભૂખરી કાળી પીઠ અને શ્વેત છાતીવાળું લગભગ ૧૬ રતલનું એડેલી પેન્ગ્વિન; અને લાંબી ગોળ વળેલી ચાંચ, નારંગી રંગનું માથું, મજબૂત પાંખો અને લગભગ ૯૧ રતલનુ રાજવી પેન્ગ્વિન. આ પેન્ગ્વિન ત્યાં જનારા સાહસિકો માટે એક અત્યંત આનંદનું સાધન છે. ઉપરાંત અત્યારનાં બધાં પંખીઓમાં તે સૌથી પ્રાથમિક અવસ્થાનું પક્ષી છે.

## સાહસની પગદંડી

દક્ષિણ ગોળાર્ધનો સૌથી પ્રથમ નકશો તૈયાર કરવાના

પ્રયત્ન' થયા ત્યારે જ ઘણા વૈજ્ઞાનિકો ધારતા હતા કે દક્ષિણમાં એક મોટો ખંડ છે. એશિયા, યુરોપ, અમેરિકા, આફ્રિકા અને ઑસ્ટ્રેલિયા–પૃથ્વીના આ પાંચ ખંડ ઉપરાંત ઍન્ટાર્કટિકા છઠ્ઠો ખંડ છે–જો કે તે હિમસહરા છે !

આ હિમાચ્છાદિત ખંડ શોધવા સૌથી પ્રથમ સાહસ કરનાર હતા ઇંગ્લૅંડના પ્રખ્યાત કેપ્ટન જેમ્સ કૂક. આજથી લગભગ ૧૯૫ વર્ષ પહેલાં તે ઈ. સ. ૧૭૭૨માં બે વહાણ લઈ આ ખંડની શોધ માટે નીકળ્યા. તેમણે ત્રણવાર ઍન્ટાર્કટિક વર્તુલ પસાર કર્યું, પણ સમુદ્રનાં પાણી બરફ થઈ ગયેલા હોવાને કારણે તેઓ આગળ વધી ન શક્યા. આ કેપ્ટન કૂકે જ સૌ પ્રથમ પેન્ગ્વિનનો અવાજ સાંભળેલો અને હિમશિલા જોયેલી. તેઓ ઈ. સ. ૧૭૭૪માં પાછા ફર્યા ત્યારે તેમણે લખેલું : "મારું માનવું છે કે અહીંથી છેક દક્ષિણ ધ્રુવ સુધી બરફ વિસ્તરેલો છે." આમ કેપ્ટન કૂકે ઍન્ટાર્કટિકામાં ક્યાંય જમીન જોઈ નહિ.

ત્યાર પછી ઈ. સ. ૧૮૧૯માં રશિયાના બેલિંગહાઉઝેને લગભગ અર્ધો ખંડની વહાણથી પ્રદક્ષિણા કરી અને 'એલેક્ઝાન્ડર ૧લો ટાપુ' શોધી નાંખ્યો. આ બેલિંગહાઉઝેન પરથી જ 'બેલિંગહાઉઝેન સમુદ્ર'નું નામ આપવામાં આવ્યું છે. 'ઍન્ટાર્કટિકામાં સૌથી પ્રથમ જમીન જોનાર આ બેલિંગહાઉઝેન છે.

ત્યારબાદ બીજે જ વરસે ૧૮૨૦માં અમેરિકાના કેપ્ટન નેથનિયલ પામરે નવો ટાપુ શોધી કાઢ્યો. હાલ આપણે તેને પામર ભૂશિર કહીએ છીએ.

આ પછી જેમજેમ ઍન્ટાર્કટિકના જુદા જુદા પ્રદેશો શોધાયા તેમતેમ તેને શોધનારા સાહસવીરો પરથી તેનાં નામ આપવામાં આવ્યાં.

બેલિંગહાઉઝેન પછી ૨૦ વર્ષે પ્રખ્યાત સાહસવીર જેમ્સ ક્લાર્ક રોસ ૧૮૩૯માં બે વહાણ લઈ ઇંગ્લૅંડથી નીકળ્યા. સૌથી પ્રથમ તેમણે માઉન્ટ સાબીન અને ઍડેર ભૂશિર જોયાં. વળી તેમણે રોસ સમુદ્ર, માઉન્ટ ટેરર, માઉન્ટ એરેબસ અને રોસ ટાપુ શોધ્યાં. આ બંને પર્વતો જ્વાળામુખી છે. દક્ષિણ લોહચુંબકીય ધ્રુવ પર પહોંચનાર તે સૌથી પ્રથમ હતા. 'મેકમુર્દો સાઉન્ડ'ની તેમણે શોધ કરી. આ ઉપરાંત તેમણે અનેક વસ્તુઓનો વૈજ્ઞાનિક અભ્યાસ શરૂ કર્યો. તેમણે પાણીના ઉષ્ણતામાન અને તેમાં રહેતી જીવસૃષ્ટિનો અભ્યાસ કર્યો. તેઓ ઈ. સ. ૧૮૪૨માં ઇંગ્લૅંડ પાછા ફર્યા. તે દક્ષિણ ધ્રુવ પહોંચી ન શક્યા. આ બધામાં સૌથી અગત્યનો 'રોસ સમુદ્ર' છે–સ્લેજ ગાડી વાપરી પગ પ્રવાસે દક્ષિણ ધ્રુવ જતી બધી જ ટુકડીઓ માટે ન્યુઝીલૅંડની દક્ષિણે આવેલ આ રોસ સમુદ્ર ઊપડવાનું મથક છે.

## પ્રથમ વિજેતા

ત્યાર પછી ઈ. સ. ૧૮૯૩માં નૉર્વેના નાનસેને 'ઉત્તર ધ્રુવ' જવા સાહસ આદર્યું. તેઓ વહાણ લઈને ગયા હતા, પણ ધ્રુવ પ્રદેશમાં કુતરાની મદદથી ચાલતી સ્લેજ ગાડીનો ઉપયોગ કરી પગપાળા પ્રવાસ કરનાર તે સૌથી પ્રથમ હતા—આ બનાવ ઇતિહાસનો એક મહાન બનાવ હતો. અનેક મુશ્કેલીઓ વેઠી; ડૂબતાં ડૂબતાં તેઓ બચી ગયા—પણ ઉત્તર ધ્રુવ પહોંચી ન જ શક્યા ! ત્યાર પછી ઈ. સ. ૧૯૦૫માં અમેરિકાના સાહસવીર રૉબર્ટ ઈ. પિયરી 'ઉત્તરધ્રુવ' તરફ ઊપડ્યા અને ઇ. સ. ૧૯૦૯ના એપ્રીલની છઠ્ઠી તારીખે 'ઉત્તર ધ્રુવ' પહોંચ્યાય ખરા. આમ સાહસિક માનવી 'ઉત્તર ધ્રુવ' જીતી શક્યો પણ હજી સુધી દક્ષિણ ધ્રુવ પર તેની પગલી પાડી શક્યો નહોતો !

પણ ઇ. સ. ૧૯૦૯ના જાન્યુઆરીની ૯મી તારીખે ઇંગ્લૅંડના સર અર્નેસ્ટ શેકલટન દક્ષિણ ધ્રુવથી ૯૭ માઈલ દૂર સુધી પહોંચી શક્યા. અલબત્ત, તેમનો ખોરાક થઈ રહેવાથી તેમને પાછા ફરવું પડ્યું. દક્ષિણ ધ્રુવ પહોંચવું એ એક મહાન સાહસ હતું–તે ધૈર્ય, અડગ શ્રદ્ધા, હિંમત માંગી લેતું હતું. પણ હવે કેવળ સાહસપ્રિયતા કરતાં કંઈક વધુ તેમાં ઉમેરાયું અને તે વૈજ્ઞાનિક દૃષ્ટિ: ત્યાંની આબોહવા, ઉષ્ણતામાન, હવાનું દબાણ, સમુદ્રમાંની જીવસૃષ્ટિ વગેરેનો વૈજ્ઞાનિક અભ્યાસ: આ માટે ૧૯૦૧–૧૯૦૪ સુધી કેપ્ટન રૉબર્ટ ફાલ્કન સ્કૉટના નેતૃત્વ નીચે એક ટુકડી ઍન્ટાર્કટિકા ગઈ. બાદ આ સ્કૉટ જ ઇ. સ. ૧૯૧૦માં દક્ષિણ ધ્રુવ જવા ઇંગ્લૅંડથી ઊપડ્યા અને અનેક મુશ્કેલીઓ વેઠી ઇ. સ. ૧૯૧૨ના જાન્યુઆરીની ૧૮મી તારીખે 'દક્ષિણ ધ્રુવ' પહોંચ્યા ! આમ તો, 'દક્ષિણ ધ્રુવ' જીતનાર એ પ્રથમ સાહસવીર કહેવાત. પણ 'દક્ષિણ ધ્રુવ' પહોંચનાર તે પ્રથમ નહોતા. કુતરાની સ્લેજ ગાડીઓ લઈ ઇ. સ. ૧૯૧૧ના

ઑક્ટોબરની ૨૦મી તારીખે નોર્વેના રોલ્ડ એમુન્ડસેન દક્ષિણ ધ્રુવ તરફ નીકળ્યા અને બીજા માર્ગે તેઓ ઇ. સ. ૧૯૧૧ના ડિસેમ્બરની ૧૪મી તારીખે દક્ષિણ ધ્રુવ પહોંચી ગયા હતા—કેપ્ટન સ્કૉટ કરતાં ૩૫ દિવસ વહેલા ! આમ, કૂતરાની મદદથી ચાલતી સ્લેજ ગાડીનો ઉત્તર ધ્રુવના પ્રદેશની સફર માટે ઉપયોગ કરવામાં નાનસેન પ્રથમ પુરુષ છે, તો આ સ્લેજ ગાડીનો દક્ષિણ ધ્રુવ પહોંચવા માટે ઉપયોગ કરવામાં એમુન્ડસેન પ્રથમ પુરુષ છે. પણ દક્ષિણ ધ્રુવથી પાછા ફરતાં કેપ્ટન સ્કોટ અને તેમના સાથીદારો એક મોટા વાવાઝોડામાં સપડાવાથી મરણ પામ્યા. પાછળથી શોધ કરતાં એક તંબુમાંથી કેપ્ટન સ્કોટ અને તેમના બીજા બે સાથીદારોનાં મૃતદેહ મળી આવ્યા હતા અને તે સાથે તેમણે અનેક વૈજ્ઞાનિક નિરીક્ષણો કરેલાં તેની નોંધપોથીઓ પણ મળી આવેલી છે.

આ વૈજ્ઞાનિક નિરીક્ષણો 'દક્ષિણ ધ્રુવ' પહોંચવા કરતાં વધુ અગત્યનાં બન્યાં છે. અનેક મથકો પરથી એકી સાથે હવામાનનું નિરીક્ષણ, લોહચુંબકીય ક્ષેત્ર અને હવામાનની વિદ્યુત તેમ જ વાતાવરણના ઉપરના થરોની શોધ—આવા અનેક અગત્યના વિષયોની માહિતી એમાં નોંધેલી છે.

અત્યાર સુધીનો પ્રવાસ પગપાળો હતો. પણ ઈ. સ. ૧૯૨૬માં અમેરિકાના રીયર એડમીરલ રીચાર્ડ ઈ. બાયર્ડ વિમાનમાં 'ઉત્તર ધ્રુવ' પહોંચ્યા અને ત્યાંથી પાછા આવ્યા. તેમણે સાબિત કર્યું કે 'ઉત્તર ધ્રુવ' આજુબાજુ કોઈ મોટો ખંડ નથી. ત્યાર પછી ઈ. સ. ૧૯૨૯ના નવેમ્બરની ૨૯મી તારીખે બાયર્ડ વિમાનમાં લિટલ અમેરિકાથી ઊપડયા અને 'દક્ષિણ ધ્રુવ' પહોંચ્યા. અને ત્યાંથી પાછા ફર્યા. હવે તો આ વિમાન એન્ટાર્કટિક પ્રદેશના મોટા વિસ્તાર પરના ફોટા લેવા માટે, ત્યાં ખોરાક અને બીજા સાધનોના પુરવઠા લઈ જવા માટે અને મુશ્કેલીમાં આવેલ સફરીઓને બચાવવા માટે વાપરવામાં આવે છે.

૧૯૫૬માં અમેરિકાએ વિમાનની મદદથી 'દક્ષિણ ધ્રુવ' પર એક મોટું મથક સ્થાપ્યું છે. અને હવે ડીઝલ એન્જિનથી ચાલતા ટ્રેક્ટરનો પણ ઉપયોગ થઈ રહ્યો છે.

## નવી સિદ્ધિની શક્યતા

આજ સુધીમાં દક્ષિણ ધ્રુવ પહોંચનારા સાહસિકો—એમુન્ડસેન, સ્કૉટ અને હિલેરી—ત્રણે ન્યુઝીલૅંડથી રૉસ સમુદ્રમાં થઈ ને સહેલામાં સહેલા માર્ગે દક્ષિણ ધ્રુવ પહોંચ્યા છે, પરંતુ હાલ ઇંગ્લૅંડના ડૉક્ટર વિવિયન ફૂકની આગેવાની નીચે જે પ્રવાસો થઈ રહ્યા છે તે એન્ટાર્કટિકા ખંડની પ્રદક્ષિણા કરીને દક્ષિણ ધ્રુવ પહોંચી ત્યાંથી ન્યુઝીલૅંડ જવાના છે. આજ સુધી અણખેડયા આ ખંડની પ્રદક્ષિણા એક નવી સિદ્ધિ લેખાશે.

પણ અત્યારે તો દુનિયાના બાર રાષ્ટ્રોના લગભગ ૬૦૦૦ વિજ્ઞાનીઓ આ એન્ટાર્કટિકા ખંડ પર અનેક વિષયો બાબત નિરીક્ષણો કરવા રોકાયા છે. આ બધાં નિરીક્ષણોને અંતે અનેક નવી અગત્યની બાબતો વિષે જાણવા મળશે:

*એન્ટાર્કટિકા ખંડની આબોહવા દુનિયાના આબોહવા અને દુનિયાના જુદા જુદા સ્થળોના હવામાન પર અગત્યની અસર કરે છે હવાનો ભેજ, હવાનું દબાણ, ઉષ્ણતામાન વગેરેના કરોડો નિરીક્ષણો પરથી દુનિયાના કોઈ પણ ભાગનું હવામાન અગાઉથી કહી શકાશે. અમુક વર્ષમાં કેવું હવામાન રહેશે તે વર્ષો પૂર્વે કહી શકાશે.

વળી દુનિયાના જુદા જુદા ભાગોમાં થતાં વંટોળ, વાવાઝોડાં પહેલેથી જાણી શકાશે અને બચાવી શકાશે.

*આ ઉપરાંત પૃથ્વીના લોહચુંબકત્વ, ધ્રુવના પ્રદેશોમાં ઉપાતા પ્રકાશ જેવા 'અરોરા' ( Aurora ) વિશ્વકિરણો ( Cosmic Rays ) અને વાતાવરણના આયોનોસ્ફીઅરનો અભ્યાસ તેમ જ સૂર્યકલંકો( Sunspots )નો અભ્યાસ કરવામાં આવશે. દુનિયામાં રેડિયો દ્વારા થતો વ્યવહાર ઘણી વખત એચિંતા કંઈ કારણ વગર બંધ થઈ જાય છે. આ એક ખૂબ અગત્યનો પ્રશ્ન છે. ઉપરના નિરીક્ષણો પરથી આ બાબતમાં પણ ખૂબ અગત્યની માહિતી મળશે.

*વળી આ કરતાં મહાન વસ્તુ એ છે કે આંતરરાષ્ટ્રીય સહકાર અને સમજનો આ એક વધુ ભવ્ય પુરાવો છે. અને તેથીય વધુ તો એ એ બનાવે છે કે વિજ્ઞાન રાજકીય દ્વેષોથી પર રહી શકે છે.

# જનપથ

## સાધારણ માનવીની મથામણ : 'શુદ્ધ વેપારી' કે 'જાગ્રત નાગરિક ?'

ગઈ વખતે 'જનપથ'માં એક સંબંધી મિત્રની વાત કહી હતી. વાતનો મુદ્દો તો આટલો જ હતો : જો માણસ પાસે પોતાના કુટુંબનું ભરણપોષણ કરવા જેટલી સંપત્તિ હોય, અને ભવિષ્યમાં પોતાની નાદુરસ્ત તબિયત અથવા બિનહયાતી વખતેય કુટુંબને આર્થિક રીતે લાચારી ભોગવવી પડે એવી દહેશત ન હોય, અને સાધારણતઃ આજના ચાલુ ધોરણે તે પોતાનો નિર્વાહ કરી શકે એવી સ્થિતિ હોય—

અને હજી 'મૂંઝાયેલો' આત્મા કેવળ કમાઈને જિંદગી વેડફી નાખવા સામે થોડોક ચળભળતો રહ્યો હોય—

તો, તો પછી—માણસ શા માટે કમાવા પાછળ પડ્યો રહેતો હશે ?

આ સવાલ કોઈ એકાદ અપવાદને લાગુ નથી પડતો; અનેકે પોતાની જાતને પૂછવા જેવો તો ખરો......પછી ઉંમર ૧૯ની હોય કે ૪૯ની હોય.

કળીયુગનો આપણો આ 'વાનપ્રસ્થ'નો આદર્શ : એમ કહું તોય ખોટું શું છે ?

બીજી રીતે કહું—

આજે આપણા ભારત દેશે 'સમાજવાદ'ના આદર્શને પોતાના ધ્યેય તરીકે આવકાર્યો છે. સમાજવાદની બીજી અનેક સૈદ્ધાન્તિક મહત્ત્વની બાબતો હાલ પૂરતી બાજુપર રાખીને, એક જ મુદ્દો વિચારીએ :

* સમાજવાદ સૌ નાગરિકોને જીવન નિર્વાહની ગેરંટી આપે છે; એને માટે પૂરી તક અને સગવડ આપે છે.

* સમાજવાદ દરેક પ્રજાજનને ઘડપણ અને અકસ્માતની ચિંતામાંથી મુક્ત કરી તેના પૂરા ભરણપોષણ અને રક્ષણની ગેરંટી આપે છે.

* સમાજવાદ પ્રત્યેક બાળક અને સગીરને શિક્ષણ અને સ્વાસ્થ્યની સગવડ અને સલામતી બક્ષે છે.

ટૂંકમાં-સમાજવાદ માણસને એની આજની અને આવતી કાલની આર્થિક ચિંતામાંથી મુક્ત કરે છે.

પરંતુ એટલું જ નથી.

સમાજવાદ તમામ નાગરિકો પાસેથી સામાજીક કર્તવ્યની ય ખાત્રી માગે છે; એટલે કે, તેનાથી શક્ય તેટલો વધુ સમાજઉપયોગી શ્રમ કરવાની ખાત્રી માગે છે.

આવો સમાજવાદ આવશે ત્યારે—

ત્યારે, તમામ પ્રજાજનોને માટે આજની આર્થિક ઘાણી-ના બળદિયા મટી જાગ્રત માનવની પ્રાથમિક કક્ષાએ પહોંચવાની અપૂર્વ તક ઊઘડી જશે.

પરંતુ આજે શું ?

શું આજે સૌ પ્રજાજનો માટે આ શક્ય છે ? નથી જ. એટલે તો, આજે સૌને પોતાના નિત્યના ભરણપોષણની ચિંતા છે; અને પોતાની આવતીકાલ કેવી જશે એની ચિંતા છે; અને પોતાની ઉપર આધાર રાખનારા કુટુંબીઓની ચિંતા છે; અને આ ચિંતાનો માર્યો તે ઘાણીના બળદની જેમ, જીવનના કશા જ સંતોષ કે ધ્યેય વિના રાતદિવસ ઢસરડો ખેંચ્યે જ જાય છે !

આજે તો ૯૦ ટકા-કદાચ એથી યે વધુ માનવીની આવી દશા છે. આ વિશાળ જનસમૂહને વર્તમાનની યા ભાવિની નિશ્ચિંતતાની કોઈ ગેરંટી આપ્યા વિના 'નોકરી છોડી દો', ધંધો ધાપો છોડી સમાજના કલ્યાણમાં ઝુકાવી પડો' એવો ઉપદેશ કદાચ 'તરંગી આદર્શવાદી' લાગે !

પરંતુ આવા આ આપણા આજના સમાજમાં, 'સમાજવાદ' આવ્યા વિનાય, જે થોડાક 'ભાગ્યશાળી' નાગરિકો છે, જેમને આગળ વાત કરી તે રીતે, આજની અને આવતી કાલની આર્થિક નિશ્ચિંતતા છે, તેમને આપણે કહીએ કે, 'ભલા ! તમારે માટે એક રીતે તો, સમાજવાદ

આવી જ ગયો છે...તમે આર્થિક દુશ્ચિંતાથી મુક્ત છો; તો પછી સામાજિક કલ્યાણના કોઈ ને કોઈ કામમાં એકાગ્ર થઈ શું કામ જીવનનો અધૂરો ઘડો આનંદથી છલકાવી દેવામાં હિચકિચાહટ કરો છો ? એમ કરતાં તમારે ગુમાવવાનું હોય તો અર્થજીવનનો ટસરડો જ છે, અને પામવાનો છે જાગ્રત કર્તવ્યપરાયણતાનો પરમ આનંદ !'

અલબત્ત, આવી વાત નીકળતાં એક મિત્રે કરેલી દલીલ યાદ આવે છે.

એમણે કહેલું : 'જુઓ, અગાઉ તો અમે વેપારમાંય 'સાચા ખોટા' અનેક કરતા હતા; પણ હવે દિલ ડંખે છે. હવે એ બધું મોટે અંશે તો અમે છોડી જ દીધું છે; અને હજી જે કાંઈ થોડું રહી ગયું છે તેય હવે તો છોડી દેવાનો નિશ્ચય કરી દીધો છે...અમારા જેવા વેપારી માટે આ નાનીસૂની વાત છે ?

આ વેપારી મિત્રે વેપાર ધંધા અંગેનાં 'સાચાં ખોટાં' સમૂળાં છોડી દેવાનો નિરધાર જાહેર કર્યો એ નાનીસૂની વાત નથી જ. કેમકે આજે ભાગ્યે જ એવા ધંધા વેપાર રહ્યા છે જેમાં કોઈ ને કોઈ સ્વરૂપે સાચું ખોટું રોજિંદા વ્યવહારમાં વણાઈ ગયેલું નહિ હોય. એટલે એમાંથી મુક્ત થવું વ્યક્તિગત રીતે એક વેપારી માટે મુશ્કેલ છે, ને આર્થિક રીતે થોડેઘણે અંશે જોખમ ભરેલું પણ હશે જ. પરંતુ સામાજિક જીવનની દૃષ્ટિએ તો આનો અર્થ એટલો જ થયો કે, ગઈ કાલ સુધી જે 'અશુદ્ધ વેપારી' હતો તે હવે 'શુદ્ધ વેપારી' બન્યો છે. પરંતુ કોઈ વેપારી કેવળ વેપારી જ નથી; મૂળભૂત રીતે, એ સામાજિક નાગરિક છે. અને સમાજ પ્રત્યેની એની મૂળભૂત ફરજ છે.

**કેવળ 'શુદ્ધ વેપારી' જ નહિ, 'જાગ્રત નાગરિક' બનવું એ એનું ઓછામાં ઓછું કર્તવ્ય છે.**

સમાજવાદમાં વ્યવસાય-ધંધાની શુદ્ધિ અને જાગ્રત નાગરિકત્વનો આદર્શ જુદા નહિ હોય.

આજના સમાજમાં આ બે જુદા છે, ત્યારે એનો મેળ બેસાડવા મથવું એ આપણાં સહિયારા સુખી ભાવિ માટે અને વ્યક્તિગત જીવનની ઉન્નતિ માટે આવશ્યક નથી શું ?

---

[ પાન ૧૯થી ચાલુ ]

કયી વસ્તુ મેળવી લાવવી એની તજવીજમાં એ રહ્યા કરતો હોય છે. કાપડની મિલવાળા પાસેથી સસ્તી કિંમતે કપડું કેમ લઈ આવવું, ને કોની પાસેથી ગરમ કપડાં, ધાબળા '...'માં લઈ આવવા...વગેરે...વસ્તુઓ તો તારા ક્ષેત્રમાં આ ખમતીધર કાર્યકરને મન સહેલ વસ્તુ બની ગઈ છે...

પણ જે અઘરી વસ્તુ માટે તું મથી રહી છે ને છતાં હજી સાધી શકાઈ નથી, તે બ્રિટો સફળતાપૂર્વક સાધી શક્યો છે...એ કહે છે કે, પચાસ જેટલા દાક્તરો, નર્સો, શિક્ષકો ને સહકાર્યકરો મારી સાથે આ કામ ઉપાડી રહ્યા છે. તેઓ તદ્દન નજીવી રકમ પગાર તરીકે સ્વીકારી, મને સાથ આપી રહ્યા છે...! અરે આજે તો, પૂરો પગાર આપતાંય મનપ્રાણ રેડીને જીવનને ધન્ય બનાવી મૂકે એવાં કોણ તૈયાર હોય છે ? ત્યારે બ્રિટોએ ચમત્કાર સર્જ્યો ગણાયને ?

ખેર, આટલો લાંબો કાગળ વંચતાંય થાક ચઢી જશે તને. માફ કરજે. પણ તું ઝટ સાજી થઈ જા...તારા જેવી એ અત્યારથી સ્વર્ગે જવા પાંખો ફફડાવવી એ બહુ સારું નથી...એજ.

લિ૰ તારાથી દૂર પડેલી

સુ૰

નાનકડો ડાયનેમો સાયકલની માફક પૅડલ મારવાથી ચાલતો અને મશીનરી એટલી સાદી બનાવી કે સામાન્ય માનવી પણ ચલાવી શકે.

સન ૧૯૨૭માં કેટલાક દાનવીરોની સહાયતાથી એક નવી સંસ્થાની સ્થાપના કરવામાં આવી. અને આ પ્રયોગ વિશાળ પાયા પર કરવાનો નિર્ણય લેવામાં આવ્યો. એક મોટું વિમાન અને અનુભવી ડૉકટરને આ માટે રોકવામાં આવ્યા. ખાસ આવશ્યકતા અને દુર્ઘટનાના સમયે પ્રાથમિક ઉપચાર કરવાનું તથા જરૂર પડયે દરદીઓને હોસ્પિટલ સુધી પહોંચાડવાનું તેમનું કાર્ય હતું. ખાનગી પ્રૅક્ટિસ કરવાની છૂટ ન હતી. આ પ્રયોગમાં 'પેડલ-રેડિયો' તથા વિમાન ખૂબ જ મદદરૂપ નીવડ્યાં.

સન ૧૯૩૩ સુધીમાં એ સિદ્ધ થયું કે આ યોજનાને દેશવ્યાપી બનાવી શકાય તેમ છે. આથી પ્રાંતીય શાખાઓ ખોલવામાં આવી. કાર્યક્ષેત્રો નક્કી કરવામાં આવ્યાં. અને જરૂરિયાત પ્રમાણે કાર્ય પદ્ધતિમાં ફેરફાર કરવામાં આવ્યો.

*

આ પ્રયાસોના ફળસ્વરૂપ 'ધી ફ્લાઈંગ ડૉકટર સર્વીસ ઑફ ઑસ્ટ્રેલિયા' નામની સંસ્થાનો જન્મ થયો છે. તેના સફળ સંચાલન માટે જરૂરી ધારાધોરણ ઘડાયા છે. આની જ રકમનો ઉપયોગ આ જ કાર્યમાં થાય, તથા કોઈને પણ નફો ન મળે તેવું ઠરાવવામાં આવ્યું છે. આ સંસ્થાની મદદ સર્વ કોઈને મળે છે. જુદા જુદા રાજકીય વિચારો વાળા, ધર્મ, જાતિ, ગરીબ-અમીર, કાળા ગોરા, કોઈનાય ભેદભાવ વિના માનવ માત્રને મદદ કરવામાં આવે છે. સંસ્થાનું આર્થિક માળખું યોગ્ય રીતે ગોઠવાયું છે. સરકારની તથા બીજી મદદો ઉપરાંત, લોકો સ્વેચ્છાથી ફાળો આપે છે.

સ્વાસ્થ્ય-સેવાની સાથે સાથે આ સંસ્થા કેટલાંક બીજાં કાર્યો પણ કરે છે. તેઓ પોતાના રેડિયો દ્વારા તાર મોકલવાનું કામ કરે છે. અને તેમાથી સારી એવી આવક મેળવે છે. નાનાં નાનાં કેન્દ્રોનાં લોકો-ખાસ કરીને સ્ત્રીઓ-એકબીજાથી સેંકડો માઈલ દૂર હોવા છતાં, રેડિયો દ્વારા વાતચીત કરીને આનંદ માણે છે. તેમની સભાઓ રેડિયો પર જ થાય છે. જુદા જુદા વ્યવસાયોમાં પડેલાં લોકોને નવીન જ્ઞાન મળે તેટલા માટે સંસ્થા તરફથી રેડિયો પર પ્રવચનોનો પ્રબંધ પણ કરવામાં આવે છે. કુદરતી દુર્ઘટનાઓ વગેરેમાં પણ વિમાન તથા રેડિયો વડે યોગ્ય સહાયતા તુરત જ પહોંચાડવામાં આવે છે.

## સાભાર સ્વીકાર

**[ જરૂરી અવલોકનો હવે પછી ]**

પ્રાતઃસ્મરણીય ગાંધીજી ખંડ ૧-૨ ( લે: અંબેલાલ જોષી ) પ્રકાશક પોતે કિં. ૨૦-૦
રાષ્ટ્રપ્રિય પં. જવાહરલાલ નહેરૂ ખંડ ૧-૨ „ „ કિં. ૩૦-૦
ભૂદાન ગંગા-ખંડ ૨જો ( લે: વિનોબા ) યજ્ઞ પ્રકાશન વડોદરા : કિં. ૧-૦
ચાંગ અને ચતુરા તથા ઉમા મહેતાજી ( ચીની ચિત્રકથાઓ ) પ્રકાશક : લોકમિલાપ કાર્યાલય-ભાવનગર કિં. અનુક્રમે ૦-૭૫ અને રૂા. ૧-૦; ગાંધીજીનો વિનોદ ( સં: લલ્લુભાઈ મકનજી ) નવજીવન પ્રકાશન મંદિર-અમદાવાદ: કિં. ૬૫ નયા પૈસા; બાલજીવન કાર્યાલય-વડોદરાનું બાળસાહિત્ય: ચોર બ્રાહ્મણ, અદ્ભુત અલકા, હૃદય પલટો, ચાર મિત્રો (દરેકની કિંમત ૦-૬૨ ) તથા બુદ્ધ ભગવાનની વાતો ( રૂા. ૧-૨૫ ); ખળખળતાં ઝરણાં: પરિમલ પ્રકાશન, ભરૂચ ( કિં. ૧-૨૫ ); શાંતિદૂત (કાવ્ય) લે: ભૂપેન્દ્ર હા. વકીલ (પ્રકાશક પોતે) કિં. ૦-૨૫.

# અંબામાતાની એક આખ્યાયિકા

—ર. ના. મહેતા : અ. ન. જાની

ધર્મશાસ્ત્રોમાં દેવોનાં પરાક્રમો વર્ણવતી, દેવ અને મનુષ્યોનો સંબંધ દર્શાવતી અનેક આખ્યાયિકાઓ હોય છે. આ આખ્યાયિકાઓનાં અનેક ઉદ્ભવસ્થાનો હોય છે, તે પૈકી કેટલાંક સ્પષ્ટ રીતે સમજી શકાય એવાં છે. આ પ્રકારની સમજી શકાય એવી એક આખ્યાયિકાનું અત્રે નિરુપણ છે :

ગુજરાતમાં અંબાજીનું તીર્થ અંબામાતાના ભક્તો અત્યંત પવિત્ર માને છે. આ સ્થળને માટે નીચેની આખ્યાયિકા ખૂબ પ્રચલિત છે :

એક ગોવાળનાં ધણમાં રોજ એક અજાણી ગાય ચરવા આવતી. તેણે વિચાર કર્યો કે આ ગાય કોની હશે ? મને આ ગાય ચારવાનું કંઈ મહેનતાણું મળતું નથી. આ પ્રમાણે વિચાર કરીને એક દિવસ એ ગોવાળ ગાયની પાછળ પાછળ તેના માલિકની શોધમાં ગયો તેણે પર્વત પર એ ગાયની માલિક કોઈ શ્રીમંત સ્ત્રીને હિંચકે બેઠેલી જોઈને પોતાની કથની કહી. આથી આ સ્ત્રીએ ગોવાળને સુપડું ભરીને જવ આપ્યા. પોતાના કામની યોગ્ય કદર થયેલી ન જોઈને તેણે ગુસ્સામાં મળેલા જવ ફેંકી દીધા, અને ઘેર આવતો રહ્યો.

ઘેર આવી પોતાની પત્નીને આ વાત કરી. તેની પત્નીએ તેના વસ્ત્રને છેડે લાગેલા જવના બે દાણા જોયા. તે સોનાના હતા ! હવે ગોવાળને પસ્તાવો થયો. તે બીજે દિવસે દેવીને સ્થાનકે ગયો પણ તેને જવાનો રસ્તો જડયો નહીં, માત્ર દૂરથી તેને હિંચકાનો અવાજ સંભળાતો હતો...

આખ્યાયિકાના બીજા સ્વરુપ અનુસાર એવું છે કે—

ગોવાળે વસ્ત્રમાંથી મળેલા જવના દાણાના જવારા વાવીને માતાજીનું વ્રત કર્યું. આ વ્રતથી માતાજી પ્રસન્ન થયાં અને વરદાન માગવાનું કહ્યું. ગોવાળે, પોતાને ત્યાં પ્રભાવશાળી પુત્રો થાય એવું વરદાન માંગ્યું. માતાજીએ વરદાન આપ્યું. આમ, ગોવાળ અને તેની પત્ની બીજે જન્મે નંદ અને યશોદા તરીકે અવતરે છે અને તેમને ત્યાં કૃષ્ણ અને બળરામ જન્મ લે છે. આ બાળકોના ચૌલ સંસ્કાર નંદ અને યશોદા અંબાજી સમક્ષ કરે છે.

ધર્મશાસ્ત્રની આવી આ આખ્યાયિકા છે.

પ્રથમ દૃષ્ટિએ તો જાણે એમ જ લાગે કે, આ તો એક પ્રકારનું અંધશ્રદ્ધાનું કથાનક છે. પરંતુ ઊંડા ઊતરતાં જણાય છે કે, અતિ જૂના જમાનાના જીવન-વ્યવહારનું અહીં પ્રતિબિંબ પડયું છે :

* અંબામાતાનું મૂળ સ્થાનક પાસેના ગબ્બર નામે ઓળખાતા પહાડમાં છે, એ વાતની આ આખ્યાયિકા નોંધ કરે છે.

* માતાનેજવ ચઢાવવાનો રિવાજ અહીં જાણવા મળે છે. ઉપરાંત—

* હિંચકે બેઠેલી ધનિક સ્ત્રી ગોવાળને મજૂરી તરીકે જવ આપે છે, એ ઉપરથી, એ જમાનામાં મજૂરને દાણા આપવાની પ્રથા હતી એવુંય સૂચન મળે છે.

અને આ બધા ઉપરાંત—

* ખાસ વાત તો એ છે કે, માતા સોનાના જવ આપે છે, એવી લોકવાયકા પાછળ કદાચ આ પ્રદેશના ભૂસ્તર અંગેય કંઈક પ્રકાશ પડતો જણાય છે : કેમકે, આ પ્રદેશનો ખડક ખવાઈ જાય છે ત્યારે તેના પીળાશપડતા કકડા થાય છે : એક બાજુ તેને જવ સાથે સરખાવ્યા છે, તો બીજી બાજુ રંગને કારણે સુવર્ણ સાથે !

વાસ્તવિક સ્થિતિ અને કલ્પનાનો કેવો સુમેળ !

* તો વળી, માતાના હીંચકાના અવાજની વાત પણ બીજી રીતે ઘટાવી શકાય ખરી : ગબ્બરના ખડકો પર ઘસારાને કારણે ઊભી ફાટો પડે છે. આ ફાટોમાથી વહેતો પવન હીંચકાના અવાજની ભ્રાંતિ પેદા કરે તો નવાઈ નહીં.

વળી, ગુજરાતી કુટુંબમાં હીંચકો તો સર્વ સાધારણ અને માનીતું રાચ ( ફરનીચર ) છે !

* છેલ્લો મુદ્દો : ગોવાળ દંપતિનો નંદ-યશોદા તરીકેનો પુનર્જન્મ, અને તેમને ત્યાં કૃષ્ણ-બળરામનો જન્મ : આ કલ્પના પાછળ, પોતાના સંપ્રદાયનું સર્વોપરીપણું બતાવવાનો આશય ખરો જ.

બલ્કે આખી આખ્યાયિકા પાછળ મૂળ તો માતાનો સંપ્રદાય તે જમાનાના પ્રચલિત વૈષ્ણવ સંપ્રદાય કરતાં વધુ મહત્ત્વનો દર્શાવવાનો હેતુ હોય એ સ્વાભાવિક છે.

પરંતુ, આખીયે આખ્યાયિકા સામાજિક જીવનનું અને ગબ્બરના પર્વત પરની ભૂસ્તરની પ્રક્રિયાનુંય સૂચન કરે છે, એ સામાજિક ઇતિહાસના અભ્યાસીઓની દૃષ્ટિએ વિશેષ મહત્ત્વનું નથી શું ?

# અવારનવાર

—પ્રણવ

**સ્ત્રી-પુરુષ-સંબંધની નીતિ** વિજ્ઞાનની એરણ પર મુકાઈ ચૂકી છે. આત્મજ્ઞાનનો હથોડો એનો નવો ઘાટ ઘડી શકે છે કે કેમ તે સવાલ છે.

જો જોઈ શકીએ તો હાલતાં ને ચાલતાં એ સવાલ ઠેર ઠેર સામો જ ખડો હોય છે.

એસ. ટી.ની બસ દોડે છે. ગાંધીવાદી ને રાજ્યવાદી અનેક નેતાઓ ને જનતા રોજ એમાં આવે છે ને જાય છે. બસમાં સામે જ એક બેટરીના પાવરની જાહેરખબર ટિંગાય છે. પણ એ તો ઝીણવટથી જોવા આંખ નવરી પડે તો ઊકલે. બાકી તો સ્ત્રીદેહની જાહેરખબર જ છે. અને એવું તો ઘણીખરી જાહેરખબરોમાં. સિનેમા વગેરે મનોરંજનનો વેપાર હોય તો તો પૂછવું જ નહીં.

સિનેમા સંસ્કૃતિ ઘડે છે. મદારી હવે 'નાગિન'નું 'મસ્ત' બીન બજાવે છે ને હવે રમકડાવાળીઓ બધી 'સંધ્યા'ઓ બની જાય તો નવાઈ નહીં. હોલીવૂડના કલાર્ક ગેબલની કૃપતાને રાજકપૂર ટપી જાય ને રાજકપૂરને દિલીપ કુમાર વટાવી જાય, એવો ક્રમ બંધાયો જણાય છે. ભજનિકો, અરે ભૂદાનના કવિઓ પણ, ઢાળ માટે થિયેટરો તરફ કાન માંડે છે. અનૈતનિક રંગભૂમિની તો વાત જ જવા દઈ એ—પણ એમાં ખોટું શું છે? રંગભૂમિ રાષ્ટ્રના કલાજીવનમાં કેન્દ્રરૂપ બનતી હોય, તો તેમાં ખોટું શું છે? કશું જ નહીં, જો એની પ્રેરણા શુદ્ધ હોય તો. પણ અહીં પ્રેરણા કઈ છે? પૈસો. પૈસો ગોળ છે. ઢાળ પર ગબડે છે ને ગબડાવેય છે. ને એમ ભારતના બાળરાષ્ટ્રને પણ પૂંજીવાદે મનોરંજનનાં 'સાંસ્કૃતિક' લપસણાં બનાવી આપવા માંડ્યાં છે. લપસતા જાવ, રાજી થતા જાવ ને પૈસા છોડતા જાવ.

'બ્રેસિયર' તો સાવ સસ્તી ને સામાન્ય વસ્તુ બની ગઈ. ગમે તે સ્ટોરમાં ચડો કે લટકતાં સામે જ ભટકાય. એક પચાસેક વર્ષનાં સંસ્કારી બહેનને એમની દીકરીને પૂછતાં સાંભળેલાં, "અલી આ છાપામાં રોજ 'અપલિફ્ટ અપલિફ્ટ' આવે છે તે શું છે?" દીકરીએ જેમ તેમ સમજાવ્યું ત્યારે એ કહે, "બળ્યું એવું તે હોય?" 'અંતરસેવા'થી આગળ એમની કલ્પના જ ક્યારે પહોંચેલી? આજે રાજધાનીનાં શહેરોના અપટુડેટ સ્ટોરોમાં કાચના કબાટમાં વેચવા ગોઠવેલાં કૃત્રિમ રબરના 'બસ્ટ'ની વાત સાંભળીને પણ બહેનોથી બોલાઈ જાય છે, "હાય રે! છેક આવું તે હોય?" પણ પેટ ને પીઠની રૂપાળી કે કદરૂપી ચામડી બનાવવાને કારણે કૉલેજિયનોની ભાષામાં 'લેધરબેલ્ટ'ને નામે જાણીતા થયેલા કરકસરિયા અડધા બ્લાઉઝ વગેરે જોઈને એક સજ્જનને એકવાર વિમાસતા સાંભળ્યા: "આ છોડીઓ શરીર ઢાંકવા કપડાં પહેરે છે કે દેખાડવા? મૂવા છોકરાઓનો પણ કેટલો વાંક કાઢીએ?" બીજા એક રીઢા સજ્જન કહે, "અરે, બોલશો જ નહીં...કંઈ કહેવા જેવું જ નથી રહ્યું. નીતિ રહી છે ક્યાં એ જ સવાલ છે. આ સ્વરાજ પછી તો જે બધું જોઈએ છીએ તે કંઈ ભેજામાં જ નથી ઊતરતું. સિનેમાની ટિકિટ આપણે તો ખરચવાની જરૂર જ નહીં. સાંજ પડ્યે આ દુકાનને ઓટલે બેઠા કે સિનેમા જ જોઈ લો. અને તેય લલલલાના...કંઈ કહેવા જેવું જ નથી રહ્યું."

આ છે તો જૂની પેઢીના નવી પેઢીની રીતરસમો વિશેના હમેશનાં ઉદ્ગારો; છતાં લાક્ષણિક હોઈ સમજવા જેવા છે. અગાઉ પણ અડધા કમખા જ ક્યાં નહોતા પહેરતા? અને આજે ય રબારી વગેરે જૂના પહેરવેશને વળગી રહેલાઓમાં ક્યાં નથી પહેરાતા? પણ સવાલ પહેરવેશનો નથી, પહેરવા પાછળની વૃત્તિનો છે.

### નૈતિક મૂલ્યો: જૂનાં-નવાં

એ કબૂલ કરવું પડશે કે છેલ્લા મહાયુદ્ધ પછી અને

સ્વરાજ્ય પછી વૃત્તિઓ વેગથી વિલાસ તરફ ઢળી છે. જૂનાં નૈતિક મૂલ્યો એક પછી એક તૂટતાં જાય છે, ઉવેખાતાં જાય છે અને નવાં મૂલ્યોનાં ઠેકાણાં નથી.

આવે વખતે કેટલાક સમાજ–ચિંતકો જૂનાં મૂલ્યોને ચસચસાવીને પકડી રાખવા કહે છે. નદી પ્રવાહ બદલતી હોય અને આખી ભેખડ જ ધોવાઈ જતી હોય, તેવે વખતે ભેખડ ઉપરના મકાનના થાંભલાને કોઈ સજ્જડ બાથ ભીડીને બચી જવા ધારે, એવી દયામણી સ્થિતિ એમની થઈ પડે છે. અને ગંભાર જવાબદારી પોતાને માથે છે એમ માનનાર માણસ આવે પ્રસંગે પોતાની છત્રછાયામાં કે પહોંચમાં રહેનારાઓ સાથે જેવી સખ્તાઈને પુણ્યપ્રકોપ કરતા હોય છે તેવાં જ આ માણસો કરતાં જોવામાં આવે છે. ચાલાક લોકો તો એમને અદૃષ્ટપૂર્વ સમજાવીને પ્રવાહમાં તણાઈ છૂટવાની બારી શોધી જ કાઢે છે, પણ જે સીધા ને પ્રામાણિક લોક હોય છે તે આ જૂની ને નવી નીતિના સંધિકાળ વખતે જૂના નીતિરક્ષકોના શાસન અને નવી પરિસ્થિતિ એ બેની વચ્ચે સૂડી વચ્ચે સોપારીની હાલતમાં મુકાય છે. અને એમાંથી ડગમગતી નીતિ સામેની નવાનવી પ્રતિક્રિયાઓ ઉત્પન્ન થાય છે અને એને પરિણામે જૂની નીતિની ભેખડ ધસી પડવાની પ્રક્રિયા વળી વધારે ઉતાવળી બને છે.

જૂની નીતિ આ રીતે કાળક્રમે તૂટી પડે છે ત્યારે એની સાથે કેટલીકવાર મૂળભૂત મૂલ્યો પણ માનવસમાજ થોડે ઘણે અંશે ગુમાવી બેસે છે. કાળને તેની કાંઈ પડી હોતી નથી. તેની દરકાર માણસે જ પોતે કરવી પડે છે. કારણ સદીઓના અનુભવથી બંધાએલાં મૂલ્યો ધોવાઈ જાય તો પાછાં કાળક્રમે તો એમને બંધાતાં વરસો લાગે. માટે બુદ્ધિપૂર્વક અમુક શાશ્વત વારસો તો સાચવી લેવો પડતો હોય છે.

## નીતિનો પ્રથમ પાયો

નીતિનો પાયો બ્રહ્મચર્ય છે. બ્રહ્મચર્ય એટલે ફક્ત વ્યક્તિગત રીતે સ્ત્રી-પુરુષ–વિચ્છેદ નહીં. બ્રહ્મચર્યને એક સામાજિક મૂલ્ય તરીકે, ગૃહસ્થજીવનના પ્રયોજન તરીકે, આપણે હવે ફરી શોધવાનું છે. બ્રહ્મચર્ય ફક્ત એક દૈહિક સ્થિતિ નથી, એક આંતરિક વૃત્તિ છે. શુકદેવ અને જનક બંને બ્રહ્મ પામેલા હતા. ગૃહસ્થાશ્રમ પણ બ્રહ્મચર્યનું જ અંગ છે અને તે અપરિણીત બ્રહ્મચર્ય કરતાં જરાયે ચડતું કે ઊતરતું નથી. બે માર્ગ છે. જેને જે માર્ગ યોગ્ય લાગે તે માર્ગ માટે તે યોગ્ય છે. પાત્રભેદ પ્રમાણે યાત્રાભેદ થશે. પરધામ બંનેનું એક જ છે.

* બ્રહ્મચર્યમાં બ્રહ્મ સાધ્ય છે, ચર્યા સાધન છે. આ વિવેક વિના બ્રહ્મચર્યની સિદ્ધિ નથી.

પણ બ્રહ્મ શું ? તેના વિના 'ચર્યા'નો નિર્ણય થતો નથી. સમાજને માટે તેની સામેનો જે કોઈ ઉચ્ચતમ ઉદ્દેશ હોય છે તે તે સમાજનું તે સમયનું બ્રહ્મ છે.

'સ્વરાજ્ય' બ્રહ્મ હતું માટે તેની સાધના પાછળ અનેક યુવકયુવતી તે કાળે ઉચ્ચ સંસ્કાર અને શુદ્ધ આનંદ પામ્યા. સમાજમાં એમની સર્વસાધારણ રીતે ઇજ્જત રહી અને જે એમને રસ્તે ન જઈ શક્યા તેય એમની અસરને લીધે એથી ઊંધે રસ્તે જતાં થંભ્યા. સ્વરાજ્યના બ્રહ્મે વિલાસમાં સબડતા રાષ્ટ્રને વિકાસને રસ્તે લીધું.

સ્વરાજ્ય મળ્યા પછી ( કે મળી ગયાનો ભાસ થયા પછી ) આપણા રાષ્ટ્રના ક્ષિતિજ પર બ્રહ્મનો ( રાષ્ટ્રીય પુરુષાર્થનો ) અસ્ત થયો. નવું બ્રહ્મ ઊગ્યું નથી, માટે આજની અનવસ્થા છે. યુવકયુવતીઓ સમક્ષ કોઈ સર્વમાન્ય ધ્યેય નથી માટે તેઓ સહજવૃત્તિઓના ઢાળ પર ઢળે છે. વંશ જરાયે ઊતરી ગયો નથી, કદાચ સુધરતો જ જાય છે. સ્વરાજ્ય જીતનારી પરાક્રમી પેઢીની સંતતિ પરાક્રમશૂન્ય હરગિજ નથી, પણ ઉદ્દેશ્યને અભાવે એમની શક્તિઓ રઝળે છે. એમની શક્તિઓ અને થનગનાટને ગૂંથી લે, નાથી લે અને પલાણે તેવા રાષ્ટ્રીયથી પણ વધુ વિશાળ એવા કોઈ પરમ ઉદ્દેશ્યનો ઉદય હવે થવો જ જોઈએ, તે વિના વિલાસમાંથી વળીને સમાજ વિકાસને પંથે ચડવો મુશ્કેલ છે.

સામાજિક સંયમ, બ્રહ્મચર્ય અને નીતિનો આ વિધાયક –પોઝીટીવ–પાયો છે. સમાજ અને રાષ્ટ્રમાં જેને પોતાની જવાબદારી જેટલી વધારે લાગે છે, તેની આ વિશે વિચારવાની અને આચરવાની જવાબદારી તેટલી વિશેષ છે. સ્વરાજ્ય જેવું વ્યાપક અને સમયોચિત એકાદ વિશાળ આંદોલન ઉપાડો અને પછી જુઓ, ફરી સાદાઈ સૌંદર્યનું વાહન બનશે, હેતુલક્ષી જીવન યુવકોને ખેંચશે અને વિદ્યાર્થીઓની તોફાનોમાં વેડફાતી શક્તિ આદર્શ પર તકાયેલા પુરુષાર્થમાં ફેરવાઈ જશે.

'વિશ્વના–સર્વના–ઉદયમાં કદાચ આનો ઉકેલ છે. પણ...'

[ માનવ : ફેબ્રુઆરી '૫૮

આટલી વિધાયક બુદ્ધિનો ઉદય ત્યારે થશે જ્યારે નિષેધક બુદ્ધિની મર્યાદાઓ અનુભવથી કે દર્શનથી સમજાઈ જશે.

## નવનીતિનો બીજો પાયો

નવનીતિનો બીજો પાયો હશે અભય. સ્ત્રીને હવે પડદે કે ઓરડે નથી રાખવી. ઊલટી સ્ત્રીની વિશિષ્ટ શક્તિઓને તો નવીન માનવતાના પાયામાં પૂરવી છે. માટે સ્ત્રી અને પુરુષના સહ-કાર્ય અને સહજીવનને, જૂની દૃષ્ટિએ એમાં જણાતાં તમામ જોખમો છતાં, નિર્ભયતાપૂર્વક આવકારવું જ પડશે. વિશ્વાસ અભયનું વ્યવહારુ લક્ષણ છે. વિશ્વાસુ કદી છેતરાતો નથી અત્યારસુધી સ્ત્રી-પુરુષનાં સહવાસ અને એકાંતને કેવળ અવિશ્વાસ અને ભયથી જ જોવાયાં છે, તેથી શરૂઆતમાં વિશ્વાસ મુકાશે ત્યારે અમુક અનિચ્છનીય પરિણામો આવશે. પણ તેને સહી લઈને આગળ વધવું પડશે. પહેલું ઝાપટું પડે ત્યારે રસ્તો લપસણો જ થવાનો. પછી ધોધમાર વરસે એટલે રસ્તો ધોવાઈને સ્વચ્છ પોતાને મૂળ સ્વરૂપે ચકચકવાનો. વિશ્વાસના પ્રાથમિક દુષ્પરિણામનો ઉપાય ક્ષમા અને વધુ વિશ્વાસ સિવાય બીજો નથી.

'રોગ એ જેમ દેહ વિશે છે, તેમ કામ એ દેહભાવ વિશે છે. રોગ જેમ તિરસ્કારપાત્ર નથી, તેમ કામવિકાર પણ નથી. બંને સેવાસુશ્રુષા કરવા લાયક છે. અને પ્રાકૃતિક ચિકિત્સામાં જેમ તાવ વગેરે ભોગવીને વહેલામાં વહેલા બાળી નાંખવા લાયક દેહવિકારો છે; તેમ જ ગૃહસ્થવૃત્તિના મુમુક્ષુને માટે કામ પણ છે. ભોગવવાથી એ વધે જ જાય છે, એમ માનવું એ તર્ક તેમ જ અનુભવ બંનેથી વિરુદ્ધ છે. યયાતિ રાજાએ બબ્બેવાર ભોગવીને કહ્યું તે વારંવાર યાદ કરીએ છીએ, પણ સાથે એ ભૂલી જઈએ છીએ કે તે જ્ઞાન એને બબ્બેવાર ભોગવ્યા પછી થયેલું. ખરું જોતાં ભોગને માણસ નથી ભોગવતો, ભોગો માણસને ભોગવે છે. જુવાનીમાં માતેલા સાંઢની જેમ ફરતા અનેક માણસો લાંબું ગૃહસ્થ જીવન ભોગવ્યા પછી ઠરેલા અને મુમુક્ષુના લક્ષણોવાળા થયેલાં જોવા મળે છે. જો ભોગમાં યોગનો અંશ પણ ન જ હોય તો ગૃહસ્થાશ્રમને ધન્ય કહી તેમાં વાનપ્રસ્થ અને સંન્યાસનો આધાર તેમ જ ઊગમ કદી નિરુપાયો જ ન હોત. લગ્ન કદી પવિત્ર મનાયું ન હોત. પરણેલાં કુષ્ટરોગી જેવાં લેખાયાં હોત. પણ તેમ નથી.

કહે છે કે યોગભ્રષ્ટ આત્મા ઉત્કૃષ્ટ સંસારી જીવ બને છે. તેમ જ બ્રહ્મચર્યના નીતિનિયમોના ધોરણ પરથી જેમનું 'સ્ખલન' થાય તે ઉત્તમ ગૃહસ્થ બની શકે. નવી નીતિએ અભયને અમલી બનાવતાં સમાજમાં જેટલાં સ્ખલનો થાય તે તમામને પોતાના ગૃહસ્થાશ્રમને માર્ગે વ્યવસ્થિત રીતે વાળી લેવાની દીર્ઘદૃષ્ટિ અને ક્ષમતા દાખવવાં પડશે. દેશના ભાગલા પડ્યા. અનેક સ્ત્રીઓપર અત્યાચાર થયા રૂઢિયુક્ત કુટુંબો એમને ફરી અંગીકાર કરવામાં આનાકાની કરવા માંડ્યાં. ત્યારે ગાંધીજીએ શું કહેલું? એ સ્ત્રીઓ તો સતીઓ છે! પંચભાર્યા દ્રૌપદીને વ્યાસે પણ સતી કહી. નીતિના આત્માનું મૂલ્ય કેટલું છે અને એના બાહ્ય કલેવરની કીમત કેટલી છે, એ સમજવા માટે આપણે કદાચ મહાભારત ફરી વાંચીએ તો લાભ થાય. તેમ જ પ્યારેલાલજીએ લખેલા ગાંધીજીના 'લાસ્ટ ફેઈઝ'માં 'બ્રહ્મચર્ય' એ પ્રકરણ પણ ઘણું શીખવે તેવું છે.

## નૈતિક ક્રાંતિની કેડી

આજે દેશ અને દુનિયામાં જે પ્રબળ પ્રવાહો ઊડ્યા છે, તેમાં જૂનાં ચોખલિયા નીતિવાદનાં ચોકઠાં ટકી શકે તેવું દેખાતું નથી. કાળબળે હતબળ થયેલા અર્જુનની આંખો સામે કાબાઓ યાદવ સ્ત્રીઓને લૂંટે તેવી દશા છે. તેવે પ્રસંગે પ્રગતિશીલ કાર્યકરો અને વિચારકો ધોધવાતા જૂની પેઢીના મહાનીરોને મહેણાં મારતા બેસે અથવા 'સમય સમય બળવાન છે,' કહીને ફિલસૂફી વધારતા રહે, એ જરાયે ઉચિત કે ઉપયોગી નથી. હિંમતપૂર્વક આગળ આવીને તેઓએ અણુયુગના નવીન વિશ્વમાનવ માટે નવનીતિનુ નિર્માણ કરવા માંડવું જોઈએ

આર્થિક ક્રાંતિની સાથે સાથે જ આ નૈતિક ક્રાંતિ આપણી નજર ચુકાવીને કચારનીય પરિસ્થિતિના પ્રવાહમાં પ્રવેશી ચૂકી છે. સમન્વયશીલ ભારતે સર્વોદયની નવીન જ્યોતિ પ્રકટાવીને અપરિગ્રહના સામાજિક મૂલ્ય પર અધિષ્ઠિત એવી આર્થિક ક્રાંતિની નાનકડી નાનકડી છતાંય આશાસ્પદ કેડી પાડવા માંડી છે. સાથે જ બ્રહ્મચર્યના સામાજિક મૂલ્ય પર અધિષ્ઠિત એવી એક નૈતિક ક્રાંતિની કેડી એણે જ પાડવી પડશે.' જગત ભારત પાસે એની રાહ જોશે.

# સ્વર્ગને શરમાવ્યું

ગાંધીજીને મન બ્રહ્મચર્ય એટલે માધુર્ય, બીજાને કળી જવાની શક્તિ, વિશાળ સહિષ્ણુતા અને બળનો સ્રોત ! એમનાં વલણ મુજબનો કોઈ નમૂનો કેવો હોય તે સમજવા ભાગવતના નારાયણ મુનિનો કિસ્સો જાણવા જેવો છે. ભાગવતકાર કહે છે કે ઇન્દ્રિયજયને માટે યત્ન શીલ તપસ્વીઓને પોતાની અંદર બાકી રહેલા વિકારોના આક્રમણથી બચવા માટે સાધારણ રીતે બીજાને ખિજવાવે તેવા કઠોરતા રૂપી જે કોટકાંગરા બાંધવા પડે છે, પણ જે અપરિપક્વતાની ને કેટલીકવાર વિકૃતિની જ નિશાની હોય છે, તેનાથી એ મુનિ તદ્દન મુક્ત હતા. એક શ્લોકમાં ભાગવત કહે છે કે કેટલાક લોકો ભૂખ-તરસ—ત્રણેય કાળ, અને સત્વ, રજસ ને તમસ એ ત્રણેય ગુણોને તથા પંચપ્રાણોને જીતી લે છે, અસ્વાદવ્રત અને બ્રહ્મચર્ય જેવા સાગરોય તરી જાય છે, અને પછી વૃથા ક્રોધના આવેશમાં તણાઈ જઈને જાણે કે ગાયની ખરીએ પાડેલા ખાડામાં ડૂબી મરે છે.

કથા આવી છે : નારાયણ મુનિના તપથી ઇન્દ્રનું આસન ડોલવા લાગ્યું એટલે એણે કામદેવને અપ્સરાઓ વસંત વગેરેથી સુસજ્જ થઈને નારાયણ મુનિનું તપ ચળાવવા માટે મોકલ્યા. મુનિ સમાધિ ચડાવીને બેઠા છે, ત્યાં એમને વસંતનો મદ પોતાના અંગમાં વ્યાપતો જણાયો. ધીમેથી એમણે આંખો ખોલી અને જોવા માંડ્યું કે તાલ શો છે? પણ પછી, જરાયે ચિડાયા કે ક્રોધે ભરાયા વગર એમણે તો એક સ્મિત વેર્યું. કેવું? તો કવિ કહે છે, "કૃપાળુ, સહિષ્ણુ અને કરુણાથી ભરેલું." સ્વર્ગની અપ્સરાઓ તો પોતાની આ બાલિશ ધૃષ્ટતાનું કોણ જાણે શુંય ફળ હવે ભોગવવું પડશે, કરીને ગભરાઈ ગઈ હતી. એમને આશ્વાસન આપીને મુનિએ પોતાના આશ્રમમાં આવવા કહ્યું. મુનિ બોલ્યા, "સ્વર્ગલોકની સુંદરીઓ, બીશો નહીં. મારા સ્વાગતનો સ્વીકાર કરો અને મારા આશ્રમનું આતિથ્ય લીધા વિના જ સ્વર્ગે પ્રયાણ કરીને આશ્રમનું ખોટું દેખાય તેવું ન કરશો." આશ્રમમાં એમણે એ અપ્સરાઓનો આશ્રમની અનેક સ્ત્રીઓ સાથે મેળાપ કરાવી આપ્યો. એ સ્ત્રીઓએ સાદા પણ સુંદર વસ્ત્ર પરિધાન કર્યાં હતા અને છતાં એમનામાં એક અદ્ભુત મોહિની હતી. એ સ્ત્રીઓ આશ્રમજીવનનાં અનેક ઘરગથ્થુ કાર્યોમાં પરોવાયેલી હતી. સ્વર્ગનાં અતિથિઓ આવા ગુણિયલ ગૃહજીવનના સ્વાભાવિક સંમોહનથી મુગ્ધ થઈ ગયાં. એમને આ આશ્રમનાં બહેનોના ભાગ્યની અદેખાઈ આવવા માંડી અને થયું કે આપણે પણ આવાં થઈએ. અંતે મુનિ નારાયણના સૂચનથી એ બહેનો પૈકીની એકને પોતાની સાથે સ્વર્ગલોક માટે નવેસર ઘડવાની સુંદરતાના આદર્શ તરીકે વસાવવા માટે ઇન્દ્રસભામાં લઈ ગયા.

[ પ્યારેલાલજી કૃત 'મહાત્મા ગાંધી : ધ લાસ્ટ ફેઝ' નામક ગ્રંથના 'બ્રહ્મચર્ય' પ્રકરણમાં ટાંકેલા એક કિસ્સા પરથી ]

## અભય

સર્વ સમાજજીવનનો અથવા લોકજીવનનો પાયો અભય ઉપર મંડાયેલો હોવો જોઈએ. જેનાં ઘટકોને પરસ્પર
અવિશ્વાસ અથવા એકબીજાની બીક રહેતી હોય તેને સાચી રીતે 'સમાજ' નામ હરગિજ આપી ન શકાય ..કેવળ દંડના એટલે
શિક્ષાના ભયથી સમાજ સુસ્થિત રહે છે અને સરળતાથી ચલે છે એમ ઠસાવવાનો 'મનુસ્મૃતિમાં પણ ભારોભાર પ્રયત્ન થયો
છે...(પણ) સાચે જ બાહ્ય નિયમનને જોરે એટલે કે શિક્ષાના ભયથી ટકે તે વ્યવસ્થાની વાસ્તવિકતા અથવા ઉપયોગિતા ઝાઝી
રહેતી નથી. જ્યાં ભયભિત સ્થિતિમાં રહેવું પડે છે, ત્યાં સાચો ઉત્કર્ષ અથવા વિકાસ સંભવતો નથી ..નિર્ભયતા વિના કોઈ
પણ સામાજિક અથવા આધ્યાત્મિક સદ્ગુણ જોરદાર નથી થતો એવો અનુભવ હવે થવા માંડયો છે.

—કાકા કાલેલકર

ગીતાધર્મ (૧૯૫૭ની સુધારેલી આવૃત્તિમાંથી)

[ માનવ : ફેબ્રુઆરી ૫૮

# અંતઘડી

—ભોગીલાલ ગાંધી

માણસનું મન એ કેવી અજાયબ શક્તિ છે!

માણસ ધાર્યું મૃત્યુ પ્રાપ્ત કરી શકતો હશે?

શ્રી માનિક બેનરજીની એક નવલકથા 'પુતુલનાચેર ઇતિ કથા': એમાં જાદવ પંડિતનું એક પાત્ર આવે છે. એમણે એક એવી પરિસ્થિતિમાં, કોઈક એવી પળે પોતાના મૃત્યુની તિથિ નક્કી કરી નાખી; ને ડૉ. શશીના દેખતા ઉચ્ચારીય નાખી!

પછી તો એ 'નિર્ણય' જ જાણે જાદવ પંડિતના જીવનને એવો તો જકડી બેઠો કે, એમાંથી તેઓ પોતે જ મુક્તિ પામી શક્યા જ નહિ, ને મૃત્યુ પૂર્વ-નિશ્ચિત ઘડીએ આવીને ઊભું રહી ગયું!

એ અંતીમ ઘડીએ એમને અફસોસ ન થયો.

મોતને નિશ્ચિત રીતે, આવકાર આપનારાઓના બીજા અનેક કિસ્સાઓ શ્રી તારાશંકર બેનરજીની નવલકથા 'આરોગ્ય નિકેતન'માં સાંપડે છે.

આ બધું વાંચતાં મન ફરી ફરી પ્રશ્ન કરતું હતું: આ તો નવલકથાનાં પાત્રોની વાતો થઈ, પણ ખરેખર શું વાસ્તવ જીવનમાં આવું બનતું હશે? શું કોઈ માણસ ઇચ્છા કરીને નિશ્ચિત તિથિએ પોતાનું મૃત્યુ આવે એવું ઝંખતું હશે ખરું? અને એવી ઝંખના કરતું હોય તોય, મૃત્યુ જ એવી ઘડીપળ સાચવતું હશે શું?

સવાલ ઘોળાયા કરતો હતો.

ત્યાં વડીલ આપ્તજનના મૃત્યુનો પ્રસંગ મારી આ બધી શંકા-આશંકાઓનો સીધો ને સોંસરો જવાબ આપતો આવી પહોંચ્યો, ને હું દિંગ બની ગયો!

આ સત્ય પ્રસંગ છે—ઉત્તર ગુજરાતના પુરુષાર્થની પ્રતિમા સમા એક કર્મવીર*ના જીવનની અંતઘડીનો.

આ આખો પ્રસંગ તેમની તૈયાર થઈ રહેલી જીવન-કથામાંથી થોડોક ભાગ ટૂંકાવીને અહીં રજૂ કર્યો છે:

**દાદા**ની અસાધારણ એકાગ્રતા, સહનશક્તિ અને આધ્યાત્મિક નિષ્ઠાનું દર્શન તો તેમના જીવનકાળનાં છેલ્લાં સાડાપાંચ વર્ષની અખંડ તપસ્યાએ કરાવ્યું.

દાદાને મૂત્રકૃચ્છનું દર્દ હતું. તેમના લાંબા કર્મયોગ દરમ્યાન તથા જેલવાસ દરમ્યાન આ ભયંકર દર્દે તેમની તાવણી વારંવાર કરી હતી. પરંતુ એ બધું સહજ કરી લઈ, દાદાએ પોતાના શરીર પાસે ધાર્યું કામ લેવાની કળા સાધી લીધી હતી. પરંતુ જેટલું ખડતલ ને કહ્યાગરું આ શરીર હતું એટલો જ આકરો રોગ હતો! છેવટે, ૧૯૫૧માં દાદાને મૂત્રાશયનું ઓપરેશન કરાવવું પડ્યું ને પેશાબનો નૈસર્ગિક માર્ગ બંધ થઈ જવાથી પેઢામાં કાણું પાડી રબરની નળી મૂકીને પેશાબનો માર્ગ કરવામાં આવ્યો.

આ કૃત્રિમ માર્ગ હતો; અને પરિણામે વારંવાર વેદના ઊપડતી હતી. અમુક સમયને અંતરે નળી ખેંચી કાઢી સાફ કરવી પડતી, તથા તદ્દન કાઢી નાખી નવી દાખલ કરવીય પડતી. આ પ્રક્રિયા પણ વેદના ભરપૂર હતી; અને છેવટના

* ઇડર સાબરકાંઠા પ્રદેશના પોઢસાના વતની શ્રી મથુરાદાસ લા. ગાંધી: તેઓ મારા વડીલ કાકા થાય: અમે સૌ એમને દાદા કહેતા. આ લેખમાં દાદાને નામે જ ઉલ્લેખ છે.

દિવસોમાં તો, મૂત્રાશયમાં મોટા મોટા કાંકરા જેવા ' પથરા ' જામી જતાં વેદનાએ માઝા મૂકી હતી !

આ ઑપરેશન પછી દાદાની એકધારી પ્રવૃત્તિ પર અંકુશ મૂકાઈ ગયો. હરવું ફરવું તો સંપૂર્ણ બંધ થઈ ગયું જ; પણ ચોવીસે કલાક પથારીમાં લગભગ એક પડખે પડ્યા રહેવાની સ્થિતિ આવી પહોંચી, ને તેય વરસો લગી—જીવનના અંતકાળ લગી !

દાદાના પ્રવૃત્તિશીલ સ્વભાવ અને શરીર બંનેની આ આકરી કસોટી હતી. જેણે જીવનભર ' પ્રવૃત્તિ ' જ કરી છે એવો યોદ્ધો ફરજિયાત ' નિવૃત્તિ 'માં ઝડપાઈ ગયો હતો !

શરૂઆતમાં, આવી કેદ દાદાને કઠ્યા વિના ન રહી; પરંતુ તેમણે તો આ સ્થિતિનેય પોતાની ઉપરવટ જવા દેવાને બદલે, ધીમે ધીમે નાથવા માંડી, ને વશ કીધી: ' પ્રવૃત્તિ ' ' નિવૃત્તિ 'ની સમસ્યા જ પલટાઈ ગઈ ! દાદાએ આવી પડેલી પરિસ્થિતિની લાચારી ભોગવવાને બદલે બાહ્ય દોડધામ-પ્રવૃત્તિમાંથી નિવૃત્તિ લઈ, ચિત્તને અંતર્મુખ બનાવી દેતાં જાણે ચમત્કાર સરજાઈ ગયો !

૪૦-૪૫ વર્ષ લગી જાહેર પ્રવૃત્તિના વાવંટોળમાં એક કુનેહબાજ ઉસ્તાદની જેમ યથેચ્છ ઘૂમનાર—રાજકીય, સામાજિક, શૈક્ષણિક આદિ પ્રવૃત્તિઓમાંથી ક્યારેય કોઈ બીજા કશા માટે અવકાશ જેને મળ્યો નથી એવા કર્મવીરના જીવનમાં આ ફરજિયાત નિવૃત્તિનાં સાડાપાંચ વર્ષ દરમ્યાન જાણે એકાએક આધ્યાત્મિક સ્ફુરણ થયું !

આમ તો, દિવસના સમયે અવારનવાર ખેડૂતો, અન્ય પ્રજાજનો, કાર્યકર્તાઓ, મહેમાનો, મિત્ર-સ્વજનો અને અજાણ્યા અતિથિઓ આવી ચઢતા...દાદા સૌની સાથે રસપૂર્વક અને સ્વસ્થતાપૂર્વક વાતચીત કરતા...પરંતુ આ સિવાયનો સમય ધાર્મિક વાચનના શ્રવણમાં અથવા તો જાતે વાચન અને ચિંતનમાં—ગીતા, ભાગવત, વૈષ્ણવ ગ્રંથોના અભ્યાસમાં ગાળતા. છતાં કેમ જાણે, પોતાની ૪૦-૪૫ વરસની કર્મયોગની સાધના દરમ્યાન કંઈક એવું અધૂરું રહી ગયેલું એમને સતત કહેવા લાગ્યું, ને આકરી તાવણીનો કાળ શરૂ થઈ ગયો.

કલાકોના કલાકો તેઓ અંતરાભિમુખ બની ચિંતનમગ્ન રહેવા લાગ્યા: જાણે તેમના અંતરની કોઈ અણઉઘડી બારી, ચિંતનના ઝપાટામાં ઊઘડું-ઊઘડું થઈ રહી; તેમના અંતરંગની કોઈ સૂકી રહી ગયેલી ભૂમિ આ ચિંતનના વારિથી ભીંજું-ભીંજું બની રહી ! – જાણે ઈશ્વરના સાંનિધ્યનો એક માત્ર તલસાટ એમના અંતરનો કબજો લઈ બેઠો !

પથારીમાં પડ્યાં પડ્યાં, ઘાસતેલના દીવાના આછા પ્રકાશમાં વાચન, ટીપ્પણ અને ધીમે ધીમે કરતાં ભજનોના ગુંજનમાં જીવનના આ પ્રાપ્તિનો સુદીર્ઘકાળ પરોવાઈ ગયો. દેહની યાતના ધીમે ધીમે વધી રહી છે, દેહની શક્તિ ધીમે ધીમે ક્ષીણ થઈ રહી છે, તેમ તેમ આ નવો નાદ તો વધતો જ જાય છે ! અને તેમ તેમ દાદાની નવી નવી શક્તિઓ નવાંકુરિત બની પ્રગટી રહી છે !

૮૦ વર્ષની પરિપકવ વયે, ભજનો, પદો, ગીતોનું મૌલિક સર્જન શરૂ થઈ ગયું-સેંકડો ભજનો લખાયે ગયાં ! અને એક વાર પ્રગટેલો આ ભાવોદ્રેક એવો તો વેગીલો બની ઊછળ્યો કે શ્રીમદ્ ભગવદ્ ગીતાનો તેમણે પોતાની રીતે છંદબદ્ધ ભાવાનુવાદ( ' લોકગીતા ' ) તૈયાર કરી નાખ્યો, ને તેમાં હથોટી બેસતાં શ્રીમદ્ ભાગવતના આધારે પદ્યબદ્ધ રીતે ' શ્રી કૃષ્ણ જીવન દર્શન ' પણ તૈયાર કર્યું ! અને છેલ્લા દિવસોમાં ' ષોડશ ગ્રંથ 'નોય પદ્ય અનુવાદ કર્યો.

અધ્યાત્મ-ચિંતનના ઉલ્લાસે દાદાના સમસ્ત અંતરિક્ષને કેટલી હદે છાઈ દીધું હતું તેની આ જ્યોતિની પ્રતીતિ છે ?

## ૨

હજી છેલ્લી કસોટી બાકી હતી ! અલબત્ત બહુ દૂર ન હતી.

ગીતામાં પ્રબોધેલો અનાસક્તિ યોગ ગમે તેટલો અગમ્ય હોય, પણ જેની જાગ્રત ગતિ એ તરફ વળી ચૂકી છે, એનો એ માટેનો પુરુષાર્થ બીજા કોઈ પણ ક્ષેત્રના પુરુષાર્થને મુકાબલે ઓછો પ્રેરક નથી હોતો.

અને માનવીનું મન પણ કેવું અજાયબ છે ! એની શક્તિય કેવી અદ્ભુત છે !

પાંત્રીસેક વર્ષ પૂર્વે દાદાએ પોતાના પિતાના અવસાન-ને દિવસે જ જાણે અંતરમાં એવો કોઈ સંકલ્પ કરી લીધો હતો કે ' મારોય દેહોત્સર્ગ મારા પિતાની જેમ જ થજો...'

[ માનવ : ફેબ્રુઆરી '૫૮

અનેક વર્ષો આ અસ્ફુટ સંકલ્પને વીતી ગયાં હતાં. છતાં, દાદાને જેમ જેમ પોતાનો અંત નજીક દેખાતો હતો તેમ તેમ એમનો એ સંકલ્પ વધુ સ્ફુટ બનતો જતો હતો.

છેલ્લી ગંભીર અને લાંબી માંદગી દરમ્યાન, જ્યારે જ્યારે દાદાને પોતાનો અંત નજીક હોવાનો આભાસ સરખો થયો હતો ત્યારે ત્યારે તેઓ પોતાના પિતાની માફક અંતકાળે અન્નજળનો ત્યાગ કરી કેવળ હરિનિવેદનમાં એકાગ્ર ચિત્ત બની, દેહ અને જીવાત્મા માટેની શુદ્ધિ માટેનો આખરી પુરુષાર્થ આરંભી દેતા; અને 'અંત આવી નથી પૂગ્યો'ની ખાત્રી થતાં તેઓ એ વખતે ધીરજ બાંધી, બીજીવાર બેવડા વેગથી ઝૂઝતા. દિવસો વીતતા ગયા તેમ તેમ તેમના મનમાં વસેલો આ 'સંકલ્પ' વધુ દૃઢ અને નિશ્ચિતરૂપ ધરી દાદાનાં આંતરઆત્માને જકડી બેઠો.

* દાદાના પિતાએ એકધારા પૂરા ૧૮ દિવસ સુધી અન્નજળનો ત્યાગ કરી, શ્રાવણની શુકલ પક્ષી પવિત્ર એકાદશીના મહાપર્વે દેહોત્સર્ગ સાધ્યો હતો—તે જ રીતે, તેવા જ ૧૮ દિવસના અન્નજળના ત્યાગને અંતે, પોતાનો ય દેહ એ જ મહાપર્વને દિને વિલય થાય—દાદાની આ ઝંખના હવે અટલ સંકલ્પમાં ફેરવાઈ ગઈ હતી!

એથી જ તો, દાદાએ અષાડ વદ ૭ (તા. ૧૭–૭–૫૭) થી અન્નજળનો ત્યાગ કરી છેલ્લા અભયબ ને પ્રખર પુરુષાર્થમાં ઝંપલાવ્યું. જેમ જેમ ઉપવાસ વધતા ગયા, દેહ જેમ જેમ વધુ ક્ષીણ થતો ગયો તેમ તેમ શરીરની યાતના વધુ અસહ્ય બનતી ગઈ. સ્વજનો, કુટુંબીઓ અને સ્નેહી દાક્તરોએ દાદાને વિનવ્યા: "દેહને આ રીતે રીબાવો મા, દેહને એના સ્વાભાવિક ક્રમે વિલય પામવા દો..." દાદાએ આ સ્વજનોની વિનવણીથી દ્રવીને ચમચી બે ચમચી પાણી તો લીધું ય ખરું—પરંતુ ત્યારે એમનો આત્મા એક જ પોકાર કરી રહ્યો હશે: 'મને મારા સંકલ્પને માર્ગેથી વારો છો શું કામ?' અને વળી ફરીથી જળનોય સ્પર્શ કરવાનો ઇન્કાર કરી દેતા.

અલબત્ત, દાદાય કેવળ દેહદમનમાં માનતા ન હતા. વ્યાધિ ઉગ્ર બનતો જતો હતો, અસહ્ય બનતો હતો, ને એથી ચિત્તની એકાગ્રતાને આંચ આવતી હતી. દાદાય ઇચ્છતા હતા કે શરીરની યાતના કાબૂમાં રહે એવી રીતે દેહ પડે તો સારું. અને તેની મથામણમાં અમદાવાદથી જાણીતા હરખેદ દાક્તર શ્રી રસિકલાલને તેડાવવામાં દાદા સંમત થયા. તેમણે દાદાને ઘણા આગ્રહપૂર્વક અન્નજળ ત્યાગનો પ્રયોગ ત્યજી દેવા કહ્યું ને અંતકાળ ઘણો દૂર હોવાનીય ખાત્રી આપી.

પરંતુ દાદાને હવે ઊલટી ખાત્રી થઈ ગઈ હતી—તે અંતકાળની. દાદાનો એ સંકલ્પ પણ અફર હતો કે 'મારા પિતાજીએ ૧૮ દિવસના અન્નજળ ત્યાગને અંતે શ્રાવણની શુકલપક્ષી પવિત્ર એકાદશીએ દેહોત્સર્ગ કર્યો હતો તે જ દિવસે મારોય દેહોત્સર્ગ થાય.' એટલે સ્વજનો અને દાક્તરોની વિનવણીઓ અને સમજાવટો છતાં દાદાનું ચિત્ત તો એક જ નિર્ધારને અનુસરતું રહ્યું.

કેટલી એકાગ્રતાથી ને હોંશથી તેઓ એ અંતઘડીને સત્કારવા ઉત્સુક હતા!! કેટલી સ્પષ્ટ રીતે ને સ્વસ્થતાપૂર્વક એમણે એની કલ્પના વરસો પૂર્વે કરી લીધી હતી! અંતઘડી—તેય કેવી? જ્યારે અંતર ક્ષુબ્ધ ન હોય, ને જ્યારે દેહ પણ મળમૂત્ર વિનાનો સ્વચ્છ ને શુદ્ધ હોય!

બસ. દિવસ તો નિશ્ચિત હતો....ચિત્તમાં હરિનિવેદનની ઝંખના હતી...ને દેહની સ્વચ્છતા શુદ્ધિનો આગ્રહ હતો!

## ૩

છેલ્લા બોતેર કલાક! આ સંકલ્પો પાર પાડવાની દાદાની તાલાવેલી ભારે તાવનારી હતી.

ખરેખર શું 'અંત ઘડી' પાસે આવી હતી? છેલ્લા ચોવીસ કલાક પૂર્વે ય દાક્તરો તો કહેતા હતા: 'દાદાનું હૃદય, ફેફસાં ને નાડીમાં રોગ નથી. દાદા સંકલ્પ કરે તો ઘડી ફેરવાઈ યે જાય!'

દાદા કદાચ આનો મર્મ સમજતા હશે—એમનો મૂળ સંકલ્પ ફેરવવાની જ તો આ સૂચના હતી!

સ્વજનો કહેતા: "દાદા! થોડું જળ લો, દાક્તરે આપેલાં ઔષધ લો...રોગ ધીમો પડશે, ચિત્તની એકાગ્રતા વધશે..."

દાદાને હવે આવી વાતોમાં રસ જ ન હતો. મળમૂત્ર વિનાના સ્વચ્છ દેહનું નૈવેદ્ય ધરવાની એમની તમન્ના આગળ આ બધી વાતો નકામી જેવી હતી!

ખરેખર શું અંતકાળ હવે નિશ્ચિત હતો?

[ અનુસંધાન પાન ૮૭ ઉપર ]

# શિક્ષણ અને ધંધા અંગે માર્ગદર્શન

—પ્રફુલ્લ પટેલ

**તમે** વિદ્યાર્થી છો ? કદાચ વિદ્યાર્થીના વાલી હશો ? તો તમારા સંતાનની મુશ્કેલીઓ તમને ઓછી અકળાવતી નહિ હોય.

ખુદ વિદ્યાર્થીને જ પૂછીએ : તને તારા રસ મુજબનો અભ્યાસક્રમ પસંદ કરવામાં મુશ્કેલી નડે છે ? કદાચ, એમ પણ હોય કે તને શેમાં રસ છે તેની તને પોતાને પણ આરંભમાં ખબર નહિ હોય. એ નક્કી કર્યા બાદ પણ તું તારો મનગમતો વિષય પસંદ કરી શકે છે ? વળી જુદા જુદા વિષયોનો અભ્યાસ કરવામાં કયા પ્રકારની શક્તિઓ જરૂરી છે તેનીય તને મુંઝવણ થતી હશે.

અને વિષય પસંદ કર્યા બાદ એના અભ્યાસમાંય કદાચ મુશ્કેલી નડતી હશે. પ્રગતિ કરવામાંય અમુક અડચણો આવતી હશે. નક્કી કરેલા વિષયોનો અભ્યાસ સારી રીતે થાય, એ માટે તને નડતા પ્રશ્નોમાં મદદની જરૂર છે, એવુંય લાગતું હશે.

અને ભવિષ્યમાં કયો ધંધો કરવો તેનોય અગાઉથી ભાગ્યે જ ખ્યાલ હશે. તારી મહત્ત્વાકાંક્ષાઓ પ્રમાણે તો ધંધો શોધવો જ કદાચ અતિમુશ્કેલ હશે: આજનો અમુક વિષયોનો રસ ભવિષ્યમાં ઉપયોગી થશે ખરો ? મનપસંદ વ્યવસાય અંગે અગર નોકરીને લાગતું શિક્ષણ મેળવવું ક્યાંથી ? રસના ધંધા વિષે, અને એ ધંધાને લગતી તાલીમ લેવા અંગે માહિતી મેળવવી ક્યાંથી ? અભ્યાસકાળ દરમ્યાન જ તને આવી બધી મુંઝવણો સતાવતી હશે.

અને ભણી ઊતર્યા બાદ તો ભાવિ કારકીર્દિની પસંદગી કરવામાં ભારે મુંઝવણ થતી હશે.

અભ્યાસના વિષયની જેમ દરેક ધંધો કે વ્યવસાય પણ તારી પાસેથી અમુક પ્રકારની શક્તિઓની આશા રાખે છે. તારી શક્તિઓ લઈ, કયા ધંધામાં તું વધુ સફળ નીવડશે, એનીય મુંઝવણ ! મન પસંદ વ્યવસાય તો તું પસંદ કરી શકે, પણ તારી એ પસંદગી તારામાં રહેલી મૂળભૂત શક્તિઓને આધારે થયેલી છે, એ નિશ્ચિતપણે કહી શકે ખરો ?

વિદ્યાર્થી ને વાલીને મુઝવતી આ તો રોજની સમસ્યા છે.

આ બધા સવાલો અંગે સહાયરૂપ થવા, શૈક્ષણિક માર્ગદર્શન અને ધંધાર્થી-વ્યવસાયી માર્ગદર્શન માટે—નિષ્ણાતોની સલાહ જરૂરી હોય છે.

સરકારે આની જોગવાઈ વિચારી, આવા માર્ગદર્શક-કેન્દ્રોની સ્થાપના કરી છે. વળી શાળાઓ અને યુનિવર્સિટીઓમાં પણ આને અંગે અમુક વ્યવસ્થા કરેલી હોય છે.

આવું ધંધાર્થી માર્ગદર્શન દેશના એકેએક માણસને મળી શકે તે માટેની કેટલીક યોજનાઓ સરકારે અમલમાં પણ મૂકી છે. આપણી ભારત સરકારનાં શિક્ષણ તેમ જ મજૂર અને પુનર્વસવાટ ખાતાંએ પણ દેશવ્યાપી યોજનાઓ તૈયાર કરી છે.

વળી સંયુક્ત રાષ્ટ્રોનો એક વિભાગ જે આન્તરરાષ્ટ્રિય મજૂર સંઘ (International Labour Organization) ને નામે ઓળખાય છે, તે પણ આ જાતના માર્ગદર્શનના વિકાસ અને પ્રચાર અર્થે કાર્ય કરી રહેલ છે. તાજેતરમાં જ આન્તરરાષ્ટ્રીય મજૂર સંઘના આશ્રયે એશિયાના દેશોનુ એક સેમિનાર દિલ્હીમાં નવેમ્બર-ડિસેમ્બર દરમ્યાન યોજાયું હતું. આ સેમિનારમાં પણ ઉપરના પ્રશ્નો ચર્ચાયા હતા. અને પ્રજાજનને આનો લાભ કેવી રીતે મળી શકે તે વિષેની ઉપયોગી ચર્ચા આ સેમિનારમાં થઈ હતી. આમા એશિયાના વિવિધ દેશો જેવા કે, બર્મા, સિલોન, ચીન, ભારત, ઇન્ડોનેશિયા, જાપાન, પાકિસ્તાન, ફિલિપાઈન્સ, વગેરેએ ભાગ લીધો હતો. અને આમાં ભારતના એક પ્રતિનિધિ તરીકે આપણા વડોદરાની વિદ્યાપીઠના અધ્યાપક શ્રી. એલ. જે. ભટ્ટે એમાં ભાગ લીધો હતો, એ આપણે માટે ગૌરવ લેવા જેવી વાત છે.

[ માનવ : ફેબ્રુઆરી ૫૮

આ સેમિનારમાં જે વિવિધ વિષયો ચર્ચાયા હતા તેનો એક અહેવાલ ILOની ઑફિસને સુપ્રત કરવામાં આવ્યો છે. અને આ અહેવાલની ભલામણો મુજબ એશિયાના વિવિધ દેશો માટે માર્ગદર્શનની પદ્ધતિસરની યોજનાઓ તૈયાર થશે, જે ILOની મદદથી અમલમાં મૂકાશે. ઉપરાંત, દેશમાં ચાલી રહેલા વિધવિધ વ્યવસાયો અને ધંધાઓનાં વર્ગીકરણ અને પૃથક્કરણ માટે પણ ભારત સરકારના મજૂર ખાતા તરફથી એક અગત્યનું સંશોધન કાર્ય ચાલે છે. અને એનાં પરિણામો બહાર પડ્યા પછી દેશના પ્રત્યેક વ્યવસાયની જરૂરિયાતો અને તેમાં કરવાનાં કામો વગેરેની સંપૂર્ણ માહિતી ઉપલબ્ધ થશે. આથી ધંધાઓની પસંદગીમાં આજે જે ધૂંધળો ખ્યાલ પ્રવર્તે છે તે દૂર થશે, તેમ જ દરેક ધંધો લેતાં કે પસંદ કરતાં પહેલાં એના વિષેની યોગ્ય માહિતી શાળાઓ, યુનિવર્સિટીઓ તેમ જ સરકારી વ્યવસાયી માર્ગદર્શન કેન્દ્રોમાંથી પૂરી પાડવામાં આવશે.

[ શૈક્ષણિક કે વ્યવસાયી માર્ગદર્શનને લગતી ઉપયોગી માહિતી આ પાનાં દ્વારા આપવાનો અમારો પ્રયાસ રહેશે. અલબત્ત, વ્યવસાય-ધંધા અંગેની મૂળભૂત સમસ્યા અને બેકારીની સમસ્યા આથી હલ થતી નથી, એ દીવા જેવી વાત છતાં, આવી માહિતી અને માર્ગદર્શન ઉપયોગી તો નીવડશે જ. ]

---

[ પાન ૮૫થી ચાલુ ]

ગામ આખામાં સન્નાટો વ્યાપી ગયો હતો. સેંકડો સ્ત્રીપુરુષોનાં ટોળાં—હિંદુ મુસ્લિમના ભેદ વિના દર્શનાર્થે ઊમટતાં હતાં. દાદા હજી તો-પૂરા સાનભાનમાં હતા વધતી જતી આંખની કમજોરીને કારણે આવનારને ઓળખી લેતાં મુશ્કેલી પડતી એટલું જ. પણ સૌને આવકારતા. બહારગામથી આવનાર સ્નેહી—પરિચિતોની યોગ્ય સરભરા અંગે કશી ખામી રહી જવા ન પામે તેની ચિંતા કરી ધીમેથી ખાસી સૂચનાઓ આપતા.

૪

શ્રાવણની શુક્લપક્ષી અગિયારસનો પ્રાતઃકાળ હતો. દાદાના ચિત્તની સચેતનતામાં કશી ઊણપ ન હતી! બધું સમજતા, બરાબર વિચારી શકતા...જીભ ધીમે ધીમે અસ્પષ્ટ બની હતી, તો હથેળીમાં લખતા, કાગળ પર અક્ષરો પાડતા, હોઠ ચલાવી સ્પષ્ટતા કરતા...સંપૂર્ણ સચેતનતા!

દાક્તરો વળી કહેતા: 'હાડમાં રોગ નથી. દાદા સંકલ્પ કરે તો કશું જોખમ નથી!' પરંતુ દાદાએ તો સંકલ્પ કરી લીધો હતો. એ સંકલ્પ એક યોદ્ધાનો હતો ને તેવો જ એક સાધકનો હતો. ધારેલી જ ઘડીએ મૃત્યુને ભેટવાનો પુરુષાર્થ!

જીવન પર્યંત અપરંપાર પુરુષાર્થોની પ્રતિમાસમા દાદાનો જાણે આ આખરી પુરુષાર્થ હતો!

અષાડ વદ ૭ (તા. ૧૭-૭-૫૭)ને રોજ આરંભેલા સંકલ્પના ૧૮ દિવસ આજે પૂરા થતા હતા. શ્રાવણની શુક્લપક્ષી એકાદશીનાં ઘડી પ્રહરો પૂરવેગે વહી રહ્યાં હતાં. દાદાએ એના વેગને પડકાર કર્યો. ઘડી પ્રહરોય ધીમાં પડ્યાં! દાદાની નાડીની સાથે એમણેય તાલ સાધ્યો...!

છેક છેલ્લા ત્રણચાર કલાક દરમ્યાન દાદાએ ફરી ફરી હાથ ઊંચા કરી સૌને વંદ્યા. એકવાર-છેલ્લીવાર તકિયાને અઢેલી આરામથી બેસી લેવાની 'સાહ્યબી'ય ભોગવી! પેશાબની નળીમાં રજમાત્ર પેશાબ રહી ન જાય તેની ચાપતી તકેદારી રાખી...ને ઘા આગળના મલમપટ્ટા ફરી એકવાર બદલાવ્યા. સામી ભીંત ઉપર લટકતી શ્રીકૃષ્ણ-રાધાની ચિત્ર-આકૃતિ તરફ મીટ માંડી. કદાચ નયણાંનું આ છેલ્લું જ મટકું હતું... ધીમે ધીમે લોચનદીપ ઝાંખો પડયો...પણ શ્રવણ, સમજ અને ચિત્તની ચેતના એવી ને એવી હતી...

છેક છેલ્લો કલાક હશે... 'શ્રીકૃષ્ણ શરણંમમ'ની ધૂન સેંકડો મુખે રટાવી શરૂ થઈ. એકાદવાર તો આ અવાજથી તેમની આંતરિક એકાગ્રતાને સ્ખલન પહોંચ્યું કે શું સૌને શાંત થવા સૂચવ્યું. વાતાવરણ વળી હળવું બન્યું.

અરધો કલાક માંડ રહ્યો હશે. છેલ્લી વારની વિદાય લેતા હોય એમ, હોઠો ફફડાવી પોતે 'જઈ રહ્યા'નું સૂચવ્યું; અને ફરી બેઉ હાથ ઊંચા કરી, 'દર્શનાર્થે' ભેગા થયેલા સેંકડો ગ્રામજનો અને સંબંધી-પરિચિતોને વંદ્યા, વિભુને વંદ્યા અને 'ઓ નાથ!'ના આર્દ્ર ઉદ્ગાર સાથે એના મિલનની વાટ પકડી લીધી!

## આસ્વાદ

આ વિભાગ દ્વારા કાવ્ય અને કલાનો પ્રારંભિક રસાસ્વાદ કરાવી વિશાળ જનસમૂહ અને સાહિત્ય-કલાના સર્જનો વચ્ચે સેતુ બનવાની અભીપ્સા છે.

—સુરેશ હ. જોષી

# જૂનું ઘર ખાલી કરતાં

ફંફોસ્યું સૌ ફરી ફરી અને હાથ લાગ્યુંય ખાસ્સું :
જૂનું ઝાડુ, ટૂથ બ્રશ, વળી લક્સ સાબુની ગોટી,
બોખી શીશી, ટિનનું ડબલું, બાલદી ટૂંકકાણી,
તૂટ્યાં ચશ્માં, ક્લિપ, બટન ને ટાંકણી સોય દોરો!
લીધું દ્વારે નિત લટકતું 'નામનું પાટિયું', જે
મૂકી ઊંધું ગુપરત કરી, લારી દીધી વિદાય.

ઊભાં છેલ્લી નજર ભરીને જોઈ લેવા જ ભૂમિ,
જ્યાં વિતાવ્યો પ્રથમ દસકો મુગ્ધ દામ્પત્ય કેરો;
જ્યાં દેવોના પરમ વર શો પુત્ર પામ્યાં પનોતો,
ને જ્યાંથી રે કઠણ હૃદયે અગ્નિને અંક સોંપ્યો!
હોઠેથી જે નીકળી સહસા ઊડતો બોલ્યા જાણે :
'બા-બાપુ! ના કશુંય ભૂલ્યા, એક ભૂલ્યાં મને કે?'

ખૂંચી તીણી સજલ દગમાં હાથ કેરી કણિકા!
ઉપાડેલાં ડગ ઉપર શા લોહ કેરા મણિકા.

—બાલમુકુન્દ દવે

પ્રસંગ આપણુ સૌને પરિચિત છે—મધ્યમવર્ગની ઘરબદલીનો. છેલ્લે જતાં જતાં, કાંઈ રહ્યું તો નથી ને, એ વિચારે ખાલી થયેલા ઘર પર નજર ફરે છે, ને ત્યાં કવિતાની શરૂઆત થાય છે. મધ્યમવર્ગના કુટુમ્બની ઘરવખરીમાં બીજું હોય શું ? ને છતાં ય જે હોય તેની માયા કેટલી! માટે કવિ યાદી આપે છે : જૂનું ઝાડુ, ટૂથબ્રશ, સાબુની ગોટી, બોખી શીશી, ટિનનું ડબલું, તળિયેથી કાણી ને માટે લગભગ નકામી થઈ ચૂકેલી બાલદી, તૂટેલાં ચશ્મા, ક્લિપ, બટન, ટાંકણી ને સોય-દોરો, 'આ બધું' પણ સાથે લઈ લીધું; છેલ્લે બારણે લટકતું 'નામનું' પાટિયું; તે ય ઊંધું વાળીને—કારણ કે આ બધી ઘરવખરીની માલિકીની જાહેરાત આખે રસ્તે કરવા જેવું કાંઈ હતું નહીં—લારીમાં મૂકી દીધું. માણસ જેના જેના સમ્પર્કમાં આવે તે બધાંની એને માયા લાગે. એ માયાને કારણે તુચ્છ ને નિરુપયોગી થઈ ગયેલી વસ્તુઓને પણ એ છોડી શકતા નથી; દારિદ્રય જ માત્ર, એ વસ્તુઓને સાથે લઈ જવાનું કારણ નથી.

આ ઘર તરફથી નજર ફેરવી લેતાં, એ ઘરમાં ગાળેલા એક દસકાના જીવન પરથી પણ જાણે નજર વાળી લેવા જેવું થાય છે; ને ત્યારે એ 'દસકાનું આખું' જીવન યાદ

આવી જાય છેઃ એ દામ્પત્યનાં પ્રથમ દસ વર્ષનો ગાળો હતો. એ ગાળા દરમિયાન દેવના વરદાન જેવા, ગમે તેવા ગરીબને પણ મહામૂલ્યવાન પુત્રની પ્રાપ્તિ થઈ–પણ પ્રાપ્તિ પછી બીજી લીટીમાં જ એની ખોટની વાત કરવાની રહી. જેને ખોળે બેસાડી રમાડ્યો ને લાડ લડાવ્યાં તેને આખરે અગ્નિને ખોળે સોંપવો પડ્યો ! ક્યાં માતાપિતાનો ખોળો ને ક્યાં અગ્નિનો ખોળો ને કુમળા બાળકને, કઠણ હૃદયે, એનાં માતાપિતાએ અગ્નિને ખોળે સોંપ્યો !

નકામી થઈ ગયેલી ઘરવખરી અને દેવના વરદાન જેવો પુત્ર–એમાં ઘરવખરીને તો લઈ જઈ શકાઈ, પણ બાળકને તો નહીં લઈ જઈ શકાયો ! આ વિધિની કેવી નિષ્ઠુરતા ! ને બીજી રીતે જોઈએ તો મોંઘામાં મોંઘી વસ્તુ ખોયા પછી પણ તુચ્છમાં તુચ્છને પણ જતું નહિ કરી શકવાની કેવી લાચારી !

ઘરને છોડી જવાને પગ ઉપાડતાં જ આ બાળક જાણે કે એકાએક બોલી ઊઠે છેઃ અરે, યાદ તો કરી જુઓ, કશું ભૂલી તો નથી જતાં ને ? ને પછી અધીર થઈને એ જ જાણે બોલી ઊઠે છે—અરે, તમને જૂનું ઝાડુ યાદ આવ્યું, ખોખી શીશી યાદ આવી, કાણી ડોલ સુદ્ધાં યાદ આવી ને હું જ નહીં ?

આ પ્રશ્નના રણકારથી માતપિતાની આંખમાં જાણે કાચની કણી પડી, ને પછીથી, ગયા વગર તો છૂટકો નહોતો જ માટે, પગ તો જવાને ઉપાડ્યા, પણ એ પગ ઉપર પુત્ર-વિયોગનું દુઃખ લોઢાના મણીકાની જેમ ચંપાયું.

કાવ્યની શરૂઆત સાવ સામાન્ય લાગતી વીગતોથી કવિ કરે છે ત્યારે, એ જ વીગતો ઘેરા કરુણની માંડણીરૂપ બની રહેવાની હશે એનો ખ્યાલે ય નથી આવતો. તુચ્છ વસ્તુની આસક્તિ ને તેની જ સાથે અત્યન્ત દુર્લભ એવા રત્નને જ કાયમને માટે ખોઈને જવાની લાચારી–આ બેને સામસામે વિરોધાવીને રજૂ કરવાથી, વેદનાનો વલોવાટ ઘૂંટયા વિના, વેધક કરુણને સિદ્ધ કરી શકાયો છે. *છેલ્લી બે પંક્તિમાં જ* કવિએ અનાયાસ પ્રાસ સિદ્ધ કર્યો છે ને તે સાભિપ્રાય છે. એ બંધ બેસી જતા પ્રાસની વચ્ચે જાણે શિશુવિયોગી માતાપિતાનાં હૃદય દબાઈ ગયાં છે ! પ્રાસના રેણથી સંધાઈ ગયાં છે. આમ અત્યન્ત પરિચિત એવા ભાવનું નિરાડંબરી છતાં વેધક આલેખન અહીં સુભગ રીતે સિદ્ધ થયું છે.



[ ગુફા નં. ૩૧ રેખાંકન : વિનુ પટેલ ]

# ઈલોરા—( વેરૂળ )

—ગુલામ મોહમ્મદ શેખ

હૈદ્રાબાદ રાજ્યના ઔરંગાબાદ શહેરથી સોળેક માઈલ દૂર આવેલ ઈલોરાની ત્રીસ ઉપરાંતની કલાપૂર્ણ ગુફાઓ જોયા વિના કદાચ કોઈપણ કલારસિકનો અભ્યાસ અધૂરો છે એમ કહી શકાય. મધ્યયુગમાં ( આઠમી સદી પછી—એટલે કે અજંતાની ગુફાઓ પૂરી થયા બાદ ) બંધાયેલી આ બધી ગુફાઓ માઈલો લાંબી પહાડીઓમાંના ખડકોમાંથી કોતરી કાઢેલી છે—એમાં ક્યાંય ચણતરકામ થયું નથી—બધી ગુફાઓ પથ્થરમાંથી જ બનેલી છે, રાજ્યકાળ અનુસાર ગુફાઓ અમુક સમયાંતરે બંધાઈ છે, જેમાં જે તે સમયની ધાર્મિક પ્રણાલિકાઓ અનુસાર શિલ્પ-રચના થઈ છે.

ફક્ત કલા-તત્ત્વની દૃષ્ટિએ જ નહિ, પરંતુ બાંધકામ અને વાસ્તુ-શિલ્પ ( Architecture )ની ગણતરીની દૃષ્ટિએ પણ એ ગુફાઓ ઉલ્લેખનીય છે. એમાંય ૧૬મી ગુફા અથવા કૈલાસ મંદિર તો અઢીસો ફૂટ ઊંડું અને અઢીસો ફૂટ પહોળું છે. અઢીસો ફૂટ સુધી કોઈપણ જાતના વિસ્ફોટક પદાર્થોની સહાય લીધા વિના વચ્ચેના એકસો બેતાલીસ ફૂટ લંબાઈ અને સો ફૂટની ઉંચાઈવાળા મંદિરના એક એક શિલ્પને અણિશુદ્ધ કોતરી કાઢવાનું કાર્યકરનારા એ કલાકારોની શક્તિઓ વિષે કલ્પના કરવી પણ કઠિન છે. આનાથી ઓછા-વત્તા માપની ગુફાઓનો સાં સારો નથી.

વાસ્તુ-શિલ્પની જેમ તેઓની શિલ્પાકૃતિઓ પાછળની રસ-દૃષ્ટિ અને આયોજન તેમ જ ઘનતાની સંપૂર્ણ સમજ પણ કલાતત્ત્વની દૃષ્ટિએ પળેપળ ધ્યાન ખેંચે તેવી છે. કૈલાસ-મંદિરમાં જ સીતાનું હરણ કરી જતા રાવણ પાત્રના રેખાંકનમાં રહેલી લયબદ્ધતા, યમુના અને સરસ્વતી શિલ્પોમાં રહેલી આકૃતિ અને રૂપની પૂર્ણતા, તેમજ પંદરમી ગુફામાં શિવનું તાંડવનૃત્ય, ગતિશીલતા અને આયોજનના આદર્શ નમૂના રૂપ છે.

દરેક શિલ્પકૃતિની રચના પાછળ મંદિર અથવા ભક્તિ સ્થાનને સુશોભિત કરવાની, તેમ જ ઈશ્વર, તેનાં સ્વરૂપે અને પૌરાણિક કથાઓનું સર્જન કરવાની ધાર્મિક ભાવના રહેલી છે. છતાં કથાઓનું અથવા પ્રસંગનું આલેખન કરનારા શિલ્પોમાં શિલ્પના પ્રાણસમ વસ્તુઓ ઘનતા, આયોજન, ભાર ( વજન ) અને સુડોળ આકારો જ મુખ્ય રહે છે—એટલે કે શિલ્પ પાછળ રહેલો કથાત્મક વિચાર શિલ્પના આયોજનમાં દખલરૂપ નથી થતો.

ત્યાંની ગુફાઓના ત્રણ વિભાગ પાડી શકાય : બ્રાહ્મણ, બૌદ્ધ, અને જૈન. કલાગુણની દૃષ્ટિએ બધી ગુફાઓ સુંદર છે, તેમજ જુદા જુદા ધર્મની ભિન્ન માન્યતાઓને કારણે આકૃતિઓમાં આવેલી ભિન્ન વિચારસરણી પણ રસિક થઈ પડે તેવી છે, દા. ત. જૈન ગુફાઓની આકૃતિઓ બ્રાહ્મણ-



સમયની ગુફાઓ કરતાં ઓછી ગતિશીલતા દર્શાવતી અને સ્થિર દેખાય છે.

માનવ-આકૃતિઓનાં પ્રમાણ દરેક શિલ્પાકૃતિના પોત-પોતાનાં છે-એટલે કે કલાકારે શિલ્પની દૃષ્ટિને પ્રથમ લક્ષ્યમાં રાખી માનવ આકૃતિના સામાન્ય-પ્રમાણને ઉપેક્ષ્યા છે. શિલ્પ એ માનવ આકૃતિ પરથી થયેલું કલાકારનું મૌલિક સર્જન છે, માનવના બાહ્યસ્વરૂપની નકલ માત્ર નથી-અને એટલે કલાકારે માનવ-પાત્રમાં પોતાની ઇચ્છા અનુસાર આદર્શ પ્રમાણો યોજ્યાં છે.

બુદ્ધકાળની ગુફાઓમાં અમુક વિહારો પણ છે, જેમાંના મોટા ભાગના ત્રણ ત્રણ માળના અને ચાલીસ-પચાસ ફૂટ પહોળા છે, એમાં ઓરડાઓ અને પરસાળની પણ રચના છે. થાંભલે થાંભલે અને દ્વાર પર સુંદર શિલ્પાકૃતિઓ પાર, વગરની છે.

ઇલોરાની બધી શિલ્પાકૃતિઓ એક બાજુથી જોઈ શકાય તેવી ભીત્તિ શિલ્પના પ્રકારની ( Relief ) છે-ફક્ત કોઈ જગ્યાએ જ ચારે બાજુથી જોઈ શકાય તેવી ગોળ ( Round ) હાથી વગેરેની આકૃતિઓ છે. પરંતુ ઇલોરાનું શિલ્પ સાંચી કે ભારહુતના જેવુ ચપટું નથી. મોટા ભાગની આકૃતિઓ દિવાલ સાથે જોડાયેલી છે, છતાં પણ તેની પોણા ભાગની ગોળાઈ જોઈ શકાય છે-એ અહીંના શિલ્પની ખાસિયત છે.

કોઈ પણ કલા-રસિકે અથવા પોતાને ભારતીય ગણાવતી વ્યક્તિએ ભારતીય સંસ્કૃતિનો આવો કલા-વૈભવ એકવાર અવશ્ય નિરખવો જોઈએ.

યમુના : કૈલાસ મંદિર ઇલોર
[સ્કેચ : ગુલામ મોહમ્મદ શેખ]

## પ્રવૃત્તિ ને પડઘા

## આ વિભાગમાં—

* ગુજરાતભરનાં સંસ્કાર અને શિક્ષણકેન્દ્રો, સાહિત્ય અને કલાકેન્દ્રોની ખાસ નોંધપાત્ર પ્રવૃત્તિઓ અંગે—
* ગુજરાત બહાર વસતાં ગુજરાતીઓ( કલકત્તા, દિલ્હી, આફ્રિકા વગેરે મુખ્ય મથકો સહિત )ની ઉપર કહી તેવી પ્રવૃત્તિઓ અંગે—મિતાક્ષરી સમાચાર આપવાની ઇચ્છા છે.

ગુજરાત અને બહારનાં કેન્દ્રો જરૂરી માહિતી મોકલતાં રહેશે તો 'માનવ' ઉપકૃત થશે.

---

## મુંબઈ રાજ્ય નાટ્ય-મહોત્સવ : જાન્યુઆરી તા. ૨ થી ૮

ગુજરાતમાં 'નાટક' અને 'નટમંડળી' સાથે વરસો લગી, 'અશિષ્ટતાના ઓળા' સંકળાયેલા રહ્યા છે. ધંધાદારી નટમંડળીઓ અને અવૈતનિક નટમંડળીઓ વચ્ચે અતિ મોટો અંતરાય ચણાઈ રહ્યો છે, અને આ અંતરાય દૂર કરવા આજથી એક પચ્ચીસી પૂર્વેથી કેટલાક નક્કર પ્રયોગો પણ થયા છે: શ્રી રામનારાયણ પાઠક અને શ્રી રસિકલાલ છો. પરીખે શ્રી રમણલાલ નીલકંઠના 'રાઈનો પર્વત'ની રંગભૂમિ-યોગ્ય વાચના તૈયાર કરી, દેશી નાટક સમાજના તખ્તા ઉપર ભજવાવીય હતી ...અને શેક્સપીઅરનાં નાટકોથી માંડી સંસ્કૃત નાટકોને ધંધાદારી તખ્તાલાયક બનાવવા વારંવાર પ્રયાસ થતા પણ રહ્યા...પરંતુ છેક હમણાં લગી તો એ બેની વચ્ચેનો અંતરાય અલ્પાંશે ક્ષીણ થઈ શક્યો હતો.

આ અંતરાય ભૂંસી નાખવામાં એક બાજુ, શ્રી જયશંકર સુંદરીને બાપુલાલ જેવા ધંધાદારી રંગભૂમિના એક વખતના શ્રેષ્ઠ કલાકારોથી માંડી ધંધાદારી રંગભૂમિના લેખકો અને સંચાલકો ( શ્રી. રઘુનાથ બ્રહ્મભટ્ટ મૂળશંકર મુલાણી વગેરે ) એ તો બીજી બાજુ, ગુજરાતી અવૈતનિક રંગભૂમિના અગ્રણીઓએ અપરંપાર જહેમત ઉઠાવી છે...અને ઉપરાંત, ભારતની આઝાદી પ્રાપ્ત થયા બાદ સ્થાનિક રાજ્ય સરકારોએ તે તે ભાષાની રંગભૂમિને ઉત્તેજન આપવા જે પ્રયાસો આદર્યા છે, એથી ગુજરાતી રંગભૂમિને તો ખરેખર સ.રો એવો લાભ થયો જ છે.

* ગુજરાતીમાં નાટકો છાપવાં એટલે જોખમ વહોરવું—એવી સ્થિતિ સારા પ્રમાણમાં દૂર થઈ છે.

* ગુજરાતીમાં અવૈતનિક રંગભૂમિ ગુજરાતી પ્રજાના જીવનમાં સારું એવું સ્થાન પામવા લાગી છે.

* ગુજરાતી ધંધાદારી તથા અવૈતનિક કલાકારો વચ્ચે એક નવો જ સંસ્કાર-સેતુ સર્જાયો છે.

આ પરિણામો ગુજરાતના સાંસ્કારિક ઘડતરમાં સીમાસ્તંભ સમા છે.

આ બધા છતાંય, આપણી રંગભૂમિ હજી આજેય કેટલી રંક છે!

પ્રતિવર્ષ મુંબઈ સરકાર તરફથી નાટ્યહરીફાઈ અને નાટ્ય મહોત્સવ ઉજવાય છે. તેની તૈયારી રૂપે મુંબઈ, સુરત, અમદાવાદ, વડોદરા તથા સૌરાષ્ટ્રમાં થઈ ઓછામાં ઓછાં ૨૦-૨૫ નાટકો ભજવાય છે, અને તેમાંથી પસંદ થઈ રાજ્ય-સ્પર્ધામાં પહોંચે છે. પ્રાંતિક-સ્થાનિક સ્પર્ધામાં 'વિજયી' બની રાજ્ય સ્પર્ધામાં પહોંચેલા આ નાટકોમાંથી કેટલાક તો આવી સ્પર્ધા સુધી પહોંચી જ શી રીતે શક્યાં હશે, એવો સવાલ થાય છે; અને જૂજ જ ખરેખર સંતોષકારક નીવડે છે.

ગુજરાતની રંગભૂમિની આ સર્વસાધારણ સ્થિતિ છે.

કારણો તો તેના નિષ્ણાતો જાણે. પરંતુ આ નાટકો જોતાં એવી છાપ વાર વાર પડે છે કે—

* ગુજરાતમાં ખૂબીદાર નટોની ખામી છે એવું તો નહિ કહી શકાય. પરંતુ, મૂળ લખેલાં નાટકો જ ઘણાં નબળાં હોય છે; અને એ છાપેલાં યા લખેલાં નાટકોને નવેસરથી સંપાદિત કરી, રંગભૂમિને યોગ્ય બનાવવાના અખતરા ઘણે અંશે નિષ્ફળ જતા જણાય છે.

* વળી, ગુજરાતીમાં પ્રગટ અને અપ્રગટ નાટકોમાંથી બહુ જૂજ મૌલિક હોય છે. મૌલિક હોવા છતાંય ઊંડાણ વિનાનાં નીવડે, એ વળી જુદી વાત.

[ માનવ : ફેબ્રુઆરી '૫૮.

• અને રૂપાંતરિત નાટકોમાં મૂળ ભાષાની અને જીવનની પ્રતિભા ઘણે ભાગે રૂંધાય છે, વક્તાલાભકી પણ ક્ષીણ થાય છે.

* તો—શુદ્ધ અનુવાદિત નાટકો આપણી રંગભૂમિને માટે તો હજી પરાયાં જેવાં જ થઈ પડે છે।

આવી આપણી રંગભૂમિની કમજોરી છે.

આપણી જ હારોહાર મુંબઈ રાજ્ય-સ્પર્ધામાં રજૂ થતાં અનેક મરાઠી નાટકો જોતા આંખો અંજાઈ જાય છે ને ચિત્ત આહ્લાદ પામે છે—એવો શું સર્વસાધારણ અનુભવ નથી ?

અલબત્ત, મરાઠી રંગભૂમિના વિકાસનો ઇતિહાસ જ જુદો છે.

પરંતુ—આપણે ત્યાં નાટકો અને રંગભૂમિને ઉત્તેજન આપવાની સાથોસાથ થોડુંક વધુ કડક આત્મપરીક્ષણ કરવાની ય જરૂર નથી શું ?

અને તા. ૨૫ ડિસેમ્બરથી ૧લી જાન્યુઆરી દરમ્યાન મુંબઈ રાજ્ય નાટ્ય હરીફાઈમાં ભજવાયેલા અને ઇનામો અપાયેલાં કેટલાંક ગુજરાતી નાટકો વિષે પાછળથી જે અસંતોષ જાગ્યો છે, તે પ્રત્યે સ્પર્ધાના સંચાલકોએ સવિશેષ લક્ષ આપવા જેવું નથી શું ? સાંસ્કારિક ક્ષેત્રે રાજ્યસરકારની સહાય જેમ આવકાર્ય છે, તેમ તેનો સાચો અંકુશ ઓછામાં ઓછો રહે, એવું તો સૌ કોઈ ચાહે જ.

—સો.

## નિખિલભારત બંગ સાહિત્ય સંમેલન

**૩૪મું અધિવેશન : અમદાવાદ ( ૨૮ ડિસે'થી ૩૧ ડિસે' ૫૭ )**

કેવી વિચિત્ર વાત ! બંગસાહિત્ય સંમેલન અને તે ગુજરાતમાં :

જાણવા જેવી વાત તો એ છે કે, આ બંગાળી સાહિત્યનું સંમેલન હોવા છતાં, આ ૩૩ વર્ષમાં, બે અપવાદ સિવાય, તે બંગાળ બહાર જ મળ્યું છે।

વળી, આ બંગ સાહિત્ય સંમેલન હોવા છતાં, તમામ સંસ્કારી પ્રવૃત્તિઓને તે આવરી રહી છે-ભારતના મહાન વૈજ્ઞાનિક શ્રી પ્રફુલ્લચંદ્ર રૉય, ઇતિહાસકાર જદુનાથ સરકાર, પત્રકાર શ્રી રામાનંદ ચેટરજીથી માંડી બંગાળના જાણીતા શિક્ષણવેત્તા-શિલ્પી, અને ઇતર અભ્યાસીઓ આ સંસ્થાના પ્રમુખપદે રહ્યા છે. તો વળી ભારતના કવિવર શ્રી રવીન્દ્રનાથ ટાગોર આ સંસ્થાના પ્રણેતા અને પ્રથમ પ્રમુખ હતા.

વળી તેની બીજી બહુ આવકાર્ય પ્રણાલિકા એ છે કે, આ સંમેલન જે પ્રદેશમાં મળે છે ત્યાંના સ્થાનિક કલાકારો,-સાહિત્યકારો, વિદ્વાનો અને સંસ્કાર-નેતાઓને હાથે પરિષદના જુદા જુદા વિભાગોનું ઉદ્ઘાટન કરાવી તે તે પ્રદેશના સંસ્કાર સાથે આત્મીયતા સાધી લે છે.

ગયા ડિસેમ્બરમાં અમદાવાદ ખાતે આ સંસ્થાનું ૩૪મું સંમેલન કલકત્તા યુનિવર્સિટીના ઉપકુલપતિ શ્રી નિર્મલકુમાર-સિદ્ધાન્તને પ્રમુખપદે મળ્યું ત્યારે, ૩૫૦ બંગાળી—પ્રતિનિધિઓમાં બંગાળના બેઉ સાહિત્યકારો—શ્રી વિભૂતિભૂષણ મુખરજી, શ્રી પ્રેમેન્દ્ર મિત્રની ઉપસ્થિતિ ધ્યાન ખેંચતી હતી.

સંમેલનનું ઉદ્ઘાટન શ્રી કનૈયાલાલ મુન્શીને હાથે કરવામાં આવ્યું હતું: અને સંગીત તથા કલાવિભાગનું ઉદ્ઘાટન ગુજરાતના ચિત્રગુરુ શ્રી રવિશંકર રાવળને હાથે થયું હતું. તો—કવિસંમેલન સમયે ગુજરાતના પ્રતિભાશીલ કવિ નિરંજન ભગત, સાહિત્ય વિભાગ વખતે સનિષ્ઠ અભ્યાસી શ્રી નગીનદાસ પારેખ, સમાજ અને સંસ્કૃતિ વિભાગ પ્રસંગે ગાંધીવાદી કેળવણીકાર અને ગુજરાત યુનિવર્સિટીના ઉપકુલપતિ શ્રી મગનભાઈ દેસાઈ તથા બાળસાહિત્યના વિભાગ પ્રસંગે ગુજરાતના જાણીતા બાળસાહિત્ય-નિષ્ણાત શ્રી રમણલાલ સોનીને તેના ઉદ્ઘાટન અર્થે આમંત્રવામાં આવ્યા હતા.

તો વળી, બંગસાહિત્યના સંમેલનમાં 'ગુજરાતી સાહિત્ય'નો ખાસ વિભાગ પણ રાખવામાં આવ્યો હતો; અને તેનું ઉદ્ઘાટન-કાર્ય ગુજરાત વિદ્યાસભાના વિદ્વાન રસજ્ઞ શ્રી રસિકભાઈ પરીખ અને તેનું પ્રમુખપદ ગુજરાતના અગ્રણી સાહિત્યકાર શ્રી ઉમાશંકર જોષીને હસ્તક સોંપાયું હતું.

ગુજરાતી બંગાળી સંસ્કારિતાનો આ સંગમ ( આશરે ૩૫૦ જેટલા બંગાળી પ્રતિનિધિઓ ) રળિયામણો હતો. તેમાંય શ્રી નગીનદાસ પારેખ જેવા બંગાળીના અભ્યાસીએ પોતાનું અર્ધું તૈયાર કરેલું વ્યાખ્યાન બંગાળીમા વાચ્યું ને બાકીનું ગુજરાતીમાં લખેલું હોવા છતાં, બંગાળીમાં જ આગળ ચલાવ્યું ત્યારે અને, શરદબાબુ કૃત 'વિરાજ વહુ'નું નાટક 'વિજમા' જ્યારે નટમંડળ તરફથી રજૂ થયું ત્યારે તો ગુજરાતી-બંગાળી સાંસ્કૃતિક મિલન જાણે હિલ્લોળે ચઢ્યો હતો।

—સેઠ.

## અખિલ હિંદ ઇતિહાસ પરિષદ : વીસમું અધિવેશન

વલ્લભ વિદ્યાનગરને આંગણે ડિસેમ્બરની ૨૯થી ૧ જાનેવારી ૧૯૫૮ સુધીમાં અખિલ ભારત મ્યુઝિયમ એસોસીએશનનું વાર્ષિક અધિવેશન, 'ગુજરાતના ઇતિહાસના ખૂટતા અંકોડા' પર ચર્ચા સભા, અને અખિલ હિંદ ઇતિહાસ પરિષદનું વીસમું અધિવેશન ભરાયાં.

તા. ૨૯મીએ અ. ભા. મ્યુઝિયમ એસોસીએશનની વાર્ષિક-

સંગ્રહમાં પ્રમુખ શ્રી ડી. પી. ઘોષે હિંદમાં રાષ્ટ્રીય મ્યુઝિયમ કેવાં પ્રકારનું હોવું જોઈએ એની સુંદર ચર્ચા કરી હતી, પરંતુ ઘણીવાર આ ચર્ચા વ્યાખ્યાનથી આગળ જઈ શકતી નથી. અહીં વંચાયેલા નિબંધોમાં મોટા ભાગના મ. સ. યુનિવર્સિટીના મ્યુઝિયોલોજી વિભાગના વિદ્યાર્થીઓએ વાંચ્યા હતા. આ નિબંધો વિચારપ્રચુર હતા; પરંતુ ઓછી અનુભવની મત્તાવાળા હતા. આ ઉત્સાહી વિદ્યાર્થીઓને જીવનમાં તક મળે તો તેઓ હિંદના મ્યુઝિયમોના વિકાસમાં ઘણો સારો ફાળો આપી શકે.

"ગુજરાતના ઇતિહાસના ખૂટતા અંકોડા" પરની ચર્ચામાં ગુજરાતના ઇતિહાસ અને સંસ્કૃતિના અનેક અંગો પર પ્રકાશની જરૂર છે એ સ્પષ્ટ થયું હતું. ગુજરાતના ઇતિહાસની રાજકીય રૂપરેખા આછી પાતળી આપણને મળે છે; પરંતુ સામાજિક, આર્થિક, સાંસ્કૃતિક વગેરે અનેક બાજુઓ હજુ વિસ્તારપૂર્વક ખેડવાની બાકી છે: અને એને માટે ગુજરાત પાસે આજે જે ગણ્યાગાંઠ્યા અભ્યાસીઓ છે, તેની સંખ્યામાં ઘણો વધારો થવાની જરૂર છે. ઘણી ખરી પરિષદો જ્ઞાન કેટલું મેળવ્યું એની પર ભાર મૂકે છે. આ રીતે ભારતી પરિષદો તથા તેના બહાર પડતા ચોક્કબંધ સાહિત્યથી સામાન્ય વાચક તથા અભ્યાસીને જ્ઞાનનો અતિરેક થતો લાગે છે; માનવીનાં જ્ઞાનની ચરમસીમા તેને દેખાય છે: પરિણામે જ્ઞાન મેળવવાના ક્ષેત્રો બંધ થઈ ગયા હોય એવો આભાસ થાય છે. આવી પરિસ્થિતિમાં આપણા અજ્ઞાનનું જ્ઞાન મેળવવાની આવશ્યકતા વધે છે. અજ્ઞાનના ક્ષેત્રથી જો પરિચિત થવાય તો એ અજ્ઞાન દૂર કરવાના પ્રયત્નો વેગવાન બનાવીને જ્ઞાનની ક્ષિતિજ વધારી શકાય.

## ઇતિહાસકારનું કર્તવ્ય

તા. ૩૦મીએ અખિલ હિંદ ઇતિહાસ પરિષદનું વીસમું અધિવેશન, ઉદ્ઘાટન વિધિ સિવાય શરૂ થયું, પ્રમુખનાં ભાષણ બાદ ઉદ્ઘાટન વિધિ થઈ, અને ઇતિહાસ પરિષદ અંગે યોજેલાં પ્રદર્શનનાં ઉદ્ઘાટન બાદ ઉદ્ઘાટન પ્રસંગે આપવાનું ભાષણ બીજે દિવસે આપવામાં આવ્યું.

પ્રમુખપદેથી શ્રી. મુન્શીએ વ્યાખ્યાન આપતાં ઇતિહાસકારે વ્યક્તિ કે પક્ષના હાથા તરીકે કામ કરવામાં રહેલાં જોખમ પ્રત્યે અંગુલી નિર્દેશ કર્યો હતો, તથા આધુનિક કાળના ઇતિહાસમાં યોગ્ય દર્શનના અભાવ તરફ ધ્યાન ખેંચ્યું હતું. આખા હિંદમાં પુરાતત્ત્વના અભ્યાસથી સિંધુ નદીની સંસ્કૃતિ અને બુદ્ધના જન્મ પહેલાંના યુગને સાંકળી લેવામાં જે સફળતા મળી છે તેનો ઉપયોગ કરીને આ યુગમાં પૌરાણિક ઇતિહાસને બેસાડવાનો શ્રી. મુન્શીએ પ્રયત્ન કર્યો, પરંતુ આજે મળેલી ભૌતિક સામગ્રી કયા લોકોની હશે એ વિશે તત્કાલીન શિલાલેખોને અભાવે ઘણી કલ્પનાઓ થાય છે. અત્યારે મળેલી ભૌતિક સંસ્કૃતિ કયા લોકોની છે તે પુરવાર કરતાં પ્રમાણો-પ્રાચીન શિલાલેખો-મુદ્રાઓ વગેરે ઉત્ખનનમાંથી કે તપાસદ્વારા ન મળે ત્યાં સુધી આ યુગ અનેક કલ્પનાઓનો વિહારભૂમિ રહેશે અને તે સાચો ઇતિહાસ બનશે નહીં.

શ્રી. ભાઈલાલભાઈ પટેલે સ્વાગત પ્રવચનમાં ગુજરાતના ઇતિહાસનું સિંહાવલોકન કરીને હિંદના ઇતિહાસમાં પરદેશી આક્રમણકારો હંમેશાં સફળ થયા છે એ હકીકત તરફ લક્ષ દોર્યું હતું. હિંદ લડાઈઓ જીત્યું પણ વિગ્રહો હારી ગયું તેનાં કારણો શોધી કાઢીને ભવિષ્યમાં ફરી ઇતિહાસનું પુનરાવર્તન ન થાય એ પ્રકારે દેશ તૈયાર થઈ શકે એ માટે ઇતિહાસકારો ઘણો ફાળો આપી શકે એમ છે એમ જણાવી એ દિશામાં પ્રયત્ન કરવાની સૂચના આપી.

## ચીલા ચાલુ પ્રણાલી

ઇતિહાસ-પરિષદના વિભાગીય ભાષણો ચાલતી આવેલી પ્રણાલિકાને અનુસરતાં હતા. જુદા જુદા વિભાગોમાં ચર્ચા માટે આ વખતે ઘણો સમય આપવામાં આવ્યો હતો તેથા ચર્ચા માટે ઘણી અનુકૂળતા રહી, અને નિબંધવાચન માત્ર રીરૂપ બનતાં બચ્યું. આ વખતે પ્રાચીન વિભાગમાં ૩૫, મધ્યકાલીન યુગમાં ૧૦, આધુનિક યુગમાં ૨૮ અને રચનિક વિભાગમાં ૮ લેખો હતા. આ નિબંધો પૈકી મોટા ભાગના માહિતીની સંકલના જેવા કે જુના સિદ્ધાંતોના ખંડનમંડનમાં રાચતા હતા, જ્યારે નૂતન નવી માહિતી આપતા લેખો ઘણા ઓછા હતા. શ્રી. રંગનાથરાવનો નિબંધ સિંધુ નદીની સંસ્કૃતિના વિસ્તાર માટે માહિતીપૂર્ણ હતો. ઇતિહાસ પરિષદમાં આવતા પ્રતિનિધિઓમાંથી ઘણા થોડા પોતાની અભ્યાસ-પ્રસાદી લાવે છે એ હકીકત આ પરિષદની ક્રિયાશીલતા કેટલી છે તે પ્રત્યક્ષ દર્શાવે છે.

ઇતિહાસ પરિષદ અંગે અહીં એક પ્રદર્શન યોજવામાં આવ્યું હતું એમાં લોથલનાં ઉત્ખનન દશ્યો, નકશાઓ, સામગ્રી સોમનાથના ઉત્ખનનદર્શક ફોટા, ચિત્રો અને ત્યાંથી મળેલી સામગ્રી સૌરાષ્ટ્ર તથા કચ્છનું કપડાપરનું હીર ભરત તેમજ કપડાંથી તૈયાર કરેલાં સુશોભનો, કોડિયા કામ, તથા લાકડી પરનું કામ ધ્યાન ખેંચતાં હતાં. મૈત્રક કાલીન તામ્રપત્રો, પીરમમાંથી મળતા અશ્મિભૂત અવશેષો તથા માટીની વસ્તુઓ ભાવનગરથી આવી હતી; નાંમવાડામાંથી મળેલી મુદ્રાઓ, હસ્તપ્રતો, જ્યોતિષનાં સાધનો મૂર્તિઓના ફોટાઓ, તેમ જ ડભોઈમાં સચવાયેલી ફારસી હસ્તપ્રતો વગેરે સામગ્રી આકર્ષક હતી. કચ્છના ૧૮૫૭ના વખતના સ્થળના ફોટોગ્રાફો, મોઢેરાનાં સૂર્યમંદિરના સભામંડપની લાકડાંની પ્રતિકૃતિ અને સરદાર વલ્લભભાઈ પટેલનું શિલ્પ અદ્યતન કારીગિરી દર્શાવતાં હતાં. આ પ્રદર્શને ગુજરાતની કેટલીક સાંસ્કૃતિક માહિતી આખા હિંદના પ્રતિનિધિઓને દર્શાવવામાં સારો ફાળો આપ્યો, એ નોંધપાત્ર ગણાય.

—ર. ના. મહેતા

# બે વ્યાખ્યાનો

૧૯૫૭ ડિસેમ્બરના છેલ્લા અઠવાડિયામાં અખિલ ભારત બંગસાહિત્ય સંમેલનનું અમદાવાદમાં ઉદ્ઘાટન કરતાં, તથા આણંદમાં ભારતીય ઇતિહાસ કોંગ્રેસના પ્રમુખપદેથી શ્રી કનૈયાલાલ મુનશીએ કરેલાં વ્યાખ્યાનોમાંથી:

## [ બંગસાહિત્ય સંમેલનના મંચ પરથી ]

"માનવીમાં સનાતન સૌંદર્યની દૃષ્ટિને વિકસાવે તે જ સાચું સાહિત્ય છે. સાહિત્યને કોઈ રાજ્યની, પ્રદેશની કે રાજકારણની સરહદો હોતી નથી. ગમે તે દેશનું તમે સાહિત્ય જુઓ, તે માનવ-હૃદયની અંતર્ગત ઊર્મિઓને વ્યક્ત કરતું હશે. સત્તાની સામે જોઈને જે સાહિત્ય કે નવલકથા લખાય છે, તેમાં તો સાહિત્યનું દાસત્વ હોય છે.

આ નવા યુગમાં આપણે પ્રાચીન કાળની પ્રેરણાને પશ્ચિમથી આવેલા નવપ્રસ્થાનોમાં રજૂ કરવાની છે. ભારતીય સાહિત્યમાં પુનરુત્થાન આવી રહ્યું છે.

આજે પરિવર્તન આવી રહ્યું છે. જૂનાં મૂલ્યો ભૂલાઈ રહ્યાં છે. નવાં નવાં મૂલ્યો રચાઈ રહ્યાં છે. જીવનમાં નવાં અંગો ઉમેરાઈ રહ્યાં છે. માનવી માનવી વચ્ચેના સંબંધો બદલાયા છે. આ પરિવર્તન આપણને ક્યાં લઈ જશે તેની ખબર નથી. પણ આ બધાની વચ્ચે જે સ્થિર છે અને શાશ્વત છે તેનો નાશ થવાનો નથી. એ આંતરિક સમૃદ્ધિ જ જીવનને મહાન બનાવે છે. એ આંતરિક સમૃદ્ધિ વ્યક્ત કરવાનો સાહિત્યનો ધર્મ છે. સાહિત્યને કોઈ સીમાડા નથી.

શ્રી. મુનશીએ અંતમાં સાહિત્યકારોને જણાવ્યું હતું કે, તેઓએ સત્તાની અસર નીચે આવ્યા વિના મુક્તપણે વિચારો વ્યક્ત કરવા જોઈએ. 'ફેશન'ના ગુલામ બન્યા વિના માત્ર સૌન્દર્યની જ અભિવ્યક્તિ કરવી જોઈએ. અનંત સૌન્દર્યની ઉપાસના કરવી જોઈએ.

('ગુજરાત સમાચાર'માંથી)

## [ ઇતિહાસ પરિષદના પ્રમુખપદેથી ]

આજના યુગમાં ઇતિહાસકાર સામે એક મોટું ભયસ્થાન ખડું થયું છે અને તે છે રાજનીતિજ્ઞો કે કેટલાક બુદ્ધિજીવીઓ દ્વારા ઇતિહાસને પોતાની નીતિનો ગુલામ બનાવવા તેના પર દબાણ લવાય તે. આ રાજનીતિજ્ઞો ઇતિહાસને પોતાની અંગત કે પક્ષીય મહત્ત્વાકાંક્ષાઓનું હથિયાર બનાવવા અથવા પોતાની રોજબરોજ પલટાતી રૂચિઓ કે તરંગોને અનુકૂળ થાય તેવા શોધનીય ઇતિહાસ માટે ઝંખતી આમજનતા ઇતિહાસકાર પર દબાણ લાવે તે ભયસ્થાન છે.

દા. ત. છેલ્લા એક વર્ષ દરમ્યાન ૧૮૫૭ની શતાબ્દિ ઉજવાઈ, તેના અનુસંધાનમાં આપણે આ ઘટનાનો અભ્યાસ કરવાના ઇતિહાસકારોના પ્રયાસોને પોતાની નીતિને અનુકૂળ રીતે અર્થ ઘટાવવાના પ્રયાસો કરતી સરકારને જોઇ છે; અને સૌથી ખરાબ વાત તો પોતાના મંતવ્ય સાથે મળતા ન હોય તેવા હિંમતભર્યા દૃષ્ટિકોણ વ્યક્ત કરનાર ઇતિહાસકારોની અખબારો દ્વારા નિંદા કરવાના આમજનતાના પ્રયાસો છે.

### ઇતિહાસકાર ભાટ નથી

ભારત સ્વતંત્ર દેશ છે. એટલે આવા પ્રકારના દબાણથી મુક્ત રહેવું એ ભારતના ઇતિહાસકાર માટે મુશ્કેલ નથી. જગતના કેટલાક દેશોમાં ઇતિહાસકારને આ સ્વતંત્રતા નથી એ દુર્ભાગ્ય છે. રાષ્ટ્રીય વલણના ઓઠા હેઠળ ઇતિહાસને એક પક્ષના રાજકીય સર્વોપરિતા ટકાવી રાખવાના અથવા શાસનકર્તાઓને ઉપયોગી એવી વિચારસરણીના વાહન તરીકે બદલવો પડે છે. પણ ઇતિહાસકાર એ ભાટ નથી. એનું કાર્ય સત્ય હકીકતને શોધવાનું, નિર્લેપતાથી તેનો અભ્યાસ કરવાનું અને અતીતનું સ્પષ્ટ ચિત્ર રજુ કરવાનું તથા પોતાના પ્રામાણિક નિર્ણયની મર્યાદામાં રહીને યોગ્ય બોધપાઠ તારવવાનું છે. તેણે કોઈપણ સંજોગામાં સત્યના તરફદાર રહેવું જોઈએ.

શ્રી મુનશીએ આગળ ચાલતાં જણાવ્યું હતું કે, ૧૮૧૮માં ખીડકીના જંગથી એ જમાનાના ભારતના સૌથી મોટા રાજ્યનો નાશ થયો અને દેશ બ્રિટિશરોના કબ્જા માટે ખુલ્લો થઈ ગયો ત્યારથી માંડીને આજદિન સુધીના ઇતિહાસ માટે આપણે ઘણું કરવાનું બાકી છે. અધુનિક ઇતિહાસકારે માં ભાગ્યે જ કોઈ ઇતિહાસકારે ૧૮૫૭ પછી હતાશ થયેલા દેશમાં આશાનું નવું કિરણ લાવનાર મધ્યવિક્ટોરીયન યુગ : વિશાળ માનસ ધરાવતા અંગ્રેજ કે દાદાભાઈ નવરોજી, સુરેન્દ્રનાથ બેનરજી કે ફીરોઝશાહ મહેતાએ ભજવેલા ભાગનું સાચુ મૂલ્યાંકન કર્યું છે. આના અનુસંધાનમાં તેમણે એમ પણ જણાવ્યું હતું કે, આવા કામમાં ગાંધીજીએ કરેલા પ્રયાસોને પણ કાં તો પૂજ્યભાવથી જોવાય છે કે કાં ટીકાત્મક તોરીપણાથી જોવાયા છે. પણ એ પ્રયાસોની સફળતા કે નિષ્ફળતા, એની તાકાત કે એની નિર્બળતા પ્રત્યે નિર્લેપ દૃષ્ટિકોણ ભાગ્યે જ કેળવાયેલો દેખાય છે.

### ઇતિહાસ કેવો હોવો જોઈએ ?

છેલ્લા કેટલાક દશકાઓમાં ઇતિહાસ કેવળ કોઈ વંશ કે સમયની વિગતો રજુઆતના આકાર લઈ રહ્યો છે. કોઈ પણ ઘટનાને જનતાના જીવનના સમગ્ર પ્રવાહ સાથે લક્ષમાં રાખીને જોવાય નહિ ત્યાં સુધી તેને સાચી ઐતિહાસિક ભાવનામાં રજુ કરી શકાય

નહિ. પ્રજાના વિચાર, ધર્મ, સાહિત્ય, કાયદાઓ, સંસ્થાઓ આર્થિક અને સામાજિક પરિસ્થિતિ તથા નૈતિક આધ્યાત્મિક અને રસ-સંવેદનને લગતાં (એસ્થેટીક) મૂલ્યોને લક્ષમાં રાખીને જ કોઈ ઘટના, કોઈ વંશ કે કોઈ સમયને શુદ્ધ ઐતિહાસિક ભાવનામાં રજુ કરી શકાય. વર્તમાન વૃત્તિઓનો ત્યાગ કરીને ઇતિહાસ જો કોગની યાદ શક્તિ સમેતના તમામ પ્રાપ્ય સપનોને પુરાવા તરીકે ગણી તારણ કરવામાં આવે તો જ ઇતિહાસ માનવજાત માટે શિસ્તના એક પવિત્ર તરીકેનો પોતાનો ભાગ ભજવી શકે.

શ્રી મુનશીએ વધુમાં એમ પણ જણાવ્યું હતું કે ઇતિહાસે ભજવવાનો વધુ મહત્વનો ભાગ તો જીવનનો અર્થ તેના સાતત્યમાં સમયના વહેતા વહેણમાં ઘટાવવાનો છે. જીવનને ઐતિહાસિક રીતે ઘટાવવા તે આવશ્યક છે. કારણ કે દરેક વસ્તુને તેનો ઇતિહાસ હોય છે, અને આથી જ ઇતિહાસકાર કેટલીક હકીકતો શોધી કાઢીને જ માત્ર સંતોષ પામે એ બસ નથી. આના પરથી કેટલાક સામાન્ય તારણો કાઢવા એ પણ તેનું એક કાર્ય બનવું જોઈએ. અને આથી જ અસંખ્ય ઇતિહાસકારો એવો મત ધરાવતા થયા છે કે, ઇતિહાસ લખવામાં પણ તત્વજ્ઞાનના ઉપદેશની જેમ કાંઈક આત્મલક્ષી તત્વ સંકળાયેલું છે.

### ઇતિહાસમાં ચોકસાઈની જરૂર

ઇતિહાસમાંથી બોધપાઠ તારવવાની ફિલોસોફીના દાવાનો આપણે ઇન્કાર કરી શકીએ નહિ. જો તેમ કરીએ તો ઇતિહાસને આપણે કેવળ હકીકતો શોધવાની કલાની કસરત સમો બનાવી મૂકીશું. ઇતિહાસે કેવળ વર્તમાન ને તેનો ભૂતકાળ બતાવવાનો જ નથી પણ વર્તમાનના પથને વધુ સારા ભાવિ માટે પ્રકાશિત કરવાનો મહત્વનો ભાગ પણ ભજવવાનો છે.

('ગુજરાત સમાચાર'માંથી)

## વિદ્યાપીઠોમાં નાટ્ય શિક્ષણ

(આર. સી. મહેતા : વડોદરા સંગીત અને નાટ્ય-નૃત્ય વિદ્યાપીઠના આચાર્ય)

આજે આપણે ત્યાં શિક્ષણ ક્ષેત્રે મતભેદ પ્રવર્તે છે. આપણે શિક્ષણના ધ્યેયનો ચોક્કસપણે નિર્ણય નથી કરી શક્યા, એ આપણી કમજોરી છે.

આજની આપણી પદ્ધતિમાં કોઈ એક પ્રકારના શિક્ષણ પામેલ વિદ્યાર્થીઓ કે નિષ્ણાતો અથવા કહીએ કે માત્ર બૌદ્ધિક વિકાસ પામેલાઓ કે માત્ર ટેકનિકલ એજ્યુકેશન મેળવેલ નિષ્ણાતો નથી જોઈતા, પરંતુ જેને સર્વાંગી જ્ઞાન હોય તેવું 'સાર્વત્રિક શિક્ષણ' (જનરલ એજ્યુકેશન)નું ધોરણ દાખલ કરવામાં આવ્યું છે.

આજ રીતે, સાંસ્કૃતિક પ્રવૃત્તિઓને ક્ષેત્રે શાસ્ત્રીય અને વૈજ્ઞાનિક રીતે નિર્માણ કરવા માટે અને તે માટેનું નવું સંશોધન કરી નવા પ્રયોગ દ્વારા નવી પ્રણાલિકા ઊભી કરવા વિદ્યાપીઠોમાં નાટ્ય—શિક્ષણ દાખલ કરવું જરૂરી છે. પરંતુ આજના તબક્કે જુદી જુદી વિદ્યાપીઠોમાં નાટ્ય શિક્ષણ દાખલ કરવું કે કેમ? એ એક સવાલ આપણી સમક્ષ છે.

સામાન્ય રીતે આપણું લોકમાનસ એ રીતે કેળવાયેલું છે કે આપણે જેમાંથી અર્થોપાર્જન કરી શકીએ તેવું શિક્ષણ આપણાં બાળકો લે તેવું ઇચ્છીએ છીએ; અને આમાં કોઈનો દોષ નથી; તે માટે આજની આપણી આર્થિક પરિસ્થિતિ જવાબદાર છે.

આજે વિદ્યાપીઠોમાં જો એક વખત સાહસ ખેડી નાટ્ય શિક્ષણ દાખલ કરી દેવામાં આવે તો પછીથી તે માટે ઊભા થતા પ્રશ્નોને પહોંચી વળી શકાશે. (લોકસત્તા : ૬-૧-૫૮)

## કલાપ્રવૃત્તિઓ

દિલ્હીની રાષ્ટ્રીય કલા-સંસ્થા તરફથી દર વર્ષે જાન્યુઆરીમાં ભારતીય ચિત્રકારોનું પ્રદર્શન ભરાય છે—અને એમાંના દસ નવસર્જન અને પરીક્ષકોની દૃષ્ટિએ ઉત્તમ દરેક ચિત્ર-શિલ્પને રૂા. ૧૦૦૦નું પારિતોષિક અપાય છે. એમાં આ અગાઉ શ્રી જ્યોતિ ભટ્ટ, શ્રી શાન્તિ દવે, શ્રી જેરામ પટેલ, શ્રી ખોડીદાસ પરમાર વગેરે ગુજરાતી ચિત્રકારો પારિતોષિકો મેળવી ચૂક્યા છે. આ વર્ષે પણ છેલ્લા બે વર્ષોની જેમ શ્રી શાન્તિ દવેને પારિતોષિક એનાયત થયું છે. આ વર્ષે પારિતોષિક મેળવનારા કલાકારોમાં શ્રી અમરનાથ સહગલ (શિલ્પ. જેને સુવર્ણચંદ્રક અપાયો છે), શ્રી રામકુમાર, શ્રી શાન્તિ દવે, શ્રી હેબ્બર, શ્રી બીરેન દે અને શ્રી દાસગુપ્તા છે. પરીક્ષકોના મત પ્રમાણે આ વર્ષનું સર્જન નબળું હોવાથી દસ પારિતોષિકોમાંથી ફક્ત છ જ વહેંચાયાં છે.

*

આજ મહિને મુંબઈમાં બોમ્બે આર્ટ સોસાયટીનું વાર્ષિક પ્રદર્શન ભરાયું-જેમાં શ્રી એચ. એ. ગાડેને તેમના ચિત્ર માટે સુવર્ણચંદ્રક મળ્યો. વડોદરાના ચિત્રકારો શ્રી જ્યોતિભટ્ટને ચિત્ર માટે સુવર્ણચંદ્રક, શ્રી શાન્તિ દવેને ગવર્નરનું પારિતોષિક અને પ્રા. સુબ્રમણ્યનને વૂડકટ માટે ઇનામ મળ્યું છે.

*

મુંબઈના પ્રસિદ્ધ ચિત્રકાર શ્રી મોહમ્મદ ફિદાહુસેન હાલમાં અમદાવાદની જહાંગીર વકીલ મીલ્સમાં ભીત્તિ-ચિત્રો કરી રહ્યા છે.

*

થોડા સમય પૂર્વે જ ભારતીય ચિત્રકાર શ્રી લક્ષ્મણ પાઈએ એમનું એક-વ્યક્તિ-પ્રદર્શન પારીસ (ફ્રાન્સ)માં ભર્યું.

*

મુંબઈ રાજ્યનું ત્રીજું વાર્ષિક પ્રદર્શન ફેબ્રુઆરીની ૨૮મીએ ભરાશે-તેમાં શાળાના વિદ્યાર્થીઓ માટે ન. વિભાગો અને પારિતોષિકો પણ છે. ચિત્ર મોકલવાનો સમય ફેબ્રુઆરીની ચારથી દસ તારીખ વચ્ચેનો છે.

—શુ. મો. શે.

[ માનવ : ફેબ્રુઆરી '૫૮

# ઘરદીવડા



★

મૂળ અમદાવાદના પણ વડોદરામાં રહેતા યુવાન ચિત્રકાર શ્રી શાંતિ દવેએ ભારતના આશાસ્પદ આધુનિક ચિત્રકારોમાં, ઉત્તરોત્તર સિદ્ધિઓ મેળવી મહત્ત્વનું સ્થાન પ્રાપ્ત કર્યું છે. કળાનાં રહસ્યો પ્રાપ્ત કરવા અને એ સત્ય–શોધન ગુજરાત તેમજ ભારતીય જનતા સુધી રજુ કરવા તેઓ સજાગ છે, અને અવિરતપણે પ્રયત્નશીલ છે.

★

## શાન્તિ દવે

ગમે તે જાતના પ્રતિકૂળ વાતાવરણમાંથીય માર્ગ મોકળો કરી પોતાની શક્તિઓને પ્રકાશમાં લાવનારાઓમાં ફક્ત અઠ્ઠાવીસેકની ઉંમરના ચિત્રકાર શાન્તિ દવે એક અનોખું ઉદાહરણ છે. કોઈ પણ જાતનો પ્રાથમિક કલા–અભ્યાસ કર્યા સિવાય, ફક્ત બે વર્ષ અમદાવાદમા સાઈન–બોર્ડ ચિત્રકાર તરીકે અપૂર્વ સફળતા મેળવી એમણે '૫૦મા વડોદરાની ફાઈન આર્ટ્‌સ કોલેજ તરફ પગલાં માંડયાં અને ૭ વર્ષ સુધી વિદ્યાર્થી તરીકે પણ તેજસ્વી કારકીર્દિ બનાવી. એ સમયમાં અને અત્યાર સુધીમાં જુદી જુદી ચિત્ર–સ્પર્ધાઓમા એમણે જીતેલાં ઇનામો અને '૫૭માં ભરેલા એક–વ્યક્તિ–પ્રદર્શનથી એમણે કલાના ક્ષેત્રમાં એક આગવું સ્થાન પ્રાપ્ત કરી લીધું છે.

આપણે ત્યાં કલાકારને માટે એવો અવકાશ નથી કે ફક્ત ચિત્રોના વેચાણના જોરે જ એ આગળ વધી શકે–પરંતુ શાંતિ દવેનો અભિપ્રાય ત્યાંથી જુદો પડે છે.–જુદા જુદા પ્રદર્શનોમાં થયેલા એમના ચિત્રોના વેચાણ પરથી જ એમણે ફક્ત ચિત્રકલા પર જીવવાની શ્રદ્ધા મેળવી છે–એમના તરફ સહૃદય કલારસિકોની પ્રીતિની આ પ્રતીતિ છે. સાથે સાથે એ પણ કબૂલ કરવું પડશે કે ગુજરાતના કલારસિકોની દૃષ્ટિ હજી આવા અનેક આશાસ્પદ ગુજરાતી કલાકારો તરફ નથી વળી–પરંતુ ભારતની રાષ્ટ્રીય સંસ્થા લલિત કલા એકેડેમી, તેમ જ બોમ્બે આર્ટ સોસાયટી અને છેક ન્યૂયોર્કના મ્યૂઝિયમ ઑફ મૉડર્ન આર્ટ વગેરેએ એમના ચિત્રો વખતોવખત ખરીદ્યાં છે અને દેશપરદેશમાં રજૂ કર્યાં છે.

બોમ્બે આર્ટ સોસાયટીમાંનું ગવર્નરનું ઇનામ અને લલિતકલા એકેડેમીમાં દસ ચિત્રકારોને અપાતા રૂા. ૧૦૦૦ના પુરસ્કાર માટે છેલ્લા બે વર્ષની જેમ આ વર્ષે પણ તેઓ અધિકારી ર્યા છે–દિલ્હીની પાર્લામેન્ટમાંના ભીત્તિચિત્રો માટે પણ તેમનાં બે ચિત્રો ( murals ) મંજૂર થયાં છે.

એક ચિત્રકાર તરીકે એમને જે કાંઈ કહેવાનું છે તે તો એમના ચિત્રો જ કહે છે. ચિત્રકલાના મૂળભૂત તત્વો–રંગ, રેખા, ઘનતા, છાયા, પ્રકાશ વગેરેને તેઓ મહત્ત્વ આપે છે. એક ભારતીય તરીકે તેઓ ચિત્રમાંના રાષ્ટ્રિય તત્વોને પ્રમાણિકપણે સ્વીકારે છે, જે વસ્તુ

## શ્રી. મંજુલાલ મજમુદાર

ગયા ઓકટોબરમાં મુરબ્બી શ્રી મંજુભાઈની ષષ્ઠીપૂર્તિ ઊજવાઈ : વડોદરામાં એમની વિદ્યાસાધનાને સ્થાનિક સાહિત્યકારો, વિદ્વાનો ને અભ્યાસીઓએ અંજલિ અર્પી. ગુજરાતમાં બીજે કયાંય એનો પડઘો પડ્યાનું જણાયું નથી.

ગુજરાત કદર કરવામાં પાછળ છે, એમ તો કોઈ હિસાબે કહી શકાય એવું નથી. રોજનાં છાપાં જ આપણી આવી કોઈ ભ્રમણાનો ભરપટ્ટે રદિયો આપશે. સવાલ બહુ બહુ તો એટલો જ પૂછી શકાય કે ગુજરાતની કદરદાની કયે રસ્તે હોંશિલી છે ?

ગુજરાતમાં વિદ્યાપીઠો ઓછી છે, યા ભારતના બીજા પ્રદેશો કરતાં ગુજરાતમાં વિદ્યાર્થીઓનું પ્રમાણ ઓછું છે— એવુંય નહિ હોય. વિદ્યાક્ષેત્રે અપાતાં દાનના ખરડા અને એની રકમો પણ નાની સૂની નહિ હોય; પણ કદાચ વિદ્યાપીઠોનાં મકાનો, જમીનો ને બીજી અસકયામતોના વૈભવો-નાં સરખામણીમાં સરસ્વતીનો વૈભવ ઝંખવાતો રહ્યો જ હશે !

તો વળી, કોઈ એકાદ ક્ષેત્રે મૌલિક સિદ્ધિ જોવા મળે છે ત્યારેય એની એકાંગિતા તો સાલવાની જ. વિદેશોમાં, એક વિષયના ઉસ્તાદને માટે 'સંબંધ ધરાવતા'—એ ચાર 'એલાઈડ' વિષયો ઉપર તો સારી એવી પકડ હોવી સહજ ગણાય. એ ન હોય તો મોટી ઊણપ ગણાય. 'સંબંધી' નહિ એવા વિષયોમાં ય રસ હોવો અથવા નિષ્ણાત હોવું એ તો વળી જુદી જ વાત.

શ્રી મંજુભાઈ 'એકાંગી' અભ્યાસી તો નથી જ, એ આપણે ત્યાં આશ્વાસનની વાત લેખાવી ઘટે.

* ૧૯૧૮માં સંસ્કૃત અને અંગ્રેજી ભાષાઓ લઈ તેઓ બી. એ. થયા. પછી વકીલ તરીકે કાયદાનું જ્ઞાન લીધું; અલબત, એમના સ્વભાવનો એ વ્યવસાય જ નહિ; એટલે ૭ વર્ષની ( ૧૯૨૧ થી ૧૯૨૭ ) પ્રેકિટસ છોડી દઈ ૧૯૨૯માં મુબઈ યુનિવરસીટીના 'સામાન્ય જ્ઞાન'ના વિભાગ દ્વારા 'બ્રિટિશ પૂર્વેના ગુજરાતનો સાંસ્કારિક ઇતિહાસ' લખીને, એમ. એ. થયા.

આ દરમ્યાન જ, વડોદરા રાજ્યના કેળવણી ખાતાના 'ઓરિએન્ટલ ઇન્સ્ટીટયુટ'માં સહાયક અનુવાદક તરીકે જોડાયા; અને ત્યાંથી ૧૯૩૮માં વડોદરા કોલેજમાં ગુજરાતી ભાષાના પ્રાધ્યાપક તરીકે જોડાયા, તે છેક ૧૯૫૨માં નિવૃત્ત થયા.

* આ બધાં વર્ષો દરમ્યાન, મધ્યયુગી ગુજરાતી સાહિત્ય પ્રત્યેનો પ્રેમ તેમની પ્રવૃત્તિનું એક મુખ્ય અંગ રહ્યું છે. જૂનાં કાવ્યો ( નળાખ્યાન, સુદામાચરિત્ર, રણયત્ત, પંચદંડ વગેરે )ના સંપાદન દરમ્યાન ગુર્જર ઇતિહાસ અને જીવનના અભ્યાસમાં તેઓ વધુ ને વધુ આકર્ષાયા. ૧૯૨૬થી લોકગીતો અને લોકસાહિત્ય તરફ તો ઢળેલા હતા જ. હવે છંદશાસ્ત્ર અને જુદા જુદા પ્રકારના કાવ્ય સ્વરૂપોના વિકાસના વધુ ઊંડા અભ્યાસમાં વળ્યા.

* આ દરમ્યાન, સમાજ–વિજ્ઞાન અને સામાજીક ઇતિહાસ સાથેનો તેમનો સંપર્ક વધતાં સાહિત્ય પ્રત્યેના અભ્યાસનો તેમનો દૃષ્ટિકોણ જ ફેરવાઈ ગયો. એમને પોતાને એ વાતની પ્રતીતિ થઈ કે, સાહિત્યનો એકાંગી અભ્યાસ દુષિત લેખાવો જોઈએ.

* એ જ રીતે, પ્રાચીન સચિત્ર હસ્તલિખિત ગ્રંથોમાંના ચિત્રોના અભ્યાસમાથી તેમનો પશ્ચિમ ભારતીય ચિત્રકલાનો રસ જાગ્રત થયો; અને તેને અંગેનું તેમનું સંશોધન પ્રતિષ્ઠા પામ્યું. પછી તો, ગુજરાતના શિલ્પ અને શીલાલેખોના વધુ અભ્યાસને અંતે જૈન, વૈષ્ણવ, શાક્ત અને ઇતર ગુજરાતી ચિત્રો વચ્ચેનાં સમાન લક્ષણોનું સંશોધન કર્યું.

મુબઈ યુનિવરસીટીએ તેમની કદરમાં, ત્રણ વર્ષ સુધી ( ૧૯૪૭-૪૯ ) સ્પ્રિન્ગર રિસર્ચ સ્કોલરશીપ એનાયત કરી, ગુજરાતના શિલ્પ સ્થાપત્યના સવિશેષ અભ્યાસ અંગે તેમને ઉત્તેજન આપ્યું. સને ૧૯૫૪માં તેમણે ઠક્કર વસનજી માધવજી વ્યાખ્યાન શ્રેણીમાં ( મુબઈ યુનિવરસીટી તરફથી ) " ગુજરાત અને ભારતની કલાના ઇતિહાસમાં તેનો ફાળો " વિષય ઉપર વ્યાખ્યાનો આપ્યાં.

* આ જ વર્ષમાં ( ૧૯૫૪ ) મંજુભાઈના કીર્તિકળશ રૂપે ઓળખાતો ગ્રંથ 'ગુજરાતી સાહિત્યનાં સ્વરૂપો' પ્રગટ થયો.

મંજુભાઈ આજે ૮ વર્ષથી મુંબઈ રાજ્યના ઇતિહાસ-સંશોધન ખાતાના એક સભ્ય છે, તે જ રીતે ગુજરાતના લોકસાહિત્યની સંશોધન સમિતિના પણ સભ્ય છે.

ગુજરાતના સંસ્કાર, ઇતિહાસ અને સાહિત્યના સંકલિત

અભ્યાસ માટેનો આગ્રહ સેવીને, સાચી દિશામાં પ્રયાણ કરીને મંજુલાઈએ જે સિદ્ધિઓ હસ્તગત કરી છે, તે ગુજરાતના ભાવિ સંશોધન-અભ્યાસ માટે ઉપકારક બન્યા વિના નહિ જ રહે.

## સ્વ. મૂળશંકર મુલાણી :

ગુજરાતની ધંધાદારી રંગભૂમિ સાથે વર્ષો લગી સંકળાયેલા શ્રી મૂળશંકર મુલાણી પાકટવયે ગયા ડિસેમ્બરમાં અવસાન પામ્યા છે.

જન્મભૂમિ : 'કલમ કિતાબ' એને અંજલિ અર્પતાં લખે છે :

"મેટ્રિક પણ પાસ નહીં થયેલો એક યુવાન નાટક કંપની-માં પાંચ રૂપિયાને પગારે એક લહિયાની નોકરી સ્વીકારીને ગીતો અને પ્રવેશ લખતાં લખતાં સળંગ અને ભજવી શકાય એવાં જ નહીં પણ અત્યન્ત લોકપ્રિય બની રહે એવાં અનેક નાટકો લખવાની હદ સુધી વ્યક્તિત્વનો વિકાસ સાધે અને નાટ્યા-કાશમાં તેજસ્વી તારક તરીકે ઝળહળી રહે એ તપઃસિદ્ધિ જેવી તેવી નથી. પ્રતિભાબીજની યોગ્ય રીતે ચીવટપૂર્વક, ખંતથી, ઉત્સાહથી અને નિષ્ઠાથી માવજત કરવામાં આવે તો સિદ્ધિનું કેવું ઘટાદાર વૃક્ષ નિર્માણ થાય તેનું, શ્રી મુલાણીએ એક નમૂનેદાર અને પ્રેરણાદાયી દૃષ્ટાન્ત પૂરું પાડ્યું છે. શ્રી મુલાણીએ રંગભૂમિ ક્ષેત્રે જે કર્યું છે તે ગુજરાતને આત્મલાઘવની ગ્રંથિની નબળાઈમાંથી ઊંચે આણનાર ઘટના છે.

વડોદરા રાજ્યમાં બે વર્ષ તલાટીની નોકરી કરીને કવિશ્રી મુંબઈ આવ્યા અને "સત્યવક્તા" નામના સાપ્તાહિક-માં માસિક રૂ. વીસના પગારથી જોડાયા. ત્યાં પ્રૂફરીડિંગથી માંડીને સંપાદન સુધીની તમામ કામગીરી એમણે બજાવી. એ પત્રમાં શરૂ કરવામાં આવેલી "ધનઘટા" નામની લોકપ્રિય લેખમાળામાં કવિશ્રીના લેખક તરીકેના પ્રતિભા-બીજનું સહુ પ્રથમ દર્શન થયું, એ અખબારમાં થોડાક સમય નોકરી કરીને ખંભાતવાળા શેઠ છોટાલાલ મૂળચંદે કાઢેલી એક આર્ય નાટકકંપનીમાં કવિશ્રી શુદ્ધ નકલ કરવા માટે ફક્ત પાંચ રૂપિયાને પગારે લહિયા તરીકે રહ્યા. કવિશ્રીનું પિંગળનું જ્ઞાન સારું એટલે નકલ કરવા માટે મળતાં ગીતો પણ તેમણે સુધારવા માંડ્યાં. તેમાંથી તેઓ કાવ્યસર્જનમાં સર્યા. ધીમે ધીમે તેમણે નાટકના પ્રવેશ લખવા માંડ્યા અને તેમાંથી નાટ્યસર્જન તરફ વળ્યા. દરમિયાન તેઓ કંપની-માં જ રૂ. ૩૦ના પગારથી કાયમ થઈ ગયા.

સર્જનક્ષેત્રે કવિશ્રીની પ્રથમ પહેલી નાટ્યકૃતિ "રાજ-બીજ". તે એમણે ૧૮૯૦માં લખી. અને તે નાટક ૧૮૯૧ના ફેબ્રુઆરીની ૨૧મીએ ગેઇટી થિયેટરમાં ભજવાયું. તે પછી એમણે બીજું નાટક "કુંદબાળા" લખ્યું અને એમ એમનો સર્જનપ્રવાહ એકધારા વેગથી આગળ ને આગળ વહેતો જ રહ્યો, પરિણામે ગુજરાતી રંગભૂમિને એમના તરફથી ભિન્ન ભિન્ન વિષયનાં ને રસનાં અનેક નાટકો સાંપડ્યાં. લાગલગટ ચાળીસ વર્ષ સુધી કવિશ્રીનું લોકહૃદયમાં અચલ સ્થાન રહ્યું.

ગુજરાતી રંગભૂમિ પર કરુણ નાટક રજૂ કરવાનું સહુ પ્રથમ સાહસ કવિશ્રી મૂલાણીએ કર્યું હતું. તેમની કલમને શૃંગાર, કરુણ અને હાસ્ય એ ત્રણે રસ સાધ્ય હતા. ગુજરાતી નાટકોમાં શુદ્ધ ગુજરાતી ભાષા, આચાર-વિચાર બધું ગુજરાતી જીવનમાંથી ઉતારવાનો પ્રયત્ન કરી નાટ્યસાહિત્યની પ્રથમ દિશા બતાવવાનું કામ કવિ મૂળશંકરે કર્યું હતું. પ્રસંગ અને પાત્રને અનુકૂળ ભાવવાહી ભાષા, વિચારોની સમૃદ્ધિ તથા એક જ પ્રશ્નને ભિન્ન ભિન્ન દૃષ્ટિથી તપાસવાની તેમની શક્તિ એ તેમના સર્જક તરીકેના મહત્ત્વનાં લક્ષણ હતાં. "રાજબીજ," "કુંદબાળા," "મૂળરાજ સોલંકી," "બારીસ્ટર," "કરણઘેલો," "અજબકુમારી," "વિક્રમ-ચરિત્ર," "સૌભાગ્યસુંદરી," "જુગલજુગારી," "કામલતા," "નન્દબત્રીસી," "કૃષ્ણચરિત્ર" વગેરે અનેક લોકપ્રિય નાટકો સર્જીને ગુજરાતી રંગભૂમિને પ્રાણપ્રફુલ્લ રાખનાર કવિશ્રી મૂળશંકર ખરેખર ગુજરાતનું ગૌરવ અને ભૂષણ હતા."

અત્રે, એટલું જ ઉમેરીએ કે, શ્રી મૂલાણીનાં નાટકોને શ્રી જયશંકર (સુંદરી) અને બાપુલાલ જેવા નટો અને વાડીલાલ જેવા સ્વરકાર ઉસ્તાદો મળતાં, અભિનય અને સંગીત મળતાં, ગુજરાતની રંગભૂમિની એક નવી મંઝિલનો આરંભ થવા પામ્યો હતો.

## અઢારહ સો સત્તાવન :

લેખક : સુરેન્દ્રનાથ સેન
ભૂમિકા લેખક : મૌલાના અબુલકલામ આઝાદ
પ્રાપ્તિસ્થાન : પબ્લિકેશન ડિવિઝન (ભારત સરકાર) દિલ્હી
કિંમત : રૂ. ૪-૫૦ (પાનાં મોટી સાઈઝનાં ૪૩૩)

*

1857 : Rebellion ( A symposium )
પ્રકાશક : પીપલ્સ પબ્લીશીંગ હાઉસ-ન્યુ દિલ્હી
કિંમત : રૂ. ૮-૦૦

પ્રત્યેક ભારતીય માટે ૧૮૫૭ના બળવાનો અભ્યાસ, રાષ્ટ્રીય જીવનના વિકાસ અને ઘડતરની દૃષ્ટિએ, અત્યંત મહત્ત્વનો છે. અને આનંદની હકીકત એ છે કે, શતાબ્દિ પ્રસંગે આ બેઉ મહત્ત્વના ગ્રંથો આ અભ્યાસને અનુલક્ષી પ્રગટ થઈ ચૂક્યાં છે.

૧૮૫૭ના બળવા અંગે આપણે ત્યાં હજી સારી એવી વિવાદગ્રસ્ત દશા પ્રવર્તે છે. આજ પૂર્વેના 'અંગ્રેજ રાજકર્તાઓની નજરે' આ બળવા અંગે અનેક ગ્રંથો પ્રગટ થયા છે, જેમાં બળવાની ભૂમિકા, બળવાનો વિસ્તાર, બળવાની રાષ્ટ્રીયતા, અને બળવાની અસર વિષે એક પક્ષી (અંગ્રેજપક્ષી) વિવરણ રજૂ કરવામાં આવ્યાં છે અને સિપાઈઓના ગેરશિસ્તભર્યા તોફાનો તરીકે બળવાને બદનામવામાં આવેલ છે.

તો વળી, 'ભારતીય દૃષ્ટિ' એ બીજા જ છેડે જઈ એવું પૂરવાર કરવાના પ્રયાસો થયા છે કે, એ તો સમગ્ર ભારતની પ્રજાનો પરદેશી રાજ્ય સામેનો રાષ્ટ્રીય ક્રાંતિનો પહેલો તબક્કો હતો. વળી બંને પક્ષે થયેલા અત્યાચારો વિષે મ ઢાંકપીછોડો કરવામાં આવે છે.

આ વિખવાદ ઘણાં વરસોથી ચાલુ છે, અને હકીકતી અભ્યાસ કરતાં લાગણીની ખેંચાખેંચ વધુ થતી રહી છે. ત્યારે અહીં જેમનો ઉલ્લેખ કર્યો છે તે ગ્રંથોનો અભ્યાસ જરૂરી કરે છે.

*

**અઢારહ સો સત્તાવન** (લે : સુરેન્દ્રનાથ સેન)નો ગ્રંથ મૂળ અંગ્રેજીમાં પ્રગટ થયો છે; તેનો આ હિંદી અનુવાદ છે.

આ ગ્રંથની તૈયારી પાછળ શ્રી સેને લાગલાગટ દોઢ વર્ષથી વધુ સમય વ્યતીત કર્યો છે; અને ભારત સરકાર તરફથી આ ગ્રંથ પ્રગટ થનાર હોઈ દેશ તથા વિદેશમાંનાં શક્ય તેટલા વધુમાં વધુ સાધનો તેમને ઉપલબ્ધ થઈ શક્યાં છે. આ ગ્રંથ આ રીતે સરકારી સહાય અને છત્રછાયા નીચે પ્રગટ થયો હોવા છતાં, ગ્રંથકાર જણાવે છે તેમ :

"આ કામ હાથમાં લેવામાં, ભારત સરકારના ઉદાર દૃષ્ટિકોણથી મને વિશેષ પ્રોત્સાહન મળ્યું છે. સરકારે એ વાત સ્વીકારી લીધી કે, ૧૮૫૭ના ઇતિહાસના પુનર્ અધ્યયનનું ઔચિત્ય ત્યારે જ સિદ્ધ થઈ શકે કે, જ્યારે પૂર્ણતઃ નિરપેક્ષ અને નિષ્પક્ષ બને; અને સંશોધન કરતારને સરકારી ડખલના ડર વિના પોતાનો નિષ્કર્ષ પૂરી રીતે ને સ્પષ્ટ રીતે વ્યક્ત કરવાની પૂરી સ્વતંત્રતા હોય......હું એ સ્પષ્ટ કરી દેવા ચાહું છું કે આ ગ્રંથમાં મેં જે વિચાર પ્રગટ કર્યા છે, એને માટે ભારત સરકાર કોઈ રીતે જુમ્મેદાર નથી......",

આને પરિણામે, એક વાતનો સંતોષ તો રહે છે કે, લેખકને વધુમાં વધુ સાધન માહિતીનો લાભ મળ્યો છે, અને તેમના સ્વતંત્ર નિર્ણયનો લાભ તેઓ પ્રજાને આપી શક્યા

છે...અને પ્રમાણમાં ઘણી ઓછી કિંમતે તે ગ્રંથ રૂપે પ્રજાને ઉપલબ્ધ બન્યો છે.

**બળવાના અભ્યાસ માટે આ ગ્રંથ અનિવાર્ય છે.**

*

## ૧૮૫૭ : રિબેલિયન (સંકલન)

આ અંગ્રેજી ગ્રંથમાં ત્રણ ખંડ છે : અને તેર જેટલા દેશી-વિદેશી લેખકોના અભ્યાસપૂર્ણ લેખોનું સંકલન કરવામાં આવ્યું છે. આ લેખકોમાં-યુરોપી, રશિયન, ચીની, ભારતીય અને ઇતર રાષ્ટ્રોના અભ્યાસીઓનો સમાવેશ થાય છે.

ગ્રંથના પહેલા ખંડમાં ૧૮૫૭ના બળવાની ભૂમિકા, કારણો અને પરિણામોનો ઇતિહાસ આપવામાં આવ્યો છે; બીજા ખંડમાં, હિંદી, બંગાળી, અને ઉર્દુ સાહિત્યમાં ૧૮૫૭ની અસર, તથા તે સમયના લોકગીતોમાં ૧૮૫૭નો ઊઠેલો પડઘો રજૂ કરવામાં આવ્યો છે, અને ત્રીજા ખંડમાં-બ્રિટન, ફ્રાન્સ, ઇટલી, રશિયા અને ચીનમાં ઊઠેલો પડઘો રજૂ કરવામાં આવ્યો છે.

ભારતના કેવળ ઇતિહાસમાં જ નહિ સંસ્કારજીવનમાંય ૧૮૫૭નો કેટલો મોટો ફાળો છે, અને ખુદ મુસ્લિમ વહાબી આંદોલનનો આ બળવા સાથે કેવો નીકટનો સંબંધ રહ્યો છે એ પ્રથમવાર આ ગ્રંથમાં જ જોવા મળે છે.

**ઇતિહાસના અભ્યાસીઓ માટે આકર્ષક ભરચક ભાથું આપનાર આ ગ્રંથ બધી રીતે આવકાર્ય છે.**

*

## પ્રાચીન ભારત (ઇતિહાસ ઔર સંસ્કૃતિ)

લેખક: બી. જી. ગોખલે
પ્રકાશક: એશિયા પબ્લિશીંગ હાઉસ: મુંબઈ
કિંમત : રૂા. ૭-૫૦

મૂળ અંગ્રેજીમાં આ ગ્રંથ ૧૯૫૨માં પ્રગટ થયો હતો. અને ૧૯૫૬ સુધીમાં તેનાં ત્રણ સંસ્કરણ થઈ ચૂકયા બાદ, ૧૯૫૭ના અંતમાં તેમનું હિંદી સંસ્કરણ પ્રગટ થવા પામ્યું છે. આ ગ્રંથને ભારતની અનેક વિદ્યાપીઠોના અભ્યાસક્રમમાં સ્થાન આપવામાં આવ્યું છે.

આ ગ્રંથમાં પ્રાચીન ભારતના જીવનના રાજનૈતિક તથા સાંસ્કૃતિક—બંને પહેલુઓનું વિવરણ છે. અલબત્ત, ભારતના ઇતિહાસ અંગે અંગ્રેજીમાં દેશી અને વિદેશી વિદ્વાનોના અનેક ગ્રંથો ઉપલબ્ધ છે. અને આ બધા વિદ્વાનોમાં ભારતના ઇતિહાસ અંગે સારો એવો મતભેદ પ્રવર્તે છે. એની મૂળ સામગ્રી અને એના અર્થો અંગેય આ પુસ્તક આજ પૂર્વેના અભ્યાસના નીચોડરૂપ છે. અને કશી 'મૌલિકતા'નો દાવો કર્યા વિના, આ પુસ્તક અત્યંત રોચક, સરળ અને સુબોધ રીતે પ્રાચીન ભારતની ઝલક પેશ કરી જાય છે.

**પ્રાચીન ભારતના અભ્યાસનો પ્રારંભ કરનાર માટે આ પુસ્તક અતિશય ઉપયોગી નીવડશે.**

*

## ભારતીય ઇતિહાસકા સર્વેક્ષણ*

લેખક : કે. એમ. પણિક્કર
પ્રકાશક : એશિયા પબ્લિશીંગ હાઉસ : મુંબઈ
કિંમત રૂા. ૮-૫૦

આ પુસ્તકના લેખક ભારતના એક અતિ વિચક્ષણ રાજપુરુષ હોવા ઉપરાંત અચ્છા વિદ્વાન પણ છે.

મૂળ અંગ્રેજીમાં આ ગ્રંથની ૯ વર્ષ દરમ્યાન દસ આવૃત્તિઓ (૧૯૪૭માં જ પાંચ!) પ્રગટ થઈ ચૂકી છે, એ તેની લોકપ્રિયતાની ખાતરી કરાવે છે.

સાધારણત : ભારતીય ઇતિહાસ એટલે રાજાઓની વંશાવળીઓ અને તેમનાં અંગત બયાનો—આવો ખ્યાલ પ્રવર્તતો આવ્યો છે. આ ખ્યાલ દૂર કરવામાં જે અર્વાચીન ઇતિહાસકારોનો મહત્ત્વનો ફાળો છે, તેમાં પણિક્કરનું ય સ્થાન છે. અને તેઓ ભારતના સાંસ્કારિક ઇતિહાસની આલોચના કરતાં જણાવે છે કે, હાડપ્પા અને બુદ્ધના સમય વચ્ચેના ગાળાની માહિતી અતિ અલ્પ હોવા છતાં, ઈ. સ. પૂર્વેની છઠ્ઠી સદીથી તો ભારતના રાજકીય, સામાજિક જીવન ઉપર પ્રકાશ પાડનાર સામગ્રી સારા પ્રમાણમાં ઉપલબ્ધ છે. અને આમાં, શિલ્પો, શીલાલેખો, તામ્ર અને પથ્થરના લેખો, દાનપત્રો, તથા પ્રવાસીઓના હેવાલો, પડોશી રાજ્યોના હેવાલો—ટાંચણી, ઉપરાંત હિંદુ, બૌદ્ધ, જૈન સાહિત્યમાંથી ભારતીય

* A Survey of Indian History Rs. 8-50

જીવન ઉપર પ્રકાશ પાડનારી સારી એવી માહિતી પ્રાપ્ત થાય છે.

અનેક પરદેશીઓએ મોટે ભાગે 'ભારત' જેવી કોઈ અસ્મિતાનો જ ઇન્કાર કરનાર ગ્રંથો આલેખી ઇતિહાસની જે વિકૃતિ કરી છે, તેનો જ્વલંત રીતે જવાબ આપવાની રાષ્ટ્રીય જવાબદારીનો શ્રી પણિક્કર સ્વીકાર કરે છે. પરંતુ બીજે છેડે જઈ ભારતના ગૌરવની કાલ્પનિક કથાઓના વહેણમાં ખેંચાઈ જવાની, અથવા તો ભારત એટલે કેવળ આર્યન-હિંદુ સંસ્કારિતાનો જ પરિપાક, એવી ગલત માન્યતામાં દોરવાઈ જવાની, અથવા બીજે હાથે બૌદ્ધો ને જૈનો તથા મુસ્લિમોના અયોગ્ય અપ્રમાણ દાવાઓ—આ સૌથી સાવચેત રહી શ્રી પણિક્કર 'ભારતીય સંસ્કારિતા'નો અભ્યાસ રજૂ કરવાનો આગ્રહ સેવે છે. વળી 'ભારત' એટલે 'ઉત્તર હિંદ' એવા એક સામેય લાલબત્તી ધરી 'દક્ષિણ ભારત'—કે જેના ઇતિહાસ પ્રત્યે ઘણું ઓછું લક્ષ અપાયું છે—તેનું મહત્ત્વ પણ દર્શાવે છે.

**શ્રી પણિક્કરની કલમે ભારતના વિકાસની સમ્યક્ દૃષ્ટિનો આ પરિપાક અતિ આવકારદાયી છે.**

*

**India and China**

લેખક : કે. એમ. પણિક્કર
પ્રકાશક : એશિયા પબ્લિશીંગ હાઉસ: મુંબઈ
કિંમત : રૂ. ૪–૭૫

શ્રી પણિક્કરને સ્વતંત્ર ભારતના દૂત તરીકે ચીનમાં વર્ષો સુધી રહેવાનું અને અતિ નીકટતાથી ચીનને સમજવાનું સદ્‌ભાગ્ય પ્રાપ્ત થયું છે. ઉપરાંત તેઓ ઇતિહાસના એક અચ્છા વિદ્વાન છે.

ભારત અને ચીન વચ્ચે યુગોયુગોથી જે સંસ્કાર વિનિમય થતો આવ્યો છે, તેનું આલેખન કરી સમસ્ત 'એશિયાઈ-અસ્મિતા'નો વિકાસ કેવી રીતે થતા પામ્યો છે તેનો ચિતાર શ્રી પણિક્કરે આપ્યો છે, તે અત્યંત મહત્ત્વનો છે: આજે એશિયાની જાગ્રતિ પાછળનું એ એક ઐતિહાસિક બળ છે.

**ભારત અને ચીનના ગૌરવભર્યા સંસ્કાર સંબંધો તથા એશિયાઈ જાગ્રતિના વિકાસ અંગે જાણવા ઇચ્છનાર સૌ કોઈએ આ પુસ્તક વાંચવું જરૂરી છે.**

—ભો. ગાં.

*

**ઇન્ડિયન લિટરેચર** (સાહિત્ય અકાદમીનું છ માસિક મુખપત્ર) તંત્રીમંડળ : સર્વપલ્લી રાધાકૃષ્ણન, હૂમાયુ કબીર, કે. આર. કૃપલાની વાર્ષિક લવાજમ રૂા. ૨.૫૦, છૂટક નકલ એક રૂપિયો (ટપાલરવાનગી અલગ) પ્રકાશન સ્થળ: સાહિત્ય અકાદમી, ૭૪, થિયેટર કોમ્યુનિકેશન બિલ્ડિંગ્સ, કોનોટ સર્કસ, નવી દિલ્હી–૧.

સાહિત્ય અકાદમીની ૧૯૫૪ના માર્ચમાં સ્થાપના થઈ ત્યારથી જ જુદી જુદી ભારતીય ભાષાઓનાં સાહિત્યનાં વિકાસ તથા વલણોથી પરિચિત કરાવે એવા એક સામયિકની જરૂર વરતાતી હતી. આર્થિક તેમ જ અન્ય સાધનોની ખેંચને લીધે તે આજ સુધી પ્રસિદ્ધ થઈ શક્યું નહિ આ સામયિક અમુક એક વાદને પુરસ્કારનારૂં નથી; તેમ જ સર્જકોને દોરવણી આપવાનો ડોળ પણ એ કરવા ધારતું નથી. અન્ય ભાષાઓના સાહિત્ય વિશે આપણે બહુ ઓછું જાણીએ છીએ. અમેરિકા કે ફ્રાન્સના સાહિત્યની અદ્યતન વલણોની માહિતી પ્રાપ્ત કરાવનારાં સાધનો ઘણાં છે, પણ બંગાળી, કન્નડ કે તામિલમાં કેવું સાહિત્ય રચાય છે, એ કઈ દિશા તરફ જઈ રહ્યું છે તે જાણવાને આપણી પાસે કશું સાધન નહોતું. ભાષાભેદને કારણે હૃદયભેદ ઉપજાવનારી તંગદિલીને હળવી કરવાને માટે આવી માહિતી ઘણી ઉપયોગી થઈ પડે.

કેટલીક છૂટીછવાઈ સંસ્થાઓ, ઉદાર દ્રષ્ટિ રાખીને આવો, પ્રયત્ન કરે છે ખરી. કેટલાક સાહસિક પ્રકાશકો પણ એમાં મદદ કરતા રહ્યા છે, પણ એથી કાંઈ આપણું દળદર ફીટે નહિ. આ દિશામાં સાહિત્ય અકાદમી કાંઈક વ્યવસ્થિત સ્વરૂપે કરવા ઇચ્છે છે એવું તંત્રીનોંધમાં કહેવામાં આવ્યું છે.

આ સામયિક જુદી જુદી ભાષાઓના સાહિત્યને વિશે માહિતી આપવાનો જ ઇરાદો રાખે છે. સર્જનાત્મક કૃતિઓ કે સમીક્ષાત્મક લખાણ એના ક્ષેત્રની બહાર છે, તેમ છતાં એમાં આપવામાં આવતી માહિતી પ્રમાણભૂત અને કાયમી મૂલ્યવાળી જ હશે, એવી તંત્રી આશા આપે છે. પ્રથમ અંકની સામગ્રીમાં શીખોના આદિ ગ્રન્થના પ્રવેશકરૂપ

[પાન ૧૦૫ ઉપર]

# હરતાં ફરતાં સ્મરણો

**સ**માજમાં કાર્યોત્સાહ અને સ્ફૂર્તિનો અભાવ સર્વત્ર જણાય છે. સંસારનું કે સમાજહિતનું સારું કામ થતું હોય તેના સમાચાર કે નોંધ આપવામાં વર્તમાનપત્રો બેપરવાઈ બતાવે છે અને કોર્ટના અશ્લિલ કિસ્સાઓ અને કરપીણ ઘટનાઓ પર વિગતો ભર્યાં કોલમો છાપે છે. કોઈ એકાદ સ્વચ્છ સંસ્કાર પ્રસંગ, બોધકથા કે વિદ્વત્તા કે કલાની યોગ્ય પ્રશસ્તિ માટે જગ્યાની તંગી અથવા જા. ખ.ની ભીંસનુ કારણ બતાવે છે. ઉપરાંત શિક્ષ દરી ચૂકેલી સંસ્થાઓ અને સંપ્રદાયોની અબૂધ જનો પર સ્થપાયેલી અંધશ્રદ્ધા અને વ્યર્થ સમય અને નાણાં ખર્ચનારા રિવાજો અને પ્રથાઓની પ્રશસ્તિ કરે છે. જેમ કે 'આ માસનું ભવિષ્ય' કે 'તમારા ગ્રહો' વગેરે માટે અરધા પાનાથી આખાં પાનાં ભરવામાં તેઓ ઇંદ્રજાળ જેવી આશાઓને ટેકો આપે છે. શિષ્ટ ગણાતાં પત્રો પણ આમાં બાકાત નથી. જો સટ્ટો, વાયદા, જુગાર શબ્દ હરીફાઈનાં ઈનામો સમાજને અનુત્પાદક, અને વ્યર્થ અવરોધક તત્ત્વો ગણાતાં હોય તો ભાવિના સીતારા સામે જોઈ બેસવાનું પણ અનિષ્ટ ગણાવું જોઈએ.

### સ્મારકો ને કલા-યોગ્યતા ?

હમણાં સ્મારકોનાં ઉદ્ઘાટનો, તસ્વીરોનાં ઉદ્ઘાટનોનાં વૃત્તાંતો વાંચવા મળે છે. આપણે જાણીએ છીએ કે ભૂતકાળના ઇતિહાસના વીર નાયકો અને રાજપુરુષોનાં નામો ઝાંખા બની ગયાં છે; જ્યારે તેમના સમયનાં કીર્તિ મંદિર સમાં મકાનો, પ્રતિમાઓ અને ચિત્રો ઇતિહાસની સાક્ષી બન્યા છે. આ સ્મારકો અને પ્રતિમાઓ જ્યાં જ્યાં સમાજના સ્થાપિત દેવતાઓ અને મંદિરોનાં રૂપ પામ્યાં છે ત્યાં દાતાઓ કરતાંય તેના કારીગરોએ અજબ નિષ્ઠા અને કાર્યશક્તિનો પ્રભાવ બતાવ્યો છે. તેથી જ તે સ્મારકો પ્રજાની અમર સંસ્કાર સમૃદ્ધિ બની શક્યાં છે. પણ આજે તો મોટાં શહેરોમાં તાલુકાના મુખ્ય ગામોમાં જે સ્મારકો અને તસ્વીરો મૂકાય છે તેની કલાયોગ્યતાની તપાસ થતી નથી. પૂ. ગાંધીજી અને સરદાર વલ્લભભાઈ જેવા અધિનેતાઓની પ્રતિમાઓના હાલ એવા જ થયા છે. આનું કારણ સ્મારકના વ્યવસ્થાપકો કાં તો કલાયોગ્યતા સાચવે એવા કલાકારનો સંપર્ક પામ્યા નથી, અથવા સ્મારક કલાયોગ્યતા ભર્યું થવું જ જોઈએ એવો તેમનો આગ્રહ હોતો નથી; મુંબઈ, દિલ્હી કે બીજાં શહેરોમાં આને લીધે ઘણાં વિકૃત અને બેહુદાં લાગતાં શિલ્પ નિર્માણો જાહેરમાં મુકાયાં છે, એવી ઘણા જનોની ફરિયાદ છે.

### કલાકારની કદર ?

વળી, પ્રતિમાઓ અને તસ્વીરોના ઉદ્ઘાટન થાય છે પણ એ નાયકનું ચારિત્ર્ય અને શક્તિનો પ્રભાવ દાખવનું શિલ્પ કે ચિત્ર નિર્માણ કરનાર કલાકારનો ઉલ્લેખ કે પરિચય ભાગ્યે જ આપવામાં આવે છે.

પ્રગતિમાન દેશોમાં સમાજ સમજે છે કે યોગ્ય કલાકારનું કાર્ય ગ્રંથકર્તા જેટલું જ સમાજને ઉદ્‌બોધકપ્રેરક અને રસપ્રદાતા બને છે; તેથી ચિત્રોનો કે શિલ્પનો વિધાયક કોણ તે જાણવા જાહેર પ્રજા ઇંતેજાર રહે છે. અને કલાકારની કૃત્તિને વ્યાપક પ્રસિદ્ધિ આપી તેની પ્રતિભાને બિરદાવે છે. તેઓ બરાબર સમજે છે કે કોઈ પણ દેશસેવકની જેમ કલાકારનું કાર્ય પણ દેશની ચિરંજીવ સેવા બને છે.

### કલાધામોના પ્રવાસીઓ અને સગવડ

કલાયુક્ત સ્થાનો અને સ્મારકોનું નિરીક્ષણ, પરિચય અને અધ્યયન માનવની સંસ્કૃતિ-વિકાસની એક અમોલી પ્રવૃત્તિ છે. રાષ્ટ્રની સરકારે આ વિષયમાં ભારતના સર્વ પ્રાચીન સ્થાનોમાં સુવ્યવસ્થા, અને સંરક્ષણ માટે યોગ્ય અધિકારી અને સેવકજનોનો પ્રબંધ કર્યો છે. તેમ જ તે તે સ્થળોનાં સચિત્ર માર્ગદર્શિકાઓ અને ટૂંક વિવેચનો પ્રસિદ્ધ કર્યાં છે. પરંતુ નવાઈની વાત એ છે કે આ બધી મહેનત જે પ્રજાસમુદાય માટે કરવામાં આવે છે તે કેટલો લાભ પામી શકે છે તેનો વિચાર કે સંશોધન થવાની જરૂર છે.

અજંતા અને ઈલુરના પ્રાચીન ગિરિમંદિરો અને મંડપો વિશ્વના શ્રેષ્ઠ કલાસંસ્કૃતિનાં સ્મારકનિધિ છે. બંને સ્થળે ઉપર કહ્યું તેવી દેખરેખ અને સંભાળ લેવાય છે પણ જ્યારે સામાન્યજન ત્યાં જોવા જાય છે ત્યારે તેની પૂર્વતૈયારીના

અભાવે થોડા સમયમાં એ સ્થળોની મહત્તા અને કલાસૌંદર્ય પામવામાં કેટલી મુશ્કેલી નડે છે તે મેં નજરે નિહાળ્યું છે.

(૧) દરેક સ્થાનમાં કંઈક છાપેલ પત્રિકા મળે છે પણ તે અંગ્રેજી ભાષામાં હોય છે; તેમ જ તેનું મૂલ્ય રૂ. ૧ાાા કે તેથી વધુ હોય છે. અપઢ મનુષ્ય કે વિદ્યાર્થીના ગજા ઉપરની તે કિંમત છે.

આ સ્થાનોનાં સસ્તાં પોસ્ટકાર્ડો છપાવેલાં દિલ્હીનાં આર્કી. ખાતામાંથી મેં મેળવ્યાં હતાં તે અહીં મૂળ સ્થાન પર મળતાં જ નહોતાં. આવાં પોસ્ટકાર્ડો છૂટક પણ એક આના કે બે આનાની કિંમતે મળવાં જોઈએ. આના અભાવે ઔરંગાબાદના બજાર ફોટોગ્રાફરોને બહુ જ હલકા પ્રકારના જથ્થાવે સંસ્કારદાન આપી ન શકે એવાં ફોટો-પ્રીન્ટ છૂટક ધૂમ વેચાણ કરતા જોયા.

(૨) સ્થાનોમાં દર્શકો અથવા ભોમિયા હોય છે. તેમની ફી એક ચક્કર માટે રૂ. ૫) હોય છે. આ સગવડ પણ ખીસાંતર માણસો માટે છે. વિદ્યાર્થીને પરવડે જ નહિ.

આ માણસો સ્થાનની મૂળ કલાસંસ્કૃતિ, રૂપસૌંદર્ય અથવા લાલિત્ય વિશે કશું સમજાવી શકતા નથી. પુરાણકથાઓ કહેવામાં વખત વિતાવે છે અને અજાણ્યા માણસો જલ્દી જલ્દી તેમની પાછળ ટોળામાં ઘૂમે છે. ઇલુરમાં તો પ્રચંડ શિલ્પો આપોઆપ પ્રભાવ પાડી શકે છે, પણ અજંતામાં ભીંતચિત્રો ઘણાં ખરાબ હાલતમાં છે, અરધાં પરધાં ઊડી ગયેલાં છે. તેની ખૂબીઓ, રેખાસૌંદર્ય કે ભાવદર્શન સમજવાને થોડી પળો દૃષ્ટિ સ્થિર રાખી નિરીક્ષણ કરવું જોઈએ. ત્યાં ફ્લેશલેમ્પથી ભીંત અજવાળના ચોગીદારોની ફુરસદ અને ધીરજને આશરે માણસો પડે છે. તેમનો કોઈ ચિત્રની કળાનો સાક્ષાત કરાવી શકે એવી વાણી ઉચ્ચારી શકતો નથી રેકર્ડની જેમ ગોખેલું બોલી જાય છે.

ત્રણ કલાક સુધી વીજળીક બત્તી વાપરવાનો ચાર્જ રૂ. ૫ ઠરાવેલો છે પણ ભાગ્યે જ કોઈને સરેરાશ અરધા કલાકનો પણ લાભ મળતો હશે; તેમાં પણ રજાનો દિવસ કે નાતાલ હોય ત્યારે ત્યાં ટોળાંબંધ શાળાવિદ્યાર્થીઓ અને પ્રવાસીઓ આવે છે. રેલ્વે અને મોટરના ખર્ચે, હોટલોની ભીડ અને મુશ્કેલીઓ વેઠીને આવેલાં નાના મોટાં બાળકો આ સ્થાનોમાં ઘેટાંની જેમ હારદોર હંકાલાનાં જોવાં એ શિક્ષણની વિડંબના લાગે છે.

આ સ્થાનોની પાસે સાદો આશ્રય અને સાદો સ્વચ્છ નાસ્તો મળે એવી ગોઠવણ નથી. જે કંઈ છે તે માટે ખીસામાં જોર જોઈએ. તંગ હાલતના કે કરકસરથી પ્રવાસ કરતાં કલાકાર કે વિદ્યાર્થીને માટે કંઈ આશ્વાસન નથી. એ માટે સેવાભાવી શિક્ષણ-માનસના અધિકારીના અધિકાર નીચે યોગ્ય પ્રબંધ થવો જોઈએ. સ્થાનોમાં પ્રવેશ કરતાં પહેલાં દસ મિનીટ કે અરધો કલાક રેકર્ડ કરેલું વ્યાખ્યાન સ્પષ્ટ સરલ હિંદી ભાષામાં સંભળાવું જોઈએ.

ઔરંગાબાદ અને જળગામ ખાતે મોટા સમુદાયની સગવડો સાચવે, સૌને અનુકૂળ દરોએ સાદું ભોજન અને આશ્રયની વ્યવસ્થા કરે એ જરૂરી છે.

—રવિશંકર રાવળ

---

[ પાન ૧૦૩થી ચાલુ ]

સર્વપલ્લી રાધકૃષ્ણનનો લેખ, ગેંજીની કથાઓ નામની અગિયારમા સૈકાની જાપાની બૃહન્નવલનો પરિચય કરાવનાર જાપાની એસચી યોશીઝાવાનો નિબન્ધ, રવીન્દ્રનાથની નવલિકાઓની ગુણવત્તાનું દર્શન કરાવનારો સોમનાથ મિત્રનો નિબંધ, યુગોસ્લાવના બોસ્નિઆ પ્રદેશની વાર્તાઓ લખનાર નવલિકાકાર ઇવો એન્ડ્રિકનો પરિચય કરાવતો લેખ; કેરળના પ્રખ્યાત કવિ વલ્લથોલનો પરિચય કરાવતો પણિક્કરનો લેખ, વીસમી સદીની અમેરિકાની કવિતાનું વિહંગાવલોકન કરાવતો ફિલીપ અંગનો નિબન્ધ અને શ્રી પ્રભાકર માચવેનો ૧૯૫૭ અને ભારતીય-સાહિત્યઃ એ વિશેનો લેખ પહેલા વિભાગમાં છે; તો બીજા વિભાગમાં આપણા દેશની પ્રાદેશિક ભાષાઓ પૈકી આસામી, બંગાળી, ગુજરાતી, હિંદી, કન્નડ, કાશ્મીરી, મલયાલમ, મરાઠી, ઓરિયા, પંજાબી, સંસ્કૃત, સિંધી, તામિલ, તેલુગુ અને ઉર્દૂ ભાષાનાં સાહિત્યમાં ગયા વરસ દરમિયાન થયેલી પ્રગતિનું સરવૈયું તે તે ભાષાના અભ્યાસીએ આપ્યું છે. ગયે વરસે અવસાન પામેલા બે સાહિત્યકારો ભાઈ વીરસિંહ તથા દી. બ. કૃષ્ણલાલ ઝવેરીને અનુક્રમે ખુશવંતસિંહ તથા શ્રી જ્યોતીન્દ્ર દવેએ અંજલિ અર્પી છે. —સુ. જો.

# નવું વાંચન

● ગુજરાતીમાં પ્રગટતાં નવાં પુસ્તકોનો મીતાક્ષરી પરિચય ●

## પલટાતો જમાનો :

ઇવાન તુર્ગનેવ
અનુવાદક : ભનુભાઈ વ્યાસ (સ્વર્ગસ્થ)
પ્રકાશક : ચેતન પ્રકાશન ગૃહ (પ્રાઈવેટ) લિ.
કિંમત : પાંચ રૂપિયા

આ નવલકથામાં તુર્ગનેવ બે પેઢીઓ વચ્ચેના સંઘર્ષને રજૂ કરીને પોતાના જીવનકાળ દરમિયાન રશિયામાં જે પરિબળો પ્રવર્તતાં હતાં તેનો કલામય રીતે ખ્યાલ કરાવે છે.

વાર્તાના કેન્દ્રસ્થાને રહેલું પાત્ર બાઝારોવ છે. એ તથા એનો મિત્ર આર્કેદી નવી પેઢીનાં પતિનિધિ છે. પણ બંને મિત્રોના સ્વભાવમાં ઘણો ફેર છે. આર્કેદી કોઈને ધિક્કારી શકતો નથી, એનામાં સમભાવ છે; એ માને છે કે જીવન એવી રીતે યોજવું જોઈએ કે તેની દરેક ક્ષણ મહત્ત્વની બની રહે. એ પોતાની જોડે છેતરપિંડીની રમત રમતો નથી. એ એમ માને છે કે ગરીબાઈને ઓળખનાર ને સ્વીકારનાર-માં સ્વાભિમાન–એક નિરાળા જ પ્રકારનું સ્વાભિમાન હોય છે. એ પ્રેમને ભ્રમણા નહીં, પણ પ્રેરક બળ માને છે, ને માટે જ, કાત્યાના પ્રેમને કારણે એને જીવનનો સાચો અર્થ સમજાય છે. એ પહેલાં તો એ એક મિથ્યાભિમાની યુવાન જ હતો, પણ હવે શુદ્ધ પ્રેમે એની આંખ ખોલી નાંખી છે. હવે એ બહારની વસ્તુઓને પ્રાપ્ત કરવામાં શક્તિ ખરચવા ઇચ્છતો નથી. જીવનભર સત્યની સેવામાં સ્વાર્પણ કરવાનો એ સંકલ્પ કરે છે.

પણ એનો મિત્ર બાઝારોવ જુદી જ માટીનો ઘડાયેલો છે. એ નિષેધવાદી બળવાખોર છે : કશી પુરાણી વાતમાં માનતો નથી. એના મરતી વેળાના છેલ્લા શબ્દો છે : 'મેં કહ્યું ને, કે હું નહીં માનું, અને હું નથી માનતો, નથી માનતો.' પ્રેમને એ ભ્રમણા માને છે, ને છતાં આદિમ આવેગોથી એ મુક્ત નથી. એ બધું તોડી પાડવા ઇચ્છે છે, ને એ રીતે પોતાની તાકાતને અનુભવવા ઇચ્છે છે. પણ નવી રચના કરવાની વાત આવે છે ત્યારે કહી દે છે: અમે નક્કી કર્યું છે કે કોઈની વાતમાં વચમાં પડવું નહિ. ને એ જરા બડાશ પણ મારી લે છે : 'મેં મારી જાતને ભાંગવા દીધી નથી, કોઈ સ્ત્રી મને ભાંગી શકે એમ નથી.' પણ આ બડાશ જ છે, કારણ કે એનું મૃત્યુ એ એક પ્રકારનો આપઘાત જ છે. ટાઈફસનો ચેપ લાગતાં તેનો એ ઉપાય કરતો નથી ને એનાથી મૃત્યુ પામે છે.

એનાં માતપિતા સાથેના એના સંબંધવાળો ભાગ આ નવલકથાનો સૌથી કરુણ ભાગ છે. એના પિતા વાસિલી 'જીવવું, જીવવું, આનંદને માટે જીવવું' એમ માને છે. પોતાની જીવનચર્યામાં એ રચ્યાપચ્યા રહે છે. કશી ક્ષુલ્લકતા-ની એમને ચિન્તા નથી, પણ બઝારોવને માટે સૌથી અસહ્ય વસ્તુ ક્ષુલ્લકતા છે. છતાં, મરણોન્મુખ બઝારોવ આન્ના આગળ એકરાર કરે છે : "દિવસે દીવો લઈ શોધો તો પણ આ વિશાળ દુનિયામાં એમના જેવા માણસો નહીં મળે." ને આ વાત સાવ સાચી છે. આખરે બઝારોવ મરતી વખતે સમજે છે કે રશિયાને તો મોચીની જરૂર છે, દરજીની જરૂર છે, કસાઈની જરૂર છે, મહાપુરુષની જરૂર નથી. આમ નિષેધવાદીના જીવનનો કરુણ અંજામ આવે છે.

આન્ના ઓદીન્ત્સેવા ભદ્રલોકના એક જુદા જ વર્ગની પ્રતિનિધિ છે. આમ તો એ માને છે કે છેવટે તો દુનિયામાં સ્વસ્થતા એ જ એક વસ્તુ છે, ને છતાં કોઈ પણ વસ્તુમાં માનતા ન હોય એટલી હિંમત ધરાવતા માણસને મળવા

એ ઉત્સુક છે. દલીલોની ભારે શોખીન છે. એ બઝારોવથી ડરે છે. એને કહે છે: 'તમારી સાથે વાત કરવી એ રોમાંચક છે, જાણે કરાડની ધાર પર ચાલવા જેવું છે.' એને વર્તમાનથી સંતોષ નથી. આનંદની પળે પણ આનંદમાં એને સુદૂરના કોઈ સુખનો ઇશારો વર્તાય છે, ને તેની ઝંખનાથી એ અસંતુષ્ટ બની જાય છે. એનામાં ઊંડે ઊંડે અભિમાન રહેલું છે. બઝારોવને મરણપથારીએ જે સ્થિતિમાં જુએ છે તે જોતાં એને અણગમો થઈ જાય છે,—ટાઢો અને ગુંગળાવતો અણગમો. ને તરત પ્રામાણિકતાપૂર્વક એ વિચારે છે 'જો પોતે એને ખરેખર ચાહતી હોય તો આવું ન લાગ્યું હોત.' આ આના પછીથી 'રશિયાના ભાવિ નેતા'ને પરણીને સુખી દામ્પત્યજીવન ગાળે છે. એના પતિ પણ એના જેવા ટાઢા કોઠાના જ છે.

આમ, આ નવલકથા તુર્ગનેવના જમાનાના રશિયાનુ ચિત્ર ખડું કરે છે, ને સાથે સાથે માનવસ્વભાવની સંકુલતા, માનવજીવનની વિચિત્રતા પણ બતાવે છે. છેલ્લું દૃશ્ય બઝારોવની કબરનું છે, ને તુર્ગનેવના છેલ્લા શબ્દો આપણા કાનમાં રણક્યા જ કરે છેઃ 'કબરમાં દાટેલું હૃદય ગમે તેટલું ભાવાવેગો ભર્યું, પાપી અને બળવાખોર હોય, પરંતુ એ કબરપર ખીલતાં ફૂલો તેમની નિર્દોષ આંખોથી ગંભીર નજરે આપણી સામે જોઈ રહે છે. એ આપણને માત્ર કાયમી શાંતિની, 'અલિપ્ત' નિસર્ગની પારાવાર શાન્તિની જ વાત નથી કરતા. એ આપણને સદાકાળ થતા રહેતા માનવીનાં મન અને હૃદયનાં પુનર્મિલનની અને શાશ્વત જીવનની વાત કહે છે.'

—સુરેશ જોષી

*

## શ્રી બ્રોકરની શ્રેષ્ઠ વાર્તાઓ

લેખક: ગુલાબદાસ બ્રોકર
પ્રકાશક: ચેતન પ્રકાશન ગૃહ, વડોદરા.
મૂલ્ય: સવાચાર રૂપિયા

શ્રી ગુલાબદાસ બ્રોકરના, અત્યાર સુધીમાં પ્રસિદ્ધ થઈ ગયેલા, પાંચ વાર્તા સંગ્રહોમાંથી લેખકે પોતે ચૂંટી કાઢેલી વાર્તાઓનો આ સંગ્રહ છે. એમાં સોળ વાર્તાઓનો સમાવેશ કરવામાં આવ્યો છે. ધૂમકેતુની નવલિકાઓમાં લાગણીઓનું ઘેરું આલેખન આવતું હતું. એમના અનુકરણમાં, ત્યાર બાદ, ઘણી વાર્તાઓ લખાઈ. પશ્ચિમના વાર્તાસાહિત્યના અભ્યાસથી શ્રી બ્રોકરની કલાસૂઝ કેળવાઈ. એને પરિણામે શ્રી ધૂમકેતુની પરમ્પરામાંથી બહાર નીકળીને, ઊંચે સ્વરે વાત કર્યા વિના, મધ્યમ વર્ગના જીવનમાંના સામાન્ય લાગતા પ્રસંગોમાંથી એમણે માનવસ્વભાવનાં વિવિધ પાસાંઓ બતાવી એના રહસ્યને, કલાકારને છાજે તેવા સંયમથી, પ્રકટ કરવાનો પ્રયત્ન કર્યો છે. સુશિક્ષિત અને સંસ્કારી ગણાતાં સ્ત્રીપુરુષો પણ સ્વૈચ્છાચારના લપસણા ઢાળ પર કેવી રીતે ઢળે છે; બાહ્ય વર્તનને જ માત્ર જોઈને જે નિર્ણયો બાંધીએ છીએ તે કેવા ઉતાવળિયા ને અધૂરા હોય છે; માઠીકરીના સંબંધમાં પણ કેવી રીતે હરીફાઈ ને દુશ્મનાવટની માત્રા ભળી જાય છે; પોતાના દુરાચરણને ઢાંકીને બીજાના દુરાચરણની ચતુર્મુખે નિન્દા કરવાનો આનન્દ પોતે જ ભૂતની જેમ મનનો કેવો પીછો પકડે છે; સ્ત્રી વિશેના પુરુષનાં ખ્યાલો કેટલીકવાર કેવા અન્યાયપૂર્ણ ને સમજી ન શકાય તેવા હોય છે—આ બધું મધ્યમ વર્ગના સમાજના રોજિંદા જીવન પર નજર નાંખીને એમણે બતાવ્યું છે. અસાધારણ રહસ્યદર્શન માટે ઘટના પણ અસાધારણ જ હોવી જોઈએ એવો નિયમ નથી, કલાકારની દૃષ્ટિ જો કેળવાયેલી હોય તો એને માટે કશું સાધારણ નથી.

આજે, આ વાર્તાઓ વાંચીએ છીએ ત્યારે, વિકસતી જતી વાર્તાકલાની તુલનાએ, આ વાર્તાઓમાં વધારે પડતો વિસ્તાર, જે સૂચવવું જોઈએ તેને સ્પષ્ટ કરવાનો આગ્રહ, સીધીસાદી કથન પદ્ધતિનો વધુ પ્રમાણમાં થયેલો ઉપયોગ અને જીવન વિશેની પોતાની માન્યતાની આજુબાજુ વાર્તા રચવાનો કૃત્રિમ પ્રયાસ—આટલી મર્યાદાઓ દેખાય છે. એમની વાર્તાઓ, આમ છતાં, સુઘડ અને સુવાચ્ય છે.

—સુરેશ જોશી

*

## ખાલી ખેપ:

લેખક: શ્રી. મોહનલાલ પટેલ
પ્રાપ્તિસ્થાન: ચેતન પ્રકાશન ગૃહ લિ. વડોદરા.
કિં. પાંચ રૂપિયા.

ત્રણસો તેર પાનમાં પથરાએલી આ વારતામાં લેખકના 'પોતાના શબ્દોમાં-કહીએ તો 'સિત્તેર વર્ષ પહેલાંનું' વાતા-

વરણ '-આલેખવાનો ઠીક-ઠીક પ્રયાસ થયો છે. લેખકે કલ્પ્યું છે એવું વાતાવરણ, એવાં પાત્રો અને કદાચ એવા જ બનાવો આજે પણ ઉત્તર ગુજરાતમાં જોવા મળે તો નવાઈ નહીં. નવલકથા શરૂ થાય છે લગભગ પટલાઈના દાવપેચથી. અંદર 'ક્રાનસ ઝીણું' કરવાની વાત પણ છતી અને અછતી બન્ને રીતે આવે છે. જાનકીદાસ બાવાના પિતૃહૃદયની પિછાણ પણ છે, તો અંધ વિરાગી કિસનનો વ્યર્થ વલોપાત અને 'આર્ય નારી' રાધાની અવિચળતાનું આલેખન પણ છે.

પણ આ 'ખાલી ખેપ' વાર્તારસમાં ખાલી રહે છે, એ તો ઠીક, પણ અહીં તો, વાર્તાનું ચણું ટૂંકી વાર્તાના ખરનું પણ નથી. પ્રસંગો બનતા નથી, ઊભા કરાયા છે. વાંચકને ઊભો રાખીને ભજનો સંભળાવાયાં છે. જુવાનજોધ દિકરી પાસેના ઓરડામાં સૂતી હોય અને આધેડ માની રંગીલા ફાટી આંખે નિરસહાય જોયા કરતી હોય એવું ચિત્ર પણ આવે છે. છેલ્લે વિરાગી પ્રેમી કિસનનું ખૂન અને રાધાનો 'જીવતો આપઘાત' પણ છે. પણ આ બધામાંથી જીવનનું ઊંડું અવલોકન અને દૃષ્ટિ જેવું બહુ ઓછું પ્રાપ્ત થાય છે. લાંબી કે ટૂંકી વાર્તા વાચકને કશુંક કહી જતી તો હોવી જોઈએ. આ 'ખેપ'માં એની જ ઊણપ સાલે છે.

—'કાશ્યપ'

*

## અમે પંછેડી ને દીઠો ચાંદ :

મૂળ લેખક : પિટર લેન્હામ
અનુવાદક : જયંતિ દલાલ
પ્રકાશક : સ્વાણી પ્રકાશન ગૃહ : અમદાવાદ
કિંમત : આઠ રૂપિયા

અહીં 'ચાંદ'ની પાંચ ચંદ્રકલા ૪૭૧ પાનાં ઉપર પથરાએલી છે. મૂળવાર્તા અજાણી ભોમની—આફ્રિકાના બાસુટોલેન્ડના પછેડી ઓઢનારા 'મૂળ વતનીઓની' છે. દક્ષિણ આફ્રિકાની સોનાનગરી-જોહાનિસ્બર્ગમાં ગોરા સિપાઈઓના હાથમાં મોનારે મોસાથો પકડાઈને કેદખાનાની ગંદી ખોલીમાં ધકેલાય છે, અને ત્યાં પણ—જેમ જગતના હરખૂણે નસીબ હોય તો મળી આવે તેમ—એને એક હમદર્દ મળી આવે છે; અને જાણે હૈયું ઠાલવતો હોય એમ એ મોસાથો પોતાના વતન—બાસુટોલેન્ડની માલુતી ડુંગરમાળની તળેટીમાં આવેલા લેમોન્ત્સા નામના ગામડાની (પોતાનો જન્મ, હમવતનીઓના રિતરિવાજો,-સામાજિક બંધનો અને વૈયક્તિક સ્વાતંત્ર્યના ખ્યાલો, બીજી દુનિયાની પ્રગતિ વિશેનું અજ્ઞાન, પણ પોતીકા સુખ અને સંતોષની વાતો) કહાણી કહેવા બેસી જાય છે; અને પોતે કયા સંજોગોમાં પકડાયો તેની પણ વાત કહે છે. એ પછી લેખક આગળના બનાવોનું વર્ણન કરતાં, આ વનવાસીએ એના મુખીની—આજ્ઞાને વશ થઈ પોતાના જ મિત્ર હોટોનું ખૂન કરીને, દેવને રાજી કરવાની પ્રણાલિકા સાચવતાં એના પર ટેલી આવેલો ગુજરી-છેક ફાંસીને માંચડે (સત્યનો સદા જય એ અર્થમાં સ્તો!) ચઢવા સુધીની—તેની વાત આલેખે છે.

આખીયે વાર્તા મજાની છે. દ. આફ્રિકાના અજાણ્યા વાતાવરણથી લેખક તમને થોડાં જ પાનાંમાં પરિચિત કરાવી દે છે. એ અપરિચિત પાત્રોને તમે યાદ રાખી મૂકો એવો વાર્તારસ વહેવડાવે છે. વનવાસીઓના રિતરિવાજો અને સામાજિક પરિસ્થિતિ કૌતુક અને કુતૂહલનો વિષય જ ન રહેતાં તમને એમાં રસ લેવાનું—અભ્યાસ કરવાનું અને સહાનુભૂતિ કેળવવાનું મન થાય એવું આલેખન પારતાનું થયું છે, એ મૂળ લેખકના લેખન સામર્થ્યનો સારો એવો પુરાવો છે.

સર્વત્ર માનવસ્વભાવો કેવા એક સરખા જ હોય છે! આ. પછાત, અભણ અને અજ્ઞાન વનવાસીઓમાં પણ કામુકતા ઓછી નથી. મોસાથો અને એનો દીકરો લીબે મોરુતી (પાદરી)ની દીકરી મેરીના દેહનો ઉપભોગ કરવાની લગભગ અણી ઉપર આવે છે. પણ સંજોગો મેરીને બચાવી લે છે—સંજોગો પણ કેવા નાટકી! પિતાના કૃત્યમાં પુત્ર આડો ઊતરે છે તો દીકરાના કર્મમાં બાપ જ વિઘ્ન નાંખે છે! પણ આ બન્ને પ્રસંગોનું આલેખન એવી રીતે થયું છે કે સાધારણતઃ આઘાત લાગે અને છતાં એ આખા જીવન પ્રત્યે સહાનુભૂતિ જળવાઈ રહે. બાકી, આ નવલમાં બીજે ઠેકાણે સજાતિય સંબંધોની વાત પણ ઉઘાડેછોગ આવે છે. કોકેનનાં વ્યસનનો અને દેશી અને વિલાયતી શરાબના વ્યવહારના વારંવાર ઉલ્લેખો આવે છે.

પણ એની સાથોસાથ જીવના જોખમે પણ મોસાથોએ ખેડેલાં સાહસકર્મો, પોતાના પ્રાણની પરવા કર્યા વિના લીબે અને અબ્દુલમિયાને દીધેલાં પ્રાણદાનનાં પ્રસંગો ઝટ વિસરાય તેવા નથી.

' એટલે, ' અને ' પછેડી ' ઓઢનારાં ખાસુરાલૅન્ડના વતનીઓની, સાચી રીતે કહીએ તો, આ એક કલાત્મક જીવન કથા છે, સામાજિક અભ્યાસ ચિત્ર છે; અને સાધારણતઃ બધી નવલકથાના નાયકને પસાર થવા પડતા ખૂન, બળાત્કાર, ચોરી, વ્યસનો, લગ્ન, કુટુંબ, કૌટુંબિક પ્રશ્નો, મહત્ત્વાકાંક્ષા, અને પાર-પાડવાના માર્ગો અને અંતે મોટેભાગે તો દુઃખદ અંત— આમાં પણ આલેખાયો છે—અલબત્ત અહીં વિશેષ યાદ રહી જાય તેવી રીતે, છતાં લગભગ ' ફોટોગ્રાફી 'ની ' ઉપરની સપાટી 'એ, એવો અસંતોષ રહી જાય છે.

આપણે ત્યાં હાલ ઊતરી રહેલા નવલકથાના કિસ્સા કાલમાં આ નવલ વિવિધ રસોનું પાન કરાવનારી બની રહે છે એ નિઃશંક છે. અનુવાદ સ-રસ અને સ-ફળ છે. પુસ્તકને છેડે અપરિચિત શબ્દોને વિગતવાર હકીકતો આપીને સમજાવ્યા છે...

—' કાશ્યપ '

*

## ચિત્રલેખા :

લેખક : ભગવતીચરણ વર્મા : અનુ. કિશનસિંહ ચાવડા
પ્રકાશક : સ્વાણી પ્રકાશન ગૃહ : અમદાવાદ
મૂલ્ય ૩.૫૦ નવા પૈસા

ભગવતીચરણ વર્મા આધુનિક હિન્દી સાહિત્યના એક ઉચ્ચ કલાકાર છે. પહેલાં એ હિન્દીના ' કવિ બાયરન ' હતા; આજે એક વિદ્રોહી લેખક છે. સીનેમાના સંવાદો અને ગીતો એ એમનો વર્તમાન વ્યવસાય છે.

સન ૧૯૧૭થી કવિ તરીકે સાહિત્યના ક્ષેત્રમાં તેમણે પદાર્પણ કર્યું, ૧૯૨૧માં ' પતન ' ઉપન્યાસ, ૧૯૩૧માં ' મધુકણ ' નામનો કવિતા સંગ્રહ અને ૧૯૩૩માં ખ્યાતિ-પ્રાપ્ત કૃતિ ' ચિત્રલેખા '.

' ચિત્રલેખા 'માં વર્માજીએ પાપ પુણ્યની એક સમસ્યા ઉત્પન્ન કરી છે, અને પોતાના દૃષ્ટિબિન્દુથી તેનું સુન્દર સમાધાન પણ કર્યું છે. એ કહે છે કે મનુષ્ય પોતાનો સ્વામી નથી; એ પરિસ્થિતિનો દાસ છે-વિવશ છે. એ કર્તા નથી, કેવળ સાધન છે. પછી પુણ્ય અને પાપ કેવું ?

ચિત્રલેખા આવી અનેક વિચિત્રતાઓનો સમૈયો છે. ભાષા, સાદી સરળ અને શુદ્ધ ખડીબોલી હિન્દી હોવા છતાં, વર્માજીના અંતઃકરણની ભાષા હોવાને લીધે તેમના જીવન-દર્શનની મસ્તી આ રચનામાં પણ પહાડી ઝરણાની જેમ સ્વચ્છન્દ ઊછળે છે.

મૂળ પુસ્તક ' રાષ્ટ્રભાષા-રત્ન ' જેવી હિન્દીની પરીક્ષા માટે પાઠ્ય-પુસ્તક તરીકે સ્વીકૃત છે. આજકાલ હિન્દીની અન્ય પરીક્ષાઓમાં પણ હવે તેને સ્થાન મળ્યું છે. આમ દિનાનુદિન તેની લોકપ્રિયતા વધતી જાય છે. આજસુધીમાં સાત-આઠ સંસ્કરણ પ્રકટ થઈ ચૂક્યાં છે.

આવી કૃતિનો ગુજરાતીમાં શ્રી કિસનસિંહ જેવાના હાથે અનુવાદ થાય એ અનેક રીતે આદરણીય છે. પરંતુ આ પુસ્તકમાં શબ્દોના ખોટા અર્થો, ખોટા પ્રયોગો, અને લિંગ તથા જોડણીની અનેક ત્રુટિયો નજરે ચઢે છે. કદાચ વરસો પૂર્વે છપાયેલું અશુદ્ધ ભાષાંતર એ ને એ સ્વરૂપે પુનર્મુદ્રણ પામ્યું હોય એમ લાગે છે. શ્રી કિસનસિંહ જેવા કલમ-કસબીને હાથે આવી ભૂલો વધુ કઠે છે.

—' સુમન '

*

## હિંદીની પ્રતિનિધિ વાર્તાઓ (ખંડ પહેલો) :

સંપાદક અને અનુવાદક : કિશનસિંહ ચાવડા
પ્રકાશક : સ્વાણી પ્રકાશન ગૃહ : અમદાવાદ
મૂલ્ય : ૩-૫૦ નવા પૈસા

આ પુસ્તક મુખ્યત્વે શ્રી બાજપેયીએ સંપાદિત કરેલી ' હિંદી-કી પ્રતિનિધિ કહાનિયાં 'ને આધારે તૈયાર કરેલ છે. જો કે અનુવાદકે આ વાર્તાઓ મોટા સંગ્રહમાંથી પસંદગી કરી છે, અને ક્રમ ફેરવ્યો છે. આ અનુવાદ દ્વારા ગુજરાતી પાઠકોને, પ્રતિષ્ઠિત હિંદી લેખકોની વારતાઓ જરૂર મળે છે. પરંતુ આ સંગ્રહને આપણે પ્રતિનિધિ વારતાઓનો સંગ્રહ કહી શકીએ ખરા ?

હિન્દી વારતા સાહિત્યના વિકાસને દૃષ્ટિ સામે રાખીને ઐતિહાસિક દૃષ્ટિએ તેની રૂપરેખા આંકીએ તો નીચે મુજબ તેનું વર્ગીકરણ થઈ શકે—

( ૧ ) પ્રસાદ શાખા : ( ૧૯૧૧ ) 'પ્રસાદ', 'હૃદયેશ', રાયકૃષ્ણદાસ, વિનોદશંકર વ્યાસ, ' પન્ત ', મહાદેવી વ.

( ૨ ) પ્રેમચન્દ શાખા : ( ૧૯૧૬ ) ' પ્રેમચન્દ ', ' કૌશિક ', ' સુદર્શન ', ભગવતીપ્રસાદ બાજપેયી, રાજા રાધિકારમણપ્રસાદસિંહ, રાધાકૃષ્ણ વ.

( ૩ ) ઉગ્ર શાખા : ( ૧૯૨૨ ) 'ઉગ્ર' જયભગવાન જૈન, ચતુરસેન શાસ્ત્રી વ.

( ૪ ) જૈનેન્દ્ર શાખા : ( ૧૯૨૮ ) જૈનેન્દ્ર, અજ્ઞેય, ભગવતીચરણ વર્મા, ઇલાચન્દ્ર જોષી વ.

( ૫ ) યશપાલ શાખા : યશપાલ, 'પહાડી', અમૃતલાલ નાગર, અમૃતરાય, 'અંચલ' વગેરે.

આ પ્રત્યેક શાખાનું પોતપોતાનું આગવું સ્થાન છે–ઐતિહાસિક મૂલ્ય છે. ઉપરની વિગત જોતા-તપાસતાં આ સંગ્રહ હિન્દી-વારતા સાહિત્યના વિકાસની અખંડ રૂપરેખા પ્રસ્તુત કરતો નથી. વળી આ સંગ્રહમાં વારતાકારના ઐતિહાસિક મહત્ત્વનો ક્રમ પણ સચવાયો નથી.

જૈનેન્દ્ર જેવાને સમુચિત સ્થાન નથી. પરંતુ એ તો કદાચ દ્વિતીય ખંડમાં આવશે. અને વારતાઓની પસંદગી અંગેય હમેશાં ગહેરા મતભેદ રહેવાના જ. છતાં સંપાદકે પ્રતિનિધ વારતા તરીકે તો એવી વારતાને પસંદ કરવી જોઈએ જેણે પાઠકોને અત્યંત પ્રભાવિત કર્યા હોય; અને જે હિન્દી વારતાના પ્રત્યેક યુગની વિશેષતાઓની ક્રમાનુસાર અને સ્પષ્ટ સ્થિતિ બતાવી શકે.

એકંદર, આ સંગ્રહ હિંદી ઉચ્ચ કોટિના વાર્તાકારોની કૃતિઓ આપે છે, તથા તે તે લેખકોનો પરિચય પણ પ્રસ્તુત કરે છે, એ આવકાર્ય છે. આશા રાખીએ કે દ્વિતીય ખંડની વાર્તાઓ વધારે પ્રતિનિધિ બને.

—'સુમન'

---

# થોડાક વધુ આવકારો

[ પાન ૫૭થી ચાલુ ]

લોકસત્તા ( વડોદરા : ૧૧-૧-૫૮ )

માનવીય ગૌરવની પુનઃ પ્રતિષ્ઠા ઝંખતા આ માસિકને હાર્દિક આવકાર.

સામાન્ય વાચકને દૃષ્ટિ સમક્ષ રાખીને હેતુલક્ષી શિષ્ટવાચન આપવાનો પ્રશસ્ય પ્રયત્ન 'માનવ'ના પહેલા જ અંકમાં દેખાય છે. વર્તમાન સમયમાં વ્યાપી રહેલી સ્થિતિ-જડતાથી માણસોએ રૂંધામણ અનુભવવી જોઈએ. એ રૂંધામણ અનુભવવી એ ભાવિ વિકાસની પ્રથમ શરત છે......

**આ માટે જીવનમાં બને તેટલાં ક્ષેત્રોને સ્પર્શવાનો આશય રાખ્યો છે. આથી વૈવિધ્ય પણ સારું જળવાય છે.**

જનતાને માહિતી આપવા સાથે એની રુચિને ઘડવામાં **માનવ** સારો ફાળો આપશે એવી આશા બંધાય છે, કારણ કે એની પાછળ એના સંપાદકની સૂઝ રહેલી છે.

ગુજરાત મિત્ર ( સુરત )

માનવીય ગૌરવને પુનઃ પ્રતિષ્ઠિત કરવાની ભાવનાથી શ્રી મોતીલાલ ગાંધીએ આ સામયિક પ્રગટ કરવાનું ધાર્યું છે. આ ભાવના ખરેખર ઇષ્ટ છે.

સામયિકની આ અંકની લેખસામગ્રી પણ આ જ ભાવનાની પોષક છે......

ગુજરાત સમાચાર ( અમદાવાદ ૨૧-૧-૫૮ )

જીવનમાં અને જગતમાં જ્યાં કયાંય ને જે કાંઈ સત્ય છે, લાવણ્ય છે, માંગલ્ય છે—એ બધું અનુભવવાનો અજંપો એકવાર પણ જાગી જાય તો માનવ બની જવાય—એ હેતુથી આ માસિકનો પ્રયાસ, તેનું જોખમ જાણતાં છતાં, શ્રી. ગાંધીએ કર્યો છે...માસિકના વિભાગો આકર્ષક છે. આગવું વ્યક્તિત્વ લઈને જન્મ્યું છે. છપાઈ સુઘડ છે.

જન્મભૂમિ ( મુંબઈ : ૧૩-૧-'૫૮ )

ગુજરાતી સામયિકોની સૃષ્ટિમાં વળી પાછું એક નવું માસિક પ્રવેશે છે, અને તે માનવીય ગૌરવની પુનઃપ્રતિષ્ઠા કરવાની ઝંખનાની સાથે પ્રવેશે છે. ધ્યેય તો અલબત્ત ઊંચું છે, અને આ સામયિકમાંની લેખસામગ્રીમાં પણ આ ધ્યેયને સિદ્ધ કરવાના પ્રયાસનું પ્રતિબિંબ જોઈ શકાય છે... '**માનવ**'ની યાત્રા નિર્વિઘ્ન સફળ બની રહે એમ ઇચ્છીએ.

સ્વીકાર તો કરવો જ પડે છે—અતિ મોડો મોડોય. પરંતુ આવો સ્વીકાર પરિસ્થિતિએ લાદેલો હોઈ એમાં જાગ્રત ચિન્તન નહિ પણ બહુ બહુ તો 'ઔપચારિક તર્ક' (Formal logic)નો જ વધુ ફાળો હોય છે. આથી એક બાજુ સ્વીકાર કર્યા છતાં જૂની ઘરેડની ખીંચ જબરજસ્ત રહી જાય છે. ખુદ માર્ક્સવાદમાં આનાં લક્ષણ સ્પષ્ટ રીતે વર્ણવેલાં છે: બાહ્ય પરિસ્થિતિ, સર્વસાધારણ રીતે, જેટલી ઝડપે પલટાય છે, એટલી ઝડપે મનઃસ્થિતિ પલટાતી નથી...એ તો ઘણો લાંબો સમય પાછળ ઢસડાતી રહે છે...અને તેમાંથી વિરોધાભાસ જન્મે છે.

એટલે કે, માણસ ઈતિહાસની હજી એવી કક્ષાએ છે કે, બાહ્ય પરિસ્થિતિ આપણને મોટે ભાગે ઘસડે છે; જે કાંઈ બૌદ્ધિક સ્વીકાર આપણે કરીએ છીએ તે પણ આંતરિક ચેતનાનું પરિણામ ન હોતાં, મહદંશે આવી પડેલો, માથે ઠોકાયેલો, પરિસ્થિતિએ લાદેલો નિર્ણય હોય છે!

આનો અર્થ તો એ જ ને કે, પરિવર્તનમાં ચેતનાનો ફાળો જેટલો અલ્પ એટલે અંશે મનઃસ્થિતિનું પરિવર્તન ઉપરછેલ્લું હોવાનું...બુદ્ધિ અને મનઃસ્થિતિ વચ્ચે ઘણો મોટો અંતરાય રહી જવાનો...?

આપણ સૌની ઓછે વત્તે આવી હાલત છે. માટે જ તો, વધુ અભ્યાસ, વધુ જાગ્રત ચિંતન દ્વારા આપણ સૌએ આ કક્ષાને ઉલ્લંઘવા મથવાનું છે.

'તરંગમાંથી વિજ્ઞાન'ના રાહ માટે બાહ્ય પરિસ્થિતિની જેટલી આવશ્યકતા છે, તેટલું જ સમ્યક્દૃષ્ટિનું—ઐતિહાસિકદૃષ્ટિનું સ્વસ્થ જાગ્રત ચિંતન અનિવાર્ય છે.

આ સમજણના પ્રકાશમાં (જો ગળે ઊતરે તો) ગાંધીજી અંગેનો લેખ જોઈ જવા ટીકાકારોને વિનંતિ છે. આવી દૃષ્ટિએ ટીકા ને ચર્ચા થશે તો મને, તમને અને સૌ વાંચકોને લાભ થશે—નવાં દૃષ્ટિબિંદુનો ને નવી માહિતીનો.

•

હવે બે ટીકાકારોની વાત કરીએ.

ભાવનગરના એક પત્રલેખકભાઈ નિર્મળ મહેતાના પત્રમાંના મુખ્ય મુદ્દા જોઈએ:

—તેમણે લેખના મુખ્ય મુદ્દા ચર્ચવાને બદલે, ગાંધીજીની અહિંસાની તેમના જ અનુયાયીઓને હાથે કેવી ઠેકડી થઈ છે તેનો ઉલ્લેખ કર્યો છે. (મારા લેખમાં ઘણી લીટીમાં આથી વિશેષ નિર્દેશ નથી શું?) અને ઉમેરે છે કે, 'ગાંધીજી જે વિચારથી ભાંગી ગયા હતા તેને આજે 'વિચાર' કહી પૂજવામાં આવે છે!' શું આ સાચી ટીકા છે? ગાંધીજી એમના 'વિચાર'થી નહિ, વિચારની થઈ રહેલી ઠેકડી-વિકૃતિથી અકળાઈ ઊઠ્યા હતા, એટલી સાદી વાતને કેવી ઊલટી કરી રજૂ કરી છે?

—ભાઈ નિર્મળે એવું બીજું વિધાન કર્યું છે કે, 'ભારતની સરકાર સર્વોદયને બદલે સમાજવાદને પસંદ કરે છે.' અહીં બે વાત યાદ આપવી જરૂરી છે: એક તો, સર્વોદય અને સમાજવાદ વચ્ચે ભારતની સરકારે કોઈ મૂળભૂત વિખવાદ—વિરોધ જોયો નથી, અને પસંદગી કરવાનો સવાલ ઊભો થયો નથી. બીજું, આજે તો સર્વોદય અને સમાજવાદના સમન્વયમાંથી, ગાંધી અને માર્ક્સના સમન્વયમાંથી ભારતીય સમાજવાદ વિકસવાની શક્યતા વધી રહી છે ત્યારે બંનેમાં આમૂલ વિરોધ સમજી જૂની ઊલટી ગંગામાં પેંચાવું વિઘાતક જ નથી શું?

—ત્રીજી વાત: પત્રલેખક માને છે કે, 'સર્વોદય' વિચારમાં યંત્રો અથવા વિમાનનો બહિષ્કાર યા નિષેધ છે; આ વિધાન પૂર્વગ્રહપૂર્ણ છે. આ અંગે વિનોબા, દાદા ધર્માધિકારી વગેરેનું સાહિત્ય વાંચી જવું ઉપયોગી થશે—ભલે એમનાં બધાં મંતવ્યો સાથે આપણે સંમત ન થઈ શકીએ, પણ ખોટી રીતે તો રજૂ કરતા અટકીએ!

—વસ્તુમાં, લેનિનના વૈજ્ઞાનિક ક્રાંતિના સિદ્ધાન્ત અંગે મૂળલેખમાં જે રજૂઆત છે, તેનો જાણે અજાણ્યે ઊલટી રીતે ઉલ્લેખ આ ભાઈના પત્રમાં થયો છે. આ અંકમાં રજુ કરેલા મુદ્દા અને મૂળ લેખ ફરી જોઈ જવાથી ગેરસમજ હશે તો દૂર થશે.

—તેજ રીતે, પત્રલેખકે ગાંધીજીની વ્યક્તિપૂજા, અથવા 'ગાંધીવિચાર' જ ઉદ્ધાર કરશે—એવી અંધશ્રદ્ધાનો આરોપેલો સવાલ પણ મૂળ લેખ ને મુદ્દા ફરી જોઈ જતાં નિર્મૂળ થશે. ગાંધીવિચાર પોતે જ કેવી રીતે વિકસી રહ્યો છે, અથવા

તેની શક્યતા શી છે, એ અત્યંત મહત્વના મુદ્દા અંગે વધુ ઊંડું વિચારવા વિનંતિ છે.

તો પછી—પત્રલેખક પોતે જ કહે છે તેમ, એકની ભક્તિ છોડી દઈ, 'દરેકમાંથી સારું સારું તારવી લેવાનું ધર્મકાર્ય' ખરેખર સરળ થઈ જશે...

ભાઈ નિર્મળ મહેતાને પોતે જ બોધેલા આ માર્ગે આગળ જવા વિનંતિ છે...

*

'જનસત્તા'માં લેખ લખનાર ભાઈ અપૂર્વ મહેતાને તો આવી કશી વિનંતિ કરવાનીય હિંમત નથી. એમણે તો પક્ષીય સાઠમારીની કસરત કરવાના જોશમાં મૂળ લેખમાંથી તદ્દન અસંબદ્ધ રીતે ગાંધીજીનો 'કીમિયો' અને 'ચમત્કાર' જેવા શબ્દો ઉઠાવી લઈ લેખક ઉપર તડી વરસાવી પૂરો આનંદ લૂંટી લીધો છે. મૂળ લેખના વાચનારાઓને ભાઈ અપૂર્વનો આવો પ્રયાસ અલબત્ત કેવળ હાસ્યાસ્પદ લાગશે... મને તો, વીસેક વર્ષ પૂર્વેના પ્રસંગો યાદ આવે છે, જ્યારે અમે ઉદામો અમારા લેખોમાં, 'ટાણુ જાણે' 'રામ જાણે' અથવા 'ભગવાનને ખાતર'...જેવા શબ્દપ્રયોગો 'અવૈજ્ઞાનિક અને અંધશ્રદ્ધાના બૂઝર્વા ભાષા પ્રયોગો છે' એવી ચર્ચા કરતા હતા!

આજેય હજી, માકર્સ અને લેનિનનાં જ મૂળ લખાણો-માં આથીય વધુ 'અવૈજ્ઞાનિક' શબ્દ પ્રયોગો છે એ વાત યાદ કરાવીને, અથવા તો, ભાષામાંય 'બૂઝર્વા' અને 'પ્રોલેટારિયેટ' એવા ભેદો પાડવા એ વિકૃતિ છે—એવા સ્તાલિનના ઉતારા ટાંકીને જ શું આ ઉદામભાઈ અપૂર્વને શરમાવવા રહ્યા?

અચૂક વસાવવા યોગ્ય

# ચૂંટેલું હિંદી સાહિત્ય

●

## ઉપન્યાસ : કહાની

| | | |
|---|---|---|
| કર્મભૂમિ | પ્રેમચંદ | ૬.૦૦ |
| કાયાકલ્પ | ,, | ૭.૦૦ |
| ગ્રબન | ,, | ૫.૦૦ |
| ગોદાન | ,, | ૪.૦૦ |
| સેવાસદન | ,, | ૩.૦૦ |
| પ્રેમાશ્રમ | ,, | ૪.૦૦ |
| કફન | ,, | ૨.૦૦ |
| ગ્રામ્યજીવનકી કહાનિયાં | ,, | ૨.૦૦ |
| પ્રેમચંદકી સર્વશ્રેષ્ઠ કહાનિયાં | ,, | ૩.૦૦ |
| હિન્દીકી આદર્શ કહાનિયાં | ,, | ૧.૫૦ |
| પ્રેમ પચીસી | ,, | ૩.૦૦ |
| નારી જીવનકી કહાનિયાં | ,, | ૨.૫૦ |
| ટૉલ્સટૉયકી કહાનિયાં | ,, | ૨.૦૦ |
| ગીતાંજલિ | રવિન્દ્રનાથ ટાગોર | ૩.૦૦ |
| માલી | ,, | ૧.૫૦ |
| ઘર ઔર બાહર | ,, | ૩.૫૦ |
| ઠકુરાની બહૂકા બાઝાર | ,, | ૨.૦૦ |
| ડાકઘર ( નાટક ) | ,, | ૦.૬૨ |
| રવીન્દ્ર-કથા | ,, | ૨.૦૦ |
| રવીન્દ્ર-દ્વાદશી | ,, | ૨.૦૦ |
| રવીન્દ્ર કથાકુંજ | ,, | ૧.૭૫ |
| નીરજા ઔર ચાર અધ્યાય | ,, | ૨.૦૦ |
| રવીન્દ્ર કવિતા કાનન (કવિતા) | | ૧.૦૦ |
| જલઝલા | | ૧.૭૫ |
| રવીન્દ્ર સાહિત્ય ( ૨૬ ભાગ ) : | પ્રત્યેક | ૨.૨૫ |
| તીન ઉપન્યાસ | શરચ્ચંદ્ર | ૨.૨૫ |
| અરક્ષણીયા | ,, | ૪.૫૦ |
| શ્રીકાન્ત | ,, | ૬.૦૦ |
| બચપનકી કહાનિયાં | ,, | ૧.૨૫ |
| આત્મકથા-શરત | ,, | ૨.૦૦ |
| પાંચ કહાનિયાં | ,, | ૧.૫૦ |
| દત્તા | ,, | ૧.૫૦ |
| નારીકા મૂલ્ય ( નિબંધ ) | | ૧.૫૦ |
| શરત કે નારી પાત્ર ,, | | ૪.૫૦ |
| શરત-સાહિત્ય ( ૩૩ ભાગ ) : | પ્રત્યેક | ૧.૫૦ |
| કલ્યાણી | જૈનેન્દ્રકુમાર | ૨.૦૦ |
| સુનીતા | ,, | ૨.૫૦ |
| ત્યાગ-પત્ર | ,, | ૧.૨૫ |
| જૈનેન્દ્રકી કહાનિયાં ( સાત ભાગ ) | પ્રત્યેક | ૩.૫૦ |
| સાહિત્યકા શ્રેય ઔર પ્રેય ( નિબંધ ) | | ૭.૦૦ |
| કામ, પ્રેમ ઔર પરિવાર | ,, | ૨.૦૦ |
| આનંદ મઠ | બંકિમચંદ્ર | ૨.૦૦ |
| મૃણાલિની | ,, | ૨.૦૦ |
| કૃષ્ણકાંતકા વિલ | ,, | ૨.૦૦ |
| સીતારામ | ,, | ૨.૦૦ |
| રાજસિંહ | ,, | ૩.૦૦ |
| રજની | ,, | ૨.૦૦ |
| કપાલ કુંડલા | ,, | ૨.૦૦ |
| દુર્ગેશનંદિની | ,, | ૨.૦૦ |
| ચન્દ્રશેખર | ,, | ૨.૦૦ |
| વિષ-વૃક્ષ | ,, | ૨.૦૦ |
| યુગલાંગુરીય | ,, | ૦.૫૦ |
| દેવી ચૌધરાની | ,, | ૨.૦૦ |
| ઇન્દિરા | ,, | ૧.૦૦ |
| રાધારાની | ,, | ૦.૫૦ |
| તિતલી | જયશંકર પ્રસાદ | ૪.૦૦ |

| | | |
|---|---|---|
| આંધી | જયશંકર પ્રસાદ | ૨.૦૦ |
| દિવ્યા | યશપાલ | ૪.૦૦ |
| દેશદ્રોહી | " | ૫.૫૦ |
| અભિશપ્ત | " | ૨.૦૦ |
| પિંજરેકી ઉડાન | " | ૨.૫૦ |
| મનુષ્યકે રૂપ | " | ૬.૦૦ |
| તુમને ક્યોં કહા થા મૈં સુંદર હૂં | " | ૨.૫૦ |
| ચાર કહાનિયાં | સુદર્શન | ૩.૫૦ |
| સુદર્શન-સુમન | " | ૩.૫૦ |
| પ્રેમ-પુજારિન | " | ૨.૨૫ |
| સુદર્શન-સુધા | " | ૩.૫૦ |
| બચ્ચોંકા હિતોપદેશ | " | ૧.૦૦ |
| રુસ્તમ સોહરાબ | " | ૧.૦૦ |
| સિતારોંકે ખેલ | ઉપેન્દ્રનાથ અશ્ક | ૩.૫૦ |
| ગિરતી દિવારેં | " | ૧૦.૦૦ |
| અંકુર | " | ૨.૦૦ |
| જુદાઈકી શામકા ગીત | " | ૩.૭૫ |
| મેરા મેરા દુશ્મન | " | ૩.૭૫ |
| પરાજય | કૃષ્ણચંદ્ર | ૪.૫૦ |
| જબ ખેત જાગે | " | ૨.૭૫ |
| તૂફાનકી કલિયાં | " | ૬.૦૦ |
| રેતકા મહલ | " | ૩.૫૦ |
| ઉલ્ટા વૃક્ષ | " | ૩.૦૦ |
| એક ગધેકી આત્મકથા | " | ૩.૦૦ |
| બાવન પત્તે | " | ૫.૫૦ |
| અન્ધા છત્રપતિ | " | ૩.૦૦ |
| ગરજનકી એક શામ | " | ૩.૦૦ |
| પૂરે ચાંદકી રાત | " | ૩.૦૦ |
| અન્નદાતા | " | ૩.૦૦ |
| સ્વરાજ્યકે ૫૦ વર્ષ બાદ | " | ૩.૦૦ |
| ફૂલ ઔર પત્થર | " | ૨.૭૫ |
| સુબહ હોતી હૈ | " | ૨.૫૦ |
| મોબી | " | ૨.૫૦ |
| એક ખેત એક ખુશબૂ | " | ૩.૫૦ |

## નાટક

| | | |
|---|---|---|
| અઠલા | દ્વિજેન્દ્રલાલ | ૧.૨૫ |
| ઉસ પાર | " | ૧.૭૫ |
| ચન્દ્રગુપ્ત | દ્વિજેન્દ્રલાલ | ૧.૭૫ |
| દુર્ગાદાસ | " | ૧.૨૫ |
| નૂરજહાં | " | ૧.૫૦ |
| ભારત-રમણી | " | ૧.૫૦ |
| ભીષ્મ | " | ૧.૫૦ |
| મહારાણા-પ્રતાપ | " | ૧.૫૦ |
| મેવાડ-પતન | " | ૨.૨૫ |
| શાહજહાં | " | ૧.૭૫ |
| સીતા | " | ૧.૫૦ |
| સૂમકે ઘર ધૂમ | " | ૧.૨૫ |
| સિંહલ-વિજય | " | ૦.૫૬ |
| ભારતેન્દુ | શેઠ ગોવિંદદાસ | ૨.૦૦ |
| દો નાટક | " | ૧.૫૦ |
| સેવા-પથ | " | ૧.૦૦ |
| દુઃખ ક્યોં ? | " | ૨.૫૦ |
| આઠ એકાંકી | " | ૧.૫૦ |
| તીન એકાંકી | " | ૧.૦૦ |
| ચાર ઐતિહાસિક એકાંકી | " | ૧.૫૦ |
| અજાતશત્રુ | જયશંકરપ્રસાદ | ૧.૫૦ |
| સ્કન્દગુપ્ત | " | ૧.૫૦ |
| ચન્દ્રગુપ્ત | " | ૩.૦૦ |
| જનમેજય કા નાગયજ્ઞ | " | ૧.૨૫ |
| વિશાખા | " | ૧.૫૦ |
| રાજ્યશ્રી | " | ૧.૦૦ |
| ધ્રુવસ્વામિની | " | ૧.૦૦ |
| એક ઘૂંટ | " | ૧.૦૦ |
| કામના | " | ૧.૫૦ |
| કર્બલા | પ્રેમચંદ | ૪.૫૦ |
| પ્રેમકી વેદી | " | ૦.૭૫ |
| ચન્દ્રહાર | " | ૧.૫૦ |
| હોરી | " | ૧.૫૦ |
| સિકન્દર | સુદર્શન | ૧.૫૦ |
| ભાગ્ય-ચક્ર | " | ૩.૦૦ |
| અંજના | " | ૨.૫૦ |
| વરમાલા | ગોવિંદવલ્લભ પન્ત | ૧.૫૦ |
| રાજમુકુટ | " | ૧.૨૫ |
| અંગૂરકી બેટી | " | ૨.૨૫ |



[ ચિત્ર : ખત્રી ]

# માનવ

૩

સંપાદન : ભોગીલાલ ગાંધી


કાર્લ માર્ક્સ : ( વિશ્વાંજલિ )
આચસુધારક મહેતાજી ( ગુર્જર જીવનધારા )
માતૃત્વનો વિલાપ ( પ્રસંગકથા )
ઊકરડે કૈંકાયલાઓનો અદનો સાથી ( પરિચય લેખ
જનપથે ( વ્યવહાર-કર્મ, વ્યવહાર-પ્રેમ, વ્યવહાર-ધર્મ
સાર્થક્ય ( કણિકા )
માનવમાર્ગ ( ચિંતન લેખ )
ફરતાં ફરતાં ર. મ. રા. ( રવિશંકર રાવળની ટીપણુ
પતિતપાવના પૃથ્વી ( સંગીતરૂપક )
પ્રજા-પ્રજાની મૈત્રી ( પરિચય )
વિજ્ઞાન ( પરિચય-સિદ્ધિ )
આસ્વાદ ( કવિતાનો, પુસ્તકની કલાનો )
પ્રવૃત્તિ ને પડઘા ( સાંપ્રતિક પ્રસંગનોંધ )
ઘરદીવડા ( પરિમ: સ્વ. મોતીભાઈ અમીન )
ભલે પ્રગટ્યાં ( અંગ્રેજી ગ્રંથો )
નવું વાચન ( ગુજરાતી પ્રકાશનોનાં અવલોકન )




૧૯૫૮
માર્ચ


સંચાલન :
ચેતન પ્રકાશન ગૃહ લિમિટેડ
રામજી મંદિરની પોળ : વડોદરા





વાર્ષિક રૂા. ૬-૦૦ છૂટક ૦-૬૨ ન.પૈસા (૧૦ આ.
[ પરદેશ શિલિંગ ૧૫ ]



[ ચિત્ર : ખત્રી ]

# માનવ

માનવીય ગૌરવની પુનઃપ્રતિષ્ઠા અર્થેનું માસિક

સંપાદન : ભોગીલાલ ગાંધી

૩


કાર્લ માર્ક્સ : ( વિશેષાંજલિ )
આધસુધારક મહેતાજી ( ગુર્જર જીવનધારા )
માતૃત્વનો વિલાપ ( પ્રસંગકથા )
શિકરો કે કાયલાઓનો અદનો સાથી ( પરિચય લેખ
જનપથ ( વ્યવહાર-કર્મ, વ્યવહાર-ક્રમ, વ્યવહાર-ધર્મ )
સાર્થક્ય ( કણિકા )
માનવમાર્ગ ( ચિંતન લેખ )
હરતાં ફરતાં ર. મ. રા. ( રવિશંકર રાવળની રોજનીશી
પતિતપાવની પૃથ્વી ( સંગીતરૂપક )
પ્રજા-પ્રજાની મૈત્રી ( પરિચય )
વિજ્ઞાન ( પરિચય-સિદ્ધિ )
આસ્વાદ ( કવિતાનો, પુસ્તકની કલાનો )
પ્રવૃત્તિ ને પડઘા ( સાંસ્કારિક પ્રસંગનોંધ)
ઘરદીવડા ( પરિચય : સ્વ. મોતીભાઈ અમીન )
ભલે પ્રગટ્યાં ( અંગત ગ્રંથો )
નવું વાચન ( ગુજરાતી પ્રકાશનોનાં અવલોકન )



વાર્ષિક રૂ. ૬-૦૦ છૂટક ૦-૬૨ ન.પૈસા (૧૦ આના)
[ પરદેશ શિલિંગ ૧૫ ]





૧૯૫૮
માર્ચ

સંચાલન :
ચેતન પ્રકાશન ગૃહ લિમિટેડ
રામજી મંદિરની પોળ : વડોદરા

ફોન : ૨૬૫૦




માનવ

માનવનો આ ૩જો અંક પ્રગટ થાય છે.

ગુજરાતના સામયિકોએ 'માનવ'ને આપેલા ઉમળકાભર્યો આવકાર ( અંક : ૨માં છાપેલ )થી આપ પરિચિત છો.

માનવના પ્રયાસોનો આપને હવે ખ્યાલ આવ્યો હશે જ

—માનવીય મૂલ્યોની પુનઃપ્રતિષ્ઠા
—સર્વાંગી અનુભૂતિઓનો આસ્વાદ
—વિવિધ અભ્યાસ, માહિતીઓ અને પરિચયો
—તથા સ્વતંત્ર સ્વસ્થ વિચારધારા દ્વારા

માનવ

નવાયુગનું મૉડર્ન રિવ્યુ બનવાની અભિલાષા સેવે છે.

## વિજ્ઞપ્તિ

આ અંક મળી જતાં આપ ગ્રાહક તરીકે નોંધાઈ જઈ મ. ઓ. કરશો ?

છતાં

અમે આપને ફરી અઠવાડિયામાં યાદપત્ર લખીશું : જવાબીકાર્ડ સાથે : આપના જવાબની અપેક્ષા રાખશું.

આપના અચૂક સહકારની અપેક્ષાએ—

# માનવ મળવાનાં સ્થળ

શ્રી ન્યુઝ પેપર સરવીસ ( ન્યુઝ પેપર એજન્ટ )
ટીનવાળા બિલ્ડીંગ, ત્રિભુવન રોડ : મુબઈ

એ. આર. શેઠની કું. ( બુકસેલર )
પ્રિન્સેસ સ્ટ્રીટ : મુંબઈ–૨

એન. એમ. ત્રિપાઠી ઍન્ડ કું. ( બુકસેલર )
પ્રિન્સેસ સ્ટ્રીટ : મુંબઈ–૨

એન. એમ. ઠક્કરની કું. ( બુકસેલર )
પ્રિન્સેસ સ્ટ્રીટ : મુંબઈ–૨

આર. આર. શેઠની કું. ( બુકસેલર )
પ્રિન્સેસ સ્ટ્રીટ : મુંબઈ–૨

ગાંડીવ સાહિત્ય મંદિર ( બુકસેલર )
હવાડિયા ચકલો : સુરત

સુરત બુક સ્ટોલ ( ન્યુઝ પેપર એજન્ટ )
બુરહાનપુરી ભાગોળ : સુરત

પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિ.
ટાવર રોડ : વડોદરા

ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય ( બુકસેલર )
ગાંધી રસ્તો : અમદાવાદ

ભારતી સાહિત્ય સંઘ લિ. „
ગાંધી રસ્તો : અમદાવાદ

રવાણી પ્રકાશન ગૃહ „
રીલિફ રોડ : અમદાવાદ

વિજય સ્ટોર્સ ( ન્યુઝ પેપર એજન્ટ )
સ્ટેશન રોડ : આણંદ

સી. સી. પટેલ ( ન્યુઝ પેપર એજન્ટ )
સ્ટેશન રોડ : નડિયાદ

વલ્લભ વિદ્યાનગર કન્ઝ્યુમર્સ કો ઑપ સ્ટોર્સ
વલ્લભવિદ્યાનગર : આણંદ

એ. જી. વોરા ઍન્ડ કું. ( ન્યુઝ પેપર એજન્ટ )
ટાવર પાસે : વડોદરા

નટુ શાહ, ગોલવાડ, નવસારી

કાંતિલાલ સોમાલાલ ખત્રી ( ન્યુઝ પેપર એજન્ટ )
રતનપોળ નાકા : અમદાવાદ

સસ્તું કિતાબઘર
રીલિફ રોડ : અમદાવાદ

રમણિક મેઘાણી
અમરતલા સ્ટ્રીટ : કલકત્તા



## માનવ

[ માસિક ]

**જાહેરખબરના દર**

પૂંઠું ૨જું રૂ. ૮૦
પૂંઠું ૩જું રૂ. ૮૦
પૂંઠું ૪થું રૂ. ૧૨૫ (બે રંગમાં)
સાદું આખું પાનું રૂ. ૬૦
સાદું અડધું પાનું રૂ. ૩૫





ગાંધી : " ગાંધીવાદ જેવી કોઈ ચીજ નથી; હું મારી પાછળ
કોઈ સંપ્રદાય છોડી જવા ઈચ્છતો નથી........"

માર્ક્સ: " એક વાત નક્કી છે કે હું માર્ક્સવાદી નથી......"

**માર્ક્સના જીવનદર્શનમાં ગાંધી-જીવનદર્શન ભળી જતાં આજના અણુયુગને અનુકૂળ નવું જ રસાયણ સર્જવાની શક્યતા શું પાકી ચૂકી નથી ?**

# કાર્લ માર્ક્સ : સિદ્ધિ ને સમસ્યા

૧૯૫૮ના માર્ચની ૧૪મી : જગતની એક મહાન વિભૂતિ—કાર્લ માર્ક્સનો ૭૫મો નિર્વાણ દિન છે.

એના જન્મને આવતા મે માસમાં ૧૪૦ વર્ષ પૂરાં થશે.

ઇતિહાસકારોએ એને વૈજ્ઞાનિક સમાજવાદનો પુરસ્કર્તા લેખ્યો છે; એના અનુયાયીઓએ એને જગતની શ્રમજીવી જનતાનો પયગંબર ગણી પૂજ્યો છે; ને એના ટીકાકારોએ સુદ્ધાં, ગમે તેટલો કઠોર વિરોધ છતાં, એની સર્વતોમુખી અસાધારણ પ્રતિભાને અચૂક અંજલિ અર્પી છે.

આજે જગતની લગભગ અર્ધી વસ્તી ધરાવતાં રાષ્ટ્રોમાં માર્ક્સની પ્રેરણાને અનુસરવાનો દાવો કરતી રાજ્ય સત્તાઓ હસ્તિ ધરાવે છે; અને જગતના કેવળ કમ્યુનિસ્ટ પક્ષો જ નહિ, સમાજવાદી દળો, માર્ક્સ પછીના માર્ક્સવાદી સિદ્ધાન્તો અને આચારો અંગે ઉગ્ર મતભેદ ધરાવતાં છતાં, આ આદ્ય પુરુષની પ્રેરણાને અંજલિ અર્પતા રહ્યા છે.

આજે તો જાણે, જગતની મોટાભાગની ત્રસ્ત માનવતા—ભારત સહિતની—સમાજવાદનો રાહ અપનાવી રહી છે.

એટલું જ શું કામ ? ગાંધી વિચારધારાના પંથે પળેલી **સર્વોદયી ક્રાંતિ** પણ આજે તો બુદ્ધ, શંકર અને ગાંધીની સાથે માર્ક્સની વિચારધારાનો સંગમ સાધી રહી છે.

કશી જ અતિશયોક્તિ વિના કહી શકાય કે—

○ માર્ક્સના સિદ્ધાન્તોને પ્રગટ થયે ૧૧૦ વર્ષ વીતી ગયા છતાં, એની પ્રેરણા આથમી નથી.

○ ઔદ્યોગિક યુગના આરંભથી વર્તમાન સમાજની સમસ્યાના ઉકેલમાં અને નવ સમાજના ઘડતરમાં એનો ફાળો અપૂર્વ અને વિરલ રહ્યો છે.

## પ્રતિભાના પલકારા

૧૮૧૮ના મેની ૫મી તારીખે પ્રુશિયા( જર્મની )મા એક યહૂદી કુટુંબમાં તે જન્મ્યો હતો.

૧૭ વર્ષની ઉંમરે હજી મેટ્રિક થઈ યુનિવર્સિટીમાં દાખલ થયો છે ત્યાં તો જ્ઞાનની કોઈ અદ્ભુત લગની એને લાગી ચૂકી છે. સર્વસાધારણ રોજીંદા મોજશોખો, સુખસગવડો, અને સામાજીક સંસર્ગોથી અલિપ્ત બની, રાત ને દિવસ ગ્રીક અને લેટિન લખાણોના ભાષાંતરમાં, તત્ત્વજ્ઞાનના અને કાનૂન શાસ્ત્રના અધ્યયનમાં, તથા થોકબંધ કવિતા લેખનમાં ( કવિતા ૩ ગ્રંથો જેટલી ! ) અને પોતાના દિમાકમાં સમુદ્રની જેમ ઊછળતા વિચારોને વ્યવસ્થિત કાગળ ઉપર ઉતારવાની ગડમથલમાં એ ગળાબૂડ રચ્યો પચ્યો છે.

૧૯ મે વરસે તો એણે ' કાન્ટ 'ના સિદ્ધાંતોનો ઇન્કાર

કરી 'હેગલ'ની ફિલસૂફી પાછળ એવું તો ગુકાવી દીધું છે કે કાયદાનો એનો મુખ્ય અભ્યાસ પણ અધવચ્ચે લટકી ગયો છે; અને દીકરો અચ્છો બારિસ્ટર અથવા અમલદાર થશે એવી પિતાએ સેવેલી આશાઓ પર એ પાણી ફેરવી રહ્યો છે. પુત્ર તો સત્યની શોધમાં મશગુલ છે—સુખસગવડની નિરાંતની જીંદગીનું એને આકર્ષણ જ નથી!

૨૩ મે વરસે ફિલસૂફીમાં પી. એચ. ડી.ની પદવી પ્રાપ્ત કરી એણે પ્રાધ્યાપકના પદ માટે અરજી તો કરી; પણ પ્રુશિયન યુનિવર્સિટીમાં અંધસંમતિવાદી (કન્ફર્મિસ્ટ) પંડિતો સિવાયના સ્વતંત્ર વિચારકો માટે સ્થાન ક્યાંથી?

અને માર્ક્સે જીવનવ્યવસાયનો આરંભ સ્વૈર—ફ્રીલાન્સ પત્રકાર તરીકે કર્યો...બાદ, 'હાઈનિશ ઝેઈટુંગ' નામના એક ઉદ્દામ અખબારનાં સંપાદનમાં બે વરસ ગાળ્યાં. આ દરમ્યાન એને પોતાના અભ્યાસની એકાંગિતા અને અધૂરાપણું સાલવા માંડ્યું. અને અર્થશાસ્ત્ર તથા સમાજવાદી સાહિત્યના સર્વાંગી અધ્યયનમાં તે તન્મય બની ગયો.

## જમાનાની વેદના

૨૫ વર્ષની વયે તો તે ચૂસ્ત સમાજવાદી બની ચૂક્યો હતો. જમાનાની વેદના જાણે પી લીધી હતી!

માર્ક્સ જોઈ રહ્યો હતો:

* મૂઠીભર માનવીઓના હાથમાં ઉત્પાદનનાં મુખ્ય સાધનો છે; ને એમની શોષણ ચક્કીમાં હજારો માનવીઓ નિતનિત પિસાઈ રહ્યાં છે. અગાઉના જમાનામાં માલિક અને ગુલામ, સામંત અને એના અર્ધ ગુલામ સર્ફ વચ્ચે સીધો માણસ તરીકેનો સંબંધ હતો, એના ભરણ પોષણની અને જીવતરની જવાબદારી માલિકની હતી.

* ત્યારે, આ હજારો ઔદ્યોગિક કામદાર પાસે ઉત્પાદનનાં પોતાનાં સાધનો નથી; એને કોઈ સ્વતંત્ર ઈચ્છા જેવું નથી, એના માલિકનેય એ ઓળખતો નથી; માલિકને માથેય એની કોઈ કશી જવાબદારી નથી! જે યંત્ર ઉપર તે કામ કરે છે એ યંત્રનો જ એક ભાગ જેવો, એના જ એક નિર્જીવ હાથા જેવો બની ગયો છે! ન્યાત જાત, ધર્મ કોમ, સ્રી પુરુષ, વૃદ્ધ બાળક–બધા ભેદો ભુંસાઈ જઈ તે કેવળ શ્રમ વેચનારો બની ગયો છે. માનવીની શ્રમશક્તિ કોઈ આનંદ, કોઈ સર્જન, કોઈ જીવનરસની પ્રવૃત્તિ નહિ, કેવળ રોટી સારુ ફરજીયાત વેચવાની બજારૂ ચીજ બની ગઈ છે—જેમાંથી માંડ પોતાનું ભરણ પોષણ કરી શકે, વંશવેલો ચાલુ રાખી શકે; એથી વિશેષ બદલો મળવાની કદિ શક્યતા નથી. ઉપરથી, આવતી કાલની તો કોઈ ગેરંટી નથી જ નથી!

* ખુદ દાક્તરો, વકીલો, પાદરીઓ, કવિઓ અને વૈજ્ઞાનિકો સુદ્ધાં પગારદાર મજૂરોની દશામાં હડસેલાઈ રહ્યા છે!

વધુ નિરીક્ષણ કરતાં એને જણાયું:

* જ્યાં જ્યાં મૂડીવાદ સત્તામાં આવ્યો છે ત્યાં ત્યાં તેણે નિર્દયપણે તમામ માનવીય સંબંધોનો નાશ કર્યો છે. નગ્ન સ્વાર્થ અને હૃદયશૂન્ય 'રોકડ વ્યવહાર' માનવી માનવી વચ્ચેના સંબંધોનો સેતુ બની ગયો છે. પુરાણા યુગનાં પવિત્ર લક્ષણો—સૌ દાક્ષિણ્ય અને કુદરતી લાગણીઓને સ્વાર્થી ગણત્રીઓની હિમનદીઓમાં ડુબાડી દેવામાં આવ્યાં છે. વ્યક્તિગત ગુણ–ગૌરવને બજારૂ સોદા ખરીદીની ચીજ બનાવી દીધા છે: અને લોકોએ સૈકાંઓના સંઘર્ષો અંતે પ્રાપ્ત કરેલી મહામૂલી અસંખ્ય સ્વતંત્રતાઓને સ્થાને બેફામ મૂલ્યરહિત એવી એક માત્ર વેપાર–ઉદ્યોગની, બલ્કે શોષણની જ આઝાદી રહી ગઈ છે!.

* માનવ ગુણો અને સિદ્ધિઓ—પ્રેમ, આત્મા ને વિજ્ઞાન આદિ–સૌનો આજે વેપાર થઈ રહ્યો છે! આખો મૂડીવાદ જાણે ભરચક સટ્ટાનો, સાર્વત્રિક રૂશ્વતખોરીનો યુગ બની ગયો છે...તેમાં આધ્યાત્મિક અને ભૌતિક મૂલ્યો, માનવીય મૂલ્યોની કોઈ પ્રતિષ્ઠા રહી નથી!

ટૂંકમાં–મૂડીવાદે આજ પૂર્વેના તમામ વાઘાઓ ચીરી નાખીને ખુલ્લા નિર્લજ્જ સીધા અને પાશવી શોષણને પ્રતિષ્ઠા આપી છે.

ટૂંકમાં—મૂડીવાદી સમાજ રચનામાં માનવીનુ સર્વથા અમાનવીકરણ થયું છે...માણસ અને એની માણસાઈ કેવળ બજારૂ ચીજ 'કોમોડિટી' બની ગયેલ છે!

## માનવ મુક્તિનો આર્ષ દ્રષ્ટા

આ બધાંથી ઊકળી ઉઠેલો માર્ક્સ માનવીની પુનઃપ્રતિષ્ઠા

કરવાની ખોજમાં ઊંડો ઊતરે છે : 'ક્રાંતિકારી હોવું એટલે કે મૂળમાં ઊતરવું, અને મૂળ એટલે માનવી પોતે !'

અને માનવીની સર્વાંગી મુક્તિનો રાહ તેને વર્ગવિહિન સમાજવાદમાં દેખાયો—જેમાં ઉત્પાદનનાં સાધનો ઉપર સમાજની માલિકી હશે ; શોષક અને શોષિત વર્ગોની હયાતી જ નહિ હોય.

તેનો એવો દૃઢ મત બંધાયો કે—

એક વાર આર્થિક પાયામાં પલટો થઈ જતાં નૂતન સાંસ્કારિક-સામાજિક-નૈતિક ઇમારત ખડી થઈ જશે. નવો સમાજ આ ધરતી પર રચાશે; જેમાં—

*પ્રત્યેક વ્યક્તિનો સ્વતંત્ર વિકાસ સૌના સ્વતંત્ર વિકાસનો રાહબર બને એવું સંગઠન અસ્તિત્વમાં આવશે...માનવી માનવી વચ્ચે નવો એકરસ જાગશે, નવી એકવાક્યતા સ્થપાશે.

*માનવીનું નિયંત્રણ કરનાર રાજ્યસંસ્થાનું સ્થાન વસ્તુઓની સુવ્યવસ્થા સ્થાપનાર સંચાલન તંત્ર લેશે.

અને અંતે, સંપૂર્ણતઃ વર્ગવિહિન, રાજ્યવિહિન સામ્યવાદની કક્ષાએ સમાજ પહોંચી જશે ત્યારે—

દરેક પોતાની શક્તિ મુજબ કામ કરશે અને જરૂરિયાત મુજબ ઉપભોગ કરશે !

માર્ક્સ માનવ મુક્તિનો આર્ષદ્રષ્ટા બની ગયો.

## ઇતિહાસનો કીમિયો

પરંતુ કેવળ આર્ષદર્શન તો બસ ન હતું.

માનવ સમાજની શરૂઆતથી ક્યાં ઓછા આદર્શવાદીઓ જન્મ્યા હતા ? સંતો-અધ્યાત્મવાદીઓ-તત્ત્વચિંતકો અને સુધારકોએ ક્યાં ઓછા ઉપદેશો આપ્યા હતા ? તેમણે ભાવિ મુક્ત સુખી સમાજની ક્યાં ઓછી કલ્પનાઓ રજૂ કરી હતી ?

તો વળી બીજી બાજુ—હજારો વર્ષોના ઇતિહાસમાં ગુલામો, અર્ધગુલામો, ખેડૂતો ને કારીગરોએ શું ઓછાં બંડો કર્યાં હતાં ? છતાં—પરિણામ શું આવ્યું હતું ? એક શોષક વર્ગને નિર્મૂળ કરી બીજો શોષક વર્ગ સત્તામાં આવ્યો હતો : ગુલામોના માલિકો, રાજા સામંતો ને છેવટે મૂડીદારો જ ! એકએકથી ચઢે એવી ક્રૂર શોષણની ઘટમાળ ચાલતી જ રહી હતી !

માર્ક્સે ફરી ફરી ઇતિહાસ ખૂંદ્યો અને જાણે એને કીમિયો હાથ લાગી ગયો :

આ કીમિયો તે—ઇતિહાસકારો જેને માર્ક્સનું અપૂર્વ પ્રદાન ગણાવે છે તે સામાજિક ઐતિહાસિક વિકાસનું વૈજ્ઞાનિક વિશ્લેષણ.

માર્ક્સે આદિ સામ્યવાદ ( પ્રિમિટિવ કમ્યુનિઝમ )થી આરંભી ગુલામી યુગ, સામંતી યુગ, અને મૂડીવાદી યુગના વિકાસનો અને તેના વિલયનો, તેના પ્રત્યેક તબક્કાનો અને નિર્ણાયક વળાંકોનો અત્યંત ઝીણવટભર્યો નીચોડ એના અભ્યાસ ગ્રંથો ને લેખોમાં રજૂ કર્યો.

૧. **તત્ત્વજ્ઞાનની** બાબતમાં—તેણે **પદ્ધતિ** તરીકે જર્મન તત્ત્વજ્ઞ હેગલ ( ૧૭૭૦-૧૮૩૧ )ની 'ડાયલેક્ટિકસ' ( વિરોધ વિકાસવાદ )ની પદ્ધતિને અપનાવી; તો **તત્ત્વશાખા** તરીકે ફુરબાકની ભૌતિકવાદી શાખાનો વારસો લીધો. અને તેણે 'વિરોધ વિકાસવાદી ભૌતિકવાદ'નો આગવો સિદ્ધાન્ત પ્રસ્થાપિત કર્યો...વળી તેનો ઉપયોગ તેણે કેવળ જ્ઞાન અને ચિંતનના ક્ષેત્રે જ નહિ, પણ ભૌતિક ઇતિહાસના વિકાસના ક્ષેત્રે, તેને સમજવામાં અને પલટવામાં કર્યો...

હજારો વર્ષના ઇતિહાસના અસંખ્ય બનાવોના પૂર્વાપર સંબંધો પરત્વે જે ધૂંધળાપણું પ્રવર્તતું આવ્યું હતું તેને માર્ક્સે પરિવર્તનનું વિજ્ઞાન આપ્યું : એક સમાજ-રચનામાંથી બીજી ક્યારે કેવી રીતે ને શા માટે પરિવર્તન પામે છે તેની એકધારી એકતાવાળી સિદ્ધાન્ત દૃષ્ટિ આપી : વિરોધ વિકાસવાદી ઐતિહાસિક ભૌતિકવાદ* ( ડાયલેક્ટિકલ હિસ્ટોરિકલ મટિરિયાલિઝમ ).

---

* અ. '**ડાયલેક્ટિકસ** એ તો, ભૌતિક અને વૈચારિક—બંને ક્ષેત્રની ગતિના સર્વ સાધારણ કાનૂનનું વિજ્ઞાન છે. આ પદ્ધતિમાં 'કંઈ જ આખરી, અંતિમ, અને પવિત્ર નથી.'

**આ : ઇતિહાસનું ભૌતિક દર્શન** : માણસ જે સામાજિક ઉત્પાદનનું કાર્ય કરે છે તેને કારણે તે અનિવાર્ય રીતે એવા સંબંધોમાં પ્રવેશે છે જે સંબંધો પૂર્વનિશ્ચિત હોય છે, એટલું જ નહિ, માણસની ઇચ્છાથી પર હોય છે; ઉત્પાદનના આ સંબંધો ઉત્પાદનની ભૌતિક શક્તિઓના વિકાસની નિશ્ચિત કક્ષાને અનુરૂપ હોય છે. ઉત્પાદનના આ સંબંધોનો **સમગ્ર સરવાળો** એટલે કે સમાજનો આર્થિક પાયો—સાચો પાયો કે જેના ઉપર કાનૂની અને રાજકીય ઇમારત ખડી થાય છે, અને તેને અનુરૂપ સામાજિક

૨. **અર્થશાસ્ત્ર**ની બાબતમાં—માર્ક્સે પોતાના બ્રિટિશ પુરોગામીઓ—ઍડમ સ્મિથ (૧૭૨૩-૧૭૯૦) તથા રિકાર્ડો (૧૭૭૨-૧૮૨૩)નો વારસો અપનાવી આગળ ધપાવ્યો : આ બંનેએ મૂડીવાદી અર્થશાસ્ત્રના અભ્યાસમાં 'મૂલ્યનો શ્રમ-સિદ્ધાન્ત' (લેબર થિયરી ઑફ વેલ્યુ) પ્રતિપાદિત કર્યો જ હતો. અને 'આર્થિક વિચારોને વિજ્ઞાનનું રૂપ આપ્યું હતું.' માર્ક્સે આ મૂલ્ય પાછળનું વધુ રહસ્ય પ્રગટ કર્યું : માનવની સામાજિક ઉપયોગી શ્રમશક્તિ પોતે જ કેવી રીતે બજારૂ વેચાણવસ્તુ (ક્રયવસ્તુ : કૉમોડિટી) બની જાય છે, અને કેવી રીતે એ શ્રમમાંની 'કિંમત ચૂકવાયા વિનાની' બાકીની શ્રમશક્તિના શોષણને પરિણામે 'અતિરિક્ત મૂલ્ય' પેદા થાય છે, તેનો કાનૂન આપ્યો.

૩. **સમાજવાદ**ની બાબતમાં માર્ક્સે તેના તત્કાલીન ફ્રેન્ચ પુરોગામીઓ—યુટોપિયન (સ્વપ્નીલ) સમાજવાદીઓ સેઈન્ટ સાયમન (૧૭૬૦-૧૮૨૫), ફુરીઅર (૧૭૭૨-૧૮૩૭) તથા બ્રિટિશ રોબર્ટ ઓવેનનો (૧૭૭૧-૧૮૫૮) ભારોભાર આભાર માની ભવ્ય અંજલિ અર્પી છેઃ

"આ ત્રણ માનવીઓઃ એમના સિદ્ધાન્તો તરંગી હોવા છતાં, કોઈ પણ યુગના અત્યંત સફળ વિચારકોમાં તેમની ગણના થશે જ રહી. પયગંબરી પ્રતિભાવાળા આ માનવીઓ, 'પાછળથી અમે (માર્ક્સ અને ઍંગલ્સ) દૃઢ વૈજ્ઞાનિક પાયા ઉપર જેની ઇમારત રચી રહ્યા છીએ તેનું પારાવાર સત્ય રજુ કરી ગયા હતા."

માર્ક્સના મતે—આ સ્વપ્નીલ સમાજવાદીઓ વર્ગ સંઘર્ષથી જાગ્રત હતા; પરંતુ કામદાર વર્ગ જ આ સંઘર્ષને મિટાવી દઈ શકશે એ વાત એમને સમજાઈ ન હતી.

માર્ક્સે સામાજિક ક્રાંતિના વિજ્ઞાનનાં ચાવી વર્ગો, વર્ગ-વિગ્રહ અને વર્ગસત્તાની પરીપાટિ દ્વારા રજૂ કરીઃ (૧) જુદા જુદા વર્ગોની ઉત્પત્તિ ઉત્પાદનના વિકાસના વિશિષ્ટ ઐતિહાસિક તબક્કા સાથે સંબંધ ધરાવે છે. (૨) વર્ગવિગ્રહ અનિવાર્ય રીતે શ્રમજીવી સરમુખત્યારી સુધી દોરી જાય છે. (૩) આ શ્રમજીવી સરમુખત્યારી જ તમામ વર્ગોની નાબુદી અને વર્ગ-વિહિન સમાજ સુધી પહોંચાડી શકે છે.

આ રસ્તે જ રાજ્યનું આખરે વિલિનીકરણ શક્ય બને છે.

ટૂંકમાં, માર્ક્સની માન્યતા મુજબ—તમામ રાજ્યસત્તાઓ કોઈ ને કોઈ વર્ગના હાથમાં બીજા વર્ગનું દમન કરવાનું સાધન છે. આજસુધી લઘુમતિ વર્ગે (ગુલામોના માલિકો, રાજાસામંતો, મૂડીદારો) બહુમતી શ્રમજીવી પ્રજાના શોષણ અને દમન માટે આ સાધનનો ઉપયોગ કર્યો છેઃ હવે કામદાર વર્ગ, પોતે લઘુમતિ હોવા છતાં, તેનાં પોતાનાં જ હિત અને મુક્તિ સમાજમાંથી શોષણ માત્રને નાબુદ કરવામાં રહેલાં હોઈ, બીજા તમામ શ્રમજીવીઓના હિતમાં, શોષક વર્ગના હાથમાંથી રાજ્યસત્તા પોતાના હાથમાં લઈ લીધા પછી જ, વર્ગવિહિન સમાજરચના સ્થાપી શકશે. *

અને માર્ક્સના લખવા મુજબ "કમ્યુનિસ્ટો છાપરે ચઢીને જાહેર કરે છે કે, તેમના હેતુઓ વર્તમાન સામાજિક તંત્રને કેવળ બળજબરીપૂર્વક ઉથલાવી પાડીને જ સિદ્ધ થઈ શકશે."

માર્ક્સના ક્રાંતિવિજ્ઞાનના આ ત્રણ આગવાં અર્પણ છે : (૧) તત્ત્વજ્ઞાનમાં વિરોધ વિકાસવાદી ઐતિહાસિક ભૌતિકવાદ (૨) અર્થશાસ્ત્રમાં 'અતિરિક્ત મૂલ્ય' અને (૩) રાજ-કારણમાં વર્ગસંઘર્ષ દ્વારા, કામદાર વર્ગની સરમુખત્યારી પ્રથમ હસ્તગત કરી વર્ગવિહિન અને અંતે રાજ્ય-વિહિન સમાજ રચના પ્રસ્થાપિત કરવી.

આ રીતે માર્ક્સે તેના યુગની વેદનાને જ નહિ, સમસ્ત યુગની આકાંક્ષાને નક્કર સૈદ્ધાન્તિક માર્ગદર્શન ચીંધ્યું.

ચેતનાનું ચોક્કસ સ્વરૂપ અસ્તિત્વ ધરાવે છે. ભૌતિક જીવનમાં ઉત્પાદનની પદ્ધતિ (યંત્રો અને માનવીય સંબંધો બંને—અનુ.) જીવનનાં સામાજિક, રાજકીય, અને આધ્યાત્મિક લક્ષણોનો નિર્ણય કરે છે. માનવીની ચેતના તેમના અસ્તિત્વનું નિર્ણાયક તત્ત્વ નથી, પરંતુ એથી ઊલટું એમનું સામાજિક અસ્તિત્વ એની ચેતનાનું નિર્ણાયક તત્ત્વ છે.'

* 'રાજ્ય ખરેખાત સમસ્ત સમાજના પ્રતિનિધિ તરીકે દાવો કરી શકે એવું એનું પહેલું પગલું' જ—એટલે કે, આખા સમાજ-ને નામે ઉત્પાદનના સાધનો ઉપર કબજો કરવો—(આ પહેલું પગલું) એ જ વેળાએ રાજ્ય તરીકેનું છેલ્લું સ્વતંત્ર કાર્ય બની જાય છે......

એટલે કે, આ પછી દમનના હથિયાર રૂપ રાજ્યસત્તાની જગાએ "વસ્તુઓનું વ્યવસ્થાતંત્ર સ્થાન લેશે"

## સર્વતોમુખી પ્રતિભા

માર્ક્સની એક વધુ પ્રતિભા પણ વિસરાય એવી નથી.

૧૮૪૮માં હજી તો એણે તૈયાર કરેલો કમ્યુનિસ્ટ-ઢંઢેરો પ્રેસમાં પહોંચ્યો છે, ત્યાં તો કામદાર અને રાષ્ટ્રીય બુર્ઝ્વા ક્રાંતિની જ્વાળાઓ ફ્રાન્સ, જર્મની, ઓસ્ટ્રિયા, ઇટલી, હંગેરી વગેરે દેશોમાં ફાટી નીકળી ! કમ્યુનિસ્ટ ઢંઢેરો એ દિવસથી આંતરરાષ્ટ્રીય કામદાર આંદોલનનું 'બાઇબલ' બની ગયો !

માર્ક્સને ઘડીભર તો એવી ખાત્રી થઈ ગઈ કે, એકવાર ક્રાંતિ—રાષ્ટ્રીય બુર્ઝ્વા ક્રાંતિનો ભડકો પેટાતાં ધીમે ધીમે શ્રમજીવીઓના હાથમાં લગામ આવી જશે...અને શ્રમજીવી ક્રાંતિનાં દ્વાર મોકળાં થશે...

અલબત્ત, પાછળથી એને પોતાની 'ઉતાવળી ગણત્રી'નો ખ્યાલ આવ્યો. પરંતુ એણે જાહેર કર્યું કે, આ પછી સમાજવાદી ક્રાંતિ ઇતિહાસના એજન્ડા ઉપર મુકાઈ ચૂકી છે !

પરંતુ સિદ્ધિ કાંઈ એટલી સહેલી ન હતી.

૧૮૪૯થી ૬૬નાં વર્ષો યુરોપના નવા મૂડીવાદીઓ માટે ભિરતા અને સદ્ધરતાનાં વર્ષો નીવડ્યાં. ઉદ્યોગો પૂર ઝડપે વિકસી રહ્યા હતા...સાથોસાથ કામદારોના પગારેય વધ્યા હતા. ક્રાંતિની જામગરી ઉપર જાણે વૃષ્ટિ થઈ : જામગરી હવાઈ ગઈ ! પરિણામ ? લંડનની કમ્યુનિસ્ટ લીગમાં જ તડ પડ્યાં ને ૧૮૫૨માં તો તૂટી ગઈ.

માર્ક્સ જેવો વિચક્ષણ પુરુષ પરિસ્થિતિ કળી ગયો... વળી પાછું રાષ્ટ્રીય ક્રાંતિઓનું મોજું ઊછળ્યું (આયરલેન્ડ, ઇટલી, જર્મની, પોલાંડ); ૧૮૫૭થી મૂડીવાદી વિશ્વવ્યાપી કટોકટીનું પ્રથમ સ્વરૂપ પ્રગટ થયું; ૧૮૬૦-૬૨માં કામદાર હડતાલોનો ઝંઝાવાત જામ્યો.

* અને અથાગ પ્રયાસોને અંતે, ૧૮૬૪માં જગતના કામદારોની પ્રથમ આંતરરાષ્ટ્રિય સંસ્થા (ફર્સ્ટ ઇન્ટરનેશનલ) નો જન્મ થયો.

એના મુખ્ય સંચાલકોમાં મુખ્ય (૧૮૬૫ થી ૧૮૬૭) માર્ક્સ (૧૮૬૮થી ૧૮૭૧), બાકુનિનવાદીઓ (૧૮૭૧થી) અગ્રણી રહ્યા. ૧૮૭૦માં તો ફ્રાન્સ-પ્રુશિયન યુદ્ધ જાગ્યું ને ૧૮૭૧માં પારિસ કમ્યુન !—જગતનું પ્રથમ 'શ્રમજીવી રાજ્ય'—૭૨ દિવસ જીવીને ખતમ થયું...

'ઇન્ટરનેશનલ'માં આંતરિક સંઘર્ષ વધ્યો...એનું કેન્દ્ર લંડનથી ન્યુયોર્ક ખસેડાયું (૧૮૭૨) અને ૧૮૭૬માં સંસ્થા જ સમેટાઈ ગઈ.

આ બધાં વર્ષો દરમ્યાન અને ત્યાર બાદ, ઠેઠ ૧૮૪૯થી થોડીક દોડાદોડી બાદ કરતાં, જીવનના અંત લગીના વર્ષો —૧૮૮૩ સુધી માર્ક્સે લંડનને પોતાનું નિવાસસ્થાન બનાવ્યું: બ્રિટિશ મ્યુઝિયમમાં વરસો લગી કલાકોના કલાકો એકધારા એકાગ્ર અભ્યાસમાં ગાળ્યાં. આ દરમ્યાન તૈયાર કરેલા એની જીંદગીના 'તાજમહાલ' સમા 'દાસ કેપિટલ' ના ત્રણ ગ્રંથો અસાધારણ વિદ્વત્તા અને મેધાના પ્રતીક બની ગયા.

ભારત અંગેય એણે આ વર્ષોમાં લખેલા લેખોનો સંગ્રહ એની તીક્ષ્ણ ઐતિહાસિક દૃષ્ટિના પુરાવારૂપ છે...

## આકરી તાવણી

જેણે આખી જીંદગી એકાગ્ર અભ્યાસ, ચિંતન તથા ઝંઝાવાતોથી ભરેલી પ્રવૃત્તિઓ અને સંગઠનોના સંચાલનમા વીતાવી છે, એવા આ વિરલ માનવીને અંગત જીવનમાંય ઓછું વેઠવું નથી પડયું. તેમાંય ૧૮૫૨થી ૧૮૬૨નો દાયકો એની આકરી તાવણી કરનારો હતો—જ્યારે આર્થિક દુઃખિતાનો પાર ન હતો. એના જ એક પત્રમાંથી:

'મારી પત્ની બિમાર છે. જેની (સૌથી મોટી દીકરી) બિમાર છે; લેના (માર્ક્સને ત્યાં ઘરકામ સંભાળનારી) પણ બિમાર છે .. હું દાક્તર બોલાવી શક્તો નથી કેમકે મારી પાસે દવાનાય પૈસા નથી. છેલ્લાં ૮ થી ૧૦ દિવસ અમે આખા કુટુંબ માત્ર બ્રેડ અને બટાટા ઉપર જ ગુજાર્યા છે, અને આવતી કાલે તો એય મળશે એની કોઈ ખાત્રી નથી ! ઘરભાડું ને બીજાં બીલો તો એવા ને એવા ઊભાં જ છે...'

## સહિયારૂં ચિંતન : સહિયારૂં દર્શન

માર્ક્સના મૃત્યુ સમયે અંજલિ અર્પતાં તેના જીવનસાથી એંગલ્સે કહ્યું છે: "જેમ ડારવિને જીવ ઉત્ક્રાંતિના કાનૂનો શોધ્યા છે, તેમ માર્ક્સે માનવ ઇતિહાસના વિકાસના કાનૂનો શોધ્યા છે..."

એંગલ્સનો જન્મ ૧૮૨૦માં જર્મનીમાં ધનાઢ્ય કુટુંબ-માં થયો હતો; અને માન્ચેસ્ટરમાં રહી બાપની મિલ ચલાવતો હતો.

એંગલ્સ–માર્ક્સની મૈત્રી જગતની અસાધારણ મૈત્રીઓ-માંની એક છે. સ્વતંત્ર ક્રાંતિકારી ચિંતકો તરીકે, અને સમાજવાદના રાહના સાધકો તરીકે ૧૮૪૬થી આરંભી માર્ક્સના અંતકાળ લગી બંને એકબીજાના પૂરક સમોવડીઆ રહ્યા છે: ભલે એંગલ્સે પોતે જ માર્ક્સની મૌલિક પ્રતિભાને આગળ ધરી પોતાની જાતને પાછળ ધકેલી દીધી હોય, ને ભલે બંનેની સહિયારી ગણી શકાય તેવી સિદ્ધિઓ કેવળ માર્ક્સવાદને નામે ઇતિહાસમાં અંકાઈ થઈ ચૂકી હોય, પરંતુ આદિ માર્ક્સવાદ એટલે માર્ક્સ–એંગલ્સનું સહિયારું જીવન-દર્શન: ચિંતન—ગ્રંથો અને આંદોલનોમાં સર્વત્ર આ સહિયારાપણું વરતાય છે...

## માર્ક્સના મૃત્યુ બાદ—

* એટલું નહિ, માર્ક્સના મૃત્યુ બાદ, એંગલ્સે માર્ક્સ-વાદી વિજ્ઞાનનાં અનેક પાસાંઓ પર વધુ પ્રકાશ પાડ્યા છે. અને કેટલીક વાર માર્ક્સના જીવનકાળ દરમ્યાનની પોતાની સહિયારી ભૂલોનો બેધડક એકરાર કરીને તેણે 'માર્ક્સવાદ'ને જીવંત રાખવાની ફરજ અદા કરી છે...

* ત્યાર બાદ, લેનિને (૧૮૭૦–૧૯૨૪) ૧૯૧૭માં ઝારના અતિ પછાત રશિયામાં શ્રમજીવી ક્રાંતિ સફળ કરીને, સમાજવાદી રાજ્યની સ્થાપના કરીને માર્ક્સવાદ ઉપર લેનિનવાદનો નવો ઓપ ચઢાવ્યો છે.

* બાદ—આપણે જે યુગમાં જીવીએ છે તે સ્તાલિનયુગ શરૂ થયો: ૧૯૨૪થી ૧૯૫૩નાં ત્રણ દાયકા દરમ્યાન માર્ક્સવાદને નામે જે રજૂઆતો થઈ તેમાં સ્તાલિનવાદનો ઘેરો રંગ ચઢ્યો.

(આજ યુગમાં માઓ, ટીટો વગેરેએ પોતપોતાના રંગોથી માર્ક્સવાદને વળી ઔર રંગ્યો...)

* સ્તાલિનના મૃત્યુબાદ લગભગ ૩ વરસે, ૧૯૫૬ના ફેબ્રુઆરીમાં સોવિયેત રશિયામાં મળેલી ત્યાંની કમ્યુનિસ્ટ પાર્ટીની ૨૦મી કોંગ્રેસ સમક્ષ ક્રુશ્ચોવે ગુપ્ત હેવાલ રજૂ કર્યો; એ હેવાલની મુખ્ય હકીકતો (સ્તાલિન યુગની વિકૃતિઓ)ના પ્રકાશમાં જગતભરના ખુદ કમ્યુનિસ્ટો અને સ્વતંત્ર માર્ક્સવાદીઓએ પોતપોતાને ત્યાંની વળી નવી નવી વિકૃતિઓ-ની માહિતીઓ પ્રકાશમાં આણી.

આના આધાર પર જગત આખામાં માર્ક્સવાદનાં મૂળ અને શાખાઓ, રૂપ અને રંગોની ઊંડી તાત્ત્વિક ચર્ચાઓ જાગી ઊઠી છે: વૈચારિક રીતે, અને સંગઠનની રીતે મૂળભૂત વિચારણાઓ થઈ રહી છે. ઇન્ગ્લેન્ડ અને અમેરિકાની કમ્યુનિસ્ટ પાર્ટીઓના ખુલ્લાં સામયિકોમાં આના પડઘા ઊઠ્યા છે; ને બિન પાર્ટી સ્વતંત્ર માર્ક્સવાદી તથા ઇતર ચિંતકો અને અભ્યાસીઓએ તો અત્યંત પાયાની અનેક ગંભીર સમસ્યાઓની બેધડક છણાવટ શરૂ કરી દીધી છે: તાજેતરમાં પ્રગટ થયેલી, કદિ કલ્પી ન શકાય અને માની ન શકાય, અને સહી ન શકાય એવી ભયંકર વિકૃતિઓનો દોષ કેવળ એક વ્યક્તિ ઉપર ઓઢાડી દેવા કરતાં તલસ્પર્શી સવાલો એમણે સૌએ ઉપાડ્યા છે:

* માર્ક્સ એંગલ્સના પોતાના મૂળ સિદ્ધાન્તો અને ચિંતનોમાં જ તો કોઈ ભૂલો અને ઊણપો ન હતી ને?

* માર્ક્સ એંગલ્સના મૃત્યુબાદ લેનિને માર્ક્સવાદનું જે ભાષ્ય કર્યું અને જે સિદ્ધિઓ હાંસલ કરી તે દરમ્યાન સૈદ્ધાન્તિક તથા કાર્ય ક્ષેત્રની નવી ગંભીર ભૂલો તો પ્રવેશ નથી પામીને?

* સ્તાલિને ભૂલોના આ વારસાને પાણી પાઈ (ક્રુશ્ચોવે પોતે અને બીજા દેશોના કમ્યુનિસ્ટ રાજ્યકર્તાઓએ તથા પક્ષાધિપતિઓએ જણાવેલ માહિતી અનુસાર) વિકૃતિઓનુ જે વૃક્ષ ઉછેર્યું છે, એમાં માર્ક્સવાદનું મૂળ સ્વરૂપ કેટલી હદે સચવાયું છે?

## વૈજ્ઞાનિક જવાબો ઢૂંઢો

માર્ક્સથી માંડી સ્તાલિનની સિદ્ધિઓનો સત્કાર કરનારાઓ આજે આ સવાલો પૂછી રહ્યા છે ને વૈજ્ઞાનિક પદ્ધતિએ જવાબ ઢૂંઢી રહ્યા છે.

વિશેષ કરીને, સ્તાલિન યુગમાં, માર્ક્સવાદને નામે, શ્રમજીવી ક્રાંતિને નામે, સમાજવાદને નામે જે બીપણુ કાંઇ ચાલ્યો છે એથી ત્રાસી ઊઠી જગતભરના સમાજવાદના ખુદ ઉપાસકો આજે આ સવાલો પૂછી રહ્યા છે.

[અનુસંધાન પાન ૧૭૪ ઉપર]

# પ્રણમું આદ્યસુધારક મહેતાજીને—

—ભોગીલાલ ગાંધી

છે તો એક સાવ સાદો સીધો માનવી—સુરતની સરકારી નિશાળનો એક મહેતાજી: બલ્કે, સુરતની સર્વપ્રથમ બે સરકારી નિશાળોમાંની એકનો મહેતાજી: ગુજરાતમાં ૧૮૨૬માં સરકારે માંડેલી ૧૦ શાળાઓમાંનો એક આદ્ય મહેતાજી.

જન્મ છે ૧૮૦૯માં: આજથી ૧૫૦ વર્ષ પૂર્વે... જ્ઞાતે વડનગરો બ્રાહ્મણ. આમ તો, નાગરો, પ્રભુઓ અને કાયસ્થો: 'જેનું રાજ તેનો વેશ'–વાળા. સરકારી નોકરીઓમાં આગળ પડતા...પણ આવો કોઈ ગુણ કોણ જાણે કેમ આ જુવાનમાં ઊતર્યો નથી. એના બાપ મંછારામ, અંગ્રેજોના અમલ પૂર્વે, જકાત ઉઘરાવવાનો ઇજારો રાખતા...પણ અંગ્રેજોના રાજમાં જકાતો ઊડી ગઈ ને મંછારામનો રોજગાર ગયો. દશા નબળી આવી.

દીકરો, સૌના દીકરા ભણે છે એમ, ગામઠી નિશાળે બેઠો: લખતાં વાંચતાં શીખ્યો; આંક ને લેખાં શીખ્યો...

૧૧ વર્ષની વયે મા મરી ગઈ ને માસીને ત્યાં ઊછર્યો. ને ભણવાનું છોડી ગૃહસ્થ નાગર ગોવિંદરામ જીવણરામની પેઢીએ નામું શીખવા બેઠો; તે આવડતાં એને ઘણા હલકા પગારે વાણોતર (ગુમાસ્તો) રાખ્યો.

શેઠની નોકરી આકરી છે; પણ તરુણને એની પડી નથી. એ તો એની નવી જ ધૂનમાં છે. એ જમાનામાં ભાગ્યે જ કોઈને લાગી હશે એવી લગની એને લાગી છે. ઢૂંઢી ઢૂંઢીને એ પુસ્તક મેળવે છે, ને વાંચે છે!

૧૮૨૪–૨૫ની સાલ! છાપખાનાં હજી ભારતમાં જ નવાંસવાં હતાં. તેમાંય બીબાં-પદ્ધતિનાં તો બહુ જૂજ. ૧૮૧૨માં મુંબઈમાં ફરદુનજી મર્ઝબાને ગુજરાતી છાપખાનું (બિબાં-પદ્ધતિનું) શરૂ કર્યું; તે પૂર્વે ગુજરાતીમાં શિલા-પદ્ધતિથી છપાતું; એટલે છાપકામ નહિ જેવું; મુખ્યત: ચિત્રોવાળું...ગ્રંથો પુસ્તકો જે કાંઈ કહો તે હસ્તપ્રતમાં જ ઉપલબ્ધ!

આવા જમાનામાં વળી સુરતમાં પુસ્તકો કેવાં ને કેટલાં? અલબત્ત, ૧૮૨૪માં જ સુરતમાં પ્રથમ પુસ્તકાલયનો આરંભ થયો છે...અને એમાં જે કાંઈ થોડી વાર્તા-કવિતાની ચોપડીઓ મળે છે તે આ જુવાન વાંચે છે; પણ તૃપ્તિ થતી નથી!

## મુંબઈમાં ભણતર

એવામાં બનવા જોગ તે મા મરી ગઈ અને માસીની સાથે મુંબઈ રહેવા ગયો...માસી કાંઈક ભણેલી! ભગવદ્ ગીતા ટીકા સહિત વાંચી શકતી.

એ વેળા મુંબઈમાં સરકાર તરફથી નિશાળોની શરૂઆત થઈ હતી. જો કે આ જુવાનને એની કશી માહિતી નહિ. પણ એક દિવસ ફરતાં ફરતાં રસ્તે મોટા માણસોની ગાડીઓ અને લોકોની ઠઠ જોઈ. ચંચળ જુવાનીઆને કૌતુક થયું. તજવીજથી માલમ પડ્યું કે ત્યાં તો સરકારી નિશાળ છે–એમાં જે જાય તેને મફત ભણાવે છે: એ દિવસે પરીક્ષા લઈ ગવર્નર સાહેબના હાથે ઇનામો વહેંચાવાનાં હતાં, તેની સભા હતી...

જુવાનિયાએ મનસૂબો કર્યો: સમજુ માસીના આશીર્વાદ મળ્યા. ને વરસ દોઢેક સુધી ઉલટથી અભ્યાસ કર્યો ઉપરીએ તેને 'નિશાળ ભણાવવાને લાયક' ગણી રૂ. ૨૦ના પગારે સુરત મોકલ્યો.

સુરત શહેરના હરિપરામાં એણે સરકારી નિશાળ બેસાડી મહેતાજી તરીકેની જીંદગીનો આરંભ કર્યો.

છે તો કેવળ અદનો મહેતાજી. રૂા. ૨૦નો પગારદાર; સરકારી નોકરિયાત !

હજી બહુ ઘડાયો નથી–કંઈક વાંચ્યું છે, ને કંઈક ભણ્યો છે; પરંતુ ભણાવતાં સારું આવડતું હોય એમ લાગે છે; કેમકે–૭ મહિનાની મહેતાગીરી થતાં, નવી નવી નિશાળો કાઢવાની નેમવાળી સરકારે એને ઓલપાડ મોકલ્યો છે. ત્રણેક વરસ ત્યાં રહી ૧૮૩૦માં પાછો સુરત આવ્યો છે, ત્યારે કંઈક ઘડાયો જણાય છે...ભૂતપ્રેતની વાતમાં તેનો વિશ્વાસ રહ્યો નથી.

મૂળ સ્વભાવે હિંમતવાળો; એટલે તો પહેલે જ દિવસે નવી નિશાળ બેસાડવા ઓલપાડ ગયો ત્યાંથી જીવતો પાછો આવ્યો...જે ઘરમાં એણે ૩ વરસ ગાળ્યાં હતાં એ તો 'ભૂતિયું–ઘર' હતું ! ને ઓલપાડથી સુરત ! પહેલી જ પગપાળી મજલ દરમ્યાન સૂકા ઝાડના ઠૂંઠાને 'ભૂત' સમજીને એની છાતી ધડકી ઊઠી હતી; પણ એણે વાયકા એવી સાંભળેલી કે 'ભૂતના સામું જોયા કરીએ ને પીઠ ન બતાવીએ તો એનું કાંઈ ન ચાલે...' એટલે આખી રાત હિંમતભેર સામે જ મીટ માંડી ઊભા ઊભા ગાળી નાખી !

૧૮ વરસની ઉંમરે આમ ઘડાવા તો લાગ્યો હતો. હવે તો ૨૧ વરસ થયાં હતાં...ને ૨૨મે વરસે ત્રવાડી તુળજાશંકર ઉમિયાશંકની ૧૦ વરસની કન્યા સાથે એનાં લગ્ન થયાં... મહેતાજી દુર્ગારામ 'ગૃહસ્થી' થયા...આ વરસોમાં નોકરી ઉપરાંત શું કર્યું કોઈ જાણતું નથી; પણ સંસ્કૃતનો અભ્યાસ આ વરસોમાં શરૂ કર્યો હશે એમ જણાય છે.

બાળપત્ની ૧૭ વર્ષની ઉંમરે, ગૃહસંસારના પ્રારંભે જ, ગુજરી ગઈ (૧૮૩૮). મહેતાજીના સાદા સીધા જીવનમાં એક અજબ ઉથલપાથલ શરૂ થઈ ગઈ; વિધુર પુરુષને સ્ત્રીના વૈધવ્યની કારમી હાલતની જાણકારી થઈ.

ચોપાસ ઉજળિયાત વર્ણોમાં બાળવિધવા ને જુવાન રાંડીરાંડો ઘણી બધી રખડતી હતી...૩૦ વર્ષના મહેતાજીને એ અબળાઓની પીડાની શૂળ ભોંકાઈ રહી.

પોતાનાં પુનર્લગ્નની વાત વિચારતાં જ પોતાનું જ મન એને ડાંભવા માંડ્યું: 'પુરુષ રાંડે તો ફરી પરણી શકે; સ્ત્રી રાંડે તો શાથી નહિ ?'

કશું જ વ્યાજબી કારણ તેને જડયું નહિ...ને એણે એ રાંડીરાંડોના જીવનને વધુ નીકટતાથી નિહાળ્યું. એ ગોઝી ઊંડપો : વ્યભિચાર...ગર્ભપાત ને બાળ હત્યાનાં ગોઝાર પાપ ! આ પાપ, કરાવનાર એવું ફરજીયાત વૈધવ્ય ! આ તે કેવો રિવાજ ! પીડા, દુરાચાર ને અપરાધનો આ કેવો વૈધવ્ય–ધર્મ !

આવા વિચાર મનમાં ઘોળાતા હતા...શાસ્ત્ર—પારાશર સ્મૃતિ જેવા ગ્રંથની સહાય પણ કદાચ આ દિવસોમાં એને મળી હશે. બાળ વિધવાને માટે પુનર્લગ્ન એ પાપ નથી, એના મનમાં ઠસી ગયું.

હવે તો એની બેચેનીનો પાર નથી.

**પ્રથમ 'નાસ્તિક'!**

ત્યાં તો વળી એનો પંથ પલટાયો કે શું ?

૧૮૪૦માં મુંબઈથી સરકારી તેડું આવ્યું : સરકારી નિશાળોના મહેતાજીઓને ભૂગોળ, ખગોળ, ગણિત, ભૂમિતિ, વ્યાકરણ વગેરેના વધુ અભ્યાસ માટે બોલાવવામાં આવ્યા.

મહેતાજી ત્યાં થોડા માસ ગાળી, પરીક્ષામાં ઉત્તમ કક્ષા મેળવી, ગણિતમાં પહેલે નંબરે પાસ થતાં, રૂા. ૩૦૦નું ઈનામ મેળવી પાછા સુરત આવી પહોંચ્યા...સાથે પ્રાણશંકર (સુરતની બીજી શાળાના મહેતાજી) પણ પાછા આવ્યા...

પરંતુ ભૂગોળ–ખગોળનું આ જ્ઞાન તો પુરાણોની વાતોથી જુદું પડતું હતું ! સૂર્ય, ચંદ્ર, પૃથ્વી ગ્રહો–નક્ષત્રોની ગતિ અને સ્થિતિ–અંતર વિષે ભૂગોળ–ખગોળની વાતો તો સાવ નાસ્તિક જેવી લાગતી હતી ! 'ઉપરીના હુકમથી' એ વિષયો નિશાળમાં દાખલ તો કરવા પડયા હતા, પણ ભણાવવા શી રીતે ?

પ્રાણશંકર મહેતાજીએ માર્ગ કાઢી લીધો. એ પોતે જ આ વિજ્ઞાનોમાં માનતા ન હતા. એટલે ખુલ્લી રીતે છોકરાઓને કહેતા : 'સાહેબ પરીક્ષા લેવા આવે ત્યારે કહેવું પૃથ્વી ગોળ છે ને ફરે છે; પણ તમે માનશો નહિ...કેમકે પૃથ્વી ગોળ હોય ને ફરતી હોય તો આપણાં ઘર જ ન પડી જાય ?'

દુર્ગારામની વાત જુદી હતી. બુદ્ધિપૂર્વક એણે વિજ્ઞાનની વાતોનો સ્વીકાર કર્યો હતો...પુરાણપંથીઓનો રોષ વહોરીનેય એણે સત્યજ્ઞાનનું શિક્ષણ જારી રાખ્યું.

ને–સુરતના **પ્રથમ નાસ્તિકનું** બિરુદ પામ્યા. પરંતુ

હજી હવે વધુ વિકટ પરિસ્થિતિ ઊભી થવાની હતીઃ આ વિધુરને હૈયે સ્ત્રીના વૈધવ્યની વેદનાનો ઊકળતો ચરુ ઠંડો પડ્યો ન હતો.

ભૂગોળ ને ખગોળની વિદ્યા તો ઉપલા વર્ગમાં થોડાક વિદ્યાર્થીઓને જ આપવાની હતી...ત્યારે 'ફરજિયાત વૈધવ્ય'-ની હોળી તો ઘેર ઘેર જલતી હતી, ઘેર ઘેર હોલવવાની હતી.

મહેતાજીની નજરે સેંકડો વિધવાઓ એ આગમાં જલી રહી દેખાતી હતી; કેવળ વિધવાઓ જ નહિ, એ જલનમાં કુટુંબોનાં કુટુંબ શોષાઈ શેકાઈ રહ્યાં હતાં...ધર્મ, નીતિ, સદાચાર—સૌ ખાખરાખ બની રહ્યાં હતાં!

## પ્રથમ 'ધર્મભ્રષ્ટ' માનવી!

મહેતાજીની વ્યગ્રતાનો પાર ન હતો.

નિશાળ છૂટે ને મહેતાજી–ચકલે ચકલે મહોલ્લે મહોલ્લે અજંપાથી ફર્યાં કરતા... બે પાંચ પંદર માણસો વચ્ચે ઊભા રહી જતા...જુવાનીનો જુસ્સો ને બોલવાની છટા હતી. અંતરની આગને બહાર આણવામાં કશી ઊણપ ન રહી...કુંવારા ને પરણેલા, જુવાનો ને વિચારવંત પુરુષો સૌ દલીલમાં મહાત થઈ જતા...વિધવાઓ ઓટલે ઊભીને કે બારીએ લપકાઈને મહેતાજીને સાંભળી લેતી હશે. ને જે સાંભળવા ભાગ્યશાળી નહિ હોય તે બીજાઓને મોઢે બધી વાત પાછળથી જાણી લેતી હશે...

દિવસો ઉપર દિવસો વીતે છે...મહેતાજી એક મહોલ્લેથી બીજે મહોલ્લે ફરે છે...ઘેર ઘેર નવી જાગૃતિની જ્વાલાઓ જાગી ઊઠે છે...

ભારે 'ઓહોબાહ' (ઉહાપોહ) જાગ્યો...લોકોએ નિંદાઓ કરી...ગાળો દીધી...સામા થયાં...

મહેતાજી ગભરાણા નહિ.

કોઈએ મોઢે ચઢીને કહ્યું : 'તમારા ઘરમાં તમારી માસી રાંડેલાં છે તેને જ પરણાવોને!'

મહેતાજીને આવાં મહેણાંનીય રીસ નથી...ઠંડે કલેજે ઉત્તર વાળે છે: "મારા માસી ઘરડાં થયાં છે; હું જુવાન અને બાળ વિધવાઓને માટે કહું છું. પરંતુ ડોસીને પણ ઇચ્છા હોય તો કોઈ ડોસાને વરે..."

સાંભળનારાં હબકી ઊઠી જીભ કચડે છે.

સુરતની શેરીઓમાં પ્રથમ ધર્મભ્રષ્ટ માનવીનો પદ-સંચાર અસહ્ય બની ઊઠ્યો–કેવળ જૂનવાણી વડીલોને માટે જ નહિ; બલ્કે, એથીય વિશેષ ફરજિયાત વૈધવ્ય વેઠી રહેલી જુવાન વિધવાઓનેય!

એક એવી જુવાન વિધવા મથુરીએ વિધુર સુધારક મહેતાજીને કહેણ મોકલ્યું : 'હું વરવા તૈયાર છું–તમે તૈયાર હો તો...'

વાત કાંઈ છાની રહે એવી ન હતી.

મથુરીનાં પુનર્લગ્ન દુર્ગારામ વેરે થતાં અટકાવવા ન્યાતીલાઓએ આકાશ પાતાળ એક કર્યાં...સુધારાના શત્રુ વિજયી નીવડ્યા!

મહેતાજીએ મથુરીને શો જવાબ પાઠવ્યો એ તો કેવળ મથુરી જ, આજે જીવતી હોત તો, કહી શકતે—

પણ નાગરી ન્યાત અને સગાંસંબંધીઓ મહેતાજીને કુંવારી કન્યા આપી રાંડેલી સાથે પરણતા અટકાવી તો શક્યા જ!

## પાછાં પગલાં!

'દુર્ગારામ ચરિત્ર'ના લેખક સુધારક શ્રી. મહિપતરામ કહે છે:

"ગોર જીવણરામ મંછારામે અભેગવરી નામે પોતાની કુંવારી બાળકીને દેવાની હા કહી, ને દુર્ગારામ મહેતાજીએ તેને લઈ પોતાના મતને અને નામને હીણપત લગાડી... દાખલો પોતે પંડે ન દેખાડ્યો તેથી પાપી રસમનો બચાવ થયો, અને બાપડી વિધવાઓનો પણ દુર્ગારામે સ્વાર્થ કર્યો હતો એમ મનાયું..."

વાત આટલી જ નથી. શ્રી. મહિપતરામ ઉમેરે છે:

"સાસુ સસરાએ જમાઈ જોડે એવી શરત કરી હતી કે તેની છોકરીને પરણ્યા પછી વિધવા પુનર્વિવાહ સંબંધી જાહેર બોધ કરવો નહિ...લગ્ન પછી એ બાબતનો દુર્ગારામ-નો ઉપદેશ અને ઉદ્યોગ મંદ પડી ગયો. ..."

શું માણસ આખો બદલાઈ ગયો? શું વિધવા–પુનર્વિવાહની વાત હવે એ હોઠે આણતો બંધ થઈ ગયો? શું જૂનવાણી સમાજની સાથે હવે સમજાવટ કરી લઈ એણે ગૃહસ્થ ધર્મમાં ચિત્ત પરોવી દીધું? શું ન્યાતજાતના વિરોધના ડરનો માર્યો, ટીકા, આક્ષેપો, ગાળો અને સતામણી-

આનો માર્યો, હવે એ મૂંગો થઈ ગયો? શું 'પ્રતિષ્ઠા'ની લાલચમાં એણેય હવે જૂનવાણી પંથ પકડી લીધો છે? શું હવે એ પોતે અંધશ્રદ્ધાળુ કર્મકાંડી 'આસ્તિક' 'ધર્મનિષ્ઠ' બ્રાહ્મણ બની ગયો છે? શું એણે હવે વટલાવા ને અભડાવાના આચારમાં માનવબંધુત્વને વિસારે પાડી દીધું છે? શું બુદ્ધિવાદને સ્થાને પુરાણા વહેમોને અપનાવી લીધા છે? શું ધર્મશાસ્ત્રોને નામે હવે એ જૂના વહેમી ચાલનો બચાવ કરતો થઈ ગયો છે?

હરગિઝ નહિ.

એક પણ વાત સાચી નથી.

* ૧૮૪૭માં બીજી વાર કુંવારી કન્યા સાથે લગ્ન કરી લઈ મહેતાજીએ ઉગ્ર સંઘર્ષ ટાળ્યો ને આજ પૂર્વે બોધેલા ઉપદેશના અમલમાં એ પાછો પડ્યો—એ વિષે જેમ બે મત નથી, એમ બીજી વાત પણ નિઃશંક સત્ય છે કે—

* આપ સૂઝથી આરંભેલા સુધારાને પંથે આગળ ધપવામાં મહેતાજીએ ડર, નાલેશી કે સતામણીની લવલેશ પરવા કરી નથી...

વિસ્તારભયે ઘણી બધી વીગતોમાં ભલે ન જઈએ પણ મહેતાજીના ચરિત્ર લેખકના જ શબ્દો ફરી યાદ કરવા જેવા છેઃ

"નાતબહારની સજાના ભયથી ગભરાઈ જાઉં એવો આ નર ન હતો......"

"બીજીવારના લગ્ન થવાથી દુર્ગારામના મનનો જોસ્સો વિધવા વિવાહ માટે જતો રોકાયો. પણ જેમ જોરભેર આવતી પાણીની રેલ એક દિશામાં જતી ખાળ્યાથી બીજી મેર ધશે છે, તેમ એ મહેતાજીના સુધારા તરફ વળેલા ઉમંગી મનનું આવેશરૂપી પૂર બીજી રાહે રેડયું..."

'બીજા રાહ' પર નહિ, સુધારાના 'વિસ્તૃત રાહ' પર કહેવું યોગ્ય છે. સુધારાના વિસ્તૃત વિકટ રાહ પર ધસતા મહેતાજીને એકવાર નિરખી લેવાય જરૂરી છેઃ મનમાં અંદેશો ન રહી જાય:

એવો જ સારો સીધો, એવો જ સ્થિર-ચિત્ત ને એવો જ ઉદ્યમી આદમી જોવા મળશે.

કદાચ ધસમસતાં આવેશમય પૂરને ઠેકાણે વધુ ઊંડો ને વધુ ગંભીર પ્રવાહ દેખાશે...

જીવનની એવી ને એવી નિષ્ઠા; દૃષ્ટિની વધુ વેધકતા; ને આગે બઢવાની અધિકતર ઉત્કંઠા વરતાશે...

આ દર્શન આવતે અંકે કરીશું...

એક વાર તો, જતાં જતાં, મહેતાજીને અણમી લઈએ.

---

[પાન ૧૩૩થી]

વાનો વખતે પેલી કરાળ ચીસોથી પાછી દિશાઓ ઉભરાઈ ગઈ—હંઆઁઆઁ—હુંઆઁઆઁ—અનંત ચીસો! કેમ જાણે તેની બૂમો સાંભળી છલકાતો વાત્સલ્યના પૂરમાં પેલું વાછરડું તણાઈ આવશે ને તેને ધાવવા વળગી પડશે, એવી અમર આશા ઉત્સુકતા ને અધિરાઈ તેની બૂમોમાં ભરેલી હતી! મૂક પ્રાણીની કરુણ ભાવનાઓનો વરસાદ વરસતો હતો—હંઆઁ આઁ હંઆઁ આઁ...ને તે અવાજના મોજાં હવામાં તરંગતાં તેના વર્તુળમાં દેખાયું પેલું દૃશ્ય—દવાખાનામાં પલંગ પર ખાલી ખોળો પાથરી બેઠેલી દુઃખી માતા-તેની સામે ઊભેલી નર્સ 'બ્રેસ્ટ પંપ' વડે માતાનું દૂધ કાઢી લેતી હતી—ને આંસુથી છલકાતી પેલી આંખો કરુણતા વહેવડાવતી હતી...અને... અને પાછો પેલો નિઃશબ્દ નાદ હૃદયમાં નિનાદે છેઃ હંઆઁ આઁ હંઆઁ આઁ—ને માતૃત્વની અસહાય મૂર્તિ ખડી થાય છે. તેનું અંગેઅંગ આક્રંદે છે. જગતની કોઈ પણ વિયોગી માતાનો વિલાપ ભર્યો છે—એ 'હંઆઁ આઁ' માં! ભાષા ગમે તે હો, હૃદયના રુદનનો સૂર એક જ હોય છે!

[માનવ : માર્ચ '૫૮

# પ્રસંગ-કથા

## માતૃત્વનો વિલાપ

—સૌ. લીલા ટી. ઘારપુરે

જગતની માતાઓના રૂદનનો કરુણ સૂર એક સામટો જ જાણે હું સાંભળતી હોઉં તેવું લાગ્યું. પેલી ગાવડી 'હંઆઁ...આઁ-હંબાઆઁ-આઁ-' કરતી પૂંછડું હવામાં વીંઝતી આમથી તેમ કુદાકૂદ કરતી દોડી રહી હતી—વાડાની આસપાસ આંટા મારી રહી હતી. પળવાર આ બાજુ થંભે ને પળવાર બીજી બાજુ થંભે ને થંભીને બરાડે હંબાઆઁ-આઁ...હંબાઆઁ-આઁ...ને પાછી દોટ મૂકે ને તાકી તાકીને ચારે તરફ જુએ ! ને તે જોતાં હું વિચારી રહી: આ ગાય કેટલી બેબાકળી થઈ ગઈ છે ! અપત્યવિયોગનું દારુણ દુઃખ આ મૂંગા પ્રાણીનેય છે ! મનુષ્ય તો તત્ત્વજ્ઞાનનો આશરો યે લઈ શકે છે. પણ આ બિચારું મૂક પ્રાણી ! ને આમ વિચારતાં આગલો દિવસ મારી સમક્ષ ખડો થયો......

હું બેઠી બેઠી કંઈક સીવતી હતી. ત્યાં તો વાછરડાનો અવાજ સંભળાયો...બાઆઁ-આઁ...પણ મને તે તરફ ધ્યાન આપવાની જરૂર ન જણાઈ. ત્યાં તો ફરી પાછો અવાજ:.. બાઆઁઆઁ—બાઆઁઆઁ...અવાજ પહેલાં કરતાં વધારે પહોળો થયો હતો. ને ભયાનક રીતે ફાટેલો લાગતો હતો. ને ત્રીજી વાર જ્યારે તે જ અવાજ કાને પડ્યો, ત્યારે બેસી રહેવું મુશ્કેલ લાગ્યું. પગ ઊભા થઈ ગયા-ને મને બારી પાસે દોરી ગયા. મેં સામે વાડા તરફ ડોક લંબાવી...ત્યાં વાછરડું તરફડતું હતું. ફરી તે જ બૂમો ! કાનને અસહ્ય વેદના થઈ...બા આઁ આઁ...આઁ આઁ આઁ...તે અવાજ આ દુનિયાનો ન હતો. ને પેલું દશ્ય ! તે હલનચલન પણ વાછરડા માટે છેલ્લું જ હતું...તે કોઈ સાથે લડતું હતું...કશાકનો વિરોધ કરતું હતું...કોઈની સામે 'ઝૂઝતું ટકવા મથી રહ્યું હતું. પણ આખરે તે હાર્યું", મોમાંથી ફીણ નીકળ્યું ને અવાજ ધીમો થતાં થતાં આખરે નાશ પામ્યો ને તે ઢળી પડ્યું. ડોક આમતેમ જરા હલાવી, ને જમીન પર મૂકી દીધી. તેની પાસે ઊભેલા માણસે ઘાસથી તેના અસ્તિત્વને ઢાંકી દીધું...

સાંજ નમતી હતી. રાત ડોકિયાં કરતી હતી. થોડી વારે કાળો ઘૂમટો તાણી રાત આવી પહોંચી. એના કાળા ઘૂમટામાં સંતાડેલી પેલી ભયાનક વસ્તુ ગાવડીને-પેલી માતાને દેખાઈ નહિ. પણ પ્રભાતે આવી તે વાત છતી કરી અને ગાવડીનું હૈયું હાથ ના રહ્યું. હંબાબા આઁ...હંબા આઁ...આઁ... તેના વાછરડાને તે સાદ પાડતી હતી...બોલાવતી હતી... મોટેથી—ખૂબ જોરશોરથી સારાય જગતના માતૃત્વની શક્તિ એકઠી કરી તેણે પોકાર કર્યો: હંબાઆઁ—હંબાઆઁઆઁ— દિશાઓ ભરાઈ ગઈ હૃદય ભરાઈ ગયું ને તે નાદમાંથી અંતરનાદ જાગ્યો—હંબાઆઁ—હંબાઆઁઆઁ ! ! કોઈ જોનારના ઉરમાં ચીરાડા પડ્યા, એનું માતૃત્વ રડી ઊઠ્યું. ગાવડીની આંખો ભીની હતી ને કો' માતાના હૃદયમાં પડેલા ચીરાડામાંથી લોહી ટપકતું હતું—કારણ એના ઉરનો ટુકડો કપાયો હતો—લૂંટાયો હતો !...

અરે પણ આમ આ ગાવડીને નીરખ્યા ઊભી રહીશ તો મારો પાર ક્યારે આવશે...આમ વિચારી હું બાથરૂમમાં ચાલી ગઈ...ઠંડા પાણીનો લોટો ભર્યો, ત્યાં તો આખા ઘરને ચીરતી પેલી ચીસ આવી—હંબાઆઁ—હંબાઆઁ...ને હું વેદનાથી નાઠી ઊઠી. વાડાને ચક્કાવો લેતી પેલી ગાવડી મારી નજરમાં તરી રહી. નહાવાનું પતાવી હું પાછી વાડા સામેની બારીએ ઊભી. પેલી ગાવડી હજીય હવામાં તાકી રહી બરાડી બરાડીને અંતર ચીરી રહી હતી. પણ વાછરડા ને તેની વચ્ચે પડેલું અંતરપટ કદી ચીરાવાનું ન હતું તેની જાણ તેને બિચારીને ન હતી ! બિચારી ! !...ને સાંજે દૂધ દોહ-

[ અનુસંધાન પાન ૧૩૨ ઉપર ]

# ઉકરડે ફેંકાયેલાઓનો અદનો સાથી : પિયરી

પ્રિય સરોજ,

વળી તારી ' ન્યાત 'ના એક બીજા માણસની ઓળખાણ થઈ. એ ફ્રાંસ દેશનો વતની છે. તું કહેશે, મારા જેવી ઘરકુકડીને વળી નવાં નવાં માણસો–દૂરદૂરના દેશોમાં વસતા અજાણ્યા માનવીઓ સાથે ઓળખાણો કયાંથી થઈ જાય છે !

ત્યારે એ જ તો ખૂબી છે. સાતે સમુદ્ર ડહોળી દુનિયાનો ખૂણે ખૂણો ફરી આવનારનેય નહિ જોવા મળતાં હોય, એવાં મોંઘેરાં માનવી જોડે મારે ઘર બેઠાં મુલાકાત થઈ જાય છે ! ને મારું મન એવું ભરાઈ જાય છે કે બસ. ને હું આખી દુનિયામાં ( કાગળના પટ પર સ્તો ) ઘૂમી વળી, મનની દાબડીમાં સાચવી રાખવા લાયક માનવ મોતીડાં વીણી વીણી ભેગાં કરી લઉં છું. ને પછી તારા જેવી બેનપણીને બતાવી રાચી લઉં છું.

જો સાંભળ એની વાત. ફ્રાંસ દેશની ઇન્દ્રપુરી–પેરીસ. એની બગલમાં મેલાઘેલા લોકોના વસવાટવાળા એક પરામાં ઘર કરીને રહેલો એક સાધુઃ નામ એનું એબે પિયરી. કદાચ સ્વપ્ન સંજોગે સામો મળે ને આ નામે એને બોલાવું, તો નય બોલે. કારણ એના દેશમાં લોકો એના નામનો આવો ઉચ્ચાર ન પણ કરતા હોય. પણ આપણી બેની વચ્ચે એના નામ બાબત કશી ગેરસમજ થાય એમ નથી–એ વાત ચોક્કસ.

એબે પિયરી કયા પંથનો કે કયા સંપ્રદાયનો સાધુ છે, તે જાણવાની કે તે બાબત ચોક્કસાઈ કરવાની પણ બહુ દરકાર કરવા જેવી મને નથી લાગી. પણ ઇશુખ્રિસ્તનો સાચો ચેલો હોવાની સાબીતી તો એનું જીવન જ છેઃ

શ્રીમંત માબાપનો દીકરો હતો. પણ બચપણથી જ ધાર્મિકવૃત્તિનો. જુવાનીને ઉંબરે પગ મૂકતાં વેંત સંત ઇશુના બંદાઓનાં ધામ જોવા તીર્થાટને નીકળી ગયેલો. ઇટલી તો સંત ફ્રાંસીસની વિહારભૂમિ. સંત ફ્રાંસીસનું જીવન રટતો, એની ભાવનાઓમાં રમતો પીયરી આખી રાત આસિસિ નગરની ગલીગલીએ ભટકેલો, ને છેક પરોઢે એણે જીવનના રાહ લેખે ઇશુના બંદાઓની કેડી પકડી લીધેલી.

ઓગણીસ વરસની ઉંમરે બાપ તરફથી વારસામાં જે કંઈ મિલ્કત મળી, તેની ગરજુ ગરીબોમાં લ્હાણુ કરી, બે જ કલાકમાં એણે કાંચનમુક્તિ મેળવી લીધી...ને તે દિવસથી તે આજ દિવસ સુધી એ અકિંચન બની જીવી રહ્યો છે !

દુઃખિયાંનો પોકાર એને આફ્રિકાના અંધારિયા ખંડમાં જઈ સેવાવ્રત ધારણ કરવા સાદ દઈ રહ્યો હતો. પરંતુ તેના નાજુક શરીરે એ કામ માટે એની વરણી ન થવા દીધી. તેથી આલ્પ્સ પર્વતના કોઈ ધાણાપર અડ્ડો જમાવી, એણે હિટલરના ત્રાસથી જર્મની છોડી નાસી છૂટનારા યહુદીઓને મદદ કરવા માંડી. પોતાના દેશ પર હિટલરે કબજો જમાવ્યો, ત્યારે ફ્રાંસના દેશભક્તોના ગેરીલા દળમાં ભરતી થઈ જઈ, પોતાના દેશને ગુલામીમાંથી છોડાવવા માટે એણે લડત પણ આપેલી; ને માનચાંદ આપી રાષ્ટ્રે એની વીરતાને બિરદાવેલીય. યુદ્ધ પૂરું થયા પછી એની લોકપ્રિયતાએ રાજની લોકસભાની ખુરસી માટે એની વરણી કરેલી.

## પેરિસના પરામાં—

પણ લોકસભાના એ સભ્યને રાજધાનીની ધમાલ ને ધાંધલ પસંદ નહોતી. એણે તો પેરીસના એક પરામાં સસ્તા ભાડાનું એક મોટા ગોદામ જેવું ઘર શોધી કાઢયું. ઘર કહેવાય પણ એની હાલત સુદામાના ઝૂંપડા જેવી. છાપરું ઠેર ઠેર ગળે, વીજળીની બત્તી ત્યાં સુધી પહોંચેલી જ નહિ. એક જમાનામાં કાચ મઢેલી બારીઓવાળું ઘર હશે. પણ પિયરીના વસવાટ વખતે તો ડોસાના બોખલા મોં જેવી એની સ્થિતિ. એટલે દિવસે રાજદરબારમાં આસન શોભાવતો પિયરી રાતે ઘેર આવે કે ટૂંકી તંગડી પહેરી, એને ઘર

સમારવાનાં કડિયા-સુથારનાં કામે લાગી જવું પડતું. ક્યાંક છો ઉખડી ગઈ હોય ત્યાં સિમેન્ટ-ચૂનો પાથરે, સુસવાટા મારતો પવન વગર રજાએ ઘરમાં ઘૂસી આવતો હોય ત્યાં તરાડો પૂરે, બારીએ કાચ લગાડે, પતરાં જડે.

અચાનક એક દિવસ મધરાતે પિયરીના બારણે ટકોરા પડ્યા. બારણું ઉઘાડી જુએ છે તો એક રખડેલ ચીંથરેહાલ માણસ અતિથિ બની આવ્યો છે. ખૂનના કેસમાં વીસ વરસની સજા ભોગવી છૂટેલો માજી-અપરાધી ! એક પણ સવાલ કર્યા વિના પિયરીએ એને ઘરમાં લીધો. પોતાનો સાથી બનાવ્યો.

એને પગલે પગલે એક બીજો સાથી આવ્યો. પોલિસે સીન નદીમાં જળસમાધિ લેવા ગયેલ એ દુખિયારાને મૃત્યુની બાથમાંથી ઝુંટવી લઈ સમાજને ઉકરડે ફેંકી દીધેલો.

આમ એક પછી એક કરતાં કેટલાય સાથીઓ ભેગા થઈ ગયા. રહેઠાણની જગા ટૂંકી પડતાં પિયરીએ ગુજરીમાં જઈને જૂના લશ્કરી થાણાનો કાટમાળ ખરીદી આણ્યો. ને ઘર આગળની ખાલી જગામાં એ કાટમાળમાંથી આશ્રય જોગું રહેઠાણ ઊભું કરી દીધું. બીજો જોઈતો સરસામાન પણ ગુજરીમાં થતા લીલામમાંથી ભેગો કરી આણ્યો. ને બધા ભેગા મળી કંઈક મહેનત મજૂરીનાં કામ કરી ગુજારો કરવા લાગ્યા. આમ ને આમ બે વરસ પસાર થઈ ગયાં. ને બીજાંય ઘણાં પસાર થઈ જાત. પણ એક નાનકડી ઘટનાએ એના જીવનકાર્યની એ મર્યાદાઓ તોડી નાખી...ને ધોધો કરતો જે પ્રવાહ વહાવ્યો—એણે રાષ્ટ્રવ્યાપી પ્રવૃત્તિનું સ્વરૂપ પકડ્યું.

સરોજ ! એક અકિંચન માણસે આ ચમત્કાર શી રીતે સરજ્યો એની કહાણી ખરેખર અદ્‌ભુત છે.

## સત્કાર્યની ફોરમ

એક વાડને અઢેલી, વાંસને ટેકે ટાટિયાનું છાપરું ઊભું કરી, એક કુટુંબ પડી રહેતું હતું. પુરુષ એક કારખાનામાં કામ કરતો હતો. એની સગર્ભા સ્ત્રી ને એક નાનો છોકરો છાપરામાં ઠુંઠવાતાં પડ્યાં રહેતાં હતાં. બે બાળક તો આ છાપરાનો આશરો મળતાં પહેલાં જ ટાઢનું શૂળ સહન ન થતાં મરી પરવાર્યાં હતાં. આ દર્દનાક હાલતે પિયરીનું દિલ હચમચાવી મૂક્યું. એણે એ કુટુંબને પોતાના દેવળમાં આશ્રય આપ્યો. તે પછી એણે ને એના સાથીદારોએ મળી એ કુટુંબને માટે ખપાટિયાં પતરાં ઠોકી એક ઘર ઊભું કરી આપ્યું.

કદાચ વાત આટલેથી અટકી ગઈ હોત. ને બધું હતું તેમનું તેમ ચાલતું રહ્યું હોત. પણ ફૂલની સુગંધની માફક સતકાર્યની ફોરમ પણ વાયરે ચઢી ફેલાયા વિના રહેતી નથી. કાનોકાન વાત ફેલાઈ કે પ્રભુનો એક બંદો ઘર વિનાનાં ને ઘર આપે છે...પછી તો પૂછવું જ શું !

ગરીબોની વસ્તીએ વસ્તીએ, દૂર દૂર સુધી વાત ફેલાઈ ગઈ. ને લોકો ઊમટ્યા પિયરીનું ઠામ શોધતા. કોઈ લારીના ફૂટબોર્ડ પર ઊભા ઊભા, કોઈ ગાડામાં બેસીને, કોઈ સાયકલ પર ચઢીને, તો કોઈ પગપાળા. કોઈ પૈસા નથી માગતું, ખાવાનું નથી માગતું, કપડાં નથી માગતું. સૌને મોઢે એક જ બોલ છે. માથું ઢાંકવા છાપરું આપો; મૃત્યુના ઠંડા ક્રૂર સ્પર્શથી અમને ઉગારી લો.

## ડબ્બા નગર !

નિરાશ્રિતોના આ અણધાર્યા અણચિંતવ્યા ધસારાથી ઘડી વિચારમાં પડી ગયેલ પિયરી એકદમ ચોંકીને જાગી ઊઠ્યો. એને જે ઉપાય સૂઝ્યો, તેને અમલમાં મૂકવા એણે ઉતાવળ રાખી. પોતાના રહેઠાણથી થોડે અંતરે બે એકર જમીન મળી, તે તરત ખરીદી લીધી, ને એના પર બાંધકામ શરૂ કરી દીધું. ભાંગેલ મોટર લોરીઓ, રેલ્વે ટ્રેનના ડબ્બાઓ, મોટરબસો, ઠેલણ ગાડીઓ વગેરે...લાવી લાવીને એણે એ જમીન પર ગોઠવી દીધાં ને ટીનનાં પતરાંનાં છાપરાં જડી 'ઘર' તૈયાર કરી લોકોને રહેવા માટેની જોગવાઈ ઊભી કરી દીધી ! લોકોએ એની આ નવી વસાહતનુ હુલામણું નામ પાડ્યું : 'ડબ્બા નગર' !

પણ કોઈએ કદિ નહિ ધારેલું, નહિ યોજેલું આવું વિચિત્ર બાંધકામ લઈ બેઠેલ પિયરી સત્તાવાળાઓની આંખમાં આવી ગયો-કહે : 'બાંધકામનો પરવાનો ક્યાં છે તારી પાસે ?'

પિયરીએ તો 'ડબ્બા નગર'ના એકે એક રહેવાસીનાં જનમપત્રક ભેગાં કર્યાં, ને ફંગોળ્યાં સત્તાવાળાઓના મોં સામે ! કહે : 'લો, આ રહ્યો એમનો પરવાનો. ધરતી પર જનમ ધર્યો તે દિવસ ભગવાને જીવતા રહેવા માટે લખી આપેલો આ દસ્તાવેજ છે—જોઈ લ્યો.'

આવો જવાબ સાંભળી ધુંવાંફૂંવાં થતા સત્તાવાળાઓનેય આખરે સમસમીને બેસી રહેવું પડયું. શું કરે ?

ને પિયરીનું કામકાજ તો ધમધોકાર આગળ વધતું જ ગયું. કરજ કરીને એણે જમીનો ખરીદી રાખી. લશ્કરી થાણુંઓનો કાટમાળ ખરીદી રાખ્યો. ને નવાં નવાં રહેઠાણો ઊભાં કર્યે જ રાખ્યાં. કરજે બધું મળીયઃરહેતું—કારણ પિયરી એ વખતે લોકસભાનો સભ્ય હતો. ભાડાંભથ્થાં પગાર...જે કંઈ મળતું તેમાંથી દેવું વાળ્યા કરતો; કરજ ફેડયા કરતો.

પણ ૧૯૫૧ પછી તો એ શકયતા પણ મટી ગઈ. કારણ ફરીથી ચૂંટણીઓ આવી. એને ચૂંટણીમાં ઊભો કરનાર પાર્ટી સાથે મતભેદ પડયો, ને એ હાર્યો. ત્યાં સુધીમાં કરજનો આંકડો તો કયાંય ઊંચો ચઢી ગયો હતો ! એના સાથીઓનાં આટાદાળ ઉપર પણ કાપ આવી ગયો...

## ઊકરડો ફેંદવાનો ધંધો

એક રાતે એના એક સાથીએ આવી ૧૦૦૦ ફ્રાંકની નોટો પિયરીના હાથમાં મૂકી. કહે: ' આ લો. મેં ચીંથરાં વીણીને કરેલી કમાણી છે. ચોરીની કે ભીખની એમાં એક પાઈ પણ નથી. ' તે પછી તો પિયરી ને એની વસાહતના પચાસેય સાથીઓ માટે મહેનતની કમાણીનો રસ્તો ઊઘડી ગયો. બધાએ ઉકરડા ઉખેળી ચીંથરાં, કાગળના ડૂચા, લોખંડ, કાચના ટૂકડા, ટીનનાં ડબલાં ડુબલાં ને શીશા–શીશીઓ ભેગાં કરવા માંડ્યાં. ને એ વેચીને બે ટંકનો રોટલો કાઢવા માંડયો.

થોડા વખતમાં તો એમનો આ ધંધો એટલો વધી ગયો કે એમને એક મોટર લોરીની જરૂર વર્તાવા લાગી. પણ પૈસા વિના મોટર લોરીની જોગવાઈ શી રીતે થાય ?

પિયરીને અચાનક એક યુક્તિ જડી ગઈ. રેડિઓ ઘર પર એક કાર્યક્રમ હતો: અમુક સવાલોના સાચા જવાબ આપે. એને અમુક રકમનું ઈનામ મળે. એણે તો હિંમત ભીડી. રેડિયોઘરમાં પગ મૂકયો. ને પહેલા જ સવાલે ૨૫૦ ફ્રાંક જીત્યો. ને એમ ૨,૫૬,૦૦૦ ફ્રાંક જીતતાં લગી એણે રેડિયો ઘરના એ કાર્યક્રમમાં ભાગ લીધે રાખ્યો ! ૨,૫૬,૦૦૦ ફ્રાંક એટલે એક જૂની પુરાણી મોટરલોરી ખરીદવા માટે પૂરતી રકમ કહેવાય. લોરી આવી ગઈ. એમનો ઉકરડો ફેંદવાનો ધંધો ધમધમી ઊઠ્યો.. આ ઉપરાંત સાથીઓમાં કોઈ સાયકલો, કોઈ ઘડિયાળો ને બાબાગાડીઓ સમારવાનું કામ કરતા; જૂના ભંગારમાંથી નવાં યંત્ર ઊભાં કરી દેતા, ને વેચીને એમાંથી પૈસા રળતા. આમ કરી કરીને એમણે પોતાનું દેવું વાળ્યું. ને ઉપરથી સિમેન્ટની ઈંટો બનાવવાનું એક નાનકડું કારખાનું પણ શરૂ કર્યું.

પિયરીના ૨૦૦ સાથીઓમાંના અરધો અરધ તો બાંધકામ જાણનારા સારા કારીગરો હતા. ને અડધા ઉકરડા વીંખવાનું કામ કરનારા હતા. હવે પિયરીએ આખા દેશમાંથી ઘરબાર વિનાના ને ફૂટપાથ પર સૂનારા માણસોના આંકડા ભેગા કરવા માંડ્યા. એ આંકડાએ એને ડઘાવી મૂકયો. એણે કામચલાઉ સસ્તા ભાડાના વસવાટો બાંધવા માટેની એક યોજના તૈયાર કરી. એને માટે ૭ લાખ ફ્રાંકની રકમ જોઈએ, પણ એ લાવવી કયાંથી ?

## વળી નવી આફત !

૧૯૫૩ની સાલમાં નવા વસવાટો બાંધવાની યોજના તૈયાર કરતી સરકારને પિયરીએ કહ્યું: ' તમારી ૧૦ હજાર મિલિયન ફ્રાંકની—બાંધકામ માટે જુદી કાઢેલ રકમમાંથી એક ટકા જેટલી રકમ મારી ' તત્કાળ રાહત ' માટેની યોજનામાં આપો. '

પણ એમ ઝટ ' હા ' ભણે તો સરકાર શાની ?

ત્યાંતો ૧૯૫૪ની સાલમાં યુરોપની ધરતીપર ઠંડીનું સખત મોજું ફરી વળ્યું. છેલ્લાં દસ વર્ષમાં આવી પ્રાણ હારી નાખે એવી ઠંડી પેરિસે જોઈ નહોતી. નગરની ગંધાતી ગલીઓમાં આવેલાં દિવાસળીનાં ખોખાં જેવાં ઘરોમાં ઠસોઠસ ભરેલાં માનવીઓમાં બે હજાર માણસોનો વધારો કેમય સમાતો નહોતો. લોકો સીન નદીના પૂલની પોલાણોમાં, ઘરના દાદરા હેઠળ, રેલ્વે સ્ટેશનોનાં ભોંયરામાં, દુકાનોનાં પાટિયા સોડે, જ્યાં ત્યાં આશ્રય ને હૂંફનું ઓઢું શોધતાં ભટકતાં હતાં. ગૂંચળું ટોટકું વળીને પડ્યાં રહેતાં હતાં. સરકારની પોલિસ કહેઃ આમાંના કેટલાકને તો અમે ઘણા વખતથી ' ગુનેગાર ' તરીકે શોધતા હતા ! તે હશે, પણ અહીં તો આ બધા મહેનત મજૂરી કરી, પરસેવો પાડી જીવનારા લોકો હતા. કારખાનાં ને મિલોમાં મજૂરી કરનાર કામદારો હતા. બધા ટાઢે ઠરીને મરતા હતા !

પિયરી એમને માટે ગરમાગરમ સૂપ ( શાકભાજીનો રસો ) ને રોટી લઈ, ખૂણે ખૂણે ભમતો, એમને ખવડાવતો. રાતને વખતે છૂટા પડતાં 'ગુડ નાઈટ' કહેવાનો રિવાજ ખરો...પણ પિયરી મૂંગો મૂંગો જ પાછો વળી જતો. એ કહેતો: ' હાડ ગાળી નાખે એવી ટાઢમાં રાત જેને ફૂટપાથ

પર પણ પડ્યા વિતાવવાની છે—અને 'શુભરાત્રી' હું કયે મોઢે ઇચ્છું ?

તોપણ બેચેન જીવડો. ટાઢે ઠરતાં ગભરાંગાંડચાને ખવરાવ્યા માત્રથી એનો અજંપો શી રીતે શમે ? એણે તો જૂનો સરસામાન વેચનારાની દુકાનેથી જૂના ફાટ્યા તૂટ્યા તંબુઓ ખરીદી અપ્યા. ને જ્યાં ખાલી જગા દેખી ત્યાં ઊભા કરવા માંડ્યા. ઘાસના વેપારીને ત્યાંથી ગાડાં ભરી ભરીને પરાળ ભેગું કરી આપ્યું : તંબુઓમાં પાથરી 'જંગી બિછાનાં' તૈયાર કરી દીધાં. નાગાં ઉઘાડાને ગરમાવો આપવા માગી તાગી, ઉઘરાવી ભીખીને તેલ પૂરીને સળગાવવા-નાં ચૂલા, ને સ્ટવ ભેગા કરી આપ્યા. ને પછી પોતાની લોરી લઈ તે નીકળી પડ્યો. શહેરને ખૂણે ખૂણે ફરી, એણે ટાઢે ઠુંઠવાતાં, કરમાઈ ને ઢળી પડેલાં માનવ શરીરોને વીણી વીણી લારીમાં ગોઠવવા માંડ્યાં. એમને લાવીને પેલા તંબુઓ હેઠળની પથારીમાં સુવાડવા માંડ્યાં. આપણી ને રોટી આપી એમની ભૂખી હોજરીનું તળિયું શાંત કર્યું. પોતાની માનવતાની હૂંફ આપી એમના ઊંડું ઊંડું થતાં પ્રાણપંખેરૂને ધરપત બંધાવી.

## ફાટ્યા આભને થીંગડાં !

પણ આ તો ફાટ્યા આભને થીંગડાં દેવા બરાબર જ હતું. હજારો ઘરબાર વિનાનાં—નિરાશ્રિત હતાં. એના તંબુમાં બહુ બહુ તો સાઠ, સિત્તેર, સો માણસ સમાય. બાકીનાં સેંકડો હજારોનું શું ?

એણે રેડિયોઘરના અધિકારીઓને કહ્યું: 'મને બે જ મિનિટ બોલવા દો.' પહેલાં તો કંઈ જવાબ ન મળ્યો. છેવટે એના આગ્રહ આગળ એમણે ઢીલું મૂક્યું. પિયરીને સાત મિનિટ બોલવાની છૂટ મળી. એણે તો ઘડીય થંભ્યા વિના, વિચાર કરવા ઊભા રહ્યા વિના, શબ્દોની ફુલમાળ કે ગજરા ગૂંથવાની દરકાર કર્યા વિના, બોલવા માંડ્યું:

'મારા મિત્રો ! મદદ કરો. ગઈ કાલે રાતે ત્રણ વાગે એક બાઈ રાજમહેલ રોડ જેવા એક રસ્તા પર ઠરીને મરી ગઈ. એના હાથમાં એક કાગળિયું હતું-ઘર ખાલી કરવાની નોટિસ...! રોજ રોજ આવાં તો સેંકડો હજારો આપણા નગરને ખૂણે ખાંચરે ટૂંટિયાં વળીને જેમ તેમ પ્રાણ ટકાવી રહ્યાં છે. એમને માથું ઢાંકવા છાપરું નથી. ખાવા રોટલો નથી. તન ઢાંકવા પૂરાં કપડાંય નથી.

'પોતાનાં સુખિયાં ભાંડુઓની દેખત તેઓ દુઃખ કષ્ટે રિબાઈ ને મરી રહ્યાં છે! આવું ક્યાં લગી ચાલશે ?...હું તમારી પાસે કેવળ એક જ વસ્તુની ભીખ માગું છું...આ સ્થિતિનો હવે અંત લાવો. તોફાને ચડેલો દુઃખનો દરિયો આપણી ઠરી ગયેલ બંધુતાને—રાષ્ટ્ર ભાવનાને જાગૃત કરો...

'અમારે કામળા, તંબુ, સ્ટવ, ચૂલાની જરૂર છે. બનતી ત્વરાએ આ વસ્તુઓ પહોંચાડો...'

અરધી ક્ષણમાં એને યાદ આવી ગયું એક હોટલના માલિકનું નામ. જેણે આગલી રાતે જ પિયરીને કહ્યું હતું: 'મારી આ નાનકડી હોટલનો પણ તમે ઉપયોગ કરી શકો છો.' ને સરસામાન પહોંચાડવા માટે એનું સરનામું એણે જાહેર કરી દીધું !

## સૂતી માનવતા સળવળી

ને આ આકાશવાણી કૃષ્ણ ભગવાનના વખતમાં થતી તેવી 'આકાશવાણી' સાબીત થઈ. દસ જ મિનિટમાં સૂતેલી માનવતા સળવળી ઊઠી...એ ચેતનનો સંચાર દેશવ્યાપી નીવડ્યો.

લુગડાં, કામળા, ગાદલાં ગોદડાં, ખોરાક, બળતણ, ચૂલા, સ્ટવ, ને પૈસાનો જાણે ધોધ છૂટ્યો. એ નાનકડી હોટલનો માલિક તો પોતાના ઓરડા ખાલી કરવા છતાં આ ચીજ વસ્તુઓના ઢગને પોતાને ત્યાં સમાવી શક્યો નહિ ! રસ્તા પર તો ચીજ વસ્તુ લઈ આપવા આવનારાંઓની હાર બંધાઈ ગઈ !

પૈસા હતા એણે પૈસા ઠાલવ્યા.

જેની પાસે જે હતું, તે આપીને આત્માને પાવન કરવાનો લ્હાવો લૂંટવા સૌ અધીરા બન્યાં. સરકસવાળાએ કહ્યું: 'મારી વરસની કમાણીનો અમુક હિસ્સો તમારો.' કારખાનામાં કામ કરતા કામદારોએ તાર કર્યો: "આજથી મહિના લગી વધારાની મહેનત કરીને જે કમાણી કરીશું તે બધી તમારી.' કારખાનાના માલિકે પોતાની પડી રહેલ કારખાનાનું મકાન 'આશ્રય કેન્દ્ર' માટે કાઢી આપ્યું.

અડધો માઈલ લાંબી લોકોની હારની વ્યવસ્થા જાળવવા ૨૫ તો પોલીસ આવી પડેલા. દૂર દૂરનાં પરાંમાંથી દાન આપવા આવનાર લોકો પાસેથી વસ્તુઓ સ્વીકારવા માટે એક કામચલાઉ નાનકડું રેલ્વે સ્ટેશન ઉઘાડી દેવું પડેલું !

પેરિસના ઇતિહાસમાં અજોડ એવો લાગણીનો આ

ઉભરો હતો. પિયરી કહે છેઃ ' એ દિવસે માનવીની કરુણા ને સહૃદયતાનાં પૂર હૈલે ચઢયાં હતાં ! '

૫,૦૦૦ કામળા માગ્યા હતા, ત્યાં ૨૦,૦૦૦ આવીને ખડકાઈ ગયા. જૂતાંની ૧૦૦૦ જોડ માગેલી, ત્યાં ૫,૦૦૦ આવીને જમા થઈ. ૩,૦૦૦ ગરમ ડગલાની જગાએ લોકોએ ૧૫,૦૦૦ ડગલાનો ઢગ કરી દીધો ! પિયરી રસ્તે ચાલતો હોય ત્યાં લોકો મૂંગા મૂંગા આવીને એના ખિસ્સામાં નોટો સેરવી જતા. હોટલમાં ચા પીવા બેઠો હોય ત્યાં, ટેબલ પર નોટો મૂકીને ચાલવા માંડતા, સેંકડો સ્વયંસેવકોએ ટનના ટન જૂનું ફરનીચર, કામળા ને કપડાં ભેગાં કરી આપ્યાં.

## પથ્થરી દિલો પણ પીગળ્યાં...

હવે તો પિયરીને હજાર હાથે કામ ઉપાડી લેવાની સગવડ થઈ ગઈ હતી. લશ્કર એની મદદે આવીને ઊભું રહ્યું. નવા નવા અનેક તંબુઓ એમણે ઊભા કરી આપ્યા. લોરી-ઓ લઈને સૈનિકોએ રસ્તે ગલીએ પડેલા માણસોને વીણી લાવવામાં સાથ પૂરાવવા માંડયો. પોલિસે પણ પિયરી પાસે-થી સ્વયંસેવકોના બિલ્લા માગી લીધા ! સરકાર જેવી સરકાર પણ શરમાઈ. એણે પણ પોતાની રાતભર ખાલી પડી રહેનારી કચેરીઓનાં તાળાં ખોલી આપ્યાં. રાતભર એમાં ચાની કિટલીમાં ગરમ પાણી ઊકળવા લાગ્યું, બત્તીઓ બળવા લાગી, પથ્થરની સંગદિલ દિવાલોમાં પણ જાણે હૂંફાળો પ્રાણ ધબકવા લાગ્યો.

તત્કાલ જરૂરિયાતનાં સસ્તાં રહેઠાણો બાંધવા માટેની પોતાની યોજનાને મદદ આપવાની ના ભણતું સરકારી કાગળિયું એના હાથમાં આવ્યુંઃ તે જ દિવસે પિયરીના સાથીએ આવી એને ખબર આપી કે એક મોટર લોરીના પાટિયાપર આશ્રય લઈ રહેલ માબાપ પોતાના ત્રણ મહિનાના બાળકને આખી રાત પોતાના શરીરની હૂંફ આપવા મથ્યાં પણ એ બચ્યું નહિ...

પિયરીએ તે જ ઘડીએ બાંધકામ ખાતાના પ્રધાનને એક ખુલ્લો પત્ર લખ્યો : ને એમાં ઘરબાર વિનાના લોકોની પરિસ્થિતિનું બયાન કર્યા પછી પ્રધાનને પેલા બાળકની સ્મશાનયાત્રામાં આવવાનું ઈજન આપ્યું.

ને જ્યારે ડબ્બા નગર ને તંબુ નગરનાં ચિંથરાં વીણનારાઓ એ બાળકના શબને લઈ દફનાવવા રસ્તે થઈ ને નીકળ્યા ત્યારે બાંધકામ ખાતાનો પ્રધાન પણ એ સ્મશાન-યાત્રાનો એક ડાઘુ બની રસ્તા ઉપર નીકળી આવ્યો. ને પછી તો ' ડબ્બા નગર ' ને પિયરીની મૂળ વસાહતની એણે મુલાકાત પણ લીધી. સરકારના ' પ્રધાન ' કહેવાતા પથ્થરને પરિસ્થિતિએ પીગળાવી દીધો. ને આપણે ત્યાં કહેવત છે કે-એક કહેતાં એકવીસ હાજર કર્યા-એમ પિયરીની એક ટકાની માંગ હતી, ત્યાં સરકારે ૧૨ ટકાની ગ્રાંટ આપી, એની સસ્તાં રહેઠાણની બાંધકામ યોજનાને પોતાની કરી સ્વીકારી લીધી !

પિયરીના ગોઠિયાઓએ સરકારને પડકાર ફેંક્યો : ' આ વર્ષે તમે ૧૨,૦૦૦ ઘર બાંધો તો અમારે સામાં ૩,૦૦૦ હજાર બાંધી આપવાં. ' ને તે પછી આ ચેતનની ચિનગારી તો શહેરે શહેરે ફેલાઈ ગઈ ને સેંકડો હજારોને માથે મઠૂલી-ની છાયા થઈ.

સાધુ બાવા જેવો પિયરી તો હતો તે ને તે અવસ્થામાં સુથારી લુહારી ને કડિયા કામ કરતો, દુખિયાંની કહાણીને કાન ધરી હૈયે ઉતારતો જીવ્યે જાય છે. એણે કરેલ સિદ્ધિની કોઈ વાત કરે છે, ત્યારે એ કહે છેઃ ' હું તો સરકારના મેજ પર ભમતી ભમરી જેવો છુ. સરકારને ચટકા મારી મારીને એની પાસે હું કંઈક કરાવી શક્યો—એટલું જ. '

સરોજ ! હું તો તારાથી એટલી છેટી પડી ગઈ છું કે, શહેરના ખૂણે ખાંચરે, અજાણ્યા ને જોખમ ભર્યા લત્તાઓમાં ભટકી, કોંગ્રેસ હાઉસ, સુધરાઈ ને સરકારની કોર્ટ કચેરીઓ સુદ્ધાંમાં પહોંચી જઈ તે—અમારા ઘરની ભમરીએ—શું શું કર્યું, ને શુ કરાવ્યું, એ બધાથી અંધારામાં જ રહી ગઈ છું...

તારી પાસે ઊડી આવવા મન થાય છે...

તારી સુ.

# જનપથ

## સાધારણ માનવીની મથામણ : વ્યવહાર કર્મ, વ્યવહાર ક્રમ અને વ્યવહાર ધર્મ !

જે માનવી સુખી છે ને જેને ભવિષ્યની કશી ચિંતા જેવું નથી, એવા નાગરિકો ય કોઈ ને કોઈ ક્ષેત્રે શું કામ જીવન પરોવી નહિ દેતા હોય, એની વાત આપણે આગલા બે અંકોથી વિચારતા રહ્યા છીએ...

આનો સર્વસાધારણ ચોક્કસ જવાબ તો આપવો મુશ્કેલ છે—બલ્કે અશક્ય છે. માણસને પાછલા જીવન સાથે જકડી રાખનારાં અનેક બળો હોય છે. આપણે આ વખતે એમાંના એકની વાત વિચારીએ:

પૈસા તો પૂરતા છે: ભાવિની ચિંતા ટળી છે, એ વાત પણ ખરી.

પણ માણસ કાંઈ એકલો જ એકલો અટૂલો વ્યક્તિ-જીવન જીવે છે? એ જે સમાજમાં જીવે છે, ને રોજબરોજ એને જે અનુભવો થાય છે, તેના આધારે તો એનો માનસ પિંડ ઘડાય છે. પોતાની જે વાત યાદ કરે છે તો એને જણાય છે કે, પિતા ગરીબ હતા; શિક્ષક હતા; ધાર્મિક વૃત્તિવાળા હતા. ગામમાં સૌ એમને 'સજ્જન' ગણતા. પરંતુ ન્યાત જાત અને પંચ-મહાજનને પાથરણે તો 'ડાહ્યા' એ ગણાતા જેમની પાસે સંપત્તિ હતી...અને 'પ્રતિષ્ઠા' એમની હતી જેમને સરકારી નોકરી હતી...

માણસ બીજાત્રીજા અનુભવ યાદ કરે તોય, ધનની સાથે 'પ્રતિષ્ઠા' આવ્યાનાં દૃષ્ટાંતો કાંઈ ઓછાં છે? એક તો અમારો સહાધ્યાયી જ. ભણતો ત્યારે 'ડફોળ' ગણાતો, ને એક સગાને ત્યાં જેમ તેમ નોકરીએ ચડ્યો ત્યારે ય 'ડફોળ' ગણાઈ નોકરીની સીડીમાં ઉપર ચડતાં અટકી ગયેલો. એનામાં કોઈ રીતે કશી વાતમાં રામ ભાળ્યા નથી—સૌના અનુભવની વાત ગણાતી! અને છતાં, ભગવાનનુ કરવું તે બીજું વિશ્વ યુદ્ધ ફાટી નીકળ્યું! ને ભલેને બીજા સૌ ગમે તે કહે પણ, નોકરી કરતાં કરતાં કંઈક 'લીધા દીધા'-ની સમજ આવી ગયેલી કે શું, તે એકાદ બે (કદાચ શેઠની અજાણમાં, ને શેઠના પૈસે?) 'લીધા-દીધા'માં એને ત્યાં નાણાંની ટંકશાળ પડી!

...શેઠને ખબર પડીય હશે...પણ મગદૂર છે કે ઊંચે અવાજે કાંઈ કહી શકે? ઊલટી એની 'ચતુરાઈ'ની વાતો થવા લાગી. અને 'રતન તો છૂપાં રહે ભાઈ છૂપાં'—એવી ઊંધી કહેવત પણ લાગુ પડી! પણ એક વાર રતન જાહેર થઈ ગયું પછી તો સર્વત્ર પ્રકાશમાન થાય જ ને?

'આવડત' વિના ધન આવ્યું; ને ધનની સાથે પ્રતિષ્ઠાય ચાલી આવી...હવે એની પૂંઠે સત્તા, (આર્થિક, સામાજિક કે રાજકીય) આવી શકે—થોડીક વિશેષ 'આવડત' હોય તો.

ખેર...દરેક માણસને કાંઈ આ લાગુ પડતું નથી; દરેકને કાંઈ ધનને કારણે પ્રતિષ્ઠા મળે જ છે, એવું નહિ હોય; ને ધન તથા પ્રતિષ્ઠાની પૂંઠે સત્તા આવે જ એવુંય દરેકને માટે નહિ બન્યું હોય. પરંતુ **સર્વસાધારણ સામાજિક** ધોરણ જ તો વ્યક્તિની મુખ્ય પ્રેરણા હોય છે. મોટે ભાગે જે બને છે, તેમાંનું 'મોટું મોટું જ' એને દેખાય છે, ને એના ધોરણે જ એનાં આચરણનાં મૂલ્યો ઘડાય છે: શંકા થાય તો 'મહાજનાઃ યેન ગતાઃ સ પંથાઃ' જે રસ્તે મહાજન ગયા તે જ રસ્તો!—દોરવણી સ્પષ્ટ જ છે:

"પૈસા કમાઓ, પ્રતિષ્ઠા મેળવો, સત્તા મેળવો ને પછી સેવા કરો! એ તો **વ્યવહાર કર્મ** છે: એ જ તો **વ્યવહાર ક્રમ** પણ છે; અને એથી જ તો, **વ્યવહાર ધર્મ** પણ એ જ છે. સાધુ સંતોની વાત જુદી છે. પણ, વ્યવહારબદ્ધ માનવીને માટે તો આ જ કર્મ, ક્રમ અને ધર્મ છે.

પરિણામ અણધાર્યું છે :

(૧) કમાવું (૨) પ્રતિષ્ઠા મેળવવી (૩) સત્તા પ્રાપ્ત કરવી અને (૪) સેવા કરવી—આ ચારેમાંથી કેવળ પ્રથમ બ્રહ્મ જ રહી જાય છે: કેવળ 'અર્થબ્રહ્મ'ની ઉપાસના !

જીવનની પ્રારંભિક સગવડો મેળવવા માટે અર્થની ઉપાસના શરૂ કરેલી—સુખનાં સાધનો પ્રાપ્ત કરવા સારૂ નાણાંની જરૂર પૂરી કરવા ધંધો શરૂ કરેલો, એ મૂળ વાત જ પછી તો ભૂલાઈ જાય છે ! સગવડો ભરપૂર મળી ગયા પછીય રાતદિન અર્થોપાસના ચાલુ રહે છે !

મૂળ કાર્ય–કારણ સંબંધ જ વિલીન થઈ જાય છે:

—ખાવું શાને માટે ? તો કે' શરીર ટકાવવા માટે.

—યંત્રો શાને માટે ? તો કે' માણસને મદદરૂપ થવા માટે.

—ધંધો શાને માટે ? તો કે' જરૂરી સાધનો મેળવવા નાણાં જોઈએ તે માટે.

પણ આ બધાં કાર્યકારણ ઊલટાં થઈ જાય છે: અને—

—ખાવા ખાતર ખાવું: ભલે પછી શરીર બગડે, ને આનંદયે ન મળે.

—યંત્રો ખાતર યંત્રો ચલાવવાં—ભલે પછી યંત્રો માણસને મદદરૂપ બનવાને બદલે માણસ જ યંત્રમાનવ,—બલ્કે, યંત્રનો ગુલામ બની જાય !

—ધંધા ખાતર ધંધામાં રચ્યાપચ્યા રહેવું—ભલે પછી ધંધાનો મૂળ હેતુ મરી જાય, ને કેવળ 'દસરડો' જ રહી જાય !

આ છે આપણા આજના ઔદ્યોગિક યુગનું એક લક્ષણ ! આમાં ઉદ્યોગો કે યંત્રોનો દોષ નથી, પણ આજની સમાજ-રચના દોષરૂપ છે, જેમાં ઘણા માણસો 'કુવસ્તુ' (કૉમોડિટી=બજારમાં વેચાવાની ચીજ) છે, અને થોડાક માણસો 'ખરીદનારા' છે.... બંને વચ્ચે કેવળ 'ખરીદી-વેચાણ'નો જ સંબંધ રહી જાય છે ! બે માણસો નહિ, બે વસ્તુઓ વચ્ચેનો સંબંધ રહી જાય છે ! અંતે, માનવીય સંબંધો નષ્ટ થાય છે.

આને આપણે અમાનવીકરણ કહીશું ?

આપણા રોજંદા વ્યવહારમાં આ તત્ત્વ અનેક રીતે પ્રગટે છે: એમાંનું એક સ્વરૂપ તે એ કે—

* વિશ્વ આખું કેવળ અર્થ (ધન) રૂપે દેખાય છે.

* અને કેવળ એ એક જ પ્રવૃત્તિ પ્રવૃત્તિરૂપે દેખાય છે !

* કેવળ એ એક જ આનંદ આનંદરૂપે દેખાય છે !

---

# સાર્થકય

હીલુંછમ વૃક્ષ ઊભું હતું. ધરા ધન્યતા અનુભવતી હતી. વૃક્ષની ડાળે ખીલેલાં પુષ્પો ખરી પડ્યાં અને ધરાની ધૂળ ઢંકાઈ ગઈ. એ મ્હેંકી ઊઠી. હવે એને રોમાંચ થયો હોય એમ નાનાં નાનાં તરણાં નાચી ઊઠ્યાં.

વૃક્ષ ઊભું હતું પોતાનું બધુંય સૌન્દર્ય ધરાને ખોળે ધરીને.

મેં પૂછ્યું તરુવરને, "તમારાં આભૂષણ શમાં પુષ્પો આ ધૂળમાં કાં રગદોળો છો ?"

વૃક્ષને હસવું આવ્યું.

એણે કહ્યું: "જેનાં રસકસ ચૂસીને જીવન નિભાવ્યું એના પર જ પુષ્પોનો—મારાં આભૂષણોનો—અભિષેક હોય. એમાં જ મારા જીવનનું સાર્થકય."

હું ચૂપ થઈ ગયો.

—અનિરુદ્ધ બ્રહ્મભટ્ટ

આર્થર હૉપકિન્સના મૂળ અંગ્રેજી ઉપરથી—પ્રબોધ ચોક્સી

[ માનવ-ઇતિહાસના પ્રતીક સમો એક માર્ગ છે. લાખો-કરોડો એના પર જીવે છે, ચાલે છે. માર્ગને પડખે હરિયાળી ટેકરીઓ છે. ટેકરીઓના ઢાળ પર વૃદ્ધ બાપ અને યુવાન દીકરો માનવ-ઇતિહાસનાં સુખદુઃખને જોતા બેઠા છે. એકજણ દૂર દૂરથી સાક્ષાત્ સત્ય લઈને લાખો-કરોડો પાસે આવ્યો. લોક ઘેલું ઘેલું થયું પણ લોખંડી પુરુષે અને પંડિતોએ સત્યને પોથીમાં ને મંદિરમાં પૂર્યું. ને લોક લડયું. સત્ય લોહીથી ખરડાયું. દીકરો કહે છે, "દૂરથી સત્ય આવ્યું જ નહોત તો સારું થાત." વૃદ્ધ બાપ કહે છે, "ના. એમણે સત્યને મંદિરે પૂર્યું ન હોત તો સારું થાત. માનવીનો આત્મા એ જ પરમાત્માનું મંદિર છે..."...ફરી માર્ગ પર એક મહાન નેતા 'સમાનતા'નો સંદેશો લાવ્યો : "માનવીની સમાનતા એટલે માનવીની બંધુતા!" લોકોએ અસમાનતાની બેડીઓ તોડી નાંખી. લોખંડી પુરુષે પંડિતો બેસાડીને માનવીની આ સ્વાધીનતા માટે શબ્દોની સોનેરી જંજીરો ઘડાવી ને પેલી તૂટેલી બેડીઓનું મંદિર બનાવ્યું. ને માનવીની સ્વતંત્રતાનો અર્થ એવો કરી આપવામાં આવ્યો કે, અમર્યાદ સંપત્તિના ખાનગી ઢગલા કરવાની દરેકને છૂટ છે. એટલે એની વાસના એ જ એની આવશ્યકતા બની ગઈ. ધનના ઢગલાને પગલે એના રખેવાળ આવ્યા ને એમની સત્તા જામી. શ્રીમંતો ને ગરીબોના ભેદ થયા. જેની પાસે ઝાઝું તેની મોટાઈ ઝાઝી. ત્યારે કોઈ એકનું લોહી ઊછળી આવ્યું: "આ તો માનવીને માનવીનું શોષણ કરવાની સ્વતંત્રતા થઈ! આ આપણી સ્વતંત્રતા નથી. આ નકલી સ્વતંત્રતા આપણને ફરી ગુલામ બનાવે તે પહેલાં તેને તોડી નાંખીએ" પણ એને માથે 'દેશદ્રોહી', 'ભાંગફોડિયો' ને 'દ્વેષ ફેલાવનારો' એવા આરોપો મઢીને એનો નિકાલ કરી નાખવામાં આવ્યો.

વૃદ્ધ પિતા આ જોઈને કહે છે, "માનવ બંધુતા શોધે છે. માનવ સ્વામિત્વ પણ શોધે છે. આ બેયને એ ભેગાં કદી નહીં પામી શકે. એકથી બીજાનો છેદ ઊડે છે. માનવે પોતાની આખરી ઉન્નતિ માટે બેમાંથી એકને પસંદ કરી લેવું પડશે—બંધુતા કે સ્વામિત્વ." દીકરો પૂછે છે, "પિતાજી, માનવ કદી સ્વામિત્વનો ત્યાગ કરી શકશે ખરો?" વૃદ્ધ પુરુષ કહે છે, "સ્વામિત્વની એને શરમ આવતી નહીં થાય, ત્યાં સુધી એ નહિ બને. એને ભાવતી માલિકીની એ ચેટકી એના મોમાં કડવી ઝેર નહીં બની જાય ને સલામતીના બખ્તરની અંદર અકડાઈ ગયેલું એનું શરીર એ બખ્તર સામે બળવો નહીં પોકારે, ત્યાં સુધી માનવ સ્વામિત્વનો ત્યાગ નહીં કરી શકે." હવે સંક્ષેપમાં માનવ માર્ગનું ત્રીજું પ્રકરણ વાંચીએ... —પ્ર ]

વૃદ્ધ પુરુષ અને યુવક હરિયાળી ટેકરીના ઢાળ પર જનસમુદાયને નિરખતા બેઠા હતા.

આભને ઓવારેથી નૃત્ય કરતાં બાળકો આવતાં હતાં.

આજે ઉત્સવ હતો. માનવમહેરામણ આજે નવલી ભૂમિ પર પ્રવેશ કરવાનો હતો. આજને મંગલ દિને જ્ઞાનનાં દ્વાર લોકને માટે ઊઘડવાનાં હતાં. જુગજુગથી એમને એ રહસ્યભરી ભોમકા પર પગ પણ માંડવા દેવામાં નહોતો આવ્યો. મૂઠીભર માનીતાઓ એ રહસ્ય-ભોમનાં મબલખ ફળ વેઠી વેઠીને ભંડકિયે ભરતા હતા ને આ બાપડા દૂર રહ્યે રહ્યે તાકતા રહેતા હતા. આજે એ સમૃદ્ધિ એમની થવાની હતી. આનું નામ તે સમાનતા! નૃત્ય કરતાં બાળકોએ ગીત ઉપાડ્યું. લોક આનંદને હિલોળે ચડ્યું ને જાણે એક જ બની ગયું.

લાંબા કાળથી નેતાઓ લોકને જ્ઞાન આપવાના ડહાપણ વિશે ચર્ચા કરતા હતા. કેટલાક એવાય હતા જે કહેતા હતા કે 'અવિદ્યા જ સલામતીનો આશરો છે.'

"વિદ્યા તો અસંતોષનો ભાઈ છે," એકે દલીલ કરી. "પછેડી પ્રમાણે સોડ તાણવામાં જ માનવીનું સુખ સમાયેલું છે. લોકનું ગજું તો છે વેઠ કરવા જેટલું. કાયમ એવું જ રહેવાનું. કેમકે કરોડોને જેમાં કામે લગાડી શકાય એવી તો દુનિયામાં ફક્ત વેઠ જ છે. વિશિષ્ટ કર્તવ્યો તો થોડાંક જણને રોકી શકે. તમે લોકને જો વિશિષ્ટ કર્તવ્યો માટેના જ્ઞાનથી સજ્જ કરો તો પછી તમે એમને માટે કામ ક્યાંથી લાવશો? સામે ધરવામાં તમારી ફાંટમાં એકલી વેઠ જ છે,

તેવી દશામાં તમે એમને કેમ કરીને ધરવશો ? એ તો હંમેશ, થોડા નેતાઓ ને ઝાઝાં ઘેટાંઓ જ રહેવાનાં. નેતાનો ગુણ છે વિદ્યા. ને ઘેટાંનો ગુણ છે આજ્ઞાંકિતપણું. આ બે ગુણો થઈને જ સુમેળ સધાય છે. એ બેમાં જ શાશ્વત સિદ્ધિ વસે છે. ''

પછી એક નેતા બોલ્યો, બીજા કરતાં ઝાઝેરો જુસ્સાદાર :

" આપણે શું આપણા નેતાઓની સલામતી લોકના અજ્ઞાનમાં શોધીએ છીએ ? લોકમાં વિદ્યાથી નવચેતન આવે, તે પછીય જેમની નેતાગીરી ટકી શકે, તેવા નેતા આપણી પાસે શું છે જ નહીં ? તમે કહો છો કે જ્ઞાન એ નેતાગીરીનો ગુણ છે. પણ અમે તો તેવું જોયું-જાણ્યું નથી. અમે તો જોયું છે કે ધૃષ્ટતાભરી ધૂસણખોરી એ જ નેતાગીરીને માટે જરૂરી ગુણ છે. ધૃષ્ટતા અને ખુમારી, સ્વાર્થીપણું ને આંધળાપણું, આ છે નેતાગીરીના ગુણો. આપણને જ્ઞાની નેતા સાંપડે તે પહેલાં આપણે જનતાને જ્ઞાનવાન બનાવવી પડશે. એવી જ્ઞાનવાન જનતા જ નાલાયક નેતાઓને પારખી શકે, ઇન્કારી શકે અને પડતા મૂકી શકે.

" જ્ઞાનનો સૂર્ય નીચેથી ઊગીને જ ઊંચે ચડી શકે. કારણ લોકમાં જ્ઞાનોદય થયા વિના નેતાગીરી અજ્ઞાની જ રહેવાની. નેતાગીરી મોટે ભાગે તો જનસમુદાયના અજ્ઞાનનું જ પ્રતિબિંબ પાડતી રહેવાની. હા, કદી કદી અભૂતપૂર્વ પ્રસંગોએ કોઈ વળી મહાન નેતા જાગવાનો, ને એને તો એવું ગંભીર ડહાપણ અને પ્રખર પ્રામાણિકતા એવો ઝળકાવતાં હશે કે લોક એની આરપાર પ્રકાશતા સત્યને જોઈ જ જવાના ને એની પાછળ ધરતીના છેડા ખૂંદી વળવાના.

" પણ આવા અવતારી નેતાઓની રાહ જોઈને આપણે બેસી રહી શકીએ નહીં. એ લોકો આપણા પર ક્યાંય સુધી તો ધ્યાન જ આપતા નથી. માટે જે અવતારી કરતાં ઊતરતા છે તેવા નેતાઓ સામે આપણે આપણો બચાવ શોધી લેવો પડશે. એક રસ્તો સાફ છે. તે છે જનતાનો જ્ઞાનોદય. એમની સમજશક્તિ દ્વારા આપણને સાચા નેતા જડશે. પછી સત્યયુગે જનસમૂહ પોતે જ નેતા બનશે. ''

પછી એક લોખંડી પુરુષ, સૌથી ઝાઝો બળિયો, બોલ્યો :

" અને આ જે જનસમૂહનાં ગાણાં ગાતાં તું થાકતો નથી, તે વળી કયો મોટો સદ્‌ગુણનો અવતાર છે ? એના લોભને કંઈ થોભ છે કે ? એની તૃષ્ણાને કોઈ સીમા છે કે ? એ લોકો શું કો રામરાજ્યનોઈ રસ્તો જાણનારા છે ? એવું હોત તો તો જોઈતુંતું શું ? એ ક્યારનાય રસ્તો બતાડતાં આગળ થયા હોત. ઠીક છે, એમને જ્ઞાન આપવાથી નથી કશું નુકશાન થવાનું કે નથી કશો લાભ થવાનો. સાક્ષરતા માનવીના સ્વાર્થીપણાને વધુ બોલકું બનાવશે, પણ મતલબ એનો એ રહેવાનો. માનવ પ્રલય પર્યંત એક જ વાત પૂછતો રહેવાનો : '...પણ મારું શું ?' ને પ્રલય સુધી નેતાઓની સામે આ જ સવાલ ખડો રહેવાનો—એને ધરપત પડે એવા જવાબો શોધ્યા કરવાનો. એમના જવાબો જનતાને ધરપત થાય તેવા નહીં રહે, ત્યારે એ ગાદી પરથી ઊથલી પડવાના. ને લહેજતદાર હાજરજવાબીવાળા નવા નેતા એમની ખુરશીઓ પર ચડી બેસવાના. એમ જ ચાલતું રહેવાનું. માનવીના પ્રશ્નોમાં કદી ફેર નહીં પડે. નેતાઓના જવાબો રોજ રંગ બદલતા રહેશે. ને જ્યારે એમના જવાબોનો જથ્થોયે ખૂટી જશે, ત્યારે પણ સવાલ તો તેનો તે જ ખડો રહેશે: '...પણ મારું શું ?' ''

પછી બોલ્યો એક માટીડો, જરા બીજાથી ઝાઝેરો ઉદ્ધત હતો તે :

" આપણે ટાઢા પો'રના જોશ ભાખતા બેસી રહેવું છે કે જનતાજનાર્દનનો પોકાર કાને ધરવો છે ? લોક જ્ઞાન માટે તકાદો કરે છે. આપણે શું એમ કહીશું કે અમે દરવાજા બંધ રાખીશું ? શું આપણે ઊઠીને દરવાજે પહેરો ભરવો ? જો એમ હોય તો હું જનતાજનાર્દનના આક્રમણમાં ભળી જઈશ. એમની મહેનત ને એમની જરૂરિયાતને પ્રતાપે તો આપણે જીવીએ છીએ. સૂફિયાણાં ચૂંથણાં ક્યાં લગી કરવાં ? સદ્‌ગુણ ને દુર્ગુણનો લવારો તે કેટલો ? આ તો બધી માણસના શ્વાસની સાથે લખાય ને ઉચ્છ્વાસ સાથે ભૂંસાય એવી વરાળિયા વાતો છે. આજે ને અત્યારે નજર સામે જે હાજરાહજૂર હકીકત હોય તે સિવાય બાકી બધું નકામું. જનસમુદાય જ્ઞાન માગે છે. એમાં વરદાન ને શાપ–જે હશે તે બધું એમને મળ્યે જ છૂટકો. ''

" હા, હા, એમને મળ્યે જ છૂટકો, '' બીજા અનેક નેતાઓએ પડઘો ગજવ્યો, " જનસમૂહને જ્ઞાન આપો ! ''

" જનતા માટે જ્ઞાનમંદિર ખુલ્લાં મૂકો ! ''

"તમે ડહાપણભર્યો નિર્ણય કર્યો છે," લોખંડી પુરુષ બોલ્યો: "પણ આપણે લોકોને એમની જ્ઞાન માટેની શોધમાં દોરવણી આપવી જોઈએ. આપણે એમને જ્ઞાનના ઉપયોગ શીખવવા જોઈએ. નહીં તો એનાં અજાણ્યાં ફળોનો એમને કદાચ મીણો ચઢી જાય ને પચ્યા વિનાના અર્થોનો એમને આફરો ચડી જાય. આપણે એમના માર્ગદર્શન માટે ડાહ્યા શિક્ષકો નીમવા જોઈએ. આપણે હવે જ્ઞાનનાં ઉપાશ્રય માટે વિદ્યાલયો ખોલવાં પડશે; ત્યાં જ્ઞાનનાં ફળો એકઠાં થશે ને વિદ્યાલયના વ્યવસ્થાપકો એમના પર ચાંપતી નજર રાખશે. ને પછી ત્યાં લોકને પાત્રતા પ્રમાણે પ્રસાદ મળશે ને લોકો ત્યાં સાચું પોષણ પામશે."

અને એ પ્રમાણે ઠરાવવામાં આવ્યું.

વૃદ્ધ પુરુષ અને યુવક પુત્ર હરિયાળી ટેકરીના ઢાળ પર જનસમૂહને નિરખતા બેઠા હતા.

"પિતાજી, આ લોખંડી પુરુષની વાત સાચી છે? શું માનવી કાયમ એમ જ પૂછતો રહેવાનો કે મારું શું?"

"જરૂર. માનવી એથી વધુ સારો બીજો એકે સવાલ પોતાની જાતને પૂછી શકે તેમ નથી."

"પણ તે લોખંડી પુરુષે કહ્યું તે રીતે તો નહીં ને?"

"ના બેટા, લોખંડી પુરુષે કહ્યું તે રીતે નહીં."

ત્યાં દૂર ક્ષિતિજની પેલે પાર બાળકો કૂચ કરતાં હતાં, ગીતોમાં મસ્ત બાળકો, સોનેરી-રૂપેરી પુષ્પપતાકા ફરકાવતાં. એમનાં તાજાં મુખમંડળમાં દમનનો એકે સોળ નહોતો. ને એમની પાછળ પાછળ જનસમુદાયનો ઝમેલો હતો. જ્ઞાનને બારણે એ આવી લાગ્યાં, ને અહીં નેતામંડળ એમનું સ્વાગત કરવા આવ્યું હતું. બાળકોના કંઠે ગગનભેદી સમૂહગાનથી ગહેકી ઊઠ્યા. મંદિરોના સોના રૂપાના ઘંટા-ઝાલર તાલ પુરાવતાં રણકી ઊઠ્યાં. કેટલાક તો આકાશમાંથી ગેબી અવાજેય સાંભળી શકતા હતા. એક પૂજ્ય પુરુષે આવીને જનસમુદાયને શાંત પાડ્યો ને સંબોધ્યો:

"આપણો મુક્તિદિન આજે આવી લાગ્યો છે—અંધારા અજ્ઞાનલોકમાંથી આજે આપણી મુક્તિ! માનવીની આંખેથી હવે જુગજૂના પાટા છૂટશે. હવે માનવીના લથડતા પગ સ્થિર થાવ. હવે માનવીનું નાગુંપૂગું ને નિંદરઘેરું મન જાગો અને શાશ્વત સુંદરતાનાં વસ્ત્રો પરિધાન કરો! ગાઓ, મારાં બાળકો, પેટ ભરીને ગાઓ આજે! કારણ આજે તો તિમિરમાંથી મુક્ત થઈ પરમતેજમાં પ્રવેશ કરવાનો ધન્ય દિવસ છે, આપણો!"

કોટિ કોટિ કંઠેથી અંતરનો આભાર ઠલવતું સ્તોત્ર ફૂટી નીકળ્યું ને આભના સીમાડાને હડસેલતું નિનાદી ઊઠ્યું.

લોખંડી પુરુષે સમુદાયને સંબોધન કર્યું, "જ્ઞાનની પ્રાપ્તિ મારફત તમે લોકો તમારા દુન્યવી બોજાઓમાંથી રાહત પામજો. જ્ઞાન તમારાં રોજિંદાં કામોને હળવાં બનાવો. તમે લાંબા કાળથી ઝંખતા હતાં, તે સુખસવલતોનો રાહ જ્ઞાન તમને બતાવો. જ્ઞાનોપાર્જનને ફાયદા વિનાનો પ્રયત્ન રખે માનતાં, નિષ્ફળ અટકળબાજી રખે સમજતાં. તમે જે વખત ગાળો, તેનો પૂરો બદલો જ્ઞાન પાસેથી વસૂલ કરજો. જો દરેક માણસ જાતે પૈસાદાર થવાય તેવું જ્ઞાન સંપાદન કરશે, તો સરવાળે સઘળાં શ્રીમાન બનશે. તમારો ભાઈ તમારા કરતાં લક્ષ્મીનું વધારે વરદાન મેળવી શકે તેવી વિદ્યા સંપાદન કરી આવે, તો તમે તેના લાભની અદેખાઈ ન કરતાં. ઊલટું તમારાથી ઓછી વિદ્યાવાળા પાસે તમે જેવું માન ઇચ્છો તેવું જ માન તમે તેને આપજો. તમારા ભાઈના ભલામાં તમે રાજી થજો, કેમકે થોડે ઘણે અંશે તો તેની હૂંફ બધાંને જ મળવાની છે. એક શ્રીમંત થાય છે, ત્યારે સઘળા શ્રીમંત થતા જ હોય છે. વિદ્યા પાસેથી વિત્ત પામજો. આ છે બધાં જ્ઞાનનાં વરદાન!"

"અમને જ્ઞાનનાં વરદાન આપો!" સમુદાયે પોકાર પાડ્યો: "અમને વરદાન આપો." "અમને સુખસવલતો આપો!" "અમને ધનના ઢગલા આપો!" અને જ્ઞાનદ્વારનું ઉદ્‌ઘાટન થયું, ત્યારે તો આનંદના ઓઘ ઊછળ્યા. કેટલાક એ ઓચ્છવમાં ઘેલા થયા નહીં. પણ એ થોડા હતા; અને માંહ્યલી બીકથી એમનાં મોં સીવાયલાં હતાં.

હવે જ્ઞાન માલિકીનું સાધન બન્યું હતું. હવે જ્ઞાન બંધુતાનું દુશ્મન બન્યું હતું. કેટલાક એવા હતા ખરા જે જ્ઞાનને જ્ઞાનની પોતાની હૂંફ માટે સેવતા હતા. કેટલાક એવા હતા ખરા, જે વિદ્યાને બંધુતાની સખી તરીકે ઓળખતા હતા. પણ એવા થોડા હતા અને એમની તતૂડી માલિકી મારીની રાડારાડમાં ડૂબી જતી હતી.

વિદ્યા હવે માલિકીનો સુનિશ્ચિત માર્ગ થઈ પડ્યો. જે વિદ્યા બજારમાં ચપોચપ ઊપડી જાય, એ વિદ્યા પોતાની છાતીએ મોટી કીમતનું પાટિયું ટાંગી શકતી. સમુદાય એ વિદ્યા માટે વલખાં મારતો. વિદ્યા ઊંચે આસને બેસવાનો પરવાનો હતો.

માનવની બુદ્ધિ એક બગીચો બન્યો. એની ખેતી એક ઉદ્યોગ બન્યો. એની રોકડિયા ઊપજ એની ફળદ્રૂપતાની સાબિતી મનાવા લાગી. જે ફળદ્રૂપતા વેચવાજોગ ન હોય તે બગાડો ગણાતી. માનવની માલિકીની લાલસાએ એની બુદ્ધિને ગુલામ બાંદી બનાવી. એનો મહાન વારસો સ્વામિત્વને પૈંડે જોતરાયો. કોઈ રીતે વાર્યા વરે નહીં ને લગાતાર ભેળાણ કર્યા કરે તેવાં ઢોરનેય માનવી ટપી ગયો. વેચાય તેવાં જ્ઞાનનાં ફળ વેડવા–ઝૂડવા એ આખીયે ભોમકાને ખૂંદી વળ્યો. સારું હતું તે બનાવટી બન્યું, કિંમતની કાપલીથી. બનાવટી હતું તે સારામાં ખપ્યું, કિંમતની કાપલીથી. માનવીની બુદ્ધિ બજારે બેઠી. એના ભાવ–તાલ કરવાનું શક્ય બન્યું. જેની કિંમત કોડીની નહીં તેવું એ વેચવા નીકળતો, તેયે બુદ્ધિને વેચવાની તેની ધગશને વખાણી વખાણીને છાપરે ચડાવવામાં આવતી. બુદ્ધિમાં વળી નકલી શું ? જે વેચાયું તે અસલ.

વિદ્યાના વિસ્તારમાં માનવને એવી યુક્તિઓ ભણાવવામાં આવી, જે એના ભાઈને એનો આશ્રિત બનાવે, જે એને એના ભાઈથી અળગો બેસાડે.

વિદ્યા કમાયો તોય માનવી તરણાં ઓથે પણ ન જોઈ શક્યો. એને કાયમ લાગતું કે જે એ ખંત કરીને કે ગ્રહણ શક્તિથી જ્ઞાનવાન બને, તો એના ભાઈએ શા માટે એને મુજરો ન કરવો. જો એને એવી લાગણી થઈ હોત કે જ્ઞાન માલિકીથી પર છે ને તેથી એની સોદાબાજી ન થઈ શકે કે એને આંતરી પણ ન શકાય, તો એને જ્ઞાનનું બધુંયે મૂલ્ય, એની બધીયે મહત્તા સરી જતાં લાગત.

"હવે...વિદ્યા વેશ્યા બની ગઈ છે," ઉદ્ધતજન ત્રાડી ઊઠ્યા: " હવે વિદ્યા જ્યાં નફો જોશે ત્યાં લેટી પડશે. હવે જ્ઞાન લાલસાની અંધારી ઘોર ગલિયારીઓમાં ટાંપી બેઠેલા લૂંટારાના જેવું બની ગયું છે. હવે જ્ઞાન એક પીંઢારાની જેમ ટાઢે કોઠે ખૂન કરવાની રીતોમાં પારંગત બની રહ્યું છે. હવે જ્ઞાનને નામે બધું માફ થાય છે. હવે માનવી પોતે જ વાંકો વળીને પોતાના વિનાશ માટે ઘોર ખોદે છે. હવે માનવી એની વાસનાને કારણે પોતાની જાત સામે કાવતરું ઘડી રહ્યો છે. હવે માનવી પોતાને માટે જ ફાંસીનો માચડો ખડો કરી રહ્યો છે. જે જ્ઞાને માનવીને મુક્ત કરવા જોઈતા હતા અને તમામ માનવોને ભાઈભાઈ બનાવવા જોઈતા હતા, તે જ જ્ઞાન માનવીને ગુલામ બનાવે છે. એ સકંજામાંથી નાનોમોટો કોઈ માનવી નહીં છૂટે. માનવીને માથે એવો તે કયો શાપ ચોંટ્યો છે કે એ આમ 'ઇશ્વરની ઇચ્છા'ને મચડી રહ્યો છે ? માનવી પોતાને જ હાથે મોત પામશે, એવો વિધિનો લેખ ક્યાં લખાયો છે તે તો બતાવો ?"

"તું કરે છે તે કાંઈ ખરેખરના માનવીની વાત નથી," લોખંડી પુરુષ ઓચર્યો: "એ તો એક ભ્રમણા છે, જેને નક્કર ધરતીની કઠોર વાસ્તવિકતાઓ જોતજોતામાં કોળિયો કરી જવાની છે. માનવીની ફરજ કેવળ પોતાપૂરતી જ છે. જો દરેક જણ પોતાની જાતને સંભાળે તો બધાની સારસંભાળ થઈ જ જાય. ઢંગધડા વિનાના અકલાતૂન રસ્તાઓ પાગલખાને પહોંચાડે. માનવી જો એના ભાઈની ભલાઈ ને ભરોસે જીવવા જાય, તો એના ભાઈની હાજતોનો શિકાર થઈ પડે. નબળાને હમેશાં સબળાં ભરખશે. સૃષ્ટિની શરૂઆતથી એમ જ થતું આવ્યું છે. ને આપણી ચોગરદમ જે કંઈ જીવે છે તે એમ જ જીવે છે. ભાવિને લલાટે શું લખ્યું છે, તે વાંચવા કોઈ ક્રાંતદ્રષ્ટાની જરૂર નથી. એ તો ઘાસને તરણે તરણે લખેલું જ છે, હરણાંને રૂંવાડે રૂંવાડે છાપેલું જ છે, માછલાંને ભીંગડે ભીંગડે ભાખેલું જ છે: 'તારી જાતને સંભાળ.' જેણે આ ચેતવણી પર ધ્યાન નથી આપ્યું, તે તમામ જાતિઓ ધરતીના પટ પરથી સદાકાળ માટે ભુંસાઈ ગઈ છે."

વૃદ્ધ પુરુષ ને યુવક પુત્ર હરિયાળા ઢાળ પર બેઠા હતા,—જનસમૂહને નિરખતા.

"લોખંડી પુરુષે ખરું કહ્યું," વૃદ્ધ પુરુષ બોલ્યો. "જાતને સાચવવી એ માનવીની ફરજ છે. ને સાચવણ શેમાં રહેલી છે તે શોધવાના એના પ્રયત્ન છે. માનવ જાતિની રક્ષા શું પેલા પશુઓની નકલ કરવામાં રહેલી છે, જે પશુઓને ફક્ત તાત્કાલિક હાજતોનું ભાન હોય છે, જે પશુઓને બીજી કોઈ ઉચ્ચ અભિવ્યક્તિની પ્રેરણા જ થતી નથી ? કે પછી માનવ જાતિની રક્ષા વિદ્યાથી આગળ ધપી સુસ્થિર ને ડાહપણભરી પ્રજ્ઞામાં વસે છે ?

[ અનુસંધાન પાન ૧૪૫ ઉપર ]

# ફરતાં ફરતાં સ્મરણો

## એક અભિપ્રાય !

" ગયા માસની ૨૨-૧-'૫૮ તારીખે અમદાવાદમાંના ટાઉન હૉલમાં રા. બ. ગગનલાલ કરમચંદ ગર્લ્સ હાઈસ્કૂલનો વાર્ષિક ઉત્સવ ખૂબ સફળતાપૂર્વક ઉજવાયો. તે પ્રસંગે મુખ્ય મહેમાન તરીકે અમેરિકાના ભારતીય રાજદૂત શ્રી. ગગનવિહારી મહેતાનાં ધર્મપત્ની શ્રીમતી સૌદામિનીબહેન મહેતાએ માત્ર કન્યાઓ માટેની સંસ્થા રંગમંચ ઉપર એટલા સુંદર પ્રયોગો બતાવી શકી તે બદલ અભિનંદન આપતાં પ્રેક્ષકોમાં બેઠેલાં વાલીઓને ઉદ્દેશીને કહ્યું કે: "પુખ્ત વયની બાલિકાઓ ગુજરાતની સાડી જેવો સુંદર પોષાક મૂકી ફ્રોક પહેરી શાળાઓમાં જાય છે, તે ઘણુ અણુછાજતું લાગે છે. શિશુવય માટે તે પોષાક ભલે યોગ્ય ગણાય, પણ મોટી વયે સુંદરતાનું ધોરણ તેમાં જરાય સચવાતું નથી. તે સાથે ઉમેર્યું કે પ્રાથમિક શાળામાં સહશિક્ષણથી કશો ગેરલાભ જણાતો નથી, પણ માધ્યમિક શાળાના અભ્યાસમાં સહશિક્ષણનાં ભયંકર પરિણામો અમેરિકામાં જોવામાં આવ્યાં છે અને એનું અનુકરણ ભારત જેવી શીલ અને સંયમને પ્રધાન ગણનારી પ્રજાને કેવી કફોડી સ્થિતિનો અનુભવ કરાવે છે, તેનો વિચાર થવો જોઈએ. જે વયે જાતીય ઊર્મિઓ પ્રબળ બને છે, તે વયે સહશિક્ષણમાં અભ્યાસની એકાગ્રતાનો ભંગ થઈ અન્ય દિશામાં મન પ્રવૃત્તિ કરે એ ઈષ્ટ નથી. આવા પ્રકારનું ભાષણ અગ્રગણ્ય સન્નારીએ સેંકડો નાગરિકો સમક્ષ કર્યું, છતાં નવાઈ છે કે તે હકીકત પર વર્તમાનપત્રો કે વિદ્યાપનોએ કશો અભિપ્રાય દર્શાવ્યો નથી. તે જ વખતે પ્રેક્ષકોમાં બેઠેલા એક અગ્રગણ્ય શિક્ષણાચાર્યે ઉચ્ચાર્યું કે ' સહશિક્ષણની એક વિદ્યાર્થિની માત્ર કન્યાશાળાની છોકરી કરતાં કેટલી હિંમતવાળી હોય છે, એ સૌદામિની જાણતાં જ હશે. '

કોને આવકારશું,- શીલને કે ચાપલ્યને ?

## સૌજન્યપૂર્ણ સહકાર

અખિલ ભારત નૈતિક અને સામાજિક સ્વાસ્થ્ય સંઘનું છઠ્ઠું અધિવેશન તા. ૩૧-૧-'૫૮ના રોજ અમદાવાદમાં મળ્યું. સમાજનાં તરછોડાયેલાં ત્યજાયેલાં અને પતિત બનેલાં પાત્રોના સમુદ્ધારનું કલ્યાણ કાર્ય લઈ બેઠેલી આ સંસ્થા વિષે ઘણાં પત્રોએ છાપ્યું હશે. પરંતુ આ અધિવેશને આજના ખર્ચાળ સમારંભો કરનારાને એક નવી દિશા સૂચવી છે તેની વાત પર ભાગ્યે જ કોઈએ પ્રકાશ નાખ્યો હશે.

બસો જેટલા ભારત અને વિદેશના પ્રતિનિધિઓ માટે ઉતારા અને ભોજન વગેરેની સગવડો કરવાની મુશ્કેલીનો તોડ એમણે કાઢચો એનુ દૃષ્ટાંત ઘણી સંસ્થાઓને ધડો લેવા જેવું લાગશે. સ્થાનિક કાર્યકર્તાઓએ નગરના સાધનસંપન્ન પ્રતિષ્ઠિત કુટુંબોને પાંચપાંચ મહેમાનનો ભાર ઉપાડી લેવા વિનંતી કરી. ફંડફાળા કરતાં આવી સક્રિય સેવામાં તેમને તત્કાળ સારો સહકાર મળ્યો અને સ્ટેશને તેમની હાજર થયેલી મોટરોમાં મહેમાનો વહેંચાઈ ગયા. એમનું આનુષંગિક ફળ એ આવ્યું કે કેટલાંય કુટુંબો ઈતર પ્રાંતના પ્રતિષ્ઠિત મહેમાનોનો નિકટ પરિચય પામ્યાં. નવી ઓળખાણો અને મૈત્રીઓ થઈ; મહેમાનો નગરની નાગરિકતાનો સાચો અને સુંદર આસ્વાદ પામ્યાં અને તેના ખર્ચનો બોજો કોઈને જણાયો નહિ. સમારંભના ઉપસંહાર પ્રસંગે પ્રત્યેક મહેમાને ઉમળકાથી

---

" વીતેલા કાલચક્રમાં વિદ્યા આવી છે ને ગઇ છે. તે શું એના દુરુપયોગને કારણે હશે ? માનવી જે વેડફે છે તે તેનું હરાઈ જાય છે. શું વિદ્યાનો ઉચ્ચતમ ઉપયોગ સ્વાર્થ સાધવાનો હોઈ શકે ? અનંત ગુણો ધરાવતો કોઈ પરમ સ્વાર્થ ક્યાંય છે ખરો ? માનવને કદી એનો સાચો સ્વાર્થ સમજાશે ખરો કે એના ઉગારાની આશા એના ભાઈના કલ્યાણમાં જ વીંટાયલી પડી છે ? માનવ કદીએ જાણશે ખરો કે એના ભાઈને માથે આવી પડતી કોઈ પણ આફત એને પોતાને પણ જોખમ રૂપ છે જ ! શું માનવ પોતાના ભાઈનું ભલું તાકશે ખરો જેથી એનું પોતાનું ભલું જોખમાય નહીં ?

" પિતાજી, તમને શું લાગે છે ? "

" મને માનવમાં શ્રદ્ધા છે, બેટા. "

અનુભવેલા આતિથ્યની અને યજમાનની પ્રશસ્તિ કરતાં પ્રમુખ સુશીલા નાયર બોલી ગયાં...' હું દિલ્હી જઈ પંડિત નહેરૂને કહીશ કે મેં અમદાવાદનું નૂતન રૂપ નિહાળ્યું છે.'

## પ્રજાનો પત્રકાર

સ્વ. હાજીમહમદ અલારખિયાએ 'વીસમીસદી' સચિત્ર માસિક ૧૯૧૪થી ૧૯૨૧માં તેઓ બેહસ્તનશીન થયા ત્યાં સુધી ચલાવ્યું હતું. એ જમાનામાં જે માસિકો નીકળતાં તે માત્ર વિદ્વદ્ભોગ્ય રહેતાં. સાક્ષરો પ્રોફેસરોના નિબંધો, કાવ્યો ને વિવેચનોથી વધારે કંઈ આપતાં નહોતાં. સાધારણ માણસને માટે રસપ્રદ કે શિક્ષાપ્રદ વાચન એમાં ભાગ્યે જ મળતું. હાજીમહમદે એ જાતની સાહિત્યની કિલ્લેબંધી તોડી, વડગાદીના મોદીઓ, હાઈકોર્ટના વકીલો, બારિસ્ટરો, અને ગિરગામની ગણિકાઓ સુદ્ધાં વાંચવા તલપે એવું એક માસિક પત્ર સર્જ્યું. એમને નરસિંહરાવ ને નાનાલાલનાં નામોની પિછાન કરાવી. 'વીસમીસદી'ની લોકપ્રિયતા અનોખી હતી. એનો મને એકવાર અનોખો અનુભવ થયો :

૧૯૧૭-૧૮નો એ સમય. હાજીએ મને સવારમાં કહ્યું કે 'સાંજે સાડા પાંચ વાગે સેંડહર્સ્ટ પૂલની સામે ચોપાટીના બાંક પર મારી રાહ જોજો. એક અજબ મુલાકાતે જવાનું છે.' બરોબર એ સમયે હું ચોપાટીના બાંક પર જઈ બેઠો અને થોડીવારે એક કાળી મોટી લાઈમોસીન મોટર મારી સામે ફૂટપાથ આગળ જ આવી ઊભી. બારણું ઊઘડયું અને હસતા હાજીમહમદની ખોજા પાઘડી ચમકી: 'જલ્દી અંદર આવી જાઓ' કહી મને અંદર બેસાડી દીધો અને મોટર ઊપડી. અંદર તેમણે કાળા બેઠા ઘાટના પુષ્ટ અને પ્રસન્ન જણાતા એક ખોજા શ્રીમંતની ઓળખાણ કરાવી. બાજુમાં રમણીક માસ્તર બેઠા હતા અને મુંબઈના એ વખતના શેરીફ હતા. આ નવીન મંડળીને હું બાઘાની જેમ જોતો બેઠો. મુંબઈગીરી વાતો મને આવડતી નહોતી. શેરીફ ખૂબ હસાખોર લાગ્યા. રમણીક માસ્તરને મુંબઈના પ્રસંગો અને વ્યક્તિઓની વાતો જીભને ટેરવે રમતી હતી. મોટરના આદમી ઉમદા મુંબઈગરા શેઠિયા હતા. હાજી દરેકની પ્રકૃતિ પ્રમાણે કોઈ વાકચે રમાડતા હતા. પણ...પણ શું? ગાડી તો ગિરગામની એક ગલીમાં વળી. આ ગલીની બાજુની કલ્યાણ ચાલમાં હું રહેતો હતો પણ આ તરફ મેં કદી પગ દીધો નહોતો. કારણ? કારણ કે ત્યાં એકલી સ્ત્રી-માલિકણો રહેતી હતી ને મુંબઈના કંઈક શ્રીમંતોનાં હૃદય પર અને સંગીતના શોખ પર જીવતી હતી. પણ હાજીના ચારિત્ર્યમાં મને પૂર્ણ વિશ્વાસ હતો. એનું હૃદય અને જીવન સ્ફટિક સમાં નિર્મળ હતાં...પણ આજની વિચિત્ર સોબત અને પ્રવાસ મારા મનમાં જરા વિક્ષોભ કરાવી રહ્યાં હતાં.

મોટર અટકી અને એક દાદર પર સૌ ચઢ્યા? પેલા શેઠ આગળ હતા : 'ગણપત! બાઈ આહેકા?'

'રામરામ શેઠ! બાઈ દર્શનાલા ગેલી'...

ઓહો આ તો કોઈ ધર્મ ઢીંગલીનું ઘર.

'શનવાર મ્હણુન મારૂતીચા દર્શનાલા જવળજ ગેલી આહે. આપૂણ બસા, મીં લઉકર બોલાવતો' એમ કહી ગણપત નીચે ઊતરી ગયો. અને અમે ઉપરના ગાદી તકીઆથી સજાવેલા એક વીસ ચોરસ ફૂટ ખંડમાં બેઠા. ચારે તરફ મોટા આરસા હતા. કેટલીક રવિવર્માની છબીઓ હતી.

શેરીફ તો મજાક કરવા લાગ્યા—' બાઈ તો સ્વર્ગનું સાધન કરવા લાગી છે.' કહેતાં સીગારેટ સળગાવી હાજીએ મને કાનમાં કહ્યું : 'બધું બરાબર નીરખજો; કળાકારને અહીં જોવાનું ઘણું મળશે.'

દાદર પર કલકલ અવાજ આવ્યો અને ગણપતની પાછળ રૂપેરી કિનારવાળી તદન સફેદ સાડી પહેરેલી પ્રૌઢ યુવતી ઉપર આવી. ભર્યા અંગવાળું એનું શરીર પણ રવિવર્માનાં ચિત્રોની સ્મૃતિ કરાવતું હતું. રસ્તા પરની બારીઓવાળી ગાદી પર બિરાજેલી અમારી મંડળીને તેણે અંદરના પ્રવેશદ્વારથી થોડે આગળ જમીન પર બેસતાં છટાપૂર્વક વંદન કર્યું: 'फाचे कृपा केलि शेठजी!' કહ્યું એટલે અમારા મોટરવાળા શેઠે એક પછી એક સૌની ઓળખાણ કરાવી. હાજી અલારખિયાની ઓળખાણ પૂરી થતાં યુવતી હસી પડી ને બોલી: 'મોટાં સદ્ભાગ્ય તંત્રીજી! અમને આ મહિનાનું 'વીસમીસદી' મળ્યું નથી.' હાજીમહમદ પણ આ મુલાકાતનો પહેલો પ્રશ્ન આગળથી જાણી ગયા હોય એમ તૈયાર હતા. તુરત ખીસામાંથી સરનામું બરાબર નહિ હોવાથી પાછું આવેલું 'વીસમીસદી' રેપર સાથે એની સામે ધરી દીધું. 'દેખિયે, હમારા કોઈ ગુનહા હૈ?' હાથમાં લેતાં તે ખડખડાટ હસી અને સરનામું સુધરાવ્યું. પછી મંડળી તરફ ફરી. તે વખતે શેરીફ સાહેબે મજાક ઉડાવી: 'કયા આપ ધરમ

[ અનુસંધાન પાન ૧૫૦ ઉપર ]

# પતિતપાવના પૃથ્વી

—હસિત બૂચ

[ પડદો ખૂલતાં નેપથ્યમાંથી શંખધ્વનિ અને પ્રભાતસૂચક પંખીરવ સાથે અનુકૂલ પ્રકાશની યોજના. સામે દેખાતા પડદા પર શક્ય હોય તો વહેતી નદી, ડુંગરા, હરિયાળી આદિ દર્શાવી શકાય. નેપથ્યમાંથી બે-ત્રણ પુરુષકંઠ દ્વારા ઉચ્ચારાતી વેદઋચા; એ દરમિયાન સામેના પડદા નજીક થઈ ધીમે ધીમે ચાલ્યા જતા કોઈ પ્રાચીન ઋષિવર અને તેમના બેએક શિષ્યો. ]

નેપથ્યમાંથી પુરુષકંઠ :

स्योना पृथिवि भवानृक्षरा निवेशिनी
य च्छा नः शर्म सुप्रथः ।
[ ઋચાગાન વિરમતાં ]

નિવેદક ( નેપથ્યમાંથી ) : મા પૃથ્વી ! વિશાળ, કષ્ટ રહિત અને સર્વનું નિવાસસ્થાન......એ જ સાચું અખૂટ સુખ આપી શકે છે. એ સાચા અર્થમાં પતિતપાવના છે... એની સાથે તો આપણી પુરાણી પ્રીત...એનાં ગાન ગાતાં કોણ થાકે? [ પુનઃ ઋચાગાન ]

[ એક બાજુએથી બહાર આવતાં, એકતારો મંજીરાં અને ઢોલક બજાવતાં થોડાં સ્ત્રી પુરુષો, વિવિધ વેશ અને વયવાળાં, ગાતાં પ્રવેશે છે. ]

સમૂહ : ગાતાં ના થાકિયેં હો ધરતીનાં ગીત;
એક કંઠ : એની સાથે અમારી એવી પ્રીત !
સમૂહ : ગાતાં ના થાકિયેં હો ધરતીનાં ગીત.
ગાયાં રે ગાયાં જેણે ધરતીનાં ગીત;
એક કંઠ : એણે જાણી જીવનની મોટી જીત !
સમૂહ : ગાતાં ના થાકિયેં હો ધરતીનાં ગીત.
એક કંઠ : ધરતીને ભેટી મોજાં સાગરનાં ધાતાં
પડઘા ઊઠે એના અતીત,
બીજો કંઠ : એનાં રે ગાન ઝૂકી ઝૂકીને તરવર ગાતાં,
મૂંગા ડુંગરની ગુંજે પ્રીત;
સમૂહ : ગાતાં ના થાકિયેં હો ધરતીનાં ગીત.
એક સ્ત્રી કંઠ : ગાજી-ચમકીને હૈયે ભરિયાં સૌ ગીત રેલે,
વાદળ ને વીજની એવી રીત;
બીજો સ્ત્રી કંઠ : સૂરજ ચંદરને ઘડુલે, તારાની તેજલ વેલે
ઝમતાં રમતાં હો એનાં ગીત;
સમૂહ : ગાતાં ના થાકિયેં હો ધરતીનાં ગીત.
એક કંઠ : નભના ઝરૂખાઓ ઊંચા જોઈ-જોઈને વળતાં
પંખી ગાતાં ધરતીની પ્રીત,
બીજો કંઠ : એની માયાએ મ્હોર્યાં, છાંયામાં સોહ્યાં, ગરવાં
માનવને કંઠે એની પ્રીત;
સમૂહ : ગાતાં ના થાકિયેં હો ધરતીનાં ગીત.
ગાયાં રે ગાયાં જેણે ધરતીનાં ગીત,
એણે જાણી જીવનની મોટી જીત;
ગાતાં ના થાકિયેં હો ધરતીનાં ગીત.

[ વૃન્દ નેપથ્યમાં જતાં માલકંસની સૂરાવલિ પ્રસરે છે અને એ વચ્ચે નેપથ્યમાંથી—

નિવેદક : ધરતીની એવી જૂની પ્રીત છે. આવી રઢિયાળી ધરતી પર તો દેવોને ય અવતરવાની હોંસ થાય છે : આપણે એનાં છોરુ; આપણને ધરા છોડી બીજે જવું ગમે જ નહીં, એમાં જ છે આપણી ધન્યતા.

ધીમે ધીમે સ્ત્રી પુરુષનો મિશ્ર સમૂહ ગાતો પ્રવેશે છે. ]

પુરુષ કંઠ : રઢિયાળી આ ધરા છોડીને જવું ગમે નહીં ક્યાંય !
કણ કણની રજથી ક્ષણ ક્ષણ
અમ પાવન તન-મન જ્યાંય; રઢિયાળી—
એક સ્ત્રી કંઠ : ગિરિ એના વસમા હો ચડવા
ખીણ-કોતરો ઊંડી;
હરિયાળાં મયદાન વિહરવા
રણકેડી હો ભૂંડી;
પુરુષ કંઠ : હોય અમે રળિયાત હમેશાં ધરાસંનિધિ માંય
સમૂહ : રઢિયાળી આ ધરા છોડીને જવું ગમે નહીં ક્યાંય
એક પુરુષ કંઠ : એનાં ફૂલફળે ધનધાન્યે
હાસ અમારાં ખીલે,
બીજો પુરુષ કંઠ : કિરણ નવાં એને જ આંગણે
નયન અમારાં ઝીલે;

સ્ત્રી કંઠ : એની કુખ પ્રગટવા રટણા દેવમંડલી માંહ્ય !
સમૂહ : રઢિયાળી આ ધરા છોડીને જવું ગમે નહીં ક્યાંય !
એક સ્ત્રી કંઠ : અમિસુતા પૃથ્વીને પાવક
યજ્ઞ સદોદિત કરિયે,
બીજો સ્ત્રી કંઠ : જલધિજલે ઝૂલતી એને રસ
પરબ અમે સૌ ભરિયે;
પુરુષ કંઠ : અમે ધરાને અવિરત ધરિયે શ્વાસ અંજલી માંહ્ય !
સમૂહ : રઢિયાળી આ ધરા છોડીને જવું ગમે નહીં ક્યાંય !
એક કંઠ : કણ કણની રજથી ક્ષણ ક્ષણ અમ
સમૂહ : પાવન તન મન જ્યાય !
રઢિયાળી આ ધરા છોડીને જવું ગમે નહીં ક્યાંય !

[ વૃન્દ નેપથ્યમાં જાય છે. ભૂપાલીની સુરાવલિ છેડાતાં અંદરથી જ સમૂહગાનના શબ્દો સંભળાય છે :

ધૈર્યમયી પૃથ્વી ! ધૈર્યમયી પૃથ્વી !
પ્રેમમયી પૃથ્વી ! પ્રેમમયી પૃથ્વી !

ચાર પાંચ કિશોર-કિશોરીઓ સાથેનું પુરુષવૃન્દ પ્રવેશે છે. ]

પુરુષ કંઠ : વા-વંટોળ ધસી આવે પણ શ્રદ્ધા જેની તૂટે નહીં...
સમૂહ : ધૈર્યમયી પૃથ્વી ! ધૈર્યમયી પૃથ્વી !
પુરુષ કંઠ : અનરાધાર અગન વચ્ચે પણ સુધા જેહની
ખૂટે નહીં...
સમૂહ : પ્રેમમયી પૃથ્વી ! પ્રેમમયી પૃથ્વી !
એક કિશોર : અણગણ કર લંબાવીને એ
ભરે ખોબલે પાણી,
મઘમઘતા ભર થાળ ધરે એ
ક્ષુધા સર્વની જાણી;
એક કિશોરી : કોષ બધા ખુલ્લા એના પણ, કણ એ
કો'નું લૂટે નહીં !
સમૂહ : ભાવમયી પૃથ્વી ! ભાવમયી પૃથ્વી !
એક કિશોરી : થાક્યાં સહુને નિત્ય મળે છે
એક વિસામો એનો,
મરજીવા કાજે પ્રજળે છે
અમર દીવડો જેનો;
એક કિશોર : તરલ કાળના ખપ્પરમાં અમૃત એવું કો ઘુંટે નહીં !
સમૂહ : પ્રાણમયી પૃથ્વી ! પ્રાણમયી પૃથ્વી !
પુરુષકંઠ : વત્સલ એના સ્પર્શે,
કોણ હશે જે મલકી ઊઠે નહીં ?
એને અંતર સ્ફુરણે,
કોણ હશે જે ઝળકી ઊઠે નહીં ?
સમૂહ : પુણ્યમયી પૃથ્વી ! પુણ્યમયી પૃથ્વી !
પુણ્યમયી પૃથ્વી !

[ કાલિંગડાની સુરાવટ જામતાં આરંભમાં દૂબળો, ઉઘાડો, પાતળો મજૂર-ખેડૂ માથે ભારો વેંઢતો પસાર થાય છે. તેની પાછળ ધનપતિ રુવાબથી પસાર થતો દેખાય છે. થોડીવારે એવાં કંગાળોની નાની ટોળી અને વળી એની પૂઠે ધાનકને જતો બતાવી શકાય. થોડીવાર બાદ કાલિંગડાની સુરાવટ ઘેરી થતાં ઉન્મત્ત લશ્કરી ટોળી દોડતી ધપતી ચાલી જાય છે અને પાછળ વૈધવ્યથી વ્યાકુળ ચાર-પાંચ નારી નેપથ્યની એક પાંખમાંથી નીકળી બીજી તરફ ચાલી જાય છે. અર્ધનગ્ન ભૂલકાં પણ એની પાછળ જતાં બતાવાય. ચાલુ ગાન વેળા પણ આમાંનાં કોઇ કોઈ દશ્યો રજૂ થઈ શકે. ધનપતિની સાથે રાજવી વેશધારી નટ પણ બતાવી શકાય. ]

એક પુરુષ : સીધે રે મારગ મૂકે અવળાં પગલાં, હો એની
ચાલે આ ધરણી છે દુભાણી;
સમૂહ : આ ધરણી છે દુભાણી !
બીજો પુરુષ : ભાળી છોરુને ભૂલ્યાં માડી જાયાં, હો એની,
છાતી છે માંહ્યથી હુલાણી !
સમૂહ : છાતી છે માંહ્યથી હુલાણી !
આ ધરણી છે દુભાણી !
એક પુરુષ : ખૂટે ના ખૂટે એવી લીલીછમ ધરણી, તોયે
આંતરડી જેની ના ધરાણી !
બીજો પુરુષ : લાખો રીબાય એવી થોડાંની કરણી, તો એ
માડી નિઃશ્વાસથી ભરાણી !
સમૂહ : આ ધરણી છે દુભાણી !
એક પુરુષ : મૂર્ફીલર મહેલાતોની ટોચો પર જ્યારે જ્યારે
લોહીની ખંડણી સિંચાણી !
બીજો પુરુષ : હૂંકારે લૂંટી લૂંટી માડીને, ત્યારે ત્યારે
એની ઉરપાંખડી મિંચાણી !
સમૂહ : ધરણી છે દુભાણી !
છાતી છે માંહ્યથી હુલાણી !
આ ધરણી છે દુભાણી !
એક પુરુષ : સેંથાનો સીંદૂર ભૂંસી, કંકણને તોડી-ફોડી,
ગાંડી જયગાથા જ્યાં ગવાણી !
બીજો પુરુષ : નાગાં બાંડુને રાખી જ્યાં જ્યાં પતાકા ખોડી;
ધરતીની આંખ ઝંખવાણી !

સમૂહ : આ ધરણી છે દુભાણી !
એક પુરુષ : ખમ્યું ના ખમાય, હૈયે દીલી યુગયુગથી એની
જલતી, ના લેશ હોલવાણી;
બીજો પુરુષ : આંસુના અંગારા છે ઉછળ્યા ભીતરથી, એની
કાયા કયારેક છો ચીરાણી !
સમૂહ : આ ધરણી છે દુભાણી !
સીધે રે મારગ મૂકે અવળાં પગલાં, હો એની,
ચાલે આ ધરણી છે દુભાણી !
આ ધરણી છે દુભાણી !

[ સામે દેખાતા પડદાની વચમાં આરંભથી રાખેલી ગોઠવણી મુજબ દ્વારની યોજનાને કારણે ત્યાંના હવે ખુલ્લા થતા ભાગમાં પૃથ્વીમાતા દર્શાવી શકાય; એ દેખાય ત્યારે નેપથ્યમાંથી આશાવરીની સૂરાવલી વહેતી મૂકવાની. કિશોર–કિશોરીવૃંદ ગાતું અને નર્તતું પ્રવેશે છે. ]

સમૂહ : અમે સૌ વસુધાનાં સંતાન !
જીવનભરની લ્હાણ;
અમે સૌ વસુધાનાં સંતાન !
એક કિશોરી : અમ હૈયે એના હૈયાનું સુભગ અહો, સંધાન !
સમૂહ : અમે સૌ વસુધાનાં સંતાન !
એક કિશોર : જેની કૃપા પ્રગટિયાં, એનાં
સફલ હજો અરમાન !
સત્ત્વ વહે રગરગમાં, એનાં
અમ પર હો વરદાન !
સમૂહ : અમે સૌ વસુધાનાં સંતાન !
એક કિશોરી : તપ એનાં અમ કાજ નિરંતર,
પ્રેમલ એનાં ગાન;
વનરાવન ગિરિ કંદર નિર્ઝર
દિયે, ધરે ધનધાન;
સમૂહ : અમે સૌ વસુધાનાં સંતાન !
જીવનભરની લ્હાણ;
અમે સૌ વસુધાનાં સંતાન !
એક કિશોર : હવે ન ધરતીને દૂભવવી,
હવે ન પીંખવાં થાન;
હવે પ્રેમહેલી જ વરસવી,
કરવાં તપ સન્માન;
સમૂહ : અમે સૌ વસુધાનાં સંતાન !

એક કિશોર : દુરિત સર્વ નિર્વાણ,
વરદ ભાગ્ય નિર્માણ;
એક કિશોરી : પતિતપાવના પૃથ્વી કેરાં ધન્ય અમે સંતાન !
સમૂહ : અમે સૌ વસુધાનાં સંતાન !

[ નિવેદક : આ છે પૃથ્વીનાં બાળકોનો નિર્ધાર સૌ એક જ માનાં છોરુ છીએ અને એક જ રહીશું. મા પૃથ્વીની સમૃદ્ધિ, એની શોભા અને એની તૃપ્તિ એ જ છે અમારી ય સમૃદ્ધિ, શોભા અને તૃપ્તિ. એ માટે જ છે અમારો પુરુષાર્થ.

પરદા વચ્ચેના દ્વારમાંથી આશિષ આપતી પૃથ્વીમૈયા અદૃશ્ય થતાં પુનઃ વાદ્યો પરથી માલકૌંસની સૂરાવલી પ્રસરે છે અને વિવિધ રાષ્ટ્રો સૂચવતા વેશમાં સજ્જ, જગતનાં દસબાર નરનાર, હાથમાં ખેતીનાં ઓજાર લઈ રંગમંચ પર આવે છે. ]

એક પુરુષકંઠ : એક ધરા પર વસે એ બધાં સરખાં,
એ અમ ન્યાય !
એક સ્ત્રીકંઠ : એક ગોદ ઉછર્યાં એમાં કો'
નથી રંક કે રાય !
સમૂહ : બધાં સરખાં એ અમ ન્યાય !
એક પુરુષકંઠ : આવો, હાથ હજાર મળીને ખેતર સહુનાં રચિયે !
બીજો પુરુષકંઠ : સહુનું સહુને મળે એહવા નવવિધાનમાં મચિયે !
એક સ્ત્રી કંઠ : સહિયારા તપથી ધરતીને કણકણ દીપક થાય !
સમૂહ : બધાં સરખાં એ અમ ન્યાય !
એક સ્ત્રી કંઠ : વગડાની વનકુંજે કરિયે, રણ લીલાં છમ કરિયે !
બીજો સ્ત્રી કંઠ : અફળાક વ્હેતા જતા નીરની સર્જકતા સંઘરિયે !
એક પુરુષ કંઠ : સહુનો શ્રમ સહુ કાજે થાતાં નંદનવન સરજાય !
સમૂહ : એક ધરા પર વસે એ બધાં સરખાં
એ અમ ન્યાય !
એક પુરુષ કંઠ : આ ડુંગર, આ ખાણ, ભૂમિ આ,
નહીં દ્વેષથી મઢિયે !
બીજો પુરુષ કંઠ : નહીં, નહીં, વન ઉપવન સરિતા કાજ
હવેથી વઢિયે !
એક સ્ત્રી કંઠ : સાદ પડે એવો સૌ ધરતીનું અંતર લહરાય !
સમૂહ : બધાં સરખાં એ અમ ન્યાય !
એક સ્ત્રી કંઠ : ચાલો, કદમ ઉઠાવો દુઃખિયાંઓની
સાથે થઈયે !
બીજો સ્ત્રી કંઠ : આવો, આવો, સુખ પામ્યાં
આપસમાં લૈયે દઈયે !

એક પુરુષ કંઠ : કોટિ કોટિમાં જુઓ, જુઓ શો
પ્રાણુ એક વરતાય!
સમૂહ : એક ધરા પર વસે એ બધાં સરખાં
એ અમ ન્યાય!
એક ગોદ ઉછર્યાં એમાં કો'
નથી રંક કે રાય!
બધાં સરખાં એ અમ ન્યાય!

[ નેપથ્યની બન્ને પાંખોમાં ચાલ્યાં જતાં આ નરનારને પગલે પગલે આનંદ-ઉલ્લાસ સૂચવતી શુભ્ર યા અરુણવર્ણી પ્રકાશ સંયોજના અને ધીમે ધીમે ભીમપલાસની સૂરરમણા. નેપથ્યમાંથી જ 'મૂલવાય નહીં, એવાં ધરતીનાં મૂલ' એ પંક્તિ બેએક વાર ગવાતાં આઠ-દસ યુવતીઓનું વૃન્દ રાસ રમતું રંગમંચ પર બન્ને બાજુએથી પ્રવેશે છે. ]

યુવતી વૃન્દ [ અનુકૂલ પંક્તિઓ સૌ ઝીલે તેમ ]:
મૂલવાય નહીં, એવાં ધરતીનાં મૂલ.
હૈયે સમાય એવાં,
ગરબે રમાય, એવાં ધરતીનાં મૂલ.
બનરાવન વીંઝણો ઢોળી કલ્લોલતાં,
અજવાળાં આવીને ઘૂંઘટપટ ખોલતાં,
એનું વાયરે મ્હેંકે દુકૂલ; મૂલવાય—
ખુલ્લું કે હોય આભ વાદળે છવાયલું,
ફરતું એ ધરતીનું મુખડું સોહામણું,
એને ફરતી છે સાગરની ઝૂલ;
મૂલવાય નહીં.
આવો સૌ એક સાથ,
ગૂંથીને હાથ હાથ,
ધરતીની ખુંદીએં ધૂળ;
પરસેવે ઓપિયે,
ફુલડાંઓ રોપિયે,
અંતરની કાઢીને શૂળ;
થાય જીવનનો ફેરો વસૂલ :
મૂલવાય નહીં.

[ પડદો પડે છે ત્યારે નેપથ્યમાંથી આરંભની ઋચાનું ગાન ચાલુ રહે છે. ]

* ઑલ ઇન્ડિયા રેડિયોની અનુમતિથી, સાભાર. ટૂંક સમયમાં પ્રગટ થનાર સંગીતરૂપક સંગ્રહ 'સૂરમંગલ'માંથી

---

[ પાન ૧૪૬થી ]

ધ્યાન ભી કરતી હો ઔર કનૈયાકી ઠિઠોરી ભી કરતી હો ?" "જી હાં, વો તો હમારા જનમકા પેશા હી હૈ! કહીયે શેઠજી (શેઠ તરફ ફરીને) અબ ક્યા ખિદ્મત ગુજારું ?"

"યે સબ મહેરબાન તુમારી કલાકે લીયે સાથમેં આયે હૈ–"

રમણીક માસ્તર મિજલસના ઠાઠમાં હતા. તેમને આવા જલસાનો સારો અનુભવ હતો. હું તો આવા સ્થાનનો પ્રથમ પ્રેક્ષક હતો.

ગણપતે તબલાં આણી ઠીક કર્યાં. બાઈએ તંબુરના સૂર મેળવ્યા અને મધુર સ્વર લહરીઓમાં ભાવોનાં સ્વરૂપ રચાવા લાગ્યા. એકાદ બે ગાયન પછી તંબુર બીજા સાજીંદાને સોંપી તેણે ભાવગીત ગાવા માંડ્યું; 'કંકરિયા ન મારો શ્યામ, ઘડા ફુટ જાયગા હમારા' એટલી એક જ લીટીને અનેક વાર જુદાજુદા લયતાલમાં બોલતાં હાથ અને આંખના હળવા અભિનયથી કે વસ્ત્રાવરણની ચેષ્ટાથી અનેક રૂપાંતરો કરી બતાવ્યાં, તે કોઈ પણ કલાકારને માટે અસાધ્ય પાઠોથી ચઢી જાય એવાં હતાં. લગભગ એક વાગ્યા સુધી એ સંગીતવર્ષા ચાલી. એ પાત્રનું સ્થાન સમાજમાં ગમે તે હો પણ સંગીતના અવગુંઠનમાં તો તે કિન્નરી સ્વરૂપ બની જતું હતું. આવી કલાસાધના ભારતના અપભ્રષ્ટ કાળમાં પણ ટકી રહી છે એનું ગૌરવ કોને આપીશું ?

પાછળથી મને ખબર પડી કે અમે મુંબઈની એક શિખર-શ્રેષ્ઠ ગાયિકાનું ગાન તે રાતે સાંભળ્યું હતું.

—ર. મ. રાવળ

# પ્રજા-પ્રજાની મૈત્રીનું પ્રતીક : 'આશા' (ઓલ્ગા)

હમણાં જ રાજકોટમાં એક યાદગાર પ્રસંગ આવી ગયો. વડાપ્રધાન શ્રી. જવાહરલાલ નહેરુએ અહીંના પ્રથમ પ્રસૂતિગૃહનું વિધિસર ઉદ્‌ઘાટન કર્યું.

રાજકોટ પ્રસૂતિગૃહના મુલાકાતી ખંડમાં અમે એક ખેડુભાઈ ને મળ્યા. એમનું નામ હતું : ફનીભાઈ. એક વર્ષ પહેલાં તેમનાં લગ્ન તેમના જ ગામની નીલા પરમંદી સાથે થયાં હતાં. હવે નીલાને બાળક આવવાનું હતું અને તેઓ એને ગાડામાં નાખીને સાઠેક માઈલ દૂર આવેલા રાજકોટમાં લઈ આવ્યા હતા. આખેય રસ્તે નીલા દર્દની મારી ચીસો પાડતી રહી. ગાડાનો પ્રત્યેક આંચકો એની ચીસોને વધુ વેદનામય બનાવતો.

અમને આ જાણીને નવાઈ લાગી. અમે પૂછ્યું, " આટલું જોખમ શા માટે ખેડ્યું ? નજીકમાં કોઈ દાક્તર નહોતો ? "

" ના ! ના ! " ફનીભાઈએ અહોભાવપૂર્વક જવાબ આપ્યો: " મારે તો એને આશા–ઓલ્ગા દાક્તર પાસે લઈ આવવી હતી. આ દાક્તરબેન આખા સૌરાષ્ટ્રમાં જાણીતાં છે. "

એ જ ઘડીએ સફેદ ઝભ્ભો પહેરેલાં એક મહિલા દરવાજામાં દેખાયાં. એમની ટોપી નીચેથી એમના રૂપેરી વાળ થોડા થોડા દેખાતા હતા. ફનીભાઈ તરત એમની પાસે દોડી ગયા અને બોલી ઊઠ્યા:

" આશા–ઓલ્ગાબેન, શા ખબર છે ? " –

" બધું બરાબર છે, " આશા–ઓલ્ગાએ જવાબ આપ્યો: " તમારે ત્યાં દીકરો આવ્યો છે. અભિનંદન ! નીલાની તબિયત પણ સારી છે અને એ તમને વંદન કહેવડાવે છે. "

તરત અમે ઓલ્ગા વિક્તોરોવ્ના માકેયેવા એમ. ડી.ને ઓળખી કાઢ્યાં. તેઓ સંયુક્ત રાષ્ટ્રોની વિશ્વ આરોગ્ય સંસ્થાનાં પ્રથમ સોવિયેત પ્રતિનિધિ છે. અમે અગાઉ ક્યારેય એમને મળ્યા નહોતા, પરન્તુ ભારતીય અખબારોમાં પ્રસિદ્ધ થયેલી એમની તસ્વીરો જોઈ હતી.

બે વર્ષ પહેલાં વિશ્વ આરોગ્ય સંસ્થાના આમંત્રણથી ડૉ. માકેયેવા માતાઓ તેમજ બાળકોના રક્ષણને લગતા પ્રશ્નોનાં મુખ્ય તબીબી સલાહકાર તરીકે સૌરાષ્ટ્રમાં આવ્યાં હતાં. પોતાની માતૃભૂમિથી ઘણે દૂર આવેલા આ પ્રદેશમાં તેઓ તદ્દન એકલાં બે વર્ષ રહ્યાં. સૌરાષ્ટ્રભરમાં તેઓ એક માત્ર સોવિયેત નાગરિક હતાં.

તેઓ એક ગામડેથી બીજે ગામડે કોઈ વાર ગાડામાં તો કોઈ વાર પગે ચાલતાં ફરતાં. ગામડાંના લોકો જે ખાતા એ સાદુંસીધું ભોજન તેઓ પણ લેતાં અને કિસાનોનાં ઘરમાં લીંપેલી ભોંય પર સૂઈ રહેતાં. એમણે પોતાની સાથે કેટલાક ઉત્સાહી ભારતીય દાક્તરોની એક ટુકડી ઊભી કરી, જેમાં ડૉ. ભટ્ટ, ડૉ. મહેતા, ડૉ. પુંજાણી ડૉ. વોરા અને સ્ત્રી ડૉક્ટરો ડૉ. ઝવેરી, બેત, વ્યાસ અને બીજા અનેક હતા.

શરૂઆતમાં શ્રીમતી ઓલ્ગાની સૌથી મોટી મુશ્કેલી લોકો સાથે વાતચીત કરવાની હતી. કારણ કે અહીંની ભાષા એ જાણતાં નહોતાં. ખૂબ જ શ્રમ ઉઠાવીને તેમણે અંગ્રેજી ભાષા ઉપર કાબુ મેળવ્યો અને પછી ગુજરાતી બોલતાં પણ શીખી ગયાં. થોડા વખતમાં તો તેઓ ગામડાંમાં ભાષણ કરી શકતાં અને ભારતી તબીબો સમક્ષ પ્રવચનો આપતાં થઈ ગયાં.

વળી શરૂઆતમાં તો બરાબર સહકાર પણ ન મળ્યો. પરદેશી રાજકર્તા અંગ્રેજનો અનુભવ ગ્રામજનોના મનમાં તાજો જ હતો, એટલે કોઈ યુરોપિયન એમની નિઃસ્વાર્થ સેવા કરવા આવે, એ વાત જ ગ્રામજનોને ગળે ઊતરતી નહોતી. ધીમે ધીમે પરિસ્થિતિ હળવી થતી ગઈ. શ્રીમતી ઓલ્ગાનાં કાર્યોએ જ એમનો માર્ગ સરળ કરવા માંડ્યો.

ગામડાંમાં બને તેટલાં વધુ પ્રસૂતિગૃહો ખૂલે એ માટે શ્રીમતી ઓલ્ગાએ ઘણા પ્રયાસ કર્યા હતા. મકાન મેળવવાની સૌથી મોટી મુશ્કેલી હતી. એમણે સ્થાનિક સત્તાવાળાઓ ને ગ્રામપંચાયતોનો સંપર્ક સાધ્યો અનેક પંચાયતોએ એ માટે મકાનો આપ્યાં અથવા તો જરૂરી ફાળો ઊભો કર્યો.

ધીમે ધીમે સૌરાષ્ટ્રનાં ગામડાંમાં સૂતિકાઓ માટેનાં દવાખાનાં એક પછી એક ઊઘડવા લાગ્યાં. ચાલીસ લાખથી

[ અનુસંધાન પાન ૧૫૩ ઉપર ]

# રિચાર્ડ બાયર્ડ

## 'ગતિવિહિન વીર સમાજને ભયરૂપ છે, ગતિશીલ પ્રગતિમાન છે'

રિચાર્ડ બાયર્ડે જે કહ્યું તે પોતાના જીવન દરમ્યાન કરી પણ બતાવ્યું. નાનપણથી જ સાહસો કરવા શરૂ કર્યાં અને જ્યારે નબળા હૃદયે તેને અટકાવ્યો ત્યારે જ તે અટક્યાં.

રિચાર્ડ બાયર્ડનો જન્મ સન ૧૮૮૮ના ઑક્ટોબરની ૨૫ તારીખે વીન્ચેસ્ટર(વરજીનીઆ)માં થયો હતો.

તેનું કુટુંબ બહુ અગ્રગણ્ય હતું. વર્તમાનપત્રનો વ્યવસાય કરતા તેના પિતાનો વારસો મોટાભાઈ હેરીએ લીધો, નાના રિચાર્ડે અનેરો અને અટૂલો સાહસનો માર્ગ લીધો. તેના મોટાભાઇ રાજકારણમાં ઝંપલાવી વરજીનિયાના ગવર્નર થયા, ત્યારે રીચાર્ડ બાયર્ડે વિજ્ઞાનક્ષેત્રે પ્રગતિ કરી.

બાર વર્ષની ઉંમરે કોઈની પણ મદદ વગર એકલો રિચાર્ડ દુનિયાની પ્રદક્ષિણા કરવા નીકળી. પાછા ફરીને વરજીનીઆ યુનિવર્સિટીમાં ભણ્યો. ૧૯૦૮માં અન્નાપોલિસની નૌકાશાળામાં પ્રવેશ મેળવ્યો અને ૧૯૧૨માં શાળામાંથી પાસ થઈને નૌકાદળમાં જોડાયો. આ સમયમાં તેના પગને ત્રણવાર ઈજા થઈ, જેને લીધે ૧૯૧૬માં ૨૮ વર્ષની ઉંમરે એને નૌકાદળમાંથી નિવૃત્ત થવું પડ્યું.

આ નિષ્ક્રીયતા બાયર્ડ સહી ન શક્યો અને એણે પહેલા વિશ્વયુદ્ધમાં ઝંપલાવ્યું જ. અને સક્રિય ભાગ લેવા—૧૯૧૮માં નૌકાદળની નવી સ્થપાયેલી વિમાનીશાળામાં પ્રવેશ મેળવી તેણે પેન્સાકોલાની ઉડ્ડયન શાળામાં અભ્યાસ કર્યો. આ જમાનામાં હજી વિમાનો તરતમાં શોધાયાં હતાં અને દરેક ઉડ્ડયન એક સાહસ હતું. રિચાર્ડ બાયર્ડે ઉડ્ડયનમાં કૌશલ્ય બતાવી સહુને વિસ્મયમાં મૂકી દીધાં.

૧૯૧૯માં નૌકાદળે વિમાનમાં પહેલી જ વાર એને આટલાન્ટિક પાર કરવાનું કામ સોંપ્યું અને ૧૯૨૫માં ગ્રીનલેન્ડ મોકલ્યો.

આ તો એના સાહસની હજુ શરૂઆત હતી, ઉત્સાહી બાયર્ડ સાહસ અને સિદ્ધિનાં અનેક સ્વપ્ન સેવતો હતો. આ સ્વપ્નાં સિદ્ધ કરવાની તમન્નાએ તેણે પૃથ્વી ખૂંદવી શરૂ કરી.

૧૯૨૬માં ખાનગી સાહસની મદદથી એન્ટાર્કટિકા તરફ ઊપડ્યો અને મેની ૯મીએ ફ્રીન્ઝબે, સ્પીટ્ઝ બરગનથી ઊડીને ઉત્તર ધ્રુવનું બેત્રણ વાર ચક્કર માર્યું અને ઉત્તર ધ્રુવ પર ઊડનાર પહેલા માનવી તરીકેનો યશ એને મળ્યો.

૧૯૨૭ના જુન મહિનામાં પહેલી વિમાની ટપાલ લઈને તે ન્યુયોર્કથી પેરીસ ગયો હતો.

પણ બાયર્ડનું મહત્ત્વનું સાહસ હતું એન્ટાર્કટિકા. ૧૯૨૮ના સપ્ટેમ્બરમાં એન્ટાર્કટિકાના ખંડ પર પહોંચી તેણે લીટલ અમેરિકા સ્થાપ્યું. નવેમ્બર મહિનામાં વિમાનમાં બેસી દક્ષિણ ધ્રુવનું ચક્કર મારી, બન્ને ધ્રુવ ઉપર ઊડનાર પહેલા માનવીનો યશ મેળવ્યો. અમેરિકાએ તેને આ વખતે રીઅર એડમીરલ બનાવ્યો.

૧૯૩૩ના માર્ચમાંની બીજી વખતની એન્ટાર્કટિકાની સફરમાં આબોહવાનો અભ્યાસ કરવા લીટલ અમેરિકાથી ૧૨૩ માઈલ દક્ષિણે આવેલા બોલીંગના આબોહવા મથક પર એકલો છ મહિના રહ્યો. આ કામ કપરું હોવાથી અને ત્યાં અતિશય ઠંડી અને યાતના હોવાથી આ ભયંકર કામ પોતે જ હાથમાં લીધું.

મેની ૨૮ તારીખે સ્ટવમાં કંઈક ખરાબી થવાથી મોનોક્સાઈડ ગેસ નીકળવા માંડ્યો. બાયર્ડ મરવાની અણી ઉપર આવી ગયો, પણ સાથીઓને ખબર ન કરી; અને જાતે જ મોત અને જીવન વચ્ચે ઝોલાં ખાતો રહ્યો. ઓગસ્ટની ૧૧મી તારીખે તેનો સાથીદાર ડૉક્ટર થોમસ સી-પોલ્ટર એક ટુકડી લઈને આવી ચડ્યા. અને રીચાર્ડ બાયર્ડને મદદ કરી તેને અમેરિકા પાછો લાવ્યો. અહીં પ્રેસીડેન્ટ રૂઝવેલ્ટે તેનું જાહેર સ્વાગત કરી બહુમાન કર્યું. ૧૯૩૯માં જ ત્રીજી વખત એન્ટાર્કટિકાની સફર કરી.

હવે બાયર્ડની ઉંમર વધતી હતી અને તેની તબિયત લથડતી હતી; પણ તેનો ઉત્સાહ અને સાહસિકતા હજી એવાં ને એવાં જ રહ્યાં હતાં.

[ અનુસંધાન પાન ૧૫૩ ઉપર ]

# 'અસાધ્ય ધ્રુવનો વિજય'

એવરેસ્ટ વિજેતા તેનસિંગના ન્યુઝીલેન્ડવાસી સાથીદાર હિલેરીએ દક્ષિણ ધ્રુવ ઉપર પહોંચી જઈને એક વધુ સિદ્ધિ પ્રાપ્ત કર્યા અંગેની ખબરો માનવના ગયા અંકમાં. (વિજ્ઞાન વિભાગમાં) આપી ગયા છીએ.

આ અંક પ્રગટ થાય તે પહેલાં બીજી બે માહિતી ઉમેરાય છે :

* કૉમનવેલ્થ ટ્રાન્સ-એન્ટાર્કટિક ટુકડીના નેતા ડૉ. ફુક પણ એમની ટુકડી સાથે ત્યાં પહોંચી ગયા છે.

અને ત્યારબાદ, લંડનથી તાજા (૧૪-૨-૫૮) વધુ મહત્ત્વના સમાચાર છે કે—

* રશિયાની એન્ટાર્કટિક ટુકડી આજ સુધી 'અસાધ્ય ગણાયેલ' દક્ષિણ ધ્રુવના છેડા પર પહોંચી ગઈ છે.

આજ સુધી માનવનાં પગલાં જ્યાં પડયાં નથી તેવો, પૃથ્વીપરનો આ સૌથી વેરાન અને મોટો ટુકડો છે. આ પ્રદેશ એન્ટાર્કટિકના નજીકમાં નજીકના કિનારાથી ૨૦૦૦ કિલોમિટરના અંતરે છે; એટલે કે એન્ટાર્કટિકના કોઈ પણ કિનારાથી વધુમાં વધુ દૂર છે.

૩૭૦૦ ફીટ ઉંચાઈવાળા આ મથકને 'સોવિયેત્સ્કાયા' નામ આપવામાં આવ્યું છે.

આ ટુકડીના નેતા વિતાલી બાબારિકિક છે અને આ ટુકડી આખો શિયાળો ત્યાં ગાળનાર છે.

આ પ્રદેશ ઉપરનો વિજય સોવિયેત વૈજ્ઞાનિકોની એક નવી મહાન સિદ્ધિ ગણાશે—કેમકે શૂન્યથી નીચે ૮૦ થી ૮૫ ડિગ્રીના ટેમ્પરેચરમાં આ ટુકડી રહેનાર છે!

આ શોધખોળને પ્રતાપે એન્ટાર્કટિકની હિમશીલાઓની ગતિ અને અસ્તિત્વ અંગે ઘણી નવી માહિતી પ્રાપ્ત થશે. વળી આને પ્રતાપે આંતરરાષ્ટ્રીય ભૂસ્તરવિજ્ઞાનની શોધોને મદદરૂપ થાય તેવાં આબોહવા અંગેનાં અનેક સંશોધનોનો લાભ પ્રાપ્ત થશે એવીય ધારણા છે.

*

ગયા અંકે 'દક્ષિણ ધ્રુવ' અંગેના લેખમાં ઉત્તરધ્રુવની યાત્રાના ઉલ્લેખોમાં એક હકીકત નોંધવી રહી ગઈ હતી. તે એ કે, ૧૯૩૮માં રશિયાના વૈજ્ઞાનિકોએ એક વરસ સુધી ત્યાં વસવાટ કર્યો હતો.

[પાન ૧૫૨થી]

નવેમ્બર '૫૫માં તે છેલ્લી વખત લીટલ અમેરિકા જઈ આવ્યો અને તે પછી નબળા હૃદયને કારણે તેને બિછાનાવશ થવું પડયું. તેના બિછાનાની બાજુમાં પૃથ્વીનો મોટો ગોળો હતો જેની દક્ષિણ ધ્રુવ તે પોતાની સામે રાખીને સૂતો હતો.

છેલ્લા મહિના તેણે પોતાના બોસ્ટનના નિવાસસ્થાને ગાળ્યા. આ વખત દરમ્યાન તેને એન્ટાર્કટિકાની રાત્રિઓ યાદ આવતી અને એન્ટાર્કટિકાના જ વિચારો આવતા.

આ રીતે જીંદગી ભરનો ગતિશીલતાનો ચાહક રીચાર્ડ બાયર્ડ હૃદયરોગના હુમલાને લીધે ગતિવિહીન બની ગયો.

[પાન ૧૫૧થી]

વધુ વસ્તીવાળા સૌરાષ્ટ્રમાં ૮૦૦ ખાટલાવાળાં પ્રસૂતિગૃહો શરૂ થયાં. આ ગૃહોમાં બીજા ૧૦૦ ખાટલા બાળકો માટે છે. ૧૯૫૭માં સૌરાષ્ટ્રમાં સ્ત્રી બાળકોના ૩૪ ટકાને નિષ્ણાતોની સારવાર મળી હતી.

ભારત ખાતેના રોકાણ દરમ્યાન ડૉ. માકેયેવાએ ૨૦૦ નર્સોને તાલીમ આપી અને સ્થાનિક દાક્તરોને સોવિયેત આરોગ્ય વિજ્ઞાનની સિદ્ધિઓથી પરિચિત કર્યા. જરાપણ દર્દ વગર પ્રસૂતિ થાય, એવી સોવિયેત પદ્ધતિનો પણ એમણે તેઓને ખ્યાલ આપ્યો.

વિશ્વ આરોગ્ય સંસ્થાએ આ સોવિયેત મહિલા ડૉક્ટરના કાર્યની ખૂબ તારીફ કરી છે.

અને ભારતમાં તો આ સોવિયેત તબીબના કાર્યની ઘણી જ પ્રશંસા થઈ છે.

શ્રીમતી ડૉ. ઓલગાની આ સેવાઓ ભારત અને સોવિયેત સંઘની પ્રજાઓ વચ્ચેની મિત્રતા વધારવામાં કીમતી ફાળો આપે છે.

[તાસની પત્રિકામાંથી]

# આસ્વાદ

આ વિભાગ દ્વારા કાવ્ય અને કલાનો પ્રારંભિક રસાસ્વાદ કરાવી વિશાળ જનસમૂહ અને સાહિત્યકલાનાં સર્જનો વચ્ચે સેતુ બનવાની અભીપ્સા છે.

—સુરેશ હ. જોષી

## વળાવી બા આવી

રજાઓ દીવાળીતણી થઇ પૂરી, ને ઘરમહીં
હહાડાઓ કેરી સ્ખલિત થઈ શાંતિ પ્રથમની.
વસેલાં ધંધાર્થે દૂરસુદૂર સંતાન નિજનાં
જવાનાં કાલે તો, જનકજનની ને ઘરતણાં
સદાનાં ગંગામાસ્વરૂપ ઘરડાં ફોઈ, સહુએ
લખાયેલો કર્મે વિરહ મિલને તે રજનીએ
નિહાળ્યો સૌ વચ્ચે નિયત કરી બેઠો નિજજગા,
ઉવેખી એને સૌ જરઠ વળી વાતે રસ ગયાં;

સવારે ભાભીનું બધું" ઘર લઇ ભાઈ ઊપડથા,
ગઇ અર્ધી વસ્તી, ઘર થઈ ગયું શાંત સઘળું,
બપોરે બે ભાઈ અવર ઊપડ્યા લેઇ નિજની
નવોઢા ભાર્યાઓ પ્રિયવચનમંદસ્મિતવતી,
વળાવી બા આવી નિજ સકલ સંતાન ક્રમશઃ,
ગૃહવ્યાપી જોયો વિરહ, પડી બેસી પગથિયે.

—ઉશનસ્

આપણામાંના ઘણાના જીવનમાં અસાધારણ પ્રસંગો તો બહુ થોડા આવે છે. આપણું જીવન અનેક નાનાં સુખદુઃખોનું બનેલું છે. એના તાણાવાણાથી જ આપણા જીવનનું પોત વણાય છે. એવો જ એક, સાવસાધારણ ને પરિચિત કુટુંબીઓના જુદા પડવાનો પ્રસંગ અહીં નિરાડંબરી રીતે રજૂ થયો છે. આ નિરાડંબરને કારણે જ એની વેદના વધુ વેધક બને છે, તે આ કાવ્યની ખૂબી છે.

આજીવિકા રળવા દૂર દૂર વેરાઈ ગયેલા દીકરાઓ અને એમની વહુવારુઓ દિવાળી જેવા સપરમા દિવસોમાં ઘરે આવ્યાં છે; શિશુના કલ્લોલથી સતુંસતું ઘર ગાજી ઊઠે છે. ઓરડાની દિવાલો સાથે અથડાઈને પાછી વળતી હવાના નિઃશ્વાસ સિવાય જે ઘરમાં બીજો શબ્દ સંભળાતો નહોતો તે ઘરમાં બંગડીનો રણકાર, ઝાંઝરનો ઝણકાર, બાળકોનો કલશોર, મોટેરાંઓની વાતના તડાકા—આ બધું ઘરને ભરી દે છે; સ્નેહ અને વાત્સલ્યની હૂંફ વાતાવરણમાં વ્યાપી જાય છે. જીવનના તાણાવાણા વણાતા જાય છે ને સુખીસંસારની સુંદર ભાત ઊપસી આવવાની તૈયારીમાં જ છે, ત્યાં વિયોગ ચોરપગલે આવીને વચ્ચોવચ્ચ પોતાનું આસન પાથરીને બેસી જાય છે.

વિયોગનો વેધ લાગતાંની સાથે જ એની શ્યામ છાયા બોલાતા શબ્દો ને કલશોર ઉપર જાણે છવાઈ જાય છે. વિયોગની અકળ વેદનાના ભારથી શબ્દો જાણે મૌનને તળિયે

જઈને બેસે છે, ને એ રીતે, આ ઘરમાં મિલન પહેલાંની જે શૂન્યતા હતી, તે ફરી વિસ્તરતી અનુભવાય છે. બોલાતા બે શબ્દોની વચ્ચે, સધાતી બે દૃષ્ટિની વચ્ચે એ શૂન્યતાનો જુવાળ ઘૂઘવી ઊઠે છે. આથી શબ્દ બોલવાની હિંમત ચાલતી નથી, દૃષ્ટિ ઉઠાવવાની હામ નથી રહેતી. કવિ વિયોગની આગલી રાતનું સુરેખ મર્મસ્પર્શી ચિત્ર આંકે છે:

"લખાયેલાં કર્મે વિરહ મિલને તે રજનીએ.
નિહાળ્યો સૌ વચ્ચે નિયત કરી બેઠો નિજ જગા"

છેલ્લી વાર બધાં ભેગાં બેઠાં છે–પિતામાતા, ગંગાસ્વરૂપ ફોઈ (જેને કદાચ વૈધવ્ય પછીથી આ ઘરનો જ આશ્રય લેવાનો રહ્યો છે!) દીકરાઓ ને તેમનું કુટુંબ—પણ એ બધાંની ભેગો વિરહ પોતે પણ ગોઠવાઈ ગયો છે! પણ વૃદ્ધોએ આ પહેલાં આવા ઘણા વિરહો વેઠ્યા છે, એટલે એને ઉવેખવાની હામ એઓ જ ભીડે છે; ને નિરર્થક, કશા મહત્ત્વ વિનાની, કાંઈ ને કાંઈ વાતો ચાલુ રાખીને. ધસ્યા આવતા નિસ્તબ્ધતાના જુવાળને ખાળવા મથી રહે છે:

"ઉવેખી એને સૌ જરઠ વળી વાતે સઈ ગયાં."

નિષ્ફળ જવા નિર્માયેલા પ્રયત્નમાં જ કેવી કરુણતા રહેલી છે!

આમ આખરે સવાર થયું. પંખીઓનો ટહુકાર બહાર તો થયો, પણ ઘરમાં બાળકોનો ટહુકો થયો નહિ, મોટાભાઈ ને ભાભી પોતાનાં બાળકોને લઈને મોં સુઝણું થાય તે પહેલાં, ચાલ્યાં ગયાં! આમ સૂરજ ઊગતાં તો ઘર અર્ધું ખાલી થઈ ગયું. પછી તો વિરહના ચક્રવર્તીપણાની આણ વિસ્તરવા જ લાગી. બાને એક જ કામ રહ્યું–બાકીનાં બધાંને વદાય કરવાનું. તરતના પરણેલા બે ભાઈઓની નવી વહુઓનું કવિ, એક સરસ સમાસ યોજીને, આપણા મનશ્ચક્ષુ સમક્ષ તરવર્યા કરે એવું ચિત્ર આંકી દે છે: 'પ્રિયવચનમંદ સ્મિતવતી' મલાજાને કારણે પ્રિય સાથે ધીમે અવાજે વાત કરતી, મર્યાદાને કારણે ખડખડાટ હસતી નહિ, પણ સ્મિત ધારણ કરતી એ વહુઓ પણ આખરે ગઈ. એમને વિદાય કરીને જ્યારે સૂના ઘરમાં બા આવી, ત્યારે જાણે વિજય પામેલા વિરહને ચરણે એ ફસડાઈ પડી.

છેલ્લી પંક્તિમાં વિરહની વ્યાપકતાને કવિએ લાઘવપૂર્વક પણ મૂર્તરૂપે આલેખી છે; ને આપણે પણ છેલ્લી પંક્તિને પગથિયે રુંધાયેલે હૈયે ફસડાઈ પડીએ છીએ.

# વૂડકટ–લિનોકટ

લે. : ગુલામ મોહમ્મદ શેખ

અત્યાર સુધીમાં કલાકારોએ ચિત્ર માટે અનેક માધ્યમો શોધી કાઢ્યાં છે. જાડું કેનવાસ-કપડું અને લાકડાના પાટિયાથી માંડીને પાતળામાં પાતળા કાગળ પર ચિત્રાલેખનના પ્રયોગો થયા છે. એ સિવાયના કેટલાક ગૌણ પ્રકારોમાં આપણે વૂડકટ-લિનોકટ, લીથોગ્રાફી વ.ને ગણાવી શકીએ. વૂડકટનો અર્થ તો લાકડું કાપવું એવો જ થાય, પણ એની પદ્ધતિ જુદા પ્રકારની છે. વૂડકટ એટલે લાકડાનો બ્લૉક, જેનાપર શાહી લગાડીને કાગળ પર જેટલી જોઈએ તેટલી છાપ લઈ શકાય. વૂડકટ કરવા માટે પહેલાં તો સારું રેસા વગરનું (બને ત્યાં સુધી) અને તદ્દન સુકાયેલું લાકડાનું સપાટ પાટિયું લેવું જોઈએ. તેને બરાબર છોલી, ઉપર કાચવાળો કાગળ ઘસી એને બરાબર સુંવાળું બનાવવું જોઈએ. ત્યારબાદ એનાપર એકજ રંગનું આલેખન કરીને આયોજનને રંગના અને બાકી રહેલા લાકડાની સપાટીના વિભાગોમાં વહેંચી નાખવું જોઈએ. ત્યારબાદ ઓજારોનું કામ આવે છે. ખાસ કરીને એમાં લગભગ પા એક ઈંચની પહોળાઈવાળાં છએક તીક્ષ્ણ ઓજારોનો ઉપયોગ થાય છે- એ ઓજારોમાં અંગ્રેજી V આકારનાં નાનાં-મોટાં બે, તેમ જ અર્ધગોળ (◡) જેવા આકારનાં બે અને બાકીનાં બે સીધી અને આડી રેખા દર્શાવતાં હોય છે. આ ઓજારોના ઉપયોગ વડે લાકડામાંના રંગ વિનાના વિભાગને ઉખાડી-કાપી નાખવાનો હોય છે. એમાં હદરેખા કાપવા માટે સીધા અને V આકારનું ઓજાર, તેમ જ વચ્ચેનો વિભાગ કાઢવા માટે અર્ધગોળ આકારનાં ઓજારોનો મુખ્યત્વે ઉપયોગ થાય છે. રંગ વિનાના વિભાગોને યોગ્ય જગ્યાએથી બરાબર કાપી કાઢવાથી આપણી પાસે લાકડાનો એક બ્લૉક તૈયાર થઈ



'ગપસપ'

•

શાંતિ દવે



જાય છે, જેના પર છાપવાની શાહી અથવા તેલ રંગો રોલર વડે લગાડવામાં આવે છે. રંગવિહીન લાકડાનો ભાગ ઓજારો વડે થોડો છોલી અથવા કાપી કાઢેલો હોવાથી ત્યાં રંગ લાગતો નથી–અને બાકી રહેલા રેખાંકનવાળા ભાગ પર જ રંગ રહે છે–તેથી એના પર કાગળ મૂકી ઉપર એ રેખાંકન કે આયોજનની જોઈએ તેટલી છાપ આપણે લઈ શકીએ.

વૂડકટ અને લીનોકટમાં માધ્યમ સિવાય તેમ જ લાકડા *અને લીનોલિયમના પોત સિવાય બીજો ફેર નથી.* ઘણા લોકો ઘરમાં સુશોભન માટે રંગીન અને છાપેલા લીનોલિયમનો ઉપયોગ કરે છે–એ લીનોલિયમ સાદા રંગમાં પણ મળે છે–જેનો ઉપરનો ચામડા જેવો ભાગ પોચો હોય છે. તેના ઉપર ચિત્ર દોરી વૂડકટની જેમ જ એનો બ્લોક બનાવી શકાય છે. લાકડા કરતાં એ પોચું હોય છે, તેથી એ સહેલાઈથી કાપી–છોલી શકાય છે, પણ એની સપાટી લીસી હોવાથી લાકડાના જેવું પોત(Texture) મેળવી શકાતું નથી.

વૂડકટ-લીનોકટ રંગોમાં પણ કરી શકાય. પણ બે રંગનું કરવા માટે બીજા રંગનો જુદો બ્લોક બનાવવો પડે. પહેલા બ્લોકમાં કાપી નાખેલા વિભાગોને આયોજન પ્રમાણે રાખી–અથવા કાપી નાખી,–તેમ જ પહેલા બ્લોકમાં નહિ કાપેલા વિભાગોને કાપી નાખીને નવો બ્લોક તૈયાર કરી શકાય–જેના પર છાપવાની શાહી અથવા રંગ લગાડી, કાગળ ઉપર એની છાપ લઈ—એના ઉપર પહેલા બ્લોકની બીજા રંગની છાપ લેવાથી એની દ્વિરંગી છાપ મેળવી શકાય. એવી જ રીતે વધારે રંગોના બ્લોક બનાવી શકાય. આમાં રંગોના મિશ્રણથી બે રંગના બ્લોકમાંથી ત્રિરંગી છાપ અને ત્રણ રંગના બ્લોકમાંથી પચરંગી છાપ લઈ શકાય.

છાપવાનું યંત્ર શોધાયા પહેલાં આ પદ્ધતિનો ઉપયોગ હાથે લખેલાં પુસ્તકોની વધુ પ્રતો કાઢવા માટે થયો હશે. અને ધીમે ધીમે પુસ્તકોનાં ઉદાહરણ–ચિત્રોના આલેખનમાંથી એક સ્વતંત્ર કલા–પ્રકાર તરીકે એનો વિકાસ થયો હોવો જોઈએ. યુરોપમાં આવા ઘણા નમૂનાઓ મળી આવ્યા છે. મૂળ તો આ પ્રકાર ભારતીય નથી. ( સાડીઓની ભાત છાપવામાં કે એવી જગ્યાએ હજી પણ આ પદ્ધતિનો ઉપયોગ થાય



' માછીમારો ' : વિનુ પટેલ

છે. અને પહેલાં પણ કદાચ થતો હશે, પરંતુ ચિત્રપ્રકાર તરીકે આપણે ત્યાં એનો ઉપયોગ થયાનું જાણવામાં નથી. ) ખાસ કરીને ચીન અને જાપાનમાં એનો વધારેમાં વધારે વિકાસ થયો હતો અને છે. પશ્ચિમમાં પણ એનો સારો પ્રચાર હતો. પરંતુ એમાં રંગોના સમૂહને બદલે વિગત આલેખનને વધુ મહત્ત્વ અપાતું હતું, તેથી એને વૂડ–એન્ગ્રેવીંગ કહેવામાં આવતાં.

અત્યારે તો આ પ્રકાર બહુ જ પ્રચારમાં છે, અને ચિત્રકારો એને વિકસાવવા અવનવા પ્રયોગો કરી રહ્યા છે. જાપાનમાં તો પીંછીથી રંગો લગાડી ઉપરથી છાપ લેવાની પણ પ્રથા હતી. અત્યારે લાકડાના પોતવાળા, ખરબચડા અને બીજા સુંવાળા વિભાગોનો સમન્વય કરી પરિણામ રૂપે નવીન અસરવાળી છાપ લેવાના વિધવિધ પ્રયોગો અજમાવાય છે.

આ સાથે લીનોકટની બે છાપનાં જુદા જુદા ચિત્રકારો-એ કરેલા આયોજનોનાં ઉદાહરણો આપ્યાં છે.

**પ્રવૃત્તિ ને પડઘા**

## આ વિભાગમાં—

* ગુજરાતભરનાં સંસ્કાર અને શિક્ષણકેન્દ્રો, સાહિત્ય અને કલાકેન્દ્રોની ખાસ નોંધપાત્ર પ્રવૃત્તિઓ અંગે—
* ગુજરાત બહાર વસતા ગુજરાતીઓ (કલકત્તા, દિલ્હી, આફ્રિકા વગેરે મુખ્ય મથકો સહિત)ની ઉપર કહી તેવી પ્રવૃત્તિઓ અંગે—મિતાક્ષરી સમાચાર આપવાની ઇચ્છા છે.

ગુજરાત અને બહારનાં કેન્દ્રો જરૂરી માહિતી મોકલતાં રહેશે તો "માનવ" ઉપકૃત થશે.

## પ્રથમ ગુજરાતી નાટ્ય સંમેલન

**[મુંબઇ : તા. ૭ થી ૧૦ ફેબ્રુઆરી]**

છેલ્લાં કેટલાંક વર્ષોથી ગુજરાતમાં નાટ્યપ્રવૃત્તિમાં સારો એવો જુવાળ આવ્યો છે : ગુજરાતનાં લગભગ તમામ નગરોમાં આ પ્રવૃત્તિ સારી એવી વિસ્તરી છે. પરંતુ તેના સંગઠનનું કાર્ય ઘણા સમયથી અસફળ રહ્યું હતું : ગુજરાતની રંગભૂમિનાં બે સ્વરૂપો–જૂની ધંધાધારી અને નવી બિનધંધાદારી. એક તો આ બંનેને એક પ્રવાહમાં આણવી; અને બીજું—વિશેષ મહત્ત્વનું તે, નવી બિનધંધાદારી રંગભૂમિનું સુયોજન કરવું. અને પરિણામે ગુજરાતની સુયોજિત મધ્યવર્તી સંસ્થાનું સર્જન કરવું.

આ દિશામાં પ્રથમ પગલાં ૧૯૫૨ના નવેમ્બરમાં મંડાયાં હતાં : ત્યારે—શ્રી કનૈયાલાલ મુન્શીને પ્રમુખપદે 'ગુજરાતી નાટ્યશતાબ્દિ'નો મહોત્સવ ઉજવાયો હતો; અને સ્વ. શ્રી. પ્રાણલાલ દેવકરણ નાનજીને પ્રમુખપદે ગુજરાતી નાટ્યમંડળની સ્થાપના થઈ હતી.

* આ મંડળે આ પાંચ વર્ષ દરમ્યાન '**ગુજરાતી નાટ્ય**' માસિક પ્રગટ કર્યું છે; તથા શતાબ્દિ મહોત્સવ '**સ્મારક ગ્રંથ**'; વળી નાટ્યકાર સ્વ. શ્રી. મૂળશંકર મૂલાણી તથા કવિ શ્રી. પ્રભુલાલ દ્વિવેદીનાં કેટલાંક **નાટકો** પ્રગટ કર્યાં છે; અને મૌલિક નાટ્ય લેખનને વેગ અને ઉત્તેજન આપવાના હેતુથી '**વાર્ષિક નાટ્યલેખન સ્પર્ધા**' ચલાવી છે. ઉપરાંત, દર વર્ષે મંડળ સાથે જોડાયેલી સંસ્થાઓના સહકારમાં **નાટ્યોત્સવ** ઊજવ્યો છે. આ ઉપરાંત, રંગભૂમિના કલાકારોના સન્માન અને સત્કાર સમારંભો, વ્યાખ્યાનો, ચર્ચાસભાઓ વગેરે પ્રવૃત્તિ કરી છે.

પરંતુ આ દરમ્યાન ગુજરાતની નાટ્ય પ્રવૃત્તિના પ્રાણ પ્રશ્નો આગળ તરી આવ્યા હતા જે ઉકેલવા બાકી હતા.

* નાટ્ય પ્રવૃત્તિના વિકાસને રૂંધતા પ્રશ્નો.
* નાટ્ય પ્રવૃત્તિની ભાવિ દિશા.
* નાટ્ય પ્રવૃત્તિને વ્યાપક પાયા ઉપર સુસંગઠિત કરવી.

ગઈ તા. ૭ થી ૧૦ ફેબ્રુઆરીના દિવસોમાં મુંબઈમાં મળેલા નાટ્ય સંમેલને આ સમસ્યાઓનો ઉકેલ કરવા સાચી દિશામાં પ્રયાણ કર્યાં છે.

* ગુજરાત નાટ્ય મંડળના આજસુધીના તંત્રને વિકસાવી સુસંગઠિત એકતાવાળો નાટ્યસંઘ—મધ્યસ્થ સંસ્થા રચવાનો પ્રયાસ આ સંમેલનમાં થયો છે, એ આ સંમેલનની સૌથી મોટી ફલશ્રુતિ છે.

* બીજો મોટો અંતરાય આજની સરકારી કર પદ્ધતિ તથા રીતરસમોનો જણાતો હતો. આને અંગે એવો ઠરાવ કરવામાં આવ્યો છે કે—

—નાટકો ભજવવા અંગે મેળવવાનાં લાયસન્સની પદ્ધતિ સરળ બનાવવી.

—મનોરંજન વેરો નાબુદ કરવો.

—સગવડવાળાં નાટ્યગૃહો સરકારે પોતે બાંધવાં અગર બાંધવા અંગે મદદ કરવી.

—નાટ્ય હરીફાઈનું સંચાલન ગુજરાતી મધ્યસ્થ નાટ્ય મંડળને હસ્તક સોંપવું.

—નાટ્ય સંસ્થાઓને અપાતી ગ્રાન્ટની રકમોમાં વધારો કરવો.

આ ઉપરાંત, વિદ્યાપીઠોમાં નાટ્ય શિક્ષણ અને અભિનય તાલિમના અભ્યાસક્રમ દાખલ કરવા, તથા નવોદિત નટો માટે તાલિમ શિબિરો યોજવા અંગે પણ નિર્ણયો થયા હતા.

ગુજરાતની નાટ્યપ્રવૃત્તિને આ રીતે પ્રથમવાર સુશ્લિષ્ટ ઘાટ અપાઈ રહ્યો છે, એ અત્યંત આનંદની હકીકત છે.

છતાં—આજ સુધી આ પ્રવૃત્તિમાં રહેલાં વૈમનસ્યો અને કાર્યકરો-મંડળો વચ્ચેની કટુતાઓ જો નિર્મૂળ નહિ થાય, તો આ બધા શુભ નિર્ણયો, ઠરાવો ને સંકલ્પો છતાં પ્રગતિ રૂંધાયા જ કરશે—એ એટલું જ ધ્યાનમાં લેવા યોગ્ય નથી શું ?

*

આ સંમેલનનું ઉદ્ઘાટન ભારત સરકારના માહિતી ખાતાના પ્રધાન ડૉ. કેસકરને હાથે થયું હતું; ને સંમેલનના પ્રમુખપદે શ્રી. કનૈયાલાલ મુન્શી હતા.

આ સંમેલનની કાર્યવાહી દરમ્યાન-' સમાજ સંસ્કાર અને નાટ્યપ્રવૃત્તિ, ' ' નાટ્યકલા-કથાવસ્તુ, અભિનય અને નિર્માણ ' તથા " નાટ્યપ્રવૃત્તિના વિકાસના માર્ગો "—જેવા મહત્ત્વના વિષયો અંગે સંવિવાદો યોજાયા હતા; અને ગુજરાતની નાટ્યપ્રવૃત્તિમાં સક્રિય હિસ્સો લેનારા અનેક વિચારકોએ આ સંવિવાદોમાં અગત્યનો ફાળો આપ્યો હતો.

## ડૉ. મોતીચન્દ્રનાં વ્યાખ્યાનો

० ફેકલ્ટી ઑફ ફાઈન આર્ટ્સના આર્ટ-હિસ્ટરી વિભાગનાં ઉપક્રમે વિદ્વાન કલાવિવેચક શ્રી મોતીચન્દ્રે પશ્ચિમ ભારતીય ચિત્રકલા વિષે તા. ચોથી અને પાંચમી ફેબ્રુઆરીના રોજ બે વ્યાખ્યાનો આપ્યાં.

પશ્ચિમ ભારતીય (મધ્યયુગીન) ચિત્રકલા વિશેના પ્રવચનમાં ડૉ. મોતીચન્દ્રે એ પ્રણાલિની ખાસિયતો તેમ જ એના ઉદ્ભવ અને વિકાસની પશ્ચાદ્ભૂમિ પ્રત્યે ખાસ ધ્યાન ખેંચે તેવા વિચારો દર્શાવ્યાઃ

સાતમીથી ચૌદમી સદી સુધીની પશ્ચિમ ભારતીય ચિત્રકલામાં માધ્યમ તરીકે તાડપત્ર, ખાદીનું કપડું અને લાકડાના પાટિયાનો મુખ્યત્વે ઉપયોગ થતો હતો, અને ચિત્રનું કદ પણ ખૂબ જ નાનું રહેતું. એમાં આયોજન વિષેની વધુ સમજ દેખાતી નથી. આકૃતિઓમાં જૂની ઇલોરાની કલાનાં શિલ્પતત્ત્વોની અસર જોવા મળે છે કોણાકાર આકૃતિઓ, અને રેખાંકનની તીક્ષ્ણતા આ પ્રણાલિની ખાસિયતો છે. ૧૩મી સદીના મધ્યકાળમાં આ પ્રણાલિની ચિત્રપદ્ધતિ જરા બદલાય છે. વાર્તા અથવા કશીક કથાત્મક પશ્ચાદ્ભૂમિ દર્શાવતાં ચિત્રોનું સર્જન આ સમયમાં થયું. આ સમયમાં મનુષ્યાકૃતિઓ સાથે નિસર્ગ-ચિત્રણનો પ્રવેશ પણ નજરે ચડે છે.

ચૌદમી સદીમાં કાગળની શોધને કારણે ચિત્રકલા ખૂબ વિકસિત થઈ. જૈનપુરાણોમાંનાં પાત્રોનાં ચિત્રો થયાં-તેમ જ કલ્પસૂત્ર જેવા ગ્રંથોની હજારો પ્રતો થઈ. જેમાં લખાણના ઉદાહરણ તરીકે ચિત્રો પણ થયાં. પરંતુ એનાથી ચિત્રકલાના બે વિભાગો પડી ગયા-એક સર્વસાધારણ પ્રકાર અને બીજો સ્વતંત્ર. સર્વસાધારણ ચિત્રકલાનો પ્રચાર ખૂબ થયો-એનું ઉદ્દેશ્ય ફક્ત ધર્મ-પ્રચાર હોઈ એમાંનું કલાતત્ત્વ ઓછું થઈ ગયું. પરંતુ એ સમયમાં એક બીજી ઉલ્લેખનીય વસ્તુ એ બની કે ચિત્રોમાં સોનેરી રંગ તેમ જ સાચા સોનાનો ઉપયોગ થવા લાગ્યો. Lapis lazuli જેવો અતિ કિંમતી રંગ પણ એ સમયનાં ચિત્રોમાં વપરાયેલો જોવામાં આવે છે. આનું કારણ એ સમયમાં થયેલું મુસ્લિમોનું આગમન અને પર્શિયન ચિત્રપ્રણાલિની અસર છે. કેટલાક સ્વતંત્ર ચિત્રકારો આ સર્વસાધારણ પ્રચારલક્ષી ચિત્રકલાથી જુદા રહીને ચિત્રો કરવા લાગ્યા-જેમાંના અમુક તો અજોડ બન્યાં.

૧૪૩૯માં માંડવગઢમાં (અહમદશાહના રાજ્યમાં) થયેલાં ચિત્રો એક નવીન કલમનો ઉદ્ભવ દર્શાવે છે-જો કે કોણાકાર આકૃતિઓનું રેખાંકન બદલાયું નથી-પણ રંગોમાં જીવંત તત્ત્વ આવેલું દેખાય છે. પંદરમી સદીનાં ચિત્રોના રંગો દ્વારા ઘનતા બતાવવાની પ્રથા તેમજ આકૃતિઓમાં વળાંકોનું આલેખન પ્રવેશ પામ્યાં. ભરૂચ પાસેની કલ્પસૂત્રની પ્રતનાં ચિત્રો એ સમયની પ્રણાલિના સુંદર નમૂનાઓ છે. હવે

ાગરાગીણીએ, નૃત્યકલા, અને સુશોભિત આકૃતિઓ તેમજ અલંકારોનું ચિત્રણ થવા માંડયું. એ સમયમાં ઈરાની ચિત્રકારોની પ્રતિકૃતિઓ પણ મળે છે.

પંદરમી સદીમાં વળી ઈરાની શૈલીનો પ્રભાવ નષ્ટ થયેલો નજરે ચડે છે. ત્યારબાદની જોનપુરની ચિત્ર પ્રણાલીમાં રાજપૂત અને પુરાણી શૈલીનું મિશ્રણ દેખાય છે: મનુષ્ય આકૃતિનું રેખાંકન બદલાતું નથી.-પણ હવે એમાં સમાજજીવનની રહેણીકરણીના વિષયોનુ આલેખન જોવા મળે છે. જોનપુરની કલ્પસૂત્રની પ્રતમાંની આલંકારિક આકૃતિઓનું આલેખન ઈરાની પ્રણાલિના પ્રભાવ વિનાનું શુદ્ધ ભારતીય છે. તેમજ પશુઓની આકૃતિઓનું શૈલીકરણ ( Stylization ) અને તેનો ભાત ( Pattern )માં થયેલો ઉપયોગ સવિશેષ ઉલ્લેખનીય છે-કારણ કે એ ત્યારબાદની રાજસ્થાની કલા સાથે બહુ સબંધ ધરાવે છે.

અમદાવાદના દેવશા-પાડાનાં ચિત્રો પણ રંગરચનાના સુંદર નમૂનાઓ છે. આઠમી સદીમાંનાં ઇલોરાનાં છતચિત્રો પણ ગુજરાતી ચિત્રકલા સાથે ગાઢો સંબંધ ધરાવે છે. ઓરિસ્સાની ચિત્રકલા પણ અમુક અંશે એને મળતી આવે છે.

પંદરમી સદી બાદ આ ચિત્ર-પ્રણાલીનો અંત આવ્યો. અકબરે બધાયે પ્રાંતના ભારતીય ચિત્રકારો તેમજ ઈરાની ચિત્રકારોને બોલાવી એક નવી ચિત્ર પદ્ધતિ વિકસાવી જે પાછળથી મોગલ-પદ્ધતિ તરીકે ઓળખાઈ. પશ્ચિમભારતીય ચિત્રકલાનો આમ અંત આવી ગયો, પરંતુ એના રંગરચના વિષેના દૃષ્ટિકોણ બીજી પ્રણાલિઓમાં વર્ષો સુધી વપરાતા રહ્યા.

ગુ. મ. શેખ

## કલાપ્રવૃત્તિઓ

૦ ફેબ્રુઆરીની આઠમી તારીખે દિલ્હીમાં ડૉ. રાજેન્દ્રપ્રસાદના હાથે લલિતકલા એકેડેમીના ત્રીજા રાષ્ટ્રીય પ્રદર્શનનું ઉદ્ઘાટન થયું. લગભગ ૧૩૦૦ જેટલી કૃતિઓમાંથી પરીક્ષક સમિતિએ ચૂંટેલી ૧૬૬ કૃતિઓ પ્રદર્શિત થઈ. પરીક્ષકોમાં શ્રી મુલકરાજ આનંદ, રાયકૃષ્ણદાસ તેમજ ચિંતામણિ કાર વગેરે હતા.

૦ ફેબ્રુઆરીની બાવીસમી તારીખે બોમ્બે સ્ટેટનું બીજું પ્રદર્શન ભરાશે.

૦ તારીખ ૭ અને સાતતા રોજ મુંબઈના વિખ્યાત વ્યાપારી ચિત્રકાર ( Commercial Artist ) શ્રી. પી. એન. શર્માએ વડોદરાની ફેકલ્ટી ઑફ ફાઈન આર્ટ્સમાં 'જાહેરખબરની કલા' પર વ્યાખ્યાન આપ્યાં. એ પહેલાં દિલ્હીના જાણીતા શિલ્પી શ્રી ધનરાજ ભગતે પોતે જે રીતે કામ કરે છે એ પદ્ધતિએ ઉપરોક્ત સ્થળે જ, શિલ્પ કરી બતાવ્યું.

**સુધારો :** ગયા અંકમાં કલાપ્રવૃત્તિઓ વિષેના સમાચારોમાં બોમ્બે આર્ટસોસાયટીમા શ્રી જ્યોતિ ભટ્ટને ચિત્ર માટે સુવર્ણ ચન્દ્રક—એમ શરતચૂકથી લખાયું છે-ત્યાં, સુવર્ણ ચંદ્રકને બદલે રૌપ્ય ચન્દ્રક વાંચવું.

## વેઈન રાજ્ય-વિદ્યાપીઠ નાટ્યસંઘ

**[ વડોદરા તા. ૯ થી ૧૩ ફેબ્રુઆરી ]**

અમેરિકાની વેઈન-રાજ્ય-વિદ્યાપીઠ ( ડેટ્રોઈટ નગર )ની નાટ્ય મંડળીએ તા. ૯ થી ૧૩ દરમ્યાનના દિવસોમાં વડોદરા મુકામે કેટલાંક વ્યાખ્યાનો આપ્યાં, નાટ્યકલા અંગે પ્રત્યક્ષ શિક્ષણ આપ્યું. અને પ્રખ્યાત અમેરિકન નાટ્યકાર યુજીન ઓનિલનુ 'બિયોન્ડ ધ હોરાઈઝન' નાટક અને મોલિયેર તથા થોર્ટન વાઈલ્ડરના બે એકાંકીઓ ભજવ્યાં.

આ નાટ્યસંઘના સંચાલક લિયોનાર્ડ લિયોન નાટ્યક્ષેત્રે અનેક નવા પ્રારંભો કરનાર તરીકે જાણીતા છે. વર્તુળાકારનાં પ્રેક્ષકગૃહની શરૂઆત કરવામાં તથા બાળકો માટેની રંગભૂમિનું નિર્માણ કરવામાં એમનો મોટો ફાળો છે. પ્રવાસ ખેડીને એમણે ૭૫ જેટલા નાટ્યપ્રયોગો રજૂ કર્યા છે. આજસુધીમાં એકંદર એમણે સો જેટલા નાટ્ય પ્રયોગોનું સફળ દિગ્દર્શન કર્યું છે.

અમેરિકાની ધંધાદારી રંગભૂમિ નવી દૃષ્ટિવાળા નાટ્ય પ્રયોગો રજૂ કરવાની હામ બીડતી નથી. એવા પ્રયોગો તો 'લિટલ થિયેટર'માં કે વિદ્યાપીઠોના આવા નાટ્યસંઘો દ્વારા જોવા મળે છે. આ રીતે લોકરુચિના ઘડતરમાં આ સંસ્થાનો સારો એવો ફાળો છે.

આ સંસ્થાએ ૧૯૨૭ થી નાટક ભજવવા અંગેના વર્ગોનો આરંભ કર્યો હતો, અને ૧૯૨૯થી 'યુનિવર્સિટી થિયેટર્સ'ની વ્યવસ્થિત સ્થાપના કરી તેણે નાટકો રજૂ કરવા માંડ્યાં હતાં. આ પછી તો આ વિદ્યાપીઠે આ ક્ષેત્રે નવા નવા અભ્યાસ-

ક્રમો યોજ્યા છે—આજે તો ત્યાં આ ક્ષેત્રે બી. એ., એમ. એ, અને પી. એચ. ડી.ના અભ્યાસની ડિગ્રીઓ અપાય છે.

આખી ડેટ્રોઈટ નગરીમાં આ વેઈન વિદ્યાપીઠ નાટ્યસંઘ બિનધંધાદારી સંસ્થાઓમાં સર્વપ્રથમ છે.

## અંગ્રેજ નટો : "ઈંગ્લીશ કૉમેડિયન્સ"

આ અંગ્રેજી નામધારી એક નટમંડળ બ્રિટનના મશહૂર નટ મૅરિઅસ ગોરિંગના નેતૃત્વ નીચે હિંદમાં મુસાફરી કરી રહ્યું છે. તેઓ અંગ્રેજ મસ્કરા નથી કે હાસ્ય નટો નથી. પણ આ પ્રાચીન નામધારણ કરી તેમણે હિંદનો પ્રવાસ શરૂ કર્યો છે. શેક્સપીઅરનાં નાટકોમાંથી દ્રશ્યો ચૂંટી તેઓ રજૂ કરે છે: અને કેવળ અભિનય, સંગીત તથા પ્રકાશ રચના દ્વારા કાંઈ પણ ખર્ચાળ સેટીંગ કે સ્ટેજ સામગ્રી વિના તેઓ શેક્સપીઅર ભજવી બતાવે છે.

આ નટમંડળે નીચે જણાવેલ નાટકોનાં દ્રશ્યો ભજવ્યાં. (૧) રીચાર્ડ ત્રીજો (૨) જુલીઅસ સીઝર (૩) મૅકબેથ (૪) એઝ યુ લાઈક ઈટ (૫) ધી ટેમીંગ ઑફ ધી શ્રુ (૬) ટ્વેલ્થ નાઈટ.

જુલીઅસ સીઝરના ખૂનનું દ્રશ્ય બાદ કરતા આ બધાં નાટકોનાં દ્રશ્યો રોમાંચક રીતે ભજવાયાં હતા. બે તલવાર, બે છરી, બે મુગટ અને તદ્દન સાદાં કપડાં, એલીઝાબેથન ઝભ્ભો તે રોમન ઉપવસ્ત્ર બની જાય એવી વેશભૂષા, આવી નહિવત્ સામગ્રી સાથે કેવળ અંગાંગનો અભિનય પ્રગટ કરતી આ નટ મંડળી જોઈ આનંદ થતો હતો.

આ નટોના મંડળે પોતાનું નામ 'ઇંગ્લીશ કૉમેડિયન્સ' શા માટે રાખ્યું હશે ? આ રહસ્ય સમજાવતું તેમનું 'આત્મ-નિવેદન' વાંચો—

"અમે 'ઇંગ્લીશ કૉમેડિયન્સ' તરીકે ઓળખાઈએ છીએ.

"વિચિત્ર નામ-તમે કહેશો...હા ! પણ આ નામ તો પુરાણું નામ છે.

"અને અમે કોણ ? અમારાં નામોની કાંઈ વિસાત ખરી ?

"અમારાં નામો, અમારી છબીઓ આ પરિચય-પુસ્તિકામાં તમે વાંચશો ! અમે તે છપાવી છે એમ માનીને કે તમે અમને યાદ કરશો....

"અમે શા માટે અહીં આવ્યા છીએ... ?

"કીર્તિ માટે ? સદાય તમે અમને યાદ કરો તે માટે ?

"હા ! અવશ્ય હા !...પણ તેટલા જ માટે નહિ !

"કારણ...અમે જો આવ્યા ન હોત તો... ?

"અમે કેમ ન આવીએ ?

"આવીએ જ, કારણ કે નટો-ખેલ કરનારા તો હંમેશાં આવે જ...

"ચારસો વર્ષ પૂર્વે અંગ્રેજી નટોનાં પરિભ્રમણ કરતાં મંડળો યુરોપમાં ઊતરતાં-ઘૂમતા.-તેમાં ચાર પુરુષો અને એક છોકરો જે સ્ત્રી પાઠ કરે...અંગ્રેજી ભાષામાં બોલતા—છતાં યુરોપના લોકો તેમને સમજતા...તેમના હાસ્યના ટુકડા સામાન્ય અને સહુ સમજે તેવા...અને ન સમજાય તેવા ભાગો આજે આપણે જેને 'કમેન્ટરી' કહીએ છીએ તે રીતે રજૂ થતા.

"કાલાનુક્રમે 'ઇંગ્લીશ કૉમેડિયન્સ' આ નામ એક 'સંસ્કારતંત્ર' બની ગયું. બે સદીઓ સુધી કાલના ઘસારામાં આવાં પરિભ્રમણ કરતાં મંડળો લુપ્ત થઈ ગયાં છે... મેરિઅસ ગોરીંગે આવી સંસ્થા પુનઃ ગાજતી કરી છે.

"અંગ્રેજી ભાષામા અભિનય કરતા નટો નીકળી પડ્યા છે. પણ પ્રાચીન નામ કરતાંય કાંઈક વધારે છે...

"હા ! વિદૂષકનાં લાલ નાક અને મુખ-મ્હોરાં તો છે જ—પણ સાથે કરુણરસ-પ્રધાન નાટકોય છે....હેમ્લેટની ઉક્તિ જ સાચી પડે છે.

"નટો તો ચારે તરફ ઘૂમે...સાહેબો ! બાનુઓ ! દુનિયાના શ્રેષ્ઠ નટો...ઐતિહાસિક નાટકોનાં—કે કરુણ નાટકોના...આ નટો છે.

"શેક્સપીઅરમાંથી 'તમને ગમે તે' તમે પસંદ કરી શકો છો—તેની છાયાઓ—અને પ્રકાશ ! તો ચાલો એ નાટ્યસૃષ્ટિમાં-જ્યાં છાયાઓ ઘેરામાં ઘેરી છે—અને જ્યા પ્રકાશ વિપૂલ પ્રમાણમાં પથરાયેલો છે..."

આ શબ્દો સાથે 'Let there be darkness' અને પડદો ઉપડ્યો. —જશવંત ઠાકર

# ગુજરાત પ્રૌઢ સાહિત્ય નિર્માણ શિબિર

ગુજરાત સમાજ શિક્ષણ સમિતિની યોજના મુજબ, નવશિક્ષિત પ્રૌઢો માટેના સાહિત્ય નિર્માણ માટે એક શિબિર ઊઘડવાની છે, એવી માહિતી મળી. ૨૩મી ડિસેમ્બરથી જાન્યુ.ના અંત સુધીનાં ૭ અઠવાડિયાં ત્યાં ગાળવાના હતાં.

મનને ગમતું કામ હતુ. એટલે શિબિરમાં જવા પ્રેરાઈ. સ્થળ ઊભરાટ ( જી. સુરત ): સાગર તટે આવેલું સુંદર સ્થળ હતું. રહેવા માટે ત્યાં મકાનોની પુષ્કળ છૂટ હતી. રોજ સંધ્યાએ દરિયા કિનારે જઈ સૂરજને જળ સમાધિ લેતા જોવાની મઝા હતી. વીસેક લેખકોનો સમૂહ ત્યાં ભેગો મળ્યો હતો.

શિબિરના ઉદ્‌ઘાટન વખતે થયેલા ભાષણો પરથી કંઈક ખ્યાલ આવ્યો કે, અમારી પાસેથી કેવા પ્રકારના સાહિત્યની આશા રાખવામાં આવી છે.

ગુજરાત યુનિવર્સિટીના વાઈસચાન્સેલર શ્રી. મગનભાઈ દેસાઈ, તથા ગુજરાત સમાજ શિક્ષણ સમિતિના મંત્રી મુરબ્બી કલ્યાણજી કાકા ( કલ્યાણજી મહેતા )એ અમને પહેલ વહેલો ખ્યાલ આપ્યો કે અમારે અનુભવે વૃદ્ધ ને જીવનની ઠોકરો ખાઈ ખાઈને ઘડાયેલા, ને તાજું જ અક્ષરજ્ઞાન પામી જેમ તેમ શબ્દને પકડવા મથતા માણસો માટે લખવાનુ છે.

સાથે સાથે આજસુધી મોટા અક્ષરે છપાયેલું ને 'પ્રૌઢ તથા બાળકો' બંનેને નામે ખપતું સાહિત્ય આજે આપણા બજારમાં ઊભરાઈ રહ્યું છે—છતાં અહીં એની ખોટ કેમ વરતાય છે, એ પણ સમજાવ્યું.

આ પછી જ અમારા કામનો ચોક્કસ ખ્યાલ અમને આવ્યો. ને અમારી કલમે કેટલી બધી મર્યાદાઓ વચ્ચે રહીને વિહરવાનું છે ને છતાં કેટલું બધું કહેવાનું છે—એ અમને સમજાયું.

ત્યાર પછી તો ચાલીસ દિવસ સુધી વીસ લેખકોએ શિબિરના સંચાલક શ્રી. રમણલાલ સોની ને ઉપસંચાલક શ્રી. મનુભાઈ જોધાણીની દોરવણી હેઠળ કલમ કસી: સરળ ભાષા ને સુગમ વાકય રચનાવાળી ૧૦૦ શબ્દોની ચાલીસ વાંચન પત્રિકાઓ, ઉપરાંત ૫૦૦, ૧,૦૦૦ તેમજ ૨,૫૦૦ શબ્દોની ૬૦ પુસ્તિકા તૈયાર કરી. ને ગુજરાતના ચિત્રકાર ભાઈ શિવે અમારી જેમ જ રાત દિવસ સાથે રહીને આ તમામ સાહિત્યને અનુરૂપ ચિત્રો દોરી આપ્યાં.

શિબિર દરમ્યાન આ કામ બાબત ઘણું ઘણું જાણવા મળ્યું.

* પહેલી વસ્તુ તો એ કે, ૧૯૪૭ની સાલથી પ્રૌઢ શિક્ષણની પ્રવૃત્તિ ચલાવી રહેલી હિંદી સરકારે—પોતાની આ પ્રવૃત્તિને પ્રૌઢોને કેવળ વાંચતા લખતા કરી દેવાની સંકુચિત મર્યાદામાંથી બહાર કાઢી—એ આખી પ્રવૃત્તિને 'સમાજ શિક્ષણ'ની ઝુંબેશનું રૂપ આપવાની દિશામાં પગલાં ભરવા માંડ્યાં છે.

પોતાની આ ઝુંબેશને આકાર આપવા ભારત સરકારે અત્યાર સુધીમાં ચાર વિભાગ પાડી દઈ, ચાર જુદાં જુદાં સ્થળે, મહિના મહિના માટે ચાર લેખક શિબિરો યોજી હતી.

૧. પૂર્વ વિભાગમાં શાંતિનિકેતન

૨. દક્ષિણમાં મૈસુર

૩. ઉત્તરમાં અલિપુર ( દિલ્હી )

૪. ને પશ્ચિમમાં પનાળા એટલે મહારાષ્ટ્રના કોલ્હાપુર જીલ્લામાં.

પણ આ ચારે શિબિરોમાં વિવિધ ભાષાભાષી લેખકોને એકઠા કરી કામ કરવામાં આવેલું. ને એને કારણે ઘણી મુશ્કેલીઓ પડેલી, ને ધાર્યું પરિણામ લાવી શકાયું નહોતું.

આ અનુભવને કારણે ભારત સરકારે પોતાના આ કાર્યને વધુ અસરકારક ને પરિણામદાયી બનાવવા ભાષાવાર શિબિરો યોજવાનુ યોગ્ય ધાર્યું. ને રાજ્યની સરકારોને તે મુજબ સૂચનો કર્યાં.

મુંબઈ સરકારને મળેલા આ સૂચન અનુસાર મુંબઈ પ્રાંતમાં બે શિબિરો યોજાઈ. એક મરાઠી ભાષાભાષી લેખકોની —ભોર ખાતે; ને બીજી ગુજરાતી લેખકોની-ઊભરાટ ખાતે.

* બીજી વસ્તુ એ કે, ભારત સરકારની શિબિરો યોજવાની આ પ્રવૃત્તિમા મુખ્ય પ્રેરણા ને નાણાંકીય મદદ અમેરિકાની ફોર્ડ ફાઉન્ડેશન નામની સંસ્થા તરફથી મળેલી છે. શિક્ષણ ને સંસ્કારની બાબતમાં આગળ વધેલો દેશ પોતાની પડતી દશામાંથી ઊભા થવા મથતા દેશને એના કામમાં ટેકો કરવાની વૃત્તિ દર્શાવે એ સારું જ છે—પોતાની રાજકીય

લાગવગ ને સત્તાના ક્ષેત્રને વિસ્તારવાની દાનત એની પાછળ ન હોય એટલી સાવચેતી આપણે રાખીએ એટલે બસ.

ખેર...બીજા દેશના સમાચારો આપણે વારંવાર વાંચીએ સાંભળીએ છીએ કે-અમે અમુક વરસમાં અમારા દેશમાંથી નિરક્ષરતાને દેશવટો દીધો. શું આપણે ત્યાં અગાઉથી સુયોગ્ય યોજના જાહેર કરી, સમય આપી લેખકોને આમંત્ર્યા હોત તો બહુ થોડા દિવસની શિબિર રાખીને, આથી ઓછે ખર્ચે ઘણું કાર્ય ન થઈ શકયું હોત ?

—સુભદ્રા ગાંધી

## કોઈ ખૂણે થતું સુકાર્ય

તા. ૩૧-૧-૫૮ના દિને કરજણ ( મીયાગામ )માં ત્યાંના સાર્વજનિક પુસ્તકાલયનો સુવર્ણ મહોત્સવ ઉજવાયો. 'જ્ઞાનદીપ'ની માવજત અને જતન કરનાર એ સંસ્થાએ આસપાસની જનતામાં કેટલાંય જાણ્યાં અજાણ્યાં જનોનાં માનસ-ફાનસ ઝગતાં કર્યાં હશે એની તો એ સ્થાનમાં હરતાં ફરતાં સંસ્કારી નાગરિકો પ્રતીત કરાવી શકે એમ છે. પરંતુ આ પ્રસંગને ઉચિત એવું એક સંસ્કાર પ્રદર્શન ત્યાંની હાઈસ્કૂલમાં આચાર્ય કૃષ્ણવદન જેટલી અને તેમના સહાયક શિક્ષકવૃંદે ગોઠવ્યું હતું. તે કરજણની હવાનું દ્યોતક હતું. સ્વલ્પ સાધનો અને જાગૃત પ્રયત્નથી એમણે ભારતમાં આવેલા રાજદૂત-વાસો ( એમ્બસીઓ )ને પત્રો લખી પ્રત્યેક દેશનાં ચિત્રો, નકશાઓ માનવપાત્રો, સમાજ પ્રવૃત્તિઓનાં સુંદર અને આકર્ષક પટો એકઠા કરી આજની દુનિયાનો પ્રત્યક્ષ પરિચય રજુ કર્યો હતો; તે સાથે ભારત સરકાર તરફથી પ્રવાસ અને પ્રકાશન ખાતાંઓએ બહાર પાડેલાં મોટાં ભીંત ચિત્રો, માહિતીપત્રો દ્વારા આજના ભારતનું ઉઠાવદાર દર્શન કરાવ્યું હતું. નહિ જેવા ખર્ચથી કોઈ કાર્યતત્પર સંસ્થા શું કરી શકે તેનું એ પ્રશંસનીય દૃષ્ટાંત હતું.

આ ઉપરાંત, પણ બીજી એક વ્યક્તિગત સાધનાની સમૃદ્ધિ ત્યાં જોવા મળી જે અનન્ય કહી શકાય. આચાર્ય જેટલીએ વર્ષોના પરિશ્રમથી ગુજરાતના ભૂતપૂર્વ સાક્ષરો અને અદ્યતન પ્રમુખ સાહિત્યકારોની તસ્વીરોનો સુયોજીત સુવ્યવસ્થિત સંગ્રહ તૈયાર કર્યો હતો. શોધી જડે નહિ એવી કંઈક તસ્વીરો તેમાં હતી. દરેક સાહિત્યકારનો જીવનકાળ સાહિત્ય પ્રવૃત્તિ કે પ્રકાશનની જરૂરી નોંધ હતી. આ રીતે માત્ર ગુજરાતી સાક્ષરો નહિ પણ આજે હિંદી ભાષાના અભ્યાસથી પરિચિત થયેલા સર્વ સાહિત્ય-સર્જકોની છબીઓ ત્યાં જોવા મળી. એમણે તેમનું અભ્યાસ વર્તુલ ત્યાં જ પૂરૂં કર્યું નથી. એનો પરિધ વિસ્તારીને વિશ્વભરના મહાન લેખકો કવિઓ અને ગ્રંથકર્તાઓની લગભગ ૧૦૦૦ છબીઓ એકઠી કરી છે. ગ્રંથના સર્જકનુ મુખદર્શન કેટલી પ્રેરણા અને સંસ્કાર ભાન કરાવે છે. એ આજના યુગમા કોઈને સમજાવવાની જરૂર નથી. આ બધાં ચિત્રોપર વિહંગ દૃષ્ટિ કરનારને પણ અહોભાવ જાગૃત થયા વિના રહે નહિ. એવુ એ પ્રદર્શન હતું.

કરજણ પુસ્તકાલયના સુવર્ણમહોત્સવનુ એ પ્રભાવોત્પાદક સંસ્કારપ્રદાન હતું.

—ર. મ. રા.

## કલાપ્રવૃત્તિ

મુંબઈ રાજ્યના ત્રીજા વાર્ષિક પ્રદર્શનમાં વડોદરા ફાઈન આર્ટ્સના કલાકારો શ્રી વિનોદરાય પટેલ અને શ્રી ફીરોઝ કોન્ટ્રાકટરને ચિત્ર માટે તેમ જ શ્રી મહેન્દ્ર પંડ્યા અને શ્રી નરેન્દ્ર પટેલને શિલ્પ માટે, દરેકને રૂા. ૫૦૦ના પારિતોષિકો એનાયત થયા છે. વિદ્યાર્થીઓના વિભાગમાં વડોદરા-આર્કીટેકચરના વિદ્યાર્થી શ્રી બસવંત પટાટેને પણ રૂા. ૨૫૦નું ઈનામ મળ્યું છે.

૦ શ્રી દશરથ પટેલ એમનુ એક-વ્યક્તિ-પ્રદર્શન અમદાવાદમાં તા. ૨૮મી ફેબ્રુઆરીએ ભરવાના છે.



# રતન પારિમૂ



ફક્ત પંદર વર્ષની વયે કાશ્મીરમાંથી સાયન્સ કૉલેજનો અભ્યાસ છોડીને શ્રી રતન પારિમૂ વડોદરાની ફૅકલ્ટી ઑફ ફાઈન આર્ટ્સમાં દાખલ થયા. ઉચ્ચ શિક્ષણ માટે કાશ્મીરમાં જરૂરી સંસ્થાઓ નથી–તેથી યુનિવર્સિટીની કક્ષાએ કલા-શિક્ષણ મેળવવા માટે તેમણે વડોદરા ભણી મીટ માંડી; એવો અભ્યાસ કરનારા પહેલા કાશ્મીરી વિદ્યાર્થી તરીકે ૧૯૫૧થી અત્યારસુધી વડોદરામાં રહી તેમણે ગયા વર્ષે માસ્ટર ઑફ ફાઈન આર્ટ્સની ડીગ્રી તેમ જ મ્યૂઝિયોલોજીનો પોસ્ટ-ગ્રેજ્યુએટ ડિપ્લોમા મેળવ્યો. અત્યારે તેમને ભારત સરકાર તરફથી એનાયત થતી શિષ્યવૃત્તિ મળે છે, તે અનુસાર તેઓ પોતાના ગુરુ પ્રાધ્યાપક શ્રી એન. એસ. બેન્દ્રે પાસે અભ્યાસ કરી રહ્યા છે. ચિત્રકાર્ય સાથે તેઓ કલાના ઇતિહાસ અને સૌન્દર્યશાસ્ત્રના અભ્યાસમાં વિશેષ રસ ધરાવે છે. લેખનકાર્ય પ્રત્યે પણ એમની અભિરૂચિ છે —જે એમના બે નિબંધો Use of Calligraphic lines in Painting અને Preservation of Indian Miniature Paintingsમાં જોવા મળે છે.

એમણે ભારતીય ચિત્રપ્રણાલિઓનાં જૈન Miniatures અને ઓરિસ્સાના પટ્ટ ચિત્રોનો ઊંડો અભ્યાસ કર્યો છે; તેમ જ Parsian Miniatures અને Tibetan Tanka ચિત્રોથી પણ તેઓ અતિશય પ્રભાવિત થયા છે. એ બધી પ્રણાલિઓમાંના ગુણો—રેખાની પ્રવાહિતા, રંગરચના અને સંયોજનની એમના પર ઊંડી છાપ પડી છેઃ તેને કારણે શરૂઆતમાંના એમના ચિત્રોમાં એ પ્રણાલિઓમાંની અમુક શૈલીની અસર દેખાય છે; તેમ જ અત્યારે પણ તેઓ જે કાંઈ મૌલિક સર્જન કરી રહ્યા છે, તે પણ એના ફલસ્વરૂપ છે.

આકારોના ચિત્રણ અને આયોજન તરફનો એમનો દૃષ્ટિકોણ Topographical (એટલે વસ્તુઓને સામેથી અથવા સમાન કક્ષાએથી નહિ, પણ ઉપરથી જોવી) છે. તેઓ ચિત્રનો વિષય પણ આ દૃષ્ટિકોણ અનુસાર જ પસંદ કરે છે. પદાર્થને જુદા જુદા દૃષ્ટિકોણથી જોવાનો Cubismનો સિદ્ધાંત પણ આમાં સમાઈ જાય છે. ખાસ કરીને આ દૃષ્ટિકોણ એમના Lotus-Valley, Baroda Station અને Zoo વગેરે ચિત્રોમાં વિશેષ પ્રતિબિંબિત થયો છે. એમના ચિત્રોમાં મુખ્યત્વે રેખાનું પ્રાધાન્ય હોય છે–છતાં રંગ ગૌણ બની જવાને બદલે પૂરક અને સહાયક બની રહે છે. રેખા અને રંગ એ બંનેમાંના વધારે મહત્ત્વના અંગ વિષે તેઓ કોઈ ચોક્કસ નિર્ણય પર આવી શક્યા નથી, છતાં હમણાં તેમના વિચારો રંગોના પ્રાધાન્ય તરફ ઢળતા જાય છે.

આપણી પ્રાચીન ચિત્ર પ્રણાલિઓ વિષે તેમને ખૂબ જ આદર છે. તેઓ માને છે કે અંગ્રેજોના આગમન પહેલાં આપણે ત્યાં ચિત્રકલાનું ધોરણ ઉચ્ચકક્ષાનું હતું—પરંતુ Renaissanceથી Impressionism સુધીના કાળમાં યૂરોપમાં જે તાદૃશ્યવાદી વિચારસરણી ફેલાઈ હતી તે ભારતીય કલા પર પણ લદાવાને લીધે આપણી ચિત્રપ્રણાલિઓ ભાંગી પડી. ત્યારબાદ કહેવાતી ‘ભારતીય’ ચિત્રશૈલીની નબળી નકલો બંગાળ અને ગુજરાતમાં થઈ, પરંતુ એથી શુદ્ધ

ભારતીય કલાના ઉચ્ચતમ તત્ત્વો લગભગ ભુલાઈ-ભૂંસાઈ ગયા. એ તત્ત્વોને પારખી તેમને ભારતીય જનતા સમક્ષ રજૂ કરવાની તમન્ના ધરાવનાર કેટલાક ભારતીય ચિત્રકારોમાંના એક તેઓ પણ છે.

એમના ચિત્રો અને ખાસ કરીને આકૃતિઓનું રેખાંકન પશ્ચિમ ભારતીય ચિત્રકલા સાથે ગાઢ સંબંધ ધરાવે છે. પરંતુ એમાં એ શૈલીનું આંધળું અનુકરણ નહિ પણ એમાંનાં સત્વશીલ અંશો ( રંગોની રચના, આકારોની ગોઠવણી અને કથાત્મક તત્ત્વો )નું રૂપાંતર થયેલું છે.

એમની ચિત્રાકૃતિઓ કુદરતી આકારો સાથેનું સામ્ય ( Association ) સ્વીકારે છે, પણ આપણી પ્રાચીન ચિત્ર પ્રણાલિઓમાં આ સામ્ય ( Association ) અને ભાવાત્મક ગુણ ( Abstract quality )નું જે સુભગ સંમિશ્રણ થયું છે ( આ વસ્તુ આધુનિક સંશોધનો દ્વારા સિદ્ધ થઈ ચૂકી છે ) એ સંપૂર્ણપણે મેળવવાની એમની ઝંખના છે.

અત્યાર સુધીમાં શ્રી પારિમૂએ લલિત કલા એકેડેમી, બોમ્બે આર્ટ સોસાયટી, અને બોમ્બે સ્ટેટ તેમ જ બરોડા ગ્રુપ ઑફ આર્ટીસ્ટ્સના પ્રદર્શનોમાં ભાગ લીધો છે અને લઈ રહ્યા છે. આપણી પ્રાચીન ચિત્ર પ્રણાલિઓના અભ્યાસમાં તેઓ હજુય મગ્ન છે. પ્રા. બેન્દ્રે, પારિમૂના શબ્દોમાં ભારતમાં તો શું, પણ જગતમાંય વિરલ એવા, કલાશિક્ષકના વિદ્યાર્થી હોવાનો તેમને ગર્વ છે અને એમને પોતાની બધીય કલાપ્રવૃત્તિના પ્રેરક અને પ્રણેતા ગણાવે છે.

અત્યાર સુધી આપણે ત્યાં ફક્ત પ્રાચીન શૈલીઓની નકલ માત્ર થઈ રહી હતી, પરંતુ આધુનિક ચિત્રકાર એમાંના તત્ત્વો શોધવા અને પોતાનું વ્યક્તિત્વ જાળવવા સજાગ બન્યો છે, તેનો એમને સંતોષ છે.



—ગુલામ મોહમ્મદ શેખ

***

## સ્વ. શ્રી મોતીભાઈ અમીન : ૧૯મી સંવત્સરી

ગુજરાતમાં પ્રથમ પુસ્તકાલય ક્યારે સ્થપાયું હશે એની સાલ તો જાણમાં નથી; પરંતુ ૧૮૨૨માં સુરતમાં એક પુસ્તકાલય હતું એવો ઉલ્લેખ મળે છે....આ પછી તો કેટલા દાયકા વીતી ગયા....

ગુજરાતમાં પુસ્તકાલય પ્રવૃત્તિનો આરંભ એ પછી ઘણાં વર્ષોએ થયો.

ગુજરાતના સંસ્કારજીવનમાં જેમનો ઉલ્લેખનીય હિસ્સો છે એવા શ્રી સયાજીરાવના મનમાં પરદેશના પ્રવાસ દરમ્યાન એક વાત રમી રહેલી કે પુસ્તકો પણ મૂલ્ય કે મુશ્કેલી વિના પ્રજાજનને ઉપયોગ માટે ઉપલબ્ધ હોવાં જોઈએ અને તેમણે પોતાની 'પેલેસ લાયબ્રેરી' લોકોને માટે ખુલ્લી મૂકી... બાદ, તેમના ભાઈએ યોજેલું 'શ્રી સયાજી પુસ્તકાલય'



તેમાં ભેળવી દઈ 'સેન્ટ્રલ લાયબ્રેરી' મધ્યવર્તી પુસ્તકાલયનો આરંભ કરી દીધો હતો.

* આ પુસ્તકાલય ભારતભરમાં આ પ્રકારનું વિનામૂલ્ય સાર્વજનિક પ્રથમ પુસ્તકાલય હતું.

આ પછી, ૧૯૧૧માં પોતાના રાજ્યમાં ફરજિયાત પ્રાથમિક કેળવણીને પુષ્ટિ અર્પવા આખા રાજ્યમાં પુસ્તકાલયો સ્થાપવાની યોજના વિચારી...અને તે અર્થે અમેરિકાની પુસ્તકાલય પ્રવૃત્તિના નિષ્ણાત શ્રી બોર્ડનને સ્ટેટ લાયબ્રેરીઓના ડાયરેક્ટર તરીકે વડોદરા આમંત્ર્યા—આ નોંધપાત્ર પ્રસંગ છે; પરંતુ, એક પરદેશી નિષ્ણાતને ગુજરાતની તળભૂમિની તલસ્પર્શી સમજવાળા શ્રી મોતીભાઈ અમીન જેવા સંસ્કારી સાથી (સ્ટેટ લાયબ્રેરીઓના ડાયરેક્ટરના મદદનીશ તરીકે) મળી ગયા એ વધુ નોંધપાત્ર છે.

શ્રી મોતીભાઈ જો કે, શ્રી બોર્ડનની મદદમાં જોડાયા તે પૂર્વે જ એક સંસારસુધારક તરીકે, સમાજસેવક તરીકે અને જ્ઞાનપ્રચારક તરીકે, યુવાનોના ચારિત્ર્યના એક ઘડનારા તરીકે સંસ્કારી શિક્ષક (૧૯૦૦માં બી.એ. પાસ થયેલા) તરીકે જાણીતા હતા.

તેમણે ૧૯૦૬થી વડોદરા રાજ્યનાં કેટલાંક ગામોમાં મિત્ર મંડળો અને પુસ્તકાલયો સ્થાપ્યાં હતાં : છેક અમરેલી પ્રાન્તનાં ગામો સુધી એ પ્રવૃત્તિ પહોંચી ગઈ હતી......

હવે તેમના અનુભવો, દૃષ્ટિ અને સેવાભાવનાનો લાભ આખા રાજ્યને મળ્યો.

શ્રી મોતીભાઈએ પુસ્તકાલયની પ્રવૃત્તિની મુશ્કેલીઓય જાણી લીધી હતી : પુસ્તકો વિષે પ્રેમ અલ્પ; એને માટેની સગવડ એથીય અલ્પ. પ્રેમ જગાડવો અને સગવડ કરી આપવી, બંને કામ કરવાનાં હતાં. ઉપરાંત પુસ્તકાલયનું સંચાલન પદ્ધતિ-પૂર્વક થવું જરૂરી હતું.

મોતીભાઈએ પોતે જરૂરી તાલિમ લઈ લીધી. અને સમસ્ત રાજ્યનાં પુસ્તકાલયોની યોજનાના અમલમાં મંડી પડ્યા : બે વર્ષમાં તો તેમણે, ગામો ગામ ફરી, ૪૦૦ જેટલાં પુસ્તકાલયો સ્થાપ્યાં !

વર્ષને અંતે તેમણે આ નોકરી તો છોડી દીધી; પરંતુ જીવન સાથે વણાઈ ગયેલી પ્રવૃત્તિ એમનાથી અળગી ન જ થઈ શકી.

એમની મહત્ત્વની ઈતર પ્રવૃત્તિઓમાં—ચરોતર એજ્યુકેશન સોસાયટી તથા ચરોતર યુવકમંડળ (૧૯૧૫) છે. આ ઉપરાંત, વસો વગેરે સ્થળે સ્થાપેલાં કેળવણી મંડળો છે, વળી—૧૯૧૯માં દુષ્કાળ-રાહતનું કાર્ય.

૧૯૨૦માં અસહકારનું આંદોલન શરૂ થતાં સરકારી કેળવણીના ત્યાગનો અને રાષ્ટ્રીય શાળા-મહાશાળાઓનો યુગ શરૂ થયો. શ્રી મોતીભાઈનો ઉછેર જુદો હતો; કેળવણી ક્ષેત્રે સરકારી ગણાતી યુનિવર્સિટીનો બહિષ્કાર કરવો, તેનાથી છૂટા પડવું, રેંટિયા ખાદીને પ્રાધાન્ય આપવું—વગેરે વિચારો સાથે તેઓ સંમત ન હતા; અને એથી એ પ્રવૃત્તિઓથી અળગા થઈ ગયા.

ત્યારબાદ વિદ્યાર્થીઓની સહાયક સહકારી મંડળી, 'પાટીદાર પત્રિકા' (બાદ પાટીદાર માસિક) (૧૯૨૩) શરૂ કર્યું. અને બાલપુસ્તકાલયની પ્રવૃત્તિ તરફ ઝુકાવ્યું... ગ્રામોદ્ધારની દિશામાં વધુ શક્તિ પરોવી...સંસાર સુધારામાં મન પરોવ્યું...

શ્રી. મોતીભાઈના જીવન ઉપર સ્વામી અખંડાનંદ તથા ઠક્કરબાપા (શ્રી. અમૃતલાલ ઠક્કર)ની ઉંડી અસર હતી. કેટલીકવાર તો ઠક્કરબાપા તથા મોતીભાઈને ઉદ્દેશી 'બે હરિજનો' એવો ઉલ્લેખ પણ થતો હતો.

*

તા. ૧-૨-૫૮ના રોજ શ્રી. મોતીભાઈ અમીનની ૧૯મી સંવત્સરી વડોદરામાં ઉજવાઈ...અને તેમની સેવાઓને અંજલીઓ અર્પાઈ...

જાણ્યા મુજબ, આ સંવત્સરી રાજ્યભરમાં—છેક છોટાઉદેપુર જેવા દૂરના આદિવાસી પ્રદેશમાંય ઉજવાઈ...

આ મહિનામાંજ, વડોદરાના 'જયસિંહરાવ પુસ્તકાલય' નો 'અમૃત મહોત્સવ' ઉજવાયો. કરજણ સાર્વ. પુ. નો સુવર્ણ મહોત્સવ પણ ઉજવાયો...

પુસ્તકાલયની પ્રવૃત્તિના ક્ષેત્રે બીજે નિશ્ચેતનતા શાથી ?

બિનગુજરાતી ભાષાનાં આવકારદાયી પુસ્તકોનો મિતાક્ષરી પરિચય

## Green and Gold

[ બંગાળની નવલિકાઓ અને કાવ્યો ]

સમ્પાદક : હુમાયૂં કબીર
સહસમ્પાદકો : તારાશંકર બન્દોપાધ્યાય: પ્રેમેન્દ્ર મિત્ર
પ્રકાશક : એશિયા પબ્લિશિંગ હાઉસ, મુંબઈ
મૂલ્ય : ૮.૨૫ રૂપિયા

યુરોપની અંગ્રેજી, ફ્રેન્ચ વગેરે ભાષાઓના શ્રેષ્ઠ સાહિત્યનો આપણી ભાષાઓમાં અનુવાદ થતો આવ્યો છે; પણ આપણી ભાષાઓના ગણનાપાત્ર લેખકોની કૃતિઓનો, થોડાક અપવાદો બાદ કરતાં, યુરોપની કોઈ ભાષામાં અનુવાદ થતો નથી. રાજકારણ પ્રજાઓને હમેશાં નિકટ જ લાવે એવું બનતું નથી. સાંસ્કૃતિક સંપર્ક કેળવવો હોય તો એકબીજાનાં સાહિત્યકલાનો પરિચય કેળવવો આવશ્યક બની રહે છે. આ હેતુથી પ્રેરાઈને એશિયા પબ્લિશિંગ હાઉસ આપણા દેશની બંગાળી, ગુજરાતી, મરાઠી, તામિલ વગેરે ભાષાઓના ગણનાપાત્ર સાહિત્યકારોની કૃતિઓના અંગ્રેજી અનુવાદોનાં સંકલનો પ્રગટ કરવા ધારે છે. બંગાળી લેખકોની નવલિકાઓ અને વાર્તાઓના અંગ્રેજી અનુવાદોનું આ સંકલન એ યોજનાનો પહેલો મણકો છે.

આ સંકલનમાં છેલ્લી પચ્ચીસીના ખ્યાતનામ અને આશાસ્પદ બંગાળી લેખકોની કૃતિઓ રજૂ કરવામાં આવી છે. એમાં એક બાજુ તારાશંકર બન્દોપાધ્યાય, પ્રમથનાથ બિશી, વિભૂતિભૂષણ બન્દોપાધ્યાય, બનફૂલ, માણિક બન્દોપાધ્યાય, શૈલજાનન્દ મુખોપાધ્યાય કે પ્રબોધકુમાર સાન્યાલ જેવા પ્રૌઢ નવલિકાકારો છે, તો બીજી બાજુ સન્તોષકુમાર ઘોષ, નરેન્દ્રનાથ મિત્ર, નારાયણ ગંગોપાધ્યાય જેવા નવલોહિયા વાર્તાકારો પણ છે. કવિઓમાં પણ નઝરુલ ઇસ્લામ, બુદ્ધદેવ બસુ, જીવનાનન્દ દાસ, સુધીન્દ્રનાથ દત્ત, વિષ્ણુ દે, સંજય ભટ્ટાચાર્યની સાથે સાથે અરુણ મિત્ર, નરેન્દ્રનાથ ચક્રવર્તી, અરુણકુમાર સરકાર જેવા નવા કવિઓને પણ સ્થાન મળ્યું છે. આ બધાની પસંદ થયેલી કૃતિઓ પરત્વે મતભેદ હોઈ શકે; પણ આ સંકલનમાં સ્થાન પામેલા સર્વે સર્જકોએ પોતાની સત્ત્વશીલતાથી આગવું સ્થાન સિદ્ધ કરી લીધું જ છે.

આ સંકલનમાં છેલ્લી પચ્ચીસીની બંગાળી નવલિકા તથા કવિતાના વિકાસનો અચ્છો ખ્યાલ આપ્યો છે. નવલિકામાં માર્ક્સ તથા ફ્રોઈડની અસરને કારણે સમાજના નીચલા થર સુધી પહોંચતો વ્યાપક સમભાવ તથા મનુષ્યના મનના અતાગ ઊંડાણને તાગવાનો પ્રયત્ન જોવામાં આવે છે. નવા લેખકોમાં શરદ્ચન્દ્રના સમયની ઊર્મિવિવશતા અને ભાવુકતાને સ્થાને કલાકારની તટસ્થતાનાં દર્શન થાય છે. પાત્રોની પસંદગીમાં અદ્વિતીયતા રહી નથી, ગમે તે થરના પાત્રને લઈને તેના કલામય આલેખનમાં જ અદ્વિતીયતા પ્રકટ કરવામાં આવે છે. કવિતામાં એકી સાથે શ્રદ્ધા અને બળવાનો સૂર સંભળાય છે. ઘણા નવા કવિઓએ ભાષાના ખમીરને તથા એમાં રહેલા સૂક્ષ્મ સંગીતને પ્રકટ કર્યાં છે, ક્યાંક વક્રદૃષ્ટિ કે બૌદ્ધિક વ્યાયામ દેખાય છે ખરો. પણ એકંદરે રચનાની રીતિઓનું વૈવિધ્ય, નવી નવી શક્યતાઓને પ્રકટ કરવાના હેતુથી થતા નવા નવા પ્રયોગો અને રૂપના નિર્માણ પરત્વેની દૃષ્ટિની સૂક્ષ્મતાનો વિકાસ આપણું ધ્યાન ખેંચે છે.

બંગાળી વાર્તાકારો તથા કવિઓનો સાહિત્યિક આદર્શ પશ્ચિમના શ્રેષ્ઠ સાહિત્યના પરિશીલનથી ઘડાયેલો છે. આ સંકલનમાંના લેખકો પૈકીના ઘણા યુરોપની એક કરતાં વધારે ભાષાના જાણકાર છે તથા તે તે ભાષાનું અધ્યયન કરનારા છે. આથી પશ્ચિમનાં અદ્યતન સાહિત્યિક વલણો વિશેની સભાનતા એમનામાં છે. તેમ છતાં, પશ્ચિમમાં થતા પ્રયોગોનું આંધળું અનુકરણ અહીં નથી. દેશના નાડી-ધબકારને એઓ પારખે છે. પ્રજાજીવનની સમસ્યાઓનું નિરાકરણ આપવાનો એમનો પ્રયત્ન નથી, પણ આધુનિક જીવનની વિટંબણા, હતાશા ને તે સાથે, આ બધું છતાં

સતત પ્રયત્નશીલ એવા પુરુષાર્થનો આ કૃતિઓ પરિચય કરાવે છે; ને સાથે સાથે આપણી સાહિત્યિક રુચિને પણ સંતોષે છે. આ જ રીતે બીજી ભાષાઓનાં પણ સંકલનો તૈયાર થાય તે આવકારદાયક છે.

—સુ. જો.

*

## Women in Modern India

લેખિકા : નીરા દેસાઈ
આમુખ : ગાર્ડનર મર્ફી
પ્રવેશક : કમલાદેવી ચટ્ટોપાધ્યાય
વોરા એન્ડ કું. પબ્લીશર્સ પ્રાઈ લિ. મુંબઈ—૨
કિંમત રૂ. ૧૦–૦

એક ગુજરાતી અભ્યાસી બેન શ્રી. નીરા દેસાઈ (ગુજરાતના લબ્ધ પ્રતિષ્ઠ સાહિત્યકાર સ્વ. શ્રી. રમણલાલ વ. દેસાઈ કે જેમને આ ગ્રંથ અર્પણ થયો છે તેમનાં પુત્રવધુ) એ અભ્યાસ અને ચીવટને અંતે આ ગ્રંથ તૈયાર કરેલ છે, એ તો આશરે ૨૦૦ ગ્રંથોની જે સંદર્ભસૂચી આપી છે તે ઉપરથી જણાય છે.

આ ગ્રંથમાં વૈદિકકાળથી આરંભીને વર્તમાનકાળ સુધીનો ભારતીય નારીના વિકાસનો સિલસિલાવાર ઇતિહાસ અગિયાર પ્રકરણોમાં આપવાનો પ્રયત્ન છે. અને તેના મહત્વના માર્ગસ્થંભો—મધ્યયુગી ભક્તિઆંદોલનની અસર, બ્રિટિશ સત્તાના આગમનથી ભારતીય જીવન ઉપર પડેલી અસર, અને ત્યાર બાદનો સંસાર સુધારા યુગ તથા રાજકીય આંદોલનોનો ભારતીય નારીના ઘડતરમાં જે ફાળો રહ્યો છે તેની આલોચના કરી છે.

આ ઉપરાંત પણ, આ ગ્રંથમાં સ્ત્રીઓની વિવિધ સંસ્થાઓ તથા ભારતમાં સ્ત્રીનાં હિતોને સ્પર્શતા જે કાનૂનો થયા છે તેની ભરપૂર માહિતી આપવામાં આવી છે. અને પાછલા ભાગમાં આ બધાં પરિવર્તનો, આંદોલનો અને સુધારાઓની આજની ભારતીય નારીના જીવનમાં શી અસર થઈ છે, અને કેવી નવી સમસ્યાઓ એણે એની સામે ઉપસ્થિત કરી છે, તે રજૂ કરવામાં આવ્યું છે.

**ભારતીય નારીનો ઇતિહાસ અને તેના વિકાસ અંગે, તેની સંસ્થાઓ અને તેના કાનૂનો અંગે આટલી સમૃદ્ધ માહિતી આપતો આ ગ્રંથ વસાવવા યોગ્ય છે.**

---

## સાભાર સ્વીકાર

**[ જરૂરી અવલોકનો હવે પછી ]**

લગ્નજીવન : સિદ્ધાર્થ ઉપાધ્યાય (ગુજરાત પુસ્તક ભંડાર, અમદાવાદ) રૂ. ૩–૦; શ્રીફળ : નંદલાલ મો. ઠક્કર (એન. એમ. ઠક્કરની કું. મુંબઈ) રૂ. ૩–૭૫; સ્ત્રીપુરુષ-મર્યાદા લે : કિશોરલાલ મશરૂવાળા (નવજીવન મંદિર–અમદાવાદ) ૧–૦; ભૂદાન પોથી : સુભદ્રા ગાંધી (યજ્ઞ પ્રકાશન : વડોદરા) ૦–૩૧; ઇતિહાસની આરસી : ભગવાનલાલ લ. માંકડ (રાજકોટ) ૧–૦. એન. એમ. ત્રિપાઠી (મુંબઇ)નાં પ્રકાશનો : માનસદર્શન (રમણલાલ પટેલ) ૩–૭૫; કવિ દયારામનો અક્ષર દેહ : નવલરામની જીવનકથા (ગોવર્ધનરામ ત્રિપાઠી) ૩–૦૦; નૂપુર (એની સરૈયા) ૨–૦૦; એક લહર (ધીરુબહેન પટેલ) ૩–૦૦; ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠી) (સ્ક્રેપ બુક વોલ્યુ–૭) (અંગ્રેજીમાં) સં. (કાંતિલાલ છ. પંડ્યા. ૨–૦૦; રૂપમ્ પ્રકાશન મંદિર મુંબઈ : કુંવર વહુ (ધીરેન્દ્ર દોશી) ૨–૫૦; મરેલાં માનવી (જ્યોર્જ ઓર્વેલ) ૬–૦૦; લેનિન (ડેવિડ શબ) ૨–૭૫.

**રૂપપ્રદ કલા : લે. શ્રી માર્કંડ ભટ્ટ ( વડોદરા ફાઈન આર્ટ્સ કોલેજના અધ્યક્ષ )**
**પ્રકાશક લેખક પોતે; કિંમત રૂા. ૫૦**

ગુજરાતી ભાષામાં તો રૂપપ્રદ કલા વિષેનો આ એક પ્રમાણભૂત ગ્રંથ બન્યો છે જ, અને એવો ગ્રંથ બીજી ભારતીય ભાષાઓમાં પણ ઉપલબ્ધ નથી–એ માટે પણ પ્રા. શ્રી. માર્કંડ ભટ્ટના આ સ્તુત્યકાર્યને આવકારવું એ આપણું કર્તવ્ય બને છે.

વડોદરાના લલિતકલા વિદ્યાલયના અધ્યક્ષ શ્રી. માર્કંડ ભટ્ટે કલા વિષેના એક પ્રમાણભૂત અનુભવ બાદ 'રૂપપ્રદ કલા' નામનો આ ગ્રંથ લખ્યો છે, જેમાં એમણે એમના અત્યારસુધીના વાંચન, મનન અને પરિશીલનનો નીચોડ એકઠો કરી આપ્યો છે.

'રૂપપ્રદ કલા' શબ્દ નવો છે. એની વ્યાખ્યા તેઓ આ પ્રમાણે આપે છે. 'રૂપપ્રદ કલા એટલે મુખ્યત્વે દૃષ્ટિથી જેનું રહસ્ય અથવા હેતુ ગ્રહી શકાય, જેમાં પત્થર, માટી, ધાતુ યા રંગ દ્વારા રૂપ આપી શકાય.' એટલે ચિત્ર, શિલ્પ અને સ્થાપત્ય એ રૂપપ્રદ કલાઓ( Plastic Arts ) છે. અત્યારે કલા શબ્દ પણ એટલા વ્યાપક અર્થમાં વપરાય છે કે ઘણીવાર ચિત્ર, સંગીત, નાટ્ય વગેરેને જુદાં પાડવામાં મુશ્કેલી ઊભી થાય છે–એનો ઉકેલ પણ આ શબ્દદ્વારા આવી જાય છે.

રૂપપ્રદ કલાનાં મૂળતત્ત્વો તેઓ આ પ્રમાણે ગણાવે છે. ૧. રંગ ૨. છાયા–પ્રકાશ ૩. કદ અથવા ઘનતા ૪. અવકાશ, એના આનુષંગિક તત્ત્વો એટલે ૧. રેખા ૨. રૂપ( Form ) ૩. આલેખન( Drawing ) ૪. આયોજન( Composition ) ૫. દૃશ્યસંવાદ( Rhythme ) ૬. રચના અને ભાત( Design & Pattern ) ૭. ઘનતાભાસ(Negative Volume) ૮. દૃષ્ટિભ્રમ ૯. ઉપમા.

ત્યારબાદ પરિશિષ્ટોમાં આપેલી ચિત્રાકૃતિઓનાં ઉદાહરણો સાથે તેઓ આ બધાં ય તત્ત્વોના ગુણો, ખાસિયતો અને તેનો રૂપપ્રદ કલામાંનો ઉપયોગ વર્ણવે છે.

રંગોની લાક્ષણિકતાઓ, એ વિષેની ભારતીય અને પાશ્ચાત્ય માન્યતાઓ, મુખ્ય ગણાતા રંગોની વિશિષ્ટતાઓ, રંગનો સંગીત સાથેનો સંબંધ, જુદાં જુદાં શાસ્ત્રોમાં વર્ણવાયેલી વર્ણસંજ્ઞાઓનો એ બધાય રંગના ખાસ તૈયાર કરેલા રંગનો ચાર્ટ દ્વારા પરિચય વગેરે દર્શાવીને એમણે જુદી જુદી પ્રણાલીઓની રંગ પદ્ધતિઓ સમજાવવાનો માર્ગ મોકળો કરી આપ્યો છે. ભારતીય વર્ણસંજ્ઞાઓના ઉલ્લેખની સાથે એમણે પાશ્ચાત્ય વિચારસરણી પ્રમાણેની રંગની લાક્ષણિકતાઓ અને કક્ષાઓ વિષે પણ વિસ્તારપૂર્વક વિચાર કર્યો છે. રંગ ( Hue ) રંગ તેજસ્વિતા ( Value ) અને રંગમયતા ( Chroma ), તેમજ સંવાદી, વિસંવાદી અને પૂરક રંગોનો તફાવત, તેમનો જુદાજુદા પ્રકારે થયેલો–થતો ઉપયોગ અને એમનું મહત્ત્વ વગેરે જણાવ્યાં છે.

રેખાના પ્રકારો, તેની લાક્ષણિકતાઓ, એનો જુદી જુદી ચિત્ર–પ્રણાલીઓમાં થયેલો ઉપયોગ, સામાન્ય રીતે ગેરસમજ ઉત્પન્ન કરતા શબ્દો, રેખાંકન અને આલેખનનો તફાવત, ઉપરાંત મહત્ત્વ અનુસાર બીજાં બધાં રૂપપ્રદકલાનાં તત્ત્વો એમણે વ્યવસ્થિત રીતે ચર્ચ્યાં છે. એ ઉપરાંત નિરીક્ષણની

પ્રક્રિયા, સામાન્ય માનવી કરતાં કલાકારના નિરીક્ષણુમાંનો ભેદ અને નિરીક્ષણુની યોગ્ય પદ્ધતિનો તેઓ ઉલ્લેખ કરે છેઃ

'ચર્મચક્ષુથી થયેલી ઓળખાણુ અને મનઃ ચક્ષુથી થયેલો પરિચય એજ સાચું નિરીક્ષણુ.'

આ ઉપરાત જ્યારે તેઓ પુસ્તકમા આપેલા ત્રણુ ચિત્રોના નિરીક્ષણુની વિગતપૂર્વક ચર્ચા કરે છે, ત્યારે એ ખૂબ જ રસિક બને છે. ચિત્ર વિષેના પરિશીલન અને વિવેચનના સિદ્ધાંતો પણુ તેઓ વર્ણુવે છે.

આપણી ચિત્ર જોવાની ક્રિયા તેમજ આપણા અનુભવોની ભૂમિ વિષે તેઓ જણાવે છેઃ

'કેટલાક લોકો સૂર્યાસ્તનું ચિત્ર જોઈ પોતે અનુભવેલા સૂર્યાસ્તને યાદ કરે છે; એના ગુણુગાન ગાવા માંડે છે અને કલાકૃતિ તો બાજુએ જ રહી જાય છે...પણુ કલાકૃતિના રહસ્યના જ્ઞાનથી ઉત્પન્ન થતા રસાનુભવ અને આકસ્મિક અનુભૂતિ વ્યક્તિ પર આધાર રાખે છે, કલાકૃતિ પર નહિ. કલાકૃતિના અવલોકન વખતે એ અસંબદ્ધ ગણુાય...

'કલાકૃતિના વિવેચન વખતે આપણે જે આજ સુધી અનુભવ્યું છે, જે જોયું છે તેટલું જ માત્ર ન જોવું જોઈએ, પરંતુ કલાકારે પોતાની શક્તિ અને સાધનો દ્વારા શું મેળવ્યું છે, તે જોવાનો પ્રયત્ન કરવો જોઈએ...

'કલાકૃતિના અવલોકન વખતે આપણી પોતાની વ્યક્તિગત પસંદગી કે પૂર્વગ્રહ વિઘ્નકર્તા હોય છે...

'કલાકારે કલાકૃતિમાં લાગણીઓ વેરી નથી હોતી, પરંતુ રંગ, રેખા, ઘનતા, અવકાશ, છાયાપ્રકાશ, આલેખન અને આયોજન તેમ જ અન્ય દૃશ્યતત્ત્વો દ્વારા કઈ રીતે લાગણીઓ નિષ્પન્ન કરી છે તે જોવું જોઈએ અને તે લાગણીઓનો અનુભવ કરવો જોઈએ...

'જેમ આપણી પોતાની ભાષામાં પણ જ્યારે એક વક્તા નવો જ વિષય, નવીન દૃષ્ટિબિન્દુ કે નવું સત્ય રજૂ કરે છે, ત્યારે એ જ જાણીતા શબ્દો અને એ જ વાકય રચના હોવા છતાં આપણે એનો અર્થ સમજી શકતા નથી. પરંતુ એનો અર્થ સમજવા માટે એ નવા વિષય કે નવા દૃષ્ટિબિન્દુની પ્રાથમિક ભૂમિકા તૈયાર કર્યા પછી એને સમજવાનો પ્રયત્ન કરીએ છીએ. તે જ પ્રમાણે આપણે પ્રાચીન કલાપ્રણુાલીઓમાંનાં રંગ, રેખા, ઘનતા, અવકાશ, છાયાપ્રકાશ, આલેખન, આયોજન વગેરેની પ્રાથમિક ભૂમિકા સમજી, એના પર રચાયેલાં નવાં સર્જનોને ઉકેલવા, સમજવાનો પ્રયત્ન કરીએ એ જ સાચું વિવેચન અને સાચી ટીકા.'

આ ગ્રંથ ત્રણુ ખંડોમાં ક્રમવાર રૂપપ્રદ કલાનાં તત્ત્વો અને સૌન્દર્યતત્ત્વ વિષેનાં પાશ્ચાત્ય અને પ્રાચ્ય મંતવ્યોની રૂપરેખામાં વહેંચાયેલો છે. એ ઉપરાંત જુદાજુદાં પ્રકરણોમાં દર્શાવાયેલાં વિધાનોને વિગતપૂર્વક ચર્ચતાં બાર પરિશિષ્ટો, સાઠેક પાનાંની વિસ્તૃત વિષયસૂચિ, પારિભાષિક શબ્દકોશ, સંદર્ભગ્રંથસૂચિ તેમ જ ૧૦૨ ચિત્ર-ઉદાહરણો અને છ ચાર્ટ સહિત લગભગ સાડાચારસો ઉપરાંત પાનાંની દળદાર સામગ્રી આપે છે. અને રૂપપ્રદ કલાનુ પ્રધાન તત્ત્વ સૌન્દર્ય વિષેના બે ખંડોની અનુક્રમણિકા જોતાં જ એના વિસ્તારનો ખ્યાલ આવી જાય તેવું છે. પૌર્વાત્ય કે પાશ્ચાત્ય વિદ્વાનોનાં સૌંદર્ય-તત્ત્વ વિષેનાં વિધાનોમાં તેમણે બની શકયા તે સહુના વિચારો શમાવી લીધા છે, અને યોગ્ય સ્થળે વિસ્તારપૂર્વક ચર્ચા પણુ કરી છે—અને એ બધાંય વિધાનોને તટસ્થ દૃષ્ટિબિન્દુથી જ જોયાં છે.

ત્રીજો ખંડ પ્રાચ્ય મંતવ્યોની રૂપરેખા વર્ણુવે છે—એમાં ખાસ કરીને ભારત અને ચીન જાપાનનો સમાવેશ થાય છે.

વેદકાળના કવિઓની શબ્દ પ્રયોગો વિષેની સવિસ્તર નોધ અને મુખ્યત્વે યજુર્વેદ અને અથર્વવેદમાંનાં કથનો (સંસ્કૃત અવતરણો સાથે)ની સહાયે એ સમયના કલા અને સૌન્દર્ય તત્ત્વ વિષેના સિદ્ધાંતો ચર્ચવાનો પ્રયત્ન થયો છે.

'કામસૂત્ર'માં ગણાવાયેલ ચોસઠ કલાઓ અને ષડંગ વગેરેના અર્થ અને વિવરણુ ઉદાહરણો સહિત ચર્ચવામાં આવ્યાં છે. ઉપરોક્ત વિધાનોના શ્રી. અવનીન્દ્રનાથ ટાગોરે કરેલા વિવરણને પણુ એમા લેખકે ચર્ચ્યું છે. શ્રીમદ્ શંકરાચાર્ય, શુક્રાચાર્ય અને આધુનિક વિચારકો શ્રી. કુમારસ્વામી, અરવિંદ તેમ જ દાસગુપ્તા અને શ્રી. પાંડેને પણુ તેઓ ભૂલ્યા નથી શંકરાચાર્ય અને શુક્રાચાર્યના સંપ્રજ્ઞાત સમાધિ અને રૂપપ્રદ દૃષ્ટિ (Visualisation)નાં મંતવ્યો, યોગની પાછળ રહેલી આધ્યાત્મિક ભાવના, અજંતાનાં ચિત્રો કે મામલ્લપુરમનાં શિલ્પ, અશ્વઘોષનાં કાવ્યો કે કાલિદાસનાં

નાટકોમાંના કલાના એક અભિનવ અને સંયુક્ત તંતુની પશ્ચાદ્‌ભૂમિ, બુદ્ધિ-ઘોષનો અંતર્જ્ઞાનયુક્ત અને પ્રવૃત્તિશીલ સર્જનનો દૃષ્ટિકોણ અને પતંજલિ ધ્યાનાવસ્થાના વર્ણન સાથે શિલ્પરત્ન, પંચરાત્ર અને ઈશ્વર સંહિતા જેવા પ્રમાણભૂત ગ્રંથોની પણ યથાયોગ્ય નોંધ લેવામાં આવી છે. કે ચર્ચા કરવામાં આવી છે.

ભારત નાટ્યશાસ્ત્ર અને અભિનય દર્પણમાં ગણાવાયેલ રસ અને ભાવ, વિભાવ, અનુભાવ, વ્યભિચારી ભાવ વગેરેનું દીર્ઘપૃથક્કરણ, નાટ્યશાસ્ત્રના સિદ્ધાંતો, ભરતનાટ્યશાસ્ત્રના ટીકાકારો, ભટ્ટ લોલ્લટ, શ્રી શંકુક, ભટ્ટ નાયક અને અભિનવગુપ્તાચાર્યનાં મંતવ્યોનું સવિસ્તર વર્ણન, રસાભાસ, રસવૃત્તિ, વગેરેનાં નાટ્યશાસ્ત્ર તેમજ ધર્મ સાથેનો સંબંધ, રસની સંખ્યા વિષેના જુદા જુદા અભિપ્રાયો અને એની જુદાજુદા ટીકાકારોમાં થયેલી વિવાદાસ્પદ ચર્ચા, રસશાસ્ત્રનો કાવ્યશાસ્ત્ર સાથેનો સંબંધ, કાવ્યશાસ્ત્રમાં થયેલા સૌન્દર્યતત્ત્વ વિષેના વિચારો, અલંકારોની વ્યાખ્યા અને વર્ણન, ઉદ્‌ભટ રુદ્રટ, મમ્મટ અને રુય્યકની સાથે વિશ્વનાથ, જગન્નાથ વ. પંડિતોનાં મંતવ્યો—આ બધું લેખકે વિસ્તારપૂર્વક આલેખ્યું છે. વળી આ વિધાનોમાંનાં અમુક તત્ત્વોનું પાશ્ચાત્ય સૌંદર્યતત્ત્વ સાથેની વિચારસરણી સાથે મૂલ્યાંકન પણ કર્યું છે.

ચીન-જાપાનના વિચારકોનાં મંતવ્યોનો ઉલ્લેખ કરતા એમણે એનો ટૂંક ઈતિહાસ પણ આપ્યો છે. આપણે ત્યાં ચીની-જાપાની સાહિત્યનો પણ પ્રચાર ઓછો છે. એના વિષેનાં પુસ્તકો પણ ઉપલબ્ધ નથી. પરંતુ. ચીન-જાપાનનો ભારતીય સંસ્કૃતિ સાથે ગાઢો સંબંધ છે. અને વિચાર સામ્ય પણ ઘણું છે, એ નીચેના કલાકારના કર્તવ્ય વિષેના એક વિધાનમાંથી જાણી શકાશે:

'કલાકારે પોતાની શારીરિક અને માનસિક વિકારક અસરોમાંથી મુક્ત થવું જોઈએ. સ્નાન કરી, પોતાનાં સાધનો સ્વચ્છ કરી, ધૂપ કરી પોતાના આત્માને સ્વસ્થ કરી, શાંત ચિત્તે કલાકારે ચિત્રકલા વિષેના વિચારોનું જ મનન કરવું જોઈએ. કલાત્મક સર્જન માટે ચિંતન અને ધ્યાનમગ્ન અવસ્થા અતિ આવશ્યક છે. ધ્યાનાવસ્થામાં ચિત્રકૃતિનો વિષય જ કલાકારના સમગ્ર અસ્તિત્વનું મુખ્ય કેન્દ્ર બની રહે છે.'

હાન ફે જેવા ચિત્રકાર; કન્ફ્યુશિયસ અને લાઓત્સુ જેવા બુદ્ધિવાદી સમાજ સુધારક, તેમજ વ્યક્તિત્વવાદી વિચારકોની ચીની સંસ્કૃતિ અને કલા પર અસર, બૌદ્ધધર્મનો ચિત્રકલા સાથેનો સંબંધ વગેરેનો ચિતાર લેખકે આપ્યો છે.

જાપાની ચિત્રકલા વિષે પણ તેમણે યોગ્ય વિવેચન કર્યું છે. નવો કલાપ્રકાર 'વુડકટ' જે જાપાનમાં સવિશેષ ખીલ્યો હતો—છે, તેના કલાકારો હોરુનોબુ હોકુસાઈ, હીરોશીગે વગેરેનો પણ એમણે યોગ્ય રીતે નિર્દેશ કર્યો છે.

સાથોસાથ પાશ્ચાત્ય ચિત્ર પ્રણાલીઓ અને ભારતીય તત્ત્વવિધાનો સાથે ચીની-જાપાની મંતવ્યોની સરખામણી કરીને વિશ્વનો એક અને અખંડ કલાતત્ત્વનો વિખરાયેલો તંતુ જોડવાનો પ્રયત્ન પણ કર્યો છે.

○

પચાસેક પાનાના બાર પરિશિષ્ટોમા લેખકે અગાઉ ચર્ચેલી વિગતોનો વિસ્તારપૂર્વક સંદર્ભ આપ્યો છે.

આ ગ્રંથમાંની કેટલીક વસ્તુઓ ખાસ ઉલ્લેખનીય છે. પહેલી તો પ્રાચીન ધર્મશાસ્ત્રોમાં વર્ણવાયેલા રંગો અને તેના નામોના નિર્દેશ સાથે એ બધાય રંગોના મૂળ નમૂનાઓ તૈયાર કરી આપવામાં આવ્યા છે તે; સાઠ પાનાંની વિસ્તૃત વિષયસૂચિ અને સંસ્કૃત, ગુજરાતી તેમ જ અંગ્રેજી ગ્રંથોની વ્યવસ્થિત સંદર્ભગ્રંથસૂચિ—ગ્રંથમાંના કોઈ પણ શબ્દનો સંદર્ભ મેળવવા માટે તેમ જ અમુક વિષયના વિશેષ વાચન માટે અતિ ઉપયોગી નીવડે તેવી છે.

○ આમ રૂપપ્રદકલા અને સૌન્દર્ય-તત્ત્વ વિષેનું સંયુક્ત વિચારસંયોજન આ ગ્રંથ દ્વારા મળે છે—આમાં વર્ણવાયેલી વિગતો આપણા નવા-જૂના કલાકારોને પણ વિચાર કરતા કરશે જ—અને પુરાણો તેમ જ બીજા ગ્રંથોમાંનાં વિધાનો-એ વિષયના વણખેડાયેલા પ્રકારોને વિકસાવવા પણ ઘણાને આકર્ષશે.

—ગુલામ મોહમદ શેખ

*

## પ્રાતઃસ્મરણીય મહાત્મા ગાંધી

( પૂર્વાર્ધ-ઉત્તરાર્ધ )

લેખક : અંબાલાલ જોશી,

પ્રકાશક : લેખક. કિંમત : રૂા. ૨૦) બંને ભાગના.

આ પુસ્તક પૂર્વાર્ધ અને ઉત્તરાર્ધ એમ બે ભાગોમા વહેંચાયેલું છે. બંને ભાગો મળી કુલ ૧૨૭૪ પૃષ્ઠની આ રસપ્રદ સામગ્રી તેમાં સંગ્રહિત છે.

'પૂર્વાર્ધ'ના ૫૦ પ્રકરણોમાં, જન્મથી મૃત્યુસુધીનો કડીબદ્ધ ઇતિહાસ છે. જેમાં તેમના પૂર્વજો, બાલ્યજીવન, સંસ્કારઘડતર, યુરોપમાં અભ્યાસ, આફ્રિકામાં વીસ વર્ષો, હિંદમાં આવી કરેલો હિંદનો પ્રવાસ, રાજકારણમાં પ્રવેશ, મહાસભાનું પ્રમુખપદ, દાંડીકૂચ, લંડન યાત્રા, હરિજન આંદોલન, સરહદનો પ્રવાસ, 'હિંદ છોડો'નું આંદોલન, આગાખાન મહેલનાં ત્રણ વર્ષો, દેશના ભાગલા, બંગાળ, પંજાબ ને બિહારનો પ્રવાસ, કોમી દાવાનળ બુઝાવવા કરેલો અથાગ અને મરણિયો પ્રવાસ, દિલ્હી આવી સમાવેલો કોમી દાવાનળ, અને એ આગ બુઝાવતાં એમણે કરેલી શહીદી. આ સઘળાનું સારી એવી વિગતથી આલેખન કરવામાં આવ્યું છે.

'ઉત્તરાર્ધ'માં ગાંધીજી અને જગતના બીજા મહાપુરુષો-નો તુલનાત્મક દૃષ્ટિએ અભ્યાસ રજૂ કર્યો છે. ગાંધીજીના જીવનમાં વિવિધ પાસાંઓ તથા ગાંધીજીને વિવિધ દૃષ્ટિએ, જેમકે સાહિત્યકાર, કેળવણીકાર, પત્રકાર, કલાકાર, લોકસેવક, રાજકીય પુરુષ, પ્રવાસી, ચિંતક, એમ ભિન્ન-ભિન્ન દૃષ્ટિકોણથી લેખકે નિહાળ્યા છે. તેમ જ ગાંધીજીના દામ્પત્યજીવન, કુટુમ્બજીવન, મિત્રમંડળ, જેલજીવન, એમના ઉપવાસો તથા એમની આદર્શ પરાયણતા અને વ્યવહારદક્ષતા ઉપર પણ પ્રકાશ પાડ્યો છે. તદુપરાત ગાંધીજીનું વિરાટ વ્યક્તિત્વ એમના જીવનની વિશેષતા, એમનું જગતના મહાપુરુષોમાં સ્થાન, એમની શહીદી, એમના જીવન પરથી ઉપજતા વિચારો, તથા એમના જીવનના વિશિષ્ટ પ્રસંગો, એ સર્વેની પણ ચર્ચા કરવામાં આવી છે. આ બધામાં શક્ય ત્યાં સુધી ગાંધીજીના પોતાના જ શબ્દોનો ઉપયોગ થાય તેની કાળજી રાખી છે એ ખાસ નોંધ યોગ્ય છે.

ગાંધીજીની આ મૂલવણી કરવામાં, તેમનાં ભાષણો લખાણો, પ્રાર્થનાપ્રવચનો, વર્તમાન પત્રોના અહેવાલો, એમના અંગત મંત્રીઓ, મહાદેવભાઈ તથા પ્યારેલાલનાં ભાષણો તથા તેમને વિષે લખાયેલાં અસંખ્ય પુસ્તકોનો આધાર લઈ આ ગ્રંથ બને તેટલો માહિતીપૂર્ણ તથા પ્રમાણભૂત બનાવવા લખકે કોશિશ કરી છે.

ઉત્તરાર્ધના અંતમાં પરિશિષ્ટોમાં અધ્યયનની બહુમૂલ્ય સામગ્રી છે. પરિશિષ્ટ પહેલામાં જન્મથી નિર્વાણ સુધીની ૭૯ વર્ષની (૨૯ પૃ.માં) જીવન ઝરમરની અગત્યની સાલો આપેલી છે. પરિશિષ્ટ બીજામાં ૭૫ ગુજરાતી, ૩૦ હિન્દી અને ૪૬ અંગ્રેજી એમ કુલ ૧૫૧ ગ્રંથોની સૂચિ આપી છે, કે જેના આધારે આ ગ્રંથનું નિર્માણ થયું છે. તદુપરાંત ૩૯ પૃષ્ઠોમાં બંને ભાગોના સંદર્ભ સૂચવતા શબ્દોની સૂચિ છે. આ આ સર્વ સંદર્ભ સામગ્રી ગ્રંથ જેટલી જ મૂલ્યવાન વસ્તુ છે.

*

ગુજરાતી સાહિત્યમાં ચરિત્ર-સાહિત્યની ઊણપ, એ એક જાણીતી હકીકત છે. આંગળીને વેઢે ગણાય એટલાં જે જીવન ચરિત્રો લખાયાં છે તે માહિતીની દૃષ્ટિએ અતિ અધૂરાં લાગે તેવાં હોય છે.

ત્યારે આ લેખકે ચરિત્ર-સાહિત્યની એક અગત્યની ઊણપને પૂરી કરી છે એટલુંજ નહિ પણ ગુજરાતી સાહિત્યને પણ એ રીતે સમૃદ્ધ કર્યું છે. —'સુમન'

*

## શહેરની શેરી

લેખક : જયંતિલાલ દલાલ
પ્રકાશક : રવાણી પ્રકાશન ગૃહ, ટિળક માર્ગ, અમદાવાદ ૧.
મૂલ્ય : ત્રણ રૂપિયા

આ ૧૯૪૮માં પ્રગટ થયેલા પુસ્તકનું પુનર્મુદ્રણ છે. શ્રી દલાલ આ પુસ્તકમાં શહેરની શેરીના જુદાં જુદાં પાસાં-ઓનું દર્શન કરાવે છે. ઊંચા ને ઊંચા વધતા મકાનો, ને એની સામસામી હારોની વચ્ચે સંકોડાઈને જતો રસ્તો, એની ઓથે આશ્રય પામતો અંધકાર, શેરીનાં કૂતરાં, શેરીની ગંદકી, એ બધાં વચ્ચે ઊછરતાં માનવ શિશુઓ—આ બધાંનો ખ્યાલ શ્રી દલાલ પોતાની વિશિષ્ટ શૈલીમાં આપણને આપે છે. એમાં રહેતા લોકોને સભ્યતાનો ડોળ, ખંધાપણું, એક-બીજાને વિશે જાણવાનું વધુ પડતું કુતૂહલ કુથલીખોરી, ઇર્ષ્યા, દ્વેષ—બધુંજ લેખક કટાક્ષની ધારદાર ભાષાથી વર્ણવે છે. એમાં વેવલા પ્રેમીઓ છે, તો ઠંડે કલેજે દીકરીનું કાશળ કાઢી નાંખનાર પિતાઓ પણ છે. એમાં ચાલતો સંસાર રામલીલા જેવો જ છે, તે છતાં ત્યાં રામલીલા ભજવનાર પણ આવી ચઢે છે! વચમાં આડી ઇંટ જ હોવા છતાં બે પડોશી વચ્ચે આકાશપાતાળ જેટલું અંતર પડી જાય છે. આ શેરીનાં માનવીઓના વર્તનમાં હાસ્યાસ્પદ એવું પણ ઘણું છે. જો કોઈ સમાજશાસ્ત્રીને કે ઇતિહાસકારને નોંધવાની

ફુરસદ હોય તો એની પળે પળ 'ઇતિહાસે ભરી' છે. લેખક કહે છે તેમ શેરીનાં મકાનોની ઇંટોએ જે જોયું છે અને સાંભળ્યું છે તેનું જો એ વર્ણન કરે તો એવી ચોટ લાગે કે જન્મજન્માંતરેય એની કળ નહિ વળે. આવી શેરીના આલેખનમાં લેખક હમેશાં કલાકારનું તાટસ્થ્ય રાખી શકતા નથી; પરંતુ મોટે ભાગે તો ચોટ મારી ગયા છે.

—સુ. જો.

*

## સ્વરાજના માર્ગદર્શક ટિળક

લેખક : આપટે ગુરુજી
અનુવાદક : ગોવિંદરાવ ભાગવત
પ્રકાશક : રવાણી પ્રકાશનગૃહ, ટિળકરોડ, અમદાવાદ.
મૂલ્ય : રૂ. ૩.૨૫

લોકમાન્ય ટિળકના પ્રત્યક્ષ પરિચયમાં આવવાનું સદ્ભાગ્ય પામનાર આપટે ગુરુજીએ આજની તરુણ પેઢીને એમના મહિમાનો પરિચય કરાવવાના હેતુથી આ પુસ્તક લખ્યું છે. એમાં વીગતોની શુષ્ક યાદી નથી, પણ લોકમાન્યના જીવન દ્વારા મૂર્ત થયેલી ભાવનાઓનું તેજસ્વી અને રસાળ ભાષામાં આલેખન કરવામાં આવ્યું છે. એમાં વિષયને વધુ પડતો ઓપ આપવાનો પ્રયત્ન ન કરતાં ટિળકના વ્યક્તિત્વને અનુરૂપ એવી સાદાઈ રાખી છે. આ પુસ્તકમાં, વધુ વિસ્તાર કર્યા વિના, આપટે ગુરુજી ટિળકના જીવનના વિવિધ પાસાંઓ તથા એમના વ્યક્તિત્વમાં રહેલા ઓજસની દીપ્તિને આલેખી શક્યા છે. આપણા કિશોરો સહેલાઈથી વાંચી શકે એવી સુબોધ ભાષામાં લખાયેલું આ પુસ્તક એક પ્રેરણાદાયી ચરિત્રગ્રંથ બની રહે છે. અનુવાદ પણ સુવાચ્ય થયો છે.

—સુ. જો.

*

## પરિચયપુસ્તિકા-પ્રવૃત્તિ

સંપાદક : વાડીલાલ ડગલી
( પ્ર. કૃષ્ણલાલ ગાંધી : નવાડીસા-બનાસકાંઠા )
વાર્ષિક રૂ. ૮-૦

ગુજરાતીમાં આજે જ્ઞાન-માહિતીની ભૂખ એક બાજુ ઊઘડી રહી છે, તો બીજીબાજુ એને અનુરૂપ એવી પ્રકાશન પ્રવૃત્તિ પણ જન્મ લઈ રહી છે, એ ખરેખર આવકાર્ય છે. પ્રજાને સાદી અને રોચક ભાષામાં સમાજ અને જીવનના વિવિધ ક્ષેત્રના પ્રશ્નો વિશે સમજણ અને માહિતી આપવાનો આ ગ્રંથમાળાનો ઉદ્દેશ છે; અને તેણે આરંભથી જ જે ૨૪ પુસ્તિકાની જાહેરાત કરી છે ( ૧લી માર્ચ ૧૯૫૮થી દર મહિને બે પુસ્તિકા પ્રગટ થશે. ) તેના વિષયો જોતાં- સમાજજીવન, વિજ્ઞાન, આરોગ્ય, રાજકારણ, સાહિત્ય, ભૂગોળ, સંગીત, વહાણવટું, વ્યાપાર, સભાસંચાલન, ભૂદાન વગેરે અનેક રસિક વિષયો જોતાં, તથા તેના લેખકોની યાદી જોતાં આ પ્રવૃત્તિ ઉપયોગી થશે એમ જરૂર કહી શકાય.

*

## પરિવાર :
## ( સંતતિ નિયમન અને સુખી દાંપત્યનું માસિક )

સંપાદક : કૃષ્ણલાલ ગાંધી : મમતા પ્રકાશન-નવાડીસા બનાસકાંઠા. વાર્ષિક રૂ. ૩-૦.

ગુજરાતીમાં સેક્સ-વિજ્ઞાનનાં કેટલાંક વૈજ્ઞાનિક દૃષ્ટિના અને સુરુચિપ્રદ અંગ્રેજી ગ્રંથો (શ્રીમતિ મેરી સ્ટોપ્સ લિખિત)ના અનુવાદો પ્રગટ કરીને આ સંસ્થાએ આજ પૂર્વે એક આવકાર્ય પગલું તો ભર્યું જ હતું.

તેમાં તેમણે આ 'માસિક' શરૂ કરીને એક વધુ પ્રયાણ આદર્યું છે, તેને અમે વધાવીએ છીએ. આપણે ત્યાં અવૈજ્ઞાનિક અને કામુક વિષયોત્તેજક 'સાહિત્ય'નાં લખાણો પ્રગટ થતાં રહ્યાં છે; ત્યારે તંદુરસ્ત સાહિત્યનો પ્રચાર વધારવામાં આવા પ્રયાસોને સફળતા ઇચ્છીએ છીએ.

*

## ગ્રંથાગાર :

તંત્રી-ભાનુ ઝવેરી : ૪ ચોપાટી રોડ, મુબઈ-૭ વાર્ષિક રૂ. ૪-૦૦.

આ નાનકડા માસિકે અગાઉ ૧ વર્ષની યાત્રા કરી, વચમાં થાક ખાઈ લઈ વળી પાછું પ્રયાણ આદર્યું છે તેને અમે આવકારીએ છીએ. અગાઉના રૂ. ૨)ના લવાજમને સ્થાને રૂ. ૪) જેટલું લવાજમ 'વધારે' લાગે તોય આવા સુઘડ અને સુરુચી ધરાવતા પ્રયાસોને ઉત્સાહથી આવકારવા જેટલો વર્ગ તો અવશ્ય મળશે જ એવી અમારી અભિલાષા છે.

[ પાન ૧૨૮થી ]

માર્ક્સ પોતે જડ સિદ્ધાન્તો, અંતિમ અને આત્યંતિક સૂત્રોનો દુશ્મન હતો; અંધ સંમતિવાદનો દુશ્મન હતો. છતાં—તેને જ નામે પોતે માની લીધેલા માર્ક્સવાદને એક માત્ર સાચો પંથ ગણાવીને, પોતાના સિવાયના બાકીના બધા ઇતિહાસો, પ્રયોગો, વિકાસોની સામે આંખો બંધ કરીને, પોતાને ' કદિ ભૂલ ન કરનારા ' ( અને ભૂલ કરે તો પોતે જ પાછળથી તે જાણી શકનારા ) સત્યજ્ઞાનના ઇજારદારો સમજીને, જગતના ચિંતન ક્ષેત્રે, સર્જન ક્ષેત્રે અને કર્તૃત્વ ક્ષેત્રે માર્ક્સવાદનું જે વિકૃત અને બિહામણું રૂપ પ્રગટાવ્યું છે એનાથી હાલી ઊઠેલા ખુદ સમાજવાદના ઉપાસકો આ સવાલો પૂછી રહ્યા છે.

અને—આવી બધી ખુલ્લી ચર્ચા-વિચારણાઓથી તો દુશ્મનો લાભ લઈ જશે, સમાજવાદનાં બળોમાં જ ભંગાણ ને મુંઝવણ જાગશે, ને તે નબળાં પડશે, કદાચ...આ બધી ચર્ચાઓના અંતે આજ લગી જેની ઉપાસના કરી છે એ ' માર્ક્સવાદ 'ની મૂર્તિનું જ ખંડન થઈ જશે, કદાચ ખુદ માર્ક્સે ભાખેલા જ કેંક અંગ-ઉપાંગો ' ખોટા-જૂઠાં ' પડી ગયેલાં સાબિત થશે...અને ક્રાંતિનો ' એક માત્ર આધારો ' ખસી જશે... !

—આવી ને આથીય વધારે જડ મઠાધિપતિઓના-જેવી મનોદશા પ્રકટ કરનારા પક્ષવાદીઓ ખુદ માર્ક્સજીવન દર્શનની જ હાંસી કરી રહ્યા છેઃ એથી તો અધિક અકળાઈ ને માર્ક્સજીવન દર્શનના અભ્યાસીઓ આ સવાલો પૂછી રહ્યા છે.

## માર્ક્સનું તપ લેખે લાગશે ?

જાગ્રત માનવી ઇતિહાસનુ સદા ઘડતર કરતો રહ્યો છે. યુગે યુગે પરિસ્થિતિને પલટે છે : જૂનું ભૂંસે છે ને નવું ઘડે છે; યુગો વિતે છે તેમ તેમ એનું જીવનદર્શન પણ વધુ ઊંડું ને સ્વચ્છ બને છે, જૂનાં-નવાંનો ભેદ તેને વધુ સમજાય છે, ને વધુ સ્વસ્થ દૃષ્ટિ લઈ, વધુ વસ્તુગત ને વધુ વૈજ્ઞાનિક પ્રયોગો કરતો તે આગળ બઢે છે.

માર્ક્સે પોતે એના યુગમા આમ જ કર્યું હતું. એથી તો એ એક એવું જીવનદર્શન આપી ગયો જે ૧૧૦ વર્ષ સુધી સમસ્ત માનવજાતને પ્રેરણા આપી શક્યું...

० આજે માનવી અણુયુગની અપેક્ષાને અનુરૂપ એવું રસાયણ ઢૂંઢી રહ્યો છે. માર્ક્સના વિજ્ઞાનનો ઉપયોગ તેણે કરી જોયો છે : તેની ગતિ પ્રગતિ ને વિકૃતિય જોઈ અનુભવી છે. બીજાં અનેક જીવનદર્શનોનોય તેણે અનુભવ કર્યો છે. અને એ બધા અનુભવોની નવેસરથી ચકાસણી કરતો, પોતાની આજની આવશ્યકતાને અનુરૂપ રસાયણ ઢૂંઢતો તે સાવચેતી પૂર્વક, સ્વસ્થ અને દૃઢ પગલે આગળ બઢવા મથે છે...

ત્યારે માર્ક્સવાદનુ જીવનદર્શન જો કોઈ ને કોઈ રૂપે કામ લાગી જશે તો માર્ક્સનું તપ લેખે લાગ્યું ગણાશે. આથી વિશેષ માર્ક્સે પોતેય અપેક્ષા નહિ રાખી હોય...

માર્ક્સે અમસ્તું જ નહિ કહ્યું હોય, " એક વાત નક્કી છે કે હું માર્ક્સવાદી નથી..."



# સસ્તી કિંમતનાં ચૂંટેલાં અંગ્રેજી પુસ્તકો

**Short Stories**

| | |
|---|---|
| Modern American Shorts Stories (P. L.) | 2-00 |
| Great American Short Stories (Dell) | 3-00 |
| Australian Short Stories (Ox) | 4-00 |
| Irish Stories & Tales (P. L.) | 2-00 |
| German Stories & Tales ,, | 2-00 |
| Spanish Stories & Tales ,, | 2-00 |
| Famous French Stories (Dell) | 3-00 |
| French Short Stories (J) | 2-50 |
| French Stories & Tales (P. L.) | 2-00 |
| Women & Vodka (Russian Master Stories (Py) | 2-00 |
| Short Stories (PL) | 2-00 |
| 50 Great Short Stories (Bant) | 3-00 |
| Great Tales of Far East (Lion) | 2-00 |
| Six Great Modern Short Novels (F) | 3-00 |
| Short Story master pieces (First) | 3-00 |
| 13 Great Stories (Dell) | 2-00 |
| The Golden Argosy (25 Best Stories) (Bant) | 3-00 |
| Kipling: Treasury of Short Stories (Bant) | 4-50 |
| Erskine Caldwell Stories (Pocket) | 2-00 |
| O. Herry Stories (P. L.) | 2-00 |
| Maupassant Stories (P. L.) | 2-00 |
| Naked Truth & other Stories (Pirandello) | 5-00 |
| 23 Tales (Tolstoy) (J) | 2-50 |
| Chinese Love Tales (Avon) | 1-50 |
| 1000 Nights on bed of Stones (Abbas) (J) | 2-00 |

**Hemingway**

| | |
|---|---|
| The Old man and the Sea (Nobel Prize) | 4-80 |
| To have and Have not (Perma) | 1-50 |
| Men without Women | 2-00 |
| For whom the bell tolls | 2-80 |
| The Sun also Rises (G. Pan) | 2-40 |
| Green Hills of Africa (Perma) | 1-50 |
| Farewell to Arms (Bantam) | 2-00 |
| Across the River (Dell) | 3-00 |

**Alberto Moravia**

| | |
|---|---|
| The Fency Dress Party (Sig) | 1-50 |
| Conjugal Love ,, | 1-50 |
| The Time of Indifference ,, | 2-00 |
| The Conformist ,, | 2-00 |

| | |
|---|---|
| Buddentbrooks (Thomas Man) (Peng) | 6-00 |
| Death in Venice ,, ,, | 2-00 |
| East of Eden (Steinbeck) (10,00,000 Copies) | 3-00 |
| Mice & Men : Canery Row (,,) | 1-60 |
| Scarlet and Black (Stendhal) ,, | 4-00 |
| If it Die (Ardre Gide) ,, | 2-80 |
| The Castle (Franz Kafka) ,, | 2-80 |
| Baby Doll (Tenessee Williams) ,, | 2-00 |
| The Unvanquished (Faulkner) ,, | 2-00 |
| Chance Aquaintances (Colette) ,, | 2-00 |
| Swann's way (Proust) ,, | 4-80 |
| The Philanderer (Kanffmann) ,, | 2-80 |
| Portrait of the Artist (Dylon Thomas) (Guild) | 1-20 |
| Woman without Love (Pyr.) Ander Maurois | 2-00 |
| Coming up for Air (Orwell) (Av) | 2-00 |
| Lost Horizon (Hilton) (Pck) | 1-50 |
| Love and Mr. Lewisham (H. G. Wells) (J) | 2-00 |
| The History of Mr. Polly ( ,, ) | 2-00 |
| Shannons way (A. J. Cronin) (F) | 3-00 |

**Pearl Buck**

| | |
|---|---|
| Good Earth (Card) | 2-00 |
| Come, my Beloved ,, | 2-00 |
| Pavallian of Women ,, | 2-00 |
| Kinfolk ,, | 2-00 |
| God's Men ,, | 2-00 |
| Moby Dick (Human) (P. L.) | 2-00 |
| The Apostle (Sholem Asch) (Card) | 3-00 |
| The Nazarene ,, ,, | 3-00 |
| A Child of the Revolution (Orczy) (Guild) | 1-60 |
| Lust for Life (Irving Stone) | 3-00 |
| Love is Eternal ,, | 1-00 |
| Not as a Stranger (30,00,000 Copies) (Morton Thompson) (Sig) | 4-50 |
| From here to Eternity (3000,000 Copies, ,, | 4-50 |
| 10 North Frederick (James Jones) (Bant) | 3-00 |
| He who rides a Tiger (Bhavani) (J) | 2-00 |
| Some Inner Fury (Kamala Markandaya) (J) | 2-00 |
| The Lonely Passion (Brian Moore) (Dell) | 2-00 |
| Iliad (Homer) (Peng) | 2-80 |
| Pride and Prejudice (Jane Austen) (J) | 2-00 |
| Tale of two Cities (Dickens) ,, | 2-00 |

તમામ ગુજરાતી-હિંદી-અંગ્રેજી પુસ્તકો માટે અમને લખો

# વિજ્ઞાન–વિકાસ શ્રેણી

## શ્રેણી ૧લી

*૧. ઘરની મુસાફરી ( ૩૩ ચિત્રો ) ૧–૨૫
*૨. રસોડાની મુસાફરી ( ૨૧ ચિત્રો ) ૧–૨૫
૩. કેટલા વાગ્યા ? ( ૧૬ ચિત્રો ) ૧–૨૫

[ *ફૂંદડીવાળાં પુસ્તક સરકારી શિક્ષણખાતાએ ઇતર વાચન માટે માન્ય કરેલ ]

## શ્રેણી ૨જી

૪. ગાડામાંથી મોટર ( ૨૦ ચિત્રો ) ૧–૦૦
૫. હોડીમાંથી આગબોટ ( ૧૫ ચિત્રો ) ૧–૫૦
૬. ગગનવિહારી એરોપ્લેન ( ભરપૂર ચિત્રો ) ( છપાય છે )
૭. ચમત્કારિક રૉકેટ–ચંદ્ર ( ભરપૂર ચિત્રો ) ( છપાય છે )

## શ્રેણી ૩જી

૮. યમ સામે લડાઈ ( આરોગ્યલેખક ) ( ૨૯ ચિત્રો ) ૧–૭૫
૯. શયતાનના સામ્રાજ્યમાં (કિટાણુની કથા) ( ૪૫ ચિત્રો ) ૨–૨૫
૧૦. વિજ્ઞાનયાત્રા (વિજ્ઞાનનો વિકાસ) (૨૩ ચિત્રો) ૨–૨૫

### કુમારના સિદ્ધ હસ્તલેખક ડૉ. શિવપ્રસાદ ત્રિવેદીની કલમે

૧૧. પૂછડાં ને પાંખો ( ૫૦ ચિત્રો સાથે ) ૩–૦૦
[ પશુપંખીઓની અદ્ભુત વિશેષતાઓની રસમય વાતો ]
૧૨. પહેલું સુખ તે જાતે નર્યા (આરોગ્યની બાળપોથી) ૧–૫૦
[ શ્રી બબલભાઈ મહેતાના આવકાર સાથે ]

### કિશોરો અને પ્રૌઢો માટે ભારતની સંક્ષિપ્ત નવલકથાઓ

૧. મંઝિલ ( શરદબાબુ કૃત ગૃહદાહ ) ૩– ૦
૨. શ્રીકાંત ( શરદબાબુ કૃત ) ૩– ૦
૩. નૌકા ડૂબી ( ટાગોર ) ૩– ૦
૪. મધુરાણી ( ટાગોર કૃત ' ઘરે બાહિરે ' ) ૩– ૦

### શ્રી. ચંદ્રભાઈ ભટ્ટની કલમે કિશોરો પ્રૌઢો માટે પ્રેરક જીવન

૧. સૉક્રેટિસ અને પ્લેટો ( મહાન ચિંતકો ) ૧–૨૫
૨. ગૌતમ બુદ્ધ ( મહાન વિભૂતિ ) ૧–૫૦
૩. સંત ઇસુ ( મહાન પયગંબર ) ૧–૫૦
૪. શહીદ સુક્રાત ( મહાન સંત ) ૧–૫૦
૫. સંસ્કાર જ્યોત ( જ્ઞાન ગરબર ) ૫–૫૦
૬. વિજ્ઞાન જ્યોત ખંડ ૧ ( સંશોધકો ) ૪– ૦
૭. " ખંડ ૨ ( ભૌતિક વૈજ્ઞાનિકો ) ૪– ૦
૮. " ખંડ ૩ ( વૈદકિય વૈજ્ઞાનિકો ) ૩– ૦

# જગતની અમર બાળવાર્તાઓ

[ લે. સુભદ્રા ગાંધી ]

૧. રસિલી બાળ કથાઓ ( આફ્રિકા ) ૧–૨૫
૨. અદ્ભુત ચાતુરી કથાઓ ( ઈરાન ) ૧–૨૫
૩. અમર લોકકથાઓ ( રશિયા ) ૧–૨૫
૪. અજોડ બોધકથાઓ ( કોરિયા ) ૧–૨૫
૫. અજબ દંતકથાઓ ( રૂમાનિયા ) ૧–૨૫
૬. સુંદર પરીકથાઓ ( વિલાયત ) ૧–૨૫

# જગતની અમર શિષ્ટકથાઓ

૧. કેન્ડિડનાં પરાક્રમો ( ફ્રેન્ચઃ વોલ્તેર ) ૧–૨૫
૨. ડૉન કિવકઝોટ ( સ્પેનિશઃ સર્વેન્ટિસ ) ૧–૭૫
૩. ઓડિસિયસનાં પરાક્રમો ( ગ્રીકઃ હોમર ) ૨– ૦
૪. ચોસરની વાતો ( અંગ્રેજીઃ કવિ ચોસર ) ૧–૫૦
૫. શેક્સપીઅરની વાતો ( અંગ્રેજીઃ શેક્સપીઅર ) ૨– ૦
૬. કાદંબરી કથા ( સંસ્કૃતઃ બાણભટ્ટ ) ૨– ૦

# કિશોર સાહસ કથાઓ

લેખક : વિજયગુપ્ત મૌર્ય

૧. કીમિયાગર કબીર ( પતંગ સદીનું સાહસ ) ૩– ૦
*૨. ધ્રુવની સફરે ( દરિયાઈ સાહસ ) ૩–૨૫
*૩. જંગલની કેડી ( સાહસ ) ૩– ૦

[ ફૂંદડીવાળાં શિક્ષણખાતાએ ઇતર વાચન માટે માન્ય કરેલ ]

# કિશોર–ઇતિહાસ શ્રેણી

૧. ભારતની કહાણી (ડૉ. મુલ્કરાજ) ( ૫૨ ચિત્રો ) ૨– ૦

### કિશોરોના પ્યારા લેખક સ્ટીવન્સનની નવલકથાઓ

[ અનુ : શાંતિ સત્યમ ]

૧. અપહરણ ( કિડનેપ્ડ ) ૩–૨૫
૨. કાળું તીર ( બ્લેક એરો ) ૪–૨૫
૩. જેકિલ અને હાઈડ ( જેકિલ ઍન્ડ હાઈડ ) ૪–૨૫
૪. ખજાનાનો બેટ ( ટ્રેઝર આઇલેન્ડ )

## 'માનવ'ની માલકી તથા માહિતી અંગેનું નિવેદન

| | | |
|---|---|---|
| ૧. | પ્રસિદ્ધિ સ્થાન | : ચેતન પ્રકાશન ગૃહ (પ્રાઇ.) લિ. રામજી મંદિર પોળ–વડોદરા |
| ૨. | પ્રસિદ્ધિનો ગાળો | : માસિક ( દર માસની ૧લી તારીખે ) |
| ૩. | મુદ્રકનું નામ | : ભોગીલાલ ચુ. ગાંધી |
| | રાષ્ટ્રીયતા | : ભારતીય |
| | સરનામું | : રામજી મંદિરની પોળ–વડોદરા |
| ૪. | પ્રકાશકનું નામ | : ભોગીલાલ ચુ. ગાંધી |
| | રાષ્ટ્રીયતા | : ભારતીય |
| | સરનામું | : રામજી મંદિરની પોળ–વડોદરા |
| ૫. | તંત્રીનું નામ | : ભોગીલાલ ચુ. ગાંધી |
| | રાષ્ટ્રીયતા | : ભારતીય |
| | સરનામું | : રામજી મંદિરની પોળ–વડોદરા |
| ૬. | સામયિકની માલિકી ધરાવનાર સંસ્થા તથા ડિરેક્ટરોનાં નામ | : ચેતન પ્રકાશન ગૃહ ( પ્રાઈવેટ ) લિ. વડોદરા |

ડિરેક્ટરોનાં નામ—

૧. શ્રી રજની પટેલ ( ચેરમેન )
સહકાર બિલ્ડીંગ, ચર્ચગેટ, મુંબઈ–૧

૨. શ્રી અંબાલાલ મૂ. શાહ ( ડિરેક્ટર )
સ્મૃતિ : સ્વસ્તિક સોસાયટી–અમદાવાદ

૩. ભોગીલાલ ગાંધી ( મેનેજીંગ ડિરેક્ટર )

રામજીમંદિર પોળ : વડોદરા




## લવાજમ ભરવાનાં સ્થળ

**એ. આર. શેઠની કું.** ( બુકસેલર )
પ્રિન્સેસ સ્ટ્રીટ : મુંબઈ-૨

**એન. એમ. ત્રિપાઠી ઍન્ડ કું.** ( બુકસેલર )
પ્રિન્સેસ સ્ટ્રીટ : મુંબઈ-૨

**એન. એમ. ઠક્કરની કું.** ( બુકસેલર )
પ્રિન્સેસ સ્ટ્રીટ : મુંબઈ-૨

**ગાંડીવ સાહિત્ય મંદિર** ( બુકસેલર )
હવાડિયા ચકલો : સુરત ( શાખા–ચૌટાપુલ : સુરત )

**નટુ શાહ**, ગોલવાડ, નવસારી

**પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિ.**
ટાવર રોડ : વડોદરા

**ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય** ( બુકસેલર )
ગાંધી રસ્તો : અમદાવાદ

**ભારતી સાહિત્ય સંઘ લિ.** „
ગાંધી રસ્તો : અમદાવાદ

**રવાણી પ્રકાશન ગૃહ** „
રિલીફ રોડ : અમદાવાદ

**વલ્લભ વિદ્યાનગર કન્ઝ્યુમર્સ કો-ઑપ સ્ટોર્સ**
વલ્લભવિદ્યાનગર : આણંદ

**સસ્તું કિતાબઘર**
રિલીફ રોડ : અમદાવાદ

**રમણિક મેઘાણી**
૧૪, અમરતલા સ્ટ્રીટ : કલકત્તા

*

**પ્રાણ ફોટોગ્રાફર**, પો. બો. ૨૬૯, નાઇરોબી ( ઈ. આફ્રિકા )

૧૯૫૮ : એપ્રિલ

**લવાજમના દર**

વાર્ષિક રૂા ૭-૦૦
[ પરદેશ ૧૫ શિ. ]
છૂટક નકલ ૬૨ પૈસા

•

**માનવ**
[ માસિક ]

**જાહેરખબરના દર**

પૂઠું ૨જું રૂા. ૮૦
પૂઠું ૩જું રૂા. ૮૦
પૂઠું ૪થું (બે રંગમાં) રૂા. ૧૨૫
સાદું આખું પાનું રૂા. ૬૦
સાદું અડધું પાનું રૂા. ૩૫

•

**છૂટક મળવાનાં સ્થળ**

**ગાંધી ન્યુઝપેપર સરવીસ**
ટીનવાલા બિલ્ડિંગ, ત્રિભુવન રોડ : મુંબઈ

**સુરત બુક સ્ટોલ**
બુરહાનપુરી ભાગોળ : સુરત

**વિજય સ્ટોર્સ**
સ્ટેશન રોડ : આણંદ

**સી. સી. પટેલ**
સ્ટેશન રોડ : નડિયાદ

**કાંતિલાલ સોમાલાલ ખત્રી**
રતનપોળ નાકા : અમદાવાદ

**વડોદરા**

**એ. જી. વોરા ઍન્ડ કું.**
ટાવર પાસે : વડોદરા

જરા પૂર્વગ્રહ વિના પરિસ્થિતિનો ક્યાસ કાઢી
પ્રગતિની શક્યતા શોધી કાઢવા મથતો લેખ

# સ્વાધીન ભારતની સમસ્યા : સમાજવાદનો વિકટ રાહ

બ્રિટિશ સામ્રાજ્યવાદની પકડમાંથી બસો વર્ષને અંતે, સ્વાધીનતા પ્રાપ્ત કરનાર ભારત જેવા પછાત અર્ધ સાંસ્થાનિક દેશની સમસ્યા અનેક રીતે અતિ વિકટ હોય એ સ્વાભાવિક છે. રાષ્ટ્રીય સ્વાધીનતાનાં આ દાયકા દરમ્યાન આપણને રોજ રોજ એની પ્રતીતિ થઈ રહી છે.

આમ છતાં, ભારતે પંડિત નહેરુની રાહબરી નીચે પોતાનો માર્ગ આંકી તો દીધો જ છેઃ એ છે—

* રાષ્ટ્રીય ધ્યેય તરીકે સમાજવાદી સમાજ રચનાનો આદર્શ.

* આંતરરાષ્ટ્રીય સંબંધોમાં કોઈ પણ એક જૂથ (અમરિકી નેતાગીરીવાળું 'સામ્રાજ્યવાદી' અને રશિયાની નેતાગીરીવાળું 'સમાજવાદી')માં જોડાયા વિના સક્રિય તટસ્થ નીતિઃ પંચશીલના પાયા ઉપર શાંતિ, મૈત્રી અને સહઅસ્તિત્વની નીતિ.

અને આનંદની વાત એ છે કે, તાજી આઝાદી પ્રાપ્ત કરેલા એશિયા અને આફ્રિકાનાં રાષ્ટ્રો—બ્રહ્મદેશ, ઇન્ડોનેશિયા, સિલોન, ઇજીપ્ત—સૌ આ રાહ અપનાવી રહ્યા છે.

## સૌ સંસ્થાનોનો સરખો અનુભવ

ભારત અને તેના આ સાથી રાષ્ટ્રોએ આ રાહ અપનાવ્યો છે, એ કાંઈ આકસ્મિક નથી.

સૌ ગુલામો અને શોષિતોનો અનુભવ એક જ હોય છેઃ માલિકનું નામ ને એનો વેશ ગમે તે હો પણ જેને એનો ડંશ સહન કરવો પડ્યો છે એ સૌ એને એક જ નામે ઓળખે છે।

બ્રિટિશ, ફ્રેંચ, ડચ, કે અમરિકી હો—એમને હાથે કચડાયેલા ને શોષાયેલા સૌ એમને ઓળખે છે એક જ નામેઃ શોષક સંસ્થાનવાદી. કેમકે સૌ સંસ્થાનોના અનુભવ સરખા છેઃ આર્થિક શોષણ, રાજકીય દમન, સામાજીક સાંસ્કારિક પછાત દશા !

એથી જ તો એશિયા–આફ્રિકાની પ્રજાઓની રગરગમાં સામ્રાજ્યવાદ સામેનો રોષ અતિ સહજ છે. સૈકાંઓ પૂર્વે યુરોપમાં મૂડીવાદનો જન્મ ભલે સામંતી ફ્યુડલ સમાજની રૂંધામણો સામે પ્રગતિશીલ બળ તરીકે થયો હોય. પરંતુ એશિયા આફ્રિકાના રાષ્ટ્રોએ તો એમનું એક જ બિહામણું શોષક સ્વરૂપ જોયું છે, અનુભવ્યું છે. એમને મન કોઈ શંકાને કારણ નથી કે 'પશ્ચિમના મૂડીવાદી દેશોએ પોતાનો વિકાસ અમારા જેવા પછાત દેશો ઉપર રાજકીય અને આર્થિક વર્ચસ્વ જમાવીને જ કરેલો છે. મૂડીવાદ નબળાને ગળી જઈને જ જીવી શકે છે.'

## ગળથૂથીનું જ્ઞાન

વર્ષોલગી શાહીવાદને પંજે પડેલાં આવાં સંસ્થાનો અને વસાહતોને પોતાની સ્વાધીનતાની રક્ષા તથા પ્રગતિ મૂડીવાદને માર્ગે શક્ય નથી જ, એટલું સત્ય તો ગળથુથીમાં જ સમજાઈ ચૂકેલું છે. અને આ દેશોએ "બિનમૂડીવાદી-રાહ" સહજ રીતે અપનાવ્યો છે. રાષ્ટ્ર તરીકે એમનુ માનસ બીજું કાંઈ પણ હો કે નહિ પણ મૂડીવાદવિરોધી તો છે જ છે.

પરંતુ 'બિન–મૂડીવાદી રાહ' એટલે શું ?

આ વિશે હજી પૂરતી સ્પષ્ટતા નથી એ સાચું છે, છતાં સર્વસાધારણ રીતે આ રાહને 'સમાજવાદ'ને નામે ઓળખાવવામાં આવે છે. પરંતુ આ 'સમાજવાદી રાહ' અંગે પણ હજી પૂરતી સ્પષ્ટતા નથી; 'બિન–મૂડીવાદી સમાજવાદી રાહ'–માં દિશા સૂચન થાય છે એટલું જ.

કોંગ્રેસનો ઉદ્દેશ સમાજવાદી પદ્ધતિની સમાજ રચનાનો છે ! જેમાં—

* ઉત્પાદનનાં મુખ્ય સાધનો સમાજવાદી માલિકી અને કાબૂ નીચે રહેશે;

* ઉત્પાદન ક્રમશ ઝડપી બનતું હશે;

* રાષ્ટ્રીય સંપત્તિની વહેંચણી ન્યાયી હશે;

* દસ વર્ષમાં સંપૂર્ણ બેકારી ટળે એ રીતે શક્ય બનશે.

એ જ બેઠકમાં કોંગ્રેસે એવીય જાહેરાત કરી કે—

**"કોંગ્રેસનું ધ્યેય ભારતમાં શાંતિમય અને લોકશાહી માર્ગે 'સહકારી કૉમનવેલ્થ' (કો-ઑપરેટિવ કૉમનવેલ્થ) સ્થાપવાનું છે, જેનો પાયો હશે—રાજકીય, આર્થિક અને સામાજીક અધિકારો અંગે સૌને સમાન તક."**

૦ વધુમાં, તેમાં જણાવ્યું હતું કે, "આર્થિક પદ્ધતિનો અમલ એવી રીતે ન પરિણમવો જોઈએ કે જેથી સંપત્તિ અને ઉત્પાદનના સાધનોમાં લોકહિત વિરોધી કેન્દ્રીકરણ જન્મે."

૦ અને છેલ્લે—રાજકીય અને આર્થિક સત્તાના વિકેન્દ્રીકરણને લક્ષમાં રાખી ગ્રામ પંચાયતો અને ગ્રામઉદ્યોગોના વિકાસ ઉપર ભાર મૂક્યો.

## મિશ્ર અર્થતંત્ર

આ રીતે, ૧૯૫૪-૫૫માં ભારતની પાર્લામેન્ટે તથા કોંગ્રેસની આવાડી બેઠકે સમાજવાદી સમાજ રચનાનો સિદ્ધાન્ત અપનાવ્યો. આ ભારતીય સમાજવાદી સમાજ રચનાનો ઢાંચો ધીમે ધીમે વધારે આકાર ધરતો ગયો; તે મુજબ, તેનાં ત્રણ આર્થિક સ્વરૂપો નિશ્ચિત થયાં:

૧ ઉત્પાદનનાં મુખ્ય સાધનો ઉપર રાજ્યની માલિકી

૨ સહકારી પદ્ધતિના ઉદ્યોગો

૩ ખાનગી મૂડીના ઉદ્યોગો

બદ્લે, ભારતે 'મિશ્ર અર્થતંત્ર'નો સ્વીકાર કર્યો હતો, **જેમાં, રાજ્યની માલિકી** અથવા **રાજ્યનો** કાબૂ મહત્ત્વનાં લક્ષણો હતાં.

આની પાછળની દૃષ્ટિ અને સિદ્ધાન્ત બીજી પંચવર્ષીય યોજના દ્વારા વધુ સ્પષ્ટ બન્યાં છેઃ

**"ઉત્પાદન, વહેંચણી, ઉપભોગ અને રોકાણ—અને હકીકતે, તમામ પ્રકારના મહત્ત્વના સામાજીક આર્થિક સંબંધો અંગેના મુખ્ય નિર્ણયો સામાજીક હેતુલક્ષી તંત્રો દ્વારા લેવાવા જોઈએ. આર્થિક વિકાસના લાભો સમાજનાં પછાત વર્ગોને વધુ ને વધુ મળવા જોઈએ; અને આવક, સંપત્તિ તથા આર્થિક સત્તાનું કેન્દ્રીકરણ ધીમે ધીમે ઓછું થઈ જવું જોઈએ.**

આને અનુરૂપ પરિસ્થિતિ પેદા કરવા રાજ્યે સમસ્ત પ્રજા તરફથી બોલનારી અને વર્તનારી સંસ્થા તરીકે પોતાને માથે ભારે જવાબદારીઓ ઉપાડવી જ રહી. (એટલે કે) રાજ્ય સંચાલિત ઉદ્યોગોનો ઝડપી વિકાસ થવો રહ્યો. ખાનગી મૂડીદારો જે ઉદ્યોગો મતે રસધરાવતા નથી અથવા શક્તિ ધરાવતા નથી તેવા ઉદ્યોગો અંગે તો તેણે પહેલ કરવી જ રહી; પરંતુ અર્થતંત્રમાં જે કાંઈ રોકાણ થાય તેમાં તેણે પ્રમુખ ભાગ ભજવવો જ રહ્યો—ભલે પછી, એ રોકાણ સીધું રાજ્યનું હોય વા ખાનગી મૂડીપતિઓ દ્વારા હોય.

**"આખા રાષ્ટ્રે અપનાવેલ યોજનાના માળખાની અંદર રહીને જ ખાનગી મૂડીએ પોતાનો ભાગ ભજવવાનો છે.**

"સમાજવાદી સમાજરચનાનું સ્વરૂપ કોઈ જડ યા નક્કી થઈ ગયેલું નથી; કોઈ સૂત્રથી એ જકડાઈ ગયેલું નથી. દરેક દેશે પોતાની મેધા અને પ્રણાલિકા અનુસાર તેનો વિકાસ કરવાનો છે...

"ભારત માટે એ બિલકુલ જરૂરી નથી અથવા ઈષ્ટ પણ નથી કે આર્થિક તંત્ર એકાકી ઘાટનું (મૉનોલિથિક ટાઈપ) હોય—કે જેને કારણે તેનાં સ્વરૂપો અથવા તેના સંચાલનના પ્રકારો અંગે બીજા કોઈ પ્રયોગો માટે સ્થાન જ રહેવા ન પામે; તથા રાજ્ય હસ્તકના વિભાગનો એવી રીતે વિસ્તાર ન થવો જોઈએ કે જેથી નિર્ણયો લેવાનું અને સત્તા ચલાવવાનું કામ કેન્દ્રિત બની જાય." (બીજી પંચવર્ષીય યોજના: ભારત સરકાર આયોજન કમિશન : ૧૯૫૬)

## વિકાસના પંથે પ્રયાણ

આ દિશામાં જે વિકાસ થયો છે એય નોંધપાત્ર છેઃ

* વિમાન તથા વીમા ઉદ્યોગનું રાષ્ટ્રીયકરણ.

* ભાખરા (પંજાબ), દામોદર વેલી (બંગાળ-બિહાર) હિરાકુડ (ઓરિસ્સા) જેવા હાઈડ્રો એંજિનિયરીંગ પ્રોજેક્ટ; ચિત્તરંજન લોકોમોટિવ પ્લાન્ટ, સિંદરી ફરટીલાઈઝર પ્લાન્ટ વિઝાગાપટ્ટમ શિપયાર્ડ, પેરામ્બુર કેરેજ વર્કશોપ, બેંગલોર એંજીનિયરિંગ વર્કસ, રૂપનારાયણપુર કેબલ ફેક્ટરી. દિલ્હી

ડી. ડી. ટી. પ્લાન્ટ, પીંપરી (પૂના) પેનિસિલિન પ્લાન્ટ, ટ્રોમ્બે (મુંબઈ) થોરિયમ અને યુરેનિયમ પ્રોસેસિંગ પ્લાન્ટ વગેરે

* બીજી પંચવર્ષીય યોજના અનુસાર બીજા વધુ રાજ્ય-ઉદ્યોગોમાં ખાસ ઉલ્લેખનીય : મધ્ય પ્રદેશમાં ભિલાઈ મિલ (સોવિયેટ રશિયાની સહાયમાં), બીજી બે લોખંડ ઉત્પાદનની મિલો—જેને પ્રતાપે વરસે ૧૦ લાખ ટન લોખંડ પેદા થશે; ઉપરાંત—ત્રણ ફરટીલાઈઝર મિલો, ભારે ઈલેક્ટ્રીક મશીનરી પેદા કરવાનું જંગી કારખાનું વગેરે.

* આ ઉદ્યોગોમાં છેલ્લામાં છેલ્લી ઢબનાં યંત્ર સાધનો વપરાય છે; અને તેમની કાર્યક્ષમતાનો આંક પણ ઊંચો છે.

ભારતના આ પ્રયોગોનું રહસ્ય રશિયાના વડાપ્રધાન શ્રી. ક્રુશ્ચેવ આ રીતે સમજાવે છે:

"આમાં જ તો, ભારતની રાષ્ટ્રીય સ્વાધીનતા અને રાષ્ટ્રીય-શક્તિના આધારસ્તંભ સમા ભારતના ભાવિ બલિષ્ઠ ઉદ્યોગોની રૂપરેખા જોવા મળે છે."

સ્પષ્ટ છે કે, મૂડીવાદી માર્ગ અવિકસિત દેશો માટે કદિ હિતાવહ નથી. કેમ કે પરદેશી મૂડીવાદના સકંજામાંથી છૂટવા અને પોતાના રાષ્ટ્રીય વિકાસને અનુલક્ષીને અત્યંત ઝડપથી પ્રગતિ કરવા માટે પોતાના દેશની ખાનગી મૂડી ઉપર મુખ્ય આધાર રાખવો જોખમકારક છે.

અને જો ઘરના મૂડીવાદ ઉપર મુખ્ય આધાર રાખવો જોખમકારક હોય તો, પરદેશી મૂડીવાદ પર મુખ્ય આધાર તો રાખી જ કેમ શકાય? બલ્કે, આજે ભારતનો એક મુખ્ય સવાલ બ્રિટિશ મૂડીના વર્ચસ્વમાંથી છૂટવાનો છે; ત્યાં વળી નવા મૂડીવાદના 'વર્ચસ્વ'ને આવકારી ઊલમાંથી ચૂલમાં પડવાનું ક્યાંથી જ પાલવે?

## પરદેશી મૂડી: સ્પષ્ટ નીતિ

પરદેશી મૂડી લેવા જતાં વળી પાછી રાજકીય સ્વાધીનતાનો ભોગ આપવો પડે તો તો ભોગ જ મળ્યાને! એથી જ તો આ બાબતમાંય ભારતની નીતિ પંડિત નહેરુએ સ્પષ્ટ કરી જ દીધી હતી:

"જ્યાં લગી આપણે આપણાં યંત્રો બનાવી ન શકીએ ત્યાં સુધી આપણે આપણી જાતને સ્વાધીન કહી જ ન શકીએ...ભલે કોઈ દેશનું નામ નકશામાં સ્વતંત્ર દેશ તરીકે લખાતું રહે. પણ જ્યાં લગી એ આર્થિક ક્ષેત્રે બીજા દેશો ઉપર આધાર રાખી રહે છે ત્યાં લગી એ સ્વતંત્ર નથી જ...આર્થિક ઓશિયાળાપણું બીજા દેશોને આપણું ગળું રૂંધવાની તક આપે છે; આપણે ન ઇચ્છતા હોઈએ એવું કરવાની આપણને ફરજ પાડે છે...ભારતે જો ખરેખર સ્વતંત્ર બનવું હોય અને ખરેખર પ્રગતિ કરવી હોય તો તેણે આર્થિક રીતે સ્વાધીન બનવું જ રહ્યું." (ઓક્ટોબર ૧૯૫૫)

અને ૧૯૫૧માં ત્રણ અમેરિકી પેઢીઓ પાસેથી 'ઑઈલ રિફાઈનરીઓ' માટે નાણાંની મદદ લેવા જતાં ભારતીય સરકારે એવી બાંહેધરી આપી હતી કે, આ રિફાઈનરીઓનું ૨૫ વર્ષ સુધી રાષ્ટ્રીયકરણ કરવામાં નહિ આવે, ત્યાર બાદ પોતાની સ્વાધીનતા જાળવવાનો નિશ્ચય દૃઢ રીતે બુલંદ કર્યો હતો:

"પરદેશની મદદને કારણે જો કોઈ પણ સમયે અમારે અમારી નીતિમાં નાનો સરખો પણ ફેરફાર કરવાની પરિસ્થિતિ ઊભી થશે તો અમે એ મદદ પૂરેપૂરી જતી કરીશું; અને એવી મદદ લેવા કરતાં ભૂખમરો અને યાતના વધુ પસંદ કરીશું." (જવાહર નહેરુનાં ભાષણો ૧૯૪૯-૫૩)

## ૪

## પાયાની કમજોરી

આમ, ભારતે પોતાના ત્વરિત ઔદ્યોગિક વિકાસ માટે મુખ્યઆધાર દેશી યા પરદેશી મૂડી પર રાખવાનો ઓશિયાળો રાહ ફગાવી દઈને બિનમૂડીવાદી, સમાજવાદી સમાજ રચનાનો રાહ અપનાવ્યો તો છે જ.

પરંતુ ભારતની આજની પરિસ્થિતિ જોતાં શું આ રાહની સિદ્ધિ શક્ય છે? સવાલો વારંવાર ઊઠ્યા છે:

* શું આપણા દેશના કોલસા, શણ (જ્યુટ), તેલ, અને ચાના જંગી ઉદ્યોગો ઉપર બ્રિટિશ મૂડીની પકડ નથી? એંજીનિયરીંગ અને ઇલેકટ્રીકલ એંજીનિયરિંગમાંય એમની સારી એવી પકડ નથી?

* શું રાષ્ટ્રીય ઇજારદારી મૂડીદારો કાપડ, લોખંડ, પોલાદ, સીમેન્ટ અને એંજીનિયરીંગની કેટલીક શાખાઓ ઉપર વર્ચસ્વ ધરાવતા નથી?

* શું આ રાષ્ટ્રીય ઇજારદારી મૂડીદારો અને પરદેશી મૂડીદારો વચ્ચે સારી એવી ગાંઠ બંધાયેલી નથી?

* આટલાં વરસમાં જે પ્રગતિ થઈ છે તેય આખા દેશના આર્થિક તંત્રની દૃષ્ટિએ પરિણામદાયી કહી શકાય એવી છે ખરી ?

—દા. ત. પ્રથમ પંચવર્ષીય યોજના દરમ્યાન મુખ્ય ઝોક ખાનગી મૂડીના વિકાસ ઉપર રહ્યો હતો, અને બીજી યોજના દરમ્યાન મોટા ઉદ્યોગો અને રાજ્ય માલિકી ઉપર ઝોક આપવામાં આવ્યા છતાં ખાનગી મૂડીને સારી એવી સગવડો અપાઈ છે—એ જોતા ધાર્યા સફળતા શક્ય છે શું ?

આવી સ્થિતિમાં સમાજવાદી પ્રગતિની વાતો હવાઈ નથી શું ?

તો વળી કેટલાક આથી આગળ વધી એમ પણ કહે છે કે, આ રાહ સમાજવાદનો છે જ નહિ. પૂરાવામાં, આજ સુધીના ' અનુભવ 'માંથી જ કેટલીક હકીકતો રજૂ કરે છે:

—ઔદ્યોગિક ક્ષેત્રે જેટલું ઉત્પાદન વધ્યું છે, જેટલા પ્રમાણમાં મૂડીદારોના નફા વધ્યા છે, એના પ્રમાણમાં કામદારોની સંખ્યા અને એમના પગારો વધ્યા નથી.

—ગામડાંમાં જેટલા પ્રમાણમાં જમીનદારી તત્ત્વોને દબાવવામાં આવ્યા છે, અને જેટલા પ્રમાણમાં પૈસાદાર ખેડૂતની સ્થિતિને ઉંચી ચઢાવવામાં આવી છે તેટલા પ્રમાણમાં નાના ખેડૂતો તથા જમીન વિનાના ખેતમજૂરોની સ્થિતિ સુધરી નથી.

—જેટલા પ્રમાણમાં રાષ્ટ્રીય વિકાસની યોજનાનો બોજો સંપત્તિવાળા વર્ગો ઉપર પડવો જોઈએ અને જેટલા પ્રમાણમાં નીચલા વર્ગોને રાહત મળવી જોઈએ તે બન્યું નથી.

—અને જ્યારે આમ જનતાએ પોતાના હક્કોની લડતોનો રાહ લીધો છે ત્યારે ત્યારે દમન વીંઝવામાં આવ્યું છે.

શું આ હકીકતો સમાજવાદના દાવાની ટેકડી રૂપ નથી ?

આ સવાલો અને શંકાઓ મહત્ત્વનાં છે. આ સવાલો જેટલા અંશે સાચા છે એટલે અંશે ભારતની આજની કમજોરીના દ્યોતક પણ છે.

વાત સાવ સાચી છે ને એથી જ તો આપણી સમસ્યા અતિ મુશ્કેલ બની રહી છે: ભારતના ઉદ્યોગો ઉપર હજી પરદેશી બ્રિટિશ મૂડી અને દેશી ઈજારદારી વર્તુળોનું સારું એવું વર્ચસ્વ અસ્તિત્વ ધરાવે છે. અને એય વાત સાચી છે કે, પંડિત નહેરુએ કોંગ્રેસ પાસે સમાજવાદના રાહનો સ્વીકાર કરાવ્યો હોવા છતાં, હજી કોંગ્રેસમાં અનેક વર્તુળો એવાં છે જેમણે સાચેસાચ સમાજવાદના રાહનો સ્વીકાર કર્યો નથી, અથવા જેઓ આજના ચોકઠામાં જ થોડાક સુધારા કરીને સંતોષ માનવા અને મનાવવા પ્રયત્નશીલ છે. તો વળી ઈજારદારી વર્તુળો હજી પરદેશી મૂડી ભણી જ આંખ માંડીને બેઠાં છે ]

આવાં દેશી ઈજારદારી અથવા પરદેશી મૂડીદારી બળો કોઈ પણ ભોગે ભારતને સમાજવાદી રાહે જતો રોકવા અને બદનામ કરવા મથે એ સ્વાભાવિક છે. અને જેટલા પ્રમાણમાં એમની અસર કોંગ્રેસ અને સરકાર ઉપર પહોંચી શકી છે એટલે અંશે ભારતનો સમાજવાદનો રાહ કમજોર રહ્યોજ છે.

આ દીવા જેવી વાતનો ઈન્કાર કર્યે, તથા એને કારણે ઉપસ્થિત થયેલી આડખીલીઓ તરફ આંખમીંચામણાં કર્યે ચાલવાનું નથી.

પરંતુ, આ વાતનો સ્વીકાર કરવો એક વાત છે, અને કોંગ્રેસે અને ભારતની પાર્લામેન્ટે, ( બલ્કે ભારતના તમામ પક્ષોએ ) સ્વીકારેલા સમાજવાદી સમાજ રચનાના નિશ્ચયનેજ ' દંભી ' અને ' છેતરપીંડી ' નો ( ભારતીય સામ્યવાદી પક્ષની માન્યતા ) કહી ધુત્કારવો એ બીજી જ વાત છે. બલ્કે, મુખ્ય સવાલ તો એ છે કે—

આ કમજોરીઓ અને હિચકિચાહટ દૂર કરીને, ઈજારદારી આર્થિક જુથો સામે દૃઢ રીતે મોરચો જમાવીને સમાજવાદી રાહ અપનાવી આગળ વધવું શું શક્ય નથી ?

## સૈદ્ધાન્તિક સવાલો

દુનિયાના કેટલાક ઉદ્દામ વિચારકો આવી શક્યતા જોઈ રહ્યા છે.

અમેરિકી ઉદ્દામ વિચારક મોરેસ્ટ રૂબિનસ્ટઈને (સોવિયત પ્રકાશન 'ન્યુ ટાઇમ્સ' નં. ૨૮–૩૨, ૧૯૫૬ ) અનેક માહિતી સાથે લખેલા લેખોમાં એવું પ્રતિપાદન કર્યું છે કે, ભારત પંડિત નહેરુની આગેવાની નીચે સમાજવાદના રાહે પ્રગતિ કરી રહેલ છે.

[ અનુસંધાન પાન ૨૪૨ ઉપર ]

## હાથ-પગને હાકલ

બોલકી જીભ જીતી ગઈ બંધવા !
કામ કરતા પડ્યા હાથ હેઠા
કપટની ભૂરકી ભોળવી ગઈ અને
ધૂળ ઊડી ભલા સાથ માથે;
માનવીને ગયો હાંકતો માનવી
કતલના રાહ પર એક સાથે :
બે'ક સમજુ રહ્યા રગરગી રોકતા
પૂર સમ ત્યાં ધસ્યાં લાખ ઘેટાં–

માંદલી છાતીમાંથી છડેચોક આ
ઊડતાં શબ્દનાં જંતુ ચેપી;
લોક ઝીલી રહ્યાં તાળિયો પાડતાં
હાય ઝેરી હવા આ ફરેબી !
ચેતવે કો'ક તો એક એના થકી
પ્રેતછાયા ગણી જાય છેટાં–

જ્યાં લગી હાથ મૂંગા નહીં બોલશે,
ધૂળિયા પગ નહીં હાક મારે
ત્યાં લગી છૂટવા કોઈ આરો નથી
જીભની જાળમાંથી લગારે.
ઊઠ, અંગદ અસ્યા, પગ પછાડી હવે,
બાવડાં થાવ, બજરંગી બેઠાં !–

—મકરંદ

આપણા જમાનામાં કપટ અને ફરેબનો પ્રભાવ વિસ્તર્યો; એને પરિણામે શબ્દો સંજીવની શક્તિ બનવાને બદલે ચેપી રોગનાં જંતુ બન્યાં. એના ભયથી ચેતાવનારને જ ભયનું કારણ માનીને આપણે ભડક્યા. આમ માણસ જ માણસને કતલખાને દોરી ચાલ્યો. પણ આવું કાંઈ લાંબો વખત ચાલવા ન દેવાય માટે કવિ ખમીરવાળી, વળપદી જબાનમાં આપણને સૌને, આ પરિસ્થિતિ સામે ઝૂઝવાને, પડકારે છે.

રવીન્દ્રનાથની કવિતા તે ધનિકોનાં દિવાનખાનાંમાં કે રાજમહાલયોમાં શોભારૂપ બનતી સામગ્રી નહોતી. બંગાળનો અદનો માછી પણ એ ગીતો લલકારતો. કવિતા સુંદરમ્ કરી વ્યક્તિત્વ રાજપીપળાના ભીલ સુધી પણ પહોંચ્યું છે, ને 'પતીલ' એ જંગલની ભાષામાં આપણા જમાનાના એ મહાન કવિને લાક્ષણિક રીતે બિરદાવે છે.

## ટાગોર

કેવો રે ! જોગી દાઢીવારો,
લાંબી દાઢી સાફેત, સાફેત[1] !
જાણે વ્હેતો સાગર દેખાઈડો,
એવો છબી મધ્યે બેઠાઈડો :

આખું માથું ઉઘાડું રાખનારો,
ખભે ખેસ લાખેન લાખેન !
એ તો થૈ ગ્યો મોટો ગીનારો
સાખ ચોપડાં દેહેન, દેહેત;[2]
ઘેર ભણીને પાક્કો થિયેલો
કા'રે નિહારે ઉનો ગિયેલો ![3]

નવા નવા તરાડો કાઢનારો,
નંઈ ઓધો લેહેત લેહેન ;[4]
કોણ એના જેવો થનારો
કરી ગ્યો જે ઓનામ લવારો.

જેને નામે તેણુંયે સોહેન,
સાએર સાએર, ફોહેન, ફોહેન.[5]

—પતીલ

૧. સફેદ; ૨. પુસ્તકો સાક્ષી દેશે; ૩. નિશાળે ક્યારેય ગયેલો ! ૪. હોદ્દો નહીં લેનારો (સરકારી ઈલ્કાબ પદો આપેલા તે); ૫. શાયર–શાયર સૌ કહે છે.

# એ પણ લાશ !

મેડિકલ-વિદ્યાર્થી, મારો મિત્ર,
લઈ ગયો આગ્રહ કરીને ખૂબ
કેટલા દિવસો પછી આવી છે, હાશ !
ફૂટપાથ પર કચડાયલી
બિન વારસી એક લાશ.
કેટલા દિ'થી પ્રયોગો ના કર્યા
આજ તે પૂરી થવાની આશ !
લાશ, હા હેતુ સમી એક લાશ
મોટર બની, રાહ નક્કી'તો ખાસ
પોલીસોએ પાડવી
બિનવારસી તે લાશ.
ચીરતા નકશામાં જોઈ
–આંખ વિનાની શકે શું જોઈ
કે મને મૃત્યુ પછી આપી રહ્યા શો ત્રાસ !
'શોધ, ભાઈ શોધ એ હૈયા મહીં'
શા શા છુપાયા ભાવ ને શી છે છુપાઈ પ્યાસ.
હાથની રેખા ય જો જો
ભીખને કાજે કચહીં' લંબાયેલા ?
આશિષ માટે યે ખરા ?
સ્વર્ગમાં કે નર્કમાં ? એ ક્યાં ગયો ?
કે પછી એ ભૂત દુનિયામાં થયો ?
વળી પૂરી રૂહી ગૈ શું કોઈ કામના ?
પગની રેખાયે જુઓ, ક્યાં ક્યાં ગયા ?
ક્યાં જવાનાં એનાં અરમાનો હતાં ?
પડખાંય જોજો, સિંહ શય્યાએ સુવારી
મેળવી'તી હૂંફ કોઇ દિલની ખાસ ?'

'આ બધા તો કલ્પનાનો ભાસ
ચૂંથીએ કેવળ અમે તો હાડકાં ને માંસ !
આરોગ્યનો વેપાર કરવા કાજ
ચીરીએ મુર્દાને કેવળ આજ.
જીવતાં જેને ન કો' એ ઓળખ્યો
તો હવે શું જાણવું–જ્યારે ટળ્યો !'
મેં કહ્યું: 'ધંધો તમારો આ બળ્યો !'
હોલ છોડી એ જ ફૂટપાથે વળ્યો
જઈ ઊભો હું, માનવી એ જ્યાં મર્યો
રાત્રીએ, ઊભો રહ્યો ત્યાં વાટ જોઈ
કે અહિંયાં આવશે ઊંઘનાર કોઈ
પૂછવું તેને કે તારી શી ય આશ ?
જિંદગીમાં વણશમી શું કોઈ પ્યાસ ?
એમ હું જાણીશ તે મરનારને
કે હશે ઊંઘનાર પણ જીવંત લાશ ?

—રતિલાલ 'અનિલ'

જીવતો માણસ અડફટે ચડે છે, રઝળે છે, અટવાય છે. મર્યા પછી એ દાક્તરી વિદ્યાના વિદ્યાર્થીનું જ્ઞાન વધારી શકે છે. પણ એ આંખ, એ હાથ, એ પગ—એને શાં અરમાન હશે, એ પગે એને શાની શોધમાં ક્યાં ક્યાં રઝળાવ્યો તે એનો વિષય નથી। આથી કવિ, મરનારની જગ્યા બીજું કોઈ ફૂટપાથ પર લેશે જ (કારણ કે ફૂટપાથ ખાલી રહેતી નથી) એમ માનીને, એના અરમાનની ભાળ કાઢવા જવાનું વિચારે છે. ત્યાં જ એને પ્રશ્ન ઊઠે છે : એ જીવતો છતાંય લાશ નહિ હોય, એની શી ખાતરી ?

## અનાજ : અલી સરદાર જાફરી (ઉર્દૂ કવિતા)

किसानों की सुन्दर कन्याएँ मुझ पर आसक्त हैं
जिनके आँचलों ने प्रेमपूर्वक मुझे उठाया
मिट्टी की गहरी तहों में मृत्यु के टूँढ़ते हाथों ने मुझे टटोला
परन्तु मुझे पा न सके।
मेरी फूलने-फलने की उत्सुकता मुझे मिट्टी में से लेकर उठी
हरी कोंपल ने मुझे अपनी हथेली में छुपाया
मृत्यु से दूर परन्तु मृत्यु की एक नींद ले चुकने के बाद

वसन्त ऋतु के मधुर पवन के झोंके ने मुझे जगाया
जब बालियाँ फूलीं तो खेतों पर यौवन आया
इन अप्सरा-पुत्रों ने अपने बालों में मुझे सजाया
(सूरज की) गुलाबी किरन ने मेरी छाती में सोना भरा
और पवन ने मुझे अपने झूलों में झुलाया
मैं रकाबी तथा प्याले में महक सकता हूँ
मुझे केवल ओंठों तथा कपोलों की छाया चाहिए।

# નવયુગનો પ્રથમ પ્રહરી

## [ આદ્યસુધારક મહેતાજીને બીજી વારનાં પ્રણામ ]

—ભોગીલાલ ગાંધી

ગયા અંકે આપણે મહેતાજીનાં પ્રથમ દર્શન કર્યાં :

એક સાદો સીધો આદમી : સુરતની સરકારી નિશાળનો મહેતાજી : નાનપણથી વાંચનનો નાદ લાગ્યો. મુંબઈમાં જઈ ભણ્યો, વતન સુરત પાછો આવ્યો. ગુજરાતી શાળાનો મહેતાજી બન્યો. ને મૂળ સ્વભાવે હિંમતવાળો—ભૂતપ્રેતની વાતમાં તેનો વિશ્વાસ રહ્યો નથી...ત્યાં તો વળી વિધુર બન્યો; અને એને જીંદગીમાં પહેલીવાર વિધવાની દુર્દશાનો ચોંકાવનારો ખ્યાલ આવ્યો. એનું હૈયું કકળી ઊઠયું. ચકલે ચકલે...મહોલ્લે મહોલ્લે ફરી એણે વિધવા વિવાહનો ઉપદેશ આપવા માંડ્યો: કોઈ એ ગાળો ભાંડી, કોઈ એ એને હાંકી કાઢયો...કોઈ વિધવાએ એને આશીર્વાદ આપ્યા હશે, તો કોઈ એ વળી મનોમન એવી ય આશા સેવી હશે કે...

અને ખરેખર મધુરી જેવી એક જુવાન વિધવાએ તો વિધુર મહેતાજીને જ કહેણ મોકલ્યું : " હું વરવા તૈયાર છું—તમે તૈયાર હો તો... "

અને મહેતાજીએ ' પાછાં પગલાં ' ભર્યાં ! જીવણરામ ગોરની કન્યા જોડે લગ્ન કરી લીધાં.

પરંતુ-મહેતાજીએ સુધારાનો પંથ ત્યજી દીધો નહિ. વધારે વિસ્તૃત અને વિકટ રાહ પર પ્રયાણ ચાલુ રાખ્યું...

ચાલો આ વિસ્તૃત અને વિકટ પ્રયાણ નિરખીએ.

૧૮૪૩ના જાન્યુઆરીની ૨૭મીએ આરંભેલી પોતાની નોંધમાં મહેતાજી લખી રહ્યા છેઃ

" મારે ઘેર આવતી કાલે મારી સ્ત્રી કુંદન વહુની સંવત્સરી છે, તેથી મૂર્ખ અને અધર્મી લોકોના ધારા પ્રમાણે પોતાનાં સગાંને 'પોતાને ઘેર જમવા તેડીને મરનારને સંતોષવું'...મેં એવો વિચાર ઠેરવ્યો છે જે આવતી કાલે કોઈ સગાંને જમવા તેડવાં નહિ..."

મહેતાજીએ એક પગલું વિચાર્યું તેવો જ અમલ પે કર્યો...આખી ન્યાતમાં ઉહાપોહ જાગ્યો, ને જીંદગી પર્યંત વગોવાયા.

પણ જુવો તો ખરા, કેવું પારદર્શક હૈયું છે ! બડાશ મારવાની વાત તો બાજુએ રહી. પણ નાનીશી કમજોરીય છુપાવવી નથી !. જાતે જ નોંધ કરે છેઃ લોકાભયે ( લોકભયે ) કરીને ત્રણ જણ વેદ ભણેલા બ્રાહ્મણને ( હું જાણું છૌં કે એ ઠેકાણે વેદાર્થ-અનુભવી વિના બ્રાહ્મણ શબ્દ લખવો યોગ્ય નથી ) નોતરાં દઈ આવ્યો..."

પણ—બીજે દિવસે ન્યાતિલાને પડતાં મૂકી ત્રણ બ્રાહ્મણોને જમવા તેડીને મહેતાજીએ શું કર્યું ?

ગીતાનો બીજો અધ્યાય સંભળાવ્યો અને બાદ વળી ઉપદેશ સંભળાવ્યો. ' તેઓ જમવા બેઠા ત્યારે મને દયા આવી કે એઓને કંઈ પણ સન્માર્ગ બતાવવો, તે ઉપરથી મેં તેમને કેટલાક પ્રશ્નો કર્યા—તે મધ્યે, મુઆ માણસને નામે જમવા જમાડવાનો વ્યવહાર કરવો તે ઠીક નથી, તેના કેટલાક દાખલા પણ આપ્યા...'

આ પછી બીજે જ દિવસે...૨૯મી જાન્યુઆરીએ—નાનપરામાં નામીચા લોકોની મંડળી મળી હતી તેમની

વચ્ચે જઈ ભાષણ કર્યું: અલબત્ત, વિષય કાંઈ તીખો તમતમતો ન હતો; વિષય હતો: વિદ્યાભ્યાસનો.

## અજબ અફવા

ત્યાં તો, ૪થી ફેબ્રુઆરી આવી પહોંચી: વસંતપંચમીનો દિવસ છે. એક વરસથી અફવા ફેલાઈ રહી છે કે, આખી પૃથ્વી આ વસંત પંચમીએ રસાતાળ જવાની છે...આખો ગુજરાત દેશ ખળભળી ઊઠ્યો હતો!

મહેતાજીએ આગલે દિવસે જ લખી નાખ્યું હતું:

'આ ઠગાઈની વાત પ્રથમ કાશીમાં કોઈ બ્રાહ્મણોએ ધૂતવાને કાઢી જણાય છે...હું નિશ્ચય જાણું છૌં કે એ મનુષ્યની મુર્ખાઈનું લક્ષણ છે...'

એજ બપોરના બે વાગે હવાડિયે ચકલે થઈ જતાં મારગમાં મરણ પ્રસંગ જોયો. મહેતાજી ઊભા રહી ગયા...ને આબરૂ મેળવવા (દેખાવ સારૂ) રોનારાની અને મુઆ પછવાડે જમવાના ચાલની ઝાટકણી કાઢી નાખી; એક વાર તો ભાષણમાં કહી નાખ્યું: "મરણ પાછળ જમનાર લોહીના ખરડેલા કોળિયા ભરે છે!"

આમ દિવસો ઝડપથી પસાર થાય છે... રોજ મહેતાજી બહાર નીકળે છે: આજે એક ફળીએ તો કાલે બીજે મહોલ્લે જઈ બેસે છે. જ્યાં કયાંય લોકો ઊભાં બેઠાં હોય ત્યાં ઊભા રહી જાય છે. રસ્તે કોઈ મળી ગયું ને પ્રસંગ પડયો તો ત્યાંને ત્યાં; અથવા કોઈ સત્પાત્ર યાદ આવે તો તેને ઘેર જઈ નેય સંસારની ચાલુ બદચાલ અને ખોટા રિવાજની વાર્તા સંભળાવે છે...સૌને મોઢામોઢ, સાચું લાગ્યું તે, બેધડક સંભળાવે છે:

સ્પર્શાસ્પર્શની વાત નીકળતાં ફડ દઈ બોલી નાખે છે: 'ઢેડાને અડકવું નહિ એ તો તમને ઘણા દિવસના અભિમાન-નો અભ્યાસ છે...'

અને એક ઓળખીતી બાઈ શિવરાત્રિ તિરથે જવા અંગે સલાહ લેવા ગઈ; મહેતાજી એ સરળભાવે કહ્યું: "શું કામ ભટકવા જાવ છો? ત્યાં ગયે કાંઈ ફળ નથી... જેવું જળ ઇહાં છે તેવું જળ ત્યાં છે... દાન ધર્મ જો દીન અનાથ પાત્ર જોઈ ને આપશો તો ઈહાં બેઠે ઊગશે; અને ખરી જાત્રા તો તે છે કે, પોતાનુ મન શુદ્ધ કરવું... ઉપરની ચોખ્ખાઈ બતાડીને પુણ્યાત્મા થવા ઈચ્છે છે તે સર્વે ઢોંગી છે..."

## આખાબોલો આદમી

તો વળી, શાસ્ત્રને નામે ગમે તેવાં કર્મોનો બચાવ કરનારને આખું ને આખું સંભળાવ્યું: "નઠારૂં (ખોટું) કહેનાર શાસ્ત્ર હોય તો તેને ચૂલામાં નાંખો..."

અને બીજા કોઈ એવા જ પ્રસંગે સંભળાવ્યું: "ધર્મશાસ્ત્ર તે તમારા અમારા જેવા માણસનું બનાવેલું છે... માટે તેનાં વચનો પર વિચાર કરીને ભરોસો રાખવો ન જોઈએ..."

ત્યાં વળી દિનાનાથ ભટ્ટ પાસે જ બેઠા હતા. મહેતાજીની વાત સાંભળી બડાશ મારતા હોય એમ દિનાનાથ બોલ્યા: "ડાકોર મહાત્મ્યનો ગ્રંથ મેં બનાવેલો છે...સ્વામી નારાયણ પંથનો ગ્રંથ મેં બનાવેલો છે. અને એ ગ્રંથમાં સહજાનંદને ભગવાનનો અવતાર કહ્યો છે!"

મહેતાજી કહે છે:

"આ પ્રશ્ન સાંભળી મારું મન ઘણું દુઃખી થવા લાગ્યું અને તરત હું બોલ્યો કે ભટજી તમે બધા ખોટા ગ્રંથો બનાવો છો એ મોટું પાપ છે...(નિસાસો નાંખીને) હિંદુસ્તાની લોકોની બુદ્ધિ બગડી ગઈ છે; તે ખોટા ગ્રંથો ઉપરથી બગડી ગઈ છે...ખોટા ખોટા ગ્રંથ જુદી જુદી વાતો પારકે નામે બનાવશો નહીં..."

મહેતાજીનું કહેવું ત્યાં બેઠેલા સઘળા લોકોને કડવું લાગ્યું...પછી એ વાત 'ચાબુક' (મુંબઈથી પ્રસિદ્ધ) નામે વર્તમાનપત્રમાં છાપી પ્રસિદ્ધ કરવા મોકલી આપી.

આવી આવી હકીકતોનો પાર નથી.

## વિધવાને સ્પષ્ટ ઉપદેશ

પણ રખે કોઈ માની બેસતા કે મહેતાજી બધી વાતો ડહોળે છે, પણ વિધવા વિવાહની બાબતમાં તો હવે મોં સીવી જ લીધું હશે.

મહેતાજીના ચરિત્ર લેખક શ્રી. મહીપતરામ પોતે આટલું તો સ્વીકારે છે:

"વિધવાના નિરપરાધીપણા વિષે અને તેમને પુનર્લગ્ન

કરવાની રજા આપવાના વ્યાજબીપણા સંબંધી તેમનો અભિપ્રાય કાંઈ બદલાયો નથી; અને કોઈ પૂછે તો સાચો ઉત્તર દેતા."

અને સવાલો તો પૂછાતા જ રહ્યા ને મહેતાજી સાચો ઉત્તર ખુલ્લેઆમ આપતા જ રહ્યા :

"છીનાળવું કરવું, ધાત (ગર્ભપાત) કરવો, ઔષધ ખાઈ જીવ ખોવો એના કરતાં નાતરું કરવું અને સુખેથી મોજ કરીને છોકરાં જીવતાં રાખવાં એ ઘણું જ સરૂં છે..."

મહેતાજી સવાર કે સાંજ, રાત કે દિવસ જોતા નથી. જ્યાં માનવીઓ વસે છે, ને જ્યાં માનવી મૂંઝાતો રુંધાતો જીવે છે, ત્યાં મહેતાજી આપમેળે જઈ પહોંચે છે: જે કોઈ મળ્યો, જેને ઘેર જઈ શકાયું, જેને આંગણે ઊભા રહી જવાયું ને જે કોઈને જિજ્ઞાસા થઈ એ સૌને મહેતાજી સત્યનો સંદેશ પહોંચાડે છે.

અને વાતોની પદ્ધતિ પણ એવી જ—નરસિંહ મહેતાના જેવી જ્ઞાન-ગોષ્ઠીની; પ્રાતઃવંદ્ય સત્યકામ સોક્રેટીસના જેવી 'ડાયલોગ'ની, સવાલ-જવાબ : સંવાદની.

## મહેતાજીના સાથીદારો

પરંતુ હવે મહેતાજીનો અજંપો વધ્યો છે...હવે મંડળી કાઢી વિસ્તાર કરવા એમનું મન તલસી રહ્યું છે. મનોમન ઢાંચો વિચાર્યો છે, નીકટના સાથીઓ સાથે ચર્ચ્યો છે.

આ સાથીઓમાં જેમનો સૌથી મોટો સહારો છે એ છે દાદોબા પાંડુરંગ.

દાદોબા દક્ષિણી સુધારક છે. અંગ્રેજ સરકારે સુરતમાં પહેલી અંગ્રેજી નિશાળ ૧૮૪૨માં શરૂ કરી તેમાં દાદોબા પાંડુરંગ મદદનીશ શિક્ષક છે. દાદોબા શાંત સુધારક છે ને ઊંડા અભ્યાસી છે. ૧૮૪૦માં ઈશ્વરચંદ્ર વિદ્યાસાગરની પ્રેરણાથી 'પરમહંસ મંડળી'ની સ્થાપના કરનારાઓમાં તેઓ અગ્રણી મંત્રી હતા.

દાદોબા પ્રતિ મહેતાજીને આદર છે :

મહેતાજીને દાદોબા માટે પ્રીતિ છે.

ત્રીજા છે દિનમણીશંકર : એ શાસ્ત્રી છે; ને કર્મકાંડી આચાર્ય છે. પણ એય જાણે છે ને સમજે છે કે મહેતાજી અને દાદોબાનો સુધારાનો પંથ સાચો છે. પણ સાચી વાત કહી નાખે છે: "મારાથી પ્રસિદ્ધ રીતિયે બોલાશે નહિ..."

ચોથા છે દલપતરામ ભગુભાઈ : ધર્મમિત્ર શિક્ષક. સુધારાને એમનોય ટેકો છે.

અને પાંચમા દામોદરદાસ : બે વરસ પહેલાં જ ૧૮૪૨માં 'પુસ્તક પ્રસારક મંડળી' સ્થાપી સુરતમાં શિલાછાપ-છાપખાનું લાવનારી આ જ સુધારક મંડળી.

આ પાંચ દદ્દાઓ સુધારાના સ્થંભ છે. બીજાય સાત આઠનો સાથ મળ્યો.

મંડળીના ઉદ્દેશો ઘડાઈ તૈયાર થયા.

* હજારો દેવદેવીઓ નહિ, એક જ ઈશ્વર.
* હજારો પંથો જાતો નહિ, મનુષ્ય માત્ર એક જાતિ.
* મનુષ્યમાત્રનો ધર્મ એક છે : માનવ ધર્મ.
* ઉત્તમ અધમનો આધાર ગુણ ઉપરથી, કુળ ઉપરથી નહિ
* વિવેકને અનુસરીને કર્મ કરવાં. (શાસ્ત્રમાં લખેલું છે માટે નહિ.)
* ઈશ્વરાનુગ્રહાર્થ ભક્તિ કરવી (સંસારી સ્વાર્થ માટે નહિ.)
* સદ્‌માર્ગની શિક્ષા સર્વને કહેવી (ખુલ્લી રીતે કશા ભય વિના કહેવી.)

## માનવ-ધર્મસભા

૧૮૪૪ના જૂનની ૨૨મી તારીખે **'માનવધર્મસભા'**-ની સ્થાપના પણ થઈ.

અને સામો વાવંટોળ જાગ્યો. મહેતાજી તો સુધારક તરીકે એટલે 'નાસ્તિક' અને 'ધર્મભ્રષ્ટ' તરીકે વગોવાયેલા હતા જ. તેમના સાથીદારો (ચાર દદ્દા)માંના દાદોબા પાંડુરંગની પણ છાપ એવી જ હતી. લોકોને એવી ધાક પેસી ગયેલી કે, આ સુધારાવાળા તો લોકોને વટલાવી ખ્રિસ્તી બનાવવાની નેમ ધરાવે છે.

અગાઉ બનેલું પણ કૈંક એવું ખરું.*

* ૧૮૪૦માં ઈશ્વરચંદ્ર વિદ્યાસાગર બંગાળથી મુંબઈ આવેલા અને ત્યારે તેમની પ્રેરણાથી 'પરમહંસ મંડળી'ની સ્થાપના થયેલી. તેના મંત્રી દાદોબા પાંડુરંગ હતા. આ મંડળીનું કામ ગુપ્તપણે ચાલતું હતું : જાતિભેદ તોડવાનો તેમનો મુખ્ય આશય હતો. તેથી તેમાં મુસ્લિમ સભાસદોને પણ દાખલ કરેલા. અને

વળી મંડળી બાંધવાનો રિવાજ એ જમાનામાં નવો હતો. લોકોમાં અજ્ઞાન અને અંધશ્રદ્ધાનો પાર ન હતો :

ધર્મગ્રંથોમાં અંધશ્રદ્ધા, મૂર્તિપૂજા, દેવદેવીઓની પૂજા, તિર્થાટન, લગ્ન, મરણુ અને બીજા પ્રસંગના રિતરિવાજો, ફરજીયાત વૈધવ્ય, અડવું આભડવું, ખાદ્યાખાદ્ય, જ્ઞાતિભેદ એ બધાં ધર્મનાં લક્ષણુ ગણાતાં; અને ભૂતપ્રેત, જાદુમંતર તથા શકુન અપશકુનમાં ભારોભાર શ્રદ્ધા રાખતા.

(એ વખતે જ શુ કામ? **આજેય** આમાની કઈ માન્યતાને પ્રજાએ અધર્મ અથવા અયોગ્ય ગણીને તિલાંજલિ આપી દીધી છે ?)

આ બધાનો વિરોધ કરવો એ જેવી તેવી આકરી કસોટી ન હતી. કેમ કે જૂની માન્યતાઓ અને આચાર-વિચારો સામે અવાજ ઉઠાવવો એટલે હિંદુ ધર્મના આધાર સ્થંભો સામે જ ચઢાઈ કરવી !

આવી સ્થિતિમાં મહેતાજીએ **માનવધર્મ સભાનો** આરંભ કર્યો !

ચાલો, **માનવધર્મ સભાની** બેઠકોનો પરિચય કરીએ :

* તા. ૨૯ જૂન, ૧૮૪૪ની બેઠક :

આસરે બે ઘડી રાત્ર ગઈ એટલે એક ખ્રિસ્તી ધર્મનો બોધક કોઈ ભાટિયો હતો તે આવ્યો; તેણે પોતાના સંબંધી કેટલીએક વાતો કહી વાદ કીધો...તેણે બાઈબલ જ સાચો ગ્રંથ છે એવું કહ્યું; ને તેની ખાત્રીમાં જણાવ્યું: "હુંને (મને) ખ્રિસ્ત પોતે આવીને કહી જાય છે."

મહેતાજીએ સ્પષ્ટ વાણીમાં ઉત્તર વાળ્યો: "ભાઈ, જેમ બીજા **પાખંડ ધર્મવાળા** લોકો અંધારા કુઆમાં એટલે અજ્ઞાનમાં પડેલા છે, તેમ તમે પણુ ઠગાઈને શું કરવા એ કુઆમાં પડી રહ્યા છો ?..."

વળી, આ જ બેઠકમાં મહેતાજી હિંમતથી લોકમાં ચાલતા ધર્મ માર્ગોની તથા જ્ઞાતિ ભેદની વિરૂદ્ધ બોલ્યા...

* તા ૬ જુલાઈ ૧૮૪૪ની બેઠક:

૪૦ માણુસો આવ્યા છે.

મહેતાજી બોલે છે: "સાંભળો, આ જગતમાં જે જે લોકોએ આચાર્યોના વેશ લઈને પાખંડ ધર્મ ચલાવેલા છે તે સારા માણુસોના વિચારને ઉલટા સુલટા કરીને તથા શાસ્ત્રીઓને પોતાને ઘેર ચાકરીમાં રાખી વેદ ઉપનિષદના અર્થને વ્યાકરણુના બળથી ફેરવીને પોતાનું મહાત્મ્ય તથા પોતાના અને પોતાના વંશના લોકોના ભરણુપોષણુને અર્થે ફેરફાર કરાવેલા છે, એવા પોતે તથા પોતાના વંશને પૂજાવનાર જે જે ગુરૂઓ છે તથા થયા છે તે સર્વ ઠગ છે, એમ જાણુજો...એ ઠગની સામે તમે પરમહંસ થાઓ..."

આ પછી રણુછોડદાસ ગિરધર બોલ્યા: 'વાદવિવાદ કરવાથી માણુસોને જ્ઞાન પ્રાપ્ત થાય છે માટે તેવો ઉપાય કરવો......'

દાદાભાઈ પારસીએ ભંગીઆને અડકવુ કે નહિ—એવો સવાલ પૂછયો.

કૃષ્ણાજી પંથ દક્ષિણી બ્રાહ્મણે પ્રશ્ન કીધો કે તમે પરમેશ્વરને નિરાકાર કહો છો કે સાકાર ?

તો વળી, લાડકુબા આત્મારામે જીવહિંસા વિષે પ્રશ્ન પૂછયો......

પ્રશ્નો પુછાઈ રહ્યા છે......

મેતાજીએ કહ્યું : "જેની નજરમાં આવે તે ઉત્તર દ્યો." કોકવાર વળી દાદોબા હોય છે તો તે ઉત્તર આપે છે, ને કોઈ વાર વળી અંદર અંદર બીજા પણુ જવાબ આપે છે ખરા...પરંતુ સૌ કોઈની આંખો ખાસ તો મહેતાજી પર ઠરેલી હોય છે...અને એમને માથે મુખ્યત: જવાબો આપવાની ફરજ આવે છે...મહેતાજી ખુલ્લા ને નીડર જવાબ આપે છે.

આ બેઠકોમા શાસ્ત્રી દિનમણિશંકર જેવા વિદ્વાન પણુ કદિક બિરાજે છે. અને નમ્ર ભાવે વિનતિ કરતા સંભળાય

**ગુપ્ત રીતે સહભોજન** કરતા; ખ્રિસ્તી યા મુસ્લિમને હાથે તૈયાર કરેલ પાંઉરોટીના ટુકડા સભાસદોને આપવામાં આવતા તે સાથે મિસીને ખાતા !

આ ઉપરાંત, બંગાળના કેટલાક આગેવાન બ્રાહ્મસમાજી સુધારકો-નો અતિશય ઝોક ખ્રિસ્તીધર્મપ્રતિ હતો. વધારામાં વળી, ખ્રિસ્તી પાદરીઓ જે નિશાળો ચલાવતા તેમાં બાયબલનો અભ્યાસ કરાવવા-માં આવતો હતો...તેમાં વળી સુરતમાં જ એક પારસીને ખ્રિસ્તી બનાવવાનો બનાવ બન્યો ! આથી સુરતની પ્રજા ઊકળી ઊઠી... અને છેવટે સરકારી અંગ્રેજી શાળાના હેડમાસ્તર ગ્રીન તથા આસિસ્ટન્ટ દાદોબા અને મહેતાજી દુર્ગારામે વચ્ચે પડી પારસી વિદ્યાર્થી નવરોજી પારેખને પાછો તેના ધર્મમાં દાખલ કરાવ્યો હતો.

છે: "મારું અજ્ઞાન નિવારણ કરો...મર્યા પછીની વલે—ની વાત કરો..."

કોક વાર વળી મહેતાજી ઉપર તરેહ તરેહના આક્ષેપો પણ થાય છે! ગોવર્ધનદાસ કહે છે: "તમારો વિચાર તો લોકોને વટાળવાનો છે!"

મહેતાજી જવાબ આપે છે: "એ જ તમારી મોટી ભૂલ છે કે અન્નજળથી વટળવું માનો છો...જે અભિમાની લોકો થઈ ગયા છે તેણે પોતાનો-પંથ બળાત્કારે ચલાવવા સારૂ અન્નપાણીની બંધી કરીને લોકોને દુઃખમાં નાખ્યા છે, માટે ફાંસીઆઓની ફાંસીમાંથી છૂટવું હોય તો એ મેલ મનમાંથી કાઢી નાખો..."

## સ્વસ્થ બોધ

આવાં વેણ સાંભળતાં કોઈને 'તામસ' ભરાઈ આવે છે—પિત્તો ઊકળી જાય છે...ત્યારે મહેતાજી સ્વસ્થ બોધથી એને ય શાંત પાડે છે...અને એવા અસહીષ્ણુઓને આવી બેઠકોમાં ફરી ન આવવાનું ય કહી નાખે છે!

તો વળી કેટલાક લોકો મહેતાજીને ખુલ્લંખુલ્લા મનના વિચારો જાહેર ન કરી દેવા 'વ્યવહારૂ સલાહ' પણ આપે છે. મહેતાજી જવાબ આપે છે: "આપણે પોતાની આબરૂ સંભાળીને સાચું જ્ઞાન સંતાડી રાખવું એ કંઈ સદ્વિચાર નથી...'

આમ, મંડળી દર અઠવાડિયે મળ્યે જાય છે...કોક વાર ૧૦–૧૫ તો કોક અઠવાડિયે ૫૦-૬૦ માણસોની હાજરી રહે છે. દશેરા ને દિવાળીના દિવસોય ખાલી પડતા નથી. અને વિષયોમાં—ઈશ્વર, જીવ, આત્મા, એકેશ્વર, આત્મકલ્યાણથી માંડી મૂર્તિપૂજા, મુઆપછીની દશા, ગુરૂ, શ્રાદ્ધ, જોશ, ગ્રહણ, મુહૂર્ત, જન્મપત્રિકા, તથા હજાર પ્રકારના રિતરિવાજો અને આચાર વિચારો ઉપર ચર્ચા થાય છે.

હિંદુઓ આવે છે, મુસ્લિમો ને પારસી પણ આવે છે...અને દિવસે દિવસે માનવધર્મસભાની બેઠકો માટે પ્રજામાં ઉત્સાહ વધી રહ્યો છે.

એક દિવસ કૃષ્ણાજી પંથ નામનો ભાવક ગૃહસ્થ મહેતાજીની સાથે ચકલામાંથી પસાર થઈ રહ્યો છે. ચકલા વચ્ચે કોઈએ 'ઉતાર' (ભૂતપ્રેતનો ઉતાર) મૂકયો હતો, તે જોઈને મહેતાજીએ કૃષ્ણાજીને કહ્યું, આ ઉતારમાંનાં કેળાં લઈ લે... કૃષ્ણાજીએ ના પાડી... મહેતાજીએ જાતે ઉઠાવીને એની સામે ધર્યાં... કૃષ્ણાજી તો એવો ગભરાઈ ગયો કે જીવ લઈ ને નાઠો...

મહેતાજીએ આ પછી કૃષ્ણાજીને ફરી ફરી બોધ આપ્યો ને કૃષ્ણાજીના ચિત્તની વહેમ-ભ્રાંતિ દૂર કરી...

કૃષ્ણાજી આભારવશ છે. મહેતાજીની નિંદા થતી સાભળે છે ત્યારે ઘણો દુઃખી થઈ બોલે છે: "ભ્રાંતિથી મુકાવવું હોય તો મહેતાજી પાસે જાઓ..."

## રાષ્ટ્રીય ઇતિહાસનો ગૌરવદિન

માનવધર્મસભાની બધી બેઠકોમાં ૧–૯–૪૪ને રવિવારની બેઠક વધુ નોંધપાત્ર છે.

તા. ૨૯ ઓગસ્ટને ગુરુવારનો દિવસ હતો. ગુજરાતના રાષ્ટ્રીય ઈતિહાસનો આ એક ગૌરવભર્યો ખંડ છે.

સરકારે મીઠા ઉપરના દાણમાં વધારો કર્યો હતો. આખું શહેર રોષે ચઢયું હતું. સર્વવ્યાપી જંગી હડતાલ શહેર આખામાં પડી હતી. આમ પ્રજામાંથી આગેવાનો જાગ્યા હતા... મોટા મોટા લોકોને દરવાજે જઈ, ઘણો આગ્રહ કરી તેમને સાથે લઈ, અદાલતે ફરિયાદે પહોંચ્યા હતા. પરંતુ અદાલતના દરવાજાના આગળા આજીજીઓથી ખૂલ્યા નહિ. લોકો રોષે ચઢયા... ઝપાઝપી શરૂ થઈ...મારામારી જામી! સિપાઈઓ ઘવાયા, ને રૈયતના માણસો પણ ઘવાયા...મામલો વિફરવા લાગ્યો. લોકોએ કિલ્લા પર હલ્લો બોલાવ્યો.

૩૦ હજાર નગરજનો જાણે જંગે ચઢયા હતા! હિંદુ ને મુસલમાન સૌ એક બની ઝૂઝતા હતા.

રાત પડીને લોકો વિખરાયા...

પણ બીજે દિવસે વળી એજ મક્કમતા અને શૂરથી કિલ્લા પર પથ્થરમારો બોલાવ્યો...

અંગ્રેજો રાતભર કિલ્લામાં જ રહ્યા.

ત્રીજે દિવસે ય વળી એ જ રંગ...એ જ જંગ!

સરકારને ખાત્રી થઈ પ્રજા અણનમ છે...

અને એજંટ ગવર્નર તથા જજ (ન્યાયાધિશ) બંને જણાએ આગેવાનોને મસલત માટે બોલાવ્યા...અને જણાવ્યું

કે 'મોટી સરકારમાં લખીએ છીએ તેનો જવાબ આવતાં સુધી મીઠું જેમ વેચાય છે તેમતું તેમ વેચાશે...' અને આ મતલબનાં જાહેરનામાં શહેરમાં ચોટ્યાં, થાળી પિટાવી... દંગલ શાંત પડયું

## ધન્ય છે સુધારકોને

આ પ્રસંગ ગુજરાતના ઇતિહાસનો એક ગૌરવભર્યો પ્રસંગ છે. આ પ્રસંગ પછી ૧લી સપ્ટેમ્બરે મળેલી બેઠકમા આની ચર્ચા ઊપડી. લોકસેવકની ખરી કસોટીનો પ્રસંગ ઉપસ્થિત થયો.

લોકોએ દંગલ મચાવ્યું તેની ટીકા કોકે કરી; કોકે અરજી કરવી ઘટારત હતી એવું જણાવ્યું...સૌની વાત શાંત ચિત્તે સાંભળી લીધા પછી મહેતાજી અને દાદુબાએ મનની વાત બેધડક રીતે જાહેર કરી દીધી :

"અરજી કરવી ઘટારત ખરી; પણ ક્યારે કે જ્યારે રાજા હોય ને પ્રજાનો વિચાર લઈને કંઈક કરે ત્યારે—પણ જો તેમ ન કરે ને પ્રજા ઉપર જુલમ કરે, તો પ્રજાએ રાજા સામે લડીને રાજાને શિક્ષા કરવી, ને રાજ્ય બીજા રાજાને સોંપવું. ને જે એવા કામમાં મદદ કરે તો તે સારા માણસનું લક્ષણ છે; ને એવા કામમાં પ્રજા મધ્યેના માણસોને મરવાની કંઈ ચિંતા નહીં. કેમકે જુલમગાર રાજાઓથી પ્રજાનું રક્ષણ થાય તેમાં મોટો પરોપકાર છે. સાંભળો, રાજાનું રાજ્ય પ્રજાના કલ્યાણને અર્થે છે, પ્રજાના ઉપર સમભાવ રાખવાને અર્થે છે; પણ તેમ ન કરે ને ઊલટી પ્રજાને પીડા કરે, દરિદ્રી કરે. એક દેશની પ્રજા ઉપર કૃપા રાખીને તેને ધનવાન થવાનો ઉદ્યોગ કરે, ને બીજા દેશની પ્રજાને નિર્ધન કરવાને ઇચ્છે. તો તેવા રાજાના સામુ લડીને ધર્મ-બુદ્ધિના ચાલનાર રાજાને રાજ્ય સોંપવું જોઈએ. અમારું બોલવું કેવળ અંગ્રેજોને જ વાસ્તે નથી. પૃથ્વીપરના સર્વ રાજાઓને વાસ્તે છે...રાજા પોતે જ પ્રજાને દુઃખ કરવા ઇચ્છે તો પ્રજાએ પોતાના હાથનું બળ રાજાને બતાવવું ને પરમેશ્વરની સહાયતા માગવી."

ધન્ય છે મહેતાજીને... ધન્ય છે દાદોબા પાંડુરંગને.

આ પ્રસંગને અંગે મહેતાજીના ચરિત્ર લેખક શ્રી મહીપતરામ લખે છે તે સાચું છે :

"આ ભાષણ ઈ. સ. ૧૮૪૪ને બદલે ઈ. સ. ૧૮૭૮માં (અંમલના દંગલ વખતે) કર્યું હોત તો તેમને તેમના જીવતરનો બાકીનો ભાગ કાળે-પાણીએ ચઢી આંદામાન બેટમાં કાઢવો પડત...!"

ખેર...

આ જ વાત ફરી પાછી તા. ૮-૯-૪૪ની બેઠકમાં પણ નીકળી...

## નવયુગનો સંદેશ

સભામા હાજર રહેલામાંના ગોરધનદાસ ઊકળીને બોલતા હતા: "હું ખરેખરું કહું છું કે, અંગ્રેજના રાજથી પ્રજા નિર્ધન થઈ ગઈ, વ્યાપાર તૂટી ગયો; એ દુઃખની આગળ બીજાં ઘણાયે સુખ હોય તે પણ અસ્ત પામી જાય છે... આ પ્રમાણે અંગ્રેજોનું રાજ્ય પાંચ પચાસ વરસ રહેશે તો સઘળી પ્રજા દરિદ્રી થઈ જશે..."

મહેતાજી તથા દાદોબાએ કીધુ: "ખરી વાત કહો છો ભાઈ, ખરી વાત; હમે પણ એમ જાણીએ છીએ...પણ એમાં **વાંક સઘળો** આપણા લોકોનો જાણવો..." એમ કહી વર્ણાશ્રમ ધર્મ અનુસાર અમુક જ લોકો શસ્ત્ર બાંધે તેવી પ્રણાલીની ટીકા કરી; આચાર્યો પણ રાજાની માફક સુખ ભોગવવાની જ ઇચ્છા રાખે, પ્રજાની તેમને કંઈ ચિંતા નહિ, એની ટીકા કરી: "આ આપત્તિકાળે સૌ પ્રજા શસ્ત્ર ધરીને લડતી રહી હોત તો સ્વદેશ રક્ષણ થયા વિના રહેત નહિ... માટે ઠપકો અમે આચાર્યોને દઈએ છીએ... આપણા દેશમાં જે લોકોનું એકચિત્ત તૂટી ગયું છે, તે ભિખારી ગુરુઓની ઊંધી ઊંધી સમજણો આપ્યાથી તૂટી ગયું છે... બીજું, આપણા દેશના લોકો વિદ્યાનો અભ્યાસ કરતા નથી. દેશદેશનાં વૃત્તાંતો વાંચતા નથી, તેથી અજ્ઞાન વધી ગયું છે. વળી જૂના કાળના શાસ્ત્ર ઉપર ઘણો ભરોંસો રાખે છે; કંઈ વિચાર કરતા નથી...ધર્મના અટકાવે વહાણમાં બેસીને દૂર દેશ જાતા નથી, માટે પરદેશની કળા કૌશલ્યોમાં જાણતા નથી...એ માટે જ વ્યાપાર સર્વ ટૂટી ગયો છે; માટે હવે તો એક જ ઉપાય છે કે વિદ્યાકળામાં જાણીતા થવું. નીતિમાન થઈને સરકાર પાસે પોતાનો ખરો હક્ક માગવો. બાકી એ વિના બીજો કંઈ ઉપાય છે નહીં."

૧૮૪૪માં—નવયુગની વહેલી પરોઢે મહેતાજીએ બોધેલો આ લોકજાગૃતિ અને લોક-ઉત્કર્ષનો રાહ હતો...

વાર્તા

# અજાતક કથા

—સુરેશ જોષી

પ્રસ્તાવના ]

ભગવાને મને બોલાવીને કહ્યું : 'હવે તારે ફરી જનમ લેવાનો વખત થયો છે. તારાં પુણ્યોનો હિસાબ જોતાં તને તારું જન્મસ્થાન તથા જનેતા–જનક પસંદ કરવાનો અધિકાર પ્રાપ્ત થાય છે, માટે તું નારદમુનિ સાથે પૃથ્વી પર જઈને જન્મસ્થાન તથા માતપિતાની પસંદગી કરી આવ કે જેથી બનતી ત્વરાએ તારા જન્મની વ્યવસ્થા કરી શકાય.'

હું ને નારદમુનિ પૃથ્વી ઉપર આવતા હતા, તે દરમિયાન અન્તરિક્ષમાં ઘણા આત્માઓનો અમને ભેટો થયો. નારદમુનિએ એમને કુતૂહલથી પૂછ્યું: હે આત્માઓ, શાથી જે આટલી મોટી સંખ્યામાં તમે પૃથ્વી છોડીને આવી રહ્યા છો ?

એ આત્માઓ પૈકીના એકે જવાબ દીધો : હમણાં પૃથ્વી ઉપર મહાયુદ્ધ ચાલી રહ્યું છે. એમાં લાખ્ખોની સંખ્યામાં સંહાર થયો હોવાથી અમે અમારું કર્મફળ ભોગવવા જઈ રહ્યા છીએ.

પૃથ્વી પર પગ મૂકતાં જ મેં એક અદ્ભુત દૃશ્ય જોયું; કરોળિયાની જાળમાં માખી પકડાઈ હતી, ને તે કરોળિયાને કહી રહી હતી : ભાઈ, તારો પાડ માનું છું, હવે તું મારો અંત આણ, પણ કરોળિયો સાવ ઉદાસીન હતો. એ સહેજે સળવળ્યો નહીં. જ્યાં હતો ત્યાંથી જ સૂતાં સૂતાં એણે કહ્યું : તને મારીને ખાવાનો મારામાં ઉત્સાહ નથી. મારા પર દયા લાવીને તને જો ખાઉં તો મારામાં વળી શક્તિ આવે, હું વળી જાળું બાંધું ને વળી માખી પકડાય......એનો અન્ત ક્યાં આવે ?

આ સાંભળીને મેં નારદમુનિને કહ્યું: ચાલો આપણે પાછા વળીએ.

એમણે આશ્ચર્ય પામીને પૂછ્યું: કેમ વારુ ? હજુ તો તેં કશું જોયું નથી.

મેં કહ્યું : મેં જેટલું જોયું તેટલું પૂરતું છે. મારે હવે વધુ કશું જોવું નથી. નારદમુનિએ કહ્યું: નારાયણ, નારાયણ ! જેવી તારી ઇચ્છા.

ને અમે પાછા ફર્યા. મને ભગવાન આગળ હાજર કરવામાં આવ્યો. ભગવાને મને પૂછ્યું : કેમ, શો વિચાર કર્યો ?

મેં કહ્યુ : જો આપ રજા આપતા હો તો હું મારો આ જનમ જતો કરવા તૈયાર છું.

ભગવાને કહ્યું : મારા નિયમમાં વ્યતિક્રમ ન થાય. જનમ તો લેવો જ પડે.

મેં કહ્યું: તો ભલે, હું આપની આજ્ઞા માથે ચઢાવીશ. પણ જન્મવાની પરિસ્થિતિમાંથી હું મારી યુક્તિથી છટકી જાઉં તો આપ એને અપરાધ ન ગણશો એટલી જ મારી વિનંતિ છે.

ભગવાને કહ્યું: વારુ, તથાસ્તુ.

કથા ]

મારા ગર્ભાધાનના મુહૂર્તની રાતે એક ઘટના મને બહુ અનુકૂળ થઈ પડી. વિજ્યા શેઠાણી તથા મનોહરદાસ શેઠને તે દિવસે ઝઘડો થયો હતો. તે રાતે શેઠ શયનગૃહમાં પ્રવેશ્યા ત્યારે શેઠાણી પલંગને એક ખૂણે મોઢું ચઢાવીને બેઠાં હતાં. આથી મેં નિરાંત અનુભવી. શેઠાણીની આ સ્થિતિ જોઈને શેઠ વધારે ધૂંધવાયા. પગ પછાડતા એ પલંગ તરફ ગયા, ને રોષના ફૂંફાડા સાથે બોલ્યા : પણ છે શું ? મોઢું ખોલીને કાંઈ બોલીશ કે નહીં ?

શેઠાણી માથું ધુણાવીને બોલ્યાં : ઉહું.

શેઠ વધારે ચિડાયા : તો તું બેસી રહે મોઢું ચઢાવીને, હું તો આ ચાલ્યો.

શેઠાણીએ ત્રાંસી આંખે જોઈ લીધું શેઠ ઊભા હતા ત્યાંથી એક ડગલું ચસ્યા નો'તા, એટલે એણે મોં વધારે ફુલાવીને કહ્યું: જાવને, જવું હોય તો અબઘડી ચાલ્યા જાવ.

શેઠે ગરજીને કહ્યું: એમ, તારે જોવું છે, તો લે, આ આ ચાલ્યો.

આમ કહીને શેઠે એક ડગલું ઉપાડ્યું ન ઉપાડ્યું ત્યાં શેઠાણી બોલી ઉઠયાં: જો ઉમ્બરની બહાર પગ મૂકયો છે તો મારા ગળાના સમ. ને શેઠ પાછા ફર્યા. પછી ફરી બોલ્યા: તો તું કાંઈ બોલ તો ખરી, હું તે કાંઈ ભગવાન છું, કે વગર કહ્યે તારી વાતની મને ખબર પડી જાય !

શેઠાણી લાડ કરતાં બોલ્યાં: તમને અમારી વાત સાંભળવાની ફુરસદ જ કયાં છે ? રાતના નવ નવ ને દસ દસ વાગ્યા સુધી પેઢી પર બેસી રહો છો. જમી પરવારીને આવીને જોઈએ તો પથારીમાં ઘસઘસાટ ઘોરતા જ હોય ! પછી મનમાં થાય કે આખા દિવસના થાકયા પાકયાને કોણ હેરાન કરે.

વાતાવરણ ફેરવાતું જતું હતું. ધીમે ધીમે પરિસ્થિતિ મને પ્રતિકૂળ થતી જતી હતી. કાંઈક ઉપાય શોધવો પડશે એમ મને લાગ્યું. મેં જે બનતું હતું તે જોતાં જોતાં તરકીબ શોધવા માંડી.

શેઠ શેઠાણીની પાસે જઈ ને બોલ્યા: ઓહો, એમાં આટલી ગુસ્સે થઈ ગઈ ? તું ઊંઘમાંથી જગાડે તો હું કાંઈ તને વઢું નહીં.

શેઠાણી શેઠની વધુ પાસે સર્યાં ને બોલ્યાં: એ તો હવે જોયું જશે. શેઠે શેઠાણીના મુખને પોતાની પાસે ખેંચ્યું. શેઠાણી શરમાઈ ગયાં હોય તેમ થોડો કૃત્રિમ વિરોધ કર્યો. એથી શેઠ વધુ ઉત્તેજાયા ને શેઠાણીના ખભા પકડીને એમને હલાવી નાખ્યાં. આથી શેઠાણી ખુશ થઈને બોલ્યાં: છોડો હવે, તમને તો આવું જ સૂઝે છે.

મારો ગભરાટ વધતો ગયો. મેં મારું ભાવી કલ્પી જોયું. હું પણ આ ઘરમાં જનમ લઈને પેઢીએ બેસતો થાઉં, આંતરડાની બિમારી ભોગવું ને સામે આવી જ એકાદ વધુ પડતી પુષ્ટ ને ભૂખાવળી શેઠાણીનો ધણી બનું...આ કલ્પનાથી મારો ગભરાટ વધી ગયો. હવે તો કાંઈક ઉપાય શોધવો જ પડશે. પલંગની પાસેની દીવાલના ગોખલામાં ઠાકોરજીને વેશે ભગવાન બેઠા બેઠા હસી રહ્યા હતા.

શેઠ શેઠાણીની પ્રણયક્રીડા આગળ ચાલી, મારે શું કરવું ? શેઠાણી હવે સાવ અનુકૂળ બની ગયાં હતાં. શેઠ ઊઠ્યા ને દીવો ઠારી આવ્યા. શેઠાણીના હાથ એમને વીંટળાઈ વળ્યા. મારુ હૃદય ફફડવા માંડ્યું. અંધારામાં મેં ચારે બાજુ નજર કરી. કશું મારી મદદે આવે એવું લાગ્યું નહીં. શેઠાણીના શરીર પર ઉંદર દોડાવું તો ? શેઠને ઠોકર વગાડું તો ? પણ એથી કાંઈ બહુ મોટા અન્તરાય નહીં ઊભો થાય. વખત વહેતો જતો હતો. હું આ પૃથ્વી પર ફરી જન્મવાની પરિસ્થિતિની બહુ નજીક ધકેલાઈ રહ્યો હતો, ત્યાં એકાએક મારી નજર ટેલિફોન પર પડી, ને મેં એકાએક એની ઘંટડી રણકાવી. એની ધારી અસર થઇ. શેઠે શેઠાણીના બાહુપાશમાંથી છટકવાને પ્રયત્ન કર્યો. શેઠાણીએ શેઠને વધારે જોરથી વળગી પડીને કહ્યું: જો તમે ઊઠશો તો હું તમારી જોડે બોલીશ નહીં.

શેઠે કહ્યું: ગાંડી થા મા, કાંઈ અગત્યનું કામ હશે. એક મિનિટમાં શું ખાટું મોળું થઈ જવાનું હતું ?

ને શેઠ શેઠાણીના બાહુપાશમાંથી મુક્ત થયા. ફોનનું રિસિવર કાને માંડ્યું: "હેલાવ, હું આજે રાતે તો નહીં... ના ના...વધારે ઊંડા ઊતરવામાં માલ નથી...આજે તો નહીં જ,...શુક્રવારે ? જોઇશું...વારુ...કાલે. શેઠે રિસિવર મૂક્યું, ત્યારે એમના મુખપર પ્રસન્નતાનું હાસ્ય હતું. શેઠાણી ફરી ધુંધવાયાં. જેવા શેઠ પલંગ પર ગયા કે તરત પૂછ્યું: કોણ હતું એ ?

શેઠે કહ્યું : કોઈ નહીં, એ તો અમથું...

શેઠાણી એકદમ છંછેડાઈ પડીને બોલ્યાં : અમથું બમથું કાંઈ નહીં, બોલો, આજે રાતે કયાં જવાના હતા ? એ ઊંડે ઊતરવાની વાત શી હતી ?

શેઠ ગુસ્સે થયા : એ બધાની તારે શી પંચાત ? અમારે ધંધા અંગે ગમે ત્યાં જવું પડે......

શેઠાણી વચ્ચેથી જ તૂટી પડયાં : જોયો તમારો ધંધો ! એવા તે શા તમારા ધંધા છે કે રાતે...

[ અનુસંધાન પાન ૨૦૭ ઉપર ]

સંગીતના ઇશ્કી મર્હુમ અબુલકલામ આઝાદના કલમે અહમદનગર જેલમાંથી એક પત્ર:



# —મસ્તીભરી આલમ.......

અહમદનગરનો કિલ્લો
૧૬, સપ્ટેમ્બર ૧૯૪૩

સિદ્દિક મુકર્રમ !

બાળકો રબ્બરના રંગબેરંગી ફુગ્ગા જોઈ બહુ ખુશ થાય છે. મને પણ બચપણમાં એનો બહુ શોખ હતો. એક વખત મને થયું કે, આ ફુગ્ગામાં કાણું કરીને જોવું જોઈએ કે એની અંદરથી શું નીકળે છે ? મેં એક સોય શોધી કાઢી ને પછી ફુગ્ગામાં ભોંકી દીધી...એ ઘટનાને તો આજે સુડતાળીસ વરસ વહી ગયાં છે. પણ સાચું પુછાવો તો આજે એવી જ હાલત મારા હૈયાની છે. રબરના ફુગ્ગાની માફક કોઈ એવા જોરદાર તત્ત્વથી આખું હૈયું એવું તસતસીને ભરાઈ ગયું છે કે જે કોઈ ને કોઈ બહાને બહાર નીકળવા બેચેન છે. જો કોઈ હાથ સોયની અણી ઊંચી કરી એમાં ભોંકી દે... તો મને ખાત્રી છે કે એમાંથી પણ એવો જ ઉછાળા મારતો જુસ્સો ઉભરાઈ રહેશે, જેવો એકવાર પેલા ફુગ્ગામાંથી એક અજંપાભરી ચીસ સાથે નીકળી પડ્યા હતો ! પરંતુ...

## હમ બેચૈન હૈં

" બન્યું એમ કે, અમે હજાર મથ્યા મૂંગા રહેવા, હોઠ બીડી રાખ્યા કે જેથી એક શબ્દ પણ બહાર ન પડે, પણ હાય જોનારની આંખ તો બધું જ પામી ગઈ, ને સારું જ થયું કે અમે પણ ચીસ પાડીને નગારાના અવાજની સાથે એ વાત કહી જ નાખી કે: ગમે તેટલો ઉભરો ભલેને આવતો...પણ આ હૈયાના ઘડુલાનું મોં ઢાંકી ઉઘાડું ખુલવાનું નથી ! "

મુસાફરીમાં કામ લાગે એવો એક પોર્ટેબલ રેડિયો સેટ હંમેશાં મારી સાથે લઈને ફરું છું. આ વખતે મુંબાઈમાં મારી ધરપકડ કરી ને મને અહીં લઈ આવવામાં આવ્યો, તે વખતે એ પણ મારા બધા સામાન ભેગો અહીં આવી ગયેલો.

પરંતુ જ્યારે મારો બધો સામાન કિલ્લામાં ( જેલમાં ) લઈ આવ્યા, ત્યારે જોયું તો રેડિયો સેટ એમાં ન મળે. પૂછ્યાં ખબર પડી કે, એને તો બહાર જ અટકાવી રાખવામાં આવ્યો છે. જેલરને એ વિષે પૂછ્યું, તો કહે: કમાંડિંગ ઓફિસરના હુકમથી એ તમને આપવામાં આવ્યો નથી. ને હવે સરકારને એ બાબત પુછાવવું પડશે.

### હૃદયવેધક શેર...

એ વાત તો રહી, પણ ઉમયુનો કોક લશ્કરી અમલદાર અમારી બેરેકની પડોશના કિલ્લામાં આવીને રહેલો છે. એની પાસે એક રેડિયો સેટ છે. કદિક કદિક એના અવાજના મોજાં અહીં લગી ઊછળી આવે છે. ગઈ કાલે રાતે એનો અવાજ બહુ સ્પષ્ટ સંભળાતો હતો. કદાચ બી. બી. સી.નો કોઈ પ્રોગ્રામ હશે. કોઈ વાયોલીનનો બાજીંદો એની કલા દેખાડી રહ્યો હતો. લય એવો હતો, જેવો 'સોંગ્સ વિધાઉટ

વડ'સ' (નિઃશબ્દ ગીત)મા સાંભળવા મળેલો. એકાએક કોક કોકિલ કંઠી ગાયિકાનો દર્દીલો સૂર ઉઠ્યા. ને એણે સાજના આરોહ અવરોહ સાથે મળી જઈને એવી હાલત પેદા કરી દીધી કે, જેનો ઈશારો આપણને ખ્વાજા શિરાજની હૃદયંગમ શેરમાં મળે છે—

"અરે ઓ અવસરના પારખુ ગાયક ! તેં ભલા, અહીં કયો એવો કીમિયો અજમાવ્યો કે, બરાબર તારી ગજલની કડીની વચ્ચે મારી પ્રેમિકાના શબ્દો આવી ગયા !"

## સંગીતની લગની

તમને કદાચ ખબર નહિ હોય, પણ એક જમાનો એવો હતો કે જ્યારે મને સંગીતનો ને એના અધ્યયન પરિશીલનનો બહુ શોખ હતો. શરૂઆત એની આમ થયેલી. ૧૯૦૫ની સાલમાં જ્યારે હું ભણી ગણીને પરવાર્યો ને વિદ્યાર્થીઓને ભણાવવાના કામમાં મશગુલ રહેવા લાગેલો—ત્યારે પુસ્તકો વાંચવાનો મારો શોખ મને વારંવાર એક પુસ્તક વિક્રેતાની દુકાને ઘસડી જતો. 'બેલજલી સ્ટ્રીટમાં' એની દુકાન હતી. ને એની દુકાનમાં એ મોટે ભાગે ફારસી ને કલમી–કિતાબો ખરીદવા વેચવાનો જ ધંધો કરતો.

એક દિવસ એણે ફકિરઉલ્લા સેફખાંના 'રાગદર્પણ' નામના એક ખૂબ જ સુંદર પુસ્તકમાંનો એક નુસ્ખો કહી સંભળાવ્યો. ને કહ્યું : આ ચોપડી સંગીત-વિદ્યા પર લખાયેલી છે. આ સેફખાં ઔરંગઝેબના વખતનો એક અમીર હતો ને ભારતીય સંગીત–વિદ્યામાં ઘણો જ નિપૂણ ગણાતો હતો. એણે એક સંસ્કૃત પુસ્તકનો ફારસીમાં અનુવાદ કરેલો, એ જ પુસ્તક 'રાગદર્પણ' ને નામે મશહૂર થયેલું. આજ વસ્તુ કયાંકથી ખુદાબખ્શને (પુસ્તક વિક્રેતાને) હાથ ચડી ગઈ હતી. આસફજાહના દીકરા નાસિરગંજ શહીદના ગ્રંથાગારમાંથી જડી આવેલ વસ્તુ હતી ને ખૂબ મહેનતથી તૈયાર કરેલી હતી.

હું હજી એની પ્રસ્તાવના પર નજર ફેરવી રહયો હતો, ત્યાં મિસ્ટર ડેનીસન હોસ ત્યાં આવી ચડ્યા. તેઓ એ જમાનામાં મદરસયે આલિયાના પ્રિન્સિપાલ હતા, ને ઇરાની લ્હેકામાં ફારસી બોલવાના બહુ શોખીન હતા. એમણે જોયું કે, એક કાચી વયનો કિશોર ફારસીની એક કલમી કિતાબને બહુ ધ્યાનપૂર્વક વાંચી રહ્યો છે, એ જોઈ એમને ઘણું જ આશ્ચર્ય થયું. ને ફારસીમાં જ મને પૂછ્યું: "આ કયા લેખકનું પુસ્તક છે?'

મેં પણ એમને ફારસીમાં જ જવાબ આપ્યો: 'સેફનું પુસ્તક છે. ને સંગીતકળા ઉપર લખાયેલું છે.'

એમણે હસીને કહ્યું : 'તને એ નહિ સમજાય. ને જો સમજાતું હોય તો ચાલ, મને આ પાનામાં જે લખ્યું છે, એનો અર્થ સમજાવ જોઉં.'

એમણે જે પાના તરફ ઈશારો કરેલો તેમાં પ્રાસ્તાવિક વાતો ને સંગીતના નોખા નોખા પ્રકારોનું વર્ણન કરવામાં આવ્યું હતું. મેં થોડા શબ્દો વાંચ્યા, પણ એમાં કશી સમજ પડી નહિ શરમનો માર્યો હું મૂંગો થઈ ગયો ને થોડીવાર રહીને મારે આખરે કહી દેવું પડ્યું કે, 'અત્યારે તો એનો અર્થ હું આપને નથી સમજાવી શકતો, પણ જરા ધ્યાન પૂર્વક વાંચું, તે પછી કાંઈક કહી શકું ખરો."

મેં એ પુસ્તક ખરીદી લીધું. ને ઘેર આવીને હું પહેલેથી છેલ્લે સુધી ખૂબ ધ્યાનપૂર્વક વાંચી ગયો. ખરેખર, ત્યારે જ મને સમજાયું કે, જ્યાંસુધી સંગીતના સૂરો પર પૂરેપૂરો કાબુ ધરાવનાર કોઈ ઉસ્તાદ ગવૈયા પાસે બેસી આ બધી વસ્તુઓને સમજી લેવામાં ન આવે ત્યાંસુધી એકલા બેસીને પુસ્તક વાંચી ગયા માત્રથી કશું જ સમજાય એવું નથી.

## ઉસ્તાદની ખોજમાં

પરંતુ હવે મદદ માગવી તે ય કોની પાસે? કુટુંબ અને ખાનદાનીની રૂહે પરિસ્થિતિ એવી હતી કે એ વિષયમાં જાણકારી ધરાવનારાઓ સાથે મળવા કરવાનો સંબંધ કયાંય આવતો નહોતો. આખરે મારૂં ધ્યાન ગયું, મસીતાખાન તરફ. એ ધંધામાં રહેનારો આ એક જ માણસ હતો કે જેને અમારા કુટુંબમાં આવવા જવાનો કંઈક સંબંધ હતો.

આ મસીતાખાનની વાત પણ સાંભળવા જેવી છેઃ એ અમ્બાલા જિલ્લામાં સોનીપતનો રહેવાસી હતો. બાપદાદાના વખતથી ધંધો ચાલ્યો આવતો હતો ગવૈયાનો. સંગીત વિદ્યામાં બહુ સારી તાલીમ મેળવેલી. દિલ્હી ને જયપુરના ઉસ્તાદો પાસે બેસીને સંગીતનો ઇલમ શીખેલો. કલકત્તાની ગાનારી-ઓને ગાવાની તાલીમ આપવાનું કામ કરેલું.

આવા મસીતાખાન મને એકાએક સાંભરી આવ્યા: મેં એમને પેલા પુસ્તકની વાત કરી. પહેલાં તો મારી વાત

સાંભળીને એ જરા ચોંક્યા. પણ પછી પૂરી વાત સાંભળી એટલે એમને બધું સમજાઈ ગયું...ને મારા પર બહુ જ ખુશ થયા.

## સિતારની સાધના

સંગીત શીખવામાંય મારી પસંદગીનું ખાસ વાદ્ય એટલે સિતાર. થોડા જ વખતમાં મારી આંગળીઓ એના પડદાઓથી પરિચિત થઈ ગઈ.

એ વખતે મારી ઉંમર સત્તરેક વરસની હશે. પણ તે વખતનો જુસ્સો એવો હતો કે જે ક્ષેત્રમાં પગ ઉપાડ્યા, તેમાં રાહબરી મળે, ત્યાં લગી તો કદમ આગે બઢાવ્યે જ જવાં. ગમે તે કામ હો, એક વાર આદર્યા પછી એને અધૂરું મૂકી દેવાની વૃત્તિ તો મને કદી જ સહ્ય ન હતી. જે દિશામાં પગલાં માંડતો એની પૂરેપૂરી પિછાણ મેળવી લઉં ત્યારે જ એનો છેડો મૂકતો. ધર્મપુણ્યનાં કામ આદર્યાં તો તે પણ પૂરાં કર્યાં ત્યારે જ જંપ્યો છું; ને પાપને રસ્તે પગ દીધો છે, ત્યારે પણ છેક લગી એનો છાલ છોડ્યો નથી.

આ સંગીત–વાદ્યના ક્ષેત્રમાં પણ પગ મૂક્યો ને જ્યાં લગી એમાં રાહ ગોતી શક્યો, ત્યાં લગી આગળ જવામાં મને કદી આળસ નડ્યું નથી. સિતાર વાદનની આ સાધના ચાર પાંચ વરસ લગી ચાલી. પણ તે પછી એક એવો સમય આવી ગયો, જ્યારે સિતારની આ સાધના બિલકુલ છૂટી ગઈ. ને આજે તો હવે એ 'ગઈ ગુજરી' યાદ કરવાનું જ રહી ગયું છે.

અલબત્ત, એ જમાનામાં મારી આંગળી પર પડેલ નખલીનું નિશાન તો ઘણા લાંબા વખત સુધી ટકી રહેલું.

## સંગીતનો આશક

મેં હંમેશાં અનેકવાર મારા હૃદયને ફંફોસી જોયું છે. જીંદગીની જરૂરિયાતની ઘણીબધી ચીજ વિના હું ચલાવી લઈ શકું, ખુશ રહી શકું એમ છું. પરંતુ સંગીત એક એવી વસ્તુ છે, કે જેના વિના હું નથી રહી શકતો. સંગીતનો આનંદ એ મારા મન જીંદગીનું એક મોટું અવલંબન છે; મારા માનસિક થાકનો ઇલાજ છે; ને મારા શરીર તેમજ મનની તમામ બિમારીઓની દવા છે.

"બાહ્ય સૌંદર્ય મારી બિમારીઓનો ઇલાજ બની શકે એમ નથી. કારણ એ સૌંદર્ય તો છે અલ્પજીવી." આ કડી મેં મસીહાના પુસ્તકમાંથી ટાંકેલી છે.

તમે જો મારી પાંસેથી જીંદગીની તમામ રાહતો ને આનંદો ખૂંચવી લેવા માગતા હો, તો મારી પાસેથી ફક્ત એક જ વસ્તુ ખૂંચવી લો ને તમારો મનસૂબો પૂરો થઈ જશે. અહીં અહમદનગરના કેદખાનામાં મને કોઈ વસ્તુની ઉણપ સાલતી હોય તો તે મારા રેડિયો સેટની.

" ઇશ્કના અપરાધોના આનંદની તો વાત જ ન પૂછશો, એ તો મને સ્વર્ગમાં પણ વારંવાર સાંભરી આવે છે."

## મસ્તીભરી આલમ

જે જમાનામાં સંગીત પાછળ હું ગાંડો થઈને ફરતો હતો, એ દિવસોની એક વાત છે. એક વખત મને આગ્રા જવાનો મોકો મળ્યો એપ્રિલનો મહિનો હતો. રાતનો પાછલો પહોર શરૂ થતો ને રજનીનો પડદો આઘો ખસેડી ચંદ્ર ડોકિયું કરતો, તેવે વખતે સિતાર લઇને હું તાજ ભણી ઊપડી જતો. ને ત્યાં જઈને જમુનાનાં વહેણ ભણી મોં કરી હું અગાસીમાં બેસી જતો ને સિતાર પર કોઈ એકાદ ગીત છેડી દેતો... ...શું કહું...ને કેવી રીતે સમજાવું તમને કે એ વખતે કેવાં કેવાં દૃશ્યો મારી આંખો સમક્ષ તરવરી રહેતાં! શું મસ્તીભરી આલમ હતી મારી!.

## અમે કાંટા વીણ્યા....

કોઈ પોતાનો પાલવ ફૂલોથી જ ભરી દેવા ઇચ્છે છે. તો કોઈ કાંટાઓથી...પણ બંનેમાંથી કોઈ એ પસંદ નહિ કરે કે, પોતાનો પાલવ સાવ ખાલી રહી જાય.

જ્યારે લોકો...આપ-સલામતી... ........અને સુઅવસરનાં ફૂલ વીણી રહ્યા હતા, ત્યારે અમારે ભાગે તમન્નાઓ ને અંતરની આરતોના કાંટા જ આવ્યા. પેલા લોકોએ ફૂલ ફૂલ ચૂંટી લીધાં ને કાંટા રહેવા દીધા. અમે કાંટા વીણી લીધા, ને ફૂલ રહેવા દીધા.

જીંદગીના આવડા મોટા કાફલામાં કોઈ એવું નથી, જે વહેલી પરોઢના જાગરણમાં મારો સાથ પુરાવે. મનને થાય છે કે, તો શું જીંદગીની ઘણી બધી બાબતોની જેમ આ બાબતમાં પણ આખી દુનિયાની ચાલ કરતાં ઉલટી જ ચાલ મારા નસીબમાં આવી!

—મૌલાના આઝાદ

"આમ તો હું શરાબના પીઠા આગળ રખડતો ભિખારી છું. પરંતુ મારી મસ્તીભરી આલમમાં મને કોઈ જુઓ–આસમાન પર હું ગૌરવ લઉં છું ને તારલાઓ પર શાસન ચલાવું છું."

વૃક્ષની ડાળીઓ મસ્તીમાં આવી ઝૂમવા લાગતી ને રાત્રિના કાળા પડદા પાછળ પ્રકૃતિનાં તત્ત્વોની ગુસપુસ સાફ સાફ શબ્દોમાં સંભળાઈ રહેતી. કેટલીય વાર તો તાજના ઘુમ્મટો પોતાની જગ્યાએથી હાલી ઊઠતા ! તમે માનો યા ન માનો, મેં અનેકવાર તાજના એ મિનારાઓ ને ઘુમ્મટો જોડે વાતો કરી છે. ને જ્યારે જ્યારે મેં એ પ્રશાંત ઘુમ્મટ તરફ નજર ઊંચકીને જોયું છે, ત્યારે ત્યારે એના હોઠને ફરકતા જોયા છે!

જે જમાનાની આ બધી વાતો લખી રહ્યો છું, એ પછી કેટલાંય વરસ બાદ મિસરમાં 'ઉમ્મે કુલસુમ'ની ખ્યાતિ પ્રસરી ને તે આજલગી કાયમ છે. મેં એની અનેક રેકોર્ડો–સાંભળી છે. ને કાહીરા, અંગુરા, ફલસ્તીન તથા સિંગાપુર રેડિયો સ્ટેશનો તો આજે પણ એના સૂરોથી ગૂંજ્યા કરે છે. ને મને એ વાતમાં શંકા નથી કે, જે માણસે જનમ ધરીને 'ઉમ્મે કુલસુમ'નો અવાજ સાંભળ્યો નથી, એ માણસ અર્વાચીન અરબી સંગીતનું આકર્ષણ શું ચીજ છે, તે સમજી જ નહિ શકે.

## ભારતની કલાઓ

આરબોએ આમ તો ભારતની તમામ વિદ્યાઓ ને કળાઓમાં રસ લીધો. પરંતુ ભારતીય સંગીત તરફ તેઓએ ભૂલેચૂકેય એકાદી નજર ફેંકી નહિ ! ખરું પુછાવો તો એ તો એ જમાનો હતો, જે વખતે ભારતીય નાટકો સુલતાન મહમુદ તથા સુલતાન મસીઅદના દરબારોમાં પોતાનાં કલાચાતુર્યનાં જાદુ વેરી રહ્યાં હતાં. ભારતીય વાજીંત્રોમાંનાં ઢોલ શરણાઈ જેવાં વાજીંત્રો ગજનીની ગલીકૂંચીઓને ગજવી રહ્યાં હતાં. ભારતીય સંગીતની જેમ ભારતીય નાટકોથી પણ આરબ લેખકો બિલકુલ અપરિચિત અને અજાણ જ રહી ગયા. અલબેરૂનીએ સંસ્કૃત કાવ્ય તથા છંદ શાસ્ત્રનું સવિસ્તર વર્ણન કરેલું છે.

પરંતુ એમાં કયાંય એના નાટકનો ઉલ્લેખ આવતો નથી.

અકબરની કદર ને પ્રીછને કારણે એના રાજ્યકાળ દરમિયાન કલાની જે ઉન્નતિ થઈ, તે તો સામાન્ય રીતે બધા જાણે છે. અબુલફજલે આ તમામ વસ્તુઓનો ઉલ્લેખ કરેલો છે. બધી કળાઓએ એ જમાનામાં ફતેહપુર તેમજ આગ્રામાં જમાવટ કરી હતી.

જહાંગીરે પણ પોતાની રોજનિશીમાં ઠેરઠેર આ બધી વસ્તુઓ વિષે નોંધો કરેલી છે. પણ વાત આપણે એ હેતુથી કરી કે, સંગીતકલા પણ રહેતે રહેતે જમાનાની શિષ્ટ કળાઓમાં કેવી રીતે દાખલ થઈ ગઈ, ને એની પ્રાપ્તિ વિના વિદ્યોપાર્જન, શિષ્ટતા ને સંસ્કારિતાનું ઘડતર અધૂરૂં ગણાતું.

દિલ્હી, આગ્રા, લાહોર, તથા અમદાવાદના ગવૈયાઓને ભારે ભારે પગારો પર મોટા મોટા અમીર ઉમરાવોનાં કુટુંબોમાં સંગીતના શિક્ષણ માટે રાખી લેવામાં આવતા. જે યુવાનો વિદ્યોપાર્જન માટે શહેરોમાં આવતા, તેઓ ત્યાંના વિદ્વાનો ને અધ્યાપકોની સાથે સાથે ત્યાંના સંગીતજ્ઞોની ખોજ પણ કરતા, ને પછી એમનાં કલાકેન્દ્રોમાં રહી એનું શિક્ષણ પણ હાંસલ કરતા.

## ઔરંગઝેબના લુખ્ખા દિવસો

ઔરંગઝેબના જમાનામાં એના લુખ્ખા વલણને કારણે જો કે લલિતકલાઓના ક્ષેત્રમાં કંઈક નરમી આવી ગઈ ખરી. પરંતુ એ જે કંઈ થયું, તે શાહી–દરબારની આણ વિસ્તરેલી હતી. ત્યાં લગીજ મર્યાદિત રહ્યું. બાકી પૂર્વેના મોગલ અમલે કલા–રસ–સિંચન દ્વારા આ મુલકના ખૂણે ખૂણે રસની જે નહેરો વહેતી કરી દીધી હતી, એ કંઈ એટલી ક્ષણજીવી નહોતી કે, દરબારી આશ્રય પાછો ખેંચી લેવાતાં સુકાઈ જાય. હા, એ વાત નિઃશંક છે કે, ઔરંગઝેબના રાજકાળ દરમ્યાન શાહી દરવાજા તો એને માટે બિલકુલ બિડાઈ ગયેલા રહ્યા. પરંતુ દેશનાં લાખો કરોડો ઘરોમાં ગૂંજી રહેલાં સાજને કોણ મૂંગાં કરી દઈ શકે એમ હતું ?

આ બાબતમાં ઔરંગઝેબની જીંદગીની એક ઘટના જાણવા જેવી છે.

યમીન ઉદ્દોલાના જમાઈ હતા મીર ખલીલખાન જમાન. આ ખાનજમાનની પત્ની ઔરંગઝેબની માસી થાય. એક દિવસ ઔરંગઝેબ બુરહાનપુરના મૃગ–ઉદ્યાન (જ્યાં ખૂબ હરણ પાળવામાં આવતાં)માં લટાર મારવા નીકળ્યો હતો, ને ખાન જમાનની પત્ની–યાને ઔરંગઝેબની માસી પણ પોતાની

બાંદિઓને ( દાસીઓ ) સાથે લઈ, ત્યાં સહેલ કરવા આવેલી. એની એક દાસીનું નામ જીનાબાદી. જીનાબાદી સંગીત-વિદ્યામાં ને મનોવિનોદની કળામાં બહુ પાવરધી યુવતી હતી. બગીચામાં ફરતાં ફરતાં સખીઓનું આખું ઝુંડ એક આંબાના ઝાડ હેઠળ આવી ઊભું. ઝાડ પર કેરીઓ લટકી રહી હતી, જીનાબાદીએ ન તો શાહજાદા ( ઔરંગઝેબ )ની આણ રાખી, કે ન એની માસીને પૂછ્યાની વાટ જોઈ. એ તો નિડર હરણીની જેમ છલંગ મારીને કૂદી, ને એક ઊંચી ડાળ પરથી કેરી તોડી લીધી.

## ઔરંગઝેબ : સૌંદર્યનો નશો

ખાન જમાનની પત્નીએ એની આ બેઅદબી માટે જીનાબાદીને ખૂબ ઠપકો આપ્યો. જીનાબાદીએ મૂંગા મૂંગા પોતાની ભૂલ બદલ અફસોસ દર્શાવતી એક નજર શાહજાદા પર ફેંકી ને પોતાનાં કપડાં સમેટતી એ ત્યાંથી આગળ નીકળી ગઈ. પણ આ ભૂલનો અફસોસ વ્યક્ત કરતી નજર એક એવી મર્મવેધક ચીજ નીકળી કે, શાહજાદાને એણે માત કરી દીધો.

મહામહેનતે, કેટલીય વિનવણીઓ કરીને શાહજાદાએ પોતાની માસી પાસેથી જીનાબાદીને મેળવી ત્યારે જ એને જંપ વળ્યો. પોતે સ્વભાવે શુષ્ક, નિરસ ને રૂઢીચુસ્ત હોવા છતાં, એ છોકરીના પ્રેમમાં એ એવો તો ખોવાઈ ગયેલો કે પોતાના સ્વભાવ ને આચારની વિરુદ્ધ જઈ, એ ખુદ પોતાને હાથે શરાબની પ્યાલીઓ ભરી ભરીને એને પાતો ને પોતે નશાના સૌંદર્યના આલમમાં ખોવાઈ જતો.

રહેતે રહેતે વાત એટલી વધી પડી કે આ મામલો શાહજહાં સુધી પહોંચ્યો, ને ઘટનાઓના લેખકોના પાનાંમાં પણ એનાં વિવરણ દેખાવા લાગ્યાં.

ઔરંગઝેબે પોતાના આ અનુરાગની કળીને કેવી રીતે ખીલવીને પુષ્પમાં પ્રકટ કરી હોત, એની તો કોને ખબર ! પણ મૃત્યુએ જ આવીને એનો ફેંસલો કરી આપ્યો. યૌવનના શિખરે પહોંચેલી જીનાબાદીને એકાએક મૃત્યુએ આવીને ઉપાડી લીધી...ઔરંગાબાદના મોટા તળાવને કિનારે હજી આજેય જીનાબાદીનો મકબરો મોજૂદ છે.

" અમે જાતે જ ચાલતે કબરની કેદ લગી પહોંચી ગયાં કે જેથી અમને ઊંચકી લઈ જનારાના ખભાને અમારાં હાડકાંનો ભાર ન લાગે. "

ખાન જમાને લખ્યું છે કે, ઔરંગઝેબ સંગીતમાં ઘણી નિપુણતા ધરાવતો હતો, ને એનાં રાજકારભારનાં તમામ કામકાજમાં રંગરાગની મસ્તી ઘુંટાઈ ગયેલી હતી...જ્યાં લગી જીનાબાદીનો એને સાથ હતો ત્યાં લગી. પરંતુ એના મૃત્યુ પછી એના માનસનો આખો પ્રવાહ જ બદલાઈ ગયો. ને તે પછીથી જ એશ ને અનુરાગ પ્રત્યેથી એણે સમૂળું મોં ફેરવી લીધેલું.

પણ જુઓ તો ખરા–વાત શું કહેવા બેઠો હતો. ને ક્યાંનો ક્યાં નીકળી ગયો ! કંઈ નહિ. ચાલો, આજે તો હવે મારી કલમને અહીં જ થંભાવી દઉં છું.

—અનુ. : સુભદ્રા ગાંધી

[ અનુસંધાન પાન ૨૦૨થી ચાલુ ]

શેઠ એમને વચ્ચેથી અટકાવીને ત્રાટક્યા : બસ, બસ, જીભડી બહુ ના ચલાવ.

પરિસ્થિતિ પાછી મારે માટે સુધરી ગઈ. હજી વાત આટલેથી અટકે એમ નહોતી.

શેઠાણી બોલ્યાં : હું તો બોલીશ, ઘાટાં પાડી પાડીને બોલીશ ને આખી શેરીને ગજવી મૂકીશ.

એટલે શેઠ પલંગ પરથી અર્ધા ઊભા થઈ ગયા ને બોલ્યા : એમ, જોવું છે તારે ?

શેઠાણીએ ડર્યા વિના જવાબ આપ્યો : એમ ધમકી શાની આપો છો ? શું કરી લેવાના છો ? કરો જોઉં. ઉપાફાટ ક્રન્દન હમણાં ઓરડાને ગજાવી મૂકશે એમ લાગતું હતું. પણ એકાએક બધું શાન્ત જોઈને મને વહેમ ગયો. મેં જોયું તો પરિસ્થિતિએ અણધાર્યો પલટો લીધો હતો. હવે મારે ઊગરવાનો કશો ઉપાય નહોતો. ગોખલામાં ભગવાન બેઠા બેઠા બધું જોતા હસી રહ્યા હતા. મેં રોષમાં એને ગબડાવી પાડ્યા. ઠાકોરજીની છબિ ફરસબંદી પર પડીને ભાંગી ગઈ.

શેઠાણી સફાળાં બેઠા થઈ ગયાં ને બોલ્યાં : હાય રે ! કેવું અપશુકન ! આજે નહીં......શેઠ પણ હાથ જોડી આંખ બંધ કરી જેશ્રીકૃષ્ણ જેશ્રીકૃષ્ણનો જાપ જપવા લાગ્યા. ને આમ હું અજાતક રહ્યો.

પોતાની જાતને પૂરેપુરી રીતે જાણે છે ? ' કહીને ટીકાકાર આ પ્રશ્ન પ્રત્યે ઉપેક્ષાવૃત્તિ સેવશે. પરંતુ આપણે આપણું લક્ષ્ય ચૂકવાનું નથી. ધંધો એટલે કામ. અને એ કામ અમુક રીતોયે જ થાય છે. એટલે એ રીતોથી ( જો આપણે એ ધંધો કરવો હોય તો ) આપણે માહિતગાર બનવું પડશે. એમાં અમુક કામ કરવાનું હોય છે. હવે, એ કામ વધુ સુન્દર કે ઉત્કૃષ્ટ રીતે કરવા માટે અમુક શકિતઓની પણ તે ધંધો આપણા તરફથી અપેક્ષા રાખે છે. એટલે એ શકિતઓ હોય તો જ અમુક પ્રકારનો ધંધો પસંદ કરેલો લેખે લાગે. આ દૃષ્ટિએ આપણી સાચી શકિતઓ વિષેની જ જાણકારીની આમાં આપણને જરૂર છે.

* બીજું, વિવિધ વ્યવસાયોનાં તત્ત્વોનું જ્ઞાન: દરેક ધંધાને તેના કામનો પોતાનો આગવો પ્રકાર હોય છે. કામ જુદું જુદું હોય છે અને તે પણ વિવિધ પ્રકારનું એટલે એમાં માણસ પાસેથી વિવિધ પ્રકારની શક્તિઓની અપેક્ષા રહે છે. અને એ તો દેખીતું જ છે કે જે તે શક્તિઓ અમુક વ્યક્તિમાં હોય તે જ વ્યક્તિ જે તે ધંધામાં સફળ થઈ શકે છે. પહેલા મુદ્દામાં આપણે વ્યક્તિની મૂળભૂત શક્તિઓ અને તેની પૂરી સમજ પર ભાર મૂકયો. તેનું કારણ પણ આ જ છે કે અત્યારે જે માલુમ પડે છે તે Square pegs in round holesની પરિસ્થિતિમાંથી આપણે બધાંએ છૂટકારો મેળવવાનો છે અને વ્યક્તિને પોતાના ધંધામાંથી કામ સંતોષ ( Job Satisfaction ) મળી રહે અને occupational maladjustment ના પ્રશ્નોનો ઉકેલ આવી શકે એ જ એનો મૂળ ઉદ્દેશ છે.

ધંધાનાં વિવિધ ક્ષેત્રો અને તેમાંની અસંખ્ય પ્રકારની કામ પ્રવૃત્તિઓ વિષેના job analysis, occupational information અને occupational requirementsના વિષયો પર ખૂબ કાળજીપૂર્વકનું સંશોધન થઈ રહ્યું છે. આ દિશામાં ભારત સરકારના મજૂર ખાતા, અને પુનર્વસવાટ ખાતાના સહકારથી મહત્ત્વના પ્રયત્નો ચાલુ છે, એ જ્યારે પૂરા થશે ત્યારે આપણી પાસે દરેક ધંધામાં કયાં કયાં કામો કરવાનાં છે અને એ કામો આપણી પાસે કયા પ્રકારની શક્તિઓની અપેક્ષા રાખે છે—એની સંપૂર્ણ માહિતી આપણને ઉપલબ્ધ થશે. આવું માહિતી વિતરણ સામાન્ય રીતે ધંધાર્થી માર્ગદર્શન કેન્દ્રોમાંથી પણ કરવામાં આવે છે.

આપણને જણાશે કે ઉપર્યુક્ત બાબત અંગેની આપણી ઉપેક્ષાવૃત્તિથી આપણી રાષ્ટ્રિય માનવ સંપત્તિનો કેટલો વિનાશ થઈ રહ્યો છે. કોઈપણ વ્યક્તિ કોઈપણ ધંધામાં વગર વિચારે કે ગલત વિચારે અથડાઈ પડે છે. અને પછી કાયમ માટે એનો ભાર વેંઢારવો પડે છે. પરિણામે જીવન શુષ્ક અને રસહીન બની જાય છે અને વ્યક્તિમાં પોતે જીવન સભાન રીતે જીવી રહી છે, અને કોઈ પણ રીતે કોઈને પણ ઉપયોગકર્તા નીવડી છે એ ખ્યાલ જ હોતો નથી. અને તેના જીવનમાં પણ એક જાતની ભાગેડુવૃત્તિ (escapism) સ્થાન લે છે.

* ત્રીજું, એ કે અમુક ધંધામાં જરૂરી એવાં વિશિષ્ટ તત્ત્વો સાથે પોતાની વિવિધ શક્તિઓનો મેળ કેટલે સુધી મળી શકે છે, એનો પણ ખ્યાલ આપણે રાખવાનો છે. આમાં ધંધો વ્યક્તિ પાસે અમુક શક્તિઓની અપેક્ષા રાખે છે, તેનો વ્યક્તિઓની મૂળભૂત શકિતઓ સાથે કેટલો સમ્બન્ધ છે તેની પૂર્વગ્રહ રહિત ચકાસણી કરવી પડે છે. ઉપર્યુક્ત બંને મુદ્દાઓનાં પરિણામોને તપાસી જોઈ આ ત્રીજા મુદ્દા અંગે આપણે સહેલાઈથી નિર્ણય લઈ શકીએ.

* ચોથું, વિવિધ ધંધાઓમાં રહેલી તકો અને તેના લાભાલાભ વિષે વિચાર આ પણ એક અગત્યનો મુદ્દો છે. વ્યાકતએ પોતે જોવું જોઈએ કે તે જીવનમાં કઈ વસ્તુને મહત્વ આપે છે; જીવનનાં કયાં મૂલ્યો પોતે સ્વીકારેલાં છે. જો કે અમુક વસ્તુઓની મહત્તા તો સામાન્ય રીતે બધે જ જોવામાં આવે છે. તેમાં ધનપ્રાપ્તિ, આબરૂ, કીર્તિપ્રાપ્તિ, અને આગળ વધવાની મહાત્વાકાંક્ષા બધે સામાન્ય છે. પરંતુ કોઈ માણસને અમુક વિષયમાં સંશોધન કરવાની જ તીવ્રેચ્છા હોય, કે એમાં કોઈ અદ્દભુત કામ કરી દેખાડવાની ખ્વાયેશ હોય તો તે ઇચ્છાઓ દબાઈને મનના અંધારા ખૂણામાં પડી જ ન રહેવી જોઈએ. પરંતુ, ધંધાની પસંદગી સમયે જો આપણે અન્ય પ્રલોભનોમાં પડી જઇશું, તો આપણાં જીવન મૂલ્યોને આપણે વિસારી દઈશું, એ નક્કી જ છે. માટે એ પરિસ્થિતિ ઉત્પન્ન ન થાય, અગર એની શકયતા ઓછી રહે એવી કાળજી પણ આપણે રાખવી જોઈએ.

પાંચમુ, એ કે પસંદગીના અમુક ધંધા કે વ્યવસાયમાં જરૂરી તાલીમ અંગે ઉપલબ્ધ સગવડો જુદા જુદા વ્યવસાયોમાં કે અમુક જગાએ પહોંચવા માટે કઈ જાતનું શિક્ષણ લેવું જોઈએ, અને તે કયાં અને કેવી રીતે આપવામાં આવે છે તેની પૂરતી માહિતી આપણી પાસે હોવી જોઈએ. બેશક, ધંધો પસંદ કર્યા પછીની આ માહિતી સર્વ માર્ગદર્શન કેન્દ્રોમાંથી આપવામાં આવે છે.

આરોગ્ય

# નિસર્ગની લાલબત્તી : થાક

—મધુકર શાહ

અમુક હદે થાક લાગે એટલે આપણે કામ કરવાનું બંધ કરીએ છીએ—પછી તે શારીરિક હોય કે માનસિક, પણ અમુક પ્રમાણમાં આપણે કામ કરીએ એટલે થાક લાગે છે. જાણે કે થાક અને કાર્યનું ચક્ર ન હોય! આપણું આખું જીવન કાર્ય-થાક-વિરામનું ફરતું ચક્ર છે. પણ આ થાક છે શું? શારીરિક શ્રમ કે માનસિક કાર્ય કરવાથી થાક કેમ લાગે છે? વ્યાયામ કરવાથી શું ખરેખર થાક લાગે છે? વળી ઘણી વખત સવારે સ્ફૂર્તિથી ભરપૂર ઊઠવાને બદલે આપણે થાકેલા, કંટાળેલા કેમ ઊઠીએ છીએ? આપણા ઊર્મિતંત્રમાં થતી લાગણીઓની ખેંચતાણ શરીર પર શી અસર કરે છે? આખો વખત થાકેલા રહેવું એ શું શારીરિક કે માનસિક રોગની નિશાની છે? આરામ લેવાથી થાક કેવી રીતે ઊતરે છે? થાક ઉતારવા માટે બીજા કંઈ ઉપાય છે ખરા?—આવા અનેક પ્રશ્નો ઊભા થાય છે. અને આજના અતિ ઝડપી વિજ્ઞાનના યુગમાં આ પ્રશ્નોનો ઉકેલ બહુ મહત્ત્વનો ફાળો છે.

ખરેખર તો થાક એક રીતે આપણા જીવનનો સંરક્ષક છે. અમુક હદથી વિશેષ શારીરિક કે માનસિક કાર્ય કરીએ છીએ ત્યારે આપણને થાક લાગે છે. આપણને આરામ કરવાની ફરજ પડે છે. તે પછી શરીરમાં નવી શક્તિ ઉત્પન્ન થઈ શકે છે, શરીરની શક્તિ સચવાઈ રહે છે અને તેને ઓછો ઘસારો લાગે છે. એટલે જ તો થાક એ નિસર્ગે ધરેલી 'લાલબત્તી' છે. નિસર્ગે આપણા માટે મૂકેલું વિરામચિહ્ન છે. કોઈ માનસિક કટોકટી વખતે—દા. ત. મૌખિક પરીક્ષા આપવા જતાં—માણસ પરસેવાથી રેબઝેબ થઈ જાય છે, હૃદય ધડધડ થવા માંડે છે અને શ્વાસોચ્છ્વાસ વધી જાય છે—જાણે સખત શારીરિક શ્રમ ના કર્યો હોય! તેથી ઊંધું સખત શારીરિક શ્રમ કર્યા પછી આપણે માનસિક કાર્ય સહેલાઈથી કરી શકતા નથી. તે જ પ્રમાણે જ્યારે ઊર્મિતંત્ર ખળભળી ઊઠ્યું હોય, લાગણીઓની ખેંચતાણ થઈ રહી હોય, ત્યારે આખું શરીર કળતું હોય, કામ કરવાની ના પાડતું હોય એવું અનુભવીએ છીએ.

શારીરિક શ્રમ કરવાથી થાક લાગે છે, કેમકે આપણે જે કંઈ કામ કરીએ છીએ તે બધું સ્નાયુઓની શક્તિથી. આ સ્નાયુઓની શક્તિ મેળવવા માટે જેમ એન્જિનને કોલસાના બળતણની જરૂર પડે છે, તેમ શરીરને ખોરાકરૂપી બળતણની જરૂર છે. કોલસા બળવાથી ગરમીની શક્તિ ઉત્પન્ન થાય છે, તેમ ખાધેલો ખોરાક શરીરમાં બળવાથી ગરમી ઉત્પન્ન થાય છે. આપણા ખોરાકમાં કાર્બોહાઈડ્રેટ નામનો એક મૂળ પદાર્થ છે. તેમાંથી શરીરમાં ગ્લુકોઝ નામની ખાંડ બને છે. આ ગ્લુકોઝ રક્તદ્વારા સ્નાયુઓ, મગજ વગેરે શરીરના જુદા જુદા ભાગોમાં પહોંચે છે. અને તે જ તેમનું બળતણ છે. વળી કોઈ પણ વસ્તુને બળવા માટે હવા—ઑક્સિજન વાયુની જરૂર પડે છે. તેવી જ રીતે ગ્લુકોઝ બાળવા માટે પણ ઑક્સિજનની જરૂર પડે છે. આપણા લોહીમાં રહેલાં રક્તકણો ટપાલીની ગરજ સારે છે. તેઓ શ્વાસ વાટે અંદર આવેલા ઑક્સિજનને સ્નાયુઓ, મગજ અને શરીરના બીજા ભાગોમાં લોહીદ્વારા પહોંચાડે છે. આ ઑક્સિજન અને ગ્લુકોઝનો ભંડાર શરીરમાં ખૂબ ઓછો છે. આપણે કામ કરીએ તેમ તે વપરાતો જાય છે, તે ઓછો થતો જાય છે. તે ઓછો થતાં સ્નાયુઓની શક્તિ ઓછી થાય છે. અને જેમ મોટરનું એન્જિન હવા કે પેટ્રોલ ઓછું હોય ત્યારે ધીમું પડી જાય છે, તેમ સ્નાયુઓ કામ કરતા ધીમા પડી જાય છે—એટલે કે આપણને થાક લાગે છે!

આરામથી બેઠા કે સૂતા હોઈએ, ત્યારે વધારેમાં વધારે આપણને દર મિનિટે એક પ્યાલો ઑક્સિજનની જરૂર

પડે છે આપણે આરામ કરતા હોઈએ, ત્યારે પણ શરીરમાં અનેક ક્રિયાઓ ચાલતી હોય છે, અને તેથી શક્તિની જરૂર પડે છે અને આટલો ઑક્સિજન વપરાય છે. પણ જેવું આપણે કંઈ શારીરિક કામ કરવાનું શરૂ કરીએ કે તરત દર મિનિટે છ થી સાત ગેલન ઑક્સિજન વપરાવા માંડે છે! ખૂબ ઝડપથી શરીરમાં શક્તિ પેદા થવા માંડે છે. પણ આપણે શ્વાસ દ્વારા તો દર મિનિટે વધુમાં વધુ એક જ ગેલન ઑક્સિજન અંદર લઈ શકીએ છીએ. તેથી બાકીનો જોઈતો ઑક્સિજન આપણે લોહીના રક્તકણોમાં રહેલા ઑક્સિજનમાંથી લેવો પડે છે. આ રક્તકણોમાં રહેલો ઑક્સિજન ચારથી પાંચ ગેલન જેટલો હોય છે.

રક્તકણોમાંના આ ઑક્સિજનને લીધે શરૂઆતમાં તો થોડા સમય માટે આપણે ખૂબ ઝડપથી કામ કરી શકીએ છીએ. પણ રક્તકણોના ઑક્સિજનનો ત્રીજો ભાગ જ શરીર વાપરી શકે છે તેથી જીવનને અને શરીરને સંરક્ષવા મથતી અનેક શારીરિક ક્રિયાઓ આપણને કામ કરતા ધીમા પાડી દે છે આખું શરીર દુઃખવા માંડે છે.

આ બધામાં મગજ અને જ્ઞાનતંતુઓ સૌથી મહત્ત્વના છે. તેમની પાસે ઑક્સિજન કે ગ્લુકોઝનો સંગ્રહ હોતો નથી. ધમણી અને કેશવાહિનીઓમાં ભ્રમણ કરતા લોહીમાંથી જ તેમને ઑક્સિજન અને ગ્લુકોઝ મળે છે. આ ગ્લુકોઝ અને ઑક્સિજન એ જ તેમનું પોષણ છે. જ્ઞાનતંતુઓ સ્નાયુઓને કામ કરવા ઉત્તેજે છે. તેથી લોહીમાના ઑક્સિજન અને ગ્લુકોઝ ઓછા થઈ જાય, તે પહેલાં જ્ઞાનતંતુઓ કામ કરતાં ધીમા પડી જાય છે અને તેથી સ્નાયુઓ પણ કામ કરતાં ધીમા પડે છે. આમ સખત શારીરિક શ્રમ કરવાને લીધે થાક લાગે છે અને 'લાલબત્તી' ધરી શરીરની ખુવારી થતી અટકાવે છે.

## નાનુંઅમથું મગજ!

હવે બૌદ્ધિક શ્રમની વાત વિચારીએ:

માણસનું મગજ છે તો નાનું—ફક્ત શરીરના વજન કરતાં પચાસમા ભાગનું તેનું વજન છે; પણ તે આખા શરીરની ક્રિયાઓનું પ્રેરક ( initiator ) અને નિયામક ( controller ) છે. તે કોઈ શારીરિક શ્રમનું કાર્ય કરતું નથી. છતાં તેને આખા શરીરના લોહીનો સાતમો ભાગ અને ચોથા ભાગના ઑક્સિજનની જરૂર પડે છે, તે ગ્લુકોઝ પણ બહુ વાપરે છે. પણ આટલા નાના મગજને આટલા બધા બળતણની—પોષણની જરૂર કેમ પડે છે, તેની કોઈને ખબર નથી. પણ એટલું ચોક્કસ છે કે આ બળતણ ગ્લુકોઝ અને ઑક્સિજનની રાસાયણિક શક્તિને મગજના વિદ્યુત્તિય-મોજાં અને જ્ઞાનતંતુઓમાં વહેતા વિદ્યુત્તિય મોજાંના પ્રવાહમાં ફેરવે છે. પણ મગજ અને જ્ઞાનતંતુઓમાં ઑક્સિજન કે ગ્લુકોઝનો સંગ્રહ છે જ નહિ. સતત ભ્રમણ કરતા લોહીમાંથી જ તેને આ લેવાં પડે છે. જો મગજમાં ભ્રમણ કરતું લોહી ફક્ત આઠ જ મિનિટ માટે બંધ થઈ જાય તો મગજ મરણ પામે છે—અને તેથી માણસ મરણ પામે છે! આમ, જીવન અને મૃત્યુ વચ્ચે નહિવત્ અંતર છે. તેથી મગજ પોતાનું સંરક્ષણ કરવા સતત જાગ્રત રહે છે. ને ભયની 'લાલબત્તી' ધરે છે. ને શરીરના બીજા અવયવો કામ કરતાં ધીમા પડી જાય છે. તેને આપણે થાક કહીએ છે. તેથી જ શરીરના બીજા ભાગોમાં ગ્લુકોઝ અને ઑક્સિજન ઓછા વપરાય છે અને તે મગજને માટે રહે છે. અને તેથી જ આપણે માનસિક કાર્ય કરીએ છીએ ત્યારે શારીરિક શ્રમ કર્યા જેવી લાગણી થાય છે. માનસિક કાર્યને લીધે શરીરને થાક લાગે છે.

## અસાધારણ શક્તિનો ઝરો

ધારો કે કોઈ માણસ સામે વાઘ આવી પડ્યો તો તે શું કરશે? કાં તો તે ઊંધું ઘાલી નાસવા માંડશે—અને તે એટલી બધી ઝડપથી અને એટલે બધે દૂર સુધી સતત, કલાકો સુધી કે આપણને નવાઈ લાગે! અથવા તો અતિ હિંમતવાળો હશે તો વાઘનો સામનો કરશે—અને તેમાં એટલું અસાધારણ જોર બતાવશે કે તેની જિંદગીમાં કદી બતાવી શક્યો ન હોત. આટલી બધી અસાધારણ શક્તિ આવે છે ક્યાંથી? આપણા શરીરમાં રહેલી આડ્રિનલ ગ્રંથિમાંથી આવા કટોકટીના સમયે આડ્રિનાલીન નામનો પદાર્થ લોહીમાં ઝરે છે. આડ્રિનાલીનથી માણસમાં તાત્કાલિક ગજબ શક્તિ આવે છે. તેનાથી હૃદય ખૂબ ઝડપથી ધડકવા માંડે છે, શ્વાસોચ્છ્વાસ ઊંડા ઊંડા ધમણ જેવા થાય છે. શરીરના બીજા ભાગોનું ઘણું ખરું લોહી મગજ, હૃદય અને સ્નાયુઓને પહોંચે છે. તેથી તેમને ખૂબ ઑક્સિજન અને ગ્લુકોઝ મળે છે. યકૃત ( Liver )માં સંગ્રહ થયેલ ગ્લુકોઝ લોહીમાં આવે છે. આમ માણસને ખૂબ શક્તિ મળે છે—પણ તે કટોકટીના સમય પૂરતી જ! આ સમય વીતી ગયા પછી

આડ્રિનાલીન ઝરતું બંધ થાય છે અને માણસને સખત થાક લાગે છે. આપણે ગુસ્સે થઈએ ત્યારે આપણે ધ્રૂજવા માંડીએ છીએ તે આ આડ્રિનાલીન ઝરવાને લીધે છે.

### થાક ઉતારવાના નુસખા?

માણસો થાક લાગ્યો હોય કે કંટાળી ગયા હોય ત્યારે તાજા થવા કોફી પીએ છે, ચા પીએ છે અથવા સીગારેટ –બીડી પીએ છે, પણ કેટલાક દારૂ પીએ છે. કોફી પીધા પછી જાણે થાક ઊતરી ગયો હોય તેમ લાગે છે, સ્ફૂર્તિ આવે છે. કોફીમાં રહેલ કેફીન આપણા મગજને ઉત્તેજે છે. આ કેફીન થાક ઉતારતું નથી પણ મગજ ઉત્તેજિત થવાને લીધે થાક લાગ્યો છે તેની આપણને ખબર પડતી નથી. આ કેફીનની અસર થોડો વખત જ રહે છે. તેની અસર ગયા પછી આપણને વધારે થાક લાગે છે અને તેથી હવે થાક ઉતારવા માટે પહેલાં કરતાં વધુ આરામની જરૂર પડે છે. આનું કારણ એ છે કે કેફીનની અસરને લીધે વધુ પડતી આપણી શક્તિ વપરાતી જતી હોય છે. જ્યાં તેની આપણને ખબર પડતી નથી.

વળી ઘણાં માણસોને સીગારેટ કે બીડી પીવાથી ઉત્તેજના લાગે છે. પણ આ ઉત્તેજના સૌથી શરૂઆતના દિવસોમાં જ લાગે છે. સીગારેટ પીવાની શરૂઆત કર્યા પછી થોડા દિવસોમાં પેલી લાગતી ઉત્તેજના જતી રહે છે અને તેને બદલે ધીમે ધીમે વધુ ને વધુ થાક લાગે છે. તંબાકુમાં નિકોટીન નામનો પદાર્થ છે. તેનાથી હૃદયના ધબકારા વધે છે અને તેથી મગજને વધુ લોહી મળે છે. તેથી શરૂઆતના દિવસોમાં મગજને વધારે ગ્લુકોઝ મળતો હોવાથી ઓછો થાક લાગે છે. પણ આ સીગારેટના ધુમાડામાં કાર્બન મોનોક્સાઈડ નામનો વાયુ હોય છે. આ વાયુ ફેફસાંમાં જવાથી રક્તકણો ઑક્સિજન પૂરતા પ્રમાણમાં લઈ શકતાં નથી. આથી વધુ થાક લાગે છે.

આમ સીગારેટ કે બીડી પીનારને શરૂઆતના દિવસોમાં તો નિકોટીનને લીધે ઉત્તેજના મળે છે પણ પછી ધુમાડામાં રહેલા કાર્બન મોનોક્સાઈડની અસર નિકોટીનની અસર કરતાં વધી જવાથી વધારે થાક લાગે છે. ઘણા એમ માને છે કે દારૂ પીવાથી થાક લાગતો નથી અને વધારે જોર આવે છે. પણ આ ખ્યાલ તદ્દન ખોટો છે. દારૂ મગજની ક્રિયાઓને ધીમી પાડી દે છે. તેથી બહુ થોડો દારૂ લેવામાં આવે તો મગજ પરનો ભાર હળવો લાગે છે અને ખરેખર થાક લાગ્યો હોય છતાં થાકની ખબર પડતી નથી.

પણ જે લોકો ખૂબ દારૂ પીએ છે તેમને ખૂબ જલદી થાક લાગે છે તેમની કામ કરવાની શક્તિ ઘટી જાય છે. આનાં અનેક કારણ છે. વધુ પડતો દારૂ મગજની બધી જ ક્રિયાઓને ખૂબ શિથિલ બનાવી દે છે. તેથી શરીરની ક્રિયાઓ ધીમી પડી જાય છે અને માણસને થાક લાગે છે. જો માણસ એકી સાથે ખૂબ જ દારૂ પીએ તો મરણ પણ પામે.

આમ થાક ઉતારવા માટે વપરાતી કેફીન જેવી અનેક દવાઓની અસર થોડા સમય પૂરતી જ રહે છે. તેમનો ઉપયોગ તો તત્કાલ પૂરતો છે.

### તંદુરસ્ત જીવનની જડીબુટ્ટી

જો હંમેશ માટે આપણે આપણી કાર્ય કરવાની શક્તિ વધારવી હોય, અને થાક ઓછો લાગે એવી શક્તિ કેળવવી હોય, તો તેને માટે ખૂબ સરળ, સાદી અને કંઈ પણ ખર્ચ વિનાની ત્રણ નૈસર્ગિક વસ્તુઓ માણસે કરવી રહી—સંપૂર્ણ નિદ્રા, સપ્રમાણ આરામ અને નિયમિત સુયોગ્ય વ્યાયામ. કોઈ કહેશે કે સખત કામ કરવાથી, કસરત કરવાથી થાક લાગે છે. પણ જો આપણે નિયમિત પ્રમાણસર વ્યાયામ ન કરીએ તો પણ આપણને થાક લાગે છે એ એટલી જ ખરી વાત છે. કોઈ એક કામ કરવા માટે નિયમિત વ્યાયામ નહિ કરનાર કરતાં નિયમિત વ્યાયામ કરનારને ઓછા ઑક્સિજનની જરૂર પડે છે. વળી નિયમિત વ્યાયામ કરવાથી ફેફસાંની શ્વાસોચ્છ્વાસ કરવાની શક્તિ વધે છે. આમ નિયમિત વ્યાયામ કરવાથી આપણને ઓછા ઑક્સિજનની જરૂર પડે છે અને આપણે વધારે ઑક્સિજન અંદર લઈ શકીએ છીએ. તેથી ઓછો થાક લાગે છે.

પણ જો કોઈ માણસ નિયમિત વ્યાયામ ન કરતો હોય અને કોઈ વખત ઓચિંતા ખૂબ કસરત કરે કે કામ કરે તો તેને સખત થાક લાગે છે. અને આ થાક થોડા વખતમાં ઊતરી જતો નથી પણ તે દિવસો સુધી ટકી રહે છે. આનું કારણ એ છે કે જ્યારે કોઈ બેઠાડુ માણસ ઓચિંતો એકાએક ખૂબ કસરત કરે છે ત્યારે તેના લોહીમાંના લગભગ ચોથા ભાગનાં રક્તકણો નાશ પામે છે અને આ રક્તકણો

[ અનુસંધાન પાન ૨૨૦ ઉપર ]

# પતિયો

—લાભશંકર ઠાકર

સાંજના લાંબા થયેલા પડછાયા સડક પર પથરાઈ ગયા હતા. એ પડછાયા પરથી વરઘોડો પસાર થઈ રહ્યો હતો. બેન્ડ–વાજાંના અવાજ કોઈ મધુર ભાવગીત ઘૂંટી રહ્યા હતા. બગીમાં ફૂલહારથી ખચિત જુવાન વરરાજા બેઠો હતો. વરરાજાના દેહ પર, એનાં વસ્ત્રો અને અલંકારો પર એની ભૂખી નજર ફરી વળી. બગી પાછળ આવતી રંગબેરંગી વસ્ત્રોથી આચ્છાદિત સ્ત્રીઓના દેહ પર એની વિવશ નજર ભમી રહી. વરઘોડો પસાર થઈ ગયો. એની થાકી ગયેલી ઉન્મત્ત નજર કીકીમાં આવીને પટકાઈ પડી. એની ટીનની તપેલીમાંથી ઘોબાવાળો અવાજ ખખડી ઊઠ્યો. પૈસો આવ્યો કે બે પૈસા એ જોવા એણે આંખ ન જ ઉઘાડી. બિડાયેલાં પોપચાં પાછળ નજર હજુ હાંફતી પડી હતી. એના ખવાતા જતા વામણા નાક પર એક માખી પ્રેમપૂર્વક રસપાન કરી રહી હતી. સ્પર્શની અનુભૂતિનો પરમઆનંદ માખીની સૂંઢના એ સ્પર્શમાંથી ચૂસવાનો એણે પ્રયત્ન કર્યો. એની સમગ્ર ચેતના નાકના એ બિંદુ પર એકઠી થઈને માખીની સૂંઢને –એના નાજુક પગોને ઘેલછાથી વળગી પડી. ખવાઈ ગયેલી આંગળીવાળો જમણો હાથ એણે નાજુકાઈથી ઉંચક્યો અને સ્નેહપૂર્વક પેલી માખીને સ્પર્શવા આગળ વધાર્યો. માખી ઊડી ગઈ. એની ચેતના વિખરાઈ ગઈ. એનાં શિથિલ અંગો ફૂટપાથ પર જેમ તેમ પડ્યાં રહ્યાં.

પોપચાંમાંથી એની શૂન્ય નજર બહાર નીકળી ધીમે–અતિ ધીમે ફરવા લાગી. સામે પોળના નાકે એક જુવાન ઘાટીલી મજુરણ એના નવજાત શિશુને સ્તનપાન કરાવતી હતી. બાળકની બાબરી પર સ્નેહથી હાથ ફેરવી રહી હતી. એની સમગ્ર ચેતના એની નજરમાં ફરી એકઠી થઈ. એ તૃષિત નજરે તાકી રહ્યો. પોતાની શિશુ–અવસ્થાને યાદ કરવા એણે ભારે મથામણ કરી. નિષ્ફળ પોતાની એક મનોહર શિશુછબિ કલ્પી સંતોષ લેવા એણે પ્રયત્ન કર્યો. આંખો મીંચી દઈ—જોરથી મીંચી દઈ—પોતે નવજાત શિશુ છે–માતાને ધાવી રહ્યો છે, મા બાબરી પર હાથ ફેરવી રહી છે, એવી કલ્પના કરી રાચવાનો એણે પ્રયત્ન કર્યો. કલ્પનાને તાદૃશ કરવા એના મને ખૂબ ધમપછાડા કર્યા. પોપચાં પાછળ એની નજર રૂંગળાવા લાગી. પોપચાંને જોરપૂર્વક ધક્કો મારી એ બહાર ધસી આવી. એનો શ્વાસોચ્છ્વાસ વધી ગયો. હાંફતો હાંફતો એ પડ્યો જ રહ્યો.

આછો ઝાંખો અંધકાર અહીંતહીં ચોમેર ટીનની તપેલીમાં ખૂણે ખાંચરે બધે ભરાતો–છવાતો હતો. એને મ્યુનિસિપલ ટ્યુબ લાઈટે સહસા ઝબકીને ભગાડી મૂક્યો.

વેરણછેરણ અંગોને જિજીવિષાના દોરથી બાંધીને એ ઊભો થયો. ટીનની તપેલી લઈ ને એણે ચાલવા માંડ્યું.

વાહનની અવર–જવર વચ્ચેથી જે શાંતિ અને કાળજીથી એની બેડોળ–બીભત્સ કાયાએ રસ્તો ઓળંગ્યો–તે એના જિજીવિષાના મજબૂત દોરની સાક્ષી પૂરતી હતી.

[ અનુસંધાન પાન ૨૧૯થી ચાલુ ]

જ શરીરના જુદા જુદા અવયવો—સ્નાયુઓ, મગજ—ને ઓકિસજન પહોંચાડે છે. આથી જ્યાં સુધી નવાં રક્તકણો શરીરમાં ન બને ત્યાં સુધી સ્નાયુઓ, મગજ વગેરે ને પૂરતો ઓકિસજન મળતો નથી અને માણસ થાકેલો રહે છે.

આમ થાક એક રીતે આપણો સંરક્ષક છે. તે શરીરને અતિશય ઘસારામાંથી બચાવે છે અને જીવનશક્તિનું પુનર્નિર્માણ કરે છે. પણ જીવનશક્તિને વધારવા માટે કાર્યશક્તિની સમૃદ્ધિ માટે પૂરતો આરામ, અને ઊંઘ, તથા નિયમિત સુપ્રમાણ વ્યાયામ ત્રણે નિસર્ગે માનવને આપેલ ઔષધિ છે, જીવનસાતત્ય માટેની અનન્ય જડીબુટ્ટી છે.

* * *

ક્ષમાયાચના : ગયા અંકમાં 'રિચાર્ડ બાયર્ડ' (પૃ. ૧૫૨)ના લેખકનું નામ શરતચૂકથી રહી ગયેલું. લેખક શ્રી મહેશ શાહ છે.

# બાલસાહિત્ય : નિષ્ઠા અને દૃષ્ટિ

—રમણલાલ પી. સોની

બાળક અને બાળસાહિત્યની વ્યાખ્યા બાંધતાં એકવાર ગુજરાતી કવિ સુંદરમ્‌એ કહેલું કે જે પોતાને બાળક કહેવડાવવા તૈયાર હોય તે, બાળક; અને તેને જે રસ આપી શકે તે બાલસાહિત્ય; આવા બાલસાહિત્યમાં બાલભાવોનું કલાકૌશલભર્યું નિરૂપણ હોય. બાળક એટલે નાનો માણસ નહિ, તેમ વયસ્ક માણસ એટલે મોટો બાળક નહિ. આમ બાળક અને પુખ્ત વયના પુરુષ વચ્ચે જેવો ભેદ છે, તેવો બાલસાહિત્ય અને ઇતરસાહિત્ય વચ્ચે ભેદ છે. પુખ્ત વયના માટેનું સાહિત્ય પુખ્ત વયનો લેખક સરજી શકે છે. તેના રોજરોજના અનુભવની વાસ્તવિક ભૂમિકા પર રહીને. પણ બાલસાહિત્ય રચના માટે તેણે પોતાની વયને ભૂલવી પડે છે, અને પોતાના પ્રૌઢ અનુભવને—પ્રૌઢ વિચારધારાને અને વલણનેયે તેણે ભૂલવાં પડે છે. પોતાના સમયથી, વાતાવરણથી અને અનુભવથી પાછા ફરી, બાલસહજ માનસમાં પોતાને કેન્દ્રિત કરવાની આ ક્રિયા જેટલી સહજ સ્વાભાવિકતાથી અને સરળતાથી થઈ શકે એટલી કૃતિ સ્વાભાવિક અને સરળ બની શકે છે. કવિવર રવિન્દ્રનાથના શબ્દોમાં કહું તો સહજ ભાવે બાલકાવ્ય ન લખી શકાય તો તે લખવું અશક્ય હોય છે. કારણ કે જે સૌથી સરળ છે તે સૌથી કઠિન છે.

અહીં મને કવિવર રવીન્દ્રનાથનું કાવ્ય 'જન્મકથા' યાદ આવે છે. બાળક માતાને પૂછે છે કે 'મા, હું ક્યાંથી આવ્યો ? હું તને ક્યાં જડી ગયો ?' ત્યારે માતા કહે છે કે 'બેટા, તું મારા મનમાં ઇચ્છા રૂપે વસતો હતો. તું મારી ઢીંગલીઓની રમતમાં હતો, સવારના પહોરમાં શિવપૂજા વખતે મેં તારી જ પ્રતિમા ઘડી છે ને ભાંગી છે, મારા ઠાકોરજીના સિંહાસન પર પણ તું જ હતો, અને તેમની પૂજામાં મેં તારી જ પૂજા કરી છે. વળી મારી ચિરકાળની આશાઓમાં, મારા બધા સ્નેહમાં, મારી માતાના અને મારી દાદીમાના પ્રાણમાં તું ક્યાં લગી છુપાઈ રહ્યો તેની કોને ખબર છે ? યૌવનમાં મારું હૃદયફૂલ ખીલી ઊઠ્યું, ત્યારે તું એની સૌરભ હતો, મારાં તરુણ અંગોનું તું લાવણ્ય હતો. તું હતો વિશ્વનું ધન, તું સૌનો હતો, અને મારો કેવી રીતે થયો, એ તારા રહસ્યનો પાર હું પામી શકી નથી. તેથી મને પળે પળે બીક લાગ્યા કરે છે કે તને હું ખોઈ તો નહિ બેસું ? એટલે હું તને જોરથી છાતીએ ભીડી રાખું છું, રે શી ખબર કયા જાદુના જોરે તું—વિશ્વનું ધન, મારા આ ક્ષીણ બાહુમાં બંધાઈ રહેશે ?'

કવિએ આમાં માનવમનનું એક પરમ સત્ય પ્રગટ કર્યું છે. એમાં માતાનાં જે આશા, શ્રદ્ધા, આનંદ અને વ્યાકુળતા પ્રગટ થયાં છે, તે જેનામાં હોય તે જ બાલમાનસના લક્ષ્મણ-કુંડાળામાં પગ મૂકી શકે અને તે જ બાલસાહિત્યની સાચી કૃતિ રચી શકે. બાળક પરની શ્રદ્ધા વિના, બાલમાનસના સ્ફટિક શાં દર્શન વિના, તેની સાથે એકરૂપતા અનુભવ્યા વિના, પોતાના વ્યક્તિત્વને સાવ ભૂલી ગયા વિના બાલસાહિત્યનું સર્જન સંભવિત નથી.

ગુજરાતના પ્રથમ પંક્તિના સાહિત્યકારો બાલસાહિત્ય પ્રત્યે ગંભીર ઉપેક્ષા બતાવી રહ્યા છે. અને તેમની સમર્થ દોરવણી વિના એ સાહિત્ય એટલું નબળું રહ્યું છે. આનું સ્વાભાવિક પરિણામ એ આવ્યું છે કે આજે એક બાજુ એવી માન્યતા પ્રવર્તી રહી છે કે બાલસાહિત્યના નામે ગમે તે કાંઈ લખી શકાય.

*

બાલભક્તિમાં આપણે બાળકના ખુશામતિયા બની ગયા છીએ !

આપણે મોટાંઓ કેટલીકવાર (કે ઘણીવાર) આપણા મોટાઓના મનોભાવોનું, ગમા અણગમાઓનું, પૂર્વગ્રહોનું બાળકોમાં આરોપણ કરીએ છીએ. બાળક એટલે નાનો માણસ એમ ગણીને, જેમ મોટા દરદીને આપવાની જુલાબની પડીકી કે પથ્ય તેનું કદ ઘટાડીને બાળકને આપવામાં આવે છે, તેવું સાહિત્યમાં પણ કરવામાં આવે છે. ઈશ્વર, ધર્મ, નીતિરીતિ, સમાજ, સભ્યતા, વગેરે વિષેની આપણી ખરીખોટી જૂનીનવી માન્યતાઓ આપણે બાળકના માથે પછાડીએ છીએ. 'જગત્રાતા વિશ્વવિધાતા' પોતાનો પિતા, માતા કે

[ અનુસંધાન પાન ૨૩૩ ઉપર ]




**આ વિભાગ દ્વારા કાવ્ય અને કલાનો પ્રારંભિક રસાસ્વાદ કરાવી વિશાળ જનસમૂહ અને સાહિત્યકલાનાં સર્જનો વચ્ચે સેતુ બનવાની અભીપ્સા છે.**

---

—સુરેશ હ. જોષી

## શિશિર

ખરખર ખરે
પાનખર-પર્ણ
ઝરમર ઝરે.
શિશિરની શીત લહર જરી વાય,
વૃક્ષની કાય
જીર્ણ અતિ, પત્ર પત્ર થથરે!

પીત અતિ શુષ્ક
ખડખડે રુક્ષ
વૃક્ષથી ખરે,
હવામાં તરે.

ધીમેથી ધરતી પર ઊતરે
એક પછી એક
ઝરંત અનેક
પત્રનો તંત
વહંત અનંત
ઊઘડે તરુવર કેરી કાય
ચીવરે પીત ધરા ઢંકાય,
વૃક્ષ નિજ રૂપ ધરંતું નગ્ન
પીત ચીવરમાં ધરતી મગ્ન
એક તપ તપે
પંખી પંખીની સોડે લપે.

—પ્રજારામ

આપણી ઇન્દ્રિયોમાં પ્રમાણમાં વિશેષ સજાગ એવી ઇન્દ્રિયો બે: આંખ અને કાન. એમાં આંખને 'નયન' કહીને, એ બીજી બધી ઇન્દ્રિયોને દોરે છે એમ પણ સૂચવાયું છે. છતાં, કેટલીક વાર દૃષ્ટિ જ્યાં ન પહોંચે ત્યાં કાન પહોંચી શકે છે. જે દૃષ્ટિસીમાની બહાર હોય, તે શ્રુતિસીમાની અંદર હોઈ શકે છે. સ્પર્શને તો નિકટતા વગર ન ચાલે. કલાના નિર્માણમાં પણ મુખ્ય તૃપ્તિ આંખ અને કાનની જ થાય છે.

આપણે રસ્તેથી ચાલ્યા જઈએ છીએ, અથવા બારી આગળ બેઠા છીએ. ઇન્દ્રિયોનું લક્ષ કોઈ એક વસ્તુ પર કેન્દ્રિત નથી, આપણે શૂન્ય-મનસ્ક છીએ. ત્યાં એકાએક કશોક અવાજ કાને પડે છે, સૌથી પ્રથમ કાન જાગે છે; માટે કવિ અવાજથી શરૂઆત કરે છે: 'ખરખર ખરે.' એ અવાજને શોધવા આંખ દોરવાય છે, ને ત્યારે એ અવાજ તો પાનખરનાં ખરતાં પાંદડાંનો હતો તે દેખાય છે. આમ સાંભળવાનો ને દેખવાનો સરવાળો થતાં આખું સંવેદન પૂરો આકાર પામે છે.

પહેલી લીટીમાં ખરતા પાંદડાંની શુષ્કતાને સૂચવતો રુક્ષ અવાજ 'ખરખર' હતો, તે ત્રીજી લીટીમાં બદલાઈ ગયો. ક્રિયા પણ બદલાઈ ગઈ. જ્યારે ખરવાનું સતત ચાલુ રહે, ત્યારે એ 'ખરવું' મટીને 'ઝરમર' બની રહે. જ્યાં તૂટક તૂટકતા છે ત્યાં રુક્ષતા છે, જ્યાં ક્રિયાની ધારાવાહિતા છે ત્યાં તો ઝરમરનું સંગીત છે. પણ એ સંગીત, આંખની મદદ વિના, સિદ્ધ થયું ન હોત. અવાજ તો સંભળાયો એક જ ખરતા પાંદડાનો, પણ જ્યારે આંખ એ તરફ વળી ત્યારે અનેક પાંદડાઓને વર્ષાની ઝરમરની જેમ ઝરતાં જોયાં. આમ ઇન્દ્રિયો સાથે મળીને એક વસ્તુને અનુભવ-ગોચર બનાવે ત્યારે વસ્તુનું રૂપ જ બદલાઈ જાય.

કાન અને આંખ પછી વારો આવ્યો સ્પર્શનો–શિશિર-

ની શીત લહરીનો સ્પર્શ થયો. કવિએ ' લહર ' શબ્દ વાપરીને વળી ' જરી ' શબ્દ ઉમેર્યો છે. આમ તો ' લહર '-માં જ લઘુતા, નાજુકતાનું સૂચન છે, પણ ' જરી ' ઉમેરીને એની માત્રા કેમ વધારી હશે ? એની પછીની પંક્તિ વાંચો:

' વૃક્ષની કાય જીર્ણ, અતિ, પત્ર પત્ર થર્થરે ! '

આટલી જરી સરખી લહરે વૃક્ષની જીર્ણતાને પ્રકટ કરી, પાંદડે પાંદડું થરથરી ઉઠ્યું ! ફરી આ પંક્તિ વાંચી જુઓ : ' પત્ર પત્ર થર્થરે. ' તરત જ ખરતાં પાંદડાંના ખરવાના અવાજ સાથે શીતના કંપનો પણ ભેગો અનુભવ થશે. પહેલાં કાન અને આંખે ભેગાં થઈને એક અનુભવ કરાવ્યો, હવે કાન અને સ્પર્શે મળીને બીજો અનુભવ કરાવ્યો.

જીર્ણતા તરફ આપણું ધ્યાન વાળતાં કવિ હવે ત્રણે ઇન્દ્રિયોને ભેગી રાખીને આખા અનુભવને નવી સમગ્રતા અર્પે છે. અહીં પણ આપણે શરૂઆત કરીએ છીએ—જીર્ણતાસૂચક પીળા રંગથી, રુક્ષ અને કર્કશ ખડખડાટથી. પણ ' ખરવા 'ની ક્રિયા વળી અંતમાં ' તરવા 'માં બદલાઈ જાય છે.

ઝાડ પરથી અલગ થતાં, વૃક્ષની સ-રસ સજીવતાથી અલગ થવાના આંચકામાં રહેલી કર્કશતા ખરવાની ક્રિયાના પૂર્વાર્ધમાં તો રહી જ છે, પણ વૃક્ષનો ખોળો છોડીને પાંદડું હવાને ખોળે બેસે છે કે તરત તરવા માંડે છે. આપણી આંખો સમક્ષ હવામાં સેલારા મારતું પાંદડું તરત ખડું થાય છે. અને અંતે, પૃથ્વી ઉપર એ ઊતરે છે, ( ' તરે 'માં કેવળ ' ઊ ' ઉમેરીને તરવાની અને ઊતરવાની ક્રિયા વચ્ચેનું સંક્રમણ કવિએ કેવી ખૂબીથી બનાવી દીધું છે ! ) ત્યારે એનામાં હળવાશ છે, મરણમાં રહેલી જડતાનો ભાર નથી.

આટલે આવ્યા પછી કવિ ફરી આપણું ધ્યાન ખરતાં પાંદડાંની ધારાવાહિતા તરફ ખેંચે છે. જો વિચ્છિન્ન કરીને એકને જ ખરતું જોઈએ તો કદાચ આપણે વ્યાકુળ થઈ જઈએ. પણ ક્રિયામાં રહેલી ધારાવાહિતા આપણા મનને એમાં તરતું કરી દે છે, ને પાણીમાં તરતા હોઈએ, ત્યારે પાણી આપણા શરીરનો થોડો ભાર પોતે ઉપાડી લે છે, તેમ ખરવાની ક્રિયાનું આ સાતત્ય જ વિચ્છેદના વિશ્લિષ્ટ ને એકાંગી અનુભવમાં રહેલી વ્યાકુળતાનો બોજ ઉપાડી લે છે; અને આપણું ધ્યાન ' અનંત વહન ' તરફ જ વળે છે. અહીં પણ આ વહનની અનંતતા સૂચવવા અનુનાસિકના રણકાર-એક રણકારમાંથી પ્રતિધ્વનિત થતો બીજો રણકાર—ની પરંપરા કેવી સરસ ગોઠવી છે !

ઝરંત અનેક / પત્રનો તંત / વહંત અનંત...

આ કક્ષા સુધી લાવ્યા પછી કવિ આ અનુભવનું રહસ્ય પ્રકટ કરે છે; અને અહીં એક નાની પ્રાકૃતિક ઘટના વિસ્તરીને સૃષ્ટિક્રમમાં પ્રવર્તતા ઋતને પ્રકટ કરવામાં ખપે લાગે છે. વૃક્ષે વસ્ત્રનો ત્યાગ કરીને નિરાવરણતાને સ્વીકારી, તો વૃક્ષે ઉતારેલા એ વસ્ત્રને જ ધરાએ ધારણ કરી લીધું. અહીં પાંદડાઓનો પીળો રંગ બૌદ્ધ શ્રમણોનાં પીળાં ' ચીવર 'ની યાદ આપે છે. પીળા રંગની સાથેના આ અધ્યાસને કવિ ઉપયોગમાં લઈ લે છે, અને આમ તપશ્ચર્યાનો ભાવ કૃત્રિમ રીતે આરોપિત થયો હોય એમ લાગતું નથી. વૃક્ષ નિરાવરણ બનીને તપ કરે છે, ધરતીને પીત ચીવર ધારણ કરાવીને, શિશિરમાં અનુભવાતી એક પ્રકારની મગ્નતાનો પણ કવિ અહીં ઉલ્લેખ કરે છે. વસંતની સમૃદ્ધિના અધિકારી બનવાને માટેનું આ તપ છે, તે કવિએ પ્રકટ કર્યું નથી તે સર્વથા ઉચિત જ છે.

કાવ્યની છેલ્લી પંક્તિમાં કવિએ અણધારી ઉપમા પ્રયોજી દીધી છે. વૃક્ષ અને ધરતી તપ તપે છે. એ તપ જ બંનેને નિકટ લાવે છે. શિશિરની શીતનો કંપ જ આપણા એકાકીપણાનું ભાન કરાવીને કોઈની સોડની હૂંફ શોધવા પ્રેરે છે, આ નિકટતાનું સુંદર પ્રતીક તે પંખીની સોડમાં હૂંફ પામવા લપાતું પંખી. આ પ્રતીકની યોજનાથી નિકટતાની અનુભૂતિ સુરેખ આકાર ધારણ કરી રહે છે. ખરતું પાંદડું વિચ્છેદને પ્રકટ કરે છે; આમ કાવ્ય વિચ્છેદની વાતથી શરૂ કર્યું, પણ અંતમાં તપમાં જ અનુભવાતી અભિન્નતા સુધી આપણને કવિ લઈ આવ્યા. આમ ખરતાં પાદડાંની સાથે ખરતાં ખરતાં આપણે પણ પીત ચીવર બનીને કોઈનું આચ્છાદન બની ગયા. આપણે પણ વિચ્છેદથી નિકટતા સુધીની યાત્રા પૂરી કરી.

કાવ્યમાં ખરતા પાંદડાના લયને પણ કવિ પકડી શક્યા છે, એ હવામાં જે રીતે સેલારા લેતું, તરતું તરતું નીચે ઊતરે છે, તે ગતિના લયને અનુરૂપ કાવ્યમાં એમણે લય યોજ્યો છે, એ માટે આખું કાવ્ય ફરી એકવાર સાંભળો.

ઈન્દ્રિયસંતર્પકતાની દૃષ્ટિએ શ્રી. પ્રજારામ કવિ કાન્તની પરંપરાના કવિ છે.



મહાન ભારતીય કલાકાર
શ્રી. નંદલાલ બોઝની કલા



મહાન ફ્રેંચ કલાકાર
પિકાસોનું રેખાંકન



અજંતાની
અમર ભારતીય કલા

# રેખા : કોઈ પણ ચિત્ર-શિલ્પ માટે અનિવાર્ય

ચિત્ર-શિલ્પકલાના ઇતિહાસમાં કોઈ પણ જાતનું આલેખન કરવા માટે રેખાનો ઉપયોગ લગભગ અનિવાર્ય જ રહ્યો છે. એ માટે આદિકાળના ગુફામાનવ (અલ્તામેરાઃ સ્પેઇન)નાં રેખાંકનો લ્યો, જાપાનના વૂડકટ, અજંતાનાં ભીત્તિચિત્રો, ઇરાનનાં બારીક ચિત્રો લ્યો કે પછી લ્યો કોઈ પણ આધુનિક ચિત્રકારનું આયોજન, બધેય થોડે-વત્તે અંશે એનું મહત્ત્વ સચવાયું છે.

રેખાના પ્રકારો જોવા જઈએ તો આપણને વાંકી, સીધી, આડી, ઊભી, તૂટેલી, વળાંકોવાળી, જાડી અને પાતળી એમ અનેક જાતની રેખાઓ મળી આવે–પરંતુ જ્યારે આપણે એમાંથી રસાત્મક અનુભૂતિ મેળવવાનો પ્રયત્ન કરતા હોઈએ, ત્યારે આપણું લક્ષ્ય આ પ્રકૃતિ–જન્ય લાક્ષણિકતાઓને બદલે એમાંની દૃષ્ટિ સાથે સંબંધ ધરાવતા તત્ત્વ–ગુણ તરફ હોય છે. અને એ રીતે જ આપણે રેખાઓને વિવિધ ગુણની દૃષ્ટિએ જુદી પાડીને પ્રવાહી, લયબદ્ધ, ગતિશીલ, સ્થિર, ઋજુ કે સ્થિતિસ્થાપક ગણાવીએ છીએ.

ચિત્ર-શિલ્પ-વાસ્તુ કલાનો સંબંધ દૃશ્યેન્દ્રિય સાથે છે. કોઈ પણ પદાર્થને જોતી વખતે આંખ એના ખૂણે ખૂણા પર ફરી વળી, એની ખાસિયતો શોધી કાઢી એના ઉપયોગ વિષેનું જ્ઞાન મેળવે છે–અને મગજને પહોંચાડે છે. સામે મૂકાયેલા બધા પદાર્થોને આંખ એકી વખતે જોઈ શકતી નથી, પરંતુ પદાર્થના આકારની સાથે પદાર્થના દરેક ભાગ ઉપર ચઢઊતર કરે છે અથવા તો ફરે છે, જેમાંથી એ પોતાના રસનો વિભાગ તારવીને એના પર વધુ લક્ષ્ય આપે છે. જુદા જુદા આકારના પદાર્થો આંખની આ ક્રિયા પર જુદી જુદી રીતે અસર કરે છે. દા. ત. ખૂબ જ ગૂંચ ભરેલો અને ખરબચડો આકાર આંખને થકવી નાખે છે—તદ્દન સાદો આકાર આંખ જલદી પારખી શકતી નથી અને આકારોની વિવિધતાવાળો પદાર્થ જોતાં આંખને વિસામો મળે છે, જેથી તેમાં એ વધુ સારી રીતે ફરી શકે છે અને આકર્ષાય છે. દૃષ્ટિના દોરાવાની આ ક્રિયામાં પદાર્થની કિનારો અને બેસી ગયેલા તેમ જ ઉપસેલા વિભાગો ઉપરાંત રંગ, ઘનતા, પોત વગેરે પણ મહત્ત્વનું સ્થાન ધરાવે છે.

ઉપર્યુક્ત ગુણોને લક્ષ્યમાં રાખીને કલાકારો ચિત્રમાંના આકારોને એવી રીતે આયોજિત કરે છે કે જેથી દૃષ્ટિ ચિત્રની બહાર ન ધકેલાઈ જાય, થાકી ન જાય કે એક જ જાતના આકારોથી કંટાળી ન જાય.

૦સામે પાને ત્રણ રેખાંકનોનાં ઉદાહરણો આપ્યાં છે. જેમાંથી આપણે વિવિધ પ્રકારના રેખા–ગુણોને તારવી શકીએ. એમાંના એકકેય રેખાંકનમાં રેખા સ્થિર કે બહુજ ગતિશીલ નથી. અજંતાના રેખાંકનમાં વળેલી, લાંબી હદ સૂચવતી રેખામાં પ્રવાહી ગુણ પહેલો જ નજરે ચડશે. નંદલાલ બસુના રેખાંકનમાં પણ એ જ પ્રવાહનું પુનરાવર્તન છે. પરંતુ સાથોસાથ સાહજિકતા (કપડાંની કરચલીઓ અને મોં) સાચવવાનો પણ પ્રયત્ન છે. જેનાથી રેખામાં એક પ્રકારની ઋજુતા અને લય દેખાય છે. આંખ એ રેખા પર સહજ રીતે વિવિધ વળાંકોમાં ફરે છે. પિકાસોનું રેખાંકન તો સાહજિકતાનો સુંદર નમૂનો છે. આકારોની સીમા–રેખાને એણે નિર્બંધપણે વહેવા દીધી છે, જેથી એમાં એકસૂત્રતા તો જળવાઈ જ છે. પરંતુ elasticity પણ આવી છે.

સંગીતના ઊંચા, ધીમા–ઘેરા, તીણા સૂરોને જેવી રીતે આપણે માણીએ છીએ, તેવી જ રીતે રેખામાંનો આ લય આપણને ચિત્રમાં જુદા જુદા આકારો પર ફેરવ્યા કરે છે–આ લયની જેટલી વ્યવસ્થિત ગોઠવણી તેટલી જ રજૂઆતની સફળતા.

રેખાના આ ગુણોનો અભ્યાસ આપણે વિવિધ પ્રકારની રેખાઓ અને એના સંયોજનોમાંથી મેળવી શકીએ. જાપાની ચિત્રકારોની રેખાની પ્રવાહિતા એમના વૂડકટ્સમાં મળે છે. ઈરાની ચિત્રપ્રણાલીમાં રેખાની ઋજુતા અને ગતિ પણ સચવાઈ છે. ગુફા–માનવના પ્રાણીઓના રેખાંકન સાથે પિકાસો કે માતીસની રેખાઓનો સાહજિકતાનો સંબંધ, દક્ષિણભારતની ખૂબજ સ્પષ્ટ અને હસ્તકૌશલના સુંદર નમૂના રૂપ પણ ગૂંચભરી રેખાકૃતિઓ અને તિબેટના ટંકા (ચિત્રો) અથવા તો જૈન બારીક ચિત્રોમાંની ગતિશીલ આકૃતિઓને સરખાવવાથી આપણે રેખા–ગુણને જુદી જુદી રીતે તારવી શકીએ.

—ગુલામ મોહમ્મદ શેખ

# દશરથ પટેલ : સર્વતોમુખી ચિત્ર-પ્રતિભા

આજે ગુજરાતમાં સર્વાંગી કલાક્ષેત્રે જે પ્રગતિ થઈ રહી છે, એનો ખ્યાલ પણ પંદર વર્ષ પૂર્વે આવવો અશક્ય હતો. તેમાંય, આજે ચિત્ર-કલાના ક્ષેત્રે ગુજરાતના યુવાન ચિત્રકારો જે ગૌરવભર્યાં પગલાં પાડી રહ્યા છે એ તો અપૂર્વ જ છે—પોર્ટ્રેટ, કારટુન, લેન્ડ સ્કેપ, ડેકોરેશન, ડિઝાઈન તથા ઇતર રેખા અને રંગનાં ચિત્રોમાં ગુજરાતની નવી સિદ્ધિઓ ઉલ્લેખયોગ્ય છે.

શ્રી. દશરથ પટેલે ચિત્રકલાના ક્ષેત્રે હાંસલ કરેલી સિદ્ધિઓ કોઈ પણ પ્રદેશને ગૌરવ અપાવે એવી છે. હજી તો પૂરાં ૩૦ વર્ષ થયાં નથી ત્યાં તો ભારતના અગ્રગણ્ય કલાકારોમાં તેમણે પોતાનું સ્થાન પ્રાપ્ત કરી લીધું છે. એમની કલા ચિત્રકલાનાં વિવિધ સ્વરૂપો સર કરી ચૂકી છે: શું 'ઓઈલ પેઈન્ટ' કે શું 'વૉટર કલર', કે પછી tempera—સરખી હથોટી જણાયા વિના નહિ રહે. તેઓ સિદ્ધહસ્ત રીતે ભવ્ય આકૃતિ—માણસની આખી સાઈઝ જેટલી આકૃતિ દોરે છે, તો એટલી જ સહજતાથી ceramics-(માટી કામ)ના પ્રયોગો કરી શકે છે. તેઓ અતિ અઘરી ગણાતી કલા—ધાતુ પર તથા લિથો પથ્થર પર ચિત્રકામ કરવાની કલા સુદ્ધાંમાં પ્રવીણતા ધરાવે છે.

દશરથ પટેલ ૧૯૫૬–૫૭નાં બે વર્ષ પારિસ 'નેશનલ સુપીરિયર આકોલ્ઝર આર્ટ' નામની સંસ્થામાં જગતના મહાન કલાગુરુઓ પાસે ઉચ્ચ શિક્ષણ પ્રાપ્ત કરી, અનેક પ્રમાણપત્રો અને ઉચ્ચ પદવીઓ સાથે પાછા ફર્યા છે.

શ્રી. દશરથ પટેલ હાઈસ્કૂલ શિક્ષણનો અભ્યાસ અમદાવાદના ચી. ન. વિદ્યાવિહારમાં કરતા હતા, ત્યારથી જ તેઓ શ્રી. ઝીણાભાઈ દેસાઈ (સ્નેહરશ્મિ) જેવા વિચક્ષણ પ્રિન્સિપાલની આંખમાં વસી ગયા હતા. તેમણે આ વિદ્યાર્થીની શક્તિઓ પારખી લઈ, તેમને બીજા અભ્યાસમાંથી મુક્ત કરી, શ્રી. રસિકલાલ પરીખ જેવા જાગ્રત કલાકારને સોંપી દીધા.

એ પછી તો શ્રી દશરથે પોતાના જીવન વ્યવસાય તરીકે ચિત્રકલાને અપનાવી લીધી...અને ગુજરાતના કલાગુરુ શ્રી. રવિશંકર-રાવળની ચિત્રશાળામાં થોડોક સમય ગાળ્યો. ત્યારબાદ, મદ્રાસની સુવિખ્યાત કલાશાળામાં શ્રી. દેવીપ્રસાદ રાય ચૌધરી (લલિતકલા અકાદમીના હાલના પ્રમુખ)ની પાસે રહી ચિત્રકલા અને સ્થાપત્ય બંને ક્ષેત્રે અસાધારણ સર્જક શક્તિ દાખવી: ૩–૪ વર્ષના ગાળામાં તો, સેંકડો મોટાં પેઈન્ટીંગ્સ, લેન્ડસ્કેપ, ફિગર્સ, માટીકામની કૃતિઓ, તથા ઈતર કૃતિઓનું આલેખન કર્યું. અને દિલ્હી તથા મદ્રાસમાં પોતાની એકલાની જ કૃતિઓનાં પ્રદર્શનો ભરાતાં, તેમની શક્તિઓની ભારતભરમાં જાણકારી થઈ: ભારતના ઉચ્ચ કક્ષાનાં વર્તુળો (પં. નહેરુ આદિ)એ એમની કદર કરી; અને કવિ શ્રી. હરીન્દ્રનાથ ચટ્ટોપાધ્યાયે એમને અસાધારણ ઉત્સાહથી બિરદાવ્યા, મૌલિક સર્જકતાની ચીનગારીને ઉત્તેજીત કરી.

ભારત સરકારે એમને માસિક રૂ. ૨૫૦)ની શિષ્યવૃત્તિ આપી: તો વળી શેઠ શ્રી. વાડીલાલ લલ્લુભાઈએ એમને પરદેશ જઈ વધુ સાધના કરવા માટે આર્થિક મદદ આપી.

શ્રી. દશરથે, તેમનામાં મૂકેલાં વિશ્વાસ અને આશાઓ પૂરાં કર્યાં છે. પારિસનાં બે વર્ષ તેમણે કલાની એકનિષ્ઠ સાધનામાં ગાળ્યાં; અને પારિસના ૫૦,૦૦૦ કલાકારોમાં એમણે નામના પ્રાપ્ત કરી. એમની કૃતિઓનું સ્વતંત્ર પ્રદર્શન ભરવામાં આવ્યું, અને જગતના મહાન કલાકાર પિકાસો જેવાની શાબાશીના અધિકારી બન્યા. બાદ, ૧૯૫૭માં તેમને 'વિશ્વ યુવકમેળા'માં મોસ્કો જવાની તક મળી; ત્યાં તેઓ

રશિયન કલાસર્જકોના સીધા પરિચયમાં આવ્યા; અને યુરોપના બીજા દેશોમાંય પ્રવાસ ખેડ્યો.

આખી દુનિયામાં ચિત્રકલાના ક્ષેત્રે નામ કમાઈને આવેલા આ યુવાન દશરથને ભારત અને વિશેષત: ગુજરાત ઊમળકાભેર આવકારે છે......

(શ્રી રવિશંકર રાવળની નોંધ ઉપરથી)

•

[ ગયે મહિને અમદાવાદમાં શ્રી. દશરથ પટેલની કૃતિઓનું પ્રદર્શન ભરવામાં આવ્યું હતું.

આ પ્રસંગને લક્ષમાં લઈ ગુજરાતના કલાકાર શ્રી છગનલાલ જાદવે લખેલી નોંધમાંથી— ]



શ્રી. દશરથ પટેલની કલા

"શ્રી દશરથની કળામાં એક આગવું સંવેદન છે તેમનામાં એક પ્રખર કલા પિપાસા છે. તેમનામાં સૌંદર્યની દૃષ્ટિ છે અને તે આગવી છે. કેવળ સૌંદર્યનો પ્રદેશ પામતાં પહેલાં જે કંઈ માર્ગ વટાવવો પડે તે તેમણે પસાર કર્યો છે, તેમ તેમની છેલ્લી કૃતિઓ બોલી રહી છે.

"રંગવિધાન"માં અને "રચના"માં એક ખેલદિલ કળાકાર જે રીતે પોતાની કૃતિને મૂર્ત કરે તેવી રીતે તદ્રુપતા સાથે, તેમણે રંગવિધાન અને રચના સંવેદનપૂર્ણ સાધ્ય કર્યાં છે.

કોઈ પણ એક રંગની અંદર કેટલી બધી શકયતા છે તે શ્રી દશરથે તેમની છેલ્લી કૃતિઓમાં સાકાર કર્યું છે. નિલ રંગ જુઓ કે હળદરિયો રંગ જુઓ—કેવળ એક જ રંગના પટમાં વિશાળતા, સઘનતા, અંતર, અને કુદરતમાંથી પીધેલું ગૂઢ સૌંદર્ય અને કળાકારના સ્પંદનના ધબકારા કૃતિમાંથી સંભળાય છે. આ કૃતિઓ સ્વયં ધ્વનિ કે સ્પંદન પ્રસારક છે. આ શ્રી દશરથની કૃતિઓનું એક નવું—સર્જન છે, જે એના ભાવકને એક એવી સંપાટી પર મૂકી આપે છે કે જ્યાં નિર્ભેળ સૌંદર્યની ઝાંખી થઈ શકે.

# શ્રીમતી હંસાબહેન મહેતા : તેજસ્વી ઉન્મેષો

છેલ્લાં ચાળીસ વર્ષના આપણા સામાજિક, રાજકીય, સાંસ્કારિક તેમજ શૈક્ષણિક જીવનમાં શ્રીમતી હંસાબહેનના વ્યક્તિત્વના તેજસ્વી ઉન્મેષો સ્પષ્ટ જોવા મળે છે. એમની ખાસ નોંધપાત્ર વિશિષ્ટતા તો એ છે કે એમણે જીવનનાં અનેક ક્ષેત્રોમાં પ્રયોગો કર્યા છે, સિદ્ધિઓ મેળવી છે. મુશ્કેલીઓએ એમના સાહસપ્રિય સ્વભાવને પ્રવૃત્તિ તરફ પ્રેર્યો છે, એમના પરાક્રમને શાન્ત પાડ્યું નથી.

જીવનની શરૂઆતથી જ હંસાબહેન સમયને પડકારતાં આવ્યાં છે. જ્યારે કોલેજોમાં વિદ્યાર્થિનીઓ ન હતી ત્યારે એમણે કોલેજમાં પ્રવેશ કરી, સહશિક્ષણને વેગ આપ્યો. ઓગણીસ વર્ષની વયે પરદેશની મુસાફરી કરી હિંદના જાગૃત થતા સ્ત્રીત્વનો અવાજ યુરોપ, અમેરિકા, જાપાન વગેરે દેશોમાં ગાજતો કર્યો.

સ્પષ્ટભાષિતા એમણે પ્રારંભથી જ અપનાવી. પહેલી વીસીમાં પણ એમની વાણીમાં મક્કમતા, વિચારશીલતા એટલા પ્રમાણમાં હતી કે પરદેશી અખબારોએ તેની પ્રશંસા

કરેલી. અત્યારે પણ એમની વાણીમાં એક સરખી સ્પષ્ટતા, જે કાંઈ કહેવું હોય તે વિના સંકોચે કહેવાની નીડરતા જોઈ શકાય છે.

## સ્ત્રી સ્વાતંત્ર્યની ઘોષણા

૧૯૧૯માં એ લંડન ગયાં ત્યારથી શ્રીમતી સરોજિની નાયડુ સાથે એમની મિત્રતાની શરૂઆત થઈ. એ બન્નેએ મળી સ્ત્રી સ્વાતંત્ર્યની ઘોષણા કરી. સામાજિક રીતરિવાજો, પરંપરાગત રૂઢિઓ અને અજ્ઞાનને કારણે ભારતની સ્ત્રીઓની જે અવદશા થઈ તેની સામે એમણે બળવો ઉઠાવ્યો. અત્યારે સ્ત્રીઓમાં જે નવું ચેતન, સાહસિકતા વગેરે જોવામાં આવે છે તેની પાછળ હંસાબહેનનો આજીવન પરિશ્રમ પડેલો છે.

સ્ત્રીઓની અનેક સંસ્થાઓમાં એમણે અગ્રણી પદે કામ કર્યું છે. 'વર્લ્ડ યુનિવર્સિટી વિમેન્સ કન્વેન્શન'માં તેમ જ 'વિમેન્સ ઇન્ટરનૅશનલ સફ્રેજ એલાયન્સ'માં ભારતના પ્રતિનિધિ તરીકે સ્ત્રી હક્કની હિમાયતની એમણે શરૂઆત કરી; તે પછી અખિલ મહિલા પરિષદ, ભગિની સમાજ, સ્ત્રી સહકારી મંડળ વગેરે અનેક સ્ત્રી સંસ્થાઓ સાથે એ સંકળાયલાં રહ્યાં છે, અને એનું પ્રમુખપદ શોભાવ્યું છે

## સ્વાતંત્ર્ય સંગ્રામમાં

આઝાદીની લડત વખતે ગાંધીજીએ સ્ત્રીઓનું નેતૃત્વ લેવા એમને આમંત્ર્યાં તે પછીનો ઇતિહાસ ઘણો રોમાંચક છે. પ્રાદેશિક કૉંગ્રેસ કમિટીના પ્રમુખ અને સ્ટુડન્ટ્સ બ્રધરહુડનાં પ્રમુખ હંસાબહેનની જ્યારે ૧૯૩૦ના ઓગસ્ટમાં પોલીસે ધરપકડ કરી ત્યારે વાતાવરણમાં સન્નાટો છવાઈ ગયો હતો. આ પગલું લેનાં પહેલાં પોલીસ વર્તુળોમાં કેટલાંય મનોમંથન થઈ ગયાં હતાં. પણ કારાવાસમાં જતી વખતે હંસાબહેને જે સંદેશો આપ્યો હતો તે સ્ત્રીઓને માટે મુક્તિમંત્ર જેવો હતો—'સફળ પરિણામ આવતાં સુધી લડત જારી રાખજો.'

૧૯૨૪માં હંસાબહેને ડૉક્ટર જીવરાજ મહેતા સાથે લગ્ન કરી સામાજિકક્ષેત્રે એક નવો યુગ પ્રવર્તાવ્યો. આ ઘટનાની અસર તે વખતે કેટલી ભારે થઈ તેનો ખ્યાલ સામાજિક ઇતિહાસ પરથી મળી આવશે. છેક અમેરિકા સુધી આ લગ્નનો પડઘો પહોંચ્યો. એક અમેરિકન અખબારે એની નોંધ લેતાં લખ્યું—"આ લગ્ન હિંદમાં જ્ઞાતિના વાડાઓ તોડે છે."

## શિક્ષણ ક્ષેત્રે કાર્યદક્ષતા

શિક્ષણને હંસાબહેને જીવનમાં ઘણું મોટું સ્થાન આપ્યું છે. એમની પહેલી પરદેશ યાત્રામાં સ્ત્રીઓની કૉલેજ સ્થાપવાની ઇચ્છા એમણે દરેકે દરેક પ્રસંગે વ્યક્ત કરી હતી. તે પછી સ્વદેશ પાછાં ફરીને એમણે શિક્ષણનાં અનેક નાનાં મોટાં ક્ષેત્રોમાં સક્રિય કાર્ય કરવું ચાલુ રાખ્યું. હિંદુસ્તાન સ્કાઉટ્સ એસોસિએશન, મુંબઈ યુનિવર્સિટી, આર્ટ એજ્યુકેશન કમિટી, એસ. એન. ડી. ટી યુનિવર્સિટી વગેરે અનેક સરકારી તેમ જ બીનસરકારી સંસ્થાઓ દ્વારા એમણે શિક્ષણના વિકાસ માટે પ્રયત્નો કર્યા. એસ. એન. ડી. ટી. યુનિવર્સિટીનાં ઉપકુલપતિ તરીકે અત્યંત કાર્યદક્ષતાપૂર્વક કાર્ય કરી એમણે સ્ત્રીશિક્ષણને ગૌરવ અપાવ્યું.

૧૯૩૭માં પ્રજાકીય પ્રધાનમંડળ સત્તાપર આવ્યું ત્યારે હંસાબહેન એનાં કેળવણી અને આરોગ્ય વિષયક પાર્લામેન્ટરી સેક્રેટરી બન્યાં. તે બે વર્ષો દરમિયાન એમણે કેળવણીમાં નવીન જાગૃતી આણી.

## માનવ હક્કની હિમાયત

માનવ હક્ક માટે પણ હંસાબહેન ખૂબ હિમાયત કરતાં આવ્યાં છે. ૧૯૪૭ થી ૧૯૫૦ સુધી યુનોના હ્યુમનરાઈટ્સ કમિશનમાં એ હિંદનાં પ્રતિનિધિ હતાં. આજે પણ માનવ હક્ક માટે હિમાયત કરતાં એમનું મન પ્રવર્તતી વિષમતાથી આર્ત થતું જોઈ શકાય છે.

રાજકીય સ્વાતંત્ર્ય પછીની પહેલી બંધારણ સભાનાં એ સભ્ય હતાં અને તે વખતે કાયદાના ઘડતરમાં એમણે જે ફાળો આપેલો તેની સભાની કાર્યવહી સાક્ષી પૂરે છે.

૧૯૪૯માં જ્યારે વડોદરા યુનિવર્સિટીની સ્થાપના થઈ ત્યારે હંસાબહેનની સામે બે વિકલ્પો ખડા થયા; કાં તો વિશાળ રાજકીય જીવન ચાલુ રાખવું અથવા યુનિવર્સિટીનું સુકાન સંભાળી વડોદરાને પોતાનું કાર્યક્ષેત્ર બનાવવું. હંસાબહેને યુનિવર્સિટી પસંદ કરી અને નવ વર્ષના સતત પરિશ્રમથી યુનિવર્સિટીને સુદૃઢ અને યશસ્વી બનાવી.

## અભિજાત સંસ્કારિતા

હંસા બહેનના વ્યક્તિત્વની પાછળ અનેક પરિબળોની આપણને ઝાંખી થાય છે. પરંપરાગત અભિજાત સંસ્કારિતા, સ્વાશ્રયી સ્વભાવની મક્કમતા, બળવાખોર પ્રયોગવૃત્તિ, લક્ષ્ય-

[ અનુસંધાન સામેના પાને ]

## પ્રવૃત્તિ ને પડઘા

### આ વિભાગમાં—

- ગુજરાતભરનાં સંસ્કાર અને શિક્ષણકેન્દ્રો, સાહિત્ય અને કલાકેન્દ્રોની ખાસ નોંધપાત્ર પ્રવૃત્તિઓ અંગે—
- ગુજરાત બહાર વસતા ગુજરાતીઓ (કલકત્તા, દિલ્હી, આફ્રિકા વગેરે મુખ્ય મથકો સહિત)ની ઉપરાંત તેવી પ્રવૃત્તિઓ અંગે—મિતાક્ષરી સમાચાર આપવાની ઇચ્છા છે.

ગુજરાત અને બહારનાં કેન્દ્રો જરૂરી માહિતી મોકલતાં રહેશે તો "માનવ" ઉપકૃત થશે.

---

## ગોવર્ધનરામ-સ્મૃતિમન્દિર

[ ઘણી મોડી તોય ન વિસારવા જેવી નોંધ ]

ગઈ દશેરાને દિવસે, સં. ૨૦૧૩ આસો સુદ દશમે, ઈ. સ. ૧૯૫૭ના ઓકટોબરની ૧૭મી તારીખે, ગોવર્ધન-સ્મૃતિ-મંદિરનું ઉદ્દઘાટન નડિઆદના નાગરવાડામાં ભાઈ ઉમાશંકર જોશીને હાથે થયું. તે પ્રસંગે ડૉ. રમણલાલ યાજ્ઞિક ને સાથેના કાર્યકરોએ જૂના—નિસ્તેજ નાગરવાડાને શણગાર્યો હતો. મેદની પણ ખૂબ હતી; વિનમ્ર કદરદાન ભાવિકોની. નડિઆદના તેમ જ બહારના ઘણા વિદ્વાનો—લેખકો—સાક્ષરો આ અંજલિમાં સાથ દેવા આવ્યા હતા. અમદાવાદના ઓલઇન્ડિઆ રેડિઓનું મ્હોટું યંત્ર પણ ભાષણો ઉતારવા હાજર હતું.

પ્રમુખસ્થાને પ્રોફેસર વિષ્ણુપ્રસાદ ત્રિવેદી હતા. શ્રી ઉમાશંકરની સાથે સ્નેહરશ્મિ ને બીજું અમદાવાદનું મંડળ હતું. નડિઆદના વકીલ શ્રી બહેચરદાસે અને ડૉ. રમણલાલે સૌને આવકાર આપ્યો. પછી મુંબાઈની ગોવર્ધનસ્મારક સમિતિના પ્રમુખ ડૉ. કાન્તિલાલ છગનલાલ પંડ્યાએ આ સ્મૃતિમન્દિરની કથા કહી. ગોવર્ધનરામના બે સરસ ફોટો મન્દિરને તથા એક ભાઈ ઉમાશંકરને અર્પણ થયો. પછી જેટલાં વ્યાખ્યાનો થયાં તે બધાં સરસ હતાં. કદાચિત પ્રો. વિષ્ણુપ્રસાદનું ઘણાને સૌથી સરસ લાગ્યું. શ્રી ઉમાશંકરે આવાં વીર-સ્મરણો ને વીરપૂજા ઇગ્લન્ડ વગેરે દેશો કેમ કરે છે તે દર્શાવ્યું. ભાઈ રવિશંકર રાવળ, ઇન્દુલાલ યાજ્ઞિક વગેરેએ પણ ઉચિત અંજલિ આપી હતી. સ્મારક

[ અનુસંધાન પાન ૨૨૮થી ]

ગામી પરિશ્રમ અને એવા ઘણા ઘણા બીજા ગુણો છે જે એમની સમસ્ત પ્રતિભાને વિશિષ્ટતા અર્પે છે.

સ્વભાવે હંસા બહેન અત્યંત ઋજુ તેમજ મૃદુ છે. કોઇનું પણ મનનું દુઃખ એ શાન્તિથી સાંભળે છે અને તે હળવું કરવા તત્પર રહે છે. એમની આસપાસ મમતાનું એક સ્નિગ્ધ વર્તુળ વર્તાય છે. વિચારશીલ સ્વભાવનાં હોવા છતાં વિનોદ એમને પ્રિય છે અને આંતર જીવનમાં એ ખૂબ-નિરાડંબર મળતાવડા સ્વભાવનાં છે.

### પ્રથમ સ્ત્રી નાટકકાર

આ કાર્યરત સન્નારીએ ગુજરાતને ભિન્ન ભિન્ન પ્રકારનું સાહિત્ય પણ આપ્યું છે. બાલવાર્તાઓ, કિશોર-વાર્તાઓ દ્વારા આપણા સાહિત્યને એમણે નવો રસ્તો ચીંધ્યો. ગુજરાતનાં એ પ્રથમ સ્ત્રી નાટકકાર છે. શેકસપીઅરનાં બે નાટકોને એમણે ગુજરાતીમાં કાવ્યરૂપે ઉતાર્યાં છે, અને વાલ્મિકીના રામાયણનું સમશ્લોકી ભાષાન્તર કરવાનો યશ એમને ફાળે જાય છે.

આ પ્રતિભાસંપન્ન સન્નારી વડોદરા યુનિવર્સિટીનું ઉપકુલપતિપદ છોડીને ટૂંક સમયમાં જશે તે વેળાએ આપણે ઇચ્છીએ કે એમની મહાન શક્તિઓ દેશના વિશાળ હિતમાં લાંબા સમય સુધી ઉપયોગી થાય.

—ચંદ્રકાન્ત શુક્લ

સમિતિએ એક રસ પડે એવો સચિત્ર સંપુટ પણ શ્રી ઉપેન્દ્ર છ. પંડ્યા પાસે તૈયાર કરાવ્યો હતો.

આજ ઘરમાં ગોવર્ધનરામ, નિવૃત્તિ લીધી તે પહેલાં શરૂ કરી, લગભગ દરેક વર્ષ રહેલા; આ ઘર ગીરો મૂકાયલું; જોડેનું નાનું ઘર, જેમાં ગોવર્ધનરામ જન્મ્યા હતા ને જે એમના મામાનું હતું, તે ગોવર્ધનરામે વેચાતું લીધું, એ બે ઘરોમાં એ રહ્યા; પણ એ પછીનું ઘર હાલ વેચાયલું છે અને ગો. સ્મારક સમિતિએ, કેટલીક મુશ્કેલીથી ને ઘણે ખરચે, આ ડહેલાને ગીરોમાંથી છોડાવ્યું, વેચાતું લીધું અને હવે ગોવર્ધન-સ્મૃતિ-મન્દિર તરીકે એને ગુજરાતને સોંપ્યું. આજ ઘરની મેડી ઉપર હિંચકે તેમ જ ટેબલ પાસે ખુરશીએ ગોવર્ધનરામ બેસતા. અહીં જ એમણે ૧૯૦૧માં "સરસ્વતીચન્દ્ર" ભા. ૪ પૂરો કર્યો ને બીજા નાના મોટા ગુજરાતી–અંગ્રેજી લેખો લખ્યા. આ ડહેલાની પહેલાંની હકીકત ગોવર્ધનરામના જ શબ્દોમાં લખાયલી છે, તે પ્રકટ કરવાને મોકલેલી છે.

માંદગીમાં પથારીવશ થયા તે પહેલાં અહીં જ એ સર્વને મળતા. તેમાં મનઃસુખરામ ત્રિપાઠી જેવા મુરબ્બીઓ, પ્રોફેસર ગજ્જર, શ્રીમતી કાશીકાકી અને નાનાલાલ દ. કવિ, નરસિંહરાવ દીવેટીયા, પ્રો. બળવંતરાય ઠાકોર, પ્રો. આનન્દશંકર ધ્રુવ, ન્યાયમૂર્તિ શાહ (તે વખતે વકીલ), નડિઆદના દેસાઈ-કુટુમ્બના, ચન્દ્રશંકર પંડ્યા, અંબાલાલ, શિવલાલ, ઇંદુલાલ તથા એમના પિતા કનૈયાલાલ, વગેરેનું અમારું મંડળ—સૌ આવતા.

આ મેડીમાંનું થોડુંક ફર્નિચર મળ્યું નથી; પણ જે હિંચકાની ઉપર તથા ટેબલે તે બેસતા, ગોળફરતું "બૂક-કેસ," આરામખુરસીઓ, તથા પોતાના મુરબ્બીઓ તથા સાથીઓની પુષ્કળ છબીઓ હજી છે.

આ મ્હોટા ડહેલાની આગળની મુખ્ય મેડી, નીચેની ખડકી ને ન્હાનો ચોક વગેરે એટલાં જ હાલ સ્મૃતિમંદિરમાં છે. મ્હોટા ચોકથી પાછળનો બધો ભાગ, શ્રી નરહરરામે સ્થાપેલ "લલિતા–વનિતા–વિશ્રામે" વેચાતો લઈ લીધો છે. ત્યાં આ આશ્રમ બેસશે એટલે ગોવર્ધનરામ–લલિતા–નરહરરામ એ ત્રણેની સ્મૃતિ સચવાશે.

સ્મારક સમિતિએ રૂ. ત્રણ હજારની સાથે આ સ્મૃતિ-મન્દિરની સાચવણી પણ શ્રી મનઃસુખરામે સ્થાપેલ ઉમેદકુમારી-મંદિર તથા ડાહીલક્ષ્મીના ટ્રસ્ટીઓને સેવા-વિનતિ કરી; એટલે હાલ એ સૌનાં નામ પણ સાથે આવ્યાં.

ધીરે ધીરે વ્યવસ્થામાં જોઈતા સુધારા થશે અને આ આદર્શ સ્મૃતિમંદિર બની શકશે. મને ખ્યાલ છે તે પ્રમાણે આવી જાતનું સ્મૃતિમંદિર ગુજરાતમાં ને ગુજરાતની બહાર હિંદમાં બીજું નહિ હોય.

ખાર, ૨૭ ફેબ્રુ. ૧૯૫૮ —કાન્તિલાલ છ. પંડ્યા

## પ્રા. અનંતરાય રાવળ : 'અજાતશત્રુ વિવેચક'

'રણજીતરામ–સુવર્ણ ચંદ્રક'નું ગુજરાતી સાહિત્યિક ક્ષેત્રે માનાર્હ સ્થાન છે. દર વરસે ગુજરાતી સાહિત્ય–કલા અને અભ્યાસના ક્ષેત્રે આગળ તરી આવનાર વ્યક્તિને આ ચંદ્રક એનાયત થાય છે. છેલ્લાં ૨૯ વર્ષથી આ ચંદ્રક અર્પણ થતો રહ્યો છે—જેમાં નિઃશંક રીતે, સાહિત્ય-કલા અને ઈતિહાસના અભ્યાસીઓની નામાવલિ આગળ તરી આવે છે.

ઈ. સ. ૧૯૫૫ના વર્ષનો સુવર્ણ ચંદ્રક તાજેતરમાં પ્રાધ્યાપક શ્રી. અનંતરાય રાવળને અર્પણ થયો છે.

શ્રી. રાવળ ગુજરાતી સાહિત્યની વર્તમાન પેઢીના અભ્યાસી વિવેચક છે. તેમને 'અજાતશત્રુ વિવેચક' તરીકે ઓળખવામાં આવ્યા છે; એમાં જ તેમની વિવેચક તરીકેની દૃષ્ટિ વ્યક્ત થાય છે:

તેમણે પોતે જ ચંદ્રક–અર્પણ વિધિ પ્રસંગેના પ્રવચનમાં આ દૃષ્ટિ સુંદર રીતે રજૂ કરી છે:

"પોતે અબુધ વાચકોને અને અજ્ઞાન લેખકોને કંઈક શીખવી રહ્યો છે અને સાહિત્યની ને પ્રજાની સેવા બજાવી રહ્યો છે એવી કોઈ ધૃષ્ટ સભાનતા કે ધરાર પટલાઈની વૃત્તિ વિના અંતરના સાહિત્યરસથી જ પ્રેરાઈ, સરવાળે સાહિત્ય-સેવા અને સંસ્કારસેવાના આનુષંગિક ફળ તરીકે બજવનારું વિવેચન કાર્ય સહજ ભાવે પોતાની જ અભિવ્યક્તિ સારુ કરનાર સરસ્વતીભક્તની આતમસંપત્તિ શી હોય, કેવી હોય? મારે મતે સહૃદયતા, સૌંદર્યદૃષ્ટિ, વ્યુત્પત્તિ અને સત્યનિષ્ઠા એ ચાર ગુણમાં બધું સમાવિષ્ટ થઈ જાય. એમાં સહૃદયતા તો વિવેચકનો અનિવાર્ય અગત્યનો પ્રથમાવશ્યક ગુણ.

"વિવેચકમાં સહૃદયતા હશે એટલું વિવેચન ન્યાયી બનશે, સૌંદર્યદૃષ્ટિ હશે એટલું તે સત્ત્વશાળી બનશે, અને

સત્યનિષ્ઠા હશે એટલું તે તેજસ્વી અને સાહિત્યોપકારક બનશે. આ સંપત જેટલી વધુ પ્રમાણમાં હશે અને સાથે હશે અને જાગ્રત અને સક્રિય રાખનારી ઊંડી સાહિત્યભક્તિ, તેટલા પ્રમાણમાં વિવેચન "ધરમનો કાંટો" બનશે."

*

શ્રી. રાવળની સાહિત્યોપાસનાના ફલરૂપ ગ્રંથો:'ગંધાક્ષત' અને 'સાહિત્યવિહાર 'એ બે વિવેચન ગ્રંથ; ઉપરાંત તેમનું સંપાદન કાર્ય: 'પ્રેમાનંદનું નળાખ્યાન,' શામળકૃત 'મદનમોહના,' 'બોટાદકરની કાવ્યસરિતા,' 'બુદ્ધિપ્રકાશ લેખસંગ્રહ' (બે ભાગ) અને 'કલાપીનો કાવ્યકલાપ' વગેરે.

## શ્રી. કિસનસિંહ ચાવડા: જીપ્સીનાં જાદુ

ગયે મહિને સુરતની નર્મદ સભા તરફથી ગુજરાતના જાણીતા 'જીપ્સી' શ્રી. કિસનસિંહ ચાવડાને તેમના 'અમાસના તારા' માટે ચંદ્રક-અર્પણની વિધિ થઈ.

આજ પૂર્વે, શ્રી. ચાવડાના ટૂંકી વાર્તાઓના બે સંગ્રહો તથા અનુવાદિત ગ્રંથો પ્રગટ થયા છે. પરંતુ 'અમાસના તારા' દ્વારા તેમણે ગુજરાતી ગદ્યની એક નવીન શક્તિ—તાજગીભરી રમણીયતા પ્રદર્શિત કરી છે તે ખરેખર અનેમૂત છે.

ગુજરાતના બહુ થોડાક જ સાહિત્યકારો શ્રી. કિસનસિંહ જેટલી જીવનની તાજગી જાળવી શક્યા હશે. કદાચ એનું એક મુખ્ય કારણું જીવનને એમણે જે રીતે બે ખુલ્લા હાથોએ આવકાર્યું છે, ને અપનાવ્યું છે એવું બીજા બહુ જ થોડા કરી શક્યા હશે. ગાંધીજીથી માંડી અરવિંદ, માર્કસવાદથી આરંભી રજવાડાં, ભારતથી માંડી યુરોપ, કેળવણીકારો, સાહિત્યકારો, સમાજસેવકોથી માંડી અવધૂતો—પરિવ્રાજકો અને ઉસ્તાદ કલાકારોથી માંડી ગાનારાઓ, અને મજલિસોમાં મહાલનારાઓથી માંડી ફૂટપાથના રખડનારાઓ —કોણ તેમના વર્તુળથી બહાર બચી શક્યું છે?

અને જાણે એક જાદુગરની ઉસ્તાદીથી તેમણે આ બધાંને પોતાનાં કર્યાં છે, તે છતાં તેમને તેઓ દૂરનાં દૂર રાખી શક્યા છે!

—આને પ્રતાપે તો કદાચ એમને જીપ્સીની આંખ પ્રાપ્ત થઈ છે.

—આને પ્રતાપે તો એમની કલમ તાજગીથી મહેંકતી રહી છે.

—આને પ્રતાપે જ તો તેઓ પ્રસંગોના બનાવો કરતા તેની આંતરિક સિજ્જતને પકડવા વધુ આગ્રહી રહ્યા છે.

આમ કરતાં, અલબત્ત ઘણીવાર તેઓ શબ્દોની જટાજાળમાં ઘસડાઈ જઈ, કલાના આંતરિક સૌંદર્ય સુધી પહોંચવામાં ધારી સફળતા મેળવતા નથી. પરંતુ, કેવળ પ્રસંગોનાં ખોખાં ને બોધપાઠોનાં જાળાંથી શણગારાતી ગુજરાતી ગદ્યની અદ્ભુતઃ વાસી અને નિર્જીવ શૈલીથી તેઓ ખરેખર બચી ગયા છે; પ્રસંગને અનુરૂપ સજીવ ગદ્યની પ્રસન્ન શૈલી સારા પ્રમાણમાં સિદ્ધ કરી શક્યા છે.

## બાળસાહિત્ય: અંધાધૂંધી અને ઈનામો

ભારત સરકાર તરફથી દર વરસે બાળસાહિત્ય માટે ઈનામો અપાય છે.

આ વર્ષ માટેનાં ઈનામો ગુજરાતીમાં શ્રી. રમણલાલ સોની તથા શ્રી. મનુભાઈ જોધાણીને એનાયત થયાં છે.

આ બંને લેખકોએ ગુજરાતના બાળસાહિત્યને દષ્ટિ તથા ઘાટ આપવામાં જે ફાળો આપ્યો છે તેની યોગ્ય કદર થવા માટે આપણે જરૂર આનંદ અનુભવીએ છીએ...

પરંતુ—ગુજરાતમાં બાળસાહિત્યના ક્ષેત્રે જે અંધાધૂંધી જામી છે, તે તો હવે ખતમ થવી જ જોઈએ.

બાળ સાહિત્યને નામે આજે તો પ્રકાશનોનો મોરો રાફડો ફાટ્યો છે. આ તબક્કે સ્પષ્ટ રીતે પૂછવું જરૂરી છે કે—

* બાળ સાહિત્યને નામે લખનારા લેખકોમાંથી કેટલાને બાળ-માનસનો પરિચય છે? કેટલાને બાળકોને યોગ્ય ભાષા આવડે છે? કેટલાને બાળકોના વિકાસની કક્ષાઓ અને જુદી જુદી ઉંમરે તેના વિકાસને અનુરૂપ વિષયો તથા ભાષાની સમજ છે? કેટલાએ બાળકો પાસે પોતાના અખતરા ચકાસી જોયા છે?

* બાળ સાહિત્યનું ક્ષેત્ર મુશ્કેલ સાહિત્ય-સર્જનોમાંનું એક છે—એ વાત જ કેટલા જાણે છે? કેટલા સ્વીકારે છે? ને એમાંના કેટલા બાળકોના જીવન ઘડતરની જાગ્રત ફરજના ભાનથી લખે છે?

અલબત્ત, કોઈ પણ લેખક, તે જે ક્ષેત્રના વાચકોને માટે લખતો હશે તેને વફાદાર છે કે કેમ એમ પૂછી શકાય; પરંતુ એનો ગમે તેવો જવાબ હોવા છતાં, આખરે તો પ્રૌઢ અને, સમજદાર વર્ગો તો, બીજી સૌ પ્રવૃત્તિની જેમ લોકશાહી:

રીતિ—જેવી ને જેટલી લોકશાહીનો વિકાસ થયો હશે તેવી રીતે, પોતાનાં હિતઅહિત માટે જવાબદાર ઠરશે.

પરંતુ જેમ, બાળકોના શિક્ષણ અંગે—ગમે તેવા અંધેર ધંધાદારી બાળ મંદિરો તથા પ્રાથમિક શાળાઓ સામે સરકાર અને સમાજે જાગ્રત રહેવું જરૂરી છે, તે જ રીતે બાળકોનું ઘડતર કરનાર સાહિત્ય અંગેય ચાંપતી જાગ્રતિ આવશ્યક છે.

ત્યારે દુઃખની વાત એ છે કે :

* આપણે ત્યાં ઉચ્ચ પ્રતિષ્ઠિત સાહિત્યકારો બાળ-સાહિત્ય તરફ સૌથી વધુ ઉપેક્ષા સેવે છે! મોટા ભાગના પ્રતિષ્ઠિતો જાણે બાળસાહિત્ય કોઈ ઊતરતી કક્ષાનું સાહિત્ય હોય એવી સુગાળવી વૃત્તિ સેવે છે; તો વળી કેટલાક પોતાનું ગમે તે વર્ગનું સાહિત્ય મોટા ટાઈપમાં છપાવી નાખી બાળ-સાહિત્યરૂપે પીરસવાની ધૃષ્ટતા કરતા ખચકાતા નથી!

* બાળ સાહિત્યના ક્ષેત્રે—બીજા કશાની ખાતર નહિ, પણ આપણી ઊગતી પેઢીના સર્વાંગી સંસ્કારી વિકાસની ચિંતા-એ પણ, પ્રતિષ્ઠિત સાહિત્યકારો અને વિવેચકો આ દિશામાં લક્ષ આપે એવી ભલામણ કરવી જરૂરી સમજીએ છીએ.

(આજ અંકમાં જુઓ! બાળસાહિત્યમાં દૃષ્ટિ અને હથોટી ધરાવનાર સાહિત્યકાર શ્રી. રમણલાલ પી. સોનીના એક ભાષણમાંથી ઉતારેલો ભાગ)

**તા. ક.** મુંબઈ સરકારે ય આ વરસે બાલસાહિત્યનાં જે ઈનામો આપ્યાં છે તેમાં શ્રી. રમણલાલ સોની, ઉપરાંત શ્રી. રમણિક અરાલવાળા, જયભિખ્ખુ, મુકુલ કલાર્થી શારદાપ્રસાદ વર્મા, રતિલાલ તન્ના, શકુંતલા, રવિશંકર પાઠક, શારદાપ્રસાદ, હરગોવિંદ મોદીનો સમાવેશ થાય છે.

અત્રે અમારે કહેવું પડે છે કે આ વર્ષનાં મુંબઈ સરકાર-નાં આ ઈનામોની વહેંચણી પાછળ પસંદગીની ચોક્કસ દૃષ્ટિ અથવા નિશ્ચયાત્મકતા વરતાતી નથી. જાણે વધુમાં વધુ સંખ્યાને રાજી કરવાની વૃત્તિ હોય એવું લાગે છે—જે સાહિત્ય-સર્જન માટે ઘણી જ જોખમકારક છે.

**અત્રે, અમે મુંબઈ સરકારને એ વાત માટે ધન્યવાદ આપીએ છીએ કે—**

* '**શિશુ સંસ્કાર શ્રેણી**'ની ચિત્ર-પુસ્તિકાઓ (કનો કક્કો, તથા ગાંધીજીનાં ઉખાણાં) નાં ઈનામોમાં લેખક (શ્રી. રમણલાલ સોની) ની સાથોસાથ તેના ચિત્રકાર (શ્રી. રવિશંકર પંડિત—કે જેમણે તે પુસ્તિકાઓને પાને પાને સુરેખ સુંદર ચિત્રો દોરી પુસ્તિકાને સજીવતા અર્પી છે) ને ય ઈનામમાં ભાગીદાર બનાવી એક આવકાર્ય પ્રણાલિકા પાડી છે.

## લલિતકલા અકાદમીનાં ઇનામો

ભારત સરકારે નવી દિલ્હી ખાતે સ્થાપેલી 'લલિત કલા અકાદમી'ના કાર્યક્ષેત્રનો વિસ્તાર થતો જાય છે. તે સાથે તે દ્વારા ચાલુ રહેલ વાર્ષિક પ્રદર્શનથી ભારતની ખૂણેખૂણે પ્રગતી કરી રહેલા કલાકારોનો જનતાને પરિચય થતો જાય છે. અત્યારસુધી દર વર્ષે અકાદમી તરફથી દસ શ્રેષ્ઠ કલાશિલ્પકૃતિઓને નિષ્ણાતોની પરીક્ષક સમિતિના નિર્ણયથી દરેકને રૂા. ૧૦૦૦)નું પારિતોષિક આપવામાં આવતું હતું. અને તે પૈકી સર્વોત્તમ ઠરેલી કૃતિને વધારામાં સુવર્ણપદક (આશરે ૮૦૦ ની કીંમતનું) અપાતું. આ વર્ષે પ્રદર્શન માટે ૩૯૦ કલાકારોની ૧૦૫૦ કૃતિઓ આવી હતી. તેમાંથી ૧૧૧ કલાકારોની ૧૧૬ કૃતિઓ જ લેવામાં આવી હતી. આ પૈકી માત્ર ૭ કૃતિઓને જ રૂા. ૧૦૦૦) નું પારિતોષિક આપવામાં આવેલું. શ્રી. અમરનાથ સેહગલની શિલ્પકૃતિ Cries unheard (અરણ્યરૂદન) નામની કૃતિ માટે સુવર્ણપદક આપવામાં આવ્યું છે. પારિતોષિક પ્રાપ્ત કરનાર કલાકારોનાં નામ નીચે મુજબ છે.

(૧) શ્રી. અમરનાથ સેહગલઃ શિલ્પ કૃતિ 'અરણ્યરૂદન' (૨) વિરેન દેઃ ચિત્રકૃતિ "પ્રેતાકૃતિ" (૩) શ્રી. કે. કે. હેબ્બરઃ ચિત્રકૃતિ 'માહિમની દરગાહ' (૪) શ્રી. રામકુમારઃ ચિત્રકૃતિ "નારી" (૫) શ્રી. રેવાદાસ ગુપ્તાઃ ચિત્રકૃતિ "પિંજરનાં પંખી" (૬) શ્રી શાન્તી દવેઃ ચિત્રકૃતિ "પનઘટ".

પારિતોષિકની સંખ્યા ઘટાડવા સાથે લલિત કલા અકાદમીએ એક કાયમનું પ્રદર્શન રચવાને કેટલીક કૃતિઓ ખરીદી લેવાનો પ્રસ્તાવ કર્યો છે. તેમાં ગુજરાતના કલાકારો શ્રી. મોહિની બક્ષી તથા બાલકૃષ્ણ પટેલનાં ચિત્રોનો પણ સમાવેશ થાય છે. તેમાંયે અમદાવાદના તરુણ કલાકાર શ્રી બાલકૃષ્ણ પટેલનાં ચિત્રો ખરીદવાનો નિર્ણય કરી અકાદમીએ ખરેખર તેમની કદર કરી છે. બીજી ખાસ નોંધપાત્ર વસ્તુ આ પ્રદર્શનમાં એ છે કે જે ૧૧૧ કલાકારોનાં ચિત્રો આ પ્રદર્શનમાં મુકાયાં હતાં તેમાં ઓગણીસ ગુજરાતી ચિત્રકારોનાં ચિત્રો પસંદ થયાં હતાં અને તેમાંથી ત્રણ ચિત્રકારોની કૃતિઓને પ્રશંસાપાત્ર ગણવામાં આવી છે. ગુજરાતના ઓગણીસ ચિત્રકારોનાં નામ નીચે મુજબ છે—(૧) શ્રી બાલકૃષ્ણ પટેલ (૨) શ્રી દિલિપ બક્ષી (૩) શ્રી જયન્ત પટેલ (૪) શ્રી જહાંગીર (૫) શ્રી ખોડીદાસ પરમાર (૬) શ્રી મનહર મકવાણા (૭) શ્રી

મોહીની બક્ષી (૮) શ્રી પ્રદ્યુમ્ન તન્ના (૯) શ્રી પ્રદ્યુમ્ન દવે (૧૦) શ્રી ઠાકોર પટેલ (૧૧) શ્રી ટી. જે. રદી (૧૨) શ્રી વિનોદરાય પટેલ (૧૩) શ્રી માનસીંગ છારા (૧૪) શ્રી પરેશ શુકલ (૧૫) ફીરોઝ કાટપીટીઆ (૧૬) શ્રી મહેન્દ્ર પંડયા (૧૭) શ્રી આર. ડી. રાવળ (૧૮) શ્રી લક્ષ્મણ વર્મા (૧૯) શ્રી જયંત પટેલ.

પરીક્ષક સમિતિએ પ્રદર્શનના સૂચિપત્રમાં નોંધ કરી છે તેમાં જણાવ્યું છે કે—

**આપણા કલાકારોમાં યુરોપની મોડર્ન આર્ટની ભારે અસર પડી છે. અને ઘણા તો તે કૃતિઓ પરથી જ પ્રેરણા પામતા જણાય છે. પરદેશની સિદ્ધિઓના મોહ ક્યથી પરંપરાગત ભારતીય ચિત્રશૈલીને ભારે પીછેહઠ મળી છે અને ભારતીય ચિત્ર સત્યનિષ્ઠા અને કલ્પના ખીલવવાને બદલે નિર્માલ્ય વણાટવાળા અને તીવ્ર સંવેદન વિનાના અધઃપાત તરફ વળેલી લાગે છે.**

(જનસત્તા, ૯-૩-૫૮) —ર. મ. રાવળ

## નાટકો ભજવવાં ક્યાં?

**[અમદાવાદની અકળામણ]**

મુંબઈ સરકારે નાટકોને કરમુક્ત કર્યા છે એટલે એ પ્રવૃત્તિને વેગ મળશે. ઘણા બધા નાટકો ભજવવા તૈયાર થશે. પણ ભજવશે ક્યાં?

અમદાવાદમાં નાટકો ભજવી શકાય એવાં માત્ર બે જ સ્થળો છે. એક પ્રેમાભાઈ હોલ અને બીજો ટાઉન હોલ. કાંકરિયા ઓપન એર થિયેટર છે, પણ ત્યાં અમુક જ કાર્યક્રમો થઈ શકે-એમ છે. નાટક માટે એ થિયેટર કામનું નથી. એટલે પહેલી બે જગ્યા માટે પડાપડી થાય છે. ભજવનાર મંડળીઓ અનેક અને રંગમંચ માત્ર બે. આમાં અકળામણ સિવાય બીજું થઈ પણ શું શકે? (ગુ. સ.)

## કલાપ્રવૃત્તિઓ—

મુંબઈ રાજ્યના ત્રીજા વાર્ષિક પ્રદર્શનનું તા. ચોથી માર્ચે ઉદ્ઘાટન થયું. એમાં પ્રથમ ઇનામ (રૂ. ૨૫૦૦નું) શ્રી. બી. પ્રભાને તેમના ચિત્ર 'મલબારી છોકરીઓ' માટે મળ્યું. એ ઉપરાંત શ્રી કાંતિલાલ રાઠોડ, શ્રી દિનેશ શાહ અને શ્રી મનહર મકવાણાને અનુક્રમે રૂ. ૧૫૦૦ અને બાકીના બંનેને ૧૦૦૦ના ઇનામો અપાયાં.

* જાણીતા ગોવાનીઝ ચિત્રકાર લક્ષ્મણ પાઈ હમણાં જ લગભગ આઠેક વર્ષ ફ્રાન્સમાં ગાળી પાછા ફર્યા. એમની વડોદરાની મુલાકાત દરમ્યાન લલિત કલા વિદ્યાલયમાં એમણે એમનાં ચિત્રોનું નાનું શું પ્રદર્શન ભર્યું; બરોડા ગ્રુપ ઓફ આર્ટીસ્ટસ તરફથી એમનું સન્માન પણ કરવામાં આવ્યું.

* લલિતકલા વિદ્યાલય (વડોદરા)ના પ્રાધ્યાપક અને ચિત્રકાર શ્રી. કે. જી. સુબ્રમણ્યમ્ એમનું એક-વ્યક્તિ-પ્રદર્શન તા. ૨૫મી માર્ચથી મુંબઈની જહાંગીર આર્ટ ગેલેરીમાં ભરવાના છે.

* પ્રખ્યાત ચિત્રકાર શ્રી રસાવક્ષ ચાવડાએ ગયે મહિને એમનું એક-વ્યક્તિ-પ્રદર્શન મુંબઈમાં ભર્યું.

* ભારતીય સમકાલીન ચિત્રકારોની એક નવી ગ્રંથમાળા લલિતકળા અકાદમી તરફથી શરૂ થવાની છે. એમાંનું આ. એન. એસ. બેન્દ્રેની ચિત્રકલા પરનું પુસ્તક થોડા સમયમાં બહાર પડશે.

૨૧-૩-'૫૭

[અનુસંધાન પાન ૨૨૧નું ચાલુ]

બંધુ શો સગો છે તેની બાળકને ખબર નથી, તો યે દેશભક્તિ, સ્વાર્પણ, સમાજસેવા, પતિતોદ્ધાર, સદાચાર વગેરે પોતાને ન સમજાય તેવાં અગણિત વરદાનો માટે બાળકે તેની પ્રાર્થના કરવી પડે છે!

એક બીજો પણ વિચાર અહીં રજૂ કરવાની મને જરૂર લાગે છે. બાલકાવ્યો લખતી વખતે ઘણુંખરું લખનારની નજરમાં મધ્યમવર્ગનું બાળક હોય છે. તે યે ઉપલા મધ્યમ વર્ગનું. પણ આજે એ મધ્યમવર્ગ વેગથી નીચલા થર ભણી ધકેલાઈ રહ્યો છે, એ પરિસ્થિતિનો પડઘો બાલસાહિત્યમાં હજી પડવો બાકી છે.

ફરી છેલ્લે વિશ્વના શ્રેષ્ઠ બાલકવિ રવીન્દ્રનાથને સ્મરું છું. તેમણે જે સહજ ભાવે બાલકવિતા કરી, તેવી હજી બીજો કોઈ કરી શક્યો નથી. તેનું કારણ તેમની બાળક સાથેની એકાત્મતા હતી. શ્રી. અન્નદાશંકર રાયે યથાર્થ કહ્યું છે કે, રવીન્દ્રનાથના મનની નીચે લાખ વર્ષ પહેલાનું (આદિ માનવનું) મન વાસ કરે છે. તેમનાં જોડકણાંમાં જે ચીજ રણકાર કરી ઊઠે છે, તે તેમનું વિસ્મય છે, જેવું વિસ્મય આદિમાનવમાં હતું.*

* ગયા ડિસેમ્બરમાં અમદાવાદમાં મળેલ અખિલ ભારત બંગસાહિત્ય સંમેલનમાં 'બાલવિભાગ'ના ઉદ્ઘાટન પ્રસંગે આપેલા શ્રી. સોનીના વ્યાખ્યાનમાંથી.



# મહર્ષિ ધોંડો કેશવ કર્વે

**૧૦૦ વર્ષ પૂરાં થયાં ત્યારે, જાણે નવેસરથી જિંદગીની મંઝિલે ચઢવા ઇચ્છતા હોય એમ કહે છે:**

"એક વાતનો મેં નિશ્ચય કરી લીધો છે કે, સાચે જ, જો પુનર્જન્મ પ્રાપ્ત થતો હોય તો મારું કાર્ય આગળ ધપાવવા માટે મને વારંવાર ભારતમાં જ જન્મ લેવાનું ગમે......"

## સરકારી ઇનામોનો હેતુ

**શ્રી. મનસુખલાલ ઝવેરી 'સાહિત્યનાં ઇનામો'ની આ વર્ષની પસંદગી અંગે ફ્રી પ્રેસમાં (તા. ૨૮-૩-૫૮) લખતાં જણાવે છે કે—**

૧૯૫૬ની સાલનાં ઉત્તમ ગુજરાતી પુસ્તકોનાં ઇનામોની જાહેરાત વાંચતાં આશ્ચર્યમાં પડી જવાય છે કે સરકારનો આની પાછળ સાચેસાચ શો હેતુ હશે!

લગભગ બધાં જ ઇનામો (એકાદ અપવાદ સિવાય) એક સરખી ગુણવત્તા વિનાનાં પુસ્તકો વચ્ચે વહેંચી આપવામાં આવેલાં છે!

પરીક્ષક સમિતિએ કેટલીકવાર ગુણવત્તા ઉપર તો કેટલીકવાર લેખકના નામ ઉપર આધાર રાખી નિર્ણયો લીધા લાગે છે. અને પોતાની જાળ વધુમાં વધુ પાથરવાની આતુરતામાં બને એટલાં નામો ઇનામી યાદીમાં ઉમેરી લીધાં છે.

મને તો જાણે, અધિકૃત નિષ્ણાતો દ્વારા એક સરખું ધોરણ જળવાયું હોવાને બદલે, 'શેતરંજ'ની રમતમાં શિખાઉ ખેલાડી જેવા દાવ નાંખે એવું થયાની છાપ પડે છે.

જો સરકાર ખરેખર સાહિત્યિક ગુણવત્તાનું ગૌરવ વધારવાના હેતુથી ઇનામો આપવાનું ચાલુ રાખવા ઇચ્છતી હોય હોય તો કમિટીએ અપવાદ બાદ કરતાં એક ઇનામ માટે એક પુસ્તકની ભલામણ કરી દરેક વિશિષ્ટ ગુણવત્તાનો સ્વીકાર કરવો જોઈએ.

અને જો લેખકોને કેવળ ઉત્તેજન આપવાનો સવાલ હોય તો 'પહેલું' ને 'બીજું' ઇનામ એવી કક્ષાઓ રદ કરી, અમુક ભલામણયોગ્ય પુસ્તકોને સરખે ભાગે રકમો વહેંચી આપવી જોઈએ.

**આજે તો જે રીતે ઇનામો અપાઇ રહ્યાં છે તેમાં વિચાર અને હેતુ બંનેનો કેવળ ગુંચવારો જ દેખાય છે!**

## શ્રી. યાજ્ઞિક ઇનામ સ્વીકારવા ઇન્કાર કરે છે

અમદાવાદથી તા. ૨૫મીના સમાચાર (ટાઈમ્સ) મુજબ શ્રી. ઇન્દુલાલ યાજ્ઞિકને તેમની આત્મકથા (ભા. ૧ થી ૩) માટે મુંબઈ રાજ્ય સરકારે રૂ. ૧૦૦૦)નું ઇનામ આપવાનું જાહેર કર્યું છે. તે ઇનામનો સ્વીકાર કરવાનો શ્રી. યાજ્ઞિકે ઇન્કાર કર્યો છે; અને જણાવ્યું છે કે; "સન્માન પ્રદાશત કરવા માટે હું સરકારની તારીફ કરું છું; પરંતુ આવા જે કોઇ ક્ષેત્રે નોકરશાહી તંત્રની ડખલ જે કંઇનો સ્પર્શ કરે છે, તેને કેવળ બગાડે છે, બિભત્સ કરી મૂકે છે અને વ્યાપારીરૂપ આપી દે છે." વળી તેમણે દુઃખ સાથે જણાવ્યું છે કે, રાજ્યે લેખન અને વાણી ઉપર નિયંત્રણ મૂક્યું છે, તથા સત્તામાં જે પક્ષ છે તેને પોષક રીતે આશ્રય આપવામાં આવે છે...દ્વિભાષી સ્વરૂપની સરકાર સાહિત્ય, સંસ્કાર અને કલાને ઉત્તેજવા માટે ઓછામાં ઓછી લાયક છે...આ રીતે જેમને ખાસ જુદા પાડીને સન્માનવામાં આવે છે તેના પર તે તેની રાજકીય અસર પાથરે છે...

## બર્ટ્રાન્ડ રસેલ : કલિંગ પારિતોષિક

ભારતના એક સુપુત્ર ઓરિસાના શ્રી. વી. બી. પટ્નાયકે 'યુનેસ્કો' ને એક મોટી રકમ એનાયત કરી છે. આ રકમમાંથી દર વરસે એક ઈનામ આપવામાં આવે છે, આશરે રૂા. ૧૫૦૦૦નું.

વિજ્ઞાનને આમ પ્રજા સુધી પહોંચાડવાનું કાર્ય કરનાર વૈજ્ઞાનિકને આ ઈનામ અપાય છે—જેને 'કલિંગ પારિતોષિક કહેવામાં આવે છે।

ભારના મહાન ચક્રવતી રાજા અશોકને કલિંગ-પ્રદેશ ઉપર ચઢાઈ કરી કારમી કતલ કર્યા બાદ ઊંડો વિષાદ થયો હતો; અને 'ક્રૂર રાજ્ય-પુરૂષ 'માંથી 'શાંતિદૂત' તરીકે તેનું પરિવર્તન થયું હતું—આ ઐતિહાસિક ભવ્ય પ્રસંગની ભાવનાને સુયોગ્ય એવું આ કલિંગ-પારિતોષિક છે.

ઈ. સ. ૧૯૫૭નું આ પારિતોષિક ઈંગ્લેંડના મહાન લેખક, તત્ત્વવેત્તા, ગણિત શાસ્ત્રી અને વિજ્ઞાની બર્ટ્રાન્ડ રસેલને એનાયત કરવામાં આવ્યું છે. તેમને ઈ. સ. ૧૯૫૦નું સાહિત્ય માટે નોબેલ પારિતોષિક આપવામાં આવ્યું હતું.

તેઓની ઉંમર હાલ ૮૫ વર્ષની છે. આ લાંબા આયુષ દરમિયાન તેમણે ચાલીસ કરતાં પણ વધુ પુસ્તકો લખ્યાં છે.

ઇ. સ. ૧૯૫૮ના જાન્યુઆરીની ૨૮ મી તારીખે તેમને પારિસમાં યુનેસ્કોના ડાયરેક્ટર જનરલ ડૉ. લ્યુથર ઈવાન્સે કલિંગ પારિતોષિક એનાયત કર્યું તે સમયે રસેલે આપેલું ભાષણ ચોંકાવનારી રીતે મનનીય છે, તેમાંથી થોડાક મુદ્દા નીચે મુજબ છે :

"જો હોમર અને એસ્કિલસ થયા ન હોત, ડાન્ટે અને શેક્સપિયરે એક પણ પંક્તિ લખી ન હોત કે બાખ અને બીથોવને એક પણ સૂર ન ઉચ્ચાર્યો હોત તો પણ આધુનિક જમાનાના ઘણા ખરા માણસોની રોજીંદી જિંદગી અત્યારે જેવી છે તેના જેવી જ હોત. પણ જો પાયથાગોરસ, ગેલિલીઓ અને જેમ્સ વોટ ન થયા હોત તો ફક્ત યુરોપ અને અમેરિકાના જ નહિ પરંતુ હિન્દુસ્તાન, રશિયા અને ચીનના ખેડૂતોની જિંદગી આજના કરતાં તદ્દન જુદી જ હોત."

"અને આ ગહન પરિવર્તનોની તો હજુ ફક્ત શરૂઆત છે. આ વિજ્ઞાનની સિદ્ધિઓએ આપણા આજના જીવન પર અસર કરી છે, તેના કરતાં પણ વધુ અસર તો તેઓ ભવિષ્યના જીવન પર કરશે. જેમ ડ્રાઈવર વગરની રણગાડી (ટૅન્ક)નુ લશ્કર આંધળું, ચારે બાજુ બેફામ નાશ કરતુ, કંઈ પણ હેતુ વગર આગળ દોડે જાય છે તેમ. અત્યારે વિજ્ઞાનનું સંશોધન ચારે બાજુ વિનાશ કરતું કૂદકે ને ભૂસકે આગળ ધસી રહ્યું છે."

"મારા પોતાના દેશમાં (ઇંગ્લેંડમાં) અને થોડેઘણે અંશે બીજા પાશ્ચાત્ય દેશોમાં સંસ્કૃતિ એટલે મુખ્યત્વે સાહિત્ય, ઇતિહાસ અને કળા એમ માનવામાં આવે છે. આ દૃષ્ટિકોણ 'પુનરુત્થાન યુગ'નો કમનસીબ વારસો છે, જો કોઈ માણસ ગેલલીઓ, ડેકાર્ટ અને એવા બીજા અનેક વિજ્ઞાનીઓના કાર્ય વિષે કંઈ પણ ન જાણતો હોય તો પણ તેને અશિક્ષિત ગણવામાં આવતો નથી."

"કોઈ પણ દેશના ઉચ્ચ શિક્ષણના અભ્યાસક્રમમાં (સૂક્ષ્મ વૈજ્ઞાનિક બાબતો અને શાસ્ત્રીય પરિભાષા સિવાયનો) સત્તરમી સદીથી તે અત્યાર સુધીનો વિજ્ઞાનનો ઇતિહાસ અને આધુનિક વિજ્ઞાનની સર્વસામાન્ય રૂપરેખાનો સમાવેશ કરવો જોઈએ, એવી મને ખાત્રી થઈ છે. જો આવું જ્ઞાન ફક્ત વિજ્ઞાનશાસ્ત્રીઓ પૂરતું જ સીમિત રહે તો હાલના જમાનામાં સારી રીતે કારભાર ચલાવવો કોઈ પણ રાષ્ટ્ર માટે ભાગ્યે જ શક્ય બને."

*

"વિજ્ઞાન અને સંસ્કૃતિ વચ્ચે થયેલો વિચ્છેદ એ તો આધુનિક જમાનાનું લક્ષણ છે."

બિનગુજરાતી ભાષાનાં આવકારદાયી પુસ્તકોનો મીતાક્ષરી પરિચય

**ગાલિબ ( જીવન ઔર સંકલન ):**
સંપાદક : પ્રકાશ પંડિત
રાજપાલ એન્ડ સન્સ : દિલ્હી રૂ. ૧–૫૦

ભારતીય કવિતા સાહિત્યમાં ઉર્દૂ કવિતા ઉચ્ચું સ્થાન ધરાવે છે. સાથોસાથ લોકો સુધી પહોંચવાની એની શક્તિ અને પ્રણાલી પણ સ્પૃહણીય છે.

ઉર્દૂ કવિતાનો મહાન ગઝલ સમ્રાટ ગાલિબ :

**" પૂછતે હૈં વો કિ 'ગાલિબ' કૌન હૈ ?**
**કોઈ બતલાઓ કિ હમ બતલાએં ક્યા ?**

બલ્કે–ગાલિબ ભારતના કાલિદાસ અને ટાગોરની જેમ ગૌરવસ્થાને પ્રતિષ્ઠિત છે.

રાજપાલ એન્ડ સન્સે ગાલિબ ઉપરાંત ઈકબાલ, જોશ, ફૈજ, મજાજ, સાહિર, તથા જિગરના કવિતા–સંગ્રહો ( ટૂંકા જીવન પરિચય સાથેના ) હિંદીમાં પ્રગટ કરીને ઉર્દૂ લિપિની આડ ભારતીય અન્ય ભાષાભાષીઓ સામેથી હટાવી દઈ ખરેખર સ્તુત્ય કાર્ય કર્યું છે.

આ દરેક સંગ્રહનું ગેટ અપ સુંદર છે. કિંમત દરેકની રૂા. ૧–૫૦ છે.

*

**ફૂલ ખીલે હૈં ડાલી ડાલી ( બાલસાહિત્ય ):**
રાજપાલ એન્ડ સન્સ : દિલ્હી રૂ. ૦–૫૦

બાળકોને રંગીન ચિત્રમય રીતે, લય અને તાલબદ્ધ પદ્યમાં ફૂલોનો પરિચય કરાવવાનો આ પ્રયાસ સ્તુત્ય છે. કોપી બુક સાઈઝમાં ગ્લેઝ પેપર ઉપર ૩૨ પાનાંની આ પુસ્તિકા સુઘડ છે. બાળકો હોંશે હોંશે આનો ઉપયોગ કરશે એવી આશા બંધાય છે. પરંતુ ફૂલોના પરિચયમાં 'તુલસી 'નો પરિચય કરી લવાયો છે તે અયોગ્ય લાગે છે.

*

**ઉર્દૂકી સર્વશ્રેષ્ઠ કહાનિયાં:**
સંપાદક : પ્રકાશ પંડિત
રાજપાલ એન્ડ સન્સ : દિલ્હી રૂ. ૩–૫૦

ભારતની પ્રત્યેક મુખ્ય ભાષામાં વાર્તાસાહિત્ય સારું એવું વિકાસ પામ્યું છે. ઉર્દૂમાં આ વિકાસ પ્રમાણમાં નવો છતાં જોરદાર છે. સઆદત હસન મન્ટો, ઈસ્મત ચુગતાઈ, રાજેન્દ્રસિંહ બેદી, કૃષ્ણચંદ્ર, અબ્બાસ, મસરૂર, સાગર વગેરે—સૌની પોતપોતાની આગવી શૈલી છે. આ તથા ઈતર ખ્યાતનામ લેખકોનો આ વાર્તા સંગ્રહ બેવડી વિશેષતા ધરાવે છે: એક તો, સર્વસાધારણ રીતે ઉર્દૂનું પ્રતિનિધિત્વ ધરાવે છે; ઉપરાંત વાર્તાઓ એવા પ્રકારે પસંદ કરવામાં આવી છે કે જેથી દરેકની વિશિષ્ટતાનોય પરિચય મળે; તથા આજે ઉર્દૂ વાર્તા સાહિત્ય કઈ કક્ષાએ વિકસ્યું છે તેનોય ખ્યાલ આવે.

આ વાર્તા સંગ્રહમાં દરેક લેખકે પોતપોતાનો ટૂંકો પરિચય આપ્યો છે એ વળી એક નવીનતા છે.

હિંદી દ્વારા આ રીતે આપણને ઉર્દૂ–સાહિત્યની એક વિશિષ્ટ શાખાનો પરિચય પ્રાપ્ત થાય છે.

*

**ડારવીન : વોલ્તેર : માદામ ક્યુરી : જગદીશચંદ્ર બસુ :**
પ્રકાશક : પીપલ્સ પબ્લીશીંગ હાઉસ લિ. દિલ્હી :
બાલજીવની માલા : ૪ પુસ્તક : દરેકની કિંમત રૂ. ૧–૫૦

સ્વાધીન ભારતની પ્રજાને આજે નૂતન વિજ્ઞાનીઓની જરૂર છે; સાથે સાથે આજ પૂર્વે થઈ ચૂકેલા વિજ્ઞાનીઓનાં જીવન અને પ્રયોગોથી આમજનતાને પરિચિત કરવાનું કાર્ય પણ આવશ્યક છે.

બંગાળીમાં શ્રી. દેવીપ્રસાદ ચટ્ટોપાધ્યાય જેવા તત્ત્વજ્ઞાન, વિજ્ઞાન, ઈતિહાસ, મનોવિજ્ઞાનના અભ્યાસીએ આ કાર્ય છેલ્લાં કેટલાંક વર્ષોથી પાર પાડયું છે. તેમની વિવિધ પ્રકારની વિજ્ઞાનમાલા (ગુજરાતીમાં નવસર્જન પ્રકાશન તરફથી પ્રકાશિત 'યમ સામે લડાઈ' 'શયતાનના સામ્રાજ્યમાં' તથા 'વિજ્ઞાન યાત્રા')માંથી હિંદીમાં આ સરળ બોધદાયી પ્રકાશનો બાળકો–વિદ્યાર્થીઓ તથા પ્રૌઢો માટે ઉપયોગી પ્રેરક વાચન પૂરું પાડે છે.




● ગુજરાતીમાં પ્રગટતાં નવાં પુસ્તકોનો મીતાક્ષરી પરિચય ●

## મહામાત્ય વસ્તુપાલનું સાહિત્ય મંડળ તથા સંસ્કૃત સાહિત્યમાં તેનો ફાળો :

ડૉ. ભોગીલાલ જ. સાંડેસરા
ગુજરાત વિદ્યાસભા : અમદાવાદ
રૂ. ૬–૦૦

શ્રી. ભોગીલાલ સાંડેસરા ગુજરાતના બહુ જૂજ પુરાતત્ત્વ સંશોધકોમાંના એક છે. તેમનો આ ગ્રંથ તેમના અભ્યાસ અને ચીવટનું એક ઉત્તમ દૃષ્ટાંત છે. તેમણે આ ગ્રંથ તૈયાર કરતાં, અંગ્રેજી, હિંદી તથા ગુજરાતીમાં અર્વાચીન વિદ્વાનોના આ વિષયના સંશોધન ગ્રંથો અને લેખોનો સંસ્કૃત, પ્રાકૃત, અપભ્રંશ અને જૂના ગુજરાતીમાં રચાયેલ પ્રકટ અને અપ્રકટ કૃતિઓ—તમામ ઉપલબ્ધ ગ્રંથોનો ઉપયોગ કર્યો છે.

શ્રી. સાંડેસરાએ આ ગ્રંથમાં મહાઅમાત્ય વસ્તુપાલના જીવન વૃત્તાન્ત ઉપરાંત તેની રાજકીય કારકિર્દીનો ટૂંકો પરિચય આપી, સાહિત્ય અને કલા પ્રત્યેની તેની ભાવના તથા પ્રવૃત્તિ અંગે નોંધપાત્ર માહિતી રજૂ કરી છે. ઉપરાંત, તેના આશ્રયમાં વિકસેલી સાહિત્યિક પ્રવૃત્તિઓનું તો તેમણે સવિસ્તર પ્રમાણભૂત બયાન આપ્યું છે.

આ ગ્રંથ આ વિષયના અભ્યાસીઓને ઘણોજ માર્ગદર્શક થશે એવી અમારી ધારણા છે; પરંતુ એથીય વિશેષ તો, ગુર્જર સંસ્કારિતાના એક ઉજ્જ્વળ યુગની ગૌરવભર્યી ઝાંખી આ ગ્રંથના સર્વસાધારણ વાંચકને આકર્ષ્યા વિના નહિ રહે.

વસ્તુપાલ અને તેના સાહિત્યમંડળની પ્રવૃત્તિને યોગ્ય રીતે સમજવા માટે ગુજરાતની ' સાંસ્કૃતિક અને સાહિત્યિક પાર્શ્વભૂમિકા ' સંક્ષેપમાં પણ અધિકૃત રીતે રજૂ કરીને ગ્રંથકારે અગત્યકાર્ય બજાવ્યું છે.

વિદ્યા સંસ્કારના ધામ સમા વલભી કેન્દ્રની તથા ત્યાર બાદના શ્રીમાલ કેન્દ્રની ઉમદા સંસ્કાર છબી આ ગ્રંથમા જોવા મળે છે. ગુજરાતના વિકાસના આ બે યુગ ઉપરાંત, સિદ્ધરાજ–કુમારપાળનો હૈમયુગ ( આચાર્ય હેમચંદ્રનો યુગ ) ની ય ઠીક ઠીક ઝાંખી લેખક કરાવી જાય છે. અને પુરાણ કાળના ગુજરાતની રાજધાની દ્વારિકાનો ઉલ્લેખ કરી, ઐતિહાસિક યુગની નગરી ગિરનગર ( જૂનાગઢ )થી આરંભી વલભી અને શ્રીમાલની યશગાથાનું સ્મરણ તાજું કરાવે છે. તથા અણહિલવાડ પાટણની કીર્તિગાથાનો ઉલ્લેખ કરી, આચાર્ય હેમચંદ્રની સિદ્ધિઓ તાજી કરી તેઓ આપણને વસ્તુપાળના યુગ સુધી લઈ આવે છે.

આ આખા ગ્રંથનું વાંચન આપણા મન ઉપર અચૂક રીતે એવી છાપ પાડે છે કે, આ સૈકાંઓ દરમ્યન ગુજરાત વિદ્યા અને સંસ્કારિતાનું કેન્દ્ર રહ્યું છે; એટલું જ નહિ પણ, રાજકર્તાઓ ગમે તે ધર્મના અનુયાયી હોવા છતાં, એકી વખતે એક સાથે જૈન બૌદ્ધ અને શિવ ધર્મ—ત્રણેને સમભાવ પૂર્વક ઉત્તેજન અપાતું રહ્યું છે. ધાર્મિક સહિષ્ણુતા સંસ્કારિતાની ઉદારતા, વિદ્યા અને કલાની ઉચ્ચતા—ભારતની જેમ ગુજરાતના વિકાસમાં પણ આવી ઉજ્જ્વળ પ્રણાલિકનો અસાધારણ ફાળો છે. —ભો.

*

## પ્રેમયાત્રા

લેખક : ભગવતીકુમાર શર્મા
પ્રકાશક : શ્રી હરિહર પુસ્તકાલય, ટાવરરોડ, સુરત
મૂલ્ય : ચાર રૂપિયા

શ્રી. ભગવતીકુમાર શર્મા હજુ પચ્ચીસીને વટાવી ગયા નથી, ને " પ્રેમયાત્રા " એમની બીજી નવલકથા છે. વાર્તાનું વસ્તુ સાદું છે : નવલકથાની નાયિકા સુનંદા સુશિક્ષિત છે, એને વધારે પડતા ઠાઠ અને મોજશોખથી રહેવાનું ગમે છે.

બિનગુજરાતી ભાષાનાં આવકારદાયી પુસ્તકોનો ગીતાક્ષરી પરિચય

### ગાલિબ ( જીવન ઔર સંકલન ):

સંપાદક : પ્રકાશ પંડિત

રાજપાલ એન્ડ સન્સ : દિલ્હી રૂ. ૧–૫૦

ભારતીય કવિતા સાહિત્યમાં ઉર્દુ કવિતા ઉંચુ સ્થાન ધરાવે છે. સાથોસાથ લોકો સુધી પહોંચવાની એની શક્તિ અને પ્રણાલી પણ સ્પૃહણીય છે.

ઉર્દુ કવિતાનો મહાન ગઝલ સમ્રાટ ગાલિબ :

"પૂછતે હૈં વો કિ 'ગાલિબ' કૌન હૈ ?
કોઈ બતલાઓ કિ હમ બતલાએં ક્યા ?

બલ્કે–ગાલિબ ભારતના કાલિદાસ અને ટાગોરની જેમ ગૌરવસ્થાને પ્રતિષ્ઠિત છે.

રાજપાલ એન્ડ સન્સે ગાલિબ ઉપરાંત ઈકબાલ, જોશ, ફેઝ, મજાઝ, સાહિર, તથા જિગરના કવિતા–સંગ્રહો ( ટૂંકા જીવન પરિચય સાથેના ) હિંદીમાં પ્રગટ કરીને ઉર્દુ લિપિની આડ ભારતીય અન્ય ભાષાભાષીઓ સામેથી હટાવી દઈ ખરેખર સ્તુત્ય કાર્ય કર્યું છે.

આ દરેક સંગ્રહનું ગેટ અપ સુંદર છે. કિંમત દરેકની રૂા. ૧–૫૦ છે.

*

### ફૂલ ખીલે હૈં ડાલી ડાલી ( બાલસાહિત્ય ):

રાજપાલ એન્ડ સન્સ : દિલ્હી રૂ. ૦–૫૦

બાળકોને રંગીન ચિત્રમય રીતે, લય અને તાલબદ્ધ પદ્યમાં ફૂલોનો પરિચય કરાવવાનો આ પ્રયાસ સ્તુત્ય છે. કોપી બુક સાઈઝમાં ગ્લેઝ પેપર ઉપર ૩૨ પાનાંની આ પુસ્તિકા સુઘડ છે. બાળકો હોંશે હોંશે આનો ઉપયોગ કરશે એવી આશા બંધાય છે. પરંતુ ફૂલોના પરિચયમાં 'તુલસી'નો પરિચય કરી લવાયો છે તે અયોગ્ય લાગે છે.

*

### ઉર્દુકી સર્વશ્રેષ્ઠ કહાનિયાં:

સંપાદક : પ્રકાશ પંડિત

રાજપાલ એન્ડ સન્સ : દિલ્હી રૂ. ૩–૫૦

ભારતની પ્રત્યેક મુખ્ય ભાષામાં વાર્તાસાહિત્ય સારું એવું વિકાસ પામ્યું છે. ઉર્દુમાં આ વિકાસ પ્રમાણમાં નવો છતાં જોરદાર છે. સઆદત હસન મન્ટો, ઈસ્મત ચુગતાઈ, રાજેન્દ્રસિંહ બેદી, કૃષ્ણચંદ્ર, અબ્બાસ, મસરૂર, સાગર વગેરે—સૌની પોતપોતાની આગવી શૈલી છે. આ તથા ઈતર ખ્યાતનામ લેખકોનો આ વાર્તા સંગ્રહ બેવડી વિશેષતા ધરાવે છે: એક તો, સર્વસાધારણ રીતે ઉર્દુનું પ્રતિનિધિત્વ ધરાવે છે; ઉપરાંત વાર્તાઓ એવા પ્રકારે પસંદ કરવામાં આવી છે કે જેથી દરેકની વિશિષ્ટતાનોય પરિચય મળે; તથા આજે ઉર્દુ વાર્તા સાહિત્ય કઈ કક્ષાએ વિકસ્યું છે તેનોય ખ્યાલ આવે.

આ વાર્તા સંગ્રહમાં દરેક લેખકે પોતપોતાનો ટૂંકો પરિચય આપ્યો છે એ વળી એક નવીનતા છે.

હિંદી દ્વારા આ રીતે આપણને ઉર્દુ–સાહિત્યની એક વિશિષ્ટ શાખાનો પરિચય પ્રાપ્ત થાય છે.

*

### ડારવીન : વોલ્તેર : માદામ ક્યુરી : જગદીશચંદ્ર બસુ :

પ્રકાશક : પીપલ્સ પબ્લીશીંગ હાઉસ લિ. દિલ્હી :

બાલજીવની માલા : ૪ પુસ્તક : દરેકની કિંમત રૂ. ૧–૫૦

સ્વાધીન ભારતની પ્રજાને આજે નૂતન વિજ્ઞાનીઓની જરૂર છે; સાથે સાથે આજ પૂર્વે થઈ ચૂકેલા વિજ્ઞાનીઓનાં જીવન અને પ્રયોગોથી આમજનતાને પરિચિત કરવાનું કાર્ય પણ આવશ્યક છે.

બંગાળીમાં શ્રી. દેવીપ્રસાદ ચટ્ટોપાધ્યાય જેવા તત્વજ્ઞાન, વિજ્ઞાન, ઇતિહાસ, મનોવિજ્ઞાનના અભ્યાસીએ આ કાર્ય છેલ્લાં કેટલાંક વર્ષોથી પાર પાડયું છે. તેમની વિવિધ પ્રકારની વિજ્ઞાનમાલા ( ગુજરાતીમાં નવસર્જન પ્રકાશન તરફથી પ્રકાશિત 'યમ સામે લડાઈ' 'શયતાનના સામ્રાજ્યમાં' તથા 'વિજ્ઞાન યાત્રા' )માંથી હિંદીમાં આ સરળ બોધદાયી પ્રકાશનો બાળકો–વિદ્યાર્થીઓ તથા પ્રૌઢો માટે ઉપયોગી પ્રેરક વાચન પૂરું પાડે છે.

## મહામાત્ય વસ્તુપાલનું સાહિત્ય મંડળ તથા સંસ્કૃત સાહિત્યમાં તેનો ફાળો :

પ્રો. ભોગીલાલ જ. સાંડેસરા
ગુજરાત વિદ્યાસભા : અમદાવાદ
રૂ. ૬-૦૦

શ્રી. ભોગીલાલ સાંડેસરા ગુજરાતના બહુ જૂજ પુરાતત્ત્વ સંશોધકોમાંના એક છે. તેમનો આ ગ્રંથ તેમના અભ્યાસ અને ચીવટનું એક ઉત્તમ દૃષ્ટાંત છે. તેમણે આ ગ્રંથ તૈયાર કરતાં, અંગ્રેજી, હિંદી તથા ગુજરાતીમાં અર્વાચીન વિદ્વાનોના આ વિષયના સંશોધન ગ્રંથો અને લેખોનો સંસ્કૃત, પ્રાકૃત, અપભ્રંશ અને જૂના ગુજરાતીમાં રચાયેલ પ્રકટ અને અપ્રકટ કૃતિઓ—તમામ ઉપલબ્ધ ગ્રંથોનો ઉપયોગ કર્યો છે.

શ્રી. સાંડેસરાએ આ ગ્રંથમાં મહાઅમાત્ય વસ્તુપાલના જીવન વૃત્તાન્ત ઉપરાંત તેની રાજકીય કારકિર્દીનો ટૂંકો પરિચય આપી, સાહિત્ય અને કલા પ્રત્યેની તેની ભાવના તથા પ્રવૃત્તિ અંગે નોંધપાત્ર માહિતી રજૂ કરી છે. ઉપરાંત, તેના આશ્રયમાં વિકસેલી સાહિત્યિક પ્રવૃત્તિઓનું તો તેમણે સવિસ્તર પ્રમાણભૂત બયાન આપ્યું છે.

આ ગ્રંથ આ વિષયના અભ્યાસીઓને ઘણોજ માર્ગદર્શક થશે એવી અમારી ધારણા છે; પરંતુ એથીય વિશેષ તો, ગુર્જર સંસ્કારિતાના એક ઉજ્વળ યુગની ગૌરવમયી ઝાંખી આ ગ્રંથના સર્વસાધારણ વાંચકને આકર્ષ્યા વિના નહિ રહે.

વસ્તુપાલ અને તેના સાહિત્યમંડળની પ્રવૃત્તિને યોગ્ય રીતે સમજવા માટે ગુજરાતની ' સાંસ્કૃતિક અને સાહિત્યિક પાર્શ્વભૂમિકા ' સંક્ષેપમાં પણ અધિકૃત રીતે રજૂ કરીને ગ્રંથકારે પ્રશસ્યકાર્ય બજાવ્યું છે.

વિદ્યા સંસ્કારના ધામ સમા વલભી કેન્દ્રની તથા ત્યાર બાદના શ્રીમાલ કેન્દ્રની ઉમદા સંસ્કાર છબી આ ગ્રંથમા જોવા મળે છે. ગુજરાતના વિકાસના આ બે યુગ ઉપરાંત, સિદ્ધરાજ–કુમારપાળનો હેમયુગ ( આચાર્ય હેમચંદ્રનો યુગ ) ની ય ઠીક ઠીક ઝાંખી લેખક કરાવી જાય છે. અને પુરાણ કાળના ગુજરાતની રાજધાની દ્વારિકાનો ઉલ્લેખ કરી, ઐતિહાસિક યુગની નગરી ગિરનગર ( જૂનાગઢ )થી આરંભી વલભી અને શ્રીમાલની યશગાથાનું સ્મરણ તાજું કરાવે છે. તથા અણહિલવાડ પાટણની કીર્તિગાથાનો ઉલ્લેખ કરી, આચાર્ય હેમચંદ્રની સિદ્ધિઓ તાજી કરી તેઓ આપણને વસ્તુપાળના યુગ સુધી લઈ આવે છે.

આ આખા ગ્રંથનું વાંચન આપણા મન ઉપર અચૂક રીતે એવી છાપ પાડે છે કે, આ સૈકાઓ દરમ્યાન ગુજરાત વિદ્યા અને સંસ્કારિતાનું કેન્દ્ર રહ્યું છે; એટલું જ નહિ પણ, રાજકર્તાઓ ગમે તે ધર્મના અનુયાયી હોવા છતાં, એકી વખતે એક સાથે જૈન બૌદ્ધ અને શિવ ધર્મ—ત્રણેને સમભાવ પૂર્વક ઉત્તેજન અપાતું રહ્યું છે. ધાર્મિક સહિષ્ણુતા સંસ્કારિતાની ઉદારતા, વિદ્યા અને કલાની ઉચ્ચતા—ભારતની જેમ ગુજરાતના વિકાસમાં પણ આવી ઉજ્જવળ પ્રણાલિકાનો અસાધારણ ફાળો છે. —ભો.

*

## પ્રેમયાત્રા

લેખક : ભગવતીકુમાર શર્મા
પ્રકાશક : શ્રી હરિહર પુસ્તકાલય, ટાવરરોડ, સુરત
મૂલ્ય : ચાર રૂપિયા

શ્રી. ભગવતીકુમાર શર્મા હજુ પચ્ચીસીને વટાવી ગયા નથી, ને " પ્રેમયાત્રા " એમની બીજી નવલકથા છે. વાર્તાનું વસ્તુ સાદું છે : નવલકથાની નાયિકા સુનંદા સુશિક્ષિત છે, એને વધારે પડતા ઠાઠ અને મોજશોખથી રહેવાનું ગમે છે.

પતિ કંઈક દબાયેલો ને લઘુતાગ્રંથિથી પીડાતો માણસ છે. જોડે કામી છે, ને એકાંત જોઈને સુનંદાની છેડતી કરવાનો પ્રયત્ન કરે છે. આથી અકળાઈ ધૂંધવાઈને સુનંદા ગૃહત્યાગ કરીને ચાલી જાય છે. ગાડીમાં જ સેવકરામ નામના દંભી ને સાધુને વેશે શયતાન એવા કોંગ્રેસી કાર્યકરના પંજામાં એ ફસાય છે. એના હાથમાંથી છટકીને એ એની બહેનપણી વીણાને ઘરે આશ્રય લે છે. વીણાનો પતિ પણ ટૂંકા પગારમાં માંડ બે છેડા ભેગા કરતો હોય છે. આથી સુનંદા શાળામાં શિક્ષિકા બને છે. પણ વળી ત્યાં સેવકરામ મુખ્યશિક્ષક તરીકે ફૂટી નિકળે છે.

આથી, એ હવસખોર આદમીથી ભડકીને, એ ફરી નાસી જઈને પોતાના ઘરને બારણે આવી પહોંચે છે. આ દરમિયાન એનો પતિ નરેન પલ્લવી નામની પૈસાદારની દીકરી જોડે પ્રેમસંબંધથી સંકળાઈ ચૂકેલ છે. પલ્લવી અને સુનંદાનો ભેટો થાય છે, ત્યારે નરેન સુનંદાને પોતાની બેન તરીકે ઓળખાવે છે. પલ્લવીના પિતા એને અમિત નામના સુશિક્ષિત યુવાન જોડે પરણાવવા ઇચ્છે છે. પલ્લવી એમની આગળ નરેનની સાથેના એના સંબંધની વાત કરે છે. આથી પલ્લવીને નજરકેદમાં રાખવામાં આવે છે. અમિતની મદદથી જ પલ્લવી નરેનને મળે છે. તે બંને મધરાતે નાસી જવાનું નક્કી કરે છે, ત્યાં સુનંદાની જેઠાણી કુસુમ પલ્લવીને ઘરે પહોંચી જઈને આખી પરિસ્થિતિનો ઘટસ્ફોટ કરે છે. આથી પલ્લવી નરેનના પર ગુસ્સે થાય છે. તે અમિતના તરફ વળી જાય છે. બીજી બાજુ નરેન તથા કુસુમની ગેરહાજરીનો લાભ લઈને મુરલીધર ફરી સુનંદાની છેડતી કરવાનો પ્રયત્ન કરે છે. એના આ ગેરવર્તનનાં નરેન અને કુસુમ બંને સાક્ષી બને છે. નરેન સુનંદાને એના સાચા સ્વરૂપમાં ઓળખે છે ને એને અપનાવે છે.

સુનંદા વાર્તાના પ્રથમ ભાગમાં આપણી દૃષ્ટિ સમક્ષ રહે છે; બીજા ભાગમાં પલ્લવી એ સ્થાન લઈ લે છે. ઘટનાઓની યોજના કંઈક તકલાદી ને નાટકી સ્વરૂપની છે. સંઘર્ષનું સ્વરૂપ અત્યંત સ્થૂળ છે. રેક્ષીની દોડાદોડ, ચાલતી ગાડીએ ચઢી જવું, હવસખોરીના રેઢિયાળ ઢબે યોજાયેલા પ્રસંગો, વાર્તાના પોતને ફિસ્સો બનાવી દેતો અનુચિત વિસ્તાર —આ દોષો લેખકની કલાસૂઝ હજુ વિકસી નથી તે બતાવે છે. ચિત્રપટમાં યોજાય છે તેવી, વાર્તાના છેડા ભેગા કરીને એનો સુખી અંત લાવવાની તરકીબ તથા એ સમયનો નાટકી સંવાદ આપણી રુચિને કઠે છે. નવલકથા એ અઘરું સાહિત્યસ્વરૂપ છે. સ્હેજ રોચક થઈ પડે એવી સુવાચ્ય કથા આપવાથી નવલકથા સરજાતી નથી.

—સુ. જો.

*

## 'માનસ દર્શન'

લેખક : રમણલાલ પટેલ
પ્રકાશક : રમણલાલ પટેલ, સાઇકોએનાલીસ્ટ, કૃષ્ણનિવાસ, પાંચમે માળે, સનીરોડ, ક્વીન્સ રોડ જંક્શનઃ મુંબઈ
કિંમત રૂ. ૩–૭૫.

વિશ્વનાં રહસ્યો સમજવામાં ભૌતિક વિજ્ઞાનમાં જેટલી મહત્તા આઈન્સ્ટાઈનની શોધોની છે, એટલી જ મહત્તા મનોવ્યાપારોનાં વિવિધ ચિત્તવેશોનાં મૂળ શોધવામાં ફ્રોઈડના મનોવિજ્ઞાનની છે.

માનવ જેવો છે તેવો જ સમજવાને, અને એની અંતર્ગત પરિસ્થિતિનું યથાર્થ જ્ઞાન પ્રાપ્ત કરવા માટે ફ્રોઇડે જે વિશિષ્ટ પદ્ધતિ અખત્યાર કરી, તેને મનોવિશ્લેષણ કહેવામાં આવે છે. માનવ સ્વભાવનો અભ્યાસ કરતા મનોવિજ્ઞાનમાં અને મુખ્યત્વે માનસરોગ ચિકિત્સામાં એનો બહુમૂલ્ય ફાળો છે, એ નિર્વિવાદ છે. એ પહેલાં આપણા મનોવ્યાપારોનો What અને Howની દૃષ્ટિએ જ અભ્યાસ થતો હતો; ત્યારે મનોવ્યાપારોનો એનાં અંતર્ગત કારણો, why ની દૃષ્ટિએ અભ્યાસ કરવામાં ફ્રોઇડે એક નવું જ મંડાણ કરેલું છે.

આવા અગત્યના વિષયથી તો ઘણા ભાગના વાંચકો (બેશક, અંગ્રેજી વાંચકો) સામાન્ય રીતે પરિચિત છે જ. પરંતુ, ગુજરાતી વાંચકોને એનો પરિચય હજી સુધી થયો નહોતો અને આવે પ્રસંગે શ્રી. રમણલાલ પટેલ જેવા અનુભવી અને સ્વભાષાપ્રેમી લેખકે મનોવિશ્લેષણની માહિતી આપવાનો પ્રયાસ કર્યો છે તે બેશક, આવકારપાત્ર છે જ.

શ્રી. રમણલાલ પટેલે 'માનસદર્શન' ગુજરાતીમાં લખીને જે પોતાનો ઉત્સાહ બતાવ્યો છે તે પ્રશસ્ય છે. સાથે સાથે આમજનતામાં પણ એ લોકભોગ્ય બની રહ્યું છે, તે વાચક વર્ગને વિષયાભિમુખ બનાવવામાં મદદ કરશે એમ માનીએ તો ખોટું નહિ.

પરન્તુ, પ્રથમ પ્રયત્નને લીધે અને થોડામાં વધુ કહી દેવાની ઉતાવળમાં પુસ્તકમાં રહેવા પામેલી ત્રુટિઓ પ્રત્યે એમનું ધ્યાન દોરીએ છીએ.

સૌથી પ્રથમ તો, મનોવિશ્લેષણશાસ્ત્રના પાયાના સિદ્ધાન્તો, પદ્ધતિઓ અને આયોજનોનો સામાન્ય ખ્યાલ લેખકે આવા પ્રથમ પુસ્તકમાં આપવો જોઈતો હતો, એનો અભાવ બહુ સાલે છે.

બીજું, પુસ્તકમાં ઠેરઠેર દૃષ્ટાંતો આપ્યાં છે. દૃષ્ટાન્તોનો ઉપયોગ અમુક મૂળભૂત સિદ્ધાન્તોને સમજવામાં સરળતા પડે એ પૂરતો જ કરવામાં આવે છે. પરંતુ આ પુસ્તકમાં મનોવિજ્ઞાનના સિદ્ધાન્તની વ્યવસ્થિત રજૂઆતના અભાવમાં દૃષ્ટાન્તો માત્રથી વૈજ્ઞાનિક જ્ઞાન પર્યાપ્ત નથી.

ત્રીજું, મનોવિશ્લેષણની પદ્ધતિ, neurosis અને psychosis ની નિદાન અને ચિકિત્સા પદ્ધતિઓમાંની એક છે. માનસિક રોગોનાં નિદાન અને ચિકિત્સામાં એનું સ્થાન શું છે, અને એ કેટલે અંશે સફળ થાય છે, તેનું તાટસ્થ્યપૂર્ણ વિવેચન એક પ્રકરણમાં આપી શકાયું હોત. આ પુસ્તકમાં લેખક સાચા વિષયના નિરૂપક કરતાં પ્રચારક વધુ માલુમ પડે છે.

ચોથું, પુસ્તકમાં નિરૂપેલા વિષયોમાં પણ સારી એવી ભેળસેળ માલુમ પડે છે. વિચિત્રવર્તન કે વર્તનદોષોથી નીકળી, માન્યતાના જાળામાંથી પસાર થઈને ધર્મોની ઉત્પત્તિ સુધી લેખક વિસ્તારથી ઘૂમ્યા છે. પરંતુ એમાં કોઈ વ્યવસ્થિત યોજના માલુમ પડતી નથી.

પાંચમું, વિષયનું જે ગાંભીર્ય છે, માનવ મનના ખરા સ્વભાવને સમજવા માટે એની પ્રક્રિયાઓનો જે ઉપયોગ થાય છે, એ બધું યોગ્ય ગંભીરતાથી રજૂ કરવાને બદલે લેખકે કાં તો 'ઓ, માનસશાસ્ત્ર તો આ જ ને ? એમાં તે શું નવું છે ?' એવી લાગણી જન્માવે છે, અથવા આ વિષય વિષે 'ઓહો' નો ભાવ પ્રગટ થાય છે.

છેવટે, અનુભવી અને ઉત્સાહી લેખક પુસ્તકની આગામી આવૃત્તિમાં આટલી વસ્તુઓનો ખ્યાલ રાખશે, તો એમણે ગુજરાત પર મોટો ઉપકાર કર્યો ગણાશે. અને એમના આગામી પ્રકાશનમાં આનું પુનરાવર્તન ન થાય એટલું જ આપશે તો ઇચ્છીએ.

—પ્રફુલ્લ પટેલ

*

## બાપુની ઝાંખી

લે : કાકા કાલેલકર

નવજીવન પ્રકાશન મંદિર : અમદાવાદ કિં. રૂ. ૧-૦૦

મૂળ હિંદીમાં લખાઈ ગુજરાતીમાં અનુવાદિત થયેલ આ પુસ્તકનું આ ત્રીજું પુનર્મુદ્રણ છે—એટલે કે ૧૯૪૯ થી ૫૭ સુધીમાં ૧૫૦૦૦ નકલો પ્રગટ થઈ ચૂકી છે.

કાકા સાહેબની શૈલીમાં લખાયેલા ગાંધીજીના જીવન અંગેના ૧૦૧ નાના નાના પ્રસંગો અહીં સંગ્રહાયા છે. આ પ્રસંગો કાકાસાહેબે તેમના કારાવાસ દરમ્યાન (મદ્રાસ વેલોર જેલમાં ૧૯૪૨માં) લખાવેલા છે. આમાંના અનેક તેમના પોતાના સ્વાનુભવના છે, તો કેટલાક ગાંધીજીના ઈતર અંતેવાસીઓ—સાથીઓ પાસેથી સાંભળેલા છે.

આ પ્રસંગોમાં ગાંધીજીના જીવનની તેજછાયા સમી અનેક રેખાઓ જોવા પામીએ છીએ. એમાંની કેટલીક રેખાઓ ખાસી ઊપસી છે (સેવા માટે જ વાંચો, પગપાળા જ નીકળ્યા, સત્યાગ્રહી ખરા ને ?, બે આત્માઓનું મિલન, સાંઢની પેઠે શીંગડાં પર, ઝેર ચૂસી લીધું, માના જેવું વહાલ, શિસ્ત પાલન, હું જ એનો ગેરસપ્પા છું, જીર્ણ તનુ દિયો, વગેરે) તો કેટલીક આછી રેખાઓ છે. પરંતુ આ બધા પ્રસંગો વાંચી જનારને ગાંધીજીનાં કેટલાંક નહિ જાણેલાં ખુશનુમા પાસાંઓની જાણ તો થાય જ છે. અને કદાચ આ નાનકડા પુસ્તકનો આજ ખરો લાભ છે—હેતુ પણ કાકા સાહેબે એ જ રાખ્યો છે. એટલે તો, 'મને પોતાને આ ચોપડીથી સંતોષ નથી,' અને 'જે સંસ્મરણો અહીં આપ્યાં છે તે એના કરતાં વધારે સારી રીતે જરૂર આપી શકાત;' એવી જાણકારી છતાં, જે છે તે સ્વરૂપે રજૂ કરી દીધાં છે. અલબત્ત, કેટલાક અતિ સાધારણ પ્રસંગો કાઢી નાખવામાં આવત તો યોગ્ય જ થાત.

*

## ગાંધીજીનો વિનોદ :

લે. લલ્લુભાઈ મકનજી

નવજીવન પ્રકાશન મંદિર : અમદાવાદ કિં. ૦-૬૫ ન. પૈ.

ગાંધીજીનાં અનેક પાસાંમાંથી એક—જે ગાંધીજીની નીકટ આવેલાંઓથી અજાણ્યું નથી, છતાં એકંદર ઓછું જાણીતું રહ્યું છે તે—ગાંધીજીની વિનોદવૃત્તિ દર્શાવતા પ્રસંગો

આલેખવાનો અહીં પ્રયાસ છે. કેટલાક લાક્ષણિક પ્રસંગો (બિચારું હૈયું, અરે મને શીંગડાં ઊગ્યાં, કન્યા અંતે ભાગી ગઈ, તમે મિજાજ ગુમાવો છો? ઘડિયાળો ભલે જુદી પડે, અરીસાની શી જરૂર, યશ મળવો મુશ્કેલ છે, સ્વાગત, પાપનું પ્રાયશ્ચિત, તેની સાથે શાદી કરીશ, પ્રાર્થના કરો, વત્તા ચાર અને ઓછા ચાર) બાદ કરતાં બાકીના ઘણા ફિક્કા જણાય છે—તો પછી વિનોદ તો શાનો જ? આવા પ્રસંગો ચાળીને સંગ્રહ થાય તે ઉચિત છે.

*

## બાપુની છાયામાં : લે : બળવંતસિંહ

નવજીવન પ્રકાશન મંદિર : અમદાવાદ રૂ ૨-૫૦

ગાંધી–સાહિત્ય રોજ રોજ વધતું જાય છે. તેમાં કેટલાક મહત્ત્વના ઉમેરા થતા રહ્યા છે—છેલ્લામાં છેલ્લા અતિ નોંધપાત્ર છેઃ શ્રી. પ્યારેલાલનાં 'ધ લાસ્ટ ફેઝ'ના ગ્રંથો. ગાંધી વિચારધારાને સમજવા તથા નાયકને સમજવા, તે યુગની સમસ્યાઓ અને તેનું આંતરિક રહસ્ય સમજવા માટે ઉપયોગી થાય તેવા અનેક ગ્રંથો આવકાર્ય છે. આમાં ગાંધીજીના અનુયાયીઓ અને અંતેવાસીઓ પોતાના પ્રસંગો લખવા પ્રેરાય અથવા તો ગાંધીજીની છાયામાં પોતાના થયેલા વિકાસની કેટલીક મહત્ત્વની માહિતી આપતા જાય એ પણ આવકાર્ય છે.

આ પુસ્તકમાં એક અલ્પશિક્ષિત આશ્રમવાસીનાં સ્મરણો છે, એ વિશેષતા છે; ઉપરાંત વર્ધા આશ્રમની સ્થાપના તથા સંચાલનની અને આશ્રમ જીવનની અનેક વીગતો આ પુસ્તકમાં ઉપલબ્ધ છે.

પરંતુ, વીગતોની મર્યાદા અને પસંદગી કર્યા વિના ૩૪૬ જેટલાં પાનાંમાં વિસ્તરેલો આ ગ્રંથ અનુચિત વિસ્તારને કારણે તથા શૈલીના અભાવને કારણે વાચનક્ષમ બન્યો નથી.

*

## સામયિકો

### શ્રી. ફોર્બ્સ ગુજરાતી સભા : ત્રૈમાસિક

(એપ્રિલ–ડિસેમ્બર' ૫૭)
પ્રાપ્તિસ્થાન એન. એમ. ત્રિપાઠીની કું. લિ.
પ્રિન્સેસસ્ટ્રીટ, મુંબઈ–૨
વાર્ષિક લવાજમ રૂ. ૪-૦

શ્રી. ફોર્બ્સ ગુ. સભા ઉપર છેલ્લા વર્ષ દરમ્યાન બે આફતો તૂટી પડીઃ સંસ્થાના વડીલ માર્ગદર્શક શ્રી. કૃષ્ણલાલ કાકાનું તથા સંસ્થાના એકનિષ્ઠ સંચાલક શ્રી. શંકરપ્રસાદ રાવલનું અવસાન. આ સ્થિતિમાં સંસ્થાનું પુનરસંગઠન કરી ત્રૈમાસિક વ્યવસ્થિત કરવામાં વિલંબ થયાનું સંસ્થાના નવા સંચાલક જણાવે છે. એ રીતે આ અંકમાં ત્રણ ત્રૈમાસિક અંકો સમાવી લેવામાં આવ્યા છે.

આ અંકની સામગ્રી જોતાં પણ 'ભાષા મીમાંસા' અંગેનો મહત્ત્વનો અભ્યાસી લેખ બાદ કરતાં, અભ્યાસી-કક્ષાનાં લખાણો બહુ ઓછાં દેખાય છે. ઇચ્છીએ કે ગુજરાતની રડીખડી 'રિસર્ચ' સંસ્થાઓ અને તેનાં સામયિકોમાં આ સંસ્થા પોતાનું સ્થાન જાળવી રાખવા સજાગ પ્રયત્નશીલ રહે.

*

### ગુર્જરી : (૧૯૫૭) સંપાદકઃ જયંત બક્ષી

ગુજરાતી કલમ : નવી દિલ્હી

'સ્વાતંત્ર્ય પ્રાપ્તિ પછી નવી દિલ્હી સંસ્કાર સરિતાઓનું સંગમતીર્થ બન્યું છે—' આ સંપાદકીય સૂત્ર કેટલું બધું સાચું છે! તમામ પ્રકારના સંસ્કારો અને તમામ દેશોની સંસ્કારિતાઓની સરિતાઓ દિલ્હીમાં રોજ અવિરત વહ્યા જ કરે છે: દિલ્હી નિવાસી ગુજરાતીઓને એ સદ્ભાગ્ય પ્રાપ્ત છે. વરસોથી ત્યાં વસતા ગુજરાતીઓમાં આ ભારતીય અને આંતરરાષ્ટ્રીય સંસ્કારિતાઓના સતત સંપર્કે નવી સાંસ્કારિક જાગ્રતિ આણી હોય એ અતિ સ્વાભાવિક છે; અને પ્રત્યેક ગુજરાતી માટે આનંદની વાત છે.

'ગુર્જરી' વાર્ષિક એ વાતની કેટલેક અંશે સાક્ષી પૂરે છે. દિલ્હીમાં વસતા ગુજરાતી લેખકો—શ્રી. કૃષ્ણલાલ શ્રીધરાણી, વિષ્ણુકુમાર મંડ્યા, રમણલાલ પાઠક, સરોજ પાઠક, જયંત બક્ષી, સ્વપ્નસ્થ (તાજેતરમાં મુંબઈ જઈ વસેલા)નાં લખાણો ઉપરાંત ગુજરાત ભરના સિદ્ધ હસ્ત સાહિત્યકારોનાં લખાણોથી આ વાર્ષિક સમૃદ્ધ થયેલું છે, એ સાચું છે; પરંતુ ભારતીય અને જગતની સંસ્કારિતાના સંગમ તીર્થે વસેલાઓનું વાર્ષિક આવું 'એક પ્રચલિત–રોજીંદુ–સારું વાર્ષિક' બની અટકી જાય એ ખૂંચે એવું નથી? દિલ્હીના ગુજરાતી 'વાર્ષિક'માં તો ભારતીય–જાગતિક સંસ્કારિતાનો બુલંદ પડઘો ઊઠવો જોઈતો હતો. એનો અભાવ ખૂબ જ મોટી ઊણપ રૂપ ગણાય.

*

## લોકભારતી :

તંત્રી, કાંતિલાલ હ. પરીખ, ૧૯૨૩ ગાંધીમાર્ગ-અમદાવાદ
વાર્ષિક રૂ. ૮.

ઘણાં વર્ષ પૂર્વે 'પ્રજાબંધુ' સાપ્તાહિક પ્રગટ થતું બંધ થયું ત્યારથી સર્વદેશીય સમાચારોના સાપ્તાહિકની ઘણી ખોટ વરતાઈ રહી હતી.

૧૯૫૮માં જાણે એ ખોટ પૂરવાના હેતુથી, અમદાવાદથી 'લોકભારતી' અને સુરતથી 'અરુણોદય' પ્રગટ થયાં છે.

'લોકભારતી'ના તંત્રી શ્રી. કાંતિલાલ હ. પરીખ જાણીતા પત્રકાર છે; તથા લોકજીવનના અને સંસ્કાર જીવનના જાગૃત વિચારક છે. એમનું હથોટીદાર સંપાદન આજસુધી પ્રગટ થયેલા અંકોમાં સ્પષ્ટ વરતાઈ આવે છે; પ્રજાના પ્રશ્નો, સર્જાતો ઇતિહાસ, કાયદા અને કાનૂન, ટૂંકી વાર્તા, વિદ્યા અને વિદ્યાર્થી, સંસ્કાર લક્ષ્મી, કામદાર, બાલભારતી, સાહિત્ય તથા જીલ્લા જીલ્લાના સમાચારો વગેરે વિભાગોથી સાપ્તાહિક સંપન્ન છે.

અમે આ સાપ્તાહિકનો ઉત્તરોત્તર વિકાસ ઇચ્છી તેને આવકારીએ છીએ.

*

## સાહિત્ય સંગમ : ( રાજકોટ )

( ગુજરાતી-હિંદી-અંગ્રેજી પ્રકાશનોની માસિક પરિચય પત્રિકા ) વાર્ષિક રૂા. ૩-૦

ગુજરાતીમાં પ્રકાશન પ્રવૃત્તિ વધી રહી છે; અને ભારતની સ્વતંત્રતા બાદ બીજી ભારતીય ભાષાઓ અને સાહિત્યનો પરિચય પણ ગુજરાતી સંસ્કારિતાનું એક અનિવાર્ય અંગ લેખાવું જોઈએ. ત્યારે વિવિધ ભાષાનાં પ્રકાશનો અને સાહિત્ય પ્રવૃત્તિઓનો પરિચય કરાવે એવી પ્રવૃત્તિ આદરણીય છે એ નિઃશંક છે.

પરંતુ આ કાર્ય અતિશય મુશ્કેલ છે. કેવળ પ્રકાશનોની વાત કરીએ તોય, ગુજરાતી ઉપરાંત હિંદી અને અંગ્રેજી પુસ્તકોનાં નવાં નવાં પ્રકાશનોના પ્રચંડ ગંજમાંથી સારું શિષ્ટ અને ખરેખર બીજાઓને ચીંધવા જેવું પસંદ કરવું અને તેની માહિતી આપવી—અસાધારણ કાર્ય છે; એને માટે એ પ્રકારના અભ્યાસીઓનો—બલ્કે સતત રીતે મોટા પ્રમાણમાં તેના પરિચયમાં રહેતા અભ્યાસીઓનો સહકાર પ્રથમ શરત છે. તેમાંય આ પત્રિકા તો 'સાહિત્ય સંગમ' સાધવાનો વિશાળ ઉદ્દેશ પણ ધરાવે છે; તે ધ્યાનમાં લેતાં, તેનો પ્રથમ અંક બહુ ઓછી ઉપયોગિતા દર્શાવે છે.

'સાહિત્યસંગમ'ને કેવળ વેપારી દૃષ્ટિ ઉપરાંત સાચા અર્થમાં પરિચય પત્રિકા બનાવવી હોય તો તેમાં ધરમૂળથી ફેરફારો કરવા ઘટે.

*

## પ્રસારિકા ( આકાશવાણીનું મુખપત્ર )

પબ્લિકેશન્સ ડિવિઝન : દિલ્હી-૮
કિંમત ૦-૫૦

ઑલ ઇન્ડિયા રેડિયો તરફથી પ્રગટ થતા આ ગુજરાતી મુખપત્રના ૧૯૫૭માં બે અંકો પ્રગટ થયા હતા, એમ જાણવા મળે છે. ત્યારબાદ, ૧૯૫૮નો આ પ્રથમ અંક છે.

સરકારી પ્રકાશનોમાં ઘણીવાર સુઘડતાનો અભાવ હોય છે, પરંતુ આ અંક ઊડીને આંખે વળગે એવો સુઘડ ને આકર્ષક છે.

મુંબઈ તથા અમદાવાદ-વડોદરાનાં રેડિયો મથકો ઉપરથી ગુજરાતના ખ્યાતનામ લેખકો અને જાહેર સેવકોની વાણીનો પ્રસાર થતો રહેતો હોઈ એમની વાણી અહીં સંગ્રહ પામે એ તો સ્વાભાવિક છે; પણ અહીં વિષય પસંદગી પણ સારી થઈ હોવાની છાપ પડે છે—વૈવિધ્ય અને સુરુચિ બંને વરતાય છે. અલબત્ત, વ્યક્તિઓનાં 'રેખાચિત્રો' સંતોષજનક નથી.

*

## અરુણોદય :

તંત્રી નાનુભાઈ બ. નાયક—સુરત
છૂટક બે આના

'રાષ્ટ્રની સર્વાંગી પ્રગતિ માટેનું સાપ્તાહિક': સંપાદકનો આ દાવો તેના આજ સુધીના અંક જોતાં, ઘણો નિષ્ફળ દેખાય છે. વધુ શ્રમ અને ચીવટ પૂર્વક તેનો વિકાસ કરવામાં આવે તો સારું...

[ અનુસંધાન પાન ૧૯૨થી ચાલુ ]

તો વળી, અમેરિકા સ્વતંત્ર માર્કસવાદી વિચારકો લિયો હુબરમાન અને પૉલ સ્વીઝી પોતાના માસિક ' મંથલિ રિવ્યુ ' (૧૯૫૮ જાન્યુઆરી અગ્રલેખ) દ્વારા ભારતીય રાહની વિશેષતા તરફ લક્ષ ખેંચે છે. પરંતુ ભારતીય સામ્યવાદી પક્ષની માન્યતા સાવ ઊલટી છે. એની માન્યતા મુજબ:

* ભારત સરકાર મૂડીવાદી-જમીનદારી સરકાર છે, જેમાં મૂડીવાદનું વર્ચસ્વ છે; અને એની નીતિ પાછળનો હેતુ **સ્વતંત્ર મૂડીવાદી રાહપર** ભારતનો વિકાસ સાધવાનો છે.

અને આના સબળ પૂરાવામાં, આગળ કહી તેવી ભારતીય સરકારની ગંભીર:કમજોરીઓ અને હિચકિચાહટોનાં દૃષ્ટાંતો આપવા ઉપરાંત, કેટલાક સૈદ્ધાન્તિક સવાલો ઊભા કરે છે:

* શું ઉદ્યોગો રાજ્યની માલિકીના યા તેના કાબૂ નીચે લાવવા માત્રથી સમાજવાદનો રાહ અપનાવ્યો એમ કહી શકાય ખરું ?

* ભારતની પાર્લામેન્ટે તથા કોંગ્રેસે સમાજવાદી સમાજ રચનાને નામે તેનું જે સ્વરૂપ આજ સુધીમાં રજૂ કર્યું છે તેને શુદ્ધ વૈજ્ઞાનિક સમાજવાદ સાથે કશું લાગે વળગે છે ખરું ?

* ક્રાંતિકારી કામદાર પક્ષના હાથમાં રાજ્ય સત્તા આવે નહિ ત્યાં લગી **કદિ પણ સમાજવાદની કલ્પના પણ શક્ય છે?**

* આ સિવાયના બીજા પ્રકારના અખતરાઓમાં સમાજવાદને નામે સમાજવાદની ટેકડી જ થઈ નથી શું ? મુસોલિની અને હિટલરના સમાજવાદના દાવાઓની વાત જતી કરીએ તોય, ફ્રેન્ચ અને બ્રિટનની સમાજવાદી સરકારોના અનુભવ પણ ઓછા ચોંકાવનારા ને નિષ્ફળ છે ?

## ૫

'ઐતિહાસિક' અને ' સૈદ્ધાન્તિક ' સવાલોનો વિચાર કરીએ.

એક તો, મુખ્ય ઉદ્યોગો ઉપર રાષ્ટ્રની માલિકી સ્થાપવાથી શું સમાજવાદી અર્થરચના બની જાય છે ?

હરગિઝ નહિ. રાષ્ટ્રના મુખ્ય ઉદ્યોગો ઉપર કેવળ રાજ્યની માલિકી થવાથી સમાજવાદ આવી જતો નથી એ સમજવા માટે કાંઈ બહુ લાંબે જવાની જરૂર નથી.

જગતના તમામ દેશોમાં રેલવે, તાર ટેલિફોન, શસ્ત્ર-ઉત્પાદન, વગેરે તો રાજ્યની માલિકીના જ છે; અને ઘણા બધા મૂડીવાદી દેશોમાં—બ્રિટન, અમેરિકા, જર્મની વગેરેમાંય આજે સાર્વજનિક જરૂરિયાતના અને ચાવીરૂપ અનેક ઉદ્યોગો રાજ્યની માલિકી અગર કાબૂ નીચે હોય છે. છતાં આમાં ક્યાંય સમાજવાદી સમાજ રચના નથી એય સ્પષ્ટ છે.

આ વાતનો સ્વીકાર કરવો તથા એમ પણ કહેવું કે **આજ પૂર્વે** કામદાર વર્ગની સરમુખત્યારી નીચે જ સમાજવાદની સ્થાપના થઈ છે, એ એક વાત છે; પરંતુ એના પરથી એવો અટળ અચળ સિદ્ધાન્ત કરી બેસવો કે કોઈ દેશમાં કોઈ કાળે કામદાર વર્ગની ' સરમુખત્યાર સત્તા ' સ્થપાયા વિના સમાજવાદ શક્ય જ નથી, એ બીજી વાત થઈ.

ગમે તેટલા પલટાયેલા સંજોગોમાંય એ સત્ય જ છે અને સદાકાળ માટે સર્વત્ર એ સત્ય જ રહેશે—એમ કહેવું ( કમ્યુનિસ્ટ પક્ષ: ઇન્ડિયાઝ પાથ: ઑક્ટોબર ૧૯૫૬ ) અંધ સૂત્રપૂજાનું જ લક્ષણ ગણાય. લેનિને તો એમ પણ કહ્યું હતું કે—

" રાજ્યનો 'ઇજારદારી મૂડીવાદ' સમાજવાદ માટેની સંપૂર્ણ **ભૌતિક** તૈયારી રૂપ છે—એ તો સમાજવાદનો ' છડીદાર ' છે; ઇતિહાસની સીડીનું એ એવું પગથિયું છે કે એની અને સમાજવાદી પગથિયા વચ્ચે **બીજાં કોઇ વચગાળાનાં પગથિયાં નથી.** '

તથા " ...**જો સાથેસાથ ક્રાંતિકારી લોકશાહી રાજ્ય અસ્તિત્વમાં હોય તો,** રાજ્યનો 'ઇજારદારી મૂડીવાદ' અનિવાર્ય રીતે અને નિશ્ચિત રીતે સમાજવાદ ભણીનું પગલું અથવા પગલાં બની જાય છે... "

તો પછી ભારત માટે આવું શા માટે શક્ય નથી ? શ્રી અજય ઘોષ એક જ કારણ આપે છે:

" મૂડીવાદ ગમે તેટલો ઉદ્દામ અને પ્રગતિશીલ હોય, સમાજવાદની રચના તે કરી શકતો નથી...કેમકે સમાજવાદ સાવ નવા જ આર્થિક સંબંધો ઉપર ઊભેલો હોય છે. શહેરી શ્રમજીવીઓ (પ્રોલેટારિયેટ)ના નેતૃત્વમાં લોકશાહી આમ જનતાના હાથમાં રાજ્ય-સત્તા એ તો સમાજવાદની **પૂર્વશરત** છે...આના વિના સમાજવાદ અશક્ય છે."

[ માનવ : એપ્રિલ '૫૮

અને ઉમેરે છે કે—

આજની ભારતીય સરકાર તો મૂડીવાદી વર્ગના નેતૃત્વમાં મૂડીવાદી-રજવાડી વર્ગની પ્રતિનિધિ સરકાર છે !

ટૂંકમાં એને હાથે સમાજવાદની જાહેરાતો, સંકલ્પો ને પ્રયાસો કેવળ દંભ છે, અથવા ઝાંઝવાનાં જળ છે !

## ભારતીય પ્રયોગની વિશિષ્ટતા

ભારતીય સામ્યવાદી પક્ષની કરૂણતા એ છે કે તે માર્ક્સવાદી શાસ્ત્રોમાં ખોધેલા શબ્દોની સપાટીથી નીચે ઉંડાણમાં જઈ વિચારી શકતો નથી !

○ ભારતનો ઈતિહાસ, ભારતની રાષ્ટ્રીય પ્રણાલી, ભારતની સ્વાધીનતાની લડત, અને એ લડતના સુકાની મહાત્મા ગાંધી તથા પં. નહેરૂ, તેમના નેતૃત્વમાં રાષ્ટ્રીય કોંગ્રેસનું સ્વરૂપ અને તેનો ફાળો: આ બધાંમાં રહેલી ભારતીય વિશિષ્ટતા જોવાનો પ્રયાસ સુદ્ધાંને તે હસી કાઢે છે.

○ અને માર્ક્સ-લેનિને ખોધેલી સમાજવાદની વ્યાખ્યા સાથે ભારતીય સમાજવાદના પ્રયોગનો પૂરો મેળ ન ખાતાં તેને ભેતરપિંડી કહી હડધૂતે છે !

ભારતની રાષ્ટ્રીય અસ્મિતાનો જે રીતે વિકાસ થયો છે, તેની સાચી સમજણમાં આ સમસ્યાની સાચી ચાવી રહેલી છે, આ સત્ય તો આપણા પડોશી પરદેશીઓ (રશિયા–ચીન) પણ સમજતા થયા છે :

**"ભારતીય સ્વાતંત્ર્યની લડતની ભવ્ય પ્રણાલીની અસર કરોડો ભારતવાસીઓનાં મન ઉપર છાપ મૂકી ગયેલી છે, અને ભારતીય પરદેશ નીતિના સામ્રાજ્યવાદ વિરોધી વલણનાં કારણોમાં તે એક નિર્ણાયક બળ છે."**
**(ઇંટરનેશનલ એફેર્સ : ૧૯૫૮ જાન્યુ.)**

પ્રાચીન ભવ્ય ઐતિહાસિક પ્રણાલીની વાત વિસ્તાર ભયે અહીં જતી કરીએ તો પ—

## ગાંધી–નહેરુ કોંગ્રેસની વિશિષ્ટતા

ગાંધીજી અને પં. નહેરુની નેતાગીરી નીચે રાષ્ટ્રીય લડતે આજસુધીમાં જે વિકાસ સાધ્યો છે, એની 'વિશિષ્ટતા' સમજવી આવશ્યક છે :

૧. ગાંધીજીએ છેક ૧૯૧૪માં 'હિંદ સ્વરાજ' લખી ભારતીય સ્વરાજના પાયાની જે કલ્પના કરી હતી તે કોઈ રીતે મૂડીવાદી કહી શકાય એવી ન હતી.

૨. ૧૯૩૨માં કરાંચી કોંગ્રેસમાં જે "મૂળભૂત અધિકારો"નો ખરડો સર્વાનુમતે પસાર થયો હતો (જેમાં પં. નહેરુ, સુભાષબાબુ, માનવેન્દ્ર રૉય તથા કમ્યુનિસ્ટ–સમાજવાદી નેતાઓએ આગેવાનીભર્યો ફાળો આપ્યો હતો) તે કોઈ હિસાબે 'મૂડીવાદી' ન હતો—બલ્કે, તેમાં 'ભારતીય સમાજવાદ'નાં બીજ જોઈ શકાશે.

૩. ૧૯૩૮માં પં. નહેરુને પ્રમુખપદે રાષ્ટ્રીય આયોજન કમિશન નીમાયું, તેણે તૈયાર કરેલો ખરડો નિઃશંક રીતે 'ભારતીય સમાજવાદ'ના પાયારૂપ હતો.

૪. ભારતીય પાર્લામેન્ટે 'સમાજવાદી ધોરણની સમાજ' રચનાનું ધ્યેય પોતાના બંધારણમાં રજૂ કર્યું છે, એ કોઈ રીતે મૂડીવાદી કહી શકાય એવું નથી.

૫. ખુદ કોન્ગ્રેસે પોતાના ધ્યેય તરીકે 'સમાજવાદી સમાજ રચના'નો સ્વીકાર કર્યો છે. જગતના કોઈ દેશમા મૂડીવાદી પક્ષે, **સત્તા પર આવ્યા પછી** સમાજવાદી સમાજ રચનાનું ધ્યેય જાહેર કરેલું જાણવામાં છે ખરૂં ?

૬. જગતના કોઈ મૂડીવાદી રાજ્યે, પોતાની એકંદર સબળ પરિસ્થિતિ છતાં, પોતાની રાષ્ટ્રીય હકુમતના એક પ્રદેશમાં (કેરાલા) બિલકુલ **લોકશાહી બંધારણીય માર્ગે કોમ્યુનિસ્ટ રાજ્યની સ્થાપના** થવા દીધી હોય, એવું કદિ બન્યું છે ખરૂં ? શું જગતના લોકશાહી વિકાસમાં ભારતની આ અપૂર્વ દેણગી નથી ?

## શક્યતાનું રહસ્ય

ભારતમાં આ બની શક્યું છે તેનાં ત્રણ કારણ છે–

૧. રાષ્ટ્રીય પ્રણાલી.

૨. જાગતિક જાગ્રતિ અને વર્તમાન પરિસ્થિતિ: જેને કારણે ભારતીય **રાષ્ટ્રીય મૂડીવાદનું** પોતાનું હિત પણ મૂડીવાદી વિકાસ કરતાં સમાજવાદી સ્વરૂપના વિકાસમાં શક્ય બન્યું.

૩. ગાંધીજી અને પંડિત નહેરૂ જેવાની, આ બન્ને પરિસ્થિતિઓનો ઉપયોગ કરવાની શક્તિ.

આને પરિણામે—

રાષ્ટ્રીય કોંગ્રેસમાં મૂડીવાદી વર્ગનું વર્ચસ્વ વારંવાર જોર કરતું હોવા છતાં, ગાંધીજી એને મુખ્યતઃ મૂડીવાદી સ્વાર્થનું હથિયાર બની જતાં રોકી શકયા.

* તેજ રીતે પં. નહેરૂ સ્વાતંત્ર્ય બાદ એને સમાજવાદી ઝોક સુધી લઈ જઈ શકયા.

આ હકીકતો શું સૂચવે છે?

એ સૂચવે છે કે—

**ભારતે નવો રાહ નવી રીતે એડવા માંડયો છે—જે કોઈપણ પરંપરાગત ચોકઠામાં બેસે એવો નથી; પરંતુ એનું રહસ્ય ઘણુંજ સૂચક છે***

## ખરેખરી સમસ્યા

તો પછી ભારતની ખરેખરી સમસ્યા શી છે? પોતાના વિકાસમાં ભારતે "પરંપરાગત ઐતિહાસિક રાહ અપનાવ્યો નથી"—એ જ તો એની ખરેખરી સમસ્યા છે.

* એક બાજુ, આર્થિક રીતે પછાત અને ઔદ્યોગિક રીતે અણુવિકસિત રાષ્ટ્રે પોતાની આબાદી અને આઝાદી—બંનેની સદ્ધરતા માટે **ત્વરિત ગતિએ** ઔદ્યોગીકરણ કરવું આવશ્યક છે—જેથી પરદેશી આક્રમણથી અને દેશી મૂડીની પકડમાંથી બચીને સમાજવાદી-રાહે જવા શક્તિમાન બને.

*પરંતુ, **બીજી બાજુ—ત્વરિત ગતિએ** જતાં 'રાજકીય સરમુખત્યારી' સત્તા આવી પડે; જેનાં જોખમ પાછળથી ભયંકર સ્વરૂપે દુનિયાએ જોયાં છે; ભારત એમાંથી બચવા માગે છે.

* સમાજવાદની સિદ્ધિ માટે "મોનોલિથિક (એકાકી વર્ગની કેન્દ્રિત સત્તાવાળા) રાજ્ય તંત્રનો એણે ઇન્કાર કર્યો છે; અને રાજકીય સત્તાના વિકેન્દ્રીકરણનું સૂત્ર સ્વીકાર્યું" છે.

* ત્વરિત ઔદ્યોગિક વિકાસનો રાહ સ્વીકાર્યા પછીય, આર્થિક ક્ષેત્રે પણ 'વિકેન્દ્રીકરણનું' સૂત્ર જ સ્વીકાર્યું" છે.

* સમાજવાદની સિદ્ધિ માટે લોકશાહી અને શાંતિમય માર્ગનો સિદ્ધાન્ત સ્વીકાર્યો છે.

આનો અર્થ એવો નથી જ કે, ભારતનું આજનું પ્રજાતંત્ર શુદ્ધ યા સંપૂર્ણ અહિંસાની પ્રણાલિકાને વળગી રહ્યું છે, યા એની લોકશાહી નમૂનેદાર લોકશાહી છે; યા એણે દમન, અન્યાય, અને શોષણને દેશવટો દીધો છે. હકીકતો આજે જે છે તે આનાથી ઘણી જ જુદી છે; એની તરફ આંખમીંચામણાં કરવાનો અર્થ નથી; એનો ખોટો બચાવ કરવાનો હોઈ ન શકે.

વળી આ સમાજવાદની સિદ્ધિ માટે આજે જે મુખ્ય બળ મનાયું છે તે કોંગ્રેસમાં હજી આજેય સમાજવાદ તરફી અને મૂડીવાદ તરફી બળોની ખેંચાખેંચ ચાલુ છે, એ પણ હકીકત છે. આ ખેંચાખેંચમાં દરેક વખતે સમાજવાદી વલણનું પ્રભુત્વ જળવાયું છે એવું પણ નથી. ઉપરાંત સમાજવાદ તરફી બળોની પોતાની પણ કમજોરી અને અલ્પ જાગ્રતિને કારણેય સારૂં એવું ધૂંધળાપણું ચાલુ છે. એટલે ભાવિનો માર્ગ પણ સારો એવો રૂંધાયેલો છે.

ઉપરાંત પણ, એક 'પક્ષ' તરીકે બીજા કોઈ પણ પક્ષમાં આજે જોવા મળે છે એવાં અનિષ્ટો તેમાંય પ્રવેશેલાં છે—સત્તામાં હોવાને કારણે એમાં અનેક તકવાદી બળોએ પગ પેસારો કર્યો છે તથા 'નોકરશાહી' પદ્ધતિઓ પણ ઘણે અંશે જેમની તેમ રહી છે; પરિણામે જનતાનો ઊમળકો અને સહકાર મેળવવામાં ઘણી નિષ્ફળતાઓ રહી છે.

આથી ભારતની સમસ્યા વધુ વિકટ બની છેઃ

૧. 'ઐતિહાસિક' પરંપરાગત શુદ્ધ સમાજવાદી' (રશિયા–ચીનના) રાહે જવાનો ઈન્કાર.

૨. યુરોપીય સમાજવાદી પક્ષોના જેવા સમાજવાદી રાજ્યસત્તાના (બ્રિટન, ફ્રાન્સના) પ્રયોગોનોય અસ્વીકાર.

---

*પંડિત નહેરૂ દ્વારા ભારત **સમાજવાદનું ધ્યેય કદિય પ્રાપ્ત કરી શકે** એવી શકયતાનો જ ઝનૂનપૂર્વક ઈન્કાર કરનાર કમ્યુનિસ્ટ પક્ષના જ એક મુખ્ય નેતા શ્રી. નમ્બુદ્રિપાદ હવે શું કહે છે વાંચોઃ–

ન્યુયૉર્ક ટાઈમ્સના ખબરપત્રી સાથેની મુલાકાતમાં શ્રી નંબુદ્રિપાદે એવું કહ્યું છે કે "કમ્યુનિસ્ટ પાર્ટી અને શ્રી નહેરૂના કોંગ્રેસ પક્ષ અને પ્રજા સમાજવાદી પક્ષ વચ્ચે એક માત્ર ભેદ સમાજવાદી ધ્યેય પ્રાપ્ત કરવાનાં સાધનોમાં જ રહેલો છે." (ફ્રી પ્રેસ: પી. ટી. આઈ. તા. ૧૭-૩-૫૮) એટલે કે નહેરુના કોંગ્રેસ પક્ષ **દ્વારાય સમાજવાદની પ્રાપ્તિ તો શકય છે જ!** તો પછી-કમ્યુનિસ્ટ પાર્ટીએ આજ સુધી કેવળ એક જ વાત રટયા કરી છે કે, 'કોન્ગ્રેસ બૂર્ઝવા પક્ષ છે, અને બૂર્ઝવા પક્ષને હાથે કદિપણ સમાજવાદની પ્રાપ્તિ શકય જ નથી'—એવા 'લેનિનવાદી સિદ્ધાન્તનું શું? આખો સૈદ્ધાન્તિક વૈજ્ઞાનિક આધાર જ તુટી ગયો!

અને—શ્રી નંબુદ્રિપાદ કહે છે તેવાં **સાધનોના ભેદનો સવાલ** પણ, કમ્યુનિસ્ટપક્ષે પાર્લામેન્ટરી લોકશાહી અને શાંતિમય સાધનોનો તાજેતરમાં સ્વીકાર કર્યા પછી રહે છે ખરો?

૩. વિશિષ્ટ ભારતીય સમાજવાદી રાહનો સ્વીકાર અને આગ્રહ.

૪. આને માટે પક્ષ તરીકે કૉંગ્રેસ બોદું સાધન.

૫. પં. નહેરૂ–અને તેમના સાથીઓની હાલની કમજોરી

૬. ઉદ્દામ બળોની સંકુચિત પૂર્વગ્રહવાળી મનોદશાઃ મદદરૂપ થવાને બદલે આડખીલી રૂપ.

હાલને તબક્કે આ વાસ્તવિક પરિસ્થિતિ છે.

**પરંતુ બીજીબાજુ એક વાત સ્પષ્ટ સમજી લેવી જરૂરી છે કે—ભારતના જૂજ ઈજારદારી મૂડીદારો સિવાય બીજા કોઇને પણ માટે (રાષ્ટ્રીય મૂડીવાદ સાહિત) મૂડીવાદનો માર્ગ સલામત નથી જ.**

એટલે વિશિષ્ટ ભારતીય સમાજવાદી રાહની દિશા નક્કી છે; અને આ રાહે જે પ્રગતિ થઈ છે, તથા આગળ જણાવ્યા મુજબ ભારતીય રાજકારણે જે વિશેષતાઓ દાખવી છે, તેને કારણે **આશા** બંધાય છે. છતાં, ઉપરના કારણે આજે તો ભાવિ ધૂંધળું છે.

## નવી સમસ્યા: નવી શક્યતા

આપણી આવી વિશિષ્ટ પરિસ્થિતિમાં કોઈ પણ એક પક્ષ પોતાની સરમુખત્યારીદ્વારા ભારતીય સમાજવાદ સ્થાપવા પ્રયાસ કરે તો તે અસ્થાને અને બેહુદો પ્રયાસ ગણાશે. કદાચ, સ્વરાજ પ્રાપ્ત કરવાની બાબતમાં બન્યું તેમ, આ દિશામાંય ભારત નવો અખતરો—કોઈ પણ એક પક્ષની ઈજારદારી નેતાગીરી વિનાનો—કરવામાં સફળ થાય એ શક્ય છે. પરિસ્થિતિ અને જાગ્રતિ બંને આવું જ કંઈક સૂચન કરી રહેલ છે.*

* તો વળી, જુદી જ રીતે વિચાર કરનારા શ્રી વિનોબાને હસ્તક ભારતીય સમાજવાદનો એક અપૂર્વ ખમતીધર પ્રયાસ (આજે તો માત્ર પ્રયાસ) થઈ રહ્યો છે; એની **શક્તિ અને કમજોરી** સમજી લઈ એ દિશામાં વિચાર કરવો તો જરૂરી છે. આ બાબતમાં આશ્વાસન એ છે કે ભારતના તમામ મુખ્ય પક્ષોએ—કોંગ્રેસ અને સોશિયાલિસ્ટ પક્ષોએ આરંભથી અને કમ્યુનિસ્ટ પક્ષે હમણાં હમણાં આ દિશામાં લક્ષ આપવા માંડ્યું છે. અને કેટલાક કમ્યુનિસ્ટોએ 'સર્વોદય'ને 'ભારતીય સામ્યવાદ' તરીકે રજૂ કરવા માંડ્યો છે. (ન્યુએજ માસિક ૧૯૫૭ના ઓક્ટોબરથી શરૂ થયેલ ચર્ચા લેખો) અને કેરાલાના કમ્યુનિસ્ટ વડાપ્રધાન શ્રી. નંબુદ્રિપાદેય સ્વીકાર્યું છે (કેરલા સર્વોદય સંમેલન સમક્ષ તા. ૧૫ ફેબ્રુઆરી) કે—

"સોવિયેત યુનિયનમાં અને ચીનમાં જમીનસંબંધી **પ્રથમ** કાયદા દ્વારા લાદવામાં (enforced) આવ્યા હતા; **બાદ** તેમણે સામુહિક અને સહકારી ખેતી દાખલ કરી હતી; ત્યારે સર્વોદય આંદોલન આ બંને સુધારા એક સાથે દાખલ (introduce) કરવા માગે છે. રશિયા અને ચીનમાં એ પ્રમાણે બન્યું હતું માટે એ જ રસ્તે થઈ પસાર થવું રહ્યું, એમ કહેવું નિરર્થક છે. આપણે અહીં બેઉ સુધારા એકસાથે પ્રાપ્ત કરી શકીએ કે ન પણ કરી શકીએ. **પરંતુ આ નવા પ્રયોગના સફળતા માટે શક્યતાઓ તો છે જ.** (ન્યુ કેરલા: ૨૩-૨-૫૮)

# થોડાંક ચૂંટેલાં સસ્તાં અંગ્રેજી પુસ્તકો

ચેતન પ્રકાશન ગૃહ લિ. રામજીમંદિર પોળ-વડોદરા

## SERIOUS

| | |
|---|---|
| The story of Philosophy | 3-00 |
| The ancient civilization of Peru | 4-80 |
| Iran | 4-00 |
| The age of Enlightenment | 3-00 |
| " " " Adventure | 3-00 |
| The Age of Reason | 2-00 |
| The Age of Analysis | 2-00 |
| The Age of Ideology | 2-00 |
| The Age of Belief | 2-00 |
| The national culture of India | 2-00 |
| Greek civilization and character | 2-00 |
| The ten commandments | 2-00 |
| Patterns of Culture | 2-00 |
| Man and spirit (The speculative philosopher) | 3-00 |
| Man and man (The social philosopher) | 3-00 |
| Man and the state: (The political philosopher) | 3-00 |
| The Public Philosophy (Lippman) | 2-00 |
| Reconstruction in philosophy (Dewey) | 2-00 |
| Mohammedenism - an historical Survey | 2-00 |
| Ethics | 2-80 |
| Dialogues of plato | 2-00 |
| The problem of knowledge | 2-00 |
| The golden ass of Apuleus (Graves) | 2-00 |
| The imitation of Christ (Kempis) | 2-00 |
| The way of life: Lao Tzu (Tao Ti Ching) | 2-00 |
| The sayings of Confucius | 2-00 |
| The wisdom of China (Lin Yutang) | 3-75 |
| " " " India " " | 3-75 |
| How to be happy though human | 3-20 |
| Nineteenth Century opinion | 2-00 |
| Memory facts and fallacies | 2-80 |
| Cultural pattern and technical change (Margaret) | 3-00 |
| American heritage Reader | 3-00 |
| The wonderful world of books | 3-00 |
| Education and liberty (Bryant) | 0-50 |
| Democracy in world politics (Parson) | 0-50 |
| American Capitalism | 0-50 |
| The big change | 0-50 |
| A short history of the world (Wells) | 2-00 |
| What happened in history (G. Childe) | 2-80 |
| The history of the world | 2-00 |

## SCIENCE

| | |
|---|---|
| Introduction to Economic Science | 2-00 |
| Science in our lives | 2-00 |
| Science and moral life | 3-00 |
| Evolution in action (Huxley) | 3-00 |
| The meaning of evolution | 2-00 |
| Human Destiny | 3-00 |
| One two three...infinity (Gamow) | 3-00 |
| The story of Chemistry | 2-00 |
| Greatest science fiction and fantasy | 2-00 |
| First on mars (Rex Gordon) | 2-00 |
| The complete book of first aid | 3-00 |
| The book of health | 2-00 |
| A baby's first year | 3-00 |
| Life on other worlds | 3-00 |
| Earth satellites | 2-00 |
| Our friend the atom | 2-00 |
| Great essays in science | 2-00 |
| The science book of wonder drugs | 2-00 |
| Understanding Surgery | 3-00 |
| Biography of the earth (Gamow) | 3-00 |
| Without glasses | 2-00 |
| Child behaviour | 2-00 |
| New worlds of modern science | 2-00 |
| The intelligent parents' manual | 2-80 |
| Prelude to mathematics | 2-80 |
| Science news No. 45 | 2-00 |
| You are younger than you think | 2-00 |

# થોડાંક ચૂંટેલાં સસ્તાં અંગ્રેજી પુસ્તકો

ચેતન પ્રકાશન ગૃહ લિ. રામજીમંદિર પોળ-વડોદરા

## SERIOUS

| | |
|---|---|
| The story of Philosophy | 3-00 |
| The ancient civilization of Peru | 4-80 |
| Iran | 4-00 |
| The age of Enlightenment | 3-00 |
| „ „ „ Adventure | 3-00 |
| The Age of Reason | 2-00 |
| The Age of Analysis | 2-00 |
| The Age of Ideology | 2-00 |
| The Age of Belief | 2-00 |
| The national culture of India | 2-00 |
| Greek civilization and character | 2-00 |
| The ten commandments | 2-00 |
| Patterns of Culture | 2-00 |
| Man and spirit (The speculative philosopher) | 3-00 |
| Man and man (The social philosopher) | 3-00 |
| Man and the state: (The political philosopher) | 3-00 |
| The Public Philosophy (Lippman) | 2-00 |
| Reconstruction in philosophy (Dewey) | 2-00 |
| Mohammedenism-an historical Survey | 2-00 |
| Ethics | 2-80 |
| Dialogues of plato | 2-00 |
| The problem of knowledge | 2-00 |
| The golden ass of Apuleus (Graves) | 2-00 |
| The imitation of Christ (Kempis) | 2-00 |
| The way of life: Lao Tzu (Tao Ti Ching) | 2-00 |
| The sayings of Confucius | 2-00 |
| The wisdom of China (Lin Yutang) | 3-75 |
| „ „ „ India „ „ | 3-75 |
| How to be happy though human | 3-20 |
| Nineteenth Century opinion | 2-00 |
| Memory facts and fallacies | 2-80 |
| Cultural pattern and technical change (Margaret) | 3-00 |
| American heritage Reader | 3-00 |
| The wonderful world of books | 3-00 |
| Education and liberty (Bryant) | 0-50 |
| Democracy in world politics (Parson) | 0-50 |
| American Capitalism | 0-50 |
| The big change | 0-50 |
| A short history of the world (Wells) | 2-00 |
| What happened in history (G. Childe) | 2-80 |
| The history of the world | 2-00 |

## SCIENCE

| | |
|---|---|
| Introduction to Economic Science | 2-00 |
| Science in our lives | 2-00 |
| Science and moral life | 3-00 |
| Evolution in action (Huxley) | 3-00 |
| The meaning of evolution | 2-00 |
| Human Destiny | 3-00 |
| One two three...infinity (Gamow) | 3-00 |
| The story of Chemistry | 2-00 |
| Greatest science fiction and fantasy | 2-00 |
| First on mars (Rex Gordon) | 2-00 |
| The complete book of first aid | 3-00 |
| The book of health | 2-00 |
| A baby's first year | 3-00 |
| Life on other worlds | 3-00 |
| Earth satellites | 2-00 |
| Our friend the atom | 2-00 |
| Great essays in science | 2-00 |
| The science book of wonder-drugs | 2-00 |
| Understanding Surgery | 3-00 |
| Biography of the earth (Gamow) | 3-00 |
| Without glasses | 2-00 |
| Child behaviour | 2-00 |
| New worlds of modern science | 2-00 |
| The intelligent parents' manual | 2-80 |
| Prelude to mathematics | 2-80 |
| Science news No. 45 | 2-00 |
| You are younger than you think | 2-00 |

## LITERATURE

| | |
|---|---|
| Language : A modern synthesis | 2-00 |
| Highlights of modern Literature | 2-00 |
| New campus writing No. 2 | 3-00 |
| ,, world ,, No. 10 | 3-00 |
| ,, ,, ,, No 11 | 3-00 |
| Discovery No. 2 | 2-00 |
| ,, No. 3 | 2-00 |
| ,, No. 4 | 2-00 |
| ,, No. 5 | 2-00 |
| Abinger harvest ( E. M. Forster ) | 6-25 |

## POETRY

| | |
|---|---|
| The metaphysical poets | 4-00 |
| Robert Graves | 2-80 |
| One hundred modern poems | 3-00 |
| Six century of great poetry ( from Chaucer to Yeats ) | 3-00 |
| Leaves of grass ( Walt Whitman ) | 3-00 |
| The Whitman reader | 3-00 |
| The new American verse | 3-00 |

## DRAMA

| | |
|---|---|
| Four tragedies ( Shakespeare ) | 2-00 |
| ,, comedies ( ,, ) | 2-00 |
| Eight great tragedies | 3-00 |
| Three plays ( O'casey ) | 2-50 |
| Two satyr plays ( E. V. Reue ) | 2-00 |
| The Iiad ( Homer ) | 3-60 |
| The inferno ( Dante ) | 3-00 |
| The divine comedy I-Hell ( Dante ) | 2-00 |
| The divine comedy II-Purgatory ,, | 2-80 |
| Four plays ( Shaw ) | 3-00 |
| Major Barbara ,, | 2-00 |
| Pygmallion ,, | 2-00 |
| Plays unpleasent ,, | 4-40 |
| Androcles the lion ,, | 2-00 |
| Six great modern plays — | 3-00 |

## GENERAL

| | |
|---|---|
| A dictionary of biology | 2-00 |
| ,, ,, ,, Politics | 3-20 |
| ,, ,, ,, Geography | 2-00 |
| ,, ,, ,, Ballet | 4-00 |
| Stories of famous operas | 3-00 |
| Little known facts about well known people ( Carnegie ) | 1-50 |
| Bartlett's familiar quotations | 3-00 |
| Sex and marriage ( Havelock Ellis ) | 2-00 |
| A popular history of music | 3-00 |
| The pattern of English | 2-80 |
| Good speaking | 2-00 |
| On the art of writing ( Quiller Couch ) | 1-60 |
| How we speak | 1-50 |
| The complete letter writer | 2-00 |
| On the art of reading ( Quiller Couch ) | 1-60 |
| First step in Reading English | 2-00 |
| Better English | 2-00 |
| Good English - how to write it | 2-00 |
| The Penguin Knitting Book | 4-00 |
| Physical cultures for Beginners | 2-40 |
| The meaning of the dead sea scrolls | 2-00 |
| Ten years under the earth | 2-00 |

## BIOGRAPHY

| | |
|---|---|
| My several worlds ( Pearl Buck ) | 3-00 |
| As I stand ( Martin Luther ) | 3-00 |
| Byron in Italy ( Peter ) | 2-00 |
| Voltaire ( Andre Maurois ) | 2-00 |
| Emerson | 0-50 |
| Benjamin Franklin | 0-75 |
| Henry D. Thoreau | 0-50 |
| Thomas Jefferson | 0-75 |
| Thomas Paine | 0-75 |
| The life and time of Rembrandt ( Van Loon ) | 3-00 |
| The great Charlie | 2-00 |
| A King's story ( Duke Windsor ) | 2-50 |
| Christopher Columbus | 2-00 |
| Ancient Voyages in the Pacific | 2-80 |
| Seven years in Tibet | 2-50 |
| The Ascent of Nandadevi | 1-60 |
| Around the world in 80 days ( Jules Verne ) | 2-00 |
| Omar Khayyam | 1-50 |
| Man against nature | 2-00 |
| Profile in Courage | 2-00 |




## લવાજમ ભરવાનાં સ્થળ

આર. આર. શેઠની કું. ( બુકસેલર )
પ્રિન્સેસ સ્ટ્રીટ : મુંબઈ–૨
રૂપમ પ્રકાશન મંદિર ( બુકસેલર )
૬૯/૮૭ કેથેડ્રલ સ્ટ્રીટ, ભૂલેશ્વર : મુંબઈ–૨
એ. આર. શેઠની કું. ( બુકસેલર )
પ્રિન્સેસ સ્ટ્રીટ : મુંબઈ–૨
એન. એમ. ત્રિપાઠી એન્ડ કું. ( બુકસેલર )
પ્રિન્સેસ સ્ટ્રીટ : મુંબઈ–૨
એન. એમ. ઠક્કરની કું. ( બુકસેલર )
પ્રિન્સેસ સ્ટ્રીટ : મુંબઈ–૨
ગાંડીવ સાહિત્ય મંદિર ( બુકસેલર )
હવાડિયા ચકલો : સુરત ( શાખા–ચૌટાપુલ : સુરત )
નટુ શાહ, ગોલવાડ : નવસારી
પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિ.
ટાવર રોડ : વડોદરા
ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય ( બુકસેલર )
ગાંધી રસ્તો : અમદાવાદ
ભારતી સાહિત્ય સંઘ લિ. ,,
ગાંધી રસ્તો : અમદાવાદ
રવાણી પ્રકાશન ગૃહ ,,
રિલીફ રોડ : અમદાવાદ
વલ્લભવિદ્યાનગર કન્ઝ્યુમર્સ કો-ઓપ. સ્ટોર્સ
વલ્લભવિદ્યાનગર : આણંદ
સસ્તું કિતાબઘર
રીલીફ રોડ : અમદાવાદ
રમણિક મેઘાણી
૧૪, અમરતલા સ્ટ્રીટ : કલકત્તા

*

પ્રાણ ફોટોગ્રાફર, પો. બો. ૨૬૬૯, નાઈરોબી ( ઈ. આફ્રિકા )

૧૯૫૮ : મે

### લવાજમના દર

વાર્ષિક રૂ. ૭–૦૦
[ પરદેશ ૧૫ શિ. ]
છૂટક નકલ ૬૨ પૈસા

●

## માનવ
[ માસિક ]

### જાહેરખબરના દર

પૂ. ઠું રજું રૂ. ૮૦
પૂ. ઠું ૩જું રૂ. ૮૦
પૂ. ઠું ૪થું (બે રંગમાં) રૂ. ૧૨૫
સાદું આખું પાનું રૂ. ૬૦
સાદું અડધું પાનું રૂ. ૩૫

●

### છૂટક મળવાનાં સ્થળ

ગાંધી ન્યુઝપેપર સરવીસ
ટીનવાલા બિલ્ડિંગ, ત્રિભુવન રોડ : મુંબઈ
સુરત બુક સ્ટોલ
બુરહાનપુરી ભાગોળ : સુરત
વિજય સ્ટોર્સ
સ્ટેશન રોડ : આણંદ
સી. સી. પટેલ
સ્ટેશન રોડ : નડિયાદ
કાંતિલાલ સોમાલાલ ખત્રી
રતનપોળ નાકા : અમદાવાદ
વડોદરા
એ. જી. વોરા એન્ડ કું.
ટાવર પાસે : વડોદરા

# કેરલા : એક વર્ષની કારકિર્દી




* ભારતના પ્રજાસત્તાકમાં કેરલા છેક નીચે દક્ષિણનું સાથી નાનું રાજ્યઘટક છે.
* ક્ષેત્રફળ : ૧૫૦૦૦ ચો. માઈલ: ( કચ્છથીય નાનો પ્રદેશ. )
* વસ્તી : ૧।। કરોડ ( ગુજરાત–સૌરાષ્ટ્ર–કચ્છ જેટલી એટલે કે ગીચ વસ્તી )
* શિક્ષણ : ૭૫ ટકા પુરષો અને ૫૦ ટકા સ્ત્રીઓ શિક્ષિત છે. પાંચ વર્ષથી વધુ ઉંમરનાં ૯૦ ટકા બાળકો ભણે છે.
* ઉદ્યોગો : અવિકસિત અને નાના.
* કાચો માલ : ભારતના રબર ઉત્પાદનના ૯૩ %; વાંસ, લાકડું, હાર્ડવુડ, રેતી, ચાઈનાકલે, ટેપિઓકા ભાત, કાથી વગેરે.
* બેકારી : બેશુમાર—૧૪ લાખ ૨૦ હજાર શિક્ષિત બેકારો ગણાય છે.

*

**કમ્યુનિસ્ટ પ્રધાનમંડળ સત્તામાં : ૧૯૫૭ના એપ્રિલમા**

**વડાપ્રધાન : શ્રી ઈ. એમ. શંકરન નંબુદ્રીપાદ :** વય ૪૮ : ( નંબુદ્રી બ્રાહ્મણ : જમીનદારી કુટુંબ )

* ૧૯૩૯માં કમ્યુનિસ્ટ થવા પૂર્વે સમાજવાદી પક્ષના અગ્રણી નેતા; તે પૂર્વે કોંગ્રેસ–કાર્યકર.

કમ્યુનિસ્ટ પક્ષના એક ઉત્તમ નેતા : અભ્યાસી અને ચિંતનશીલ; વ્યવહારુ દષ્ટિ; રાષ્ટ્રીય વારસો; ઉન્નત ત્યાગની ભાવના ( બે લાખ રૂપિયાની લગભગ બધી મિલકત પાર્ટી ફંડમાં ૧૯૪૨–૪૬ દરમ્યાન આપી દીધેલી; વર્ષો લગી ' અંડર–ગ્રાઉન્ડ ' જીવન ); આદરણીય નમ્રતા .

* અંગ્રેજી તથા મલયાલમ્ ભાષાના લેખક અને પત્રકાર.

*

* સત્તામાં આવતાંવેંત, જમીન ઉપરથી થતી ખેડૂતોની હકાલપટ્ટી સામે મનાઈ હુકમો.

* ઋણરાહત બિલ :

* ' જન્મીકરમ્ ' બિલદ્વારા અમુક પ્રકારની સામંતી જમીનદારીની નાબૂદી.

* ખેતીવિષયક સુધારણા બિલ : કોંગ્રેસે ૧૦ વર્ષ પૂર્વે ખેતીસુધારા સમિતિના હેવાલ દ્વારા કરેલાં સૂચનો, તથા ૩ વર્ષ પૂર્વે આયોજન કમિશનના ખેતીસુધારા પેનલે કરેલાં સૂચનોના આધાર પર.

* શિક્ષણ બિલ : શિક્ષણક્ષેત્રે એક હથ્થુ અંધેર સામે નિયંત્રણ

* અગાઉ કરતાં સહેજ કંઈક અંશે ઓછો; બીજી બાબતોમાંય અગાઉ કરતાં ખરાબ સ્થિતિ નહિ.

* પ્રજા સાથેનો નીકટ-સંપર્ક ચાલુ

* લાઠીમાર અને પોલીસદમનના કિસ્સા અગાઉ કરતાં ઓછા.

## પાર્લામેન્ટરી લોકશાહીના માર્ગે જગતભરનો પ્રથમ કમ્યુનિસ્ટ પ્રયોગ

# કેરલા.........

૧

**કેરલાના** કમ્યુનિસ્ટ પ્રધાનમંડળની કારકિર્દીને એક વર્ષ પૂરું થયું છે. અમે આ પ્રસંગને આવકારીએ છીએ.

ગયા અંકે "સ્વાધીન ભારતની સમસ્યા"ના મુખ્ય લેખમાં, સમાજવાદની પ્રાપ્તિનો ભારતીય રાહ કેટલો મુશ્કેલ છે, કેટલો દુઃસાધ્ય છે એનું બયાન રજૂ કરી અમે એની કેટલીક વિશેષતાઓ પ્રત્યેય લક્ષ ખેંચ્યું હતું અને **અંતે** એવું વિધાન તારવ્યુ હતું કે—

> "આપણી વિશિષ્ટ પરિસ્થિતિમાં **કોઈ પણ એક પક્ષ** પોતાની સરમુખત્યારી દ્વારા ભારતીય સમાજવાદ સ્થાપવા પ્રયાસ કરે તો તે અસ્થાને અને બેહૂદો પ્રયાસ ગણાશે. **કદાચ,** સ્વરાજ પ્રાપ્ત કરવાની બાબતમાં બન્યું તેમ, આ દિશામાંય, ભારત **નવો અખતરો**—કોઈ પણ એક પક્ષની ઇજારદારી નેતાગીરી વિનાનો—કરવામાં સફળ થાય એ **શકય** છે. પરિસ્થિતિ અને જાગ્રતિ બંને આવું જ કંઈક સૂચન કરી રહેલ છે." (પૃ. ૨૪૫)

ભારતીય લોકશાહીના વિકાસની દૃષ્ટિએ અને ભારતીય સમાજવાદની સિદ્ધિના સફળ રાહની દૃષ્ટિએ 'કેરલાના પ્રયોગ'ને એક નવા આવકારદાયી અખતરા તરીકે સમજવો જરૂરી છે.

* કેન્દ્ર સરકારમાં કોંગ્રેસની સત્તા હોય, ભારતની અન્ય રાજ્ય સરકારોમાંય કોંગ્રેસનું પ્રભુત્વ હોય, તેવી સ્થિતિમાં, ભારતના હયાત બંધારણની મર્યાદામાં, બિલકુલ લોકશાહી બંધારણી માર્ગે કેરલામાં કમ્યુનિસ્ટ રાજ્યની સ્થાપના થઈ શકી છે, એ પરિસ્થિતિનું હાર્દ છે.

આ હકીકતનું રહસ્ય એ છે કે—

૧. બીજા વિશ્વયુદ્ધ બાદ, જગતની પરિસ્થિતિ એટલી બધી પલટાઈ છે કે, હિંસક બળો કરતાં શાંતિનાં બળોનું પલ્લું ઘણું જ નિર્ણાયક રીતે વજનદાર બન્યું છે: પંચશીલ અને સહઅસ્તિત્વની શક્તિ, લોકશાહી પ્રણાલીની શક્તિ, બલ્કે જાગ્રત ચિંતન અને ચેતનાની શક્તિ આગળના કોઈ પણ જમાના કરતાં અનેક ગણી વધુ પરિણામદાયી બની રહી છે. પરિણામે સંઘર્ષો—રાષ્ટ્ર અને વર્ગસંઘર્ષો—વિચાર-સંઘર્ષો દ્વારા વધુ ને વધુ ઉકેલવાની શકયતા વિકસી રહી છે.

જગત આખા માટે આ પરિસ્થિતિ જાગી છે અને સારા પ્રમાણમાં સ્વીકારાઈ રહી છે:

'સત્તારૂઢ હોય તેવો કોઈ પણ પક્ષ બીજા પક્ષને લોકશાહી રીતે કદી સત્તામાં આવવા દે જ નહિ; માટે સત્તા લેવા ઇચ્છનાર પક્ષે સત્તારૂઢ પક્ષને બળજબરીથી ઉથલાવી પાડીને જ કામયાબ થવું રહ્યું'–ઇતિહાસનું આ ક્રાંતિકારી સૂત્ર આજે વાસી બની રહ્યું છે. જગતભરના કમ્યુનિસ્ટપક્ષોએ સુદ્ધાં એટલી હદે સ્વીકાર કર્યો છે કે સમાજવાદની પ્રાપ્તિ સુદ્ધાં શાંત, પાર્લામેન્ટરી-લોકશાહી પદ્ધતિએ મોટા ભાગના દેશોમાં શકય છે (૧૯૫૬ના ફેબ્રુઆરીમાં સોવિયેત સંઘની ૨૦મી કોંગ્રેસનો એકરાર.)

૨. ભારતમાં આ વિકાસ સવિશેષ રીતે નક્કરરૂપ લઈ રહ્યો છે.

આજપૂર્વેની રાષ્ટ્રીય લડત દરમ્યાન અને બાદ, ભારતની લોકશાહીનો જે રીતે વિકાસ થયો છે એ એટલો **સ્વસ્થ** છે કે, સત્તામાં એક પક્ષ હોવા છતાં, બીજો પક્ષ કેવળ લોકશાહી માર્ગે પ્રજાનો વિશ્વાસ જીતી લઈ રાજ્યસત્તામાં આવી શકે એ શકયતાની જ વાત રહી નથી, નક્કર હકીકત બની ચૂકી છે.

૩. ભારતે 'સહઅસ્તિત્વ'નો જે સિદ્ધાન્ત આન્તર-રાષ્ટ્રીય ક્ષેત્રે અપનાવ્યો છે ને પોષ્યો છે તેનો પ્રયોગ પોતાના આંતરિક વ્યવહારમાં સુદ્ધાં, તે નિર્ભયપણે અને અપૂર્વ રીતે કરી રહેલ છે.

૪. ભારતની કમ્યુનિસ્ટપાર્ટીએ આ વાતનો સ્વીકાર કર્યો છે, ને આ દિશામાં પ્રયાણ આદર્યું છે, એ ભારતના લોકશાહી વિકાસની દિશામાં એક મહત્ત્વનું ઐતિહાસિક પગલું છે.

## ક્રાંતિના ઐતિહાસિક રાહ

આ મુદ્દાઓ વધુ વિગતે અને તેના વિવિધ પાસામાં વિચારીએ.

આજ પૂર્વે કમ્યુનિસ્ટ રાજ્યસત્તાઓ વિશ્વના જે જે રાષ્ટ્રોમાં પ્રસ્થાપિત થઈ હતી, તેની ભૂમિકા જોઈએ.

* એક તો, **રશિયન રાહ**: હયાત રાજ્યસત્તાને સશસ્ત્ર ગુપ્ત ક્રાંતિ દ્વારા ઉથલાવી પાડી, કેન્દ્રતંત્રનો કબજો હાથ કરવો.

* બીજો, **ચીની રાહ**: પ્રલંબ સશસ્ત્ર ક્રાંતિકારી સંઘર્ષ દ્વારા નાનાં નાનાં 'પૉકેટ્સ' (મથકો) ઉપર પોતાનું વર્ચસ્વ જમાવતાં જમાવતાં, કેન્દ્ર સરકારના સાંધા ઢીલા પાડતાં જતાં, પરિસ્થિતિ સંપૂર્ણ અનુકૂળ થયેથી કેન્દ્ર ઉપર કબજો મેળવવો.

* ત્રીજો **પૂર્વયુરોપીય રાહ**: તેનું મુખ્ય સ્વરૂપ: હિટલરી આક્રમણ સામેના સહિયારા મુક્તિયુદ્ધમાં એકત્ર મોરચો રચી, હિટલરી સત્તાનો પરાજય થતાં રાજ્યસત્તા હસ્તગત કરવી. આમાં ત્રણ ઉપપ્રકારો: (૧) મુખ્યતઃ રાષ્ટ્રીય સંયુક્ત મોરચામાં કમ્યુનિસ્ટ પાર્ટીનું પોતાનું વર્ચસ્વ હોવાને કારણે, પરંતુ સોવિયેટ સંઘની લાલફોજની મદદથી: (યુગોસ્લાવિયા, પોલાંડ વગેરે), (૨) આંતરિક કમ્યુનિસ્ટ તાકાત કમજોર હોવા છતાં, મુખ્યતઃ સોવિયેટ રશિયાની ફોજની તાકાતને કારણે (હંગેરી), (૩) હિટલરની તળ-ભૂમિ ઉપર પહોંચી જઈને લાલફોજે સ્થાપેલી રાજ્યસત્તા (પૂર્વ જર્મની).

આ ઉપરાંત, મોંગોલિયામાં બન્યું તેવો વિશિષ્ટ પ્રયોગ પણ ગણાવી શકાય:– યુદ્ધને અંતે સોવિયેટ રશિયા તથા ચીનની મદદથી, નાનકડા પછાત દેશે, મૂડીવાદી વિકાસની વર્તનાના માર્ગે ગયા વગર જ, સીધા સમાજવાદી રાહે ચઢી જવાનો વિશિષ્ટ પ્રયોગ.

## ભારતીય કમ્યુનિસ્ટ રાહ

આ પાર્શ્વભૂમિમાં આજસુધીના ભારતીય કમ્યુનિસ્ટ રાહનું અવલોકન કરીએ.

૧. પાર્ટીના જન્મથી માંડી ૧૯૫૧ સુધી ભારતીય કમ્યુનિસ્ટ પક્ષ સોવિયેટ રશિયાના ઐતિહાસિક રાહને લક્ષ્ય બનાવી પોતાના તમામ વ્યૂહની રચના કરતો રહ્યો હતો. ૧૯૪૮થી ૫૧નાં વર્ષો દરમ્યાન, શ્રી રણદીવેની નેતાગીરીના સમયમાં, 'પરિસ્થિતિ પાકી ગયેલી' જણાતાં સત્તા કબજે કરવાના ઉગ્ર પગલાં યોજાયાં પણ હતાં.

૨. ઉપરના રાહને નિષ્ફળતા મળતાં, ૧૯૫૧–૫૨ દરમ્યાન 'ચીની રાહ'નું સૂત્ર અપનાવાયું હતું. સને ૧૯૪૮–૫૧ના તબક્કા દરમ્યાન સિદ્ધ થયેલ તેલંગણા (આંધ્રનાં આશરે ૨૦૦૦ ગામડાં ઉપર કમ્યુનિસ્ટ વર્ચસ્વ)ના દૃષ્ટાંતને આગળ ધરી, એક પછી એક 'પૉકેટ' હસ્તગત કરવાના 'ચીની રાહ'ને 'તેલંગણા રાહ' ને નામે બુલંદ કરવામાં આવ્યો હતો.

૩. બીજા વિશ્વયુદ્ધ દરમ્યાન, ફાસીવાદ સામેના સંયુક્ત મોરચાનો રાહ ઊઘડી રહ્યો હતો; પરંતુ પરિસ્થિતિ એ રીતે વળાંક ન લેતાં, યુરોપી રાષ્ટ્રોના જેવી સ્થિતિ જ અહીં પાકી ન હતી.

૪. ઉપરની રીતે પ્રયોગો કર્યા બાદ, આજે પલટાયેલી વિશ્વપરિસ્થિતિમાં, ભારતીય કમ્યુનિસ્ટોએ પાર્લમેન્ટરી લોકશાહીનો રાહ અપનાવી ૧૯૫૭માં કેરલામાં કમ્યુનિસ્ટ પ્રધાનમંડળ સ્થાપવામાં સફળતા પ્રાપ્ત કરી (કેવળ બે મત જેટલી વધુમતીએ).

તેમની આ સફળતાની પાછળ, અગાઉ આપણે જોઈ ગયા તેમ, ભારતની રાષ્ટ્રીય લડતની બલિષ્ટ લોકશાહી-પ્રણાલી રહેલી છે, એ જેમ ન વિસરવા જેવી હકીકત છે તેમ બીજી બાજુએ—કોંગ્રેસનો આંતરિક સડો જવાબદાર છેઃ ખાસ તો—સ્વરાજ્યપ્રાપ્તિ બાદ સંકુચિત સ્વાર્થ, વગવસીલાનું જોર, અંદર અંદર સત્તા માટેનાં ઘર્ષણો, —જેમના ખભે ચઢી આગળ વધ્યા તે પ્રજા જ વિસરાઈ રહી છે. પ્રજામાં ઓતપ્રોત બની, એમનાં સુખદુઃખોમાં

ભાગીદાર બની, એમના રોજિંદા સંઘર્ષોમાં આગળ રહી, જરૂર પડે તો પોતાનાં જ પ્રધાનમંડળો સામે માથું ઉંચકવાની તૈયારી રાખી, પ્રજાની નાનીમોટી હાલાકીઓમાં રસ્તો બતાવનાર નિઃસ્વાર્થ અને નિર્ભય, ધ્યેયનિષ્ઠ અને લોકનિષ્ઠ નેતાગીરીનો અભાવ અને પ્રજા પ્રત્યેની ઘમંડી તોછડાઈનો અતિરેક કોંગ્રેસપક્ષે વરતાઈ રહ્યો છે.

તો સામી બાજુએ, કમ્યુનિસ્ટ પક્ષે—

* એક વાત નિશ્ચિત છે કે, સર્વસાધારણ રીતે, વરસો થયાં લગભગ એકધારી રીતે, હજારો કમ્યુનિસ્ટો આમ-પ્રજાના જીવન સાથે વણાઈ ગયેલા રહ્યા છે; જોખમ દેખી નાઠા નથી; ગમે તેવી પરિસ્થિતિમાં ગભરાયા નથી; અને જ્યારે જે કોઈ સિદ્ધાન્ત-સૂત્ર અને કાર્યનીતિ પાર્ટીમાં નક્કી થાય ત્યારે ત્યારે, તેની આંધળી નિષ્ઠાથીય, તેની પૂંઠે મરી ફિટવાની તમન્ના હજી ગુમાવી બેઠા નથી; રાજનીતિ અંગેની ભયંકર પ્રકારની ભૂલો અને મૂર્ખામીઓ, અંદર અંદરની રમતો અને બીજા પક્ષોને મહાત કરવાની કૂટનીતિઓ — આ બધુ છતાં, વિશેષતઃ કેરલા, આંધ્ર જેવા પ્રદેશોમા, એકધારી એકનિષ્ઠ સ્થાનિક નેતાગીરીએ પ્રજાના જીવન સાથે વણાઈ જઈ વરસો થયાં પોતાનું સ્થાન પ્રાપ્ત કરી લીધું હતું.

અલબત્ત, વરસો સુધી એવુંય બનતું રહ્યું હતું કે, આર્થિક અને રોજબરોજના સંઘર્ષોને સમયે 'લાલવાવટા'ની ઓથ લેનાર પ્રજાજનો જ, રાજ્યસત્તા માટેની ચૂંટણીમાં 'વોટ' આપવાની વખતે કોંગ્રેસને જીતાડી આવતા હતા! અને ત્યારે (રાજ્યસત્તા માટે લાયક અને પક્વ કયો પક્ષ છે એ સમજવાની) પ્રજાની 'વ્યવહારુસમજ'ની આ ચાવી ગણાતી હતી.

તો પછી, આજે, આટલે વરસે, એ જ પ્રજા, વર્ષોલગી રોજબરોજના આર્થિક સંઘર્ષમાં પોતાની વહારે રહેનારાને, છેવટે એમણે લોકશાહીનો માર્ગ સ્વીકાર્યો છે ત્યારે, રાજ્યસિંહાસને બેસાડવાનો એક **નવો અખતરો*** કરી જુવે તો તેમાં તટસ્થ વિચારકે પ્રજાની 'રાજકીય સમજ'-નું જ પ્રતિબિંબ જોવું રહ્યું.

*અખતરો એટલા માટે કે એક વાર સત્તામાં આવ્યા પછી રોજી-રોટી અને રહેઠાણ આપનારા 'પરોપકારી' હાથોએ જ 'આઝાદી' અને 'ઉન્નત માનવીય વિકાસની તકો' છીનવી લીધાનાં દષ્ટાંતો જગતના ઇતર દેશોમાં બની ચૂક્યા છે.

: ૨ :

કેરલાનું કમ્યુનિસ્ટ પ્રધાનમંડળ ભારતીય લોકશાહીનો એક **સમયસરનો આવકારદાયી અખતરો** છે.

કમ્યુનિસ્ટ-પૂર્વગ્રહ યા વિદ્વેષના ઝનૂનમાં કેરલના આ પ્રયોગને સમજવાનો જ ઇન્કાર કરવાથી, એને બદનામ કરવાના અને તોડી પાડવાના પ્રયાસો (કેરલાની કોંગ્રેસ અને સમાજવાદીઓ મુસ્લિમ લીગીઓ અને કેથોલિકો- જેવા, પ્રત્યાઘાતીઓને સાથે લઈ કમ્યુનિસ્ટ વિરોધી મોરચો સંજી રહ્યાના હેવાલો) ભારતની લોકશાહીના વિકાસને રૂંધનારા જ નહિ, એના મૂળમાં જ ઘા કરનારા બનશે, એ વાત સ્પષ્ટ રીતે સમજી લેવામાં ભારતનું હિત છે.

* એ સાચું છે કે, કમ્યુનિસ્ટોએ આજ સુધી 'પાર્લામેન્ટરી રાહ'ને જે પ્રકારે જોયો-વર્ણવ્યો અને વ્યવહારમાં આણ્યો છે, એ પછી આજે જ્યારે તેઓ એને ઉમળકાભેર અપનાવી રહ્યાનું જાણવા મળે છે ત્યારે વાત વિચિત્ર લાગે, અને કોઈને ચિંતા ઉપજાવનારી જણાય પણ ખરી.

પરંતુ આ ચિંતા કેટલે અંશે કરવા જેવી છે, એનો તાગ લેવા માટે, કમ્યુનિસ્ટોની આજ પૂર્વેની અને હાલના તબક્કાની 'પાર્લામેન્ટરી પદ્ધતિ' અંગેની નીતિ-દૃષ્ટિ સમજવી જરૂરી છે.

○ આજ સુધીના ઇતિહાસમાં, માર્ક્સના જમાનાથી તે સ્તાલિન યુગ સુધીના કોઈ પણ દેશના કમ્યુનિસ્ટોએ કદી પાર્લામેન્ટનો ઉપયોગ જ ન કરવો એવી નીતિ અખત્યાર કરી ન હતી. બલ્કે, માર્ક્સના જમાનાથી પાર્લામેન્ટોમાં જવાની નીતિ વિચારાતી-અપનાવાતી રહી હતી. પરંતુ પાર્લામેન્ટ-પ્રવેશની આ નીતિનું રહસ્ય આવું હતું:

○ મૂડીવાદી લોકશાહી એ પોકળ લોકશાહી છે. મૂડીવાદી વર્ગના હાથમાં, અન્યવર્ગો ઉપરની શોષક-સત્તા ટકાવી રાખવાનું, એ કેવળ દમનશસ્ત્ર છે. આવી લોકશાહી પાર્લામેન્ટ-રૂપી બુરખો ધારણ કરી લોકશાહીને નામે પ્રજાને ભરમાવવાનું કાર્ય કરે છે. માટે આ બુરખો ચીરી નાખવા અને સત્તાધારી વર્ગને તેના નગ્ન સ્વરૂપે ખુલ્લો પાડવા (Expose) અને અંતે તેને તોડી પાડવા (Smash) માટે ક્રાંતિકારી પક્ષે પાર્લામેન્ટનો ઉપયોગ કરવો આવશ્યક છે.

આવી સમજને કારણે, દરેક દેશની કમ્યુનિસ્ટ પાર્ટી

ક્યારે પાર્લમિન્ટ-પ્રવેશ કરવો અનુકૂળ છે અને ક્યારે નથી, એનો નિર્ણય લેતી આવી હતી. પરંતુ આ ' સમયાનુસારી પાર્લમિન્ટ-પ્રવેશ 'ને કદી પણ સાચી પ્રજાકીય લોકશાહીનું યા તો સમાજવાદી સમાજરચનાનું સાધન માનવું એ તો ' સુધારવાદી ભ્રમ ' જ ગણાતો રહ્યો હતો.

## પાર્લમેન્ટ-પ્રવેશ : ગુણાત્મક પરિવર્તન

* પરંતુ બીજા વિશ્વયુદ્ધના અંત બાદ, દુનિયામાં અપૂર્વ નવી જાગ્રતિનું મોજું આવ્યું, અને મૂડીવાદી શાહીવાદી બળોની સામે પ્રગતિ અને સમાજવાદનાં બળોનું પલ્લું નમવા માંડયું ત્યારે સૌથી પ્રથમ બ્રિટનની કમ્યુનિસ્ટ પાર્ટીએ ૧૯૫૧માં પાર્લમિન્ટરી લોકશાહીના રાહે સમાજવાદની સિદ્ધિનો સિદ્ધાન્ત રજૂ કર્યો હતો:

> " બ્રિટિશ કમ્યુનિસ્ટો જાહેર કરે છે કે બ્રિટનની પ્રજા, લોકશાહી માટેની બ્રિટનની ઐતિહાસિક લડત-માંથી જન્મ પામેલ પાર્લમિન્ટને પ્રજાની વિશાળ બહુમતીની ઈચ્છાના લોકશાહી સાધન તરીકે પલટી નાખીને, મૂડીવાદી લોકશાહીનું સાચી પ્રજાકીય લોકશાહીમાં રૂપાંતરિત કરી શકશે. "

આજે હવે પરિસ્થિતિ ઘણા બધા દેશો માટે પલટાઈ છે. તેમાંય ભારત માટે તો સાચી લોકશાહી માટેનો વિકાસ વધુ અનુકૂળ છે.

પરિણામે—

> " પાર્લમિન્ટ એવા પ્રજામતનું સાધન બને છે કે જેના વડે આર્થિક, સામાજિક અને રાજ્યતંત્રની બાબતમાં મૂળભૂત પરિવર્તનો શકય બને. " ( નવા કમ્યુનિસ્ટ બંધારણના ' પુરોવચન 'માંથી )

આમ, ' પાર્લમિન્ટરી લોકશાહી ' ' સુધારવાદી ભ્રમ 'ને બદલે ' ક્રાંતિકારી સાધન ' બન્યું છે.

ટૂંકમાં, 'આભ-જમીનનો ફેર પડી ગયો છે, એ સ્પષ્ટ છે.

આમ છતાં, ' પાર્લમિન્ટ-પ્રવેશ પહેલાંય સ્વીકાર્ય હતો, અને આજેય છે—કશો જ ફેર પડયો નથી, ' એવી દલીલ કેટલીક વાર કમ્યુનિસ્ટો પોતે ' અમે કશું મૂળભૂત પરિવર્તન કર્યું નથી, અમે શુદ્ધ માર્કસવાદી જ છીએ—' એ બતાવવા સારુ, અને કેટલીક વાર કમ્યુનિસ્ટ વિરોધીઓ ' કમ્યુનિસ્ટોએ કશું મૂળભૂત પરિવર્તન કર્યું નથી, છેતરાશો નહિ ' એવી ચેતવણી આપવા કરતા જ હોય છે!

હકીકતે, પાર્લમિન્ટરી પદ્ધતિની સમજ અને ઉપયોગની બાબતમાં કમ્યુનિસ્ટોના વલણમાં ગુણાત્મક પરિવર્તન ( qualitative Change ) થયું છે.

આ પરિવર્તન ચિંતાનુ કારણ નથી, આવકારદાયી છે, કેમ કે તે લોકશાહીના વધુ વિકાસની દિશામાં છે.

અલબત્ત, કમ્યુનિસ્ટો આ નવી પરિસ્થિતિમાં પાર્લમિન્ટરી લોકશાહીના રાહે ઘણી બધી ભાવિ શકયતા જોઈ રહ્યા હોય તેમાં નવાઈ નથી :

* પ્રજા ખૂબ ઝડપથી કોંગ્રેસથી દૂર ધકેલાઈ રહી છે, કમ્યુનિસ્ટો આ અસંતોષનો લાભ લઈ શકે એમ છે.

* કેરલા પછી આંધ્ર અને બંગાળમાં કમ્યુનિસ્ટ પ્રધાન મંડળની શકયતા પાકી રહી છે.

આ પ્રદેશોમાં અને બીજે જ્યાં શકય હોય ત્યાં, કમ્યુનિસ્ટ પાર્ટી **પોતાની નેતાગીરી નીચે** ઇતર ઉદ્દામ પક્ષો અને જૂથો સાથે સંયુક્ત મોરચો રચી રાજ્યસત્તા માટે ખીકું ઝડપવા શક્તિમાન થશે.

* આ રીતે એક પછી એક પ્રદેશ-સત્તાઓ હાથમાં લેતાં લેતાં, કેન્દ્રનો કબજો લેવા સુધીની પરિસ્થિતિ જાગી ઊઠશે...

### ૩

અહીં જ તો, ભારતીય કમ્યુનિસ્ટોની કસોટી છે : ( અને એમાં જ તો સાચી લોકશાહીમાં માનનારાઓ માટે આશ્વાસન પણ છે ).

૧. તેઓ પાર્લમિન્ટરી રાજ્યસત્તાના અમલ દરમ્યાન સફળ થશે ? કોંગ્રેસ કરતાં વધુ હીર બતાવશે કે વધુ રેઢિયાળ નીવડશે ?

૨. પાર્લમિન્ટરી લોકશાહી માર્ગે કેન્દ્ર સરકાર સુધીની લાંબી મજલ કાપવા સુધીની તેમની ધીરજ રેહેશે ? કે ' ગાજરની પિપૂડી વાગી ત્યાં લગી ખરી, નહિ તો ખાઈ નાખી—' જેવો ખેલ કરશે ?

૩. તેઓ કેન્દ્રસત્તામાં પાર્લમિન્ટરી રાહે આવવા શક્તિમાન બને તો, **સંપૂર્ણ સત્તામાં આવ્યા બાદ**, આ દેશમાં લોકશાહી જેવુ કાંઈ રહેવા પામશે ? બીજા

પક્ષોની હયાતી શકય બનશે ? બીજા પક્ષો વળી પાછા પાર્લામેન્ટરી રાહે સત્તામાં આવવા નિર્બંધ કોશિશ કરી શકશે ? કે પોતાની સત્તા સ્થાપવા સુધી જ અને તેટલા પૂરતું જ લોકશાહી અને પાર્લામેન્ટનું મહત્ત્વ રહેશે ?

આ અને આવા અનેક સવાલો, ગમે તેટલા આકરા અને અવિશ્વાસ ભરેલા દેખાય તોય, સહજ છે અને આવશ્યક પણ છે.

**પ્રથમ સવાલનો** જવાબ—કેરલાની એક વર્ષની કારકિર્દીમાંથી જે મળે છે તે જ જો, ભવિષ્ય માટેય સાચો ઠરે તો, જરૂર એમ કહી શકાય કે, કોંગ્રેસે આજ પૂર્વે લીધેલા કેટલાક નિર્ણયોનો અમલ કરવામાં કમ્યુનિસ્ટ પ્રધાન-મંડળ વધુ આગળ છે તથા બહુ મોટી નવી સિદ્ધિઓ તેઓ ન ગણાવી શકે તોય, બીજાં પ્રધાનમંડળો કરતાં પ્રગતિની દિશામાં એકબે ડગલાં આગળ હશે, પાછળ તો નથી જ.

**બીજા સવાલનો** જવાબ તેઓ આપે છે કે—

"ભારતની કમ્યુનિસ્ટ પાર્ટી પૂર્ણ લોકશાહી અને સમાજવાદ શાંતિમય માર્ગે હાંસલ કરવા મથે છે. એ એવું માને છે કે પ્રબળ આમ-આંદોલન દ્વારા, પાર્લામેન્ટમાં બહુમતી મેળવીને, અને આમ પ્રજાના ટેકાને બળે તેને ટકાવીને, કામદારવર્ગ અને તેના સાથીઓ પ્રત્યાઘાતીઓના પ્રતિકાર ઉપર વિજય મેળવી શકશે, અને પાર્લામેન્ટ આર્થિક, સામાજિક અને રાજ્યતંત્રમાં મૂળભૂત પરિવર્તનો કરવા સારુ જનમતનું હથિયાર બની શકશે." (ક. પા.ના નવા બંધારણના 'પુરોવચન'માંથી)

પરંતુ આનું ભાષ્ય કરતાં મહામંત્રી શ્રી અજય ઘોષ ઉમેરે છે કે—

"...આજે એ શકય છે કે ભારતમાં આ આંદોલનોના ટેકા પર ઊભેલી પાર્લામેન્ટ દ્વારા સમાજવાદનો રાહ શાંતિમય બનવા પામે. પરંતુ આને કોઈ નિશ્ચિતતા (certainty) ગણી ન કાઢે, કેમ કે મૂડીવાદીવર્ગ પ્રજામતને ખાળવા માટે કદાચ પ્રતિકારનો આશરો લે તો ત્યારે હિંસાની જવાબદારી એમને શિર રહેશે." (અજય ઘોષ: ન્યુ એજ મંથલીઃ એપ્રિલ ૧૯૫૮)

તો **ત્રીજા સવાલના** જવાબમાં પાર્ટીનું નવું બંધારણ જણાવે છે કે—

"દેશમાં સમાજવાદ માટે કામ કરનારાં તમામ બળોના સહકારમાં કમ્યુનિસ્ટ પાર્ટી એવી સમાજવાદી સમાજરચના બાંધવા મથશે કે જેમાં તમામ ક્ષેત્રે ઝડપી પ્રગતિ સાધી શકાય, અને જેમાં વ્યક્તિગત સ્વાતંત્ર્ય, વાણીસ્વાતંત્ર્ય, છાપખાનાં અને રાજકીય સંગઠનોના અધિકાર સહિતનાં સંગઠનોનું સ્વાતંત્ર્ય સલામત રહે..."

## જૂના-નવા આંતરવિરોધો

અલબત્ત, આ પ્રકારની દલીલો યા ખુલાસાઓથી શંકાનું સમાધાન ન પણ થાય (એમાં વળી, શ્રી. અજય ઘોષના ઉપરના ભાષ્યથી કોઈ ભડકેય ખરું) અને ભારતીય કમ્યુનિસ્ટોએ 'આકરા અને અવિશ્વાસથી ભરેલા' દેખાતા છતાં સાચી સાવધાનીના સવાલોના જવાબો પોતાના ભાવિ વર્તન દ્વારા જ આપવા રહે છે. આને માટે એમણે વિચારથી માંડી વર્તનની તેમની પદ્ધતિઓમાં કાયાપલટ કરવી પડશે, એ નિઃશંક છે.

શું તેઓ પોતાની આવી કાયાપલટ કરી શકશે ? આનો જવાબ, આજની એમની દ્વિધાયુક્ત મનોદશા સમજવામાં અને તેના પરિવર્તનની શકયતા સમજવામાં ઘણે અંશે રહેલો છે.

ભારતીય કમ્યુનિસ્ટોમાં એક આંતરવિરોધ વર્ષોથી ઘર ઘાલી ગયેલો છે:

૧. 'થિયરી' 'સ્ટ્રેટેજી' અને 'ટેકિટક્સ' વચ્ચેનો આંતરવિરોધ.

'થિયરી' પ્રત્યેની તેમની જડતા—પુસ્તકિયા વેદિયા સૂત્રોની ભક્તિ—જગત આગળ ચાલી જાય તોય એમને પાછળ ખેંચી રાખે છે; વાસી સૂત્રોની ખીંચ એમને સાચી નીતિ (પૉલિસી) અને સાચા વ્યૂહ (સ્ટ્રેટેજી)થી દૂર રાખે છેઃ એટલે કે, જે વાસ્તવિક હકીકત છે, એનો સ્વીકાર કરતાં જ એમને દૂર રાખે છે; અને થિયરીની જડતામાં, 'અમુક હોવું જોઈએ' માટે 'એ રીતે જ છે' એવું ઠસાવવા દલીલોના ગંજ ખડકવા માંડે છે. નવી હકીકતોના આધારે સિદ્ધાન્ત ફેરવવાનો વૈજ્ઞાનિક રાહ નહિ, પરંતુ એક વાર નક્કી થયેલા સિદ્ધાન્તને વળગી રહી તેના ચોકઠામાં હકીકતોને બેસાડવાનો પ્રયાસ ! પરિણામે, બેપાંચ વરસે પરિસ્થિતિ એટલી બધી પલટાઈ ગઈ હોય કે આંધળાય

[અનુસંધાન પાન ૩૦૩ ઉપર]

અનુવાદક : સ્વમસ્થ

[ એક મલયાલી મિત્ર શ્રી. ગોવિંદ વિદ્યાર્થીની સહાયથી ૧૯૪૭માં : મૂળ મલયાલી ઉપરથી : 'સંસ્કાર'માંથી ]



# મહાકવિ શ્રી વલ્લથોલ નારાયણ મેનન

જન્મ ૧૮૭૯ : મૃત્યુ ૧૩-૩-૧૯૫૮

પંદર વર્ષની કુંળી વયે કવિતાલેખન શરૂ કર્યું. થોડાંક વર્ષોમાં તો મલયાલી ભાષાના "કવિ સાર્વભૌમન્"નું બિરુદ પ્રાપ્ત થયું. ૧૯૧૧માં—૩૨ વર્ષની વયે મહાકાવ્ય લખી મહાકવિ તરીકેની અપૂર્વ પ્રતિષ્ઠા પામ્યા.

ભારતવર્ષે તેમનામાં મહાકવિ રવીન્દ્રનાથ ટાગોર સમી પ્રતિભાનાં દર્શન કર્યાં : રાષ્ટ્રીય સરકારે તેમને 'પદ્મવિભૂષણ' તરીકે બિરદાવ્યા.

—૨૪ વર્ષની વયે (૧૯૦૩) વાલ્મિકીકૃત 'રામાયણ'નો અને ત્યારબાદ, ઋગ્વેદનો તથા પુરાણો, સંસ્કૃત નાટકોનો અનુવાદ મલયાલી ભાષાને આપનાર

—મલયાલી કવિતાને સંસ્કૃત છંદોની રૂંધામણમાંથી મુક્તિ (૧૯૧૫થી) અપાવનાર

—કેરલા કલામંડળ દ્વારા કથકલી નૃત્યપ્રણાલીને સજીવ રાખનાર

અનેક રૂઢીગ્રંથોના છેદક, રાષ્ટ્રીયતા અને આંતરરાષ્ટ્રીયતાના ઉપાસક—મહાત્મા ગાંધી અને રશિયન ક્રાંતિના ઉદ્ગાતા, શાંતિ અને વિશ્વમાનવતાના ઉદ્બોધક, પંડિતો અને પ્રજાજનોના લાડીલા સૌંદર્યનિષ્ઠ કવિને અંજલિ અર્પતાં, તેમની કવિતામાંથી થોડાક ખંડો અહીં રજૂ કર્યાં છે.

[ઉનાળાના છેલ્લા દિવસોમાં આગામી વરસાદનાં સૂચક વાદળાં સાંજે સાંજે ગોઠવાય છે એ દૃશ્ય જોતા ખેડુનું ગીત]

## ૧ : ખેડુનું ગીત

"આ વાદળાંઓ જાણે ભેંસો ચરવા નીકળી હોય એવો ભાસ આપે છે, અને કાળાં વાદળાંમાંથી નીકળતાં સૂરજનાં સોનેરી કિરણો, જાણે છાણમાંથી દેખાતી ડાંગરની પાકેલી, પીળી મેલી સાંઠીઓ હોય તેવાં લાગે છે!

હે ભયંકર તાપ! તું તપી લે. ઇન્દ્ર વાદળરૂપી મ્યાનમાંથી વીજળીરૂપી તલવાર ખેંચી રહ્યો છે અને હવે તારા દા'ડા પૂરા થયા છે. હે મારા દેશ! તું ચિંતા ન કરીશ. દુઃખ પછી સુખના દિવસો આવે છે. નીલમના કુંભોમાંથી તારી પર અમૃત ઢોળાવાનાં છે.

કાળા મેઘ જેવા વિષ્ણુ અને વીજળી જેવાં ગૌર લક્ષ્મી ઇન્દ્રધનુની માળા પહેરી ગરીબોને મદદ કરવા આવી રહ્યાં છે.

(ત્યારે ખેડુ શું કહે છે?)—

"હે માવડી! હું તને ભીની માટીની સોડમવાળી પીળી કમોદની માળા પહેરાવી પૂજીશ!

હે ચોખાના દાણા! તું "અંદરજન"* જેવો છો, અને આજે તને ધરતી માતાને માટે લીલાં રેશમની સાડી વણવાનું શુભ કાર્ય મળ્યું છે! મા પ્રસન્ન થશે તો આપણે અનેક રીતે સુખી થઈશું. સ્વર્ગ માટે માણસે માતાની સેવા કરવી એ જ ઉત્તમ માર્ગ છે."

## ૨ : પુરાણો

હે પુરાણો! હું તમને વંદન કરું છું. તમે તો ભાસ-કાલિદાસ આદિ રત્નોના ભંડારો છો. વેદનાં ઉચ્ચ

* 'અંદરજન' : નામ્બુદ્રી બ્રાહ્મણની નારીઓ જે બારે માસ એકાંતમાં રહે છે.

શિખરોથી વહેતાં નિર્મળ નીર છો. તમારા ક્ષેત્રોમાં ઉપનિષદો ઊગે છે. તમે વિખ્યાત આર્યોના વિજયની નિશાની છો. "

### ૩ : લોકગીતોની મમતા

" એક સમય એવો હતો કે જ્યારે આપની માતા–મલયાલી ભાષા–બાલિકા હતી. એ સમયે એને કશી ફિકરચિંતા ન હતી, અને એ મનફાવે તેમ ઝાંઝર ઝણકારતી દોડતી અને રમતી હતી.

" તાજા જ માના દૂધલીના હોઠથી તેણે ત્યારે જે ગીતો ગાયાં હતાં તે આજે, હજીએ, આપણા કાનને મીઠાં લાગે છે. એ ગીતો ભલે ગામઠી હોય, પણ નગરવાસીઓ પણ એનાં તરસ્યાં છે. "

### ૪ : હોડીમાં પ્રવાસ

[ અસ્પૃશ્યતાનો ઉકળાટ ]

" જે ભૂમિમાં ઋષિઓમાં ઉત્તમ વ્યાસમુનિ માછણને પેટે જન્મ્યા હતા ત્યાં, માણસ માણસને અડે એમાંયે પાપ ગણાય છે!

આપણા વડવાઓ સ્વતંત્ર હતા ત્યારે નિર્બળોનાં રક્ષણ માટે હથિયારો ધારણ કરતા, પરંતુ આજે આપણે ગુલામ છીએ ત્યારે આપણા ગરીબ ભાંડુઓને, છે તેથીયે કંગાળ બનાવી રહ્યા છીએ. "

### ૫ : દેવ–દાસી કન્યા

" હે અર્શભૂમિ ( આર્યાવર્ત ) ! આ તો તારી યશસ્વી પરંપરા છે. તારી રણભૂમિ પરથી " નિષ્કામ "નો દુંદુભિ ધ્વનિ સંભળાયો હતો. તારી જમીન પર જંગલી શિકારીની ઝૂંપડીમાંથી બ્રાહ્મણત્વ પાંગર્યું હતું. ( અહીં કવિ ગીતા અને રામાયણના ઉદ્ભવનો ઉલ્લેખ કરે છે ). અરે! તારા વેશ્યાવાડામાંથી પણ પવિત્રતાની સૌરભ જાગી ઊઠે છે !

" દારૂથી ભરેલાં પાત્ર પર ગંગાજળનાં નામ કોતર્યાં છે. અમૃત્રો એમાં ભેળવાય છે. " દેવદાસી " નામ પણ એવું જ છે.

" અંધારું તો એમ જ કહેવાનું કે, પ્રકાશ એ તો કોઈ રાક્ષસની ક્રોધી નજર છે. તોયે પ્રકાશ એ તો પ્રકાશ જ છે. હે સત્ય ! તું તો સદા અને સર્વત્ર સત્ય જ છે. "

### ૬ : મલબારની ઉષા

[ મલયાલી લોકગીતના ઢાળે મલયાલી ભાષામાં પ્રથમ લખાયેલું મલબાર પર ઊઘડતી સવારનું, મલબારનાં ગૃહજીવનનેય વ્યક્ત કરતું ગીત : ]

" સમુદ્રના ઘેરા મૃદંગના ઘોષે રાત્રિના અંતની નોબત બજાવી દીધી છે. કૂકડાએ તેના માળામાંથી ડોકું બહાર કાઢી, રાતની વિદાય જોઈ, છડી પોકારવાનું શરૂ કર્યું. તેના અવાજથી ઉષાસુંદરી સફાળી જાગી ઊઠી, શુક્રના તારાનો દીપક લઈને આગળ આવી.

" તેણે અંબરશાલા (નૃત્યમંદિર)-માંથી ગઈ રાતનાં વાસી ફૂલો ( તારાઓ )વાળી નાખ્યાં. વાળતાં-વાળતાં થતા કંકણધ્વનિ જેવા પંખીના કલરવ સંભળાયા.

" કસ્તૂરીવાળી ચંદ્રની થાળી તેણે દૂર ખસેડી અને આંગણામાં પાણીના છંટકાર જેવી ઝાકળ વેરી. એણે કપાળમાં ચાંદલો કરી કામના થાકનો નિઃશ્વાસ મૂક્યો હોય તેમ ફૂલોથી પરિમલ ફેલાઈ ગઈ.

" આ રીતે આ બ્રહ્માંડનો ઊપલો અને નીચલો મજલો ઉજમાળો થયો. આ રીતે હજારો બ્રહ્માંડો દરરોજ પ્રવૃત્ત થાય છે. આપણે એની ચાલક મહાશક્તિને પ્રણામ કરીએ. "

### ૭ : અમારો ઉત્તર

[ માનવતાનો ધીરગંભીર ક્રંદનાદ ]

" હું મારા ધ્યેયે પહોંચું કે નહિ, મારા માર્ગે જતાં મૃત્યુ મારો ભોગ લે યા ન લે, તમામ કાંટા-ઝાંખરાઓ હોવા છતાં હું આગળ જવાનો જ છું.

" હું એ તમામ કાંટાઝાંખર ખસેડી નાખીશ કે જેથી, મારી પાછળ આવતા કોમળ ચરણોને પીડા ન અનુભવવી પડે. આખા વિશ્વને અંધકાર ભલે આવરી લે. તે અંધકારમાં પણ જૂઈનું પુષ્પ ખીલી નીકળશે અને પવનની લેરખીઓ વાટે એની સૌરભ સર્વત્ર ફેલાઈ રહેશે.

" અમાનુષ રિવાજોની જંજીરો મારા પગને બાંધી રહી છે, તેના ટુકડે-ટુકડા થઈ જશે. ( એ માટે ) મારે, માત્ર ૭ કે સાત ડગલાં જ આગળ માંડવાનાં છે ! "

## રોજનું રોજ

(વસંતતિલકા)

રેવાઈ ગ્યાં નયન તો દરરોજ ન્યાળી
આ દોડધામ-ગતિશૂન્ય-ન અંત જેનો;
આ વાહનો (પિપીલિકા તણી શું કતાર ?)
ને થાય ના દિન પસાર વિના અકસ્માત્ !

સંધ્યા અને રજનીએ નિજનું ગુમાવ્યું
સૌન્દર્ય; ને દિવસ તો બસ તેજનષ્ટ;
મોટા મકાન મહીં માનવી જંતુ જેવો
જીવી રહ્યો જીવન કેવળ બંધગ્રસ્ત.
કૈં સાધનો, સગવડો, કમી ના કશીયે

તોયે જતું સુખ સરી બસ દૂર દૂર;
ને કેન્દ્રમાં ધન રહ્યું; વળગી જ એને
બંધાય, જાય તૂટી સૌ (ક્ષણના) સબંધો.

આ તો થયું જ બસ રોજનું રોજ, એથી
હૈયે નહીં જ ભય, વિસ્મય કે નિરાશા !

—સુરેશ દલાલ

આજનું જીવન ! ધમાલ છે, દોડધામ છે, આયાસ છે પણ આગળ ડગલું ભરાતું નથી ! જીવનની નિશ્ચિતતા નથી. કુદરતમાં પણ જાણે એવો જ ક્રમ ! પોતાનો વૈભવ બનાવવા જતાં, મનને મનાવવા જતાં, માનવી પોતાનું સ્વત્વ ખોઈ બેઠો. સુખને માટેનાં સાધનો સરજ્યાં પણ પરિણામે મળ્યો સુખનો આભાસ ! એને છેવટે આ બધુંય કોઠે પડી ગયું છે. ચિત્તમાં એને વિશે એકેક ભાવ મળતો નથી !

મારી હોજો ભીતરે પૂર્ણ પ્રાપ્તિ
ને આ વિશ્વે નિત્ય નિર્બંધ વ્યાપ્તિ.

—મકરંદ

## શિશુદેવ

(મિશ્ર૦)

માન્યું હતું કે
ત્યાં ગામડાની ધૂળથી ભરી ભરી
શેરી મહીં એ શિશુ તો રહી ગયું.
કિન્તુ—
હકીકતોથી અહ દગ્ધ જિંદગી
ખેંચી રહ્યો કલાર્ક તણી તદાપ
કેવી ભલા ઉદ્‌ભવતી જ કલ્પના !
આકાશ આ ચૈતરનું ભર્યું ભર્યું
અસંખ્ય તારાગણથી ખચિત.
ખરી પડે જો નવલક્ષ તારક
એકેક સૌ ત્યાં રૂપિયા બનીને..
વીણી લઉં તો સત્ નળાય...
ને પછી...
હકીકતો-વાસ્તવની સભાનતા
શી તીવ્ર રીતે દહતી જ ચિત્ત !
ને તોય આ બાલિશ કલ્પનાનું
રે જન્મનું ચિત્ત વિષે ? અસહ્ય.
અસહ્ય છે આ તુજ બોજ હે શિશુ
ઘટે ઘટે ઊતરવું હવે તો
આ સ્કંધથી હે શિશુદેવ મુન્મય !

—લાભશંકર ઠાકર

ગામડાની હૂંફાળી ધૂળભરેલી ગોદમાં શૈશવ વીતાવ્યું. પણ પછી તો શહેરમાં કલાર્કની નોકરી સ્વીકારવી પડી. બેયમાં આસમાન-જમીનનો ફેર છે. પણ જિંદગીનાં બેય પાસાંઓમાં સામાન્ય રહે એવી તો એક કલ્પના છે, તે બાળપણમાંય હતી ને આજે ય છે–' આકાશના ચકચકતા તારા રૂપિયા બનીને ખરી પડે તો વીણી લઉં અને...' આ કલ્પના બાળપણને ઉચિત છે; અને એક કલાર્ક માટે ' બાલિશ ' પણ ગણાય ને ? પણ વાસ્તવિકતાના પંજામાં પકડાયેલા ગરીબ કલાર્ક માટે બાળપણમાં હલકા ફૂલ જેવી લાગતી કલ્પના હવે તો અસહ્ય બને છે ને ખભા પરથી ઊતરી જવા એને કરગરે છે !

## શું લખવું ? શું ના લખવું ?

સ્નેહ-સોણલે ઝોલાં ખાતું
એકલતાનાં ગીતો ગાતું
છાનું છાનું
હૈયું નાનું
ત્યારે થાતું,
વિરહ – મહેલના
મિલન – પગથિયે
શું ચડવું ? શું ના ચડવું ?
માનવતા મુરઝાતી દેખી
ઈર્ષ્યાઓળે બળતી પેખી
રોતું છાનું
હૈયું નાનું
ત્યારે થાતું,
અનલ ભભૂકતા
જીવન – નગરમાં
શું રડવું ? શું ના રડવું ?
સ્વાર્થ તણા પ્હાડો જોઈને
ધૈર્ય જીવનનું સૌ ખોઈને
હૈયું નાનું
રોતું છાનું
ત્યારે થાતું,
વીજ ચમકારે
નભ પગથારે
શું લખવું ? શું ના લખવું ?

—અનિરુદ્ધ બ્રહ્મભટ્ટ

દ્વંદ્વોથી ભરેલા જીવનને જોઈને કવિ વિમાસણમાં પડે છે. મધુર મિલન પછી જો અસહ્ય એકલતા જ ભોગવવાની હોય, જો એ જ એનો ક્રમ હોય, તો પ્રકૃતિના તત્ત્વને અને છેવટે અંતરને એ પૂછી લે છે કે એ મિલનના પગથિયે ચડવું ? ના ચડવું ?—એ પ્રશ્નના પડઘા તો હજી શમ્યા નથી ત્યાં તો વૈશાખી વાયરાના જેવી મુરઝાતી માનવતાની દઝાડતી ઝાળ હૃદયને જાણે કે શેકી નાંખે છે. બધું જ જ્યાં કાળના મુખમાં ધકેલાતું હોય ત્યાં શોક કરીનેય શું ? ન કરીનેય શું ?—માનવીના અમાનવીય કહેવાય એવા સંબંધો જાણીને જીવનનો અણુએ અણુ જ્યારે વેરાઈ જતો લાગે. ખોવાઈ જતો લાગે ત્યારે પ્રશ્ન ઊઠે છે કે અનુભૂતિના વિશાળ નભપગથાર પર નાનકડી જિંદગીના વીજચમકાર દરમ્યાન કયા અક્ષરો પાડવા ?

## वैधव्य का अभिभावक

हृदय के पूरे आवेग से निकट ही बैठी पत्नी का हाथ थामकर–
काँपते–दुर्बल हाथों में सप्रेम,
साँसों के उस तीव्र अंधड़ के बीच–
मृत्यु को सम्मुख प्रत्यक्ष देखा,
निःश्वास छोड़ते हुए गृहस्थी का कर्णधार बोला–
'जीवन दिन है, रात मृत्यु है–
इनका आना-जाना निश्चित है, हकीकत है।
इसलिए मृत्यु का भय मुझे नहीं है,
दुःख यही है कि हमारी-तुम्हारी इस संतान
का कौन करेगा भरण-पोषण, कौन करेगा देखभाल ?'
ध्यानस्थ देखा उस साहस-मूर्ति नारी ने अपने पति की
विह्वल-विकम्पित देह को–
सूख गये आँसू एकाएक, उमड़ा चैतन्य ज्योतिर्मय
आश्वासन उँडेलती बोली–
'छोड़ो यह मिथ्या चिंता, क्या याद नहीं–
रक्षक हमारा वह टँगा दीवार पर–वह चरखा, जो अतीत में
तुम्हें-हमें देता आया है अन्न-वस्त्र और रक्षा स्वाभिमान की।
पहले की भाँति यह लकड़ी का अभिभावक
फिर बोयेगा धागे सफेद–जीवन की शुभ्र नाड़ियों-जैसे
मत होने दो तुम यात्रा अपनी दुर्बल, दुःख दैन्यभरी;
चक्राकार आवर्तन इसका
दूर फेंक देगा हमारी और परायी भी घोर गरीबी दुर्लज्जा !'
सुने बोल पत्नी के हृदय-मधु से सिक्त
विषण्ण मुख हो गया दीप्ति से ज्योतिर्मय–
साँसों से उतर गया बोझ, व्यामोह वेदना-परिताप का
गहराई में खोयी आँखों की रोशनी से पत्नी की तेजोमयी
मूर्ति को थामकर, हाथ उसका रखा अपने वक्ष पर
और फिर अनायास ही होंठ खिल गये मुस्कान में
जो बन गयी पत्नी के इस वैधव्य में
अमर दाम्पत्य का मंगल सूत्र !

—वल्लतोळ

માં જેટલો ઉધમાત ને જેટલી અરાજકતા હોવી જોઈએ તે તારામાં નથી. પણ એ જ એ. ઈ. એ જ્યારે 'યુલિસિસ' જોયું ત્યારે 'વીસમી સદીની સૌથી મહાન નવલકથા' એવો ઉદ્દગાર કાઢ્યો !

પેરિસમાં જોયસ દાક્તર થવા ગયો હતો પણ ત્યાં ડબ્લિનમાં એની મા માંદી પડી, ને એ ડબ્લિન ગયો. મા ચુસ્ત ધાર્મિક ને પિતા મશ્કરા ને હસમુખા સ્વભાવના માણસ. જોયસની ધર્મ પરથી શ્રદ્ધા ઊડી ગયેલી. કહે છે કે મરતી વેળાએ મરણપથારી પરથી માએ દીકરાને ધર્મને સ્વીકારી લેવા ઘણું કહ્યું, પણ દીકરો એકનો બે થયો નહિ, ને મા મરી ગઈ. માને અન્યાય કર્યાનો આ ડંખ દીકરાના હૃદયને સદા કોરતો જ રહ્યો. એની પહેલી નવલકથાના નાયક સ્ટેફનના જીવનમાં પણ આવો જ પ્રસંગ બને છે, ને એ પણ આ દોષના સ્મરણથી દુઃખ પામ્યા કરે છે.

આ જોયસ ભણતો ત્યારથી જ સ્વતંત્રમિજાજી ને ઉદ્દંડ. નવ વરસનો હતો ત્યારે આયર્લૅન્ડના નેતા પાર્વેલનું નામ બહુ ચર્ચાતું. એણે એના પિતાને કોઈ સાથે આ સંબંધે ચર્ચા કરતા સાંભળ્યા, ને એટલા પરથી ઉશ્કેરાઈને એક નિબંધ લખીને ફરફરિયું છપાવી કાઢયું !

કૉલેજનો એવો જ એક બીજો પ્રસંગ છે. જાણીતા કવિ અને નાટ્યકાર યીટ્સનું નાટક 'કાઉન્ટેસ કૅથલીન' ભજવવું નહિ જોઈએ એવા પ્રસ્તાવ પર કૉલેજના સત્તાવાળાઓ બધાની સહી ઉઘરાવતા હતા. બીજા ઘણાએ તો નીચી મૂંડીએ સહી ઘસડી આપી, પણ પંદર વર્ષના જોયસે સાફ ના કહી દીધી.

પણ એનો અર્થ એવો રખે કરતા કે એ યીટ્સથી અંજાઈ ગયો હતો. ના રે ના, વાત તો સાવ જુદી જ બનેલી. પહેલીવાર જોયસ યીટ્સને મળ્યો ત્યારે એણે કહ્યું : આપણે બહુ મોડા મળ્યા. હવે તો તમે એટલા ઘરડા થયા છો કે તમારા પર મારી ભાગ્યે જ કાંઈ અસર પડે !

જોયસની પહેલી નવલકથાનો નાયક સ્ટેફન વાર્તાના અંતમાં એના મિત્ર ક્રેનલીને જે કહે છે તે જોયસના મનની જ વાત છે, સ્ટેફન કહે છેઃ " તું મને પૂછે છે કે હું શું કરીશ ને હું શું નહિ કરીશ. વારુ, એનો હું તને આમ જવાબ આપું છું : 'જેમાંથી મારી શ્રદ્ધા ઊડી ગઈ છે તેની ગુલામી હું સ્વીકારવાનો નથી; પછી એ મારું ઘર હોય, મારી જન્મભૂમિ હોય કે મારો ધર્મ હોય; ને હું મારી જિન્દગી મારી જાતને જીવન જીવવાની અમુક રીતિ દ્વારા કે કળા દ્વારા બિલકુલ મુક્તપણે અને યથાશક્તિ સંપૂર્ણપણે વ્યક્ત કરવામાં ગાળવાનો છું. મારી પાસે સંરક્ષણને માટેનાં ત્રણ જ શસ્ત્રો છે : મૌન, દેશત્યાગ અને કુનેહ... ને મારાથી ભૂલ થાય તો તેથી હું ગભરાઈ જવાનો નથી, એ ભૂલ ગંજાવર ભૂલ હોય, આખી જિંદગીભરની કે શાશ્વતકાળ સુધીની ભૂલ હોય તોય શું થઈ ગયું ? ( પોર્ટ્રેટ ઑવ એન આર્ટિસ્ટ એઝ એ યંગ મેન )

આથી જ તો સંકુચિત દેશાભિમાનની લાગણી એનામાં નહોતી. આયર્લૅન્ડની રાષ્ટ્રીય રંગભૂમિની ચળવળનો પણ એણે વિરોધ કર્યો; તે જમાનાના આયર્લૅન્ડમાં કોઈ પણ કલાકાર પોતાની કલા વિકસાવી શકે નહિ એમ એને લાગ્યું. આથી ૧૯૦૪માં એણે દેશનો ત્યાગ કર્યો. સ્ટેફન કહે છે તેમ એને લાગેલું : આયર્લૅન્ડમાં જન્મેલા માણસના આત્માની આજુબાજુ જાળ નાંખીને એને ઘેરી લેવામાં આવે છે; ને એ રીતે એને ઊડી જતો અટકાવવામાં આવે છે, બધા રાષ્ટ્રભક્તિ, ભાષાભક્તિ ને ધાર્મિકતાની વાતો કહે છે. પણ હું તો એ જાળને જ પાંખ બનાવીને ઊડી જવા ઇચ્છું છું.

પણ આ ઉડ્ડયન તે કાંઈ કલ્પનાલોકનું ઉડ્ડયન નથી. એને માટે જોયસને શું શું વેઠવું પડયું છે ! થોડી વીગતો જ જુઓ, કાચાપોચાના તો હાંજા ગગડી જાય !

'પોર્ટ્રેટ' લખી તો ખરી, પણ એને કોઈ છાપે નહિ. તે પહેલાં 'ડબ્લિનર્સ' નામનો વાર્તાસંગ્રહ લખેલો. એમાં ફેરફાર કરવાની પ્રકાશકોની માગણીને એણે નકારી. આથી એને બહાર પાડવામાં ઘણો વિલંબ થયો. આવકાર તો મળે જ શાનો ? તે વખત દરમિયાન એઝરા પાઉંડ પૅરિસમાં રહે. તેણે પ્રતીકવાદીઓની નવી હિલચાલ શરૂ કરેલી. પાઉંડ તરછોડાયેલો પણ શક્તિશાળી લેખકોને સારું ઉત્તેજન આપતો. એવા પ્રયત્નથી ૧૯૧૪-૧૫ના ગાળા દરમિયાન 'પોર્ટ્રેટ' એના સામયિક 'ધ ઇગોઇસ્ટ'માં પ્રસિદ્ધ થઈ, તે ઈ. સ. ૧૯૧૬માં પુસ્તકાકારે પ્રસિદ્ધ થઈ.

આ દરમિયાન જોયસને આજીવિકા અર્થે, કોઈ મિત્રની સલાહથી, ટ્રિયેસ્ટ જવાનું થયું. મિત્રની આપેલી આશાઓ ખોટી પડી. મહામુશ્કેલીએ વરસના એંસી પાઉંડના મામૂલી પગારની, અંગ્રેજીના શિક્ષકની, નોકરી એને મળી. એનો

૧૯૦૪ થી ૧૯૧૪નો ગાળો ભારે કપરો વીત્યો. પછી એ ઝુરિચ ગયો. આ દરમિયાન એનો આંખનો વ્યાધિ જોર પકડતો ગયો. દશ વાર એને આંખની શસ્ત્રક્રિયા કરાવવી પડેલી, ને તે જમાનામાં તો ઘેનની દવા કે ચામડીને જૂદી પાડવાનાં કે જ્ઞાનતંતુને જૂદાં પાડવાનાં સાધનોનો ઉપયોગ થતો નહિ! આ આંખની ઉપાધિને કારણે એના લખાણ પર ભારે અસર થઈ. જેની આંખ કાચી હોય તેના કાન વધારે તીક્ષ્ણ હોય. ને જોયસનો તો કંઠ ખૂબ જ સરસ હતો. એ વૃન્દગાનમાં ભાગ લેતો, ને એની ધૂનને કારણે એ સંગીતની પરીક્ષામાંથી છેલ્લે તબક્કે પાછો ન વળ્યો હોત તો કદાચ એણે સંગીતની દુનિયામાં જ નામ કાઢયું હોત! આથી એની ભાષામાં લયનું તત્ત્વ, શબ્દોની યોજના, ધ્વનિતત્ત્વની માવજત એ એટલી કાળજીથી કરે છે! એનું ગદ્ય તે આંખનો વિષય નથી, કાનનો વિષય છે!

આંખ નબળી એટલે ઓરડામાં ભીંતનો રંગ પણ ધોળો રાખતો. કપડાં પણ ધોળાં પહેરતો ને મોટા ધોળા કાગળ પર લાલ પેન્સિલથી લખતો. સૂક્ષ્મદર્શી કાચની મદદથી નીચો ઝૂકી ઝૂકીને ચોપડીનાં 'પ્રૂફ' સુધારતો. આ ઉપાધિ કાંઈ એકલી જ નહોતી: ભૂખમરો, કુટુંબના પાલનપોષણની ચિન્તા, લોકનિન્દા, અશ્લીલતાનો આરોપ, યુરોપનું યુદ્ધ—આ બધામાં ગજબની અડગતાથી એ 'યુલિસિસ'ના લેખનમાં રચ્યો-પચ્યો રહ્યો. ટ્રિયેસ્ટથી એના મિત્ર ફ્રેન્ક બજેનના પર એણે લખેલા પત્રોમાં જાણે પોતે હસી કાઢતો હોય તેવી રીતે એણે આ વિટંબણાઓને વર્ણવી છે. એની શક્તિનો આદર કરનાર અને એને પુસ્તકપ્રકાશનમાં મદદ કરનાર હેરિયેટ વીવર નામની સન્નારી પર એણે લખેલો પત્ર આ પરિસ્થિતિનો અને એના પ્રત્યેના જોયસના લાક્ષણિક વલણનો સચોટ ખ્યાલ આપે છે: 'મારે વિશે જે ગપગોળાઓ આજકાલ ચાલી રહ્યા છે તે જો એકઠા કરું તો મારસો સંગ્રહ બને. થોડા નમૂના આ રહ્યાઃ ડબ્લિનમાં મારા કુટુંબીઓ માને છે કે યુદ્ધ દરમિયાન સ્વિટ્ઝર્લૅન્ડમાં જાસૂસીનું કામ કરીને, બંને પક્ષને કુશળતાથી સંતોષીને, હું માલદાર બની ગયો છું. અહીંના લોકો મને મારા સંબંધીને ઘરેથી નીકળીને ટપાલ ઓફિસમાં નિયમિત જતો જોઈ ને હું કેફિનનો બંધાણી છું એમ પાકે પાયે માની બેઠા છે. ડબ્લિનમાં તો વાત ચાલે જ છે કે હવે મારામાં લખવાની તાકાત રહી નથી. હું ભાંગી પડયો છું ને ન્યૂ યૉર્કને કોઇક ખૂણે મરવા પડયો છું. લિવરપુલના કોઈ માણસે એવી ગપ ચલાવી છે કે હું સ્વિટ્ઝર્લૅન્ડમાં કાંઈ કેટલાય સિનેમા-થિયેટરનો માલિક છું! અમેરિકામાં મુખ્યત્વે બે પ્રકારની ગપ ચાલે છે: કેટલાક એમ કહે છે કે હું સર રવીન્દ્રનાથ ટાગોર અને તિબેટના દલાઈ લામાનું વિચિત્ર મિશ્રણ છું. પર્સી વિન્ડહામ લેવિસને કોઈએ એમ કહેલું કે હું તો કોઈ અજબનો ભેજા-ચસકેલ આદમી છું. મારા ખિસ્સામાં એક સાથે ચારચાર ઘડિયાળ રાખું છું. કોઈ જોડે એક હરફ બોલતો નથી ને બોલું છું ત્યારે 'કેટલા વાગ્યા?' એટલું પૂછવા પૂરતું જ! અહીંની એક બાઈએ એવી વાત વહેતી મૂકી છે કે હું ભારે આળસુ માણસ છું, ને મારાથી એકેય કામ પૂરું થઈ શકવાનું નથી. (મેં બરાબર ગણી જોયું છે—અત્યાર સુધીમાં 'યુલિસિસ' લખવાને માટે મેં વીસ હજાર કલાક ખર્ચ્યા છે!) ઝુરિચના કેટલાક સજ્જનોએ મારે વિશે એવો પ્રચાર કર્યો છે કે આ આદમી તો થોડા વખતમાં જ પાગલ થઈ જવાનો છે, એમણે તો યુંગ નામના એક માનસોપચારી દાક્તર પાસે મને લઈ જવાની તૈયારી પણ બતાવી!

પણ સાચી વાત તો એટલી જ છે કે હું એક અદનો આદમી છું, ને મારી પાછળ કલ્પનાનું આટલું રંગરોગાન નકામું વેડફાઈ જાય છે તે ઠીક નથી...આ બધાં વર્ષો દરમિયાન મેં સાહિત્યની કોઈ કૃતિ સુદ્ધાં વાંચી નથી. મારું મગજ જાણે કાંકરાથી, કચરાથી, છાપાનાં ટુકડાથી, ભાંગેલા કાચની કચ્ચરથી ભરેલું હોય એવું મને લાગે છે. અઢાર જુદાં જુદાં દૃષ્ટિબિંદુથી ને અઢાર જુદી જુદી શૈલીથી (એમાંની બધી જ મારા સમકાલીનોને અજાણી ને વણશોધાયેલી) જે પુસ્તક લખવાનું કામ હું લઈ બેઠો છું, ને લોકો મારે વિશે જે ગપ ચલાવે છે તે કોઈને પણ ગાંડો કરી નાંખે એવું છે. આ પુસ્તક પૂરું કરીને હું બધું વ્યવસ્થિત કરવાની આશા રાખું છું, ને પછીથી મારે ખૂ...બ ખૂ...બ આરામ લેવો છે, ને 'યુલિસિસ'ને સાવ ભૂલી જવા ધારું છું!

(૨૪ જૂન, ૧૯૨૧)

આ યુલિસિસે તો છેક કિશોરવયથી એનો પીછો પકડયો હતો. જ્યારે 'મારો પ્રિય કથાનાયક' એ વિષય પર નિબંધ લખવાનું કહેવામાં આવ્યું ત્યારે એણે યુલિસિસના પર જ નિબંધ લખ્યો હતો. ૧૯૦૬માં ટૂંકી વાર્તારૂપે યુલિસિસની

કથા લખવાનો પ્રયત્ન કર્યો, પણ એમ કરવા જતાં જ આ વિષયની વિશાળ શક્યતાનું કદાચ એને દર્શન થયું, ને આખરે ૧૯૧૪થી ૧૯૨૧ સુધીના સાત વરસના સતત પરિશ્રમ પછીથી, જોયૂસની ચાળીસમી વરસગાંઠને દિવસે ગ્રીસના વાવટાના શ્વેત અને ભૂરા રંગના પૂઠામાં બંધાયેલું મુદ્રિત 'યુલિસિસ' એના હાથમાં આવ્યું!

પણ આ યુલિસિસ લખીને જેમ્સ જોયૂસે ખરે જ ગજબ કરી નાંખ્યો છે. વાત આમ જોવા જાવ તો છેક સાદી છે : ડબ્લિનમાં અમુક પાત્રોએ ગાળેલો એક દિવસ-૧૬ મી જૂન, ૧૯૦૪ (પૂરો એક દિવસ પણ નહિ. કથા સવારના આઠે શરૂ થાય છે ને બીજે દિવસે રાતે બે વાગે લગભગ પૂરી થાય છે). પણ એક ક્ષણમાં તો કેટલુંય બને! આપણે બધું જોઈ શકતા નથી, જીવી શકતા નથી, એટલું જ. એ જોવા—વર્ણવવાના મુખ્ય બે પ્રકાર : એક તો, આગળના લેખકો કરતા તેમ, ફૂટપટ્ટી ઉપર થઈ ને કીડી ચાલે તેમ સીધી લીટીમાં ચાલ્યા જાવ, અમુક વ્યવસ્થિત ક્રમે જ બધું બને—આડાઅવળા ફંટાવાનું જ નહિ; ને બીજી રચના તે નારંગીની પેશીની રચના હોય છે તેવી—પણ એનેય વર્તુળાકાર, એનેય કેન્દ્ર. જોયૂસ તો એથીય આગળ વધ્યો. એનો મુખ્ય સિદ્ધાંત જ આ : આ દુનિયામાં બધું જોવું ને જેમ જોતા જઈએ તેમ વર્ણવવું. એમાં વળી પસંદગી શી કરવાની? ને પસંદગી કરીએ એટલે એનો અર્થ એ કે તમારી પાસે કશુંક નિશ્ચિત દૃષ્ટિબિન્દુ છે. ના ભાઈ, જે જીવવામાં પડ્યો છે તે નિશ્ચિત દૃષ્ટિબિન્દુ સ્થિર કરવા ક્યારે થોભી શકે?

આથી, હાથ પરથી હાથ-મોજું ઉતારવું, ચા પીવી, શરીર પર પહેરેલાં કપડાંના પોતાને સ્પર્શથી ઓળખવું—આ બધું એક સરખા મહત્ત્વનું છે. એ બધું જેમ જેમ બનતું જાય છે તેમ એને ગૂંથનારી ભાત પ્રગટતી જાય છે. આપણી પાસેના, કોઈ પહેલેથી નક્કી કરેલા બીબામાં એને ઢાળવાનું નથી. આમ કરવા જઈએ છીએ ત્યારે જ આપણને સમજાય છે કે ઉપરછલ્લી દૃષ્ટિએ જે તુચ્છ લાગે છે તે ખરેખર તુચ્છ નથી હોતું, એ તો કેટલાય ગોચર-અગોચર સંબંધનાં તાંતણે સંધાયું હોય છે! વિક્ટોરિયાના જમાનાના લોકો જડ નીતિનાં ધોરણે બધું બહારથી સુઘડ દેખાડવાના હિમાયતી હતા. એના વિરોધમાં જોયૂસે જીવનનું આવું નિરૂપણ એની આગવી શૈલીએ, નૈતિક ચુકાદો આપવાની જરૂરને જ અનાવશ્યક બનાવી દે એવી રીતે, કરીને જીવનની વિરાટતાનું દર્શન કરાવ્યું. જોયૂસ વર્તમાન જગતથી અસંતુષ્ટ બનીને બળવો પોકારનાર લેખક નહોતો. એણે તો એને જે રીત સાચી લાગી તે રીતે, જગતને બતાવ્યું. સ્વીફ્ટને એના જમાનાની કટાક્ષાત્મક ટીકા કરવા માટે અતિરેકી હાસ્યચિત્રોનો આશ્રય લેવો પડ્યો. જોયૂસ ક્યાંય અતિશયોક્તિનો આશ્રય લેતો નથી.

વાર્તામાંનાં પાત્રો સામાન્ય માનવીઓની દિનચર્યાને અનુસરે છે; પણ જોયૂસે કાળનું પરિમાણ આખું બદલી નાંખ્યું છે. તમે ચા પીતા બેઠા હો, રકાબીમાંથી ચા છલકાઈ ને નીચે પડે છે, તમને એનો ઉષ્ણ સ્પર્શ થાય છે, ને એ સ્પર્શની સાથે જ આવા જ બીજા સ્પર્શની યાદ તાજી થાય છે, ને એમ વર્તમાનની સીમા બંને તરફ—ભૂત અને ભવિષ્ય તરફ—વિસ્તરે છે.

હોમરના મૂળ મહાકાવ્ય 'ઑડિસી'ની બધી જ મુખ્ય ઘટનાઓને સમાંતરપણે અનુસરે એવી રીતે જોયૂસે આ મહાનવલની રચના કરી છે. યુલિસિસ જેમ દરિયો ખેડે છે, અનેક પ્રકારના અનુભવોમાંથી પસાર થાય છે તેમ વાર્તાના મુખ્ય નાયક બ્લૂમનું પણ બને છે. એ જાહેરખબર એકઠી કરવાની નોકરી કરે છે. દફનવિધિ વાર્તાના પ્રારંભમાં આવે છે, અંતમાં બાળકનો જન્મ આવે છે. બ્લૂમની પત્ની મોલી અંતમાં લાંબી સ્વગતોક્તિ દ્વારા એની આંતરચેતનાના વિવિધ પ્રવાહોને વર્ણવે છે, ને આખરે ભારપૂર્વક ઉચ્ચારાયેલા 'હા' સાથે વાર્તા પૂરી થાય છે.

આજનો માનવી ક્યાંય મૂળ નાંખી શકતો નથી. જે એને વહાલું છે તેનાથી દૂર સરી જઈને એને વર્ણવવાનું જ એને ભાગે રહે છે. યુલિસિસની જેમ આપણે બધાય સદાના યાત્રી છીએ. પિતા પુત્રની શોધમાં છે, પુત્ર પિતાની. બ્લૂમનાં મૃતપુત્રનું દર્શન સ્ટેફનમાં થાય છે, ને પિતાને તરછોડીને નીકળેલી સ્ટેફન બ્લૂમમાં પિતાના વાત્સલ્યને પામે છે. પણ જોયૂસ એનાં પાત્રોનાં વર્તન પરત્વે તમારી પાસે ન્યાય ચુકવવાની પરિસ્થિતિ જ ઊભી થવા દેતો નથી. અઢાર કલાકમાં પાત્રો એવું કરે જ નહિ ને! ને છતાં, આ સાંકડી મર્યાદામાં રહીને, રચનાને એણે એક દૃઢ-આકાર આપ્યો છે; સૂક્ષ્મ સંકલનાથી, ઉપલક રીતે વિશૃંખલ-

લાગનું બધું સાંકળી લીધું છે.

દૃષ્ટિની આશ્ચર્યજનક વિશદતા, ઘટનાઓને ઘટના જોડે સાંકળવાની પાછળ રહેલી સૂક્ષ્મ સંયોજનશક્તિ અને તાટસ્થ્યને કારણે યુલિસિસની સૃષ્ટિમાંથી બહાર નીકળ્યાં પછી અત્યંત સમૃદ્ધિનો અનુભવ થાય છે. પેલી નિશાળમાં અંગ્રેજી બાળપોથીમાં ભણેલા તે વાર્તા યાદ આવે છે? થોડાક ઠગ લોકો ઉતરતા નીકળ્યા. કહે કે અમે તો એવું વસ્ત્ર વણીએ જે સાચા બોલાને જ દેખાય; આમ કહીને એ ચતુરોએ શહેનશાહને પણ દિગમ્બર કર્યો! જોયસ પાસે પણ એવો જાદુ છે, એ આપણી ચેતનાના તંતુએ તંતુ ઉખેળી આપે છે! જેમ રાસાયણિકો તુચ્છ વસ્તુના ગર્ભમાંથી રેશમ બનાવી આપે છે તેમ જોયસ તુચ્છ લાગતી વસ્તુને પ્રતિભા–રસાયણે રસીને કશાંક અપૂર્વની લહાણ કરે છે.

કલાકાર ચેતનાની કઈ સપાટીએ પોતાના અનુભવનું રૂપાંતર કરે છે તે કલાકૃતિના આસ્વાદમાં અત્યંત મહત્ત્વની વસ્તુ છે. જો 'યુલિસિસ' વાંચીએ નહિ તો અનુભવનાં કેટલાંક પરિમાણોથી અજાણ્યા જ રહી જઈએ, ને જ્યારે એ ભૂમિકાએ રહીને વાત કહેવી હોય ત્યારે ભાષા પણ નવી ઘડવી પડે. જોયસ અઢાર ભાષાઓ જાણતો હતો. ઇબ્સનને સમજવા ખાસ નોર્વેજિયન ભણેલો. એરિકમોની ભાષા પણ જાણે—આ બધી ભાષાની સામગ્રી શક્તિને એણે ઉપયોગમાં લેવાનો પ્રયત્ન કર્યો, ભાષાનું આખું કાઠું બદલી નાંખ્યું, ચહેરોમહોરો બદલી નાંખ્યો. આથી લોકો બૂમ પાડી ઊઠ્યા. એમને તો આ લવારો લાગ્યો, ગાંડપણ લાગ્યું.

પાત્રો મનની જુદી જુદી અવસ્થાએ એકબીજાના સંપર્કમાં આવે, ને એ રીતે એક પરિસ્થિતિનાં કેટલાં રૂપો પ્રકટ થાય તે જોયસે ભારે કુનેહથી બતાવ્યું છે. આ પ્રકારના એક સાથે અનેક ભૂમિકા પર રહીને ઘટનાને જોવાના ને વર્ણવવાના પ્રયત્નો આપણા સામાન્ય વાચકની ટેવની જડતાને પડકારે તે દેખીતું છે, વળી 'નીતિરક્ષકો' 'અશ્લીલ અશ્લીલ' કરીને બૂમ પાડી ઊઠે તેય સમજાય તેવું છે. પણ જેને આપણે 'અશ્લીલ' કહીએ છીએ તેનું આલેખન કલાકાર આપણી વૃત્તિને ગલગલિયાં કરાવવા નથી કરતો. એ તો એમાંથીય જીવનની તાસીર પ્રકટાવે છે. એકાંગી દર્શન જ વરવું બને.

પણ એચ. જી. વેલ્સ જેવા વિજ્ઞાનીને પણ આ બધું ગળે ઊતર્યું નહિ. એણેય કહી દીધેલું: 'આ તમારી રચના ઢંગધડા વગરની છે. તમે સામાન્ય માણસથી પીઠ ફેરવી દીધી છે, ને કેવળ સમસ્યાની જટાજાળ ગૂંથી છે. મારી જિંદગીમાં જે કાંઈ થોડા કલાક મૂલ્યવાન કામને માટે રહ્યા છે તેના પર આક્રમણ કરનારો આ જોયસ છે કોણ? પણ દુનિયા વિશાળ છે, એમાં વેલ્સ અને જોયસ બંનેનો સમાવેશ થઈ શકે છે.'

તમનેય કદાચ આવું લાગે તે સ્વાભાવિક છે. પણ એ એક વાર વાંચ્યા પછી લાગવું જોઈએ. ના, પણ તમે વાંચજો જ એમ કહેવાની મારી હિંમત નથી.

---

# કુદરતનો પડકાર
# માનવીનો પુરુષાર્થ.............

[ ભારત નવઘડતર ]

ભાખરા બંધ! ભારતના નવઘડતરનો અપૂર્વ સમારોહ! ૧૦ વર્ષથી આરંભાયેલો પ્રબળ પુરુષાર્થ! દુનિયાનો સૌથી ઊંચામાં ઊંચો બંધ!

૯૦૦૦ કારીગરો ને નિષ્ણાતો ૧૦-૧૦ વર્ષથી માથું ઊંધું ઘાલી લાગી ચૂકયા છે. એક નહિ, ત્રણ શિફટ ચાલે છે...ગામડાંના સુથારો, લુહારો, ખેડૂતો ને મજૂરો...અતિ નાનાં માનવીઓ ને અતિ અજાણ્યાં માનવી...અજાણ્યા 'વીરો 'ને ' શહીદો ' દસ દસ વરસથી અવિરત શ્રમયજ્ઞમાં ખૂંપી ગયા છે!

૧૪ વર્ષ પૂર્વે સતલજ નદી પર બંધ બાંધવાની યોજના વિચારાઈ ચૂકી હતી. પણ જ્યારે નક્કર અંદાજ લેવાનો આવ્યો ત્યારે મુશ્કેલી મોં ફાડી ઊભી રહી. નદીનો એવો કોઈ કાંઠો-કિનારો નથી જ્યાં બંધ બાંધી શકાય. ક્યાંય સખ્ત ટેકરીઓ નથી, ક્યાંય પથરાળ ભૂમિ નથી. કેવળ રેતાળ-માટીવાળી જમીન બેઉ બાજુ પથરાયેલી છે. બંધ શાના જોરે બંધાય?

કુદરતનો પડકાર હતો: આવી ધરતી પર દુનિયામાં ક્યાંય બંધ બંધાયો નથી

પરંતુ માનવીનો સામો જવાબ હતો: જો ભારતની ધરતીને ' સુજલા સુફલા શ્યામલા ' બનાવવી હશે તો બંધ બાંધીને જ જંપીશું.

કુદરત અને માનવી વચ્ચે ખરાખરીનો જંગ આરંભાયો હતો.

નદીના ભાઠાંની જમીનની ઉપરનાં પડોનાં પડો ઉડાવી દેવાનું શરૂ થયું...પરંતુ ક્યાં લગી? એક પછી એક નીચેનું પડ આવે છે પણ પોચુંપચટ જ! ગમે તે કારણ હો. ખુદ યોજકોને ને એંજિનિયરો-નિષ્ણાતોનેય આ પૂર્વે એનો ખ્યાલ જ આવેલો નહિ!

બંધનો પાયો કાચી પોચટ જમીન ઉપર ઊભો થાય જ શી રીતે? ટકેય કેટલો? શું બંધની યોજના પડતી મૂકવી રહી?—નિયોજકો ઘડીભર મૂંઝાયા.

પણ એમની નિષ્ઠા ડગી ન હતી. સો, બસો, પાંચસો, હજાર ફૂટ ખોદશું...ધરતીના હૈયા સુધી બોરિંગ લઈ જઈશું! જોઈએ તો ખરા, કાઠી જમીન કેમ હાથ નથી આવતી...બંધ બાંધીને જ જંપીશું.

ખોદતા ગયા ને સિમેન્ટ ભરતા ગયા...જેથી ખોદતાં ખોદતાં પાણી ધસી ન આવે ને કર્યુંકારવ્યું નિષ્ફળ ન જાય.

જાણો છો કેવું અજબ પરિણામ આવ્યું? એંજિનિયરોએ પોચટ માટીનું સાચું પારખું કરી લીધું. અરે! આ માટી તો સિમેન્ટ બનાવવા કામ લાગે એવી છે. સિમેન્ટનું ૨૦% ટકા ખર્ચ જ ઓછું થઈ ગયું!

નદીના પેટાળમાં ૨૨૦ ફૂટ ખોદતાં તો પ્રથમ વિજય હાંસલ થયો, પાકો પાયો તો બાંધી શકાયો. એના ઉપર ૭૪૦ ફૂટનું ચણતર શકય બન્યું—અમેરિકાના આજસુધીના સૌથી ઊંચા ' હુવર બંધ ' કરતાંય ૧૪ ફૂટ વધુ ઊંચું ચણતર!

**કેટલો કોંક્રીટ વપરાયો હશે, અંદાજ લેવો છે? આખી પૃથ્વીની પ્રદક્ષિણા કરવા માટે ૮ ૮ પહોળી પાકી સડક બાંધવામાં વપરાય એટલો—૮ લાખ ટન સિમેન્ટ અને ૧ લાખ ટન લોખંડ! કુલ ખોદકામ ૭૪ કયુબિક વાર જેટલું અને એમાં પાણી રહી શકશે—૭૪ લાખ એકર-ફીટ!**

*

ભૂસ્તરશાસ્ત્રીઓ કહે છે: ૧ કરોડ વરસ પૂર્વે આ સ્થળે વિશાળ સરોવર અગર તો સમુદ્ર હોવો જોઈએ...

માનવપુરુષાર્થ ૭૪ લાખ એકરને ફળદ્રુપ બનાવી દેશે!

## ૨: સિદ્ધિના સર્જનારા

ભાખરા બંધ! ભારતના પ્રબળ પુરુષાર્થ અને ગૌરવભર્યી સિદ્ધિનો તાજમહાલ!

- તાજમહાલ બંધાયો હજારો માનવીની વરસો સુધીની અપરંપાર મહેનત-પસીનાને અંતે. આપણે જાણતા નથી એ શ્રમ માટે માનવોને શો ને કેવો બદલો અપાયો હશે. એમનાં કુટુંબોનું પૂરું પેટ પણ ભરાયું હશે ? એમની વૃદ્ધાવસ્થામાં ને એમની તૂટતી શારીરિક હાલતમાં રેંઢા આપવા જેટલોય બદલો અપાયો હશે શું ? આપણે જાણતા નથી પરંતુ એ જમાનો જુદો હતો.

આજે ભારતવર્ષ જે સમાજવાદી ઉત્થાનને પંથે વળ્યો છે. એ ઉત્થાનનો આરંભ એના શ્રમબાળકોના ઉત્થાનથી જ થઈ શકે, અને એનોય આરંભ 'પબ્લિક સેક્ટર'ના ઉદ્યોગોથી તો થવો જ રહ્યો.

ભારતનાં ગૌરવ અને પ્રબળ પુરુષાર્થનું પ્રતીક ભાખરા બંધમાં ૧૦-૧૦ વર્ષોથી કાયા ઘસી રહેલા શ્રમમાનવો પૂરતોય શું આવો આરંભ થઈ ચૂક્યો છે? હકીકતો દુઃખદ છે.

જ્યાં હજારો શ્રમમાનવીઓ રાત ને દિવસ કાયા ઘસી રહ્યા છે, ધરતીના એ પેટાળમાં-બંધના હૈયામાં ઘનઘોર અંધકાર છે.

જાણે નિરંતર રાત્રિનું સામ્રાજ્ય છે અને એ અંધકારને મારી હઠાવવા પ્રખર વીજળીની 'સ્પૉટ લાઈટ્સ'નો ધોધ સતત વરસાવવામાં આવે છે.

અને આવી આ કૃત્રિમ સૃષ્ટિમાં, ઠંડીનાં કાતિલ તીર ૯૦૦૦ શ્રમિકોના તનને વીંધ્યા જ કરે છે: એમને ગરમ કપડાં આપવાનું પણ યોજકોને 'પરવડયું' નથી ! કેમકે યંત્રો ને સાધનો 'પ્રાયોરિટી'માં ગણાય છે, માનવીઓની દેખભાળ નહિ !

અને પગાર ? બિનકાબેલને રૂ. ૬૦ અને કાબેલ કામદારને ૯ વરસને અંતે રૂ. ૧૨૦ મળતા હોવાનું દફતરો જણાવે છે !

અને આ મહાન યજ્ઞમાં કુરબાન થનારાઓને અપાતા 'કૉમ્પેન્સેશન'ની વાત પણ વાંચો—

## ૩ : નવઘડતરના શહીદો

એનું નામ જનતાદેવી છે. પંજાબના એક ખૂણાના ગામડાગામની એ યુવતી હજી તો માંડ વીસ વરસની છે. ત્યાં તો એના નસીબે વૈધવ્ય આવી પડ્યું છે.

એમ તો એના ગામની અને એની બાજુના ગામની સેંકડો યુવતીઓ વૈધવ્યનો ભોગ બનતી આવી છે—

જનતાદેવીની વાત જુદી છે. બધી રીતે આ વાત જુદી છે:

જનતાદેવી શહીદ-પત્ની છે !

એનો પતિ હજી હમણાં જ મૃત્યુ પામ્યો છે: ચોવીસ વરસની કુમળી વયે ! અને એમ તો, એના ગામમાં, ને એની બાજુના ગામમાં કંઈક જુવાનજોધ છોકરાઓ તાવમાં, રોગમાં, નદીઓના પૂરમાં ને જંગલોનાં વિકરાળ પ્રાણીના શિકારમાં ભરખાતા રહ્યા છે. મોત કંઈ વય-ઉંમર પૂછીને હમેશાં ઓછું જ આવે છે? બળિયા અને કોલેરા, ડિપ્થેરિયા અને ક્ષય...માસૂમ બાળકોથી માંડી જુવાનજોધને હડપી જવાની આપણા દેશમાં કયાં કશી નવાઈ છે ?

પરંતુ જનતાદેવીનો જુવાન પતિ માનસિંગ તો શહાદતને વર્યો છે !

શહાદત ? વિદેશી રાજકર્તા સામેનો સંગ્રામ તો ભારતે વરસો પૂર્વે ખેલી લીધો છે અનેક શહીદોનાં બલિ ભારત માતાએ એ યજ્ઞ વેદી પર ધરી દીધા છે... અનેક નામીઅનામી શહીદોની વણઝાર અસ્ખલિત ચાલ્યા જ કરી છે.

ભારતની સ્વાધીનતાની વેદી પર શહીદોની મણા નથી... એક કહેતાં સેંકડોએ કુરબાનીઓ કરી ભારતની શાન બઢાવી છે......

શહાદતનો એ યુગ પૂરો થયો અને આપણી પોતાની સ્વરાજ સરકારનું શાસન જામ્યું અને એના અન્યાયો અનિષ્ટોની સામેય વળી ફરી રોષની આગ જલી ઊઠી : કંઈક ગોળીએ મુઆ ને કંઈક જેલમાં ધકેલાયા.

નામીઅનામી શહીદોની રક્તધારા વહેતી જ રહી......

આજે ભારતની આઝાદીએ અવનવો વળાંક લીધો છે.

ભારતે **સમાજવાદને** પોતાનું રાષ્ટ્રીયધ્યેય જાહેર કર્યું છે...ભારતે સમાજવાદને રાહે કદમ બઢાવ્યાં છે...ભારતે એના આર્થિક પછાતપણાને તિલાંજલિ આપી પ્રગતિની હોડમાં દોટ મૂકી છે...

ભારતની પ્રથમ પંચવર્ષીય યોજના પૂરી થઈ છે...ને પાયાના ઔદ્યોગિક વિકાસની બીજી પંચવર્ષીય યોજના અમલમાં મુકાઈ ગઈ છે.

અનેક નદીઓના બંધ બંધાઈ રહ્યા છે. ને અનેક વીજળીમથકોની પ્રગતિ થઈ રહી છે, અનેક નવા ઉદ્યોગો–

કારખાનાંના પાયા નંખાઇ ચૂક્યા છે ને ઉત્પાદનનો આંક ઊંચે ચઢી રહ્યો છે. અનેક વૈજ્ઞાનિક શોધખોળો પાછળ ભારતના શ્રેષ્ઠ વિજ્ઞાનીઓ લાગી ગયા છે અને ભારતને નંદનવન બનાવવાની તમન્નાએ સંશોધનોમાં ખૂંપી ગયા છે.

ભારત એનું સદીઓનું આર્થિક પછાતપણું ફગાવી દઈ આગળ વધવા કમર કસી પડ્યું છે...

અને ત્યારે. શું કુરબાનીઓ વિના ભારતનું ભવ્ય નૂતન મંડાણ શક્ય થવાનું છે ?

* શું નદીઓના બંધો ને વીજળીક મથકો, વૈજ્ઞાનિક કેન્દ્રો ને જંગી યંત્રોનું સર્જન અને સંચાલન, નવા પ્રકારની છતાં જરાય ઓછી ભવ્ય નહિ એવી કુરબાનીઓ વિના શક્ય બનનાર છે ?

ભલે આવા વીરોનાં નામ સ્વાતંત્ર્યના સંગ્રામના શહીદોની હરોળમાં મૂકવાનું ઇતિહાસકારોને ન સૂઝે; આ શહીદોને 'વીરચક્રો' સમર્પવાનું ભારતના સરકારી સૂત્રધારોને ન સૂઝે...પરંતુ ભારતના ભવ્ય નવઘડતરના પાયામાં શહીદ બનેલા અનામીની વાત કોક ને કોક મુખે કોકની કલમે જ્યારે સાંભળનારનું મસ્તક તો ઝૂકી પડ્યા વિના નહિ જ રહે.

આવા શહાદતોની એકબે નોંધ( કેવળ નોંધ ) અહીં નોંધાઈ છે :

પંજાબનું નાનું શું ગામ, રાજપૂત કુળ: બધી રીતે પછાત ને ગરીબ. ૧૮મે વરસે માનસિંઘ કામધંધે—મજૂરીએ ચઢ્યો. બાવીસમે વરસે પરણ્યો, અને બે વરસમાં તો ચાર બહેનો ને ભાઈ ઓને, તથા વીસ વર્ષના પત્નીને પાછળ મૂકી વિદાય થયો !

ભાખરા–નાંગલ બંધમાં અકસ્માત થયો ને મરી ગયો !

મોટાભાઈનું નામ છે મુખ્તીઆરસિંઘ, એની પાસે ૬ એકર જમીન છે–તેય જુદા જુદા ટુકડામાં વહેંચાઈ ગયેલી એના પોતાના કુટુંબનું ભરણપોષણ કરવાનાય વાંધા !

જનતાદેવી–વિધવા યુવતીને–બાપ નથી. ભાઈ નથી. મા ને પાંચ બહેનો છે : ભારે મુશીબતના દા'ડા છે.....

સરકારે વિધવાને 'કોમ્પેન્સેશન' તરીકે રૂ. ૩૦૦૦) આપ્યા છે. મળેલી રકમમાંથી માથે ચઢેલું દેવું પતાવી દઈ વિધવાએ પોતાનું ઝૂંપડું સમારવામાં બાકીની રકમ ખર્ચી નાખી ! અને કુદરતનો પણ પ્રકોપ કે એ સમરાવેલું ઝૂંપડું આગમાં ખાખ થઈ ગયું !

બસ...વાત આટલી જ છે : નવઘડતરના અનામી શહીદની વાત આથી વિશેષ હોઈ પણ શી શકે ?

એવી જ બીજી વાત :

એનું નામ હંસરાજ : એ ભાખરામાં ૭ વર્ષની નોકરી કરીને ત્યાં જ મુએો.

અગાઉ એણે રાજપૂતાના ઈન્ફન્ટ્રીમાં લશ્કરી નોકરી કરેલી. યુદ્ધ પૂરું થયું ને ૧૯૪૬માં લશ્કરી નોકરીમાંથી છૂટો કરવામાં આવ્યો.

જે કાંઈ મળ્યું તે કામ કરી રોટલો રળતો. આ જુવાન ભાખરા બંધમાં મજૂરીએ આવી પહોંચ્યો...જોખમની એને જાણ હતી, ને જોખમ એણે ખેડ્યુંય ખરું...

૧૯૫૬ના નવેમ્બરમાં એની જિંદગી ભાખરા બંધને એણે ધરી દીધી.

એની વિધવા કરમદેવી બે દીકરા ને એક નાનકડી દીકરીનું જતન કરી રહી છે.

સરકારે આ વિધવાને માટે રૂ. ૩૫૦૦ 'સેન્કશન' કર્યા છે...આજે સવા વરસ વીતી ગયું છે...પણ માત્ર રૂ. ૧૦૦૦ આપવામાં આવ્યા છે...બાકી રૂ. ૨૫૦૦ વિષે કોઈ કશો ખુલાસો કરતું નથી ! અલબત્ત સહીઅંગૂઠો તો પૂરી રકમનો લેવાઈ ગયો છે !

શહાદતની કેવી ક્રૂર હાંસી !

[ 'બ્લિટ્ઝ' સાપ્તાહિકના આભારે]

સૌરાષ્ટ્રના જીવનમાં જોયેલી અને અનુભવેલી એક
સત્ય ઘટના પરથી વણેલી વાર્તા

વાર્તા

# મૂંગી વ્યથા

—ગિરિજાશંકર કે. વ્યાસ

કેટલીયે વાર વાચા કરતાં મૌન વધારે અસર કરી જાય છે ! ઘણાં માણસોનાં—અને ખાસ કરી ગામડાંના અબુધ ભોળા ગણાતા માનવીનાં જીવન એવાં હોય છે કે તેઓ કશું બોલતા નથી, કે તે અંગે જરા પણ ધમાલ કરતા નથી, પણ કેવળ મૂકપણે પોતાનું કર્તવ્ય બજાવી જાય છે; જાણે તેઓ જીવનમાં મૌન જ સેવી રહ્યા હોય છે ! અને એમ એવું એમનું મૌન જ તેમના જીવનને ચિર વાચા આપી રહે છે !

અંબારામે પોતાના સસરાને ગામ આવી પાછું પોતાના સસરાનું જૂનું હાટ સંભાળ્યું, ત્યારે ગામલોકોને નિરાંત થઈ કે, "હાશ ! જાદવજી મા'રાજનું હાટ એમ ને એમ ચાલતું ર'યું તે ઠીક થયું ! છોકરાવને ગાંઠિયાપેંડાની તો ઉપાધિ અટકી." ગામમાં જાદવજી મા'રાજની કંદોઈની દુકાન એકની એક હતી. તેમને પોતાની દીકરી ચતુરા સિવાય સંતાનમાં બીજું કોઈ ન હતું. એટલે તેમના મૃત્યુ બાદ તેમના જમાઈ અંબારામે જો પાછા ત્યાં આવી તેમની દુકાન ચાલુ ન રાખી હોત તો બીજો કોઈ કંદોઈ ત્યાં આવી વસત કે કેમ એ પ્રશ્ન હતો. એટલે આમ અંબારામે પોતાના સસરાની દુકાન ચાલુ રાખી—ને આમ ગામમાં "ભરામણની દુકાન" ચાલુ રહી તેથી ગામલોકોને અને ખાસ કરી વાણિયા વગેરે ઉજ્જળવર્ણને "ભરામણ"ની દુકાનેથી ગાંઠિયાકળી લેવા સરળતા ચાલુ જ રહી.

અંબારામનાં લગ્ન ચતુરા સાથે થયે વીસેક વર્ષ થઈ ગયાં હતાં. લગ્ન વખતે જાદવજી મહારાજની ચાહનાને લઈ તેને 'ગામનો જમાઈ' તરીકે સત્કાર અને ચાહના સારાં મળ્યાં હતાં. અને જ્યારે તે પાછો આવી દુકાન ઉઘાડી કંદોઈનો ધંધો કરવા લાગ્યો ત્યારે પણ ગામલોકો તરફથી તેને તેવા જ ભાવ અને સત્કાર મળી રહેવા લાગ્યા. લગ્ન પછી અંબારામ ચતુરાને સાથે લઈ દેશદેશાવર ભમી આવ્યો હતો. વીશીલોજ કરી કરી થાક્યો, ત્યારે કોઈ સાહેબલોકને ત્યાં રસોયા—મા'રાજ—તરીકે પણ નોકરી લીધી. પરન્તુ આ સર્વે ધંધામાં તેને જરા પણ લાભ ન મળ્યો. ત્યાં તેના સસરા જાદવજી મા'રાજ ગુજરી ગયા ને તેની તમામ મિલકત અંબારામે સંભાળવી એમ કહેતા ગયા. જો કે મિલકતમાં તો ગામડાનું જૂનુંપુરાણું ધૂળિયું મકાન, દુકાન અને કંદોઈનાં જૂનાંપુરાણાં સાધનો સિવાય અન્ય કાંઈ ન હતું—છતાં પોતે આટલાં વર્ષોના રખડપાટ પછી થાક્યો હતો, અને તેથી "ઠરીઠામ" થવા ઇચ્છતો હતો, એટલે ચતુરાને લઈ પોતાના સસરાની મિલકત સંભાળી દુકાન ચલાવવા લાગ્યો.

વીશ વીશ વર્ષના લાંબા ગાળા દરમ્યાન પણ ચતુરાને કાંઈ સંતાન થયું ન હતું. પોતાનો ખોળો ભરાય તે માટે ચતુરાએ કેટકેટલીએ બાધાઆખડી રાખી હતી. કેટકેટલાયે વ્રતઉપવાસ અને પૂજા કરી હતી અને છેવટે અંબારામે પણ તેમ કરી કેટલાયે જોશીઓ અને સાધુઓને સંતોષ્યા હતા. છતાં ચતુરાની કે અંબારામની આશા સફળ થઈ ન હતી. એટલે જ્યારે પોતે દુકાન ચાલુ રાખી ત્યારે પોતે બન્ને માણસ સિવાય અન્ય કોઈ તેમને નિભાવવા માટે ન હતું.

ગામમાં તેની દુકાન સારી ચાલવા લાગી. વળી તે દેશદેશાવર ફરી આવ્યો હતો, એટલે જાદવજી મા'રાજના હાથનાં ગાંઠિયા, કળી ને પેંડા કરતાં તેનો બનાવેલો "માલ" સારો ગણાવા લાગ્યો અને ગામમાં જેટલી ચીવટથી તેનો માલ વેચાતો તેના કરતાં આજુબાજુનાં ગામડાંઓમાંથી પણ વધારે વેચાવા લાગ્યો. કમાણી સારી થવા લાગી અને અંબારામ પૂરજોસથી ધંધો ચલાવવા લાગ્યો. ન્યાતિલાઓ

પણ ઘડીક તેની આ ચડતી જોઈ રહ્યા.

અંબારામની દુકાન અને ઘર એક જ હતાં. ઘરની ઓસરીમાં બારણું પાડી દુકાન બનાવી હતી. એટલે નાસ્તો કરવાવાળા કે ગામનાં નવરા ખેડૂત વગેરે લોકો આ ઓસરીમાં બેસતા. ચૂલા પર પેંડા કે માવો બનાવતો અંબારામ ચૂલાના અગ્નિએ જ આ બનાવતો, અને ગામના ખેડૂત કે એવા બંધાણી લોકોને ત્યાં ચા પીવરાવતો. આમ કંદોઈની દુકાન સાથે હોટલ : એવી આ ડબલ ધંધાવાળી કમાણીથી અંબારામની ચાહના વધી. સાથે કમાણી પણ.

એવામાં એક બિલાડી ત્યાં "હેવાઈ" થઈ ગઈ આ બિલાડીને સવારસાંજ માવો બનાવતાં કે ચા પકવતાં દૂધ પાવું અને જમતી વખતે રોટલો નાખવો એ અંબારામને નિત્યકર્મ જેમ થઈ પડયું અને પછી તો રસ્તાના કૂતરાઓ પણ એ રીતે જ તેની દુકાન આગળ પડાવ નાખી રહેવા લાગ્યા. નિઃસંતાન અંબારામને આ બિલાડા-કૂતરાને ગાંઠયા સેવ નાખવા કે રોટલા ખવરાવવા એ મોજનો વિષય થઈ પડ્યા. કોઈ કોઈ વખત તો રોટલો કે એવું ખાવાનું સાધન તૈયાર ન હોય ત્યારે દુકાનનાં ગાંઠિયા કે કળી તે તેમને ખાવા આપતો. ગાંઠિયાસેવ થોડું થોડું પ્રથમ નાખવાનું શરૂ કરતો પછી તો અંબારામ આંખ મીંચીને ટોયા ભરી ભરી પણ તેમને ખવરાવવા લાગ્યો!

એટલામાં એક દૂબળી ગાય ત્યાં વેચાવા આવી. ગાયને જો કે ચતુરાએ કોઈ દિવસ રાખી સાચવી ન હતી. એટલે પ્રથમ તો અંબારામને એ ગાય વેચાતી લઈ નકામી પળોજણ ઊભી કરવા જેવું લાગ્યું. પણ કોણ જાણે ચતુરાને પણ ઊગી આવ્યું ને તેણે તે ગાય વેચાતી લઈ લેવા કહ્યું. આમ આ બિલાડા, કૂતરા સાથે ગાય ભળી. ગાયને તો પછી સારા સારાં ખડ, ખોળ અને કપાસીઆ મળવા લાગ્યા. ચતુરા પણ હોંશથી તેની ચાકરી કરવા લાગી, અને અંબારામે તો અધૂરામાં પૂરું તે પેંડા કે માવો પણ ગાયને ખવરાવવાનું શરૂ કર્યું!

ગાય આવ્યા પછી ચતુરાની તબિયત સુધરી ગઈ. પ્રથમ તે સાજી-માંદી રહ્યા કરતી. અહીં પોતાને પિયર આવ્યા પછી પણ તે તેવી ને તેવી રહેતી. ગામની દીકરી હતી એટલે તેને લાજ કાઢવાની કાંઈ જરૂર ન રહેતી અને પોતાના બે માણસના રોટલા ઘડયા પછી સાવ નવરી રહેતી ત્યારે ઓસરીમાં બેઠેલા ગામલોકોનાં ટોળટપ્પા સાંભળી પોતાનો વખત પસાર કરતી. પરંતુ ગાય આવ્યા પછી ને તેની ચાકરી કરતાં ચતુરાની નબળાઈ ચાલી ગઈ, શરીર સારું થયું, ને મન પણ પ્રફુલિત રહેવા લાગ્યું. વળી જે કમાણી દુકાનમાંથ થતી હતી તે પાછી વધવા લાગી. આમ આ ગાય આવ્યા પછી આટલો લાભ થતાં ચતુરા અને અંબારામ ગાયને શુકનવંતી ગણવા લાગ્યા અને ઊંડે ઊંડે ચતુરાને મનમાં થવા લાગ્યું કે ગાયના પગલાંથી કદાચ પોતાનો ખોળો પણ ભરાય!

કૂતરા, બિલાડા તથા ગાયને આમ છૂટથી ગાંઠિયા, કળી કે માવો અને પેંડા ખવરાવવાના રોજના નિયમથી લોકોમાં અને ખાસ કરી તેના ન્યાતિલાઓમાં ટીકા થવા લાગી. પણ પછી તો રોજનું થયું જાણી લોકોને એ માટે નવાઈ ન લાગ્યું, અને ઊલટાનું "બિચારો વાંઝિયો છે તે પોતાની કમાણી કયાં નાખે? ને એને પણ કયાંક પોતાનો સ્નેહ તો બતાવવો જોઈએને! એટલે એમ કૂતરા, બિલાડા કે ગાયને ખવરાવે એમાં શું?" એમ દિલસોજી પણ થવા લાગી.

ચાકરીથી ગાય તો એવી સરસ થઈ કે ઘડીભર ગામલોકો જોઈ જ રહે! ખેડૂતો અને અન્ય લોકો એક-બીજાને કહેવા લાગ્યાઃ "મામા! ભામણભાઈને અક્કલ કેટલી? આવી ગાય રાખી છે તે દરબારની નજરે ચડશે તો તે આંચકી લીધા વગર નહિ રં'યે. ભલભલા દરબાર જેવા દરબારને ત્યાં પણ આવી ગાય નથી." ગાયનો ગોવાળ પણ ગાયનું ધણ ચરાવતાં આ ગાય પર મોહી જતો. એણે પણ એક દિવસ અંબારામ જ્યારે એકલો હતો ત્યારે ખાનગીમાં ધીમેથી વાત કરીઃ

"અંબારામભાઈ! જરા ગાયને સંભાળીને રાખજો. દરબારમાં પણ આવી ગાય નથી."

"તે દરબાર શું કરવાના હતા?" અંબારામ કાંઈ સમજ્યા વિના બોલી ઊઠયો.

"ના. ના. એમ નથી કે'તો અંબારામભાઈ! પણ વખત છે ને દરબારનું મન લલચાય." ગોવાળ ભયમાં કહી રહ્યો.

"અરે મારા ભાઈ! દરબારને એની ગાય જોતી હોય તો ભલેને લઈ જાય. આપણે વળી બીજી ગોતી કાઢશું." નફિકરાઈભર્યા તોરથી અંબારામે કહ્યું.

પણ અંબારામની આવી નફિકરાઈ ગોવાળને પણ જરા ખૂંચી પણ બિચારો શું કરે! અંબારામ કમાં કોઈનું માને

એમ હતો ? ' હશે, મા'રાજને જઈ ખરી ખબર પડશે તઈ સમજશે " મનમાં ગણગણી ગોવાળ તો પછી ચાલ્યો ગયો.

પછી એક દિવસ અંબારામની ગાય જ્યારે ચરવા જતી હતી, ત્યારે દરબાર પણ ત્યાંથી નીકળ્યા. દરબારની નજર ચાર થઈ ગઈ ! આવી મઝાની ગાય ગામમાં છે કે શું ? અને પછી ખબર પડતાં તેણે જાણ્યું કે તે તો નવા કંદોઈ અંબારામની ગાય છે ત્યારે ઘડીક નિઃસાસો નાખી દરબાર પાછા ચાલ્યા ગયા. ખેડૂત અને ગામલોકો તો આ જોઈ નવાઈ પામ્યા. ગામના દરબાર કોઈ દિવસ પણ સારી ચીજવસ્તુ જુએ કે તે પડાવ્યા—બળજબરીથી કે ફોસલાવી સમજાવી લીધા—વગર રહેતા નહિ, તે આવી સરસ ગાય જોઈ ચાલ્યા ગયા, તેથી ગામલોકોને અચરજ થઈ ! પણ પછીથી લોકોને ખબર પડી કે દરબારે તો આ ગાયને ન છૂટકે જતી કરી હતી. કેમ કે તે વાંઝિયા અંબારામની હતી ! ગમે તેવા દરબારને પણ "વાંઝિયા"નું લેવું આકરું જણાયું હતું ! પણ અંબારામે તો એનો અર્થ એમ લીધો, કે "મારી ગાય તો દેવાંશી છે દેવાંશી ! દરબાર જેવા દરબાર પણ તેને અડકી ન શક્યા ! ' અને એમ તેની અને ચતુરાની ગાય પ્રત્યેની લાગણી ઊલટી વધવા લાગી અને ગાય પણ પછી તો એક છોકરાની માફક ચરવા જતાં કે ચરીને આવી ખીલે બંધાતાં પહેલાં અંબારામના હાથથી પેંડા કે માવો ખાય ત્યારે જ નિરાંતથી ચરવા જાય કે ખીલે બંધાય ! અને અંબારામને તેમ ગાયને ન ખવરાવે ત્યાં સુધી ચેન પડતું જ નહિ !

ગામના નવરા અને દ્વેષીલા ન્યાતિલાઓ તો પછી છડેચોક ટીકા કરવા લાગ્યા : " ભામણભાઈ ! જરાક જેટલી કમાણી થઈ છે ત્યાં ફુલાયા ને માંડ્યા બિલાડાકૂતરાને ખવરાવવા—ગાય તો જાણે એની માનીતી ! આમ આવા ઢોરને જેમ તેમ ખવરાવી ઉડાડે છે પણ જરાક સમો બદલાયો ત્યારે ખબર પડવાની ! જે રૂપિયા ભેગા કરી શકે તો ભામણ શેનો ? " છતાં અંબારામ પોતાની અડગ ટેકમાં એવો ને એવો મસ્ત હતો.

થોડાં વરસો ગયાં, પણ ચતુરાનો ખોળો ન ભરાયો તે ન જ ભરાયો. પોતાની મનની ઊંડી આશા આમ ન ફળી તેથી તે મૂઝાવા લાગી અને તેની ખીજ પછી તે ગાય ઉપર, બિલાડા ઉપર કે કૂતરા પર કાઢવા લાગી. અંબારામ શાંત મને તેને સમજાવે કે વખતે ધમકાવે, પણ ચિડાયેલી ચતુરા તો ચિડાયેલી જ રહી, અને પછી તો ન્યાતિલાઓ કે ગામનાં લોકો તેની જે ટીકા કરતાં તે પણ ચતુરાને સાચી લાગવા માંડી. વખતે અંબારામ તેને સમજાવે કે ધમકાવે ત્યારે તે કહેતી : " હવે રાખો, છતો બહુ ધરમી થયા છો તે. આમ પાણીની જેમ વાપરો છો તો ઘરડા થાશો તંઈ ખબર પડશે. ગાંઠે ગરથ હશે તો સગાંવહાલાં સામુ જોશે. નહિતર પસતાવું પડશે. " પણ નિર્મળ હૃદયનો અંબારામ તો જાણે કાંઈ પડી જ નથી એમ ગણી પોતાનાં નિત્યનાં આચરણને તેમ ને તેમ વળગી રહેતો.

વળી પાછા ચતુરાના વિરોધ સાથે ભળનારા નવરા કહેવા લાગ્યા: " અંબારામની દુકાન તે કંદોઈની દુકાન નથી. છતો કૂતરાબિલાડાનું સદાવ્રત છે સદાવ્રત ! ગામઢોરનું પાંજરાપોળ છે ! " છતાં અંબારામ મૂકપણે પોતાનું કર્તવ્ય બજાવ્યે જતો હતો.

અને એમ કરતાં સમય બદલાયો. ગામમાં બીજો કંદોઈ આવ્યો અને અંબારામની કમાણી ઘટવા લાગી કમાણી ઘટવાથી ચતુરા વધારે ચિંતાતુર બની. છતાં અંબારામ તો તે જ રીતે પોતાનું મૂકજીવન જીવ્યે જતો હતો !

એવામાં દુષ્કાળ પડ્યો. ઘાસઅનાજની તંગી પડી. લોકો અને ભલભલા સારા ગણાતા ખેડૂતો પણ ઢોરઢાંખર ઓછાં કરવા લાગ્યા. નીરણપૂળો સાચવી સાચવી ઢોરને આપવા લાગ્યા અને કડબની ગંજી સંભાળવા લાગ્યા. કપાસીઆ અને ખોળના ભાવ તો આકાશે પહોંચવા લાગ્યા. છતાં ગાયની ચાકરીમાં તો અંબારામ એવો ને એવો જ રહ્યો. પોતે ઓછું ખાઈ રોટલાના બટકાં બચાવી કૂતરાબિલાડાને નાખે. ચતુરા ઘણું ઘણું તેને સમજાવે પણ અંબારામ તો એવો ને એવો જ રહ્યો.

ચૈત્ર માસ આવ્યો. પાણીની પણ ખેંચ પડી. ગામનાં પાદરના કૂવામાંથી પાણી ખૂટ્યું. પાણી માટે લોકોને અરધો-પોણો ગાઉ દૂરની વાડીનાં કૂવામાંથી ખેંચી લાવવું પડતું. હવે તો પાણીની તંગી પડતાં ચતુરાએ ગાયને ગીરમાં મૂકી આવવા કહ્યું: ગામના લોકો પણ પોતપોતાનાં ઢોર લઈ ગીર તરફ હાંકી જવાના હતા, પણ અંબારામને પોતાની ગાયથી છૂટા પડવું જરાયે ગમતું ન હતું. ગામલોકોએ પણ તેને ખૂબ ખૂબ સમજાવ્યો કે, " ભાઈ ! બેચાર મહિના ગાય વિના ચલાવી લ્યો. ચોમાસું થયા પછી ઢોર પાછાં આવશે ત્યારે તમારી ગાય પણ તમને મળી રહેશે. માટે

હવે જરા સમજી ગાયને ગીરમાં મોકલો." પણ અંબારામનું મન ના પાડતું હતું ! અને આમ ગાયના પ્રશ્ને પણ પછી તો પતિપત્ની વચ્ચે ઝઘડા થવા લાગ્યા. એમાં વળી વખતે વખતે કૂતરાબિલાડા પણ વચ્ચે આવે ! કૂતરાબિલાડાને તો લોકો અનાજની પેંચને લઈને ઓછું આપતા તેથી તેમની "જમાત" પણ અંબારામને ત્યાં વધવા લાગી. ચતુરા આથી ચિડાઈ. પણ નિર્મળ અને નિર્મોહી અંબારામ અરધો ભૂખ્યો રહીને "બચારા"જીવને પોતાનું ખાવાનું આપી દેતો !

પણ પછી તો પાણીની વધારે તંગી થતાં ચતુરા "હવે ગાયને ગમે તેમ કરી ગીરમા મોકલો, ને જો ગીરમાં ન મોકલવી હોય તો સતાધારની જગ્યામાં પણ છેવટે મૂકી આવો," એવો હઠાગ્રહ લઈ બેઠી: ઝઘડા ભારે થવા લાગ્યા અને ન છૂટકે, કચવાતે મને પણ આખરે અંબારામે ગાયને સતાધારના જગ્યામાં મૂકી આવવા નક્કી કર્યું. ચતુરાએ ભાતું કરી આપ્યું. ગોવાળ ગાય લેવા આવ્યો અને અંબારામ રડતી આંખે ગાયની સાથે નીકળી પડ્યો.

રસ્તામાં પણ તેનું મન "હજી ગાયને લઇ પાછો ઘેર ચાલ્યો જાઉં" એમ કહી રહ્યું હતું ! પણ કફોડી સ્થિતિ અને ચતુરાના ઝઘડાથી કંટાળેલ અંબારામ જેમ તેમ કરી સતાધાર આવી પહોંચ્યો. ત્યાં મઝાનાં લીલોતરી ખેતર અને ઘાસ જોઈ ગાય તો આનંદથી ચરવા લાગી. નદીનાં પાણી પણ નિર્મળ વહી રહ્યાં હતાં ! ઘડીક તો અંબારામને 'ઘોળ્યું ઘર ને ધોળી દુકાન" કરી અહીં જ ગાયને ચાર્યા જ કરું" એમ મન થઈ આવ્યું !

ગાયને મૂકી જવાનો દિવસ આવ્યો. જગ્યાની ગાયોનાં ટોળાં ગૌશાળામાં ઉભરાતાં હતાં. એમાં અંબારામની ગાય અનોખી દેખાઈ આવતી હતી. ગાય અંબારામને જોઈ ભાંભરતી હતી અને અંબારામ તેને જોઈ રડી પડતો હતો. 'જગ્યાનાં માણસો અને મહંત પણ આ જોઈ આ "ગાય-પ્રેમી મા'રાજ" માટે પ્રશંસાનાં વેણ ઉચરી રહેતા હતા. ગોવાળ હવે ઝટ નીકળી જવા ઉતાવળ કરતો હતો પણ અંબારામનું હૈયું હીમ જેવું બની ગયું હતું. રોઈ રોઈ તેની આંખ લાલ બની ગઈ હતી અને ગાય પણ ભાંભરી ભાંભરી અંબારામ પાસે આવી જતી હતી ! "હવે અંબારામભાઈ! ઝટ ઉતાવળ કરો. આપણે વેળાહર નીકળી જઈએ. ગાયું તો હવે ચરવા નીકળે છે" ! કહી ગોવાળ તેને ઉતાવળે ત્યાંથી નીકળી જવા કહેતો હતો, પણ અંબારામ મૂક મને ને રડતી આંખે ગાય તરફ જોઈ રહ્યો હતો. જગ્યાના માલધારીએ આવી તેને ધરપત રાખવા અને તેની ગાયની જરાય "ચંતા" ન કરવા કહ્યું. પણ અંબારામ તો કેવળ રડતી આંખે ગાયને જ જોઈ રહ્યો હતો.

અંબારામનો હાથ પકડી ગોવાળ તેને ખેંચી જવા કહેતો હતો ત્યાં ગાય "ભેં" કરી અંબારામ પાસે આવી ઊભી અને અંબારામ પણ તેની ડોકે વળગી રડી પડ્યો ! નાના છોકરાની માફક મોટા અવાજે રોઈ પડ્યો ! જગ્યાના મહંત પણ ત્યાં આવ્યા. તેમણે તેને સમજાવ્યો. પણ ખૂબ રડી અંબારામે ગાયને દોરી કહ્યું: "મારી માવડી ! હું ભૂખ્યે રહીશ. પાંચ ગાઉમાંથી પણ તને પાણી ખેંચી લાવી ને પાઈશ. પણ તારાથી તો નોખો નહિ પડું ને નોખો નહિ પડું." "હવે અંબારામભાઈ ! તમે હાવ ગાંડા થાવ મા." કહી ગોવાળ અને બીજા લોકો તેને ખૂબ સમજાવવા લાગ્યા; પણ અંબારામે તો ગાયને પોતાના ગામ તરફ દોરી કહ્યું: "હું મરીશ, પણ મારી ગાયને મારાથી છૂટી નહિ પાડું ! " અને ગાય પણ અંબારામને અડકી ગામના માર્ગ પર ચાલવા લાગી !

જગ્યાના મહંત અને બીજા ગોવાળો આ "ભામણ"ની મૂંગી વ્યથા જોઈ રહ્યા !

સૌથી વધુ અંધાધૂંધીભર્યાં આ સાહિત્યવિભાગ
(બાલસાહિત્ય) તરફ અભ્યાસીઓનું લક્ષ દોરવાની દૃષ્ટિએ

# બાલ–કાવ્ય

પ્રો. મંજુલાલ ર. મજમુદાર

'બાલ-કાવ્ય' અને 'બાલ-ગીત' એ અર્વાચીન યુગના ગુજરાતી કવિતા-સાહિત્યની જ નીપજ છે: એ તેનો એક અદ્યતન કાવ્યપ્રકાર છે. 'બાલકોને માટે રચાયેલાં કાવ્યો તે બાલકાવ્ય'—એવી એની સ્થૂલ વ્યાખ્યા આપી શકાય. બાલકોની વય અને તેમના માનસિક વિકાસને અનુસરી કાવ્યના વિષયમાં તથા તેના ગીતના ઢાળ કે છંદની માંડણીમાં પણ ઉચિત ફેરફાર તેથી આવશ્યક મનાયો છે.

પ્રાથમિક કેળવણીથી આરંભીને જે અનેકાનેક પ્રયોગો કેળવણીના ક્ષેત્રમાં, તેના અભ્યાસક્રમમાં, તથા તેનાં પાઠ્ય-પુસ્તકોમાં અંગ્રેજ શિક્ષણશાસ્ત્રીઓ દ્વારા આપણા દેશમાં થવા પામ્યા તેમાં, પ્રાથમિક શિક્ષણનાં સાત વર્ષ માટે, સાત પુસ્તકોની 'વાચનમાળા'ની ક્રમાનુસારી પદ્ધતિથી રચના કરવામાં આવી તે મુખ્ય છે: એમાં આગળ જતાં સુધારા થયા; ગુજરાતી વાચનમાળાની પહેલી 'હોપસિરિઝ' સને ૧૮૫૫માં યોજાઈ અને ૧૮૫૭માં તૈયાર થઈ, તેમાં રહેલી ઊણપો સામે અનેકાનેક ટીકાઓ થવાને પરિણામે, ૧૯૦૫માં ગુજરાતી વિદ્વાનોની 'ટેક્સ્ટબૂક રિવિઝન કમિટિ'એ શ્રી. કોવર્ટનના પ્રમુખપણા નીચે તેમાં સુધારા કર્યા; પચાસ વર્ષે 'હોપસિરિઝ'ની સંશોધિત આવૃત્તિ તૈયાર કરી; છતાં તેથી પણ જનતાને સંતોષ થયો નહિ.

'ગુજરાતી સાહિત્ય પરિષદ્‌ની લગભગ બે બેઠકો, રાજકોટ (૧૯૦૯) અને વડોદરા (૧૯૧૨)માં પરિષદના વિદ્વાનોની બનેલી સમિતિએ સરકારી કેળવણી ખાતા સાથે ચર્ચાઓ કરી. તે આંદોલનને પરિણામે નવી 'ગુજરાતી વાચનમાળા'નું ફરીથી 'રિવિઝન' થયું. તે વખતે કેટલાક વર્તમાન યુગના કવિઓ નરસિંહરાવ, બાલાશંકર, બલવંતરાય, કલાપી, ન્હાનાલાલ, ખબરદાર, લલિત વગેરેની કવિતાને તેમાં સ્થાન મળ્યું. આખી 'વાચનમાળા'માંથી બાળકોને લગતી કવિતાનો જ વિષય અહીં પ્રસ્તુત છે. તેથી તે વિશે વાત કરીએ.

બાલશિક્ષણમાં 'બાલવાડી'ની નવી પદ્ધતિની સાથે, રમત ભેગાં ગીત જોડી દેવામાં આવ્યાં. બાલકની રમત, તેની ભાષા અને તેનો ગણગણાટ—એ બધાના સમન્વયરૂપે બાલ-શિક્ષણમાં ગીતે પ્રવેશ કર્યો; અને ગીત શીખવવાની નવીનતા સૌને ગમી અને સૌએ સ્વીકારી, માત્ર રમત અને પદાર્થ સાથે જ ગીતનો સંબંધ મર્યાદિત ન રહેતાં, સારા ભાવનાં અને ઊંચા કવિત્વવાળાં ગીતો 'નવી બાલપોથી'માં પણ દાખલ થયાં અને તેમાં જ કવિ ન્હાનાલાલનાં 'મા! મને ચાંદલિયો વ્હાલો,' 'ગણ્યા ગણાય નહિ' અને 'ઊડું જગે ઊડું વને' એ ત્રણ ગીતો તેમાં સ્થાન પામ્યાં. સને ૧૯૩૧માં કવિએ પોતે પોતાનાં 'બાલકાવ્યો'નો સંગ્રહ પ્રગટ કર્યો ત્યારે આપણને ખાતરી થઈ કે 'નવી બાળપોથી'માં કવિના નામ વગર આપેલાં બાલકાવ્યો કવિનાં રચેલાં હતાં.

સંગીત અને નૃત્ય એ બાલકોને પ્રભુએ દીધેલી ભેટ છે. રડતું બાલક સાંકળ ખખડાવ્યે કે ટોકરી વગાડયે, પાવો વગાડયે કે ખંજરી વગાડયે શાંત થઈ જાય છે. ફક્ત આંગળીની ચપટીનો અવાજ પણ બાલકનું ધ્યાન ખેંચી શકે છે. આમ ધ્વનિનું સંવેદન બાલક પહેલું અનુભવે છે: એટલા માટે ધ્વનિ સાથેની—પ્રાસાનુપ્રાસવાળી, તથા ઝડઝમક અને વર્ણ-સગાઈવાળી જોડકણાંની લીટીઓ બાલકને એકદમ અસર કરે છે.

કવીશ્વર દલપતરામે 'ચકલાચકલીની વાર્તા'માં 'ખીર ના ખાધી: હું તો દાઝી' જેવી પંક્તિઓ તેટલા માટે જ યોજી હતી: સામાન્ય ડોશીમા વાર્તા કહેવા માંડે છે ત્યારે એવી જ શરૂઆત કરે છે: "ગાયોના ગોવાળ, ગાયોના ગોવાળ! મારી માને એટલું કહેજે: પોપટ ભૂખ્યો નથી, પોપટ તરસ્યો નથી, પોપટ સરોવરની પાળ: પોપટ આંબા કેરી ડાળ: પોપટ ટહુકા કરે: પોપટ કાચી કેરી ખાય, પોપટ પાકી કેરી ખાય, પોપટ લીલાલહેર કરે." બાલકને

જોડકણાં ઝટ યાદ રહી જાય છે અને એનું એ ગીત અનેકવાર ગાતાં એ થાકતું નથી.

## બાલકવિતાની શરૂઆત

આપણી 'બાલકવિતા' દલપતરામ તથા નવલરામની 'બાળગરબાવળી'થી શરૂ થઈ ગણીએ તો ગણી શકાય. શિક્ષણ અને સાહિત્યની નજરે એ કાળે આ પુસ્તકો પ્રથમ જ હોવાથી, તેની સારી કદર થઈ. પરંતુ એમાં જ્ઞાન અને ડહાપણનો સંભાર થોડો વધુ ભરી દેવાયો છે. એટલે 'કિંડર ગાર્ટન' અને 'મોન્ટેસોરી'નો અર્વાચીન બાલયુગ આવતાં, આપણા કંઠસ્થ લોકસાહિત્યમાંથી પણ ઘણું રમતિયાળ બાલસાહિત્ય વીણવામાં આવ્યું.

બાલકોએ ખાસ કરીને નવા યુગમાં કવિઓનું અને સાહિત્યકારોનું ધ્યાન ઠીક ઠીક ખેંચ્યું છે. કવિ ન્હાનાલાલે લખ્યું છે: "બાલક એટલે પ્રભુનાં પયગમ્બર!" કવિ લલિતે ગાયું છે: "નાનાં નાના બાળેડા ને નાનાં નાનાં ફૂલ:" લોકગીતમાં પણ એને સુંદર સત્કાર મળ્યો છે: 'તમે મારા દેવનાં દીધેલ છો: આવ્યાં ત્યારે અમર થઈને રહો!" બાલપૂજા નવા જમાનાનું નવું ચિહ્ન છે.*

'બાલકાવ્ય' અને 'વાત્સલ્યનાં ગીતો' એ બે ભિન્ન વસ્તુ છે. વાત્સલ્યનાં ગીતો એ માબાપના બાલકો તરફના કોમળ ભાવનાં ગીતો છે; ત્યારે બાલકાવ્યો એ બાલકોને પોતાને ગાવાનાં અને ભોગવવાનાં ગીતો છે. આ રીતે જોતાં, 'હાલરડાં' એ વાત્સલ્યનાં ગીતો છે; બાલગીત નથી.

બાલકના અભ્યાસક્રમમાં દાખલ થયેલાં ગીતોને, બહુધા, ત્રણ વિભાગમાં વહેંચી શકાય: (૧) પદાર્થનાં ગીત, (૨) રમતનાં ગીત, અને (૩) સહેલાં પણ સાહિત્ય ગૌરવથી ભરેલાં, પદાર્થ કે અમુક ભાવ સાથે સંબંધ ધરાવતાં ગીત. બાલકને જે પદાર્થોની માહિતી આપવાની હોય છે તે પદાર્થની પ્રત્યક્ષ સમજ આપ્યા પછી, તે સંબંધીનું ગીત બાલકો કંઠે કરે છે. અને એમનો પરિચય જીવન્ત બને છે. જૂની 'બાળપોથી'માંનું 'ગાય' વિશેનું ગીત, તથા 'રંગ' વિશેનું ગીત આ પ્રકારનું છે, આવાં ગીતો ઘણીવાર અંગચેષ્ટા સાથે—સમજપૂર્વકના અભિનય સાથે પણ શીખવવામાં આવે છે. રમતના ગીત તરીકે 'ચાલો ભેરુને, આજ રમત રમિયે નવી રે,' એ મિશ્રપ્રતિનું છે. તેમાં પદાર્થનું જ્ઞાન છે તેમ રમત પણ છે. બાલગીતોમાંનાં કેટલાંકની પાછળ સંવાદનાં, અભિનયનાં, તાલનાં, કૂદનાં, નૃત્યનાં, નાટકનાં–એવાં અનેક સબળતત્ત્વો રહેલાં હોય છે.

બાલમાનસશાસ્ત્રીઓ કહે છે કે બાલક પહેલાં તો પોતાની માને અને તે પછી પિતાને ઓળખે છે અને બીજાં ભાંડુને તે પછી ઓળખે છે. એ ત્રણચાર વર્ષનું થવા આવે અને ઘરમાંથી આંગણામાં અને આંગણામાંથી શેરીમાં રમતું થાય છે ત્યારે, તેને પહેલવહેલો, ઘરમાં ન જોયેલી એવી બહારની દુનિયાનો પરિચય થવા માંડે છે. એ વખતે એનું જગત પોતાના અંગત વ્યક્તિત્વની આસપાસ જ મર્યાદિત હોય છે: ટૂંકમાં બાળક Ego-centric(આત્મનિષ્ઠ) બનેલું હોય છે. તેથી એનું 'અહમ્': 'હું આમ છું': 'હું આમ થઈશ'—એવા પ્રકારનો ભાવ તેને આવરી લે છે: આ વયનાં 'હું'–ગીતો ઝડઝમક અને પ્રાસથી ઓપતાં છતાં અર્થહીન એવાં હોય, તો પણ ચાલી શકે છે.

## 'હું'માંથી 'અમે'

પાંચથી સાત વર્ષનાં બાળકો બાહ્ય જગતના વિશેષ પરિચયમાં આવવાથી અને તેમને રમતમાં ભેરુઓ મળવાથી, 'હું'માંથી 'અમે'માં તેમનો વિકાસ થાય છે. તેઓ કહે છે, 'અમે' નાના ખલાસી, નાના ખલાસી, મોતીડાં લાવશું ને જગને બતાવશું: હસનાં બાલુડાંને એક એક આપશું–' વગેરે: 'હોડી'ના ગીતમાં બાલક કહે છે: 'ચાલોને, રમીએ હોડી, હોડી.' આ વયનાં બાલક પ્રાણી, પક્ષી વગેરેને બોલતાં કલ્પી તેની સાથે રમી શકે છે. તેને પરીગીતો, રમતગીતો, પ્રસંગગીતો ખૂબ ગમે છે. બાલકના તરવરાટને યોગ્ય વળાંક આપવા માટે આ ગીતો અભિનયક્ષમ પણ હોય છે.

'બાલકાવ્ય'ના સાદામાં સાદા અને તરત ગમી જાય તેવા પ્રકાર તરીકે પહેલાં 'રમત–જોડકણાં'ને ગણાવવાં

*(૧) બાઇબલમાં સેન્ટમૅથ્યુ (૧૩-૩)નાં વચન છે:— "Except ye become converted, and become as little as children, ye shall not enter into the kingdom of Heaven."

(૨) મેડમ મોન્ટીસોરી લખે છે: 'The Child is a little Messiah.'

(૩) કવિ વર્ડ્સ્વર્થની કાવ્યપંક્તિ છે:—Child is the father of man.

જોઈ એ. તેમાં સાદો તાલ અને એક અનુપ્રાસ તેને મસ્તી આપે છે. ' ફટાણ 'ના ટુકડાઓ આનાં સુંદર દૃષ્ટાંતો છે. બાળકો તેનો અર્થ સમજવાની બહુ ખટપટમાં પડતાં નથી. ઘરની રમતમાં તથા શેરીમાં રમાતી રમત સાથે બોલાતાં આવાં ગીતો અંત્યપ્રાસયુક્ત અને આદિવર્ણાનુપ્રાસથી મંડિત હોય છે. તેથી રમતને જમાવવામાં તે સરસ મદદ કરે છે. આ પ્રાસયુક્ત જોડકણાંમાં આપણી ઘણી કહેવતોનો તથા સામાન્ય ઉક્તિઓ :' આવ રે વરસાદ, ઘેબરિયો પરસાદ' જેવાનો પણ સમાવેશ થાય છે.

આ ' બાલ-જોડકણાં 'નો દૃષ્ટાંતથી પરિચય કરીએ : " મામાનું ઘર કેટલે ? દીવો બળે એટલે : દીવો મેં તો દીઠો, મામો લાગે મીઠો : મામે સામું જોયું, મારા પર મન મોહ્યું : મામી બેઠી બાજે, ભાણેજડાંને ભાળે : ભાવે મામી બેઠી, દહીંથરાં ઘી દેતી. " વળી બીજા એકમાં તો આખી પરંપરા ગણાવી છે : " મગમગ જેવડા મોગરા, ફૂલવાડીના મોગરા : ફૂલ લઈને રમવા ગ્યાં'તાં : રમતાં રમતાં રાત પડી, ધોળી પછેડીએ ભાત પડી : ચાલો સૈયર ઘેર જઈએ, ઘેર જઈને ગાયો દોહીએ : ગાયો દોહીને ખીર કરીએ, ખીર કરીને વીર જમાડિયે : વીરે મને ચૂંદડી આપી, ચૂંદડી પહેરી પાણી ગઈ'તી : પાણી ભરતાં પાલવ પલળ્યો, પાલવ પલળ્યો નેવે સૂકવ્યો : નેવે સૂકવ્યો, કાગ લઈ ગ્યો ! " તથા ' ચાંદાપોળી 'નું જોડકણું : ' ચાંદાપોળી, ઘીએ ઝબોળી : લે રે ચાંદા, ઝબૂક પોળી '—એ પણ તેટલું જ માર્મિક છે. જૂની ' ધૂળિયા નિશાળો 'માં સરસ્વતીની પ્રાર્થના શીખવાતી તેનો રચનાબંધ પણ યાદ કરવા જેવો છે :–" સરસ્વતી, સરસ્વતી ! તું મોરી મા : પહેર પટોળાં, ઘેબર ખા : " વગેરે આ તાલબદ્ધ ગદ્યમાં ગીત જેવો ગુંજારવ સંભળાય છે : તેથી એને ' ગીત ' કહેવામાં હરકત ન હોય. શ્રી ત્રિભુવન વ્યાસે પોતાના બાલકાવ્યોના પ્રથમ સંગ્રહને ' નવાં ગીતો ' ( બાળકો માટે ) ૧૯૨૪ : એવું નામ આપ્યું હતું તે સહેતુક હતું.

## પરિચયક્ષેત્રનો વિસ્તાર

' બાલકાવ્યો 'નું વર્ગીકરણ તેમાંના વિષય પ્રમાણે કરવું ઈષ્ટ છે. નાના બાળકના જીવનમાં જેમ જેમ નવા વિષયો પ્રવેશ કરતા જાય છે તેમ તેમ તેનું પરિચયક્ષેત્ર વિશાળ બનતું જાય છે.

**( ૧ ) પહેલો વિભાગ ' પદાર્થ–પરિચય 'નો છે.** તેમાં પ્રથમ ઘરની તથા શેરીની રમતમાં, બાળકનો જડ પદાર્થો સાથેનો પરિચય શરૂ થાય છે.

ઘૂઘરો, ઢીંગલી, દડો, ભમરડો, ઘંટડી, ઘડિયાળ, ઘંટી અને નવા શહેરી જીવનમાં રેડિયો જેવી નિત્યપરિચિત વસ્તુઓના સંપર્કમાં તે આવે છે ( આ વિભાગનાં કાવ્યોનું જૂથ, એક એક પંક્તિથી સંભારિયે : ' ઘૂઘરો ઘૂમે છે બેનીબાના હાથમાં ' ( મેઘાણી ); ' આ સીડી–પગથિયાં ચઢતાં કે ઢીંગીબાઈ લપસી પડ્યાં રે ' ( દેશળજી પરમાર ); ' ઢીંગલીનો દેશ; રૂડો રઢિયાળો મારો ઢીંગલીનો દેશ ' ( ચંદ્રવદન મહેતા ); ' દડો રૂપાળો કેવો મારો, દડૂક દડૂક દડે ' ( ત્રિભુવન વ્યાસ ); ' મારો છે ભમરડો એ તો કેવો સુંદર ચાક લેતો ' ( સોમાભાઈ ભાવસાર ); ' ચાંદા તણી સૌ ચકરડી, ભમતા મહેના ભમરડા ' ( વિઠ્ઠલરાય આવસથી ); ' કંઈ મધુર મધુર રણકારતી, અમે ઘંટડીઓ ' ( ઉપેન્દ્રાચાર્ય ); ' કટકટકટ કટારો કરતી, ફેરા ફરતી વાગે ( ઘડિયાળ ) ' ( ગજેન્દ્ર ડેપ્યુટી ); ' ઘંટી મારી આરણકારણ રે, ઘંટી મારી હૈયાધારણ રે ' ( લોકગીત; ) ' મારી ઘંટીને બબ્બે આંખો, હો ઘંટી મારી ઘમ્મર ઘૂમે, ઘમ્મર ઘૂમે ' ( રમણલાલ દેસાઈ ); ' આ શેની પેટી ? શાથી એ લપેટી ? : એમાં શું આ દીવા થાય ? એમાં બેઠું કોણ ગાય ? ( રેડિયો ); ( ચંદ્રવદન મહેતા ) પદાર્થ–પરિચયનાં કેટલાંક બાલકાવ્યો અહીં આપણે સંભાર્યાં.

**હવે (૨) રમત–પરિચયનાં બાલગીતો જોઈએ :** રમકડાં જેવા પદાર્થોના પરિચય પછી બાલકની શેરીની રમતો તેના જીવનમાં અગત્યનું સ્થાન લે છે: બાલકની આવી રમતોને ઉદ્દેશીને કેટલાંક બાલકાવ્યો રચાયાં છે: નર્મદે આમાં પણ અગ્રેસર પદ લીધું છે : ગીતનું નામ છે : ' અગલું નાચે ' : ' એકે મૂકયું ઝીણું તણખલું, બીજાને માથે : છૂપું તે બીજાને માથે : પછી તે હસે સૌ સહુ સાથે; કોઈને માથે અગલું નાચે, બગલું નાચે, ગામનું ગધેડું નાચે, પાડાની પરોણ નાચે, ખેતરનો તીરથોડો નાચે : ખોળી કાઢે જ્યારે પેલો, તાળી સહુ પાડે : એકદમ તાળી સૌ પાડે. "—( નર્મદાશંકર )

' લાકડીના ઘોડા 'ને ત્રણ કવિએ કાવ્યવિષય બનાવ્યો છે : ' દાદાજીનો ઘોડો લીધો, ઘોડાનો મેં ઘોડો કીધો '

( ત્રિભુવન વ્યાસ ); 'ઘોડો મારો ખદૂકા ભરતો, સૌથી આગળ જાય—ખદૂક, ઘોડા ! ખદૂક !' ( રમણલાલ સોની ); 'મારી ઇલમની લાકડી અલબેલી : છૂમંતર ભણું' : ખની જાય ઘોડો; હણહણે, કૂદે તે આ દોડયો–' ( વિઠ્ઠલરાય આવસથી ).

'**સંતાકૂકડી**'ની રમતે બે કવિઓને આકર્ષ્યા છે : તેઓએ રમતના હાર્દને પકડી, બાલસુલભ કલ્પનાને ચગાવી છે : 'સંતાકૂકડી રમે ચાંદલિયો, સંતાકૂકડી રમે' ( ત્રિભુવન વ્યાસ ); 'ખેલો સંતાકૂકડી આજે : વાદળદળની ઓથે નાના, તારલિયાયે નાચે છાના—ખેલો સંતાકૂકડી આજે' ( ચંદ્રવદન મહેતા ).

'**ફેરફુદડી**'ની રમત બાલિકાઓને ખૂબ પ્રિય છે. કવિએ તેમાંથી રમૂજ ઉપજાવી છે : ગીતનો ઢાળ પણ ઉત્સાહ પ્રેરે તેવો મસ્ત છે : 'ફરો ફરીને છોકરાં ફુદરડી : જેમ ફરે ઉંદરડા–ઉંદરડી–' ( ત્રિભુવન વ્યાસ ); 'કેવી મઝા !' એ મથાળાથી ફેરફુદડી, આંબલીપીપળી, સંતાકૂકડી, સાત તાળી અને ઉંદરબિલાડીની—એમ પાંચ બાલરમતોને બાલકવિ મૂળજી ભગતે નીચેના ગીતમાં એકસામટી ગૂંથી લીધી છે : આ ગીત સંપૂર્ણપણે અભિનયક્ષમ પણ છે : "અમે ફેરફુદરડી ફરતાં'તાં : ફેરફુદરડી ફરતાં ફરતાં, પડી જવાની કેવી મઝા; ભાઈ ! પડી જવાની કેવી મઝા"—વગેરે.

( ૩ ) **પક્ષીપરિચયનાં** ગીતો એ ત્રીજો વિભાગ છે : ઘરઆંગણામાં દેખાતાં ચેતન પક્ષીઓના પરિચયનાં બાલકાવ્યોનો વળી ત્રીજો વિભાગ બને છે : તેમાં કૂકડો, ચકલી, પોપટ, કબૂતર, ખિસકોલી ( પક્ષી ન ગણાય છતાં ), મોર, કોયલ, પતંગિયાં અને જડ પતંગ—એને અનુલક્ષીને અનેક કાવ્યો રચાયાં છે: *કૂકડો કહે છે :* 'સવારમાં પહેલો હું ઊઠી, કૂકડે કૂક કરું છું : ઉઠાડવા ઉદ્યોગી જનને, તો સિપાઈ બનું છું.' ( ખબરદાર ); 'અમે તો સરજના છડીદાર, અમે તો પ્રભાતના પોકાર' ( શ્રીધરાણી ); ઘર–આંગણે ઊડતી **ચકલીને** કવિ કેમ ભૂલે ? 'એક હતો ચકલો' વાળી વાર્તામાં બાલકની જિજ્ઞાસાને એકે પગે કરી મૂકવાનું તત્ત્વ હતું. 'આવીને ઊડી ના જઈશ: આ ચકલી ! તને ચપટી ચાવણું દઈશ: તને ખોબલો પાણી પઈશ: આ ચકલી !' ( મૂળજી ભગત )વાળું ગીત ઘણું બાલપ્રિય છે. કવિ ન્હાનાલાલે ગાયેલું 'મને પાછું આણીને મેલું આપો: હો પ્રાણ, મારું પારેવું'—એ પારેવું તે જ **કબૂતર**: બાળકોનું ખૂબ જાણીતું છે: 'ભાઈ કબૂતર, ભાઈ કબૂતર: મારે આંગણે આવોને' ( રમણલાલ સોની ) **પોપટને** તો નરસિંહ મહેતાએ સંભાર્યો છે: 'પઢો રે પોપટ રાજા રામના:' અને લોકગીતમાં પણ 'મેં તને વારિયો રે મારા પોપટ:–ની શેરીએ ના જઈશ, મારા પોપટ !' તેને સ્થાન હતું. ન્હાનાલાલે સામાન્ય પંખીનું ગીત 'ઊડું જગે, ઊડું વને, રીઝું હું, રીઝવું તને: ઉઘાડી પાંખ માહરી: ઊઘાડ ભાઈ તાહરી–' પ્રમાણિકા છંદમાં રચ્યું છે. બ. ક. ઠા.-એ 'પોઢો પોપટ' નામનું બાલગીત રચેલું છે.

પક્ષીના અને પશુના વર્ગીકરણને હંફાવે એવી **ખિસકોલી**-નું શ્રી ત્રિભુવન વ્યાસે ખૂબ સુંદર ગીત રચ્યું છે: એને 'ઉંદરભાઈની નાત'માં ગણાવી છે: 'તું અહીંઆં રમવા આવ, મઝાની ખિસકોલી–' **મોરને** અનુલક્ષીને 'મારો છે મોર, મારો છે મોર, મોતી ચરંતો મારો છે મોર !'–એ બાલ–લોકગીત પરિચિત છે: 'મોરુ, મોરુ ! કયાં થકી જઈશુ ? ભમ્મર ભેરુ, મોરિયો'નું રમતગીત પણ તેટલું જ જાણીતું છે. **કોયલ** માટેનાં અનેક ગીતો પ્રાપ્ય છે: 'કાળી કોયલ બોલે કૂક: વનવગડે બોલે છે કૂક' ( લલિત ). ફૂલ ફૂલ પર ઊડતાં અને રંગબેરંગી પાંખો ચમકાવતાં '**પતંગિયાં**' ખરે જ, બાલકને ખૂબ આકર્ષે છે: 'પતંગિયાં ! વનવન ભમતાં પતંગિયાં: મનમન ગમતાં પતંગિયાં' ( દેશળજી પરમાર )–એ પતંગિયાંના રંગ બતાવનારા અને તેની જેમ આકાશમાં ઊડનારા કાગળના પતંગે પણ બાલજીવનમાં કાયમનું સ્થાન મેળવ્યું છે: 'પેલી જો જો પતંગ કેવી જાય છે !' ( રવિશંકર પાઠક ): સિનેનાટિકા-ઓમાં આવતાં મનોરમ બાલગીતોને અહીં સંભારવા જેવાં છે: "*મેરી પ્યારી પતંગ ચલી બાદલકે સંગ: જરા ધીરે ધીરે, જરા હોલે હોલે*" ( દિલ્લગી )

( ૪ ) **પશુપરિચય** : બાલકના નિકટ પરિચયમાં આવતાં પાળેલાં પશુઓનો ચોથો વિભાગ છે : ઘરની અંદરની બિલાડી અને ઘરબહાર રમતાં ગલૂડિયાં, ગાય તથા બકરી જેવાં પ્રાણીઓનો પરિચય બાલકને સહજ છે: 'બિલ્લી વાઘ તણી માશી'ને ત્રિભુવન વ્યાસે 'મેં એક બિલાડી પાળી છે' માં સંભારી છે. 'ગાય' માટે અનેક ગીતો રચાયાં છે; 'ગાય રે ગાય, તું મોરી માય' વાળું લોકગીત જાણીતું છે;

‘ ગોરાં થીનાં માવડીનાં દૂધ : મીઠાં અમીનાં માવડીનાં દૂધ ’ ( ન્હાનાલાલ )માં ગાય અને જનેતાને સરખાવ્યાં છેઃ બીજું ગીત ‘ હો ગોરી મારી ગાવડી : વ્હાલી મારી ગાવડી ’ ( રમણલાલ દેસાઈ ) તેમની ‘ ગ્રામસેવા ’ નાટિકામાં આવે છે. નરસિંહરાવે ‘ પેલું બકરી કેરું બાળ ’ સંભાર્યું છે; તેનો નવલરામે બાળલગ્નની ગરબીમાં વિનોદ કર્યો છેઃ ‘ જાન જનાવરની મળી, મેઘાડંબર ગાજે : બકરીબાઈ નો બેટડો, પરણે છે રે આજે. ’

( ૫ ) કુદરત–પરિચયમાં ખાસ કરીને આકાશી કુદરતના પરિચયનો અલગ વિભાગ બને છે. પૃથ્વી પરનાં ઝરણાં, નદી, સાગર, પર્વત વગેરેનો છઠ્ઠો વિભાગ થશે. ચાંદાએ ઘણા ઘણા કવિને ઘેલા કર્યા છે. ચાંદો અને ચાંદરણું—બન્નેથી કવિ તેમ જ બાલક મુગ્ધ બને છેઃ નરસિંહ મહેતાએ બાલકના મુગ્ધત્વનું ચિત્ર ‘ આ પેલો ચાંદલિયો મા ! મુને રમવાને આલો : નક્ષત્રથી ચૂંટી લાવી, મારે ગુંઝલડે ઘાલો—’ આ બાલગીતમાં આલેખ્યું છે, ન્હાનાલાલનું ‘ મા ! મને ચાંદલિયો વ્હાલો’નું બાળપોથીનું ગીત આ ઉપરથી સ્ફુર્યું જણાય છેઃ બીજાં ગીતોની પંક્તિઓ લઈએ : ‘ ચાંદા તારું ચાંદરણું, ડોશીમાનું પાથરણું ( સોમાભાઈ ભાવસાર ): ‘ ચાર દિવસનું ચાંદરણું, કેવું મજેનું પાથરણું : પાંદડાંઓથી ભાત પડી, કેવી મઝાની રાત પડી ’ ( ચંદ્રવદન મહેતા ) : ‘ ચંદાપોળી, રંગે ઘોળી : ઘીમાં બોળી : સૌ છોકરાંને ‘ અપ્પા ’ ( ચંદ્રવદન મહેતા): ચંદ્ર પછી તારાનો વારો આવે છે. ‘ચંદાનો નવલખ-હાર, ઝગમગ તારલિયા ’ ( ત્રિભુવન વ્યાસ ): ‘ તારા ધીમા ધીમા આવો, તારા રમવાને સૌ આવો (‘વસંતવિનોદી ’ ) : ‘ ગણ્યા ગણાય નહિ, વીણ્યા વીણાય નહિ ’ તથા ‘ તારલા રે, આવ મારા અંબોડલે ’ ( ન્હાનાલાલ ) : ‘ તારા, તારા ! તારા જેવું, સરસ મઝાનું તેજ દે, ’ ( લીલુ કાણે ):

આકાશમાં થતા અનેક ફેરફારોમાં હમેશ ઊગતા સૂરજને ઢાંકી દેનારી વાદળી, અને તેમાંયે પાણીનાં તેજ ભરેલી વાદળી બાલકનું ધ્યાન ખેંચે એમાં નવાઈ નથી : ‘ આવ રે મેહુલા આવ, મેહુલા આષાઢના રે ( ત્રિભુવન વ્યાસ ); ‘ આષાઢી સાંઝનાં અંબર ગાજે ’ ( મેઘાણી ); ‘ એક આવી તી વાદળી શ્રાવણની; આભ ભમતી’તી વાદળી શ્રાવણ’ની ( મૂળજીભાઈ ભગત ): ‘ વીજ ચમકે મેહૂલિયો ગાજે છે. ’ કરે મોર મીઠા ટહુકાર : વાદળી ઘૂમે છે. ( ત્રિભુવન વ્યાસ ); ‘ એલી વાદળી ! આવજે ના વ્હેલી : મારી ઝટપટ ધોવાઈ જાય રે પાનીઓ ‘રંગેલી ’ ( ન્હાનાલાલ ) : તથા ‘ હાં રે અમે ગ્યાં’તાં હો રંગના ઓવારે, કે તેજના ફુવારે : અનંતના આરે; કે રંગ રંગ વાદળિયાં ’ ( સુંદરમ્ ); છેલ્લાં બે ગીતની મસ્તી અજોડ છે. આકાશમાં ધૂમાધૂમ કરતી અને તેના ચોકમાં ઓકળીઓ પાડતી વાદળીઓની શ્રી ઉપેન્દ્રાચાર્યની કલ્પના સુંદર છે; “ હો ઘનરાજ ! તારી વાદળીઓ : કંઈ ખીલાવી ઉરકળીએ કળીઓ : અમે ગગન ઘૂમવા નીકળીઓ : આભલિયું લીંપનાર અમે તો : પાડી ભૂરી ભૂરી ઓકળીઓ : મહાલીએ અમે થઈ મોકળીઓ– ઘનરાજ ! “ તારી વાદળિયો ”; વાદળીને ચીરનાર ‘ વીજળી ’ પણ બાલકવિએ ઝડપી લીધી છે. ત્રિભુવન વ્યાસનું ‘ ઝબૂક વીજળી ’નું ગીત અનન્ય છે : “ હું ચમકારા કરતી વીજળી : વાદળમાં તો રમઝમ ચાલું : ઝળહળ ઝળહળ કરતી મ્હાલું : ઉપર જાઉં, નીચે જાઉં, આભમાં સંતાતી જાઉં : ઝબૂક વીજળી ઝબૂક ! ” ખુલ્લા ચોગાનમાં વાતા પવનનો ‘ વીંઝણો રમણે ચડે ’ છે ત્યારે બાલક ભારે પુલકિત થાય છે : એ કહે છે : “ વા પવન વા, વા પવન વા : ઝોલે ચડે મારી ફૂલવેલ આ ” ( દેશળજી પરમાર ): શીતળ પવનની મોજ પછી લૂના પવનનો પણ એ અનાદર કરતું નથી ‘ વાયરા વનવગડાના વાતા’તા, વા વા વંટોળિયા !’.

( ૬ ) કુદરત–પરિચયના છઠ્ઠા ભૂમિગત પદાર્થ-વિભાગમાં પૃથ્વી પરનાં ઝરણાં, નદી, સાગર અને તેની સાથે ઘરઆંગણે વરસાદમાં ચલાવાતી કાગળની હોડી, અને હોડી સાથે જ હલેસાં, નાવિક વગેરે બાલમાનસની આગળ વધતી મહત્ત્વાકાંક્ષા અને પ્રત્યક્ષ રમત સંકળાયેલી છે. તેનાં ગીતો આ વિભાગમાં આવે છે. ‘ વડલો ’ નાટકમાં શ્રી શ્રીધરાણીએ ઝરણીને એક પાત્ર બનાવ્યું છે. બાલક નદીને પૂછે છેઃ ‘ અલી નદી ! તું ક્યાંથી આવી ? ’ નદી ઉત્તર દે છેઃ ‘ ઊંચા ઉંચા પહાડ પરથી, વાદળની એ ધાર પરથી, હસતી આવી કુદતી આવીઃ મીઠાં પાણી લેતી આવીઃ દુનિયાને હું જોતી આવીઃ દરિયાને હું મળવા ચાલીઃ જ્યાંથી આવી ત્યાં હું ચાલી ’ ( રમેશ કોઠારી ) એવી અસંખ્ય નદીઓનાં મીઠાં નીર કાયમ તેમાં ભળે છે છતાં જે મીઠો બનતો નથી તે સાગરનું ભવ્ય દૃશ્ય, ભવ્ય વર્ણનને પ્રેરે છેઃ શ્રી ત્રિભુવન વ્યાસનું આ કાવ્ય ગુજરાતીમાં અદ્વિતીય છેઃ “ આરો કે

આવારો નહિ, પાળ કે પરથારો નહિ: સામે તો કિનારો નહિ: પથરાયા એ જળભંડાર, સભરભર્યા: ”

આંગણાંમાં પાણીનાં ખાબોચિયાં ભરાય: તેમાંનું પાણી છલકાઈને વહેળારૂપે વહેવા માંડે ત્યારે બાલકોને તેમાં કાગળની હોડી તરાવવાની ખૂબ મઝા આવે છે. કવિવર ટાગોરે પણ ‘Paper–Boats’ને સંભારી છે. ચંદ્રની કલા પણ હોડકારૂપે દેખાય છે: તેવી કલ્પના નરસિંહરાવે ‘ ચંદા ’ કાવ્યમાં કરી છે. ટાગોરનું ‘Crescent Moon’ ફરી આવાં બાલગીતોને અંગે યાદ આવે છે. શ્રી પિનાકિન ત્રિવેદીનું ‘ ચાલોને રમીએ હોડી હોડી ’ તથા ‘ હલ્લેસાં માર, માર હલ્લેસાં ’ એ ગીતો બાલજગતમાં ખૂબ પ્રિય છે. સોમાભાઈ ભાવસારે ‘ હોડી ’ અને ‘ હૈયું ’ને સાથે ગોઠવી, માનવીની જીવનયાત્રાને બંધબેસતું રૂપક યોજ્યું છે: ‘ મારી હૈયાની હોડલી નાની, સાગરરાજ ! ધીરા વહો, એમાં જોજો ભરાય ના પાણી: સાગરરાજ ! ધીરા વહો. ’

( ૭ ) **વનસ્પતિ અને પુષ્પપરિચયનો** સાતમો વિભાગ હવે લઈએ. કવિ ન્હાનાલાલનાં ‘ એક આંબો ઢળ્યો છે મારે આંગણે રે લોલ, ઘેર ગંભીર તેની ઘટા ઢળી રે લો૦ ’—જેવાં વૃક્ષપરિચયનાં કાવ્યોનો નોખો વિભાગ છે. ઋતુઓમાં નિહાળાતું વનસ્પતિસૃષ્ટિનું પરિવર્તન એ પણ બાલજિજ્ઞાસા જગાવતો સુંદર કાવ્યપ્રદેશ છે. વર્તમાનોમાંથી ત્રિભુવન વ્યાસ અને પ્રાચીનોમાંથી દલપતરામે બાલોચિત ભાષામાં સુંદર ઋતુપરિચય આપ્યો છે. ‘ શિયાળે શીતલ વા વાય; પાન ખરે ઘઉં પેદા થાય: ’ તથા ‘ ચોમાસું તો ખાસું ખૂબ, દીસે દુનિયા ડૂબાડૂબ ’ જેવાં સરલ વર્ણનો સાચાં બાલગીતો છે. કોઈ અજ્ઞાત કવિનું વસંતાગમનનું ગીત ભાવવાહી છે: ‘ વસંત આવી, વસંત આવી: સાથે સાથે હોળી આવી: કોયલ ગાન કરે; આંબે મ્હોર, લીમડે મોર: ટાઢી ટાઢ, સૂસૂ વાત: ટૂંકા દહાડા, લાંબી રાત: વસંત આવી, વસંત આવી. ’

ફૂલ ખીલે છતાં તેને ન ચૂંટવાનો ભાવ એક કવિએ ગાયો છે: “ નહિ ચૂંટું, નહિ ચૂંટું: સુવેલને નહિ લૂંટું સલૂણાં એ, સુંવાળાં એ: ફૂલોને ના નહિ ચૂંટું. ” ( જ. મુ. જોશીપુરા ): પણ જો ફૂલ ચૂંટે, તો ફૂલ કહે છે ‘ મને ધૂળમાં રગદોળીશ નહિ: ’ ‘ ચૂંટે તો બહેન ! મને મૂકજે અંબોડલે: એક મારું વેણ તને, મૂકજે અંબોડલે, ’ ( ઉમાશંકર જોશી ) નાની નાની બાલિકાઓમાં લોકપ્રિય બનેલું ‘ મોગરાની માળ ’નું ગીત અભિનયક્ષમ પણ છે: “ મોગરાની માળ, મારી મોગરાની માળ: બ્હેને વીણેલ કળી, બાએ ગૂંથેલ વળી: કંઠે લટકંત મારી મોગરાની માળ: આમ ફરે, તેમ ફરે, ચકરચકર ફુદડી ફરે, દેવ તણે ચરણ મારી મોગરાની માળ—” ( દેશળજી પરમાર ) ફૂલનો ખૂબ ફાલ જોઈને બાલક હરખાય છે. તેની લહાણી કરવાનું તેને મન થાય છે: “ લ્યો લ્યો ફૂલડાં વરસે મારી વાડીમાં: મારી વાડીમાં અમર વસંત, રાજ !—લ્યો લ્યો૦ ” ( મૂળજી વેદ ).

( ૮ ) **કલ્પનાનાં કાવ્યોનો** આઠમો વિભાગ બને છે. બાલકને પંખીઓની ઓળખાણ થવા માંડતાં તેને કલ્પના આવે છે: “ પેલા પંખીને જોઈ મને થાય: એવી પાંખ જો મને મળી જાય: તો આભલે ઊડ્યા કરું–ઊડ્યા કરું ! ” બાલકને કેટલુંક કુતૂહલ ખૂબ સ્વાભાવિક હોય છે. એ કુતૂહલને બાલક પ્રશ્નોથી રજૂ કરે છે: “ મને કહોને પરમેશ્વર કેવા હશે ? ક્યાં રહેતા હશે, શું કરતા હશે ? ગગનની ઓઢણીમાં ચાંદા સૂરજ ને તારાને ગૂંથનાર કેવા હશે ?– મને કહોને૦ ” ( પ્રીતમલાલ મજમુદાર ) મૂળજી ભગતનું ‘ ક્યાંથી ? ’ ગીત પણ એ ઢબનું છે: “ મેં તો જાગીને જોયું સવારે: કે તારલે મઢેલી, કે ચુંદડી કોણે ચોરી ” મેં તો જાગીને જોયું સવારે, કે આભલાને આરે કે સાથિયા કોણે પૂર્યા ? ”

( ૯ ) **અભિનય ગીતોનો** નવમો વિભાગ બહુ વ્યાપક છે: બધાં બાલક સરખાં હોતાં નથી. એકલાં નાચતાં કૂદતાં તેઓ શરમાય છે. તેથી તેમને માટે અભિનયગીતો સમૂહમાં ગાવાનાં રચાય છે: જેમ કે “ ગોરી કાંગ લ્યો: કાંગ સેવા ચ્યાંતાં રે, ગોરી કાંગ લ્યો. ” ‘ તેમ કોઈ ફૂલ લ્યો, કોઈ ફૂલ લ્યો: ઊભાં ઊભાં ફૂલ લ્યો: બેઠાં બેઠાં ફૂલ લ્યો ’. નીચેનું ગીત અભિનયને પૂરતો અવકાશ આપે છે: “ મા ! હોઉં જો આભનો તારો તો તરવાની કેવી મઝા !: મા ! હોઉં જો મોરલો નાનો, તો ઠેકવાની કેવી મઝા ! ” ( રમણલાલ સોની )

આ પ્રમાણે ‘ બાલકાવ્ય ’—જે મુખ્યત્વે ‘ બાલગીત ’ જ હોય છે—તેનો અર્વાચીન સાહિત્યમાં થયેલો પદ્ય-અવતાર બહુ સૂક્ષ્મ સમભાવ અને સમસંવેદનનો અધિકારી છે: બાલકવિ થવું એ લાગે છે તેટલું સહેલું નથી. ‘ બાલકાવ્ય ’ એ વર્તમાન પદ્યસાહિત્યનું એક વિશિષ્ટ સાહિત્યસ્વરૂપ છે: કાવ્યો તેને સત્કારે અને અભિનંદે.

# ૨૬ જાવ......................

[ સોવિયેત રશિયાએ, તા. ૩૧મી માર્ચ ૧૯૫૮ દિને, અણુશસ્ત્રોના પ્રયોગો બંધ કરવાનો એકપક્ષી ઐતિહાસિક નિર્ણય જાહેર કરીને દુનિયાની શાંતિવાંછુ પ્રજાઓની ભાવના અને કાર્યશક્તિને અપૂર્વ પ્રેરણા અને વેગ આપ્યો છે. ]

## બ્રિટન, અમેરિકા, કેનેડા અને રશિયાની કોર્ટોમાં કાયદેસર ફરિયાદો નોંધાશે

વિજ્ઞાની દુનિયાનું નોબેલ પ્રાઈઝ જીતનાર દાક્તર લીનસ સી. પાઉલીંગની આગેવાની હેઠળ અમેરિકા, બ્રિટન, કેનેડા ને જપાનના આગેવાન નાગરિકોએ અણુશસ્ત્રો ધરાવનાર ત્રણે મહાસત્તાઓની સામે તે તે દેશની અદાલતોમાં ફરિયાદ નોંધાવવાની જાહેરાત કરી.

અમેરિકા, બ્રિટન અને રશિયાની અદાલતોમાં, રાજના સંરક્ષણ ખાતાના વડા સામે ને અણુશસ્ત્રોના સંશોધનને ઉત્પાદનમાં મદદ કરનાર સરકારી કમિશનો સામે આ કાયદેસરની ફરિયાદો દાખલ કરવામાં આવશે. અદાલતો સમક્ષ પુરવાર કરવામાં આવશે કે અણુ ને હાઈડ્રોજન બોંબ-વિસ્ફોટો માનવ જાતને માટે કેટલા ખતરનાક છે, એનાથી માનવસ્વાસ્થ્ય પર થનાર બૂરી ને વિનાશક અસરોનાં પ્રમાણ રજુ કરવામાં આવશે. આજે વિજ્ઞાનની જાણમાં નથી એવા અનેક રોગોનો શાપ માનવ-જાતને માથે ઊતરવાની જે શક્યતા છે તેય સમજાવવામાં આવશે.

ત્રણે સરકારો સામે ઊભા થનારા ફરિયાદીઓમાં જાણીતા બ્રિટિશ ફિલોસોફર બર્ટ્રાન્ડ રસેલ, લંડનના સેંટ પોલ દેવળના રેવરન્ડ જોન કોલીન્સ, દક્ષિણ આફ્રિકાની આદિવાસી જાતિઓના ધર્મગુરુ ને યુ. નો.ના પ્રતિનિધિ માઈકલ સ્કોટ તથા યુ. નો.ની વિશ્વ-તંદુરસ્તી માટેની સંસ્થાના માજી ડાયરેકટર ડૉ. બ્રોક ચિશીમ વગેરેએ નામ નોંધાવેલ છે.

*

આ ઝુંબેશ શરૂ થઈ, એ દરમ્યાન ગયા સોમવારે જ ત્રણ મહાસત્તાઓમાંની એક સત્તાએ સોવિયેટ રશિયાએ આગળ પડીને અણુશસ્ત્રના અખતરાઓ બંધ કરવાની જાહેરાત કરી ધન્યવાદને પાત્ર પગલું લીધું છે, એની આ આગેવાનોએ નોંધ લીધી છે ને આશા વ્યક્ત કરી છે, કે સોવિયેત સત્તાધિશો અમારી આ ઝુંબેશને વેગ આપવા માટે પોતાના દેશની અદાલતમાં પણ આવી ફરિયાદ દાખલ કરવાની પરવાનગી આપી શાંતિ ને સલામતી માટેના દુનિયાની જનતાના આ પગલાને સક્રિય ટેકો આપશે. ને એમ કરશે તો—

સોવિયેત સરકારે લીધેલું આ પગલું શરતી અને રાજરમતની એક ચાલ તરીકે ન રહેતાં દુનિયાની માનવ-જાતના કલ્યાણ માટેનું પગલું બની જશે.

*

અમેરિકાની કોર્ટમાં ફરિયાદીઓ પાંચ મુદ્દાઓ રજુ કરી તે તે પ્રદેશની અદાલતો પાસેથી અણુશસ્ત્રના અખતરાઓ બંધ કરવાનું હુકમનામું માગનાર છે.

૧. આરોપીઓએ ૧૯૫૪માં અણુશક્તિ ધારાની ઉપરવટ જઈ કામ કરવા માંડયું છે.

૨. દેશની પાર્લામેન્ટે આ સત્તાધીશોને જે સત્તા આપી છે, તે કાનુન બહારની છે.

૩. દેશના રાજબંધારણની પાંચમી કલમ અનુસાર આ કાર્ય કરનારાઓએ દેશના કાયદાનો ભંગ કર્યો કહેવાય.

૪. માણસ જાતના જીવન માટે જોખમકારક બની જાય એવા કાયદા બનાવવાનો પાર્લામેન્ટને અધિકાર જ નથી.

૫. યુ. નો. એ માનવ હક્કનું જે જાહેરનામું ઘડી કાઢ્યું છે, ને જે જાહેરનામા પર સહી કરનારાઓમાં એક અમેરિકા પોતે પણ છે, એ જાહેરનામાની આથી અવગણના થાય છે.

યુરોપના સારાસારા વકીલ બેરિસ્ટરો જનતાપક્ષે ઊભા રહી આ આખા કેસને ત્રણે દેશોની અદાલતોમાં લડવા તૈયાર થયા છે.

## બ્રિટનમાં ૨૦૦૦ માનવીની પદયાત્રા

લંડનના ટ્રાફાલ્ગર સ્કવેર નામના મેદાનમાં ૭ હજાર માણસો ભેગા થઈને હિરોશિમાં ને નાગાસાકીમાં ભસ્મીભૂત થયેલ જપાનીઓના સ્મરણમાં માથું ઝુકાવી મૌન શોક પ્રદર્શિત કરે છે. ને ત્યાંથી અણુશસ્ત્રો સામેનો પોતાનો વિરોધ દર્શાવવા બે હજાર જેટલા લોકો 'પદયાત્રા' આરંભે છે.

આ પદયાત્રામા સ્ત્રી, પુરુષ, બચ્ચા, વૃદ્ધ, જવાન સૌ શામેલ છે. કાખમાં ને બાબા ગાડીમાં નાનાં નાનાં બાળકોને લઈ માતાઓ, કુટુંબનાં નાનાં મોટાં સૌને સાથે લઈ, બહાર નીકળી પડી છે. આઠ આઠ દસ દસ વરસનાં છોકરાં હાથમાં સૂત્રોનાં પાટીયાં લઈ આ પદયાત્રામાં નીકળી પડયાં છે. કોઈએ પૂછ્યું, "ભાઈ, તમે કેમ નિકળ્યા છો?" તો કહે "અમારે જીવતા રહેવું છે, મરવું નથી, એ જણાવવા માટે."

*

૨૦૦૦ માણસોની આ 'પદયાત્રા'નું લક્ષ્ય શું છે? બ્રિટિશ સરકારે એલ્ડમસ્ટન નામના સ્થળે છૂપી રીતે એટમ ને હાઇડ્રોજન બોમ્બ મારનું કારખાનું રાખેલું છે, ત્યાં આ બે હજાર પદયાત્રીઓ ચાર દિવસના મજલ ખેડી પહોંચી જવા ધારે છે. ને ત્યાં જઈ આ જીવનવિનાશક શસ્ત્રોનાં ઉત્પાદન, શસ્ત્ર સજાવટ ને એના અખતરાઓ સામે પોતાનો સખત વિરોધ દર્શાવશે.

*

આવી પદયાત્રા વખતે પણાં થતાં અનુપમ માનવ ગૌરવનાં દસ્યો ત્યાંય સર્જાઈ રહે છેઃ રસ્તાની બેઉ કોર જમેલ માનવ સમૂહ શાંતિ માટે નીકળેલા આ પદયાત્રીઓનું સ્વાગત કરે છે.

ગામડાંની પ્રજા, પોતાનાં ઘર, નિશાળો, દેવળો ને મુસાફરખાનાં હોટલો ને ઉપહારગૃહોનાં, બારણાં એમને માટે ખોલી દે છે. ને બધી રીતે એમની સરભરા કરી, એમને યાત્રા પૂરી કરવા માટે વિદાય આપે છે. જે ગામમાં પદયાત્રીઓનો પડાવ હોય છે, તેનો દેખાવ એક શાંત મેળા જેવો બની જાય છે.

## અમેરિકામાં પાંચ દિવસની પદયાત્રા

એવી જ બીજી 'શાંતિયાત્રા' અમેરિકનોએ પોતાના દેશમાં શરૂ કરી છે. ૬૨ શાંતિવાદીઓએ ફિલાડેલ્ફીઆમાં ન્યુયોર્ક નગરી સુધીની પાંચ દિવસની પદયાત્રા આરંભી છે. ન્યુયોર્ક નગરમાં આવેલ યુ. નો.ની વડી કચેરી એમનું લક્ષ્ય છે. આ પદયાત્રામાં ૬૦ વરસનો આંધળો વૃદ્ધ ને દસ વરસનો એક છોકરો પણ જોડાયેલો છે. યુ. નો. ની કચેરીએ જઈ તેઓ અણુશસ્ત્રોના અખતરાઓ સામે પોતાની વિરોધ-અરજી પેશ કરશે.

દેશના બીજા કેટલાક ભાગમાંથી નીકળેલ પદયાત્રીઓની ટુકડીઓ ન્યુયોર્ક નગરમાં એમની સાથે મળી જશે ને પછી બધા ભેગા મળી યુનો ની વડી કચેરીએ જશે.

શાંતિ ને વિશ્વ સલામતી માટેની આ ચળવળમાં દેશની સરહદો ને ચામડીના રંગના ભેદભાવ ક્યાંય ભુલાઈ ગયા છે.

બ્રિટીશ, અમેરિકન, આફ્રિકન, જપાની, આરબ, ભારતીય, સૌ કોઈ આ અહિંસક ચળવળમાં ભેગા થઈ ગયેલ છે. વિચારકો, વિજ્ઞાનીઓ, વકીલો, બેરિસ્ટરો, છાપાવાળા, ધર્મગુરુઓ ને સામાન્ય નાગરિકો ને એમનાં બાળકો સૌ એકી અવાજે આજે અણુશસ્ત્રોના ચકાવે ચઢેલ સત્તાઓ સામે 'રૂકજાવ'નો પોકાર પાડી રહેલ છે.

જનતાની અહિંસક શક્તિ સામે શસ્ત્રની શક્તિને ઝુકવાનો દિવસ વહેલો આવે.

—સુ. ગાંધી




—પ્રણવ

માનવીની કૂચ ચાલે છે.

એક પગ મંડાય છે, બીજો ઊપડે છે. બીજો આગળ મંડાય છે, પહેલો પાછો ઊપડે છે.

એક પગ છે: નૈતિક.

બીજો પગ છે: ભૌતિક.

કયો પહેલો, કયો બીજો? પહેલું બીજ કે પહેલું વૃક્ષ? વાદ મિથ્યા છે. બે પગ છે. વારાફરતી ઊપડે છે. આટલું નિર્વિવાદ છે.

માનવીએ ફરી આજે ભૌતિક પગ માંડ્યો છે. વિજ્ઞાનની નવી શોધો કરી છે.

અને એટલે બીજો પગ ઊપડું ઊપડું થાય છે. નૈતિક દુનિયામાં ઉથલપાથલ મચી છે. અર્થનીતિ અને રાજનીતિ, લિંગનીતિ અને વર્ણનીતિ, અને મોક્ષનીતિ સહિત પંચ-નીતિનાં ક્ષેત્રોમાં અભૂતપૂર્વ પરિવર્તનો સળવળી રહ્યાં છે. માલિકી ડોલવા માંડી છે; રાજ્યો ભળવાં માંડ્યાં છે; લગ્નસંસ્થા પ્રશ્નચિહ્ન બની છે; રંગદ્વેષ ચોથા વિશ્વયુદ્ધની રંગભૂમિ બાંધી રહ્યો છે; અને હવે મોક્ષ કાં તો સર્વનો કાં કોઈનો નહીં!

પ્રાચીન નીતિનો કેમ જાણે પ્રલય થવા બેઠો છે; નવીન નીતિના આલયનું ચિત્ર દોરવા માનવના ચિત્તને પડકાર થઈ રહ્યો છે. પ્રાચીન સ્વરૂપો, સંસ્થાઓ, પરંપરાઓ ઝડપભેર ધોવાઈ રહ્યા છે. ધો...ધો...ધો...ધો કરતો ભૌતિક પ્રગતિનો ધોધ ધોવાણ કરી રહ્યો છે. જીવનના એકેએક ક્ષેત્રમાં નવીન સ્વરૂપો, સંસ્થાઓ ને પરંપરાઓ ઝડપભેર ખડાં થવાનાં છે. ભૂતકાળમાં અનેક પ્રકારનાં નૈતિક સ્વરૂપો આવ્યાં ને ગયાં. સૃષ્ટિઓ જ બદલાઈ ગઈ. કંઈ કેટલાય જીવતા જમાના તવારીખના કબ્રસ્તાનમાં દફનાઈ ગયા. સમાજે અનેક દેહ બદલ્યા છે અને હજી બદલશે. માનવજીવનના વૃક્ષે અનેક પાનખરો ને અનેક વસંતો જોઈ છે ને જોશે. પડતાં પાનનો મોહ મિથ્યા છે, ધોવાતાં સ્વરૂપોની આસક્તિ અર્થહીન છે.

પણ એવું તે શું છે જે ફરી ફરી નવા દેહ રચે છે, નવી કૂંપળો ઉગાડે છે, નવાં નૈતિક સ્વરૂપો ઘડે છે?

માનવજીવનમાં યુગેયુગે નવજીવન આણનારાં તત્ત્વને સમજવું પડશે. એ જ બધી નીતિનો આત્મા છે. એને જે જાણશે તેને નૈતિક સ્વરૂપોના પ્રલયથી શોક કે મોહ નહીં થાય ને નીતિના નવીન આલયની રચનામાં એની દૃષ્ટિ દાયણ જેટલી સ્થિર અને સ્વસ્થ રહેશે.

જૂનાં સ્વરૂપો કેમ જાય છે? ને નવાં શાને આવે છે?

માનવી વિકસતું બાળક છે. બાળકનો દેહ વધે છે, વસ્ત્રો ટૂંકાં પડે છે; જૂનાં વસ્ત્રો છાંડીને નવાં કરાવવાં પડે છે. તેમ જમાનવસમાજનો ભૌતિક દેહ વધે છે ત્યારે એનાં નૈતિક વસ્ત્રો નવાં કરાવવાં પડે છે.

પોણા પાંચ લાખ વર્ષ સુધી માનવી લગભગ નાગોપૂગો હતો. પછી એને ખેતીની અને પશુ-શક્તિના ઉપયોગની વિદ્યા હાથ લાગી. એ બાળકમાંથી કિશોર બન્યો. ખેતીની સાથે જ ગામ વસ્યાં, લગ્નસંસ્થા વ્યવસ્થિત થઈ, કૃષિની સાથે જ સંસ્કૃતિનું પ્રથમ વસ્ત્ર વણાયું ને માનવસમાજે તે પચીસ હજાર વર્ષ સુધી ઓછાવત્તા ફેરફાર સાથે ધારણ કર્યું. પછી યંત્ર શોધાયાં. ઔદ્યોગિક ક્રાંતિ થઈ. માનવી કુમારાવસ્થામાં પ્રવેશ્યો. એનાં વસ્ત્રો બદલાઈ ગયાં. મૂડીવાદ ને સમાજવાદ એની સામે પોતપોતાનાં વસ્ત્રો લઈને ખડા થઈ ગયા.

ફરી દોઢસો વર્ષે નવો ભૌતિક ફેરફાર મંડાયો છે. અણુશક્તિ શોધાઈ છે. માનવીના પોતાના શરીરની, એના પાળેલા પશુની કે વરાળ, જલવિદ્યુત કે તેલ-કોલસાની શક્તિ કરતાં અણુશક્તિ અનંત ગણી મોટી છે. એક અણુવિસ્ફોટ સમસ્ત પૃથ્વીને કંપાવે છે, માનવીને અવકાશમાં ચડાવે છે.

માનવી એકદમ ગજુ કરી ગયો. યૌવન અચાનક એના

જીવનમાં પૂરપાટ પાંગર્યું માનવનો ભૌતિક દેહ, એનું બળ, એનો વ્યાપ આવડો મોટો કદી નહોતો. આજની 'નીતિ' એને અતિ ટૂંકી પડે છે. એણે લાજ ઢાંકવા માંડમાંડ પહેરી રાખેલાં જૂનાં વસ્ત્રો ફાટું ફાટું થાય છે. એમાં ચીરા પડવા માંડ્યા છે. ને માનવી ફરી નાગો દેખાવા માંડ્યો છે.

**નીતિડાહ્યા પુરાણવાદીઓ** કપાળે કરચળીઓ પાડીને કહે છે: "શું આ પ્રગતિ છે? ભૌતિક વિકાસ કર્યાથી માનવી જો ગુફાવાસી પૂર્વજો કરતાંયે વધુ અનૈતિક બને તો તેવા ભૌતિક વિકાસને શું કરવો છે? તે કરતાં પ્રાચીનકાળનું સીધું સાદું ને ઉન્નત જીવન લાખ સારું હતું. છોડો આ બધા યંત્રના મોહો ને ચાલો પાછા પ્રાકૃત પંથે! જીવનને ત્યાં જ નીતિ છે, ત્યાં જ પરમાત્મા છે."

માનવીના દેહવિકાસની અનિવાર્ય પ્રક્રિયા વિશે ભૌતિક તેઓ જેમ બેખબર છે, બેપરવા છે, તેમ જ કાળ પણ 'મૂછ ભેંશના મોટા ડોળા'ને રડનારા એવા લોકો, જેમને માથે ભૂતકાળ ચડી બેઠો છે ને જેમની આંખો ભૂતપરથી ખસતી જ નથી, તેમની જરાયે પરવા કર્યા વિના પોતાનું કામ કર્યે જાય છે. ને એમની આંખો ભલે ભૂતપર ખોડાયેલી રહી, એમના પગ તો વર્તમાનના પ્રવાહમાં તણાતાં તણાતાં જાણ્યે-અજાણ્યે ભવિષ્ય તરફ જ ઘસડાય છે. મોં દક્ષિણ તરફ ને પગલાં ઉત્તર તરફ, એવી ઊંધે મોંએ ચાલવાની કફોડી દશાને કારણે એ લોકો લથડિયાં ખાતાં ખાતાં આગળ વધે છે. એમનો વાંક પણ શું? એમણે વીતેલા જમાનાના ધબકતા પ્રાણને જીવતો જોયો છે. એનું મરણ એમનાથી સહન થતું નથી. પણ નવો જમાનોયે નવા ને વધુ પ્રબળ પ્રાણથી ધબકવાનો છે, એની એમને બિચારાને કલ્પના નથી આવતી.

નવાં નૈતિક સ્વરૂપો આજના કે ગઈકાલનાં નૈતિક સ્વરૂપો કરતાં તદ્દન જુદાં હશે તોપણ ચડિયાતાં જ હશે એમાં શંકા નથી. નિસરણીનું આગલું પગથીઉં જેમ નક્કી વધુ ઊંચું હોવાનું, તેમ જ નૈતિક વિકાસની સરણીમાં નવાં સ્વરૂપો પણ વધુ ઊંચા જ હોવાનાં. બીજું પણ એક કારણ છે. નૈતિકતાને ભૌતિકતા સાથે વસ્ત્ર ને દેહનો સંબંધ છે.

**નીતિ એટલે** જે સર્વને લાગુ પડે તેવો વ્યવહાર. જે સર્વને લાગુ પડતી નથી તે નીતિ નથી.

હવે આ જે 'સર્વ' છે તેના આકારને ભૌતિકતા બદલે છે. પાંચ હજાર વર્ષ પહેલાંની માનવીની દુનિયા આજના એશિયા ખંડ જેવડી પણ નહોતી. બાબીલોનનું મહાન સામ્રાજ્ય આજના મધ્યપૂર્વના એક અર્ધ ચંદ્રાકાર ટુકડા જેવડું જ હતું. પણ નવા જમાનાની શોધોને કારણે વિશ્વવ્યાપી બ્રિટિશ સામ્રાજ્ય સરજાયું. જાણીતા 'સર્વ'નું કદ વધ્યું ને તેમ તેમ નીતિ પણ વધતી ગઈ. આજે તો ખોબલા જેવડા દેશને પણ વિશ્વનીતિ માટે વિદેશપ્રધાનો રાખવા પડે છે.

તો ભૌતિક વિકાસ સાથે, જ્ઞાત માનવસમાજનું એકમ વિસ્તરે છે. જૂની નીતિ એ નવા વિસ્તરેલા સર્વને લાગુ પડતી નથી ને તેથી નીતિ જ મટી જાય છે. કાયદો બધાને લાગુ ન પડતો હોય તો તે કાયદો જ કેમ કહેવાય? તેથી જૂની નીતિઓ આપસમાં અફળાઈને, ભળીને, ભુલાઈને નવી ને વધુ વિશાળ નીતિમાં ફરી જન્મે છે.

**આમ, ભૌતિક વિકાસ** નૈતિક વિકાસનું નિમિત્ત બને છે. ભૌતિક વિકાસ માનવસમૂહના એકમને મોટું કરે છે. તો જ તે 'વિકાસ' કહેવાય છે નહીં તો હ્રાસ કહેવાય છે. નૈતિક વિકાસ વધુ વિશાળ માનવસમૂહને પાંખમાં લે છે. આમ, નૈતિક ભૌતિક વિકાસ એ માનવની સામૂહિકતાનો વિકાસ બની રહે છે.

ભૌતિક પગલું મંડાતાં માનવીની સામૂહિકતા **અભાન-પણે** વધે છે. નૈતિક પગલું મંડતાં માનવીની સામૂહિકતા **સભાનપણે** વધે છે. અને ભાન ને જ્ઞાન એ જ માનવીનાં વિશેષ લક્ષણો છે. તેથી ભાનપૂર્વક માનવીની સામૂહિકતાને વિસ્તારવી, જ્ઞાનપૂર્વક નવી સામૂહિક નીતિનાં સ્વરૂપો ઘડવાં એમાં માનવીની માનવતા છે. એ જ સર્જના ઉદયની દિશા છે, એ જ માનવીય ક્રાંતિ છે. નવો વિશ્વમાનવ એમાંથી પ્રગટવાનો છે.

# ઉપેક્ષિત

—લાભશંકર ઠાકર

અરુણની આંખો ખૂલી ત્યારે એને કાને બાજુના રૂમમાં થતો અવાજ આવ્યો. હાથનો ટેકો લઈ એ પથારીમાં ઊભો થયો. એણે જોયું તો પોતાના રૂમમાં પોતાની પાસે કોઈ નહોતું. એ રડવા લાગ્યો. બારીમાંથી પસાર થઈને આવતા તડકાએ એની અડધોઅડધ પથારી પચાવી પાડી હતી. તડકામાં શરીર બળતું હતું. થોડુંક રડયા પછી પણ એના રૂમમાં એની પાસે કોઈ ધસી આવ્યું નહીં. પહેરણભેર ઊભો ઊભો એ રડતો હતો. થોડીવાર પછી એણે રડવું બંધ કર્યું અને આંખો ચોળતો ચોળતો અવાજ આવતો હતો એ રૂમ તરફ ચાલવા લાગ્યો. બારણામાં આવીને એ ઊભો રહ્યો. જોયું તો પેલા નાનકડા બાબાને બાએ ખોળામાં બેસાડયો છે. એની પાસે મોટર, બલૂન અને પોપટ પડયાં છે. પપ્પા, કાકા અને ફૈબા હાથ લાંબો કરી કરીને બાબાને તેડવા પ્રયત્ન કરી રહ્યા છે. કાકા બાબા તરફ હાથ લાંબો કરીને સિસોટી વગાડે છે. બાબો હસે છે. ફૈબા ઘૂઘરો વગાડે છે. અરુણ થોડીવાર બારણામાં ઊભો રહ્યો પણ કોઈનું એ બાજુ લક્ષ ગયું નહીં.

અરુણે બારણાને વાસ્યું અને ફરી પાછું ઉઘાડયું.

પેલા બધા બાબાને રમાડતા હતા અને ખૂબ મોટેથી હસતા હતા.

અરુણ એકદમ બા પાસે ધસી ગયો અને બાના ખોળામાં બેસી પડયો. બા બાબાના બે હાથ પકડી 'રાધે રાધે' કરાવતી હતી. બાએ અરુણને ખોળામાંથી નીચે બેસાડી મૂકયો અને બાબાની સામે 'રાધે રાધે' કરવાનું કહ્યું. બાબાના બે હાથથી તાલીઓ પડાવતી બા ગાતી હતીઃ

'રાધે રાધે રાધે શિરા પૂરી ખાધે
શિરાની તો વાર છે પૂરીઓ તૈયાર છે.'

અરુણ થોડી વાર ત્યાં બેઠો. પછી ઊઠીને પપ્પાની પાછળ જઈને ડોકે વળગી પડ્યો. પપ્પાએ ધીમે રહીને એના હાથ છોડાવ્યા અને પોતાની પાસે બેસાડયો. પણ અરુણને તો ડોકે વળગવું હતું. એ ચૂપચાપ બેસી રહ્યો.

બા 'રાધે રાધે' કરાવીને બાબાને હસાવતી હતી. બાબો ખડખડાટ હસતો હતો. અરુણ પણ મોટેથી ખડખડાટ હસી પડયો. હસતાં હસતાં એણે પપ્પા સામું જોયું. પણ પપ્પા તો બાબા સામું જોઈને ચપટી વગાડતા હતા.

પપ્પાએ ઊભા થઈને બાબાને તેડ્યો અને એને ખોળામાં બેસાડીને હસાવવા લાગ્યા. બધા બાબા સામે જોઈ રહ્યા હતા અને ખડખડાટ હસતા હતા.

ફૈબાએ બલૂન લઈને બાબાને દેખાડયું અને લાંબો હાથ કરીને 'લે લે' કરવા લાગ્યા. પપ્પાએ બાબાને નીચે મૂકયા. જાણે બાબો હાથ લાંબો કરીને ભાંખોડિયા ભરતો બલૂન લેવા ધસ્યો. અરુણે ઊભા થઈને દોડીને બલૂન લઈ લીધું અને પીઠ પછવાડે સંતાડીને મોટેથી હસી પડ્યો. કાકાએ અરુણના હાથમાંથી બલૂન લઈ લીધું અને બાબાને બતાવીને જરાક દૂર મૂકયું.

અરુણ થોડી વાર એમ ને એમ ઊભો રહ્યો. પછી એકદમ બાજુના રૂમમાં દોડી ગયો. રૂમમાં જઈ એણે ચારે તરફ નજર નાંખી. એની નજર પપ્પાની કાળી ટોપી ઉપર પડી. એણે ખૂણામાં પડેલી છત્રી લઈને ખીંટી પર લટકતી ટોપી નીચે પાડી. પછી ટોપી પોતાના નાનકડા માથા પર પહેરી લીધી. આંખો લગભગ ઢંકાઈ જતી હતી. નાનું સુંદર નાક અને કુમળા બે હોઠ દેખાતા હતા. નીચી નજરે જોતો જોતો જાળવી જાળવીને એ બધા બેઠા હતા એ રૂમમાં બારણા પાસે આવ્યો. બધા બાબાને રમાડતા હતા અને હસતા

[ અનુસંધાન પાન ૨૯૦ ઉપર ]

# અશ્લીલતા : સાહિત્યમાં અને જીવનમાં....

મૂળ લે. : હેન્રી મિલર : અનુ : અનિરુદ્ધ બ્રહ્મભટ્ટ

[ ' અશ્લીલ સાહિત્ય ' સામે નીતિની રક્ષાને નામે આજ પૂર્વે અનેકવાર ઉહાપોહો જાગી છે. સાહિત્ય અને કલામાં કહેવાતી અશ્લીલતા એક બાજુ, અને જીવનમાં ભારોભાર અશ્લીલતા અને અનૈતિકતા બીજી બાજુ...

આ જોઈ-અનુભવી ઊકળી ઊઠેલો જગતનો એક પ્રખર આવેગશીલ સાહિત્યકાર હેન્રી મિલર અહીં ચિંતનશીલ દૃષ્ટિએ શું કહે છે, સાંભળો :

હેન્રી મિલર જન્મેલો બ્રુકલીનમાં, પણ ત્યાંથી સહકુટુંબ ભાગીને પારિસ જઈ વસેલો; અને બીજા વિશ્વયુદ્ધના શરુઆતના દિવસો સુધી રહેલો. એણે પચીસેક ગ્રંથો ( ૧૯૨૪થી લખવાની શરૂઆત કરેલી; છેક ૧૯૩૪માં પ્રથમ પુસ્તક પ્રગટ થવા પામેલું.) લખ્યા છે-જેમાંના અનેક ઉપર અનેક રાજ્યોની સરકારોને ડોળો ફરકયો છે...ગ્રીસમાં એકાદ વર્ષ ગાળીને ૧૯૪૧માં તે અમેરિકા પાછો ફર્યો હતો; અને છેવટે, 'મોટી સુર નદી' આગળ જઈ વસ્યો. તાજેતરમાં તેની વરણી અમેરીકાની ' નેશનલ ઈન્સ્ટીટયુટ ઑફ્ આર્ટસ એન્ડ લેટર્સ ' માટે થઈ છે. ]

આ શબ્દ—' નીતિ ' ! જ્યારે જ્યારે એને વિશે વિચારવાનું પ્રાપ્ત થાય છે ત્યારે ત્યારે એને નામે થયેલાં કુકર્મો વિશે હું વિચારું છું. માનવીએ કરેલી માનવીની કત્લેઆમનો લગભગ આખો ઇતિહાસ આ શબ્દે પોષેલા ભ્રમની અંદર સમાઈ જાય છે. નીતિ એક નથી પણ અનેક છે, એ વાતને હમણાં બાજુ ઉપર મૂકીએ તો જણાશે કે બધા જ દેશોમાં, ભલે ગમે તે નીતિ પ્રચારમાં હોય, પણ ત્યાં એક નીતિ હોય છે શાંતિની અને બીજી હોય છે યુદ્ધની. યુદ્ધના સમયમાં વિજયી પક્ષનું ધિક્કારયોગ્ય અને નામોશીભરેલું બધું જ ચલાવી લેવાય, બધું જ માફ કરાય. જેમને માથે હમેશાં બીજાનાં પાપ ચઢે છે એવા પરાજય પામેલાંઓ ' અ—નીતિમાન ' કહેવાય છે. જો ખરેખર આપણે મૃત્યુને નહીં પણ જીવનને પૂજ્યું હોય, સંહારનું નહીં પણ સર્જનનું મૂલ્ય આંક્યું હોય, નપુંસકતાને નહીં પણ પુરુષાતનને માન આપ્યું હોય, તો આપણી પર આવી પડેલું મહાન કાર્ય જો કંઈપણ હોય તો તે છે યુદ્ધનો નાશ.

## ખાટકીપણાની યોજના

લડાઈની યોજનાઓ તૈયાર કરનાર, યુદ્ધની નીતિ ઘડનાર, અને લડાઇના શેતાની શસ્ત્રાસ્ત્રસરંજામની બનાવટનો કબજો પોતાને હસ્તક રાખનારને હું ' કસાઈ ' કહું છું કારણ કે આખરે તો આ માણસો એનાથી જુદા નથી. યુદ્ધ પહેલાં તો વર્ષોથી તેઓ ઠંડે કલેજે બીજાઓને નમાવવા તૈયારી કરે છે; કલ્પી શકાય એવા પ્રત્યેક ભયના અને સંહારના સ્વરૂપ સુધી તેઓ માનસિક રીતે પહોંચી જાય છે; અને પછીથી, એમની યોજનાને અમલમાં મૂકવાની તક મળતાં તેઓ એમનો ધંધો શરૂ કરે છે, ધીરેથી, જાણી કરીને અને દયાહીનતાથી. જેઓને હથિયાર પકડાવવામાં આવે છે, જેઓ આ શેતાની શસ્ત્રાસ્ત્રોનો ઉપયોગ કરે છે, તેવા માણસો જો કે પૂરેપૂરા ભોળા નથી હોતા, તો પણ, તેઓ આ ખાટકીપણાની યોજનાઓ માટે અને બધું તૈયાર કરવા માટે સાચે જ ગૂનેગાર નથી. એ બિચારા તો ભોગ બનેલા હોય છે અને પરિણામે નસીબને જોરે કાં તો ઠરે છે બાયલા કે કાં તો બને છે વીર. એમની તો ફરજ છે આજ્ઞા પાળવાની. ભલે કદાચ એમની જિંદગી બચી જાય, ભલે કદાચ એમના અંગો ન છેદાય, પણ જેઓ બચી જાય છે, તેમની આત્મ-શક્તિની બાબતમાં તો કંઈક ઘટાડો થાય છે. નવા યુદ્ધનો સામનો કરનાર ( કારણ કે એક યુદ્ધ બીજાને અને બીજું ત્રીજા-ને જન્મ આપે છે ) આ ' ભક્ષ્ય ' દયાળુ હોય કે આત્માના અમીર હોય એમ માનવાને કંઈ કારણ નથી. પોતાની અનિચ્છાએ સહન કરવું પડ્યું હોવાથી એમનાં પુત્રપુત્રીઓ પાસેથી તેઓ કંઈક કર વસૂલ કરતા હોય છે......તો હું કહું છું કે બલિદાન દેવાનું અને બદલો લેવાનું આ બંધન જો અનૈતિક ન હોય, જો અનૈતિકતાની એ પરાકાષ્ઠા ન

હોય, તો (દુનિયામાં) શબ્દનો કંઈ અર્થ નથી.

આપણે કહેવાતા અશ્લીલ સાહિત્યથી અધોગતિએ નથી પહોંચ્યા. આપણે પતનને પામ્યા છીએ અને ધિક્કાર-યોગ્ય બન્યા છીએ બધી જ રીતે યુદ્ધથી અથવા યુદ્ધ કરવા માટેની ઘડાતી યોજનાઓથી.

## પવિત્ર બાઈબલ અને ખૂની સાહિત્ય

હવે આ અશ્લીલતાના વગર મફતના કહેવાતા આક્ષેપ વિશે વિચારીએ. યુદ્ધ વિશે વિચારતાં કે કલ્પતાં મને લાગે છે કે યુદ્ધના સરંજામની બનાવટ વિશે લખાયેલાં, કે સંહારાત્મક જંતુઓના સર્જન વિશે માહિતી આપતાં, કે યુદ્ધખોર માનસની બીજી કોઈ સંહારાત્મક શક્તિની ઉત્પત્તિ વિશે રચાયેલાં પુસ્તકોનો હું સાચે જ નાશ ન કરું; યુદ્ધની કત્લેઆમ વિશેનાં કે "સંસ્કારી" કતલબાજીના નિયમો વિશે લખાયેલાં પુસ્તકોને હું બાળી ન નાખું. ઊલટું, હું તો ઇચ્છું કે આવા સાહિત્યનો ફેલાવો વધુ પ્રમાણમાં થાય, બાળકો અને મોટેરાંઓ એને વિશે જાણે. દરેક પુરુષ, દરેક સ્ત્રી અને દરેક બાળક એણે જેટલી 'પવિત્ર બાઈબલ'ની જાણકારી મેળવી છે તેટલી જ આ બાબતો વિશે પણ મેળવે. હું તો આનાથી પણ આગળ વધું: બાઈબલને હું એક અભરાઈએ મૂકું અને આ 'ખૂની સાહિત્ય'ને બીજી અભરાઈ પર. પછી હું કહું: જો તમે એકની તરફ જુઓ તો તમારે બીજાની તરફ પણ જોવું જોઈએ. હું તો આ બે પ્રકારનાં પુસ્તકો (એકમાં હત્યા ન કરવાનો ઉપદેશ છે; બીજામાં સંહારપ્રક્રિયાને ટેકો આપી ઉદાહરણો સાથે સમજાવી છે) ની વચ્ચે સ્પષ્ટ ભેદરેખા દોરું. આ એક પ્રશ્ન પરત્વે કુટુંબ સામે કુટુંબ અને ભાઈ સામે ભાઈના ભાગલા પાડું. તમારા અંતરના અવાજને અનુસરો એમ હું વિનવું! લાંબા સમય પછી કાં તો જગત એક બને છે કે કાં તો જગત રહેતું જ નથી. મૃત્યુના જગતની તમે તરફેણમાં હો તો તમારું નામ જલદીથી નોંધાવી લ્યો! તમારી નિર્ણય લેવાની અશક્તિને કારણે અમને હેરાન કરશો નહીં. દુનિયાનો વિનાશ નોંતરનારા પ્રયત્નોમાં સાથ આપવો એ જો તમારું અંતિમ લક્ષ્ય હોય તો નીતિની વાતો મહેરબાની કરીને ન કરશો.

એક બાજુ બાઈબલ છે, બીજી બાજુ કતલખાનાનાં માહિતીપુસ્તકો છે અને એ બે વચ્ચે માનવીના મનોભાવ, મનોવિકારો, ભૂખ, કલ્પના, કાર્યો, સ્વપ્નો અને આકાંક્ષાઓ-માંથી જન્મેલું સાહિત્યનું જગત છે. એ જગત છે જીવનમાંથી ઉદ્‌ભવેલું, જીવન સાથે સંબંધ ધરાવતું અને જીવનને પોષતું. જો ત્યાં પણ મૃત્યુનો ઓછાયો જણાય તો જાણવું કે ત્યાં ચિનગારીની ખોટ છે, ઊંડાણની ખોટ છે, નથી સ્વતંત્રતા કે નથી પસંદગીની છૂટ. જો આ સર્જનરાશિ પણ મૃત્યુની મહેફિલ હોય તો એનું માત્ર ટેકરી સિવાય વધારે મૂલ્ય નથી. આપણે સારી રીતે સમજીએ છીએ કે મર્યાદાઓ સાથે પણ એ સર્જન મૃત્યુ ઉપર જીવનના વિજયની રજૂઆત કરે છે.

અને તેથી તો હું કહેવાની હિંમત કરું છું કે ભલે પુસ્તક ગમે તેટલું નઠારું, ગંદું, હલકું, અધમ કે અશ્લીલ હોય, પણ જો તે જીવનને સેવતું હોય, જો જગતના હૃદયને કોરી ખાતા રોગ તરફ એ સભાન હોય, તો એ સારું પુસ્તક છે, નીતિવાળું પુસ્તક છે, પવિત્ર પુસ્તક છે. એને અનીતિ-યુક્ત અને અશ્લીલ કહેવું એ હાઇડ્રોજન બૉંબના અનુસંધાન-માં નાની કોદાળી વિશે વાત કરવા જેવું છે. જીવતા માનવીની ચેતના પરથી ભયના પોપડાને દૂર કરવાની પ્રક્રિયાને ધૂળધાણી કરતું હોય એવું તો એકે પુસ્તક હજી સુધી લખાયું હોય એમ જાણમાં નથી.

## અમાનવીય પરિસ્થિતિ

રાક્ષસ, વિશ્વાસઘાતી, ગુલામ, પાપી—આજના અમાનવીય પરિસ્થિતિના ચિત્ર માટે આમાંથી ગમે તે શબ્દ વાપરો, ઝાઝો ફરક નહીં પડે. આપણી આજની સ્થિતિમાં છે તેના કરતાં માનવી વધારે દુર્ગુણી ક્યારેય નહોતો. આપણે આજે એકબીજા સાથે સંકળાયેલા છીએ શરમ—ઉપજાવે એવા માલિક—ગુલામના સંબંધથી. જો આપણને કંઈ રસ્તો નથી જડતો તો આપણે બધાય એકબીજાનો નાશ કરવા ઇચ્છીએ છીએ. માન, સહનશીલતા, દયા, માયા અને પ્રેમની વાતને બાજુએ મૂકી આપણે એક બીજા સામે જોઈએ છીએ ભયથી, શંકાથી, તિરસ્કારથી, ઈર્ષ્યાથી, દુશ્મનાવટથી. અસત્યની ચક્કીમાં આપણું જગત પિલાઈ રહ્યું છે. ગમે તે દિશામાં તમે જાઓ, માનવીના કોઈપણ કાર્યમાં તમે ડોકિયું કરો તો તમને જોવા મળશે છેતરપિંડી, ધાકધમકી અને અસત્ય.

[અનુસંધાન પાન ૨૯૦ ઉપર]

આ વિભાગ દ્વારા કાવ્ય અને કલાનો પ્રારંભક રસાસ્વાદ કરાવી વિશાળ જનસમૂહ અને સાહિત્યકલાનાં સર્જનો વચ્ચે સેતુ બનવાની અભીપ્સા છે.

---

—સુરેશ હ. જોષી

# આવો !

અમે રે સૂકું રૂનું પૂમડું,
    તમે અત્તર રંગીલા રસદાર;
તરબોળી દોને તારેતારને,
    વીંધો અમને વ્હાલા, આરંપાર:
    આવો, રે આવો હો જીવણ, આમના.

અમે રે સૂના ઘરનું જાળિયું,
    તમે તાતા તેજના અવતાર;
ભેદીને ભીડેલા ભોગળ-આગળા
    ભરો લખલખ અદીઠા અંબાર:
    આવો, રે આવો હો જીવણ, આમના.

અમે રે ઉધઈ-ખાધું ઇંધણું,
    તમે ધગધગ ધૂણીના અંગાર;
પડે પડ પ્રજાળો—વ્હાલા વેગથી,
    આપો અમને અગનના શણગાર:
    આવો, રે આવો હો જીવણ, આમના.

—મકરંદ દવે

ઇશ્વરનેય એકલા એકલા ગમ્યું નહિ, માટે, મનને રમાડવાને, એણે સૃષ્ટિને સરજી, ને ઇશ્વરના અંશરૂપ માનવી પણ આ વિસ્તારની, સહચારની ઝંખના લઈને જન્મ્યો. એ મૈત્રી બાંધશે, દુશ્મનાવટ બાંધશે, પ્રેમ કરવા નહિ તો લડવા ય કોઈનો સાથ શોધશે; પણ ગમે તે ભોગે પોતાના એકાકીપણાને એ ટાળશે. આ સંબંધની મનુષ્યે કેવી અટપટી જાળ ગૂંથી છે ! એ અટપટી જાળમાં બંધાવું—છૂટવું એ એની રમત થઈ પડી છે.

આ સંબંધોની એક વિચિત્રતા જુઓ : એક મટીને બે થવા ઇચ્છનાર, આખરે બીજાને પામીને, તેની સાથે અભિન્ન થઈ જઈને વળી એકતાને જ સિદ્ધ કરવા ઇચ્છે છે. એટલે બંને અંતિમે તો આ એકતા જ રહી છે. પણ એમાં ભેદ રહ્યો છે ખરો. શરૂઆતની એકતામાં એકલવાયાપણું છે, પોતાને જ પૂરેપૂરા નહિ પામ્યાની અસંતુષ્ટતા છે. પણ બે થયાં પછી સિદ્ધ થતી એકતામાં સભરતા છે, એકલવાયાપણું નથી. પણ આ સભરતા જો આપમેળે સિદ્ધ થયેલી, તૈયાર

મળેલી, વસ્તુ હોત તો એનું કશું મૂલ્ય જ નહોત; તો તો આપણા આ સંસારમાં આરત, ઝંખના, વિરહ, વેદના કશું ના હોત; તો તો કદાચ એકતાના એકતારા પર એક જ સૂર અટવાયા કરતો હોત. ઝૂરવાના તલસવાના ને આખરે પામીને કૃતાર્થ થવાના દુઃખસુખની મિશ્રરાગિણી આપણને સંભળાઈ જ નહોત.

આમ, આ વાત તો સૃષ્ટિ સરજાઈ ત્યારની આપણા લોહીને પરિચિત છે. પણ તેથી જ તો કવિઓને એ હમેશાં આકર્ષતી રહી છે. યુગે યુગે કવિઓએ એને ગાઈ છે. તત્ત્વજ્ઞાનની પોથીઓમાં દ્વૈત-અદ્વૈતની મીમાંસા ચાલે છે, કેટલાકોએ આ હૃદયના ભાવને પણ ગણિતના ચોકઠામાં મૂકીને એના નવ ભાગ પાડ્યા છે, એની અવસ્થાઓ નોખી પાડીને આંગળી મૂકીને ગણાવી છે. હૃદયની વાત પર માણસ કદાચ એકદમ વિશ્વાસ મૂકી શકતો નથી, કારણ કે હૃદયનું ભલું પૂછવું! એ મનુષ્યને મનુષ્ય હોવાની સ્થિતિમાંથી બહાર કાઢીને ક્યાંનો ક્યાં રઝળાવે! આથી માણસ શાસ્ત્રનો ખૂંટો રોપે, હૈયું બાંધે ત્યારે જંપે, પણ એમ હૈયું કાંઈ થોડું જ ગાંઠે! એ એનો પડાવ તરત ઉઠાવીને વળી દૂર દોડી જાય છે. આમ વ્યક્તિથી શરૂ કરેલો પ્રેમ સમષ્ટિ સુધી પહોંચે, ને સંબંધના વ્યાસને એ એટલો વિસ્તારે કે એની બહાર કશું ન રહે ત્યારે જ એ જંપે!

આ હૃદયની લીલા, પોતાનું અનુસંધાન સમસ્ત સાથે કરવાની એની અદમ્ય ઇચ્છા તે આ કાવ્યનો વિષય છે– વિષય તો છે જૂનો ને જાણીતો; માટે જ અહીં કવિની કસોટી છે. કાંઈ કહેવા જાઓ કે તરત કેટલાય પડઘા કાને અથડાય-મીરાંના, કબીરના! તો જુઓ, આપણા કવિએ શું શું કર્યું છે: એક થવાની, તાદાત્મ્ય સાધવાની વાત એમને કહેવી છે, પણ તે કવિનામાં કહેવી છે, વળી બધા કહી ગયા હોય તે રીતે નહીં, પણ એ ભાવને પોતે નવેસરથી પોતાનો કર્યો છે એવી પ્રતીતિ ઊપજે એવી રીતે કહેવી છે. તો શું કરવું?

આમ કરવું હોય ત્યારે કવિને ભાષામાં કાંઈક નવીનતા ઉપજાવવી રહે. ભારે રહસ્યભર્યો અગમનિગમનો આ ભાવ કવિ ઘરગથ્થુ ઉપાદાનની મદદથી, તળપદી શૈલીમાં વ્યક્ત કરે છે, ને તેમ કરવાથી વિષયના ગૌરવને હીણું કરતા નથી, પણ એને ઊલટા સચોટ બનાવે છે.

કવિતાના વિશ્વમાં કશું અકિંચિત્કર નથી. આપણે આંખ માંડીને જોઈએ, આપણી આંખ ઠરે એટલે વસ્તુનું રૂપ બદલાઈ જાય. રસથી તરબતર કરી દઈને એક અને અભિન્ન બનાવી દે એવા મિલનની ઝંખનાને કવિએ ત્રણ દૃષ્ટાન્તો દ્વારા આકાર આપ્યો. એમાં જ કવિની શક્તિ છે. અસાધારણને અસાધારણથી પ્રકટ ન કરતાં સાધારણ દ્વારા જ એની અસાધારણતા પ્રકટ કરવી એ જરા કપરું છે.

લૂખુંસૂકું રૂ તો આપણે બધાંએ જોયું છે. હજુ દાદીમા સાંજને વખતે બેઠાં બેઠાં એની દીવેટ વણે છે. પણ એ રૂના તંતુએ તુંતુમાં રસને પ્રલાહીને ગ્રહી લેવાની કેટલી ઉત્કટ શક્તિ છે! વિજ્ઞાન તમને એ શક્તિનું નામ પણ પાડી આપશે, પણ કવિને એનો ખપ નથી. અત્તરને અણુએ અણુમાં શોષી લઈને તરબતર થવાનો રૂનો સ્વભાવ આબાદ પકડાય એમ આપણને લાગે છે. પણ આમાં કેવળ સુખ નથી, દુઃખ પણ છે ને તેય ભારે દુઃખ—વીંધાવાનું દુઃખ. કણેકણ વીંધાય ત્યારે જ કણેકણમાં મિલન રચાય, ને સાચી એકતા અનુભવાય. જે વીંધાયું નહિ, તે એક થયું નહિ!

વારુ. હવે બીજું દૃષ્ટાન્ત. સૂનું ઘર અને એની જાળી. સૂનું ઘર હમેશાં કોઈની પ્રતીક્ષા કરતું લાગે છે, પણ જાળીમાં થઈને તેજ સિવાય કોણ પ્રવેશી શકે? ને તેજના જેવી વ્યાપ્તિ પણ કોની? માટે જાળીના જેવા અંતરાયને પણ નહિવત્ કરનાર, એવા ભીડેલા ભોગળ-આગળાને નહિ ગાંઠનાર ' અદીઠા અંબાર 'ને કવિ અહીં બોલાવે છે. પ્રકાશ બધું પ્રકટ કરે છે, પોતે પ્રકટ થતો નથી એમ કહો અથવા ' અદીઠા ' એટલે સામાન્ય તથા અગોચર એવી ગેબી વસ્તુ ગણો–જે રુચે તે સ્વીકારો, કવિને તકરાર નથી.

છેલ્લે ત્રીજા દૃષ્ટાંતની મહોર મારીને કવિ વાત પાકી કરી લે છે. ઇંધણ તો સાવ તુચ્છ છે, નકામું છે, ઉધઈ ખાધેલું છે. કાંઈ કેટલી વાસનાની ઉધઈ આપણને કોર્યા જ કરતી હોય છે. પણ અગ્નિનો સ્પર્શ થયો કે ખલાસ! અગ્નિના આલિંગનમાં એવો ગુણ છે કે જેને એ આલિંગે તેને પોતાથી અભિન્ન કરી દે, એ અગ્નિતુલ્ય નહિ, પણ અગ્નિમય કરી દે. માનવના હૃદયની આરત, અભીપ્સા— એનાથી ઉજ્જ્વળ બીજો કોઈ અગ્નિ નથી. જેના હૃદયમાંથી એ અગ્નિ ઓલવાયો તેનું અંધારું કોઈ ટાળી શકે નહિ. માટે જ કવિએ કહ્યું કે આવી આરત, પોતાની સીમાને ઉલ્લંઘવાના અરમાન—એ અગ્નિનો શણગાર તે જ માનવનો સૌથી મોટો શણગાર. એ છેલ્લો શણગાર ધારણ કરીને જ

[ અનુસંધાન પાન ૨૯૦ ઉપર ]






# ચુઘતાઈનું રેખાંકન—રેખામાં રૂબાઈયાત

—ગુલામ મોહમ્મદ શેખ

ગયે વખતે આપણે જુદાજુદા પ્રકારની રેખાઓ વિષે વિચાર કર્યો હતો—હવે આપણે એક ચિત્રકારનું જ રેખાંકન લઈ ને એમાંના ગુણોને પારખીએ. અહીં ( પા. ૨૮૫ ) ચુઘતાઈનું 'સહરાની શાહજાદી ' નામનું રેખાંકન આપેલું છે.

આ ચિત્રમાં રેખાના કેટલાક ગુણો આંખને પ્રથમ દૃષ્ટિએ જ આકર્ષી રહે છે—એ છે પ્રવાહિતા, બારીક અંકનનુ સિદ્ધહસ્ત કૌશલ અને સપ્રમાણ વળાંકવાળા આકારોને લીધે આવતી નમનીયતા ( Elasti-city ). હવે આપણે એ ગુણોને જરા વિસ્તારથી તપાસીએ.



[ ઉપરનાં બ પર્શિયન રેખાંકનો ]

રેખાનો પ્રવાહ તો આખાંયે ચિત્રમાં દેખાશે—દા. ત. ઊંટ ઉપરની પાલખી પરના કપડાની ઉપરથી નીચે ઢળતી કરચલીઓ—સ્ત્રીપાત્રના કપડાં કે ઊંટની ડોકનો વળાંક, બધેય એક સરખા ધસારાથી વહી જતી રેખાઓ નજરે પડે છે. આ રેખાઓ વચમાં ક્યાંય તૂટી જતી નથી કે વાંકી વળી જતી નથી—તેનાથી આપણને કલાકારની પિંછી પરની હથોટીનો ખ્યાલ આવે છે. રેખાની પ્રવાહિતા દ્વારા જુદીજુદી વસ્તુઓની લાક્ષણિકતા પણ વ્યક્ત થાય છે—દા. ત. વિખરાઈ પડેલા અને ઢળી પડતાં કપડાંમાંનું શૈથિલ્ય. આ કપડામાંની કરચલીઓની રેખાઓ વચ્ચેનો ગાળો અને તેની કક્ષાઓ પણ એક સરખી નથી તેથી એ એક જ ઘરેડની નહિ થઈ જતાં વૈવિધ્ય પણ જાળવે છે. સ્ત્રીપાત્રના કમર નીચેના કપડામાં વળેલી ગોળાકારવાળી રેખાઓ છે, જે પાછળ વિખરાઈ પડેલા કપડામાં પણ નજરે પડે છે; પરંતુ એ બંનેની વચ્ચે; ઘૂંટણ પાસેની લાંબી, વળેલી રેખાઓ આગળ કલાકારે કિનાર પરનું ત્રિકોણાકાર સુશોભન ઉમેરી દીધું છે—જેથી ગોળ ગોળ પ્રવાહમાં ફરતી દૃષ્ટિ થોડી વાર કોણાકાર પર ફરી વિસામો મેળવે છે; અથવા તો વિવિધતા માણે છે; અને ફરી પાછી પાછળ વિખરાઈ પડેલા કપડાની વળાંકવાળી રેખાઓ સાથે જોડાઈ જાય છે. ખૂબ દીર્ઘ સૂરે ખેંચેલા આરોહ પછી થોડીકવાર સંભળાતો ઢોલનો અવાજ કાનને કેવો સ્વરોના સંમિશ્રણનો આનંદ આપે છે ! એવો જ આનંદ અહીં અનુભવાય છે.

આકારોની વિવિધતા એવી પણ નથી કે આંખને વારે ઘડીએ રોકાવું પડે અથવા તો દૃષ્ટિને રસ્તો બદલવો પડે. પરંતુ ચિત્રના આયોજનના વળાંકવાળા આકારોને અનુલક્ષીને મોટાભાગની રેખાકૃતિઓ જ વળાંકવાળી રહે છે—નહિ કે કોણાકૃતિઓ. એ તો ( કોણાકૃતિઓ ) વચ્ચે વચ્ચે ક્યાંક ફેરફાર ( change ) અથવા તો વૈવિધ્ય દર્શાવવા જ મૂકાઈ છે. બીજો દાખલો લઈએ તો; જેમ તીખા અથવા મોળા સ્વાદવાળું ભોજન લેતાં વચમાં થોડુંક મીઠું ભોજન પ્રીતિકર થઈ પડે છે તેમ જ. પણ એ મીઠું ભોજન પણ જો પ્રમાણથી વધારે લેવાય અથવા તો વિરોધી સ્વાદના ભોજન જેટલું જ લેવાય તો તીખા સ્વાદનું મહત્ત્વ જ નાશ પામે અથવા તો સામાન્ય કક્ષાનું ( તદ્દન સરખા મહત્ત્વનું ) બની જાય.

ઊંટ ઉપરની પાલખી પરના કપડામાંની રેખાઓ આંખને છેક ઉપરથી નીચે સુધી ઘસડી જાય છે, પણ એ પ્રવાહ ક્યાંય તૂટી-અટકી જતો નથી જેથી રસક્ષતિ થાય, પણ કાં તો નીચેની કરચલીઓની રેખામાં ભળી જાય છે; અથવા

તો બીજા આકાર સાથે જોડાઈ દૃષ્ટિને નવી જ દિશા તરફ ફેરવી લે છે.

પ્રકારની દૃષ્ટિએ આ ચિત્રમાંની રેખાઓ ખૂબ જ પાતળી અને લાંબી છે. એની અને અતિશયોક્તિભર્યા ( શારીરિક ) પ્રમાણોની સહાયથી રેખામાં એક નવું તત્ત્વ ઉમેરાય છે—નાજુકતા. સ્ત્રીપાત્રના જમણા હાથની આંગળીઓનું રેખાંકન—ઊંટના મોંની સહજ પ્રવાહિતા દર્શાવતી સીમા-રેખા કે પછી વેરાઈ પડેલા કપડાની કરચલીઓ અને એમાનુ સુશોભન—બધે। આકારોને બને તેટલા સ્પષ્ટ અને પાતળી રેખાઓવાળા બતાવ્યા છે, જેથી આકારોમાં મૃદુતા દેખાય છે. આ મૃદુતા અને પ્રવાહિતાના મિશ્રણથી જન્મેલો લય ચિત્રને રસમય બનાવે છે. [ અનુસંધાન પાન ૨૯૦ ઉપર ]

સહરાની શાહજાદી : અબ્દુર્રહમાન ચુઘતાઈ



કલાકાર ચુઘતાઈ
( સ્કેચ : ર. મ. રા. )

ખાનબહાદુર મોહમ્મદ અબ્દુર્રહમાન ચુઘતાઈ પરંપરાગત શૈલીમાં કામ કરતા ભારતીય સમકાલીન ચિત્રકારોમાં મહત્ત્વનુ સ્થાન ધરાવે છે. પ્રણાલીએ ઈરાની અને જન્મે મુઘલ એવા શ્રી ચુઘતાઈના પૂર્વજો મુઘલ સમયના કલાકારો અને ઇજનેરો હતા. દિલ્હીની પ્રખ્યાત મોતી મસ્જિદ બાંધનાર પણ એમના પૂર્વજો હતા. ઈરાની અને ભારતીય વિષયો પર એમણે થોકબંધ ચિત્રો કર્યાં છે—ગાલીબની કવિતાઓનાં ઉદાહરણ ચિત્રો, (મુરક્કા-ઈ-ચુઘતાઈ) તેમ જ 'ચુઘતાઈના ચિત્રો'-નામના બે મોટાં સચિત્ર પ્રકાશનો એમની કલાનો પરિચય આપે છે. ચિત્ર માટેનુ એમનું માધ્યમ જળરંગી જ મુખ્યત્વે છે; પરંતુ પશ્ચિમના પ્રવાસ બાદ એમણે કરેલા ઇચિંગ્સ (ધાતુ પરના રેખાંકનો) પણ ઉલ્લેખનીય છે.

રેખાંકનના ગુણો તો આપણે તપાસ્યા—પરંતુ એની ચિત્રમાંની (માધ્યમ પરની) ગોઠવણી ઉચિત ન હોય તો ઘણી ખરી સુંદરતા નષ્ટ થાય છે—અને તેથી જ સાથે સાથે આયોજન (Composition) તપાસવું પણ એટલું જ જરૂરી છે. ઘુમ્મટ આકારનો પાલખીનો ઉપરનો ભાગ જેમ ઉપર ગોળાકાર ⌒ દર્શાવે છે તેમ ઊંટની ડોક એનાથી ઊલટો જ વળાંક ⌣ ધરાવે છે અને એના સાથે જ જોડાયેલ સ્ત્રીપાત્રના ઘૂંટણ પાસેનાં કપડાંનો દીર્ઘાકાર ત્રીજી જ જાતનો) છતાં વળાંકવાળો જ રહે છે. આમ આકારોના આયોજનમાં વૈવિધ્ય સાથે એકસૂત્રતા પણ જળવાઈ છે. વળી આકારો એકબીજાથી વિખૂટા પડી અથવા તો તૂટીને દૃષ્ટિને ચિત્રના આયોજનની બહાર પણ ઘસડી જતા નથી. બધા જ આકારો અવકાશમાં તરતા રહે અને પશ્ચાદ્ભૂમિ ઝાંખી પડતી ન દેખાય એ ખાતર કલાકારે પાલખી પાછળ ચિત્રના મથાળે એક આડી અને લાંબી રેખા દોરી છે જે ચિત્રમાંની મોટા ભાગની ઊભી (Vertical) રેખાઓને સમતોલ રાખે છે અને અંતર પણ દર્શાવે છે. વળી એ બીજી રેખાઓ જેટલી ગાઢી નહિ હોવાથી અતિમહત્ત્વની બની ચિત્રની મુખ્યાકૃતિઓને ખલેલ પણ નથી પહોંચાડતી. આવું જ પાલખી પાછળના ઘુમ્મટવાળા (દૂર દર્શાવેલા) મકાનોનું પણ છે.

આકારોના આલેખનમાંથી આ પ્રવાહિતા, નાજુકતા અને લય તેમ જ નમનીયતાને લીધે (આ ગુણ આલેખનની સાહજિકતાથી વિશેષ વ્યક્ત થાય છે—દા. ત. અંક આપેલું પિકાસોનું રેખાંકન. છતાં કપડાંની શિથિલતા તેમ જ સ્ત્રીમુખની સૌમ્યતા દર્શાવવામાં સુધતાઈએ પણ કાંઈક અંશે નમનીયતા પ્રાપ્ત કરી છે, પણ હસ્તકૌશલ અને બારીકાઈ તેમ જ જગ્યાની ચોકસાઈને લીધે એ સાહજિક ગુણ વધુ સ્પષ્ટ નથી થયો.) આખુંયે ચિત્ર ઊર્મિલ-કાવ્યમય લાગે છે જે જૂનાં ઈરાની બારીક ચિત્રોની એક ખાસિયત છે. આ ઊર્મિલતાને લીધે એમની રેખાઓ જીવંત લાગે છે અને તેથી જ કેટલાક એમને રેખાઓમાં રુબાઈયાત સર્જનાર કહ્યા છે.

સુધતાઈ પર ઈરાની બારીક ચિત્રોની કેટલી અસર છે, અથવા તો એમાંનાં કયાં તત્ત્વોને તેઓ અનુસર્યા છે—અથવા તો એમાં સફળતા કે નિષ્ફળતા મેળવી છે—તે ચર્ચાસ્પદ પ્રશ્ન રહ્યો છે, પરંતુ એમનાં ચિત્રોને—(રેખાંકનને) ઈરાની રેખાંકનો સાથે સરખાવવાનું રસમય થઈ પડે તેમ હોવાથી આ લેખના મથાળે બંન્નેનાં મૂળ ચિત્રો પરથી કરેલાં રેખાંકનો પણ આપ્યાં છે.

[પાન ૨૮૩ ઉપરથી]

હતા. બારણા પાસે આવીને અરણે મોટી બૂમ પાડીને 'હાઉકલો' કર્યો. એના પેલા કુમળા હોઠ પાછળના દૂધિયા દાંત ખડખડ હસી રહ્યા. બધા પોતાની સામું જોતા હશે એવી અપેક્ષાએ એણે હળવે રહીને ટોપી આંખ પરથી ઊંચી કરી પણ બધા તો બાબાને રમાડવામાં મશગૂલ હતા.

જેને પોતે ઘોડિયામાં નાંખ્યાને ઘણી વાર હીંચોળતો એ કચકડાના બાબલાને અરણે શોધી કાઢ્યો. જમણા હાથમાં જોશભેર પકડીને એણે બાબલાને જમીન પર ઘસ્યો અને દાંતમાં દબાવીને ચારપાંચ મોટાં મોટાં બચકાં ભરી લીધાં. બાબલાની ડોક અવળીસવળી મરડીને તોડી નાંખી.

[પાન ૨૮૫ ઉપરથી]

હું માનું છું કે ચિત્ર ગમે તેટલું ધૂંધળું ભલે હોય, પણ એક ગજબનું પરિવર્તન માત્ર શક્ય જ નહીં, અનિવાર્ય પણ છે. મને લાગે છે કે એક માનવી તરીકે આ પરિવર્તનને પોષવું એ મારો હક છે, મારી ફરજ છે.

આ તો એના જેવી વાત થઈ કે સાંજને વખતે લીલાંછમ ખેતરમાં ફરવા નીકળ્યા હોઈએ ત્યાં ઘાસના તણખલા પર છાણનો છોટો પડેલો જોઈને એ ક્ષુલ્લક તણખલા પર ઝૂકી જઈને દયકારભર્યા કંઠે તાડૂકીએ: "દુષ્ટ...દુષ્ટ...!" (ન્યુ ડિરેક્શન નં. ૧૬ માંથી)

[પાન ૨૮૭ ઉપરથી]

આપણે પૃથ્વી પરથી જઈએ છીએ ને!

ને આ બધું કહ્યું છે જીવણનો! 'જીવણ' શબ્દની તળપદી મીઠાશ કવિએ ખપમાં લીધી છે. એને અનુસારો કરીને 'આવો આમના' કહીને નિકટ બોલાવવામાં રહેલી સાહજિક આત્મીયતા આ પરમ રહસ્યમય ભાવને સરળતાથી નિરૂપવા છતાં એની રહસ્યમયતા કે ઉત્કટતાને અળપાઈ જવા દેતી નથી એ કવિકર્મનો વિશેષ છે.

## પ્રવૃત્તિ તે પડઘા

**આ વિભાગમાં—**

- ગુજરાતભરનાં સંસ્કાર અને શિક્ષણકેન્દ્રો, સાહિત્ય અને કલાકેન્દ્રોની ખાસ નોંધપાત્ર પ્રવૃત્તિઓ અંગે—
- ગુજરાત બહાર વસતા ગુજરાતીઓ(કલકત્તા, દિલ્હી, આફ્રિકા વગેરે મુખ્ય મથકો સહિત)ની ઉપર કહી તેવી પ્રવૃત્તિઓ અંગે—મિતાક્ષરી સમાચાર આપવાની ઇચ્છા છે.

ગુજરાત અને બહારનાં કેન્દ્રો જરૂરી માહિતી મોકલતાં રહેશે તો "માનવ" ઉપકૃત થશે.

---

## અશ્લીલ સાહિત્ય: નોંધપાત્ર કેસ

વડોદરાની ફર્સ્ટ ક્લાસ ફર્સ્ટ કોર્ટમાં ૧૮૮૨ના ક્રિમિનલ પ્રોસિજર કોડના ૨૨મા પ્રકરણ નીચે ગુજરાતના એક સાહિત્યકાર ઉપર 'સ્ત્રી ભાગ-૧'* નામનું પુસ્તક (જેના અમુક ૮ પાનાં ઉપર કહેવાતા 'અશ્લીલ' ફકરાઓ હોવાના આરોપસર તે પુસ્તક) છાપવાના ગુના માટે કેસ દાખલ કરવામાં આવ્યો હતો!

—કેસ દાખલ કરનાર સાહિત્યની દુનિયાથી સાવ અનભિજ્ઞ એવા એક પોલિસ અમલદાર શ્રી. વાઘેલા હતા.

—જેમના ઉપર કેસ કરવામાં આવ્યો હતો તે ગુજરાતના એક સુપ્રતિષ્ઠિત સાહિત્યકાર શ્રી. કિસનસિંહ ચાવડા હતા.

—કેસ ચલાવનાર અને ચુકાદો આપનાર ન્યાયાધિશ શ્રી. ડી. જી. દવે હતા.

—ફરિયાદી પક્ષે સાક્ષી તરીકે જુબાની આપનારામાં વડોદરાના જાણીતા કોંગ્રેસી કાર્યકર શ્રી. લલિતચંદ્ર દિવાનજી, વડોદરાની જાણીતી શાળાના પ્રિન્સિપાલ ફાધર ફંસેકા હતા.

—આરોપી તરફથી બચાવ પક્ષે સાક્ષી આપનારામાં ગુજરાતના શ્રેષ્ઠ સાહિત્યકારો અને શિક્ષણવેત્તાઓમાંના શ્રી. ઉમાશંકર જોષી, (જેઓ આ મૂળ પુસ્તકના ઈટાલિયન લેખક મોરાવિયાને આંતરરાષ્ટ્રીય સાહિત્ય પરિષદમાં ટોકિયોમાં ગયે વરસે જ મળ્યા હતા) શ્રી. જયંતિ દલાલ, શ્રી. ચંદ્રવદન ચી. મહેતા, તથા શ્રી. શાંતારામ સબનીસ (વડોદરા યુનિવરસીટીના સેનેટર) હતા.

જંગ સારો જામે એવો હતો.

—એક પક્ષે સરકારી પોલિસ અમલદાર, કોંગ્રેસી આગેવાન, ખ્રિસ્તી ધર્માનુયાયી પ્રિન્સિપાલ 'નીતિ'ની રક્ષા માટે સજ્જ હતા;

—બીજે પક્ષે ઉચ્ચકક્ષાના સુજ્ઞો અને રસજ્ઞો—સાહિત્યકારો અને શિક્ષણવિદો 'નીતિ' અને 'અશ્લીલ'ની વ્યાખ્યાઓ બાંધતા, માનવીય સંસ્કારિતાના સિદ્ધાન્તો રજૂ કરતા ઊભા હતા.

—ન્યાયાધિશ પાસે ૧૮૦૮માં 'અશ્લીલ સાહિત્ય' અંગે થયેલી વ્યાખ્યા તથા બાદ મંડાયેલ કેસોનાં દફતરો હતાં, આગળના વરસોના ચુકાદાઓ હતા.

૧૮૦૮ની 'અશ્લીલ' સાહિત્યની વ્યાખ્યા આવી હતી: (આ વ્યાખ્યા ૧૮૦૮માં 'રાણી વિરુદ્ધ હિકલિન' કેસમાં સી. જી. કોકબર્ને આપેલી હતી):

> "અશ્લીલતાની કસોટી એ છે કે જેના પર અશ્લીલતાનો આરોપ કરવામાં આવ્યો છે તે લખાણનું વલણ જેમનાં મન આવી અનૈતિક અસરો માટે ખુલ્લાં છે, અને જેમના હાથમાં આવા પ્રકારનું પ્રકાશન જઈ ચઢે, તેવાઓનાં મનને તેવી અસર કરે એ પ્રકારનું છે કે કેમ—"

આવી 'ઐતિહાસિક વ્યાખ્યા' અને અનેક કેસોના ચુકાદા ન્યાયાધિશના ભાથામાં ભરેલાં હતાં.

* સ્ત્રી ભા. ૧-૨ (મૂળ લેખક આલ્બર્ટ મોરાવીઆ; અનુ: જયાબેન ઠાકોર; પ્રકાશક: સ્વાતી પ્રકાશન ગૃહ, અમદાવાદ)

અને હકીકતે, શ્રી કિસનસિંહ ચાવડા ઉપર જે કટક ઊતર્યું હતું તેનો ખરો હલ્લો ખમવાનો હતો—'સ્રી' એ !

ઈટલીના એક અતિ નામાંકિત સાહિત્યકાર શ્રી આલ્બર્ટ મોરાવિયાની એક અતિ નામાંકિત નવલકથા 'વુમન ઓફ રોમ'નો અંગ્રેજી ઉપરથી ગુજરાતીમાં જે અનુવાદ થયો હતો તેનું નામ 'સ્રી' હતું ! જગતની અનેક ભાષાઓમાં આ પુસ્તકના અનુવાદો પ્રગટ થયા છે.

સાચી રીતે તો આ 'સ્રી' ઉપર સરકાર અને નીતિરક્ષકોનું કટક ત્રાટક્યું હતું, અને સાહિત્યકારો—રસજ્ઞો આ સ્રીના બચાવે સજ્જ બની ઊભા હતા !

## ૨

ફરિયાદી, આરોપી, ફરિયાદ પક્ષના સાક્ષીઓ અને આરોપી પક્ષના સાક્ષીઓની જુબાનીઓ, તથા 'અશ્લીલ સાહિત્ય'ની જૂનીપુરાણી (૧૮૦૮ની) વ્યાખ્યાથી માંડી, ફ્રોઇડ અને ત્યાર બાદનું અદ્યતન સેક્સવિજ્ઞાન, સાહિત્ય અને કલાના પલટાયેલા સિદ્ધાન્તો, નીતિ, અને સાહિત્ય-સર્જનને સમજવાની અને તોળવાની વિશિષ્ટ દૃષ્ટિ—

આ બધા ઉપર ફરિયાદી આરોપી અને સાક્ષીઓના અભિપ્રાયો સાંભળી, સમતુલાપૂર્વક વિચારણા કર્યા બાદ, વિદ્વાન ન્યાયાધિશે લગભગ સવા વરસે ચુકાદો આપ્યો તે નોંધપાત્ર છે (આ સાથે જોડ્યો છે):

* આ પુસ્તક અથવા તેના કોઈ અંશો પિનલકોડની ૨૯૨મી સેક્શનનો ભંગ કરતા નથી.

પરંતુ, વિદ્વાન ન્યાયાધિશ આગળ વધી બહુ સમયસરની સલાહ પણ સરકારને (નીતિરક્ષક પોલિસખાતાને માટે ખાસ કરી) આપે છે:

"અશ્લીલ સાહિત્ય માટે લેખકોને કોર્ટમાં ઘસડવા પૂર્વે ભારતની સાહિત્ય અકાદમી જેવી સાહિત્યિક સંસ્થાઓના અભિપ્રાય તે પ્રકારના પ્રાપ્ત થયા હોવા જરૂરી છે; કેમકે, કેવળ ગમે તે માણસના અભિપ્રાય ઉપર કેસ કરવો, (રાજ્ય તરફથી કેસને ટેકો આપે એવા સાહિત્યકારોની તપાસ કર્યા વિનાજ)—એના પરિણામે, જાહેર સમયનું બિનજરૂરી રોકાણ થાય છે, અને જે કનડગત ટાળી શકાઈ હોત તે લેખકને સહેવી પડે છે.

—લો.

## અશ્લીલ કેસ અંગેના ચુકાદામાંથી મહત્ત્વનું તારણ

[ન્યાયાધિશ : શ્રી. ડી. જી. દવે]

(કેસ દાખલ ૧૦–૧–'૫૭ : ચુકાદો ૩૧–૩–'૫૮)

"જો કે અશ્લીલ–અનશ્લીલની માન્યતા જમાને જમાને, માણસે માણસે અને રાજ્યે રાજ્યે બદલાતી રહે છે, તો પણ કોઈ કૃતિ જનતાનાં નૈતિક મૂલ્યોને હાનિકારક છે કે કેમ, અને જે માણસોના હાથમાં એ પડે છે એમનાં મનને વિકૃત બનાવતી ખરાબ અસર એ ઉપજાવે છે કે કેમ, એ દૃષ્ટિએ એનું મૂલ્ય આંકતાં કેટલાંક દેખીતાં ધોરણો નિપજી આવ્યાં હોય છે. જો કૃતિ નીચ સાહિત્યની પેઠે વાચકના મનોવિકારોને જાગૃત કરીને દુષ્ટ વિચારોને ઉત્તેજશે તો એ અદાલતનો ક્રોધ વહોરી લેશે એમાં શંકા નથી. પણ હાલમાં જાતીય જ્ઞાનના ખૂબ ફેલાવાને લીધે અને જાતીય વિષય-ગમનમાં ઊંડા ઊતરીને તથા જાતીય પ્રશ્નોની શાસ્ત્રીય રીતે જાહેરમાં ચર્ચા કરીને સામાજિક માનસશાસ્ત્રમાં ચોંકાવનારા ફેરફારો કરનાર ડૉ. ફ્રોઈડના પ્રયાસોથી જાતીય સંબંધોની આજુબાજુ ગૂંથાયેલ સંગોપન અને આભડછેટની લાગણી મોટા પ્રમાણમાં દૂર થઈ ગયાં છે. નગ્ન સ્રીનું ચિત્ર કે નગ્ન શિલ્પ એ જાહેરબાગમાં કે ચિત્રશાળામાં અશ્લીલ ગણાતાં નથી. વળી આગળ વધીને જોઈએ તો જણાશે કે શાસ્ત્રીય ઢબે જાતીય જ્ઞાનનો પ્રચાર કરવાનું વલણ વધ્યું છે. એટલું જ નહીં પણ 'કોન્ટ્રેસેપ્ટિવ'ના ઉપયોગથી અને બીજી કૃત્રિમ રીતોથી કુટુમ્બ નિયોજનનું અસ્તિવાચક વલણ પણ દેખાયું છે. પોતાના દેશમાં થતો બેહદ વસતીવધારો અટકાવવા માટે સરકારે પણ સત્તાવાર રીતે જાતીયતાના શાસ્ત્રીય જ્ઞાનનો ફેલાવો કરવા માંડ્યો છે. આથી, કલાકૃતિઓ સામાન્યતઃ અશ્લીલ ગણાતી નથી. એ વાતને બાજુએ મૂકીએ તો પણ, જાતીયતા સાથે સંકળાયેલ વસ્તુને ભયજનક માનતું વિક્ટોરિયન માનસ અત્યંત જૂનું લાગે છે અને હાલના જમાનામાં નગ્ન વાસ્તવિકતાને સ્પષ્ટ રીતે નિરુપતા સાહિત્યની સાથે એ અસંગત પણ જણાય છે."

*

"આંતર્દેશીય ખ્યાતિ પામેલા ઈટાલિયન લેખક આલ્બર્તો મોરાવિયાની નવલકથા 'Woman of Rome'નો આ ગુજરાતી અનુવાદ છે. મુસોલિનીના ફાસીવાદી રાજ્યના

પતન પછીની રોમની અધોગતિએ પહોંચેલી પરિસ્થિતિનો એ ચિતાર આપે છે. એમાં ગૃહિણી બનવા માટે તલસતી અને માતૃત્વનાં સ્વપ્ન સેવતી નારી કેવી રીતે કચડાય છે અને વેશ્યાવૃત્તિમાં એને કેવી રીતે ફસાવું પડે છે એનું નિરૂપણ કરતી આ વાસ્તવિક નવલકથા છે. પુરુષ અને સ્ત્રીના જાતીય સંબંધો નિરૂપતી અને ઈટલીના તત્કાલીન સમાજનો ચિતાર આપતી આવી નવલકથા અશ્લીલ છે અને નિંદાપાત્ર છે કે કેમ, એ નક્કી કરવા માટે જાતીય પ્રશ્ન તરફનું પરિવર્તન પામેલું વલણ જ માત્ર નહીં, પણ વાસ્તવિક કલાકૃતિઓ દ્વારા જમાનાની સામાજિક પરિસ્થિતિને નિરૂપવાની અર્વાચીન રીત પણ ધ્યાનમાં લેવી ઘટે. પુસ્તક હીનરુચિને અને અનિચ્છનીયને નિરૂપે છે એટલા માટે એ અશ્લીલ જ હોય એમ કહેવાય નહીં. આ સ્પુટનિક યુગમાં જગત એટલું નાનું બની ગયું છે કે સ્થળના ભેદ હવે માનવી માનવી વચ્ચે ભેદરેખા દોરી શકે એમ નથી. માનવીઓ હવે માનવતાને એક જ સમાજ સાથે સંકળાયેલ માને છે; અને એથી ઈટલિમાં જે બન્યું તે હિંદને અસર ન કરી શકે એમ કહેવું એ યોગ્ય નથી. "

"વાચકને આનંદ આપવો એ માત્ર એક જ પ્રયોજન નવલકથાનું નથી. નવલકથા એ તત્કાલીન સમાજનો સ્પષ્ટ નિર્દેશ કરતું ચિત્ર પણ છે. આજે દુનિયાના જુદાજુદા ભાગોમાં જીવન કેવી રીતે જીવાઈ રહ્યું છે, માણસનું મન કેવા કેવા વિચારો કરે છે વગેરે જાણવું આપણે માટે જરૂરી છે; કારણ કે સ્થળની સીમાઓને કારણે જુદા પડેલા આપણે સમયની દૃષ્ટિએ તો એક જ છીએ. અને હાલને તબક્કે જ્યારે સર્વેના વિચાર મોટે ભાગે એક દિશામાં જઈને એક બીજાને મળી જતા હોય ત્યારે, અને માનવીઓ મૂંઝાતાં હોય કે માનવતા હવે કયે પંથે જઈ રહી છે અને આપણે કઈ દિશામાં ડગ ભરવાનાં છે, ત્યારે તો ખાસ કરીને આપણે સર્વે માનવીઓને સમજવાં રહ્યાં."

"કોઈ કહેશે : આ પુસ્તક જાતીયતાથી ભરેલું છે અથવા તો થોડાક જૂનવાણી માણસોને એ ન રુચતું હોવાથી એ પૂર્વમાં જરૂરી નથી, પણ કહેવું જોઈએ કે એનું વસ્તુ સ્વતંત્ર છે. એની નાયિકા એડ્રિયાના ગૃહલક્ષ્મી બનવાના સ્વપ્નને સાચવી રાખી એને વેશ્યાવૃત્તિમાં ધસડી જતી સામાજિક અંશાઓ સામે ઝઝૂમે છે; અને છેવટે પોતાના ભરણ પોષણને ખાતર એને જીવનની કપરી વાસ્તવિકતાને તાબે થવું પડે છે. માનવીય પ્રેમ અને માનવીય સંભોગનું વાસ્તવિક સ્વરૂપ આ પુસ્તક બહુ જ સ્પષ્ટ રીતે નિરૂપે છે. પણ જાતીય મનોભાવોનું કાર્ય એ શું ખરેખર ગંદું અને હીન છે? લેખક એક પ્રામાણિક હેતુને અને પ્રામાણિક વિચારદોરને વળગી રહે છે એમાં તો શંકા નથી જ. એકાદ છૂપી ભૂલ પાછળ આંસુ સારનાર જૂનવાણી લોકોનું છેક ગઈકાલ સુધી મંતવ્ય હતું કે આવું લખાણ એ રુચિદોષ મનાય. જેમાં દોષ અને વિકારગ્રસ્ત દશાને ગુણો તરીકે બતાવ્યા હોય, અથવા તો સામાન્ય માણસના મનમાં દૈહિક સંબંધની ઇચ્છાઓ ઉત્તેજે એવું કંઈક જેમાં હોય, એ પ્રકારનું આ પુસ્તક નથી, એમ હું માનું છું. જેઓ આ પ્રકારની કલાકૃતિમાં સૌન્દર્યને ઠેકાણે કદર્ય જુએ છે એવા માણસો વૃક્ષો જોઈ શકે છે, જંગલની ભવ્યતાને નહિ!"

"આવા ભયગ્રસ્ત માનસને એવી અસરોમાંથી મુક્ત કરવાનો કોઈ માર્ગ નથી અને એવાં માનસોમાં વિકૃતિ ઉપજાવે છે એટલા માટે જ જો અદાલત આવાં પુસ્તકોને વેચાતાં બંધ કરાવે તો આપણું સમસ્ત સાહિત્ય પ્રમાણમાં ઘણું ઓછું થઈ જશે અને ટકી રહેશે લુખ્ખાં અને રસ ન પડે એવાં પુસ્તકો. સંસ્કૃત અને ગુજરાતીની મોટા ભાગની પ્રશિષ્ટ કૃતિઓને પછી તો બાતલ કરવી પડે. 'મેઘદૂત'ના કર્તા જગતના મહાન કવિ કાલીદાસનું પછી ઉત્તમ સાહિત્યકારોમાં સ્થાન નહીં રહે. સાહિત્યમાં પ્રતિપાદનને અર્થે સત્યને સ્વીકારવું જોઈએ. અને જો આ પ્રસ્તુત પુસ્તક બીજા વિશ્વયુદ્ધ પછીના રોમના તત્કાલીન સામાજિક અને આર્થિક જીવનનાં ચિત્રનું પ્રામાણિક નિરૂપણ ન હોય તો પછી એ કંઈ નથી." (અનુ. : બ્ર. બ્રહ્મભટ્ટ)

## "નવોદિત લેખક-મિલન"

"નવોદિત લેખકોને પ્રોત્સાહન અને માર્ગદર્શન પ્રાપ્ત થાય તે માટે ઉપરોક્ત સંસ્થા સ્થાપવામાં આવી છે. આ સંસ્થાને ગુજરાતના લબ્ધપ્રતિષ્ઠિત લેખકોનો સહકાર છે.

સંસ્થાની "સલાહકાર સમિતિ"માં શ્રી જ્યોતીન્દ્ર દવે, શ્રી "બાદરાયણ," શ્રી મધુકર રાંદેરિયા, શ્રી શાંતિકુમાર જ. ભટ્ટ અને શ્રી "શયદા" છે.

વધુ વિગત માટે લખો :—પર-પ૪; પોપટવાડી, કાલબાદેવી રોડ; મુંબઈ-૨. એ સરનામે."

(ઉપરની માહિતી છાપવા માટે મળી તે છાપી છે)

# નવું વાચન

● ગુજરાતીમાં પ્રગટતાં નવાં પુસ્તકોનો મીતાક્ષરી પરિચય ●

**સ્ક્રૅપબૂક ( વૉ.–૭ )**
ગોવર્ધનરામ મા. ત્રિપાઠી
સંપાદક : કાન્તિલાલ છગનલાલ પંડ્યા
પ્રકાશક : એન. એમ. ત્રિપાઠી ( પ્રાઇવેટ લિ. ) પ્રિન્સેસ સ્ટ્રીટ, મુબઈ–૨
મૂલ્ય : રૂ. ૨.

આ નોંધપોથી 'સરસ્વતીચન્દ્ર'ના કર્તાના અંતરંગમાં આપણને પ્રવેશ કરાવે છે. આ નોંધોમાંથી આપણને ગોવર્ધનરામના જીવનનાં છેલ્લાં ત્રણ વર્ષો દરમિયાન એમના મનમાં જે ચાલી રહ્યું હતું તેનો સારો ખ્યાલ આવે છે. સ્વેચ્છાએ વ્યવસાયમાંથી નિવૃત્તિ લીધા પછી ગોવર્ધનરામ સમયનો મોટો ભાગ અભ્યાસ, લેખન તથા યોગસાધનામાં ગાળતા. યોગની સાધનામાં એઓ ઠીક ઠીક આગળ વધ્યા હતા એમ લાગે છે. મૃત્યુના બે મહિના પહેલાં, શારીરિક યંત્રણાની, કસોટીએ ચઢાવે એવી પરિસ્થિતિમાંથી પસાર થતા હતા ત્યારે એમનું મન જુદી જ ભૂમિકાએ હતું. દુન્યવી આઘાતો અને પ્રક્ષોભોને શાંત કરી દેતી યોગવૃત્તિથી એમનું હૃદય તો સભર બની ઊઠયું હતું. એમણે નોંધ્યું છે તેમ કદાચ બ્રહ્માકારવૃત્તિએ જ એમના ચિદાકાશને ભરી દીધું હતું.

કુટુંબીઓ તથા સ્વજનોને માટે એમનું હૃદય સદા દ્રવી જતું. ગુણસુંદરીના પાત્રની પ્રેરણારૂપ એમનાં પત્ની લલિતાને માટેનો એમનો ભાવ આ નોંધોના આરંભના ભાગમાં એમણે અત્યંત હૃદયસ્પર્શી રીતે નોંધ્યો છે. પોતાની નિવૃત્તિને કારણે એમનાં પત્નીનું જીવન વિશેષ પ્રવૃત્તિમય બન્યું, એથી એમના સ્વાસ્થ્ય પર પણ અસર થઈને ક્ષયના જડબામાંથી એ માંડ બચી શક્યાં. આ બદલ ગોવર્ધનરામ પોતાને ઠપકો પણ આપે છે, ને એમનાં પત્ની તથા સંતાનો પ્રત્યેની લાગણી તથા ફરજોનો ખ્યાલ એમને સંન્યાસ લેતાં વારે છે.

પુત્રની આંખની બિમારી, પત્નીનું લથડતું સ્વાસ્થ્ય, પ્લેગ, પોતાની કથળતી જતી તબિયત અને સાથે વધતી જતી આર્થિક મુશ્કેલીઓ—આ બધાંને ભારે તિતિક્ષાપૂર્વક સહી લઈને સમતોલપણું જાળવી રાખનાર ગોવર્ધનરામ ખરે જ તટસ્થ ઉદાસીન યોગી જ લાગે છે. પોતાના મૃત્યુને તો એઓ પહેલેથી જ જાણે આવતું જોઈ ગયા છે, પોતાની આયુમર્યાદા પણ એમણે નક્કી કરી લીધી છે, ને એથી જરાય વિક્ષુબ્ધ થયા વિના મૃત્યુને આવકારવાની તૈયારી એઓ કરે છે. હતાશ થઈ જવાય એવી પરિસ્થિતિમાં એઓ ભારે ખંતપૂર્વક અને પરિશ્રમથી અભ્યાસ તથા લેખનનું કામ ચાલુ રાખે છે. સુશ્રુત, ચરક તથા વાગ્ભટ્ટનો અભ્યાસ કરીને આયુર્વેદની દૃષ્ટિએ શરીરવિજ્ઞાનનો પદ્ધતિસરનો અભ્યાસ કરે છે; લઘુયોગવાશિષ્ઠ, ઈશ્વર કૃષ્ણની સાંખ્યકારિકા, કપિલનું સાંખ્યદર્શન, પતંજલિનું યોગસૂત્રભાષ્ય—આ અભ્યાસ કરે છે, અને સાથે સાથે વિષયસૂચિ પણ તૈયાર કરતા જાય છે; ડાહીલક્ષ્મી પુસ્તકાલયને સ્થાપવાના કાર્યમાં દિલ દઈને મંડી પડે છે; અને સાથે સાથે ડૉ. ત્રિભુવનદાસ ગજ્જર જેવા મિત્રની પડખે રહીને, એમને નિરાશાની ને કસોટીની પળોમાં પ્રોત્સાહન આપીને કાર્ય કરવા પ્રેરે છે.

પોતાના અવગુણો વિશે ગોવર્ધનરામ સભાન છે: વધુ પડતી વાચાળતા, લખાણમાં પણ વધુ પડતો વિસ્તાર એ દુર્ગુણ એમને ખટકે છે; ને એને સુધારવા એઓ સદા પ્રયત્નશીલ રહે છે. ગજ્જર જેવા મિત્રની અસાધારણ પ્રતિભાને ઓળખીને એઓ બિરદાવે છે, એટલું જ નહિ, એના વિકાસ માટે પોતાનાથી જે કાંઈ બને તે કરી છૂટે છે; ને એમ કરવામાં પોતાનામાં જે ન્યૂનતા દેખાય છે તે બદલ અફસોસ પણ પ્રકટ કરે છે. રાજકારણમાં એમને ઝાઝું પડવું ગમતું નથી, પણ કર્ઝને વિદ્યાપીઠોના વ્યવહારમાં જે

રીતે માથું માર્યું", ને હિંદીઓને વસ્તુમાત્રની અતિશયોક્તિ કરનારા ને વિવેકહીન કહ્યા તે બદલ પોતાનો રોષ પ્રકટ કરે છે. એમનાં સ્વપ્નોમાં દેશને એઓ સ્વતંત્ર થયેલો જુએ છે.

એમની પોતાની લાગણીઓ વિશે પણ એઓ પેટછૂટી વાત આ નોંધોમાં કરે છે. સાંસારિક સંબંધોમાં એક બે અપવાદો બાદ કરતાં, પોતે દાર્શનિકની તટસ્થતા જ કેળવી છે. એમાં લાગણીવશતા, કવિપણું કે એવી કશી ઘેલછાથી એઓ સદા દૂર રહ્યા છે. એમની પુત્રી લીલાવતીને માટે એમને આદર છે, ને પોતે એમ માને છે કે લીલાવતીનો આત્મા, દૂર રહીને, એમને દોરવણી આપી રહ્યો છે. એમને જ્યોતિષમાં શ્રદ્ધા છે. જન્મદિવસે કુંડળીપર એક નજર પણ એઓ કરી લે છે. કર્મના સિદ્ધાંતની પણ સંક્ષેપમાં સુંદર મીમાંસા એમણે આ નોંધોમાં આપી છે.

કવિ નાનાલાલ, ડૉ. ગજ્જર અને ગોવર્ધનરામ—આ ત્રણ મિત્રો નડિયાદમાં ગોવર્ધનરામને ત્યાં મળ્યા ને એ દિવસો સાહિત્યચર્ચા તથા જ્ઞાનગોષ્ઠિમાં અસાધારણ આનંદમાં પસાર થયા, એમ ગોવર્ધનરામે અહીં નોંધ્યું છે. એ પ્રસંગ વિશેની માત્ર આટલી જ નોંધ એમણે કરી છે. એ વિશે, અન્યતી, કશી માહિતી મળતી હોય તો તે મેળવવી જોઈએ.

સરસ્વતીચંદ્રનાં કુસુમ સાથેનાં લગ્ન કઈ ભૂમિકાએ સિદ્ધ થયાં હતાં તે વિશે દયારામ ગિદુમલ સાથે એમણે કરેલા પત્રવ્યવહારનો પણ ઉલ્લેખ છે, એ પણ જો મળી આવે તો 'સરસ્વતીચંદ્ર'ના અભ્યાસમાં ઉપયોગી નીવડે. કલ્યાણ-ગ્રામના આ સર્જકની મનોસૃષ્ટિ સંપાદકે, જરૂરી માહિતીની પૂરવણી કરીને, આપણને ઉપલબ્ધ બનાવી, તે બદલ આપણે એમના ઋણી છીએ.

સુ. જો.

*

## કવિ દયારામનો અક્ષરદેહ નવલરામની જીવનકથા

લેખક : ગોવર્ધનરામ મા. ત્રિપાઠી
પ્રકાશક : ફાર્બસ ગુજરાતી સભા, મુંબઈ
મૂલ્ય : ત્રણ રૂપિયા

અમદાવાદની ગૂજરાત સાહિત્યસભામાં વાંચવા માટે ગોવર્ધનરામે 'કવિ દયારામનો અક્ષરદેહ' એ નિબંધ તૈયાર કર્યો હતો. નાના નિબંધરૂપે લખવા ધારેલો આ લેખ વિસ્તરતો ગયો ને પુસ્તિકારૂપે પ્રકટ થયો.

ગોવર્ધનરામ લેખકોને ત્રણ વિભાગમાં વહેંચી નાંખે છે: જેમના લેખો સારા હોય ને જીવન પણ સારાં હોય, જેમનાં પુસ્તકોમાં સારા હિતકર વિચારો પ્રકટ થયેલા હોય પણ ગમે તે કારણથી તેમનું જીવન રાજસ કે તામસ હોય; જેમનાં લખાણો તેમ જ જીવન બંને લોકોને અહિત કરે તેવાં હોય. આ પૈકી ગોવર્ધનરામ દયારામને બીજા વર્ગના લેખકોમાં મૂકે છે, ને તેથી દયારામના જીવન વિશે જ લખવાનું પસંદ કરે છે.

પૌરાણિક કથાઓનો વિસ્તાર, પુરુષ-પ્રકૃતિનું અક્ષરરૂપ ઐક્ય, દેવરહસ્યમાં અવગાહન, ભક્તિરહસ્ય, પ્રેમરસ, રસપાત્ર-ની સાથેના સંબંધનું લૌકિક શૃંગારની ભાષામાં નિરૂપણ—આવાં જુદાં જુદાં ૭ પાસાઓનું દર્શન ગોવર્ધનરામ દયારામની કવિતામાં કરાવે છે. પોતે વેદાન્તમતના પુરસ્કર્તા હોવા છતાં દયારામને વધુ ન્યાય કરવા પુષ્ટિમાર્ગનાં રહસ્યોને સમજવાનો પણ પ્રયત્ન કરે છે. દયારામની રચનામાં એમને યોગની કેટલીક અનુભૂતિઓની ઝાંખી થાય છે; આથી પણ દયારામની કૃતિઓનો વિગતે અભ્યાસ કરવા એઓ પ્રેરાય છે. પુષ્ટિમાર્ગના સિદ્ધાન્તોનું રહસ્ય શોધવાનો આમાં પ્રયત્ન નથી, પણ દયારામે એ સિદ્ધાંતોમાંથી કેવું રહસ્ય તારવી કાઢ્યું છે તે જ એમણે તપાસ્યું છે, ને એને અંગે જેટલું સ્પષ્ટી-કરણ આવશ્યક લાગ્યું તેટલું કર્યું છે.

દયારામના શૃંગારનો ગોવર્ધનરામ બચાવ કરે છે. 'પ્રેમયોગની દશાવાળા' ભક્તની સર્વ દશાઓ કવિ દયારામ સૂક્ષ્મ અનુભવથી વર્ણવે અને વિસ્તારે ત્યારે એના 'અનુભવહીન' શ્રોતાઓ એની શૃંગારપરિભાષા વિના બીજું કશું સમજવાની અશક્તિને લીધે ભ્રાંતિમાં પડે એ સ્વાભાવિક છે. દયારામે તો રસશાસ્ત્રી, યોગશાસ્ત્રો અને પ્રેમભક્તિ-શાસ્ત્રોના મિશ્રણમાંથી એક નવું જ શાસ્ત્ર ઉપજાવ્યું છે. નવધા ભક્તિ પછીની દશમા પ્રકારની ભક્તિ તે પ્રેમસમાધિ. એ પ્રાપ્ત થયા પછી જે અનુભવ થાય તેની વિગતો ગમે તે હોય, પણ એ એક પ્રકારનો યોગ જ છે એમ ગોવર્ધનરામ માને છે. એ સાક્ષાત્કારની સ્થિતિના વર્ણનને માટે કવિ જે ભાષાને યોજે છે તે ભાષા ભલે લૌકિક શૃંગારની હોય, પણ તેની ભાવના લૌકિક શૃંગારને આવરણરૂપ અને ત્યાજ્ય જ ગણે છે, અને લૌકિક દેહ વિનાનાં, કેવળ પ્રત્યક્ષરૂપ, રાધાકૃષ્ણમાં રમે છે.

આપણા યુગમાં ભાવનાને સ્થાને વ્યવહાર, બુદ્ધિ અને તર્ક પ્રતિષ્ઠા પામતાં જાય છે. આ યુગમાં દયારામ જેવાના કીર્તિદેહનો સંકોચ થવાનો જ. પણ સાથે સાથે

બનાવે છે, અને સાથે જ વધુ સૂક્ષ્મ કલાસૂઝની અપેક્ષા ઉપજાવે છે. —સુ. જો.

*

## કુંવારી વહુ

લેખક : ધીરેન્દ્ર દેશી
પ્રકાશક : રૂપમ્ પ્રકાશન મંદિર
મૂલ્ય : રૂપિયા ૨.૫૦

આ નવલકથામાં વાર્તાના નાયકની પાછળ બધી સ્ત્રીઓ ઝૂરે છે, પણ પ્રણયસંબંધ તો, પ્રચલિત સમાજ-વ્યવસ્થામાં એકથી વધારે સ્ત્રી સાથે શકય ન બને, એટલે એક જ સ્ત્રીને એ સદ્ભાગ્ય પ્રાપ્ત થાય છે. આ પ્રણયસંબંધ ભાઈ-બહેનના સંબંધરૂપે કયાંક ઓળખાવીને નિર્દોષતા સ્થાપવાનો યત્ન થયો છે, પણ વાર્તાની નાયિકા સરલા સાથે એકાંત પ્રાપ્ત થતાં નાયક એની જોડે શરીરસંબંધ બાંધવા ઉત્તેજાય છે. વળી વાર્તામાં, છેક છેલ્લે, પત્ર દ્વારા (આખી વાર્તા નાયકની પત્ની નાયકની નોંધપોથી વાંચી સંભળાવે એ રીતે કહેવાઈ છે, તેમાં વચ્ચે વચ્ચે પત્રો પણ આવે છે!) આપણને લેખક જણાવે છે કે સરલાનું ચારિત્ર્ય શુદ્ધ નથી. વિપિન અને સરલાનો સંબંધ શા કારણે કથળ્યો તેનું આલેખન સાવ નબળું છે, કારણ કે નાયકને વધારે પડતું મહત્ત્વ લેખક આપે છે. શરદ્બાબુના 'શ્રીકાન્ત'ના વાચનની અસર લેખકની શૈલી પર સ્પષ્ટ દેખાય છે. પણ પ્રસંગ નમાલો હોય તો તેની ઉપર ઘેરી ઊર્મિની માંડણી કરવી તે રુચિને કલેશ કરાવે છે. સુ. જો.

*

## મર્મર :

શ્રી જયન્ત પાઠક
પ્રકાશક : ધિ પોપ્યુલર બુક સ્ટોર, સુરત.
મૂલ્ય : રૂપિયા બે

શ્રી. જયન્ત પાઠક આપણા જાણીતા નવીન કવિ છે. એમની કાવ્યમર્મર આ સંવર્ધિત નવી આવૃત્તિમાં સંગ્રહાઈ છે. જીવનમાં અનુભવાતાં ઋજુ ભાવસ્પંદનોને એમણે ઝીલ્યાં છે. એમની કવિતાનું ઉત્તમાંગ કેટલાંક સૉનેટમાં અને કેટલાંક ઊર્મિગીતોમાં જોવા મળે છે. 'આવ્યાં છો તો—,' 'સાગર તટે,' 'આવી વર્ષા,' 'નવસર્જન,' 'અજંતા,' 'આમા ફ્રૅટે?', 'મને થતું :' વગેરે એમનાં કેટલાંક ઉત્તમ સૉનેટ છે, તો 'એવી શી મારી કસૂર ?' 'વાત કહી ના જાય', 'આવ્યો છું તો' જેવાં કેટલાંક હૃદયંગમ ગીતો પણ છે. બીજાં કાવ્યોમાં 'ઇંતબાર આપે' અને 'મેઘદૂત' નોંધપાત્ર છે.

ભાવની સઘનતા અને શબ્દાર્થનું લાલિત્ય કાવ્યમાં કયારેક સળંગ રીતે જળવાતાં નથી, પણ તેમ છતાં કાવ્યાંત આણતી એકાદ સુંદર પંક્તિ ચોટ લગાવી જાય છે: 'દિલના દરિયેથી એના કલ્પનાકિનારે મારા મનડાનાં મૂકી જતી મોતી' કે 'એની વેણુમાં વેદનાનું વ્હાલ વહાવતી રેડે વસંતને.' જેવી પંક્તિઓ ચિત્તમાં રમી રહે છે. વર્ણનમાં કયારેક સુંદર ચિત્રાત્મકતા પણ જોવા મળે છે: 'શાં ચિત્રમૂક ખગ—ચાંચ છતાં ખૂલેલી!' ગ્રીષ્મના ધોમધખના તાપમાં ચાંચ ખોલીને સ્થિર બેસી રહેલ પંખીનું કેટલું સુંદર વિરોધાભાસયુક્ત વર્ણન! ઉપરાંત, 'બીજ,' 'અબોલા' કે 'વિરહની બેવના' જેવાં મુક્તકોની મિતભાષી ચારુતાની પણ નોંધ લેવી ઘટે.

કયારેક એક વાતનો નિર્દેશ કરવો જોઈએ. વસ્તુને અતિ સ્ફુટ કરીને મૂકવાની રીત કાવ્યને હાનિકારક બનતી જણાય છે. 'ચંપાનો છોડ'માં છેલ્લી પંક્તિ ન લખતાં જરા જુદી રીતે અંત આપ્યો હોત તો સારું થાત એમ લાગે છે. સન્નિધાનની કલાથી કહેવાઈ ગયેલી—સૂચવાયેલી વાતને ફરીથી કહેવાની જરૂર ખરી? 'પ્રાચીના'ના કાવ્યપ્રકારનાં બે કાવ્યોમાં સંવાદને આવશ્યક એવું કુતૂહલનું સાતત્ય જળવાતું નથી. અનુકરણરૂપે પણ એ ફિક્કાં લાગે છે. આજના યુગમાં યુદ્ધનો પ્રશ્ન પરિસ્થિતિને વિકટ બનાવી રહ્યો છે. કવિહૃદય એને આશ્લેષમાં લેવા મથે છે. પણ કહેવું જોઈએ કે શ્રી. પાઠકનાં કાવ્યોમાં પ્રિયવિષયક, પ્રભુવિષયક, આત્મ-વિષયક ભાવસ્પંદનોની જેવી અભિવ્યક્તિ થઈ છે તેવી 'નહીં યુદ્ધ જોઈએ'માં થઈ શકી નથી. જાણે એ પ્રશ્ન એમની રસપૂરિત ચિત્તભૂમિ સુધી પહોંચી જ શકતો નથી.

શ્રી. પાઠકની કવિતા તો હજુ પાગરતો છોડ છે. શબ્દાર્થના લાલિત્યની અને ઋજુ ભાવઘનતાની નિર્ભેળ અને ઉત્કૃષ્ટ અભિવ્યક્તિની કોટિએ એ પહોંચે એવી આશા સાથે એ ઊર્મિકવિના 'મર્મર'ને હું આવકારું છું.

—અનિરુદ્ધ બ્રહ્મભટ્ટ

[ વધુ અવલોકન પા. ૩૦૫ ઉપર ]

[ અનુસંધાન પાન ૨૫૬થી ચાલુ ]

જુવે, ત્યારેય ખચકાતા ખચકાતા એનો સ્વીકાર કરે; અને તેય આગળની 'નીતિ' અને 'વ્યૂહ' શાથી ખોટાં હતાં તે વિષે સર્વાંગીણ પરિશીલન કરવાને બદલે, ઉપરછલ્લાં વિધાનો કરી, નવી પરિસ્થિતિનો 'સ્વીકાર' કરી લઈ, વળી જૂની 'થિયરી'ની જડતાનાં ચશ્માથી જોવાનો પ્રયાસ! વળી જૂદા પડે 'ભૂલસ્વીકાર' કરે, ને 'નવી નીતિ, નવો વ્યૂહ' રચે! પરંતુ પલટાઈ ચૂકેલી પરિસ્થિતિને તેનાં **સર્વાંગી** implicationsમાં સમજ્યા વિના જ.

આમ 'ભૂલસુધાર'નું ચક્ર ચાલ્યા કરે છેઃ, અલબત્ત, આ રીતેય, પ્રગતિ નથી જ થતી એમ નથી. પરંતુ અમુક એક 'નીતિ અને વ્યૂહ' નક્કી કર્યા પછી, જ્યારે 'થિયરી' સાથે તેનો બંધ બેસતો નથી, અને બીજી બાજુ વ્યવહારમાં તો ઘસડાઈ ઢસડાઈનેય ન છૂટકે ફેરફારો કરવા જ પડતા હોય છે, ત્યારે પરિણામે બને છે એવું કે,

—ઉપરના નેતાઓ 'થિયરી' વાગોળતા રહે.

—મધ્યમકક્ષાના આગેવાનો એ 'થિયરી'ને પૉલિસી–સ્ટ્રેટેજી સાથે બંધબેસતી કરવા ફાંફાં મારે.

—અને છેક નીચેના કાર્યકરો પોતાને સૂઝે તે રીતે 'ટેક્ટિક્સ' અમલમાં મૂકે!

કોઈ પણ ગંભીર પક્ષ માટે, એમાંય સમાજમાં ધરમૂળનાં પરિવર્તનો લાવવા કટિબદ્ધ થયેલા પક્ષ માટે 'થિયરી,' 'સ્ટ્રેટેજી,' અને 'ટેક્ટિક્સ'નો આંતરવિરોધ, લાંબાં વરસો લગી ચાલુ રહે તો, કાર્યમાં સમગ્ર દર્શનનું દૈવત ન જ આવે. ભારતીય કમ્યુનિસ્ટ પક્ષ વિશે આજ લગી બન્યું છે આવું.

પરિસ્થિતિને પરવશ બની ઘસડાવાથી 'પ્રગતિ' તો થાય, પણ આજના સ્પુટનિકયુગી અતિ ઝડપી પરિવર્તનશીલ જગતમાં આવી 'પ્રગતિ'નું શું મૂલ્ય? એટલું જ નહિ પણ, 'થિયરી,' 'સ્ટ્રેટેજી' અને 'ટેક્ટિક્સ'નો આંતરવિરોધ કોઠે પડી જતાં નેતાઓમાં 'તકવાદ' અને 'પોપટિયા વિદ્યા' અને છેક નીચેની કક્ષાના કાર્યકર્તાઓમાં 'ઢસરડા વૃત્તિ' આવે એમાં શી નવાઈ?

* આ ઉપરાંત કમ્યુનિસ્ટ પાર્ટીનું એક નવું આંતરવિરોધાત્મક લક્ષણ તાજેતરમાં દેખાવા માંડયું છેઃ

વર્ષો લગી તેમનું મુખ્ય કાર્ય કેવળ વિરોધપક્ષ તરીકે રાજ્યારૂઢ પક્ષ સામે ટીકાત્મક વલણ ધારણ કરવાનું રહ્યું હતું. પરંતુ કેરલ પ્રધાનમંડળ બાદ, રાજ્યારૂઢ પક્ષ તરીકે પોતાને માથે જવાબદારી આવી પડતાં, વાસ્તવિક વ્યવહારુ માર્ગ કાઢવાની ફરજ ઊભી થઈ. પરિણામે એક નવો આંતરવિરોધ જાગ્યોઃ

* પોતાનું પ્રધાનમંડળ ન હોય ત્યાં લગભગ જૂની વૃત્તિઃ સત્તારૂઢ સામા પક્ષ સામે તરેહતરેહના આદર્શો, સૂત્રો અને માગણીઓ રજૂ કરવાનો; અને એન કેન પ્રકારે ખખડાવી મૂકવાનો* અને પોતે સત્તામાં હોય ત્યાં એથી ઊલટું વલણ!

પરંતુ—ધીમે ધીમે કરતાં, બની રહ્યું છે એવું કે, સત્તારૂઢ થયેલ પ્રાદેશિક કમ્યુનિસ્ટ પક્ષની નેતાગીરી (કેરલમાં શ્રી. નંબુદ્રીપાદની નેતાગીરી)ની દૃષ્ટિમાં, સમજમાં અને વ્યવહારમાં ઝડપી અને સાચી દિશાનું પરિવર્તન થઈ રહ્યાનું દેખાય છે.

૦ ભારતીય સમસ્યાઓ અને તેના એક ભાગ તરીકે કેરલની સમસ્યાઓ પરત્વેનું શ્રી નંબુદ્રીપાદનું વલણ આ બાબતમાં ઝીણવટથી નિરીક્ષણ કરવા જેવું છે.

સમાજવાદ માટે 'કમ્યુનિસ્ટ પાર્ટી'ની સરમુખત્યારી'ની સમજ અંગે, રાજ્યસત્તાના સ્વરૂપ અંગે, બીજી પંચવર્ષીય યોજનાની કટોકટીનાં કારણો અંગે, કૉંગ્રેસ સાથેના સંબંધ અંગે, ભૂદાનપ્રવૃત્તિની સમજ અને તે પરત્વેના વલણ અંગે વગેરે વગેરે બાબતમાં પાર્ટીમાં આંતરવિરોધો ધીમે ધીમે દેખાઈ રહ્યા છે. અલબત્ત, અને મોટું રૂપ આપી પક્ષમાં તડાં પડવાની કોઈની આશા કે ગણત્રી હોય તો તે અસ્થાને છે. સવાલ તો એ છે કે કેરલાનું રાજ્યારૂઢ જૂથ તેમના નક્કર અનુભવો દ્વારા શું આખી પાર્ટીને ધીમે ધીમે સાચી દિશામાં ઘસડી શકશે?

* કે પછી, પાર્ટી—કેન્દ્રના 'હલ્લા' સામે એક બાજુ ઝૂકતા જશે, ને બીજી બાજુ 'વ્યવહાર'માં કરતા હોય એમ કરતા રહી 'આંતરવિરોધ'ને ઊલટો ગુંચવશે?

---

* અલબત્ત, ઉદ્દામ વિરોધ પક્ષના આવા વલણને સતત ધુત્કારી કાઢનાર, અને તેમની સાચી ફરિયાદો, માંગણીઓનેય 'ઉશ્કેરણી' કહી બદનામનાર કોંગ્રેસપક્ષ પોતે જ હવે કેરલામાં એવો જ માર્ગ અખત્યાર કરી ફરી પાછો સત્તાસ્થાને આવવા મથી રહેલ છે!

## ૪

કેરલામાં સત્તામાં આવતાં વેંત કમ્યુનિસ્ટ પ્રધાનમંડળ સામે 'લૉ ઍન્ડ ઑર્ડર'નો–સવાલ નક્કરસ્વરૂપે આવી ઊભો.

શુદ્ધ માર્કસવાદી સમજ મુજબ તો, રાજ્યસત્તા એટલે એક વર્ગના હાથમાં બીજા વર્ગોનું દમન કરવાનું સાધન: પછી તે મૂડીવાદી લોકશાહી હોય તો, ૯૫ ટકા ઉપર ૫ ટકાની સરમુખત્યારી; અને કામદાર—કમ્યુનિસ્ટ રાજ્યસત્તા હોય તો ૯૫ **ટકાની** ૫ ટકા ઉપરની સરમુખત્યારી.

અને શુદ્ધ પરંપરાગત રીતે સત્તામાં આવનાર કમ્યુનિસ્ટો પોતાના હસ્તકની રાજ્યસત્તાનો ઉપયોગ ખુલ્લી રીતે ૯૫ ટકાના **પક્ષે** અને **લાભમાં,** ૫ ટકાને દબાવી દેવા માટે કરે તો એમાં 'ઐતિહાસિક કર્તવ્યતાનું પાલન' કર્યાનો સંતોષ અને ગૌરવ લઈ શકે.

ત્યારે શ્રી. નંબુદ્રીપાદ નવી પરિસ્થિતિને પચાવી જઈ નવા યુગને અનુરૂપ માર્કસવાદી ભાષ્ય કરતા હોય એમ લખે છે:

## નવું માર્કસવાદી ભાષ્ય

"રાજ્યતંત્રનું કાર્ય આ કે તે વર્ગને અથવા વર્ગોના સમૂહોને મદદ કરવાનું નથી; પરંતુ ખુલ્લાં ઘર્ષણો અને હિંસક કૃત્યો રૂપે વિકસતા તેમના પરસ્પર–સંબંધને રોકવાનું છે; અને આ રીતે, એક સામાજિક–આર્થિક રચનામાંથી બીજીમાં શાંતિમય માર્ગે પરિણમવામાં **મદદરૂપ** બનવાનું છે." (ન્યુએજ વીકલી: ૬–૪–૫૮)

મૂડીદારો અને મજૂરોના ઝગડા અંગે લખતાં તેઓ આ વાતની સફાઈ કરે છે:

"પોલીસે મજૂરોની **તરફેણમાં** મૂડીદારોની વિરુદ્ધ દરમ્યાનગીરી કરવાની હોઈ જ **ન** શકે."

શું શ્રી નંબુદ્રીપાદનું પ્રધાનમંડળ 'રાજસત્તા અને પોલીસની બિનદરમ્યાનગીરી'ની નીતિનો સ્વીકાર કરીને શ્રમજીવી જનતાનો 'સુધારવાદી' દ્રોહ કરી રહ્યું છે? હરગિઝ નહિ. શ્રી નંબુદ્રી બીજી જ વાત ઉપર ઝોક મૂકે છે:

* ભારતમાં આજે હવે કમ્યુનિસ્ટ રાજસત્તાનેય શ્રમજીવીઓની પ્રગતિ માટે રાજ્યદંડની સીધી દખલની જરૂર રહી નથી. બલ્કે—

"મજૂરોએ પોતાનાં સંગઠનોની તાકાત જમાવી, પ્રજાના દરેક વર્ગ અને જૂથનાં સ્ત્રીપુરુષોની શુભ-લાગણી જીતી લઈને જ પોતાનો માર્ગ કાઢવાનો છે." (ન્યુએજ ૬–૪–૫૮)

એનો અર્થ એ કે,

* રાજસત્તા શ્રમજીવીઓને પોતાનાં સંગઠનો જમાવવાની તક આપશે, તેમને બીજા વર્ગોની પ્રીતિ જીતી લેવાની સગવડ આપશે, અને વિરોધી વર્ગો એમની સામે પ્રતિકારો ઊભા કરી હિંસક વાતાવરણ ખડું ન કરે એટલી તકેદારી રાખશે. આથી વધારે કરવાની જરૂર નથી.

શ્રી નંબુદ્રી આનું રહસ્ય સમજાવતાં લખે છે:

"અમારી સરકાર શાંતિમય માર્ગે સામાજિક આર્થિક સત્વશીલ પરિવર્તનો લાવવા માગતી હોઈ બળનો (રાજ્યસત્તાનો?) ઉપયોગ શાંતિના હથિયાર તરીકે કરે છે."

એટલે કે વર્ગસંઘર્ષને ઉગ્ર બનાવવાને બદલે, વર્ગસંઘર્ષ ખુલ્લી રીતે સામાજિક સમતુલા ઉથલાવી પાડે તેટલી હદે વિકસતો રોકવા માટે,—શાંતિ અને સમતુલા જાળવવા માટે રાજ્યનો ઉપયોગ કરવાનો રહેશે. કોઈ પણ રાજ્ય—પછી તે મૂડીવાદી હો કે કમ્યુનિસ્ટ—તેની જવાબદારી સામાજિક સમતુલા જળવાઈ રહે એ જોવાની છે જ, અને તેનો સ્વીકાર શ્રી નંબુદ્રીએ સુયોગ્ય રીતે કર્યો છે–કારણ કે તેમને એ વાતની પ્રતીતિ થઈ રહી છે કે—

આજે હવે વર્ગવિગ્રહ એવી કક્ષાએ પ્રવેશ્યો છે કે જ્યારે 'બળ' નથી તો ક્રાંતિની દાયણ, કે નથી તો ક્રાંતિનું 'સંચાલક તત્ત્વ.'

ટૂંકમાં, વર્ગસંઘર્ષ મટ્યો નથી; પરંતુ 'પલ્લું' પલટાઈ ગયું છે ને એથી એનું 'સ્વરૂપ' પલટાઈ ગયું છે. લોકશાહીનો રાહ અપૂર્વ એવો નિર્ણાયક વળાંક લઈ રહ્યો છે.

## ૫

ભારતીય કમ્યુનિસ્ટો શું ખરેખર આને અનુરૂપ કાયાપલટો કરી શકશે? આ સવાલ ભારતીય કમ્યુનિસ્ટોને બધી રીતે પડકારરૂપ છે.

— જો કમ્યુનિસ્ટોએ બીજાં પ્રદેશ–રાજ્યોમાં સત્તામાં આવવું હશે, અને ટકી રહેવું હશે તો કાયાપલટ કર્યા વિના તેમનો છૂટકો જ નથી. એક વાર ઝડપી સશસ્ત્ર ક્રાંતિ દ્વારા સત્તામાં આવ્યા પછી 'બેફામ સરમુખત્યારી' નભી શકે. પરંતુ લોકશાહી રાહે એ શક્ય નથી.

કેરલાનો અખતરો અને 'વધુ કેરલા'ના અનુભવો કમ્યુનિસ્ટોને સિદ્ધાન્ત, વ્યૂહ અને કાર્યપદ્ધતિની દિશામાં વધુ ને વધુ એકવાક્યતા સાધવા પ્રેરશે? અલબત્ત જો તેમાં તેઓ નિષ્ફળ જશે તો કમ્યુનિસ્ટો જગતભરમાં સર્વ–પ્રથમ એવી અને અનોખી તકને નાલાયક નીવડેલા ઇતિહાસને ચોપડે નોંધાશે.

અને જો ભારતના કમ્યુનિસ્ટો નવી પરિસ્થિતિને ઓળખીપારખી, ક્રાંતિકારી ધ્યેયની વફાદારી અદા કરવા કાયાપલટ કરવામાં સફળ થશે તો,—

(૧) તેમની પોતાની કાર્યક્ષમતા અનેકગણી વધી જશે; અને ભારતીય બંધારણની મર્યાદામાં જ કાર્ય કરવાનું હોઈ બીજાઓનેય પ્રમાણમાં 'દુશ્ચિંતાઓ' ઓછી રહેશે.

(૨) બીજી બાજુ, આ પ્રક્રિયા દરમ્યાન તેમના પરિવર્તનના પ્રકાશમાં, બીજા પ્રદેશોમાં સત્તારૂઢ રહેલાં કોંગ્રેસ પ્રધાનમંડળો યા બીજાં જે કોઈ હોય તેમને પોતાની કાયાપલટ કરવાની ફરજ પડશે.

એટલે કે—રાજ્યારૂઢ સૌ પક્ષોએ સ્વસુધારાની હોડમાં ઊતરીને વધુ ને વધુ પ્રજાભિમુખ બનવું પડશે—સત્તામાં આવવા અને સત્તામાં ટકી રહેવા.

* અને ત્યારે જ—ભારતની લોકશાહી વધુ સબળ અને સત્ત્વશીલ બનશે તથા ઝડપી અને આવેશમયી સશસ્ત્ર ક્રાંતિના વાતાવરણથી સાવ ઊલટા, એટલે કે, શાંતિમય સહઅસ્તિત્વના સિદ્ધાન્તના માર્ગે, 'લોકશાહી કાર્યક્ષમતાની હરીફાઈ'ના માર્ગે ભારતનો વિકાસ કરવામાં કોંગ્રેસ અને કમ્યુનિસ્ટ તથા ઇતર ઉદ્દામ બળો અત્યંત નજીક આવી, સહિયારા **પરસ્પર પૂરક** પુરુષાર્થમાં મંડી શકશે.

આ પ્રક્રિયાનો સૌથી મોટો ફાયદો એ થશે કે પ્રજામત વધુ ને વધુ જાગ્રત થશે, અને તમામ પક્ષો ઉપર ચાંપતી નજર રાખવા સાવધ અને કાબેલ બનશે. ઘમંડી સત્તાખોર યા આપખુદ વલણ ભાગ્યે જ તે સહી લેશે.

* અને ત્યારે—

ભારતનો નવો અખતરો—કોઈ પણ એક પક્ષની એકધારી એકહથ્થુ સત્તા વિના, સમાજવાદને વરેલા સૌ પક્ષો (કોંગ્રેસ, કમ્યુનિસ્ટ, સમાજવાદી અને ઇતર)ના સહિયારા પ્રયાસો દ્વારા, સમાજવાદની પ્રાપ્તિનો અપૂર્વ અખતરો સફળ થશે—જગત આખા માટે સહઅસ્તિત્વનો નવો તત્ત્વબોધ જાગી જશે.

[ અનુસંધાન પાન ૩૦૨થી ]

**નૂપુર :**
શ્રીમતી એની સરૈયા
પ્રકાશક : એની ચન્દ્રકાન્ત સરૈયા
પ્રાપ્તિસ્થાન : એન. એમ. ત્રિપાઠી પ્રા. લિ. પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ–૨.
મૂલ્ય : રૂપિયા બે.

પ્રભુવિષયક રતિ અને પ્રીતિનાં ગીતો અને ભજનોનો પ્રવાહ ગુજરાતમાં તો અસ્ખલિત રીતે વહેતો રહ્યો છે. કંઈ કેટલાય નામી–અનામી ભક્તકવિઓએ અને કવિભક્તોએ એને પોષ્યો છે. શ્રીમતી એનીબહેન સરૈયા એ પરમ્પરાને જાળવી રાખે છે. એમનાં ગીતોમાં મીરાંનો ઉત્કટ વિરહતલસાટ નથી જણાતો, નરસિંહની અનેરી પ્રેમખુમારી નથી જણાતી કે નથી જણાતી દયારામની પ્રેમમસ્તી, પણ એમનાં ગીતોમાં પ્રેમભક્તિનો આછેતરો સમથળ પ્રવાહ વહી રહેલો અચૂક જણાય છે. એ તો 'મનમાં મલકતાં' ગાઈ ઊઠે છે :

હો, કોણે મને હૈયે ગૂંથી ફૂલમાળમાં ?
હો, કોણ મને નચવી ગયું એના તાલમાં ?

એમનાં ગીતોમાં શ્રુતિનું અને લયનું માધુર્ય છે. અનેક ગેય ઢાળોમાં એમની ગીતસરવાણી વહી રહી છે. પણ ક્યારેક પ્રાસને ખાતર એનું લાલિત્ય જોખમાયું છે; 'આજે મારા ગાને ગાજે, તુજ બંસીનો સૂર બાજે!' અહીં 'ગાજે' અને 'બાજે'માંથી એક શબ્દ ઓછો કરવો જોઈએ એમ નથી લાગતું? ક્યાંક ક્યાંક લયની ક્ષતિઓ રહી ગયેલી છે. એ આંતરપ્રાસ જાળવવાના પ્રયત્નને કારણે થયેલું લાગે છે. ગીતોમાં એકની એક પંક્તિનું પુનઃપુનરાવર્તન પણ ક્યારેક ખૂંચે તેટલી હદે થયેલું છે.

આપો સંગ્રહ જોતાં કહેવું જોઈએ કે એકવિધતાનુ અને ભાવલાલિત્યને બાજુએ મૂકીને ગીતરચનાની રમતમા લપસી પડવાનું ભયસ્થાન પણ એમની સામે રહેલું છે. બાકી તો 'પ્રિયતમ હે!' 'નિમંત્રણ,' 'બેન નવલા ફાગે' અને 'કોણ નચવી ગયું?' જેવાં વધુ ગીતો બહેન સરૈયા આપે એવું હું ઇચ્છીશ. —એ. બ્રહ્મભટ્ટ

# નવાં પુસ્તકો

[ જે પ્રકાશકો દર મહિને પોતાનાં નવાં પુસ્તકોની યાદી તથા નકલ મોકલશે તેની નોંધ અવલોકન ઉપરાંત પ્રકાશકના નામ સાથે અહીં લેવાશે ]

**નવલકથા–નવલિકા :**

| | | |
|---|---|---|
| સિદ્ધાર્થ | નીરૂ દેસાઈ અનુવાદિત | ૨–૫૦ |
| સુધુમાયુ | ઉમાકાન્ત | ૬–૭૫ |
| હીરોશીમા | ( અનુવાદિત ) | ૧–૭૫ |
| અનોખી પ્રીત | ભોગીલાલ ગાંધી | ૨–૭૫ |
| નવું લોહી | પન્નાલાલ પટેલ | ૪–૭૫ |
| પન્નાલાલની શ્રેષ્ઠ વાર્તાઓ | પન્નાલાલ પટેલ | ૪–૦૦ |
| પેટલીકરની શ્રેષ્ઠ વાર્તાઓ | ઈશ્વર પેટલીકર | ૪–૦૦ |
| મડિયાની શ્રેષ્ઠ વાર્તાઓ | ચુનીલાલ મડિયા | ૪–૦૦ |
| ભ્રોકરની શ્રેષ્ઠ વાર્તાઓ | ગુલાબદાસ બ્રોકર | ૪–૨૫ |
| વિશ્વસાહિત્યની શ્રેષ્ઠ નવલિકાઓ | ભોગીલાલ ગાંધી | ૫–૫૦ |
| ઝાકળનાં મોતી | મહંમદ માંકડ | ૩–૦૦ |
| કંકુનાં પગલાં | છોટુભાઈ પટેલ | ૩–૦૦ |
| ધર્મભગિની | ચુનીલાલ વ. શાહ | ૫–૨૫ |

**બાળ–કિશોર–પ્રૌઢ સાહિત્ય**

| | | |
|---|---|---|
| ભૂદાનપોથી | સુભદ્રા ગાંધી | ૦–૩૧ |
| સંતોની જીવનપ્રસાદી : | મુકુલભાઈ કલાર્થી | ૦–૩૭ |
| ઈસપ અને તેની વાતો ૧-૨-૩ | ભગતભાઈ દેસાઈ દરેકના | ૦–૪૦ |

**નવસર્જન પ્રકાશન : વડોદરા**

| | | |
|---|---|---|
| યમ સામે લડાઈ ( આરોગ્ય ) ( ૨૯ ચિત્રો ) | સુભદ્રા ગાંધી | ૧–૫૦ |
| શયતાનના સામ્રાજ્યમાં ( કીટાણુકથા ) ( ૪૫ ચિત્રો ) | ,, | ૨–૫૦ |
| વિજ્ઞાનયાત્રા ( વિજ્ઞાનનો વિકાસ ) ( ૨૩ ચિત્રો ) | ,, | ૨–૫૦ |
| પહેલું સુખ તે જાતે નર્યા : ( શ્રી. બબલભાઈ મહેતાના આમુખ સાથે ) | ડૉ. શિવપ્રસાદ ત્રિવેદી | ૧–૫૦ |
| પૂછડાં ને પાંખો (પશુ પંખીનો પરિચય) | ,, | ૩–૦૦ |
| ગાડામાંથી મોટર (વિજ્ઞાન વિકાસ) | હર્ષવદન શાહ | ૧–૦૦ |
| હોડીમાંથી આગબોટ | ,, ,, | ૧–૫૦ |

**નવયુગ પુસ્તક ભંડાર : રાજકોટ**

| | | |
|---|---|---|
| મનમોજી | ગુણવંતરાય આચાર્ય | ૨–૫૦ |
| નારી | સૌરીન્દ્ર મોહન | ૩–૫૦ |
| પસંદગીનો પતિ | દામુ સાંગાણી | ૪–૦૦ |
| છૂપી તરસ | મોહનલાલ ધામી | ૩–૦૦ |
| નીલ નગરીઓ | ઓલીઆ જોશી | ૫–૫૦ |
| છીપનાં મોતી | કુમારી સ્વપ્નસેવી | ૩–૦૦ |

**રૂપમ પ્રકાશન મંદિર : મુંબઈ**

| | |
|---|---|
| લેનિન ( ડેવિડ શબ ) | ૨–૭૫ |
| મરેલાં માનવી ( જ્યોર્જ ઓરવેલ ) | ૬–૦૦ |
| કુંવારી વહુ ( ધીરેન્દ્ર દોશી ) | ૨–૫૦ |

**રૂપાયતન : જુનાગઢ**

| | | |
|---|---|---|
| અલ્લાહના બંદાઓ (ભા. ૧) | 'અંજુમ' વાલોડી | ૦–૩૭ |
| આવા બાપુ હતા (ભા. ૧/૨) | રતિલાલ અનિલ દરેક | ૦–૫૦ |

*

| | |
|---|---|
| માનસદર્શન (મનોવિજ્ઞાન) રમણલાલ પટેલ (ત્રિપાઠી) | ૩–૭૫ |
| સ્ક્રેપ બુક વો. ૭ ( ગો. મા. ત્રિ. ) ,, | ૨–૦૦ |
| કવિ દયારામ : નવલરામ ( ગો. મા. ત્રિ ) ( ફાર્બસ સભા ) | ૩–૦૦ |
| એક લહર ( ધીરૂબહેન પટેલ ) | ૩–૦૦ |
| ત્રીશી પછીનો દાંપત્ય પ્રેમ (મેરી સ્ટોપ્સ) (મમતા) | ૩–૦૦ |
| લગ્ન : છૂટાછેડા : વારસો ( ગટુભાઈ ધ્રુ ) ( પરિચય પુસ્તિકા ) | ૦–૪૦ |
| વર્તમાન પત્ર કેવી રીતે તૈયાર થાય છે ? ( રવિશંકર મહેતા ) ,, | ૦–૪૦ |
| ધરતીનું સૌંદર્ય (પ્રબોધ મહેતા) (સ્મૃતિ સાહિત્ય) | ૩–૫૦ |
| પંડિતશ્રી ગટુલાલજી (જીવન અને સાહિત્ય) ડૉ. ચી. મ. વૈદ્ય | ૩–૦૦ |
| ઇતિહાસની આરસી ( ભગવાનલાલ લ. માંકડ ) | ૧–૦૦ |

થોડાંક ચૂંટેલાં અંગ્રેજી પુસ્તકો

## GOVERNMENT OF INDIA PUBLICATION DIVISION

Collected works of M. Gandhi Vol. I
De Luxe 8-50
Cloth 5-50
Pop. 3-00
Jawaharlal Nehru's Speeches (1949-53) 5-50
Rajendra Prasad's Speeches Vol. I (1950-52) 4-50
„ „ „ „ (52-56) 4-50
Radhakrishanan's Speeches vol. I & II
each; De Luxe 6-00
Pop. 3-75
Abul Kalam Azad's Speeches (1947-55) 6-50
1857; Dr. S. N. Sen 5-50
1857 A Pictorial Presentation
(100 Photographs) 4-00
Gandhi in Champaran; D. G. Tendulkar 1-50
Women in India (with 80 photographs) 8-50
Pop. 6-50
Festivals of India 1-50
Cultural Unity of India 1-50
Future Education in India 1-00
Adivasis 1-00
History of Indian Journalism 5-00
2500 years of Buddhism 3-00
Social Legislation. 6-00
Guide to Kashamir 1-00
Panorama of India 1-00
Contemporary Indian Literature 2-00
Literatures in Modern Indian Languages 2-50
Meghaduta of Kalidas 2-50
Nuclear Explosion & their effect 3-50
Historical & Biographical Films 0-35
The Story of India (For Children) 2-00
Women of India 6-50

### Albums: Paintings

Bashohali Paintings 20-00
An Album of Khajurah (50 photographs) 5-00
Five Year Plan (150 photographs) 5-00
Mahatma Gandhi (500 photographs)
(Album) 35-00
The way of the Buddha (400 photographs)
(Album) 30-00
The Kangra Painting (40 colour plates) 18-50
Ajantá Paintings 10-00
India; pictorial Survey pop. 10-00
Deluxe 12-00
5000 years of Indian Architecture 2-00
Buddhist Sculptures 1-50
Kashamir (100 potographs) 10-00
Buddha's Life by Modern Indian Painters
(10 Paintings) 2-50
Contemporary Indian painters
(26 Paintings) 5-50
Dancing foot (with dozon colour plates) 1-50
Indian Dance 1-00
Picture post cards series 1 (4 cards) 1-00
„ „ „ „ 2 (6 „ ) 0-72
„ „ „ (Black & Brown)
(4 Cards) 0-54
„ „ „ Buddha's Life (12 „ ) 0-72

### Lalitkala Academi

Mewar paintings 8-75
Moghul Paintings 8-75
Krishna Legend 8-75
Contemporary Indian Paintings 8-75

### BOOKS FOR STUDY

### Art & Aesthetics:

The story of Indian Music (As)
G. Goswami 14-00
Indian Art (Introduction) " K Bharatha
Iyer 17.25
The Dance of Shiva (As) Ananda
Coomarswamy 16-00
Hindu View of Art (As) Mulk Raj Anand 18-00
Introduction to Indian Art
Coomarswamy 7-50
Green & Gold (Best Bengali Stories)
Ed. H. Kabir Pop. 8-25

Lib. Ed. 11-25

Ordeal-1857 (A play about 1857) M. Majeeb 4.75

The Adventures of the Upside Down Tree (As) K. Shridharani 7-50

Mahatma and other poems (As) H. Kabir 4-00

## History & Politics

A Survey of Indian History (As) K. M. Panikar 8.50

The Indian Heritage (As) Humayan Kabir 5-25

India and China „ K. M. Panikar 4.75

An Introduction to Social Anthropology (As) by D. N. Majumudar & T. N. Madan 12-50

Ancient India (As) B. G. Gokhale 7-50

Glimpses of Medieval Indian Culture 7-87

Making of the Indian Nation 12-50

The Principles and Practice of Diplomacy (As) K. M. Panikar 4.50

Asia and Africa in the Modern World (As) S. L. Popali 5-00

State and the Citizen (As) K. M. Panikar 6-75

Prachin Bharat (Hindi) 7-50

Bharatiy Itihaska Sarvexan (Hindi) 8-50

Bharat Aur Chin „ 4-00

## Sociology

Hindu Society at Cross Roads (As) „ 4-00

The Horizon of Marriage R. K. Mukerjee 15-00

## Philosophy & Religion

The Lord of the Autumn Moons; · Radhakamal Mukerjee 6-00

The sprit of Islam (As) Ashfaque Husain 4-75

Buddha and the Gospel of Buddhism (As) Anand Coomarswamy 15-50

## Biographies

Jawaharlal Nehru (As) Frank Moraes 15-50

Rajendra Prasad (Autobiography) (As) 22-50

The Story of my Life vol. I Dr. M. R. Jaykar 25-00

Sir Purshottamdas Thakurdas (As) Frank Moraes 17-50

Lokmanya Tilak (As) Ram Gopal 15-00

Ram Mohan Roy (As) Iqbal Singh

## Economics

Economic Developments in India (As) G. D. Deshmukh 6-00

Inflationary Price Trends in India since 1939 (As) by D. Bright Singh 16-50

Monetary Theory (As) G. N. Halm 18-00

Taxation & Foreign Invesment (National Council) A. E. R.

Foreign Exchange Crisis & the Plan (National Council; A. E. R.) 2-00

Labour Problems in Indian Industry (As) V. V. Giri 18-00

## Education : Social

The Highschool Library (As) C. G. Viswanathan 7-50

Education Culture and the social order (As) by K. G. Saiyidain 10-50

The Educational Writings of R. V. Parulekar (As) 10-00

Caste and Communication in an Indian Village (As) D. N. Majmundar 17-00

The Physical Properties of cotton (As) A. N. Gulati 10-50

Introductory Nuclear Physics (As) D. Halliday 17-50

Organic Chemistry (As) Fieser & Fieser 27-50

Law, Liberty and Life (As) M. C. Chagla 4-00

*

End of an Era (Hyderabad Memoirs) K. M. Munshi 17-50

India in the time of Patanjali Dr. B. N. Puri 20-00

Rajaji's Speeches vol I & II each 2.00

Ramayan (Rajaji) 2-00

Indian Inheritance vol I, II, III, each 2.00

The History and Culture of Indian People

vol; I The Vedic Age (Up to 600 B. C.) 35-00

Vol; II the Age of Imperial Unity (600 B. C. to 320 A. D.) 35-00

The Classical Age (300-750 A. D.) 35-00

The Age of Impeial Kanoj (750-1000 A. D.) 35-00

The Struggle for Empire (1000-1300 A. D.) 35-00

**Modern Library paper-back each Rs. 4 00**

| | | |
|---|---|---|
| P 29 | The Kreutzer Sonata | (Tolstoy) |
| P 1 | Crime and Punishment | (Dostoyevsky) |
| P 2 | Seven Greek Plays | — |
| P 3 | The Divine Comedy | (Dante) |
| P 5 | The Republic | (Plato) |
| P 7 | The Brother Karmazov | (Dostoyevsky) |
| P 15 | The Royal way | Malraux |
| P 18 | The Hamlet | Faulkner |
| P 22 | The Long March | Styron |
| P 24 | Appreciation; Painting, Poetry and Prose | |

**Modern Library College Editions – Rs. 4.00**

| | | |
|---|---|---|
| T 1 | Pride and Prejudice & Sense and Sensibility | |
| T 2 | Pere Goriot and Eugenie Grandet | Balzac |
| T 3 | Jane Eyre | Bronte |
| T 4 | Wuthering Heights | „ |
| T 5 | The Way of all Flesh | Butler |
| T 6 | Don Quixote | Cervantes |
| T 9 | A Tale of Two Cities | Dickens |
| T 10 | David Copperfield | „ |
| T 13 | Eight Famous Elizabethan Plays | — |
| T 14 | Essays and Other Writings | Emerson |
| T 16 | Joseph Andrews | Fielding |
| T 18 | Autobiography and Selected Writing | Franklin |
| T 19 | Faust | Goethe |
| T 21 | The Scarlet Letter | Hawthorne |
| T 22 | The Iliad | Homer |
| T 23 | The Odyssey | „ |
| T 24 | A Doll's House, Ghosts, etc., | Ibsen |
| T 28 | The Complete Poetry and Selected Prose | Milton |
| T 29 | Plays | Moliere |
| T 35 | Walden and Other Writings | Thackery |
| T 38 | Fathers and Sons | Turgenev |
| T 39 | Works | Virgil |
| T 40 | Leaves of Grass and Selected Prose | Whitman |
| T 41 | Selected Poetry | Wordsworth |
| T 42 | Looking Backward | Bellamy |
| T 43 | Selected Poetry | Browning |
| T 44 | „ „ | Byron |
| T 47 | Portrait of a Lady | James |
| T 48 | Complete Poetry and Selected Prose | Keats |
| T 49 | Selected Works | Pope |
| T 52 | The Selected Poetry and Prose | Coleridge |
| T 51 | The Complete Writings | Thucydides |
| T 50 | Selected Poetry and Prose | Shelley |
| T 58 | „ „ „ „ | Poe |
| T 60 | „ „ „ „ | Tennyson |

**Price Rs. 2 00**

| | | |
|---|---|---|
| Mpl | A Marriage Manual | — |
| J 11 | Four Great Historical Plays | Shakespeare |
| P 16 | Golden Ass Apulenis | R. Graves |
| PL 8 | Chinese Short Stories | — |
| PL 14 | Stevenson's short Stories | — |
| PL 27 | Silas Marner | Eliot |
| PL 28 | Moby Dick | Melville |
| PL 29 | Short Stories De Maupassant | — |
| PL 43 | Tales from the Decameron | H. Alexander |
| PL 54 | Vicar of Wakefield | Goldsmith |
| PL 56 | Rousseau's Confession | — |
| PL 58 | Great Essays: Science | — |

**Price Rs. 3 00**

| | | |
|---|---|---|
| PL 35 | American Verse | — |
| PL 500 | Story of Philosophy | Will Durant |
| PL 501 | Story of Mankind | Van Loon |
| PL 502 | Ivanhoe | Scott |
| PL 506 | Tales from Arabian Nights | — |
| PL 510 | Robinson Crusoe | Defoe |
| PL 514 | Oliver Twist | Dickens |
| PL 516 | Story Poems | — |
| PL 517 | Don Quixote | Cervantes |

**Price Rs. 2.00**

| | | |
|---|---|---|
| ; 213 | New Voices; American Writing Today | — |
| ; 262 | 7 Arts | — |
| ; 4001 | Gen. Introduction to Psycho | Freud |
| ; 5005 | The Story of the Bible | Van Loon |
| ; 3041 | To Have and Have Not (Rs. 1.50) | Hemingway |
| ; 3056 | Green Hills of Africa (Rs. 3) | „ |
| ; GC 27 | Understanding Surgery „ | — |
| GC 32 | Love is Eternal (Lincon) „ | I-Stone |
| GC 33 | A Baby's First Year „ | — |
| GC 35 | My Several Worlds „ | Pearl Buck |

Manav : May 1958 Reg. No. B-7717



[ ચિત્ર : ખત્રી ]

# માનવ

સંપાદન : ભોગીલાલ ગાંધી

૬


કલ્યાણરાજ્યનો રાહ : એક અન્વેષણ ( ચિંતન )
પાંચ કવિતા ( રતિલાલ-અનિલ, ઉશનસ્, હસિત
અમૃતા પ્રીતમ
માનવઅશ્રુના મહેરામણનું મોતી ( પર્લણકનું એક પા-
ટમો એડવર્ડ ( પ્રસંગકથા )
શિક્ષણ : એનો સાધ્ય અને સાધન ( ચિંતન )
નવો જન્મ ( વાર્તા )
સાહિત્યમાં અશ્લીલ ( આલોચન )
વિજ્ઞાનક્ષેત્રે ભારતની સિદ્ધિ ( વિજ્ઞાન )
ઉડે સ્પુટનિક ( વિજ્ઞાન )
ફ્રેન્ચ પ્રજાસત્તાકની કરમકહાણી ( દેશવિદેશ )
અંધારે અજવાળાં ( દેશવિદેશ )
કદર ( પ્રસંગ )
આસ્વાદ ( જામિની રાય )
ઘરદીવડા ( ભા. દા. પટેલ )
પ્રવૃત્તિ ને પડઘા ( સાંસ્કારિક પ્રસંગનોંધ )
ભલે પ્રગટ્યાં ( અંગ્રેજી-હિંદી નવાં પ્રકાશનો )
નવું વાચન ( ગુજરાતી નવાં પ્રકાશનો )



વાર્ષિક રૂ. ૬-૦૦ છૂટક ૦-૬૨ ન.પૈસા (૧૦ [illegible]
[ પરદેશ શિલિંગ ૧૫ ]





૧૯૫૮
જૂન

સંચાલન :
ચેતન પ્રકાશન ગૃહ લિમિટેડ
રામજી મંદિરની પોળ : વડોદરા
ફોન : ૨૯૫૦






Alembic

# ચેતન

વડોદરામાં મુખ્ય રસ્તા ઉપર બુકસ્ટૉલનું નવું સરનામું
ચેતન બુકસ્ટૉલ : કોઠી કચેરી સામે : વડોદરા

* ચેતન પ્રકાશન ગૃહ પ્રાઇવેટ લિમિટેડ
રાજમહેલની પોળ : વડોદરા

## ચેતન પ્રકાશન

* જગતના તથા ભારતના સુવિખ્યાત સાહિત્યકારોનાં તથા મૌલિક લેખકોનાં નવલકથા, નવલિકા, નાટક, કાવ્ય, વિવેચન, સાહિત્ય, પ્રવાસ, જીવન તથા રાજકારણનાં ઉચ્ચ કોટિનાં પ્રકાશનો માટે ચેતન પ્રકાશન ગૃહની સૌ વિદ્વાનો-વિવેચકોએ પ્રતિષ્ઠા કરેલી છે.

## નવસર્જન પ્રકાશનનાં—

* બાળકો અને પ્રૌઢો માટે સંસ્કાર અને શિક્ષણદૃષ્ટિએ નીવડેલું સાહિત્ય—શિશુ સંસ્કાર શ્રેણી, સમાજશિક્ષણ શ્રેણી, વિજ્ઞાન વિકાસ શ્રેણી, ઇતિહાસ પરિચય શ્રેણી, અમર બાળવાર્તા શ્રેણી, અમર શિષ્ટકથા શ્રેણી, કિશોર-સાહસ શ્રેણીનાં (ભારતીય સરકાર તથા મુંબઈ સરકારની હરીફાઈઓમાં પારિતોષિક પ્રાપ્ત કરનાર પ્રકાશનોની સંસ્થાનાં) પુસ્તકોના મુખ્ય વિક્રેતાઃ

## ચેતન બુકસ્ટૉલ

* ગુજરાતીમાં પ્રાપ્ય તમામ સંસ્થાઓનાં જૂનાં-નવાં પ્રકાશનોના વિક્રેતા : દરેક શાળા, સંસ્થા, લાયબ્રેરી તથા કુટુંબ અને વ્યક્તિને વધુમાં વધુ કમિશને પુસ્તકો પૂરાં પાડનાર ગુજરાતની પુસ્તકવિક્રેતા સંસ્થા.

* અંગ્રેજી (અભ્યાસી ગ્રંથો તથા સસ્તી પોકેટ, પેપર-બેક આવૃત્તિઓ) તથા હિંદી (હિંદી ગ્રંથ રત્નાકર, રાજકમલ, રાજપાલ, સસ્તા સાહિત્ય મંડળ, એશિયા પબ્લિશીંગ વગેરે)નાં ઉત્તમ ચૂંટેલાં પુસ્તકોના વિક્રેતા.

* ભારતીય કેન્દ્ર સરકારના પ્રકાશન વિભાગનાં—રાષ્ટ્રીય સાહિત્યના ઉત્તમ ગ્રંથો
—પરિચય પુસ્તિકાઓ
—આલ્બમો, ચિત્રકાર્ડ વેચનાર.

* રશિયન અને ચીની પ્રકાશન વિભાગ તરફથી પ્રગટ થયેલ
—સાહિત્ય, વિજ્ઞાન, સિદ્ધાંતના ગ્રંથો
—બાળકો માટે રંગબેરંગી અત્યંત સુંદર સસ્તી પુસ્તિકાઓ.

**ઉપરાંત—**

વાર્ષિક રૂા. ૭
[છૂટક ૬૨ ન. પૈ.]

માનવજીવનની સર્વાંગી અનુભૂતિ વ્યક્ત કરવા મથતું
માનવીની પુનઃપ્રતિષ્ઠા ઝંખતું માસિક

ગુજરાતનું મૉડર્ન રિવ્યુ બનવા મથતું— **માનવ**



# લવાજમ ભરવાનાં સ્થળ

આર. આર. શેઠની કું., પ્રિન્સેસ સ્ટ્રીટ : મુંબઈ–૨
રૂપમ પ્રકાશન મંદિર, ૬૯/૮૭ કેથેડ્રલ સ્ટ્રીટ, ભૂલેશ્વર : મુંબઈ–૨
એ. આર. શેઠની કું., પ્રિન્સેસ સ્ટ્રીટ : મુંબઈ–૨
એન. એમ. ત્રિપાઠી એન્ડ કું., પ્રિન્સેસ સ્ટ્રીટ : મુંબઈ–૨
એન. એમ. ઠક્કરની કું., પ્રિન્સેસ સ્ટ્રીટ : મુંબઈ–૨
ગાંડીવ સાહિત્ય મંદિર, હવાડિયા ચકલો : સુરત
(શાખા–ચૌટાપુલ : સુરત)
નટુ શાહ, ગોલવાડ : નવસારી
પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિ., ટાવર રોડ : વડોદરા
વિજય સ્ટોર્સ, સ્ટેશન રોડ : આણંદ
વલ્લભવિદ્યાનગર કન્ઝ્યુમર્સ કો-ઓપ. સ્ટોર્સ, વલ્લભવિદ્યાનગર
ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, ગાંધી રસ્તો : અમદાવાદ
ભારતી સાહિત્ય સંઘ લિ., ગાંધી રસ્તો : અમદાવાદ
સ્વાણી પ્રકાશન ગૃહ, રિલીફ રોડ : અમદાવાદ
વિજય સ્ટોર્સ, ૬૨ કલ્યાણ ભુવન, રિલીફ રોડ : અમદાવાદ
લોકમિલાપ કાર્યાલય, પો. બો. ૨૩ : ભાવનગર
એલ. કે. મેઘાણી, ૧૪, અમરતલા સ્ટ્રીટ : કલકત્તા–૧
પ્રાણ ફોટાગ્રાફર, પો. બો. ૨૬૯, નાઇરોબી (ઈ. આફ્રિકા)

## છૂટક મળવાનાં સ્થળ

ગાંધી ન્યુઝપેપર સરવીસ, ટીનવાલા બિલ્ડિંગ, ત્રિભુવન રોડ : મુંબઈ
કાંતિલાલ સોમાલાલ ખત્રી, રતનપોળ નાકા : અમદાવાદ

વડોદરા

એ. જી. વોરા એન્ડ કાં., ટાવર પાસે : વડોદરા


૧૯૫૮ : જૂન

લવાજમના દર

વાર્ષિક રૂ. ૭–૦૦
[ પરદેશ ૧૫ શિ. ]
છૂટક નકલ ૬૨ પૈસા

માનવ (માસિક) મનીષા (ત્રૈમાસિક)
સંયુક્ત લવાજમ રૂ. ૧૨

માનવ
[ માસિક ]

# લોકશાહી કલ્યાણરાજ્ય ( ડેમોક્રેટિક વેલ્ફેર સ્ટેટ ):

ભારતના પ્રજાતંત્રે સમાજવાદી સમાજરચનાનો રાહ અપનાવ્યો છે. આ રાહ કેવો કપરો છે, તેનાં કેટલાંક આંતરિક કારણો આપણે અગાઉ ( માનવ: એપ્રિલ ) જોઈ ગયા છીએ; પરંતુ અનેકવિધ સમસ્યાઓ અંગે વધુ વિગતે ને નક્કર રીતે વિચારણા કરવી રહે છે.

સૌથી પ્રથમ તો, ભારતીય સમાજવાદનું સ્વરૂપ હજી ઘણે અંશે આછું-પાતળું અને ધૂંધળું હોઈને, તેના સ્વરૂપના ઘડતરની અનેક સમસ્યાઓ વિચારવી જરૂરી છે.

ખાસ તો, ભારતમાં હજી મૂડીવાદી અર્થતંત્રનું વર્ચસ્વ છે; અને ત્યાંથી આપણે સમાજવાદી મંઝિલે પહોંચવાનું છે.

વળી, ભારતે તેનો રાહ લોકશાહી અને શાંતિપૂર્વકનો સ્વીકાર્યો હોઈને, મજલ ધીરજપૂર્વક અને લાંબી કાપવાની રહે એય સ્વાભાવિક છે.

ભલે ભારત કોઈનું અંધ અનુકરણ કરવા નથી ઇચ્છતું, પણ ભારત જાગતિક ઐતિહાસિક દૃષ્ટિએ કાંઈ નકરી કોરી પાટી ઉપર કક્કો માંડતું નથી એ પરિસ્થિતિની હકીકત છે.

આવી પાર્શ્વભૂમિમાં, જગતભરના અનેક અખતરાઓનો અભ્યાસ અને અન્વેષણ કરતા રહી, ભારતે પોતાનો રાહ સાવધાનીપૂર્વક કાપવો રહે છે—સમાજવાદનું મૂળ લક્ષ્ય અટવાઈ ન જાય એ રીતે.

અહીં દુનિયાના અનેક દેશો—ભારતમાંય જેની ચર્ચા થઈ રહી છે તે ' કલ્યાણરાજ્ય '( વેલ્ફેર સ્ટેટ ની આલોચના રજૂ કરી છે.

અલબત્ત, શીર્ષકમાં જ, ' કલ્યાણરાજ્ય 'ને બદલે ' લોકશાહી કલ્યાણરાજ્ય ' એવો શબ્દપ્રયોગ કર્યો છે, તે ' વેલ્ફેર સ્ટેટ 'ના અતિ ચવાયેલા ' વેલ્ફેરિઝમ 'થી જુદો ઝોક આપવાના હેતુથી.

*

## ૧

' કલ્યાણરાજ્ય 'ના, ઉદ્ભવનો ઇતિહાસ બહુ જૂનો અને લાંબો છે.

૧૮મી સદીમાં વૈજ્ઞાનિક ક્રાંતિએ બ્રિટન આદિ દેશો માટે ઔદ્યોગિક વિકાસનો અપૂર્વ ઉઘાડ શક્ય બનાવ્યો. ૧૭૮૦થી ૧૮૬૦ના આઠ દાયકા દરમ્યાન તો બ્રિટનના ઉદ્યોગો વરાળયંત્રોથી ધમધમી ઊઠ્યાં અને બ્રિટન વિશ્વનું મહત્ત્વનું ઔદ્યોગિક કેન્દ્ર બની ગયું: ઉત્પાદન અપરંપાર વધ્યું, ને સાથોસાથ બજારો વિકસ્યાં. ઔદ્યોગિક ક્રાંતિએ કૃષિક્રાંતિને પણ જન્મ આપ્યો; અને તેને પરિણામે જેઓ યંત્રખેતીમાં ટકી ન શક્યા તેઓ સર્વહારા બની શહેરોના નવા ઉદ્યોગોમાં શ્રમજીવીરૂપે કામમાં આવ્યા.

આ વિકાસની બીજી બાજુઓ જવા દઈએ; પણ આજની દૃષ્ટિએ વિચારતાં, તે યુગની ઔદ્યોગિક યંત્ર-ટેક્નિક તો ઘણી પછાત જ ગણાય. એટલે વધુ ને વધુ ઉત્પાદનની જરૂરિયાત( બજારો વિકસતાં )ને પહોંચી વળવા માટે મજૂરોનું કારમું શોષણ જ મુખ્ય સાધન હતું. આ શોષણે કાળો કેર વર્તાવી દીધો હતો: ૮થી ૧૦ વર્ષનાં બાળકો, વૃદ્ધો, સ્ત્રીઓને સુદ્ધાં ૧૨થી ૧૪ કલાકની મજૂરી: કામની અને કારખાનાંની અંદરની સ્થિતિય અસહ્ય બની ગઈ હતી.

અને આ બધાને માથે, ખુદ રાજ્યસત્તાનો સીધો ટેકો શોષક માલિકોને પક્ષે હતો; બીજી બાજુ, મજૂર સંગઠનો સામે છેક ૧૮૨૪ સુધી કાયદેસરની મનાઈ ચાલુ હતી. ( અલબત્ત, ૧૭૫૨થી ગુપ્ત અને અર્ધગુપ્ત મજૂર સંગઠનો શરૂ થઈ જ ગયાં હતાં. ) સંગઠનો કાયદેસર થયા પછીય, એમના અધિકારોને નિરંતર નિષ્ફળ તથા મર્યાદિત બનાવવા

માલિકો અને રાજ્યસત્તાના સતત પ્રયાસો રહ્યા હતા. અને Laissez Faire સિદ્ધાન્તની આડશમાં સૌ નાગરિક સમાન અને સ્વતંત્ર ગણાતા છતાં, 'માસ્ટર ઍન્ડ સરવંટ ઍક્ટ' અનુસાર, છેક ૧૯મી સદીની છેલ્લી પચીસી સુધી તો કાનૂની અસમાનતાય અસ્તિત્વમાં હતી!

આમ છતાં, ઔદ્યોગિક વિકાસની એક અનિવાર્ય જરૂરિયાત એ હતી કે કામદારોનો સ્વેચ્છાપૂર્વકનો સહકાર વધુ ને વધુ પ્રમાણમાં મેળવવો. આમાંથી જ ક્રમશઃ એક એવી જરૂરિયાત ઊભી થઈ કે કામદારોની હાલતમાં સુધારો કરતા રહેવું.

આ પ્રકારની 'સામાજિક નીતિ'નો આરંભ ૧૮૩૦ પછી થયો; અને ત્યારે તેના ટેકામાં એવી દલીલ રજૂ કરવામાં આવતી હતી કે 'સરકારની નિપુણતા અને શાણપણની પાકી કસોટી જ એમાં રહેલી છે કે આમજનતાની પરિસ્થિતિમાં કેવો સુધારો થયો છે.' તો વળી એવું કારણ પણ રજૂ થતું કે, 'કામદારોની નાદુરસ્તીને કારણે સમાજને એટલું બધું વેઠવું પડે છે, (એટલે કે ઉત્પાદન એટલું ઓછું થાય છે) કે, એના કરતાં એમની તંદુરસ્તી માટે નાગરિકોને થોડો કરવેરો વધારે આપવો પડે તે સારું.

## 'કામદાર-કલ્યાણ' પાછળનાં મુખ્ય બળો

વિક્ટોરિયન-યુગમાં, આ રીતે, 'કામદાર-કલ્યાણ'નો વિચાર સ્વીકારાવા માંડયો હતો. ધીમે ધીમે કરતાં, 'કામદારોની સ્થિરતા' અને 'કામદારોની કાબેલિયત'ની દિશામાં વિકાસ થયો. આ પ્રક્રિયા દરમિયાનનાં મુખ્ય બળો હતાં—નવા ઉદ્યોગપતિની પોતાની જરૂરિયાત (અલબત્ત, જરૂરિયાત છતાં, ના છૂટકે જ સ્વીકારવું પડે એટલું જ સ્વીકારવાની વૃત્તિ, અને એને કારણે તથા પરંપરાને કારણે વિરોધવૃત્તિય), માનવતાની દૃષ્ટિએ કેટલાક સમાજસુધારકોની જેહાદો, અને પાછળથી વધતી જતી કામદારોની જાગ્રતિ-સંગઠનો અને સંઘર્ષો.

ધીમેધીમે કરતાં, યુરોપના અનેક દેશોનાં કામદાર-આંદોલનો પોતાના રોજ-બ-રોજના હક્કની આર્થિક લડતોમાંથી ઘણાં જ આગળ નીકળી ગયાં હતાં—રાજકીય સ્વરૂપનાં બની ગયાં હતાં. સને ૧૮૮૦ પછીનાં વર્ષોમાં તો, ખાનગી મૂડીના અધિકારોને જ પડકાર પાડનારા સંઘર્ષો દેખાવા લાગ્યા.

ઔદ્યોગિક ક્ષેત્રે આગે બઢેલા બ્રિટનમાં, પ્રથમ વિશ્વ-યુદ્ધનાં વરસો દરમ્યાન (૧૯૧૮), જાગ્રત કામદારોએ 'લેબર ઍન્ડ ધ ન્યુ સોશિયલ ઑર્ડર' દ્વારા જમીન, રેલ્વે, કોલસા, વીજળી-શક્તિ વગેરે ઉદ્યોગોમાં સહિયારી માલિકીની ઘોષણા કરી અને ખુદ વિન્સ્ટન ચર્ચિલ જેવાએ તેના ચૂંટણી-આંદોલનમાં રેલ્વેના રાષ્ટ્રીયકરણની માંગ આગળ ધરી.

રાજકીય રીતે વિચારતાં—

ચાર્ટિસ્ટ આંદોલને (૧૮૩૮) કામદારોના રાજકીય અધિકારોની પ્રખર લડત આરંભી દીધી હતી, અને જો એકવાર સાર્વત્રિક મતાધિકાર સ્વીકારાઈ જાય તો પૃથ્વી પર સ્વર્ગ ઊતરવાની અટલ આશા તેના આગેવાને (ઓ'કોનોર) પોતે જ જાહેર કરી હતી.

૧૮૬૭માં શહેરી કામદારોના અમુક હિસ્સાને મતાધિકાર પ્રાપ્ત થયો અને ૧૮૮૪માં ખાણીઆ મજૂરો અને ખેત-મજૂરો મતાધિકારી બન્યા.

## 'કલ્યાણરાજ્ય'ના રાહે—

આ અરસામાં જ કલ્યાણરાજ્યની કલ્પનાને ઘાટ મળવા લાગ્યો. તે અરસાના (૧૮૮૫) ઉદ્દામ કામદાર નેતા ચેમ્બરલેને સીધો સવાલ પૂછયો: "મૂડીદારો જે સલામતી ભોગવી રહ્યા છે તેના બદલામાં તે શા ટુકડા (*Ransom*) નાખશે?"

કામદારોની સલામતીનો કાર્યક્રમ હવે વ્યવસ્થિત રૂપે રજૂ થવા લાગ્યો અને સામાજિક ન્યાયને નામે રાજ્યે અમુક જવાબદારીઓ પોતાને માથે લેવાની ફરજ સ્વીકારાઈ. શરૂઆતમાં ફેક્ટરીના સંચાલનના કાયદાઓ, કામદારોના કામ-સમય અંગેના કાનૂનો તથા કામદારો માટે ઘરની સગવડ, કોમ્પેન્સેશન, વગેરે ઉપર ગૂંબેશો ઊપડી. પછી તો કામદારોનાં બાળકોના શિક્ષણથી માંડી વૃદ્ધાવસ્થાની રાહત તથા તંદુરસ્તી અંગેના હક્કોનો પણ તેમાં સમાવેશ થયો અને સરકારે (લિબરલ સરકાર) તેને માન્યતા આપવી પડી:

* ૧૯૦૧: શાળામાં જતાં બાળકોને ખોરાક.
* ૧૯૦૭: શાળામાં જતાં બાળકોની દાક્તરી તપાસ.
* ૧૯૦૮: વૃદ્ધાવસ્થાનું પેન્શન.
* ૧૯૦૯: અમુક ઉદ્યોગોમાં 'ઓછામાં ઓછા અમુક પગાર'નો સ્વીકાર.

* ૧૯૧૧ : બીમારી વખતે તથા બેકારી વખતે રાષ્ટ્રીય પાયા પર સગવડો—સંરક્ષણ.

આ પછી, યુદ્ધનાં વરસો (કૉન્ઝરવેટિવ સરકાર) દરમ્યાન–

૧૯૧૮ : માતા અને બાળકોના કલ્યાણનો કાનૂન.

૧૯૧૯ : ઘર અને નગર યોજનાનો કાનૂન.

૧૯૨૦ : વધુ વિશાળ ધોરણે બેકારીનો વીમો [વાર્ષિક ૨૫૦ પૌંડ (આશરે ૩૨૦૦ રૂ.) થી ઓછી રકમ કમાનાર દરેકને લાભ].

૧૯૨૬ : શિક્ષણની વધુ સગવડો.

૧૯૨૭ : કામદારોની વિધવાઓ, અનાથો અને વૃદ્ધોને વધુ રાહત.

૧૯૩૪ : વધુ વિશાળ બેકારી-કાનૂન.

આ પછી ત્રીજો મહત્ત્વનો સમય મજૂર સરકારનો. તે દરમ્યાન–

* ૧૯૪૫થી ૧૯૫૦ દરમ્યાન લગભગ તમામ વસ્તીને લાગુ પડે તેવા સામાજિક સલામતીના લાભો. દા. ત. શાળા છોડવાની ઉંમરમાં વધારો, વિશાળ પાયાની તંદુરસ્તી માટેની સગવડો, નિવૃત્તિનું પેન્શન અને કુટુંબ-એલાવન્સ માન્ય થયાં.

* આમ ધીમે ધીમે કરતાં સરકારને માથે સમગ્ર નાગરિકોની સલામતીની જવાબદારી આવી પડી, અને ૧૯૦૦માં સરકાર વસ્તીના માથાદીઠ જેટલી રકમ ખર્ચતી હતી તેનાથી ૧૨ ગણી રકમ ૧૯૫૦માં ખર્ચતી થઈ ગઈ.

'કલ્યાણયોજના'નાં ક્ષેત્રો અસાધારણ રીતે વિસ્તરતાં ગયાં, રકમો પણ વધતી ગઈ.

## લેબર પાર્ટીનો દાવો

લેબર પાર્ટીના અગ્રણી અર્થશાસ્ત્રી મિ. ક્રોસલેન્ડે તો ૧૯૪૫-૫૦ના મુખ્ય ફેરફારો અંગે દાવો પણ કરી દીધોઃ

"...મૂડીવાદનાં મુખ્ય લક્ષણો અદૃશ્ય થયાં છે : જેવાં કે, ખાનગી માલિકીની અબાધિત સત્તા, બજારની અસરોને વશ વર્તનારી સમસ્ત આર્થિક જિંદગી, નફાનું જ મહત્ત્વ, સરકારની તટસ્થતા, આવકનું વિશિષ્ટ Laissez Faire-વિભાજન અને વ્યક્તિગત અધિકારોની જીવનદૃષ્ટિ. આ કાંઈ જેવો તેવો ફેરફાર નથી; આ તો ઐતિહાસિક મુખ્ય ફેરફાર છે."

આ છે કલ્યાણરાજ્યનો ટૂંકો ઇતિહાસ.

## ૨

કલ્યાણરાજ્યનો આ ઇતિહાસ મુખ્યત્વે બ્રિટનનો છે અને સર્વસાધારણ રીતે, બ્રિટનના સમાજવાદીઓ ક્રોસલેન્ડની માન્યતાને ટેકો આપતા આવ્યા છે. છતાં ૧૯૧૧માં જ્યારે લોઈડ જ્યૉર્જે નવી ઇન્સ્યુરન્સ યોજનામાં સૌનો ફરજિયાત ફાળો હોવો જોઈએ એવો સિદ્ધાન્ત તારવ્યો, ત્યારે મેકડોનાલ્ડ સહિતની લેબર પાર્ટીની બહુમતીએ એને ટેકો આપ્યો હોવા છતાં, ઉદ્દામ સમાજવાદીઓ—જ્યૉર્જ લેન્સબરી તથા સ્નોડેને એનો વિરોધ કર્યો અને કારણોમાં જણાવ્યું કે:

૧. સામાજિક સુધારાના ખર્ચનો બોજો હંમેશાં, વધુ બોજો ઉપાડી શકે તેવા ઊંચી આવકવાળાને ખભે જ નખાવો જોઈએ, અને નહિ કે, જેમને રાહત આપવા માટે સુધારા અમલમાં આવે છે તેમનેય માથે.

૨. કલ્યાણયોજનાઓ માટેનાં નાણાં ઊંચી આવકવાળા ઉપરના ટૅક્સ દ્વારા ઉઘરાવવાને બદલે સૌને માથે એ બોજો વહેંચી નાખવાથી આવા સુધારાનો મૂળ હેતુ જ –સમાજમાં સંપત્તિ જે અસમાન રીતે વહેંચાય છે, તેની પુનર્વહેંચણી કરવાનો મૂળ હેતુ જ—માર્યો જાય છે.

૩. આવી રીતે પુનર્વહેંચણી દ્વારા સમાનતા સ્થાપવી એ તો રાજ્યનું કર્તવ્ય છે અને આજ પૂર્વે તેણે સ્વીકારી પણ લીધેલું છે. હવે પીછેહઠ યોગ્ય નથી.

અલબત્ત, આ વિરોધ પણ જતે દિવસે ભુલાઈ ગયો... અને બીજા વિશ્વયુદ્ધ દરમ્યાન 'બિવરેજ-યોજના' રૂપે કલ્યાણ-યોજના રજૂ થઈ, ને તેને લેબર પક્ષ તરફથી સાર્વત્રિક આવકાર મળ્યો.

અમેરિકન પંડિત ફિન્ડલે વીવરે ૧૯૪૮-૪૯નાં બે વર્ષના અનુભવ-આંકડા-અભ્યાસ અંતે આ પદ્ધતિની ઝાટકણી પણ કાઢી; તેણે તો જણાવ્યું કે આડકતરા કર દ્વારા, અંતે તો જે કામદારવર્ગને મદદ કરવાની યોજના છે તેને જ માથે મોટો બોજો પડે છે!

અલબત્ત, બીજા અનેક અભ્યાસ અને સંશોધન બાદ જે વાતનો મોટે ભાગે સ્વીકાર થયો છે તે એ છે કે—

* જો સમગ્ર રાષ્ટ્રીય ખર્ચને નજર સામે રાખવામાં આવે તો, કલ્યાણયોજનાઓ દ્વારા **સારા પ્રમાણમાં** 'ધનિકો પાસેથી ગરીબો પાસે' સંપત્તિની પુનર્વહેંચણી થાય તો છે જ.

* અમુક હદે આવકનું levelling પણ સિદ્ધ થાય છે.

આ વાત સ્વીકારી લઈએ તોય, અને સમાજવાદમાંય આવકની 'સમાનતા'નો સિદ્ધાન્ત, કયાંય કોઈએ રજૂ કર્યો નથી, એ સાચું હોવા છતાં, આવકની બહોળી અસમાનતા, અને તેથીય વિશેષ મહત્ત્વનો સવાલ જંગી મિલકતની ખાનગી માલિકીનો છે.

સમાજવાદની ગુરુકિલ્લી બીજી ગમે તે હોય, પણ આ એક તો છે જ કે, તેનાથી પાયાના આર્થિક સંબંધોમાં ધરમૂળથી ફેરફાર થાય છે? કે ચાલુ મૂડીવાદી અર્થરચનાના માળખાની અંદર જ થોડીક બાંધછોડ થઈ રહી છે?

**મિલકતની બાબતમાં** ખુદ ક્રોસલૅન્ડના જ આંકડા પૂરતા છે:

મૃત્યુ વેરા દ્વારા તથા ધનિકો ઉપરના અસાધારણ કર દ્વારા જે કાંઈ પરિવર્તન થયું હશે તે પછીય ઇંગ્લૅન્ડ અને વેલ્સમાં પરિસ્થિતિ આ પ્રકારની છે:

* ૨૫ વરસથી વધુ ઉંમરના નાગરિકોનો ૧% ૧૫% ટકા જેટલી તમામ ખાનગી મિલકતનો માલિક છે.

* ૧૦% ૮૦%ના માલિક છે;

* ૬૧% માત્ર બાકી ૫% ના માલિક છે! તો વળી, 'કુલ ચોખ્ખી મિલકત'નો ('ટોટલ નેટ વર્થ'નો વિશાળ અર્થ કરી તેમાં નાણાં, સિક્યુરિટી, સ્થાવર મિલકત, ખાનગી ધંધો, લોન, મોટર વગેરેનો સમાવેશ કરીએ તો) અંદાજ કાઢીએ તો પ્રજાના ⅓ ભાગ પાસે ૦ મિલ્કત હતી; ⅔ પાસે માત્ર ૧૦૦ પૌંડથી ઓછી હતી; ૫% પાસે ૫૦૦૦ પૌંડથી વધુ હતી.

● ટૂંકમાં, કલ્યાણરાજ્યના અખતરાએ ઓછી આવકવાળાને જીવનની સર્વસાધારણ વિટંબણા અંગે રાહત આપી છે. પરંતુ, ખાનગી મિલકતના સંબંધો ઉપર કોઈ નિર્ણાયક અસર કરી નથી તથા કલ્યાણરાજ્ય પોતે સમાજવાદી રચના નથી એ સ્પષ્ટ છે.

## કલ્યાણયોજના : પ્રત્યાઘાતનું સાધન?

આ ઉપરથી બ્રિટનના કેટલાક ઉદ્દામો એવી માન્યતા ધરાવતા રહ્યા છે કે, વિક્ટોરિયન યુગની દાનધરમની (Ransoms)ની યોજનાઓ અને આજના કલ્યાણરાજ્યની યોજનાઓ મૂળભૂત રીતે સરખી છે. એટલું જ નહિ પણ, આવી કલ્યાણયોજનાઓ દ્વારા જે રાહતો આપવામાં આવે છે તે મુખ્યતઃ મૂડીવાદી અર્થસ્વામીઓની પોતાની સુરક્ષા માટેની તરકીબ છે. તો વળી, બીજે હાથે કલ્યાણયોજનાઓ શ્રમજનતાને ભ્રમમાં રાખવાનું સાધન બની જાય છે. પરિણામે સમાજવાદ અને કલ્યાણરાજ્ય વચ્ચે ઊલટો ગૂંચવાડો ઊભો કરી સમાજવાદના રાહને રૂંધવામાં આવે છે અને સમાજવાદ માટેની લડતની ધાર બુઠ્ઠી બનાવી દેવામાં કારણરૂપ થાય છે. ટૂંકમાં, કલ્યાણરાજ્ય પ્રત્યાઘાતનું સાધન છે.

૩

કલ્યાણરાજ્યના આર્થિક-સામાજિક પ્રયોગ અંગે જર્મન વિદ્વાન લિબરલ પ્રોફેસર વિલ્હેલ્મ રોપકેએ સખત ટીકા કરતાં લખ્યું છે:

*બ્રિટનમાં જ્યારે બિવરેજ-પ્લાન રજૂ થયો હતો ત્યારે તો, જગતનાં વિશાળ વર્તુળોમાં એને ઉમળકાપૂર્વક આવકાર મળ્યો હતો. બીજા વિશ્વયુદ્ધ બાદ અનેક નિષ્ણાતોએ સુદ્ધાં માની લીધું હતું કે જગતને જો કોઈ રાજ્યપદ્ધતિ અનુકૂળ થવાની હોય તો તે કલ્યાણરાજ્યની થશે. પરંતુ એ ભ્રમ હવે તૂટી ગયો છે.*

આનાં કારણો સમજાવતાં રોપકેએ 'કલ્યાણરાજ્ય'નું 'મૂળ' પોતાની રીતે સમજાવ્યું છે:

* પ્રાક્-ઔદ્યોગિક સમાજ અને વર્તમાન અતિવિકસિત ઔદ્યોગિક સમાજના વચગાળાના સમયમાં સામાજિક ધાગા છિન્નભિન્ન થઈ રહ્યા હતા; અને હજારો નાગરિકો અસહાય સર્વહારાની દશામાં મુકાઈ ગયા હતા; આ આર્થિક અસમાનતાએ જન્માવેલ 'અવકાશ' પૂર્યા વિના છૂટકો ન હતો. વિશાળ જનસમૂહો માટે, જીવનનિર્વાહ અર્થે, સહાયની નક્કર જરૂરિયાત જાગી ગઈ હતી; અને રાજ્યની સહાય વિના તે પૂરી કરવી અશક્ય હતી—ત્યારે, કલ્યાણરાજ્યનો વિચાર સ્થાનયુક્ત હતો.

## લાકડાના પગ

પરંતુ તેના કહેવા મુજબ, આ વચગાળો ક્યારનો

વણાઈ ગયો છે; છતાં રાજ્ય એક પછી એક નવાં નવાં ક્ષેત્રોમાં 'કલ્યાણરાજ્ય'નો વિસ્તાર ચાલુ રાખીને લોકોને ઊલટા પાંગળા બનાવી રહેલ છે. અમુક વખતે ટેકારૂપે 'લાકડાના પગ' હોવા જરૂરી ગણી શકાય; પરંતુ એને સદાકાળ જીવતરનો ટેકો બનાવી દેવામાં કાયમી પંગુતાનો શાપ જ રહેલો છે.

ખરું જોતાં મૂળ આર્થિક સામાજિક-વિકાસની અમુક કક્ષાની તાત્કાલિક કટોકટીમાં રહેલાં હતાં, તેને હવે પ્રગતિને નામે નવાજવામાં કેવળ અયોગ્યતા જ રહેલી છે.

આમ કહી તે કલ્યાણરાજ્યના ત્રણ તબક્કા ગણાવે છે: (૧) દરેકની આવક અનુસાર વ્યક્તિગત સહાયનો તબક્કો, (૨) ફરજિયાત રાષ્ટ્રીય ઇન્સ્યુરન્સનો તબક્કો, (૩) જીવનના દરેક ક્ષેત્રે રાજ્યાશ્રિત સલામતીનો હાલનો તબક્કો.

પરિણામ? રોપકે કહે છે—

* ધીમે ધીમે કરતાં કલ્યાણરાજ્યે જીવનનાં એકેએક ક્ષેત્રને પોતાની બાથમાં લઈ નાગરિકના સહજ આચાર ઉપર આક્રમણ કર્યું છે; પરિણામે અતિ કેન્દ્રિત રાજ્યવ્યવસ્થાના જંગી તંત્રમાં માનવી અને સાચા માનવીય હૂંફવાળો નાનકડો સમાજ દૂર ને દૂર ફેંકાઈ ગયો છે! દરેક નાનીમોટી બાબતમાં, કેન્દ્રિત રીતે રાજ્યે જ વિચારવાનું અને વર્તવાનું! બાહ્ય 'સુખાકારી' વધતી જાય છે, પણ સામૂહીકરણના બિનંગત રાજ્યતંત્રના ઘટાટોપમાં વ્યક્તિજીવન ગૂંગળાઈ મરે છે. પરિણામે ડર તો એવો છે કે માણસો પુરુષાર્થનું મૂલ્ય જ વિસરી જશે ને સમાજજીવનનો ઝરો જ મંદ પડી જશે!

## સમાનતાની કિંમત!

અને કલ્યાણરાજ્ય આવકની બહોળી અસમાનતા દૂર કરવાનો દાવો કરે છે. પણ તેની કિંમત તે શી માગે છે? એકહથ્થુ રાજ્યસત્તા! પરિણામે દરેક દેશની પ્રજા પોતપોતાની સરકારરૂપી ભરવાડના હાથમાં ભયગ્રસ્ત ઘેટાં જેવી ઓશિયાળી બની જીવ્યા કરે!

રોપકેએ કરેલી આ વાતો ખૂબ જ વિચારવા જેવી છે; તેમણે દર્શાવેલાં પરિણામોની શક્યતા ખરેખર ચિંતનીય છે અને 'કલ્યાણરાજ્ય' જો માનવ-વ્યક્તિત્વને રુંધનારું ઉચ્છેદનારું અમાનવીય યંત્ર જ બની જવાની શક્યતા હોય તો એથી તો જાગી જવું આવશ્યક છે જ.

પરંતુ રોપકે તેમના મંતવ્યને અને લગભગ એક જ વાત ઉપર ફરી ફરી ઝોક આપે છે કે, કલ્યાણરાજ્યની પદ્ધતિ તો 'લૂંટણિયા કરવેરા દ્વારા ગાયને દોહી કૂતરીને પાવા જેવી છે.'

એટલે કે, એક જણના પુરુષાર્થ(ઊંચી કમાણી કરનાર)ની કમાણી છીનવી લઈ બીજાને (નાની આવકવાળાને) આપીને તેને બિનજવાબદાર બનાવવા જેવું થાય છે! આથી તો (ગરીબ) લોકોને પારકાની કમાણી ઉપર જીવવાની આદત પડી જશે, જવાબદારીની ધાર જ બુઠ્ઠી બની જશે!

દા. ત. કોઈ ભૂખે મરતો હોય અને અન્નની અપેક્ષા રાખે તે તો ઠીક; પણ ઘર, સામાન, ખોરાક, રેફ્રિજરેટર અને મોટરસાયકલ સુદ્ધાં માટેની રાજ્યાશ્રિત સહાય તરફ મીટ માંડે છે—અરે, તે એને પોતાનો જન્મસિદ્ધ અધિકાર લેખતો થઈ ગયો છે!

અને, આ બધું કરવું હોય તો આવા 'કલ્યાણરાજ્ય' ઉપર બહારથી પ્રતિબંધો મૂકવાની રોપકે સલાહ આપે છે!

## ૪

દલીલો કેવી વિચિત્ર રીતે સામસામી અથડાય છે!

* લિબરલ વિદ્વાન રોપકે સ્થાપિત હિતની ચિંતા કરે છે: ગાયને દોહી કૂતરીને પાવાની ફિકર કરે છે અને બીજે છેડે, રાજ્યતંત્રના કેન્દ્રીકરણનાં ભયંકર અમાનવીય પરિણામો સામે ઉગ્ર શબ્દોમાં ખબરદારી ઉચ્ચારે છે. તથા 'કલ્યાણ-રાજ્ય' સામે મોરચો સજવા સૂચવે છે!

* તો, ઉદ્દામો પ્રગતિ અને સમાજવાદનો રાહ ઢૂંઢે છે, પરંતુ મૂડીવાદી તંત્રના માળખામાં જન્મ લેતાં મૂડીવાદ-વિરોધી વિકાસને જ ઉવેખે છે; અને કલ્યાણરાજ્ય સામે મોરચો સજે છે!

## નવ-વિચારણાના મુદ્દા

આજ પૂર્વેની આવી પાર્શ્વભૂમિ છે. પરંતુ તાજેતરમાં જે અનેક ક્ષેત્રે નવ-વિચારણા* થઈ રહી છે, તેમ આ વિષયે પણ શરૂ થઈ છે. હજી આ નવ-વિચારણા તેની પ્રાથમિક દશામાં છે. પરંતુ તેણે વિચારવા માટે રજૂ કરેલા મુદ્દા આ પ્રકારના છે:

* બ્રિટન અમેરિકામાં માર્કિસસ્ટ વર્તુળોમાં ('ધ ન્યુ રીઝનર' તથા 'પોલિટિકલ એફેર્સ' વગેરે)

* વિક્ટોરિયન યુગના 'ભીખના ટુકડા'ની સ્થિતિ, અને પ્રથમ વિશ્વયુદ્ધ પછી, કામદારોની જાગ્રતિ અને લડતોએ માલિકો માટે ઊભી કરેલી જબરજસ્તીની પરિસ્થિતિ : આ બે વચ્ચે આભજમીનનો ફેર છે. એક જમાનાનું 'દાનના ટુકડા'નું સ્વરૂપ ઘણે અંશે પલટાઈ ગયું છે: શ્રમજનતાના જન્મસિદ્ધ અધિકારોનું રૂપ હવે તેણે ધારણ કર્યું છે. રાષ્ટ્રીય મૂડીવાદી સરકારો દ્વારાય એ અધિકારો હવે એટલી હદે સ્વીકારાઈ ચૂક્યા છે કે પીછેહઠ કરવી તેમને માટે શક્ય રહી નથી.

* જેમ જનસંઘર્ષો દ્વારા લોકશાહીને પંથે અનેક વિજ્યો વરસોને અંતે, ક્રમશઃ પ્રાપ્ત થયા છે: (પુખ્ત મતાધિકાર, પાર્લમેન્ટરી લોકશાહી વગેરે) અને તેના જોરે ક્રમશઃ સમાજવાદ સુધીની મજલ કાપવાનું હવે શક્ય દેખાય છે; તેમ, જે આર્થિક સુધારા અને અધિકારો આમજનતાએ સંઘર્ષો દ્વારા, વરસો દરમ્યાન, ક્રમશઃ હાંસલ કર્યા છે; તે આમ-પ્રજાના હાથમાં સમાજવાદી રાહનાં હથિયાર બનવાની શક્યતા ધરાવે છે.

એટલે કે, કલ્યાણરાજ્યની પ્રગતિ આજની પરિસ્થિતિમાં સમાજવાદી કૂચ માટે નક્કર અને વિધાયક સાધન બની શકે છે.

* એમ માની લેવું કે, કેમકે મૂડીવાદીઓએ આ અધિકારોનો સ્વીકાર કરી લીધો છે, માટે તે સુધારા તેમનાં હિતના સંરક્ષક હોવા જોઈએ, તો તે પરિવર્તનની પ્રક્રિયાને ન સમજવા બરાબર છે. ઉત્પાદનનાં સાધનો અને મૂડી ઉપરની ખાનગી માલિકી હઠાવવામાં ન આવે ત્યાં લગી સમાજવાદનો પાયો નખાયો નથી એ વાત સ્વીકાર્યા પછીય, એમ માનવું કે રાષ્ટ્રનાં અર્થતંત્રનું મુખ્ય માળખું મૂડીવાદી સ્વરૂપનું છે, માટે એની અંદરના તમામ ફેરફારો મૂડીવાદી તરફી અથવા મૂડીવાદી મર્યાદાના જ હોવાના; અને મૂડીવાદવિરોધી નહિ જ; તો તે વૈચારિક જડતા છે.

* બલ્કે, વર્ષોના સંઘર્ષો અંતે, શ્રમજનતાના જન્મસિદ્ધ અધિકાર તરીકે, જે હક્કોનો સ્વીકાર રાજ્યસત્તાને કરવો પડ્યો છે, તે સિદ્ધાન્તો અને ભાવનાઓ પોતે જ એક જબરજસ્ત વૈચારિક બળ બની ગયેલ છે, અને એટલે અંશે કલ્યાણરાજ્યમાંથી સમાજવાદમાં જવાનો માર્ગ સરળ બન્યો છે.

* કલ્યાણરાજ્યની દિશામાં આજ સુધીની પ્રગતિ અને સિદ્ધિ સમાજવાદના ધ્યેયને ભ્રમમાં નથી નાખતી; સવાલ વિચારવો એ રહે છે કે, કલ્યાણરાજ્યથી આગળ કેમ વધવું. આજ પૂર્વે આ પ્રક્રિયા તરફ જે સૂગ અને ઉપેક્ષા બતાવવામાં આવી છે તે જ ઊલટી જોખમકારક છે.

## એક વધુ સ્પષ્ટતા

ઉપરના મુદ્દાઓ રજૂ કર્યા પછીય એક મહત્ત્વની વાત ઉમેરવી જરૂરી છે કે—

* રાજ્યતંત્ર શુદ્ધ મૂડીવાદી અર્થતંત્રવાળું હો, મિશ્ર અર્થતંત્રવાળું હો (કલ્યાણરાજ્ય સહિત), અથવા સમાજવાદી અર્થતંત્રવાળું હો; પરંતુ જ્યાં લગી ઔદ્યોગિક કેન્દ્રીકરણનું આજનું સ્વરૂપ ચાલુ રહેશે ત્યાં લગી એનાં અતિ ગંભીર અમાનવીય ત્રિવિધ દુષ્પરિણામો ચાલુ રહેવાનાં જ : દા. ત.

૧. ઔદ્યોગિક કેન્દ્રીકરણના પાયા ઉપર સમસ્ત અર્થતંત્રનું કેન્દ્રીકરણ અને તેનાં દુષ્પરિણામ.

૨. સમસ્ત અર્થતંત્રના કેન્દ્રીકરણનાપાયા ઉપર રાજકીય કેન્દ્રીકરણ—રાજ્યસત્તાનું અને રાજ્યસત્તાને ઘાટ આપનાર રાજકીય પક્ષોનું કેન્દ્રીકરણ અને તેનાં દુષ્પરિણામો.

૩. અર્થતંત્ર અને રાજ્યતંત્રના કેન્દ્રીકરણને કારણે વ્યક્તિગત માનવીય સ્વાતંત્ર્ય, વિકાસ અને નૈતિક મૂલ્યોનું રુંધામણ અને તેનાં દુષ્પરિણામ.

અલબત્ત, કેન્દ્રીકરણની સામે back to natureના સ્વરૂપના વિકેન્દ્રીકરણની ચર્ચા અસ્થાને છે. પરંતુ વિજ્ઞાનનાં છેલ્લામાં છેલ્લાં સંશોધનોએ આજ પૂર્વેની ઔદ્યોગિક યુગની સિદ્ધિઓ બળવીને જે નવી શક્યતાઓ સરજી છે તે દિશામાં સાચી લોકશાહીના પાયા ઉપર વિકેન્દ્રિત સમાજવાદી સમાજ-રચના જરૂર વિચારવા જેવી છે

## બે આંબા

બે આમ્રવૃક્ષો ગ્રીષ્મમાં
સાવ પાસે આ ઊભેલાં
આકરા તાપેય નવલાં પાન ફુણ્યાં એકનાં
શતમુખે હરિયાળું શું મલકી રહ્યાં !
છાંયડો ક્યાંય આપે તે છતાં
કોઈ પંખીની નજર એના ઉપર ક્યાં ?

ગર્ભિણી નારી શું બીજું આમ્રવૃક્ષ
હાડ શી દેખાય એની ડાળખી
શાય ગંભીર ભાવથી ફળથી ઝૂકેલી
ડોલતી ઝાઝું નહીં, ને ડોલતી ઝાઝું નહીં
ડોલાવતી, બોલાવતી કંઈ કોયલોને
ગાય ત્યાં તડકો, અહીંયાં કંઠ !
—નવલાં શિશુનો !

—રતિલાલ—અનિલ

બે આંબાની વાત : એક છે ગર્ભાધાન વિનાનો; બીજો છે ગર્ભવતી. એકે નવાં પાન ધારણ કર્યાં છે, શાળા છાંયડી પણ આપી છે, છતાંય કોઈ પંખી એ તરફ ફરક્યું નથી. આમ્રો ફળ્યા ડોર્યા છે। બીજામાં જીવનનો સોહામ છે. એની બધીય જીવનશક્તિ સુવાસિત બની છે. કોકિલનો—એનાં નવલાં શિશુનો કંઠ ત્યાં રેલે છે। સર્વત્ર નવસર્જન વરતાય છે

## તાવડી તપી ?

રોટલો નાખ્યા પહેલાં
રાંધનારી નાંખતી જલનું ટીપું
તાવડી તે શું તપી ?

એક મરમી વેણ નાખી એમ શું કોઈ તપાસે ?

—રતિલાલ—અનિલ

## એ અહીં છે કે ?

એ અહીં છે કે ?
કોક તો ભલા, જાવ મને કહી          એ અહીં છે કે ?
સંશય મને એટલા માટે :
પવન તણી આ ધીરી વાટે
પ્રાણ તણા મુજ ઘટના સૂના ઉજ્જડ આરસધારે
એક લહર આવે છે લુખ્ખી, અવરે ચંદન મ્હેકે !
—એ અહીં૦

આયખું વસંતરાગે રાતું,
જોબનનું સર ફાટુફાટુ,
નિંદ નંદના છોરા ! કોની સંગ ફરે છે ? ક્યાં તું ?
તટને તોડી નાખે એવી લહરી લહરી ડહેકે !
—એ અહીં૦

કંસ તણા આ ગામને છેડે
પ્રાણ ઝૂરે છે એહના નેડે,
'હૈયાફાટાગારે ફોસન, કુબ્જને કુબ્જા તેડે'
આટલી મારી વાત અરે, જઈ કોણ એ નિષ્ઠુરને કહે ?
—એ અહીં૦

પ્રાતથી માઝમરાત પરંતુ
પંથ તો જાણે બિસનો તંતુ,
કાચે તાંતણે તૂટે તૂટે હિય, અરે, લટકંતું !
કોક એને પૂછી આવો: "મારે જીવવું અહીં શા ટેકે ?"
—એ અહીં૦

—ઉશનસ્

કુબ્જાનો કૃષ્ણ માટેનો વિરહ અને એ વિરહની વેદનામાંથી ભીડેલા તલસાટ—મધુપમ રોને વ્યક્ત કરવાની પારંપરિક કેવી સુંદર યુક્તિ ! અહીં કવિ એમની આગવી રીતે કુબ્જાની વિરહવેદનાને વ્યક્ત કરે છે: એમાં વિરહની વેદનાયે છે ને વિરહનો વિલાસેય છે !

## હવે તો—

નહીં કે અંધારે સતત વીંટળાયાં નભ-ધરા,
નહીં કે કાંટા ને કળણ જ રહ્યાં માર્ગ સઘળે;
અહીં ના એવું કે સુહૃદ સહગામીય ન મળે,
ન કે સ્વપ્નાંઓના અહીં કદી દ્રવે ના મધુઝરા.

ભલે ક્યારે ક્યારે, પણ સુખદ તો જીવન વહ્યું;
કદી તો આવે છે પળ, જગત જ્યારે પ્રિય લહ્યું;
હયું ખોલીને એ અનુભવ રહે છે ગત સદા,
અરે, તોયે આજે કથમ બધું દિસે માત્ર ભ્રમણા?

નથી આશા-શ્રદ્ધા; શિથિલ નત ગાત્રે જગત કાં
રહ્યું ઝંખી આજે મરણ? કથમ આજે, સ્ફુટનિકે
દિશાઓ ખોલી કૈં સુભગ નવલી, તોય સહુને
કઠે બોજો કોઈ અકળ અવળો, આગળ જતાં?

હવે તો ભેદતો આંધી આવે ગાંધી ધરાનલ;
સાંપ્રતે ભાવિની શ્રદ્ધા તો જ રોપાય મંગલ.

—હસિત બૂચ

આ સૉનેટમાં કવિ સાંપ્રત(વર્તમાન)ની કારુણ્યતાનું વેધક ચિત્ર ઉપસાવવા મથે છે. પણ આરંભમાં જ કવિ કહે છે, તેમ બધે જ કાંટા ને કળણ નથી, હંમેશાં જ અંધારું હોતું નથી. ગત(અનુભવ)ની સ્મૃતિ આવો વિશ્વાસ આપે છે. તોય સાંપ્રત એવો વિષમ છે, કે અનુભવની સ્મૃતિ ભ્રમણા જણાય છે! અરે, સ્ફુટનિક યુગના આશાભર્યાં ઉંબરા પર ઊભું રહેલું જગત આગળ જાય તેમ તેમ અવળા બોજથી પીડાતું લાગે છે! તેથી જ, વ્યાકુલ કવિહૃદય સાંપ્રતની આંધીને ભેદી આવે એવા કોઈ ગાંધીની (મહાન કર્મવીર આત્માની) પ્રતીક્ષા કરે છે. કવિને મતે ત્યારે જ, ભાવિની મંગલ શ્રદ્ધા વિષમ સાંપ્રતમાં રોપી શકાશે!

સાંપ્રતની વેદના વચ્ચેય કવિની માનવશ્રદ્ધા જ અહીં અભિવ્યક્તિ નથી પામતી?

## શ્રાદ્ધ

—ને લાઇકાનું શબ બળ્યું. (આત્મા ક્યાં?)
શ્રાદ્ધ?
માનવી ચાંદા ઉપર લઈ શ્વાસ,
કરશે શ્રાદ્ધ:

—રતિલાલ—અનિલ

## ભૂખડી આગ

પૂછતા પ્યાર:
કહ જિંદગી કૈસે દિન રાત ગુજારે?
બોલી:
રચ રચ મેંહદી તેરે સપને સાથ સિંગારે.

પૂછતા પ્યાર:
કહ જિંદગી કૈસે યે અઁખિયાઁ રોયીં?
બોલી:
લખ લખ લડિયાઁ[1] તારોં કી અલકોં બીચ પિરોયીં.

પૂછતા પ્યાર:
કહ જિંદગી કયોંકર જલી સરકંડે[2] આલી?[3]
બોલી:
સારી આતિશ જલને કી હક ચંગેર[4] છિપાલી.

પૂછતા પ્યાર:
કહ જિંદગી કૈસે યે બરસ બિતાયે?
બોલી:
ચાહત કા તેરી મૈંને સુલોં કે ભેસ સજાયે.

પૂછતા પ્યાર:
કહ જિંદગી કહીં કુછ ધાન પુગાયે?[5]
બોલી:
સુહાગ સાલૂ યે ઉસી રંગ મેં રઁગવાયે.

પૂછતા પ્યાર:
કહ જિંદગી કુછ પરલોક સઁજોયા?
બોલી:
ચાહત કી દુખ-દારુ મેં તેરી જી-જાન સમોયા.

—અમૃતા પ્રીતમ

---

૧ હાર
૨ કુશના ઘાસ જેવાં પાંદડાંવાળી વનસ્પતિ
૩ ખાનનું ફૂંડું
૪ વાંસની છાબડી
૫ રૂઝાયાં

[માનવ: જૂન, '૫૮

# માનવઅશ્રુના મહેરામણનું અનોખું મોતી

—સુભદ્રા ગાંધી

પર્લબકની નવલકથાનું નામ છેઃ 'ભગવાનનાં માણસ': (ગૉડ્સમેન). નવલકથા વાંચતાં પહેલી જ લાગણી થાય છે તે એ કે—આવડી મોટી વિશાળ દુનિયામાં, આંખ ને બુદ્ધિને આંજી દે એવા હજાર હજાર ઉપક્રમો ચાલ્યા કરતા હોય છે. ટચૂકડા સ્વાર્થની આસપાસ ગૂંચવાતા માણસે સુખનું સ્વર્ગ રચવા જતાં દુનિયાને માનવસંગારના—કૂડા કરકટનો ઉકરડો બનાવી મૂકેલ છે. આ બધાની વચ્ચે ફરી ફરીને સોના ને કથીરનો ભેદ પારખનાર લેખિકાએ તેની નવલકથાઓમાં જે પાત્રો ઉપસાવ્યાં છે, તે ઓછાં અદકાં નથી.

હમ બેચૈન હૈં

ધન વૈભવ ને સત્તાના તેજથી અંજાઈ મે એની પાછળ દોટ દેનારી દુનિયામાં માણસમાં રહેલી માનવતા અવહેલના ને હાંસીને પાત્ર ઠરી છે. પરંતુ દુનિયાની દૃષ્ટિને ધૂંધળી બનાવી મૂકતા એ ઝગમગાટ સામે આંખો માંડી જોઈ શકે, ને પોતાનો આગવો રસ્તો કાઢી શકે એવા માનવતાના તેજે ઝગઝગતાં પાત્રો લેખિકાએ અહીં સરજ્યાં છે.

## વડીલનો વડલો

એમાંનું એક ને અદકું પાત્ર તે કલેમ મિલર. એ કલેમની આસપાસ—એને જન્મ આપનાર માતાપિતા, ફૂળાં ભાઈ બેન, શુભેચ્છક વડીલો ને છેવટે જીવનની સાચી સહચરી-મિત્ર-ક્ષણુ ક્ષણુનો સથવારો પુરાવનાર પત્ની—વગેરેનાં પાત્રો પણ એવાં મુલાયમ દિલનાં ને નિષ્ઠાવંતાં વિંટળાઈ વળેલાં છે, જાણે કાંટાળા રાનમાં ઊગી નીકળેલ ફૂલ.

કલેમનો બાપ છે પૂરો આસ્તિક ને ભેખધારી, આપણા નરસિંહ મહેતા શી ભક્તિ ને શ્રદ્ધા ધરાવનારો. એ માને છે કે, ધરતીના પટ પર જ્યાં દુઃખનો અંધકાર વધારે ગાઢ ત્યાં ઈશુના સંદેશનો દીવડો લઈ ફરવું એ મારું કામ. ચીનની દુખિયારી માનવતાના અંધારિયા જીવનમાં પ્રકાશનું કિરણ વેરવાની તમન્નાએ એ અમેરિકાથી ચીન આવી વસેલો છે. ગરીબમાં ગરીબ-કંગાલ ને ચીંથરેહાલ માણસોની વસતી શોધી કાઢી. દરિયાકિનારે, ઘરછાપરાંના અભાવે નાવડામાં પડ્યા રહેતા લોકો વચ્ચે એ રહે છે. સાથે ફૂલથીય કુમળા હૈયાવાળી, સદ્‌ભાવનાની મૂર્તિ સમી પત્ની છે. જે એના કષ્ટમય ને નિષ્ઠાભર્યા જીવનમાં શીળો છાંયો બની જીવી રહી છે. એનાં સંતાનોને દિલનાં અમી પાઈ ઉછેરી રહી છે.

દરરોજ—દિવસ ઊગતાં-બે ટંકની રોટીનો સવાલ—સૂરજના ઊગવાની નિયમિતતાથી ખડો જ હોય છે. કાળી મજૂરી કરનારા ને કંગાલ અકિંચનોના ધર્મભેરુ થવા નીકળનારને, પછી કોઈ દેવળ, કોઈ સખાવત કે કોઈ મહાજનનો ટેકો શાનો રહે? છતાં દૂધમાં સાકર બની ઘૂંટાઈ જવાની ધગશથી કલેમનો બાપ પોતાના કામ પાછળ મંડ્યો રહે છે. દીનદુખિયાંનાં ટોળાં શોધતો, એમને સંબોધતો, ગલીગૂંચીએ ભટક્યા કરે છે; ને છેક મોડી રાતે ઘેર આવે છે, ત્યારે જ જીવન નિભાવવા માટે પણ કંઈક કરવું જરૂરી છે—એ હકીકતનું એને ભાન થાય છે। બાળગચ્ચાં

[ ગૉડ્ઝમેન : પર્લ બક : કિ. ૨-૦૦ : આસિન્યોર્ડ પ્રકાશન ગૃહ : વડોદરા ]

## પ્રસંગ-કથા

# આઠમો એડવર્ડ

ઇંગ્લૅન્ડનો રાજા આઠમો એડવર્ડ એક પરણેલી સ્ત્રીના પ્રેમમાં પડ્યો. સ્ત્રીએ છૂટાછેડા માગ્યા ને રાજાએ તેની સાથે પરણવાનું નક્કી કર્યું. ઇંગ્લૅન્ડનો રૂઢિચુસ્ત વર્ગ એની સામે થયો ને રાજા રાજપાટ છોડી સામાન્ય માનવી બન્યો. પછીથી તે ડ્યૂક ઑફ વિંડસર નામે ઓળખાયો ને પોતાની પ્રેયસીને પરણ્યો.

તેણે પોતાની આત્મકથા લખીને બહાર પાડી છે. એ પુસ્તકનું નામ છે 'કિંગ્સ સ્ટોરી'—રાજાની વાતઃ હમણાં મેં તે વાંચી. તેમાં કેટલાક પ્રસંગો આપણને રસ પડે તેવા છે જે ટૂંકમાં આ નીચે ઉતારું છું.

—રમણલાલ સોની

### રાજમહેલમાં ગાંધીજી

૧૯૩૧નો એક પ્રસંગ મારાથી ભુલાતો નથી. ગોળમેજી પરિષદમાં આવેલા ભારતીય પ્રતિનિધિઓને મારા માતા-પિતાએ રાજમહેલમાં નિમંત્ર્યા હતા. તેમાં મેં એક અદ્ભુત વ્યક્તિ જોઈ. બોડકું માથું, ટૂંકી પોતડી અને પગમાં ચંપલ—એ હતા મહાત્મા ગાંધી. નવ વરસ પહેલાં આ માણસને વાઈસરૉયે રાજદ્રોહ માટે જેલમાં પૂર્યો હતો, અને આજે શહેનશાહ એની સાથે હાથ મિલાવતો હતો. હું ઊભો ઊભો આ જોતો હતો. મારી સાથે હીરામોતીથી અલંકૃત હિંદના કંઈ કંઈ રાજામહારાજાઓ હતા. તેમાંના એકે ધીરેથી માથું હલાવી મને કહ્યું: 'આ માણસને તમે અહીં નોતર્યો છે તેની કિંમત તમારે શું ચુકવવી પડશે, જાણો છો? આખું ભારત!'

### 'એ આપણું કામ નહિ!'

ઑક્સફર્ડમાં બ્રિટિશ વૈજ્ઞાનિક મંડળની વાર્ષિક સભામાં ભાષણ કરવાનું મેં સ્વીકાર્યું. વિજ્ઞાન મારો વિષય નહોતો, એટલે મેં નિમંત્રણ ટાળવા ઘણો પ્રયત્ન કર્યો. પણ અતિશય દબાણને વશ થઈ મેં હા પાડી. મારા પિતાને (રાજા પાંચમા જ્યૉર્જ) આ વાતની ખબર પડતાં તેમણે મને કહ્યું: 'તું ત્યાં શું ભાષણ કરવાનો?'

મેં કહ્યું: 'કહીશ કે વિજ્ઞાને બહુ સારું કામ કર્યું છે. વૈજ્ઞાનિકોની નિઃસ્વાર્થ ભાવનાનાં વખાણ કરીશ...અને એમ હાંકીશ.'

મારા પિતા બોલી ઊઠ્યા: 'ભલા ભગવાન! તેં કેવું કામ માથે લીધું છે તેનીયે તને ખબર હોય એવું લાગતું નથી. આ લોકો કોણ છે એ જાણે છે તું?'

મેં નમ્રભાવે કહ્યું: 'જાણું છું, એટલે મનેયે ખૂબ ચિંતા થયા કરે છે, પણ એમણે બહુ દબાણ કર્યું એટલે મારાથી ના ન પડાઈ.'

પિતાએ ઠપકો આપતાં કહ્યું: 'દેશનાં જબરદસ્તમાં જબરદસ્ત ભેજાં ત્યાં ભેગાં થશે; તેમની આગળ બોલવું એટલે શું? એકવાર મને પણ એ લોકોએ ભાષણ કરવા કહ્યું હતું, પણ મેં ના જ પાડી હતી!'

પરંતુ ના પાડવાનો હવે કોઈ રસ્તો નહોતો. હું બીતો બીતો ઑક્સફર્ડ ગયો ને ભાષણ કરી આવ્યો. મારું ભાષણ બહુ વખણાયું. શ્રી—તો કહે છે કે કદી પણ કોઈ રાજકુંવરે આવું સુંદર ભાષણ કર્યું નથી. કારણ કે એ આખુંયે ભાષણ એમણે મને લખી આપેલું હતું!

### પ્રેતભોજન ?

રાજા પાંચમા જ્યૉર્જ મરણ પામ્યા, તેમના શબને દફનાવવાની ક્રિયામાં ભાગ લેવા દેશદેશના રાજાઓ, એલચીઓ, પ્રતિનિધિઓ, આગેવાનો આવ્યા હતા. "દફનક્રિયાના

[ 'એ કિંગ્સ સ્ટોરી' કિં. ૨-૫૦ પ્રાપ્તિસ્થાન : ચેતન પ્રકાશન ગૃહ : વડોદરા ]

આગલા દિવસે, આ બધા મહાન 'ડાહ્યુઓ 'ને મારે ખાણું આપવું પડ્યું. એવો રિવાજ હતો એટલે બીજો ઉપાય નહોતો. હજી તો મારા પિતાનું શબ દફનાવ્યા વિનાનું પડ્યું હતું તેવે વખતે આ ઠાઠમાઠ અને મિજબાની મને ગમતાં નહોતાં—મને એ કાર્ય અનુચિત અને હૃદયહીન લાગતું હતું. છતાં એ ફરજ હતી!"

## રાજા છત્રી ઓઢીને ચાલતો નીકળે?

"હું હવે રાજા આઠમો એડવર્ડ હતો. મારે એક મીટિંગમાં જવાનું હતું. બપોરનો વખત હતો. વરસાદ પડતો હતો, પણ મીટિંગની જગા મહેલની નજીકમાં હતી—માત્ર બે મિનિટનો રસ્તો હતો. મેં એટલો રસ્તો ચાલી નાખવાનું નક્કી કર્યું. માથા પર હેટ મૂકી છત્રી ઓઢી હું ચાલી નીકળ્યો. સાથે માત્ર એક જ માણસને લીધો—તે પણ મારી જ પેઠે ચાલતો હતો. કોઈને આ વાતની ખબર ન પડી હોત, પણ અમે રસ્તા પર ચાલ્યા જતા હતા ત્યાં એક છાપાવાળાએ અમારો ફોટો લઈ લીધો. ફોટો છાપામાં છપાયો, ને ખૂબ પ્રસિદ્ધિ પામ્યો. માણસો આવી રીતે ચાલતા જાય તેની કંઈ નવાઈ નહોતી, પણ આ તો રાજા હતો! સાધારણ માણસની પેઠે એ ચાલતો હતો અને એના કોલરનુંયે ઠેકાણું નહોતું. લોકો એ જોઈને ખૂબ રાજી થયા હોય એવું લાગ્યું."

## રાજાનું મોઢું ચીતરનારા

"રાજા પ્રાચીન શિરસ્તાનો કેદી છે. મારા રાજ્ય માટે નવા સિક્કા અને ટપાલની નવી ટિકિટો છાપવાનાં હતાં. ટંકશાળના ઉપરી બે કલાકારોને લઈને મારી પાસે આવ્યા. તે બંનેએ તૈયાર કરેલી ડિઝાઈનમાં મારા ચહેરાની જમણી બાજુ ચીતરેલી હતી. અનુભવે મને જણાયું હતું કે મારો ચહેરો જમણી બાજુ કરતાં ડાબી બાજુથી વધારે સારો દેખાય છે, તેથી મેં કલાકારોને પૂછ્યું કે તમે બંનેએ જમણી બાજુ કેમ પસંદ કરી છે? તેમણે જવાબ દીધો કે અમને એવો હુકમ હતો. પછી એ બંને જણે મારા ચહેરાની પરીક્ષા કરી જણાવ્યું કે ચહેરાની ડાબી બાજુનું ચિત્ર વધારે આકર્ષક અને કલામય બનશે. હવે ટંકશાળના ઉપરી કહે: 'આ વાતને કલાની સાથે કંઈ સંબંધ નથી, અહીં તો શિરસ્તા પ્રમાણે આપવાનું છે. આપના દાદા સાતમા એડવર્ડ જમણી બાજુ જોતા હતા અને આપના પિતા પાંચમા જ્યોર્જ ડાબી બાજુ જોતા હતા, એટલે હવે આપનો વારો જમણી બાજુ જોવાનો છે!'

મેં કહ્યું: 'વાહ, ટેનિસની રમત જેવું!'

પણ ટંકશાળના ઉપરીએ મચક આપી નહિ, છેવટે મારે કહેવું પડ્યું: 'ગમે તેમ પણ ચહેરો મારો વપરાવાનો છે, એટલે મારે કઈ રીતે મારો ચહેરો લોકોની આગળ રજૂ કરવો એ નક્કી કરવા જેટલો હક મને હોવો જોઈએ ને?'

'મારાથી થશે તે કરીશ.' કહી ઉપરી પાછો ફર્યો.

થોડા દિવસ પછી પેલા કલાકારો મહેલમાં આવ્યા. તેમણે નવી આકૃતિઓ બનાવી હતી. મેં જોયું તો આરું મોં હજી જમણી બાજુ હતું, પણ મારું મન રાખવા મારા ડાબા ચહેરાની વિશેષતાઓને જમણા ચહેરા પર ઉતારવાની કોશિશ કરવામાં આવી હતી! હું આભો બની ગયો! શિરસ્તા પ્રત્યેની આંધળી વફાદારીએ ટંકશાળના ઉપરીને રાજાના ચહેરાની સાથે પણ ફાવે તેવાં ચેડાં કરવા પ્રેર્યો હતો, એ જોઈને મને થયું કે આવો શિરસ્તો ન જ હોય એ સારું! મેં મક્કમતાથી જણાવી દીધું કે હું કહું તેમ જ કરવાનું છે. પોસ્ટખાતાના 'પંડિતો' રાજા અને ટંકશાળ-ઉપરી વચ્ચેના આ દ્વંદ્વને બરાબર નિહાળી રહ્યા હશે, કારણ કે તેમણે નવી ટપાલ-ટિકિટોની આકૃતિઓ મોકલી તેમાં મારો ચહેરો ડાબી તરફનો હતો. એ ટિકિટો છપાઈને બહાર પડી ગઈ પણ પેલા ટંકશાળના સિક્કા કદી બહાર પડ્યા જ નહિ!

---

[ પાન ૩૨૭થી ]

કર્યો. કારણ પૈસા વડે પ્રતિષ્ઠા ને સત્તા ખરીદવાનો—સૌને દેખાતો રાજમાર્ગ એને ન જડ્યો!

એકલે હાથે ફાટ્યા આભને થીગડું દેવા મથતા એ માનવીનું જીવન આખરે બે છેડેથી બળતી મીણબત્તીની માફક બળીને ખાખ થઈ ગયું.

પર્લબક જેવી લેખિકાએ પોતાના હૈયાની છીપમાં સંઘરી સેવીને એ માનવઅશ્રુને કેવું સુંદર મોતીનું રૂપ આપ્યું છે!

શિક્ષણ

રવાડે ચઢેલી શિક્ષણની સમસ્યા અંગે
કેટલીક મૂળભૂત સમસ્યાઓ અહીં રજૂ
થાય છે: અભ્યાસીઓ આ અંગે પોતાના
અભ્યાસ-અનુભવનો નિચોડ અહીં રજૂ કરશે?

# શિક્ષણ : એનાં સાધ્ય અને સાધન

લે.: આર. એલ. નિગમ   અનુ.: અનિરુદ્ધ બ્રહ્મભટ્ટ

આપણી કેળવણી વિશેની વિચારણામાં સાધ્ય અને સાધન પરત્વે કેટલીક અસ્પષ્ટતા રહેલી છે; અને ખરેખર, આપણા દેશમાં કેળવણીનો પ્રશ્ન બહુ જ ગૂંચવાડાભર્યો બની ગયો છે. એના કેટલાક પ્રશ્નો સિદ્ધાંત વિશેના છે તો કેટલાક છે વિગત વિશેના. શિક્ષણના દરેક સ્થિત્યન્તરે અનેક પ્રશ્નો ઊભેલા છે અને કેટલાક તો અનિવાર્યતયા પુનર્રચના વિશેના છે. કેટલાક પ્રશ્નો રાજકીય ભૂમિકાએથી ઊભા થતા હોય છે, તો કેટલાક સામૂહિક ભૂમિકાએથી. કેટલાક પ્રશ્નો તો વિભિન્ન (અને મોટે ભાગે વિરોધી) દૃષ્ટિબિન્દુઓના સમન્વય વિશેના છે. પણ જે ક્ષણે સારા, ખોટા કે તટસ્થ ઉકેલથી શરૂઆત કરીશું તે ક્ષણે જ 'શેના વડે'નો મૂંઝવતો પ્રશ્ન આગળ આવીને ઊભો રહે છે; અને આર્થિક મુશ્કેલીનો પ્રશ્ન મહા પ્રશ્ન બની રહે છે. આ બોજો કોણે ઉપાડી લેવો એ હંમેશનો પ્રશ્ન રહ્યો છે; અને એનો નિર્વિવાદ ઉત્તર અપાય છે કે રાજ્ય એ ભાર ઉપાડી લે. રાજ્ય પોતાનું આ કર્તવ્ય ટાળી દેતું નથી, પણ આ તો આવાં બીજાં અનેક કર્તવ્યોમાંનું એક છે. તેથી, રાજ્ય માટે તો શિક્ષણ એ બીજા અનેક પ્રશ્નો જેવો જ એક પ્રશ્ન છે. આ અનેકકોણી ભૂમિકા પરથી જોઈએ તો કેળવણીનો પ્રશ્ન અસાધ્ય જણાય.

જો કે એનો ઉકેલ લાવવાનું કાર્ય નથી સહેલું કે નથી હસ્તામલકવત્, તો પણ, આ પ્રશ્ન સાચે જ અસાધ્ય તો નથી જ. જો સાધ્ય સ્પષ્ટ થાય તો સાધનો પણ સ્પષ્ટ થશે જ. ભૌતિક સાધનોનો પ્રશ્ન પણ પછી તો વધુ સ્વાધીન બની શકે અને પહેલેથી નંખાયેલી હાલની પદ્ધતિમાં પણ ફેરફારો કરવા આસાનીથી શક્ય બને.

કહેવાય છે કે આપણી શિક્ષણપદ્ધતિનું પુનર્ઘટન થવું જોઈએ. આ વિધાન કંઈ ખેદજનક નથી અને લગભગ બધા જ એને સંમતિ આપશે; કારણ કે થોડુંક પણ કંઈક કીમતી એ કહે છે. પણ જ્યારે 'પુનર્ઘટન'ને બરાબર સમજીશું ત્યારે એ વિધાનની પાંગુતા ઉઘાડી પડશે. "શિક્ષણ દેશની જરૂરિયાતને અનુરૂપ હોવું જોઈએ અને દેશની ચાલી આવતી સાંસ્કૃતિક પરંપરામાં એ ઘડાયેલું હોવું જોઈએ." પુનર્ઘટનની માગણીને માથે આ બોજો રહેલો છે. હાલનાં વર્ષોમાં શિક્ષણનાં ધોરણ નીચાં ગયાં છે અને એમણે નવા મુદ્દા તરફ લક્ષ દોર્યું છે—ધોરણો ઊંચે લાવવાં જોઈએ

પહેલી માગણી એક મહત્ત્વના પ્રશ્નને સમાવી લે છે અને એ પ્રશ્ન છે કેળવણીના ધ્યેયનો. શિક્ષણ દેશની જરૂરિયાતોને અનુકૂળ હોવું જોઈએ એવી માગણી વૈયક્તિક જરૂરિયાતો અને દેશની જરૂરિયાતો વચ્ચેના સંઘર્ષણનો સમાવેશ કરે છે. દેશને અપાતું મહત્ત્વ એમ સૂચવે છે કે શિક્ષણનું ધ્યેય દેશસેવા કરે એવી વ્યક્તિઓ પેદા કરવાનું છે. આ વિચારણાને સ્વયંસિદ્ધ ગુણ એક રીતે ગણાવાય; અને છતાંય કદાચ, પ્રશ્ન પૂછી શકાય—શું દેશ પોતે જ એનું ધ્યેય છે? અથવા તો, એ જ અર્થમાં, શું સમાજ પોતે જ એનું ધ્યેય છે? અને જો એમ હોય તો કોઈ પણ શિક્ષણપદ્ધતિની કિંમત શિક્ષિત માણસો દેશની સેવા કેટલી બજાવી શકે છે એના પ્રમાણમાં

હોય; અને આજના સમયે જ્યારે દેશ એ દેશ-રાજ્ય છે (કે એ સ્થિતિએ પહોંચવા એ મથે છે) ત્યારે તો રાજ્યની કેટલી સેવા બજાવાય છે એના પ્રમાણમાં શિક્ષણપદ્ધતિનું મૂલ્ય અંકાય. દા. ત. જો કોઈ માનવી દેશ પર આવી પડેલી આફતને દૂર કરે તો એની સેવા લગભગ પૂર્ણતાએ પહોંચી કહેવાય, પછી ભલેને એના માનવ્ય ગુણોમાં ઊણપ હોય.

## વ્યક્તિ : સાધન કે સાધ્ય?

પણ જો વ્યક્તિને સાધન તરીકે નહીં પણ સાધ્ય તરીકે ગણવામાં આવે તો આનાથી તદ્દન વિરુદ્ધ પ્રકારનું દૃષ્ટિબિન્દુ મળી આવશે. જે શિક્ષણપદ્ધતિ પોતાની શરૂઆત વ્યક્તિને દૃષ્ટિ સમક્ષ રાખીને કરે છે તે દેશની કે સમાજની સેવા નહીં બજાવે એમ માનવાને કંઈ કારણ નથી. પણ હા, આવું શિક્ષણ પામેલી વ્યક્તિઓ ગતાનુગતિક રીતે સેવા ન પણ કરે અને ખરી રીતે જોઈએ તો, સ્વતંત્ર રીતે વિચાર કરનારાઓ કેટલીક વખતે ગતાનુગતિક કરતાં ઘણા વધારે કીમતી હોય છે. પણ હમણાં આ પ્રશ્નને આપણે છેડવા માગતા નથી.

મને લાગે છે કે સૌથી અગત્યનો આ પ્રશ્ન પ્રથમ પુછાવો જોઈએ—"માનવીજીવનનું મૂલ્ય શું? પૃથ્વી પર માનવી-જીવનની સ્થિતિ કઈ છે?" આ પ્રશ્નના જવાબ પર શિક્ષણપદ્ધતિ તરફની આપણી દૃષ્ટિનો આધાર હશે.

જો વ્યક્તિ પોતે જ સાધ્ય હશે તો કોઈ પણ શિક્ષણ-પદ્ધતિનું મૂલ્ય એણે કેળવેલી વ્યક્તિઓનાં જીવનની ગુણવત્તા પર અંકાશે. જો એમનું જીવન કંગાલ હશે તો જણાશે કે આવાં કંગાલ માનવીઓ પેદા કરનાર શિક્ષણપદ્ધતિ પોતે જ કંગાલ હશે. અહીં એટલું ધ્યાનમાં રાખીએ કે એ 'નૈતિક બોધવચનો' કે કહેવાતાં 'ચારિત્ર્ય ઘડતરની રીતો'ને શિક્ષણપદ્ધતિથી 'જીવનની ગુણવત્તા' વધારી શકાતી નથી. યોગ્ય રીતે શિક્ષણ પામેલો માણસ ચારિત્ર્યવાન જ હોય અને એવો ચારિત્ર્યવાન માણસ નૈતિક મૂલ્યોથી પણ સમૃદ્ધ જ હોય. પણ આ જરા જુદી વાત થઈ. કેળવણી એ માલ બનાવવાનું કારખાનું નથી. કાર્ડિનલ ન્યૂમેન, જે આ બાબતો વિશે બીજાં માણસો કરતાં કંઈક વધુ જાણકાર હતા એમણે કહ્યું હતું કે શિક્ષણનો હેતુ માનવીને ખ્રિસ્તી કે કૅથોલિક બનાવવાનો નથી પણ એને સજ્જન બનાવવાનો છે. માનવીના ચારિત્ર્યને નવો ઘાટ આપવાની વાતો પર એ હસતા. ન્યૂમેનનો સજ્જન 'મ્નીશ' નહોતો, એ તો હતો બીજાઓમાં વિરલ એવા ગુણો ધરાવતો માનવી. જો શિક્ષણ-પ્રથા આવી વ્યક્તિઓ નિપજાવી શકે તે પોતાની પૂર્ણતા સિદ્ધ કરે છે. જે દેશ આવી વ્યક્તિઓને (ભલે થોડા પ્રમાણમાં) ગણાવી શકે તે સાચે જ શક્તિશાળી છે.

## બૌદ્ધિક અને ઇતર લક્ષ્યો

શિક્ષણનો મુખ્ય હેતુ પ્રથમતઃ નથી સામાજિક, નથી રાજકીય કે નથી નૈતિક; એ તો છે બૌદ્ધિક. દૃષ્ટિની આ ફેરબદલી એના પ્રયોજનને પણ ફેરવશે. જે શિક્ષણપદ્ધતિ બૌદ્ધિક ઉન્નતિને લક્ષ બનાવે છે તે વ્યક્તિઓને નજર સમક્ષ રાખે છે; જ્યારે બીજાં લક્ષ્યોને પહોંચવા મથતું શિક્ષણ-સમૂહને નજરમાં રાખે છે.

સરળતાને ખાતર, બૌદ્ધિકથી ઇતર પ્રકારનાં લક્ષ્યો વિશે કોઈ એમ વિચારે કે એમનો અભાવ નિર્ણય લેવાની શક્તિની બાબતમાં શિક્ષણક્ષેત્રે નબળાઈઓ લાવે છે. પણ એ બહુ જ સ્પષ્ટ રીતે સમજી લેવું જોઈએ કે શિક્ષણનાં બૌદ્ધિક લક્ષ્યોને સિદ્ધ કરવાથી જ આવાં ઇતર લક્ષ્યો સિદ્ધ થઈ શકે છે. શિક્ષણનાં બૌદ્ધિક લક્ષ્યો તો જાણવાં સાદાં ને સરળ છે. તેઓ મોટે ભાગે એકબીજા સાથે સંકળાયેલાં છે. શિક્ષિત વ્યક્તિમાં કુશળતાથી વિચાર કરવાની અને પોતાના વિચાર સ્પષ્ટ રીતે અને નીડરતાથી અભિવ્યક્ત કરવાની શક્તિ હોવી જોઈએ.

આ પાછલાં વિધાનોમાં બે વાતો કહેલી છે જે કદાચ સ્પષ્ટ ન થઈ હોય. એની સ્પષ્ટતા આ પ્રકારના શિક્ષણની યોગ્યતા વિશે ઊભા થતા સંશયો દૂર કરવામાં ઉપયોગી થઈ પડે એમ છે.

પહેલું તો એ કે, સ્વતંત્ર વિચારણા સ્વભાવે જ ઊથલ-પાથલ કરનારી છે. જ્યાં વિચારને પરિણામે વ્યવસ્થા જળવાતી હોય કે 'સ્થિતસ્ય સમર્થનમ્' થતું હોય ત્યાં પણ એવો ભય સેવવામાં આવે છે કે સ્વતંત્ર વિચારનું કાર્યમાં થતું પરિણમન જે સ્થિત છે તેને ડગાવી દેશે અથવા તો એને ઉલ્લંઘી જશે. વિચારનું જે સ્વાભાવિક કાર્ય હોય છે તેને જુદા રસ્તે વાળે, એનો ત્યાગ કરવા ફરજ પાડે એવી કોઈ પણ ચીજ શિક્ષણપદ્ધતિમાં દાખલ કરવી જોઈએ નહીં. દેશની સંસ્કૃતિએ પોતે પણ બુદ્ધિની જાગૃતિને પોષવાની છે અને વિચારણાનું મિલન પણ વિચારણા સાથે થવું જોઈએ, લાગણી કે સત્તાની સાથે નહીં, પછી ભલે એ શાળાના ઓરડામાં

રવાડે ચઢેલી શિક્ષણની સમસ્યા અંગે
કેટલીક મૂળભૂત સમસ્યાઓ અહીં રજૂ
થાય છે: અભ્યાસીઓ આ અંગે પોતાના
અભ્યાસ-અનુભવનો નિચોડ અહીં રજૂ કરશે?

# શિક્ષણ: એનાં સાધ્ય અને સાધન

લે.: આર. એલ. નિગમ   અનુ.: અનિરુદ્ધ બ્રહ્મભટ્ટ

આપણી કેળવણી વિશેની વિચારણામાં સાધ્ય અને સાધન પરત્વે કેટલીક અસ્પષ્ટતા રહેલી છે; અને ખરેખર, આપણા દેશમાં કેળવણીનો પ્રશ્ન બહુ જ ગૂંચવાડાભર્યો બની ગયો છે. એના કેટલાક પ્રશ્નો સિદ્ધાંત વિશેના છે તો કેટલાક છે વિગત વિશેના. શિક્ષણના દરેક સ્થિત્યન્તરે અનેક પ્રશ્નો ઊભેલા છે અને કેટલાક તો અનિવાર્યતયા પુનર્રચના વિશેના છે. કેટલાક પ્રશ્નો રાજકીય ભૂમિકાએથી ઊભા થતા હોય છે, તો કેટલાક સામૂહિક ભૂમિકાએથી. કેટલાક પ્રશ્નો તો વિભિન્ન (અને મોટે ભાગે વિરોધી) દૃષ્ટિબિન્દુઓના સમન્વય વિશેના છે. પણ જે ક્ષણે સારા, ખોટા કે તટસ્થ ઉકેલથી શરૂઆત કરીશું તે ક્ષણે જ 'શેના વડે'નો મૂંઝવતો પ્રશ્ન આગળ આવીને ઊભો રહે છે; અને આર્થિક મુશ્કેલીનો પ્રશ્ન મહા પ્રશ્ન બની રહે છે. આ બોજો કોણે ઉપાડી લેવો એ હંમેશનો પ્રશ્ન રહ્યો છે; અને એનો નિર્વિવાદ ઉત્તર અપાય છે કે રાજ્ય એ ભાર ઉપાડી લે. રાજ્ય પોતાનું આ કર્તવ્ય ટાળી દેતું નથી, પણ આ તો આવાં બીજાં અનેક કર્તવ્યોમાંનું એક છે. તેથી, રાજ્ય માટે તો શિક્ષણ એ બીજા અનેક પ્રશ્નો જેવો જ એક પ્રશ્ન છે. આ અનેકકોણી ભૂમિકા પરથી જોઈએ તો કેળવણીનો પ્રશ્ન અસાધ્ય જણાય.

જો કે એનો ઉકેલ લાવવાનું કાર્ય નથી સહેલું કે નથી હસ્તામલકવત્, તો પણ, આ પ્રશ્ન સાચે જ અસાધ્ય તો નથી જ. જો સાધ્ય સ્પષ્ટ થાય તો સાધનો પણ સ્પષ્ટ થશે જ. ભૌતિક સાધનોનો પ્રશ્ન પણ પછી તો વધુ સ્વાધીન બની શકે અને પહેલેથી નંખાયેલી હાલની પદ્ધતિમાં પણ ફેરફારો કરવા આસાનીથી શક્ય બને.

કહેવાય છે કે આપણી શિક્ષણપદ્ધતિનું પુનર્ઘટન થવું જોઈએ. આ વિધાન કંઈ ખેદજનક નથી અને લગભગ બધા જ એને સંમતિ આપશે; કારણ કે થોડુંક પણ કંઈક કીમતી એ કહે છે. પણ જ્યારે 'પુનર્ઘટન'ને બરાબર સમજીશું ત્યારે એ વિધાનની પાંગુતા ઉઘાડી પડશે. "શિક્ષણ દેશની જરૂરિયાતને અનુરૂપ હોવું જોઈએ અને દેશની ચાલી આવતી સાંસ્કૃતિક પરંપરામાં એ ઘડાયેલું હોવું જોઈએ." પુનર્ઘટનની માગણીને માથે આ બોજો રહેલો છે. હાલનાં વર્ષોમાં શિક્ષણનાં ધોરણ નીચાં ગયાં છે અને એમણે નવા મુદ્દા તરફ લક્ષ દોર્યું છે—ધોરણો ઊંચે લાવવાં જોઈએ

પહેલી માગણી એક મહત્ત્વના પ્રશ્નને સમાવી લે છે અને એ પ્રશ્ન છે કેળવણીના ધ્યેયનો. શિક્ષણ દેશની જરૂરિયાતોને અનુકૂળ હોવું જોઈએ એવી માગણી વૈયક્તિક જરૂરિયાતો અને દેશની જરૂરિયાતો વચ્ચેના સંઘર્ષણનો સમાવેશ કરે છે. દેશને અપાતું મહત્ત્વ એમ સૂચવે છે કે શિક્ષણનું ધ્યેય દેશસેવા કરે એવી વ્યક્તિઓ પેદા કરવાનું છે. આ વિચારણાને સ્વયંસિદ્ધ ગુણ એક રીતે ગણાવાય; અને છતાંય કદાચ, પ્રશ્ન પૂછી શકાય—શું દેશ પોતે જ એનું ધ્યેય છે? અથવા તો, એ જ અર્થમાં, શું સમાજ પોતે જ એનું ધ્યેય છે? અને જો એમ હોય તો કોઈ પણ શિક્ષણપદ્ધતિની કિંમત શિક્ષિત માણસો દેશની સેવા કેટલી બજાવી શકે છે એના પ્રમાણમાં

હોય; અને આજના સમયે જ્યારે દેશ એ દેશ-રાજ્ય છે (કે એ સ્થિતિએ પહોંચવા એ મથે છે) ત્યારે તો રાજ્યની કેટલી સેવા બજાવાય છે એના પ્રમાણમાં શિક્ષણપદ્ધતિનું મૂલ્ય અંકાય. દા. ત. જો કોઈ માનવી દેશ પર આવી પડેલી આફતને દૂર કરે તો એની સેવા લગભગ પૂર્ણતાએ પહોંચી કહેવાય, પછી ભલેને એના માનવ્ય ગુણોમાં ઊણપ હોય.

## વ્યક્તિ : સાધન કે સાધ્ય?

પણ જો વ્યક્તિને સાધન તરીકે નહીં પણ સાધ્ય તરીકે ગણવામાં આવે તો આનાથી તદ્દન વિરુદ્ધ પ્રકારનું દૃષ્ટિબિન્દુ મળી આવશે. જે શિક્ષણપદ્ધતિ પોતાની શરૂઆત વ્યક્તિને દૃષ્ટિ સમક્ષ રાખીને કરે છે તે દેશની કે સમાજની સેવા નહીં બજાવે એમ માનવાને કંઈ કારણ નથી. પણ હા, આવું શિક્ષણ પામેલી વ્યક્તિઓ ગતાનુગતિક રીતે સેવા ન પણ કરે અને ખરી રીતે જોઈએ તો, સ્વતંત્ર રીતે વિચાર કરનારાઓ કેટલીક વખતે ગતાનુગતિક કરતાં ઘણા વધારે કીમતી હોય છે. પણ હમણાં આ પ્રશ્નને આપણે છેડવા માગતા નથી.

મને લાગે છે કે સૌથી અગત્યનો આ પ્રશ્ન પ્રથમ પુછાવો જોઈએ—"માનવીજીવનનું મૂલ્ય શું? પૃથ્વી પર માનવીજીવનની સ્થિતિ કઈ છે?" આ પ્રશ્નના જવાબ પર શિક્ષણપદ્ધતિ તરફની આપણી દૃષ્ટિનો આધાર હશે.

જો વ્યક્તિ પોતે જ સાધ્ય હશે તો કોઈ પણ શિક્ષણપદ્ધતિનું મૂલ્ય એણે કેળવેલી વ્યક્તિઓનાં જીવનની ગુણવત્તા પર અંકાશે. જો એમનું જીવન કંગાલ હશે તો જણાશે કે આવાં કંગાલ માનવીઓ પેદા કરનાર શિક્ષણપદ્ધતિ પોતે જ કંગાલ હશે. અહીં એટલું ધ્યાનમાં રાખીએ કે એ 'નૈતિક બોધવચનો' કે કહેવાતી 'ચારિત્ર્ય ઘડતરની રીતો'ને શિક્ષણપદ્ધતિથી 'જીવનની ગુણવત્તા' વધારી શકાતી નથી. યોગ્ય રીતે શિક્ષણ પામેલો માણસ ચારિત્ર્યવાન જ હોય અને એવો ચારિત્ર્યવાન માણસ નૈતિક મૂલ્યોથી પણ સમૃદ્ધ જ હોય. પણ આ જરા જુદી વાત થઈ. કેળવણી એ માલ બનાવવાનું કારખાનું નથી. કાર્ડિનલ ન્યૂમેન, જે આ બાબતો વિશે બીજાં માણસો કરતાં કંઈક વધુ જાણકાર હતા એમણે કહ્યું હતું કે શિક્ષણનો હેતુ માનવીને ખ્રિસ્તી કે કૅથોલિક બનાવવાનો નથી પણ એને સજ્જન બનાવવાનો છે, માનવીના ચારિત્ર્યને નવો ઘાટ આપવાની વાતો પર એ હસતો. ન્યૂમેનનો સજ્જન 'પ્રવીણ' નહોતો, એ તો હતો બીજાઓમાં વિરલ એવા ગુણો ધરાવતો માનવી. જે શિક્ષણપ્રથા આવી વ્યક્તિઓ નિપજાવી શકે તે પોતાની પૂર્ણતા સિદ્ધ કરે છે. જે દેશ આવી વ્યક્તિઓને (ભલે થોડા પ્રમાણમાં) ગણાવી શકે તે સાચે જ શક્તિશાળી છે.

## બૌદ્ધિક અને ઇતર લક્ષ્યો

શિક્ષણનો મુખ્ય હેતુ પ્રથમતઃ નથી સામાજિક, નથી રાજકીય કે નથી નૈતિક; એ તો છે બૌદ્ધિક. દૃષ્ટિની આ ફેરબદલી એના પ્રયોજનને પણ ફેરવશે. જે શિક્ષણપદ્ધતિ બૌદ્ધિક ઉન્નતિને લક્ષ બનાવે છે તે વ્યક્તિઓને નજર સમક્ષ રાખે છે; જ્યારે બીજાં લક્ષ્યોને પહોંચવા મથતું શિક્ષણ-સમૂહને નજરમાં રાખે છે.

સરળતાને ખાતર, બૌદ્ધિકથી ઇતર પ્રકારનાં લક્ષ્યો વિશે કોઈ એમ વિચારે કે એમનો અભાવ નિર્ણય લેવાની શક્તિની બાબતમાં શિક્ષણક્ષેત્રે નબળાઈઓ લાવે છે. પણ એ બહુ જ સ્પષ્ટ રીતે સમજી લેવું જોઈએ કે શિક્ષણનાં બૌદ્ધિક લક્ષ્યોને સિદ્ધ કરવાથી જ આવાં ઇતર લક્ષ્યો સિદ્ધ થઈ શકે છે. શિક્ષણનાં બૌદ્ધિક લક્ષ્યો તો જાણવાં સાદાં ને સરળ છે. તેઓ મોટે ભાગે એકબીજા સાથે સંકળાયેલાં છે. શિક્ષિત વ્યક્તિમાં કુશળતાથી વિચાર કરવાની અને પોતાના વિચાર સ્પષ્ટ રીતે અને નીડરતાથી અભિવ્યક્ત કરવાની શક્તિ હોવી જોઈએ.

આ પાછલાં વિધાનોમાં બે વાતો કહેલી છે જે કદાચ સ્પષ્ટ ન થઈ હોય. એની સ્પષ્ટતા આ પ્રકારના શિક્ષણની યોગ્યતા વિશે ઊભા થતા સંશયો દૂર કરવામાં ઉપયોગી થઈ પડે એમ છે.

પહેલું તો એ કે, સ્વતંત્ર વિચારણા સ્વભાવે જ ઊથલપાથલ કરનારી છે. જ્યાં વિચારને પરિણામે વ્યવસ્થા જળવાતી હોય કે 'સ્થિતસ્ય સમર્થનમ્' થતું હોય ત્યાં પણ એવો ભય સેવવામાં આવે છે કે સ્વતંત્ર વિચારનું કાર્યમાં થતું પરિણમન જે સ્થિત છે તેને ડગાવી દેશે અથવા તો એને ઉલ્લંઘી જશે. વિચારનું જે સ્વાભાવિક કાર્ય હોય છે તેને જુદા રસ્તે વાળે, એનો ત્યાગ કરવા ફરજ પાડે એવી કોઈ પણ ચીજ શિક્ષણપદ્ધતિમાં દાખલ કરવી જોઈએ નહીં. દેશની સંસ્કૃતિએ પોતે પણ બુદ્ધિની જાગૃતિને પોષવાની છે અને વિચારણાનું મિલન પણ વિચારણા સાથે થવું જોઈએ, લાગણી કે શ્રદ્ધાની સાથે નહીં,-પછી ભલે એ શાળાના ઓરડામાં

હોય કે બીજે કર્યાંય હોય, ભલે એ શિક્ષકની સાથે હોય કે રાજ્યના પ્રધાનની સાથે હોય. આથી જ કહું છું કે શિક્ષણ અને સત્તા સાથે સાથે રહેતાં જોઈએ નહીં સાચું શિક્ષણ લોકશાહી તરફ લઈ જાય છે અને લોકશાહી સાચા શિક્ષણની હિમાયત કરે છે; આપણા દેશમાં આવા શિક્ષણ પહેલાં લોકશાહી આવેલી છે (એવું આપણને કહેવામાં આવ્યું છે) અને તેથી વિચારણાની આ બાજુને જો પૂરેપૂરું માન આપવામાં નહીં આવે તો ભયસ્થાનો વધુ છે અને એમનાં મૂળ ઊંડાં છે.

બીજું, વિચારો માત્ર શબ્દોમાં જ અભિવ્યક્ત થતા નથી, કાર્યમાં પણ થાય છે. જે નિપુણતાથી અને નીડરતાથી વિચારવાનું શીખે છે તે એને સ્પષ્ટ શબ્દોમાં અને સાથે સાથે સ્પષ્ટ અને યોગ્ય કાર્યમાં અભિવ્યક્ત કરશે અને માટે જ શક્તિશાળી બૌદ્ધિક શિક્ષણ એ જનસમુદાયથી દૂર રહેલા હાથીદાંતના મહેલ તરફ જતી માખીઓની હારમાળા નથી. અનાધાર થવાનો કે સમતુલા ગુમાવવાનો ભય રાખવાની જરૂર નથી. અસમતોલપણા સામે સાચાં નિવારણ છે સ્વાતંત્ર્ય અને કાર્યની વિવિધતા.

## ઉચ્ચ ગુણવત્તા જ મુખ્ય લક્ષ્ય

ઉપર કહ્યું તે બધું જો શિક્ષણે પ્રાપ્ત કરવાનું હોય તો એની પદ્ધતિ એણે બદલવી પડશે: અને એ ઇચ્છનીય પુનર્ઘટન એવું હોવું જોઈશે જે જીવનમાં ઉચ્ચ ગુણવત્તા ધરાવતી વ્યક્તિઓ પેદા કરી શકે. જીવનની ઉચ્ચતા હાલના શિક્ષણથી પ્રાપ્ત થઈ શકે એમ નથી. રાજ્ય પોતાને ઉપયોગી થાય એવા નાગરિકો વિશાળ સંખ્યામાં માગે છે. જ્યારે બીજે છેડે માબાપો અને વાલીઓ નોકરી મેળવવામાં ઉપયોગી થાય એવું શિક્ષણ માગે છે. આથી વિદ્યાર્થીઓ પોતે જ અભ્યાસના નિશ્ચિત થયેલા સમયને અંતે કર્તવ્ય ભૂલીને સારાં કે ખોટાં સાધનો દ્વારા યેન કેન પ્રકારેણ ઉપાધિ (degree) પ્રાપ્ત કરવામાં જ રસ લે છે, અને વિદ્યાર્થીની ઉપાધિ મેળવવાની ઇચ્છાને સફળ બનાવવામાં શિક્ષકો પોતાના ધંધાની ઇતિશ્રી માનતા હોય છે. આથી આશાભરેલો યુવાન ખોટા ખ્યાલો સાથે વિદ્યાલય કે વિશ્વવિદ્યાલયનાં કારખાનામાંથી બહાર આવે છે અને પરિણામે બને છે દગાબાજ અને કાવતરાખોર.

આવા યાંત્રિક રીતે તૈયાર કરવામાં આવેલ 'વિદ્યાર્થીઓ'નો કાવતરાખોર સ્વભાવ સર્વને જાણીતો નથી એમ કહેવાનું તાત્પર્ય નથી. એ વાત જાણીતી છે એને વિશે ફરિયાદો પણ કરવામાં આવેલી છે. તો પણ કાર્ય અને કારણ વિશેની સાચી દષ્ટિમાં હજી અસ્પષ્ટતા રહેલી છે. શિક્ષણનાં ધોરણો નીચાં ગયાં છે એવી જે ફરિયાદ કરવામાં આવે છે, તે મોટે ભાગે કેળવણીનાં શૈક્ષણિક લક્ષ્યોના અભાવને કારણે છે: તદુપરાંત, એ પણ યાદ રાખવું ઘટે કે શિક્ષણનું સામાન્ય ધોરણ બીજાં બળો ઉપર આધાર રાખે છે. એમાં શિક્ષણ-સંસ્થાઓ, શિક્ષકો, વિદ્યાર્થીઓ અને મહદંશે એમનાં ઘરનો સમાવેશ થાય છે. આ બધાની સંભાળ રાખવી ઘટે. એ વાત સાચી છે કે શિક્ષણસંસ્થાઓ પોતાનાં થોડાંક પણ સર્જનશીલ માણસો દ્વારા સમાજની દૃષ્ટિ બદલી નાખવામાં મહત્ત્વનો ભાગ ભજવી શકે અને અંતે દેશની શિક્ષણપદ્ધતિ પર પણ એની અસર મોટા પ્રમાણમાં પડે. પણ હાલને તબક્કે તો આપણી શિક્ષણસંસ્થાઓ એ કર્તવ્ય બજાવી શકવા યોગ્ય હોય એમ જણાતું નથી. આ શિક્ષણસંસ્થાઓની જે સામાન્ય દૃષ્ટિ હોય છે તે સમાજની દૃષ્ટિનું વિશ્વસનીય પ્રતિબિંબ જ હોય છે, અને તે ઘણેભાગે મધ્યકાલીન અને અર્વાચીન સંસ્કૃતિનાં બદતર તત્ત્વોના શંભુમેળામાંથી જન્મેલી હોય છે. પરિણામે, બાહ્યદૃષ્ટિએ ઉથલપાથલ કરનાર લાગતી પણ સાચા અર્થમાં તો સર્જનશીલ એવી થોડીક વ્યક્તિઓના કર્તવ્યમાં મદદ કરવાને બદલે એમને દાબી દે છે.

નીચાં જતાં ધોરણને ઊંચે લાવવાની જે બીજી માગણી કરવામાં આવે છે તે સાચે જ અગત્યની છે; અને જેમ બને તેમ જલદીથી તે સિદ્ધ થાય એવા પ્રયત્નો કરવાના છે. લાંબે સમયે સિદ્ધ થઈ શકે એવા દૂરના લક્ષ્યને પહોંચવા મથનારે જલદીથી સિદ્ધ થઈ શકે એવી નજીકની બાબતોને અવગણવાની નથી. પોતાના વિદ્યાર્થીઓના નીચે જતા ધોરણને જોઈને અને નિશ્ચિત સંજોગોમાં નક્કી કરેલી પદ્ધતિએ શિક્ષણનું કાર્ય પોતે બરાબર નથી કરી શકતો એ જાણીને, પોતાનું કાર્ય ગંભીરતાથી આગળ ધપાવવા ઇચ્છતો એકેએક શિક્ષક જરૂર ખેદ પામશે. આપણી પાસે અનેક પ્રકારની યોજનાઓ તો હોય છે પણ એમાંની એકકે 'અહીં અને અત્યારે' કામ આપે એવી નથી. આપણે યોજનાઓ ઘડી રહ્યા છીએ અને સૂચનો કરી રહ્યા છીએ એ દરમ્યાન વિશ્વવિદ્યાલયના યંત્રમાંથી સ્નાતકોની હાર સતત બહાર આવી-

રહી છે અને સમાજમાં પથરાતી રહી છે. કોઈ વિરલ અપવાદે ની વાત કરીએ તો એમના બૌદ્ધિક વિકાસને એમની યોગ્યતાને અને એમની નિપુણતાને એમની કાગળ ઉપરની શૈક્ષણિક યોગ્યતા સાથે કંઈ લેવાદેવા નથી. બહાર આવતા સ્નાતકો પોતાની જાતે કંઈ પ્રગતિ કરી શકતા નથી અને સમાજને એથી કંઈ લાભ થતો નથી. તેમની વ્યક્તિગત જિંદગી કંગાલ હોય છે અને સામાજિક જિંદગી નિરર્થક હોય છે. પણ આપણે એમનો વાંક ન કાઢી શકીએ અને એથી પ્રશ્ન ઊભો થાય છે: એમને માટે શું કરી શકાય?

## શિક્ષક: નિર્ણાયક બળ

આ ગગડતા સમુદાયની ગુણવત્તા વધારવા કંઈક તાત્કાલિક કરવું તો પડશે જ. આ 'કંઈક' તે શું, એ બીજાઓ કરતાં શિક્ષક વધારે સારી રીતે જાણી શકે; અને એમને માટે જે કંઈ કરવાનું હોય તે શિક્ષક દ્વારા જ થઈ શકે. આથી આ દૃષ્ટિએ શિક્ષક આમાં નિર્ણાયક બળ ગણાય. પણ સામાન્ય રીતે શિક્ષકને પોતાનું કર્તવ્ય બજાવવાની સ્વતંત્રતા નથી હોતી. એણે અનેક સત્તાધારીઓની આજ્ઞા પાળવાની હોય છે અને મોટે ભાગે તો શિક્ષકોને પોતાને ઘણું શીખવાનું બાકી છે. હાલને તબક્કે મોટા ભાગના શિક્ષકો શિક્ષકો છે કારણ કે તેઓ બીજું કંઈ પણ કરવા અશક્તિમાન છે. જો તેઓ આ 'પંતુજી'ની જગાએથી છૂટી શકે તેમ હોય તો તેઓ આ ક્ષણે જ એમનો ધંધો છોડીને ભાગી જાય. આમાંના કેટલાક જેઓ ખરેખર કંઈક જાણે છે અને કંઈક વધુ સારું કરી શકે એમ છે એમનામાં નિરાશા અને બેદરકારી પ્રવર્તે છે કારણ કે એમની વાત કોઈ સાંભળતું નથી. એમનો અવાજ બીજાઓને સંભળાય એવો એમની પાસે કોઈ માર્ગ નથી. આ સમસ્યા કંઈ ઓછી મુશ્કેલ નથી. એમાંથી માર્ગ કાઢવાની જો કોઈ પણ યોજના ઘડીશું તો તે સત્તાની ગતાનુગતિક પદ્ધતિઓને ઉલ્લંઘી જનાર જ હશે. આને માટે કેટલાંક હાલપૂરતાં સૂચનો કરી શકાય:

(૧) શિક્ષકોની ગુણવત્તા વધારવા પ્રયત્નો કરવા જોઈએ. પ્રત્યેક સ્થિત્યન્તરે નવા અને ઉચ્ચ પ્રકારના અભ્યાસક્રમો રાખવાની પદ્ધતિ ઉપયોગી નીવડે.

(૨) વર્ગમાં જે પીરસવું પાઠ્યપુસ્તકો શીખવાય છે એમાં કંઈક ત્વરિત ફેરફાર થવો જોઈએ.

(૩) જે સમય અને તક પ્રાપ્ત થયાં છે તેમને ધ્યાનમાં રાખીને વર્ગની શક્તિ અને એના ધોરણને અનુરૂપ કાર્યની વહેંચણી થવી જોઈએ.

(૪) વિદ્યાર્થીઓ સાથે મળીને હંમેશનું કામ તૈયાર કરવું જોઈએ. સંપૂર્ણ રીતે બહારથી અપાતી પરીક્ષાઓ રોજ-બ-રોજના કાર્ય તરફ માન ઘટાડે છે અને પરિણામે નુકસાનકારક બને છે.

(૫) વર્ગમાં વિદ્યાર્થીઓની સંખ્યા મર્યાદિત કરવાની તાત્કાલિક જરૂર છે. જો શિક્ષણસંસ્થાની કોઈ મુશ્કેલીને લીધે કે આર્થિક સંજોગોને લીધે એ હાલ ન બની શકે તો વિદ્યાર્થીઓ શિક્ષકને ચાર, છ કે આઠની સંખ્યામાં મળે એવી ગોઠવણ કરવી જોઈએ.

(૬) વિદ્યાર્થીઓના હિતમાં પોતે કંઈક વિચારી શકે એટલો ફાજલ સમય શિક્ષકને મળવો જોઈએ. શરૂઆતમાં વિદ્યાર્થી પોતે એ નથી કરી શકતો માટે આની જરૂર ઊભી થાય છે.

•

આ સૂચનો પૂરતાં નથી. આવા બીજા ઘણા પ્રયત્નો કરી શકાય.

અંતમાં—આપણે સ્પષ્ટ રીતે શિક્ષણનાં આપણાં લક્ષ્યોને નક્કી કરવાં જોઈએ. એ સાચાં સાધ્ય અને સાધનોને ગૂંચવાડામાંથી બહાર લાવશે અને દ્વૈતીયિક કે આનુષંગિક લક્ષ્યોને પ્રાથમિક કે મુખ્ય ગણાતાં અટકાવશે. આનાથી આપણી શિક્ષણપદ્ધતિનો વિકાસ કરવામાં જરૂરી એવાં ભૌતિક સાધનોની સમસ્યાનો પણ ઉકેલ આવશે. હાલની પરિસ્થિતિમાં તાત્કાલિક વિકાસ માટે સાચા સ્થળેથી સાચી શરૂઆત કરવી પડશે. દરેક કાર્યમાં પૈસાની ખૂબ જરૂર પડે છે એ ખરું, પણ સાચી નિષ્ઠા હશે તો એ પણ મળી રહેશે અને જો ચિંતન કાર્યમાં પરિણમે તો સાચી અને સારી નિષ્ઠાનો પણ કંઈ દુષ્કાળ નથી. ટૂંકમાં, આપણી કેળવણીમાં મુખ્ય જરૂર છે તટસ્થ વિચારણાની અને તટસ્થ પ્રયત્નોની.

વાર્તા

# નવો જનમ

'ઇન્દિલાભ'

**આ**ખર આવી ગઈ હતી. વરસાદ હજી આવ્યો નહોતો. દિવસના ચોવીસ કલાકના મોટા ભાગના કલાકો તાપથી તપતા હતા. ધરતી તપી તપીને ગરમ બની ગઈ હતી ઊના વાયરા મોડે સુધી વાતા હતા.

સૂરજ પશ્ચિમે ડૂબી ગયો હતો. પણ રાત હજી જામી નહોતી ને ધરતી પર હજી ભંજાતાનું ઘેરું અજવાળું પથરાયેલું હતું.

ખેતરે ગયેલા ખેડૂતો ઘરે પાછા આવી ગયા હતા. કેટલાક હાથપગ ધોતા હતા તો કેટલાક રોટલો ખાવા બેઠા હતા.

ગામડું ગામ. રસ્તા ઉપર દીવાબત્તી કરવાનો રિવાજ અહીં હજી પડયો નહોતો.

પણ ઘરોમાં દીવા ટમટમી રહ્યા હતા.

ઘર ઘર ચૂલા સળગી ગયા હતા. તેનો ધુમાડો છાપરાંમાંથી બહાર નીકળતો હતો. ઘણાં ઘરના ઘણા ધુમાડા ભેગા થઈ ગામને માથે આવેલ આભમાં વિધવિધ વળાંક લઈ ઊડતા હતા.

રોટલાનું એ ટાણું હતું.

તે વખતે પાદરે ભડાકા થવા લાગ્યા.

કેટલાકે આ ભડાકા સાંભળ્યા ને બીજાને સંભળાય એટલે તો ભડાકાની વાત ગામમાં પસરી ગઈ. પણ એમાંથી જનમતું કુતૂહલ શમે તે પહેલાં તો ભડાકા ઉપરાછાપરી થવા લાગ્યા.

હાથપગ ધોતા લોકો ભીંજેલે હાથપગે બહાર આવ્યા. રોટલા ટીપતી બાઈઓ રોટલો બળતો મૂકી બહાર નીકળી આવી. છોકરાંઓનો શોરબકોર વધી ગયો.

એક આદમી દોડતો દોડતો બૂમો મારતો જતો હતો: "જેમલાની દુકાનમાં ધાડ પડી; દોડો, દોડો, ધાડ પડી!" પવનના સૂસવાટાની જેમ આદમી આવ્યો અને ગયો ને એટલા જ જોરથી બૂમો પાડતો!

ને ગામનું નગારું શોધી કઢાયું વર્ષોથી અણવપરાયેલા નગારા પરની ધૂળ ઝાપટવાની કોઈએ દરકાર કરી નહીં. દાંડીઆને અભાવે પાસે જ આવેલા વિલાયતી આંબલીના ઝાડની કાંટાળી ડાળીઓ તોડી પાડવામાં આવી. ઝટપટ આશરાના માપના તેના બે ટુકડા બનાવવામાં આવ્યા. તેનાં પાંદડાં તોડવાની કે કાંટા છોલવાની રાહ જોવાઈ નહીં. ને દાંડીઆ નગારા પર પડવા લાગ્યા.

નગારામાંથી અવાજ નીકળવા લાગ્યો. ચામડાં પરની ધૂળ નાચવા લાગી ને પછી ઊડીને નગારું ઠોકનારના મોં ઉપર છવાવા લાગી. ઠોકનારો આંખો મીંચીને ઠોકવા લાગ્યો.

કદી નહીં સંભળાયેલો નગારાનો પુકાર લોકોના કાનના પડદા સાથે અથડાયો.

બે પેઢીથી નગારું વાગતું કોઈએ સાંભળ્યું નહોતું. અજાણ્યુ ભાવિની આશંકાથી પોચાંનાં દિલ હાલી ગયાં. બધાંને અમંગળની કલ્પના આવી. પણ સાથોસાથ એ અજાણને રોકવા, એ અમંગળનો પ્રતિકાર કરવા ગ્રામજનતા કટિબદ્ધ બની!

હાથમાં જે આવ્યું તે લઈ લોકો ઘર બહાર નીકળી પડ્યા. અંગ્રેજોના પ્રતાપે હથિયારોએ તો ગામમાંથી લાંબા સમયથી વિદાય લીધી હતી.

ડાંગધારિયાં હાજર હતાં.

લોકો ઘરની બહાર પડવા લાગ્યા.

મરદ બહાર નીકળતા હતા ને બારણાં ભડાભડ વસાતાં હતાં. આગળા અને ભોગળ મરાતાં હતાં. દીવાની જ્યોત

ઝીણી થતી હતી. ચૂલા ધીમા પડી ગયા હતા. ગામનું ભંજાતાનું કામ અટકી પડયું હતું.

ખેતરે ફરી આવેલા બળદો બારણામાં જ રહ્યા.

નગારાંનો શોર હવામાં ઘોર મચાવતો હતો.

પાદરે બંદૂકના ધડાકા સંભળાતા હતા.

બાળકોની ચીસો એ બંનેના અવાજોમાંથી પણ તરી આવતી હતી. બંદૂકના ધડાકાએ ગામની હવાને ધ્રૂજતી નાંખી હતી. ધ્રૂજતી હવા લોકોના દિમાગને ઉત્તેજિત કરતી હતી.

ધાડ !

એ તો પીંઢારાના સમયમાં પડી હશે. ગામે ત્યાર પછી એ ઉત્પાતનો અનુભવ કર્યો નહોતો.

ઝઘડા તો ગામમાં રોજિંદા થતા હતા. ને લાઠી ને ધારિયાં પણ અનેકવાર ઊછળતાં હતાં. લોહીની છાંટથી ધરતી છંટાઈ હતી. પણ તે કલહકંકાસ આપસઆપસમાં હતા. એવી તો કઈક લડાઈ થઈ હતી ને એવા પ્રસંગો પણ ઘણા આવી ગયા હતા. પણ એ કિસ્સાઓએ ગ્રામજનતાના હૈયાને માત્ર ઉપરછલ્લો સ્પર્શ કર્યો હતો ને ત્યારે લોકો, " એ તો ચાયલા કરે એવું " એમ માનીને જરાતરા વાતો કરી બેસી રહેતા ને બંને પક્ષની ટીકા કરતા, ગાળો ભાંડતા; લડાવતા ને છૂટા પાડતા જીવ્યે જતા હતા.

પણ આજનો પ્રસંગ અપૂર્વ હતો !

ધાડ !

ધાડ ! ધાડપાડુ ! ગોળીબાર !

છાપામાં આવતાં કાઠિયાવાડની, મધ્યપ્રદેશની ને બીજા ભાગોની ધાડોનાં બયાન લોકો વાંચતા હતા. પરંતુ જ્યાં સુધી જાત પર વીતે નહીં ત્યાં સુધી પૂરો ખ્યાલ આવે નહીં ને એવો ખ્યાલ લાવવાની કે વિચારવાની જરૂર પણ કોને હતી ?

પાદરેથી કરુણ ચીસો આવવા લાગી. ગેમલાને ત્યાંની સ્ત્રીઓનાં રુદન અને બાળકોની ચીસોથી પાદર ગાજી ઊઠયું હતું. ધડાકો થતો ને એ આર્તનાદની માત્રા વધી જતી. ને એ થોડી થાય એટલે તો બંદૂક વળી ગાજી ઊઠતી ને તે સાથે જ રોકકળની માત્રા વધી જતી.

ગામ એક હતું પણ ગામતખ્તાને બે ખૂણે બે દશ્યો એકી સાથે ભજવાઈ રહ્યાં હતાં. ગામપાદરે આવેલ ગેમલ-શેઠની દુકાનમાં ધાડીઆ ધાડનું તાંડવ ખેલી રહ્યા હતા. ગામમાં લોકો આવી પડેલી–અચાનક આવી પડેલી–આપત્તિનો સામનો કરવા ઊમટી રહ્યા હતા.

બંને દશ્યો જુદાં હતાં. બંનેનાં પ્રેરકબળો પણ અલગ હતાં. બંનેના પેંતરા પણ અલગ હતા.

દુકાનના બારણામાં એક બંદૂકધારી ઊભો ઊભો હવામાં ગોળીબાર કર્યે જતો હતો. દોરીલોટો લઈને આવેલા પોતાના બાપ નેમા મારવાડીની બેચાર કબલાંની દુકાનમાંથી અનાજ–કરિયાણું ને બીજી પરચૂરણ ચીજોના વેપારી બની ગયેલા અને ભીડભાડે શાહુકારી કરતા ગેમલ શેઠની હવેલીમાં બૂમરાણ મચી રહી હતી.

ભંજાતાની ભરબર ઘરાકીટાણે એની દુકાનમાં પેટ્રોમેક્ષ સળગતી હતી. દુકાનના ગલ્લા પર ગેમલનો નાનો ભાઈ છીતુ બેસતો હતો. સામેના ઓટલા પર તકિયાનું ટેબલ બનાવી ગેમલ શેઠ ચોપડા લખતો હતો. ઓટલાને એક ખૂણે " આ આખી જમાવટનાં મૂળ મેં જ નાંખ્યા છે, " એ ખ્યાલને સતત મનમાં ઘૂંટતો ને એમાંથી જન્મતા હુંપદના આનંદની ધ્રુજારીથી ધ્રૂજતો નેમલો ડોસો તકિયે આડો પડ્યો હતો.

બહાર અંધારું થવા આવ્યું હતું. પણ અંદરની લાઈટને કારણે લોકો ઉઝડવાના હતા.

એવે સમયે એક આદમી દુકાનમાં દાખલ થયો ને તેણે તમાકુ માંગ્યો, સિગારેટ માંગી ને પછી તેણે ભાવતાલમાં રકઝક કરી મૂકી. એટલે તો ગેમલનો પિત્તો ગયો ને તે બેઠો થઈ ગયો. જીવનની શરૂઆતથી એને સફળતા વરી હતી એટલે એના મગજમાં એક જાતની ખુમારી હતી. ગેમલ માનતો હતો કે એનું વાક્ય એટલે જનાર્દનનું વાક્ય ! એનો બોલ છેવટનો ! દુનિયામાં અનુકૂળતા આવે એટલે માણસ જીવનનાં વિવિધ ક્ષેત્રોમાં સફળતા મેળવે ! બે કબલાંની દુકાનમાંથી ગેમલ જનરલ વેપારી થઈ પડ્યો હતો. એ વિકાસ એના સમયમાં સધાયો હતો. એ એમ માનતો હતો કે એ વિકાસ એણે પોતે સાધ્યો હતો. એ સિદ્ધિ એના મનમાં એક પ્રકારની દઢતા જન્માવી ગઈ હતી. જરા સરખો વિરોધ પણ એનાથી સહન થતો નહોતો ગામના ભલભલા નથ્થુભાઈને પણ તડફડ સુણાવી દેતાં એને વાર લાગતી નહોતી. તેથી તો કેટલાય એને ' શરમ વગરનો નાગો ' કહેતા. તે જાણી ગેમલને આનંદ થતો. લોકોમાં ચાલતી એની વિષેની એ કહેતી વધુ જોર પકડે એવું જાણીબૂઝીને એ કરતો. એ સહેતુક હતું. ગેમલ ખંધો હતો. નાગા કે શરમ-

વગરના કહેવાવાથી શું બગડી જવાનું હતું ? ઊલટાનો એને તો એથી લાભ થતો હતો. ઉઘરાણી પાકી જતી હતી ને કોઈ સહેજમાં ઉધાર માંગવાની હિંમત કરતું નહોતું.

ગેમલનો પિત્તો ગયો ને તેણે પેલા આદમીને સુણાવી દીધું, "જોઈતું હોય તો લે ની તો રસ્તો પકડ ! મારે મોડું થાય !" તે બોલતી વખતે તેના મોં ઉપર ઠંડા તિરસ્કારની એક છાયા પથરાઈ ને પેલાના દિલમાં ઘા કરી ગઈ. સમૃદ્ધિને ખોળે આળોટતો ગેમલ પોતાને કોઈની જરૂર નહોતી એવું માનતો હતો ને વખત આવ્યે એ વાત છતી કરી લોકોને સરળતાથી સમજાઈ જાય એવી રીતે વર્તતો હતો. પેલા આદમીએ આ જોયું. એને ચોંટી ગઈ. લાગલો જ એ ગેમલ તરફ ધસ્યો ને બેચાર ગાળ સુણાવી દીધી. ત્યાં તો એક ટોળી ટપકી પડી. ટોળીના આદમીઓ બુકાનીવાળા ને ડાંગધારીઓ હતા. તેઓ વધુ ખટપટ વગર ગેમલ અને નેમા શેઠ પર ધસી આવ્યા ને તેમને એકેકો ડાંગનો ભધકો ચડાવી દીધો.

બૂમરાણ મચી ગઈ. મારામારી થાય ત્યાં કોણ ઊભું રહે ? દુકાને માલ લેવા આવેલાં સરી ગયાં ને છપતાં છપતાં ખસી ગયાં. તેમને ફિકર પડી કે રખે ડાંગનો માર એમના ઉપર પણ પડે ! એમને પોતાની જાતની સલામતીની ફિકર પડી તે વખતે એમના મનમાં પોતાની જાતને થઈ પડનારી નુકસાનીની ગણત્રી પ્રબળ બની હતી. જીવનમાં સામાજિક હેતુ જેવી પણ કોઈ ચીજ છે તેનો ખ્યાલ તેમને તે વખતે રહ્યો નહીં. સ્વજીવનની ચિંતા, સ્વરક્ષણની ઇચ્છા એમને ત્યાંથી ખસી જવાને પ્રેરણારૂપ બની.

પણ ખસી ગયા પછી એમનામાં રહેલી બીજા પ્રત્યેની સ્વાભાવિક શુભેચ્છા જાગૃત થઈ. માણસ મરવા પડે, માણસ ઉપર આપત્તિ આવી પડે ત્યારે આઘો ઊભો હાથપગ જોડી બેસી રહે તે માણસ જ નહીં ! ખસી ગયેલાંના દિલમાં ખસી ગયા પછી એ ખ્યાલ આવ્યો. થોડે દૂર જઈ એમાંથી ત્રણેક જણા પાછા આવ્યા અને હવેલીની ઓથમાં રહી બંદૂકધારીને છૂટા પથરા મારવા મંડ્યા. બંદૂકની નળી પથ્થરની દિશામાં વળી. ગોળીઓનો પ્રવાહ સામે જ નિર્વિકાર ચિત્તે ઊભેલાં શાળાનાં મકાનનાં છાપરાંનળિયાંને ખણખણાવતો હવામાં ઊડી જવા લાગ્યો.

બંદૂકમાંથી છૂટતી ગોળી હવામાં સૂસવાટા ભરતી હતી. એમાંથી એક સૂરાવલિ જન્મતી હતી. પણ એ સૂરાવલિ મોતનાં ગીતની સૂરાવલિ હતી. એ સૂરો લોકોના દિલને જિંદગીનો આનંદ અર્પતા નહોતા. એ સૂરો મોતના મરશીઆના હતા.

લોકોનાં હૈયાં ફડફડતાં હતાં. એમના દિલમાં ચિંતા હતી, ભય હતો, જાતની ફિકર હતી. પણ ધીમે ધીમે એ જાતની ફિકર-પોતાની જાતની ફિકર સમૂહની ફિકરમાં પલટાઈ ગઈ ને સમૂહના–સમસ્ત ગામના એક અંશ એવા ગેમલ શેઠની આપત્તિ તેની એકની જ નહીં પણ સારા ગામની આપત્તિ બની ગઈ.

આમ તો ગેમલ શેઠ પ્રત્યે કોઈને વહાલનાં કુંડાં ઊભરાતાં નહોતાં. રોજરોજ વધતી જતી એની સમૃદ્ધિ લોકોના દિલની અદેખાઈનું કારણ હતી. માલના ભાવતાલ, લોકો સાથેનું એનું વર્તન વગેરેથી લોકોનો ગેમલ સાથેનો સંબંધ નાછૂટકે રાખવો પડતો સંબંધ હતો છતાં પણ એ બધી અંગત રાગદ્વેષની વૃત્તિઓ પેલાં પ્રભાતનાં અજવાળાં આભમાં પથરાય ને દબાઈને ઝંખવાઈ જતા તારાઓની જેમ દબાઈ ગઈ. લોકોના દિલમાં પેલા વૈષ્ણવ-જનની પરપીડાને પિછાણનારી વૃત્તિ પ્રબળ બની ગઈ. અંગત ફિકર અને દ્વેષ જતાં રહ્યાં. સમગ્ર ગામની ચિંતા બધાના મનમાં પેસી ગઈ. કોઈ એક બોલી ઊઠ્યો: "ડોશી મરે પણ જમ પેધો પડે તેનું શું ? આજે ધાડિયા ફાવે તો તો કાલે પાછા આવે ! ને પછી એનો છેડો ક્યારે ?"

ફરતી બાજુએથી લોકોની ટોળીઓ જામવા લાગી. તેમાં કાચા હતા, પોચા હતા, બહાદુર હતા, સાદા હતા ને સમજદાર હતા. જુવાન હતા, ઘરડા હતા તો છોકરાઓ પણ હતા.

હવેલી સૌનું લક્ષ્ય બની ગઈ. તે એક આકર્ષણનું મધ્યબિંદુ હતું. ને લોકોની ટોળીઓ ચોમેરથી તે મધ્ય-બિંદુમાં ખેંચાઈ રહી હતી. એ બિંદુ સૌને ખેંચતું હતું. દીવો પતંગિયાને આકર્ષે તેમ હવેલી ગામલોકોને પોતા તરફ ખેંચી રહી હતી.

ટોળીઓ નાની હતી તેમ મોટી પણ હતી.

સૌથી મોટી ટોળી ગામના ઓતરાદા ખૂણામાંથી ધસતી હતી. તેની અને હવેલીની વચ્ચે ઝાડવાં અને એકાકી ઊભેલી એક પાકી પરબડી સિવાય કોઈ આડ નહોતી. હવેલીનાં બારણાંમાં ઊભેલ બંદૂકધારીની બંદૂકમાંથી ઝરતો ધડાકા સાથેનો તણખો તેમને પડકાર ફેંકતો હતો.

પચ્ચીસેક માણસોનું ટોળું હતું. વિધવિધ મંતવ્યો રજૂ થતાં હતાં. ખોપરીની ગત ન્યારી! અનેક ખોપરી ભેગી થઇ હતી. તેમાંથી જાતજાતના અભિપ્રાયો અને વિધવિધ યોજનાઓ બહાર પડતાં હતાં. દલીલોનો રાફડો ફાટ્યો હતો.

કોઈ બોલ્યું, "ખાલી બાર છે."

કોઈકે અભિપ્રાય આપ્યો, "નળીમાં દારૂ મૂકી સળીઆ વડે ફોડતા છે."

તો કોઈકના ફળદ્રુપ ભેજામાં ઊગ્યું, "ભોંયફટાકડા છે, ભોંય ફટાકડા!"

પણ ત્યાં તો દુકાનમાંથી સરી આવેલો એક જણ આવી પહોંચ્યો ને બોલી ઊઠ્યો, "બંદૂક છે, બંદૂક! ને અંદરથી સનસન કરતી ગોળીઓ છૂટે છે, હું અમણેં જ તાંથી આયવો!"

બધા તેની ફરતે વીંટાઈ વળ્યા ને એકસામટા અને જાતજાતના સવાલો પૂછવા લાગ્યા. ટોળાંમાંનાં બધાંને જ કાંઈ ને કાંઈ પૂછવાનું હતું. દરેક જણની ઈંતેજારી ને ઉતાવળ ભારે હતાં. સૌને હવેલીમાં શું બની રહ્યું છે તેની પૂરી વિગતો જાણવાની ભારે ઇચ્છા હતી. જવાબ દેનારો એક હતો. સવાલ હતા અનેક અને અનેક મોઢેથી નીકળતા હતા. શબ્દો પંખી બનીને ટોળાંની ફરતે ઊડતાં હતાં.

અને હનાં ટોળું આગળ વધતું હતું.

રસ્તામાં વલભા સુથારનું ઘર આવ્યું. ખભે વાંસલો મૂકી એ ટોળામાં ભળી ગયો. બાજુની નાળમાંથી દૂબળવાડના દૂબળા આવી પહોંચ્યા. ડંગોરા ને ધારિયાં એમને ખભે ચડીને આવ્યાં હતાં. સંખ્યા વધતી જતી હતી. મારમાર કરતા લોકો આગળ વધતા હતા. હજામવાડ આવ્યો અને ફુરનો હજામ ટોળીમાં ભળી ગયો. એની લુલી રોજ કરતાં વધુ વદવા લાગી લોકોને પાણી ચડતું હતું. બાજુમાં પોતાની કોઢમાં ઊભેલા સોમલા લુહારનું દિલ હાથ ન રહ્યું ને તેણે ખભે ઘોણ મૂકી ચાલવા માંડ્યું. બાજુમાંથી કશનો ખેડૂત આવ્યો તેને ખભે કુહાડો હતો.

હવેલીની ચોમેરથી લોકોનાં ટોળાંઓ હવેલી પર દબાણ નાંખતાં હતાં. ઘડીભર હવાનાં મોજાં પણ ટોળાની સાથે દોડતાં હોય એવું લાગ્યું.

નગારું હજીય વાગતું હતું. એકધારું ને એક જ ઢબે. નગારાવાળાને નગારું વગાડવા સિવાય બીજું કોઈ ભાન જ ન હોય એમ લાગતું હતું.

બંદૂકધારી પર પથ્થરો ફેંકાતા હતા. જે દિશામાંથી પથ્થરો ફેંકાતા તે દિશામાં બંદૂકનું નાળચું ફરતું હતું પણ ત્યારે બીજી દિશામાંથી પથ્થરનો વરસાદ વરસતો હતો. કોળીઓને કોઈ સૂચના દેનારું નહોતું કે નહોતું કોઈ વ્યૂહરચના રચનારું. છતાં આપઅક્કલે ખૂણાઓમાંથી વારાફરતી પથ્થરોનો મારો થતો હતો. લોકો આપમેળે સમજી ગયા હતા કે ધડાધડ છૂટતી ગોળીઓ સામે અદ્ધર દોડી જવું એ ખતરનાક હતું. ટોળાંનો ખ્યાલ દૂર રહીને પથ્થરો મારી ધાડીઆનાં કારતુસ ખલાસ કરાવવાનો હતો. હોકારાથી ગામનું પાદર ગાજી ઊઠ્યું હતું. મારમાર કરતા લોકો ધાડપાડુ પર દબાણ વધાર્યે જતા હતા.

બંદૂકધારી અકળાઈ ઊઠ્યો. એક પથ્થરે તેના પગને ટોચી નાંખ્યો ને તેનાથી રાડ પડાઈ ગઈ. તે હવેલીના ઓટલા પર ચડી ગયો.

શત્રુની પીછેહઠ જોઈ લોકોનો જુસ્સો વધતો હતો.

ઓતરાદિ દિશાનું ટોળું આગળ વધવા લાગ્યું. ક્યાંકથી ઘેલિયો લંગડ ટપકી પડ્યા. લંગડા પગની ખોટ પૂરવા રાખેલ ઘોડીને ટેકે તે સફસતો હતો. વચ્ચે વચ્ચે તે બીજા હાથમાં રહેલ લાકડી ઘુમાવતો હતો. લંગડભાઈ! ચાલવાનાં તો ઠેકાણાં નહોતાં પણ આજનું તો ટાણું જ અપૂર્વ હતું. એનો મહિમા જ અનેરો હતો. જે હાથ આવ્યું તે લઈ લોકો દોડતા હતા. એમાં બહેરા હતા, બોબડા હતા, લંગડ હતો. હતી તેટલી બધી શક્તિ વાપરવાનો નિરધાર હતો. જાન પર આવી લોકોએ બાજી લગાવી દીધી હતી.

ગામને પાદરે ધીંગાણું મચી જવાનાં એંધાણ ચોખ્ખે ચોખ્ખાં વરતાતાં હતાં.

પણ કોઈ માતાએ પોતાનાં પેટના જણ્યાને ઝુકાવતાં રોક્યા નહીં. કોઈ પણ પત્ની પડખું સેવનારને ગળે પડી નહીં. કોઈ બાળક રડ્યું નહીં.

બંદૂકધારી ઓટલે ચડી ગયો ને લોકોનું જોર વધી ગયું. તેમને એમ લાગ્યું કે ધાડીઆ ગભરાયા છે, અકળાયા છે. તેની સહેજ સરખી પીછેહઠે લોકહલ્લાનું જોર બમણું બની ગયું. બધી કાળજી નેવે મુકાઈ ગઈ. ઉત્સાહનો ઊભરો ટોળાંના જુવાન દિલને તાણી ગયો. પાકા લોકો સાચવીને કામ લેવા બૂમો પાડતા હતા. પણ જુવાનોનાં માથાં ફરી ગયાં. એમના દિલમાં શત્રુને ફદ ભોંય ભેગો કરવા તાલાવેલી જાગી ઊઠી.

હજામની પાણી ચડાવતી વાણી ચાલુ હતી.

ઘેલિયો લંગડ ઘોડી દબકાવતો આગળ જવા મથતો હતો.

દૂરથી આવતો નગારાંનો અવાજ ભૂરકી નાંખતો હતો.

જુવાનોનો દિમાગ ફરી ગયો. એમણે આંધળુકિયાં કર્યાં. એમનો એ ધસારો મધ્યયુગના રાજપૂતોનાં 'કેસરિયાં'ની યાદ અપાવતો હતો. લોકો પણ તેમની પાછળ ખેંચાયા.

જાતની સલામતી, અગમચેતી, વ્યૂહરચના, ધાડપાડુનો મરણીઓ સ્વભાવ, ઘલડેરાંની શિખામણ, વંટોળ આવે અને પાદરે પડેલાં પીપળાનાં સુકાં પાંદડાં ઊડી જાય એમ ઊડી ગયાં.

મારમાર કરતા લોકો હવેલી તરફ ધસવા લાગ્યા ને એક દિશામાંથી હલ્લા થતાં ચારે બાજુથી લોકો ઉમટી પડયા.

ધાડપાડુઓએ પીછેહઠ કરી. હવેલીમાંથી એમની ટોળી બહાર પડી અને વ્યવસ્થિત બની ગઈ. એક જ હારમાં એ પાછળ હટવા લાગ્યા, એમના હાથમાંની વીજળીની બત્તીઓ ઝળહળી રહી હતી. એના પ્રકાશને કારણે લોકો ધાડપાડુનાં મોંમાંથી જોઈ શકતા નહોતા. પ્રકાશને ઓથે પાપ છુપાતું હતું.

ચારે બાજુથી "મારો, પકડો, દોડો "ની બૂમો પડતી હતી. હવેલીમાંથી હવે રુદન એકધારું સંભળાતું હતું.

બંદૂકધારીની બંદૂકમાંથી હવામાં ધડાકા થયા કરતા હતા.

જુવાનિયાનું ટોળું ધસી ગયું.

વીજળીના પ્રકાશમાં કશું સૂઝતું નહોતું.

શત્રુને જેર કરવાનો એક જ ખ્યાલ લોકોના મનમાં રમતો હતો. ત્યારે બીજી કોઈ બાબતની હસ્તી તેમને માટે રહી નહોતી. બસ એક અને એક જ ધૂન સમસ્ત ગામને લાગી હતી બસ એક જ વાત એમના દિલની એરણ ઉપર હથોડાની જેમ ટકરાતી હતી.

સમસ્ત ગામ એક વિરાટ માનવ બની ગયું ને બધા લોકો એ એક જ વિરાટનાં અંગો બની ગયા. એ વિચાર જાગૃત થઈ ગયો હતો. એણે જાગીને ગામના શત્રુને ભરખવા પ્રવૃત્તિ આદરી હતી. ગામ પર ત્રાટકી પડેલી આપત્તિ એક પ્રેરક બળ બની ગયું. વિરાટનાં અંગો એનાથી દોરાતાં હતાં. ગામડામાં અકલ્પ્ય એવી વ્યવસ્થા જામી ગઈ. અદ્ભુત એવું યોજનાકૌશલ્ય છતું થયું.

વિરાટની ભીંસ ભારે હતી—જાણે એક વિરાટકાય અજગર ભરડો લેતો હતો.

ધાડીઆના ટાંટીઆ ધ્રૂજી ગયા.

ધાડીઆ જીવ પર આવી ગયા.

જુવાનજોધ ગુલબો નાયકો એમની નજીક આવી ગયો ને તેણે બંદૂકધારીની ઉપર પોતાની બેટરીનો પ્રકાશ છોડયો. બંદૂકમાંથી ગોળીઓ છૂટી. એક ગોળી જુવાનના પેટમાં ઘૂસી ગઈ અને અંદર ફરી વળી. બીજી એક ગોળી એની જાંઘ વીંધીને બહાર નીકળી ગઈ. ગુલબો પડયો.

તે દેખીને મકનો અને રણછોડ મરણીઆ બનીને ત્રાટકી પડ્યા. ને તેમનામાંના એકના ખભામાં ગોળી ઘૂસી ગઈ ને બીજાનું પડખું ઘવાયું. રણછોડ બેસી પડ્યો. લોકો તેમની ફરતે ફરી વળ્યાં.

દરમિયાન જીવ લઈ ધાડપાડુ ભાગવા લાગ્યા.

મારમાર કરતું એક ટોળું તેમની પાછળ પડયું.

બંદૂકધારીએ પાછા ફરી એકની સામે બંદૂક તાકી પણ તેમાંથી ગોળી છૂટે તે પહેલાં તો પેલાના ધારિયાના એક ઝાટકે બંદૂકનું નાળચું જમીનમાં મોં માંડી ગયું.

હવે ધાડીઆ જીવ લઈ નાઠા!

ગામ બહાર અંધારનો અફાટ સાગર ઊભરાતો હતો. હવાનાં મોજાં સાથે એ અંધારનાં મોજાં ગામને ભરખવા 'ધસતાં હતાં.' એ અંધારમાંથી મોતનાં મોજાં જેવા ધાડપાડુ ગામમાં ધસી આવ્યા હતા. જાણે મોત જીવનને ભરખવા ધસી આવ્યું હતું, પણ ગામનું જીવન જાગી ઊઠયું હતું—જાગી સક્રિય બની ગયું હતું અને જીવન અને મોત વચ્ચે, અંધારાં અને અજવાળાં વચ્ચે, પાપ અને પુણ્ય વચ્ચે ખુનખાર યુદ્ધ જામી ગયું હતું.

ગામના બત્રીસ લખણા જુવાને જાનકુરબાની કરી હતી. એ બત્રીસ લખણાના રક્તથી અર્ચાયેલ વિજયશ્રી જ્યારે ગામને વરી ત્યારે ધાડપાડુનું પાપ ગામ બહારના અફાટ અંધારમાં અંધાર બની સમાઈ ગયું.

પણ ગામના એક બત્રીસ લખણાની જિંદગીનો દીવો હોલવાઈ ગયો. એક જુવાનની આશા, આકાંક્ષા ધૂળમાં મળી ગયાં.

જુવાનોનાં લોહીથી ગામની ધરતી રંગાઈ ગઈ. પણ પોતાનું લોહી વહાવી નૂતન જીવન જન્માવતી માતાની જેમ ગ્રામજનતા નવો જનમ પામી.

આખી રાત નાતજાતના જુગજૂના ભેદ ભૂલી ગામજનતા ખાધાપીધા વિના ગુલબાનાયકાના આંગણામાં બેસી રહી.

# અશ્લીલતા—સાહિત્યિક દૃષ્ટિએ

—અનિરુદ્ધ બ્રહ્મભટ્ટ

'**માનવ**'ના ગયા અંકમાં અશ્લીલતા વિશે હેન્રી મિલર અને ન્યાયાધીશ શ્રી. દવેનાં દૃષ્ટિબિન્દુઓ મેં સંક્ષેપમાં રજૂ કર્યાં હતાં. એ વિશે વિચારતાં કંઈક વિશેષ કહેવાનું પ્રાપ્ત થાય છે.

અશ્લીલતાના બચાવમાં એક બહુ જ જાણીતી દલીલ આગળ ધરવામાં આવે છે: જીવનમાં જે હોય તે સાહિત્યમાં પણ આવી શકે. જીવનમાં જો અશ્લીલતા જણાતી હોય તો વાસ્તવનું નિરૂપણ કરતું સાહિત્ય એને પણ નિરૂપે. જીવનમાં અનીતિનાં ધામ ચાલી રહેલાં હોય, આપણે બધા જ એ જાણતા હોઈએ, તો પછી સાહિત્યમાં એની સામે આંખ આડા કાન કરવાની શી જરૂર?

જીવન અને સાહિત્યના સંબંધનો વિચાર કરતાં આ દલીલનો ઉત્તર આપમેળે મળી રહેશે. કોઈ સામો પ્રશ્ન પૂછે: જીવનમાં જે હોય તે બધું જ સાહિત્યમાં યથાતથ સ્થાન પામે? આના ઉત્તરમાં એમ કહી શકાય કે જીવનમાં જે હોય છે એ પ્રત્યેક વસ્તુ, વિચાર અને બનાવનું સ્થાન સાહિત્યમાં હોઈ શકે; સારું અને ખરાબ બન્નેય એમાં નિરૂપી શકાય, પણ તે એક શરતે કે તે બધું જ સાહિત્યિક બનીને આવે. જીવનમાં જેવું છે તેવું જ સાહિત્યમાં શોધવા કે નિરૂપવા જઈએ તો માનવું કે રસ્તો ભૂલ્યા છીએ સાહિત્યમાં જે સ્થાન પામે છે તે જીવનમાંથી મળી રહે છે પણ તેના નિરૂપણમાં હેય-ઉપાદેયનો વિવેક કરવાનો રહે છે. આ વિવેકદૃષ્ટિ સાહિત્યજગતને વ્યવહારજગતથી જુદું પાડે છે. આને કારણે સાહિત્યની અને વ્યવહારની ભાષામાં પણ પાયાનો ભેદ રહેલો છે. વ્યવહારમાં વપરાતા શબ્દોનું પ્રયોજન એમના સંકેત પૂરતું મર્યાદિત હોય છે. સાહિત્યના શબ્દો 'તેજે ધરેલા' હોય છે. વ્યંજનાનું વાતાવરણ એમની આજુબાજુ જામેલું હોય છે. અને એમાં શ્વાસ લઈને એ શબ્દો કાળની સામે થઈને જીવી રહ્યા હોય છે. ટૂંકમાં, સાહિત્યની ભાષા અતિક્રમણશીલ હોય છે.

આટલા પ્રાક્કથન પછી અશ્લીલતાનો મુદ્દો વિચારીએ. અશ્લીલતાનો અર્થ સાધારણ રીતે ઘટાવાય છે તે આ—સ્ત્રી-પુરુષના જાતીય સંબંધોનાં ઉઘાડાં વર્ણન અને એમનાં અંગો-ઉપાંગો કે ઇન્દ્રિયો વિશેની વાતો.

સાહિત્યમાં એ ન આવી શકે?

આ પ્રશ્નના જવાબમાં એક દલીલ કરવામાં આવે છે—દાક્તરીવિદ્યાનાં અને શરીરવિજ્ઞાનનાં પુસ્તકોમાં જો એનાં વર્ણનો આવી શકતાં હોય, એમનાં ચિત્રો આલેખી શકાતાં હોય, તો નવલકથા કે નવલિકામાં લેખક એમનું નિરૂપણ કરે એમાં વાંધો લેવાવો જોઈએ નહીં. આ દલીલનો જવાબ આપતાં પહેલાં દાક્તરીવિદ્યા કે શરીરવિજ્ઞાનના સાહિત્ય અને નવલ-નવલિકાના સાહિત્ય વચ્ચેનો ભેદ સમજી લેવો જરૂરી છે. ડી ક્વીન્સીને અનુસરીને કહીએ તો પ્રથમ પ્રકારનું સાહિત્ય એ શાસ્ત્રીયસાહિત્ય (Literature of Knowledge) અને બીજા પ્રકારનું સાહિત્ય એ સર્જનાત્મક સાહિત્ય (Literature of Power) છે. બન્નેનાં ધ્યેય જુદાં છે; બન્નેનાં ક્ષેત્ર જુદાં છે. આથી, એકમાં હોય તે બીજામાં પણ હોઈ શકે એવી દલીલ ટકી શકે તેમ નથી. બન્ને પ્રકારના સાહિત્યમાં આવતા એ બનાવો, વિચારો કે વસ્તુઓના નિરૂપણનાં પ્રયોજન જુદાં જુદાં રહેલાં છે. જે જાતનું નિરૂપણ દાક્તરીવિદ્યાનાં પુસ્તકોમાં થયેલું હોય છે, એવું જ નિરૂપણ સર્જનાત્મક સાહિત્યનાં સ્વરૂપોમાં થયેલું નથી હોતું એ તો સ્પષ્ટ જ છે.

તો શું એ વર્ણનો સર્જનાત્મક સાહિત્યમાં ન આવી શકે? શરૂઆતમાં કહેલી શરત ફરીથી યાદ કરી લઈએ—એ વર્ણનો સાહિત્યિક બનીને આવવાં જોઈએ; એમનાં વર્ણનોની ભાષા સાહિત્યની હોય. સાહિત્યિક બનીને આવે એટલે શું તે હવે વિચારવાનું રહ્યું. એનો અર્થ એ કે એ વર્ણનોનું સ્વતઃ કોઈ મૂલ્ય ન હોય; એમની પર્યાપ્તિ સાહિત્યિક રચના-પ્રક્રિયામાં જ હોવી જોઈએ એ દૃષ્ટિએ થતાં વર્ણનોમાં ભલે પછી છેક નીવીબંધ સુધીની આવે, એ અશ્લીલ નહીં ગણાય. રચનાપ્રક્રિયાની મર્યાદામાં રહીને આવતાં એ વર્ણનો

વિકૃતિને ઉત્તેજતાં નથી. સાહિત્યિક રચનાના આવા બે દાખલા મને યાદ આવે છે. એક છે સ્વ. સઆદત હુસેન મન્ટોની 'ખોલ દો' નામની વાર્તા. એનું વસ્તુ ટૂંકમાં કંઈક આ પ્રમાણે છે:

માંદગીમાં બેભાન બનેલી એક સ્ત્રીને દવાખાનામાં લાવવામાં આવી છે. નર્સો અને દાક્તરોનું ટોળું એની પથારી પાસે ભેગું થયેલું છે. દવાખાનાની રૂમની બારીઓ પર પરદાઓ નાંખી દેવામાં આવ્યા છે. દરદીની હાલત જોતાં દાક્તરે પરિચારિકાઓને કહ્યું: 'ખોલ દો' અને બારી પરના પરદાઓ ખસેડી નાખવામા આવ્યા. આ સમયે પેલી બીમાર અને બેભાન સ્ત્રીનો હાથ એના નીવીબંધ તરફ વળે છે અને એ એને છોડી નાંખે છે. બધાં સ્તબ્ધ બનીને જોઈ રહે છે.

આમાં વાર્તાકારને જે કહેવું છે એ એણે સ્પષ્ટ રીતે કહ્યું નથી, પણ સૂચનથી અસરકારક રીતે કહ્યું છે. બીમાર હાલતમાં પડેલી એ સ્ત્રી કોઈ વેશ્યા હોવી જોઈએ. જીવનમાં 'ખોલ દો' શબ્દોનો અર્થ એણે માત્ર આટલો જ જાણ્યો છે—નીવીબંધ ખોલીને દેહને સોંપી દેવો ! જીવનની કેટલી નિરાધારિતા કે બેભાન અવસ્થામાં પણ એ એને ભૂલી શકતી નથી !

નીવીબંધની વાત એ મહાન વાર્તાકારે એવી રીતે અને એવી જગાએ કરી છે કે એને ભાગ્યે જ કોઈ અશ્લીલ કહી શકે. એ વિકૃતિને ઉત્તેજતી નથી પણ વાચકના ચિત્તમાં સમાજની એક પરિસ્થિતિનો સચોટ ચિતાર આપી એ સ્ત્રી પ્રત્યે સહાનુભૂતિ ઉપજાવે છે.

આનાથી જરા જુદા પ્રકારનો પ્રસંગ છે મહાભારતમાંથી. યુદ્ધ પૂરું થઈ ગયું છે. રણભૂમિ પર લોહીની ગંગાતાં અનેક શબો પડ્યાં છે. ભૂરિશ્રવાનું છેદાયેલ અંગોવાળું લોહીઝરતું શબ જોઈ ને એની પત્ની જે વિલાપ કરે છે તે આ દષ્ટિએ નોંધપાત્ર છે—

अयं स रशनोत्कर्षी पीनस्तनविमर्दनः ।
नाभ्यूरुजघनस्पर्शी नीवीविस्रंसनः करः ॥

ભૂરિશ્રવાના કપાયેલા દૂર જઈ ને પડેલા હાથને જોઈને એની પત્ની વિલાપ કરે છે: પીન સ્તનોને મર્દનારો, નાભિ, ઉરુ, જાંઘોને સ્પર્શનારો અને મેખલાને દૂર કરીને નીવીબંધને છોડનારો આ હાથ !—

ગજબની હિંમત છે મહાભારતકારની. બિભત્સ રસની સાથે એના આનુષંગિક રસ તરીકે એ શૃંગારને લાવે છે. આ ઉચિત છે ખરું ? પ્રથમ દૃષ્ટિએ તો એ જરા વિચિત્ર લાગે છે. પણ જ્યારે વિચારીએ ત્યારે લાગે કે એક યુવાન પત્ની પોતાના યુવાન પતિના હાથને જોઈ ને એનાથી વધારે મહત્ત્વનું બીજું યાદ પણ શું કરે ? આ વર્ણન વાચકને આઘાત નહીં પહોંચાડે. ઊલટું, બિભત્સની સાથે મળતો કરુણનો પ્રવાહ એમાં જણાશે. આ રીતે આ વર્ણન મહાભારતકારના હેતુને સંગત જણાશે. એને અશ્લીલ નહીં કહી શકાય.

જે વર્ણન લક્ષ્યચ્યુત બનીને આવે છે, વર્ણનને ખાતર વર્ણન તરીકે એકાંગી બનીને આવે છે, તેની ગણના અશ્લીલમાં થવી જોઈએ એમ હું માનું છું. સહૃદયને એ ઉદ્વેગકર જણાશે. એવાં લક્ષ્યચ્યુત વર્ણનોની આસપાસ જ પોતાની સિદ્ધિનું વર્તુલ દોરવા માગતો સર્જક જરૂર અશ્લીલતાનો દોષ વહોરી લે છે. સાહિત્યકૃતિના સ્વરૂપને બાજુએ મૂકી ગલગલિયાં કરે એવાં વર્ણનો આપવાં એ કોઈ પણ પ્રકારે ઉચિત નથી.

આપણાં કેટલાંક દૈનિકપત્રો અને વાર્તામાસિકોમાં તો વાર્તાઓમાંથી જાણી કરીને એવાં વર્ણનોમાંથી કેટલાંક વાક્યો ઉઠાવી, મથાળે મોટા ટાઈપમાં છાપીને એ તરફ વાચકોનું ધ્યાન દોરવામાં આવે છે ! સંદર્ભમાંથી છૂટાં પાડેલાં વાક્યો કે ગદ્યખંડો કલાકૃતિના સાહિત્યિક સ્વરૂપને સમજાવવા અસમર્થ હોય છે, એટલું જ નહીં પણ ક્યારેક એ કલાકૃતિના ઉચ્ચ હેતુને અન્યાય કરનાર પણ બની રહે છે. જો કોઈ 'વિવેચક' આ મહત્ત્વની વાતને વિસારે પાડીને કૃતિમાંથી સ્ત્રીપુરુષના જાતીય સંબંધો દર્શાવતાં કે અંગોનું સ્પષ્ટ નિરૂપણ કરતાં વાક્યો કે ગદ્યખંડો સંદર્ભમાંથી છૂટાં પાડીને એમની હારમાળા કરવાનું અને અનશ્લીલના બચાવને નામે અશ્લીલતાનો વાવટો ઉડાડવાનું કાર્ય કરવા માંડે, તો જાણવું કે એમાં નથી મળતો કલાકૃતિને સાચો ન્યાય કે નથી થતી નીતિની રક્ષા. ખીજેલા અને ભડકેલા માનસનું એ પરિણામ ગણાય.

ઔચિત્યબુદ્ધિને જો એવાં વર્ણનો ખૂંચે તો જરૂર એનો નિર્દેષ કરવો જોઈએ. બાકી 'સ્તન,' 'ઉરુ, કે 'નીવી' જેવા શબ્દોથી ભડકવાની જરૂર ન હોય. હા, એમાં પ્રમાણભાન ગુમાવીને લેખક પોતાની નબળાઈ ને કારણે કે હીનવૃત્તિ સંતોષવાના મોહને કારણે એવાં વર્ણનો કરે, ત્યારે એ સામે લાલબત્તી ધરવાની છે અચૂક. આવી

નિર્ણયશક્તિ સૂક્ષ્મ ઔચિત્યબુદ્ધિની અપેક્ષા રાખે છે. ઉત્તમ અને વિશાળ વાચનથી સંસ્કારાયેલું ભાવકચિત્ત સહૃદયનું એ કર્તવ્ય બજાવી શકે. આચાર્ય ક્ષેમેન્દ્રને આ સ્થાને યાદ કરવા જોઈએ. અલંકારનું અનૌચિત્ય બતાવતાં કવિ ચન્દ્રકનો એક શ્લોક એમણે ટાંક્યો છે:

खगोरिक्षप्तैरन्त्रै स्तरुशिरसि दोलैव रचिता
शिवा सुप्ताहारा स्वपिति रतिखिन्नेव वनिता।
तृषार्तो गोमायुः सरुधिर मसि लेढि बहुशो
बिलान्वेषी सर्पो हतगजकराग्रं प्रविशति॥

યુદ્ધમાં થયેલા સંહાર પછીની સ્થિતિનું આ વર્ણન છે—વૃક્ષોની ટોચો પર પક્ષીઓએ આંતરડાં નાંખીને જાણે ઝૂલા બનાવ્યા છે, ભોજનથી તૃપ્ત શિયાળવી સંભોગથી પરિશ્રાન્ત રમણીની જેમ સૂઈ રહી છે, તૃષાર્ત શિયાળ રુધિરથી રંગાયેલી તલવારને વારંવાર ચૂસે છે અને દરને શોધતો સર્પ મરેલા હાથીની સૂંઢમાં પ્રવેશ કરે છે.

આમાં મનુષ્યના માંસના આહારથી તૃપ્ત થઈને સૂતેલી શિયાળવીની રતિક્રીડાથી શ્રમિત બનીને પડેલી સુન્દરીની સાથેની સરખામણી અનુચિત છે. સહૃદયને માટે એ ઉદ્વેગકર છે. ઔચિત્યભાન ગુમાવીને વર્ણનમાં લપસી પડતા કવિની નબળાઈની એ પરિચાયક છે.

અશ્લીલ–અનશ્લીલ વિશે વાત કરતાં હવે આપણે ઔચિત્ય–અનૌચિત્યના મુદ્દા પર આવી પહોંચ્યા. આ બન્નેની સાથે 'નીતિ 'ને પણ જોડવામાં આવે છે. આ 'નીતિ' શબ્દનો સંકેત બદલાતો રહે છે. વળી નીતિ પણ અનેક પ્રકારની હોય છે. પહેલાં મુંબઈ રાજ્યમાં એક પુરુષ એકી સાથે એક કરતાં વધારે સ્ત્રીઓને પરણી શકતો. પણ કાયદો થયા પછીથી એ સ્થિતિ આજે અનીતિયુક્ત ગણાય. પણ પાકિસ્તાનમાં એ અનીતિ નથી ગણાતી. આમ સમયે સમયે અને સ્થળે સ્થળે નીતિની વિભાવના બદલાતી રહે છે. સાહિત્યમાં એને સ્થાયી મૂલ્ય તરીકે શી રીતે સ્વીકારાય? જો એ બંધન સ્વીકારવા જઈએ તો 'શાકુન્તલ'માં પોતાને અનેક રાણીઓ હોવા છતાં આશ્રમકન્યા શકુન્તલા સાથે લગ્ન કરતો દુષ્યંત અનીતિવાન ઠરે. પણ 'શાકુન્તલ' વાંચતાં એ 'અ-નીતિ'નો આઘાત આપણને લાગતો નથી, કારણ કે પરિવર્તનશીલ એ બંધનોને આપણું રસાત્મક ચિત્ત ઉલ્લંઘી જાય છે.

નીતિની વિભાવનાની પરિવર્તનશીલતાને કદાચ અવગણીને આપણા સંસ્કૃત આલંકારિકોએ રસાભાસના સિદ્ધાંતમાં કેટલાક નિયમો ઘડેલા છે. દા. ત. ગુરુપત્ની સાથે શારીરિક કે માનસિક સંભોગ ન કરાય. નાયિકા નાયક સિવાય અન્ય પુરુષ પાત્રો સાથે પ્રેમ ન કરી શકે, વગેરે. રસના સિદ્ધાંતમાં આવી સાપેક્ષતાઓ સ્વીકારવાથી રસાનુભૂતિનું ક્ષેત્ર સંકુચિત બનતું પણ જણાશે. એવા નક્કી કરેલા નિયમોનાં ચોકઠાં સ્વીકારવાનો કંઈ અર્થ નથી.

તો પછી કલાકૃતિમાં અશ્લીલ–અનશ્લીલ, ઉચિત–અનુચિત અને રસપ્રવણ કે રસાભાસી શું છે ને શું નથી એ નક્કી કરવાનાં ધોરણોનું શું? એ ધોરણોનો બધો જ આધાર તદ્વિદ પર અથવા તો સહૃદય પર રહે છે. કલાકૃતિમાંથી જ એ ધોરણો ઉપજાવે છે. એની ઔચિત્યબુદ્ધિને જે ઉદ્વેગકર લાગે તે અશ્લીલ અને અનુચિત; જે અનુદ્વેગકર લાગે તે અનશ્લીલ અને ઉચિત. અનેક પરિવર્તનો સાથે એની ઔચિત્યબુદ્ધિ યોગ્ય પરિવર્તન પામીને મેળ સાધવાની અને સાથે સાથે સ્થાયી મૂલ્યો પ્રત્યે સભાન રહેવાની. પૌરસ્ત્ય આલંકારિકોએ અને પાશ્ચાત્ય વિવેચકોએ સહૃદયને જે માનાર્હ સ્થાન આપ્યું છે તે આ દૃષ્ટિએ આપણે પણ સ્વીકારીએ. એવો સહૃદય કલાકૃતિનું સમગ્ર દર્શન કર્યા પછી રસાત્માને પૂછી લેશે: 'કૃતિની રચનાપ્રક્રિયામાં એનાં વર્ણનોની અનિવાર્યતા વરતાય છે ખરી?'

## વૈચિત્ર્ય

જિંદગીભર સૌ શીખે, જીવવી કેમ જિંદગી;
શીખી પૂરું રહે ના કો, પૂરી ત્યાં જિંદગી થતી!

—અનિરુદ્ધ બ્રહ્મભટ્ટ




જ્યારે માનવજાત પર પરમાણુ-બૉમ્બ અને હાઇડ્રોજન બૉમ્બથી સર્વનાશ તોળાઈ રહ્યો છે ત્યારે ભારતનો પરમાણુશક્તિનો શાંતિપૂર્ણ વિકાસ માટેનો પ્રયોગ નવી આશાનું કિરણ છે. પંડિત નેહરુએ ટ્રૉમ્બેના ઉદ્‌ઘાટન વખતે કહ્યું હતું: "ગમે તે થાય, ગમે તે સંજોગોમાં અમે આવી પડીએ, પણ અમે કદી પણ અણુશક્તિનો ઉપયોગ ખરાબ રીતે નહિ કરીએ."

# વિજ્ઞાનક્ષેત્રે ભારતની મૌલિક સિદ્ધિ

સંપાદકો : મધુકર શાહ * દશરથ ગાંધી

વિજ્ઞાન સત્ય જેટલું જ આંતરરાષ્ટ્રીય છે. વૈજ્ઞાનિક સત્યની મહાન શોધમાં, પદાર્થનું અનંત રહસ્ય ઉકેલવામાં ભારતના વિજ્ઞાનીઓએ પણ અગત્યનો ભાગ ભજવ્યો છે. વનસ્પતિશાસ્ત્રી સર જગદીશચંદ્ર બોઝ, રસાયણશાસ્ત્રી સર પ્રફુલ્લચંદ્ર રોય, પ્રતિભાવંત ગણિતશાસ્ત્રી શ્રી. રામાનુજમ્, ખભૌતિકશાસ્ત્રી મેઘનાદ સાહા, હવામાનશાસ્ત્રી શ્રી. સુશીલકુમાર પ્રામાનિક અને ભારતના વિજ્ઞાનદેહનું નવઘડતર કરનાર, ભારતમાં રાષ્ટ્રીય પ્રયોગશાળાઓની મોટી હરોળ સર્જનાર ડૉ. શાંતિસ્વરૂપ ભાટનાગર—આ બધાએ આંતરરાષ્ટ્રીય વિજ્ઞાનક્ષેત્રે પોતાનું ઉચ્ચ સ્થાન પ્રાપ્ત કરી લીધું છે. તથા ભારતની પરમાણુશક્તિ કમિશનના પ્રમુખ, કાસ્કેડ સિદ્ધાંત (Cascade Theory)ના કર્તા, ૧૯૫૫ની આંતરરાષ્ટ્રીય વૈજ્ઞાનિક જીનીવા સભાના પ્રમુખ, ઉષ્મા–પરમાણુ કેન્દ્રીય શક્તિ (Thermo-nuclear power)નો ઘટસ્ફોટ કરનાર અને ભારતીય પરમાણુશક્તિના પિતા સમાન ડૉ. હોમી ભાભા અનન્ય સ્થાને વિરાજે છે. આઇન્સ્ટાઇન–બોઝ સમીકરણ (Einstein-Bose quantum equation)માં અમર થયેલ સત્યેન્દ્રનાથ બોઝ, ભૂસ્તરશાસ્ત્રી ડૉ. ડી. એન. વાડિયા અને વાતાવરણના ઉપલા સ્થરો વિષે અગત્યનું સંશોધન કરનાર ડૉ. કાલિદાસ મિત્ર (જેમને થોડા સમય પહેલાં જ ઇગ્લૅન્ડની રૉયલ સોસાયટીએ ફેલોશીપ એનાયત કરેલી છે)—ભારતના વિજ્ઞાનક્ષેત્રે સ્વીકારાતા જતા ઉચ્ચ સ્થાનના નિર્દેશક છે.

ભારત ઝડપી પ્રગતિ કરી રહ્યું છે. ૧૯૫૫ની આંતરરાષ્ટ્રીય વૈજ્ઞાનિક જીનીવા સભામાં ભારતે ૩૫ મૌલિક સંશોધન નિબંધો રજૂ કર્યા હતા, જ્યારે સપ્ટેમ્બરમાં ભરાનાર તે સભામાં ભારત ૫૫ મૌલિક સંશોધન નિબંધો રજૂ કરનાર છે. કેનેડા–ઇન્ડિયા રીએક્ટર પર દેખરેખ રાખતા ડૉ. એચ. એન. સેઠનાની આ સભા માટે ડેપ્યુટી જનરલ સેક્રેટરી તરીકે થયેલી વરણી તો ભારતને મળેલું બીજું એક માન છે. ઉપરાંત, કે. એસ. કૃષ્ણન, એમ. એસ. ઠાકર, ડી. એસ. કોઠારે, પી. સી. મહાલનોબીસ, ડી. ડી. કોસાંબી, કે. ચંદ્રશેખરન, સંઘવી, બર્નાર્ડ પીટર્સ, શેશાધરી, અને એવા બીજા અનેક યુવાન વિજ્ઞાનીઓની હારમાળા છે.

વળી વિજ્ઞાનને લોકપ્રિય બનાવવા માટે અપાતું કાલિંગ પારિતોષિક ભારતનો એક વિશિષ્ટ પ્રયત્ન છે.

## આંતરરાષ્ટ્રીય ક્ષેત્રે શ્રી. રામનની નવી સિદ્ધિ

'રામન અસર' (Raman Effect) માટે નોબેલ પારિતોષિક મેળવનાર ભૌતિકશાસ્ત્રી સર સી. વી. રામનને વિશ્વશાંતિ માટે અપાયેલું લેનિન પારિતોષિક આંતરરાષ્ટ્રીય ક્ષેત્રે ભારતની બીજી એક સિદ્ધિ છે. તેમની બેંગલોરની પ્રયોગશાળાએ અનેક અગત્યનાં સંશોધનો કરેલાં છે.

તેમનું છેલ્લામાં છેલ્લું સંશોધન 'પાર-રાતાં' (infrared) વિકિરણો (Radiation) સ્ફટિકમય પદાર્થોમાંથી પસાર થતાં શું થાય છે તેના સિદ્ધાંતો (Theories) વિષે છે. તેને તેઓ "હીરામાં ક્ષ-કિરણોનું વિવર્તન" (Diffraction of x-rays in Diamond) એ નિબંધ સ્વરૂપે થોડા જ સમયમાં પ્રકાશિત કરવાના છે.

અત્યાર સુધી એમ મનાતું હતું કે સ્ફટિકમય પદાર્થમાં પસાર થતાં વિકિરણ (radiation) સીધાં પરમાણુ કેન્દ્રને આંદોલિત કરે છે અને તેથી તેમની વિકિરિત શક્તિ (radiant energy) શોષાઈ જાય છે. પણ ડૉ. રામનના નવા સિદ્ધાંત પ્રમાણે તો આ વિકિરણો પરમાણુ કેન્દ્રની આજુબાજુ પરિભ્રમણ કરતાં ઇલેક્ટ્રોનને ઉત્તેજે છે અને જ્યારે અમુક ખાસ સંજોગોમાં આ ઇલેક્ટ્રોન પરમાણુ કેન્દ્ર પર અસર કરે છે ત્યારે આ વિકિરણ સ્ફટિકમાં શોષાઈ જાય છે. વળી અનેક વખત એવું જાણવા મળ્યું છે કે અમુક જાતનાં પરમાણુ-આંદોલનો પાર-રાતાં કિરણોનું શોષણ કરતાં નથી. આ બધું ડૉ. રામનના નવા સિદ્ધાંતોથી સમજાવી શકાય છે.

તેમના આ નિબંધનો પ્રથમ વિભાગ સ્ફટિકમય પદાર્થો ઉપરની તેમની અભિનવ પદ્ધતિ અને સ્ફટિકમાંથી વિકિરણ પસાર થાય ત્યારે તેનું શું થાય છે તે વિષે છે. આ અભિનવ પદ્ધતિથી તેઓએ બધી જ તરંગ-લંબાઈઓ (wavelengths) વિષેના બનાવોનું સાર્વદેશીય એકીકૃત ચિત્ર ખડું કર્યું છે અને તે એમની મહાન સિદ્ધિ છે.

બીજા વિભાગમાં તેમણે આ એકીકૃત ચિત્રના આધારે ક્ષ-કિરણો સ્ફટિકમાંથી પસાર થાય ત્યારે શું થાય છે તેનો નવો જ ખ્યાલ આપ્યો છે. અત્યાર સુધી, ૧૯૧૨ની સાલથી એવી તો માહિતી હતી કે જ્યારે ક્ષ-કિરણો સ્ફટિકમાંથી પસાર થાય છે. ત્યારે તેના પરમાણુ સ્તરો પરથી તેમનું પરાવર્તન થાય છે. પણ આ નવો સિદ્ધાંત બતાવે છે કે આ ક્ષ-કિરણો પરમાણુ-સ્તરોને પણ આંદોલિત કરે છે, તેમ જ આ આંદોલનોને લીધે જ સ્ફટિક આ ક્ષ-કિરણોનું શોષણ કરે છે. વળી જ્યારે આ આંદોલનો થાય છે ત્યારે પણ ક્ષ-કિરણોનું પરાવર્તન થાય છે. આ એક બીજી જ જાતનું ક્ષ-કિરણોનું પરાવર્તન છે.

ત્રીજા વિભાગમાં ડૉ. રામને એવું બતાવ્યું છે કે જ્યારે હીરામાંથી આ ક્ષ-કિરણો પસાર થાય છે ત્યારે થતા બનાવોના નિરીક્ષણ પરથી આ સિદ્ધાંતો સાબિત કરી શકાય છે. તેઓ હીરામાં થતા ક્ષ-કિરણોના વિવર્તનનું ભૌમિતિક ચિત્ર રજૂ કરે છે.

*

## ડૉ. કાલિદાસ મિત્રની ક્રાંતિકારી શોધ

વિજ્ઞાનના ક્ષેત્રમાં આજે દિનપ્રતિદિન જે નવીન શોધો થઈ રહી છે, તેમાં લીડ્ઝ યુનિવર્સિટીના ઇજનેર ભારતીય વિજ્ઞાની શ્રી. કાલિદાસ મિત્રની શોધ ખરેખર ક્રાંતિકારી છે. ઔદ્યોગિક વિકાસ માટે અનિવાર્ય એવા બળતણનો વિકટ બનતો પ્રશ્ન આ શોધથી ઊકલી જશે.

ડૉ. મિત્ર એક એવું યંત્ર શોધી રહ્યા છે કે જેના વડે કાર્યશક્તિના સતત રૂપાંતર દ્વારા સતત યાંત્રિક ગતિ મેળવી શકાય. તેમનો સિદ્ધાંત એ છે કે કાર્યશક્તિનો જેમાં નાશ થતો નથી તેવા સતત કાર્યના આધારે યંત્રમાં સતત ગતિ પેદા કરી શકાય. આ યંત્ર વડે સ્થિતિશક્તિનું ગતિશક્તિમાં અને ગતિશક્તિનુ સ્થિતિશક્તિમાં સતત રૂપાંતર થાય છે. સ્થિતિશક્તિ એટલે પદાર્થની સ્થિતિને લીધે તેનામાં રહેલી શક્તિ. દા. ત. ઊંચાઈએ રહેલું પાણી. ઘડિયાળની કમાન તેના સ્થાનના કારણે ઘડિયાળને ગતિશક્તિ એટલે ગતિ આપે છે. પદાર્થના ગતિમાં હોવાના કારણે તેમાં રહેલી શક્તિ. દા. ત. દોડતી મોટર, ફરતી પૃથ્વી, વહેતું પાણી વગેરે. દોડતા દડામાં જે શક્તિ છે તે તેની ગતિના લીધે છે, તેથી તે ગતિશક્તિ કહેવાય. પણ જમીનથી ઊંચે ધરી રાખેલા દડામાં જે શક્તિ છે તે તેના સ્થાન (Position)ને આભારી છે. તેથી તે સ્થિતિશક્તિ કહેવાય.

કાર્યશક્તિના આ સતત રૂપાંતરને પરિણામે યંત્ર ગતિમાન રહે છે. એટલે આ સિદ્ધાંત પ્રમાણે યાંત્રિક ગતિને સતત ચાલુ રાખવા માટે દર વખતે નવી તાજી કાર્યશક્તિ

આપવી પડતી નથી પણ શરૂઆતમાં આપેલી અમુક ચોક્કસ કાર્યશક્તિના વારંવાર રૂપાંતરની પ્રક્રિયા દ્વારા જ યાંત્રિક ગતિ પેદા થાય છે. અત્યારે વપરાતાં યંત્રોમાં યાંત્રિક ગતિને ચાલુ રાખવા માટે દર વખતે નવી તાજી શક્તિ આપવી પડે છે. જેમ કે વરાળ યા વિદ્યુતશક્તિથી ચાલતાં યંત્રોમાં દરેક તબક્કે વરાળ યા વિદ્યુતનો નવો જથ્થો આપવો પડે છે. તેમના આ યંત્રને ચલાવવા માટે એટલે કે કાર્યશક્તિના સતત રૂપાંતર માટે, ડૉ. મિત્ર ગુરુત્વાકર્ષણના બળનો ઉપયોગ કરવા ધારે છે. તેમની આ શોધ બતાવે છે કે મૂળ પદાર્થના ભૌતિક ગુણધર્મનો નાશ કર્યા વગર કોઈ પણ પરમાણુમાંથી કાર્યશક્તિ લઈ શકાય છે, અને યાંત્રિક પ્રક્રિયા તથા કાર્યમાં વાપરી શકાય છે. સ્થિતિશક્તિ અને ગતિશક્તિનાં આ વારંવાર સતત રૂપાંતરને પરિણામે એટલી મોટી કાર્યશક્તિ પેદા કરવામાં આવશે કે તે ફક્ત શરૂઆતની યાંત્રિક ગતિ માટેની શક્તિ જ નહીં પણ મોટા પ્રમાણમાં વપરાતી ઉત્પાદક અશ્વશક્તિ પણ આપશે. એટલે કે કાર્યના સતત પુનરાવર્તનના દરેક તબક્કે શરૂઆતની કાર્યશક્તિના જેટલી જ કાર્યશક્તિ પેદા થાય છે અને કાર્ય કરે છે. વરાળયંત્રમાં વરાળનો નવો જથ્થો જે કાર્ય કરે છે તે જ કાર્ય અહીં કાર્યશક્તિના રૂપાંતરની પ્રક્રિયા કરે છે. ડૉ. મિત્રની આ શોધ વિજ્ઞાનના મૂળભૂત સિદ્ધાંતના આધાર પર જ રચાયેલી છે. ( Law of conservation of energy ).

આજના બધાં જ યાંત્રિકગતિ પેદા કરનારાં સાધનોને નિર્માલ્ય બનાવી દેનારી ડૉ. મિત્રની આ શોધ વૈજ્ઞાનિક જગતમાં એક ક્રાંતિકારી પગલા સમાન છે. ઔદ્યોગિક વિકાસને આવશ્યક એવા બળતણના પ્રશ્નને તો આ શોધ ઉડાવી જ દે છે. ડૉ મિત્ર એવું વિધાન કરે છે કે તેમની આ શોધથી મોટરો પેટ્રોલ વગર દોડશે. ટ્રેનો વગેરે વરાળ યા વિદ્યુતશક્તિ વગર ચલાવી શકાશે.

ડૉ. મિત્રએ તેમના આ સિદ્ધાંતને આધારે જુદી જુદી યોજનાઓ અને નકશા બનાવવા પાછળ પોતાનો ઘણો સમય અને પૈસો ખર્ચ્યો છે. લગભગ પંદર વર્ષ સુધી અર્ધપેટ રહીને પણ તેમણે આ શોધ ચાલુ રાખી છે. અને આટલી મહેનત પછી જ્યારે થોડાં વર્ષ પહેલાં તેમના યંત્રનો પહેલો નમૂનો તૂટી ગયો ત્યારે તેમણે સખત આઘાત અનુભવ્યો. પણ કૃતનિશ્ચયથી તેઓ ફરીથી આ કાર્યમાં મંડી પડેલ છે. આજે તો આ મહાન ભારતીય વૈજ્ઞાનિકની ઉંમર ૬૦ વર્ષની છે. જો તેઓ થોડાંક વધુ વર્ષ કાઢી શકે તો જરૂરથી આ દિશામાં યશસ્વી નીવડશે.

•

## ભારતનું ગૌરવભર્યું પરમાણુ કેન્દ્ર

વિજ્ઞાનની મદદથી, નિઃસીમ શક્તિ ( Energy ) ઉત્પન્ન કરવા અને વિજ્ઞાને શક્ય બનાવેલાં સાધનોથી આખા ભારતની કાયાપલટ કરવા ભારત સરકારે મુંબઈ પાસે ટ્રોમ્બેમાં 'પરમાણુશક્તિ કેન્દ્ર' સ્થાપ્યું છે. ૪ ઑગસ્ટ, ૧૯૫૬ના રોજ ટ્રોમ્બેમાં પ્રથમ પરમાણુ રીએક્ટર (Atomic reactor) 'અપ્સરા' નામે ચાલુ થયું ત્યારથી ભારતમાં અણુયુગનાં મંડાણ થઈ ગયાં છે. શ્રી. નેહરુએ પણ કહ્યું હતું, "જો આપણે એક સ્વતંત્ર દેશ તરીકે જીવવા માગતા હોઈએ તો પરમાણુશક્તિ એ આપણે માટે અનિવાર્ય છે."

### વસ્તી અને ઉત્પાદન

ભારતના દરેક રહેવાસીની સરેરાશ વાર્ષિક આવક રૂા. ૨૭૫ છે એટલે કે દરરોજના બાર આના. આટલા પૈસામાં પૂરતાં ખોરાક, કપડાં અને ઘર, પૂરતી કેળવણી અને માંદગી માટેની સારવાર મેળવવાં અતિ મુશ્કેલ છે. જ્યારે ઇંગ્લેન્ડના રહેવાસીની સરેરાશ વાર્ષિક આવક રૂા. ૩,૯૬૦ ( રોજની રૂા. ૧૧ ) છે અને અમેરિકાના નાગરિકની રોજની આવક રૂા. ૩૫ છે. આપણને જીવનની મૂળ જરૂરિયાતો પણ પૂરતી મળતી નથી.

આ ઉપરાંત ફક્ત બે વર્ષમાં જ ભારતની વસ્તી કૂદકે ને ભૂસકે વધી રહી છે. ઈ. સ. ૧૯૭૫ સુધીમાં તો તે ૫૦ કરોડ ઉપર જશે. જો આપણે આપણું શક્તિ-ઉત્પાદન ન વધારીએ તો આપણું જીવનધોરણ અગાઉ કરતાં પણ વધુ નીચું જશે. આપણી વસ્તી દર વર્ષે ૧ ટકો વધે છે. પરંતુ, આ વધતી જતી વસ્તીને જો આપણે વધુ ને વધુ ઉત્પાદન-ક્ષેત્રે કામે લગાડી શકીએ તો જ આપણો આર્થિક પ્રશ્ન હળવો બની જાય.

પરંતુ ઉત્પાદન વધારવાનો પ્રશ્ન ઓછો જટિલ નથી. ડૉ. હોમી ભાભા આ બાબતમાં જણાવે છે તે મુજબ સમસ્યા આવા પ્રકારની છે:

## ઉત્પાદક શક્તિની સમસ્યા

ભારતની જમીનમાં રહેલો ખનીજ કોલસાનો જથ્થો લગભગ દરેક માણસ દીઠ ૧૦૦ ટન જેટલો છે—ચીન કરતાં ૨૦ મા ભાગનો, ઇંગ્લૅન્ડના કરતાં ૩૫ મા ભાગનો અને અમેરિકા કરતાં ૧૫૦ મા ભાગનો છે. અમેરિકાના દરેક રહેવાસી દીઠ દર વર્ષે ૯ ટન કોલસા વપરાય છે. ખૂબ જલદી ઔદ્યોગીકરણ કરવા માટે ભારતમાં એટલો કોલસો વપરાય તો ભારતની જમીનમાં રહેલો બધો જ કોલસો બીજાં દશ વર્ષમાં ખલાસ થઈ જાય. આમ જો ખનીજ કોલસાનો જથ્થો બમણો થાય તો પણ ભારતના ભવિષ્યના ઔદ્યોગીકરણને ટકાવવા અને વધારવા માટે શક્તિનો પ્રશ્ન તો ઊભો જ રહે છે.

ભારત પાણીમાંથી વધુમાં વધુ વીજળી ૩॥ થી ૪ કરોડ કીલોવૉટ ઉત્પન્ન કરી શકે તેમ છે અને આ વીજળી મેળવવી એ પણ ઘણું મુશ્કેલ અને ઘણું મોંઘું પડે તેમ છે. આ વીજળીની શક્તિ દરેક માણસ દીઠ ૦.૧ કીલોવૉટ જેટલી પડે છે, જ્યારે અમેરિકામાં તે ૦.૬ કીલોવૉટ છે અને નોર્વેમાં તે ૧ કીલોવૉટ છે. ૪ કરોડ કીલોવૉટ વીજળી દર વર્ષે દરેક માણસદીઠ ૦.૩ ટન કોલસા જેટલી થાય !

આમ આ જળશક્તિ પર પણ ભારત લાંબા સમય સુધી આધાર રાખી શકે તેમ નથી. વળી જો કે ખનીજ તેલ શોધવાના ભારતમાં અનેક પ્રયત્નો થઈ રહ્યા છે; છતાં તે લાંબા સમય સુધી શક્તિ આપી શકે એટલું મળી નહિ શકે એમ હાલ તો માનવું રહે છે; કારણ કે દુનિયામાં ખનીજ તેલ ખનીજ કોલસા કરતાં પણ ઘણું ઓછું છે.

આ ઉપરથી એટલું તો જરૂર કહી શકાય છે કે કોલસા, જળશક્તિ કે ખનીજ તેલમાંથી મળતી શક્તિ ભારતને લાંબા સમય સુધી શક્તિ પૂરી પાડી નહિ શકે. અને ભારતનું જીવન-ધોરણ દુનિયાના આગળ વધેલા દેશોમાં અત્યારે છે તેટલું પણ ઊંચું લાવવા બીજા માર્ગો વિચારવા–યોજવા રહ્યા.

## પરમાણુશક્તિની પરિચર્યા

પરમાણુ–શક્તિ ઉત્પન્ન કરવા માટે યુરેનિયમ અને થોરિયમ મુખ્ય બળતણ છે. અત્યાર સુધીના સંશોધન પછી માલુમ પડયું છે કે ભારતમાં લગભગ ૩૦,૦૦૦ ટન જેટલું યુરેનિયમ છે. જ્યારે થોરિયમ લગભગ ૫ લાખ ટન છે. દુનિયામાં વધુમાં વધુ થોરિયમ પેદા કરનાર દેશોમાંનું ભારત એક છે. ભવિષ્યમાં પરમાણુ રીઍક્ટરમાં થોરિયમમાંથી યુરેનિયમ બનાવી શકાશે એવી શકયતા છે અને આમ આ યુરેનિયમ અને થોરિયમ ભારતના કુલ કોલસાના જથ્થા કરતાં ત્રીસગણી શક્તિ આપી શકે. જો આપણે આ શક્તિ ઔદ્યોગીકરણમાં ખૂબ આગળ વધી ગયેલા દેશો જેટલી દરેક માણસ દીઠ દર વર્ષે વાપરીએ તો પણ તે ૩૦૦ વર્ષ સુધી ચાલી શકશે. અને અત્યારની વિજ્ઞાનની પ્રગતિના આધારે એટલું તો જરૂર માની શકાય છે કે બીજાં થોડાં જ વર્ષોમાં હલકાં તત્ત્વોનાં પરમાણુ કેન્દ્રોના ગલન ( Nuclear fusion )થી શક્તિ મેળવી શકાશે; આ બાબતમાં અમેરિકા અને ઇંગ્લૅન્ડે ખૂબ પ્રગતિ સાધી છે. આ ઉષ્મા–પરમાણુ કેન્દ્રીય ( Thermo–nuclear ) શક્તિ મેળવ્યા પછી તો આખી દુનિયાનો શક્તિનો પ્રશ્ન હમેશ માટે ઊકલી જશે એમ લાગે છે; કારણ કે ત્યાર પછી દરિયામાંથી મળતા ભારે પાણી( Heavy water )ની મદદથી પણ શક્તિ ઉત્પન્ન કરી શકાશે.

આમ પરમાણુશક્તિથી આપણે ભારતનું ઝડપી ઔદ્યોગીકરણ કરી શકીએ તો લાંબા સમય સુધી ટકાવી શકીએ અને જીવનધોરણ ઊંચું લઈ જઈ શકીએ.

આ પરમાણુશક્તિ લાંબા સમય સુધી ઉત્પાદકશક્તિ આપવા ઉપરાંત બીજી અનેક રીતે આપણું જીવનધોરણ ઊંચું લાવવામાં અને આપણા બીજા અનેક પ્રશ્ન ઉકેલવામાં મદદ રૂપ થઈ શકે એમ છે.

૧. ભારતમાં ખનીજ કોલસાની અવરજવર માટે સરકારે રેલવેમાં મોટી નાણાંકીય સહાય આપી છે—૮૦%થી ૧૦૦% સુધીની. આ ઉપરાંત રેલવેના ત્રીજા ભાગના ટન-માઈલ (= એક ટન એક માઈલ જવું ) કોલસા માટે જ વપરાય છે. આમ કોલસાની જગ્યાએ અણુશક્તિ વાપરી શકાય તો મુસાફરો માટે રેલવેની સગવડ વધારી શકાય. વળી કોલસાની કિંમત છેલ્લાં ૧૨ વર્ષમાં ૫૦ ટકા જેટલી વધી છે અને તે વધતી જ જશે. જ્યારે વિજ્ઞાનની વધતી જતી પ્રગતિ સાથે પરમાણુશક્તિની કિંમત ઘટતી જશે અને ઉપરાંત આ બચેલો કોલસો બીજા ઉદ્યોગોમાં કામ લાગી શકશે.

૨. વળી ભવિષ્યમાં પરમાણુશક્તિ કોલસા કરતાં પણ વધુ સસ્તી પડશે. જો કે પરમાણુશક્તિ ઉત્પન્ન કરવા માટે પ્રાથમિક ખર્ચ વધારે થશે; છતાં બળતણ ( યુરેનિયમ,

થોરિયમ, પ્લુટોનિયમ) માટેનું ખર્ચ વધારે નથી. પરમાણુશક્તિથી વીજળી ઉત્પન્ન કરવા માટે શરૂઆતનો ખર્ચ કુલ ખર્ચનો લગભગ ૬૧ % જેટલો થાય છે, પણ તેમાં બળતણનો ખર્ચ વધારે નથી. વળી કોલસાથી વીજળી ઉત્પન્ન કરવાના સ્ટેશનમાં શરૂઆતનો સ્ટેશન બાંધવાનો ખર્ચ ખૂબ ઓછો થાય છે; જ્યારે બળતણ(કોલસા)નો ખર્ચ ખૂબ થાય છે.

૩. ૨૫૦ મેગાવૉટના પરમાણુશક્તિના સ્ટેશનમાંથી એક કીલોવૉટ વીજળીશક્તિ માટે રૂા. ૧૬૦૦નું ખર્ચ આવે છે. જ્યારે ૨૫૦ મેગાવૉટના જળશક્તિના સ્ટેશનમાંથી એક કીલોવૉટની કિંમત રૂા. ૧૭૮૦થી રૂા. ૧૮૧૦ થાય છે. વળી ભારતમાં જળશક્તિ ખૂબ સીમિત છે.

૪. અત્યારે આપણું મુખ્ય બળતણ ઢોરોનું છાણ છે. લગભગ ૬૬ ટકા એટલે કે લગભગ સવા બે અબજ ટન ખાતર આપણે બળતણ માટે વાપરી નાંખીએ છીએ. જો આ ખાતર બચાવી શકાય તો તેનાથી આપણા ખેતી-ઉત્પાદનમાં મોટો ફેર પડી જાય.

૫. વળી આ પરમાણુશક્તિ ઉત્પન્ન કરવાના રીએક્ટરમાં ઉત્પન્ન થતાં કિરણોત્સર્ગી ( Radio-active isotope ) પદાર્થોની મદદથી આપણે કૃષિવિદ્યા, તબીબીવિદ્યા, જીવશાસ્ત્ર, તથા ઉદ્યોગોમા ક્રાંતિ સર્જી શકીએ અને તેની મદદથી જીવન અને પદાર્થોનાં રહસ્યો વિષે મૂળભૂત સંશોધનો કરી શકાય તેમ છે.

## 'અપ્સરા'ની સિદ્ધિ

ભારતના પરમાણુશક્તિ કમિશનના પ્રમુખ ડૉ. ભાભાએ ૧૫ વર્ષની પરમાણુશક્તિ માટેની યોજના રજૂ કરી છે. ટ્રોમ્બેમાં 'અપ્સરા' રીએક્ટર તો ૪ ઑગસ્ટથી કામ કરતું થઈ ગયું છે. અને ડૉ. એચ. એન. સેઠનાની દેખરેખ નીચે કૅનેડાની મદદથી કૅનેડા-ઇન્ડિયા રીએક્ટર ( CIR ) બંધાઈ રહ્યાં છે. આ બંને રીએક્ટર આપણા વિજ્ઞાનીઓ અને ઇજનેરોએ બાંધ્યાં છે. ડૉ. ભાભાના કહેવા પ્રમાણે ભારતે આ વર્ષથી જ પરમાણુશક્તિ-સ્ટેશન બાંધવાનું શરૂ કરવું જોઈએ. નહિ તો આપણે દુનિયાનાં બીજાં રાષ્ટ્રોથી પાછળ પડી જઈશું અને આપણે આપણી ઝડપથી વધતી જતી વસ્તીની જરૂરિયાતો પૂરી પાડી નહિ શકીએ.

ડૉ. ભાભાની ૧૫ વર્ષની યોજના પ્રમાણે આ સ્ટેશનમાં પ્રથમ પાંચ વર્ષમાં એકલું કુદરતી યુરેનિયમ બળતણ તરીકે વપરાશે. આ સમય દરમિયાન અમુક પ્રમાણમાં પ્લુટોનિયમ પરમાણુશક્તિ રીએક્ટરમાં ઉત્પન્ન થશે. પ્લુટોનિયમ અને થોરિયમ ભેગા વાપરવાથી યુરેનિયમ બની શકશે. આમ બીજાં પાંચ વર્ષ દરમિયાન કુદરતી યુરેનિયમ તેમ જ પ્લુટોનિયમ અને થોરિયમ વાપરવામાં આવશે. જ્યારે ત્યાર પછી પૂરતું પ્લુટોનિયમ પેદા થતાં એકલું થોરિયમ જ પરમાણુશક્તિ માટે વાપરવામાં આવશે. આ માટે ટ્રોમ્બેમાં અનેક સંશોધનો ચાલી રહ્યાં છે.

ભારતનું પ્રથમ પરમાણુશક્તિ સ્ટેશન ડૉ. ભાભાના કહેવા પ્રમાણે ઈ. સ. ૧૯૬૧માં શરૂ થશે.

ભારતમાં પરમાણુશક્તિ મુખ્યત્વે વીજળીશક્તિ ઉત્પન્ન કરવા માટે અને કૃષિવિદ્યા, જીવશાસ્ત્ર અને તબીબીશાસ્ત્રમાં તેનો ઉપયોગ વધારવા માટે વપરાશે અને તે માટે જ ટ્રોમ્બેની પરમાણુશક્તિ સંસ્થાની સ્થાપના કરવામાં આવી છે. વળી પરમાણુશક્તિ માટે જોઈતી બધી જ વસ્તુઓ ભારતમાં પેદા કરવી એ બીજું ધ્યેય છે.

## મૌલિક સંશોધન

આમ ભારત આ ક્ષેત્રે અગત્યનું મૌલિક સંશોધન કાર્ય કરી રહ્યું છે. ડૉ. શંકરની દેખરેખ નીચે કામ કરતો રસાયણ વિભાગ અતિ સૂક્ષ્મ ખનીજોના અતિ સૂક્ષ્મવિશ્લેષણ માટે તેમ જ મોટા પાયા પર ધાતુઓ પેદા કરવાની નવી પદ્ધતિઓ શોધવાનું કાર્ય કરે છે. ડૉ. બ્રહ્મ પ્રકાશની દેખરેખ નીચે કામ કરતો ધાતુસંશોધન વિભાગ (Metallurgy Division) પરમાણુ રીએક્ટરમાં વાપરવા માટે જુદી જુદી ધાતુઓના પ્રયોગ કરે છે અને વધારે સારી ધાતુઓ શોધે છે. ઝર્કોનિયમ નામની ધાતુ પર તો અનેક પ્રયોગો થઈ ગયા છે અને હાલ બૅરિલિયમ પર સંશોધન ચાલે છે. પરમાણુ રીએક્ટરમાં ખૂબ ઉત્પન્ન થતી ગરમીને સહન કરી શકે તેવી ધાતુની શોધ તેઓ કરી રહ્યા છે.

ડૉ. હન્નાહ પીટર્સની દેખરેખ નીચે તબીબી વિભાગ કામ કરે છે. આ વિભાગ ટ્રોમ્બેમાં કામ કરતા લોકોને થતી વિકિરણોની ખરાબ અસરની તપાસ રાખે છે, તેમનું સ્વાસ્થ્ય દર ત્રણ કે છ મહિને તપાસે છે અને તે ઉપરાંત કેન્સર વિષે અગત્યનું સંશોધન કરી રહ્યા છે. ઉપરાંત ક્ષ-કિરણોની માણસ પર થતી ખરાબ અસર

,વિષે પણ ત્યાં સંશોધન ચાલે છે અને તબીબોને આ વિષે માર્ગદર્શન આપવામાં આવે છે. વળી કિરણોત્સર્ગી (Radio active) આઈસો ટોપની મદદથી આપણા શરીરની પાચનક્રિયા, જુદા જુદા પદાર્થોનું શરીરમાં શું થાય છે, વગેરે પ્રશ્નોનો અભ્યાસ કરવામાં આવે છે. એવું માલુમ પડયું છે કે કિરણોત્સર્ગી ફૉસ્ફરસ ઘણાં ચામડીનાં દર્દો મટાડે છે જ્યારે કેન્સર ઉપર રેડિયમ કરતાં કિરણોત્સર્ગી કોબાલ્ટ વધુ સારાં પરિણામ આપે છે; આવું કોબાલ્ટ થોડા સમયમાં ટાટા મેમોરિયલ હૉસ્પિટલમાં આપવામાં આવશે. જીવશાસ્ત્ર વિભાગના વડા ડૉ. એ. આર. આયંગર છે. આ વિભાગમાં કિરણોત્સર્ગની માનવજાતની પાછળની પેઢીઓ પર શું અસર થાય છે તે માટે સંશોધન ચાલે છે. માનવજાતના ગુણો એક પેઢીમાંથી બીજી પેઢીમાં લઈ જવાનું કાર્ય કરતાં 'જીન' (Gene) પર આ કિરણોત્સાર (Radio-activity) જે ખરાબ અસર કરે છે તેનો અભ્યાસ થઈ રહ્યો છે. ડૉ. આયંગર લખે છે: "શાને લીધે કેન્સરનો કોપ વધે છે તે આપણે જો શોધી શકીએ તો આપણને 'જીવન શું છે?' એ પ્રશ્નનો પણ જવાબ મળી શકે."

વળી આ કિરણોત્સર્ગી પદાર્થો( radio activity )થી આપણે આપણા ખોરાક વિષેના પ્રશ્નને પણ અમુક હદે મદદ કરી શકીએ. આપણને લગભગ ૩ ટકા જેટલા અનાજની દર વર્ષે ખોટ પડે છે. ૩ ટકા કરતાં વધુ અનાજ તો કહોવાઈ જવાથી અને ઉંદર વગેરે પ્રાણીઓના ખાઈ જવાથી ગુમાવીએ છીએ. અનાજ પર આ કિરણોત્સાર કરવાથી તે કહોવાશે નહિ કે તેને ઉંદર જેવાં પ્રાણી ખાશે પણ નહિ. તે ઉપરાંત મચ્છી અને માંસ સંગ્રહી રાખવા માટે પણ તેનો ઉપયોગ થઈ શકે તેમ છે. આ ઉપરાંત ખેતરમાં પણ અનેક જીવાતોને ઓછી કરી શકાશે કારણ કે કિરણોત્સારથી નરમાં રહેલી પ્રજનનશક્તિનો નાશ થાય છે. આ બાબત પણ ટ્રોમ્બેમાં સંશોધન ચાલી રહ્યું છે.

આમ ભારતના નવઘડતરમાં પરમાણુશક્તિ અગત્યનો ભાગ ભજવશે. પણ વિજ્ઞાનમાં આગળ વધવા માટે શાળાઓ, વિશ્વવિદ્યાલયો વગેરેમાં વિજ્ઞાનની કેળવણી પર ખાસ ભાર મૂકીએ તો જ આપણે આખા દેશનું ઔદ્યોગીકરણ કરી શકીશું, ટકાવી શકીશું, અને દુનિયાના બીજા દેશોની હરોળમાં ઊભા રહી શકીશું,'એ વાત ભૂલવા જેવી નથી. અને ડૉ. ભાભા લખે છે—અત્યારે રશિયાએ જે સ્થાન પ્રાપ્ત કર્યું છે તે કેળવણીક્ષેત્રે, વૈજ્ઞાનિક તાલીમનું મહત્ત્વનું સ્થાન સ્વીકારવાને આભારી છે.

*

# રશિયાનો ત્રીજો સ્પુટનિક

અમેરિકાના ત્રણ બાલચંદ્ર (મોટામાં મોટો ૩૦ પૌંડનો) હજુ પૃથ્વીની પ્રદક્ષિણા કરી રહ્યો છે ત્યારે રશિયાએ તેનો લગભગ દોઢ ટનનો ત્રીજો સ્પુટનિક (પહેલો ૧૮૩ પૌંડનો અને બીજો અર્ધા ટનનો હતો) પૃથ્વીની પ્રદક્ષિણા કરતો ૧૫મી મે, '૫૮ના રોજ છોડ્યો છે. એવું પણ જાણવામાં આવ્યું છે કે તે પોલાદનો બનાવેલો છે. આ સ્પુટનિક છોડયા પછી રશિયા અમેરિકા કરતાં ૩૦ મહિના આગળ વધી ગયેલું છે એમ ગણત્રી કરી શકાય. આ ખરે જ રશિયાના વિજ્ઞાનીઓની અદ્ભુત સિદ્ધિ છે.

આ ત્રીજો સ્પુટનિક શંકુ આકારનો છે, લગભગ ૧૨ ફૂટ ઊંચો છે (એરીયલ સિવાય) અને તેના તળિયાનો વ્યાસ ૭૦ ઇંચ છે. તેની પૃથ્વીની આજુબાજુની કક્ષા વિષુવવૃત્ત જોડે ૬૫° નો ખૂણો કરે છે અને વધુમાં વધુ તે પૃથ્વીથી ૧૧૭૫ માઈલ દૂર જાય છે. તે પૃથ્વીની એક પ્રદક્ષિણા ૧૦૬ મિનિટ (પોણા બે કલાક)માં પૂરી કરે છે. તેની સાથે રૉકેટ પણ ફરે છે. તેનું કુલ વજન ૨૯૧૯ રતલ (દોઢ ટનથી થોડું ઓછું) છે. તેમાં મૂકેલાં સંશોધન માટેના સાધનોનું વજન ૨૧૩૩ રતલ (૧ ટનથી થોડું ઓછું) છે. એક રતલ વજનને આમ પૃથ્વીની આજુબાજુ ફરતું મૂકવા માટે ૧૦૦૦ રતલ વજનના રૉકેટની જરૂર પડે છે. તો આટલા વજનના સ્પુટનિકને પૃથ્વીની આજુબાજુ ફરતો મૂકવા માટે લગભગ ૧૫૦૦ ટનનું રૉકેટ જોઈએ. ખરે જ આપણી કલ્પનાને પણ કંપાવી મૂકે તેવી આ વાત છે. રશિયાના વિજ્ઞાનીઓએ કોઈ નવું જ રાસાયણિક બળતણ શોધી કાઢયું હોય, કે પછી તેમણે પરમાણુ કેન્દ્રીય શક્તિ (Nuclear enegry)-નો ઉપયોગ કર્યો હોય એવી અટકળ કરવી રહે છે.

આ સ્પુટનિક છોડવાનો મુખ્ય હેતુ વાતાવરણના ઉપલા સ્તરોનું સંશોધન અને બીજા અનેક ભૂ-ભૌતિક પ્રશ્નો વિષે માહિતી મેળવવાનો છે. તેમાં નીચેના વિષયોની માહિતી

મેળવવા માટેનાં સાધનો મૂકવામાં આવ્યાં છેઃ

૧. વાતાવરણના ઉપલા સ્તરોમાં હવાનું બંધારણ અને દબાણ.

૨. ધનભારિત આયનો ( પોઝિટિવ (ધન) કે નૅગેટિવ (ઋણ) ભારવાળા અણુ કે પરમાણુ )નું પ્રમાણ,

૩. સ્પુટનિક પર કેટલો વીજળિક ભાર છે તે અને પૃથ્વીની સ્થિર વીજળીનું ક્ષેત્ર,

૪. પૃથ્વીના લોહચુંબકીય ક્ષેત્રનું માપ,

૫. સૂર્યમાંથી પૃથ્વી પર આવતાં વિકિરણો ( radiation )નું પ્રમાણ,

૬. પ્રાથમિક વિશ્વ-કિરણો ( કૉસ્મિક રેઝ )નું બંધારણ અને તેમાં થતા ફેરફારોનું માપ,

૭. વિશ્વકિરણોમાં ફોટોન ( પ્રકાશના કણો ) અને ભારે અણુકેન્દ્રો ( Nuclei )ની વહેંચણી,

૮. સૂક્ષ્મ ઉલ્કાઓ ( માઈક્રો-મીટિઓર્સ )નું પ્રમાણ,

૯. બાલચંદ્રની અંદરનું અને બહારનું ઉષ્ણતામાન,

આ બધી માહિતી મેળવવા માટે તેની અંદરનાં સાધનો બરોબર કામ આપે તે માટે સ્પુટનિકમાંનું ઉષ્ણતામાન અમુક હદમાં કાયમ રહે તે માટે વળી ખાસ જોગવાઈ કરવામાં આવી છે. આનાથી સ્પુટનિકની સપાટી પરથી થતાં પરાવર્તન ( રિફ્લેક્શન ) અને વિકિરણતાનું પ્રમાણ જોઈએ તે પ્રમાણે બદલાય છે.

આ બધાં નિરીક્ષણો સ્પુટનિકમાં રેડિયો-સંદેશા દ્વારા પૃથ્વી પર મળે છે. તે જ પ્રમાણે તેમાંથી આવતા ખાસ રેડિયો સંદેશાઓથી સ્પુટનિકનો ચોક્કસ માર્ગ નક્કી કરી શકાય છે. આ ઉપરાંત દુનિયાના બીજા ભાગના વિજ્ઞાનીઓ આ સ્પુટનિક નિરીક્ષણ કરી શકે તે માટે તેમાંથી બીજા ૨૦ મેગા સાયકલના રેડિયો સંદેશા આવે છે—જે મોર્સ કોડના અક્ષર 'L' જેવા છે—ડોટ, ડેશ, ડોટ, ડોટ. આ રેડિયો સંદેશાઓ માટે મૂકેલી બૅટરીઓ રાસાયણિક દ્રવ્યોથી ચાલે છે, તેમ જ બીજી બૅટરીઓ સૂર્યશક્તિથી ચાલે છે, તે વળી નવીન સિદ્ધિ છે.

આ સ્પુટનિક અને તેની સાથે ફરતું રૉકેટ સૂર્યોદય અને સૂર્યાસ્ત સમયે નરી આંખે જોઈ શકાશે.

આ સ્પુટનિકમાં બીજા સ્પુટનિકની માફક કૂતરો મૂકવામાં આવ્યો છે કે નહિ તેની જાહેરાત કરવામાં આવી નથી. આ સ્પુટનિક પૃથ્વીના વાતાવરણમાં દાખલ થતાં બળી ના જાય તે માટે ખાસ સંરક્ષક શંકુ મૂકવામાં આવ્યો છે એમ લાગે છે. આ સ્પુટનિક છોડ્યા પછી એટલું તો જરૂર લાગે છે કે રશિયા જો ધારે તો પૃથ્વીના ગુરુત્વાકર્ષણને વટાવી જઈ શકે.

---

બીજાની સ્વતંત્રતા છીનવી લેતાં, પોતાની જ
સ્વતંત્રતા છિનવાઈ રહી છે........!

# ફ્રેન્ચ પ્રજાસત્તાકની કરમ કહાણી




ફ્રાન્સના પ્રજાસત્તાકની કરમ-કહાણી એ છે કે, ત્યાં હમેશાં અસ્થાયી રાજ્ય સત્તા રહી છે! (છેલ્લાં ૧૩ વર્ષમાં ૨૫ વખત સરકાર બદલાઈ!) રાષ્ટ્રનાં આંતરિક બળોની કમજોરી, ઉપરાંત પછાત સંસ્થાનોનાં શોષણની નીતિ કારણરૂપ છે.

ટ્યુનિસિયા પછી અલ્જીરિયાનો મામલો વિફર્યો છે. છેવટે વાત એટલે સુધી પહોંચી છે કે, અલ્જીરિયાને દબાવવા જતાં, અલ્જીરિયાની અંદરનાં દ'ગોલની છત્રછાયા નીચેનાં ફ્રેન્ચ ફોજી પ્રત્યાઘાતીઓએ જ અલ્જીરિયાને મુક્તિ આપવા સામે વિરોધ વંટોળ જગાવી, ફ્રાન્સને વધુ પ્રત્યાઘાતી સરમુખત્યારની ભીંસમાં લેવાના પેંતરા નાખ્યા છે. અને દુઃખની વાત એ છે કે, દ'ગોલની સામે હાલની ફ્લિમલીન-ની કેથોલિક–સોશિયાલિસ્ટ સરકાર વધુ ને વધુ ઝૂકતી જાય છે. અને ત્યારે, ફ્રાન્સનાં પ્રગતિશીલ બળો (કમ્યુનિસ્ટો—પાર્લામેન્ટમાં સૌથી વધુ પ્રતિનિધિત્વ અને ટ્રેડ યુનિયનોમાં સારું એવું બળ ધરાવતા છતાં, તથા ઉદ્દામ રિપબ્લિકનો) આંતરવિગ્રહના ભયે કોઈ નિર્ણાયક પગલું ભરી શકે એવી સ્થિતિમાં નથી! સમાજવાદીઓ 'કમ્યુનિસ્ટહાઉ'થી ગભરાઈને દ'ગોલ સામેના ઉદ્દામ સંયુક્ત મોરચાને નક્કરરૂપ આપી શકતા નથી.

આમ, ફ્રેન્ચ પ્રજાસત્તાક એક પણ નિર્ણાયક પગલું ભરવા અસમર્થ બની ગયેલ છે!

અને આનો લાભ લઈ દ'ગોલ અને અલ્જીરિયામાંના તેના સાગરિતો સમય પાકવાની રાહ જોઈ રહ્યા છે. દ'ગોલ

ક્રોમવેલની જેમ પડકારી રહ્યો છે: ' અપવાદ રૂપ સમયે, અપવાદરૂપ કર્તવ્ય માટે, અપવાદરૂપ સત્તાઓ મારા હાથમાં મૂકી દો!'

આનાથી વિશેષ ભય અલ્જેરિયન પ્રજા માટે જ નહિ, ખુદ ફ્રેન્ચ પ્રજા માટે પ બીજો શો હોઈ શકે?

તો અમેરિકા અને બ્રિટનનું વલણ, દ'ગોલની વિરુદ્ધ હોવા છતાં, તેમને પ આ સંઘર્ષમાં ઉદ્દામ બળો મજબૂત બને તેની ગભરામણ વધુ છે.

ટૂંકમાં, ફ્રેન્ચ સત્તાધારીઓ અને અમેરિકા-બ્રિટનના પ્રયાસો આ છે:

* અલ્જીરિયા વગેરે ઉપર શાહીવાદી પકડ ચાલુ રહે.
* ફ્રાન્સમાં ઉદ્દામોના હાથમાં સરકાર ચાલી ન જાય.
* અને દ'ગોલ જેવા ફાસિવાદી-ફોજીવાદીના હાથમાંય લગામ જઈ ન પડે।

અલ્જીરિયાના સવાલે ઘરમાં જ હોળી પેટાવી છે।

(૨૩-૫-'૫૮)

# અલ્જીરિયા [ પરિચય ]

અલ્જીરિયા ઉત્તર આફ્રિકામાં પશ્ચિમે મોરોક્કો ને પૂર્વ-પક્ષે ટ્યુનિશિયા–એમ બે પ્રદેશોની વચ્ચે આવેલો દેશ છે. એનો વિસ્તાર ૫૦ હજાર લાખ ચોરસ માઈલનો એટલે કે હિંદુસ્તાનના ૩/૪ ભાગ જેટલો થાય પણ વસ્તી માત્ર ૧ કરોડ ૨૦ લાખની છે. જેમાં ૮ લાખ ૭૬ હજાર જેટલી વસ્તી યુરોપિયનોની છે. તેમાં અડધો અડધ ફ્રેંચ છે, ને બાકીના અડધામાં સ્પેનિયાર્ડ, ઇટાલિયન્સ ને માલ્ટીસ છે.

અલ્જીરિયા ઈ. સ. પૂર્વે ૧૨૫૦ જેટલી બહુ જ પુરાણી સંસ્કૃતિવાળો દેશ છે. એની વસ્તી મુસ્લિમ ધર્મમાં માનનારી છે. ધરતી ખૂબ જ ફળદ્રુપ છે. ૧૯મી સદીની શરૂઆતમાં જ અલ્જીરિયા પર ફ્રેંચ શાહીવાદીઓનો ડોળો ફર્યો. ૧૮૩૦ની સાલમાં ફ્રેંચ લશ્કરોએ એના પર આક્રમણ કરી પોતાનો કબજો જમાવ્યો. આ પહેલાં અલ્જીરિયા એક સ્વતંત્ર દેશ હતો. ને સ્વતંત્ર દેશની હેસિયતથી એણે ફ્રાન્સ, ઇગ્લેન્ડ, સ્પેન, હોલેન્ડ, પોર્ટુગાલ તથા ડેન્માર્ક જેવા પડોશી દેશો સાથે મૈત્રીસંબંધો સાનસેર જાળવેલા.

ને છતાં મૈત્રી ને સહાયના એ બધા પૂર્વ-ઇતિહાસને ઘોળીને પી જઈ, આજે છેલ્લાં સવાસો વર્ષથી (૧૨૮ વર્ષથી) ફ્રાંસ એના સાલસ પડોશી અલ્જીરિયાના દેહ પર પોતાના લોહિયાળ પંજા ખોડી બેસી ગયું છે. એની પકડમાંથી છૂટવા ને મુક્તપણે શ્વાસ લેવા ઝંખતા અલ્જીરિયાએ આ સવાસો વરસના ગાળા દરમિયાન અનેક વાર બળવો પોકાર્યો છે. આઝાદ થવા માટે જંગો ખેલ્યા છે. પરંતુ દર વખતે—(૧૮૫૧, ૧૮૫૭, ૧૮૫૯, ૧૮૬૩, તેમ જ ૧૯૧૬ના બળવા) એમના એ પ્રયાસોને લોહીના ખાબોચિયામાં ડુબાડી દેવામાં આવ્યા છે.

૧૮૩૦ના ફ્રેંચોના પહેલા આક્રમણે ૨૦ લાખ અલ્જીરિયનો-ની કતલ કરી હતી.

ફ્રેંચ શાહીવાદીઓએ પોતાના દેશના ચોર, લૂટારુ ને મારફાડ કરનારાં બિનસામાજિક તત્ત્વોને બોટોમાં ભરી ભરીને અલ્જીરિયાની ધરતી પર હાલવ્યા: મૂળ વસ્તી પાસેથી ઝૂંટવી લીધેલી જમીનો આપી, એ બધાંને ત્યાં વસાવવા માંડ્યા ને મૂળ વતનીઓને સહરાના રણમાં ધકેલી દેવા માંડ્યા.

૧૮૪૦માં એણે કાયદો કર્યો કે ફ્રેંચ સત્તા સામે માથું ઊંચકનાર ગમે તેની માલમિલકત જપ્ત કરવાનો અમને અધિકાર છે. આ કાયદાના પ્રતાપે અલ્જીરિયાના વતનીઓ પોતાના હાથમાંની બે તૃતિયાંશ જમીન ગુમાવી, બેકાર રખડુઓની સ્થિતિમાં આવી ગયા છે.

બીજું, અલ્જીરિયાના વતનીઓનો મુખ્ય ખોરાક ઘઉંની પેદાશ ઓછી ને ઓછી કરતા જઈ એમણે ત્યાંનો મુખ્ય ઉદ્યોગ શરાબની પેદાશનો—અર્થાત પોતાના નફા માટેના માલનો જ બનાવી દીધો છે. મોટાં મોટાં ખેતરો પર યાંત્રિક ખેતીનાં સાધનો વાપરવાની નીતિ અખત્યાર કરી એમણે ત્યાંના લોકોની બેકારી ને કંગાલિયતમાં પુષ્કળ વધારો કરી દીધો છે. અલ્જીરિયામાં કોઈ પણ જાતના ઉદ્યોગો ન નંખાય એની ફ્રેંચ શાહીવાદે આજ સુધી ખાસ તકેદારી રાખી છે. ને એને જ કારણે કામધંધા વિનાની અલ્જીરિયન વસ્તીને દર વર્ષે ફ્રાંસ દેશ ભણી હિજરત કરી જવી પડે છે. અર્થાત આ રીતે ફ્રાંસના ઉદ્યોગોની સસ્તી મજૂરીની

જરૂરિયાત પણ પૂરી પડી રહે છે. આમ, બેધારી કટારની માફક અલ્જીરિયાના દેહમાં ભોંકાયેલું ફ્રેંચ શાહીવાદનું ખંજર એનું બેવડું હીર નીંગાળી રહ્યું છે.

આર્થિક ને સામાજિક રીતે બેહાલ બનેલી પ્રજાને નૈતિક રીતે પણ ઉન્મૂલ કરી નાખવી, એ પણ શાહીવાદી શોષણનો એક મુખ્ય પાયો રહ્યો છે.

ગુલામ થયેલી પ્રજાની સંસ્કૃતિ, એનો ધર્મ, એની નૈતિક ભાવનાઓ વગેરેને કચડીને ચાલવું, એ દુનિયાના કોઈ પણ શાહીવાદને માટે તદ્દન સ્વભાવગત વસ્તુ બની ગયેલ જોવામાં આવી છે. અહીં પણ એ જ હાલત છે. અલ્જીરિયનોની રાષ્ટ્રભાષા અરબી ગણાય. પણ માધ્યમિક શાળાઓમાં એ ભાષા શીખવવાની જ મનાઈ! એ શીખવી હોય તો જેમ કોઈ એકાદ પરદેશી ભાષા શીખતા હો એમ શીખવાની!

પરિણામે એ દેશમાં નિરક્ષરતાનું પ્રમાણ ૯૦ ટકા. ૧૦૦માંથી બે જ અલ્જીરિયન બાળકો નિશાળમાં બેસી ભણતર લેવા પામે છે.

સવાસો વર્ષથી ફ્રેંચ શાહીવાદની એડી હેઠળ ચગદાતો આ નાનકડો દેશ સતત એની સામે માથું ઊંચું કરવા મથ્યો છે.

વીસમી સદીના આરંભકાળે 'નૉર્થ આફ્રિકન સ્ટાર' નામના સંગઠનનો ઉદય થયો. અલ્જીરિયા, ટ્યુનિશિયા તથા મોરોક્કોની આઝાદી એ એનું ધ્યેય હતું. આ સંગઠન પછી આ ત્રણે દેશોમાં રાષ્ટ્રીય ચળવળનાં મંડાણ થયાં. ૧૯૩૭થી માંડીને આજ સુધી અલ્જીરિયાની આ રાષ્ટ્રીય ચળવળને કચડી નાખવા માટે ફ્રેંચ સત્તાધિશોએ ત્યાંની પ્રજા પર અમાનુષી અત્યાચારો ગુજાર્યા છે. શાંતિમય રીતે સલાહ, સમાધાન ને ચર્ચાસલતોને આધારે રાજકીય અધિકારો મેળવવાનો પ્રયાસ પણ અલ્જીરિયનોએ ઘણા લાંબા વખત સુધી અજમાવી જોયો. પણ એમાં સફળતાનું કોઈ કિરણ એમને જોવા મળ્યું નહિ.

બીજા વિશ્વયુદ્ધે શાહીવાદના ખૂનખાર સ્વરૂપ—ફાસીવાદનો મૃત્યુઘંટ વગાડી દીધો. ફાસીવાદને શિકસ્ત આપવામાં સક્રિય ફાળો આપનાર અલ્જીરિયાએ માન્યું કે હવે આપણી ગુલામીનો પણ અંત આવ્યો—ને યુદ્ધની પૂર્ણાહુતિ ઊજવતાં ૧૯૪૫ના મેની આઠમી તારીખે આખા અલ્જીરિયા દેશમાં ઠેરઠેર 'વિજયદિન'ની ઊજવણી કરતાં નિદર્શનો કર્યાં. એમણે માન્યું, 'હિટલર ગયા.'

પરંતુ ૪૫ હજાર નિર્દોષ પ્રજાજનોની કતલના ભોગે અલ્જીરિયનોને સમજાઈ ગયું કે હિટલર તો ગયો. પણ હિટલરની ઓલાદ હજી ધરતી પર હયાત છે.

૧૯૫૪ના નવેમ્બરની ૧લી તારીખે ફ્રેંચોએ અલ્જીરિયન દેશભક્તોને ભૂંજી નાખવા પોતાની સશસ્ત્ર તાકાત વડે જોરદાર હુમલો કર્યો. અલ્જીરિયન રાષ્ટ્રવાદીઓને શહેરો ને ગામડાંના વસવાટ છોડી જંગલો ને પહાડોમાં ભાગી જવું પડ્યું ને ત્યાં રહ્યા રહ્યા એમણે ફ્રેંચ શાહીવાદને હંફાવવાનું કામ ચાલુ રાખ્યું. આ બાજુ તમામ રાજકીય પક્ષોને ગેરકાનૂની ઠરાવી દેવામાં આવ્યા. એમનાં તમામ છાપાંઓને બંધ કરાવી દીધાં. કામદાર સંગઠનોને, એમની તમામ ચળવળને સમૂળી ગુંગળાવી નાખી. સેંકડો દેશભક્તોને ફાંસીએ ચઢાવ્યા, હજારોને જેલોમાં પૂર્યા કાં નજરકેદની છાવણીઓમાં બંદી બનાવી મોકલી આપ્યા.

અલ્જીરિયાના તમામ પક્ષો ને પાર્ટીઓ રાષ્ટ્રીય મુક્તિ-ફ્રંટ (?) ને મોરચામાં સંગઠિત થયેલા હતા. આ મોરચાએ પહેલાં તો ઠેર ઠેર, શસ્ત્રભંડારો ઉપર, લશ્કરી થાણાંઓ, રેડિયો સ્ટેશનો, રેલ્વે ને ફેક્ટરીઓ પર છાપા મારી ફ્રેંચ સત્તાને ખોરવી નાખવાનો કાર્યક્રમ અમલમાં મૂકેલો. પણ તે પછી દમનનો તાપ વધતાં ૩૦૦૦ દેશભક્તોને પહાડોમાં જઈ આશ્રય લેવો પડ્યો. એમણે ફ્રેંચો પાસેથી પડાવી લીધેલાં હથિયારોના જોર પર રાષ્ટ્રીય મુક્તિ સેનાની રચના કરી છે.

આની સામે ફ્રેંચોએ અલ્જીરિયામાં ૭ લાખનું લશ્કર ઉતાર્યું છે. મોટા ભાગનું 'નાટો'ના હાઈકમાન્ડની સંમતિથી જર્મનીમાં રાખેલા પોતાના લશ્કરમાંથી પાછું ખેંચી લઈ અહીં આણવામાં આવ્યું છે. તે ઉપરાંત ૪ લાખનું પોલીસ-ફોર્સ ને ત્યાંના સંસ્થાનવાસીઓમાંથી ઊભાં કરેલાં સંરક્ષણ-દળોનો એને સાથ છે. અલ્જીરિયાનાં ગામડાં પર વિમાનોમાંથી મોત વરસાવતા પાછું વાળીને જોયું નથી. છેલ્લાં ચાર વરસથી શાંતિ ને આઝાદી ચાહતા અલ્જીરિયનોને માથે વણમાગ્યું યુદ્ધ ઠોકી, આજ સુધીમાં ૫ લાખ માણસોનો ભોગ લીધો છે!

સંયુક્તરાષ્ટ્ર સંસ્થાની જનરલ એસેમ્બ્લીએ બબ્બે ઠરાવ કર્યા કે ફ્રાંસે અલ્જીરિયાની પ્રજા સાથે સમાધાન કરી લેવું, પણ એ આંતરરાષ્ટ્રીય સંસ્થાની સલાહને પણ અવગણી ફ્રાંસના શાહીવાદે અપૂર્વ ધૃષ્ટતા દાખવી છે.

[ અલ્જીરિયન મુક્તિ આંદોલનના ભારતીય પ્રતિનિધિ શ્રી. શેરીફ ગુએલ્લાલના લેખો ઉપરથી ]

# અંધારે ઉજાસ

**આ**ફ્રિકાનાં આઠ સ્વતંત્ર રાષ્ટ્રોની એક પરિષદ મેના પહેલા અઠવાડિયામાં આક્રા ખાતે મળી. આ આઠેય રાષ્ટ્રોનાં રાજકીય વ્યક્તિત્વ નિરનિરાળાં સ્વરૂપનાં છે. ધર્મ ને જાતિની રૂએ તેઓ નોખા નોખા જૂથનાં છે. તેમ છતાં જે એક જોરદાર ભાવના ને દૃઢ મંતવ્યે એમને સૌને એક સૂત્રે ગૂંથી લીધાં છે તે છે: **સ્વાધીનતા, રાષ્ટ્રીયતા, 'આફ્રિકન' ભાવના.**

## અપૂર્વ વિવિધતા

**રાજકીય રીતે જોતાં** આ આઠ રાષ્ટ્રોમાંના બે જ દેશ–એટલે કે–સુદાન ને ઘાનામાં જ પાર્લામેન્ટરી પદ્ધતિએ ચાલતાં રાજતંત્ર છે. ઇથિયોપિયા ને મોરોક્કોમાં રાજાશાહી તંત્ર ચાલે છે. સંયુક્ત આરબ પ્રજાસત્તાકમાં રાજતંત્ર આખું લગભગ એક પક્ષની સરમુખત્યારી હેઠળ ચાલે છે. લિબેરિયામાં અમેરિકન રાજતંત્રનો અધકચરો અખતરો ચાલી રહ્યો છે. ટ્યુનિશિયામાં રાજપ્રમુખની સત્તા પ્રવર્તે છે–તો વળી લીબિયામાં રાજાની હકુમતમાંથી લોકશાહી રાજતંત્ર ભણી પગલાં મંડાઈ રહ્યાં છે.

**ધર્મની રૂએ** જોવા જાઓ તો આરબ પ્રજાસત્તાક ટ્યુનિશિયા, મોરોક્કો, સુદાન અને લીબિયા મુસ્લિમ ધર્મમાં માનનારાં છે; ઇથિયોપિયા, ઘાના ને લિબેરિયા ધર્મે ને રાજકીય નેતાગીરીની બાબતમાં ખ્રિસ્તી ગણાય.

**જાતિની રૂએ** ઉત્તર આફ્રિકાનાં ચાર રાષ્ટ્રો 'આરબ' છે. ઘાના ને લિબેરિયા 'હબસી' છે–ને સુદાનમાં એ બંને જાતિઓ વચ્ચે પુલ સમાન બની રહેનારી પ્રજા વસે છે.

એ બધાં રાષ્ટ્રોની **ઐતિહાસિક પૃષ્ઠભૂમિમાં** પણ ઘણો ફેર છે. ઇજિપ્ત માનવસંસ્કૃતિના આરંભકાળથી ઇતિહાસને પાને ચઢી ચૂકેલો પ્રાચીન દેશ. ઇથિયોપિયા ને મોરક્કો પણ જૂના ઇતિહાસમાં જડી આવનારા દેશ છે. ત્રણે બહુ જૂની શાહી સત્તાઓ છે; ત્યારે સુદાન બહુ પુરાણુંય નહિ ને નવુંય નહિ એવું રાષ્ટ્ર છે. ઘાના ને લિબેરિયા તો હજી નવા નવાં જ ઊભાં થયેલાં રાષ્ટ્રો છે.

પૃથ્વીના પટ પરના કોઈ પણ ખંડમાં આટલી વિવિધતાવાળો રાષ્ટ્રસમૂહ જોવા મળવો મુશ્કેલ છે. આટલી વિવિધતાવાળાં રાષ્ટ્રનું એક ઠેકાણે એકત્ર થવું એ જ દુનિયાની એ અજબ ને નોંધપાત્ર ઘટના છે.

આમ છતાં, એમને એક સૂત્રે ગાંઠનાર કોઈ મુખ્ય જોરદાર વસ્તુ હોય તો તે દુનિયાના રાજકારણમાં તાજેતરમાં જ માન્યતા પ્રાપ્ત કરનાર એમનું રાષ્ટ્રાભિમાન છે.

ઇજિપ્ત ભલેને માનવસંસ્કૃતિના શ્રીગણેશ માંડનારો દેશ હોય, પણ હજી પાંચ જ વર્ષ પહેલાં બ્રિટિશ લશ્કર એની ધરતી પર કબજો જમાવીને પડેલું હતું.

છેલ્લા મહાયુદ્ધ વખતે ઇટાલિયન દળોએ રોળી નાખેલ ઇથિયોપિયાનો શહેનશાહ બ્રિટનમાં નિર્વાસિત તરીકે દહાડા ગાળતો હતો. મોરક્કોનો સુલતાન ચાર વર્ષ પહેલાં માડાગાસ્કરમાં ફ્રેંચોનો કેદી હતો. સુદાનને આઝાદી મળ્યે પાંચ વરસ થયાં, ત્યારે ઘાનાની આઝાદી હજી એક જ વર્ષની છે. લિબિયા આઝાદ થયું છેલ્લા મહાયુદ્ધના અંત પછી. ત્યારે અજાયબીની વસ્તુ એ છે કે લિબેરિયા જેવો દેશ આ બધાંમાં ઘણા લાંબા વખતથી આઝાદી ભોગવે છે; તે અમેરિકાએ એના ગુલામોને મુક્તિ આપી એમને સ્વદેશ પાછા મોકલી દીધેલા, એને કારણે.

સાર્વભૌમ સત્તાઓ તરીકેની પ્રતિષ્ઠા ને એનું ગૌરવ: એ સૌથી પહેલી લાગણીએ એમને એક કર્યા છે; પરંતુ એની સાથે સાથે એક બીજય વિસ્તૃત ભાવના છે, જેને એમને એકબીજા સાથે હાથ મિલાવવા પ્રેર્યા છે; ને તે એ કે—આપણે બધા 'આફ્રિકન' છીએ; ને હકીકતે, આરબ રાષ્ટ્રોમાં ઇજિપ્તના અમુક વિભાગ સિવાયના તમામ આફ્રિકન છે.

## અપૂર્વ ઘડી

અત્યાર સુધી આફ્રિકાને એક અંધારિયો ખંડ માનવામાં આવતો. આજે પહેલી વાર એ અંધારિયા ખંડની પ્રજાઓ દુનિયાની સ્વતંત્ર ને લાગવગ ધરાવનારી સત્તાઓ પાસે પોતાનું વ્યક્તિત્વ સ્વીકારાવી, માથું ઊંચકી પોતાના ચોક્કસ અભિપ્રાયો વ્યક્ત કરી રહી છે. આ એક અપૂર્વ ઐતિહાસિક ઘડી છે.

આજે તેઓ ત્યાંની તમામ પ્રજાઓ સાથે, પોતાની

એકરૂપતા જાહેર કરે છે. એકી અવાજે તેઓએ અલ્જીરિયાના મુક્તિજંગને વધાવી લીધો છે. આ બાબતમાં ઉત્તર આફ્રિકાના દેશો જેટલી જ તત્પરતાથી ઘાના, ઇથિયોપિયા તથા લિબરિયાના લોકોએ સ્પષ્ટ રીતે પોતાનો અવાજ રજૂ કર્યો છે. પૂર્વ તેમ જ મધ્ય આફ્રિકાની પ્રજાઓની આઝાદી માટેની લડતમાંય એમણે સૌએ એક સરખો સાથ પુરાવેલો છે. એમાંય સહરાની દક્ષિણે વસતા લોકો જેટલા દૃઢ ને સ્પષ્ટ છે, તેટલી જ દૃઢતાથી ઇજિપ્ત, ટ્યુનિશિયા ને મોરોક્કોના લોકો એની હિમાયત કરે છે.

## રંગભેદ સામે ઐક્ય

દક્ષિણ આફ્રિકા તેમ જ રોડેશિયામાં ગોરાઓએ ઊભા કરેલ રંગભેદ ને શોષણ સામે એ સૌએ પોતાનો વિરોધ જાહેર કર્યો છે. રાજકીય રીતે બંદી બનાવી રાખેલ બેલ્જિયમ કોંગોના—તેમજ પોર્ટુગીઝ અંગોલાના આફ્રિકન બંધુઓ પ્રત્યે પોતાની દિલસોજી જાહેર કરતાં તેઓ બિલકુલ અચકાયા નથી. ફ્રેંચ ઇકવેરોરિયલ તેમ જ પશ્ચિમ આફ્રિકાની પ્રજામાં આવતી જાગૃતિ ને રાજકીય ચેતના પ્રત્યે એમણે પોતાનો હર્ષ વ્યક્ત કર્યો છે. નાઇજીરિયા જેવડું એમનામાં સૌથી મોટું રાષ્ટ્ર આજે સ્વતંત્ર રાષ્ટ્રની હેસિયતથી પોતાની સાથે જોડાઈ શકતું નથી એ બાબત એમના દિલમાં ઊંડો ખેદ છે.

## વિશ્વશાંતિની ઝંખના

કેવળ આફ્રિકાને લગતા પ્રશ્નો પૂરતો જ વિચાર કરીને બેસી રહેવું પડે તો એથી એમને સંતોષ નથી. દુનિયાના રાજકારણમાં પણ સ્વતંત્ર રાષ્ટ્રોની હેસિયતથી તેઓ પોતાનો અવાજ રજૂ કરવા, ને મત દર્શાવવા ઉત્સુક છે. આક્રામાં ભેગા મળી તેઓએ વિશ્વશાંતિ માટે પોતાનો અવાજ ઉઠાવ્યો છે.

એમણે માગણી કરી છે કે યુદ્ધ માટે ચાલતી અણુશસ્ત્રોની તૈયારીઓ તત્કાલ બંધ થવી જોઈએ. તે ઉપરાંત દુનિયાનાં સરકારી- ગણાતાં રાષ્ટ્રો આફ્રિકાના સહરા જેવા પ્રદેશને પોતાના અણુઅખતરાઓમાં પ્રયોગભૂમિ તરીકે ઉપયોગ કરવાની વેતરણો કરે છે, એની સામે પણ આ દેશોએ સખત વિરોધ દર્શાવ્યો છે.

આક્રામાં ભેગાં મળેલ આઠે રાષ્ટ્રોએ રાજકીય આઝાદી-ની ઘોષણા કરી છે.

એમની આ માગણી સંતોષાશે તે પછી જ સામાજિક ને આર્થિક સમાનતાનો પાયો નાંખી શકાવાનો છે. સાચો આંતરરાષ્ટ્રીયવાદ—કે જેમાં સમગ્ર દુનિયાના વૈભવ ને સંપત્તિનો આપણે સહિયારી રીતે ભોગવટો કરી શકીશું—તે પણ ત્યાર પછી જ સ્થાપવાની શક્યતા ઊભી થશે. રોગ, ગરીબી તેમ જ અજ્ઞાનને ધરતીના પટ પરથી દેશવટો દઈ શકાશે.

[ ફેનર બ્રોકવેના લેખના આધારે ]

[ અનુસંધાન પાન ૩૫૮થી ]

નો આકાર પહેલી દૃષ્ટિએ નજર ખેંચતો લાગશે. પણ કલાકારે ખૂબીથી ઘેરા રંગની માનવાકૃતિને ઉમેરેલી જોતાં બન્ને સમતોલ થઈ જતા દેખાશે.

આ સાદાઈ અને Boldnessને વફાદાર રહેવા માટે કલાકારે આકારોના પ્રમાણોમાં મનગમતી છૂટ લીધી છે. પ્રાકૃતિક આકૃતિઓનું સામ્ય ( Association ) જાળવવાનો એમણે પ્રયત્ન કર્યો છે, પણ એ સામ્યને જ એમણે મહત્ત્વનું બનાવી નથી દીધું. આમ આ બન્ને ચિત્રો સીધા સાદા આકારો-માં લોકજીવનની મધુરરમ્ય કલ્પના શા પ્રફુલ્લ બની રહે છે, પ્રતીત થયા વિના નહિ રહે કે કલાકારે લોકપ્રણાલીનાં તત્ત્વોને ગમે તેવા વિષયની કલ્પનામાં પણ ઓગાળી નાખ્યાં છે—અને આપણી સામે આપણા જ સમયનું રસભસ ચિત્ર ખડું કર્યું છે.

પા. ૩૫૮ ઉપર આપેલા શ્રીનાથજી, શ્રી રામેશ્વર અને જૈનપ્રણાલીની અસરવાળા એક રાજસ્થાની ચિત્ર પરથી કરેલાં રેખાંકનોની સરખામણી શ્રી. જામિની રાયનાં ચિત્રોને સમજવામાં માર્ગદર્શક નીવડશે.

# કદર

—વસંત વેદિયા

પૃથ્વી પર અંધકારના ઓળા છવાઈ ગયા હતા. રસ્તા પરના વીજળીના દીવા એ અંધકાર દૂર કરતા હતા. દૂર ઍરોડ્રોમની લાલબત્તી ઝગમગ થતી હતી, ત્યારે જૂહુકિનારે ભેળપૂરીવાળાઓની ગાડીઓ ઉપરની પેટ્રોમેક્ષ ઝળહળાટ કરતી હતી. તો ચણાવાળાઓ માટીના કુંડલામાં મૂકેલી આગને ચેતાવવાનો યત્ન કરતા હતા. સહેલાણીઓ આમતેમ ફરતા હતા અને બને એ રીતે આનંદ લૂંટવાનો પ્રયત્ન કરતા હતા. આ બધાથી દૂર એક જગ્યાએ મશાલ સળગી રહી હતી અને લોકો આજુબાજુ ઊભા રહી કંઈક નિરીક્ષણ કરી રહ્યા હતા. મુંબઈમાં જોનારની સંખ્યા ક્યાં ઓછી છે? નાટક કે સિનેમાઘર જ્યાં બહુ ઓછાં ખાલી રહે છે ત્યાં મફતમાં જોવા મળતી ચીજ કોણ ન જુએ? કંઈક કુતૂહલથી, કંઈક એ 'આકર્ષણ'ના આકર્ષણથી હું પણ તે તરફ ખેંચાયો. જોયું તો એક યુવાન ભીની રેતી વડે ભગવાન શંકરની મૂર્તિ બનાવી રહ્યો હતો—છેલ્લા 'ટચીસ' આપી રહ્યો હતો, બાજુમાં રેતીમાંથી જ બનાવેલ કળામય નાગની ફેણ ઉપર મશાલ સળગી રહી હતી. એ કળાની કદરરૂપે એક કાગળ પર થોડા સિક્કા આમ તેમ વેરાયલા પડ્યા હતા. કલાકારે આજુબાજુ નાની દિવાલ ચણી દીધી હતી.

એક સિંધી પતિ-પત્નીની નજદીક હું ઊભો ઊભો મૂર્તિને જોઈ રહ્યો. મારું ધ્યાન તેમના તરફ દોરાયું. વાતચીત પરથી લાગ્યું કે કલાકારની કળા તેમના દિલ સુધી પહોંચી હતી. થોડા લાગણીના શબ્દો ઉચ્ચારી તેઓ આગળ વધ્યાં. અલબત્ત, તેમના હાથને પાકીટ સુધી પહોંચાડવામાં કળા અસમર્થ નીવડી હતી. હું મૂર્તિની બાજુએ હતો તે સામે આવીને ઊભો રહ્યો. અહીંથી મૂર્તિ વધુ સુંદર લાગતી હતી અને મશાલની અસ્થિર તેજરેખા સુંદરતામાં વધારો કરતી હતી. કલાકાર-યુવાન પોતાના કાર્યમાં મસ્ત હતો. મારી જમણી બાજુએ ત્રણ યુવાનો વાતો કરતા ઊભા હતા. થોડીવારે તેમાંનો એક અંગ્રેજીમાં બોલી ઊઠ્યો : આપણે 'કળાની કદર કરવી જોઈએ' અને એકાદ સિક્કો કાગળ પર નાંખી તેઓ આગળ વધ્યા. પણ કળાકારનું ધ્યાન તેઓ આ પ્રશંસકો પ્રતિ લાગ્યું નહિ.

ત્યાં વળી પસાર થતાં યુવક-યુવતીઓ અહીં અટક્યાં. પોષાક તેમ જ વર્તન પરથી લાગ્યું કે તેઓ પારસી છે. 'શું સુંદર છે!' કહીને એકે સિક્કામાં વધારો કર્યો, બધા આગળ વધ્યા પણ તેમાંનો એક યુવાન ત્યાં જ ઊભો રહ્યો. પારસી હિંદીમાં તેણે પ્રશ્ન કર્યો. 'ઇસકો કિતના ટાઇમ લગા?' તેને આમાં કંઈક રસ હોય એમ લાગ્યું. જવાબ ન મળતાં તેણે બાજુમાં ઊભેલ ગૃહસ્થને પ્રશ્ન કર્યો, પણ ત્યારે જ આવેલ તે સજ્જનને ક્યાંથી ખબર હોય? આજકાલના 'ઘડીની ફુરસદ નહિ અને પાઈની આવક નહિ'ના જમાનામાં કોણ 'મૂર્ખ,' મૂર્તિ બનાવવાની શરૂઆતથી અત્યાર સુધી ઊભો રહી પોતાનો 'કિંમતી' સમય બગાડે? જવાબ મળવાની આશાએ તે યુવક ઊભો રહ્યો ત્યાં તેની સ્ત્રી મિત્ર બોલાવવા આવતાં તે ચાલ્યો ગયો.

સમુદ્રનાં મોજાંની માફક કળારસિકોની સંખ્યામાં પણ ફેર થતો હતો. સંખ્યા વધતી હતી, ફક્ત ભેળપૂરી ખાવાવાળાઓની ચોપાસ. જીભ પર મીઠી અને ભેળમાં તીખી ચટણીનો ઉપયોગ કરી, ગ્રાહક બે આનાની માગે ત્યાં બાર આનાની ભેળ આપી ભેળવાળાઓ બધાને ખુશ કરતા હતા અને મીઠું નાળિયેરપાણી પીવાની ફરજ પાડતા હતા. આમ તેઓ પડોશીના ધંધામાં પણ મંદી નહોતા આવવા દેતા.

સરકાર ' સહકાર સપ્તાહ ' ઊજવે છે પણ અહીં તો હમેશાં દરેક કામ સહકારથી થાય છે અને તે પણ ગ્રાહક અને વેચનાર પૂરતું જ નહિ, વેચનાર વેચનાર વચ્ચે પણ, વેચનાર અને પોલીસ વચ્ચે અને પોલીસ પોલીસ વચ્ચે પણ.

કળાકાર ઊઠ્યો. બીડી સળગાવી બેચાર ફૂંક મારી ફરી કામમાં લાગી ગયો. ત્યાં સામેથી એક ગુજરાતી ગૃહસ્થ તેમની પત્ની તેમ જ બાળકો જોડે આવી ચઢ્યા. મૂર્તિ જોઈ બહેન બોલી ઊઠ્યાં : ' આપણા જયંતભાઈએ પણ શિવ કોતર્યા છે પણ તેમાં કોપાયમાન છે જ્યારે અહીં ધ્યાનસ્થ છે. ' પતિદેવે શિર ઝુકાવ્યું. તેમની બાળાઓ તો તે પહેલાં જ કામમાં પરોવાયલી હતી. બન્ને બાળાઓ તૂટી ગયેલી દીવાલ સમારવામાં લાગી ગયેલી. કળાની ' કદર ' કરતાં તેમને નહોતી આવડતી. ત્યાં સામેથી ત્રણ સરદારજી, છૂટા સાંઢની માફક જોસમાં આવતા હતા. છત્રી જોઈ જેમ ગાય ભડકે તેમ મૂર્તિ જોઈ સરદારજી ભડક્યા, સરસ્વતીનો પ્રવાહ છૂટ્યો : ' યે દેખો । શિવ કી મૂર્તિ બના કે લોગોં કો લૂંટતા હૈ । ઔર કુછ કામ નહિ હૈ । ' મને થયું, તેઓ પોતાની વાણીનો લાભ વધારે વખત આપશે. પણ તેઓ તો, ગવર્નરની મોટર આગળ દોડતી પોલીસની ગાડીની માફક સડસડાટ આગળ વધ્યા. જોનારે જોવામાં જ રોકાયા, કળાકાર કામમાં.

'જો કોઈનું નુકસાન ન કરાય,' એક છોકરી નાનાભાઈને દીવાલ ભાંગી નાખવા બદલ શિખામણ આપી રહી હતી. ' ભલે આપણે બીજાનું ભલું ન કરીએ પણ બીજાના નુકસાન પ્રત્યે દિલસોજી દર્શાવીએ તે પણ ઘણું છે. ' પૈસામાં પણ જૂના કરતાં નવા સિક્કાઓ વિશેષ દેખાતા હતા. નવા પૈસા આવતાં દિમાગમાં સગવડ પડે છે, પણ, કેટલાયે વિચાર કર્યો અમુક વર્ગને નવા પૈસાથી નુકસાન પણ થવાનું છે. બેત્રણ પરોપકારી પ્રેક્ષકોએ રેતીમાં દટાઈ ગયેલ સિક્કા શોધી કાગળ પર નાખ્યા. નવા સાહેબ આવતાં નવી ગાદી આવે તેમ નવા નિરીક્ષકો આવતાં અભિપ્રાય પણ બદલાતા હતા : ' અદ્ભુત ! કી સુંદર ! સુધુ માટીતે બાનીયે છે. ચમત્કાર ! ( અદ્ભુત, શું સુંદર, ફક્ત માટીમાંથી જ અદ્ભુત ચીજ બનાવી છે ) એક બંગાળી યુવકના મોમાંથી મૂર્તિ જોઈ શબ્દો નીકળ્યા. તેના મિત્રો પણ એ જ મતના હતા. ભારતીય કળા અને સાહિત્યને નવજીવન આપનાર બંગાળ દેશ અને બંગાળી લોકો કળાના પારખુ તો છે જ. જો કે અત્યારે તો મુંબઈમાં પણ સાંસ્કૃતિક મંડળોનો રાફડો ફાટ્યો છે. કળા અને કલાકાર પાછળ વિશેષ રસ દર્શાવાય છે. મુંબઈના લોકો ભલે વ્યાપાર ધંધામાં પરોવાયલા રહે છે પણ અરસિક તો નથી જ. ત્યાં તો શબ્દો અંગ્રેજીમાં કાને પડ્યા: 'છે તો સુંદર પણ વધુ 'નેચરલ' જોઈએ...' મને થયું, કોઈ, કળા વિવેચકનું આગમન થયું છે. પાછળ નજર કરી તો ભૂલ સમજાઈ. મધ્યમ વર્ગની એક ખ્રિસ્તિબાઈએ કલાકારની ભૂલ બતાવેલ. તેઓ હિંદીમાં બોલત તો કલાકાર સમજી અને 'Natural' બનાવવા પ્રયત્ન કરત ! ત્યાં તો પેલા ત્રણ સરદારજીનું ' મિશન ' પાછું વળ્યું. ફરી લોકોની આંખ ઉઘાડવા બોલ્યા, ' યે દેખો ! ભિખારીને અચ્છા ધંધા લિયા હૈ ! લોગોંકા લૂંટકે પૈસા બનાતા હૈ ! ઔર ધંધા નહિ હૈ ! 'ભિખારી'એ આંખ ઊંચી કરી.

સરદારજીની વાણીની અસર જોવા મેંય બાજુમાં જોયું, એક બાઈ બન્ને હાથ જોડી, આંખ મીંચી પ્રાર્થના કરી રહી હતી: " ભગવાન બધાનું ભલું કરો. " બાજુમાં જ નાની બેબી હાથ જોડી મૂર્તિ સામું જોઈ રહી હતી.

ભગવાન એના એ હતા, પણ જોનાર આંખો જુદી હતી !

આકાશમાં તારા અને પૃથ્વી પર સળગતી મશાલ શરૂઆતથી છેવટ સુધીનાં પ્રેક્ષકો હતાં. બાઈની પ્રાર્થના સંભળાઈ હોય તેમ શીતળ ચાંદની રેલાઈ રહી......



આ વિભાગ દ્વારા કાવ્ય અને કલાનો પ્રારંભિક રસાસ્વાદ કરાવી વિશાળ જનસમૂહ અને સાહિત્યકલાનાં સર્જનો વચ્ચે સેતુ બનવાની અભીપ્સા છે.

---

# જામિની રાય : પુન. સંસ્કૃત લોકકલા

—ગુલામ મોહમ્મદ શેખ

**શ્રી** જામિની રાયનાં આ બે ચિત્રોનું અવલોકન કરતાં પહેલાં જો આપણે જેમાંથી એમણે પ્રેરણા મેળવી છે એવા લોકકલાના સિદ્ધાંતો પર દૃષ્ટિ નાખીશું તો વધુ ઉચિત થશે.

લોકહૃદયના વિશાળ વેલામાંથી કેવાં અદ્ભુત ફળો પ્રકટ્યાં છે, તેનું દૃષ્ટાંત ચિત્રની સાથે સાહિત્ય–સંગીત જેવા અન્ય કલાપ્રકારો પરથી પણ મળી રહેશે. અવિસ્મરણીય પ્રસંગ કે ઘટનાને આલેખતું લોકહૃદય કોઈકવાર—'મોરબીની વાણિયાણ મચ્છુ પાણી જાય—' ગાય છે અને સીધી સાદી બાનીમાંય કેવું રસભર ચિત્ર ઊપસી આવે છે! ગામડાંગામમાં લગ્ન કે વારતહેવારે ભાંગતી રાતે જામેલા રાસનો જેમને અનુભવ હશે એ જાણતાં જ હશે કે સાવ સાદી તરજમાં ઓગળી જતો ઘુલ'દ કંઠ હૈયાને કેવી મધુરતાથી ભીંજવી દે છે. કલાઓ જ શા માટે, સામાન્ય વાતચીતમાંયે અનુભવોના પાણીદાર સત્ય શા ઓછા ક્યાં સાંભળવા નથી મળતા? 'ચોસલાં પડે તેવું ગાઢ અંધારું' એવો પ્રયોગ હમણાં જ સાંભળવા મળ્યો હતો.



જામિની રૉય : મૅડોનાં અને સેંટ જૉન

અને એ જ લોકહૃદય જ્યારે ચિત્રમાં નીતરે છે ત્યારે એમાંથી ફૂલ–બુટ્ટા, હાથી–ઘોડા, ઘર–ખેતર અને ઝાડવાં તેમ જ ગરવી ગામડિયણના આકારો ટપકી પડે છે. એમની દૃષ્ટિ એમના અનુભવો પૂરતી સીમિત રહે છે અને તેથી એકને એક આકારનું પુનરાવર્તન એમાં અનેકવાર જોવા મળે. પણ એમાંની સાદગી, સહજ તન્મયતા અને વસ્તુને મનસ્વીપણે કોઈપણ ઘાટ આપવાની બંધનહીન અને સ્પષ્ટ વૃત્તિ બીજી ખામીઓને આવરી લે છે.

બીજી એક વાતઃ લોકહૃદયમાંથી પ્રગટેલું મોટા ભાગનું ઉદ્દેશહીન નથી હોતું. આપણી જૂની કલાપ્રણાલીઓ જેમ ધર્મ અને સામાજિક રીતરિવાજો



જામિની રોય : કાળો ઘોડો

સાથે સીધી યા આડકતરી રીતે સંકળાયેલી છે–તેમ જ લોક-કલાકારે પણ ધરતી અને દેવસ્થાનોની શોભા માટે ચિત્રો દોર્યાં–શિલ્પ ઘડ્યાં.

આકારોની સાદાઈ લોકકલાના દરેક દરેક નમૂનામાં જોવા મળશે. છતાં એની પાછળ દૃષ્ટિ હતી. જે વાત કહેવાની છે એ રજૂ ભલે થઈ સામાન્ય શબ્દોમાં, પણ સાવ બોલચાલની ઢબે કહી હોય તો એમાં નવું શું ? ચિત્ર માટે સીધા સાદા આકારો તો પસંદ કર્યા પણ એ આકારો ફક્ત સાદા જ ન રહે, એમાંથી કશુંક અસ્ફુટ છતાં પ્રતીત થાય એવું હોય તો જ એની કિંમત; એટલે જે જે આકારો રચાયા તે પ્રતીકાત્મક થયા. આગળ જતાં એ આકારો રૂઢ થઈ ગયા અને કેટલાક નવા પણ ઉમેરાયા જેથી મર્યાદાનો વિસ્તાર લંબાયો.

પ્રતીકયોજનાની આ વિચારસરણી ઘડવામા ધર્મે સારો એવો ભાગ ભજવ્યો છે. સંપત્તિએ તો માણસ માણસને જુદા પાડી શકાય પણ ધર્મ તો રાજા પાસે તે ગામનો ભિખારીય પાળી શકે. રાજકલાકારોએ વિકસાવેલી કલામાં કવિતા અને બીજી કલાઓનો સંગમ થવાથી એમાં ઉપમાઓ અને પ્રતીકયોજનાઓ પ્રવેશ પામી. (માછલી જેવી આંખ, સિંહકટિ, શંખ જેવી ગરદન વગેરે.) ધર્મમાં પ્રતીકોનો ઉદય કેવી રીતે થયો તે પણ વિચારવા જેવું છે. વ્યક્તિપૂજાના નિષેધને લીધે અમુક સમય સુધી ચિત્ર–શિલ્પકલામા સંતો–ઉપદેશકોનાં મનુષ્યરૂપી આલેખન થતાં નહિ. એ સંતો ઉપદેશકોની સ્મૃતિ ભૂંસાઈ જાય તો તો કદાચ ધર્મનો લોપ થાય. છેવટે નિર્ણય લેવાયો કે સંત માટે કોઈ એક નિશાન નક્કી કરવું અને એને જ હાજરી રૂપે માનવુ બૌદ્ધ ધર્મની શરૂઆતમાં અમરાવતી અને બીજી શિલ્પ–પ્રણાલિકા-માં, જાતકકથાઓને આધારે, ભગવાન બુદ્ધને હાથી કલ્પેલા પણ જોવા મળે છે. અથવા તો ફક્ત સ્તૂપ જ દર્શાવીને એમની હાજરી પ્રસ્થાપિત કરતા નમૂનાઓ પણ છે. એક જ ધર્મ હોવાને લીધે પ્રજાના ઉપલા વર્ગમાંથી પ્રગટેલી આ વિચારસરણી સામાન્ય પ્રજામાં પણ ફેલાઈ અને ગૂંચ વગરની હોવાને લીધે રૂઢ બની વિકસિત થઈ. આગળ જતાં હિન્દુ ધર્મનાં સાથિયો (શુભ–દૈવી તત્ત્વ), હાથના અને પગના પંજા તેમ જ સૂર્ય વગેરે પ્રતીકચિહ્ન લોકકલામાં પણ પ્રવેશ પામ્યાં.

હવે આ લોકપ્રણાલીની ચિત્રપદ્ધતિ જોઈએ. પહેલું તો એ કે એમાંના આકારો દૃષ્ટિભ્રમ દર્શાવતા ખરેખર આકાર કરતાં જુદી જ જાતના નથી. દા. ત. પૃ. ૭૫૮ ઉપર આપેલી પાટલા અને લોટાની આકૃતિ. પ્રથમ આકૃતિ જોતા લાગશે કે આપણે વસ્તુઓને અમુક કોણથી જ જોઈએ છીએ જેથી પાટલાનો આકાર સંકુચિત ચોરસ જેવો લાગે છે અને નજીકના પાયાથી દૂરના પાયા જરા નાના લાગે છે. વાસ્તવમાં પાટલાનો આકાર પ્રથમ દેખાય છે તેવો નહિ, પણ બીજી આકૃતિમાં દર્શાવેલ છે તેવો ચોરસ છે. વળી એના પાયા

નાના મોટા નહિ, પણ તદ્દન સરખા છે. લોકકલામાં આવા મૂળભૂત આકારોને જ સ્થાન અપાય છે. લોક-પ્રણાલીનાં ચિત્રોમાં આકારોમાં ઘનતા દેખાડવાનું પણ જોવા મળતું નથી. રંગો સાવ સપાટ જ લગાવેલા હોય છે. રંગોની હળવી ઘેરી કક્ષાઓ ( Tones ) મળશે પણ એક જ રંગના સમૂહમાં એ રંગની કે બીજા રંગની આછી–ઘેરી કક્ષાએ આકારને ઉપસેલો કે ઊંડો જતો બતાવાયો હોય તેવું નહિ મળે; જો કે રંગોની લાક્ષણિકતાઓને લીધે એક વસ્તુ બીજી વસ્તુની આગળ છે તેવું તો દેખાશે જ.

બીજો એક પ્રશ્ન છે મોં ચિતરવાનો. સાવ સામુ બનાવવામાં કદાચ ઘનતા બતાવવી પડે અથવા તો મોંના જુદા જુદા વધારે પડતા સમૂહ યોજવા પડે. આમ ગૂંચભરી ગોઠવણી ન થાય એ ખાતર આવી જાતનાં ચિત્રોમાં મોટે ભાગે મોંને આડું જ દર્શાવવામાં આવે છે.

હવે આપણે મહાન ભારતીય કલાકાર જામિની રાયનાં ચિત્રો જોઈએ.

એક ચિત્ર છે ઘોડાનું. ( પા. ૩૫૭ ) લાકડાના રમકડાને મળતી તદ્દન સાદી આકૃતિ છે. ખાસ ધ્યાન ખેંચે તેવું તત્ત્વ હોય તો એ આલેખનની Boldness. ગરદન પરનો વળાંક જ જુઓ. કેવો એક છરકામાં જ આલેખાયો છે !—ત્યાંથી આગળ વધતો કાન પર જરા રોકાઈ ઉપર ફરીને વળી પાછો મુખાકાર સાથે ભળી છેક પગ સુધી સીધા અને ઊભા આકાર ફરતો જ રહે છે. જરા ધ્યાનથી જોઈએ તો જણાશે કે આખાયે ચિત્રમાં મુખ્યત્વે ગોળાકાર જેવા અને સીધા એવા બે આકારોનું જ સંયોજન છે. કલાકારે બહુ જ સાહજિક રીતે બધા આકારોને એક બીજા સાથે ભેળવી દીધા છે. લાંબા ઊભા પગ પાસેનાં ગોળ મીંડાં, ગરદન પાસેના ઘણા ગોળાકારોમાંના આડા ત્રણ રંગના છરકા અને અશ્વાકૃતિના ઊભા લંબાકારને સમતોલ ઉપરનીચેની આડી પટ્ટીઓ અને એમાંનાં ગોળ ટપકાં, વૈવિધ્યનો કેવો રસમય સુમેળ રજૂ કરે છે ! એકેય આકારનું આલેખન ખૂબ જ કાળજી લઈને કરેલું નથી પણ સ્વાભાવિકતાથી છરકાઓ જ લગાવી દીધા છે. છતાંય એ જેમતેમ લગાડાયેલા નથી એ કલાકારની હસ્તકૌશલની સાબિતી છે. આ સ્વાભાવિક આલેખન જ આકાર ચેતનવંતો હોવાની લાગણી જન્માવે છે.

બીજું (પા. ૩૫૬) જોઈએ. ઘોડાના ચિત્રમાં એક જ આકૃતિ છે પણ આમાં એવી અનેક સાદી આકૃતિઓનો સમૂહ છે. બહુ ગૂંચવણભર્યા આકારો કરતાં સીધા સાદા અને મૂળ આકારો જેવા કે ગોળ, ત્રિકોણ, ચોરસ, લંબચોરસ વગેરેનો કલાકારે સવિશેષ ઉપયોગ કર્યો છે; આખુંય ચિત્ર જાણે કે લંબચોરસ આકારોનું જ સુમિશ્રણ છે. પ્રથમ ચિત્રમાં મોટા રંગસમૂહોનું આયોજન છે. જ્યારે આમાં નાના અને લગભગ સરખા સમૂહોનું. આમાં કોઈ પણ એક રંગનો સમૂહ પ્રધાન થઈ જતો નથી.







કોઈ મોટો સમૂહ થયો તો ત્યાં વચમાં કશુંક ઉમેરીને એની મહત્તા ઓછી કરી ચિત્રના બધાય સમૂહોને સમતોલ કરી નાખવામાં આવ્યા છે. દા. ત. જમણી બાજુ મથાળે ફૂલની આકૃતિ અને ડાબી બાજુ મથાળે કરેલી માછલીઓ અને નીચેના ભાગમાં પ્રકાશિત રંગના લંબચોરસમાં કરેલી એથી જરા ઘેરા રંગની લીટીઓ અને ટપકાં. આકારોની સમાનતા જાળવવાથી આ એક સરસ ભાત જેવું ચિત્ર બની રહે છે. એને ઉલટાવી–સુલટાવીને જોતાં પણ કોઈ જગ્યાએ આકારો પાંખા પડી જતા કે વધુ પડતા આગળ આવી જતા દેખાશે નહિ, બલકે એક જ સપાટી પર રહેશે. જમણી બાજુના ઊભા મકાનનો મોટો પ્રકાશિત રંગ-

[ પાન ૩૫૯ ઉપર ]







[ લોકપ્રણાલીની ચિત્ર-પદ્ધતિ ]

## ઘરદીવડા



# શ્રી. ભાઈલાલભાઈ દ્વા. પટેલ:

## એકાગ્રતા અને પુરુષાર્થ : નિષ્ઠા અને નૈપુણ્યની પ્રેરણા

જૂનની ૭મી : 'વલ્લભવિદ્યાનગર'ના પ્રતિષ્ઠાતા શ્રી. ભાઈલાલભાઈ દ્વા. પટેલની ૭૦મી જન્મગાંઠ છે :

શ્રી. ભાઈલાલભાઈનો જન્મદિન ૭–૬–૧૮૮૮. બહુ જ ગરીબ કુટુંબ. છપ્પનાનો દુકાળ જોયેલો; એની ઊંડી કારમી સ્મૃતિ હજી ભુલાઈ નથી; ગરીબી ને ભૂખમરો ક્યાંક પણ નજરે ચડતાં આજેય એમનું અંતર દ્રવી ઊઠે છે અને જેવી ગરીબી તેવી જ પ્રજાની અજ્ઞાન દશા !

વલ્લભવિદ્યાનગરની સ્થાપનાના મૂળમાં શું જનતાની ગરીબી અને અજ્ઞાનદશાની જ પ્રેરણા નથી ?

સ્વ. મોતીભાઈ અમીને ૧૯૦૬થી ચરોતરમાં જ્ઞાનનો દીવો પ્રગટાવ્યો હતો. એ પછી ચાર દાયકે (૧૯૪૬) શ્રી. ભાઈલાલભાઈએ ઉચ્ચ કેળવણીના ક્ષેત્રે અસાધારણ હિંમત અને કુનેહના જોરે ઝંપલાવ્યું હતું અને ૧૦ વર્ષમાં તો આજે વડલો ઝૂકી રહ્યો છે : બાળમંદિરથી માંડી હાઈસ્કૂલ અને આર્ટ્સ, સાયન્સ, એન્જિનિયરીંગ કૉલેજો,—કેવળ કૉલેજો જ નહિ, પુરાતત્ત્વ-સંશોધન, હાથઉદ્યોગમાં નવા નવા અખતરા, નાનાં કારખાનાં અને સ્વતંત્ર યુનિવર્સિટીથી એ ભર્યોભાદર્યો છે.

એક છોડ ઉછેરવો, એક બાળક ભણાવવું કેટલું વિકટ કાર્ય છે એ સૌ કોઈ જાણે છે. એક સાથે સેંકડો વિદ્યાર્થીઓના વિવિધ વિકાસનાં ક્ષેત્રે સાહસ કરી ઝંપલાવવું કેટલું વિકટ હશે ! અને તેમાંય, હાથ ઝાલનારા સરદાર પટેલના અવસાન બાદ, બિરલા શેઠોની ઓથ દૂર થયા બાદ !

હજીય, આ સંસ્થાઓનાં અધૂરાં ચણાયાં, અધૂરાં પૉલિશ થયાં મકાનો જાણે એક ધૂની વ્યક્તિના પુરુષાર્થનાં પ્રતીકસમાં ઊભાં છે !

એક ધૂની વ્યક્તિનો પુરુષાર્થ—બલકે શ્રી. ભાઈલાલભાઈ અને એમના અનન્ય સાથી સ્વ. ભિખાભાઈનો અજોડ પુરુષાર્થ !

ધૂન અને પુરુષાર્થ જેમને ગળથૂથીમાં મળ્યાં છે, એવા શ્રી. ભાઈલાલભાઈને માટે આવો વિકટ રાહ ખેડવો—સહજ કાર્ય હતું. અપેક્ષિત હતું ને તેમણે પાર પાડ્યું.

ગરીબ કુટુંબમાં ઊછરી, ૧૯૦૫માં અંગ્રેજી ૭ ધોરણ તથા મૅટ્રિકનું એક સાથે કરી, ૧૯૦૬માં વડોદરા કૉલેજમાં શ્રી ભાઈલાલભાઈએ પ્રવેશ કર્યો, ત્યારે ૧૮ વર્ષના આ જુવાનને સદ્‌ભાગ્યે, શ્રી. અરવિંદ ઘોષનો સંસર્ગ પ્રાધ્યાપક તરીકે પ્રાપ્ત થયો. તે જમાનાના અડંગ ક્રાંતિકારી પુરુષની પ્રતિભાએ અજાણતાંય શ્રી. ભાઈલાલભાઈને શું શું આપ્યું હશે તે તો કોણ જાણે.

પરંતુ ૧૯૦૮માં જુવાન ભાઈલાલભાઈ પૂના એન્જિનિયરિંગ કૉલેજમાં પહોંચી ગયા, ત્યારે જ તેમને ભાવિ કર્તવ્ય-

પંથ ખેડવા માટેની તૈયારીની તૃપ્તિ તો થઈ—વરસોથી તેમના ચિત્તમાં એન્જિનિયરિંગના અભ્યાસની ઝંખના જાગી ગઈ હતી.

૧૯૧૧માં એલ. સી. ઈ.ની ડિગ્રી પ્રાપ્ત કરી, વડોદરા રાજ્યતાબાના મહેસાણા જિલ્લામાં નોકરી અર્થે પહોંચી ગયા અને પહેલે જ તડાકે દુષ્કાળ યોજનામાં તેમનું નૈપુણ્ય જોઈ, પ્રસન્ન થઈ ઊઠેલા તેમના ઉપરીઅમલદારની સલાહ-સૂચનાથી શ્રી. ભાઈલાલભાઈ ' રજવાડી ' નોકરી છોડી ' બ્રિટિશ ' નોકરીમાં દાખલ થઈ ગયા; અને જાણે ' નસીબનું પાંદડું ' ' ઊઘડી ગયું—પગારનો આંક તો ઘણો ઊંચો પહોંચી જ ગયો; પરંતુ એથી વિશેષ તો, બાહોશ સાહસિક યુવાનને પોતાની મૌલિકતા અને પુરુષાર્થને માટે જરૂરી તક લાધી ગઈ! ૧૯૨૪માં તેમણે માટી ખોદનારાં સસ્તાં અને ઝડપી કામ આપનારાં યંત્રો શોધી કાઢ્યાં. ૧૯૨૬માં મુખ્ય ઇજનેર બન્યા; અને ૧૯૩૦માં સિંધુ પ્રદેશમાં—લારખાના જિલ્લાને પૂરથી રક્ષણ આપવામાં પોતાની કુશળતા દાખવી. ક્રમશઃ નવા નવા ક્ષેત્રે સિદ્ધિઓ હાંસલ કરતા ગયા.

૧૧II વર્ષ મહારાષ્ટ્રમાં અને ૧૬II વર્ષ સિંધમાં ગાળી શ્રી. ભાઈલાલભાઈ ૧૯૪૦માં નિવૃત્ત થઈ ગુજરાતમાં પાછા ફર્યા ત્યારે દેશ બહાર પણ સારી ખ્યાતિ વિસ્તરી હતી. દુનિયાની એક મોટામાં મોટી ગણાતી સક્કર બરાજની નહેર-યોજના પાછળ ૮-૮ વર્ષ લગી શ્રી. ભાઈલાલભાઈએ ઉઠાવેલી જહેમત અને તેમાં દાખવેલી કુશળતા બેનમૂન હતી અને અફઘાનિસ્તાનની સરકાર ઇજનેરી સલાહકાર તરીકે તેમને પોતાને ત્યાં આવવા ઇજન દઈ રહી હતી.

પરંતુ સરદાર શ્રી. વલ્લભભાઈ પટેલની ચકોર નજરમાં શ્રી. ભાઈલાલભાઈ એવા વસી ગયા હતા કે ' નિવૃત્ત ' થતાં જ તેમની ' પ્રવૃત્તિ ' અમદાવાદ મ્યુનિસિપાલિટીને આપવાનું તેમણે દબાણ કર્યું. ને કદાચ સરદાર પ્રત્યેની પ્રીતિને જ કારણે શ્રી. ભાઈલાલભાઈએ ફરજની ભાવનાથી સરદારની સૂચનાને માથે ચઢાવી. કેવળ બે જ વરસની ટૂંકી મુદતમાં શ્રી. ભાઈલાલભાઈએ અમદાવાદની ' સૂરત ' ફેરવવામાં ઘણો કીમતી અને યાદગાર ફાળો આપ્યો: સરક્યુલર રસ્તા, નવાં પૂલો અને કાંકરિયાનું ' નંદનવન ' એનાં પ્રતીક છે.

૧૯૪૨ માં ' ભારત છોડો 'નું આંદોલન જાગ્યું; સરદાર કારાવાસી બન્યા; અને શ્રી. ભાઈલાલભાઈએ જાણે 'મુક્તિ' મેળવી લઈ, વરસો થયાં ચિત્તમાં ઘોળાઈ રહેલી, મનોભૂમિમાં વારંવાર રટાઈ રહેલી ગ્રામોદ્ધાર અને શિક્ષણની ધૂણી ધખાવવા પાછળ પોતાની જાતને એકાગ્રતાથી પરોવી દીધી.

વલ્લભવિદ્યાનગર એટલે એક સંસ્કારનગર! એમાં માટી-ઈંટ, પાણી, વીજળી, ખેતી, મકાનો ને વિદ્યાધામ માટેની હજાર જરૂરિયાતો! સિમેંટ પૂરતો નથી, સ્ટીલ ને લોખંડ પૂરતું નથી... ને તોય હામ છોડી દેવી નથી. કરકસર કરી; એકને બદલે બીજા માલથી ચલાવી લીધું; જાતે જ કારખાનું શરૂ કરી અખતરા કર્યા!

અમુક કૉલેજની ગ્રાન્ટ બંધ થઈ ગઈ! પૉલિટેકનિકને મળતી ગ્રાંટ બંધ થઈ ગઈ! તો કરકસર કરી, આફ્રિકા ખૂંદો, થાય તેટલું કરી છૂટયા: ને છતાંય બંધ કરવું પડે તો બંધ કર્યું! પણ સ્વતંત્ર દૃષ્ટિ અને આગવી પદ્ધતિથી કાર્ય કર્યા કરવાનું ચાલુ જ છે!

દૃષ્ટિ ગ્રામોદ્ધારની છે. પદ્ધતિ એને અનુકૂળ છે.

શ્રી. ભાઈલાલભાઈ યુનિવર્સિટીને ઉચ્ચ સ્થાને વિરાજનાર પ્રતિભાવાન ' વિદ્વાન-નિષ્ણાત ' નથી; પણ પોતાનું ગ્રામોદ્ધારનું ધ્યેય જાણે છે, પોતાનું કર્તવ્ય સમજે છે અને પોતાની દૃષ્ટિ અને પદ્ધતિને કાટ ન લાગે એ માટે સતત છેલ્લામાં છેલ્લાં જ્ઞાન-વિજ્ઞાનથી પરિચિત રહેવા મથે છે.

એક માણસ પાસે આનાથી વિશેષ શી અપેક્ષા રહે?

*

આવી એકાગ્રતા અને પુરુષાર્થનું પરિણામ, નિષ્ઠા અને નૈપુણ્યનું પરિણામ ભલે ' અપૂર્વ-અદ્ભુત-મહાન ' ન હોય પરંતુ નાનુંશું અદકું પરિણામ પણ, ગમે ત્યારેય, ભવિષ્યમાં, લગભગ એકલે હાથે ધ્યેય અને ધૂનથી કાર્યરત બનવા ઇચ્છનારને માટે પ્રેરણા આપનારું તો રહેશે જ.

—ભોગીલાલ ગાંધી

## પ્રવૃત્તિ ને પડઘા

## આ વિભાગમાં—

• ગુજરાતભરનાં સંસ્કાર અને શિક્ષણકેન્દ્રો, સાહિત્ય અને કલાકેન્દ્રોની ખાસ નોંધપાત્ર પ્રવૃત્તિઓ અંગે—

• ગુજરાત બહાર વસતા ગુજરાતીઓ( કલકત્તા, દિલ્હી, આફ્રિકા વગેરે મુખ્ય મથકો સહિત )ની ઉપર કહી તેવી પ્રવૃત્તિઓ અંગે—મિતાક્ષરી સમાચાર આપવાની ઇચ્છા છે.

ગુજરાત અને બહારનાં કેન્દ્રો જરૂરી માહિતી મોકલતાં રહેશે તો " માનવ " ઉપકૃત થશે.

---

## પુસ્તક-ઉત્પાદનમાં મોંઘવારી

છેલ્લા એકાદ વરસથી કાગળના ભાવોમાં અસાધારણ ઉછાળો આવ્યો છે. છાપકામના દેશી કાગળ જેના દર રતલે ૧૦થી ૧૧ આના હતા, તેના આજે રૂા. ૧થી રૂા. ૧। થઈ ગયા છે.

પરદેશથી આયાત થતા કાગળ ઉપર પ્રતિબંધ અને મર્યાદા આવતાં ભારતીય ઉદ્યોગપતિઓએ ગેરલાભ ઉઠાવી જે રંજાડ ઊભી કરી છે એ જોતાં પુસ્તક પ્રકાશનનો ધંધો, આમેય ગુજરાતીમાં તો માંડ માંડ જીવવા વલખાં મારતો રહ્યો છે, તે ખરેખરી ચિંતામાં ફેંકાઈ ગયો છે.

કાગળની મોંઘવારી ઉપરાંત પણ બાઇન્ડિંગમાં વપરાતા સ્ટ્રૉ બોર્ડ અને છીંટના દરોમાંય અસાધારણ મોંઘવારી આવી છે.

અને આ મોંઘવારી ઉપરાંત, સરકારે બીજા પોસ્ટ દરોની સાથે બુકપોસ્ટના દરોમાંય વધારો કર્યો હતો, તે ભૂલવું ન જોઈએ.

આપણા દેશમાં પુસ્તકોની ખરીદી એ રોજિંદા જીવનની ઉપયોગી-આવશ્યકતાની વસ્તુ લેખાતી નથી, એ સ્થિતિમાં પુસ્તકોના ઉત્પાદનની પડતર ઊંચી જતાં પરિસ્થિતિ વધુ વિકટ બનવાની જ. પુસ્તકોના અતિ મર્યાદિત વિક્રય ઉપર નવો ફટકો પડવાનો.

આ સ્થિતિમાં સરકારનું કર્તવ્ય છે કે, કાગળની કિંમત ઉપર નિયંત્રણ રહે એવો પ્રતિબંધ તેણે તત્કાલ કરવો જોઈએ.

પ્રકાશ અને સંસ્કાર-શિક્ષણક્ષેત્રે રસ લેનારા સૌની ફરજ છે કે આ બાબત ઘટતું આંદોલન કરે. —સં.

## ર. વ. દે. સ્મારક-ઋણ

ગુજરાતના સૌજન્ય મૂર્તિ સાહિત્યકાર સ્વ. રમણલાલ દેસાઈનું સુયોગ્ય સ્મારક કરવાની પ્રેમાનંદ સાહિત્ય સભાની શુભનેમ, આટલે વખતેય હજી અધૂરી રહી છે, એ દુઃખની વાત છે; પરંતુ આ અધૂરું પૂરું કરવાનો પુનઃનિર્ણય તાજેતરમાં તે સંસ્થાએ લીધો છે તેને અમે આવકારીએ છીએ અને તે ઋણ વહેલામાં વહેલી તકે અદા કરવામાં તેમને સફળતા મળે એવી અભિલાષા સેવીએ છીએ.

—સં૦

## ભારત ફોટો-હરીફાઈ :

ગઈ તા. ૪થી મેએ ' પાલનપુર કૅમેરા કલબ ' તરફથી સમગ્ર ભારતના ફોટોગ્રાફીના કલાકારોનું સ્પર્ધાયુક્ત પ્રદર્શન યોજવામાં આવ્યું હતું.

શ્રી રવિશંકર રાવળે આ પ્રદર્શનનું ઉદ્‌ઘાટન કર્યું હતું.

આ સ્પર્ધામાં ૩ ફોટો-કલાકારોને સુવર્ણચંદ્રકો તથા ૮ને પ્રશસ્તીપત્રો એનાયત થયાં હતાં. આ ૮ પ્રશસ્તીપત્રો પ્રાપ્ત કરનારામાં પાંચ ગુજરાતી કલાકારો હતા—

૧. અસદ કે. સૈયદ ( પાલનપુર ); ચિત્રઃ ' સનલાઈટ બાલકની. '

૨. શ્રી સબ્બીર કે. સૈયદ ( પાલનપુર ); ચિત્રઃ કાસ્ટલેસ ધન સેન્ડ '

૩. શ્રી એચ. એન. કાંટાવાળા ( મુંબઈ ) ચિત્રઃ ' પ્લેટાઈમ '

૪. શ્રી ટી. એફ. ઝેટી ( અમદાવાદ ) ચિત્રઃ ' ૩૫ '
૫. શ્રી મધુ રાવળ ( પાલનપુર ) ચિત્રઃ ' ધ સ્ટૉર્મ '

## પાલનપુર ફોટોક્લબ

ફોટોગ્રાફીના કેન્દ્ર તરીકે પાલનપુર વર્ષો થયાં ભારતનું એક ગૌરવભર્યું કલાકેન્દ્ર બન્યું છે ને રહ્યું છે.

પાલનપુરના ફોટો–કલાકારોમાંના આદ્ય શ્રી ખાનજીભાઈ સૈયદે મહુર્મ નવાબ સાહેબના આશ્રયે ફોટોગ્રાફી ખીલવી તેમના સમગ્ર કુટુંબને એ કલાનો વારસો આપી પાલનપુરનું નામ પ્રસિદ્ધ કર્યું. સૈયદ કુટુંબની ફોટોગ્રાફીએ પાલનપુરના બીજા તરણોને પણ તેનો નાદ લગાડ્યો અને તેમાંથી ઘણાં યશસ્વી કૅમેરાવાળાઓ થયા છે. આજે વિશ્વના અનેક પ્રદર્શનોમાંથી માનચાંદ મેળવનારા બાર જેટલા સભ્યો નિયમિત રીતે આ ક્લબનું ગૌરવ સંભાળે છે. તે પૈકી અગ્રગણ્ય બનેલા ડૉ. કોઠારીએ ફોટોગ્રાફીમાં હિંદની તમામ અગ્રગણ્ય ફોટોસ્પર્ધામાં શ્રેષ્ઠતા મેળવી છે, એટલું જ નહીં પણ વિશ્વની ફોટો સંસ્થાઓમાં પણ તેમણે નામના મેળવી છે. પાલનપુરમાં તેમણે અનેકવાર અખિલ ભારતીય ફોટો પ્રદર્શન યોજ્યાં છે. તે ઉપરાંત તેમની જાગૃત કલા-સાધનાથી તે અખિલ ભારતીય ફોટો ફેડરેશનના પ્રમુખ બની શક્યા છે અને વિશ્વની ફોટો ફેડરેશનમાં પણ સભ્યપદ પામ્યા છે.

## ભારતમાં ફોટોગ્રાફી

૧૯૫૩માં હિંદમાં ફોટોગ્રાફી કરનારા સુંદર કલાકારોએ ફેડરેશન ઑફ ઇન્ડિયન ફોટોગ્રાફીની સ્થાપના કરી. તેનું ઉદ્ઘાટન સર સી. વી. રામને કર્યું હતું. તેમાં હિંદુસ્તાનની ૪૪ ફોટોગ્રાફીની ક્લબો જોડાયેલી છે. ૧૯૫૭માં આ સંસ્થાનું ત્રિવાર્ષિક સંમેલન થયું, તેમાં અગત્યની વસ્તુ એ નક્કી થઈ કે સંસ્થા ઉપરાંત વ્યક્તિગત સભ્યપદ પણ ચાલુ કરવું. આમ થવાથી તે આંતરપ્રાંતીય બંધુત્વ અને મૈત્રી માટે એક વિશ્વકેન્દ્ર બન્યું. સેંકડો બહારના દેશના નવા સભ્યો તેમાં ભળ્યા છે. ફેડરેશનની વાર્ષિક ફી ૭ રૂપિયા રાખવામાં આવી છે. તેના બદલામાં સભ્યને ફેડરેશનનું માહિતીપૂર્ણ માસિકપત્ર મળે છે. ફેડરેશનની પ્રવૃત્તિઓ સંભાળવાને ૨૨ વિભાગો છે અને તે દરેકમાં નિષ્ણાત અધ્યક્ષ છે. દેશમાં ફોટોગ્રાફીનો અનેકવિધ વિકાસ અને અભ્યાસ થાય તે માટે દર વર્ષે ફેડરેશન તરફથી નીચેનાં પ્રદર્શનો ભરવામાં આવે છે :

૧. અગીઆર અખિલ હિંદ ફોટો–પ્રદર્શનો.
૨. ચાર આંતર રાષ્ટ્રીય પ્રદર્શનો
૩. ઓછામાં ઓછાં દસ પરદેશનાં ફોટોચિત્રોનાં પ્રદર્શનો આખા હિંદમાં ફરે છે.
૪. એક ઑલ ઇન્ડિઆ મેડિકલ પ્રદર્શન
૫. એક વાઈલ્ડ લાઈફ( જંગલની દુનિયા )નું પ્રદર્શન.
૬. એક અખિલ હિંદ રંગીન ફોટો ચિત્રોનું પ્રદર્શન.
૭. એક ઇન્ટર ક્લબ હરીફાઈનું પ્રદર્શન.

આવી જાતની યોજનાઓ વધતી જ જાય છે. આંતરરાષ્ટ્રીય પ્રદર્શનોમાં હિંદના અનેક સભ્યોએ ઇનામો મેળવ્યાં છે.

ઉપરાંત, આ સંસ્થા બીજી અનેક સંસ્થાઓને સહકાર આપે છે; જેવી કે પંચવર્ષી યોજનામાં સાથ, ઇન્ડિયન મેડિકલ ફોટોગ્રાફી, માઉન્ટન ફોટોગ્રાફી, વનનાં પશુ પંખીઓની સંસ્થાઓ.

આ સંસ્થાના હાલના મુખ્ય અધિકારીઓમાં પાલનપુરના ડૉ. કે. એલ. કોઠારી પ્રમુખ છે. ઉપપ્રમુખ તરીકે કલકત્તાના શ્રી. બી. કે. મુકરજી છે અને એના મંત્રી અને કોષાધ્યક્ષ તરીકે બેંગ્લોરના ડૉ. જી. ટોમસ છે.

આ ફેડરેશન તરફથી ૧૯૫૭માં હિંદમાં પહેલું 'કોન્ટેમ્પરરી ઇન્ડિયન ફોટોગ્રાફી ' નામનું અપૂર્વ વાર્ષિક બહાર પડયું છે. હિંદના શ્રેષ્ઠ ફોટોગ્રાફરોની ચાલીસ સુંદર કૃતિઓ તેમાં આપેલી છે. આ વર્ષે ' એશિયન ફોટોગ્રાફીનો ગ્રંથ બહાર પાડવાનો છે; તેથી એશિયાના સંબંધો સુદૃઢ બનશે અને બીજા પણ અનેક સાંસ્કારિક અને કલાત્મક પ્રકાશનો કરવાની તેઓ ઉમેદ રાખે છે.

## વર્લ્ડ ફેડરેશન ઑફ ફોટોગ્રાફીક આર્ટ

આ સંસ્થાનું ટૂંકું નામ એફ. આઈ. એ. પી. છે. આ ફેડરેશન દુનિયાની ટોચ સંસ્થા ગણી શકાય; તેમાં ૪૫ દેશોનું પ્રતિનિધિત્વ છે. તેનો એવો કાયદો છે કે દરેક દેશની જે સાચી રાષ્ટ્રીય સંસ્થા હોય તેમને જ તેઓ મંજૂર રાખે છે અને તે જ ત્યાં પ્રતિનિધિત્વ પામે છે. ફેડરેશન ઑફ ઇન્ડિયન ફોટોગ્રાફીના આજે નેવું ટકા જેટલા સભ્યો એફ.

આઈ. એ. પી. તરફથી સન્માન્ય છે તેથી તેને આ વિશ્વ-સંસ્થામાં મહત્ત્વનું સ્થાન મળ્યું છે.

એફ. આઈ. એ. પી. વિશ્વસંસ્થા ગણાય છે તે એટલા માટે કે તેની સભ્ય સંખ્યા દુનિયાના બાર લાખ ફોટોગ્રાફરોની છે. તેની મુખ્ય કચેરી સ્વીટ્ઝરલૅન્ડમાં છે અને 'કૅમેરા' નામનું શ્રેષ્ઠ માસિક બહાર પાડે છે. દર વર્ષે તેની મોટી પરિષદ મળે છે. તેમ જ આંતરરાષ્ટ્રીય પ્રદર્શન કરે છે; અને તે દરેક દેશમાં ફેરવવા મોકલે છે અને તેમાંની શ્રેષ્ઠ કૃતિઓનો એક મોટો સંપુટ ગ્રંથ બહાર પાડે છે. આવી એક પરિષદ ૧૯૫૬માં જર્મનીમાં 'ફોટો ફેર' વખતે મળી હતી ચાલુ સાલમાં પરિષદ બેલ્જીઅમમાં મળશે. તેમાં પણ હિંદના પ્રતિનિધિઓ હશે.

આ એફ. આઈ. એ. પી.ની પ્રતિષ્ઠા અને પ્રગતિ જોઈને યુનેસ્કોએ તેને તરત જ માન્ય કરેલ છે અને તેના પ્રતિનિધિઓને યુનેસ્કોમાં સ્થાન મળે છે અને તે રીતે હિંદના ફોટો ફેડરેશનને પણ યુનેસ્કો સાથે સીધો સંબંધ બંધાયો છે. આ રીતે જગતની કલાસંસ્કૃતિ વધારવામાં હિંદની ફોટોગ્રાફી મહત્ત્વનો ફાળો આપે છે. ફોટોગ્રાફીનો ઉદ્યોગ અને કળા ખીલવવાને ભારત સરકાર અન્ય દેશોનું દૃષ્ટાંત લઈ યોગ્ય પગલાં જલદી લે એ ઇચ્છવા યોગ્ય છે.

[ શ્રી. ર. મ. રાવળની નોંધ ]

## કલાપ્રવૃત્તિઓ—

સૌરાષ્ટ્ર કલામંડળના આશ્રયે સૌરાષ્ટ્રના ચિત્રકારોનું એક પ્રદર્શન ગયા મહિને ભાવનગરમાં યોજાયું હતું. શ્રી રવિશંકર રાવળે તેનું ઉદ્ઘાટન કર્યું હતું. એમણે કરેલા પ્રસંગોચિત વક્તવ્યની પુસ્તિકા પણ છાપવામાં આવી હતી. ચિત્રોમાં પ્રથમ ઇનામ શ્રી ખોડીદાસ પરમારને આપવામાં આવ્યું હતું. અને બીજાં ઇનામો શ્રી વિનય ત્રિવેદી, શ્રી જ્યોતિ ભટ્ટ, શ્રી મનહર મકવાણા અને શ્રી ભૂપત લાડવા વગેરેને આપવામાં આવ્યાં હતાં. પરીક્ષક સમિતિમાં સંસ્થાના પ્રમુખશ્રી રવિશંકર રાવળ, શ્રી સોમાલાલ શાહ અને શ્રી હિંમત મહેતા હતા.

* શ્રી રવિશંકર પંડિતને એમનાં નવસર્જન શ્રેણીની પુસ્તિકામાંનાં પશુચિત્રો માટે મુંબઈ સરકારે ઇનામ આપ્યું છે.

* જાણીતા કલાકારો શ્રી આલમેલકર અને શ્રી રામકુમારે, અનુક્રમે મુંબઈ અને દિલ્હીમાં એમનાં એકવ્યક્તિ પ્રદર્શનો ભર્યાં.

ગુ. શી.

## નવશિક્ષિત—ગ્રંથસૂચી

યુનેસ્કોની સાંસ્કૃતિક પ્રવૃત્તિઓના વિભાગ તરફથી તાજેતરમાં ભારતમાં પ્રગટ થયેલાં, નવશિક્ષિતો માટેનાં પુસ્તકોની એક ગ્રંથસૂચી તૈયાર કરવામાં આવી છે. તેમાં હિંદી, મરાઠી, ગુજરાતી, તામીલ, તેલુગુ તથા કન્નડ ભાષાના આવા સાહિત્યની યાદી વિગતવાર આપવામાં આવી છે. ભારતની લગભગ બધી જ ભાષાઓમાં નવશિક્ષિતો માટે થોકબંધ સાહિત્ય પ્રગટ થાય છે છતાં તેનો પરિચય કરાવતી કોઈ ગ્રંથસૂચી આજ સુધી તૈયાર થઈ નહોતી. હવે આ ગ્રંથસૂચી પુસ્તકાલયો અને સમાજશિક્ષણના કાર્યકરોને પોતાના વાંચકો માટે યોગ્ય પુસ્તકો પસંદ કરવામાં સહાયરૂપ થઈ પડશે. ગુજરાતીમાં પ્રગટ થયેલાં નવશિક્ષિતોનાં પુસ્તકોમાંથી લગભગ ૨૫૦ પુસ્તકો પસંદ કરીને આ ગ્રંથસૂચીમાં સામેલ કરવામાં આવ્યાં છે જેનું સંપાદન શ્રી. જયંત બક્ષીએ કર્યું છે.

બિનગુજરાતી ભાષાનાં આવકારદાયી પુસ્તકોનો સીતાક્ષરી પરિચય

## આજ કા ભારતીય સાહિત્ય

( ભારતીય સોલહ ભાષાઓં કે સાહિત્ય કા પરિચય )
પ્રસ્તાવના : ડૉ. સર્વપલ્લી રાધાકૃષ્ણન્
પ્રકાશક : સાહિત્ય અકાદેમી કી ઓરસે રાજપાલ એન્ડ સન્સ, દિલ્હી

રૂ. ૭=૦૦ ( પૃ૪ ૫૦ )

આ ગ્રંથમાં ભારતની પંદર મુખ્ય ભાષાઓનાં તથા ભારતમાં લખાતા અંગ્રેજી ભાષામાંના સાહિત્યનો ટૂંકો પરિચય આપવાનો પ્રયાસ થયો છે. દરેક ભાષાના અગ્રણી સાહિત્યકારને હાથે પોતપોતાના સાહિત્યનો આ પરિચય તૈયાર થયેલો છે, એ જેમ આ ગ્રંથનું સારું લક્ષણ છે; તે જ રીતે, આ પરિચયો ઇતર ભાષાભાષીને નજરમાં રાખી લખાયેલ હોય તેની ઘણીબધી મર્યાદાઓ પણ છે—જે કેટલીક વાર તે તે ભાષાના વાચકોને ખૂંચેય ખરી.

આ ગ્રંથનો પ્રવેશક લખતાં શ્રી રાધાકૃષ્ણન્ લખે છે :

'આ બધી ભાષાઓનું પ્રેરણાસ્થાન સમાન છે... આપણો દેશ બહારથી આવનારા વિચારો પ્રતિ કદિ અસંવેદનશીલ નથી રહ્યો; પરંતુ એ બધા વિચારોને આપણા આ દેશે પોતાના રંગ અને છટાનું પ્રદાન કર્યું છે.'

વળી 'સાહિત્ય એક પવિત્ર માધ્યમ છે; એના સત્પ્રયોગથી આપણે અજ્ઞાન અને પક્ષાંધતાની તામસિક શક્તિઓ સામે સંઘર્ષ કરી શકીએ છીએ અને રાષ્ટ્રીય એકતા તથા વિશ્વબંધુત્વ સ્થાપિત કરી શકીએ છીએ...'

**પ્રત્યેક ભારતવાસીએ ભારતના સંસ્કારવૈવિધ્યનો પરિચય લેવો અતિ આવશ્યક છે. આ પુસ્તક એને માટે ખૂબ જ ઉપયોગી થશે.**

*

## Education, Culture and the Social Order

By K. G. Saiyidain
(Education Adviser to the Govt. of India)
Pub. : Asia Publishing House : Bombay
Rs. 10=50

શ્રી. સૈયદીન ભારતના શિક્ષણખાતાના સલાહકાર છે. ભારતે છેલ્લાં દશ વર્ષ દરમ્યાન શિક્ષણક્ષેત્રે કેટલાક પ્રયોગો આદર્યા છે, તેની સાથે તેઓ સીધી રીતે સંકળાયેલા છે. આજ પૂર્વે તેમનો 'પ્રૉબ્લેમ્સ ઑફ એજ્યુકેશનલ રિકન્સ્ટ્રક્શન' ગ્રંથ ( રૂ. ૧૦=૫૦ ) પ્રગટ થઈ ચૂક્યો છે, જેમાં તેમણે શિક્ષણાત્મક પુનર્નિર્માણ અંગેની સમસ્યાઓ તથા તેને અંગેનાં તેમનાં મંતવ્યો પ્રગટ કર્યાં છે. 'નૂતન શિક્ષણ'નાં વલણોથી માહિતગાર થવા ઇચ્છનાર માટે આ ગ્રંથ ઉપયોગી થયો છે.

આ બીજો ગ્રંથ શ્રી. સૈયદીનના વિચારો વધુ સુસંગઠિત સ્વરૂપે રજૂ કરે છે. અહીં 'વધુ સારું સામાજિક તંત્ર'થી માંડી 'એશિયાઈ સંસ્કારિતાની વિશિષ્ટતા' અને 'સંસ્કારિતા તથા પૂર્વગ્રહ' જેવા વિષયો સાથે શિક્ષણનો સંબંધ યોજીને ચર્ચાવિચારણા થઈ છે. 'શિક્ષણ અને સાંસ્કારિક કટોકટી' જેવા અતિ મહત્ત્વના સવાલ ઉપર ધ્યાન દોરવામાં આવેલ છે. તો વળી, 'ઇસ્લામી સંસ્કારિતાનો આત્મા,' 'શિક્ષણ અને સામાજિક આત્મચેતના' વગેરે તાત્ત્વિક ચર્ચાઓ પણ તેમણે હાથ ધરી છે.

'યુનિવર્સિટીનું શિક્ષણધોરણ,' 'વિદ્યાર્થીઓનું કર્તવ્ય,' 'રાષ્ટ્રીય સંસ્કારિતાના વિકાસમાં યુનિવર્સિટીનો ફાળો,' 'યુનિવર્સિટીમાં વિચારઔદાર્ય,' 'વિજ્ઞાન-શિક્ષણની દેણગી,' 'લોકશાહી માટે શિક્ષણ' વગેરે વ્યવહારુ સમસ્યાઓ પણ છણવામાં આવી છે.

**આ ગ્રંથ ભારતની શિક્ષણસમસ્યાના અભ્યાસ માટે દૃષ્ટિ અને માહિતી બંને રીતે ઉપયોગી નીવડશે.**

*

## Marriage Manual :

લે. : ડૉ. હેન્નાહ અને અબ્રાહમ સ્ટોન

રૂા. ૨–૦૦

કુટુંબનિયોજનના ક્ષેત્રમાં કાર્ય કરનાર પ્રસિદ્ધ સ્ટોન દંપતીનું આ પુસ્તક અત્યંત પ્રસિદ્ધ છે. સેક્સ, લગ્નજીવન અને કુટુંબજીવન વિષેની માહિતી અને તેને સ્પર્શતા અને તેમાંથી ઉદ્‌ભવતા પ્રશ્નો, મુશ્કેલીઓ અને મૂંઝવણોની સમજણ તેમણે સરળ ભાષામાં આપી છે. લગ્નજીવનમાં પ્રવેશવા ઇચ્છતા એક યુગલ અને ડૉક્ટર વચ્ચે થતા સવાલજવાબના સ્વરૂપમાં માહિતી પૂરી પાડવામાં ડૉ. સ્ટોન દંપતીએ સફળતા મેળવી છે એ બાબતમાં શંકા નથી.

આપણા દેશમાં આવાં વૈજ્ઞાનિક પદ્ધતિનાં પુસ્તકો વાંચવા સામે પૂર્વગ્રહ રહ્યા છે, પણ પ્રગતિ સાથે આ વિષયનું જ્ઞાન હોવું અનિવાર્ય બનતું જાય છે. પ્રભુતામાં પગલાં માંડનારા માટે આ પુસ્તકમાં લગ્નજીવન અને જાતીયજીવનના ઘણા પ્રશ્નોનો જવાબ છે, અને મુશ્કેલીઓ અથવા મૂંઝવણમાંથી રસ્તો કાઢવામાં મદદરૂપ થાય એવું છે, એ નિઃશંક છે.

ડૉ. અબ્રાહમ સ્ટોન અમેરિકાની કુટુંબનિયોજન સંસ્થાના સંચાલક છે અને લગ્ન-સમસ્યાના નિષ્ણાત છે.

ટૂંકમાં આ પુસ્તક લગ્નપ્રસંગે નવોદિત દંપતીને ભેટ આપવા યોગ્ય અને ઉપયોગી છે.

*

## Pocket Book of Baby and Child Care :

લે. : ડૉ. બેન્જામીન સ્પૉક

રૂા. ૨=૦૦

ડૉ. સ્પૉક આ વિષયમાં નિષ્ણાત છે અને તેમનું આ પુસ્તક બહુ જ પ્રચલિત છે.

બાળકોના ઉછેરમાં એવી ઘણી મુશ્કેલીઓ અને મૂંઝવણો ઊભી થાય છે કે બિનઅનુભવી ગુંચવાઈ જાય. બાળઉછેર, દેખરેખ, ખોરાક અને બાળકની શારીરિક પ્રગતિ વિષે આ પુસ્તક સરળ ભાષામાં ભરપૂર માહિતી આપે છે.

બાળકનાં માતાપિતા તથા માતાપિતા થવાની આશા રાખનાર દરેક યુવકયુવતીને આ પુસ્તક બાળઉછેર માટે વધુ કાબેલ બનાવશે, એ નિઃશંક છે.

*

## Intelligent Manual :

લેખકો : ડૉ. ફ્લોરન્સ પાવડર મેકર તથા
ડૉ. લુઇસ આઇમ્સ રૂા. ૨=૮૦

બાળકોની માનસિક પ્રગતિને લગતું આ પુસ્તક ડૉ. સ્પૉકના શારીરિક પ્રગતિ અને દેખરેખના પુસ્તકને સહાયક ગણી શકાય એવું છે.

ડૉ. ફ્લોરન્સ પાવડર મેકર માનસશાસ્ત્રી છે અને ડૉ. લુઇસ આઇમ્સ બાળકોની શાળામાં શિક્ષિકા છે. બાળકોના વર્ષોનાં સહયોગ અને અનુભવ પછી તેમણે બાળકોના માનસ અને તેની ઉંમર પ્રમાણેની પ્રગતિનો અભ્યાસ આ પુસ્તકમાં પ્રગટ કર્યો છે. લેખકનાં બધાં મંતવ્યો સાથે કેટલાક સંમત ન પણ થાય, કારણ કે બાળમાનસશાસ્ત્રનો વિષય હજી ગુંચવાયેલ અને ચર્ચાને પાત્ર છે; છતાં પણ આ પુસ્તકના અભ્યાસથી ઘણી જ ઉપયોગી માહિતી મળે છે, જે બાળમાનસને સમજવામાં મદદ કરે છે અને તેમાંથી ઉદ્‌ભવતા પ્રશ્નો અને બાળકોની કેટલીક વિચિત્ર વર્તણૂકનો ઉકેલ જડે છે.

**આ ત્રણે પુસ્તકો પરિણીત યુગલને લગ્નજીવન અને કુટુંબજીવન અંગે માહિતી તથા માર્ગદર્શન આપવામાં ખૂબ જ મૂલ્યવાન છે.**

**—મહેશ શાહ**

● ગુજરાતીમાં પ્રગટતાં નવાં પુસ્તકોનો મિતાક્ષરી પરિચય ●

## ગુજરાતી સાહિત્યસભા ( અમદાવાદ ) કાર્યવાહી : ૧૯૫૩

સમીક્ષક : શ્રી રામપ્રસાદ પ્રે. બક્ષી
રૂ. ૪–૦૦

આ ગ્રંથમાં ત્રણ સુવર્ણચંદ્રક વ્યાખ્યાનો ( શ્રી કે. કા. શાસ્ત્રી, શ્રી ભોગીલાલ જ. સાંડેસરા, શ્રી ચંદુલાલ બ. પટેલનાં ) આશરે ૫૦ પૃષ્ઠ રોકે છે; બાકીનાં ૨૪૦ પૃષ્ઠ (ડેમી સાઈઝનાં) વાઙ્મય સમીક્ષામાં રોકાયાં છે, જેમાં લગભગ ૨૦૦ પુસ્તકોનાં અવલોકનો સંગ્રહિત થયાં છે. એકેએક પુસ્તક વિગતે વાંચી જઈ, દરેકે દરેક ઉપર પ્રમાણમાં **લાંબી નોંધ** લખવાનું અને બનતાં સુધી ઉદાર હૈયે નવાં પ્રકાશનોને આવકારવાનું દુષ્કર કાર્ય શ્રી રામભાઈએ ચીવટપૂર્વક પાર પાડ્યું છે.

આ આખી સમીક્ષા તદ્દન સાધારણ પુસ્તકોનીય બિન-જરૂરી લંબાણભર્યા વિગતોથી એવી ઠસોઠસ છે કે વાંચી જતાંય થાક ચઢે; સમીક્ષાલેખકને તો કેવી કપરી 'ફરજ' બજાવવી પડી હશે!

અમને લાગે છે કે, શ્રી રામભાઈ જેવા વિદ્વાન વિવેચકે આ પ્રકારની સમીક્ષાની ચીલાચાલુ પદ્ધતિને તિલાંજલિ આપી સાચી અભ્યાસી-સમીક્ષાનો માર્ગ અપનાવવો જોઈતો હતો.

ખાસ તો, અમે આ પ્રસંગે સંસ્થાના આ પ્રયાસ અંગે બે વાત કહેવા માગીએ છીએ.

*

ગુજરાત સાહિત્યસભાએ દરેક વર્ષના નવા ગુજરાતી સાહિત્યની અભ્યાસી સમીક્ષા કરવાના હેતુથી વરસો પૂર્વે જે સુંદર પ્રણાલી શરૂ કરી હતી ને હજી ચાલુ રાખી છે, એને અમે આવકારદાયી લેખીએ છીએ. પરંતુ એક તો, આ સમીક્ષા અતિશય અનિયમિત બની ગઈ છે—(દા. ત. ૧૯૫૦–'૫૧–'૫૨ની સમીક્ષા હજી બાકી છે, અને ૧૯૫૩ની છેક ૧૯૫૭માં પ્રગટ થઈ છે અને ૧૯૫૪ પછીની તો બાકી છે જ ); પરંતુ આથીય વિશેષ દુઃખની વાત ઉપર કહી તે છે.

દર વરસે જે ગ્રંથ પ્રગટ થતો રહ્યો છે તેમાં વર્ષ દરમ્યાનનાં કેટલાંક અભ્યાસી વ્યાખ્યાનો ( સુવર્ણચંદ્રક-પ્રદાન-વિધિ સમય સહિતનાં ) બાદ કરીએ તો **સમીક્ષા**નું મુખ્ય લખાણ તો ઉત્તરોત્તર મોટે ભાગે નિરાશા ઉપજાવે એવું બની ગયું છે.

બલ્કે, છેક શરૂઆતથી આજ સુધીની સમીક્ષાઓનો વિચાર કરતાંય, જૂજ અપવાદો બાદ કરતાં, સ્પષ્ટ છાપ તરી આવે છે તે એ છે કે—

( કેટલાક સમીક્ષકો બધે બધાં પુસ્તકો જ વાંચી જતા નહિ હોય, એ વાત જવા દઈએ અને **મોટા ભાગના** સમીક્ષકો બધે બધાં પુસ્તકો વાંચી જાય છે, એવું સ્વીકારીને)—

* લગભગ દરેક પુસ્તક વિષે ટૂંકી નોંધ આપવામાં આવે છે. આ નોંધ જોતાં જણાય છે કે, એમાં અભ્યાસી અવલોકનનો અર્ક પણ ભાગ્યે જ હોય છે: **સવિશેષ રીતે** તો દૈનિકપત્રોમાં આવે છે તેવી ટૂંકી માહિતી-નોંધ અને ઉપર ઉપરનો અભિપ્રાય જ હોય છે. મોટા ભાગે આ નોંધ **અતિશય અપ્રમાણ** હોય છે: પુસ્તકના સાહિત્યિક મહત્ત્વને લક્ષમાં રાખ્યા વિનાની.

* સમીક્ષામાં વિદ્વત્તા દેખાવી જોઈએ યા આખા વરસના સાહિત્યનું એકંદર મૂલ્યાંકન થવું જોઈએ એવું દેખાડવા, મોટે ભાગે શરૂઆતનાં ૫–૭ પાનાં અને છેલ્લે ૨–૩ પાનાંમાં અવલોકનવાળા વર્ષના 'પ્રવાહો' વિષે સર્વસાધારણ

છાપ રજૂ કરી દેવામાં આવી હોય છે.

* આથી સમીક્ષા, શરૂઆતની ટૂંકી ' પ્રવાહ–નોંધ, અને અંતના એથીય ટૂંકા ઉપસંહાર વચ્ચે, પાનાંનાં માનાં ભરી પેપર-કટીંગ-અવલોકન-નોંધો ઠાંસી દીધેલી બની જાય છે.

વાર્ષિક સમીક્ષાનો આથી ભાગ્યે જ કશો અભ્યાસ-હેતુ સરે છે. વાર્ષિક સમાક્ષામાં લગભગ દરેક પુસ્તકની ઉપરચોટિયા નોંધ આપવાનો શિરસ્તો જ અમને તો અસ્થાને લાગે છે. જો ખરેખરી સમીક્ષાનો જ હેતુ હોય તો, નવાજૂના પ્રવાહો વિષેની તલસ્પર્શી ચર્ચા (બને તો, બીજી ભાષાઓના એ ગાળાના સાહિત્યની તુલનામાં) કરવાનો મુખ્ય પ્રયાસ રાખી, કેવળ ઉદાહરણ રૂપે, સાહિત્યિક દૃષ્ટિએ **ઊંચી** કક્ષાનાં યા **નીચી** કક્ષાનાં, સમીક્ષકની પોતાની સમજ અને દૃષ્ટિને **પોષક** અને તેનાથી **વિરોધી** વલણનાં, પરંતુ પ્રવાહની સમજ માટે ઉપયોગી અને મહત્ત્વનાં પુસ્તકોનો તે રીતે ઉલ્લેખ થવો જોઈએ. (અલબત્ત, સમીક્ષા માટેના દરેક પુસ્તકની યાદી અંતે પૂરેપૂરી આપી દેવી જરૂરી ગણાય.)

આથી સમીક્ષા પાનાંની દૃષ્ટિએ નાની થઈ જાય તેનો ઉચાટ શું કામ ?

પરંતુ, આમ કરવું અતિશય મુશ્કેલ છે. કેમ કે એમ કરવા જતાં કેવળ નોંધ-ટીપ્પણોને જ સમીક્ષા તરીકે ખપાવી શકાશે નહિ અને સમગ્ર પ્રવાહોનો ઊંડો અભ્યાસ કરવો જોઈ શે—કેવળ અવલોકનના એક વર્ષનો જ નહિ, આગલાં વર્ષોનોય જોઈ શે.

આને માટે સંસ્થાના સંચાલકોએ પૂરતો સમય અને શક્તિ ખર્ચી શકે તેવા અભ્યાસીઓને જ આવું કામ સુપરત કરવું જોઈએ.

* આવા સમીક્ષકોને સારું એવું વળતર આપવું જોઈએ. અને સમયસર કાર્ય પૂરું થાય તે માટે તકેદારી રાખવી જોઈએ.

અમને લાગે છે કે, ' પ્રાધ્યાપકો ' ઉપર જ સમીક્ષાની જવાબદારી નાખી શકાય એવો ખ્યાલ પણ સંસ્થાના સંચાલકોએ બદલવો જોઈએ, અને જુદી જુદી દૃષ્ટિ, પકડ અને અભ્યાસ વૃત્તિવાળાઓને કાર્ય સુપ્રત થવું જોઈએ.

—સો. ગાંધી

## શ્રી. ભાઈલાલભાઈ પટેલ : ૭૦મી જન્મજયંતી ગ્રંથ

પ્રકાશક : વલ્લભવિદ્યાનગર

રૂા. ૫=૫૦

શ્રી. ભાઈલાલભાઈ–અભિનંદન-ગ્રંથમાં અંગ્રેજી, સંસ્કૃત તથા ગુજરાતી ભાષાનાં લખાણો સંગ્રહિત છે. શ્રી. ભાઈલાલભાઈના પરિચિતોમાંના અનેકે આમાં પ્રશસ્તિ લેખો લખેલા છે; અને ભારતીય પ્રજાતંત્રના પ્રમુખ શ્રી. રાજેન્દ્રપ્રસાદ, ઉપપ્રમુખ શ્રી. રાધાકૃષ્ણન્, વડાપ્રધાન નેહરુ, મુંબઈના ગવર્નર શ્રીપ્રકાશ, કોંગ્રેસના પ્રમુખ શ્રી. ઢેબર, મુંબઈના વડાપ્રધાન શ્રી. ચવ્હાણ અને મુંબઈ તથા બીજાં રાજ્યોના પ્રધાનો, શિક્ષણ, રેવન્યુ, વગેરે ખાતાઓના વડાઓ અને પૂના યુનિવર્સિટીના વાઈસચાન્સેલર શ્રી પરાંજપે વગેરે અનેક જાણીતી વ્યક્તિઓના સંદેશાઓથી ભરપૂર છે. મોટા કદનાં લગભગ ૩૦૦ પૃષ્ઠમાં શ્રી. ભાઈલાલભાઈનાં જીવન, પ્રવૃત્તિ અને તેમની વિશેષ લાક્ષણિકતાઓની સારી એવી સામગ્રી મળે છે અને ફોટાઓ પણ થોકબંધ છે. પરંતુ લખાણોનાં સંપાદન—પસંદગીથી માંડી ગોઠવણી—પ્રત્યે દુર્લક્ષ સેવાયું લાગે છે. આથી આવડો મોટો ગ્રંથ એકધારી ઊંડી અસર તો નથી જ ઊભી કરતો, બલ્કે પુરુષાર્થી, અભ્યાસી અને ધ્યેયનિષ્ઠ જીવનની મથામણો અને આંતરિક સંઘર્ષો દ્વારા સધાયેલી મહત્ત્વની સિદ્ધિઓનો ઉઠાવ આપતો નથી. ખુદ વલ્લભવિદ્યાનગરની પ્રવૃત્તિઓનો વ્યવસ્થિત પરિચય પણ પ્રાપ્ત થતો નથી.

સર્વસાધારણ રીતે, આવા અભિનંદન ગ્રંથો માટેનાં લખાણો યોજનાપૂર્વક મેળવવામાં ન આવે, તેનું સુઘડ સંપાદન-કાર્ય ન થાય તો તેનો મૂળ હેતુ જ ઘણો બધો એળે જાય છે—એ વાતની અહીં સારા પ્રમાણમાં પ્રતીતિ થાય છે.

—સો.

[ શ્રી. ભાઈલાલભાઈનો પરિચય આ અંકમાં ' ઘરદીવડા 'માં ]

*

## રાષ્ટ્રપ્રિય પં. જવાહરલાલ નેહરુ
### ( પૂર્વાર્ધ અને ઉત્તરાર્ધ )

લેખક : અંબેલાલ નારણજી જોષી
પ્રાપ્તિ : એન. એમ. ત્રિપાઠી લિ., પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ–૨.
પાન ૭૨૦ + ૪૪૬ = ૧૧૬૬
કિં. બન્ને ભાગના રૂા. ૨૦=૦

વર્તમાન અગ્રણી દેશનેતાઓનાં માહિતીભરપૂર જીવન-ચરિત્ર ગ્રંથો આલેખવા માટે શ્રી. અંબેલાલ જોષી જાણીતા છે જ. આ સાડીઅગિયારસો કરતાં વધુ પાનાં ઉપર એમણે જવાહરલાલ નેહરુની જીવનકથા આલેખી છે. નેહરુના જન્મકાળથી માંડીને છેક વર્તમાનકાળના બનાવોને એમણે મૂલવ્યા છે નેહરુના બહુરંગી જીવનનાં વિધવિધ પાસાંઓ- યુવાન અને મહત્ત્વાકાંક્ષી નહેરુ, શાંતિદૂત નેહરુ, રાજનૈતિક પુરુષ નેહરુ, સાહિત્યકાર નેહરુ, વક્તા નેહરુ, ગાંધીજીના વારસદાર નેહરુ, આંતરરાષ્ટ્રીય મુત્સદ્દી નેહરુ, એમ દરેક પાસું શ્રી. જોષીએ આલેખ્યું છે. આમ કરતાં એમણે કેટલીક બાબતમાં એમને પોતાને સાચી લાગી તેવી ટીકા કરતાં પણ કચાશ રાખી નથી. ( દા. ત. જવાહર અને સુભાષ એ પ્રકરણમાં સુભાષ અનેક રીતે જવાહર કરતાં ચડિયાતા હતા એમ સ્પષ્ટ રીતે કહેતાં શ્રી. જોષી અચકાયા નથી. )

આ ચરિત્રલેખનની બીજી સારી વાત એ છે કે શ્રી. જોષીની શૈલી ક્યાંય ક્લિષ્ટ બની નથી, એમને જે હકીકત કહેવી છે તે એમણે નિખાલસપણે અને સરળ રીતે કહી છે. આવા ગ્રંથોમાં ' વીરપૂજા ' ના અંશો તો રહેવાના જ અને હોય જ. પણ શ્રી. જોષીએ એમાંય સારી એવી તટસ્થતા જાળવી છે.

ખાસ કરીને પુસ્તકાલયો અને સારા મોંઘા ગ્રંથો વસાવવા જેટલી ક્ષમતા ધરાવનારાઓનું અમે આ ચરિત્રગ્રંથ પ્રત્યે ધ્યાન દોરીએ છીએ.

" કાશ્યપ "

*

### મનમોજી :

લેખક : ગુણવંતરાય આચાર્ય
પ્રકાશક : નવયુગ પુસ્તક ભંડાર, રાજકોટ
કિંમત ૨=૫૦

ઐતિહાસિક અને સામાજિક નવલકથાઓ લખવામાં એક સમયે જેમનો ડંકો વાગતો હતો તેવા ગુજરાતના અતિ પ્રતિષ્ઠિત સાહિત્યકાર શ્રી. ગુણવંતરાય આચાર્યનું આ બે ડિટેકટીવ વાર્તાઓનું પુસ્તક છે. વાચકને સાદી સમજ હોવાનો પણ શ્રી. આચાર્યે જાણે આમાં ખુલ્લંખુલ્લા ઇન્કાર કરીને, આવી જાસૂસકથાઓમાં જે બુદ્ધિકૌશલ્ય, પ્રસંગોની અટપટી પણ મોહક ગૂંથણી અને એક પ્રકારની પકડ હોવી જોઈએ તેનો સદંતર બહિષ્કાર કરીને, જાણે પ્રકાશકની માંગને સંતોષવા ખાતર જ ( કારણ, એમના નામની ખપત છે ! ) બે વાર્તાઓ ઘસડી આપી હોય એમ લાગે છે. " નવોદિતો અને પ્રતિષ્ઠિતો "ની સાઠમારીમાં નવોદિતો અત્યંત નિશ્ચિંત મને આ પુસ્તક આગળ ધરીને પ્રતિષ્ઠિતો ક્યાં ગબડી જઈ રહ્યા છે તેનો સદ્ધર પુરાવો પૂરો પાડી શકે તેમ છે !

—કાશ્યપ

*

### છૂપી તરસ :

લેખક : વૈદ્ય મોહનલાલ ચુનીલાલ ધામી
પ્રકાશક : ઉપર મુજબ
કિં. રૂા. ૩=૦

ચોપડી ઉપરનું ચિત્ર જુગુપ્સા અને ઘૃણાપ્રેરક છે. શ્રી. ધામી પણ પ્રતિષ્ઠિત લેખક છે. પૌરાણિક, ઐતિહાસિક અને સામાજિક વિષયો ઉપર કલમ અજમાવીને એમણે અત્યાર સુધીમાં નહીં નહીં તો ત્રીસેક પુસ્તકો લખ્યાં છે. પરંતુ આ ' છૂપી તરસ 'ની ભયંકર (!) વાર્તાઓ સાવ નવોસવો લેખક પણ હિંમત ન ભીડી શકે તેવી કંગાલ છે. એમાં જાતીયવૃત્તિઓનું આલેખન કરવાની સ્વસ્થતા તો નથી જ, પણ સારી વાર્તાઓ વાંચ્યાનો પણ સંતોષ મળતો નથી. દરેક વાર્તાના આરંભમાં મૂકેલી વિચારકંડિકા પણ શબ્દરમત સરખી લાગે છે.

—કાશ્યપ

*

### પચરંગી ફૂલ :

લેખક : મોહનલાલ ધામી
પ્રકાશ : ઉપર મુજબ
કિં. રૂા. ૩=૦

આ પ્રસંગચિત્રોનો સંગ્રહ છે : રોજિંદા અખબારોમાં

પ્રગટતાં આવાં પ્રસંગચિત્રો વાંચતાં તત્કાલિન કદાચ આકર્ષક લાગે પણ પરાં, પણ અહીં સંગ્રહસ્થ થતાં, એક સાથે વાંચતાં, આમાંનાં ઘણાં ફિસ્સાં લાગે છે. લેખકે જો આમાંથી સારી કક્ષાના જ પ્રસંગો સંગ્રહસ્થ કર્યા હોત, અથવા કેટલાંક પ્રસંગચિત્રોમાંથી સારી વાર્તાઓ ઉપજાવી શક્યા હોત તો સારું થાત.

*

## નારી :

મૂળ લેખક : સૌરિન્દ્ર મોહન મુખોપાધ્યાય, અનુવાદક 'મૃદુલ'
પ્રકાશક : ઉપર મુજબ
કિં. ૩=૫૦

રુગ્ણાવસ્થામાં કરુણ રીતે અવસાન પામેલી પોતાની માના જીવનમાંથી બોધપાઠ લઈને વાર્તાની નાયિકા નહીં પરણવાનો સંકલ્પ કરે છે. સંસાર, પતિ, બચ્ચાંકચ્ચાં એ સર્વ નારીના જીવનને વિષમય કરનારાં છે; એના સ્વાતંત્ર્યને, વ્યક્તિત્વને કચડનારાં છે એવું એવું આ નાયિકા માને છે. એ પછી બનતું આવ્યું છે એમ નાયકનું સંવનન થાય છે. પ્રસંગોની પરંપરા, નિષ્ફળતાના દાવપેચ એમ વાર્તા આગળ વધતાં નાયિકા ગૃહત્યાગ કરી સેવિકા બને છે અને અંતે શીતળાના દર્દીની સારવાર કરતાં પોતે જ રોગનો ભોગ થઈ પડે છે. રૂપ જાય છે સાથે અભિમાન પણ જાય છે, અને એની જ વાટ જોતો હોય એમ નાયક અભિમાનવિહોણી, કુરૂપ નાયિકાનો સહર્ષ સ્વીકાર કરે છે. આ એક બંગાળી પીછેહઠવાદી વાર્તા છે, પણ વાંચવી ગમે તેવી છે—શું થવાનું છે એનો ખ્યાલ આવી જતો હોવા છતાં પ્રસંગોની ગોઠવણી મજાની છે. સામાન્ય વાચકોને જરૂર એક સારી લાંબીટૂંકી વાર્તા વાંચ્યાનો સંતોષ થશે.

—કાશ્યપ

*

## પસંદગીનો પતિ

લેખક : દામુ સાંગાણી
પ્રકાશક : ઉપર મુજબ
કિં. ૪=૦

લેખકનો દાવો એવો છે કે ગુજરાતી સાહિત્યમાં 'ભદ્રંભદ્ર' અને 'અમે બધાં' પછી આ ત્રીજી 'હાસ્ય-રસિક' નવલકથા છે. અલબત્ત, લેખક પાસે હાસ્યને અનુકૂળ શૈલી છે. હાસ્ય નિપજાવવા માટે પ્રસંગો ઉપજાવી કાઢવાની સૂઝ છે અને પોતે કોને માટે લખી રહ્યા છે એનો સ્પષ્ટ ખ્યાલ છે. પરિણામે આ એક વાચનક્ષમ નવલકથા—વાર્તા બની રહી છે. કદાચ કોઈ ચિત્રનિર્માતા ચિત્ર ઉતારે તો સફળ પણ નીવડે—નાટક કરે તો તે પણ ચાલી જાય !

બેકાર ફરતો એક નટખટ યુવક, લગ્નના પ્રશ્ન ઉપર તકરાર થતાં ઘરમાંથી નાસી છૂટેલી બે યુવતીઓ : એટલાં મુખ્ય પાત્રોની સૃષ્ટિ ઉપર મંડાયેલી આ સળંગ વાર્તા સ્થૂળ હાસ્ય સારા પ્રમાણમાં પીરસે છે. હળવા મને વાંચતાં તે સમય પણ સારો કાપી આપે છે.

શ્રી સાંગાણી ખરેખર ગંભીર બનીને લખે તો આથી પણ વધારે સારી સામાજિક કટાક્ષની વાર્તાઓ આપી શકે એવો વિશ્વાસ જન્માવે છે.

—કાશ્યપ

*

## નકો નગરીઓ

લેખક : ઓલિયા જોષી
પ્રકાશક : ઉપર મુજબ
કિં. ૫=૫૦

શ્રી દામુ સાંગાણી સરખા નવોદિત લેખકની ઉપરની વાર્તા વાંચ્યા પછી પ્રતિષ્ઠાવાન હાસ્યલેખક શ્રી. ઓલિયા જોષીની આ નવલકથા 'જૂની આંખે નવા ચશ્મા' અત્યંત નિરાશા ઉપજાવે છે. ૩૫૦ પાનાં વાંચવાની ધીરજની પણ કસોટી થાય છે. શ્રી. જોષીએ જાણીતા પ્રસંગો લઈને જૂની આંખે નવું નિહાળવાનો મિથ્યા પ્રયત્ન કર્યો હોય એમ લાગે છે. વાર્તાની ક્યાંય પકડ જામતી નથી, શૈલી ક્લિષ્ટ બની જાય છે અને એક પણ પાત્ર સુરેખ રીતે ઊપસી આવતું નથી. વચમાં વચમાં લેખકે વાર્તાપ્રવાહને રોકીને ટીકાટીપ્પણો કરવામાં પણ બાકી રાખી નથી.

—કાશ્યપ

*

## છીપનાં મોતી

લેખિકા : કુ. સ્વપ્નસેવી
પ્રકાશક : ઉપર મુજબ
કિં. ૩=૦

કેટલીક વાચનક્ષમ કહી શકાય તેવી વાર્તાઓનો એક નવોદિત લેખિકાનો આ સંગ્રહ છે. કુ. સ્વપ્નસેવી પાસે શૈલી

તો છે જ, પણ વાર્તાનું વસ્તુ એમને કેટલીકવાર મૂઝવતું લાગે છે. એક વિચારઝબકારો આવી જાય તેને વાર્તામાં ઉતારવા માટે પરિશ્રમ, અભ્યાસ અને કલાની સૂઝની જરૂર રહે છે. લેખિકાએ કલાસંયમ રાખ્યો હોત, કેટલીક વાર્તાઓ ઘૂંટી હોત તો છે તેના કરતાં વધુ સારો ઓપ આપી શકાયો હોત. દરેકે દરેક વિચાર કે દરેકે દરેક પ્રસંગ વાર્તા બની શકતો નથી એટલું લેખિકા ધ્યાનમાં રાખશે તો તેમને જ ભવિષ્યમાં વધુ ઉપકારક બનશે.

—કાશ્યપ

*

## જ્યોત્સના ( વાર્ષિક )

તંત્રી : બબીબેન ભરવાડા ( અમદાવાદ )
રૂ. ૩=૦૦

'જ્યોત્સના ' સ્ત્રીઓના વાર્ષિક તરીકે ૭ વર્ષથી પ્રગટ થાય છે. સંપાદિકા લખે છે તેમ: '૧૯૪૯ની સાલ: આઝાદીનો જીવનધર્મ શીખવતા બાપુ એકાએક ચાલી નીકળ્યા અને ભારત અભૂતપૂર્વ શોકમાં ડૂબી ગયું. એ સમયની વેદના વચ્ચે ' જ્યોત્સના 'ના સર્જનની કલ્પના સ્ફૂરી. '

આ ' વેદના 'ની પ્રેરણામાંથી, બાપુની શીખને સ્મરાવે અને બલિષ્ઠ કરે એવી—સ્ત્રીઓના સંસ્કારઘડતરની ઊંડી સમજ અને કર્તવ્યનો પડઘો પાડતી સામગ્રી આ વર્ષના અંકમાં બહુ જૂજ છે. બલ્કે સર્વસાધારણ માસિકો અને સામયિકોમાં જોવા મળતી સામગ્રીથી વિશેષ અહીં નથી, એ ખૂંચે છે.

અલબત્ત, નિયમિતતા માટે તથા ખૂબ જ સુઘડ અને આકર્ષક સ્વરૂપે મોટા કદનું વાર્ષિક પ્રગટ કરવા માટે, અને ફોટો-ચિત્રો ( સાદા-રંગીન )માં સુરુચિ પૂર્ણ ધોરણ જાળવી રાખવા માટે સંપાદિકા અભિનંદનને પાત્ર છે.

*

## ફૂઈએ પાડયું નામ :

સંપાદક : ત્રિમૂર્તિ
પ્રાપ્તિ : મેઘદૂત પ્રકાશન, ઓવલવાડી, મુંબઈ-૨
રૂ. ૨=૦

આપણે ત્યાં રાશિ મુજબ નામ પાડવાનો રિવાજ હજી સારા પ્રમાણમાં પ્રચલિત છે, અને હવે નવાં નવાં ' અપ-ટુ-ડેટ ' નામો પાડવાનો શોખ પણ વધતો જાય છે, તે જોતાં આના પુસ્તકની ખાસ જરૂર કેટલાક કુટુંબોને જણાતીય હશે. એટલે તો માંડ ૮૦ પૃ.ના આ પુસ્તકની કિંમત મૂળ રૂ. ૧॥ હતી તે વધારીને રૂ. ૨ રાખવામાં આવી છે.

આ પુસ્તકમાં આપવામાં આવેલી યાદીમાં કેટલાંક અપ્રચલિત શિષ્ટ નામોય રહી ગયાં છે, અને છેક અપ-ટુ-ડેટ ' વિચિત્ર ' લાગતાં કેટલાંક નવાં નામો તો હજી ઉમેરાવાં બાકી જ છે

*

## રસોઈનું રસાયણ :

લે. : વનિતાગૌરી દેસાઈ
પ્રકાશક : એન. એમ. ત્રિપાઠી પ્રા. લિ. મુંબઈ
રૂ. ૪=૫૦

આ પુસ્તકની આ ચોથી આવૃત્તિ છે તે આ વિષયની લોકપ્રિયતા બતાવે છે.

લગભગ ૪૦૦ પૃષ્ઠના આ દળદાર ગ્રંથમાં ખાદ્યવાનગીઓ ઉપરાંત અનાજ, મસાલા, કઠોળ વગેરેની પ્રાથમિક માહિતી છે; ઉપરાંત સુવાવડ, બાળઉછેર, બીમારી, દવાઓ, વગેરે અંગે પણ કેટલીક ઉપયોગી માહિતી આપવામાં આવી છે, અને આરોગ્યની દૃષ્ટિ તથા આસ્વાદની દૃષ્ટિનો મેળ ખવડાવવાની કાળજી રાખેલી જણાય છે. એ રીતે પુસ્તક કુટુંબોને અવશ્ય ઉપયોગી થશે.

વધુમાં આ પુસ્તકને શ્રી. હંસાબેન મહેતા તથા શ્રી. કાંતિલાલ છ. પંડયા જેવાં સુજ્ઞ વિદ્વાન નાગરિકોનો આમુખ ને પ્રવેશક મળ્યો છે, એ એની વધારાની ગુણવત્તા ગણાય. શ્રી. પંડ્યાનો પ્રવેશક રસોઈનાં મૂળતત્ત્વો ઉપર એક અભ્યાસી લેખ જેવો જ છે: તેમાં તેમના વિજ્ઞાનના અભ્યાસ અને દૃષ્ટિનો સ્પર્શ જણાયા વિના રહેતો નથી. માણસની વ્યાખ્યામાં ' રસોઈ કરતું પ્રાણી ', રસોઈ એ માનવીનો ' second nature ' છે, એવી રસિક વાતો ઉપરાંત, તેમણે ખોરાક અને શક્તિ, મશાલાઓ અને રસાયનશાસ્ત્ર, ખોરાક અને વિટામિન-પ્રોટિન, ખોરાક—પેટન્ટ ફુડ અને દવાઓ વગેરે સળગતા સવાલો ઉપર સારું ધ્યાન ખેંચ્યું છે.

---

# વિજ્ઞાન-વિકાસ શ્રેણી [૧૦ પુસ્તક]

લેખક : દેવીપ્રસાદ * અનુ. : સુભદ્રા ગાંધી

## યમરાજ સામે લડાઈ

હજાર હજાર રોગો યમરાજના દૂત જ ગણાય ને ? માનવીએ હજારો વરસો દરમ્યાન વિજ્ઞાનની નવી શોધખોળો કરી એ યમરાજ સામે કેવી લડાઈ આદરી છે—એની વિજ્ઞાનવાર્તા અતિ માહિતીપૂર્ણ, રસમય અને બોધક શૈલીમાં અહીં રજૂ થઈ છે.

૨૯ ચિત્રો રૂા. ૧-૫૦

## શયતાનના સામ્રાજ્યમાં

રોગ યમરાજના દૂત છે; તો રોગના જંતુઓ રોગ-રાક્ષસની સેના છે! આ સેના કેવી રીતે જન્મે છે, આક્રમણ કરે છે અને માનવજાત ઉપર જીવલેણ સામ્રાજ્ય જમાવી દે છે... તથા વિજ્ઞાનીઓએ એની સામે કેવી જબરજસ્ત જેહાદ ચલાવી માનવજાતને આરોગ્ય બક્ષવામાં અદ્‌ભુત સિદ્ધિઓ હાંસલ કરી છે તેનું રોચક પ્રેરક બયાન અહીં પ્રાપ્ત થાય છે.

૪૫ ચિત્રો રૂા. ૨-૫૦

## વિજ્ઞાનયાત્રા

હજારો વર્ષથી વહેમ અને અજ્ઞાનમાં સબડતી માનવજાતને વિજ્ઞાને જ્ઞાનરૂપી દીવો અને પુરુષાર્થની શ્રદ્ધા બક્ષ્યાં છે. એ માટે જગતભરના વિજ્ઞાનીઓએ કેટકેટલાં દુઃખ, દમન અને કષ્ટ વેઠ્યાં છે! આ ચમત્કારિક પ્રેરક કથા અહીં રજૂ થઈ છે.

૨૩ ચિત્રો રૂા. ૨-૫૦

## ગાડામાંથી મોટર * હોડીમાંથી આગબોટ

૨૦ ચિત્રો : રૂા. ૧-૦૦ ૧૫ ચિત્રો : રૂા. ૧-૫૦

માણસજાતે વાહનવ્યવહારમાં ભારે પરિવર્તનો સિદ્ધ કર્યાં : ગાડામાંથી મોટર ને હોડીમાંથી આગબોટ !

આ વિકાસની રસિક કહાણી : લેખક : હર્ષવદન શાહ

## આરોગ્યની બાળપોથી
## પહેલું સુખ તે જાતે નર્યા

લે. : ડૉ. શિવપ્રસાદ ત્રિવેદી : બહુ જ સરળભાષામાં સૌને ઉપયોગી એવી આ પુસ્તિકાને શ્રી. બબલભાઈ મહેતાએ ઉમળકાપૂર્વક આવકાર આપ્યો છે. રૂા. ૧-૫૦

રૂા. ૧૯-૨૫નો સેટ રવાનગી ખર્ચ સાથે રૂા. ૧૨માં

## પૂછડાં ને પાંખો

આપણી આસપાસનાં સુપરિચિત અને અનેક અપરિચિત પશુઓ તથા પંખીઓની ખાસિયતોથી આપણે કેટલા બધા અજાણ છીએ ? પરંતુ આ ખાસિયતો કેટલી બધી અજાયબ છે, એ તો આ પુસ્તક વાંચ્યાથી જ ખ્યાલ આવશે.

આશરે ૫૦ ચિત્રો રૂા. ૩-૦૦

લેખક ડૉ. શિવપ્રસાદ ત્રિવેદી

*

મુંબઈ સરકારના શિક્ષણખાતાએ ઇતર વાચન તરીકે માન્ય કરેલ

## રસોડાની મુસાફરી

આપણા રસોડામાં આપણે રોજ અગ્નિ બળતો જોઈએ છીએ; રસોઈ રંધાતી જોઈએ છીએ; વિવિધ ધાતુઓનાં વાસણો વગેરે જોઈએ છીએ. આ બધાં જોવા છતાં એ બધાનાં મૂળસ્થાન, વિકાસ, ગુણો અને તેની પાછળના વિજ્ઞાનના સિદ્ધાન્તોની સમજ આપણને ભાગ્યે જ હોય છે.

આ પુસ્તિકા આવુ જ્ઞાન રમતિયાળ શૈલીમાં આપે છે.

## ઘરની મુસાફરી

આપણા ઘરમાં રોજ આપણે કપડાં, કબાટ અને જરૂરિયાતની અનેક વસ્તુ-ચીજો જોઈએ છીએ. આ બધાં પાછળની અદ્‌ભુત વિજ્ઞાનકથા આ પુસ્તિકા અતિશય લિજ્જતદાર સ્વરૂપે કહી જાય છે.

——— ઉપરાંત ———

## કેટલા વાગ્યા ?

આદિકાળથી માણસ આકાશના ગ્રહો અને સૂર્યના પડછાયાથી તથા અનેક અવનવી તરકીબો દ્વારા સમયને માપતો રહ્યો છે...તેમાંથી આજે તો ટાવરનાં જંગી ઘડીઆળો ને કાંડા ઘડીઆળો તથા ભાતભાતની સમયઘડીઓ બની રહી છે. જુદા જુદા દેશોમાં થયેલા આ અખતરાઓની ખૂબ જ રોમાંચક કહાણી અહીં રજૂ થઈ છે.

[ એમ. ઇલિનનાં પુસ્તકો ઉપરથી ]

ત્રણે પુસ્તિકાના લેખક : શંકરલાલ શાહ

દરેકની કિંમત રૂા. ૧-૨૫

ચેતન પ્રકાશન ગૃહ લિ. રામજીમંદિર પોળ-વડોદરા

રતના પ્રેસ પ્રાઇવેટ લિ., નવા બજાર, વડોદરામાં ભોગીલાલ ગાંધીએ છાપી પ્રસિદ્ધ કર્યું. તા. ૧-૬-૧૯૫૮



[ ચિત્ર : ખત્રી ]

# માનવ

સંપાદન : ભોગીલાલ ગાંધી

## ૭

યુગોસ્લાવીઆ : સમાજવાદને રાહે ખમતીધર અખતરે
સાત કવિતા ( અનવર, પતીલ, દલાલ, અનિલ, હરિ
ભૂચ, લાભશંકર, અગ્રવાલ )
મૉડેલ ( હમ બેચૈન હૈં )
લલિતા-ગુણસુંદરી ( ગો. મા. ત્રિ.ની નોંધપોથી )
શર્વિલક ( એક પાત્ર )
રેડીએશન ( અણુયુગની અર્ધ્યરતા )
રમત ( વાર્તા )
થેર ગાથા : થેરી ગાથા ( પરિચય )
મુંબઈની હડતાળ ! ( મૂલ્યવિચાર )
વિદ્યાપીઠનું શિક્ષણ ( „ )
આસ્વાદ ( કવિતાનો : કલાનો )
ઘરદીવડા ( ખોડીદાસ : સ્વ. પ્રા. નદવી )
પ્રવૃત્તિ ને પડઘા ( સંસ્કાર પ્રવૃત્તિ નોંધ )
દેશવિદેશ ( સમાચાર નોંધ )
નવું વાચન ( ગુજરાતી નવાં પ્રકાશનો )

વાર્ષિક રૂ. ૭–૦૦ છૂટક ૦–૬૨ ન.પૈસા (૧૦ આના
[ પરદેશ શિલિંગ ૧૫ ]



૧૯૫૮
જુલાઈ



સંચાલન :
ચેતન પ્રકાશન ગૃહ લિમિટેડ
રામજી મંદિરની પોળ : વડોદરા

ફોન : ૨૪૫૦

# ચેતન

## ચેતન પ્રકાશન

* જગતના તથા ભારતના સુવિખ્યાત સાહિત્યકારોનાં તથા મૌલિક લેખકોનાં નવલકથા, નવલિકા, નાટક, કાવ્ય, વિવેચન, સાહિત્ય, પ્રવાસ, જીવન તથા રાજકારણનાં ઉચ્ચ કોટિનાં પ્રકાશનો માટે ચેતન પ્રકાશન ગૃહની સૌ વિદ્વાનો-વિવેચકોએ પ્રતિષ્ઠા કરેલી છે.

## નવસર્જન પ્રકાશનનાં–

* બાળકો અને પ્રૌઢો માટે સંસ્કાર અને શિક્ષણદૃષ્ટિએ નીવડેલું સાહિત્ય —શિશુ સંસ્કાર શ્રેણી, સમાજશિક્ષણ શ્રેણી, વિજ્ઞાન વિકાસ શ્રેણી, ઇતિહાસ પરિચય શ્રેણી, અમર બાળવાર્તા શ્રેણી, અમર શિષ્ટકથા શ્રેણી, કિશોર-સાહસ શ્રેણીનાં ( ભારતીય સરકાર તથા મુંબઈ સરકારની હરીફાઈ ઓમાં પારિતોષિક પ્રાપ્ત કરનાર પ્રકાશનોની સંસ્થાનાં ) પુસ્તકોના મુખ્ય વિક્રેતા:

## ચેતન બુકસ્ટોલ

* ગુજરાતીમાં પ્રાપ્ય તમામ સંસ્થાઓનાં જૂનાં-નવાં પ્રકાશનોના વિક્રેતા : દરેક શાળા, સંસ્થા, લાયબ્રેરી તથા કુટુંબ અને વ્યક્તિને વધુમાં વધુ કમિશને પુસ્તકો પૂરાં પાડનાર ગુજરાતની પુસ્તકવિક્રેતા સંસ્થા.
* અંગ્રેજી ( અભ્યાસી ગ્રંથો તથા સસ્તી પોકેટ, પેપર-બેક આવૃત્તિઓ ) તથા હિંદી ( હિંદી ગ્રંથ રત્નાકર, રાજકમલ, રાજપાલ, સસ્તા સાહિત્ય મંડળ, એશિયા પબ્લિશીંગ વગેરે )નાં ઉત્તમ ચૂંટેલાં પુસ્તકોના વિક્રેતા.
* ભારતીય કેન્દ્ર સરકારના પ્રકાશન વિભાગનાં—રાષ્ટ્રીય સાહિત્યના ઉત્તમ ગ્રંથો
  —પરિચય પુસ્તિકાઓ
  —આલ્બમો, ચિત્રકાર્ડ વેચનાર
* રશિયન અને ચીની પ્રકાશન વિભાગ તરફથી પ્રગટ થયેલ
  —સાહિત્ય, વિજ્ઞાન, સિદ્ધાંતના ગ્રંથો
  —બાળકો માટે રંગબેરંગી અત્યંત સુંદર સસ્તી પુસ્તિકાઓ

વડોદરામાં મુખ્ય રસ્તા ઉપર બુકસ્ટોલનું નવું સરનામું
ચેતન બુકસ્ટોલ : કોઠી કચેરી સામે : વડોદરા

*

ચેતન પ્રકાશન ગૃહ પ્રાઈવેટ લિમિટેડ
રામજીમંદિરની પોળ : વડોદરા

ઉપરાંત–

વાર્ષિક રૂા. ૭
[ છૂટક ૬૨ ન. પૈ. ]

માનવજીવનની સર્વાંગી અનુભૂતિ વ્યક્ત કરવા મથતું
માનવીની પુનઃપ્રતિષ્ઠા ઝંખતું માસિક

ગુજરાતનું મૉડર્ન રિવ્યુ બનવા મથતું— **માનવ**




## લવાજમ ભરવાનાં સ્થળ

**આર. આર. શેઠની કું.**, પ્રિન્સેસ સ્ટ્રીટ : મુંબઈ–૨
**રૂપમ પ્રકાશન મંદિર**, ૬૯/૮૭ કેથેડ્રલ સ્ટ્રીટ, ભૂલેશ્વર : મુંબઈ–૨
**એ. આર. શેઠની કું.**, પ્રિન્સેસ સ્ટ્રીટ : મુંબઈ–૨
**એન. એમ. ત્રિપાઠી એન્ડ કું.**, પ્રિન્સેસ સ્ટ્રીટ : મુંબઈ–૨
**એન. એમ. ઠક્કરની કું.**, પ્રિન્સેસ સ્ટ્રીટ : મુંબઈ–૨
**ગાંડીવ સાહિત્ય મંદિર**, હવાડિયા ચકલો : સુરત
( શાખા–ચૌટાપુલ : સુરત )
**નટુ શાહ**, ગોલવાડ : નવસારી
**પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિ.**, ટાવર રોડ : વડોદરા
**વિજય સ્ટોર્સ**, સ્ટેશન રોડ : આણંદ
**વલ્લભવિદ્યાનગર કન્ઝયુમર્સ કો-ઓપ. સ્ટોર્સ**, વલ્લભવિદ્યાનગર
**ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય**, ગાંધી રસ્તો : અમદાવાદ
**ભારતી સાહિત્ય સંઘ લિ.**, ગાંધી રસ્તો : અમદાવાદ
**સ્વાણી પ્રકાશન ગૃહ**, રિલીફ રોડ : અમદાવાદ
**વિજય સ્ટોર્સ**, ૬૨ કલ્યાણ ભુવન, રિલીફ રોડ : અમદાવાદ
**લોકમિલાપ કાર્યાલય**, પો. બો. ૨૩ : ભાવનગર
**એલ. કે. મેઘાણી**, ૧૪, અમરતલા સ્ટ્રીટ : કલકત્તા–૧
*
**પ્રાણ ફોટોગ્રાફર**, પો. બો. ૨૬૯, નાઈરોબી ( ઈ. આફ્રિકા )

### છૂટક મળવાનાં સ્થળ

**ગાંધી ન્યુઝપેપર સરવીસ**, ટીનવાલા બિલ્ડિંગ, ત્રિભુવન રોડ : મુંબઈ
**કાંતિલાલ સોમાલાલ ખત્રી**, રતનપોળ નાકા : અમદાવાદ

વડોદરા

**એ. જી. વોરા એન્ડ કાં.**, ટાવર પાસે : વડોદરા

૧૯૫૮ : જુલાઈ

**લવાજમના દર**

વાર્ષિક રૂ. ૭–૦૦
[ પરદેશ ૧૫ શિ. ]
છૂટક નકલ ૬૨ પૈસા

•

**માનવ(માસિક) મનીષા(ત્રૈમાસિક)**
**ભેગું લવાજમ રૂ. ૧૨**

•

## માનવ

[ માસિક ]

**જાહેરખબરના દર**

પૂ. ઠું ૨જું રૂ. ૮૦
પૂ. ઠું ૩જું રૂ. ૮૦
પૂ. ઠું ૪થું (બે રંગમાં) રૂ. ૧૨૫
સાદું આખું પાનું રૂ. ૬૦
સાદું અડધું પાનું રૂ. ૩૫

•

* વિકેન્દ્રીકરણ અને બિનનોકરશાહીને માર્ગે—

# યુગોસ્લાવિયા : સમાજવાદનો ખમતીધર અખતરો

યુગોસ્લાવીઆ દક્ષિણ યુરોપમાં ગ્રીસ અને આલ્બેનિયાને માથે, રૂમાનિયા અને બલ્ગેરિયાના ડાબા પડખે આવેલો, તથા ઑસ્ટ્રીઆ અને હંગેરીને ખભે ચઢાવીને ઊભેલો સ્વતંત્ર સમાજવાદી દેશ છે.

**યુગોસ્લાવ પ્રજાસત્તાક ફેડરેશનમાં** સરબીઆ, ક્રોટીઆ, સ્લાવેનીઆ, મોન્ટેનેગ્રો, બોસનીઆ અને હરઝેગોવીના, તથા મેસડોનીઆનાં ૭ પીપલ્સ રિપબ્લિકોનો સમાવેશ થાય છે. રાજધાની બેલગ્રેડ છે.

**પ્રદેશ :** ૯૬૨૬૫ ચોરસ માઈલ (ગુજરાતથી આશરે સવાયો પ્રદેશ).

**વસ્તી :** ૧ કરોડ ૭૦ લાખ (આશરે ગુજરાત જેટલી).

## ૧

## પૂર્વ ઇતિહાસ

૧૯૪૧માં હિટલરે હલ્લો કર્યો ત્યારે રાજાશાહી તંત્ર અસ્તિત્વમાં હતું. હલ્લો થતાં રાજકુટુંબ ભાગી બ્રિટનમાં ભરાઈ ગયું અને જનરલ મિહાઈ લોવિચની સરદારી નીચેનાં 'ચેટનિક' દળોએ દુશ્મન સાથે ભળી જઈ દગો દીધો, ત્યારે માર્શલ જોસિફ બ્રોઝ ટીટો (જન્મ : ૧૮૯૨)ના નેતૃત્વ નીચે ૮ લાખની રાષ્ટ્રીય સેના-યુરોપ આખામાં સૌથી મોટી અને સૌથી કાતિલ ફાસિવાદ વિરોધી રાષ્ટ્રીય ફોજ—હિટલરી ધાડાં સામે લડી; રશિયાની લાલ ફોજની કુમક મળી.

૧૯૪૪માં નાઝી પંજામાંથી પાટનગર બેલગ્રેડ મુક્ત બન્યું અને તરત જ 'પીપલ્સ રિપબ્લિક'ની સ્થાપનાની જાહેરાત કરી, રાજા પીટરને ગાદીભ્રષ્ટ કર્યો.

૧૯૪૫માં ચૂંટણી થતાં મતદારોના ૯૦ ટકાએ ટીટોને ટેકો આપ્યો: ટીટો રાષ્ટ્રીય મુક્તિ સમિતિનો પ્રમુખ બન્યો.

૧૯૫૩માં યુગોસ્લાવ ફેડરેશન ઑફ પીપલ્સ રિપબ્લિકનું નવું બંધારણ પસાર થયું.

## આર્થિક સ્થિતિ

૧૯૧૮થી ૧૯૪૧ વચ્ચે રાષ્ટ્રીય અર્થતંત્ર ઉપર કારાગેઓરગેવિચ કુટુંબનું જબરજસ્ત વર્ચસ્વ હતું. યુગોસ્લાવના મોટા ભાગના ઉદ્યોગો તેને તાબે હતા. તો બીજે હાથે તાંબુ, જસત, લાકડું અને સિમેંટના ઉદ્યોગોના ૯૮% પરદેશી મૂડીદારોને હસ્તક હતા.

૧૯૪૫માં ટીટોની સરકારે વિદેશી દુશ્મનો અને તેમના સાગરિતો હસ્તકની મિલકતો કશા વળતર વિના છીનવી લઈ રાષ્ટ્રના ઉદ્યોગોના ૮૦% જેટલી સંપત્તિ રાષ્ટ્રની માલિકી નીચે આણી.

## રાજકીય નીતિ

૧૯૪૬ થી ૧૯૪૮ : પરરાષ્ટ્ર નીતિમાં યુગોસ્લાવીઆએ સોવિયેત રશિયાના વર્ચસ્વ વિનાની સ્વતંત્ર કમ્યુનિસ્ટ નીતિ અખત્યાર કરી. તો વળી બીજે હાથે, તેણે ટ્રીએસ્ટીના સવાલ પર ઇટલી સાથે ઝગડો કરી, ગ્રીસમાંનાં કમ્યુનિસ્ટ દળોને મદદ કરી, વીએનાથી ટ્રીએસ્ટી ઊડતાં અમરિકી વિમાનોને ઉડાવી દઈ યુરોપી-અમરિકી મૂડીવાદી રાજ્યોનોય ખોફ વહોર્યો.

આંતરિક રાષ્ટ્રીય નીતિમાંય તેણે રશિયન સમાજવાદી અથવા યુરોપી-અમરિકી મૂડીવાદી પદ્ધતિને બદલે ત્રીજો જ —સ્વતંત્ર રાહ અપનાવ્યો.

## રશિયા-યુગોસ્લાવીઆ સંબંધ

સ્તાલિનની નેતાગીરી નીચેના કમ્યુનિસ્ટ જૂથ 'કોમિન્ફોર્મ' (સ્થાપના : ૧૯૪૭ ઑકટોબર)માંથી ૧૯૪૮ના

જાન્યુઆરીમાં યુગોસ્લાવીઆને 'બહિષ્કૃત' કરવામાં આવ્યું. 'શાહીવાદનો પિઠ્ઠુ'' જેવા ભયંકર આક્ષેપો અને બદનામીની ઝડી વરસાવવામાં આવી.

બાદ યુગોસ્લાવીઆએ પશ્ચિમી દેશો સાથેના સંબંધો સુધારી 'એક્સપોર્ટ-ઇમ્પોર્ટ બેન્ક' તથા 'ઇન્ટરનેશનલ મોનેટરી ફંડ' અને 'ઇન્ટરનેશનલ બેન્ક' પાસેથી લોન મેળવી.

સ્તાલિનના મૃત્યુ બાદ, ૧૯૫૫ના મે માસમાં ક્રુશ્ચેવે સંબંધો બગડ્યાનો ખરખરો કરી બેરીઆ–સ્તાલિનને માથે દોષ ઓઢાડી, મૈત્રી સંબંધો પુનઃસ્થાપિત કર્યા.

અને ત્યારે, યુગોસ્લાવીઆના પશ્ચિમી દેશો સાથેના મૈત્રીસંબંધો અંગે, તથા તેણે મેળવેલી આર્થિક મદદ અંગે કોઈ ટીકા-વિરોધ ન કર્યો.

૧૯૫૬ના ફેબ્રુઆરીમા મળેલી સોવિયેત સંઘની કમ્યુનિસ્ટ પાર્ટીની ૨૦મી કોંગ્રેસમાં સ્તાલિનવાદનું ભીષણરૂપ ક્રુશ્ચેવે પ્રગટ કર્યું. સાથોસાથ, દેશદેશની કમ્યુનિસ્ટ પાર્ટી વચ્ચેની સમાનતા અને સ્વતંત્રતાનો તથા દરેક દેશનો સમાજવાદ માટેનો નિરનિરાળો રાહ હોવાનો સિદ્ધાન્ત પણ સ્વીકાર્યો.

૧૯૫૭ના નવેમ્બર માસમાં મોસ્કો ખાતે મળેલી બાર દેશોના કમ્યુનિસ્ટ જૂથની બેઠકમાં નક્કી થયેલા ઠરાવ ઉપર સહી કરવાનો, અને 'વોરસો પેક્ટ'માં જોડાવાનો ટીટોએ ઇન્કાર કર્યો અને પોતાની સ્વતંત્ર નીતિનો આગ્રહ જારી રાખ્યો.

વળી પાછું ભંગાણ પડ્યું...

૧૯૫૮ના એપ્રિલની ૨૨મીએ યુગોસ્લાવીઆની કમ્યુનિસ્ટ લીગની ૭મી કોંગ્રેસની બેઠક લુબલાનામાં મળી. ત્યારે તેની સામે 'ડ્રાફ્ટ પ્રોગ્રામ'નો જે ખરડો રજૂ થયો, તેથી આંતરરાષ્ટ્રીય કમ્યુનિસ્ટ જૂથ ખળભળી ઊઠ્યું. આખા જૂથે તથા દુનિયાના તમામ દેશોની કમ્યુનિસ્ટ પાર્ટીઓએ તેનો બહિષ્કાર કર્યો.

સોવિયેત પત્ર 'કમ્યુનિસ્ટ'એ તથા ત્યારબાદ ચીનના 'પીપલ્સ ડેઈલી' પત્રે, અને પછી, ચીની કમ્યુનિસ્ટ પાર્ટીની ૮મી રાષ્ટ્રીય કોંગ્રેસની બીજી બેઠકે, યુગોસ્લાવીઆ ઉપર વળી 'સમાજવાદનો દ્રોહી,' 'પ્રતિક્રાંતિકારી' 'શાહીવાદનો મળતીઓ,' 'રિવિઝનિસ્ટ' (પુનઃ વિચારવાદી) વગેરે આક્ષેપોની ઝડી વરસાવી.

રશિયાએ તો 'લોન' આપવાનું પોતાનું વચન પણ ફોક કરી, રાજ્ય–રાજ્ય વચ્ચેના સહકાઈ ભર્યા સંબંધોનો એકાએક બેહૂદી રીતે અંત આણ્યો.'

એટલું જ નહિ પણ, 'અમેરિકા બીજા સમાજવાદી દેશોને કેમ મદદ નથી કરતું ને તમને જ કરે છે! દાળમાં નક્કી કાળું છે—તમે સમાજવાદને છેહ દીધો છે—માટે...' એવી દલીલ પણ કરી.

(કમ્યુનિસ્ટ જૂથમાંના જ પોલાંડે પશ્ચિમી મૂડીવાદી દેશોની લોન માગી હતી. એનું શું! અને રશિયાએ અમેરિકાની શરતી-મદદ સામે ફુંફાડા મારી, ભારતને બિનશરતે લોન આપી છે, તો પછી યુગોસ્લાવિયા સામે જુદું વલણ શાથી?)

## આક્ષેપો

રશિયાના નેતૃત્વ નીચેના કમ્યુનિસ્ટ જૂથે યુગોસ્લાવીઆ ઉપર કરેલા આક્ષેપોનો પાર નથી: દા. ત. વર્તમાન આંતરરાષ્ટ્રીય પરિસ્થિતિ અંગે, બે વિશ્વપદ્ધતિઓ (મૂડીવાદ અને સમાજવાદ) વિષે, વિવિધ દેશોમાં અને ખાસ કરીને રશિયામાં સમાજવાદી વિકાસ અંગે, શ્રમજીવી આંતરરાષ્ટ્રીયત્વ વિષે, સમાજવાદી દેશોના પરસ્પર સંબંધો વિષે, કમ્યુનિસ્ટ પાર્ટીઓના આંતરિક સંબંધો વિષે, રાજ્ય અને મૂડીવાદ વિષે, મૂડીવાદના વર્તમાન સ્વરૂપ અંગે, અને—

**સૌથી મુખ્ય તો,** સમાજવાદની સિદ્ધિના નિરનિરાળા રાહની સમજણ અંગે યુગોસ્લાવીઆએ માર્ક્સવાદ–લેનિનવાદનો ત્યાગ કર્યો છે, સમાજવાદનો દ્રોહ કર્યો છે, 'પુનઃ વિચારવાદ' (Revisionism)ની આગેવાની લીધી છે—અંતે મૂડીવાદી–શાહીવાદી જૂથનો પક્ષ લીધો છે અને ક્રાંતિને દગો દીધો છે!

સૌથી મુખ્ય સવાલની વાત આપણે અહીં વિચારીએ: સમાજવાદના નિરનિરાળા રાહની.

શું ખરેખર રશિયા અને ચીન તથા જગતના કમ્યુનિસ્ટ પક્ષો કહે છે તેમ યુગોસ્લાવીઆએ સમાજવાદનો દ્રોહ કર્યો જણાય છે?

શું યુગોસ્લાવીઆએ પોતાના **આદર્શમાં,** આર્થિક અને રાજકીય **તંત્રમાં,** તથા પોતાના આટલા વર્ષના **વ્યવહારમાં** સમાજવાદને છેહ દીધા જેવું કૈં કર્યું છે?

(યુગોસ્લાવ કમ્યુનિસ્ટ લીગના ખરડાને ઉદ્દેશી આંતરરાષ્ટ્રીય કમ્યુનિસ્ટ જૂથે પ્રહારો ને આક્ષેપો કર્યા છે. પરંતુ આક્ષેપો કરનારે (રશિયા તથા ચીન) અને તે આક્ષેપો

ભારતમાં છાપનાર કમ્યુનિસ્ટપાર્ટીએ મૂળ ખરડો કે મૂળ શબ્દોમાં તેનો સારરૂપ સુદ્ધાં રજૂ કરવાનું યોગ્ય માન્યું નથી !)

## ૨

ખેર...યુગોસ્લાવ બંધારણનો આપણે આધાર લઈએ. ૧૯૫૩ના બંધારણ મુજબ—

## આર્થિક માળખું

● યુગોસ્લાવિયાના આર્થિક તંત્રનું માળખું બીજા તમામ સમાજવાદી-કમ્યુનિસ્ટ દેશો કરતાં, એક વિશિષ્ટ રીતે, જુદા પ્રકારનું છે

દુનિયાના ઇતર સમાજવાદી-કમ્યુનિસ્ટ તંત્રોમાં ઉત્પાદનના સાધનો અને મુખ્ય ઉદ્યોગો **રાજ્યની માલિકીનાં** હોય છે. ત્યારે યુગોસ્લાવિયાનો નવો અખતરો ઉત્પાદનનાં સાધનો–ઉદ્યોગોને '**સામાજિક માલિકી**' નીચે આણવાનો છે આ '**સામાજિક માલિકી**' એટલે કે :—

(૧) કોઈ પણ વ્યક્તિ, જૂથ યા ખુદ રાજ્યતંત્રની પણ માલિકી નહિ–સાર્વત્રિક પ્રજાકીય માલિકી.

(૨) તમામ કામદારો કામદાર કાઉન્સિલો દ્વારા અને કિસાનો પોતાની કૃષિ-સહકારી મંડળીઓ દ્વારા પોતાના ઉત્પાદનતંત્રનુ સંચાલન કરે.

(૩) તમામ આર્થિક ઘટકોમાં ઉત્પાદકોના પ્રતિનિધિઓનો અધિકાર.

આ અધિકારો નીચેની મર્યાદામાં અમલી બને છેઃ—

૧. સૌથી પ્રથમ, દરેક ઉદ્યોગ વ્યવસાયે ઘસારાની, નવા વિકાસની અને તેના નિભાવ-ખર્ચની રકમ અગાઉથી ફેડરલ એસેમ્બ્લી( સર્વોચ્ચ રાષ્ટ્રસભા )એ નક્કી કર્યા મુજબ બાજુએ કાઢવાની હોય છે.

૨. રોકાયેલી મૂડીનું વ્યાજ ફેડરલ એસેમ્બ્લીએ નક્કી કર્યા મુજબ જુદું કાઢવાનું હોય છે.

૩. આ બધા ભંડોળના આધાર પર કુલ રોકાણ કેટલું કરવું, કેટલો વિકાસ કરવો તેનો નિર્ણય પણ ફેડરલ એસેમ્બ્લી કરે છે.

૪. નફા ઉપર કર આપવાનો રહે છે. ઉપરાંત કેટલાક કિસ્સામાં ( ફેડરલ એસેમ્બ્લીએ નક્કી કર્યા મુજબ ) કુલ ખરીદ-વેચાણ ઉપર પણ કર આપવાનો રહે છે.

૫. જરૂર પડતાં ફેડરલ એસેમ્બ્લીના નિર્ણય મુજબ નેશનલ બેન્ક તરફથી લોન આપવામાં આવે છે.

આ રીતે, રાષ્ટ્રની સર્વોચ્ચ લોકસભાએ બાંધેલી મર્યાદાઓની અંદર રહી દરેક ઉદ્યોગ સ્વતંત્ર રીતે પોતાનું સંચાલન કરે છે.

* દરેક ઉદ્યોગ-વ્યવસાય આવકના પ્રમાણમાં પોતાના પગાર પોતે નક્કી કરે છે.

* કુલ આવકના અમુક નક્કી ટકા પગારમાં ખર્ચ્યા પછી બાકીની રકમ સામાજિક હિતો પાછળ—તંદુરસ્તી, શિક્ષણ, સાંસ્કારિક પ્રવૃત્તિ વગેરેમાં ખર્ચવામાં આવે છે.

પરંતુ આવકના કેટલા ટકા પગારમાં ખર્ચવા તેનો નિર્ણય 'કમ્યુન' એટલે કે સ્થાનિક-સ્વ-રાજ્યની લોક-સમિતિઓ યા પંચાયતો કરે છે.

આ રીતે, એક બાજુ પગારનો આધાર નફા ઉપર હોઈ કામદારો વધુ ઉત્પાદન માટે ઉત્સાહિત રહે છે; બીજી બાજુ, 'કમ્યુન'નું હિત સ્થાનિક ઉદ્યોગ-વ્યવસાયની સાથે જ સંકળાયેલું હોઈ તે પણ તેને ઉત્તેજન આપે છે.

## માલિકીનાં ત્રણ સ્વરૂપ

આ પ્રકારની **સામાજિક માલિકી** લગભગ તમામ ઉદ્યોગો, મુખ્ય વેપાર, બેન્કીંગ, વાહનવ્યવહાર, બાંધકામના ઉદ્યોગોમાં અસ્તિત્વ ધરાવે છે.

આ ઉપરાંત પણ બીજાં બે સ્વરૂપનાં આર્થિકતંત્ર અસ્તિત્વમાં છેઃ

**બીજો પ્રકાર** સહકારી માલિકીનો છે. નાના પાયાની ખેતી, સહકારી બેન્ક, તથા અંશતઃ નાનાઉદ્યોગો અને બાંધકામ ઉદ્યોગોમાં અસ્તિત્વ ધરાવે છે.

**ત્રીજો પ્રકાર ખાનગી માલિકીનો** : ખેતીમાં આ પ્રકાર મહદંશે અસ્તિત્વમાં છે. લગભગ ૮૦% જમીનની ખેતી ખાનગી માલિકી નીચે થાય છે; કેટલાક હસ્તઉદ્યોગો, તથા કેટલાક સ્થાનિક વ્યવસાયોમાં પણ ખાનગી માલિકી છે.

ખાનગી માલિકી નીચેની ખેતીમાં વધુમાં વધુ અમુક જ એકર રાખી શકાય એવું નિયંત્રણ છે; અને તે જ રીતે કારીગરીના નાના ખાનગી ઉદ્યોગોમાં વધુમાં વધુ અમુક જ કામદારોને રોકવાનો કાનૂન છે.

## ખેતીનું અર્થતંત્ર

સ્વાભાવિક રીતે જ, આ ત્રણે પ્રકારમાં 'સામાજિક માલિકી' વર્ચસ્વ ધરાવે છે અને તેનું પ્રમાણ વધી રહ્યું છે. બીજું મહત્ત્વનું રૂપ 'સહકારી' છે. પરંતુ એનો અર્થ એવો નથી કે, ખાનગી માલિકીનો કોઈ અગત્યનો ફાળો નથી. બલ્કે, ખેતીમાં તો 'સામૂહિક ખેતી' (કલેક્ટિવાઈઝેશન)નો પ્રયોગ કરીને, તેના દુષ્પરિણામો અનુભવ્યા (ખુદ ઉત્પાદનનો જ ઘટાડો) બાદ, આ લોકો સહકારી અને ખાનગી ખેતી તરફ વળ્યા છે.

તેઓ કહે છે કે, ખેતીમાં સમાજવાદી પરિવર્તન આણવા માટે 'જંગી-કૃષિ-ઘટકો' જ હોવાં જોઈએ એ વાત અનુભવે અનિવાર્ય જણાઈ નથી. ખેતીનાં 'ઉત્પાદનનાં યંત્રો' સામાજિક માલિકીનાં હોય. તોય સમાજવાદી પરિવર્તન શક્ય બને. બીજી રીતે જોતાં, ખુદ ખાનગી ખેડૂતો પોતાનું ઉત્પાદન આ રસ્તે વધતું હોઈ ઉત્પાદનનાં યંત્રો સામાજિક માલિકીનાં હોય એવું ઇચ્છે છે.

આ ઉપરાંત એવોય અનુભવ તેમને થયો છે કે, ઘણી વાર તો ખાનગી ખેડૂતો પોતાની જમીન 'સહકારી ખેતી મંડળી'ઓને ભાડાથી આપે છે; અને સહકારી મંડળીઓ તેમને બજાર-ભાવે ભાડું ચૂકવે છે, છતાં વધુ નફો કરી શકે છે. પરિણામે, ખાનગી માલિકી કરતાં સહકારી માલિકી પ્રત્યેની સદ્ભાવના અને ગરજ પણ વધે છે.*

## સમાજવાદનો સાચો પાયો

આ પ્રકારના નવા અખતરા પાછળ, સૌથી પ્રથમ તો, તેમની એવી દઢ માન્યતા છે કે, 'સમસ્ત આર્થિક તંત્ર ઉપર રાજ્યની પકડ હોવી જોઈએ' એ કાંઈ સમાજવાદનો મૂળભૂત કાનૂન નથી. પરંતુ, સમસ્ત સામાજિક-આર્થિક પ્રવૃત્તિનું સમતોલપણું જાળવે, અને ઉત્પાદન તથા બચત-ઉત્પાદનની અંધાધૂંધી ટાળે એવી અર્થરચના સમાજવાદનો સાચો પાયો છે.

આથી કરીને **આર્થિક આયોજનનો** હેતુ પણ આર્થિક જીવનની પ્રત્યેક વીગત ઉપર કેન્દ્રિત રીતે કાબૂ રાખવાનો ન હોવો જોઈએ.

આવું અતિ કેન્દ્રિત આયોજન સમાજવાદી લોકશાહીને જ રૂંધાનાર, ઉત્પાદક જનતાની સૂઝસમજ અને શક્તિને જ માટે અવરોધક બની જાય છે.

યુગોસ્લાવીઆ જાતઅનુભવે આ વાત કહી રહ્યું છે. પહેલી પંચવર્ષીય યોજનાનો અમલ, બીજા સમાજવાદી દેશોની જેમ, તેણેય નોકરશાહી-તંત્ર દ્વારા જ કર્યો હતો. પરંતુ એ અનુભવ પછી આર્થિક આયોજનની એમની સમજમાં જ પરિવર્તન થયું છે.

એક વાત તેમને ખૂબ જ સ્પષ્ટ રીતે સમજાઈ ગઈ છે કે, ઔદ્યોગિક વિકાસ પણ જો લોકશાહી આર્થિક-રાજકીય તંત્ર દ્વારા કરવાને બદલે કેન્દ્રિત-નોકરશાહી માર્ગે સાધવામાં આવશે, તો સમાજવાદની ઇમારત બહારથી સમાજવાદી દેખાવા છતાં, સાચા લોકશાહી પાયાવાળી સમાજવાદી નહિ જ બને.

## રાજકીય માળખું

આવી દઢ માન્યતાને અનુસરીને જ તેમણે તેમના રાજકીય-તંત્રનું માળખું પણ નવા સ્વરૂપે રચ્યું છે.

-જેમ આર્થિક તંત્રમાં ઉત્પાદકોનું **સ્વ-સંચાલન** (Self-Management) મુખ્ય સૂત્ર છે; તેમ,

-રાજકીય તંત્રમાં શ્રમજીવી પ્રજાનું **સ્વ-રાજ્ય** (Self-Government) એ મુખ્ય સૂત્ર છે.

એટલે કે, પ્રજાને **નામે** અથવા પ્રજા **વતી** રાજ્યતંત્રનું સંચાલન નહિ; પણ પ્રજા **દ્વારા** પ્રજાનું પોતાનું રાજ્યસંચાલન.

યુગોસ્લાવની આ સમાજવાદી લોકશાહીનો પાયો 'કમ્યુન' (પંચાયત) છે. તેનાં બે ગૃહ હોય છે: (૧) આખા ગામના ચૂંટાયેલા પ્રતિનિધિઓની લોકસમિતિ અને (૨) ઉત્પાદકોની કાઉન્સિલ. બંનેને સરખા અધિકારો હોય છે.

આ રીતે જ દરેક રિપબ્લિકમાં અને સૌથી ટોચે ફેડરલ એસેમ્બ્લી (સર્વોચ્ચ રાષ્ટ્રીય લોકસભા)માં બે ગૃહો છે. એના દ્વારા નાગરિકો પોતાના આર્થિક, સામાજિક, સાંસ્કારિક અને રાજકીય અધિકારોની રક્ષા કરે છે.

'કમ્યુન' દ્વારા પ્રજાજનો કેવળ રાજકીય નહિ, સામાજિક

* ભારતમાં કેટલેક સ્થળે (દા. ત. રંગપુર-પ્રદેશ) ભૂદાન-પ્રવૃત્તિમાં આવા પ્રકારના અનુભવ થયાનું જાણવા મળે છે.

સ્વરાજ્ય ભોગવે છે. દા. ત. ઉદ્યોગોમાં, સહકારી મંડળીઓમાં, શાળા અને હૉસ્પિટલોમાં, સામાજિક ઇન્સ્યુરન્સની સંસ્થાઓમાં, સંસ્કારપ્રવૃત્તિઓ અને ઘર મકાનની વ્યવસ્થામાં. પરંતુ બીજી બાજુ, આ બધાના **આંતરિક સંચાલનમાં** તેની કશી ડખલ નથી.

સ્વ-સંચાલિત 'આર્થિક ઘટકો' અને આ સ્વરાજ્ય ઘટક 'કમ્યુન' બંને વચ્ચેનો સુમેળ એ તેમનો આદર્શ છે. આ રસ્તે 'રાજ્ય-માલકી' (etatism) ને જન્મતી જ ડાંભી દેવાની તેમની ગણત્રી છે.

● ટૂંકમાં, તેમનો પ્રયાસ આજસુધીની આકરતરા સ્વરૂપની, અતિ કેન્દ્રિત, વ્યક્તિ અનુસારી, પાર્ટી-અનુસારી લોકશાહીને સ્થાને સીધી, સ્વસંચાલિત, રાજ્યની દખલગીરી વિનાની, અને સામુહિક સ્વરૂપની લોકશાહી: બલ્કે સ્વાધીન નાગરિકની બિનનોકરશાહી લોકશાહી સ્થાપવાનો છે.

● આમ, યુગોસ્લાવીઆના રાષ્ટ્રીય બંધારણમાં-તેના આર્થિક અને રાજકીય તંત્રમાં એવું કયાંય સમાજવાદને છેહ દીધાનું દેખાતું નથી: બલ્કે-બીજા દેશોએ કરેલી ભૂલો સુધારીને વધુ લોકશાહી માર્ગે સમાજવાદની સ્થાપના કરવાનો તેનો પ્રયાસ દેખાય છે.

## ૩

## ખમતીધર અખતરો

અમેરિકાના વિખ્યાત માર્કસવાદી અર્થશાસ્ત્રી તથા ઉદ્દામ સ્વતંત્ર વિચારક ('મંથલી રિવ્યુ'ના સંપાદક) પોલ સ્વીઝીએ ઊંડો અભ્યાસ કરીને તથા તાજેતરમાં જાતે યુગોસ્લાવીઆનો પ્રવાસ ખેડીને જે મંતવ્યો બાંધ્યાં છે, જે અભિપ્રાયો આપ્યા છે, તે આ આખી સમસ્યા ઉપર અધિકૃત પ્રકાશ પાથરે છે :( મંથલી રિવ્યુ : માર્ચ ૧૯૫૮ )

**સૌથી પ્રથમ** એ સ્પષ્ટ કહી દે છે કે, યુગોસ્લાવીઆનું આજનું નવું અર્થતંત્ર અને રાજ્યતંત્ર **સમાજવાદી** છે જ છે; એટલું જ નહિ, પરંતુ **સુયોજિત** પણ છે. મોટા પાયા પર ખાનગી માલિકીના ઉદ્યોગો નથી; અને ખાનગી ઉદ્યોગોને જે આંતરિક સત્તાઓ આપવામાં આવી છે તેને સ્પષ્ટ રીતે સમાજવાદી ધ્યેય અને તત્ત્વવાળા કાનૂનો દ્વારા મર્યાદિત બનાવવામાં આવી છે. વળી ફેડરલ સરકાર વખતો-વખત રાષ્ટ્રીય આવકની કેવી રીતે વહેંચણી કરવી અને દરેક ઉદ્યોગનો કેવા સ્વરૂપે વિકાસ જરૂરી છે તેની રૂપરેખા તૈયાર કરે જ છે.

**બીજું**—કામદાર-ઉત્પાદકોના હાથમાં ઉદ્યોગોનું સંચાલન સોંપીને, અને નાગરિકોના હાથમાં સ્થાનિક પ્રાદેશિક સરકારોનું સંચાલન સોંપીને નોકરશાહી તંત્ર ઘણા મોટા પ્રમાણમાં દૂર કરવામાં આવ્યું છે.

**ત્રીજું**—**સૌથી** જબરજસ્ત વિજય તો એ છે કે, યુગોસ્લાવ પોતાના પ્રયોગ દ્વારા એ વાત સાબિત કરી રહેલ છે કે, સમાજવાદી અર્થતંત્ર ઘણા મોટા પ્રમાણમાં વિકેન્દ્રિત હોઈ શકે; બિનનોકરશાહી બની શકે છે. આપણને ભક પમાડે એવો આ પ્રયોગ જોવા જેવો છે :

| | સરકારી કર્મચારીઓની સંખ્યા | દરેકને હસ્તક બજેટ (અબજ દિનાર) |
|---|---|---|
| —ફેડરલ (કેન્દ્ર) સરકાર | ૭,૨૦૦ | ૩૦ |
| —રિપબ્લિકન સરકાર | ૩૩,૬૦૦ | ૩૯ |
| —લોકસમિતિઓ | ૧,૬૪,૬૦૦ | ૩૯ |

(ઉપરના આંકડામાં મિલિટરી તથા પોલીસની સંખ્યા તથા તેના બજેટનો સમાવેશ નથી.)

કેવળ ૩½ ટકા જ નોકરિયાતો ફેડરલ સરકારે રોક્યા છે; ત્યારે ૮૦% કર્મચારીઓ સીધા સ્થાનિક લોકસમિતિઓને જવાબદાર છે. આ કોઈ જેવી તેવી હકીકત નથી.

**ચોથું**—'પ્લાનિંગ'—આયોજનની બાબતમાં પણ આ દેશે વિશેષતા સાધી છે: કેન્દ્ર-આયોજકોનું કાર્ય મુખ્યતઃ હકીકતો એકઠી કરવી, જે કાર્ય ચાલે છે તેનો અભ્યાસ કરવો, નવી શક્યતાઓ શોધવી, વગેરે જ રહી ગયું છે; ઉપરાંત, નીચેના થરો સુધી માહિતીઓ, સલાહો પહોંચાડવાનું કાર્ય તે કરે છે. કેન્દ્ર-આયોજકો તેમની ઇચ્છા નીચલી સંસ્થાઓ-ઘટકો ઉપર લાદી શકતા નથી; પરંતુ તેમણે સમજાવટથી તથા અનુકૂળ વાતાવરણ અને પરિસ્થિતિ પેદા કરીને કાર્ય કરાવવાનું રહે છે.

અને સ્વીઝી ઉમેરે છે કે,

૧ યુગોસ્લાવીઆની કૉમિન્ફૉર્મમાંથી બરતરફી થઈ ત્યાં સુધી (૧૯૪૮) તો, તેનું આર્થિક અને રાજ્યતંત્ર રશિયાને ઘણે અંશે અનુસરતું હતું— (૧) અતિકેન્દ્રિત ઉત્પાદન પદ્ધતિ: મૂડી રોકાણ, ઉત્પાદન, કિંમત સહિતના

તમામ નિર્ણયો ' ઉપરથી ' લેવામાં આવતા. (૨) નોકરશાહી એટલે કે—સત્તા ' ઉપરથી ' શરૂ થાય અને જવાબદારી 'નીચેથી' શરૂ થાય—એવી પદ્ધતિ દ્વારા રાજ્યસંચાલન થતું હતું.

**૨.** યુગોસ્લાવીઆએ વરસોના અનુભવને અંતે નવો જ રાહ અપનાવ્યો છે : વિકેન્દ્રીકરણનો અને બિનનોકરશાહી સંચાલનનો; અને આજ સુધી સમાજવાદી માળખા માટે કેવળ એક જ પ્રકારનો આર્થિક રાહ શક્ય મનાયો હતો (કેન્દ્રીકરણ અને નોકરશાહી સંચાલનનો), તેને યુગોસ્લાવીઆએ પડકાર કર્યો છે.

## કમજોરી

આ રીતે, સ્વીઝી યુગોસ્લાવીઆના અસાધારણ નવા અખતરાને આવકાર આપે છે. અલબત્ત, સાથોસાથ આવા પ્રયોગની તમામ કમજોરીઓ અને મુશ્કેલીઓ તેની નજર બહાર નથી, અને તે સ્પષ્ટ શબ્દોમાં રજૂ કર્યા વિના રહેતો પણ નથી. આ કમજોરીઓ ગંભીર પ્રકારની પણ છે; અને આ પ્રયોગમાં અનેક જોખમો પણ રહેલાં છે, જે તે વિગતે જણાવે છે. તે કહે છે કે, નવા પ્રયોગને પરિણામે ૧૯૫૨થી ઔદ્યોગિક ઉત્પાદનમાં ૨૦%નો વાર્ષિક વધારો થયો છે—પરંતુ તે પૂરતો નથી. હજી તેની પછાત દશા તેના નવા અખતરાની જ આડે આવે છે અને સમાજવાદની સિદ્ધિ હજી ઘણી દૂર છે.

સ્વીઝીની એવી દૃઢ માન્યતા છે કે, કોઈ પણ દેશ અમુક હદે ઔદ્યોગિક વિકાસ સાધી લીધા પછી જ વિકેન્દ્રીકરણને રસ્તે ચઢી શકે; અને ત્યારે જ તેની સફળતા નિશ્ચિત બને.

## અપૂર્વ અંજલિ

આમ છતાં, તે યુગોસ્લાવીઆ તથા ભારત જેવા દેશોના અખતરાઓ પ્રત્યે વધુ ઉત્સુકતા પૂર્વક જુએ છે, વધુ ઝીણવટભર્યો અભ્યાસ કરે છે.

આથી જ તો, તે યુગોસ્લાવીઆના અખતરા વિષે કશી આગાહી કરી દીધા વિના, તેને અપૂર્વ ઉમળકાપૂર્વક અંજલિ અર્પે છેઃ

**"યુગોસ્લાવીઆએ આ નવો અખતરો કરીને માનવ જાત સમક્ષ વિશાળ શક્યતાઓ ઉઘાડી નાખી છે. આ અખતરો કાળની કસોટીએ ચઢી કેટલો સફળ બની પાર ઊતરે છે તે તો જોવાનું રહ્યું. પરંતુ એક વાત નિશ્ચિત છે કે, યુગોસ્લાવીઆએ નૂતન ઇતિહાસના કપરા રાહ પર આગ્રહપૂર્વક ઝંપલાવી દઈ માર્ગ કોરી દીધો છે, જેને માટે તે સદા યશભાગી રહેશે...અને કોક દિવસ કોક સ્થળે યુગોસ્લાવીઆ કરતાં વધુ અનુકૂળ પરિસ્થિતિમાં, આયોજન + કામદારોનો કાબૂ (=સમાજવાદ)નો અખતરો નવેસરથી થશે જ થશે."**

---

## વિધાયક સત્યાગ્રહની બારાખડી

સત્યાગ્રહ દિમાગોની કુસ્તી નથી, દિમાગોનો મેળ છે. તે જીવનનો એક નિયમ છે. જીવનના પાયા બદલવાનો રસ્તો છે. જો આ કામમાંથી આપણે કેવળ લોકોને સુખ આપવાનું શોધીશું તો ક્રાન્તિ કલ્યાણકારી રાજ્યવાદમાં ડૂબી જશે. માત્ર જીવનની બુનિયાદ બદલવાનું કામ જ ક્રાંતિકારી કામ છે. એ કામ તખ્ત, તલવાર અને તિજોરીની ઇજ્જત ઘટાડી ઇન્સાનની ઇજ્જત વધારવાનું છે. આજે એ કામ વિનોબા કરી રહ્યા છે.

સત્તાધારીઓએ નક્કી કરવું જોઈએ કે પરિસ્થિતિ પ્રક્ષુબ્ધ હોય તો પણ દેશમાં ફોજનો ઉપયોગ નહીં કરીએ, અને કદાચને ગોળી ચલાવવી જ પડી તો તરત એની જાહેર તપાસ કરીશું.

રાજનૈતિક પક્ષોએ એ સંકલ્પ કરવો જોઈએ કે કોઈ પણ પ્રશ્નના ઉકેલ માટે તેઓ હિંસક સાધનોનો ઉપયોગ નહીં કરે, અને જો ક્યાંક આવો ઉપયોગ થઈ ગયો, તો એની જાહેર નિંદા તે પક્ષવાળા જ સૌથી પહેલા કરશે. નાગરિકોને તેમણે સમજાવ્યું હતું કે આપણા જીવનમાં હેવાનિયત પર ઇન્સાનિયતનો જેટલી હદ સુધી પ્રભાવ રહેશે એટલી હદ સુધી જ આપણી સ્વાતંત્ર્યતા ટકી શકશે.

[ પંઢરપૂર સંમેલનના એક ભાષણમાંથી ]

—દાદા ધર્માધિકારી

## જીવનનું ગીત

છે વિરામથી વેર
પ્રીત ગતિથી
ગતિ જીવનનું પ્રતીક.
આકાંક્ષા આટલી...
વિરામ મુકાય ન
ચરણ બસ ચાલ્યા કરે.
કિતાબ જીવનની અનંત
સર્યાં કરે કલમ-શા શ્વાસ
અવ્યક્ત પ્રતિ અવિરત
ગતિ જીવન કેરું ગીત.

—અનવર આગેવાન

## જહાંગીર, શા'જહાં

એ રહ્યા બંને—જહાંગીર, શા'જહાં.
આંહી નહીં, યુરોપમાં
કાલે હતા!—આજે નથી શું?
—તો જરા તમને પૂછું—
આગરામાં શું જહાંગીરે કર્યું સ્થાપત્ય?
'લાલ પથ્થરની ઇમારત કંઈ ચણી'
શા'જહાંએ શું ચણ્યું એના ઉપર?
'શ્વેત આરસના મઝાના માળ.'
તે તમે જોતાં નથી યુરોપમાં શું?
હા, હવે સાથે જીવે છે એ ખરું!
ને વળી ચણતર કરે યુરોપનું યે એક સાથ
રંગ બંનેએ હજી પોતાનો તરછોડ્યો નથી!
એ રહ્યા...બંને—જહાંગીર, શા'જહાં.

રતિલાલ—અનિલ

જહાંગીરે આગ્રામા લાલ પથ્થરની ઘણી ઇમારતો ચણી.
શા'જહાંએ તે પર તેના કાળમાં આરસનું ચણતર કરેલું.

## કાણુવટારિયાની સફર

૧

કોઈના કે'વાની અમને છે શું પડી? હેધું[૧] જાણિયે છૈયે જાતેઃ
કોણ બાપના કૂવામાં બૂડી મરે, હડે હડે ઘને હધામાં?[૨]
કે'વી રીતે રે'વે[૩] કોઈનાથી નિજ નાતમાં કે પરનાતે,
જ્યાં જગનભડાકા લોક કરે હારું દેખાડવા હગવામાં!
નંઈ લેખું આપણું કશામાં
પડી હા—હારુ તા રે'યે?
મારા હાગાની ધુન જો હા પાડે તો કાણુવટારિયે જૈયે!

ઓ કાણુવટારિયા! નામ તારું છે કે'વતમાં જોડાયું,
પણ દીઠું નથી અમે આંખે તને કે કાં આઈવું દેપાઃ
કેવા બૂહા અમે કે આજહુધી તારે હીમાડે ના ઉતરાયું?
માથે ચઢાવી લોકનાં ડપાડાં, જીવહાટે કરી લા'ઇ લેપા!
હાચા ઓદેમના છે વનેખા[૪]
તાં કાંય હુધી હોરંયે?[૫]
છોલ લોકમાં વસવા કરતાં ભલું કે કાણુવટારિયે જૈયે!

કાણુ જાણવાનું છે, તાંય જો ફાવે તેવુ પે'રીને ફરિયે?
છે ચૂલામાં ટાંટિયો મેલાયો કે ઘરનો કાટ ઘલાયો,
શી સોડમ વસી છે હાંલ્લીમાં, ને શાનો તે વઘાર કરિયે?
ખરેખાત કર્યું છે દાતણ કે ભાવ દાતણનો પુછાયો!
દીવા હુતો ના, કે હોલાયો,
જ્યારે કોઈ ઠેકાણે ઝીકેયે?
કેવી ટાઢકથી ઓ રૈયે, હવેરા જો કાણુવટારિયે જૈયે?

—પતીલ

(નવી રચનાઓ: "ફાગગીતો"માંથી)

૧ બધું ૨ બધામાં ૩ રહેવાય ૪ વલખાં ૫ સોસવેએ

## વંધ્યા

(પૃથ્વી)

સવાર
 થથરી રહ્યો મધુર પોષનો આતપ
વચોવચ ફળી મહીં
 થથરતાં છતાં તન્મય
ભરે પયસઘૂંટડા વળગી આંચળે નાનકાં
સુપુષ્ટ ગલુડાં હુંફાળ બચકારતા જાય રે
કશી મધુર લિજ્જતે!
 નજીક ઓસરીથાંભલે
અઢેલી નિજ શિરને અનિમિષદગા શોભના
ઊભી.
 ઉર વિષે કશું પ્રબલ જુદ્ધ કો' સાતનું!
જતી ફળિયું છોડીને કૂતરી સાથમાં આંચળે
હજુય વળગી રહ્યા દસડતા જતાં નાનકાં
સુપુષ્ટ ગલુડાં હુંફાળ પયલુબ્ધ,
 ને સંગમાં
જતી ધરુજતી ભીની નજર.
 રાત્રિયે સ્વપ્નમાં
રહી ગલુડિયું ધવાડી નિજ છાતિયે સુન્મય!

—લાભશંકર ઠાકર

## શ્હેરમાં વર્ષા

(પૃથ્વી)

ઝરે સલિલ-ધાર આભ, સડકો ઝીલે ક્યારની,
વળી પવન-ઝાપટાં સસરનાં રહ્યાં વેગમાં;
અને સડક-કાયને ચગદીને જતાં વાહનો
જતાંય મૂકી જાય છે લસરકા નિશાની રૂપ!

નજીક ફૂટપાથની મલિન-નીર ખાબોચિયાં,
જરીક જળ તોય એ નવ સમાય કે 'ગૌરવે';
અરે, સહજ ભૂલથી લૂપસી જાય જો પાય કે
ફરે અરર ટાયરો......અચૂક જાત તો દાખવે!

પૂણે ઢગ નર્યો સડે અરર! કાદવે, કીચડે–
સહી ક્ષણુ નહીં શકાય બદબો ભમાવે શિર;
પસાર જન થાય જો (તરત નાકપે રાખતાં
રૂમાલ ગજવેથી કાઢી)... ઝડપે વટાવે પથ!
સુગંધ ઝરતી ધરા ઝરત આભ જ્યાં હેલીએ,
પરંતુ 'સડકો અહીં સુઘડ' ક્યાંથી ગ્હેકી શકે?

—સુરેશ દલાલ

## પિતા

જોઉં તને, ધીર ઉમંગથી રહી
ધારી ઉછંગે શિશુ કુલદીમણું;
રાત્રી વિષે શિશિરની હૂંફ પામતી, ત્યમ
પામ્યા થકીય વધુ અર્પતી ધન્ય તું જ્યઃ
 ઝૂકેલ બીજ કર બેઉ વતી ઉરે જ્યમ
લે ચન્દ્ર, તું શિશુ લિયે સ્તન પૂર્ણ પ્રસન્ન.

જાગી જતો હુંય વિચારછોળથી
અચિંત્ય, જોતો અવ સર્વ; તોય હું
ના ધાબળો લેશય વેગળો કરું
ઓઢેલ ચારેગમ, વા ન હું તજી
શય્યા, દઉં સાથ ઉજાગરેય; રે!
ઊંડે હયું કેવલ મંથને ગરે :
રાગે રહું સતત હું તવ સંગ, તો ભલે!
ત્યાગે ન હું જનક, તું જનની જલે, જલે.

—હસિત બૂચ

## પશ્ચિમ મેં

કલ યહાઁ વિસ્ફોટ હોગા
પ્રકૃતિ કે અન્તિમ રહસ્ય કા
કલ પરિચય દેગા માનવ ફિર
અપને ખોખલે કુઁવારેપન ઔર બર્બરતા કા !
સમઝ લો યહ શહર કી અંતિમ સાઁઝ હૈ
ફિર ભી ન જાને ક્યોં સબ ચુપ ઔર શાંત હૈ
ઠોઢ઼ી[1] છિપાએ, કંધે ઝુકાએ, ભીડ઼ કી હર ઇકાઈ[2]
પાસ આતે કલુષિત ભવિષ્ય કી પહિચાન હૈ !
એક મોટા આદમી અભી સે
રેશમી કપડ઼ે પહન અપને કો
તિજોરી મેં બન્દ કર બૈઠ ગયા હૈ
નોટોં કી ગડ્ડિયાઁ શાયદ બાલૂ[3] કા કામ દેં !
બૈંક કા કલર્ક ઉદાસ ફટી-ફટી આઁખોં સે
અપને બીબી-બચ્ચોં, મેજ-કુર્સિયાઁ, ઔર
કોને મેં રક્ખે નયે ટેબિલ-લૈમ્પ કો
દેખને મેં વ્યસ્ત હૈ

સબકો ઢકે એક કિરાયે કા કમરા હૈ
જબ અપના મકાન બનવાને કી કલ્પના કી થી
સોચા થા—ઉસમેં તહખાના[4] ભી હોગા !
મિલ કી ગહરાઇયોં મેં અબ ભી
ચીડ઼[5] કી બડ઼ી-બડ઼ી પેટિયાઁ ઇધર સે ઉધર
હટાયી જા રહી હૈં ઔર ઢોને વાલા[6] મજદૂર
અપને કામ મેં રોજ સે અધિક સંલગ્ન હૈ !
એક ઇન્સાન ને યહ સબ દેખા ઔર આઁખે મૂદ લીં,
શાયદ વહ જાનતા થા કિ આજ ઔર કલ મેં
એક રાત ઔર એક સ્થિતિ કા હી અન્તર હૈ
ઉસને મહજ[7] સોચા, ઇતિહાસ કે અન્તિમ
પૃષ્ઠ પર લિખા ભી નહીં—
ઇતની બડી સંક્રામક જડ઼તા કી ઉપસ્થિતિ મેં હી
ઐસી પાશવિક ઔર બેશર્મ કૃતિ કી સંભાવના
પલ સકતી હૈ !

('કલ્પના 'માંથી) —વિપિન કુમાર અગ્રવાલ

## " લલિતા-ગુણસુન્દરી "

લે.–ગોવર્ધનરામ મા. ત્રિપાઠી : અનુવાદક–કાન્તિલાલ છ. પંડ્યા

" આજે ઘરમાં જે શાન્તિ છે તે પેલી અનુપમ સ્ત્રીના ઉગ્ર નિશ્ચય ઉપર જ રચાઈ છે. એ સ્ત્રી તેર વર્ષની ઉંમરે, એક ચકોર ને આશા આપતી છોકરી તરીકે, મ્હારા કુટુંબમાં દાખલ થઈ. જીવનની ને આત્માની જે જે તાલીમો મેં એની સ્હામે મૂકી તે બધીનો સામનો કરી મ્હારા હૃદયને એ ખૂબ મીઠી થઈ ગઈ છે. એના સ્વભાવમાંનો આ ઉદ્દભવેલો પલટો, એની ઉંમર તથા શિક્ષણ જોતાં, મ્હને એક અલૌકિક આત્મસંયમનું જ પરિણામ જણાય છે. એ આત્મસંયમ મ્હને એની તથા આત્માની '' આરતી ' કરવાની, એની પૂજા કરવાની ફરજ પાડે છે ! એ આરતી–એ પૂજા એની ભલમનસાઈની, એના સદ્દગુણની- એની સમજદારીની ને એની નૈતિક સત્તાની છે

ખરે એક વર્ષ પહેલાં મ્હને બિલકુલ આશા ન હતી, સ્વપ્ન પણ ન હતું એવી સરસ આજે ઘરની સ્થિતિ થઈ ગઈ છે. એણે મ્હારા ઘરનું જાણે સ્વર્ગ જ બનાવી દીધું છે. એ રમણી મ્હારી પત્ની છે એને માટે ઈશ્વરનો હું મ્હોટામાં મ્હોટો પાડ માનું છું. કોઈક બાબતોમાં તે મ્હારાથીય ચઢીઆતી છે એમ સાબિત થયું છે. મ્હારી બા તથા લલિતાની આગળ 'સરસ્વતીચન્દ્ર'ના મ્હારા બીજા ભાગની હસ્તપ્રત મ્હેં વાંચી ત્યારે કેટલી બધી વાર ને કેટલા ઉમળકાથી બા એની તરફ ફરીને કહેતી કે ' મ્હારી ગુણસુન્દરી આ રહી. "

એક વર્ષ પહેલાં કુટુંબની જે અત્યંત કલેશભરી હાલત હતી ને હાલ જે સુખી અવસ્થા છે તે બન્નેને એક સાથે સરખાવી જોતાં જ મ્હારી મનોદૃષ્ટિને એનો ખ્યાલ આવે છે. મ્હને ને મ્હારાં બા-કાકાને–તથા એના હાથ તળે આવતાં સર્વને–સુખી કરવાનો એને એક જ અભિલાષ છે–જાણે કે એના જીવનનો ને આત્માનો એ એક ભાગ એણે કરી મૂક્યો છે. મ્હને પણ એ જ માર્ગે દોરવાની એની મહદભિલાષા છે. "

" સ્ક્રેપ-બૂક " પુસ્તક ૧

૩-૪-૧૮૯૧

૧. હડપચી ૨. હાર ૩ રેતી ૪. ભોંયરું ૫. દેવદારુ (લાકડાની) ૬ લઈ જનારો ૭. સહજ

# મોડેલ

—ગુલામ મોહમ્મદ શેખ

**પીંછી** અને રંગના સાહચર્યે કેવી અદ્‌ભુત રંગસૃષ્ટિ ઊભી કરી છે! રંગના લપેડાઓમાં બંદીવાન થઈ ને કેટલાયનો ભૂતકાળ કૅન્વાસો, ભીંતો અને લાકડાંની પાટોમાં ચીટકી રહ્યો છે. જોયેલું, જાણેલું, અનુભવેલું, કલ્પેલું કેટલુંય જળોની જેમ ત્યાં ચોટયું છે. વધસ્તંભ પર ગ્લાનિ–ગ્રસ્ત અથવા તો મેડોનાના હાથમાં હસી રહેલા ખ્રિસ્ત, મહાપરિનિર્માણ પામતા બુદ્ધ અને કાલીયદમન કરતા કૃષ્ણ, લાંબી પથારીમાં આડી પડેલી વિચારગ્રસ્ત સુંદરી વિનસ, બખ્તર–ટોપ પહેરી કરચું મરકતા સૈનિકો અને બેચાર પાંદડીએ ધુમ્મસમા ઢળી જતાં સફેદ ફૂલ, થીજેલ કલ્પનાઓનો શો મહાપુંજ!

હમ બેચૈન હૈં

એ એક એક લપેડા પાછળ અનેક કથાઓ પડી છે. લાંબી, ટૂંકી અને સત્ય જેવી સહજ, ક્યાંક વાંકી ચૂંકી રેખાઓમાં ડોકિયું થઈ જાય છે–તો ટૂંટિયું વાળીને પડેલો કોઈ નીચી કાઠીનો જણ જીભ ઉઘાડે છે–'હા, હું જ તલુઝ લોત્રે, મેં જ વેશ્યાઓ સાથે જીવન ગાળ્યું છે!' કાપણી બાદ રહી ગયેલ ચાસટિયાના સૂકાં ઠૂંઠાં જેવી રક્ષ દાઢી પંપાળતો કોક વળી પોતાના કાન કાપેલા મોઢાનું ચિત્ર* દોરે છે. એની આંખો એનું નામ પણ પૂછવા દે એવી નથી. ઊછળતા મોજાના પ્રચંડ ઘસારા પાછળ આંખ મીંચી હોકુસાઈ બેઠો છે. દૂર વેરાનમાં પડેલી અજંતા–ઇલોરાની ગુફાઓ તો આપણે શોધી કાઢી પણ એના સર્જકોનો ઇતિહાસ તો હજુય એ બેખડોમાં ઊંડે ઊંડે ધરબાયેલો જ રહ્યો છે.

અને આજે પણ કેટલાંય એવાં જ 'સર્જકશ્રેષ્ઠ આંગળાં' થી ઇતિહાસને ઘડતા અને એનું પુનરાવર્તન કરતા આપણી બાજુમાં જ પડયા છે. પણ એમની ભાળ આજે કાઢીએ તો દુનિયાનો યુગયુગોથી ચાલતો આવેલો શિરસ્તો તૂટે. જરા આંખ તો મીંચાવા દો એમની–એમના ગુણગાન ગાવા અખબારોની કાલમો અનામત જ પડી છે. એમનાં ચિત્રો ખરીદવા મ્યૂઝિયમો તૈયાર જ બેઠાં છે.

આવા અનેક જૂના કૅન્વાસ કે પાટિયાંમાંથી એક એના અભૂતપૂર્વ આકર્ષણ દ્વારા સૌની નજરો ખેંચે છે. એમાં ઊભેલી સ્ત્રીનાં બધાંય દૃશ્ય અંગો પર કેટલીય કવિતાઓ લખાઈ છે. એની આંખો તથા મોંના મરકાટ પાછળનું રહસ્ય પારખવા કોઈ શક્તિમાન થયું નથી–એનો ચિતારોય સમજ્યો નહોતો ને!

એ મોના લિસા અને એની પાછળ ઝીણી આંખોમાંથી તીક્ષ્ણ નજરો ફેંકતો કલાકાર લિયોનાર્ડો–દા–વિંચી અચાનક જ યાદ આવે છે. કારણ ફક્ત ૧૯૫૮ના માર્ચ મહિનાના અંતમાં, લગભગ ચારસો-એક વર્ષ પછી બની ગયેલો, નજીવો કહો તો સાવ નજીવો એવો એક પ્રસંગ, એક રીતે જુઓ તો બન્ને સાવ વિરોધાભાસી, છતાં વળી બન્નેનો એવો સંબંધ કે ફરીફરીને મનોચક્ષુ સમક્ષ તરવરી રહે છેઃ ચિત્રકાર અને મોડેલ.

કલાઓના પુનરુત્થાનનો યુગ અને વેનિસ જેવું શહેર. જુવાન લિયોનાર્ડો અને અદ્‌ભુત રૂપરાશિ ધરાવતી મોનાલિસા. કવિતા, વાસ્તુશિલ્પ, શરીરવિજ્ઞાન અને ગણિત–શાસ્ત્ર જેવી આકરી વિદ્યાઓનાં ઊંડાણ ઉલેચી લિયોનાર્ડો પાછો ચિત્રકલાની પાછળ લાગ્યો હતો. એની પીંછીમાં સામર્થ્ય હતું. નજરે દેખાતી વસ્તુ કરતાંય મનુષ્યદેહમાં છુપાયેલું કાંઈક

* વાન ગૉઘ

અગોચર છતું કરવાની એનામાં અજબ આવડત હતી.

અને યોગાનુયોગ મોડેલ બની હતી મોનાલિસા. ફ્રાન્સિસ્કો નામના એક ગૃહસ્થની પત્ની. કુદરતનાં ગૂઢ રહસ્યો જેવી એની આંખની વાતો ભાગ્યે જ શબ્દાકાર ધારણ કરતી કોઈકવાર છાનીછપની વળી સ્મિત થઈને ડોકાઈ જતી તો કલાકારની ધારદાર નજર એને પકડી પાડી રંગોના લપેડામાં કેદ કરી લેતી.

રૂપ તો રૂપ અને કલાનો સંબંધ ચિત્ર પૂરતો જ હતો. બેય સજાગ હતાં, પણ બેયનાં તળિયે ઉથલપાથલ હતી. સાગર જેવું ધીરું મોં રાખી દિવસમાં માંડ બેચારવાર લિયોનાર્ડો સીધા સાદા પ્રશ્નો પૂછતો—'કેમ છો ?—ક્યાં રહો છો ?'—અને કોઈકવાર વળી 'તમે પરણેલાં છો ?' જેવા. સામેથી જવાબ પણ એવા જ ટૂંકા ને ટચ મળતા. પણ મોનાલિસાની આંખો લિયોનાર્ડોનાં ઝેંટિયાં સાથે કેટલીય વાતો કરતી અને લિયોનાર્ડો એના સ્મિત સાથે ઓગળતો. પરંતુ એ બન્નેની વચ્ચોવચ ખાલી પડેલા અવકાશમાં તો એમનો ચિત્રકાર અને મોડેલ તરીકેનો સંબંધ જ પડ્યોપાથર્યો રહેતો.

કોઈકવાર ચિત્ર સામે ઊભી રહીને મોનાલિસા નવાઈ પામતી. એને લાગતું કે ચિતારો એને સમજી ગયો છે અને એ કહેતી—'પણ આ ચિત્ર તો તમારું જ કહેવાશે ને ?' કલાકાર કહેતો—'મારું એકલાનું જ ? ના, ના, આપણે બન્નેને દુનિયા એકી સાથે યાદ કરશે.'

હળવો નિસાસો નાખી બેઠક પૂરી થતાં મોનાલિસા ચાલી જતી. આમ ને આમ દિવસો વીતી ગયા અને રૂપ કંટાળ્યું. વિષાદભીની આંખે એકવાર મોનાલિસા પૂછી બેઠી: 'ચિત્ર પૂરું થયું કે ?' રંગો સાથે રમતો ઉન્મત્ત ચિતારો બોલ્યો—'ના, ના, હજી તો ઘણીવાર છે.'

નિરાશ થયેલી મોનાલિસાના હોઠ પરના સ્મિતને અચાનક ધસી આવેલી ગ્લાનિએ હડસેલો દીધો. જવું ન જવું કરતું સ્મિત ભાવોના વિચિત્ર મિશ્રણ સમું દડી પડ્યું. પણ પડ્યું તેવું જ ઝીલાઈ ગયું અને કેદ થઈ કેન્વાસ પર ચોંટી ગયું.

મોનાલિસા પર શી શી વીતી એ તો એ જ જાણે! રૂપ અને કલાનો મેળ તો સધાયો. પણ કલાકાર તો નિમિત્ત બનીને આઘો ને આઘો જ ધકેલાતો ગયો. એ ઊભી થઈ ગઈ અને સીધી લિયોનાર્ડો પાસે જઈને બોલી—'લિયોનાર્ડો, તમે કદીય પૂરાં ન થાય તેવાં ચિત્રો દોરો છો...'

—અને ચાલી ગઈ.

અજંપામાં પીંજાતો કલાકાર કશુંક સમજ્યો અને ઘણુંય ન સમજ્યો. એણે આખી રાત મૂંઝવણમાં સિઝાઈ સિઝાઈ ને કાઢી. એને મોનાલિસાની આંખો જ યાદ આવ્યા કરી. પરોઢ થતાંમાં જ એ આનો ખુલાસો માગવા એના આવવાને રસ્તે અધવચ પ્રતીક્ષા કરતો બેઠો.

થોડીવાર બાદ કોઈએ આવીને એને સમાચાર આપ્યા કે ગઈ રાતે ફ્રાન્સિસ્કોની પત્ની મૃત્યુ પામી હતી. એણે આપઘાત કરી લીધો હતો.

અને કલાકાર વેનિસ છોડવા માટે પોટલાં બાંધવા લાગ્યો.

એ મોનાલિસા—એક ચિત્રકારની મોડેલ—મરી ગઈ.

બીજીય એક મોડેલ હતી વડોદરાના લલિત કલા વિદ્યાલયમાં–સત્યભામા નામની, એય મરી ગઈ વધુ સ્પષ્ટ કહો તો બળી મરી.

સમય અને સંજોગોની દૃષ્ટિએ તો મોનાલિસા અને સત્યભામામાં આભધરતીનો ફરક. બાહ્ય રૂપરંગનું પણ એવું જ. ઇટાલીના એક સદ્ગૃહસ્થની પત્ની મોડેલ બનીને જીવી ગઈ અને બીજી જીવવા માટે મોડેલ બની.

એના વિષે વ્યક્તિગત તો ખાસ કાંઈ માહિતી નથી. પણ એવા લોકોના જીવન વિષે જે કાંઈ જાણવા મળે છે તે આ—

કદરૂપી અને રૂપાળી કેટલીય ગભરુ છોકરીઓ કેટલીક એવી ટોળકીઓના હાથમાં પડે છે જેઓ એમને મારીમારીને જીવાડે છે, અને મરતાં પહેલાં જો યુવાન થઈ ગઈ તો એમને અનીતિ ગૃહોમાં વેચી મારે છે. આપણે નથી જાણતા એવી તો કેટલીય ટોળીઓ આમ કમાઈ ખાય છે. છતાં જાહેર થતા પ્રસંગોય જાણવા હોય તો પાંચદસ દિવસ જ વર્તમાનપત્રોના ખૂણેખાંચરે આવતી નાની નાની ખબરો પર ધ્યાન ફેરવશો કે એની ખાતરી થઈ જશે.

એ છોકરીઓ, યુવતીઓ અને વૃદ્ધાઓને મન સુખ એટલે કાં તો અશ્લીલ મશ્કરીઓ અને કાં તો ચેષ્ટાઓ : જીવન એટલે ખાવું, શરીર સાચવવું અને ઉપભોગ માટે તૈયાર રાખવું.

કારણ કે એમને જન્મથી જ જે જે વસ્તુઓની સોબત મળે છે તે આ જ. સંસ્કાર અને વિદ્યાને શાળા-કૉલેજોમાંથી અને સ્વચ્છતાને બંગલાઓમાંથી બહાર નીકળવું ગમતું નથી. તેથી બેકારોનાં ટોળાં જેવા ગંદકી, આળસ, અપ્રામાણિકતા,

કુટિલતા, ચોરી, લૂંટ, વ્યભિચાર વગેરે તત્ત્વો બિચારાં આવાં ઘરોમાં આશરો લઈ ને ફાલે છે!

ધંધાદારી ચિત્રકારો તેમ જ ચિત્રકલાના વિદ્યાર્થીઓને મનુષ્યશરીરના અંગોપાગોનો અભ્યાસ કરવાની ખાસ જરૂરત. તેથી મોટાં શહેરોમાં આવી સ્ત્રીઓને વધારાની કમાણી આમ પણ થાય છે.

—પરંતુ ફક્ત કમાણી જ નહિ, એક નવી વસ્તુના—વાતાવરણના સંસર્ગમાં તેઓ આવે છે. વિદ્યાલયના વિદ્યાર્થીઓ સમક્ષ વસ્ત્રવિહીનદશામાં ઊભા રહેવા(નો સંકોચ તો તેમને હોતો જ નથી.)નું હોવાથી એમને સ્વચ્છ રહેવું પડે છે અને અમુક સમય સુધી કોઈ પણ જાતની ગંદી ચેષ્ટા કે મશ્કરી કરવાનો વખત મળતો નથી—જે એમના સામાન્ય અનુભવોથી તદ્દન વિપરિત પરિસ્થિતિ છે. વળી એકધારા અમુક સમય સુધી ઊભા રહેવાથી લાગતા થાકનો અનુભવ વિદ્યાર્થીઓને પણ હોવાથી ઘણીવાર એને મરજી મુજબ આરામ મળે છે. કોઈકવાર લાગણીભર્યા શબ્દો પણ સાંભળવા મળે.

આ અનુભવો જ જન્મથી ઉપેક્ષિત મૉઘલા માનવને ઉઠેરવામાં ભાગ ભજવે છે. 'એઠક' આપ્યા પછીના ઘરેડિયા જીવનમાં ભલે એ ભૂલાઈ જાય પણ એનો નાશ તો નથી જ થતો.

અને મારે જે વાત કરવી છે એ આજ માનવ-સહજ-તત્ત્વની. સત્યભામા અમારે ત્યાં મોડેલનું કામ કરતી. એનાં અંગોનો અભ્યાસ કરી ઘણાય વિદ્યાર્થીઓ - શરીરશાસ્ત્ર શીખ્યા છે...માર્ચ મહિનાના અંતમાં એ એક દિવસ બળી મરી. કારણ અસ્પષ્ટ છે. અમે એને રાડો પાડતી જોઈ અને કોલેજ પાસેની એની ઓરડી તરફ દોડ્યા. મહામહેનતે એને પછાડી આગ ઓલવી. બળી ગયેલી ચામડીના અસહ્ય દર્દને લીધે એ કણસતી હતી, ચીસો નાખતી હતી.

એને દવાખાને પહોંચાડી અને એ જ રાતે દસ વાગે તો એ મરી પણ ગઈ. જીવી હોત તોય એનાં બળેલાં અંગોપાંગો અને એનું વિકૃત બાહ્યસ્વરૂપ એને વધુ જીવવા ન દેત.

પણ વચમાં પેલું કાંઈક કાદવના ઢગલામાં પડેલા ધરોના એકાદ ફણગા શું એકવાર નીકળી આવ્યું ને એનેની ભરો લઇ બેઠી. એ મરી ગઈ તે દિવસોમાં એ અમુક વર્ગનાં વિદ્યાર્થીઓની પરીક્ષામાં મોડેલ હતી. પરીક્ષા પૂરી થવાને એક દિવસ હજી બાકી હતો અને એ બળી મરી. કાંઈક અધૂરું રહી ગયું. ચિત્રકાર અને મોડેલ વચ્ચેનો નવોસવો સંબંધ જાણે ચીસો નાખતો હોય તેમ એ પરીક્ષાર્થી વિદ્યાર્થીને જોઈ બબડી—'હવે નહિ આવું'...હું નહિ આવું'—'

બસ આટલું જ.

એની કાળી મેશ ઉતરડાઈ ગયેલી ચામડી નીચેનું બફાયેલ માંસનું સફેદ પડ હજીય આંખ આગળ તરવરે છે અને ત્યારે થાય છે કે મોનાલિસાની ચામડી તો એથીય ગોરી હશે પણ બંનેના લોહી માંસમાં ઓગળી ગયેલું પેલું તત્ત્વ તો સમગ્ર માણસજાતને સીવતું એક અને સળંગ જ હશે.

## સનાતનની કડી

છુટાછવાયા લોક ચાલે રાહ પર,
શું એમની વચ્ચે નથી કંઈયે સંબંધ?
ના, ના, નથી નોખા-અજબ સંકળાયેલા,
એકેક માનવ છે સનાતનની કડી!

**રતિલાલ-અનિલ**

## જેઠ માસે

જેઠ માસે સ્વચ્છ ખેતર એમ છે લંબાયેલું-
હાથને નિર્મળ કરી લંબાવીએ લેવા પ્રસાદ.

**રતિલાલ-અનિલ**

સત્તા અને નિર્ધનતા સામે જીવનમાં જેણે જંગ ખેડયો—

# શર્વિલક :

## 'મૃચ્છકટિક'નું એક પાત્ર

—અનિરૃદ્ધ બ્રહ્મભટ્ટ

'મૃચ્છકટિક'ની પાત્રસૃષ્ટિ કંઈ નાનીસૂની નથી. આગવું વ્યક્તિત્વ ધરાવતાં ખુમારીવાળાં પાત્રોની તો એમાં વણઝાર ચાલી આવે છે. સૌજન્ય, સદાચાર અને શાણપણના તેજથી દેદીપ્યમાન ચારુદત્તની તેજરેખાઓ ચન્દ્રનો શીતળ અને આહ્લાદક પ્રકાશ રેલાવે છે, એની જીવનસહચરી બનવા મથતી વસન્તસેનાની બાહ્ય અને આંતરિક કાન્તિ વસન્તના વૈભવની યાદ આપે છે, તો એમની આજુબાજુ—દૂર કે નજીક—આવીને તેજઝગારા કરી ચાલ્યાં જતાં પાત્રોની આભા કંઈ ઓછી આકર્ષક નથી. એમાંયે ખાસ કરીને શુક્રના તેજસ્વી ગ્રહ સમો પેલો શર્વિલક તો ભૂલ્યો ભુલાય એવો નથી.

એ કુળવાન બ્રાહ્મણ નબીરો નિર્ધનતાનો ભોગ થઈ પડ્યો છે. પણ એથી એ હિંમત હારે એવો નથી. એની અકિંચન પરિસ્થિતિ એના હૈયામાં વહેતા રસિકતાના ઝરણને સૂકવીને ઉરને ઉષર બનાવી દે એટલી હદે પહોંચેલી છે પણ એમાં સપડાય તો એ શર્વિલક નહીં! — અને જુઓને, એની પરિસ્થિતિમાંય એ પેલી વસન્તસેનાની પરિચારિકા-સખી મદનિકા સાથે પ્રેમ કરી બેઠો!

વસન્તસેના પાસેથી પોતાની પ્રેમિકાને મેળવવા માટે એનાં દામ ચૂકવવા પડે એમ છે. દોલત લાવવી ક્યાંથી? મૂંઝવણ કંઈ ઓછી નથી. છેવટે એ ચોરી કરવાનું નક્કી કરે છે! ચોરશાસ્ત્રનો તો એ પારંગત 'પંડિત' છે! એને મન એ શાસ્ત્ર છે અને કલા પણ છે. શાસ્ત્રની પંડિતાઈથી અને કલાકારની નાજુકાઈથી એ એનો ધંધો અજમાવવા તૈયાર થઈને આવ્યો છે. એના સપાટામાં "ધરમીને ઘેર ધાડ"ને ન્યાયે વસન્તસેનાનો પ્રેમી દરિદ્ર ચારુદત્ત આવી ચડે છે! એના ઘરમાં તો શું હોય? પણ વસન્તસેનાએ એને સાચવવા સોંપેલાં ઘરેણાંની પેટી એના ઘરમાં છે. શર્વિલકનો દાવ આમ નિષ્ફળ જતો નથી.

ચોરીના ધંધામાં એણે પ્રાપ્ત કરેલી કુશળતા એના પાત્રને અનોખું વૈયક્તિક વૈશિષ્ટ્ય અપાવે છે. એના શિક્ષણને બળે અને શરીરબળે માર્ગ કરીને, શરીર સંકોચીને દરમાં જતા સર્પની પેઠે, એ જમીન પર સરકતો આગળ વધે છે. એ વખતે એ આકાશ ભણી જુએ છે. ચન્દ્ર અસ્ત થવાની તૈયારીમાં છે. એ આનંદ પામે છે કારણ કે એ માને છે કે બીજાઓના ઘરમાં ખાતર પાડવામાં વીરત્વ દાખવતો હોવાથી એની ઉપર શંકાની નજરે જોતા રાજસેવકોની નજરમાંથી બચાવી લેવા આ રાત્રિ એને હેતાળ માતાની પેઠે છુપાવે છે. હવે એ વૃક્ષવાટિકાની દીવાલ ભેદીને મધ્યમાં આવી પહોંચ્યો છે અને ઘરમાં પ્રવેશવાની તૈયારી કરે છે. એના મનમાં અનેક જાતના તર્કવિતર્કો ચાલ્યા કરે છે. ચોરીના આ ધંધાને લોકો શું કહે? ઊંઘતા લોકોને લૂંટી લેવા અને વિશ્વાસુઓને છેતરવા એ તો નીચ કામ છે, એમાં શૌર્ય નથી. પણ શર્વિલકને તો એની પોતાની ફિલસૂફી છે. લોકો ભલે આ ચોરીના ધંધાને નીંદે પણ એ હાથ જોડીને નોકરી કરીને પરતંત્રતા ભોગવવા કરતાં તો એ ઘણે દરજ્જે સારો છે. વળી, આ માર્ગ તો દ્રોણપુત્ર અશ્વત્થામાએ પણ એના સૂતેલા શત્રુઓનો મધરાતે સંહાર કરીને ક્યાં નહોતો અપનાવ્યો? આમ સંતોષ મેળવીને એ એનું કામ ખુમારીથી આગળ ચલાવે છે.

દીવાલ આગળ આવીને એ ઊભો છે. બાકોરું પાડવું કઈ જગાએ? દીવાલનો એ ભાગ એવો હોવો જોઈએ જે પાણીના સતત પડવાથી ઢીલો થઈ ગયો હોય, જ્યાં ઈંટ વગેરે

પડવાથી અવાજ ન થાય, જ્યાં મોટું બાકોરું પણ જલદી કોઈની નજરે ન ચડે, જ્યાં ક્ષારને કારણે ક્ષીણ થઈ ગયેલી ઈંટોથી મકાનનો ભાગ જીર્ણ થઈ ગયો હોય, જ્યાં જવાથી સ્ત્રીનું દર્શન ન થાય અને પરિણામે કાર્યમાં સફળતા મળે! આમ વિચારતો એ દીવાલને અડકી જુએ છે અને આનંદ પામે છે. પાણીના સતત ટપકવાથી ભીની થતી અને નિત્ય સૂર્યના તાપથી તપતી એ જગા જીર્ણ બની ગયેલી છે અને ક્ષારને કારણે ક્ષીણ થઈ ગયેલી છે. ચોરને માટે તો આ પ્રથમ શકુન!

હવે એ વિચારે છે કે કયા પ્રકારનુ બાકોરું પાડવું? એમના દેવ કનકશક્તિએ એ કાર્ય ચાર પ્રકારે થઈ શકે એમ કહ્યું છે—જો ઈંટો પાકી હોય તો ખેંચી કાઢવી, જો કાચી હોય તો તોડી નાખવી; માટીની બનાવેલી હોય તો ઉપર પાણી નાંખીને પલાળી દેવી અને જો લાકડાની હોય તો પાડી નાંખવી. પણ અહીં તો પાકી ઈંટો છે એટલે ખેંચી લેવી જોઈએ એમ વિચારે છે. એ તો જાણે ઠીક પણ એમાં બાકોરું કયા આકારનું બનાવવું? ખીલેલું કમળ બનાવવું? સૂર્ય બનાવવો? બાલચન્દ્ર બનાવવો? કૂવો બનાવવો? લંબ ચોરસ બનાવવો? સ્વસ્તિક બનાવવો? કુમ્ભ બનાવવો?—વળી આ કલાને દીવાલના કયા ભાગમાં દર્શાવવી કે જેથી એને સવારમાં જોઈને નાગરિકો આશ્ચર્યમાં ગરકાવ થઈ જાય, એ પ્રશ્ન એને વિચારતો કરી મૂકે છે! પાકી ઈંટોની આ ભીંતમાં કુમ્ભની આકૃતિ જ સારી દેખાશે એવો નિશ્ચય કરીને એ વરદાન આપનાર કુમાર કાર્તિકેય, દેવ કનકશક્તિને ભાસ્કરાનન્દીને અને જેમનો એ પટ્ટ શિષ્ય છે એવા ગુરુ યોગાચાર્યને એ મનોમન નમન કરે છે. એના ગુરુએ એની નિપુણતા પર ખુશ થઈને 'યોગરોચના' નામનો જાદુઈ લેપ એને આપેલો છે જે શરીરે લગાડવાથી માણસ અદૃશ્ય થઈ જાય અને એને શસ્ત્ર કે અસ્ત્ર કંઈ જ અસર કરી શકે નહીં. એ પોતાના શરીરે યોગરોચના લગાવે છે. પણ એકાએક એને યાદ આવે છે કે માપ લેવાની પટ્ટી તો એ ભૂલી ગયો! થોડો વિચાર કર્યા પછી એને સૂઝે છે કે ઉપવીતના દોરાથી એનું કામ સરશે! જનોઈ તો બ્રાહ્મણને—અને એમાંય એના જેવાનો—તો ખાસ ઉપયોગી છે. એની પવિત્રતાની એને કંઈ પડી નથી! દીવાલમાં બાકોરું પાડવું હોય ત્યારે એ માપ લેવાના કામમાં આવે, કમાડ ચૂસ્ત રીતે બંધ કરાયાં હોય તો ઉઘાડવાના કામમાં આવે અને જો સર્પદંશ થયો હોય તો ગાંઠ મારવાના કામમાં પણ આવે!

માપ લીધા પછી એ બાકોરું પાડવાનું શરૂ કરે છે. છેલ્લી ઈંટ ખેંચવાની બાકી હોય છે ત્યાં એને સર્પ કરડે છે. જનોઈના દોરાને એ સખત રીતે આંગળી પર વીંટે છે અને દવા લગાવે છે. એને આરામ થઈ જાય છે. હવે એ અંદર જૂએ છે. દીવો બળી રહ્યો છે. સુવર્ણ જેવી પીળાશ પડતી દીપક જ્યોતનો પ્રકાશ બાકોરા વાટે બહાર આવીને ચારે બાજુ અંધકારથી વીંટળાતો જમીન પર પથરાય છે, જાણે નિકષ પર પડેલા સુવર્ણના લિસોટા!

હવે એ અંદર પ્રવેશે છે. બે માણસો ઘસઘસાટ ઊંઘે છે. એક છે ચારુદત્ત અને બીજો એનો મૂર્ખ બ્રાહ્મણમિત્ર વિદૂષક. હવે પોતાના રક્ષણને ખાતર, જરૂર પડે તો ભાગી છૂટવા, ખંડનુ દ્વાર ખોલી નાખવા શર્વિલક પ્રયત્ન કરે છે. પણ ઘર જૂનું હોવાથી કમાડ ઊઘડતી વખતે અવાજ કરે છે! અવાજ ન થાય એટલા માટે એના મિજાગરામાં એ પાણી છાટે છે અને તે પણ એટલી કાળજીથી કે પાણીનો જમીન પર પડવાનો અવાજ પણ ન થાય! હવે એ પેલા બે ઊંઘતા માણસો તરફ ફરે છે એને શંકા જાય છે કે આ બે માણસો ખરેખર ઊંઘેલા છે કે ઊંઘવાનો ઢોંગ કરે છે? એને નક્કી થાય છે કે બન્ને જણ ખરેખર ઊંઘી ગયેલા છે કારણ કે એણે બીવડાવવાનો પ્રયત્ન કર્યો પણ એ બીતા નથી; એમનો શ્વાસોચ્છ્વાસ નિ:શંક છે, વિશદ છે, અને નિયમિત છે; આંખો પૂરેપૂરી બંધ થયેલી છે, ડોળા અંદર ફરતા હોય એમ જણાતું નથી કે પાંપણો પટપટતી નથી, શરીરનાં અંગો નિશ્ચિંત રીતે શિથિલ થઈને પડ્યાં છે; વળી જો તેઓ ઊંઘવાનો ઢોંગ કરતા હોય તો દીવાના પ્રકાશને મુખ પર પડવા દે નહીં.

બેય માણસો ઊંઘે છે એ જાણ્યા પછી એ આજુબાજુ જુએ છે અને અચંબો પામે છે. ત્યાં મૃદંગ પડેલું છે, દર્દુર છે, પણવ છે, વીણા છે, વાંસળીઓ છે અને પુસ્તકો છે! આ કોઈ નાટ્યાચાર્યનું ઘર તો નહીં હોય! એને લાગે છે કે મકાનના માત્ર બાહ્ય દેખાવથી જ મોહિત થઈને એ અંદર આવી ચડ્યો! એ વિચારે છે કે આ ઘરમાલિક સાચેસાચ ગરીબ હશે, કે પછી ચોરના ભયથી એણે દ્રવ્યને જમીનમાં

સંતાડ્યું હશે? જો એમ હોય તો તો શર્વિલકથી કોઈ ધન છૂપું રાખી શકાય એમ નથી! એની પાસે એવા દાણા છે જે જમીન પર વેરવાથી ધન છે કે નહીં તેની ખબર આપે! દાણાને એ જમીન પર વેરી જુએ છે. એકે દાણો ફૂલતો નથી. એને ખાતરી થાય છે કે ઘરમાલિક દરિદ્ર છે. એ પાછા ફરવાની તૈયારી કરે છે પણ એટલામાં તો પેલો ચારુદત્ત-નો મૂર્ખ મિત્ર વિદૂષક ઊંઘમાં બકે છે અને એની પાસે સોનાનાં ઘરેણાંની પેટી છે એવી જાણ કરે છે. શર્વિલકને લાગે છે કે આ માણસ મારી મશ્કરી કરે છે. એને મારી નાખવાની એને ઇચ્છા થાય છે પણ એ વિચારે છે કે કદાચ મગજની નબળાઈને કારણે પણ એ માણસ આમ બકતો હોય. જતાં-જતાં એ એક નજર એની ઉપર ફેંકી લે છે પણ ત્યાં તો એને કંઈક પેટી જેવું કપડામાં વીંટાળેલું દેખાય છે. એને પડાવી લેવાનો એ વિચાર કરે છે પણ ખમચાય છે. એને થાય છે કે એક ગરીબ કુળવાન માણસને લૂંટી લેવો એ યોગ્ય ગણાતું નથી. પણ એટલામાં તો પેલો ફરીથી બબડી ઊઠે છે: 'ગાય અને બ્રાહ્મણની ઇચ્છાને માન આપીને આ ઘરેણાંની પેટી તું લેતો જા!' શર્વિલક વિચારમાં પડે છે. બ્રાહ્મણની ઇચ્છાની અવગણના ન કરવી જોઈએ. એ પેટી લેવા જાય છે પણ ત્યાં તો સળગી રહેલો દીપક એનું ધ્યાન ખેંચે છે. એને ઓલવી નાંખવો જોઈએ એમ એને લાગે છે. પોતાની પાસે રાખેલું પતંગિયું એ છોડે છે જેની પાંખની ઝાપટથી દીપક બુઝાઈ જાય છે. એના પતંગિયાનું નામેય કેવું—ભદ્રપીઠ! અંધકારનું સામ્રાજ્ય વ્યાપે છે. એની સાથે એ કુળવાન નબીરાનું મનોમંથન શરૂ થાય છે: 'આ અંધકાર તો સામાન્ય છે પણ મારા બ્રાહ્મકુળ ઉપર અંધકારનું આવરણ હું નથી લાવી રહ્યો? મારો પિતા તો ચાર વેદનો જાણકાર હતો. કોઈની ભેટ સરખીય એને ન ખપે. જ્યારે હું શર્વિલક, એનો પુત્ર, એક સામાન્ય મદનિકાને ખાતર આ કુકૃત્ય કરી રહ્યો છું!"...પણ એ લાચાર છે. સંજોગોથી એ કચડાવા માગતો નથી અને નીતિને અભરાઈએ મૂકતાં એને દુઃખ થાય છે. એના મનની મૂંઝવણ વધતી જાય છે. અંતે એ પેટી લઈ લે છે પણ એનું મન માનતું નથી. શું થાય? ધિક્કાર છે એ નિર્ધનતાને કે જેમાં સપડાવાથી માનવી એના માનવ્ય ગુણોને વિસરી જાય છે. આ શરમજનક કાર્યને ધિક્કારવા છતાં પણ એ કરવું પડે છે એની એને બેચેની છે.

હવે મદનિકાને મેળવવા એ વસન્તસેનાના ઘર ભણી જવા તૈયારી કરે છે. પણ એટલામાં એને કોઈના પગલાનો અવાજ સંભળાય છે. એ પગલાં પોલીસનાં હોય એવું તો કંઈ એને લાગતું નથી. એ ગમે તે હોય, એની નજરમાંથી બચવા એ થાંભલાની પેઠે સ્થિર ઊભા રહેવા વિચારે છે. પણ તરત જ એ વિચાર પડતો મૂકે છે. પોલીસથી એમ ડરે તો એ શર્વિલક શાનો? એની ખુમારી તો ગજબની છે—ઊંચે ચઢવામાં એ બિલાડો છે, દોડવામાં એ હરણ છે, ઝૂંટ મારવામાં અને ટુકડા કરવામાં એ બાજ છે, જાગતા અને ઊંઘતા માનવીઓની શક્તિની અટકળ કરવામાં એ શ્વાન છે, સરકવામાં એ સાપ છે, અનેક રૂપો ધરવામાં એ સાક્ષાત્ માયા છે, વિવિધ બોલી બોલવામાં એ વાગ્દેવતા છે, અંધારી રાતે એ દીપક છે, જમીન ઉપર એ ઘોડો છે અને પાણીમાં એ નાવ છે!—આવો શર્વિલક કોઈથીય શાનો ડરે?

પગલાનો એ અવાજ પોલીસનો નહોતો પણ ચારુદત્તની દાસી રદનિકાનો હતો. માનવી જેવું કંઈક જણાતાં એને મારવા શર્વિલક તૈયારી કરે છે પણ જ્યારે એ જાણે છે કે એ તો એક સ્ત્રી છે ત્યારે કંઈ પણ બોલ્યાચાલ્યા વિના એ જતો રહે છે.

શર્વિલક હવે વસન્તસેનાના ઘર ભણી આવે છે. રાત્રિનો એ રાજા અજવાળું થતાં, ઊગતા સૂર્યની સામે ઝાંખા લાગતા ચન્દ્રની પેઠે, બેચેની અનુભવે છે. વસન્તસેનાના ઘરમાં પ્રવેશતાં જ એને એની પ્રિયા મદનિકા મળે છે. શર્વિલકની બેચેની એ કળી જાય છે. શર્વિલક એને ચોરીની વાત કરે છે ત્યારે મદનિકા એને એવા સાહસ માટે ઠપકો આપે છે પણ શર્વિલક તો માને છે કે સાહસ વિના સુખ મળતું નથી. વળી પોતાને લાંછન લાગે એવું કાર્ય તો એ કરતો નથી. એના ધંધામાં પણ એણે નીતિ-અનીતિના બંધનો સ્વેચ્છાએ સ્વીકાર્યાં છે. ફૂલસારે લચી પડતી વેલી જેવી આભૂષણવતી અંગનાને એ લૂંટતો નથી, બ્રાહ્મણનું ધન ચોરતો નથી, યજ્ઞને માટે ભેગું કરેલું ધન એને વર્જ્ય છે. આયાના ખોળામાં રમતા બાળકને એણે ધનથી લોભાઈ ને કદીય લૂંટી લીધું નથી. એની બુદ્ધિ ભલે ચોરીના ધંધામાં રોકાયેલી હોય પણ સારાસારનો વિવેક તો એણે કર્યો જ છે.

શર્વિલક જ્યારે મદનિકાને ઘરેણાં બતાવે છે ત્યારે એ ઘરેણાં મદનિકા ઓળખી જાય છે—અને એ ક્યાંથી આવ્યાં એ વિશે પૂછે છે શર્વિલક ચારુદત્તના ઘરની વાત કરે છે.

એ સાંભળી મદનિકાને આઘાત લાગે છે કારણ કે ચારુદત્ત તો એનાં શેઠાણી વસન્તસેનાનો પ્રેમી છે મદનિકાની બેચેની શર્વિલકથી સહન થતી નથી. એ એને બેચેનીનું કારણ પૂછે છે મદનિકા એ સાંભળ્યા વિના અધીરાઈથી પૂછે છે —" તેં ત્યા કોઈનુ ખૂન તો નથી કર્યું ને ? " જ્યારે શર્વિલક કહે છે કે ઊંઘતા કે ગભરાયેલા માનવીનું હું ખૂન કરતો નથી ત્યારે મદનિકાને કળ વળે છે. અને આનંદ પામે છે. આ બધાંનું કારણ જાણવા જેટલી ધીરજ શર્વિલકમાં નથી. એ તો માની બેસે છે કે મદનિકા જરૂર ચારુદત્તના પ્રેમમાં હોવી જોઈએ ! અને આવી શંકા જતાં જ એના મગજનો પારો આસમાને પહોંચે છે અને પછી તો વરસે છે એના તાતા વાગ્બાણોની વર્ષા. ક્રોધમાં ને ક્રોધમાં એ ચારુદત્તનુ ખૂન કરવાનું કહે છે !

મદનિકાને લાગે છે કે કંઈક અવળું બફાય છે. શર્વિલકના આ અસંબદ્ધ પ્રલાપને શાંત કરવા એ ચોખવટ કરે છે કે હું ચારુદત્તના પ્રેમમાં નથી પડી પણ વસન્તસેના એને ચાહે છે. શર્વિલક હવે ધારો પડે છે અને પોતાના નિષ્કારણ ગુસ્સા માટે પશ્ચાત્તાપ કરે છે.

હવે શુ થાય ? જે ઘરેણાં જેને આપવાનાં છે તે તો તેનાં જ છે. આપવાં કયે બહાને ? શર્વિલક મૂંઝાય છે. એકે માર્ગ એને જડતો નથી. ક્ષણ પહેલાં મદનિકા પર શંકા લાવીને સમસ્ત સ્ત્રીજાત ઉપર દાખવેલો બધો ગુસ્સો ઊતરી જાય છે અને એ મદનિકાની સલાહ માગે છે કારણ કે સ્ત્રીઓ જન્મથી જ શાણી હોય છે, જ્યારે પુરુષો ડાહ્યા હોય છે ખરા પણ તે તો શાસ્ત્રોના અધ્યયનથી !

મદનિકા એને રસ્તો બતાવે છે કે ઘરેણાં ચારુદત્તને પાછાં આપી આવ ! શર્વિલકનું મન માનતું નથી. કોઈક બીજો રસ્તો સૂચવવાનું એ એને કહે છે. હવે એની ખરી ગમ્મત થાય છે. મદનિકા કહે છે કે વસન્તસેના પાસે જા અને કહેજે કે ચારુદત્તે આ ઘરેણાં આપને આપવા માટે મને મોકલ્યો છે ! શર્વિલક એ પ્રમાણે કરે છે પણ ખરો. વસન્તસેનાએ આ બન્ને જણાંની વાતચીત છુપાઈ ને સાંભળી હોય છે. શર્વિલકને આદર આપીને એ બેસાડે છે અને કહે છે કે આવ્યા છો તો ભલે પણ આ મદનિકાને લેતા જાઓ, કારણ કે ચારુદત્તે મને કહેલું છે કે જે કોઈની સાથે હું ઘરેણાંની પેટી પરત કરું એને મદનિકા પરણાવવી ! ભાવતું'તું ને વૈદે કહ્યું ! હવે તો શર્વિલક ચારુદત્તનાં ગુણગાન ગાવા બેસી જાય છે, એટલું જ નહીં, એનો ભક્ત બની જાય છે !

મદનિકાને રથમાં બેસાડીને શર્વિલક જાય છે ત્યાં અવાજ સંભળાય—છે " સાંભળો ! સાંભળો ! ! સરકારનો હુકમ છે—યુવાન ભરવાડ આર્યક ભવિષ્યમાં રાજા થશે એવું ભવિષ્યવેત્તાઓનું વચન સાંભળીને આપણા રાજા પાલકે એને જેલમાં પૂર્યો છે, માટે દરેક રાજસેવકે પોતાની જગાએ ધ્યાનથી પહેરો રાખવો..."

આ સાંભળીને શર્વિલકનો પિત્તો ઊછળ્યો. પોતાના મિત્ર આર્યકને રાજા પાલક કેદમાં પૂરે ?—અને તે શર્વિલકનાં જીવતાં ?—અને નહીં. નવોઢા પત્નીને પોતાના મિત્રને ઘેર મૂકીને એ આર્યકને છોડાવવા અને જુલમી રાજા પાલકના રાજ્યને ઉથલાવી પાડવા નીકળી પડે છે. એના મિત્રો અને સંબંધીઓની ટોળીઓ જમાવે છે. એના મિત્રોમાં રસ્તે રખડતા જુગારીઓથી માંડીને તે રાજાના સેવકો અને પોલીસ અમલદારનો પણ સમાવેશ થાય છે. એ બધાંયનો એ નેતા બને છે અને રાજ્યસત્તા સામે બળવો જગાવે છે. નિર્ધનતાનો ભોગ બનીને અનુભવવા પડેલા જીવનના અનેક બનાવોએ એનું જે જીવન ઘડ્યું છે તે એને આ તકે ઉપયોગી થઈ પડે છે.

એક વાતનો એને વસવસો રહી ગયો છે. ચારુદત્તે અને વસન્તસેનાએ એના ઉપર જે ઉપકાર કર્યો છે એનો બદલો ચૂકવવો શી રીતે ?—અને સમય આવી પહોંચે છે. બદલો જેવો તેવો નહીં પણ-જીવતદાન ! જુલમી રાજા પાલકના સાળાએ ચારુદત્ત ઉપર ખૂનનો ખોટો આરોપ મૂકીને એને શિક્ષા કરાવી છે. ચારુદત્તને વધસ્તંભ પર લાવવામાં આવ્યો છે. એનો બચાવ માત્ર એક જ રીતે થઈ શકે એમ છે—જો રાજા એને માફી આપે તો ! વાત અશકય છે. જુલમી રાજા પાલકના હૃદયમાં દયાનો છાંટો નથી. પણ એ જ ક્ષણે શર્વિલકે પાલકની રાજસત્તા ઉથલાવી પાડીને આર્યકને ગાદીએ બેસાડી દીધો છે ! એ દોડતો દોડતો વધસ્તંભ પાસે આવે છે અને આર્યકે ચારુદત્તને જીવતદાન આપ્યાનું જાહેર કરે છે આમ છતાંયે ચારુદત્તની પાસે જતાં એ અચકાય છે. એના ઘરમાં પોતે ચોરી કરીને એનો ગુનો કર્યો છે એ વાત એ વિસરી શકતો નથી. જીવનમાં જંગ ખેલનાર આ વીર એ સુજનતા સામે નમ્ર બની જાય છે. ચારુદત્ત તો વીર છે અને ક્ષમા એ વીરનુ ભૂષણ છે એમ માની એને મળે છે. નાટકને અંતે આવતું આ બે વીર પુરુષોનું મિલન કોને યાદ નહીં રહે ?

[ માનવ : જુલાઈ '૫૮

# રેડીએશન !

## [ અણુયુગની બર્બરતાએ સરજેલ કરપીણ મૃત્યુ ! ]

**સત્ય ઘટના**

**જપાનમાં હિરોશીમામાં પ્રથમ અણુબૉમ્બ ફેંકી બીજા વિશ્વયુદ્ધમાં સાથીરાજ્યો વિજયી નીવડ્યાં...**

•

**આ બૉમ્બવૃષ્ટિએ એક નવા કરપીણ રોગને જન્મ આપ્યો· એનાં વિસ્ફોટક કિરણોએ જપાનના અનેક અદના માનવીઓને માથે ભયંકર મોતની ઝડી વરસાવી. એ રોગનું નિદાન હજી થયું નથી! કેવળ એને 'રેડીએશન' કહે છે!**

•

**આ અનામી રોગમાં ઝડપાયેલા, તલતલ મૃત્યુના પાશમાં પડેલા જપાનના એક યુવાનની અત્યંત કરુણ ઘટના...એની પત્નીની દર્દભરી કહાણી અહીં આલેખાઈ છે......**

---

અદિતા મોરીસ ને ઈરા મોરીસ એ બંને પતિપત્ની છે. સ્વીડન એમનું મૂળ વતન. બંને સારાં લેખક છે. આ દંપતી છેલ્લા એક વર્ષથી એક આરામ-કેન્દ્રનું સંચાલન કરી રહ્યાં છે. આ આરામ-કેન્દ્રનું નામ છે ' હિરોશીમા આરામ-કેન્દ્ર.' જપાનમાં હિરોશીમા ખાતે અણુબૉમ્બે સર્જેલ દાવાનળમાં જે લાખેક માણસો બચી ગયાં છે—એમને કંઈક આશરો મળે ને મદદરૂપ થવાય એ ઉદ્દેશથી આ કેન્દ્ર ચાલી રહ્યું છે. એ કેન્દ્ર સાથે નિયમિત રીતે સંપર્ક રાખનાર બે માણસો અણુબૉમ્બના રેડિયો-ઍક્ટીવ કિરણોને કારણે ઊભી થયેલ એક નવા જ પ્રકારની બિમારીથી મૃત્યુ પામ્યાં છે. આ નવી બીમારીનું નામ છે—' રેડીએશન.' અણુબૉમ્બ ફૂટયો તે સ્થળથી જેઓ સેંકડો માઈલ દૂર હતા, તેના લોકોને પણ એના ભયંકર વિસ્ફોટક કિરણોની અસર થઈ. તેમાંથી આ નવો રોગ પેદા થયો—' રેડીએશન ! '

આ રોગ એવો છે કે જેની આજના તબીબી વિજ્ઞાન પાસે કોઈ દવા નથી. રેડીએશનનો દર્દી આજે દેખીતી રીતે સાજોસમો ને તંદુરસ્ત દેખાતો હોવા છતાં અચૂક રીતે મૃત્યુ ભણી પગલાં માંડી રહ્યો હોય છે. ને એ મૃત્યુ તે કેવું ? અસહ્ય યાતનાઓથી ભરપૂર. આવા જ એક મૃત્યુનો ખ્યાલ આપણને હિરોશીમા આરામ-કેન્દ્રનાં સંચાલિકા બહેન અદિતા મોરીસ, પોતાના પર લખાયેલા એક યુવાન દંપતીના પત્રો પરથી આપે છે.

એક જાણીતા અમેરિકન લશ્કરી અધિકારી જનરલ ગ્રોવ્સ કહે છે કે: ' મારા ધારવા મુજબ ' રેડીએશન ' થી આવનારું મૃત્યુ બહુ આનંદદાયક હોવું જોઈએ ! ' ' રેડીએશન 'ને જન્મ આપનાર દેશના ( અમેરિકાના ) એ સંસ્કારી ગણાતા નાગરિકને જપાનના નાગરિકો કહે છે: આ જુઓ, તમારી સંસ્કૃતિએ માણસને માટે સરજેલ ' રેડીએશન ' શું ચીજ છે ! તમારી પ્રજા—અરે, દુનિયાની કોઈ પણ પ્રજા—અમારી સ્થિતિ જોયાજાણ્યા પછી માનવ જાતને માથે ' રેડીએશન ' નું ' વરદાન ' મઢવા નીકળનારા ઓને ' માનવ ' નહિ પણ ' દાનવ ' તરીકે ઓળખશે.

કુમીઓ નાકામુરા જપાનનો એક ઊછરતો જુવાન હતો. એને પોતાના વહાલસોયાં બે બાળકો હતાં. સ્નેહમયી પત્ની હતી. ડ્રાઈવરનો ધંધો કરી નાકામુરા પોતાના આ નાનકડા કુટુંબનું ભરણપોષણ કરતો. ' રેડીએશન 'ની અસરમાં આવી ગયેલ આ જુવાનનો સતત પીછો કરતું મોત આખરે એને કેવી રીતે ઝડપી લે છે એનો ચિતાર અહીં એમના ૨૮ પત્રોમા આપેલ છે.

*

૧૯૫૭ના નવેમ્બરની ૧લીના પત્રમાં નાકામુરાની પત્ની લખે છે:

'મારા પતિની દાક્તરી તપાસ કરાવી. દાક્તરોએ કહ્યું કે એમનું કાળજું (લીવર) બહુ ખરાબ થઈ ગયું છે. જો કે એમના ચહેરા પરથી તો તબિયત બહુ સારી લાગે છે... એમની આ છબી પરથી તમને પણ એમ જ લાગશે. એમણે ખોરાકમાં પ્રોટેનનું તત્ત્વ સારા પ્રમાણમાં લેવું પડશે. બહુ શારીરિક મહેનત એમનાથી નહિ લેવાય. દાક્તરોની સલાહ છે કે એમણે ખૂબ આરામ લેવો જોઈશે (પણ એ શી રીતે બનવાનું હતું ? કારણ લોરી હંકારવાનું કામ મૂકી દીધે તો ચાલવાનું જ નથી.) એમને ઍક્સરેની સારવાર અપાય તો થોડો લાભ થાય ખરો. પણ લાંબે ગાળે એની બહુ સારી અસર થવાની નથી. ભવિષ્યમાં કંઈક નુકસાન પણ દેખાય. મારું મન બહુ મુંઝાયા કરે છે. પ્રભુ કરે ને એમને સારું થઈ જાય—તમે તો જાણો જ છો, અમારે નાનાં નાનાં બાળકો છે એમને ખાતર પણ એમણે ગમે તે ભોગે જીવવું જ રહ્યું.

**નવેમ્બર : તા. ૨૬, ૧૯૫૭**

કાલનાં છાપાંઓમાં ખબર હતા કે, રેડીએશનનો એક બીજો દર્દી ગઈ કાલે હૉસ્પિટલમાં મરી ગયો. એનાં ઘણાં બધાં લક્ષણો મારા પતિના દર્દને મળતાં છે. અમારાં સદ્‌ભાગ્ય કે એમને હજી સારું છે. પણ મને સમજાતું નથી, કે આટલાં બધાં શાથી મરી જાય છે. અમારી બધી બચત હું એમને માટે વિટામિનની ગોળીઓ ખરીદવા પાછળ ખરચી નાખું છું. મને આશા છે કે જરૂર એમની તબિયતમાં ફેર પડશે જ.

**ડિસેમ્બર : તા. ૧૦, ૧૯૫૭**

તમને એ લખતાં મને દુઃખ થાય છે કે, વળી પાછું મારા પતિને સારું લાગતું નથી. વળી પાછાં બધાં લક્ષણો એકે એકે દેખાવા લાગ્યાં છે. એમને ઝાડા થઈ જાય છે. એમની ભૂખ જાણે તદ્દન મરી ગઈ છે. વાયુ ખૂબ ઊપડે છે. રાતે ઊંઘ આવતી નથી ને મોં તો એકદમ લેવાઈ ગયું છે... વળી આજે કંઈક રાહત છે.

**ડિસેમ્બર : તા. ૩૦, ૧૯૫૭**

(નાકાયુરા પોતે અંગ્રેજી જાણતો નથી એટલે એણે પોતાની પત્ની પાસે અદિતાના પત્રનો જે જવાબ લખાવેલ તેમાંથી.)

"મારા માટે આટલી કાળજી રાખવા બદલ તમારો ઘણો જ આભારી છું. કોકવાર હું તદ્દન નંખાઈ જાઉં છું ને મને એટલો બધો નબળાઈ લાગે છે કે ન પૂછો વાત. પણ હું જાણું છું કે મારે મારાં બાળકોને ખાતર પણ જીવવું જ જોઈએ.

મારી પત્ની મને સાજો કરવા ને મારામાં ઉત્સાહ પ્રેરવા કેટકેટલું કરે છે! ખેર, પણ રોજ સવારના પહોરમાં ઊઠું છું ત્યારે મને મારું આખું શરીર જાણે બહેરું પડી ગયું હોય એવું લાગે છે. મારું મોઢું, હાથ ને પગ પર સોજા ચઢી ગયેલ હોય છે.

પેટ ભારે ભારે લાગ્યા કરે છે. કારણ મારું કાળજું ખૂબ વધી ગયું છે ને તે સાધારણ રીતે હોય છે એના કરતાં ચારગણું મોટું! ને મારા આંતરડાં તો બધાં કેમ જાણે પેટુને છેક તળિયે લટકી પડ્યાં હોય એવું લાગ્યા કરે છે. ખાવા બેસું છું ત્યારે ને ખોરાક લીધા પછી શ્વાસ જાણે તૂટતો હોય એવું થાય છે. આખો દિવસ મારું મન ખૂબ તંગ રહ્યા કરે છે ને રાતે બિલકુલ ઊંઘ આવતી નથી.

મારી પત્નીના અતિ આગ્રહને વશ થઈ મેં હમણાં જ મારું શરીર તપાસરાવ્યું. સંપૂર્ણ તપાસને અંતે દાક્તરોએ કહ્યું કે, મારું કાળજું બહુ વધી ગયું છે. પણ એમની પાસે એને મૂળ સ્થિતિમાં આણવા માટે કોઈ ઉપચાર નથી. સિવાય કે દર એક દિવસને આંતરે હું વિટામિન્સનાં ઇન્જેક્શનો લીધા કરું.

બીજી વાત એમ છે કે 'રેડીએશનનું દર્દ' તદ્દન નવો જ રોગ છે, એટલે મને એમ લાગે છે કે દાક્તરી અખતરાઓ માટે હું એક સારું પ્રાણી એમને હાથ ચઢી ગયેલ છું. એને લીધે કદાચ પ્રયોગશાળામાં થતી મારી તપાસમાં બહુ ચીવટ રખાતી હશે. પણ એક માંદા માણસને મન એનો શો ઉપયોગ?...રોગની સારવારનો સવાલ ઊભો થતાં જ કંઈક અટકીને ઊભું રહી જાય છે..."

**જાન્યુઆરી : તા. ૬, ૧૯૫૮**

આ ત્રીજી તારીખથી વળી એમની તબિયત વધારે બગડી લાગે છે. નાતાલના તહેવારો દરમિયાન જો કે એમને બહુ સારું રહ્યું. બાળકોને પણ તહેવારના દિવસોમાં બહુ મઝા પડી...એમને માટે દાક્તરે 'લ્યુકેશન સી. બી. ૧૪૩૮' નામની એક નવીન દવા લખી આપી છે તે હું લઈ આવવાની

છું. એ મોઢેથી લેવાની છે. તે કહે છે કે બીજી દવાઓની જેમ આની કંઈ બીજી ત્રીજી ખરાબ અસર શરીર પર થતી નથી.

દર અઠવાડિયે દાક્તરે એમનું લોહી તપાસવાનું કહ્યું છે ને લોહીનાં લાલપીળાં રજકણો પર દાક્તરો પૂરેપૂરી તપાસ રાખવા માગે છે. એમને હમણાંનો તાવ આવવા માંડ્યો છે. પણ તે ઝીણોઝીણો. બહુ વધારે નથી ચઢતો. સહેજસાજ હાલચાલ કરે તોય જાણે એમને છાતીમાં ગૂંગળામણ થવા લાગે છે, ને પેટ તો એમનું ફૂલીને એટલું મોટું થઈ ગયું છે કે પેટ પરની ચામડી તતડે છે, ચીમટીય ભરી શકાતી નથી.

એમને આ બધું દુઃખ સહન કરતા જોઈ કોકવાર તો હું તદ્દન હતાશ બની જાઉં છું. મને લાગે છે કે, ટાઢ ઓછી થતી જશે–તેમ તેમ કદાચ એમની તબિયતમાં સુધારો થશે. ને જો કંઈ ફેર નહિ જ પડે, તો પછી મારે એમને હૉસ્પિટલમાં દાખલ કરાવવા પડશે. પણ આજે તો એમ લાગે છે કે, બને ત્યાં સુધી એમને ઘરથી અળગા કરવા નથી. ઘરમાં રહીને જ નિયમિત દવાદારૂ લેશે એથીય ફેર પડશે.

માંદા માણસનો સાજા થવા માટેનો ઉત્સાહ ટકાવી રાખવો એ પણ આજે તો મને બહુ અઘરું કામ લાગે છે. એ આખો વખત લવ્યા કરે છે કે: 'આ વરસનો અંત હું ભાગ્યે જ જોવા પામીશ.' એમના મોઢામાંથી આવા શબ્દો નીકળે એ શરમની વાત છે. હું એમની હિંમત ટકાવી રાખવા કેટકેટલી મથું છું. પણ ઓ મારી વહાલી બેન! તને શું કહું? મારી ચિંતાનો પાર નથી.

## જાન્યુઆરી : તા. ૩૧, ૧૯૫૮

(નાકામુરાએ પોતાની પત્ની પાસે લખાવેલા પત્રમાંથી)

મારે ખાતર તમે કેટલાં ઉચાટમાં પડી ગયાં. આ મહિનાની શરૂઆતથી મેં જે દિવસો કાઢ્યા છે તે અસહ્ય છે. મને એવું લાગે છે જાણે મારું આખું શરીર અંદરથી સડી રહ્યું છે, અંદરનાં બધાં અવયવો ગળતાં જાય છે! દિવસે દિવસે મારી નબળાઈ વધતી જાય છે. મને જીવતો ભઠ્ઠીએ ચઢાવી દીધો હોય એવું થાય છે. મારી સ્થિતિ રોજ ને રોજ બગડતી જાય છે. દાક્તરો મને જે કંઈ દવાઓ આપ્યા કરે છે, તે હું લીધા કરું છું. એનાથી કદાચ થોડે અંશે કંઈક રાહત મળતીય હશે. પણ મને લાગે છે કે મારી તબિયતમાં સુધારો થતાં તો હજી અઠવાડિયાંનાં અઠવાડિયાં નીકળી જશે.

મને હમણાંના પાણીભરેલા ફોલ્લા નીકળવા માંડ્યા છે. મારા કાળજાની દશા એટલી બગડી ગઈ છે કે, હું મીઠું તો બિલકુલ લઈ શકતો નથી ને મીઠા વગરનો ખોરાક ફિક્કો બેસ્વાદ લાગે છે. જેની કોઈ દવા જ નથી, એવા રોગના ભોગ બનવું, એટલે રોજ ઝેર પીને મૃત્યુના દિવસની રાહ જોવા જેવું છે. કોક વાર તો હું એટલો અકળાઈ જાઉં છું કે, આખી રાત મારા ખાટલામાં પાસાં ઘસ્યા કરું છું. મન બહુ ખરાબ થઈ ગયું છે. છતાં આશા રાખું છું કે મને ઠીક થઈ જશે.

## ફેબ્રુઆરી : તા. ૧૭, ૧૯૫૮

મેં તમને છેલ્લો પત્ર લખ્યો તે પછીથી મારા પતિની તબિયતમાં ખાસ કંઈ ફરક પડ્યો નથી. એમને તાવ ચઢે છે, ઉધરસ ને કફ રહે છે. એમનું કાળજું કદમાં કંઈ નાનું થયું હશે. પરંતુ એમના શરીર પરના ફોલ્લા જરાય નાના થયા નથી. એમને જે દવાઓ લેવી પડે છે, એની વળતી અસરને કારણે એમના લોહીમાં સફેદ રજકણનું પ્રમાણ ૨૦૦૦ જેટલું ઊતરી ગયું છે. આને કારણે એમનું શરીર મૃદ જેવું બની ગયું છે. એમની ભૂખ એકદમ એટલી બધી મટી ગઈ હતી કે મારે એમને પાછું ખોરાકમાં મીઠું આપવાનું શરૂ કરવું પડ્યું છે, એથી એમને કંઈક સારું લાગે છે.

ઘરમાં સતત માંદગીનું બિછાનું હોવું એ બહુ મોટી આપદા છે. રાતમાં કંઈ કેટલીય વાર કેટલાંય કારણસર મારે જાગવું પડે છે ને એમને હાથ આપવો પડે છે. પણ તેઓ પોતે જે દુઃખ ભોગવી રહ્યા છે, એની આગળ આની કંઈ જ વિસાત નથી. ઘણી વાર થાય છે કે એમની પીડામાં ભાગ પડાવી શકતી હોત તો કેવું સારું

ગયે અઠવાડિયે દાક્તરોએ એમનાં હાડકાંમાંની મજ્જા તપાસી જોઈને કહ્યું: આ તપાસ પરથી લાગે છે કે થોડા વખત પછી એમના લોહીમાં સુધારો થવાની પૂરેપૂરી શક્યતા છે.

સવારનાં છાપાંમાં ખબર હતા કે ગઈ કાલે ૩૬ વર્ષની એક બાઈ આ જ રોગથી મરી ગઈ. ૧૯૫૮નું આ ચોથું મૃત્યુ.

## માર્ચ : તા. ૪, ૧૯૫૮

મારા પતિની સ્થિતિ સારી છે એમ તો શી રીતે કહું?

પરંતુ એ વાત ખરી કે અત્યારે એમને કંઈક રાહત છે. આ અમારો ખ્યાલ જ છે. એમના લોહીની તપાસમાં સફેદ રજકણનુ પ્રમાણ ૮૦૦ પર આવી ગયું છે ત્યારે વળી છેલ્લાં ચાર અઠવાડિયાં થયાં 'લ્યુકેરાન' નામની દવા એમણે લીધી, એને કારણે એમના શરીર પર ( દાઝેલા હોય એવા ) ફોલ્લા ઊઠી આવેલા છે.

અને તેમાં હવે પરુ થવા માંડયું છે. ને એની વેદના વધવા માંડી છે. એમનું કાળજું ને બરોળ હવે ઘણાં નાનાં થઈ ગયાં છે એમનો ઉપરનો હોઠ આખો ફાટી ગયો છે, ને એમાં પરુ થવા માંડયું છે. મોઢાની દશા પણ બહુ ખરાબ છે. પણ મને લાગે છે કે એમના લોહીમાં સફેદ રજકણ વધવા માંડશે તેમ તેમ એમને કંઈક સારું થતું જશે. એમને પોતાને હજી ખબર નથી કે એમનાં સફેદ રક્તકણનું પ્રમાણ આટલું બધું ઘટી ગયેલું છે.

એ તો એમ જ કહે છે કે, આ પીડા જો આમ ને આમ વધતી જ જવાની હોય તો મારું મરણ આ ઘડીએ જ આવે તો સારું. આ તો જીવતેજીવ નરક ભોગવવા જેવું જ છે.

એમને ધરપત બંધાવવાનું કામ હવે મુશ્કેલ બની ગયું છે. કારણ છેલ્લા બે મહિના થયાં તેઓ આ પીડા ભોગવી રહ્યા છે.

ગઈ કાલે પેશાબ કરાવવા માટે એમને બે ઇન્જેક્શન આપેલાં. એ ઈન્જેક્શન એટલાં તો દર્દનાક હતાં કે એ લીધા પછી પાંચ કલાક સુધી એમને ચેન નહોતું. છતાં મને લાગે છે કે એ ઇન્જેક્શને નુકસાન કરતાં ફાયદો જ વધારે કર્યો છે...મને લાગે છે કે એમની ચાકરી કરતાં કરતાં હું એક સારી નર્સ બની જઈશ.

## માર્ચ : તા. ૯, ૧૯૫૮

બધે જ વસંતની પ્રફુલ્લતા છવાઈ ગયેલી છે. બધે જ સુખ ને આનંદ પ્રસરી રહ્યાં છે—એક મારા પતિને બાદ કરતાં. એમની સ્થિતિ એટલી બધી વણસી ગયેલી છે કે, ઘેર રાખીને મારી એકલીથી એમની સંભાળ લઈ શકાય એમ નથી. એટલે મેં એમને હૉસ્પિટલમાં ખસેડાવ્યા છે. અહીં એમની બધી રીતે ખૂબ સંભાળ લેવાય છે. પરંતુ દાક્તરે કહ્યું કે, એમની સ્થિતિ તત્કાલ સુધરે એવા કોઈ ચિહ્ન દેખાતાં નથી—કારણ એમનું વજન બહુ ઘટી ગયું છે. એમની ચામડી પર બધે ઘારાં થઈ આવ્યાં છે, રાતને વખતે તાવ એકદમ વધી જાય છે ને સવાર પડતાં ઊતરી જાય છે

હવે શું થશે...એની ચિંતામાં મારું મન રોકાઈ રહ્યું છે. આવો વિચાર આવે એ જ મને બિલકુલ રુચતું નથી. પણ હું જાણું છું કે એને લાંબો વખત ખાળી શકાય એમ જ નથી...મારે એનો સામનો કરવો જ પડશે. મારે બે નાનાં બાળક છે. એમને હજી લાલનપાલનની ખૂબ જરૂર છે ને મારા જેટલો જ વિયોગ એમનેય સાલવાનો છે.

કેટલાં નિર્દોષ ભુલકાં છે ! હજી એમને તો માથે આવી પડનાર આફતનો ખ્યાલ સુદ્ધાં નથી. હું હિંમત રાખવા ને મન કાઠું કરવા ઘણુ ઘણું મથું છું. પણ કોકવાર તો કશા જ કારણ વિના મારી આંખમાંથી આંસું ટપકવા મંડી પડે છે

હું એમને જોવા માટે હૉસ્પિટલમાં જાઉં છું ને એ આનંદી દેખાવા કોશિશ કરે છે, ત્યારેય હું જોઈ શકું છું કે પોતે મૃત્યુ ભણી પગલાં માંડી રહ્યા છે એ હકીકત તેઓ બરાબર જાણે છે.

અમે ઘેરથી એમને હૉસ્પિટલમાં લઈ ગયાં ત્યારે તેઓ કહેતા હતા કે, 'હવે ફરીથી આ ઘરમાં હું જીવતો આવવા પામવાનો નથી ' ગમે તેમ હું તો આશા રાખું છું કે બધું સારું જ થવાનું છે. તેઓ જીવી જાય એટલે બસ. પછી ભલે જિંદગીભર એમને અમુક મુશ્કેલી વેઠવી પડે, એની ચિંતા નથી.

## માર્ચ : તા. ૧૬, ૧૯૫૮

મારી આસપાસ જાણે આફતનાં પૂર ઘૂઘવી રહ્યાં છે. એમની તબિયતમા રજમાત્ર સુધારો વર્તાતો નથી. દાક્તરી પ્રયોગશાળામાં બધી તપાસ કરાવી ચૂક્યાં. પણ કશો અર્થ નથી. કારણ આ રોગ જ શરીર પર ઊપડી આવેલાં દુઃઝતાં ઘારાનું મૂળ કારણ હોય એમ લાગે છે. ચામડીને ભરી દેતા આ વિસ્ફોટને રોકવાનો કોઈ ઉપાય જ નથી.

એમનો આખો ચહેરો એટલો તો સૂજી ગયો છે, જાણે કોઈ દાનવનુ બનાવટી મોઢું પહેરી લીધું હોય એવા દેખાય છે. આયનામા પોતાનું મોઢું જોતાં તેઓ પોતે જ ધ્રુજી ઊઠયા.

આખી રાત પરુ ભરેલાં આ ઘારાંને કારણે એમને

પુષ્કળ વેદના થાય છે. ઊંઘ તો આવે જ શાની ! જરા સરખો ખોરાક લે છે ત્યાં એમના ચિરાઈ ગયેલા હોઠમાંથી કાળી વેદના ઊઠે છે. હું જોઈ શકું છું કે તેઓ જીવતે-જીવ નરકની યાતનાઓથી તરફડી રહ્યા છે.

એમની અવદશાની શું વાત કરું ? મારું મન વિચારે ચઢી જાય છે ને હું કલ્પના કરું છું કે આજ નહિ ને કાલે થોડા દિવસ પછી-યા અમુક વર્ષો પછી મારે પણ આ જ સ્થિતિમાંથી પસાર થવું પડશે...ને મારાં દીકરા-દીકરીની પણ આ જ દશા થવાની...મારી પાસે બોલવા માટે કોઈ શબ્દ નથી .....ગઈ કાલનાં છાપાંમાં સમાચાર હતા કે, રેડીએશનના દર્દે ૧૯૫૮માં આ આઠમા દર્દીનો ભોગ લીધો.

## એપ્રિલ : તા. ૧, ૧૯૫૮

મન ખૂબ વ્યાકુળ બની ગયું છે. મારી ગમગીનીનો પાર નથી. આખરે મૃત્યુ આવીને મારા વહાલસોયા પતિને ઉપાડી ગયું. માર્ચની ૩૦મીએ સાંજના પોણાઆઠ વાગે એમની તમામ યાતનાઓનો અંત આવી ગયો. ૧૮મીથી એમને માથામાં સખત દર્દ ઊપડવા લાગેલું. આમેય માથું આખું અસંખ્ય ગુમડાંથી ભરાઈ ગયેલું હતું. માથાની આ ભયંકર વેદના ત્રણ કલાક સુધી એક સરખી રહેતી. તે પછી થાકીને લોથપોથ થઈ થોડીક મિનિટો સુધી તેઓ ઊંઘમાં ઢળી પડતા. આમ ચાલ્યા કરતું. આ વેદનાથી તેઓ એટલા તો ત્રાસી ગયેલા કે તેઓ નર્સોને કાલાવાલા કરવા લાગતા કે ગમે તે ઉપાયે તમે મને મારી નાખો.

એમના લોહીમાં સફેદ રજકણોનો બેહદ વધારો થઈ ગયો હતો. એને કાબૂ રાખવા માટેના અત્યારલગીના ઉપચારો બિલકુલ નકામા બની ગયા હતા. એમના મોઢા પર એટલો બધો સોજો આવી ગયેલો કે છેલ્લે છેલ્લે તો એમની આંખ પણ ઉઘાડી શકતા નહિ. એમનાં ગુમડાં કંઈક સુકાઈ ગયેલાં ખરાં. એમનાં મોઢા પર ખસ જેવા ફોલ્લાનાં જાણે જાળાં બાઝી ગયાં હતાં. એને કારણે એમનું નાક રૂંધાઈ ગયેલું, કાન ભરાઈ ગયેલા.

**૨૯મી માર્ચે** એમના મોં પરના સોજા કંઈક ઓછા થયા ને આંખો બરાબર ઊઘડવા લાગેલી. એમને ઘણી રાહત થઈ હોય એમ લાગતું હતું. બે ઘૂંટડા દૂધ પણ એમણે લીધું. મેં એમને આશ્વાસન આપ્યું: હવે તમને ઝટ સારું થઈ જવાનું.

શનિવારે એમણે આંખે દેખતા ન હોય એવી વસ્તુઓ વિષે બોલવા માંડયું...પણ હકીકતે ખરેખર અમુક માઈલો છેટે એ ઘટનાઓ બની રહી હતી. (આ વસ્તુની જો કે મને પાછળથી ખબર પડી. બહુ વિચિત્ર કહેવાય !)

શનિવારને દિવસે એમણે ફરિયાદ કરી કે મારું માથું ભમી જાય છે. ચકરી જાય છે...એની તપાસ કરાવવી પડશે. એ જ દિવસે એમણે અમારી છેલ્લી વિદાય લઈ લીધી...ને પછી ખૂબ ઘસઘસાટ ઊંઘી ગયા. બેએક કલાક ઊંઘ્યા હશે તે પછી એમણે બેઉ હાથે પોતાનું માથું ઘસડવા માંડયું ને માથામાં તો પાર વગરનાં ગૂમડાં હતાં !

તે પછી એમની નાડીની ઝડપ એકદમ વધી ગઈ ને દાક્તરોએ કહ્યું કે તેઓ હવે થોડા જ કલાકના મહેમાન છે. મેં મારાં સગાંસ્નેહીઓને બોલાવી આણ્યાં...એમની આખરી વિદાય લેવા માટે. એમને નિશ્ચિંત કરતાં બધાએ એમને ખાતરી આપી કે તેઓ મને બધી રીતે મદદ કરશે.

હું તો સાવ અકિંચન હતી. સ્નેહી મિત્રોના આ આશ્વાસનથી એમના દિલને ટાઢક વળી. 'આભાર' કહી ઢળી પડતી એમની આંખમાંથી એક અશ્રુ સરી પડયું ને ચિર વિદાય લઈ તેઓ આ દુનિયા છોડી ચાલ્યા ગયા......

('બ્લિટ્ઝ'ને આધારે) —સુભદ્રા ગાંધી

## માનવી

ઓતરા શું નહિ સુભદ્રા ?
ને અભિમન્યુ નહીં અર્જુન ?
માનવી, સર્વત્ર એક જ માનવી
પડે, પોતાનું કરે છે અપહરણ !

—રતિલાલ—અનિલ

ઝગડો, બોલાચાલી, મારફૂટ,...છૂટાછેડા...આ બધાનુ કોઈ કારણ આજ મનમા નહોતું બેસતું. બસ, સ્તબ્ધ નિશ્ચેતન બેઠાં હતાં, જેમ સ્વપ્નભોમમાં કોઈ પરી અને રાજકુમારના રાક્ષસ સાથેના અદ્ભુત રસભર્યાં પરાક્રમો નિહાળીને હતબુદ્ધિ થઈ ગયાં હોય, તેમ. ઘરના વડીલોનાં દરેક મહત્ત્વનાં કાર્યોનું ઝીણવટભર્યું અવલોકન અને પછી અનુકરણ કરવા ટેવાયેલાં તેમના બાલમાનસમાં ભાઈભાભીનો ઝગડો ન બેઠો તે ન જ બેઠો. બા અને બાપુજીનો ઝગડો પણ તેઓએ જોયો હતો–તેમ રમ્યાં પણ હતાં. પરન્તુ એ પણ કોઈ ચોક્કસ કારણસર હતું એમ તેઓ સમજી શકયાં હતાં.

પરંતુ વીનુ કંઈ માને ? તેણે તરત જ અપરાને તૈયાર કરી:

'ચાલ, હવે 'ભાઈ' હું બનું છું—તારે 'ભાભી' બનવાનું અને હું કહું એથી વિરુદ્ધ—હમણાં ભાભી કરતાં હતાં તે ?—હા, એમ જ કહેવાનું, કરવાનું ! સમજી ?'

અને તરત જ ગુસ્સાભર્યો અવાજ કાઢયો:

'મારી મરજી વિરુદ્ધનું તારે કાંઈ નથી કરવાનું.'

'પણ વીનુ, ભાભીએ ભાઈની મરજી વિરુદ્ધ શા માટે કરવું જોઈએ ?'

'પણ—'

'હા, કહે. ભાઈભાભી કંઈ આપણી જેમ રમત થોડાં રમે છે કે ઘડીમાં હસે તો ઘડીમાં ઝગડી પડે ? અને કદાચ, મનદુઃખ થાય તો એવા નાના કારણસર છૂટાછેડા...'

અને ખરેખર વીનુ કંઈ જ ન સમજી શકયો.

ખંડનાં બારણાં પાસે ભાઈ અને ભાભી ફાટી આંખે આ બધું જોઈ રહ્યાં હતાં...

---

[પાન ૪૦૪નું ચાલુ]

સાંભળ્યું અને પછી તેને ઉપદેશ કરી, તેના મનને શાંતિ આપી તે ઉપરથી એ ગરીબ વિધવા પોતે થઈને ભિક્ષુણી બની ગઈ. વેશ્યાવૃત્તિથી જીવતી અનેક સ્ત્રીઓએ દીક્ષા લીધા પછી, જે શાંતિથી અને પવિત્રતાથી શેષ જીવન ગાળ્યું—તે સુખ અને તે જીવનની સરખામણી કરનારાં સુંદર વર્ણનો "થેરી ગાથા"માં છે.

એક ઠેકાણે, આનંદોત્સવ અને ઉત્સવસમારંભ ચાલતો હતો તે વખતે, તેમાં શોભે તેવાં વસ્ત્રાભૂષણ પહેરેલી એક સુંદર તરુણી, મઠમાં જઈ બુદ્ધનો ઉપદેશ સાંભળતાંવેંત ભિક્ષુણી થઈ ગયાનું વર્ણન આપેલું છે. એક તરફ સમારંભનો આનંદકલ્લોલ અને બીજી તરફ નિર્વાણની શાંતિ–એ બે વચ્ચેનો વિરોધ કવિત્વપૂર્ણ રીતે વર્ણવ્યો છે.

એક ગાથામાં, એક ધનવાન મનુષ્યની સુંદર પુત્રીને માટે ધનવાનોના પુત્રો તથા રાજકુમારો માગું કરતા હતા. એક ધનવાન યુવાને કન્યાના પિ[illegible] કહે[illegible]ના વજનના આઠગણા વજ[illegible] હું તેના બદલામાં આપવા[illegible] કન્યાએ, ભગવાન બુદ્ધનો જગતની અસારતાનો ઉપદેશ તેને સંભળાવ્યો; અને એણે ભિક્ષુણીસંઘમાં પ્રવેશ કર્યો !

એક કિસા ગોતમી નામે સ્ત્રી રસ્તામાં માંદી પડી; ત્યાં તેનો પતિ, પુત્ર તથા પુત્રી અને એનાં માબાપ પણ આવીને મૃત્યુ પામ્યાં છતાં એણે જ્ઞાન માટેની ઝંખનાને જતી કરી નહિ.

આવી કરુણ–રસપૂર્ણ કથા પછી એક આનંદજનક પ્રસંગ 'થેરીગાથા'માં આવે છે. એક સ્ત્રીને ભિક્ષુણીની દીક્ષા મળવાથી તેને ચોખા છડવાની મજૂરીમાંથી તથા તેના કંકાસી પતિ સાથે રહેવાના બંધનમાંથી જે મુક્તિ મળી અને તેનાથી એને જે આનંદ થયો તેનું વર્ણન તેમાં કરવામાં આવ્યું છે.

'થેરગાથા' તથા 'થેરીગાથા'માં આમ, તે સમયની સમાજ–સ્થિતિનું સુંદર પ્રતિબિંબ પડેલું છે.' ખાસ કરીને તે યુગમાં ભરત–ખંડમાં સ્ત્રીનો સામાજિક દરજ્જો કેવો [illegible].. સુંદર ચિત્ર ખડું થાય છે.

[માનવ : જુલાઈ '૫૮




# ' થેર ગાથા ' : ' થેરી ગાથા '

—પ્રો. મંજુલાલ ર. મજમુદાર

## ૧

રામાયણ–મહાભારત જેવી ' વીર ગાથાઓ ' માટે કોઈ ચોક્કસ સમય હજી નક્કી કરી શકાતો નથી. પરંતુ બૌદ્ધ-સાહિત્યની વાત કરતાં, આપણે ચોક્કસ ઐતિહાસિક સમયની લગભગ આવી પહોંચીએ છીએ.

ભગવાન ગૌતમબુદ્ધ, ઇસ્વીસન પૂર્વે ૪૮૫ના વર્ષમાં, એંશી વર્ષની વયે, પરિનિર્વાણ પામ્યાઃ ઓગણત્રીસ વર્ષની વયે એમણે ઘરનો અને સંસારનો ત્યાગ કરી 'મહાભિનિષ્ક્રમણ' કર્યું. પછીનાં થોડાં વર્ષ શાંતિ માટે, જ્ઞાન માટે એ ખૂબ ખૂબ ફર્યા.

આખરે એમને ' મહાબોધ ' થયો. સંસારીઓ પ્રત્યેની અનુકંપાને લીધે, એમણે 'બહુજનહિતાય' અને 'બહુજનસુખાય' એ જ્ઞાનનો સાક્ષાત્કાર ખુલ્લો મૂકવાનું નક્કી કર્યુંઃ અને લગભગ પચાસ વર્ષ સુધી એમણે જ્ઞાનનો ઉપદેશ કર્યા કર્યોઃ સાધુઓ અને સાધ્વીઓના ' સંઘ ' સ્થાપ્યા અને સાચા ' ધર્મ ' પ્રત્યે સૌને વાળ્યા.

બૌદ્ધસાહિત્યમાં ધર્મ અને સંઘને ' ત્રિરત્ન ' અથવા ' રત્નત્રય ' કહે છે. બુદ્ધ ભગવાને ધર્મોપદેશની શરૂઆત કરી તે વખતે જુદા જુદા પંથના અનેક શ્રમણો–સંન્યાસી હતા. એકેક પંથના શ્રમણોના સમુદાયને ' સંઘ ' અથવા ' ગણ ' કહેવામાં આવતા. બુદ્ધભગવાને ધર્મોપદેશ, સંવાદ, કથાનકો અને આચાર તથા શીલના જે જે નિયમો પ્રગટ કરેલા તે બધા સાહિત્યને " ત્રિપિટક " નામે ગ્રંથમાં સંગ્રહવામાં આવ્યું છે.

' ત્રિપિટક ' એ પાલિ ભાષાનો મુખ્ય ગ્રંથ છે. ' પાલિ ' ભાષા એ મગધ અને બિહારમાં પ્રચલિત એવી લોકભાષા હતી. સમાજના છેક નીચલા થર સુધી પોતાનો ઉપદેશ પહોંચી શકે તેટલા સારુ, બુદ્ધભગવાને બ્રાહ્મણીય પંડિતોની સંસ્કૃત ભાષાને સ્થાને, લોકબોલીનો ઉપયોગ કર્યો હતો. બુદ્ધના અવસાન પછી થોડા થોડા સૈકાને અંતરે, બૌદ્ધ–સાધુઓની ' સમિતિ 'ઓ મળી હતી; અને એમણે 'તથાગત'ના ઉપદેશને સંભારી સંભારીને લખી રાખી, પુસ્તકારૂઢ કર્યો હતો.

' ત્રિપિટક ' એ એમનો મુખ્ય ધર્મગ્રંથ છે. મહાભારતથી એ ત્રણ ગણો મોટો છેઃ એટલે તેની શ્લોક–સંખ્યા લગભગ ત્રણ લાખ છે. ' સુત્તપિટક ', ' વિનયપિટક ' અને ' અભિધમ્મ-પિટક '—એવા તેના ત્રણ ભાગ છે.

## ૨

' સુત્તપિટક 'ના ભાગરૂપ ખુદ્દકનિકાય અનેક અંગમાંનું એક અંગ ' થેરગાથા ' અને ' થેરીગાથા ' છે. તેના ઉપર ધર્મપાલે લગભગ પાંચમા સૈકામાં ટીકા લખી છેઃ અને તેમાં ઘણી કથાઓનો તથા સ્થવિર અને સ્થવિરાનાં ચરિત્રોનો ઉમેરો કરવામાં આવેલો છે.

બીજાં, શુષ્ક અને નીરસ કાવ્યોને પડખે ઊંચામાં ઊંચી કવિતાવાળો " થેરીગાથા "નો ભાગ છે. ઋગ્વેદનાં સૂક્તોથી આરંભી, કાલિદાસ અને અમરુનાં પદોની સાથે સરખાવી શકાય એવું એમાં કાવ્યતત્ત્વ છે.

' થેર ' અને ' થેરી ' ગાથા—એ બન્ને, કાવ્યોના સંગ્રહ છે. " થેરગાથા "માં ૧૦૭ કાવ્ય અને લગભગ ૧૩૦૦ પદો અથવા ગાથા છે. " થેરીગાથા "માં ૭૩ ' કાવ્ય ' અને ૫૨૨ " ગાથા " છે. આ ગાથાઓ ' થેર ' અને ' થેરી ' એટલે ' સ્થવિર ' અને ' સ્થવિરા ' અર્થાત્ વૃદ્ધ–ભિક્ષુ અને ભિક્ષુણીઓએ રચેલી છે, અને તેમનાં નામ પણ તેમાં આપેલાં છે. પાંચમા સૈકામાં રચાયેલી ધર્મપાલની ટીકામાં એમનાં

## ત્રીજી સત્તાનો ઉદય

અને ત્રીજીય એક સત્તાનો ઉદય થઈ ચૂક્યો છે.

કેન્દ્રિત ઉદ્યોગીકરણની સાથેસાથે જ ટ્રેડયુનિયનિઝમ: વ્યવસાયી સંઘવાદ—નો ઉદય.

સર્વજનનું અમુક અનિવાર્ય કામ થોડાંક યંત્રો કરે છે ને યંત્રને થોડાં જણ ચલાવે છે. આ યંત્ર પર પ્રભુત્વ રાજ્ય સંસ્થાનું હોય, અર્થાત્ શસ્ત્રાવલંબી લોકપ્રતિનિધિનું હોય, પરંતુ વ્યવસાયી સંઘવાદ પોતાના સંઘબળથી તેને પડકાર આપતો માથું ઊંચકી રહ્યો છે. ભારતમાં ઠેરઠેર હડતાળોનો પવન ફુંકાઈ રહ્યો છે.

વ્યવસાયી સંઘવાદરૂપી આ ત્રીજી સત્તાને એક લેખકે ' કામદારશાહી 'ને નામે ઓળખાવેલી. ચાવીરૂપ કામો હાથમાં હોઈ તેને જોરે ચાલતી સત્તાને કામદારશાહી કહી હતી. અને નામનાને જોરે લોકોના પ્રતિનિધિ બનેલાની રાજસત્તાને એણે ' નામદારશાહી ' કહેલી. બંને વાસ્તવિક ને પ્રત્યક્ષ લોકસત્તાથી ભિન્ન છે, ઊતરતી છે.

આ ત્રીજી વ્યવસાયી સંઘવાદી ( કામદારશાહી ) સત્તા નવું બળ બતાવી રહી છે. તાર-ટપાલના કર્મચારી હડતાળની ઘોષણા કરે છે ને ભારતના કેન્દ્રીય પ્રધાનમંડળને ઉજાગરા કરવા પડે છે. કોઈક દલવી નેહરુની સામસામો આવી જાય છે. બંદરગાહી હડતાળ પડે છે ને લોખંડી પાટિલને મુંબઈમાં નજરકેદ કરી દે છે. મ્યુનિસિપલ હડતાળ પડે છે તે જોશી-ડાંગેને પણ ગાંઠતી નથી. પક્ષીય શિસ્ત ત્યાં જરાયે લેખે લાગતી નથી.

આ તો હજી વંટોળનું પહેલું તણખલું છે. એકસામટી રાષ્ટ્રીય હડતાળો ભાવિના પડદા પાછળ લપાયેલી હોઈ શકે.

વિવિધ વ્યવસાયમાં પડેલા સમૂહો લોકસમસ્ત પાસેથી પોતાનું હિત હાંસલ કરી લેવા દબાણ કરે છે. જે વ્યવસાયની લોકોને જેટલી વધારે અનિવાર્યતા તેટલી તે વ્યવસાયી સંઘની દબાણ કરવાની તાકાત ઝાઝી. કાલે અણુશક્તિનું પાવર-હાઉસ ભારતને વીજળી આપતું થશે, ત્યારે એમાં પાંચ-પંદર હજાર નિષ્ણાતો ને કારીગરો પાંત્રીસ કરોડની જનતાના જાનને બાનમાં ઝાલી શકશે.

આમ, આ હડતાલી શક્તિ ( striking power ) આખરી પૃથક્કરણમાં સામાન્ય જનની શક્તિ નથી. પણ વિશિષ્ટ જનની શક્તિ છે; સર્વહારાના બહુજન સમાજની શક્તિ નથી, પણ એક ઉદ્યોગની સાથે વિકસતા લઘુમતી વર્ગની શક્તિ છે.

અણુશક્તિએ આવતાં બરાબર માનવના સમસ્ત સંદર્ભમાં બે મોટા ફેરફારો કરી નાંખ્યા છે.

એક તો જાણે, એણે શસ્ત્રની શક્તિને બુઠ્ઠી કરી નાંખી છે. શસ્ત્ર પરાકાષ્ઠાએ પહોંચીને પરાસ્ત થવા માંડ્યું છે. યુદ્ધને હવે કોઈ હેતુ સિદ્ધ કરવા માટેનું વહેવારુ સાધન નથી માનતું. શસ્ત્રની ગતિશક્તિ ( dynamism ) આમ ખતમ થતાં એનું સ્થાન ક્રમશઃ એક નવી શક્તિ લઈ રહી છે અને તે નિષ્ણાતોની શાસ્ત્રશક્તિ, technocracy.

## વર્ગ સંઘર્ષની નવી ભાત

અણુશક્તિના ઉગમે બીજું એક જબ્બર મોટું પરિવર્તન પણ આણ્યું છે. એણે વર્ગરચનાની ભાત પલટી નાંખી છે. જેમ જેમ શક્તિનો વિકાસ થતો જાય, તેમ તેમ વર્ગ પહોળો થતો જાય છે. ઉદ્યોગીકરણે ૨૦મી સદીમાં બુદ્ધિજીવી કારકુન, શિક્ષક, ગુમાસ્તા વગેરેને પણ સર્વહારાની સાથે એક કૌંસમાં મૂકી દીધા. આણ્વીકરણ ( atomisation ) સામાન્ય ઉદ્યોગપતિઓ અને રાષ્ટ્રનાં રાષ્ટ્રોને એક જ વર્ગમાં મૂકી દેશે. સર્વને સમાનભય હશે—સામૂહિક મૃત્યુ અથવા અપંગતાનો અને બીજો સામૂહિક બેકારીનો. સર્વની સામે એક જ સમાન ધ્યેય હશે, સામૂહિક જીવન, સ્વાસ્થ્ય અને ઉત્પાદનના કાર્યમાં સમાન હિસ્સો પામીને માનભેર સંપન્નતા મેળવવાનું.

આજ સુધીના વર્ગો અણુયુગમાં ભાગલા ને ફાટફૂટ કહેવાશે. વર્ગીય હિત માટેનાં સંઘર્ષ વર્ગની એકતાને તોડનારો વર્ગની અંદરનો ગૃહકલહ ' સિવિલ વૉર ' ગણાશે.

અણુયુગનો આ નવો સંદર્ભ ગરીબ ભારતમાં ઊગી ચૂક્યો છે. જૂની ઢબનો વર્ગસંઘર્ષ ગરીબને જ ગરીબની સામે લડાવનારો સાબિત થઈ રહ્યો છે. જૂના વર્ગોને એકી ઝપાટે નાબૂદ કરીને પરિસ્થિતિ એક જ માનવસમાજ રચવાની ફરજ પાડી રહી છે. સર્વજનની ક્રાંતિનો સંદર્ભ ઉત્પન્ન થતાં વર્ગીય ક્રાંતિ પ્રત્યાઘાતી બની રહી છે.

ઓછેવત્તે અંશે આખી જનતા દુઃખમાં પિલાય છે. અણુશક્તિ ખડી કરી શકે તે સમૃદ્ધિની તુલનામાં તમામ સ્તરના

લોકો સરખા Paupar–હીન છે. તે વખતે હડતાલ વગેરે લઘુમતીનાં દબાણકારી પગલાં જનતાને અકળાવે છે. એક સંઘની હડતાલ બીજા સંઘને કઠે છે. બધા સંઘોની હડતાળ બધાને માટે મારક નીવડે તેમ છે, યાદવાસ્થળીની જેમ સામસામી કાપે તેમ છે.

બળપ્રયોગ કે દબાણની રીતો ઝડપભેર ક્રાંતિકારી શક્તિ ગુમાવી રહ્યાં છે. કારણ માનવીએ એનો મુખ્ય સામૂહિક બળપ્રયોગ હવે અણુના નવી ઢબના ઉત્પાદનક્ષેત્રે કરવાનો છે. માટે એના આપસના સંબંધોમાં હવે ફક્ત સ્નેહમૂલક સત્યાગ્રહ જ ઇષ્ટ અને શક્ય રહે છે. દ્વેષમૂલક વિગ્રહ સમસ્ત જનની સહાનુભૂતિને અભાવે તૂટી પડશે. સામાન્ય નાગરિકને વિશિષ્ટ સંઘો સામે ખડો કરી દેશે, લોકસત્તામાં ફાટફૂટ પાડશે. હવેની હડતાળ લોકસત્તાને દમાવનારી નહીં હોય પણ લોકસત્તાને જન્માવનારી હશે. સર્જનની ક્રાંતિ જનસમસ્તથી અવિરુદ્ધ હશે, ખંડનાત્મક નહીં હોય પણ વિધાયક હશે.

## સત્યાગ્રહી કલા

તો શું હવે હડતાળ પડશે જ નહીં ?

ના, પડશે. કોઈ પણ પરંપરા એકાએક અલોપ નથી થઈ જતી. પણ હડતાળની રીત બદલાઈ જશે. સંઘર્ષનો વ્યૂહ બદલાઈ જશે.

કેવી હશે એ રીત ? એમાં ગાંધીજીની સત્યાગ્રહી કલા મૂર્ત થતી હશે. આજની બળપ્રયોગાત્મક( Coercive ) રીતોથી ટેવાયલી આંખો તરત કહેશે કે એવી જ્ઞાનપ્રયોગાત્મક ( persuasive ) રીતે કદી કશું સિદ્ધ થાય જ નહીં. અને છતાં એ રીત અજમાવાતાં બરાબર વીજળીવેગે અસરકારી નીવડશે. કારણ ઇતિહાસનું વિરાટ વીજળીઘર ક્યારનુંય એના અદૃશ્ય તાર ત્યાં સાંધીને બેઠું છે.

એક માજી સંઘર્ષવાદી યુવકે પૂછ્યું, "અમે આવી હડતાળ વખતે શું કરીએ ? કામદારો પ્રત્યે અમને સહાનુભૂતિ છે. નાગરિકો અને કામદારો વચ્ચે પડતો અંટસ અમને ગમતો નથી. બંનેને એક કરે ને સમાજની વ્યવસ્થાને સુધારે તેવો રસ્તો જ નથી ? "

"કેમ નથી ? કામદારોને જઈને કહો કે ભલે હડતાળ પાડી. તમને અન્યાય લાગ્યો ને તમે હડતાળ પાડી તો ભલે પાડી. પણ તમારી હડતાળ તો અન્યાયી વ્યવસ્થા સામે છે, નાગરિકો સામે નથી ને ? તો તમે નાગરિકોની સાથે રહો. નાગરિકોએ બંધ પડેલું કામ કરવા સ્વયંસેવકદળ રચ્યું છે તમે પણ તેમાં ભરતી થઈ જાવ. નોકરીની હડતાળ પાડી તો ભલે પાડી, સેવા ચાલુ રાખો. નાગરિકો તમારી સાથે હશે, તમારો અસહકાર સવિનય બની જશે, એમાંથી પ્રચંડ નૈતિક શક્તિ ઉત્પન્ન થશે. પછી વાટાઘાટ માટે તૈયાર રહો અને સામૂહિક સોદાને બદલે ( collective bargainને બદલે ) સામૂહિક શુભનિષ્ઠાને આધારે collective goodwillને આધારે ) તોડ લાવવા તૈયાર રહો. "

" અને હડતાલ ન પાડી હોય, પણ અન્યાયથી ધૂંધવાતા હોય તેને શું કહેવું ? "

" હડતાલ કામની ન પાડો, પગારની પાડો. આખાયે સમાજ સમક્ષ પૂરતી જાહેરાત સાથે પગાર લેવો બંધ કરો, કામ ચાલુ રાખો. સમસ્ત જનતાને રોજેરોજ ઘેરેઘેર પહોંચીને વિશ્વાસમાં લો. "

આજે જાગીને જામી રહેલી વ્યવસાયી સંઘસત્તા સત્યાગ્રહી આંદોલન દ્વારા વાસ્તવિક ને પ્રત્યક્ષ લોકસત્તાની શત્રુ મટીને મિત્ર બની શકશે; એટલું જ નહીં ગાંધી અને માર્ક્સનું શોષણમુક્ત તથા શાસનમુક્ત સમાજનું દર્શન મૂર્ત કરવાના ભગીરથ કાર્યમાં એક શુદ્ધ ને શાસ્ત્રીય સાધન બની જશે.



ભારતના શિક્ષણખાતાના સલાહકાર શ્રી ખ્વાજા ગુલામ સૈયદીનની વિચારણા અહીં સંક્ષેપમાં રજૂ કરી છે.

# વિદ્યાપીઠનું શિક્ષણ :

અનુવાદક અને સંક્ષેપક : અનિરુદ્ધ બ્રહ્મભટ્ટ

**અ**મુક નિશ્ચિત સંજોગોમાં હિંદમાં વિશ્વવિદ્યાલયોની સ્થાપના કરવામાં આવી હતી. એ સંજોગો હવે રહ્યા નથી. એમનું સ્થાન નવા સંજોગોએ લીધું છે; અને આ નવા સંજોગો એમની નવી સમસ્યાઓ લઈને આવ્યા છે. જે સંકુચિત અને મર્યાદિત લક્ષ્યો એ સમયે હતાં તે હવે નભી શકે તેમ નથી. નવાં મૂલ્યોની હવે જરૂર છે. એ સ્વીકારવું જોઈએ કે, આ મર્યાદાઓ હોવા છતાં, એમણે, સીધી કે આડકતરી રીતે, કેટલાંક મહત્ત્વનાં પરિણામો આપ્યાં છે. શૈક્ષણિક અને સામાજિક પરમ્પરાને વિકસાવ્યા સિવાય, સંશોધનને વેગ આપ્યા સિવાય, સળગતા પ્રશ્નો વિશે ચર્ચા-વિચારણા કર્યા સિવાય અને રાજકીય તથા રાષ્ટ્રીય ચેતનાને જાગૃત કર્યા સિવાય વર્ષો સુધી સેંકડો શિક્ષકોને અને હજારો વિદ્યાર્થીઓને આપણે મેળવી શક્યા હોત નહીં. પણ સામાન્ય રીતે જોઈએ તો, વિદ્યાપીઠો તરફ જે ટીકા કરવામાં આવે છે કે તેમનું લક્ષ્ય વિદ્યાર્થીઓ પાસે અમુક પરીક્ષાઓ પસાર કરાવવાનું અને એ રીતે નોકરીધંધા માટે લાયક બનાવવાનું હતું, તે કંઈ સાવ ખોટી તો નથી જ. મોટા ભાગના વિદ્યાર્થીઓ તો તેત્રીસ કે પિસ્તાળીશ ટકા માર્ક્સ મેળવીને, પદવી ધારણ કરીને, નોકરીધંધામાં જોડાવાની યોગ્યતા મેળવવામાં જ ઇતિકર્તવ્ય માનતા આવ્યા છે. આનાથી એમના વિચારોમાં ઊંડાણ આવ્યું હોય, મગજ ત્વરાથી કામ કરી શકતું હોય, શાસ્ત્ર કે કલામાં એમણે રુચિ કેળવી હોય અને એમના વિચારો સ્પષ્ટ રીતે વ્યક્ત કરતાં શીખ્યા હોય એવું માનવાને કંઈ કારણ નથી. થોડાંક પાઠ્યપુસ્તકો અને નોંધોથી આગળ વધીને એમણે કંઈ વધારે વાંચ્યું હોતું નથી. કેટલાક વિદ્યાર્થીઓ રમતોમાં, વક્તૃત્વસ્પર્ધાઓમાં અને કેટલાંક મંડળોમાં ભાગ લેતા હોય છે ખરા પણ તે પણ ગતાનુગતિક રીતે. એમાં યૌવનના ઉલ્લાસ અને ઉત્સાહ બહુ ઓછા વરતાતા હોય છે.

આપણી શિક્ષણપદ્ધતિ આને માટે જવાબદાર છે. આપણી સ્વાતંત્ર્યની લડત વખતે જે મુશ્કેલીઓ ઊભી થઈ હતી તે યાદ કરવી જોઈએ. જેને આપણે સામાન્ય રીતે રાજકીય શિક્ષણ કહીએ છીએ તેના વિશેની પરિસ્થિતિ વિચારવા જેવી બની ગઈ હતી. વિદ્યાપીઠોને આર્થિક મદદ કરનાર અને એમને પોતાને હસ્તક રાખનાર સરકારે સ્પષ્ટ સૂચન કરેલું હતું કે વિદ્યાર્થીઓએ રાજકીય બાબતોમાં કોઈ પણ પ્રકારનો ભાગ લેવો નહીં. આનાં ન ધાર્યાં હોય એવાં વિચિત્ર પરિણામો જોવા મળ્યાં. ‘ બીકણ ’ શિક્ષકોએ અને ‘ વફાદાર ’ સત્તાવાળાઓએ એવું માન્યું કે રાજકારણની ગંધ સરખી પણ વિદ્યાપીઠના વાતાવરણમાં આવવા દેવી જોઈએ નહીં. જોરદાર રાજકીય આંદોલનની વચ્ચે વિદ્યાર્થીઓ જીવતા હતા પણ એમણે તો પેલાં વાર્તાનાં ચીની માંકડાઓની પેઠે ‘ ખરાબ સાંભળવું નહીં, ખરાબ જોવું નહીં અને ખરાબ કહ્યું પણ નહીં, ’ આ તો કાન, આંખ અને જીભની શક્તિઓને ગૂંગળાવવાની વાત હતી. પરિણામ એ આવ્યું કે જે વિદ્યાર્થીઓ સલામતી શોધતા હતા અને સરકારી નોકરીની તકને જવા દેવા માગતા નહોતા તેઓ રાજકારણના અભ્યાસમાંથી અને ચર્ચાવિચારણામાંથી

દૂર ખસી ગયા અને જગતમાં એમણે આ બધા પ્રશ્નો વિશે અણજાણ રહીને પગ મૂક્યો ! બીજા વિદ્યાર્થીઓ જેમને રાજકારણમાં રસ હતો (ખરેખરો, અથવા તો એ ફૅશન હતી એટલા માટે) તેઓ એના અભ્યાસની અને એમના શિક્ષકો સાથે એ વિશે ચર્ચા થાય એની ઇચ્છા સંતોષી શક્યા નહીં. આથી રાજકરણ વિશેનો ખોટો અને ભૂલભરેલો ખ્યાલ એમણે બાંધ્યો અને પ્રચારવાદી બનવું, હડતાળો પાડવી, સૂત્રો પોકારવાં વગેરેને એમણે ગંભીર અને તટસ્થ વિચારણાની સાથે એકરૂપ ગણી લીધાં ! આમાંથી અશિસ્તનું વાતાવરણ જન્મ્યું જે આજે પણ પ્રવર્તી રહ્યું છે.

આવી અસંતોષકારક પરિસ્થિતિ માટે વિદ્યાર્થીઓ, શિક્ષકો, વિદ્યાપીઠના સત્તાધીશો, રાજપુરુષો અને દેશની પરિસ્થિતિ જવાબદાર છે. વિદ્યાર્થીઓ સમતોલ વ્યક્તિત્વવાળા બને એવું જો શિક્ષણશાસ્ત્રીઓ ઇચ્છતા હોય તો એમણે આ ગંભીર સમસ્યાનો ઉકેલ લાવવો રહ્યો. જો વિદ્યાપીઠો વિદ્યાર્થીઓમાં શિસ્તનું ઉચ્ચ ધોરણ અને બૌદ્ધિક પ્રામાણિકતા નહીં વિકસાવી શકે તો તેઓ એમની એક મહત્ત્વની ફરજને અવગણવાનો દોષ વહોરી લેશે. આ કેવી રીતે થઈ શકે ? વિદ્યાપીઠોમાં જે કાર્ય થઈ રહ્યું છે તેની દક્ષતા અને ગુણવત્તા નક્કી કરવાનાં ધોરણો ક્યાં ? આ પરિસ્થિતિમાં સીધીસાદી અને વ્યાવહારિક માર્ગ બતાવતી કેટલીક બાબતો હું સૂચવું છું.

એક વસ્તુ આપણે ભારપૂર્વક ધ્યાનમાં રાખવી જોઈએ કે આપણી શિક્ષણસંસ્થાઓમાં પ્રથમ કક્ષાના બુદ્ધિશાળીઓને આપણે અધ્યાપકો તરીકે આકર્ષવાના છે જેઓ શિક્ષણ અને અભ્યાસ માટે પોતાનું સર્વસ્વ હોમી દેવા તૈયાર હોય. એ બદલ સારી રીતે રહેવા માટેની એમની જરૂરિયાતો આપણે સંતોષવી જોઈએ; અને સૌથી મહત્ત્વનું તો એ છે કે એમના કાર્યને ઉત્તેજવા માટે એમને સુંદર તકો મળી રહેવી જોઈએ. આને માટે એમનું વેતન વધારવું પડશે પણ તેના કરતાંય વધુ જરૂરી છે બૌદ્ધિક પ્રામાણિકતા અને મિત્રતાનું વાતાવરણ. શિક્ષકો માટે જે વધુ જરૂરી છે તે આ—સમભાવ, ઉત્તેજના, પ્રેરણા આપે એવાં બુદ્ધિશાળી માનવીઓ સાથેનો સંસર્ગ, પુસ્તકાલયો અને પ્રયોગશાળાઓની સગવડ અને એમણે કરેલા કાર્યની કદર.

માટે પ્રથમ પગથિયે જે હું સૂચવવા માગું છું તે આ—અધ્યાપકોની પસંદગી કરવામાં અને તેમને તાલીમ આપવામાં સારી પદ્ધતિઓ અપનાવવી જોઈએ. શિક્ષકો તેવા પસંદ કરવા જોઈએ જેમને પોતાના વ્યવસાયની સૂઝ હોય હાલમાં ઘણી જગાએ પ્રાદેશિકતાને, પ્રાંતીયતાને અને નાત-જાતને ધ્યાનમાં રાખીને જે પસંદગી કરવામાં આવે છે તે ખતરનાક છે. એનો સદંતર ત્યાગ કરવો જોઇએ. (પ્રાદેશિક ભાષાઓ જો શિક્ષણનું માધ્યમ હશે તો અધ્યાપકોની પસંદગીનું ક્ષેત્ર સંકુચિત બની જશે, સમસ્યા અઘરી બનશે; માટે વધુ સજાગ બનવું પડશે.)

બીજું, અભ્યાસ અને સંશોધનને માટે ઉચ્ચ પ્રકારની સગવડો આપવી એ અત્યંત જરૂરી છે. ઉચ્ચ શિક્ષણની એવી ઘણી સંસ્થાઓની મને ખબર છે કે જ્યાં પુસ્તકાલયો અને પ્રયોગશાળાઓની યોગ્ય સગવડ ન હોવાને કારણે સંશોધન કરતા અભ્યાસી વિદ્યાર્થીને નિરાશ થવું પડે એવી પરિસ્થિતિ ઊભી થતી હોય છે. છેલ્લાં થોડાક વર્ષોમાં 'યુનિવર્સિટી ગ્રાન્ટ્સ કમીશને' વિદ્યાલયોને પુસ્તકાલયો અને પ્રયોગશાળાઓ વસાવવા જે મદદ કરી છે તેની આ સ્થાને નોંધ લેવી જોઈએ. વિદ્યાપીઠમાં અભ્યાસ કરવાની સગવડ હોવી જોઈએ એટલું પૂરતું નથી. વિદ્યાપીઠોમાં પરસ્પર પુસ્તકો અને સામયિકોની આપ-લે થવી જોઈએ; અને હોંશિયાર વિદ્યાર્થીઓ અને અધ્યાપકો થોડા સમય માટે જરૂર પડે તો બીજી વિદ્યાપીઠોમાં જાય અને પોતાનું કાર્ય પૂરું કરે એવી સગવડ પણ હોવી જોઈએ. નિયમોની સખ્તાઈ ઓછી કરીને અધ્યાપકો અભ્યાસને માટે રજા લઈ પરદેશ જાય, નવા સંબંધો બાંધે અને પોતાના વ્યવસાયની નવી જાણકારી પ્રાપ્ત કરે એવી સગવડ પણ હોવી જોઈએ. આનાથી ઓછી ખર્ચાળ પદ્ધતિ પણ છે. એકાદ સત્ર પૂરતા હોંશિયાર વિદ્યાર્થીઓને અને અધ્યાપકોને ભગિનીવિદ્યાપીઠોમાં અદલબદલ પણ કરી શકાય. આને કારણે યુવાન અધ્યાપકોમાં ખ્યાતિની અને વિશેષ યોગ્યતાની જિજ્ઞાસા ઉત્તેજાશે; અને એ ઉપરાંત, બીજો ફાયદો એ થશે કે ચીલાચાલુ જડ બની ગયેલી પદ્ધતિમાંથી અધ્યાપકોએ બહાર આવવું પડશે.

આ બધી વાત કરી અધ્યાપકો વિશે. વિદ્યાર્થીઓ માટે શું ? ભારપૂર્વક કહેવું જોઈએ કે વિદ્યાર્થીઓ પાસેથી સારા કાર્યની અપેક્ષા રાખવા માટેની પહેલી જરૂરિયાત છે પોતાના કાર્યમાં નિમગ્ન રહેતા શિક્ષકની હાજરી જે વિદ્યાર્થીઓમાં સારો અનુરવ (Response) જન્માવશે. જો આવા અધ્યાપકો હોય તો ઘણું કાર્ય થઈ શકે. એમાંનું મુખ્ય કાર્ય છે ધોરણોને ઊંચે લાવવાનું. આપણે આગ્રહ જોઈ

ગયા તે પ્રમાણે, વિદ્યાર્થીઓ અમુક જગાઓ મેળવવા માટે પરીક્ષામાંથી ગમે તે પ્રકારે સરકી જવા માગે છે. જ્ઞાનની, અભ્યાસની, બુદ્ધિની કેળવણીની અને બીજાં ક્ષેત્રોમાં સુરુચિની કદર વિદ્યાપીઠોમાં થતી હોય એમ જણાતું નથી. અભ્યાસક્રમોમાં, શિક્ષણપદ્ધતિમાં, પરીક્ષાપદ્ધતિમાં અને સામાન્ય વિદ્યાર્થીમાં આનાં પ્રતિબિંબો જોવા મળશે. વિદ્યાર્થી બીજાં પુસ્તકો વાંચવાની ઇચ્છા કરતો નથી. અરે, એનાં પાઠ્યપુસ્તકો પણ પૂરેપૂરાં વાંચવાની એને દરકાર નથી. 'નોંધો' ઉપર આધાર રાખીને બી. એ. અને એમ. એ. ની પદવીઓ જેમણે પ્રાપ્ત કરી છે એવા વિદ્યાર્થીઓને મેં જોયા છે. આ 'નોંધો' બૌદ્ધિક રસિકતાને કચડી નાંખે છે અને વિદ્યાર્થીને અભ્યાસના સાચા પ્રશ્નો પરત્વે બેદરકાર બનાવે છે. શિક્ષણના કે બીજા ધંધાના ઇન્ટરવ્યૂ માટે આવતા વિદ્યાર્થીઓને મેં બહુ જ સામાન્ય પ્રશ્નો પૂછ્યા છે અને એમના ઉત્તર એમણે બહુ જ નિરાશાજનક આપ્યા છે. આ બતાવી આપે છે કે ઉચ્ચ શિક્ષણની સંસ્થાઓમાં વિદ્યાર્થીઓને આપણે જે પદ્ધતિએ શિક્ષણ આપીએ છીએ તેમાં કંઈક ગંભીર ઊણપ રહેલી છે. વિદ્યાર્થીઓમાં કેટલાક બનાવો વિશે કે કેટલીક બાબતો વિશે જાણકારી ન હોય એનો મને બહુ અસંતોષ રહેતો નથી. પણ આ તો અભ્યાસમાં અને મનની શક્તિઓનો પૂરેપૂરો ઉપયોગ કરવામાં રસિકતાની ખામી છે, સજાગ વૃત્તિની ઊણપ છે, દૃષ્ટિની ખોટ છે. થોડુંક પણ કંઈ કરવું નહીં અને આશા બહુ મોટાની રાખવી– આ વૃત્તિ નજરે પડે છે. આને માટે આપણે શું કરી શકીએ ?

આને માટે મારે કંઈ ક્રાન્તિકારી સૂચનો કરવાનાં નથી. સૂચનો તો ઘણુંય મળી રહેશે. એમનો માત્ર સૈદ્ધાન્તિક સ્વીકાર કરીને જ બેસી રહેવાનું નથી, એમને પ્રયોગમાં ઉતારવાનાં છે. ઉદાહરણ તરીકે, વિદ્યાર્થીઓ અને અધ્યાપકો એકબીજાના બહુ જ નજીકના સંબંધમાં આવે એ જરૂરી છે. ઘણી વિદ્યાપીઠોમાં આ બહુ મુશ્કેલ બની ગયું હોય છે. સ્થાનિક વિદ્યાપીઠોમાં પણ મોટે ભાગે એ જ દશા છે. કારણ કે હજારને બદલે દશ દશ હજારની સંખ્યામાં વિદ્યાર્થીઓ ગણાવા લાગ્યા છે. 'રાધાકૃષ્ણન્ કમીશન'ના સૂચન મુજબ વિદ્યાપીઠોમાં વિદ્યાર્થીઓની સંખ્યા મર્યાદિત બનાવી દેવી જોઈએ; અને તે ઉપરાંત ધાર્યાં પરિણામ લાવે એવી 'ટ્યુટોરિયલ' પદ્ધતિ અપનાવવી જોઈએ જેને કારણે વિદ્યાર્થીઓ એમના અધ્યાપકોને વારંવાર મળી શકે, અભ્યાસના પ્રશ્નો ચર્ચી શકે અને શિક્ષકો પણ વિદ્યાર્થીઓનું કાર્ય તપાસી શકે અને વાચનમાં એમને માર્ગદર્શન આપી શકે. આવી અનૌપચારિક ચર્ચાઓમાં જ વિદ્યાર્થીઓની માનસિક ગૂંચવણો દૂર થઈ શકશે. પરદેશી ભાષાનો શિક્ષણના માધ્યમ તરીકે ઉપયોગ, સતત ભાષણખોરી, અર્થ વગરની નોંધો ઉપરનો આધાર, સારાં પુસ્તકો વાંચવાની બેકાળજી—આ બધાંએ આપણા વિદ્યાર્થીઓની સ્વતંત્ર વિચારણાને અને એની સ્પષ્ટ અને નીડર અભિવ્યક્તિને ગુંગળાવી નાંખી છે. અમુક સંજ્ઞાઓને, વ્યાખ્યાઓને, અરે, વાક્યો અને ફકરાઓને તેઓ વણસમજ્યે ગોખી નાંખે છે. આપણા અધ્યાપકોએ તેમની આ માનસિક ગુલામીની સામે ઝુંબેશ ઉપાડવાની છે.

વિચારણા અને અભિવ્યક્તિની પ્રામાણિકતા વિશેની માનસિક શિસ્ત શાળામાંથી શરૂ થવી જોઈએ અને શિક્ષણના બધા જ સમય દરમ્યાન એ ચાલુ રહેવી જોઈએ. આ માત્ર બૌદ્ધિક જ નહીં, સામાજિક અને નૈતિક ફરજ પણ છે. આ ત્યારે જ થઈ શકે જ્યારે સમભાવી શિક્ષક સહકાર આપીને વિદ્યાર્થીમાં વિવેચનાત્મક સૂઝ પ્રગટાવી હોય.

આની સાથે પુસ્તકાલયની વ્યવસ્થાનો ઘનિષ્ઠ સંબંધ છે. પુસ્તકાલયમાં જવાની ટેવ દરેક વિદ્યાર્થીમાં હોવી જોઈએ. જ્ઞાન, પ્રેરણા અને આનંદનું એ સ્વાભાવિક પ્રભવસ્થાન બની રહેવું જોઈએ. પણ દુઃખની વાત તો એ છે કે સગવડ હોવા છતાં પણ મોટા ભાગના વિદ્યાર્થીઓ એનો ઉપયોગ કરતા હોતા નથી. વિદ્યાપીઠના શિક્ષણમાં પુસ્તકાલયનું સ્થાન મહત્ત્વનું છે એ તેઓ જાણતા હોતા નથી. નવાં અને સારાં પુસ્તકો રજૂ કરીને અધ્યાપકો અને વિદ્યાર્થીઓનું ધ્યાન પુસ્તકાલયો દોરી શકે છે. અધ્યાપકો કેટલાક ઉત્તમ પુસ્તકો વિદ્યાર્થીઓ સાથે વાંચે અને એ રીતે એમની રસવૃત્તિ સતેજ કરે એ બહુ જ જરૂરી છે.

વિદ્યાપીઠો માટે એક બીજી સમસ્યા છે. બહાર પડતા સ્નાતકોમાં સમતોલ દૃષ્ટિની અને સામાન્ય સાંસ્કૃતિક ઘડતરની ખામી હોય છે. કોઈ એક જ ક્ષેત્રમાં પ્રાવીણ્ય મેળવવા માટેના અભ્યાસને કારણે આપણને કલ્પનામાં પણ ન હોય એવી સંકુચિતતા મોટા ભાગના વિદ્યાર્થીઓના મનમાં પ્રવેશી ગયેલી જોવા મળે છે. આને કારણે વિજ્ઞાનનો વિદ્યાર્થી કલા અને

[ અનુસંધાન પાન ૪૧૮ ઉપર ]

આ વિભાગ દ્વારા કાવ્ય અને કલાનો પ્રારંભિક રસાસ્વાદ કરાવી વિશાળ જનસમાજ અને સાહિત્યકલાનાં સર્જનો વચ્ચે સેતુ બનવાની અભીપ્સા છે.

—સુરેશ હ. જોષી

## વધામણી

વ્હાલા મ્હારા, નિશદિન હવે થાય ઝંખા ત્હમારી,
આવો આપો પરિચિત પ્રતીતિ બધી ચિત્તહારી.
દૈવે જાણે જલ ગહનમાં ખેંચી લીધી હતી તે
આણી રહેને તટ પર ફરીને મ્હને છોળડેલે;
ને આવી તો પણ નવ લહું ક્યાં ગઈ, કેમ આવી,
જીવાદોરી ત્રુટિ ન ગઈ તેથી રહું શીષ નામી.

ને સંસ્કારો ગત ભવ તણા તે કની સર્વ, વ્હાલા,
જાણું સાચા, તદપિ અબ તો સ્વપ્ન જેવા જ ઠાલા;
માટે આવો, કર અધરની સદ્ય સાક્ષી પુરાવો,
મીઠા સ્પર્શો, પ્રણયી નયનો, અમ્રતાલાપ લાવો.

બીજું, વ્હાલા, શિર ધરિ જીહાં 'ભાર લાગે શું?' કહેતા,
ત્યાં સૂતેલું વજન નવું વીતી ઋતુ એક વ્હેતાં;
ગોરું ચૂસે અખૂટ જ રસે અંગૂઠો પદ્મ જેવો,
આવી જોઈ, દયિત, ઉચરો શ્રીયને કોણ જેવો?

—બ. ક. ઠાકોર

પ્રથમ પ્રસૂતિને માટે પિયર ગયેલી સ્ત્રી સંતાનના જન્મની વધામણી પત્ર દ્વારા પોતાના પતિને આપે છે. પિયરનાં આત્મીયજનો વચ્ચેથી અજાણ્યાં સાસરિયાંઓ વચ્ચે હજુ તો એ હમણાં જ ગઈ હતી. પણ એ સાસરામાં એક જણે એને એટલી તો પોતાની બનાવી લીધી કે હવે પોતીકાંઓથી ભરેલું પિયર પણ એને જાણે ગોઠતું નથી.

આથી, સંતાનના જન્મના સમાચાર જણાવવાને એ પત્ર લખતી હોવા છતાં, કાવ્યના આરંભમાં જ પહેલી વાત પ્રિયતમ પતિને માટેના પોતાના તલસાટની કરે છે. પ્રથમ પંક્તિમાંનું સાવ સાદું સરળ સંબોધન 'વ્હાલા' એ ભાવની સાહજિકતાને અનુરૂપ છે. પછી તરત જ પોતાનો અધિકાર દર્શાવતાં એ ઉમેરે છે: 'મારા'. એ 'મારા' શબ્દના પર વ્હાલનો કેવો દાબ વરતાય છે! પોતાના પ્રિયતમ પરનો પોતાનો અધિકાર એ પૂરા વિશ્રમ્ભપૂર્વક સહજ રીતે પ્રકટ કરે છે.

પ્રથમ પ્રસૂતિ એ સ્ત્રીને માટે એક ઘાત જેવી ગણાય છે. એમાં રહેલી ભયની આશંકા કવિએ નાયિકાને મુખે સુંદર રીતે પ્રકટ કરી છે: લગ્ન પછી, પતિપત્ની હજુ તો જાણે

સામે અફાટ વિસ્તરેલા દામ્પત્યસુખના સાગરમાં ક્રીડા કરતાં હતાં. બંને સાથે, હાથમાં હાથ ગૂંથીને, સુખની છોળોને ઝીલતાં, આગળ વધી રહ્યાં હતાં. ત્યાં એકાએક કશાંક ઊંડાણમાં સ્ત્રી સરી પડી. આમ, લગ્ન પછીના ઉત્કટ મિલનસુખ બાદ વિરહ આવ્યો. એને માટે દોષ કોને દેવો ? પતિને ? ના, એને માટે તો હૃદય પ્રેમથી એટલું તો સભર છે કે રોષના એક અણુને માટે પણ ત્યાં સ્થાન નથી. દોષ દેવો હોય તો દૈવને જ દેવો ઘટે, કારણ કે નિયતિનો ક્રમ જ એવો છે કે સ્ત્રીએ જ સંતાનના સંવર્ધનની જવાબદારી ઉપાડવી. પણ આ કાવ્યની નાયિકાની ઉક્તિમાં રોષ કે ઉપાલમ્ભનું સૂચન નથી. એની કૃતાર્થતા એને એવી કૃપણતા આચરતાં વારી લે છે. 'જલ ગહન 'માં એક છોળને ઠેલે એ ખેંચાઈ ગઈ તો, એટલી જ સહજ રીતે, બીજી છોળના ઠેલાથી એ તટ પર પણ આવી ગઈ. ' આણી રહેજે ' એમ કહીને દૈવની દુષ્ટતાની આશંકાને ટાળી છે.

પણ બહાર આવ્યા પછી જાણે એ બીજો ભવ પામી, સંતાનના જન્મ સાથે એણે પણ જાણે બીજો જન્મ લીધો. પ્રેયસીમાંથી માતાના પદને એ પામી. આથી, ડૂબકી મારીને બહાર નીકળતાં, જેમ ઘડીભર બધુ બદલાઈ ગયેલું ને નવું નવું લાગે, કશીક પરિચિત એંધાણી શોધીને આપણે ફરીથી આપણી જાતને નિશ્ચિતપણે પામવા મથીએ તેમ, આ નાયિકા પણ કરે છે. ઘાત ગઈ, નવા જીવને જન્મ આપતાં પોતાના જીવનો ભોગ આપવો ન પડચો. તે બદલ કૃતજ્ઞતાથી નાયિકા જીવનના અધિષ્ઠાતાને વંદે છે. પ્રિયતમને મારેની ઝંખનાના પૂરને સહેજ ખાળી લઈને એ પ્રથમ કૃતજ્ઞતા પ્રકટ કરી લે છે.

'જીવા દોરી ત્રુટિ ન ગઈ તેથી રહું શીષ નામી '

કવિએ આ રીતે નાયિકાનું આભિજાત્ય કેવી ખૂબીથી સૂચવ્યું છે !

આ ઘડીભરનો વિચ્છેદ, ઘડીભરની વિસ્મૃતિ પ્રેમને વધુ ઉત્કટ બનાવવામાં જ કામે લાગે છે. જુઓને, કેટલી આત્મીયતાથી અનુપસ્થિત નાયકની સાવ પાસે સરી જઈને એ કહેવા માંડે છે : હું માતા બની તે પહેલાંની સ્થિતિનું મને સ્મરણ છે, એ બધું જ સાચું છે તેય જાણું છું, પણ હવે જાણે નવેસરથી એ બધાંની ખાતરી કરવી છે. 'તે કની સર્વ, વ્હાલા !' માં આત્મીયતાભર્યો હેતનો કેવો મોટો ટહૂકો સંભળાય છે! નાયિકા ચતુર છે. આ વિચ્છેદ અને વિસ્મૃતિને એ બમણો પ્રેમ મેળવવા માટે લેખે લગાડે છે. આમ તો, બીજી પંક્તિમાં જ એ બોલી ઊઠી હતી : આવો, હું તમારી છું ને તમે મારા છો, એની જે રીતે તમે મને લગ્નજીવનના આરંભમાં પ્રતીતિ કરાવેલી ને પછીથી જે આપણે માટે સુખદ રીતે પરિચિત બની ગઈ હતી તે પ્રતીતિ મને ફરીથી કરાવો. મારે આ વિરહનું સાટું વાળી લેવું છે.

એ વાત વચમાં અટકાવી દેવી પડી કૃતજ્ઞતાની લાગણી પ્રકટ કરવા; એનાં ખાળેલાં પૂર હવે એ છૂટથી વહી જવા દે છે. પૂરને સહેજ ખાળીને પછીથી વહાવી દેવાથી એનો વેગ વધે છે. કવિએ આ યુક્તિ–અને તે એવી સહજ રીતે પ્રયોજી છે કે એ યુક્તિ છે એવો વહેમ સરખો ન જાય–વાપરીને ભાવનો વેગ સિદ્ધ કર્યો છે.

હવે નિઃસંકોચ બનીને, સ્વાધીનપતિકાની અદાથી પતિને ફરમાવે છેઃ આવો, અને પ્રિયતમ જે રીતે પ્રેયસીને પોતાના પ્રેમની પ્રતીતિ કરાવે તે રીતે મને નવેસરથી પ્રતીતિ કરાવો.

મનુષ્યે ભાષા તો પાછળથી શોધી, એ પહેલાં એને અણસારા અને સ્પર્શની ભાષા જ જાણીતી હતી. હજુય જ્યારે ભાષા ઝિલેચી ન શકે એવા ઊંડા ભાવની વાત આવે છે ત્યારે સ્પર્શનો, આંખના અણસારાનો, ઉષ્ણ નિઃશ્વાસનો ઉપયોગ કરવો પડે છે. આથી જ પ્રેમની ખાતરી કરાવવા માટે નાયિકા સૌથી પ્રથમ યાદ કરે છે કર અને અધરને; અને યાદ રાખજો કે અહીં હોઠનો ઉલ્લેખ થયો છે તે વાણીના સાધન તરીકે નહિ પણ ચુંબનના પાત્ર તરીકે, પહેલાં કરપીડન પછી ચુંબન. એ ક્રમમાં ઔચિત્ય છે. માંયરામાં ઢોલત્રાસાં અને લગ્નગીત તથા પુરોહિતના કર્કશ મંત્રોચ્ચાર વચ્ચે સૌથી પ્રથમ પ્રીતિની પ્રતીતિ કરાવવાની આવી ત્યારે હાથમાં હાથ ઝાલ્યો. એ પ્રથમ અધિકૃત સ્પર્શ, સપ્તપદીના મંત્રોચ્ચાર પહેલાં આ સ્પર્શના ઉચ્ચારથી જ પ્રતીતિ કરાવી, પછી શયનગૃહના એકાન્તમાં હોઠે વાણી ફૂટી નહિ, પણ ચુંબનથી મધુ છલકાઈ ઊઠયું ! માટે સૌથી પ્રથમ સાક્ષી કરની, પછી અધરની. અને આમેય તે, પ્રિયતમના બાહુની પરિધિમાં સમાઈ જવામાં જે સંરક્ષણ છે તે બીજા શેમાં છે ?

આ પછીથી, મીઠા સ્પર્શની ભાષામાં પ્રતીતિ કરાવ્યા પછીથી સન્તોષ માની જાય એવી આ નાયિકા નથી. એને તો ઘણાનો લોભ છે. માટે લાડ કરતી, પોતાનું માગેલું

પ્રિયતમે આવ્યા વિના છૂટકો જ નથી એવા પૂરા વિશ્વાસ સાથે, એ કહે છે: સાથે પ્રણયથી છલકાતી એ આંખો (યાદ છે? લગ્ન પછી અગાશીમાં ચાંદની રાતે, કશું બોલ્યા વિના, આંખમાં આંખ પરોવીને બેસી રહેતાં તે?) ને અમૃતથી છલકાતી વાણી પણ લાવજો. પ્રેમની આવી પ્રતીતિ ફરી ફરી પામવાનું કઈ સૌભાગ્યવતીને મન ન થાય? એને માટે કૃત્રિમ કલહ યોજવો પડે તોય શું?

કૃતજ્ઞતા અને પ્રણયની સભરતાથી ભાવ પુષ્ટ થયા પછીથી હવે નાયિકાને મુખે કાવ્યની મુખ્ય વાત કવિ ઉચ્ચારાવે છે. ને તેય કેવી રીતે? જાણે કશું અસામાન્ય કહેવાનું નથી, આ તો લખતાં લખતાં એક વાત યાદ આવી તે કહી નાંખું છું! પેલી બાજુ, નાયક બિચારો વધામણીના સમાચાર જાણવાને કેટલો આતુર હશે! છેલ્લી ચાર પંક્તિઓ આપણા કાવ્યસાહિત્યની અમર પંક્તિઓ છે. એમાં પત્નીની ગર્ભધારણની વેદના પરત્વેની પતિની સહાનુભૂતિ નાયિકાને મુખે વ્યક્ત કરાવીને વહાલસોયા પતિનું સુરેખ ચિત્ર કવિએ ઉપસાવ્યું છે. જે એક વાર ગર્ભમાં 'સુતેલું વજન' હતું તે જ ફૂલસરખું હવે ખોળે ખેલતું થઈ ગયું છે. 'વજન' કેવળ ઉપાડવાનું, વહેવાનું હોય, પણ એને ખોળે રમાડીએ એટલે એનો ભાર ન રહે.

નાયિકાની, અને સાથે સાથે કવિની, ચતુરાઈની બીજી વાર આપણને સુખદ પ્રતીતિ થાય છે. બાળકનું વર્ણન એ નાન્યતર જાતિમાં જ કરે છે, ને એ રીતે, છેક છેલ્લા શબ્દ સુધી, બાળકની જાતિ અધીરા પતિને કળવા દેતી નથી. ગુજરાતી કવિતામાં પ્રાસ કાવ્યત્વને ભારોભાર ઉપકારી નીવડે એવી રીતે બીજે ક્યાંય ભાગ્યે જ યોજાયો હશે. અલબત્ત, જો કાવ્યનો નાયક વિદગ્ધ હોય, પ્રાસરચનાની કંઈક સમજ ધરાવતો હોય તો છેક છેલ્લી લીટીના છેલ્લા શબ્દ સુધી જવાની એને જરૂર ન પડે. 'અંગૂઠો પદ્મ જેવો' માંના 'જેવો' વાંચતાની સાથે જ એ દીકરાનો જન્મ થયો છે, એમ સમજી ગયા વિના ન રહે. પણ એટલી બધી ચતુરાઈ નાયકમા આરોપીએ તો આપણા રસમાંથી બાદબાકી થાય માટે નાયકને નાયિકા કરતાં ચતુર માનવાની જરૂર નથી. અંગૂઠો ચૂસતું, (ને તે અંગૂઠોય વળી પદ્મ જેવો—પદ્મ જેવો નહિ, પણ પદ્મકોરક જેવો, કમળની વણફૂલેલી કળીના જેવો એમ જ કવિને કહેવું હશે) બાળક ને પેલું વજન—કેટલો ફેર પડી ગયો! હવે બાળકનો સાક્ષાત્કાર થયો. પહેલા ગર્ભ ફરકે ત્યારે વેદનારૂપે જ એની ઉપસ્થિતિ અનુભવાતી, ને હવે તો જુઓને, આ ખોળામાં અંગૂઠો ચૂસતું પગ ઉલાળતું પડ્યું છે!

· 'ગોરું ચૂસે અખૂટ જ રસે અંગુઠો પદ્મ જેવો' એક જ લીટીમાં સુન્દર સ્વભાવોક્તિ કવિ આપણને આપે છે.

ને છેલ્લે સ્ત્રીસહજ ઉક્તિ કવિ ઉમેરે છે: એ દીકરો કેવો છે તેનુ વર્ણન હું કાગળમાં નહિ કરું, હે પ્રિયતમ, તમે જ અહીં આવો, જુઓ અને એની આંખો કોના જેવી છે, તે કહો. અહીં, એ પુત્રને એની માતાના જેવી નમણી આંખો પ્રાપ્ત થઈ હશે ને તેના પૂરા ભાન અને ગૌરવ સાથે એ આ કહેતી હશે એવો આપણને વહેમ જાય છે. પણ એમાં આપણો શું વાંક?

સ્ત્રી-પુરુષના દામ્પત્યજીવનના એક મહત્ત્વના સીમાચિહ્નનું આવું કાવ્યમય નિરૂપણ આપણા સાહિત્યમાં વિરલ જ છે.

---

[પાના ૪૧૪થી]

અવકાશના મોટા સમૂહને આવરી લઈ કેવી ચિત્રને પાંખું બનતું ઉગારી લયે છે! જમણી બાજુના થાંભલા જેવા ખાલી મોટા આકારમાં પ્રવેશ કરતા હસ્તનું અને પુષ્પનું ઉચિત આલેખન ત્યાંની ખાલી જગ્યાને ભરી દે છે. બધાં પાત્રો અને પશ્ચાદ્ભૂને જુદા પાડવાથી સંયોજનનું સૌંદર્ય સ્પષ્ટ થાય છે. (એ માટે સાથે આપેલ ચિત્ર પરથી કરેલ છાયાચિત્ર જુઓ.)

ચિત્રકારે આમાં મુખ્યત્વે સ્ત્રીપાત્રોનાં મુખોને જ પ્રાધાન્ય અર્પી તેમાં વધુ કામ કર્યું છે. એમાંય વચ્ચેના પાત્રના કેશ-સમૂહને જરા ઘેરો આલેખી એને આગળ આણ્યું છે. આમ એમની ચિત્રવિષયને વફાદાર રહેવાની સૂઝ પણ વરતાઈ આવે છે. ભારતીય નારીનાં અંગોનુ આવું સુરેખ પ્રમાણ કલાકારે આપણી પ્રાચીન ચિત્રપ્રણાલીઓનાં સુતત્ત્વોને મિશ્રિત કરી સફળતાપૂર્વક આલેખ્યું છે અને એ જ એમની મહત્તાનું સૂચક છે.

# નંદલાલ બોઝ

—ગુલામ મોહમ્મદ શેખ

આજે ફરી આપણે રેખાનું સૌંદર્ય શ્રી માણીએ. સુધતાઈની રેખાનું માર્દવ કેવું સ્પર્શી જાય તેવું તીવ્ર હતું! –સાથે આપેલા નંદબાબુના રેખાંકન 'નટીરપૂજા'માં પણ એવી જ મૃદુતા અને આકારસૌષ્ઠવ છે. બન્ને કલાકારો એમની અંકન-વિશિષ્ટતાઓને કારણે તો જુદા પડી આવશે જ-પરંતુ એમનાં ચિત્રોમાંથી ફલિત થતી રસાત્મક અનુભૂતિને લીધે કલાના ભિન્ન પ્રકારોમાંનું અભિન્ન અને અખંડ તત્ત્વ પણ બહાર ઊપસી આવશે. સુધતાઈના રેખાંકનમાં જેમ ઇરાની, રમણીયતાનું મુગ્ધદર્શન હતું તેમ આમાં ભારતીય (કંઈક અંશે અજંતા) રાસિકચનું અભિનવ દૃષ્ટિબિન્દુ ઝીલાયેલું છે.

કેન્દ્રસ્થાને રહેલ સ્ત્રીપાત્રનાં નાજુક અને લાવણ્યભર્યાં અંગોનું આલેખન કેવું સ્વાભાવિક લાગે છે!–ખૂબી ત્યાં છે કે આમ કરવા જતાં એ કિલષ્ટ ભંગીઓ કે ફક્ત ભાવોદ્રેકની અભિવ્યક્તિનું જ પ્રાધાન્ય વહોરીને સાવ ઉદાહરણાર્થ (Illustrative) નથી બની જતું. જો કે કોઈ પ્રસંગ વિશેષનું નિરુપણ કરવાનું ઉદ્દેશ્ય તો એની પાછળ છે જ અને તેથી જ કલાકારે પાત્રોને પ્રાકૃતિક આકારોથી બને તેટલાં સંબંધિત રાખ્યાં છે. પરંતુ ફક્ત દશ્યાકારો સાથેનું સામ્ય જ નહિ, રેખાની નમનીયતા અને આકારોના આછા પ્રમાણભંગ વડે એમણે ચિત્રસ્થિત બધીય મૃદુલાંગીઓનાં ગાત્રોમાં જાણે કે નર્તન મૂકી દીધું છે! (એમની કરાંગુલીઓ તો જુઓ, કેવી પાતળી અને નાજુક લાગે છે કે જાણે કોઈ અડે તોય ખરી પડે! મધ્યસ્થપાત્રના મુખ પર વિરાજતું સુકુમાર સ્મિત પણ ભાવાલેખનની સચોટતા માટે પ્રશસ્ય નથી લાગતું?)

આપણે એને હવે રેખાંકનનાં મૂળભૂત તત્ત્વોની દૃષ્ટિએ પણ તપાસીએ. આવાં ચિત્રોમાં મુખ્યત્વે તો પ્રસંગ વિશેષને આલેખતું ચિત્ર-વસ્તુ જ આસ્વાદ્ય છે, તેથી એની ચિત્રપદ્ધતિની પશ્ચાદ્‌ભૂમિમાં પ્રવેશ કરવો એ પહેલી નજરે જરા રૂક્ષ કાર્ય અથવા તો ચુંથણાં જેવું લાગે. પરંતુ એ રેખાંકન-પદ્ધતિના અસ્તિત્વ વિના કદાચ ઉપરોક્ત ચિત્ર-વસ્તુનો જન્મ જ ન થયો હોત એ પણ વિચારવું ઘટે. વળી જ્યારે આપણે ચિત્રકલાને સમગ્રપણે સ્પર્શતાં અંગોનો અભ્યાસ કરીએ છીએ ત્યારે અંકનું હસ્તકૌશલ અને આકારોની ચોકસાઈ પણ તપાસવાં જ રહ્યાં.

પ્રથમ દૃષ્ટિએ જ આ ચિત્રમાંથી તરી આવતાં તત્ત્વો તે મોટાભાગના ઊભા આકારોનું વૈશિષ્ટ્ય અને હળવે હાથે થયેલા અંકનની કુમાશ. બધાય ઊભા આકારો આડા લંબચોરસ પટ્ટ પર આલેખાયેલા છે. (આ રેખાંકન જો કે ચિત્રનો અમુક હિસ્સો જ છે. મૂળ ચિત્રનો આકાર ઊભો લંબચોરસ છે અને એમાં ચિત્રકારે ઊભા આકારોની સમતુલા જાળવવા બીજા ઘણાખરા આકારોને આડા દર્શાવ્યા છે. ચિત્રનો ગમે તે હિસ્સો પણ એના સ્થાને વ્યવસ્થિત રીતે સંયોજિત થયેલો હોય એ કલાકારની આકાર-ગોઠવણીની ચોકસાઈની સાબિતીરૂપ છે.)

રેખાના વહનમાં જાણે કે ગતિ છે. કપડાંની સરી જતી સીમા-રેખાઓ જ જુઓને! ગરદન પાસે ખભાના ઢોળાવ પરથી દડી પડતી લંબ ભુજાની રેખાઓ દોડતી દોડતી છેવટ આંગળીઓના અંતમાંય રમતી રહેતી દૃષ્ટિ સાથે કેવો લયબદ્ધ સુમેળ સાધે છે! અંકન ચોકસાઈથી કરવામાં આવેલું છે છતાં એ ચોકસાઈ પણ કલાકારની પીંછીને સહજ-સાધ્ય હોય તેવું નથી જણાતું? (એક કે બે પાતળા છરકા જેવી રેખાઓમાં દોરેલી પુષ્પની પાંખડીઓ અને ગરી બની નીકળતા વસ્ત્રની ક્યાંક સંયુક્ત તો ક્યાંક તૂટેલી એવી રેખાઓ જુઓ.)

અવકાશના વિભાજન(રેખા દ્વારા આકારોની ગોઠવણી)-નો વિચાર કરતાંય પાત્રોની લંબ ચિત્રપટ્ટ પરની સ્થાન-વરણી પણ ઉચિત જ લાગે છે ડાબી બાજુનાં અન્ય પાત્રોની પૃષ્ઠભૂમિમાં ઊભી અને ઉપર જતાં કોણાકારો દર્શાવતી રેખા

[ અનુસંધાન પાન ૪૧૧ ઉપર ]



• કલાચાર્ય શ્રી નંદલાલ બોઝની ચિત્રશૈલી •



# ઘરદીવડા

## ખોડીદાસ પરમાર



ખૂબ જ નબળી આર્થિક સ્થિતિ ધરાવતું કુટુંબ. પિતા પાંત્રીસ રૂપિયાને પગારે માળી અને ચોકીદારની નોકરી કરે. એવા વાતાવરણમાં ૧૯૩૧ના જુલાઈ મહિનામાં કારડીઆ રજપૂત ભાયાભાઈ ને ત્યાં ભાવનગરમાં ખોડીદાસનો જન્મ થયો. અત્યારે એમની ચિત્ર-સર્જન-શક્તિ આટલી પાંગરી છે તેના મૂળમાં કારણભૂત પરિસ્થિતિ તે એ કે એ વખતે એમના ઘરમાં જ ભરત ભરવાનું અને ચિત્રો દોરવાનું સારું એવું ચલણ. એમનાં બા અને બહેનો જ જૂની લોકકલાના સંસ્કારોને પોષતા ચાકળા, ચણિયા અને કાપડાં પર મઝાનું ભરતકામ કરે. નાના ખોડીદાસને આમ ગળથૂથીમાં જ કલાના સંસ્કારો મળ્યા, અને ચિત્રકામ કે ભરતકામ એમના કુટુંબ-જીવનનું એક અંગ હોઈ, આર્થિક રીતે સદ્ધર નહિ હોવા છતાંય એમના ઉપરોક્ત સંસ્કાર પોષાતા રહ્યા.

અને અભ્યાસમાં પણ એમણે ઠીક ઠીક નામ કાઢ્યું. પિતાએ જેમ તેમ કરીને પુત્રને મૅટ્રિક સુધી પહોંચાડ્યો અને ખોડીદાસે એમાં એમની શાળામાં પ્રથમ વર્ગમાં પ્રથમ નંબરે પાસ થઈ જાણે કે પિતાના પરિશ્રમનો બદલો ચૂકવ્યો. એમની જ્ઞાતિમાં એ સૌથી પહેલા મૅટ્રિક પાસ કરનાર વિદ્યાર્થી અને શાળાની ઊજળી કારકીર્દિને લીધે તેઓ કોલેજનો અભ્યાસ પણ ચાલુ રાખી શક્યા.



• ખોડીદાસ પરમાર •

શાળાના અભ્યાસકાળ દરમ્યાન જ તેઓ એમના ચિત્રશિક્ષક અને જાણીતા ચિત્રકાર શ્રી. સોમાલાલ શાહની નજરે ચડી ગયા હતા. કલાપારખુ સોમાભાઈએ ખોડીદાસની ઊગતી પ્રતિભા-શક્તિને યોગ્ય રસ્તે દોરી પ્રોત્સાહન આપ્યું-અને એમની હૂંફે ખોડીદાસનો વિકસતો કલારસ ઓર ફાલ્યો.

અત્યારે પણ તેઓ શ્રી. સોમાભાઈ પાસે જ તાલીમ લઈ રહ્યા છે, પણ આટલા સમયમાં તેમણે સારી એવી સિદ્ધિ અને પ્રસિદ્ધિ મેળવી લીધી છે. ૧૯૫૭માં તેમને લલિતકલા અકાદમી તરફથી યોજાયેલ રાષ્ટ્રીય પ્રદર્શનમાં 'સૌરાષ્ટ્રમાં વિવાહ' નામના લાંબા ચિત્ર માટે રૂ. ૧૦૦૦નું પારિતોષિક એનાયત થયું હતું. એ ઉપરાંત આંતર્ વિદ્યાપીઠ યુવક મહોત્સવમાં તેમના ચિત્ર 'કૃષ્ણ-જન્મ'ને બીજું ઇનામ મળ્યું હતું. ઉપરાંત દિલ્હી, મુંબઈ અને સૌરાષ્ટ્રનાં જુદાંજુદાં પ્રદર્શનોમાં તેમને નાનાંમોટાં ઇનામો મળેલાં છે. ૧૯૫૭માં ગુજરાત યુનિ. તરફથી તેમને એક સુવર્ણચન્દ્રક પણ મળ્યો હતો.

તેમની ચિત્ર-પદ્ધતિ આપણા લોક-કલાના સિદ્ધાંતોને બરાબર અનુસરે છે. ચિત્ર-વિષયની બાબતમાં તેઓ શ્રીકૃષ્ણના જીવનપ્રસંગો તેમ જ લોકજીવનની રૂઢિયો, પ્રણાલીઓનું આલેખન કરવામાં સવિશેષ રસ ધરાવે છે. બાળપણમાં ચાકળા વગેરે પરની ભાત ચીતરવાના કૌટુંબિક ચિત્રસંસ્કારો-ની ગાઢી અસર હજી તેમની ચિત્રશૈલી પર છે. તેઓ ચિત્રને ફક્ત ભાત ( Pattern ) તરીકે જોવાની ચિત્ર-પ્રણાલીને અનુસરે છે.

અત્યારે તેઓ પોતાની આગવી પદ્ધતિએ ભાવનગરમાં ચિત્રસર્જન કરી રહ્યા છે અને સાથેસાથે પોતાનો કૉલેજનો અભ્યાસ પણ આગળ ધપાવી રહ્યા છે. સોમાભાઈના શિષ્ય હોવાનું તેમને ગૌરવ છે અને પોતાની બધીય ચિત્રપ્રવૃત્તિના પ્રણેતા તરીકે તેઓ એમને ગણાવે છે. કૉલેજનો અભ્યાસ પૂરો કર્યા બાદ તેઓ સૌરાષ્ટ્રના ભરતકામ, ઘરેણાં, લોકગીતો તેમ જ મુખ્યત્વે લોક–ચિત્ર–પદ્ધતિ પર એક લાંબો નિબંધ લખવાની ઇચ્છા ધરાવે છે —ગુલામ મોહમ્મદ શેખ

# મર્હુમ પ્રા. અબુ ઝફર નદ્‌વી

તા. ૨૮–૫–'૫૮ની સાંજે ગુજરાતના એક સન્નિષ્ઠ સંશોધક અને સાલસ વિદ્વાન મૌલવી સૈયદ અબુ ઝફર નદ્‌વી અવસાન પામ્યા. ગુજરાતે—આપણે કૈંક એવું ગુમાવ્યું છે, જેની જાણકારીય હજી ભાગ્યે જ આપણને થઈ ગણાય.

ગુજરાતમાં સંશોધનકાર્ય વરસોથી થતું રહ્યું છેઃ ગુજરાત ફાર્બસ સભા, ગુજરાત સંશોધન મંડળ, ગુજરાત વિદ્યાપીઠનું 'પુરાતત્ત્વ મંદિર ' અને ' ગુજરાત વિદ્યાસભા ' ( ગુજરાત વર્નાક્યુલર સોસાયટી) તથા વડોદરા પ્રાચ્યવિદ્યાલય વગેરેનો ફાળો આગળ પડતો રહ્યો છે. પરંતુ આ સંશોધનનો મુખ્ય આધાર સંસ્કૃત પાલિ અથવા અંશતઃ અપભ્રંશ સાહિત્ય રહ્યો છે.

● એક રીતે આ એકાંગી સંશોધન ગણાય. ભારત સમસ્ત અને ખાસ કરીને ગુજરાતના સર્વાંગી વિકાસમાં અરબી, ફારસી અને ઉર્દૂ ભાષા–સાહિત્ય અને ઇતિહાસનો ( મુસ્લિમ રાજ્યકાળ દરમ્યાન વિશેષ રીતે ) ઘણો જ પ્રભાવ રહ્યો છે. આ ખજાનાઓમાં ગુજરાતી ઇતિહાસના સંશોધનનાં અનેક મોતી સંઘરાયેલાં પડ્યાં છે.

'મહાસાગરને તળિયેથી આ મોતી કાઢવાનું' અતિ દુષ્કર કાર્ય ગુજરાતમાં સર્વપ્રથમ વ્યવસ્થિત રીતે અને નિષ્ઠાપૂર્વક, વરસો લગી એકધારી જહેમતપૂર્વક કરનાર નદ્‌વી સાહેબ હતા.

ગુજરાતના સંશોધનને એકાંગિતા, પરિણામે અશાસ્ત્રીયતા-થી વારનાર પ્રથમ સંશોધક વિદ્વાન પ્રો. સૈયદ અબુ ઝફર નદ્‌વી હતા.

પટના ( બિહાર ) નગરીની નજીકના એક ગામડાગામ ( દેસ્ના )માં પ્રો. નદ્‌વીનો જન્મ થયો હતો. ( એમની ચોક્કસ જન્મ સાલ એમના સહકાર્યકરો પણ આપી શક્યા નથી. પરંતુ મૌલાના અબુલ કલામ આઝાદના બરાબરીઆ હશે એવી ધારણા કરે છે ). એમના પિતાજી નિષ્ણાત હકીમ હતા.

૧૯૧૯માં પંજાબ યુનિવર્સિટીની " આલિમ "ની અને ૧૯૨૧માં નદ્‌વા ( લખનૌ.)ની ' આલિમ 'ની ઉપાધિઓ એમણે પ્રાપ્ત કરી હતી. આ સમય દરમ્યાન તેમને મૌલાના અબુલ કલામ આઝાદ સાથે એક જ ઓરડામાં રહેવાની તક પ્રાપ્ત થયેલી એમ જણાય છે.

બાદ રંગૂનમાં ૭ સાલ શિક્ષક તરીકે નોકરી કરી, તેમણે કવિવર્ય રવીન્દ્રનાથ ટાગોરના સાન્નિધ્યમાં શાંતિનિકેતનમાં ફારસી-ઉર્દૂના અધ્યાપક તરીકે બે વરસ ગાળ્યાં હતાં. બાદ મદ્રાસની જમાલિયા ( અરબી ) કૉલેજના પ્રિન્સીપાલ તરીકે બે વરસ ફરજ બજાવી. ત્યાર પછી, ઉત્તર પ્રદેશમાં આઝમગઢમાં આવેલી દારૂલ મુસન્નિફીનની સંસ્થામાં તેમણે બે વર્ષ સંશોધનકાર્ય કર્યું.

પરંતુ ત્યાં તો ૧૯૨૧માં ગુજરાત ( મૌલાના અબુલ કલામ આઝાદની પ્રેરણાએ ) એમને ખેંચી લાવ્યું ને ત્યારથી તેમની આખી જિંદગી ગુજરાતના ઐતિહાસિક સંશોધન-કાર્ય પાછળ પરોવાઈ ગઈ ! વિદ્યાપીઠમાં અધ્યાપન અને સંશોધનમાં ગાળેલાં ૮ વર્ષ એમનાં ઉત્તમ વર્ષો ગણાય.* ગુજરાતમાં ઉચ્ચ કક્ષાના સંશોધકો અને પ્રાધ્યાપકોના સાથમાં તેમનો પોતાનોય ઘણો બધો ઘાટ ઘડાયો...

બાદ, ૧૯૪૦માં શ્રી આનંદશંકર ધ્રુવના આમંત્રણને

* ૧૯૨૧થી '૨૯ સુધીનાં વર્ષો દરમ્યાન, ગુજરાત વિદ્યાપીઠમાં તેઓ મારા ઉર્દૂ ભાષાના પ્રાધ્યાપક હતા. એમની મુલાયમ મમતા અવિસ્મરણીય રહેશે. આ નોંધ માટે બુદ્ધિપ્રકાશ ( જાન-'૫૮ ) માંના બે લેખોનો આધાર લીધો છે.

માન આપી તેઓ ગુજરાત વિદ્યાસભામાં અરબી, ફારસી, ઉર્દૂના અધ્યાપક તરીકે જોડાયા—અહીં તેમને શ્રી રસિકલાલ પરીખ જેવા જૂના વિદ્યાપીઠના સાથીની હૂંફ વળી પાછી મળી ગઈ. અને તેમણે જીવનની ઊંડી એકાગ્રતાથી સંશોધન-ક્ષેત્રને અપનાવી લીધું. ( આ દરમ્યાન મુંબઈ અને ગુજરાત યુનિવર્સિટીઓએ એમને એમ. એ.ના વર્ગોને અરબી શીખવવા માટેની માન્યતા આપી હતી. )

સંશોધનકાર્ય જાણે ધૂળધોયાનું કાર્ય છે! પરિણામની દૃષ્ટિએ પૂછો તો, સૌ નીત્રરિકોનેય આંખે ઊડી બાઝે તેવું ' મહાન કાર્ય ' ભાગ્યે જ કંઈ દેખાડી શકાય. પરંતુ તેથી તેનું મૂલ્ય ઘટતું નથી...ઇતિહાસની ખૂટતી કડીઓમાંની એકનું સંશોધન કરવું, બલ્કે-એક ઉપર નવો પ્રકાશ પાડવો એય ઘણીવાર ' મહત્ત્વનું કાર્ય ' બની જાય છે!

પ્રો. નદવીના સંશોધનનું મૂલ્યાંકન તો ભવિષ્ય આંકશે. પરંતુ આરંભમાં કહ્યું તે મુજબ, ગુજરાત-સંશોધનના ક્ષેત્રે એક અતિ મહત્ત્વના ક્ષેત્રે ( અરબી, ફારસી, ઉર્દૂના સાહિત્ય-ઇતિહાસ-ગ્રંથો દ્વારા સંશોધનના ક્ષેત્રે પ્રો. નદવીનું અર્પણ પુરસ્કર્તા તરીકેનું રહેશે જ રહેશે. એટલું જ નહિ, તેની ખોટ જલદી પુરાય એમ પણ નથી. —સો.

એમણે લખેલાં પુસ્તકોમાંથી કેટલાંક–

(૧) બર્મી ઓલચાલ (૧૯૨૪), (૨) મુખ્તસર તવારીખે હિંદ (૧૯૩૬), (૩) મુખ્તસર તવારીખે ગુજરાત (૧૯૨૭), (૪) મિરાતે અહમદીની પરિશિષ્ટનો અનુવાદ (૧૯૪૭), (૫) તવારીખે ગુજરાત (પૂરો) (પ્રકાશન-ગુજરાતી અનુવાદ બે ભાગનું), (૧૯૪૯), (૬) તારીખે ઓહુરા (૧૯૫૫), (૭) તવારીખે સિંધ (૧૯૪૬), (૮) તવારીખે આલે મુઝફ્ફરશાહી (મૂળ અને અનુવાદ;-૧૯૪૨), (૯) મુઝફ્ફરશાહી, (૧૦) તવારીખે શેખ અહમદ ખટ્ટુ (૧૯૩૯), (૧૧) તમદ્દુની તવારીખે ગુજરાત (ગુજરાતનો સાંસ્કૃતિક ઇતિહાસ,-મુસલમાન સમય), (૧૨) તઝકિરએ અકદસ હઝરત સૈયદ પીર મોહમ્મદ શાહ કાદરીનું જીવનચરિત્ર.

---

[ પા. ૪૧૦થી ]

કવિતા વિશે તથા સામાજિક અને રાજકીય પ્રશ્નો વિશે અનભિજ્ઞ રહે છે; અને એ જ પ્રમાણે વિનયન વિદ્યાલયનો વિદ્યાર્થી વિજ્ઞાનની સિદ્ધિઓ અને સમસ્યાઓ પરત્વે અણજાણ રહે છે. આવી ભેદરેખાઓને ઓળંગવાની છે. એક માનવી તરીકે વિદ્યાર્થીએ બધી બાજુએ સજાગ રહેવાનું છે. આને માટે વિદ્યાપીઠોએ સામાન્ય શિક્ષણના અભ્યાસક્રમો દાખલ કરવા જોઈએ.

અંતમાં, વિદ્યાપીઠના કાર્ય વિશે મારે થોડુંક કહેવાનું રહે છે. જો કે આપણે શિક્ષણ અને અભ્યાસનાં ધોરણો ઊંચે લાવી શકીએ, સાંસ્કૃતિક અભ્યાસક્રમો દ્વારા વિદ્યાર્થીઓને દૃષ્ટિ આપી શકીએ, તો પણ એક ભય રહે છે અને તે એ કે રાષ્ટ્રીય જીવનમાં યોગ્ય ભાગ ભજવવાના કાર્યમાં વિદ્યાપીઠને ફતેહ ન પણ મળે. એનો આદર્શ સિદ્ધ કરવા માટે એણે પોતાના કાર્યમાં બહિર્મુખ બાજુ વિકસાવવી જોઈએ અને વિદ્યાપીઠના શિક્ષણના લાભ બહારની વિશાળ જનતાને મળે એવું કંઈક કરવું જોઈએ. આને લીધે વિદ્યાર્થીઓને એમની આજુબાજુના જીવનની વાસ્તવિકતાનો ખ્યાલ આવશે, તેઓ બીજાંઓ વિશે સમભાવ કેળવશે અને દૃષ્ટિની વિશાળતા પ્રાપ્ત કરશે. રાષ્ટ્રીય અને સામાજિક પુનર્નિર્માણમાં વિદ્યાપીઠો આ રીતે મહત્ત્વનો ફાળો આપી શકશે.

## પ્રવૃત્તિ ને પડઘા

### આ વિભાગમાં—

* ગુજરાતભરનાં સંસ્કાર અને શિક્ષણકેન્દ્રો, સાહિત્ય અને કલાકેન્દ્રોની ખાસ નોંધપાત્ર પ્રવૃત્તિઓ અંગે—
* ગુજરાત બહાર વસતા ગુજરાતીઓ (કલકત્તા, દિલ્હી, આફ્રિકા વગેરે મુખ્ય મથકો સહિત)ની ઉપર કહી તેવી પ્રવૃત્તિઓ અંગે—મિતાક્ષરી સમાચાર આપવાની ઇચ્છા છે.

ગુજરાત અને બહારનાં કેન્દ્રો જરૂરી માહિતી મોકલતાં રહેશે તો "માનવ" ઉપકૃત થશે.

---

## સૌરાષ્ટ્ર સાંસ્કૃતિક સંમેલન

રાજકોટમાં ૩૧મી મે અને ૧લી જૂને વિશ્વભારતની સંસ્થા તરફથી સૌરાષ્ટ્રનો એક સાંસ્કૃતિક મહોત્સવ ઉજવાઈ ગયો. આ સાંસ્કૃતિક મહોત્સવનું ઉદ્‌ઘાટન શ્રી રવિશંકર રાવળે કર્યું હતું અને શ્રી નરેન્દ્રભાઈ શુકલ, શ્રી જશવંત ઠાકર, શ્રી કે. કા. શાસ્ત્રી અને શ્રીડોલરરાય માંકડ જુદા જુદા વિભાગમાં પ્રમુખસ્થાને હતા.

આ મહોત્સવનિમિત્તે બે દિવસ એક વિચારવિનિમય સંમેલન રાખવામાં આવ્યું હતું.

સંસ્કારના ઘડતર માટે સાંસ્કારિક પ્રવૃત્તિમાં નવી ચેતના પૂરવા માટે અને નવલોહીઆ કલાકારો તથા સાહિત્યકારોને પ્રોત્સાહન મળી રહે એ હેતુથી વિશ્વભારતીના ઉપક્રમે આ મહોત્સવનું આયોજન થયેલું. આ મહોત્સવમાં વિવિધ જાતના કાર્યક્રમો રાખેલા. ચિત્રકળા પ્રદર્શન હતું. વકતૃત્વ કલા હરીફાઈ પણ હતી. રાસ, નાટક અને સંગીતની સ્પર્ધા હતી અને કવિસંમેલન પણ હતું. નિબંધની સ્પર્ધા અને વિચારવિનિમય સંમેલન પણ હતાં. આમ સૌરાષ્ટ્રના વિવિધ સાંસ્કૃતિક ક્ષેત્રોમાં પડેલી શક્તિઓને બહાર લાવવાના ઉદ્દેશથી આ મહોત્સવનું આયોજન થયેલું.

સૌરાષ્ટ્રનાં જુદાં જુદાં ગામોમાંથી ૨૦૦થી ૩૦૦ નવલોહીઆ યુવાનો તથા યુવતીઓએ આ મહોત્સવમાં ભાગ લીધેલો. કેટલીક મંડળીઓ નાટક લાવેલી તો કેટલીક મંડળીઓ રાસ તથા લોકનૃત્યોને લઈને આવી હતી તો કેટલાક શાસ્ત્રીય સંગીત લઈને આવ્યા હતા.

આ સંમેલનમાં શ્રી. જશવંત ઠાકરની સૂચનાથી સૌરાષ્ટ્ર સંગીત એકેડેમીની જગાએ સૌરાષ્ટ્ર નાટ્ય વિદ્યાલય શરૂ કરવાની વિચારણા હાથ ધરવામાં આવી હતી, અને લલિતકલાની શિક્ષણસંસ્થાઓ સરકારી અંકુશથી સ્વતંત્ર હોવી જોઈએ તથા આવી સંસ્થાઓ ટ્રસ્ટરૂપે સંચાલિત થવી જોઈએ, એવો સૂર ઊઠયો હતો.

(લોકસત્તા ૯-૬-૫૮ના આધારે)

## શ્રી ખત્રીને સુવર્ણચંદ્રક

ઈન્ડિયન એકેડેમી ઓફ ફાઈન આર્ટ્સ, અમૃતસરના અખિલ ભારતીય ચિત્રકલા પ્રદર્શનમાં ગુજરાતના જાણીતા ચિત્રકાર શ્રી હિરાલાલ ખત્રીને તેમના વ્યક્તિચિત્ર (Portrait) 'લોખંડી પુરુષ' (શ્રી સરદાર પટેલ) ઉપર પંજાબ સરકારનો સુવર્ણચંદ્રક શ્રેષ્ઠ તૈલચિત્ર માટે મળ્યો છે.

આ પ્રદર્શનમાં ભારતના મહાન કલાકારો શ્રી હલદનકર તથા શ્રી બરીનડે જેઓએ પાર્લામેન્ટ હાઉસમાં તૈલચિત્રો બનાવેલાં છે તેઓની કૃતિઓ પણ પ્રદર્શિત થઈ હતી. તેની હરીફાઈમાં શ્રી ખત્રીને ઉપરોક્ત પારિતોષિક મળ્યું છે, તે ગુજરાત માટે ગૌરવ છે.

પંજાબનું 'સન્ડે ટ્રીબ્યુન' તેના કલાવિવેચનમાં શ્રી ખત્રીની કૃતિ માટે લખે છે કે :—

*

જાણીતા ચિત્રકાર પ્રો. શ્રી એન. એસ બેન્દ્રે ઇટાલીના ત્રણ મહિનાના પ્રવાસે ગયા છે. ગુજરાતી ચિત્રકાર શ્રી

બચાવપક્ષે ઊભા રહી, પોતાની સહાનુભૂતિને સક્રિય સ્વરૂપ આપેલું ને એ વખતે એને અંગે જે બચાવ-ફંડ ઊભું કરવામાં આવેલું, તેમાં પ્રજાના તમામ વર્ગોએ પોતાનો નાનો મોટો ફાળો નોંધાવેલો.

આજે ફરી પાછો એ વખત આવ્યો છે જ્યારે બ્રિટિશ સરકારે ત્યાંના સાત નેતાઓ પર કોર્ટમાં કેસ માંડ્યા છે. આફ્રિકન લેબર ફેડરેશન ઑફ કેન્યાના સામાન્ય મંત્રી શ્રી. ટૉમ બોયા આ સાત આરોપીઓના આગેવાન છે. આ સાતેય જણા કેન્યાની ચુંટાયેલી ધારાસભાના સભ્યો છે. એમનો ગુનો એ જ છે કે કેન્યાની પ્રજાની ઇચ્છાવિરુદ્ધ જે અણગમતું રાજ્યબંધારણ બ્રિટિશ સરકાર ત્યાં ઠોકી બેસાડવા માગે છે એમાં આ સાતેય જણે પોતાનો સાથસહકાર આપવાની ના સંભળાવી દીધી છે.

કેન્યા તેમ જ આફ્રિકાના બીજા પ્રદેશમાંના મિત્રો પોતાની આ આકરી ઘડીએ ભારત તરફ આશાભરી મીંટ માંડી રહ્યા છે. કારણ તેઓને ભારતના આઝાદીપ્રિય પ્રાણની પિછાણ છે. દુનિયાના ગમે તે ભાગમાં પ્રવર્તી રહેલ શાહીવાદી દમન પ્રત્યેનો એનો વિરોધ જાણીતો છે. આથી જ ત્યાંની પ્રજાના નેતાઓએ પોતાના સાથીઓના બચાવ માટેના મોરચામાં સાથ આપવા ભારતની પ્રજાને અપીલ કરી છે.

એમની આ અપીલના જવાબમાં આપણા દેશમાં એક રાહત ને સહકાર-સમિતિ સ્થાપવામાં આવી છે ને એ સમિતિ આઝાદીના ચાહક એવા ભારતવાસીઓને વિનંતિ કરે છે કે, આ કાર્યમાં તમારાથી જે કંઈ થાય તે કરી છૂટશો: આફ્રિકન બંધુઓ પ્રત્યે આપણી ભાઈચારાની લાગણી વ્યક્ત કરવાની આ નક્કર તક છે.

તમારો ફાળો નીચેના ગમે તે સરનામે મોકલી આપશો.

| | |
|---|---|
| શ્રીમતી રામેશ્વરી નેહરુ | દાક્તર સુશીલા નાયર |
| ૮, લોદી રોડ એસ્ટેટ | ૧૯, રાજપુર રોડ |
| નવી દિલ્હી : ૩ | દિલ્હી નં. ૮ |

**(સહી) અરુણા અસફઅલી, સુશીલા નાયર, કાકાસાહેબ કાલેલકર, ફિરોઝ ચાંદ, શેહીર ગુલામ, કે. ગુણુમ, જ્ઞાનકુંવર વિદ્યાર્થી (કેન્યાના નેતાઓના બચાવ ને મદદ માટેની કમિટી.)**

## સોવિયેટ સંઘમાં "મૃચ્છકટિક"

પુશ્કીન નાટ્યગૃહે આ ફેબ્રુઆરી એપ્રિલના રોજ, (રાજા શુદ્રકકૃત સંસ્કૃત નાટક) "મૃચ્છકટિક"નો ૧૨૦મો પ્રયોગ રજૂ કર્યો આ નાટકમાં, સોવિયેટ સંઘના લોકકલાકાર બી. ચીકોવ બ્રાહ્મણ મૈત્રેયની રશિયન સમવાયના વિખ્યાત અભિનેત્રી કે. ફેદોરોવા વસંતસેનાની દાસી મદનિકાની, અભિનેત્રી કુઝનેત્સોવા ગણિકા વસંતસેનાની, અને એ ન્યાગ્ઝીખ ચારુદત્ત બ્રાહ્મણની ભૂમિકા ભજવે છે, તે સૌના સાહજિક અને શક્તિશાળી અભિનયથી પ્રત્યેક પ્રયોગમાં પ્રેક્ષકવર્ગ પ્રભાવિત થયો હતો. અત્યાર સુધીમાં "મૃચ્છકટિક" નાટક ૧૨૦,૦૦૦ કરતાંય વધારે મૉસ્કોવાસીઓએ જોયું છે.

આ નાટકનો પહેલો પ્રયોગ આજથી બે વર્ષ પહેલાં પુશ્કીન નાટ્યગૃહે પહેલીવાર રજૂ કર્યો હતો. આ નાટક (મૂળ સંસ્કૃત ઉપરથી) સોવિયેટ નાટકકારો વી. વિન્નકોવ અને યુ ઓસ્નોસે તૈયાર કર્યું છે.

"મૃચ્છકટિક" સોવિયેટ રંગમંચ ઉપર ભજવાયલું પ્રથમ ભારતીય નાટક ગણી શકાય. સર્વવિજયી પ્રેમનું તારક, હૃદયદ્રાવક અને અત્યંત કવિત્વમય નાટક મૉસ્કોમાં એનો પ્રથમ પ્રયોગ થયો ત્યારથી જ પ્રેક્ષકોને અત્યંત પ્રિય થઈ પડ્યું છે. દરેક પ્રયોગ વખતે નાટ્યગૃહ ખીચોખીચ ભરાઈ જાય છે. બે વર્ષથી આ નાટક ચાલી રહ્યું છે, છતાં એની ટિકિટ મળવી આજેય મુશ્કેલ બની રહે છે.

નાટકમાં અનેક હૃદયસ્પર્શી દશ્યો છે અને આર્યાકીની નેતાગીરી હેઠળ પ્રજાએ વિજય પ્રાપ્ત કર્યાની જાણ થતાં તો પ્રેક્ષકો એ સમાચારને આનન્દના ગગનભેદી પોકારોથી વધાવી લે છે.

નાયક ચારુદત્ત નાટકને અંતે જે શબ્દો બોલે છે, એ ભૂલ્યા ભૂલાય એવા નથી:

"શાસકો ન્યાયી હો! અનિષ્ટ અને દમનનો સદાને માટે નાશ થાઓ! આર્યાવર્તની સુખી પ્રજા હમેશાં મુક્ત અને સુખી રહો!" આ શબ્દોના ઉચ્ચાર સાથે જ તાળીઓના બુલંદ ગડગડાટ થાય છે જે પડદો પડ્યા પછીય ચાલુ રહે છે.

['તાસ' પત્રિકામાંથી]

## કોનો વિજય ?

લેખક : 'વિશ્વમિત્ર'
પ્રકાશક: ભારતી સાહિત્ય સંઘ (પ્રાયવેટ) લિમિટેડ,
ફર્નાન્ડીઝ બ્રિજ, ગાંધીરોડ, અમદાવાદ.
મૂલ્ય : સાડાચાર રૂપિયા.

ગોવર્ધનરામ, મુનશી અને રમણલાલે સરજેલા પાત્રોને કારણે આપણી નવલકથામાં પાત્રવિધાનની એક ધાટી બંધાઈ ગઈ છે. આથી વાર્તાનાં નાયકનાયિકા કોઈ ભાવના કે આદર્શ-વરેલાં, લોકોત્તર પ્રકૃતિનાં આલેખવા તરફનું વલણ વિશેષ રહે છે. પણ જીવનદર્શનમાં મૌલિકતાને ઊંડાણ નહિ હોય તો ભાવના કે આદર્શનુ નિરૂપણ છીછરું ને ફિસ્સું બની રહે. આ એક મોટું ભયસ્થાન છે. આદર્શોને ભાવનાઓ તો કાંઈ નવાં હોતાં નથી, પણ નવલકથાકાર એનાં વિશિષ્ટ માનસવાળા પાત્રોનાં કાર્ય દ્વારા એને કેવી અનોખી રીતે સિદ્ધ થતાં બતાવે બતાવે છે, તેમાં જ એની કસોટી છે. આદર્શનું બિંદુ પહેલે-થી નક્કી કરી તે તરફ નાયકનાયિકાને દોડાવવાં એના કરતાં નાયકનાયિકાનાં, વાર્તામાં જીવાતાં જીવનની રેખાથી ધીમેધીમે લેખકને અભિમત આદર્શ સૂચવાતો જાય એ રીતિ વધારે કલાત્મક બની રહે.

પ્રથમ દૃષ્ટિએ આ નવલકથા સામ્યવાદનો વિરોધ કરવાના આશયથી લખાઈ હોય એવી છાપ પાડે છે. એમ કહેવું હોય તો યે અમુક કક્ષાની બૌદ્ધિક તાલીમની અપેક્ષા રહે. આ વાર્તાનો ખલનાયક પ્રતાપ સામ્યવાદી છે. પ્રતાપ પ્રતાપી છે, ચંદ્રાને જ નહિ, વાર્તાના નાયક વિશ્વસ્તને સુદ્ધાં એ એની દલીલ કરવાની છટાથી આંજી દે છે. પણ આપણા લેખક તટસ્થ કલાકાર નથી. વિશ્વસ્ત પ્રતાપ જોડેની દલીલમાં દિવ્યતા ને આધ્યાત્મિકતાની વાત લાવે છે. બાકી વિશ્વસ્ત પણ હિંસામાં માને છે, સામ્યવાદના વિરોધને પોતાની મુખ્ય પ્રવૃત્તિ માનવાની હદે જઈને સંસ્થા સ્થાપે છે. ચંદ્રાને પોતાની તરફ વાળવાને માટે અને એમાં અંતરાયરૂપ બનતા વિશ્વસ્તને દૂર કરવા પ્રતાપ જો હડતાળ યોજે છે તો વિશ્વસ્તની સામ્યવાદ વિરોધી પ્રવૃત્તિના પ્રેરક બળ રૂપે ચન્દ્રાને માટેનું પ્રચ્છન્ન આકર્ષણ રહ્યું હોય એમ લાગ્યા વિના રહેતું નથી. વિનોદ આ વાત સ્પષ્ટ શબ્દોમાં કહે છે, ને ત્યારે વિશ્વસ્ત જે જવાબ આપે છે તે વિનોદને કે આપણને સંતોષે એવો નથી.

આમ આ ભાવનાપરાયણતા વાર્તાને બહુ ઉપકારક નથી નીવડી. ઊલટું, કેટલીક વાર ચર્ચાનો ઘોંઘાટ વધારે પડતો થઈ જાય છે. પાત્રોને 'તેજસ્વી' બનાવવાનો લોભ ને એમનાં અભિમાનને ટકરાવીને તણખા ઝરતા સંવાદ યોજવાનો શોખ આટલું આ લેખક મુનશીમાંથી લાવ્યા છે, તો રમણલાલનાં કેટલાંક પાત્રો પણ એમણે થોડા ફેરફાર સાથે પોતાની નવલસૃષ્ટિમાં આયાત કર્યાં છે. આમ છતાં પાત્રાલેખનમાં ઘણી કચાશ રહી ગઈ છે. એમાં પ્રમાણ-ભાન, માનસ લક્ષણના વિકાસમાં રહેલી સંકુલતાને સમજવાની સૂક્ષ્મ સૂઝનો અભાવ વરતાય છે. વિનોદનું પાત્ર આના નિદર્શનરૂપ છે. એ જે દિશા લે છે તે આકસ્મિક લાગે છે. એ પાત્ર આમ તો વાર્તામાં ગૌણ છે, પણ વિશ્વસ્ત જે નથી કરી શકવાનો તે વિનોદ પાસે કરાવીને લેખક જાણે પોતાનો, ભાવનાપરાયણતાનો, શોખ પૂરો કરે છે! આખરે ગાંધીજીની 'ટ્રસ્ટીશીપ'ની ભાવના નાયકનાયિકા સ્વીકારે છે.

લેખકની વાર્તાકાર તરીકેની કચાશ વસ્તુ–સંકલનની શિથિલતામાં વરતાઈ આવે છે. વાચકોને વચ્ચે વચ્ચે ઊભા રાખીને લેખક પાત્રનો પૂર્વ ઇતિહાસ કહેવા પણ બેસી જાય છે ચર્ચાઓમાં પુનરાવર્તન અસહ્ય બનવાની હદે પહોંચે છે તેને પણ લેખક ટકાવી શક્યા હોત. શરૂઆતમાં આ

ચર્ચાના અંતરાયને લીધે ધીમી ગતિએ આગળ વધતી વાર્તા પાછલા ભાગમાં આગ અને ખૂનોની મદદ મેળવીને ઝડપી બને છે. એમ કરવામાં પ્રતાપની દુષ્ટતાને વધુ પડતો ઘેરો રંગ ચઢાવી દેવાયો છે. બજરમાન, ગૌરવશીલ પણ આખરે પ્રતાપી પાત્રોને ચરણે ઢળતી મુનશીની નાયિકા જેવી ચન્દ્રા છે. પણ ચન્દ્રાને વિશ્વસ્ત તરફ વાળવાને માટે લેખકને જે ઘટનાઓ યોજવી પડી છે તે પૈકીની ઘણી તાલમેલિયા લાગે છે. મોટરનો અકસ્માત, શેઠ વિશ્વશનુ ખૂન–આ બધું છતાં વિશ્વસ્ત કે ચન્દ્રાનુ બદલાતું વલણ સ્વાભાવિક નથી લાગતું.

ભાષામાં કચાશ ઘણી છે. અમુક શબ્દોનો લેખકને મોહ છે. કેટલાક સંસ્કૃત શબ્દો, એમના સંકેતની સાચી સમજ વિના વપરાય છે. ' દેહયષ્ટિ 'ને બદલે ' દેહદષ્ટિ ' લેખકે એક કરતાં વધારે વાર વાપર્યો છે. આ ઉપરાંત ' વ્યક્તિત્વ ', ' વિહ્વળતા '–આવા કેટલાક શબ્દોનો અર્થ લેખકના મનમાં સ્પષ્ટ નથી. દા. ત. ' તેઓ વિહ્વલ થયા ને સ્થિર દષ્ટિથી ચંદ્રાને વિલોકી રહ્યા. ' સામ્યવાદીઓ સૌંદર્ય–પ્રકૃતિનું સૌંદર્ય પણ જીરવી નહિ શકે એમ લેખક માને છે ને એક કઢંગા વાકયમાં કહે છે : " આવા સૌંદર્યયુકત વાતાવરણના ભારથી પ્રતાપકુમારનું સામ્યવાદી હૃદય અત્યંત અશાંત થઈ કુ–કવિતાની ભૂમિકાને સાનુકૂળ થયું. " આવું જ કઢંગું ને ખૂંચે એવું બીજું વાકય : " ચંદ્રાની સમસ્ત દેહદષ્ટિ પરમ શાંત સૌંદર્યયુક્ત માદકતાથી લદબદી ઊઠી હતી. " આ ઉપરાંત, કેટલીકવાર અંગ્રેજી શબ્દોનો પણ લેખક અજબ ઉપયોગ કરે છે : " તેને ડર હતો કે કાંઈ વાત કરતાં પણ ટસલ થઈ જાય ! "

લેખકે થોડી બંગાળી કૃતિઓનો અનુવાદ કર્યો છે આથી બંગાળી લઢણનું જાણ્યેઅજાણ્યે એમનાથી અનુકરણ થઈ જાય છે. વિનોદની માતાની મરણવેળાની ઉક્તિ ( પૃ. ૧૨૨ ) શરદ્‌બાબુનું કોઈ પાત્ર બોલતું હોય એવી લાગે છે.

આ કચાશો દૂર કરીને નવલકથાના સ્વરુપ વિશેની સૂઝનો વિકાસ સાધવાની જરૂર છે .એ માટે શ્રેષ્ઠ કૃતિઓનું પરિશીલન એ એક મહત્વની જરુરિયાત છે. આશા રાખીએ કે લેખકના ઉત્સાહમાં સાધનાનો ઉદ્યમ ભળે અને એનાં સુન્દર પરિણામો ગૂજરાતી સાહિત્યને પ્રાપ્ત થાય.

—સુ. જો.

*

## નાટ્યશાસ્ત્ર અને આચાર્ય અભિનવ-ગુપ્તાચાર્ય

લેખક : કે. કા. શાસ્ત્રી
પ્રકાશક : પ્રિન્સિપાલ આર. સી. મહેતા.
ભારતીય સંગીત – નૃત્ય – નાટ્ય મહાવિદ્યાલય
મહારાજા સયાજીરાવ વિશ્વવિદ્યાલય, વડોદરા
પ્રાપ્તિસ્થાન : પ્રાચ્ય વિદ્યામંદિર, વડોદરા
મૂલ્ય : રૂ. ૨.૭૫

આ પુસ્તકમાં લેખકે ભારતીય સંગીત–નૃત્ય–નાટ્ય મહાવિદ્યાલયને ઉપક્રમે ભરતમુનિનું નાટ્યશાસ્ત્ર અને એના ઉપર ' અભિનવ ભારતી ' નામની ટીકા લખનાર અભિનવ-ગુપ્તનું અર્પણ—આ વિષય પર સમર્પક સ્વરૂપનાં આપેલાં ત્રણ વ્યાખ્યાનોનો સંગ્રહ છે. એ પૈકીના વ્યાખ્યાનમાં ચર્ચેલો, નાટ્યશાસ્ત્રમાં ચર્ચાયેલા વિષયોવાળો ભાગ જુદા ગ્રંથમાં છપાવાનો હોઈ, અહીં આપ્યો નથી. વ્યાખ્યાનો મુખ્યત્વે પરિચયાત્મક છે. નાટ્ય અને કાવ્ય જેવા લલિત વિષયનું નિરૂપણ લલિત શૈલીમાં થાય એવો કદાચ કોઈ આગ્રહ રાખે તેથી લેખક શરૂઆતમાં જ સ્પષ્ટ કહી દે છે: ' અહીં થયેલી ચર્ચા–વિચારણામાં આપને વિવેચનની કર્કશતા જ માત્ર મળશે. ' પરંતુ વિદ્યાર્થીઓને માટે પાઠ્યગ્રન્થ તરીકે યોજાતું પુસ્તક સુપપાઠ્ય હોય એવી અપેક્ષા રાખવી ગેરવ્યાજબી ન લેખાય. સંસ્કૃત ઉદ્ધરણોનો બધે સ્થળે અનુવાદ આપવામાં આવ્યો નથી. ' અભિનવ ગુપ્તની વિશિષ્ટતા ' વાળો ભાગ આપણી અપેક્ષાઓને પૂરી સંતોષતો નથી. રસસૂત્ર વિશેના અભિનવ ગુપ્તના સિદ્ધાંતના નિરૂપણમાં પણ આપણને આવો જ અસંતોષ રહી જાય છે. અભિનવ ગુપ્તની વિશિષ્ટતાની વાત કરતાં લેખક એને સુકોમળહૃદય ભક્ત તરીકે બિરદાવે છે ત્યાં એ લેખકના અંગત પક્ષપાતનુ દ્યોતક બની રહે છે. છતાં—શ્રી કે. કા. શાસ્ત્રીએ ચીવટ અને ચોકસાઈથી નાટ્યશાસ્ત્ર જેવી મહત્ત્વની કૃતિ વિશે જે માહિતી ઉપલબ્ધ કરી આપી છે તે બદલ આપણે પ્રકાશક સંસ્થાના તથા એમના ઋણી છીએ.

—સુ. જો.

*

## ધરતીનું સૌંદર્ય

લેખક : પ્રબોધ મહેતા
પ્રકાશક : સ્મૃતિ સાહિત્ય મંદિર, ઉમરગોઠણ, વીરાર, (મુંબઈ)
કિં. રૂ. ૩-૮-૦

ચારેક નવલકથાના લેખક ના. પ્રબોધ મહેતાની આ નવલ સાવ નબળી છે. કાશ્મીરને એમણે નવલની પશ્ચાદભૂ તરીકે લીધુ છે. મુંબઈનો એક તરવરાટભર્યો જુવાન પત્રકાર નાયક તરીકે ઝડીયો છે. કાશ્મીરની બે યુવતીઓને નાયિકા અને ઉપનાયિકા બનાવી છે અને ભારત-પાકિસ્તાનના કાશ્મીર અંગેના ઝઘડાઓ 'વસ્તુ' તરીકે છે. આટલો બધો સભર અને સુસજ્જ કરી શકાય તેવો સરંજામ હોવા છતાં અંતે શૂન્ય ! એકે પાત્ર ઉપસતું નથી. એકે બના ચોટ સાધતો નથી. એકે વર્ણન કશી પણ-કંટાળા સિવાય અસર ઉપજાવતું નથી. પત્રકાર હોવા છતાં નાયકને એનું પત્રકારત્વ નિરર્થક બની રહે છે. નવલકથા વારંવાર એક સસ્તી જાસૂસી વાર્તામાં ઢળી પડે છે. વાર્તાની છેલ્લી દશ્યરચના ચિત્રપટનો ચોખ્ખી અસર (!) બતાવે છે. મુદ્રણમાં અનેક અક્ષમ્ય ભૂલો છે.

*

## કલ્યાણી :

લેખક : લાલભાઈ ભટ્ટ
પ્રકાશન : રૂપમ્ પ્રકાશન મંદિર ૬૯—૮૭ કેથેડ્રલ સ્ટ્રીટ, મુંબઈ. ૨
કિં. રૂ. ચાર

નારીનું જીવન કેવું છે ? પરાધીન—સાવ પરાધીન. મોંપાસાની પેલી ખ્યાતનામ નવલકથા 'વુમન્સ લાઈફ' માંથી પ્રેરણા મળી હોય એમ આ 'કલ્યાણી' લખાઈ છે—ઉત્સાહપૂર્વક લખાઈ છે. સમાજે પરણાવેલા પતિથી ત્રાસેલી કલ્યાણી નાસી છૂટે છે; સ્વાભાવિક રીતે જ આત્મહત્યાના માર્ગે વળે છે. ત્યાં નાયક ઇજનેર સ્વાભાવિક રીતે બચાવે છે અને નવલકથામાં બનતું આવ્યું છે તેમ બન્ને વગર પરણે પતિપત્ની તરીકે સાથે રહે છે. અદેખા સમાજથી તે સહન થતું નથી નાસી છૂટેલી પત્નીની તલાશમાં મૂળ પતિ પોલિસનો આશરો લે છે પણ ખુદ કાયદો હાથમાં લઈને પત્ની પતિ પાસે જવાનો ઈન્કાર કરે છે.

નવલકથામાં જ બને એમ પતિ હાથ ઘસતો રહી છૂપા કાવાદાવા રચવાની દિશા પકડે છે. એક દંભી અને સમાજને નામોશી રૂપ વિપ્ર ખલનાયક બને છે. શ્રીમા ગહેલી વાત્સલ્યની લાગણીને ઉશ્કેરી અસલનાં પતિનાં બાળકોને મળવા તેને પ્રેરે છે. પત્ની તરીકે નહીં પણ માતા બની 'કલ્યાણી' પોતાના અસલ ઘરભણી પગલાં માંડે છે, પણ ક્રોધીલો પતિ તેને આવકારવાને બદલે તેનું ખૂન કરે છે. ખૂની પતિ પોલીસને શરણે જાય છે અને વાર્તા પૂરી થાય છે

કદાચ સારી બની શકે એવી વસ્તુ ધરાવતી નવલકથા સારી બનતી અટકી ગઈ છે. લેખક પાસે ઠીક કહી શકાય તેવી શૈલી છે પણ સ્વસ્થતા નથી વસ્તુ છે પણ માવજત નથી. લેખકે ધ્યાનમાં રાખેલી વસ્તુને વફાદાર રહી, પ્રણય તોફાનોના વર્ણનના ખોટા પ્રલોભનમાં તણાયા વિના, ઉત્સાહને સંયમમાં રાખી સ્વસ્થતાપૂર્વક લખ્યું હોત તો છે તેના કરતાં હિંચા બરની નવલકથા મળત ખરી. આમ છતાંય 'કલ્યાણી' વાચનક્ષમ છે ખરી.

*

## અંતે તો તમારી જ (ત્રિઅંકી) :

લેખક પ્રકાશક : મધુકર રાંદેરિયા ૫, અરદેશર દાદી ક્રોસ મેન, સી. પી. ટેન્ક મુંબઈ ૪
કિં. ૧.૫૦

આ એક ભજવવા જેવું સારી રીતે ભજવાય તો, પહેલા બે અંક સુધી તો સારી રીતે ઊંચકાય તેવું નાટક છે. લેખક પોતે અદાકાર અને દિગ્દર્શક હોવાથી નાટકની તખ્તા લાયકી માટે કહેવાનુ રહેતું નથી. એમણે તખ્તાને જ લક્ષમાં રાખ્યો છે. આજ કાલ યુવક-યુવતીઓમાં જે અદાકાર થવાનો અને 'રંગભૂમિ' ધ્રુજાવવાનો અભખરો ફાટી નીકળ્યો છે તેના ઉપર લેખકે સારો એવો કટાક્ષ કર્યો છે. રંગભૂમિ એ જીવન નથી પણ જીવન એ રંગભૂમિ છે એનુ આ નાટકમા યથાર્થ દર્શન કરાવ્યું છે. માત્ર ત્રીજો અંક—સમાપન—નબળો જાય છે કારણકે નાટકનો અંત અમુક જ લાવવાનો છે એવું નાટ્યકારે પહેલાંથી વિચારી ગખેલું જણાય છે; પરિણામે અંત એકદમ, અચાનક અને અસ્વાભાવિક રીતે આવી જાય છે, જે આખા નાટકની અસરને મારી નાંખે છે. બાકી સંવાદો ચટકીલા છે. દશ્યરચના કુશળ છે—પ્રસંગો ઉપસી આવ્યા છે. પણ નાટક તો ભજવાએવું

જોવાય ત્યારે જ એની વધારે કિંમત સમજાય. આ નાટક ભજવવા માટેનું જ છે.

*

## વિશ્વસાહિત્યની વાર્તાઓ

અનુવાદકો : ભોગીલાલ ગાંધી અને સુભદ્રા ગાંધી
પ્રકાશક : ચેતન પ્રકાશનગૃહ લિ. રામજી મંદિર પોળ, વડોદરા
કિં : રૂ. સાડા પાંચ

વિશ્વની પ્રમુખ ભાષાઓ—ફ્રેંચ, રશિયન, જર્મની, અંગ્રેજી, ચીની, જાપાની, સ્વીડીશ, ઝેક, આયરિશ વગેરે અઢાર ભાષાઓમાંથી ચૂંટી કાઢેલી પચ્ચીસ વાર્તાઓનો આ સંગ્રહ છે. ઉપરાંત પ્રા. સુરેશ જોષી લિખિત ૪૫ પાનાંનો "પશ્ચિમમાં ટૂંકી વાર્તાનો વિકાસ"નો માહિતીપૂર્ણ પ્રવેશક પણ સાથે જોડેલો છે; જે વાર્તા અને વાર્તાકારને સમજવામાં સહાયભૂત બની રહે છે. દુનિયાના અન્ય દેશોમાં નવલિકાનું સ્વરૂપ કેટલું બધું વિકસ્યું છે. તેનો જેમ આ વાર્તાઓ વાંચતાં ખ્યાલ આવે છે તેમ આપણી ગુજરાતી નવલિકાઓ કેટલી પાંગળી છે તેનો પણ વિચાર આવે છે જ. સારી વાર્તા કેટલી ચિરસ્મરણીય બની રહે છે તેનો આ સંગ્રહ સચોટ એવો પુરાવો પૂરો પાડે છે.

સંપાદકોએ ખરેખર ગુજરાતના અલ્પધન નવલિકા સંગ્રહ દ્વારા સારો એવો ઉમેરો કર્યો છે, સાહિત્યમાં આ એટલું જ નહીં પણ ઊગતા વાર્તાકારો સમક્ષ વિશ્વનું નવલિકા–નવનીત પણ ધર્યું છે.

*

## અનોખી પ્રીત

અનુવાદક : ભોગીલાલ ગાંધી
પ્રકાશક : ઉપર મુજબ
કિં. રૂા. ૨–૭૫.

બે મશહૂર પ્રેમકથાઓનો આ અનુવાદ છે. એક છે 'કાર્લ એન્ડ અના' અને બીજી ટાગોરની 'નષ્ટનીડ'—'અનોખી પ્રીત' અને 'વીંખાયેલો માળો'ના નામે. બન્ને વાર્તાઓ અત્યંત હૃદયંગમ છે. પણ એક વાતનું સૂચન કરવાનું મન થાય છે. પહેલી વાર્તા 'અનોખી પ્રીત'માં અનુવાદકે "શંકર કેશવ અને રેવા" એવા તળપદાં ગુજરાતી નામો શા સારું પસંદ કર્યાં હશે ? કારણ કે સુજ્ઞ વાંચક તો તુરત જ પરદેશી વાતાવરણ પરખી જાય છે. અમારા મતે તો આવી રસદાયક વાર્તાઓમાં વિશેષનામો ભાગ્યે જ આડે આવે છે.

*

## ફાલતાં ફૂલ :

લેખક : નટવરલાલ અધ્વર્યુ
પ્રાપ્તિસ્થાન : રવાણી એન્ડ કંપની રીચીફ રોડ, અમદાવાદ
કિં. બે રૂપિયા

માધ્યમિક શાળાઓમાં ઇતર વાચન માટેનો આ નવલિકા સંગ્રહ છે; અને એ રીતે આવકાર્ય છે.

'કાશ્યપ'

*

## વડોદરા રાજ્યની સાહિત્ય પ્રવૃત્તિ

લેખકો : ભરતરામ ભા. મહેતા તથા
રમણિકરાય શ્રીપતરાય દેસાઈ
પ્રકાશક : મ. સ. વિશ્વ વિદ્યાલય : વડોદરા.
કિંમત : રૂ. ૩=૮૫.

ગયે વરસે વડોદરામાં PEN (ભારતીય લેખક પરિષદ)-નું ૪ થું અધિવેશન મળ્યું હતું. તે પ્રસંગે, સૈકાંઓથી અસ્ખલિત રીતે વહેતી આવેલી વડોદરાની સાહિત્યધારાનો, શકય તેટલી બધી માહિતી સાથેનો પરિચય આપતો આ નાનકડો ગ્રંથ પ્રકટ કરવામાં આવ્યો હતો તે સર્વથા ઉચિત હતું.

વડોદરા રાજ્યની સ્થાપના ૧૭૩૪થી થઈ ગણાય અને વડોદરાનું સ્વતંત્ર રાજ્ય વિલીન થયું ૧૯૩૯માં. આ બસો વર્ષ દરમ્યાન વડોદરાની સંસ્કારિતાને (અને તે રીતે ગુજરાતને) ઓપ આપનારાં વર્ષો ૧૮૭૫થી ૧૯૩૯નાં (ત્રીજા સયાજીરાવ ગાયકવાડના રાજ્યકાળ દરમ્યાનનાં) હતાં. આ ગ્રંથમાં પ્રથમ ૧૭૨૩થી ૧૮૭૫ સુધીનાં ૧૫૦ વર્ષમાં વડોદરાના તાબાનાં વડોદરા, દહેગામ, નવસારી, કલોલ, વડનગર, ડભોઈ, ચાણોદ, પાટણ, વિજાપુર, સિદ્ધપુર વગેરે મુખ્ય કેન્દ્રોના સાહિત્યકારોનો ઉલ્લેખ મળે છે, અને ત્યાર બાદ ત્રીજા સયાજીરાવે મરાઠી–ગુજરાતી સાહિત્યને પરિપુષ્ટ કરવા આરંભેલી સાહિત્ય-પ્રવૃત્તિઓનો વીગતવાર પરિચય પ્રાપ્ત થાય છે. તેમાં લેખકોને મહેનતાણું આપી ગ્રંથો તૈયાર કરાવવાની પ્રવૃત્તિ ઉપરાંત

લેખકોએ પોતે પ્રગટ કરેલ ગ્રંથોની ખરીદી કરીને તથા, આર્થિક મદદ આપવાની યોજનાનો પણ સમાવેશ થાય છે. 'સંસ્કૃત-શોધક' નામનું એક જુદું ખાતું ઊભું કરી, તે યુગના પ્રખર વિદ્વાન શ્રી. મણિલાલ નભુભાઈ દ્વિવેદીને તેના સંચાલકપદે નીમીને કરવામાં આવેલું સંશોધનકાર્ય મહત્ત્વનું છે. તે જ રીતે 'પ્રાચીન કાવ્યમાળા' અને 'પ્રાચીન કાવ્ય ત્રૈમાસિક'નું સંચાલનનું કાર્ય શ્રી હરગોવિંદદાસ કાંટાવાળા તથા નાથાશંકર શાસ્ત્રી હસ્તક 'શ્રી સયાજી જ્ઞાન મંજૂષા ગ્રંથમાળા' તથા 'બહુભાષા શબ્દકોશ'નું કાર્ય શ્રી. ત્રિ. ક. ગજ્જર હસ્તક અને હિંદુ ધર્મશાસ્ત્રના પુસ્તકો તદ્‌વિદ શાસ્ત્રીઓ દ્વારા તૈયાર કરાવવામાં આવ્યું હતું. આ પાયાનાં કાર્યો વિષે તથા ત્યાર બાદની વિવિધ પ્રવૃત્તિઓ વિષે આ ગ્રંથમાં સભર માહિતી આપવામાં આવેલી છે અને બાદ ૨૩ ગ્રંથમાળાઓ દ્વારા પ્રગટ કરવામાં આવેલ પુસ્તકોની વિગતવાર યાદી જોડવામાં આવી છે.

આ રીતે આ પુસ્તક સહેલાઈથી ઉપલબ્ધ નથી એવી ઉપયોગી માહિતી પૂરી પાડે છે. **સો૦**

*

## મુંબઈ રાજ્યનાં કેટલાંક કૃષિકેન્દ્રો

લેખક : સ્વ. શ્રી. માર્તંડ શિવભદ્ર પંડ્યા.
પ્રકાશક : મહારાજા સયાજીરાવ વિશ્વવિદ્યાલય, વડોદરા.
શ્રી સયાજી ગ્રામવિકાસમાળા પુષ્પ. ૨૪૬ :
કિં. ૦-૯-૦

આ પુસ્તિકામાં મુંબઈ રાજ્યમાં સ્થપાયેલાં કુલ ૬૪ જેટલાં કૃષિકેન્દ્રોની વિગત આપવા પ્રયાસ થયો છે તે ખરેખર પ્રશંસનીય છે. કેટલાંક બંધ થયેલાં કૃષિસંશોધન કેન્દ્રો વિશે પણ વિગત અપાઈ છે એથી ખેતીમાં રસ લેતા ભાઈઓ મુંબઈ રાજ્યમાં સ્થપાયેલાં કુલ કેન્દ્રો પર થયેલાં કામની વિગત પણ જાણી શકે. લેખકે માહિતી મેળવવા સારો એવો પ્રયત્ન કર્યો છે. પરંતુ ગુજરાતના ખેડૂતોને ઉપયોગી એવી વિગત જેવી કે સંકરણ કરવાની રીત, કેન્દ્ર અમુક જ ગામે સ્થપાયાનાં કારણો વગેરે આપી શકત અને તેથી ખેડૂતોને સારું એવું માર્ગદર્શન પણ મળત. છતાંય આવાં પુસ્તકોની સંખ્યા નજીવી છે તેમાં એક સારો એવો ઉમેરો છે એમ કહ્યા વિના ચાલી શકે તેમ નથી.

સંજોગો અનુસાર પુસ્તકોની ઓછી કિંમત ન પોષાય છતા આ દિશામા પ્રયત્ન કરવો આદરણીય ગણાય.

— 'કૃષિકાર'

*

## રાસતરંગિણી (દસમી આવૃત્તિ)

લે. : દામોદર ખુ બોટાદકર
સં. જમુભાઈ વ. દાણી
પ્ર. એન. એમ. ત્રિપાઠી પ્રા. લિ. મુંબઈ-૨
મૂલ્ય : ૮૦ નયા પૈસા

આપણા તહેવારોમાં રાસગરબાનુ સ્થાન મહત્ત્વનું હતું. એ મહત્ત્વ આજે ભૂલાતું જાય છે. એનું સ્થાન આજકાલ ફિલ્મી ગીતોના ઘોંઘાટ કરનાર ધ્વનિવર્ધકોએ લીધું છે. એમાં કયું કલ્યાણ રહેલું છે તે મને સમજાતું નથી. એને બદલે ગરવી ગુજરાતણનાં સૂરીલાકંઠ રાસગરબાની હૃદયંગમ હલકથી વાતાવરણ ભરી દે એવું કોણ નહીં ઇચ્છે?

ગૃહજીવનની શાંતિ, એની મીઠાશ અને એના નાજુક ભાવો વર્ણવતા રાસની ગુજરાતને લહાણ કરનાર કવિઓમાં સ્વ. બોટાદકરનું સ્થાન આગલી હરોળમાં છે. 'રાસતરંગિણી'માં એમની ઉત્તમ કૃતિઓનો સમાવેશ કરવામાં આવ્યો છે. શબ્દાર્થની સરળતા અને લયની મધુરતા સ્થળે-સ્થળે પ્રકટ થાય છે. આ પુસ્તિકાની કિંમત પણ પ્રમાણમાં ઓછી છે આશા છે કે ગુજરાતી બહેનો એને આવકારશે.

**અ. બ્ર.**

# વિજ્ઞાન-વિકાસ શ્રેણી [૧૦ પુસ્તક]

લેખક : દેવીપ્રસાદ * અનુ : સુભદ્રા ગાંધી

રૂ. ૧૯-૨૫નો સેટ રવાનગી ખર્ચ સાથે રૂ. ૧૨માં

## યમરાજ સામે લડાઈ

હજાર હજાર રોગો યમરાજના દૂત જ ગણાય ને ? માનવીએ હજારો વરસો દરમ્યાન વિજ્ઞાનની નવી શોધખોળો કરી એ યમરાજ સામે કેવી લડાઈ આદરી છે—એની વિજ્ઞાનવાર્તા અતિ માહિતીપૂર્ણ, રસમય અને બોધક શૈલીમાં અહીં રજૂ થઈ છે.

૨૯ ચિત્રો રૂ. ૧-૫૦

## શયતાનના સામ્રાજ્યમાં

રોગ યમરાજના દૂત છે; તો રોગના જંતુઓ રોગ-રાક્ષસની સેના છે ! આ સેના કેવી રીતે જન્મે છે, આક્રમણ કરે છે અને માનવજાત ઉપર જીવલેણ સામ્રાજ્ય જમાવી દે છે... તથા વિજ્ઞાનીઓએ એની સામે કેવી જબરજસ્ત જેહાદ ચલાવી માનવજાતને આરોગ્ય બક્ષવામાં અદ્‌ભુત સિદ્ધિઓ હાંસલ કરી છે તેનું રોચક પ્રેરક બયાન અહીં પ્રાપ્ત થાય છે.

૪૫ ચિત્રો રૂ. ૨-૫૦

## વિજ્ઞાનયાત્રા

હજારો વર્ષથી વહેમ અને અજ્ઞાનમાં સબડતી માનવજાતને વિજ્ઞાને જ્ઞાનરૂપી દીવો અને પુરુષાર્થની શ્રદ્ધા બક્ષ્યાં છે. એ માટે જગતભરના વિજ્ઞાનીઓએ કેટકેટલાં દુઃખ, દમન અને કષ્ટ વેઠ્યાં છે ! આ ચમત્કારિક પ્રેરક કથા અહીં રજૂ થઈ છે.

૨૩ ચિત્રો રૂ. ૨-૫૦

## ગાડામાંથી મોટર * હોડીમાંથી આગબોટ

૨૦ ચિત્રો : રૂ. ૧-૦૦ ૧૫ ચિત્રો : રૂ. ૧-૫૦

માણસજાતે વાહનવ્યવહારમાં ભારે પરિવર્તનો સિદ્ધ કર્યાં : ગાડામાંથી મોટર ને હોડીમાંથી આગબોટ !

**આ વિકાસની રસિક કહાણી : લેખક : હર્ષવદન શાહ**

## આરોગ્યની બાળપોથી
## પહેલું સુખ તે જાતે નર્યા

લે. : ડૉ. **શિવપ્રસાદ ત્રિવેદી** : બહુ જ સરળભાષામાં સૌને ઉપયોગી એવી આ પુસ્તિકાને **શ્રી. બબલભાઈ** મહેતાએ ઉમળકાપૂર્વક આવકાર આપ્યો છે. રૂ. ૧-૫૦

## પૂછડાં ને પાંખો

આપણી આસપાસનાં સુપરિચિત અને અનેક અપરિચિત પશુઓ તથા પંખીઓની ખાસિયતોથી આપણે કેટલા બધા અજાણ છીએ ? પરંતુ આ ખાસિયતો કેટલી બધી અજાયબ છે, એ તો આ પુસ્તક વાંચ્યાથી જ ખ્યાલ આવશે.

આશરે ૫૦ ચિત્રો રૂ. ૩-૦૦

લેખક : ડૉ. શિવપ્રસાદ ત્રિવેદી

*

**મુંબઈ સરકારના શિક્ષણખાતાએ ઇતર વાચન તરીકે માન્ય કરેલ**

## રસોડાની મુસાફરી

આપણા રસોડામાં આપણે રોજ અગ્નિ બળતો જોઈએ છીએ; રસોઈ રંધાતી જોઈએ છીએ; વિવિધ ધાતુઓનાં વાસણો વગેરે જોઈએ છીએ. આ બધાં જોવા છતાં એ બધાનાં મૂળસ્થાન, વિકાસ, ગુણો અને તેની પાછળના વિજ્ઞાનના સિદ્ધાન્તોની સમજ આપણને ભાગ્યે જ હોય છે.

આ પુસ્તિકા આવું જ્ઞાન રમતિયાળ શૈલીમાં આપે છે.

## ઘરની મુસાફરી

આપણા ઘરમાં રોજ આપણે કપડાં, કબાટ અને જરૂરિયાતની અનેક વસ્તુ-ચીજો જોઈએ છીએ. આ બધાં પાછળની અદ્‌ભુત વિજ્ઞાનકથા આ પુસ્તિકા અતિશય દિલજસ્પદાર સ્વરૂપે કહી જાય છે.

ઉપરાંત

## કેટલા વાગ્યા ?

આદિકાળથી માણસ આકાશના ગ્રહો અને સૂર્યના પડછાયાથી તથા અનેક અવનવી તરકીબો દ્વારા સમયને માપતો રહ્યો છે...તેમાંથી આજે તો ટાવરનાં જંગી ઘડીઆળો ને કાંડા ઘડીઆળો તથા ભાતભાતની સમયઘડીઓ બની રહી છે. જુદા જુદા દેશોમાં થયેલા આ અખતરાઓની ખૂબ જ રોમાંચક કહાણી અહીં રજૂ થઈ છે.

[ એમ. ઇલિનનાં પુસ્તકો ઉપરથી ]

ત્રણે પુસ્તિકાના લેખક : શંકરલાલ શાહ

**દરેકની કિંમત રૂ. ૧-૨૫**

ચેતન પ્રકાશન ગૃહ લિ. રામજીમંદિર પોળ-વડોદરા


Alembic

# બીજા વિશ્વયુદ્ધને અંતે–

# એશિયાઈ-આફ્રિકી જાગ્રતિ

• ૧૯૪૭ના એપ્રિલમાં 'એશિયન રિલેશન્સ પરિષદ'ની તૈયારી દિલ્હીમાં થઈ. એમાં એ વાત સ્પષ્ટ જાહેર કરવામાં આવી કે, વિશ્વશાંતિ જો ખરેખરી ટકાઉ બનાવવી હોય તો, એશિયાઈ પ્રજાઓની આઝાદી અને આબાદી વિના તે અશક્ય જ ગણાય. અને ત્યાં એશિયાઈ દેશોના પારસ્પર સંપર્કની દિશામાં વિચારણા થઈ.

• ૧૯૪૯ની જાન્યુઆરીની તા. ૨૦થી ૨૩ના દિવસોમાં દિલ્હી ખાતે ઇન્ડોનેશિયા-પરિષદ થઈ. તેમાં અફઘાનિસ્તાન, ઓસ્ટ્રેલિયા, બ્રહ્મદેશ, સિલોન, ઇજિપ્ત, ઇથિયોપિયા, ભારત, ઇરાક, લેબનોન, પાકિસ્તાન, ફિલીપીન્સ, સાઉદી અરબીઆ, સિરિયા અને યેમન-આટલાં રાજ્યોના પ્રતિનિધિઓ હાજર હતા. એમણે પ્રતિનિધિઓ દ્વારા તથા યુનો દ્વારા પરસ્પર સંપર્ક સાધવાનો નિર્ણય લીધો હતો.

* ૧૯૫૦માં બાગુઈઓ પરિષદ મનિલા (ફિલિપિન્સ)માં મળી. તેમાં ઓસ્ટ્રેલિયા, સિલોન, ભારત, પાકિસ્તાન તથા ફિલિપિન્સ, થાઈલેન્ડ અને ઇન્ડોનેશિયાના સંયુક્ત રાજ્યોના પ્રતિનિધિઓએ ભાગ લીધો. આ પરિષદમાં રાજકીય સંપર્ક ઉપરાંત, સામાજિક-શૈક્ષણિક ક્ષેત્રે વધુમાં વધુ પરસ્પર સહકારનો વિચાર થયો.

## કોલમ્બો–પરિષદ

* ૧૯૫૪ મે ૨ : દક્ષિણ-પૂર્વ-એશિયાના વડા પ્રધાનોની પરિષદ કોલમ્બો તથા કેન્ડી ખાતે મળી, તેમાં બ્રહ્મદેશ, સિલોન, ભારત, ઇન્ડોનેશિયા અને પાકિસ્તાનના વડા પ્રધાનો મળ્યા. ત્યાં દૂર પૂર્વના અને એશિયાઈ પ્રદેશોની શાંતિના સવાલો ચર્ચાયા; અને હિંદી-ચીન (ઇન્ડો-ચાઇના)માં લાંબા સમયથી ચાલતી લડાઈને કારણે ત્યાંની પ્રજાની આઝાદી અને એશિયાઈ શાંતિ ભયમાં મુકાયાનો અભિપ્રાય વ્યક્ત કર્યો અને તત્કાલ 'યુદ્ધ-વિરામ' જાહેર કરી દઈ, એક પક્ષે ફ્રાન્સ અને બીજે પક્ષે ઇન્ડોચાઇના તથા વિયેતમિન્હનાં ત્રણ સાથી રાજ્યો વચ્ચે મંત્રણા આરંભી દેવાનું સૂચન કર્યું. વળી આ પરિષદે જ કમ્યુનિસ્ટ ચીનને યુનોમાં સ્થાન આપવા અંગે સર્વસંમત વિચારણા કરી.

પરંતુ ખાસ તો, આ પરિષદમાં સંસ્થાનવાદ સામે સખત ટીકા કરવામાં આવી અને સંસ્થાનવાદની હયાતી જ મૂળભૂત માનવીય અધિકારોની વિરોધી છે, તથા એ જ તો વિશ્વયુદ્ધનો ફણગો છે, એવું સ્પષ્ટપણે જાહેર કર્યું.

એટલું જ નહિ, યુરોપ શાહીવાદને હસ્તક રીબાતાં ટ્યુનિશિયા તથા મોરોક્કો (આફ્રિકાનાં)ની સમસ્યા પર વિચારણા કરી સ્પષ્ટ અભિપ્રાય વ્યક્ત કર્યો કે, આ દેશોની રાષ્ટ્રીય સ્વાધીનતાનો સ્વીકાર થવો જ જોઈએ; અને સ્વનિર્ણયનો અધિકાર તેમની પ્રજાને હસ્તક જ હોઈ શકે.

વધુમાં, મધ્યપૂર્વ (પશ્ચિમ એશિયા)-માં પેલેસ્ટાઇનમાં આરબ નિર્વાસિતોની યાતનાઓની ચિંતા વ્યક્ત કરી, તેમને તેમની ભૂમિમાં પુનઃસ્થાપિત કરવા યુનોને સૂચવ્યું.

* ૧૯૫૪ જૂન ૨૮ : ભારત અને ચીનના વડા પ્રધાનોએ પંચશીલના સિદ્ધાન્તોનો સ્વીકાર કર્યો.

* ૧૯૫૪ ડિસેમ્બર ૨૯ : બોગર ખાતે બ્રહ્મદેશ, સિલોન, ભારત, ઇન્ડોનેશિયા, પાકિસ્તાનના વડા પ્રધાનો ભેગા થયા. ત્યાં એશિયન- આફ્રિકન પરિષદની વિચારણા કરી.

## બાંડુંગ પરિષદ

૧૯૫૫માં મળેલી બાંડુંગ પરિષદનો ફાળો આ જાગ્રતિ માટે અપૂર્વ ગણાય

• ૧૯૫૫ : એપ્રિલ ૧૮ : બાંડુંગ (ઇન્ડોનેશિયા) ખાતે એશિયાઈ આફ્રિકી પરિષદ મળી હતી.

આ પરિષદ ઐતિહાસિક બની ગઈ હતી. જાણે પહેલી જ વાર સમસ્ત એશિયા-આફ્રિકાની પ્રજા એક અવાજે દુનિયાના સમગ્ર સંસ્થાનવાદને ઉઘાડો પડકાર દેતી ઊભી હતી!

એથી જ તો આ પરિષદમાં ભંગાણ પાડવાના પ્રયાસો શાહીવાદ તરફથી થયા વિના ન રહ્યા—પાકિસ્તાન, સિલોન, ફિલિપિન્સ, થાઈલેન્ડ અને ઇરાકના તે સમયના રાજ્યકર્તા વર્ગો દ્વારા પ્રયાસો થયા પણ ખરા. આમ છતાં, એશિયાઈ-આફ્રિકી પ્રજાનો મિજાજ જ આ વખતે જુદો હતો. ૩૦ રાષ્ટ્રોએ પંચશીલને અપનાવી સ્વાધીનતા અને સમાનતાની, બંધુતા અને શાંતિની ઘોષણા કરી હતી. આ ઘોષણાને અવગણવાનું જગતના શાહીવાદો માટે અશક્ય બની ગયું હતું.

## આફ્રિકા

ટ્યુનિશિયા, અલ્જેરિયા, કેન્યા, ઘાના વગેરે તો સ્વાધીનતાના ઇતિહાસનાં ઊજળાં પાનાં આલેખી ચૂક્યાં છે અને ઇજિપ્તે પ્રાપ્ત કરેલી સિદ્ધિ બેનમૂન છે.

[ વિશ્વમાનવ : ઓગસ્ટ '૫૯

# મધ્યપૂર્વ (પશ્ચિમ એશિયા) : શાહીવાદનો ગળાફાંસો

ઈરાન, ઈરાક, સિરિયા, જોર્ડન, લેબનોન, સાઉદી અરેબીઆ, ટર્કી, યેમેન—

•

મોટા ભાગનાં આ રાજ્યોમાં રાજાશાહી જીવંત છે : પાર્લામેન્ટો છે ત્યાંય રાજાઓને હસ્તક અસાધારણ સત્તાઓ છે.

તાજેતરના બંડ પૂર્વે ઇરાક, ઇરાન, જોર્ડનમાં બંધારણીય રાજાશાહી હતી; તો સાઉદી અરેબીઆમાં અને ટર્કી, યમનમાં સર્વ સત્તાધીશ રાજાશાહી રહી છે.

સિરિયા સંયુક્ત આરબ પ્રજાસત્તાકમાં શામેલ થયું તે પૂર્વે ઉપરાઉપરી ફોજી કાવતરાંનો તે પ્રદેશ રહ્યો હતો.

આ પ્રદેશોમાં ધાર્મિક પક્ષાપક્ષી પુષ્કળ છે. ખ્રિસ્તી, મુસ્લિમ અને ઇતર ધર્મો અને જાતિઓનો શંભુ મેળો છે. લોકશાહીની પ્રણાલી નહિ જેવી છે અને મુખ્યતઃ બ્રિટિશ વર્ચસ્વ રહ્યું છે; હવે અમેરિકી વર્ચસ્વ વધી રહ્યું છે. આ પ્રદેશમાં શાહીવાદીઓનાં મુખ્ય બે હિત છે :




* દુનિયાના મોટામાં મોટાં તેલ-(પેટ્રોલ)ના અહીં મથકો છે.

* રશિયા સામેના ફોજી મથકો અહીં ઊભાં કર્યાં છે.

## ઇજીપ્તના રાહે

પરંતુ ઇજીપ્તના પ્રમુખ નાસરે ૧૯૫૬-માં બ્રિટિશો સામે સુએઝના સવાલ ઉપર જે હિંમત અને દૃઢતાથી રાષ્ટ્રીય અસ્મિતાનું ગૌરવ કરતું પગલું ભર્યું તે પછી આફ્રિકા અને પશ્ચિમ એશિયાઈ રાષ્ટ્રોનો જાણે આખો ચહેરોમહોરો પલટાઈ ગયો છે અને શાહીવાદી સત્તાઓની ધારણાઓ અને રમતની ઇમારત કડડભૂસ તૂટી રહી છે !

લેબનોન, ઇરાક, જોર્ડન સાચી આઝાદીને પંથે પળી ચૂક્યાં છે...રહ્યાંસહ્યાં એમની ભણી મીંટ માંડી તૈયારી કરી રહ્યાં છે.

## ઈરાકનો ભડકો

તા. ૧૪મી જુલાઈના ઐતિહાસિક દિને* ઈરાકની ઐતિહાસિક ભૂમિ પર રાષ્ટ્રવાદીઓએ રાજાશાહીનું દફન કરી પ્રજાસત્તાકનો ધ્વજ ફરકાવ્યો.

નવી સરકારે સત્તામાં આવતાં જ ઇજિપ્ત સાથે દોસ્તીનો હાથ લંબાવ્યો છે; અને ઇજીપ્ત, ચીન તથા રશિયાએ તત્કાલ, અને ભારતેય હવે તો, આ નવી રાજ્યસત્તાને માન્યતા આપી દીધી છે.

ઈરાકની ક્રાંતિએ કેવળ પોતાના દેશની રાજાશાહીને માથે નહિ પણ તમામ આરબ દેશોમાંના શાહીવાદને માથે જીવલેણ ફટકો લગાવી દીધો છે.

* તે જ તારીખે ૧૭૮૯માં ફ્રેન્ચ ક્રાંતિકારીઓએ બેસ્તાઈલના કિલ્લા પર હલ્લો બોલાવી જગતની લોકશાહી ક્રાંતિનો ધ્વજ ફરકાવ્યો હતો.

ઇરાકની ક્રાંતિએ બગદાદ કરારના+ ફુરચા ઉડાવી દઈ શાહીવાદીઓના પાયા હચમચાવી નાખ્યા છે. ઇરાકની જેમ જ શાહીવાદના હાથા બની રહેલા જોર્ડનમાં પણ બળવાની આગ પ્રગટી ઊઠી છે. લેબનોન પોણું તો રાષ્ટ્રવાદીઓને હાથ ગયું છે; અને સિરિયા ક્યારનું ઇજિપ્ત સાથે સંયુક્ત આરબ પ્રજાસત્તાકમાં જોડાઈ ગયું છે. યમન પણ એ જ માર્ગે વળ્યું છે.

ઇરાકની ક્રાંતિ કોઈ છૂટોછવાયો બનાવ ન હતો. એશિયા-આફ્રિકાની છાતી પર ચઢી બેઠેલી શાહીવાદી સત્તાઓ સામે, પહારાવાર દુશ્વારીઓ સામે, સૈકાંઓ થયાં માથાં હાથમાં લઈ સ્વાધીન રાષ્ટ્રીયતાના આશકોએ ખેલેલા કુરબાનીઓના અખંડ અવિરત રાહનો જ આ એક નવો જ્વલંત આવિષ્કાર હતો.

+ ૧૯૫૫માં શાહીવાદી ફોજી મોરચાના કરાર: તેમાં મુખ્ય સભ્યો ઇરાક, ટર્કી, પાકિસ્તાન, પર્શિયા અને બ્રિટન! હવે ઇરાક જતાં અમેરિકા પોતે જોડાવા ઇચ્છે છે!

લેબનોન અને જોર્ડન ઉપરના અમેરિકા અને બ્રિટનના ફોજી આક્રમણે જગતને એકાએક વિશ્વયુદ્ધનો આંચકો અનુભવાવી દીધો છે!

રશિયાએ ટર્કી અને સિરિયા બન્નેની સરહદો ઉપર લશ્કરો ખડકી દીધાં છે; ને અમેરિકા–બ્રિટનને લેબનોન–જોર્ડનમાંથી ખસી જવા પડકાર સંભળાવી દીધો છે.

# લેબનોનમાં બંડ

ઘણા સમયથી લેબનોનમાં ત્યાંના પ્રમુખ ચમૂન સામેનો રોષ તો ધૂંધવાઈ રહ્યો જ હતો. આરબ લીગના અન્ય દેશોએ 'આઇઝનહોવર સિદ્ધાન્ત'ને (કમ્યુનિસ્ટ રશિયા સામે આરબ દેશોમાં મોરચાબંધી ખડી કરવાનો) જાકારો દીધો હતો; ત્યારે ચમૂને જ તેને વધાવી લીધો હતો! એટલું જ નહિ, ચમૂને મિ. ડલેસને એટલી હદે કહ્યાનું જણાયું છે કે જો અમેરિકા લેબનોનને પૂરતી મદદ આપે તો તે લેબનોનને ઇઝરાયલના જેવું જ એક યુદ્ધથાણું બનાવવાની ખાતરી આપે છે!

આમ, મહિનાઓ પૂર્વે, ચમૂને અમરિકી શાહીવાદ તરફી નીતિનો રાહ લઈ લીધો હતો.

પરિણામે, લેબનોનના રાષ્ટ્રવાદીઓએ પ્રમુખ ચમૂનની આ નીતિ સામે બંડ પોકારી એવું તહોમતનામું મૂક્યું હતું કે તેણે ૨૫ લાખ અમરિકી ડૉલર, ૧૮ ટેન્ક અને બ્રિટન તરફથી શસ્ત્ર-સાધનો મેળવવાના લોભે પોતાનો દેશ શાહીવાદીઓને ચરણે વેચી દીધો છે! અને ત્યારથી રાષ્ટ્રવાદીઓની લડતનું મુખ્ય સૂત્ર ચમૂનને પ્રમુખપદેથી પદભ્રષ્ટ કરવાનું બની ગયું હતું.

આ વિરોધને ખાળવા જે યુક્તિપ્રયુક્તિઓ કરવામાં આવી હતી–તેમાં એક એવી હતી કે, જુલાઈની ૨૪મી તારીખે (આ લેખ જ્યારે લખાઈ રહ્યો છે તે જ દિવસે!) નવી ચૂંટણી કરવામાં આવશે.* પરંતુ વિદ્રોહીઓની મક્કમ માંગ શરૂથી જ એવી રહી છે કે ચમૂન રાજીનામું આપે, ત્યાર બાદ જ નવી ચૂંટણી હાથ ધરવામાં આવે. (જૂન ૩૦)

આમ છતાં, ચમૂને અમરિકી મદદ ઉપર મુસ્તાક રહી, નવી ચૂંટણીમાં ફરી ચૂંટાઈ આવવાની તરકીબો આદરી દીધી હતી.

પરંતુ, બીજી બાજુ, રાષ્ટ્રવાદી બંડખોરોને પ્રજાનો અસાધારણ સાથ સહકાર સાંપડ્યો. લેબનોનનો ૩/૫ હિસ્સો તો બંડખોરોએ તત્કાલ હાથ કરી જ લીધો;+ તથા ૧/૫ પ્રદેશ 'નો મેન્સ લૅન્ડ' બની ગયો; અને માંડ ૧/૫ પ્રદેશ ઉપર જ ચમૂનની સત્તા અમલમાં રહી. તેમાંય ટ્રિપોલી, સિડનિ અને ટાયર જેવાં મુખ્ય નગરો બળવાખોરોને હસ્તક ચાલ્યાં ગયાં હતાં.

બંડખોરોના નેતાઓમાં મુખ્યત્વે અગાઉના વડાપ્રધાનો અને પ્રધાનો છે. દા. ત. સાએબ સલામ, કમાલ જુમ્બ્લાટ (સમાજવાદી નેતા), રશીદ કરમે વગેરે.

વળી કોઈ પણ પ્રજાકીય ક્રાંતિની જેમ, બંડખોરોને હસ્તક ગયેલા પ્રદેશોની અંદર નૂતન લોકશાહી વ્યવસ્થાનાં આશાદાયી એંધાણ જોવા મળે છે. તેમને પ્રજાનો પૂરો સાથ છે.

[પાન ૪૩૮ ઉપર]

* તા. ૨૪નાં પત્રો જણાવે છે તે મુજબ પરિસ્થિતિ શાંત ન પડે ત્યાં લગી ચૂંટણી મોકૂફ રાખવામાં આવી છે.

+ બૈરુતના તા. ૨૮ જૂનના સમાચાર મુજબ બંડખોરોએ ૩/૫ પ્રદેશ હાથ કર્યાનો દાવો છે.

# ઇરાક : જોર્ડન : લેબનોન

## ઇરાક (પુરાણકાલીન મેસોપોટેમિયા)

ઉત્તરે ટરકી, પશ્ચિમે સિરિયા અને જોર્ડન, દક્ષિણે સાઉદી અરેબીઆ તથા પૂર્વે ઇરાનથી ઘેરાયેલો મશહૂર ટાઈગ્રિસ અને યુફેટિસ નદીઓની વચ્ચે વસેલો દેશ: તેલનું મુખ્ય મથક. વસ્તી ૫૧ લાખ: વિસ્તાર ૧,૭૧૦૦૦ ચો. મા.

ઈ. સ. ની ૬૦૦૦ વર્ષ પૂર્વેની આ પ્રદેશની સંસ્કૃતિને આપણે મેસોપોટેમિયાની એક પ્રાચીનતમ સંસ્કારિતા તરીકે ઓળખીએ છીએ. એમાં જ સુમેરિયન, ખાલ્ડિયન અને એસીરિયનનો સમાવેશ થતો હતો.

* ઈ. સ.ની ૭મી સદીમાં આરબોએ એ પ્રદેશ જીત્યો. અને બગદાદ પાટનગરી જગતમાં મશહૂર બની.

* ઈ. સ. ૧૨૫૮માં મોંગોલ આક્રમણખોરોએ આ નગરીને પાયમાલ કરી. બાદ, ૧૬૩૮માં ઈરાક તુર્ક-ઓટોમાન શહેનશાહિયતનો ભાગ બન્યું.

* પહેલા વિશ્વયુદ્ધ દરમ્યાન બ્રિટને ઇરાકમાં પોતાની ફોજો ઉતારી. અને યુદ્ધ બાદ ૧૯૨૦માં, 'પાલક' તરીકે બ્રિટનની હકુમતને ઠોકાઈ. બ્રિટને ઈરાકની રાજગાદી પર અમીર ફૈઝલ ઈબ્નહુસેનને બેસાડી પોતાની પકડ મજબૂત બનાવી.

આની સામે વરસો લગી અસંતોષ ધુંધવાયા કર્યો. અને ૧૯૩૬માં બંડ જાગ્યું. અલબત્ત તે દબાઈ ગયું.

* બીજા વિશ્વયુદ્ધ દરમ્યાન વળી બ્રિટન વિરોધી લાગણી પ્રબળ બની. ૧૯૪૧ એપ્રિલમાં જર્મન તરફી રશીદ અલીનું બંડ નિષ્ફળ નીવડયું. આ પછી તો ઈરાક બ્રિટનનું સલામત મથક બની રહ્યું.

* પરંતુ ૧૯૪૮માં બ્રિટન સાથેના નૂતન કરાર નવેસરથી થયા ત્યારે પ્રજાની બ્રિટન વિરોધી લાગણી છાની રહી ન હતી.

* ૧૯૫૫ના ફેબ્રુઆરીમાં ઇરાકે ટર્કી સાથે ફોજી કરાર કર્યા.

ઇરાક, જોર્ડન, સિરિયા તથા લેબનોન દ્વારા શાહીવાદ તરફી મોરચો ઊભો કરવાના પ્રયાસો થતા રહ્યા હતા. પરંતુ તેમાં સફળતા મળી ન હતી અલબત્ત ઇરાક 'બગદાદ કરાર'નું મથક બન્યું હતું.

*

૧૯૫૮ના જુલાઈની ૧૪મીએ ઈરાકના રાષ્ટ્રવાદીઓએ બળવો કરી રાજા તથા વડાપ્રધાનનું ખૂન કરી, પ્રજાસત્તાકની સ્થાપના કરી, ત્યાં લગી ઇરાકમાં બંધારણીય રાજાશાહીનું રાજ્ય હતું. અને ત્યાં સુધી ઇરાક શાહીવાદના હાથમાં રમતું રહ્યું હતું.

## જોર્ડન

સ્વતંત્ર રાજાશાહી પ્રજાસત્તાક: ૩૭,૭૦૦ ચો. મા.નો વિસ્તાર:

વસ્તી: ૮ લાખ ૬૬ હજાર: તેમાં ઉમેરાયા પેલેસ્ટીનમાંના ૪,૬૮૦૦૦ આરબ નિરાશ્રિતો.

* ૧૩મી સદીથી ટર્કીને તાબે; પહેલા વિશ્વયુદ્ધ બાદ ૧૯૨૨થી બ્રિટિશની છત્રછાયા નીચે.

* ૧૯૪૬મા રાજા અબ્દુલ્લાના રાજમાં રાજકીય સ્વતંત્રતા માસ.

રાજા અબ્દુલ્લાનું ખૂન ૧૯૫૧માં: બાદ રાજા હુસેન ગાદી ઉપર.

* બ્રિટન સાથેના કરાર-સંબંધો: બ્રિટનની જ દોરવણી અને લશ્કરી તાલિમ. બ્રિટનને હસ્તક વ્યૂહ-મહત્વનાં મથકો. બ્રિટિશ રાજનીતિની સાથે જોતરાયેલી રાજનીતિ!

રાજા અબ્દુલ્લાની આવી બ્રિટિશ તરફી નીતિને કારણે જનતામાં અસંતોષ.

## લેબનોન

* પૂર્વ ભૂમધ્યનું સ્વતંત્ર રાજ્ય: પ્રદેશ માત્ર ૩૪૦૦ ચો. મા. (અમદાવાદથી ડેઢું ક્ષેત્રફળ); વસ્તી ૧૪ લાખ; તેમાં ખ્રિસ્તી, મુસ્લિમ અને ડ્રુસીસ પ્રજાઓ છે. વળી મોટી વસ્તી પેલેસ્ટીનથી ભાગી આવેલા શરણાર્થીઓની છે.

* ૧૯૧૮ સુધી તુર્ક સામ્રાજ્યને તાબે હતું. પ્રથમ વિશ્વયુદ્ધ દરમ્યાન, ૧૯૧૮માં બ્રિટને ફ્રેન્ચ અને આરબ મદદથી કબજો મેળવ્યો અને ૧૯૨૦થી લીગ ઓફ નેશન્સ તરફથી ફ્રાન્સને તેનો વહીવટ સોંપ્યો. પરંતુ બીજા વિશ્વયુદ્ધ દરમ્યાન, ફ્રાન્સને તાબેના સિરિયાએ ફ્રાન્સની ફાસિવાદી વીચી સરકાર આગળ નમતું મૂક્યું: આથી બ્રિટને ૧૯૪૧માં ફ્રેન્ચ સૈન્યને હટાવી કબજો લીધો.

* ૧૯૪૧ના નવેમ્બરની ૨૬મીએ લેબનોનનું સ્વાતંત્ર્ય જાહેર કરવામાં આવ્યું. ૧૯૪૩માં સ્વતંત્ર પ્રજાસત્તાકના પ્રમુખની ચૂંટણી થઈ. યુદ્ધ પૂરું થયા પછી ૧૯૪૬ના ડિસેમ્બરમાં બધી વિદેશી સેનાઓ ત્યાંથી હટી ગઈ.

* ૧૯૫૩ની ચૂંટણીમાં પ્રમુખ તરીકે પ્રમુખ ચૂંટાયો.

* પડોશી આરબ રાજ્યો સાથે લેબનોનનો વેપારી, સાંસ્કારિક સંપર્ક રહ્યો છે. અને પશ્ચિમની શાહીવાદની પકડમાંથી છૂટવા ઇજીપ્તે (૧૯૫૬) સુએઝના સવાલ ઉપર માથું ઊંચું કર્યું ત્યારે તેને તેણે ટેકો આપ્યો હતો. તેની પ્રજાનું સર્વસાધારણ વલણ પશ્ચિમી શાહીવાદીઓની વિરુદ્ધ જ રહ્યું છે.

[ પાન ૪૩૯નું ચાલુ ]

આ બંડખોરો પાસે ૬૦૦૦ની સશસ્ત્ર સેના છે. તથા એન્ટી ટેન્ક ગન્સ, લેન્ડ માઈન્સ, એન્ટી એરક્રાફ્ટ ગન્સ અને બીજાં યુદ્ધનાં સાધનો છે. અલબત્ત, હજી બંડખોરોની વિવિધ ટુકડીઓ વચ્ચે એકતા સ્થપાય તથા લડત પૂરતી સુસંગઠિત બને તે પૂર્વે જ અમરિકી આક્રમણ ઝીંકાઈ ગયું છે....

આ અમરિકી હલ્લાની પૂર્વે, પ્રેસિડન્ટ ચમૂને ' યુનો ' સમક્ષ એવી ફરિયાદ નોંધાવી હતી કે, ઇજીપ્તના પ્રમુખ નાસેર લેબનોનને પોતાના સંયુક્ત આરબ પ્રજાસત્તાકમાં ભેળવી દેવા માગે છે; અમે તે હેતુથી તે સિરિયા (સંયુક્ત આરબ રાજ્યમાં જોડાયેલ )નાં હથિયારો અને સિપાઈઓ દ્વારા લેબનોનમાં અવ્યવસ્થા પેદા કરી રહેલ છે.

આ ઉપરથી યુનોએ નિરીક્ષકોની એક ટુકડી લેબનોનમાં મોકલી જાંચતપાસ હાથ ધરી હતી. આ નિરીક્ષક ટુકડીમાં ભારત, સ્વીડન તથા ઈકવેડોરના પ્રતિનિધિઓ છે. આ નિરીક્ષકોએ પોતાનો જે અભિપ્રાય જણાવ્યો છે ( જુલાઈ ૪થી ), અને ખુદ યુનોના મુખ્ય મંત્રી હેમરશોલ્ડે જાતે તપાસ કરી જે અભિપ્રાય આપ્યો છે, એ ઉપરથી એ વાત સ્પષ્ટ બની છે કે, ઈજીપ્ત અને સિરિયા સામેના આક્ષેપો વજૂદ વિનાના છે.

આમ છતાં—જગતના શાહીવાદીઓએ ચીન, કોરીઆ વિએટનામ, મલાયા વગેરેમાં અઢળક નાણાં અને અઢળક શસ્ત્રો વરસો લગી વેડફયા પછી જે પરિણામ આવ્યું છે તેનો પૂરો અનુભવ કરી લીધો હોવા છતાં, અમેરિકાએ કોરીઆના સીગમન રી અને ચીનના ચાંગકાઈ શેકની જેમ ચમૂનની વહારે ધાવું પસંદ કર્યું છે !

અલબત્ત, રાષ્ટ્રવાદીઓના બંડને દબાવવા ચમૂને ગયા જૂનમાં અમેરિકાની મદદ માગી હતી, ત્યારે જ અમેરિકાએ તો લેબનોનમાં ફોજ ઉતારવાનું કાવતરું યોજ્યું જ હતું. પરંતુ યુનોનો પણ ટેકો નહિ મળવાની ખાતરી થતાં માંડી વાળ્યું હતું. આમ છતાં, આખરે અમેરિકાએ આંધળિયું કર્યું જ !

અમરિકી મનોદશાની ટીકા કરતાં લંડન ' ઇકોનોમિસ્ટ ' લખ્યું હતું કે લેબનોનની પ્રજા આરબ એકતા તરફ જ વધુ ઢળેલી છે; મધ્યપૂર્વના આ દેશો ઉપર ' પાશ્ચમી યુદ્ધમથક 'ની મદાર હવે બાંધી શકાય એવી નથી; અને લેબનોનમાં જાગેલા બંડની જવાબદારી ઇજીપ્ત–સિરિયાની ઉશ્કેરણી ઉપર ઢોળી શકાય એમ નથી. વળી, તેણે ઉમેર્યું હતું કે અમરિકી મદદ જે રીતે અપાઈ રહી છે તે લેબનોનની રાષ્ટ્રીયતાની ભાવનાને ઊલટી આઘાત પમાડનાર હોઈ લેબનોનને આ રીતે જીતી લેવાનો પ્રયાસ અસ્થાને છે.

( ટાઇમ્સ-૨૫ જૂન )

# લેબનોન પર અમરિકી આક્રમણ

" પ્રમુખ ચમૂનની તત્કાલ વિનંતિથી, લેબનોનની સ્વતંત્રતાનું રક્ષણ કરવા તથા લેબનોનમાં વસતા ૨૫૦૦ જેટલા અમરિકી નાગરિકોની રક્ષા કરવા આ પગલું જરૂરી બન્યું છે. "—પ્રેસિડન્ટ આઈઝન હોવર ( વૉશિંગ્ટન તા. ૧૫ જુલાઈ )

આ કાંઈ નવી વાત નથી—

૧૮૩૨થી ૧૯૫૦નાં ૧૧૮ વર્ષ દરમિયાન અમેરિકાના પોતાના ' સ્ટેટ બુલેટિન 'માં સુમાત્રા, ફિજીલેન્ડ, સામોઆ, જાપાન, ફોર્મોસા, કોરીઆ, હોનોલુલુ, હાવાઈ, સ્વાતોવ, ચાપેઈ, નાનકિંગ, ચુંગકિંગ, કિયુકિઆન્ગ, ચુચાઓ, સ્મિર્ના, કુઆઓ, માસ્તુ આઈલેન્ડ, કેન્ટોન, શાંગહાઈ, વગેરે ઉપર થઈ ૪૩ લશ્કરી આક્રમણો નોંધાયાં છે.

અને આક્રમણોનાં કારણો નોંધાયાં છે તે આ પ્રકારનાં છે :

* તે દેશમાં આંતરવિગ્રહ થતાં બ્રિટિશ–અમરિકી નાગરિકોની રક્ષા કરવા.
* તે દેશમાં સુવ્યવસ્થા પ્રસ્થાપિત કરવા.
* તે દેશમાં સ્થાયી સરકારની સ્થાપના કરવા.
* તે દેશની અંદરના અમરિકી મથકને મજબૂત બનાવવા.
* એ દેશમાં હિંસક વિખવાદ ફાટી નીકળવાની શક્યતા જણાતાં.
* હિજરતીઓને મદદરૂપ થવા.

*

[ વિશ્વમાનવ ઓગસ્ટ '૫૮

અમેરિકાનું લેબનોન ઉપરનું આક્રમણ અને બ્રિટનનું જોર્ડનમાં ફોજી ઉતરાણ આજની પરિસ્થિતિમાં અત્યંત વિસ્ફોટક છે, ને સર્વત્ર તિરસ્કરણીય બન્યું છે. થોડાક શાહીવાદી-પાગીઆઓને બાદ કરતાં ભાગ્યે જ કોઈએ એનો બચાવ કરવાની વૃત્તિય સેવી છે.

અમેરિકાનું લેબનોન ઉપરનું આ આક્રમણ કેવળ અયોગ્ય જ નથી, પરંતુ યુનોની ઉપરવટ જઈને, યુનોની સત્તા પોતાના હાથમાં છીનવી લઈ ભરેલું મનસ્વી પગલું છે. યુનોના મંત્રીના અને યુનોના લેબનોન અંગેના નિરીક્ષકમંડળના અપમાનરૂપ છે—બલકે આજની વિશ્વશાંતિ માટેના સહિયારા પ્રયાસ રૂપ 'યુનો'ના જ ઇન્કાર સમાન છે!

પરંતુ-જાણવા જેવી હકીકત તો એ છે કે અમરિકી આક્રમણે લેબનોનમાં એક અજબ પરિણામ આણ્યું છે: ખુદ ચમૂનની ફોજે, જે આજ સુધી રાષ્ટ્રવાદી બંડખોરો સામે લડવા માટે રોકાઈ હતી, તે ફોજે સુદ્ધાં હવે અમેરિકાના આક્રમણની સામે થઈ બેઠી છે! લગભગ સમસ્ત લેબનોનની આજની એક માત્ર માંગ અમેરિકાનું આક્રમણ પાછું ખેંચાવવાની છે.

અને છેલ્લા સમાચાર તો એવા છે કે, અમેરિકાનું આક્રમણ થતાં, પરિસ્થિતિ કળી જઈ, હથિયારો હેઠાં મૂકી દેવાનો તત્કાલ નિર્ણય કરનાર નેતા સાએબ સલામે જ એવી જાહેરાત કરી છે કે, હવે તો અમે સમાંતર સરકાર સ્થાપીશું'... અને એમ કરીને સત્તાવાર રીતે પરદેશી મદદ મેળવી, અમેરિકી હલ્લાને મારી હઠાવીશું... (ટા. ઓ. ઇ. તા. ૨૩)

## જોર્ડન પર બ્રિટિશ આક્રમણ

જોર્ડનમાંના બ્રિટિશ ફોજીઉતરાણ સામેય અમેરિકાના લેબનોન ઉપરના આક્રમણ જેવો જ રોષ ફાટી નીકળ્યો છે. એટલું જ નહિ પણ બ્રિટનની પાર્લામેન્ટમાં વડાપ્રધાન મૅકમિલનને બહુ જૂજ બહુમતિએ સંમતિ પ્રાપ્ત થઈ છે, એ ઓછી મહત્ત્વની વાત નથી.

પાર્લામેન્ટમાંના મજૂરનેતા ગેઈટસ્કેલે તો આરબ રાષ્ટ્રીયતા સાથે સારો સંબંધ બાંધવાની સલાહ આપી છે. અને કોઈ પણ ભોગે બ્રિટિશ ફોજ આગળ બીજા પ્રદેશોમાં સરકી ન જાય તેની ચીમકી આપી છે; અને મૅકમિલનનેય એ વાતનો સ્વીકાર કરવો પડ્યો છે. મિ. રેજીનાલ્ડ સોરેન્સને તો લંડનમાં (તા. ૧૮) જાહેર સભામાં કહી નાખ્યું છે કે, 'બ્રિટિશ સરકાર બ્રિટિશ પ્રજાની ઇચ્છાનું પ્રતિનિધિત્વ ધરાવતી નથી,' અને ઇજીપ્ત ઉપર આક્રમણ કરીને એડનની સરકારે કરેલી ભૂલની તેમણે યાદ આપી છે. પ્રગતિશીલ વિચારક અને પાર્લામેન્ટના મજૂર સભ્ય ફેનર બ્રોકવેએ પણ સાફ શબ્દોમાં કહ્યું છે કે, બ્રિટનની 'સુએઝ નીતિ' અને અમેરિકાના 'આઈઝનહોવર સિદ્ધાન્ત'નો આજે જે રકાસ થઈ રહ્યો છે તેને માટે મધ્યપૂર્વના દેશો તરફની પશ્ચિમી સત્તાઓની નીતિ જ જવાબદાર છે. પરિસ્થિતિની ગંભીરતાય જેવીતેવી નથી.

**લંડનનું ઇકોનોમિક વિકલી** લખે છે:

"ખરી હકીકત એ છે કે, ૧૯૩૯ના સપ્ટેમ્બરમાં વિશ્વ-યુદ્ધ એટલું બધું નજીક નહોતું જેટલું એ આજે છે..."

**નેશનલ હેરોલ્ડ** ઉમેરે છે:

"યુનોની સ્થાપના પછીથી આપણી દુનિયા આજના જેટલી લાચાર કદી જ ન હતી. યુદ્ધ આજના જેટલું નજીક કદી જ નહોતું...."

## શાહીવાદનું છદ્મવેશી રૂપ

દાયકાઓ બલ્કે સૈકાંઓ થયાં ઇન્ગ્લૅન્ડ, ફ્રાન્સ, પોર્તુગલ, બેલ્જિયમ, ડચ શાહીવાદી સત્તાઓ એશિયા-આફ્રિકાની ધરતી યથેચ્છ ખૂંદતી રહી છે. રાજકીય સત્તાને જોરે તેમણે આર્થિક, સામાજિક અને સાંસ્કારિક દમન ગુજાર્યાં છે. ને જગતની અતિ પ્રાચીન ભવ્ય સંસ્કારિતાઓને જન્મ આપનાર ભૂમિખંડોની પાયમાલી કરવામાં બાકી રાખી નથી.

પરંતુ આની સામે—પ્રથમ વિશ્વયુદ્ધ પૂરું થતાં થતાં

તો સુનયાત સેન (ચીન), કમાલ આતાતુર્ક (અફઘાનિસ્તાન), ગાંધી (ભારત), જગલુલ પાશા (ઈજીપ્ત) વગેરે રાષ્ટ્રવાદીઓએ પોતાની પછાત અર્ધવસાહતી અવદશાને ફગાવી દેવાનો નિરધાર કરી લીધો હતો, એમને સૌને એક વાત તો સ્પષ્ટ સમજાઈ ગઈ હતી કે, 'શાહીવાદ અને સંસ્થાનવાદ' અભિન્ન છે. સંસ્થાનવાદની સામેની લડત શાહીવાદી સત્તાઓ સામેની જ લડત છે.

બીજા વિશ્વયુદ્ધનો અંત આવતાં તો આખું વાતાવરણ જાણે પલટાઈ ગયું હતું. તેમાંય, છેલ્લા એક જ દાયકામાં તો, ભારત, પાકિસ્તાન, બ્રહ્મદેશ, સિલોન, મલાયા, ઇન્ડોનેશિયા, વિએતનામ, ઈજીપ્ત, સિરિયા, લેબેનોન, ટ્યુનિશિયા, ઘાના—એશિયા-આફ્રિકાનાં આ રાષ્ટ્રોએ બંધારણીય રાજકીય સ્વાધીનતા તો પ્રાપ્ત કરી લીધી છે.

પરંતુ, કેવળ 'બંધારણીય રાજકીય સ્વાધીનતા' એ કાંઈ સાચી ને સંપૂર્ણ સ્વાધીનતા નથી. રાજકીય દૃષ્ટિએ પણ ઘણીવાર એ સંપૂર્ણ સ્વાધીનતા રહેતી નથી; તો આર્થિક સ્વાધીનતાની તો વાત જ શી ?

# શાહીવાદનો ગળાફાંસો

બીજા વિશ્વયુદ્ધ પછી તો શાહીવાદનું સ્વરૂપ વિશેષ છદ્મવેશી બન્યું છે—અમેરિકા એમાં અગ્રણી છે.

આ છદ્મવેશી અમરિકી શાહીવાદ પોતાની રાજકીય સત્તા બીજા મુલકો પર સીધી લાદતો ન હોવા છતાં, એ દેશોની પછાત દશાનો લાભ લઈ, એમની ઉપર આર્થિક પકડ જમાવી રાખી, ત્યાંની રાજકીય સત્તા પણ પોતાના 'કહ્યાગરા' જૂથના હાથમાં કાયમ રહે તે માટે સતત દાવપેચમાં રહ્યો છે.

આ રીતે તે તેની આર્થિક શોષણની મુરાદ તો પાર પાડે જ છે. પરંતુ આર્થિક શોષણ જ હવેના શાહીવાદનો એક માત્ર રસ રહ્યો નથી. આજે તેમની સૌથી વધુ કટ્ટર નેમ હોય તો તે કમ્યુનિસ્ટ વિરોધની નેમ છે. કોઈ પણ ભોગે કમ્યુનિસ્ટ રશિયા—ચીન અને તેમના સાથીદારોના પ્રસાર સામે દુનિયાભરમાં ઠેર ઠેર ફોજી સુરક્ષિત મથકો ખડાં કરી દેવા પાછળ તેઓ તેમની બધી તાકાત લગાવી રહેલ છે. શાહીવાદને પોતાની સલામતીનો કેમ જાણે એક માત્ર માર્ગ દેખાય છે: રશિયા અને એના જૂથનો નાશ ! આવા નાશના નશામાં અંધ બનેલ શાહીવાદ કોઈ પણ પ્રજાની સ્વાધીનતાથી, કોઈ પણ રાષ્ટ્રની સ્વતંત્ર નીતિથી, કોઈ પણ રાજ્યસત્તાના શાહીવાદી સાંડસાની બહારના તટસ્થ અસ્તિત્વથી ભડકી ઊઠ્યા વિના રહેતાં નથી. એટલું જ નહિ આવા આ શાહીવાદને દરેક દેશમાં પોતાના 'કહ્યાગરા' ગાદીપતિઓની જરૂર રહે જ છે—જેઓ તેમનાં આર્થિક-રાજકીય હિતોની રક્ષા કરે.

આફ્રિકા અને એશિયામાંની શાહીવાદી રાજરમત આ સત્ય રોજ રોજ પ્રગટ કરી રહેલ છે. નાટો, સેટો, બગદાદ કરાર, આરબ ફેડરેશ, અને પછાત પ્રદેશોને 'આર્થિક-લશ્કરી સહાય'ને નામે દાવપેચ ખેલાતા રહ્યા છે.

પરંતુ તાજ્જુબીની વાત તો એ છે કે આ શાહીવાદી રાજરમતોના દાવ હવે સાવ ઊંધા પડવા લાગ્યા છે !

ગઈ કાલ સુધી અબુધ ગણાયેલા અને સાવ અંધારામાં અટવાતાં નાનાંનાનાં પછાત સંસ્થાનો ને અર્ધસંસ્થાનોએ કદી કલ્પી ન હોય એવી જાગૃતિ,—જાગૃતિ જ નહિ બલ્કે આત્મનિષ્ઠાથી, સાચી રાષ્ટ્રીય સ્વાધીનતાના રાહે મરણિયો સંગ્રામ આદર્યો છે: પોતાની પછાત આર્થિક દશા, રશિયાનો ભય, અગર બીજા કશાની ભીતિ વિના એ હવે પોતાનું ભાવિ પોતાને જ હાથ લેવાનો નિરધાર કરી ચૂક્યા છે: એમને બીજી કોઈ વાત સમજાઈ હોય યા નહિ, પણ સ્વાનુભવે એમણે એટલું તો સમજી લીધું છે કે શાહીવાદની સીધી રાજકીય સત્તા નીચે યા આડકતરા આર્થિક કાબૂ નીચે જીવવું એના જેવું નાલેશીનું જીવન બીજું કોઈ જ નથી.

એથી જ તો, ઘરફોડુ ગાદીપતિઓની સામે રાષ્ટ્રવાદીઓના મોરચા ખડા થાય છે, ને લગભગ આખી પ્રજાનો સાથ-સહકાર ને વિશ્વાસ રાષ્ટ્રવાદી બંડખોરોને સહજ રીતે જ મળી રહ્યો છે.

વર્ષો લગી અઢળક ડૉલર અને બેશુમાર શસ્ત્રો વેડફ્યા પછીય, આ પછાત દેશોમાંના શાહીવાદના પાગીઆઓના હાથમાંથી, ફાંસાનો ગાળિયો સરકી પડી—પ્રજાને ગળેથી નીકળી ખુદ શાહીવાદને ગળે જ ભેરવાઈ ચૂક્યો છે !

મિડલ ઇસ્ટના તાજેતરના બનાવો આ જ રહસ્ય પોકારી રહ્યા છે. [ તા. ૨૪-૭-'૫૮ ]

## પવન

શો પવન !
ઊષર હશું પણ બે ઘડી થાતું, ખરે, ઉપવન !
ધીરે ધીરે બસ આવતો
મલકાવતો વનવેલીઓ
છલકાવતો ફુલડાંકટોરી હાથમાંની.
ને મુગ્ધ કો કન્યાસમી શરમાળ
આ ભીની ધરાનાં અંગ પરથી
( ઉલ શો નફ્ફટ બની ) ઉડાડતો
કોળી ઊઠેલા ઘાસનું લીલું ગવન !
શો પવન !
ધીરે મલપતો આવતો
ને લાવતો છૂપા મિલન-સંદેશ
( જ્યારે આભનો યુવાન રંગીલો લઈ આશ્લેષમાં
ધરતી તણી ધન્યા નવોઢા નારને
બસ ચુંબને ન્હવડાવતો. )
ક્યાં ખબર એને કશી—
કે થાય શું આકુળ થાતા દગ્ધ વિરહીની કને
જો જાય એની ગંધ !
ભીંજાયલા ઉરના ઉઘાડી બંધ
આવતું રૂંધે બ્હાર રંગીલું કવન !
શો પવન !

—અનિરુદ્ધ બ્રહ્મભટ્ટ

## અમિતાભ ઝૂકે

ઊભો રહે અડગ માનવી આત્મ–ટૂકે,
એને શિરે કર ધરી અમિતાભ ઝૂકે.

—અનવર આગેવાન

## પવન

જહીં વાયો પવન
કાયમી હૈયાતણું રહેઠાણ છોડી
પારકાની આંખ બેઠું આવરી ઘેલું ગવન.
આ સાંજ શીળી, સીમ સૂની, ધૂંધળું વાતાવરણ,
નવજાત આકાંક્ષાસમું અલ્લડ વહે જાતું ઝરણ
ને કોઈનું મીઠું સ્મરણ
આ પોપચાંની બંધ પ્યાલીમાં
રહ્યું ઘોળાઈ કેવું શરબતી થઈને સ્વપન !
—જહીં વાયો પવન.

પથરાળ પગદંડી ઉપર
આ બોરડીની બંકડી કાયાતણી છાયા નમે,
પાંદડાંની પાળ કૂદી કાંકરાની સાથ શાં
નખરાળ ચાંદરડાં રમે !
એ ક્ષણે કો' શીત મીઠી લ્હેરખીની પાંખ પર બેસી
અચાનક આંખ કેરા આંગણે આ કોણ ઊતર્યું
કે ફરી કલ્લોલતું અંતર તણું સૂનું ભવન !
—જહીં વાયો પવન.

ને તું પવન !
પ્રગટાવતો શી પીડ
ખોલતો આશા–કળી અધણીડ;
( બાંધશું પાછા વળી શું એ ચમન એ નીડ ? )
કે ઉન્મત્ત જેમાંથી વહી જાતા પરિમલ શું
જાતું બે હોઠથી સરકી કવન.

—ગુલામ મોહમ્મદ શેખ

## વર્ષાગમન

(૧)

ઝટ ઝટ
અગાશીમાં પડ્યું છે તે બધું અંદર ખસેડો :
સુકવવા મૂકેલ તે ભીંજાઈ જાશે ગોદડાં;
અંદર લઈ લો બાજરનાં ખાસ આ જૂતાં જૂનાં,
કપડાં, રખડતાં કિન્નરીનાં કૈં રમકડાં;
આ કોલસાની ડોલ, સાવરણી વળી
—સળગે નહિ બળતણ, સડી જાશે સળી—
લીધુ બધું ?
હાશ, હવે ભલે
થાય પ્રલે !

(૨)

આ વાદળાં આવી રહ્યાં ઓરાં
ટપ ટપ
સુણો ફોરાં.
અગાશીમાં ચાલો
વાયરો કેવો લાગે છે વ્હાલો !
રહી ન જવાય જો જો ક્યાંય આજ કોરાં !
*વીજળી હસે છે ? વાદળાં ' નફ્ફટ ' કહે છે ?*
કોણ જુએ, કોણ એને સાંભળે છે ?
ટપ ટપ...કશી ટાઢક વળે છે !
હાશ, હવે ભલે
થાય પ્રલે !

## વર્ષા

રાત આખી
મેઘ જાણે બાર વરસ્યા એકધારા
ને ધરાના હોઠના એવા ધખારા
કે પીધી એણેય આખી રાત
આંખ મીંચીને અમીધારો.
ને પછી પ્રગટ્યું પ્રભાત :
પાંપણો શી બે મુલાયમ પાંદડીઓ લૈ
જ્વારા કૈંક ઝૂલે
ધરાની તૃપ્ત જાણે આંખ ખૂલે !

—જયન્ત પાઠક

## નકાબેં

મેરે પથ્થર ચેહરે પર,
પ્યાજ કે પરતદાર છિલકોં કી તરહ
અનગિન નકાબેં[1] હૈં !
ફૂલોંકી ગન્ધ ભીની મુસ્કરાહટે,
ધૂપકી શર્મીલી છુઈ-મુઈ[2] કરવટેં,
પૂર્ણિમા કે જ્વાર-સા[3] સુખ,
મિત્રતા, સ્વાગત, સમર્પણ,
પ્યાર ઔર વિશ્વાસ કે વાદે......
યહ ઉધાર માઁગી, ચુરાઈ મુસ્કુરાહટ,
ઇસમેં અજબ મિલાવટ, કૉકટેલ[4] હૈ :
સસ્તે ફિલ્મોંકી આવારા ચિતવન,[5]
ઘરેલૂ બહુઓં કે ઘૂંઘટ-મુંદે નયન,
નકલી બાઈ આઁખ,
સંગમરમરી સફેદ યે દાઁત,
આપકો માલૂમ હૈ,
કિતના પૉલિશ હૈ !

પ્યાજ કે પરતદાર છિલકોં કી તરહ
મુઝ પર અનગિન નકાબેં હૈં ।

—અરવિંદ જોષી

## આવકાર; જાકાર

તું ' આવ, જો ' બોલી
( *' આવ ' ' જો ', વચમાં મજાનું અંતર !* )
જાણે દીધું તેં ખડકું તુજ દ્વાર ખોલી !
ને ' આવ જો 'નો સાંભળ્યો ઉદ્ગાર
( વણું વચમાંનું રહ્યું ના અંતર ) ·
જાણે ભીડાયું દ્વાર
ને હું બહાર !

—જયન્ત પાઠક

૧. બુરખા. ૨. લજામણીનો છોડ. ૩. ભરતીના જેવો. ૪. ઘણી જાતના દારૂનું મિશ્રણ. ૫. નજર

# ફિયોદોર દોસ્તોએવ્સ્કી : થોડાક પ્રસંગો

—અનિરુદ્ધ બ્રહ્મભટ્ટ

[ ફિયોદોર દોસ્તોએવ્સ્કી: ૧૮૨૨થી ૧૮૮૧

કેવળ રશિયન સાહિત્યનો નહિ, જગતના ઉત્કૃષ્ટ સાહિત્યનો એક અસાધારણ પ્રતિભાવાન જ્યોતિર્ધર.

ખેડૂતો, ગરીબો ને દલિતો પ્રતિ, ગુનેગારો અને લઘુતો પ્રતિ એને અદ્ભુત માયા બંધાઈ ગઈ હતી, અને આખી જિંદગી પોતેય અકિંચન રહ્યો હતો. એની ગરીબી, એની 'એપિલેપ્ટિક ફીટ,' એનો હૃદયરોગ ને વિચારવાયુના ઉગ્ર હુમલાઓ!

એમાં વળી, શરૂઆતનાં વર્ષોમાં 'સમાજવાદી વર્તુળો'માં ભાગ લેવા માટે ચાર વર્ષ સાઈબેરીઆના 'આંદામાન'માં વીતાવવાં પડ્યાં હતાં અને છૂટીને આવ્યા બાદ પણ દેવાદારીને કારણે ફરી જેલમાં જવાનો પ્રસંગ ઉપસ્થિત થયો હતો—એનું તન તૂટી ગયું હતું ને મન ભાંગી ગયું હતું, પણ હૈયું સાબૂત હતું: સંસારની અમર નવલકથાઓ સરજી ગયું—

'બ્રધર કારામોઝોવ,' 'પુઅર ફોક્ક,' 'ક્રાઈમ એન્ડ પનિશમેન્ટ,' 'ધ પઝેસ્ડ,' 'ઇન્સલ્ટેડ એન્ડ હ્યુમિલિએટેડ,' તથા સાઈબેરીઆના જેલનિવાસ દરમ્યાનના પ્રસંગો: 'નોટ્સ ફ્રોમ ધ ડેડ હાઉસ' વગેરે. —સંપાદક ]

## હમ બેચૈન હૈં

નાનકડો ફિયોદોર પોતાના ખેતરે કામ કરતા ખેડૂતો પાસે જાય છે. એમને સંદેશા પહોંચાડે છે. ખેડૂતો એમના આ નાનકડા શેઠને હળ ફેરવવા દે છે અને રાશ પકડાવી ઘોડાને હાંકવા દે છે. ચાસમાં ઊછળતાં માટીનાં ઢેફાં, ખેતરના જેવા ખરબચડા ખેડૂતોના ચહેરા, દૂર દેખાતી ઘાસની ભૂખરી ઝૂંપડીઓ—આવાં દૃશ્યો એ કુમળા મગજમાં કોતરાઈ રહે છે. પણ ભૂમિનાં દૃશ્યો કરતાં તો માનવીઓએ એના પર વધુ અસર પહોંચાડી છે. ખેડૂતો સાથે બનેલા કેટલાય પ્રસંગો એને યાદ રહી ગયા છે. એમાંનો એક એણે બહુ ભારપૂર્વક નોંધ્યો છે:

ઑગસ્ટનો સ્વચ્છ દિવસ. ફિયોદોર બર્ચનાં વૃક્ષોની ઘટામાં બર્ચના તાંતણા ભેગા કરવા જતો હતો. એટલામાં "વરૂ...વરૂ"ની બૂમ ઝાડીમાંથી ચળાઈને આવતી એણે સાંભળી. એ ભયથી ધ્રૂજી ઊઠ્યા. થોડે દૂર હળ ચલાવતા ખેડૂત પાસે એ દોડી ગયો. એક હાથથી હળની દાંડી અને બીજા હાથથી ખેડૂતનો કોટ એણે પકડી લીધાં. ખેડૂતે આ બાળકની આંખમાં ભય વ્યાપેલો દીઠો. એણે એને પાસે ખેંચી લીધો. વરૂ આવવાની બૂમ કોઈએ સાંભળી નથી. ફિયોદોરને એનો ભ્રમ થયો હોવો જોઈએ. પણ નાનકડો ફિયોદોર એ માની શકતો નથી. ખેડૂતના કોટને એ વળગી રહે છે.

જિંદગીભર ફિયોદોરે ખેડૂતના કોટને પકડીને જ જાણે શ્વાસ લીધા છે. એને મન ખેડૂત એટલે દયા અને સમભાવનું ઝરણું.

*

ફિયોદોર અને મિખેઈલની જોડી. મિખેઈલ એનો મોટો ભાઈ. બન્નેય હવે તો શાળાએ મોકલવા જેવડા થયા છે. તમારે શું ભણવું છે એવું પૂછવાની એમના લશ્કરી દાક્તર પિતાને જરૂર લાગતી નથી. પિટર્સબર્ગની લશ્કરી ઇજનેર વિદ્યાની શાળામાં એમને દાખલ કરવામાં આવ્યા. એમને ત્યાં મોકલવાના હતા તે અરસામાં જ એમની મા માંદી પડી. છોકરાંઓ ઉપર એને બહુ વહાલ. બાકી પિતા તો લશ્કરી મિજાજનો. છોકરાંની કુંળી લાગણીઓ સમજે એવી એક મા, અને તેય ક્ષયના દર્દની ભોગ થઈ પડી. કોમળ શરીર હાડપિંજર બની ગયું. પોતાના વાળ ઓળવાનીય શક્તિ એનામાં નથી રહી. અન્તે ન છૂટકે વાળ કાઢી નંખાવવા પડ્યા. શરીરનું સૌન્દર્ય કદર્ય બની ગયું. બાળકો એની પાસે જતાંય બીતાં. ફિયોદોર અને મિખેઈલ શાળાએ જાય તે પહેલાં તો એ મરી ગઈ.

...અને લગભગ એ અરસામાં જ એક બીજા મૃત્યુના સમાચારે આ બે ભાઈઓનાં હૃદય ભાંગી નાંખ્યાં. ૧૮૩૭ની જાન્યુઆરીની ૨૯મી તારીખે પુશ્કીન ગયો. પુશ્કીન તો એમનો માનીતો કવિ. એ કવિની પાછળ લખાયેલ એક વિરહકાવ્ય આ બે ભાઈઓના હોઠ ઉપરથી ક્યારેય સુકાયું નથી.

શાળામાં ભણતો હતો ત્યારે ફિયોદોર વિચારો અને લાગણીઓની જટાજાળમાં ઘેરાયેલો રહ્યો. ત્યાં કિશોરાવસ્થાના ઉલ્લાસને પ્રવેશવા માટે દ્વાર નહોતું. એના મનનું અડાબીડ જંગલ નિરાશાની ખાઈથી ઘેરાયેલું હતું. આપઘાત કરવાનો વિચાર એના મનનાં બારણાં ખખડાવી રહ્યો હતો. એ લખે છે: "...બીજું કંઈ જ નહીં પણ જેમાં જગત ગળી રહ્યું છે એવા વાસ્તવિકતાના કઠોર પડને જોવું...અજબ ઇચ્છાનો એક જ તિખારો એના ટુકડે ટુકડા કરી નાંખવા શક્તિમાન છે એમ જાણવું, આપણાથી શાશ્વતતામાં ભળી જઈ શકાય છે એ પણ જાણવું...અને આ બધું જાણ્યા પછી પણ બધાં પ્રાણીઓમાં અધમ બની જીવ્યે રાખવું—કેટલું અસહ્ય! માનવી કેટલો હૃદયશક્તિહીન!—હેમ્લેટ! હેમ્લેટ!—એની વાણીની ઝંઝામાં તો ગળે ડૂમો ભરાયેલા વિશ્વના નિઃશ્વસિતના પડઘા સંભળાય છે...અને જ્યારે હું એનો વિચાર કરું છું ત્યારે મારો આત્મા નિરાશા અનુભવે છે."

જગતની આ જટાજાળમાંથી છટકવાનો એને એક જ માર્ગ ખુલ્લો દેખાય છે. એ એક પત્રમાં લખે છે: "મેં યોજના ઘડી છે: ગાંડા થઈ જવું. પછી લોકો ભલે ગુસ્સે થાય, ભલે મારી ચિકિત્સા કરે...મને પાછો શાંત બનાવવો હોય તો ભલે બનાવે."

સમય પસાર થતો જાય છે. નિરાશાનાં આ ઘેરાં પાણીમાંથી એ કિનારે આવી શકતો નથી. એના મોટાભાઈ મિખેઈલને એ જણાવે છે: "ભાઈ, આશા વિના જીવવું નકામું છે...જીવનનો હવે ભાર લાગે છે." વર્તમાન એને કચડી રહ્યો છે. ભવિષ્યનો એને ભય લાગે છે. બીતાં બીતાં એ શ્વાસ લઈ રહ્યો છે અને એના ભાઈના મૃત્યુ પછી તો એની સ્થિતિ એક ગૂંગળાયેલા કેદી જેવી બની ગઈ છે—

I had no thoughts, no feeling—none—
Among the stones I stood, a stone...

વિચાર ના, ન લાગણી—નહીં કશું—
પથ્થરો મહીં ઊભેલ હું યે એક પથ્થર!

*

જેમની પાસે એ પોતાનું હૃદય ખોલી શકે એવા બહુ જ ઓછા મિત્રો ફિયોદોરને હતા. એમાંનો એક હતો ઈવાન સિદ્લોવ્સ્કી. ફિયોદોરથી એ પાંચ વર્ષ મોટો. પિટર્સબર્ગની શાળામાં એમને દોસ્તી થઈ. સિદ્લોવ્સ્કી દર રવિવારે ફિયોદોરને મળવા આવતો. ક્યારેક ફિયોદોર પણ શિયાળાની સાંજે શેરીનો બરફ ખૂંદતો ખૂંદતો સિદ્લોવ્સ્કીને ઘરે જતો. પછી બન્ને જણા ભેગા થઈ ને કલાકોના કલાકો સુધી હૈયાં ખોલીને એમની ગમગીની ભરેલી વાતો એકબીજાને કહેતા.

સિદ્લોવ્સ્કી કવિ હતો. આખા વિશ્વ પર સત્તા જમાવવાની અને ઈશ્વર સાથે છૂપી વાતો કરવાની ઇચ્છા પ્રદર્શિત કરતી કવિતાઓ એણે લખી હતી. એનો દેખાવ કોઈ સંન્યાસી જેવો હતો. એનો અતૃપ્ત પ્રણય એને પીડી રહ્યો હતો અને એને કારણે એની આંખોમાં વારંવાર ઝળઝળિયાં આવતાં. આ બધાંએ એકાકી ફિયોદોર પર ઊંડી અસર પાડી. એ સિદ્લોવ્સ્કી માટે કહેતો: શેક્સપિયરે અને શિલરે દોરેલાં માનવીઓ જેવું આ એક જીવંત માનવી છે."

સિદ્લોવ્સ્કી પછી તો ફિયોદોરથી છૂટો પડ્યો. છૂટો તો પડ્યો પણ યાદમાં જડાઈ રહ્યો. એણે ફિયોદોર પર એક કદીય ન ભૂંસાય એવી છાપ પાડી કે લેખન એ એક જ યોગ્ય વ્યવસાય છે. કપરી વાસ્તવિકતામાંથી છટકીને મુક્તિનો શ્વાસ ખાવાનો ઝરૂખો જો કોઈ પણ આપી શકે એમ હોય તો તે છે લેખનવ્યવસાય.

*

છેલ્લી કેટલીય રાતોથી ફિયોદોરને ઊંઘ આવતી નહોતી. એવી જ એક રાતે એણે બારી ઉઘાડી અને બેઠો, નિરાશાના શ્વાસ લેતો. એટલામાં ઘંટડી રણકી ઊઠી. લગભગ ચાર વાગ્યા હશે. બારણું ખૂલ્યું અને નેક્રાસોવ અને ગ્રીગોરોવીચ હાથમાં હાથ મિલાવીને અંદર આવ્યા. ઉષઃકાળની રાહ જોતા પેલા ગમગીન ફિયોદોર પાસે તેઓ પહોંચ્યા અને એને ભેટી પડ્યા. આવનાર બે મિત્રોએ દોસ્તોએવ્સ્કીનું 'Poor Folk' વાંચવાનું સાંજના શરૂ કર્યું હતું, આખી રાત વાંચ્યા કર્યું હતું અને એણે

એમના પર એટલી તો અસર કરી હતી કે તે બે જણે એના લેખકને મળવાનું તરત ને તરત જ નક્કી કર્યું હતું અને ચાલી નીકળ્યા હતા ! જો કદાચ દોસ્તોએવ્સ્કી ઊંઘી ગયો હોત તો ? તો તેઓ તેને જગાડત ! એમને ફ્યોદોરને કંઈક કહેવાનું હતું. નેક્રાસોવે એ જુવાન લેખકને વચન આપ્યું કે દુરારાધ્ય મહાન વિવેચક બેલીન્સ્કી પાસે ફ્યોદોરના પુસ્તકને એ રજૂ કરશે.

*

શરૂઆતમાં તો બેલીન્સ્કીએ આ 'નૂતન ગોગોલ' તરફ ધ્યાન ન આપ્યું. ફ્યોદોરનું પુસ્તક ત્રણ દિવસ તો એમ ને એમ એના ટેબલ પર પડી રહ્યું. પણ જ્યારે એણે એ હાથમાં લીધું ત્યારે પૂરું કરીને જ મૂક્યું. આખી રાત એ વાંચતાં વહી ગઈ હતી. સવારે એણે ફ્યોદોરને બોલાવવા માણસ મોકલ્યો. દોસ્તોએવ્સ્કી એક મહાન વિવેચક પાસે આવીને ઊભો રહ્યો. અને એણે શું સાંભળ્યું ? દોસ્તોએવ્સ્કી તો અવાક બનીને કંઈક ગભરાયેલો ઊભો છે. બેલીન્સ્કી બોલ્યે જાય છે : "તમે એક ઘણું જ સુંદર પુસ્તક લખ્યું છે. એમાં રજૂ થયેલા વિચારોની ગહનતાનો કદાચ તમને પોતાનેયે ખ્યાલ નહીં હોય." એ બોલ્યે જ ગયો. એની સાક્ષરી ભવ્યતા ઉત્સાહમાં ઓગળતી ગઈ.

*

ઉત્તેજના પામેલો ફ્યોદોર દોસ્તોએવ્સ્કી બહાર આવીને ઊભો છે. થોડેક દૂરના એક પુલને જોતો એક શેરીના છેડે એ ઊભો છે. એ કોઈ ઊંડા વિચારમાં ઊતરી ગયો છે. એની આંખો આકાશ તરફ જોઈ રહી છે. એણે પોતે જે સ્વપ્ન સેવ્યાં હતાં તેમાં એણે પોતાની જાતને આવી ક્યારેય કલ્પી નહોતી. એક નવી દુનિયાના ઉંબરે આવીને એ ઊભો રહ્યો છે. એને લાગે છે કે આટલી કીર્તિને એ લાયક નથી. વારુ, હવે એ પોતાને કીર્તિ માટે લાયક બનાવશે. એવો નિશ્ચય કરીને એણે પગ ઉપાડ્યા. એના જીવનની આ ધન્ય ઘડી હતી.

*

ફ્યોદોરની મુશ્કેલીઓમાં એની ખરાબ તબિયતે વધારો કર્યો. પોતાની જાતની એણે દરકાર કરી નહીં. ગળાના રોગથી એ પીડાતો હતો. જ્ઞાનતંતુઓની નબળાઈનો રોગ થવાનો એને ભય પેઠો હતો. પોતે મરણને દ્વારે આવીને ઊભો છે એવી પરિસ્થિતિનું વર્ણન કરતાં એ એના ભાઈ મિખેઈલને લખે છે: "હું બહુ જ માંદો હતો. જ્ઞાનતંતુઓની નબળાઈનો હું ભોગ થઈ પડ્યો હતો. એ વ્યાધિએ હૃદય પર હુમલો કર્યો હતો. હૃદયના સળગતા અગ્નિ પર રાખનો પોપડો જાણે વળી ગયો હતો." દાક્તર કહેતા હતા કે માંદગી વધ્યે જ જતી હતી અને એમાંથી એને બચાવવો એ ઘણો લાંબો સમય માગી લે એવું કામ હતું. ૧૮૪૬ના મે માસની એક સવારે યાનોવ્સ્કી નામના એક યુવાન દાક્તરને એ મળ્યો. દાક્તરને સાહિત્યમાં રસ હતો. 'Poor Folk'ના ખ્યાતનામ લેખકની સારવાર કરવાનું કાર્ય એને ખૂબ ગમ્યું. એણે આ નવા દરદી તરફ જોયા કર્યું. એને લાગ્યું કે એની ઊંચાઈ સાધારણ રીતે હોવી જોઈએ એના કરતાં કંઈક ઓછી હતી. એના ખભા પહોળા હતા. એના હાથ પગ નોંધપાત્ર રીતે લાંબા હતા. એના સુંદર સુંવાળા વાળ છેડેથી સફેદ થઈ ગયા હતા. એનું લલાટ વિશાળ હતું. એની ફિક્કી ભૂરી આંખો નાની પણ ચંચળ હતી. એના હોઠ પાતળા અને પીસેલા હતા. દાક્તરને નવાઈ લાગી કે એના દરદીનો દેખાવ કોઈ લશ્કરી શાળાના સ્નાતકનો નહીં પણ કોઈ દૈવી શિક્ષણ પામેલા વિદ્યાર્થી જેવો હતો.

દોસ્તોએવ્સ્કીની પરિસ્થિતિ એની પીડાની પરિચાયક હતી. એ વાતવાતમાં ગુસ્સે થઈ જતો. અનેક શંકા-કુશંકાઓ એને થયા કરતી. નાની નાની બાબતોને એ બહુ જ મોટું સ્વરૂપ આપીને જોતો. ક્યારેક એ બહુ વિચિત્ર રીતે વર્તતો. એક પત્રમાં એ મિખેઈલને લખે છે: "જ્યારે મારું હૃદય પ્રેમના સરોવરમાં તરતું હોય ત્યારે દયાના એક પણ શબ્દની અપેક્ષા તું મારી પાસેથી ન રાખી શકે!"

એનો બીજો રોગ હતો વિચારવાયુનો. વિચારોમાં ને વિચારોમાં એ ઊંડો ઊતરી જતો અને ગમગીની એના મગજનો કબજો લઈ લેતી. હૃદયના ધબકાર અનિયમિત થઈ જવાની ફરિયાદ પણ એ કર્યા કરતો. પછી હવાફેર માટે પટલી જવાનું નક્કી થયું હતું.

*

ક્યારેક દોસ્તોએવ્સ્કીને પથારીમાં સૂઈ રહેવાની પણ બીક લાગતી. કદાચ એ ઊંઘ ચિરનિદ્રા હશે તો ! રાત્રે મિત્રો સાથે એ વાતો કરતો બેઠો હોય ત્યારે એકાએક ગળગળો થઈ બોલી ઊઠતો: "મને દાટવામાં ઉતાવળ કરશો

નહીં, જો હું મરી જાઉં તો." અને પછી જાણે પોતે કબરમાથી જીવતો થઈ ઊભો થાય છે એવાં ચિત્રો, એની આંખ સામે આવ્યા કરતાં. રાત્રે સૂતા પહેલાં એ ટેબલ પર ચિઠ્ઠી લખીને મૂકતો કે મને દાટવામાં કોઈ ઉતાવળ કરશો નહીં. વારંવાર એને લાગ્યા જ કરતું કે મૃત્યુ એને નજીક ને નજીક બોલાવી રહ્યું છે. આ અનુભવે એની જાણે બધી જ ચેતના હરી લીધી હતી. 'ધ ઇન્સલ્ટેડ એન્ડ ઇન્જર્ડ'ના નાયકનો અગમ્ય ભય આલેખવામાં એનો આ અનુભવ કામમાં આવ્યો હોય એમ જણાઈ આવે છે.

દોસ્તોએવ્સ્કીના આ ભયે એના મગજનો કબજો વધુ ને વધુ લેવા માંડ્યો. એક વખતની વાત. દોસ્તોએવ્સ્કી અને ગ્રીગોરોવીચ ફરવા નીકળ્યા હતા. એમણે એક સ્મશાનયાત્રા જોઈ. ત્યાંથી નાસી જવાનું દોસ્તોએવ્સ્કીને મન થયું. પણ તેઓ થોડે દૂર પહોંચ્યા હશે એટલામાં જ દોસ્તોએવ્સ્કીને ચક્કર આવ્યા. એ પડ્યો. રસ્તા પરની એક ગાંધીની કરિયાણાની દુકાનમાં એને લઈ જવામાં આવ્યો જ્યાં એને અનેક ઉપચારો પછી ભાન આવ્યું.

૧૮૪૬ કે ૪૭ના ઉનાળાની આ વાત. દોસ્તોએવ્સ્કીને મગજના રોગનો હુમલો થયાનું એનો એક બીજો મિત્ર જણાવે છે. ઘણી રાત વહી ગઈ હશે. સરખેસરખા મિત્રોની જામેલી મંડળી હવે તો વેરાવાની તૈયારી કરે છે. એ દરમ્યાન ફિયોદોરનો ચહેરો બદલાવા માંડ્યો અને એક ભયગ્રસ્ત દૃષ્ટિ એની આંખોમાં જણાઈ. થોડીક ક્ષણો એ અવસ્થામાં જ પસાર થઈ ગઈ. પછી ઘોઘરા અવાજે એ બોલ્યો : "હું ક્યાં છું ?" અને બહારની હવામાં શ્વાસ લેવા એ બારી તરફ દોડી ગયો. એનો મિત્ર એની પાસે ગયો. બીજાઓ તો ચાલ્યા ગયા હતા. એણે જઈને જોયું તો ફિયોદોર બારી પાસે બેઠો હતો. એનો ચહેરો વિકૃત થઈ ગયો હતો. એનું માથું એક બાજુએ નમી પડ્યું હતું. એનું શરીર સતત ધ્રૂજી રહ્યું હતું. પેલા મિત્રે એના શરીર પર થોડું પાણી છાંટ્યું. પણ દોસ્તોએવ્સ્કી તો એને ગણકાર્યા સિવાય શેરી તરફ દોડ્યો. ગભરાયેલો મિત્ર એની પાછળ દોડ્યો. છેક દવાખાનાના દરવાજા પાસે એ એને પકડી શક્યા. હવે ફિયોદોર ભાનમાં આવ્યો હતો. ઘરે પાછા જવાની એણે ઇચ્છા બતાવી. એણે *જણાવ્યું કે કોઈક મદદની શોધમાં હું દોડી નીકળ્યો હતો !*

*

---

## ગોવર્ધનરામની અપ્રકટ "સ્ક્રેપ-બૂક્સ્"માંથી *

**અનુવાદ : કાન્તિલાલ છગનલાલ પંડ્યા**

"મ્હારા પોતાની તરફ-મ્હારી શી ફરજ છે ? જિંદગીની મીઠી ચીજો મ્હેં જાણી કે મ્હાણી નથી. એમને માટે મ્હને કદી ઝંખના થઈ નથી. મ્હારું જીવન આપદાઓનું તથા અનર્થોનું થઈ પડ્યું છે; મ્હારા શરીર, મન તથા મ્હારા પૈસાની ઉપર થતા ગુપ્ત ઘસારાઓનું એ બન્યું છે; વાંચવું, લખવું અને વિચારવું, અવલોકનો તથા પ્રયોગો કર્યા કરવા એ જ એના મુખ્ય બનાવો છે; નિરાશાઓ તથા તરફડાટોનું તે બન્યું છે; બીજાઓ તરફથી કોઈ ફરજોની આશા રાખ્યા વિના મ્હારી જ ફરજો એમની તરફ બજાવ્યે જવાનું છે (આમાં લલિતા જ એક અપવાદ છે.) કદી કદી આ તકદીર માટે મ્હને લાગી આવે છે, પણ સાધારણ રીતે હું તે ઉપર હસું છું અને સંતોષ માનું છું. આ છેલ્લું વર્ષ (૧૮૯૧નું) મ્હારી જિંદગીમાં યાદગાર રહેશે. મ્હારા સંશયો-મ્હારી સંશયાત્મક પ્રકૃતિ જાણે ઊડી ગયાં છે, અને એક-એક જ શક્તિની ફિલસૂફી મ્હારા મનમાં જાણે ઊગી નીકળી છે, અને જીવન તથા મૃત્યુના એક સંપૂર્ણ ઉદ્દેશ્યને એણે મ્હારી આગળ રજૂ કર્યો છે, મ્હારી પત્નીના મિજાજમાંનો વિસ્મયકારક પલટો-જે એની પોતાની બહાદુરીભરી કોશિશનું જ પરિણામ છે- એણે મ્હને એક બીજી દિશામાંય રસ્તો દેખાડ્યો છે. ને તેથી એ પોતે એક સર્વોત્કૃષ્ટ રીતે મ્હને વ્હાલામાં વ્હાલી થઈ છે...

બા ને કાકા પોતાની યાત્રા કરી આવ્યાં; લીલાવતીનું મન વિકસતું જાય છે, વગેરે........

હું કદીય શ્રીમંત થવાને સરજાયો હોઉં એવું દેખાતું નથી.

[ ગોવર્ધનરામની સ્ક્રૅપબુક: " ૨, ૭૫-૭૭ ૬ જૂન, ૧૮૯૧ ]

૧. જાન્યુઆરી ૧૯૫૮માં ત્રિપાઠી લિ.એ ગોવર્ધનરામની અપ્રકટ Scrap-Bookનો સાતમો ભાગ પ્રકટ કર્યો. કુલ સાત નોટ-બુકોનાં લખેલાં લગભગ ૧૨૦૦ પાનાં થાય છે એ અંગ્રેજી લેખો ગોવર્ધનરામે જાણે કે પોતાને માટે જ લખેલા. એનો ઉદ્દેશ, એમની પાછળના ગોવર્ધનરામનું મન, એક ઉતારામાં મ્હેં પ્રકટ કર્યું છે, ને "સંસ્કૃતિ"ના મે ૧૯૫૭ના અંકમાં-ગુજરાતીમાં-તે આવ્યું છે. બીજો લેખ "માનવ"ના પાંચમા અંકમાં છે, "લલિતા અને ગુણસુન્દરી" એવું શીર્ષક મ્હેં જ આપ્યું છે. ગુણસુન્દરીને જાણનારા સૌને એ જરૂર આકર્ષશે. સ્ક્રૅપ-બુકના બાકીના ભાગો પ્રકટ કરવાનું બાકી છે : બા ૧-૨-૩ને એક જ ગ્રંથમાં છપાવવાની તૈયારી ચાલે છે. —કા.

## ૧ : તુંબડું અને ધરતી

વાંસનો એક માંડવો હતો.

માંડવા પર એક વેલો ચડ્યો હતો.

વેલા પર એક તુંબડું હતું.

તુંબડું કહે: વાહ વાહ! હું કેવું અદ્ધર વિમાનમાં બેઠું છું. મારો કંઈ વટ છે! હું ધારું તો હમણાં આકાશમાં ઊડી જાઉં! પણ આ દુષ્ટ ડીંટું મને પકડી રાખે છે. "

નીચેથી ધરતી કહે: બેટા, જરી મારી સામું તો જો! હું તારી મા છું.

સાંભળીને તુંબડું નાકનું ટેરવું ચડાવીને કહે: જા! તું વળી કોણ? હું તો તને ઓળખતુંયે નથી! હું આકાશવાસી છું. આકાશમાં મારું ઘર છે, આકાશમાં મારો વાસ છે! હું અહીં કેવું અદ્ધર વિમાનમાં બેઠું છું! હું ધારું તો હમણાં આકાશમાં ઊડી જાઉં. પણ આ દુષ્ટ ડીંટું મને પકડી રાખે છે!

ધરતી કહે: બેટા, આકાશમાં તારું કોઈ સગું નથી. તારા સગામાં એક આ વેલો છે ને બીજી હું છું!

તુંબડું ભવાં ઊંચાં કરી કહે: છી! છી! તું મારી સગી થવા આવે છે! તારું તો મેં ગંધાય છે! તારી સામે નજર કરતાંય મને શરમ આવે છે. જાણવું છે મારું કોણ સગું છે તે? પેલો આકાશમાં ફરતો સૂરજ—હા, એ મારો સગો છે; રાતે આકાશમાં પેલો ચાંદો ઊગે છે તે, એ મારો સગો છે!" તું તો ખાલી ગંદીપડુ છે—તું કોણ? તુચ્છ પૃથ્વી! તું ચાલાકી કરી એ વેલા દ્વારા મને તારી સાથે સગપણના સંબંધે બાંધી રાખવાનું કહે છે, પણ જાણ, કે હું આકાશવાસી છું, આ વેલાની સાથેનો સંબંધ તોડી હું હમણાં આકાશમાં ઊડી જઈશ—તારા અંધારા લોકમાં હું નહિ રહું, હું તો માત્ર ચાંદતારાવાળા જ્યોતિર્મય લોકમાં ચાલી જઈશ! આ ડીંટું તોડી નાખીને ઊડું એટલી વાર છે!

ધરતીએ કહ્યું: ખમા, બાપ, ખમા! તારે મને મા ન કહેવી હોય તો ન કહેજે પણ ડીંટાની સાથેનો સંબંધ તોડી નાખતો નહિ! નહિ તો...

ત્યાં તો તુંબડાએ તેને બોલતી અટકાવી ખડખડ હસીને કહ્યું: હું સમજી ગયો તારી હોંશિયારી! હું મોટું માણસ એટલે તું મારી સગી થવા નીકળી છે! પણ નહિ, હું હમણાં જ...

ધરતી ના ના કરતી રહી, ત્યાં તો તુંબડાએ ડીંટાથી છૂટીને એકદમ આકાશમાં ઊડી જવાનું કર્યું.

અને એ છૂટ્યું!

છૂટ્યું કે તેના આનંદનો પાર ન રહ્યો.

તેણે ડીંટાને અંગૂઠો દેખાડી કહ્યું: લે લેતો જા, હું તો ચાલ્યો આકાશમાં-ચાંદતારાના દેશમાં.'

—

પણ રે, આ શું?

ઊંચે જવાને બદલે હું આ ક્યાં જાઉં છું?

અરે, મારું માથું કેમ ભમે છે! મને કેમ ચક્કર આવે છે!

ચકર ચકર ફરતું તુંબડું માંડવા પરથી ધરતી પર પછડાઈ ને પડ્યું. એના મોંમાંથી ચીસ નીકળી ગઈ: ઓ મારી મા!

આ રહી બેટા, હું ક્યાંય ગઈ નથી. કહી ધરતીએ એને વહાલથી ખોળામાં લઈ લીધું.

ઉપરથી પછડાવાથી તુંબડાને સારી પેઠે વાગ્યું હતું, પણ હવે એને સમજાયું હતું કે મારું ઘર આકાશમાં નથી પણ ધરતી પર છે, આકાશમાં મારું કોઈ નથી, પણ જે છે તે ધરતી પર છે.

તેથી મા ધરતીના ખોળામાં મોં સંતાડી તે બોલ્યું: મને માફ કર, મારી મા!

# ૨ : પોથીનો કીડો

એક હતા પંડિત.

પંડિતની પાસે એક મોટી પોથી હતી.

એકવાર એ પોથી પર એક કીડો ચડ્યો.

કીડાને પોથી ભાવી ગઈ.

એણે ધીરેધીરે એ કોતરવા માંડી, અને આખાયે પોથી પહેલા પાનાથી તે છેલ્લા પાના સુધી આરપાર કોતરી નાખી.

પંડિતે પોથી ઉઘાડી જોયું તો એની આ દશા!

એને કીડા ઉપર ખૂબ ગુસ્સો ચઢયો.

એણે કહ્યું: અરે ક્ષુદ્ર કીડા, તેં આ શું કર્યું? તને બીજું કાંઈ ખાવાનું ન મળ્યું તે તું અહીં આવ્યો?

કીડાએ નવાઈ પામી કહ્યું: કેમ, શું આ પોથી ખાવાની ચીજ નથી? મને તો એ બહુ મીઠી લાગી!

પંડિતે કહ્યું: 'અરે, પણ તું જાણે છે એ પોથી શું છે?'

શું છે?

એ મહાભારત છે.

બસ, એ જ ને એથીયે લાંબું નામ આપો તોયે મને કંઈ વાંધો નથી!

પંડિતે ખિજાઈ ને કહ્યું: અરે મૂર્ખ, એમાં તો જ્ઞાનનો ભંડાર હતો!

હસીને કીડાએ કહ્યું: હજીયે બીજું કહેવું હોય તો કહો. જ્ઞાનનો ભંડાર, બુદ્ધિનો ભંડાર, શક્તિનો ભંડાર—

પંડિતે કહ્યું: હા, હા, એ બધુંયે એમાં છે! કીડાએ વળી હસીને કહ્યું: કહેવામાં કંઈ જ વાંધો નથી. તમે ખુશીથી એમ કહો, અરે, મન ચાહે તે કહો! પણ મારે મન એ શું છે તે જાણો છો?

ના, એ શું છે? પંડિતે કહ્યું.

કીડાએ હાવકુ મોં કરી કહ્યું: મારે મન, આ તમારી મહાભારતની પોથી માત્ર ખાવાની ચીજ છે. તમે ભલેને ગમે તે કહો: પણ એમાં જોઈ ને હું તરત સમજી ગયો કે આમાં કંઈ માલ નથી. આનો કંઈ ખપ નથી. બધું ધૂળ ને રાખ છે. એટલે મેં એને પહેલા પાનથી છેલ્લા પાન સુધી ખાઈ નાખી એની ધૂળ ને રાખ કરી નાખી! કહો, આમાં મેં શું ખોટું કર્યું છે? આ ધૂળ ને રાખ નથી તો બીજું છે શું?

પંડિતે માથું કૂટી કહ્યું: અરે મૂર્ખ, હું તને કેમ કરીને સમજાવું કે આમાં શું છે!

હસીને કીડાએ કહ્યું: 'હું પણ એ જ કહું છું, બાબા, હું તમને કેવી રીતે સમજાવું કે આમાં કંઈ નથી. ખરેખર કંઈ નથી, માત્ર ધૂળ ને રાખ છે!

પંડિત કંઈ બોલ્યો નહિ.

[ગુરુદેવ ટાગોરની 'કણિકા' ઉપરથી: રમણલાલ સોની]

---

રથયાત્રા, લોકારણ્ય, ભારે ધામધૂમ
ભક્તો સૌ આળોટી પથે કરે છે પ્રણામ.
પથ માને હું છું દેવ, રથ માને કે હું,
મૂર્તિ માને હું જ દેવ, હસે અંતર્યામી.

*

પ્રાચીર*ના છિદ્રે એક નામગોત્રહીન,
ખીલી ઊઠયું નાનું ફૂલ અતિશય દીન.
'ધિક્ ધિક્ કરે એને કાનનને બધાંય,
સૂર્ય ઊગી પૂછે એને: 'ઠીક છે ને, ભાઈ?'

* દીવાલ

સૂર્યના ઉદયે થશે અહિમાનો ક્ષય
શાંત મુખે કહે પ્રભાતનો ચંદ્ર તોય:
'રાહ જોઈ રહ્યો છું હું અસ્ત સિન્ધુતીરે
પ્રણામ કરીને જેથી ઉદિત રવિને.'

પ્રકાશ ના પદચિહ્ન આકાશમાં રાખે;
ચાલ્યા જવું જાણે તેથી ચિરદિન રહે.

*

જાય જે તેમને હવે સાદ દેવો વૃથા,
શુભ જળે સ્મૃતિ એની થાઓ પલ્લવિતા.

—અનુ.: સુરેશ જોષી

[વિશ્વમાનવ: ઑગસ્ટ '૫

# સુથારનું મન

—રાધેશ્યામ શર્મા

દિવસની રજતશ્વેત કબર ઉપર રાત્રિએ પોતાનું ઘનશ્યામ કફન ઓઢાડ્યું હતું. લગભગ રાતના એકનો સુમાર હશે. રૂપાપુર ગામના એક ઘરમાં માંદા માણસના ખાટલાને વીંટળાઈ સગાંવહાલાં ને ઓળખીતાંનું ટોળું બેઠું હતું. પાણિયારે મૂકેલા દીવાની જ્યોત ધ્રૂજતી હતી. ખાટલામાં સૂતેલ બીમાર માણસના ગળામાં ચાલતા શ્વાસના ઘરેડા સિવાય સર્વત્ર શાંતિ હતી. ત્યાં બેઠેલા દરેક જણને પૂરી ખાતરી હતી કે: 'હિંમતલાલ ઘડી-બે ઘડીના મહેમાન છે ઝાડથી પાંદડું ખરે તેમ ખરી જશે.' બહાર જાડા અંધારામાં કૂતરાંની ટહુવાડ અવિરતપણે ચાલુ હતી. ત્યાં અચાનક દર્દીનો શ્વાસ થંભી ગયો. સૌએ આશા મૂકી દીધી પણ તુરત હિંમતલાલનો પરિચિત અવાજ સંભળાયો: 'પાણી...' ખાટલા આગળ ઊભેલા એમના પુત્રે ટોયલીથી પાણી રેડ્યું. આંખો ખોલી હિંમતલાલ પોતાના પુત્ર અવિનાશ સામુ જોઈ રહ્યા ને ખૂબ ધીરેથી અચકાતે અચકાતે બોલ્યા: 'જો, અત્યાર સુધી મેં તને કંઈ કહ્યું નથી...પ...ણ આજ મારી છેલ્લી ઘડીએ તને કહેતો જાઉં છું કે મારી પાછળ નાત-વ્યવહાર કે નવગામું કશું જ ના કરતો અને તેં જે ના...ત-વરા ને વરઘોડા સમૂળા બંધ કરવાની ઝૂંબેશ ઊઠાવી છે તે પાર પાડજે. બ...સ આટલું જ. હવે હું સુખેથી મરીશ.'

હિંમતલાલ તરવાડી—ગામના ભૂતકાલીન પંચાતિયા ને વ્યવહારચુસ્તવાળા માણસના મોઢે મરતી વેળાએ આ વાત! ગજબ થઈ ગયો. આજુબાજુ બેઠેલા તમામ માણસોના માથે આ અંતિમ વાક્યોએ જાણે વીજળી ઝીંકી! સૌના મોં પર આશ્ચર્ય ને કુતૂહલના ભાવો ફેરા ફરતા હતા. જે હિંમતલાલે પોતાના બી.એ. થયેલા સુધારક પુત્ર અવિનાશની સાન ઠેકાણે લાવવા અનેક પેંતરા રચ્યા હતા અને ગામના બીજા સુધારાવાદી છોકરડાઓને દાઝે બાળવા પોતાના ઘરમાં આખો જનમારો કાઢનાર એક અદના માણસ ગણપતના મૃત્યુ પાછળ પંદર દહાડા પહેલાં નાત કરી હતી; તે જ હિંમતલાલ પોતાની પાછળ કશું જ કરવાની ના પાડતા હતા!

અને જાણે આ આશ્ચર્યના અનુસંધાનમાં અનેક આશ્ચર્યો-ની પરંપરા શરૂ થઈ ગઈ. તે વખતે આખી રાત સૌ હિંમતલાલના ખાટલા આગળ 'હમણાં જશે, હમણાં જશે' માની બેસી રહ્યાં પણ કાળચોઘડિયું વીતી ગયું કે શું થયું તે એ રાતે તો ના મર્યા એ ના મર્યા પણ થોડા દહાડામાં હરતાફરતા થઈ ગયા! ઘરના ખૂણામાં, કૂવા ઉપર, મા'દેવના મંદિરમાં, કોઈકના મરણ પાછળ વંચાતા ગરુડ પુરાણની કથામાં, ઠેર ઠેર હિંમતલાલ વિશે આ જ વાક્ય સંભળાતું: 'મુડદું મસાણમાંથી ઘેર આવ્યું.' નવજીવન પ્રાપ્ત કર્યા પછી હિંમતલાલ તરવાડીમાં આમૂલ પરિવર્તન થઈ ગયું. એમના આચાર-વિચાર સાથે એમની બેઠક પણ બદલાણી!

મરતી વખતે પોતાની પાછળ નાત ન કરવાનું કહેનાર આ વિરલ પુરુષ હિંમતલાલ સુધારાની ચળવળ ચલાવતા થોડાક યુવાનોના આરાધ્યદેવ બની બેઠા. કારણ કે ક્રાન્તિના શ્રીગણેશ એમણે પોતાના ઘેરથી કર્યા. ઘૈડિયાઓ ચોરે ને ચૌટે 'હેમતા તરવાડીની બુદ્ધિ બગડી છે, સાઠે બુદ્ધ નાસે તે આનું નામ' વગેરે વાતો કરવા લાગ્યા. માત્ર વાતો જ નહિ પરંતુ આગેવાનોએ પંચ બોલાવી તરવાડીને નાત બહાર મેલ્યા. નાતીલાઓએ એમને નાતવટો આપ્યો એ કરતાં હિંમતલાલ હર્ષથી નાત બહાર રહ્યા એમાં વિશેષ ગૌરવ જણાતું હતું. આમેય ગામમાં એમનું ઘર પૈસેટકે, કેળવણી અને મોભામાં પૂછાતું હતું. વધારામાં એ પોતાના પુત્ર અવિનાશ માટે મેટ્રિક પાસ વહુ લાવ્યા પછી પુછવું જ શું!

ગામમાં ક્યાંય નાતવરો થતો તો એ આખો દિવસ હિંમતલાલ વાડી આગળથી નહોતા નીકળતા. જો કે, એમનું ઘર બરાબર વાડીની પાછળ જ હતું ને વાડીમાં થતી રસોઈની મહેંક એમની ઓશરીમાં બેઠે આવી શકતી, પણ એટલું સાચું કે એક વાર ના-છૂટકે એમને વાડી આગળથી જવું પડેલું અને એમની આંખે પડિયા-પતરાળાં લઈ જતી સ્ત્રીઓ, કમંડળમાં દાળ-શાક ને કથરોટમાં લાડુ લઈ જતા પીરસણિયાઓ ને વાડીના પ્રવેશદ્વાર આગળના બે સામસામા ઓટલા ઉપર 'પટલઈ' કરતા પંચાતિયાઓ જોયા ત્યારે એમને અંદરઅંદર કાંઈક થઈ ગયું ! આ કાંઈકનું પૃથક્કરણ કરવા એ તે સમયે ઊભા રહ્યા હોત તો ફજેતી થઈ જાત. પણ એટલા કોઠા-ડાહ્યા કે પોતાનું કામ અધૂરું મૂકીને તે સીધા વેરાઈમાતાની પછવાડે આવેલા તળાવ ઉપર ચાલ્યા ગયા તળાવ ઉપર એ સમયે કોઈ નહોતું. ઝાંખી સાંજમાં માત્ર કેટલીક આળસુ ભેંસો આંખમાં સુસ્તી ભરીને કીચડમાં બેઠી હતી. તળાવને કિનારે એક નાનો ચોતરો હતો, જેની ઉપર કો'ક દેવનાં પગલાં હતાં; તેની ગામલોકો શ્રદ્ધાથી પૂજા કરતાં, એ ચોતરાની કોર ઉપર બેસીને હિંમતલાલ પેલા 'કાંઈક'ની મનોમન ગડ બેસાડવા લાગ્યા:

'સાળું', ગમે તેમ વલખાં મારો પણ વિધિની આગળ કોઈનું કાંઈ ચાલતું નથી. વિધિની બલિહારી આગળ ભલભલાને ઝૂકવું પડે છે. નહીંતર જુઓને, મારી સલાહ વગર કોઈ ડગલું નહોતા મૂકી શકતા એ આજ મારી મશ્કરી કરવા માંડ્યા છે એય જમાનો હતો જ્યારે રોટી-બેટીના વ્યવહારમાં કોઈની, હિંમતલાલને પૂછ્યા વગર કશું કરવાની દેન નહોતી. પંચાતમાંય આપણો અવલ નંબર. અલ્યા, મેં ઘરની ખાતર ઘરના નોકર ગણુપતનીય નાત કરી. પણ હાય રે જીવ ! એ નાતે જ મને બીજા વિચાર કરતો કર્યોને. જો કે એ વિચાર પણ ખોટા નહોતા. એ ગણુપતની નાત પતી ગઈ એ રાતે જ્યારે વસવાયાને ભાણું ચૂકવાનું હતું ત્યારે પેલા માધા રાત અને મગન ચામડિયાની વાત સાંભળીને તો મારી આંખો ઊઘડી ગઈ.'

એ માધા રાત અને મગન ચામડિયાની ગુસપુસ જે એમણે કોઈને ખબર ના પડે તેમ સાંભળી લીધી હતી તે અત્યારે જાણે ફરી સાંભળતા હોય એમ હિંમતલાલ એક કાન થઈ રહ્યા !

મગન કહેતો હતો: 'માધા ! આ તે કાંઈ જીવતર છે. એક તો એંઠું-જૂઠું ખાવાનું ને ઉપરથી ગાળોની પિસ્તાલ.'

માધાનો અવાજ ખૂબ ગાંજો પીનારા જેવો ખરબચડો હતો એટલે એ જ્યારે બોલતો ત્યારે દમ ભીડાવતો હોય એમ લાગતું. 'હાળા ચામડ, તને શી ગતાગમ. આ ભાળતો નથી કે તારા હગલા લોકોની એંઠી શાહુકારીના લાડુ વાળીને, આપણને દે છે તે. અને હું તો કઉં છું કે ગાંડે ભંડ ભરાયા વગર કોઈ પાંસરું રહે એમ નથી આ હેમતલાલે મોભાને ટેકો દેવા બે જીના ગણુપત માટે નાત કરી, પણ આ દાળ તો સાવ મૂતર જેવી કરી છે. હાચું કઉં હો, પે'લા આ જ કટંબમાંથી મને આ આપ્યા છે એના કરતાં ડબ્બલ લાડવા મલતા'તા પણ હેમતલાલ મૂએથી એવો મોટા 'નાતનો પટેલ' ના જોયો હોય તો.'

માધાને એકદમ ધીરેથી જરા દબાવીને મગને કહ્યું: 'બોલ મા, નઈતર તારા ભેગો હુંય સમૂળગો લટકતો રઈશ. કો'ક તારી આ કોઢાફાડ જીભથી ફાડેલાં છોડિયાં વીણી ચાડઈ ખાશે......'

'...તો મારું શું રંડઈ જવાનું છે ? હું તો કાણાને કાણો કે'વાનો. ભલે મારી લૂખી લૂંદાળ હશે પણ આપણું હૈડું કો'કના માટે દાઝતું હોય તો બોલ્યા વના ના રહીએ. અને તનેય ગામમાં ચ્યમની ચાલે છે એનું શું ભાન ?' મગનને અધવચ અટકાવી માધાએ કહ્યું.

'ચ્યમ, ગામમાં શું ચાલે છે ? તારા ભડભડાટમાં કશી ચોખ્ખી સમજ જ નથ પડતી.' માધાની વાક્પ્રતિભાથી અંજાએલા મગને કુતૂહલથી પૂછ્યું.

'અલ્યા મગન, તું પે'લા હતો એવો ને એવો ભોળો જ રહીશ કે ? આવી સે'લીસટ વાતમાં સમજ પાડવાની કે પડવાની શી જરૂર જ છે ? આ હેમતલાલ ને એના ઘરનો કાજી ને એની કૂતરી જેવો ઘાટ થશે.' માધાએ ભવિષ્ય ભાખ્યું.

'કાજીની કૂતરીનો ઘાટ એ વળી શું ?' મગને સાશ્ચર્ય પૂછ્યું. 'હા, હા, કાજી ને કૂતરીનો ઘાટ. તને ખબર નથી એ વાતની ? આપણા ગામ જેવા ગામમાં એક કાજી હતા. એમને એક કૂતરી ઉપર બહુ જ વા'લ એટલે જે આવે તે એ કૂતરીને ખવડાવે-પીવડાવે. ધીરે ધીરે પછી તો એવું જ થઈ ગયું કે કાજીને રાજી કરવા હોય તો પહેલાં કૂતરીને રાજી કરવી પડે. આમને આમ કાજીના અતિશે વા'લથી જ જાણે એક દા'ડો કૂતરી મરી ગઈ. આ તે કાંઈ જેવી

તેવી થોડી હતી હેં ? એ તો કાજીની કૂતરી ! એટલે એનો તો જનાજો નીકળ્યો અને-ખુદ કાજી-મર્યા હોય એમ આખા ગામે 'શોક' પાળ્યો. થોડા વખત પછી ખુદ કાજીનેય કાળનું તેડું આવ્યું.' પણ એ જ ગામે એની કૂતરી જેટલોય શોક ના પાળ્યો, કેમ કે એ જોવા કાજી ક્યાં રહ્યો'તો ?'

'પણ આમાં હેમતલાલને શું લાગેવળગે ?' મગને ફરી પૂછ્યું.

'કેમ તારે ? હેમતલાલ પોતે જીવતા છે ને એમની બધે ધાક વાગે છે એટલે તો એમણે પોતાના એક અદના માણસની પછવાડે વરો કર્યો. પણ હેમતલાલ પ'ડે મરશે ત્યારે એમની પાછળ એમનો ભણેલો દીકરો ને એમની માટલી-મેટ્રિક પાસ મડમ કશું નહિ કરે.'

'નહિ કરે એની તને શી ખાતરી ?' મગને માધાને તંગ કરતાં કહ્યું. માધાએ પોતાનો ક્રોધ 'નહિ કલે એની છી ખાતલી' એમ બોલી, ચાળા પાડતાં વ્યક્ત કર્યો. 'અલ્યા ભોટ, તને બધી પડાપૂછ. અમે કહીએ તેમાં રતિભાર ખોટું ના હોય, સમજ્યોને ? લે, સાંભળ તારે. પરમ દા'ડે ગામના પેલા ચળવળિયા જુવાનો રાતે નીલકંઠ મા'દેવમાં ભેગા મળ્યા'તા ત્યાં હેમતલાલનો દીકરો જ ઊભો થઈને કે'તો'તો: દરેક સુધારો પોતાના ઘરઆંગણાથી જ કરવાનો છે. ખુદ મારા ઘેર કોઈનું મરણું થાય તો પણ નાત-વરો નહિ કરવાનું પાણી મૂકું છું !'

—ખલાસ ! માધા અને મગનની એ વાતોએ મને વિચારના ઊંડા ધરામાં ફેંકી દીધો. એ વાતે મારી ભયંકર માંદગીમાં પણ અજગરની જેમ એવો ભરડો લીધો કે, મરતી વેળાએ મને એમ જ થયું: આમેય છોકરો કે વહુ કોઈ મારી પાછળ કશું કરનાર નથી એના કરતાં મને જ ના પાડીને મારો હાથ ઉપર રાખવા દેને'. હિંમતલાલે જાત આગળ જ પોતાનો બચાવ રજૂ કર્યો.

પણ અંદરથી કોઈએ સવાલ પૂછ્યો: 'તમારો એ નિર્ણય તમારી અંતિમ પળોનો હતો પણ હાલ જ્યારે તમે જીવી ગયા છો ને હજુ દશકો કાઢશો એમ લાગે છે ત્યારે જીવતે જીવત ફોલી ખાય એવા સમાજમાં કેમ જીવશો ?'

હિંમતલાલ એ જવાબ દેવા જતા હતા ત્યાં તો તળાવના પાણીમાં 'છબ છબ' એવો ઓચિંતો અવાજ થયો. એમણે એ તરફ જોયું તો કો'ક રાવળિયા જેવો માણસ સામાન લાદેલા એના ઊંટને કિનારાના લીંબડા સાથે બાંધી પાણીમાં ઊતરી હાથપગ ધોતો હતો. આછી, ઘણી જ આછી ચાંદનીના રૂપેરી પ્રકાશમાં એ આખુંય દૃશ્ય છાયાચિત્રની ભ્રાંતિ કરાવતું હતું ! 'ઘણું મોડું થઈ ગયું' એમ ધારી હિંમતલાલ ઘર ભણી ચાલવા માંડ્યા પણ પેલું મન નળની પાછળ કળજુગની જેમ એમનો કેડો નહોતું મૂકતું !

રાતે ઓશરીમાં ખાટલો પાથરીને આડે પડખે સૂતા તોય એમનું મન તો ચકવાની જેમ જાગતું જ હતું. હજુ વાડીમાંથી તમતમતાં ચણા-શાકની સોડમ આવતી હતી. બરાબર વાડીની પછીતે એમનું ઘર આવ્યું હતું. એમના ઘરની ઓસરી આગળ એક મોટો ચોક હતો ને એની પાસે બે દૂઝણી ભેંસો બંધાતી. એ ચોકની ડાબી કોર પર એક મોટી દીવાલ ચણેલી હતી જે વાડીના મોટા રસોડાને આ ઘરથી વિખૂટી પાડતી હતી એટલે વાડીમાં દાળનો વઘાર થાય તો પણ અહીં બેઠાં છીંક આવતી ! ખાટલામાં પડખે પડખે પણ આજે હિંમતલાલને જંપ નહોતો. જ્યારથી એમણે વાડીમાંનું પેલું દૃશ્ય જોયું હતું ત્યારથી એમના મનની શાંતિનું કોઈએ હરણ કર્યું હતું.

એમના મનના પગ, વિચારના કાદવમાં ખૂંપતા જતા હતા, એ જેમ બહાર નીકળવા કરતા તેમ એ વધારે ઊંડા ઊતરતા ! પણ આજુબાજુની સર્વ પરિસ્થિતિ સમજતા હોઈ પોતે રઘવાયા જીવને આશ્વાસન આપતા: 'ફટ ભૂંડા, તારે શી ખોટ છે ? આ વાડીમાં થઈ છે એથી ચારગણી રસોઈ ઘેર બનાવડાવી આરોગવી હોય તો તને કોણ રોકનાર-ટોકનાર છે ?'

પણ પેલો લાલચુ જીવ જ જાણે ટહુકી ઊઠતો: 'એ ધાનની કે પકવાનની કોને પડી છે, પણ વાડીના ઓટલે કે ચોરેચૌટે બેસી બે પગ ઊંચા રાખી ફરતું હાળિયું વીંટી પાંચ માણસમાં કોઈના ઝઘડાનો નિકાલ-ચુકાદો આપવાની લાલચ કેમ કરીને રોકવી ? ગમે તેવી સીધીસાદી વાતને ગૂંચવી નાખવાની, ગોટવી નાખવાની મજા તે ક્યાંથી લાવવી ?'

આખરે થાકીને અંતિમ નિર્ણય આપતું માનસનું બીજું પાસું 'લાખ વાનાં કરો પણ અંતે સુથારનું મન બાવળિયે' કહી ઊઠી ગયું !

આવાં ને આવાં બે વરસ વીતી ગયાં. કાળના પ્રવાહમાં, નદીનાં પાણીથી જેમ અનેક પથરા ઘસાઈ દૂબળા પડી જાય છે તેમ હિંમતલાલનું શરીર ચિંતાથી ઘસાઈ ગયું.

ચિંતાની ચિતામાં બળી રહેલા એમના શરીરમાં ઉધરસે નિવાસ કર્યો. કોઈ ઉસ્તાદ ભૂવાએ ખીલી ઠોકી મારેલી મેં'તલ પૂરી થતા જેમ પ્રેત ફરી શરીરમાં આવી ભરાય તેમ ભાગી છૂટેલો રોગ હિંમતલાલ તરવાડીના દેહમાં ફરી આવી ભરાયો! દૂંટીથી ઊપડતી ઉધરસ વારંવાર એમનાં આંતરડાંને ગળા સુધી લાવી મૂકતી; એમનાં એ પાંસળાં હમણાં જાણે છાતીના બંધનના આગળા તોડી-ફોડી બહાર ધસી આવશે એમ લાગતું. આ દર્દ કેવી રીતે પાછું આવ્યું એનો ભેદ તો એક એક વિઝીટના દસ-દસ ને પંદર-પંદર રૂપિયા લઈ જતા દાક્તરો પણ ના બતાવી શક્યા. હવે તો આ વ્યાધિના પ્રેતને કોઈ ભૂવો, કોઈ ઔષધ ઉતારે તેમ નહોતું! સાચું પૂછો તો આ બાસઠ વરસના માણસના હૃદયમાં લાગણીઓના લાવારસથી ખદબદતો જ્વાળામુખી ફાટું ફાટું કરતો હતો! પણ એની આવી લાગણીઓની અભિવ્યક્તિ તે જાણી જોઈને જ કરવા નહોતો માગતો એની કોને ખબર પડે? બસ, મૂંગા માણસની માફક એ મનમાં ને મનમાં ગૂંગળાયા કરતો!

દિવાળી આવવાને બરાબર બારતેર દિવસની વાર હતી ત્યાં પડોશમાં એક ડોશી મરી ગયાં અને એ દિવસથી હિંમતલાલની તબિયત સુધરવા લાગી. બધાંને થયું કે, ડોશી તરવાડીના મોતને પોતાની આંગળીએ કરી લઈ ગયાં, એટલે હિંમતલાલ હવે દિવાળી તો ખેંચી જ કાઢશે. મરનાર ડોશી હિંમતલાલના જ કુટુંબની હતી ને એનાં પહેલાંનાં બધાં કાર્યો હિંમતલાલે જાતે ઊભા રહીને પાર પાડ્યાં હતાં. એનું બારમું બરાબર કાળી-ચૌદશના જ દહાડે આવ્યું. બારમાની નાત ગમે તે દિવસ હોય તો પણ બંધ રહે જ નહિ એવો નિયમ. એટલે એ દિવસની સાંજે પાછો ફરી વાડીમાં વરો થવાનો હતો.

સાંજની સીડીએથી અંધકાર અરવ પગલે ધીરે ધીરે છટાથી ઊતરતો હતો ત્યારે વાડીમાંથી, 'લાડુ તમારે? શાક જોઈએ કે શાક? વાલ બોલજો વા...લ' વગેરે અવાજો ટોળે વળી મધપૂડાના ગણગણાટનો ખ્યાલ આપતા, આવતા હતા! ઘણા દિવસ અંદરના ઓરડામાં સૂઈ ને કંટાળ્યા હોવાથી હિંમતલાલે આજે પોતાની જૂની જગાએ, ઓશરીમાં ખાટલો પથરાવ્યો હતો. ફાનસના આછા ફિક્કા-પીળા રંગના અજવાળામાં, પેલી દીવાલ પર થાપેલાં છાણાં ને એને અઢેલીને ઊભેલી લાંબી નિસરણી, જેનો એક ટાંટિયો હાલક-ડોલક ને વળી ગયેલો હોવાથી કોઈ ઊભું હોય એવી ભ્રાંતિ કરાવતી ખડી હતી, એટલું વરતાતું હતું. થોડે દૂર અનાજના કે તમાકુના કોથળા એક ઉપર એક પડ્યા હતા. અહીં પડ્યે પડ્યે વાડીમાં સળગતી પેટ્રોમેક્સની બત્તીઓનો ઉજાસ દેખાતો હતો. કથરોટો ખખડવાના અવાજ, વાલ-વટાણા માટેનાં પિત્તળનાં કતેડાં સાથે ભટકાતા ચમચાના અવાજ અને રંગાળામાં લાંબા તવેથા વડે હલાવાતી દાળનો ખળભળાટ એ બધું જ આ માંદા માણસને બેચેન કરી મૂકતું. એણે ખૂટતી કલ્પના પણ કરી લીધી: નવી પરણેલી વહુવારુઓ નાતમાં દેગડા લઈ પાણી પણ ફેરવતી હશે!

ખૂહ...ખૂહ...ખૂહ એકાએક ડોસાના ગળામાં ઉધરસની ડમરી ચઢી આવી. એ ડમરીએ આંખની પાળે બેઠેલાં પાણીને અને ગળામાં બાઝેલાં ગળફાનાં જાળાંને છૂટાં કર્યાં. થૂંકદાનીમાં થૂંક્યા પછી પાણી પીવાની ઇચ્છાથી મેડે પુત્ર સાથે ખિલખિલ હસતી પુત્રવધૂને બૂમ મારી: 'નિમુ! ભા! પાણીનું મટકું ઓરડામાં રહી ગયું છે તે લાવી આપો ને '...અને ફરી ઉધરસનું પૂર ચઢી આવ્યું.

એમની પુત્રવધૂ નિમુ મેડેથી ઊતરી મટકું લેવા ઓરડામાં ગઈ એવામાં તરવાડીએ વાસના ટીલવા કૂતરાને ઘરમાં જતો જોયો. તુરત તેમણે ક્રોધથી પાસે પડેલું દંડુકું છૂટું ફટકાર્યું તે જતાંકને કૂતરું આઘું ખસી ગયું હોવાથી, વહુના હાથમાંના મટકાને વાગ્યું; મટકું ફૂટી ગયું. અચાનક મટકા પર ઘા થવાથી ગભરાએલી, ભીંજાએલી નિમુ સ્વસ્થ થાય તે પહેલાં હિંમતલાલ ભોંઠા પડ્યા હોય એમ કહેવા લાગ્યા: 'બેટા, વાગ્યું તો નથી ને? શી ખબર મને શું સૂઝ્યું તે પેલા પેધા પડેલાને મારવા ઉગામ્યું તે તને વાગ્યું. છેલ્લા છ-આઠ મહિનાથી શી દશા બેઠી છે તે....' આગળ બોલે તે પહેલાં ખાંસીની ભરતી આવી. વહુ પલળેલાં કપડાં સંકોરતી અંદરના ઓરડામાં ગઈ ને મોટો પિત્તળનો ગ્લાસ ને લોટો પાણીથી ભરી લાવીને કહે: 'બાપુજી, તમારે બહુ બોલવું ના જોઈએ. દાક્તરે તમને સંપૂર્ણ આરામ લેવાની સલાહ આપી છે એટલે તમારે એ પ્રમાણે વર્તવું જોઈએ. જુઓ, તમે હવે કશું બોલ્યા વિના નિરાંતે સૂઈ જાઓ. લ્યો, પહેલાં આ પાણી પી જાઓ.'

પાણી પીધા પહેલાં હિંમતલાલે 'હઅખ્ક્ થૂ' કરી થૂંકદાનીમાં નર્યા કફનો ગળફો કાઢ્યો ને ડચક ડચક પાણી

પીધું. કાંઈક શાતા વળ્યા પછી છાતી પર જમણા હાથને મૂકી ડાબા હાથ વડે વહુને ઉપર સૂવા ચાલી જવા માટે નિશાની કરી. જમણો હાથ હજુ છાતી પર રહેવા દઈ પાંસળાં ઉપર ફેરવતા ફેરવતા મનોમન બબડ્યા: ' આ રોગે તો ઉંદરડાએ કોરી ખાધેલ કપડા જેવી મારી છાતી કરી નાંખી છે. ' એવામાં વાડીમાથી કોઈનો છાનો અવાજ ધાંટા સંભળાણો: ' અલ્યા, રસોઈયાઓ ક્યાં ગયા ? બોલાવો એમને. આ બીજી ઘાલ તો ઊઠી નથી ને આ દાળનું તળિયું દેખાણું...દાળ ખૂટી. '

આના અનુસંધાનમાં બીજો અવાજ આવ્યો: ' અરે ! રસોઈયા તો ઘેર પહોંચવા થયા. એમને બીજે ગામ રસોઈ કરવાની હોઈ અહીં રાંધી, જમી ને એ તો તરત નાઠા છે. '

વાડીમાં થતી વાતને રજેરજ સાંભળતાં હિંમતલાલને શું થયું તે એ તો ચપ દઈને ખાટલામાંથી ઊભા થઈ ગયા. પાંજેક આગળ પડેલી લાકડીના ટેકે ટેકે ગોકળગાયની ગતિએ પેલી દીવાલ આગળ પહોંચીને જેટલે મોટેથી બોલાય એટલા અવાજે: ' અલ્યા ઓ..., થોડો ચણાનો લોટ પલાળી, મસાલાવાળું પાણી ગરમ કરી...દાળની જોડે ઉકાળી નાખો. ' પણ આ કોલાહલમાં એમનું કોણ સાંભળે ? હિંમતલાલની પોતાની જ આબરૂનું જાણે લીલામ થતું હોય એમ એમને હૈયે ધરપત નહોતી, ત્યાં અચાનક એમની નજર દીવાલને ટેકવેલી પેલી જર્જરિત નિસરણી ઉપર પડી. વિદ્યુતના ઝબકારાની જેમ એક વિચાર આવ્યો ને હિંમતલાલે પોતાની સમગ્ર શક્તિ વાપરીને પેલી નિસરણી પર સાચવી સાચવીને ચઢવા માંડ્યું. ત્રણ...ચાર પગથિયાં માંડ ચઢ્યા હશે ત્યાં તો ઉધરસનો હુમલો. થોડી વાર અટકીને ઊભા રહ્યા. ફરી પાછું ચઢવાની શરૂઆત કરી ત્યાં વચમાં એક ઉધરસનું ઠૂસકું...તે જ્યારે પૂરેપૂરા ચઢી ગયા ને એમણે નીચે વાડીમાં નજર કરી તો અંદર સળગતી પેટ્રોમેક્સની બત્તીઓ ગોળ ગોળ ફરતી મશાલો જેવી લાગી ! તોય બને તેટલા મોટા અવાજે ઉપર ઊભે ઊભે તે બોલ્યા: ' એવ નાનડિયાઓ ! સાંભળો, ચણાના લોટને પલાળી મશાલાવાળા પાણી સાથે દાળ વગેરે ભેગું કરી દાળના રંગાળા નીચે સાંઠીઓથી દેવતા પેટાવી...ઝટ ઊકાળી નાખો. કોઈને ખબર નહિ પડે. '

એમનું કોઈએ સાંભળ્યું કે ના સાંભળ્યું એ તો એ જાણે પણ એમના ટાંટિયા ધ્રુજતા હોવાથી સીડી પર સ્થિર રહેતા નહોતા ને સીડી પણ ખખડી ગઈ હોવાથી ' ચડડ ' ' ચડડ ' કરતી હતી. હિંમતલાલે પોતાની જાત પર લગામ રાખવા ઘણું કર્યું પણ એમની આંખોનું નૂર જ જ્યાં હણાવા માંડ્યું હતું ત્યા એ શું કરે ? આસપાસની તમામ વસ્તુઓ એમને ધૂંધળી ધૂંધળી દેખાવા માંડી. એમને કશાનો ઉબકો આવતો હોય એમ લાગ્યું, કશાનો કડાકો થયો ને ડોળા સુદ્ધા બહાર નીકળી પડે એટલા જોરથી ' ઓ ઓ ઓ કફ ' કરીને ડોગળો થયો, લોહીનો ! ડોગળો થતાંવેંત એમના આખા શરીરનો તમામ ભાર વાડી બાજુ આવી ગયો; એ લથડ્યા, નીચે ઊભેલા કેટલાકે જોયું ને મોઢામાંથી ચીસ નીકળી: ' પકડો લ્યા કોઈ પકડો ' પણ એ પહેલાં તો એ ઊંધે માથે વાડીની સળગતી ચૂલની પાસે પડ્યા. ચારે કોર હાહાકાર મચી ગયો. લોકોએ લોહીમાં લદબદતા એમના દેહને ઉઠાવ્યો ત્યારે ' હેમતા તરવાડી 'નું પ્રાણપંખેરું આ લોક છોડીને પરલોક પહોંચી ગયું હતું ! ! !

થોડાક માસ પછી ગામમાં એવી અફવા ફેલાણી કે ' હેમતા તરવાડી ભૂત થયા છે. જે કોઈ વાડીમાં રાંધે છે એની રસોઈ ગંધાય છે ને રસોઈમાં એકલા ચણાના લોટ ને મરચાંના વઘાર વગર કશું હોતું નથી ! ! ! '

---

## માઈલ સ્ટોન

કેટલી પ્રગતિ કરી છે આપણા આ કાફલાએ—
ઊભા રહે છે ચૂંટણીમાં સ્થિર, તે ચોખ્ખું કહે !

—રતિલાલ—અનિલ



# બ્રસેલ્સ આંતરરાષ્ટ્રીય મેળો ૧૯૫૮

—મહેશ શાહ

હેસલ પાર્ક, બ્રસેલ્સ બેલ્જિયમ, સવારે ૧૦:૩૦ વાગે ૧૭ એપ્રિલ '૫૮થી ૩૧ ઑક્ટો '૫૮. આ સ્થળ અને સમય ઇતિહાસમાં નોંધાશે: ત્યાં અપૂર્વ એવો બ્રસેલ્સ આંતરરાષ્ટ્રીય મેળો ભરાયેલો છે.

બ્રસેલ્સથી ૪ માઈલ પર આવેલા હેસલ પાર્કના ૫૦૦ એકરમાં એક એવું અદ્‌ભુત નગર સરજ્યું છે, જાણે કોઈ બીજા ગ્રહ ઉપરથી આવી પહોંચ્યા હોઈએ એવું લાગે!

આ પ્રદર્શનમાં ૪૨ નાના મોટા દેશો અને ૬ આંતરરાષ્ટ્રીય સંસ્થાઓએ મળી ૨૦૦ જેટલા સ્ટૉલમાં માનવીની પ્રગતિનું સરવૈયું રજૂ કરવાનો પ્રયત્ન કર્યો છે. વિજ્ઞાન અને એન્જિનિયરીંગ ક્ષેત્રે પ્રગતિ દર્શાવતાં પ્રદર્શનગૃહોમાં માનવીની કાર્યદક્ષતા ઉપર વધારે ભાર મૂકવાનો પ્રયત્ન થયો છે અને એ રીતે આ પ્રદર્શન ધંધાદારી અથવા વ્યાપારી મેળાથી જુદું તરી આવે છે.

એપ્રિલથી ઑક્ટોબરના ૬ મહિનાના ગાળામાં, નાના મોટા ૪૨ દેશોના આ મેળામાં આશરે ૪ કરોડથી વધુ યાત્રિકોની અપેક્ષા છે.

વૈજ્ઞાનિક, ટેકનિકલ, એન્જિનિયરીંગ અને વિવિધ કળાઓ (ચિત્ર, સંગીત, સિનેમા, નૃત્ય, નાટ્ય,) વગેરે ક્ષેત્રોએ, જુદા જુદા દેશોએ મેળવેલી પ્રગતિની મહત્તા સગી આંખે દુનિયાની વિરાટ આલમ નિહાળી શકશે.—જાણે અંતે દુનિયા આગળ આ વિવિધ દેશોની સિદ્ધિનું સરવૈયું હાજર થશે!

આ પ્રદર્શનગૃહો ઉપરાંત, ત્યાં વૈજ્ઞાનિક અને ટેકનિકલ પરિષદો થશે, સંગીત, નૃત્ય, લોકકળાઓ, નાટ્યકળાની સંસ્થાઓના કાર્યક્રમો ઉપરાંત ચલચિત્ર હરીફાઈ વગેરે આકર્ષણો પણ છે.

આવી જાતના મેળાઓનો આરંભ પ્રથમ ઇંગ્લંડમાં ૧૮૫૧માં લંડનના ક્રિસ્ટલ પેલેસમાં થયો હતો. ત્યાર બાદ આ પ્રકારના ૨૯ મેળાઓ થયા છે, જેમાંના ૧૦ તો બેલ્જિયમમાં જ ભરાયેલા છે. ૬ ફ્રાન્સમાં અને ૫ અમેરિકામાં.

આવા મેળાઓ જ્યાં રચવામાં આવે છે ત્યાં ત્યાં તેઓ પોતાની આગવી છાપ મૂકતા જાય છે. જે શહેરમાં તે મેળો રચાય તે શહેર પણ મેળાના યાત્રિકોને આંજી નાખવા પ્રયત્ન કરે છે. પૅરિસમાં જ્યારે આ મેળો ભરાયો ત્યારે આઈફીલ ટાવર મુખ્ય આકર્ષણ હતું કારણ કે એન્જિનિયરીંગ ક્ષેત્રે કદી વિચારાઈ પણ ન હોય એવી પ્રગતિનું એ પ્રતીક હતું.

## ભવ્ય મેળો

આ બ્રસેલ્સનો મેળો ૬ વર્ષની વિચારણા ને વિવિધ દેશોના ૧૫,૦૦૦ ઉપરાંત કારીગરો અને અઢળક ખર્ચનું પરિણામ છે.

બેલ્જિયમ જેવો નાનો દેશ (૧૧,૭૫૫ ચો. માઈલ: વસ્તી ૮,૮૯,૬૦૦૦) આટલો અગત્યનો અને ભવ્ય મેળો કેવી રીતે રચી શક્યો?

૭ મહિનામાં ૪ કરોડ જેટલા લોકો આ મેળો જોવા આવે એવી ગણત્રી છે—આને માટે દેશની આખીયે ૯૦ લાખ વસ્તીએ સ્વાગતસમિતિનું રૂપ લઈ લીધું છે. બેલ્જિયમના દરેક શહેરમાં હવાઈમથક અને સરહદ ઉપર 'હોસ્ટેસ' (પરિચારિકાઓ) જગતની ૨૦ ભાષાઓમાં સ્વાગત કરવા તૈયાર છે!

૫૦,૦૦૦ મોટરો, ૨,૦૦૦ બસ-ટ્રોલી કલાકની ૫૦ માઈલની ઝડપે ૬૦,૦૦૦ યાત્રીઓને (દર કલાકે) મેળાના

મુખ્ય દ્વારે પહોંચાડવા માટે રાખવામાં આવી છે. રહેવા માટે હોટલો, લૉજો, ખાનગી મકાનો અને કુટુંબો તથા તંબૂનાં શહેરોમાં થઈ ૧૫૦,૦૦૦ની સગવડ કરી છે. મેળાના રોજના ૧૭૫,૦૦૦થી ૨૦૦,૦૦૦ (શનિ-રવિ ૧૦,૦૦૦૦૦) યાત્રીઓમાંથી માંડ અડધા આવી સગવડ માગશે એવી ગણત્રી છે. એપ્રિલ ૧૭થી લગભગ ત્રણ મહિના સુધી તો બધી હોટલો રીઝર્વ થઈ ગઈ છે.

વિદેશથી આવતા યાત્રિકોને બ્રસેલ્સના મેલ્સબ્રોક હવાઈમથકેથી હેલીકોપ્ટરમાં ૭ મિનિટમાં હેસલ પાર્ક લઈ જવાય એવી સગવડ પણ કરી છે.

બેલ્જિયનોએ મેળા પાછળ ૨૦ કરોડ ડૉલર ખર્ચ્યા છે અને શહેરના રસ્તા, નવા પુલ, વાહનવ્યવહાર અને તેની શોભા માટે બીજા ૪૦ કરોડ ડૉલર ખર્ચ્યા છે.

બેલ્જિયનો આનો બદલો ધંધાના વિકાસ અને યાત્રાળુના ખર્ચમાંથી મેળવવાની આશા રાખે છે—પોતાના આગળના અનુભવમાંથી તેમને એની ખાતરી પણ છે.

આ મેળાની ૫૦૦ એકર જમીનમાંથી અડધી ઉપરાંત જમીન તો બેલ્જિયમ અને બેલ્જિયન કોન્ગોના ૫૦ જેટલાં પ્રદર્શનગૃહો અને કૃત્રિમ ગરમીથી બનાવેલા 'ટ્રોપીકલ' બગીચા છે. આ બગીચામાં કોન્ગોના બગીચાઓની આબેહૂબ નકલ છે. એક પ્રદર્શનગૃહમાં આફ્રિકાનાં પશુપક્ષીઓ જીવંત અથવા મરેલા મૂકવામાં આવ્યાં છે. 'કસાઈ' જાતના હાથીનું ટનનું શબ પણ લાવવામાં આવ્યું છે.

## અજાયબ એટોમિયમ

પ્રદર્શનની એક અજબ અજાયબી છે: 'એટોમિયમ' બેલ્જિયમની આજના અણુયુગને અનુરૂપ ભેટ: ૩૫૦ ફૂટ ઊંચું આ એટોમિયમ બે કે ત્રણ માળ ઊંચા લોખંડના ૯ ગોળાઓને અણુરચના પ્રમાણે જોડીને બનાવેલું છે. બે ગોળાની વચ્ચે જોડતાં નળીઓમાં "ઈસ્કેલેટર" (ચાલતી પગથી) અથવા 'લીફ્ટ' છે, જે એક ગોળામાંથી બીજા ગોળામાં લઈ જાય છે! એટોમિયમની મધ્યમાં, ૨૦ માણસ જઈ શકે એવી લીફ્ટ છે, તે છેક ઉપરના ગોળા સુધી. ત્યાંના રેસ્ટોરાંમાંથી આખો મેળો જોઈ શકાય છે.

પહેલાં 'એટોમિયમ' ૪૫૦ ફીટ ઊંચુ રાખવાનું વિચાર્યું હતું, પણ વિમાન અથડાવાના ભયને લીધે ૩૫૦ ફૂટ કરવામાં આવ્યું છે. આવું ઊંચું અને સીધું માળખું પવનથી હાલી ના ઊઠે તેને માટે ખૂબ જ કાળજી લેવામાં આવી છે. બલ્કે, ૧૧૨ માઈલની ઝડપનાં વાવાઝોડાં સામે પણ ટક્કર ઝીલી શકે એવી નક્કર બાંધણી છે.

આ 'એટોમિયમ' એક ધાતુના કણના અબજોગણા વિકસિત કરેલાં અણુબંધારણના સ્વરૂપમાં બનાવ્યું છે. ગોળા પોલિશ કરેલા એલ્યુમિનિયમના છે અને નળીઓ ખાસ ધ્યાન ન ખેંચે તે માટે રંગી નાખી છે. રાતના આખું 'એટોમિયમ' હજારો દીવાઓથી ઝગમગી ઊઠે છે.

એટોમિયમના કેટલાક ગોળાઓમાં આંતરરાષ્ટ્રીય સંસ્થાનાં પ્રદર્શનો છે, જેવાં કે 'અણુના શાંતિમય ઉપયોગો,' 'વિજ્ઞાન-પ્રદર્શન.' બાકીના ગોળામાં અનેક દેશોએ પ્રદર્શનો રચ્યાં છે, કારણ કે મેળામાં વધારેમાં વધારે આકર્ષક 'એટોમિયમ' હોઈ ત્યાં યાત્રીઓ સૌથી વધુ પ્રમાણમાં આવવાનાં. ગોળા એલ્યુમિનિયમના હોઈ બપોરના અસહ્ય ગરમી થવાની; તેથી ગોળાની દીવાલ પોલી રાખી છે અને કેટલાકને 'એર-કન્ડીશન્ડ' કરવામાં આવ્યા છે. આ એટોમિયમની રચના એન્જિનિયરીંગના ક્ષેત્રે અનોખી અજાયબી જ છે.

મેળો પતી ગયા પછીય આ એટોમિયમ કાયમનું રહેશે—અને બ્રસેલ્સની શોભા અને આકર્ષણોમાં વધારો કરશે.

બીજી એક ધ્યાન ખેંચી એવી વસ્તુ ત્યાંનો પૂલ છે—દ્વિમાર્ગી પૂલ આખા બેલ્જિયન વિભાગ ઉપર થઈ ને સીધો મહેમાનદેશોના વિભાગ તરફ જાય છે!

મુખ્ય દ્વારની પાસે મનોરંજન માટે લગભગ જુદો જ મેળો ભરાયો હોય તેમ દુનિયાની પ્રખ્યાત મનોરંજન સંસ્થાઓ ને મંડળીઓ એકત્રિત થઈ છે. એક ફરતું 'સિનેરમા' થિયેટર પણ છે. (કહેવાય છે 'સિનેરમા' આગળ 'સિનેમાસ્કોપ ટપાલની ટિકિટ જેવડું લાગે છે.) રમકડાં જેવડી આગગાડી, 'અવકાશયાત્રા' કરવા રૉકેટ્સ, ભૂતિયાં ઘર અને બીજાં અનેક વિવિધ અને નવીન મનોરંજનનાં સાધનો ઉપરાન્ત એક મોટું ૧૯૦૦ દુકાનોનું બેલ્જિયન બજાર પણ છે.

## અમેરિકન પ્રદર્શન

વિવિધ દેશોનાં પ્રદર્શનગૃહોમાં અમેરિકાનું પૈડાના આકારનું પ્રદર્શનગૃહ સ્થાપત્યકલાનો ઉમદા નમૂનો છે. આ ગોળાકાર મકાનનો વ્યાસ ૩૪૦ ફીટ છે અને તે ૯૦ ફૂટ ઊંચું છે. તેની આગળ ૨૩૦ ફીટ વ્યાસનો એક હોજ બનાવ્યો છે.

બનતું જશે, તેવું જ વિજ્ઞાનના વિકાસથી પણ થઈ શકે છે. જૂની-પુરાણી બધી મુસીબતો કાયમ રહે તો જ તે સાદું જીવન ગણાય એવું નહિ સમજશો. જીવનમાં સગવડો તો હોવી જોઈએ, પણ સાથે સાદાઈ પણ હોવી જોઈએ.

## વિજ્ઞાનના ક્ષેત્રમાં સત્યાગ્રહની શોધ

આ દૃષ્ટિએ જ્યારે આપણે સત્યાગ્રહને વિજ્ઞાનની સાથે જોડી દઈએ છીએ, તો આપણને એક નવું જ દર્શન મળે છે કે વિજ્ઞાનના ક્ષેત્રમાં પણ આપણે સત્યાગ્રહની ખોજ કરવાની છે. અસલના વારામાં વૈદકશાસ્ત્રમાં એવી કોઈ ઔષધી જડેલી હતી જેથી શસ્ત્રક્રિયા કરવામાં દરદીને ઊની આંચ નહિ આવે. તે દિવસોમાં આવી કોઈ ઔષધીના અભાવમાં મનુષ્યને ઢોરની માફક બાંધીને શસ્ત્રક્રિયા કરવી પડતી હતી અને તે પણ પાછી ઉપરછલી જ. પણ આજે હવે ક્લોરોફોર્મ શોધાયું હોવાથી બહુ સફાઈપૂર્વક, રમતમાં શસ્ત્રક્રિયા થઈ શકે છે. આમ ક્લોરોફોર્મની ખોજ અહિંસા-ની દિશામાં છે. આથી મનુષ્યની પીડા ટાળવાનું એક મોટું ભારે સાધન હાથ આવ્યું. તે જ રીતે જેની આજે તીવ્ર જરૂર છે એવા સત્યાગ્રહની ખોજ સંબંધે પણ વિજ્ઞાન મગજ લડાવશે.

મારું માનવું છે કે સર્વોદયને માટે વિજ્ઞાન ઘણું ઉપયોગી છે અને એટલે તો હું ફરી ફરીને કહું છું કે વિજ્ઞાન આપણી શક્તિ છે, પ્રતિપક્ષીની નહિ. આજે થયું છે એવું કે જે લોકોએ હિંસાનું તાંડવ ખેલ્યું છે, તેમના સકંજામાં વિજ્ઞાન સપડાયું છે. બાકી સાચું પૂછો તો અહિંસાના પક્ષમાં વિજ્ઞાન અત્યંત સુરક્ષિત છે. માટે કહું છું કે વિજ્ઞાન હિંસાના પક્ષમાં ચાલી ગયું તો જાણજો કે મનુષ્યજાતિને માટે તો જોખમ છે જ, પણ ખુદ વિજ્ઞાન માટે પણ જોખમ છે.

## ખોટી દિશાનું ચિંતન

આપણા ચિંતનમાં વિજ્ઞાનની કમી ન હોવી જોઈએ પણ આપણા સાથીદારોમાં મને એની ખોટ વરતાય છે. એ લોકો કંઈક એવું વિચારતા લાગે છે કે જેમ ઓજાર નાનાં તેમ સારું; અંબર ચરખાથી પેટી રેંટિયો સારો, રેંટિયાથી વળી તકલી સારી, અને આંગળીઓ હોય તો તો તેથી પણ ઉત્તમ. આ બધું ખોટી દિશાનું ચિંતન છે. હા, આપણાં કાંઈ એવાં અરમાન નથી કે સમાજમાં ઊથલપાથલ થઈ જાય અને બેકારી વધે એ રીતે આપણે આગળ વધવું. પણ જ્યાં સુધી શુદ્ધ વિજ્ઞાનને સંબંધ છે, ત્યાં સુધી આપણે વિજ્ઞાનની શોધખોળોને મોકળા દિલે સત્કારીએ છીએ. આપણું વલણ આ દિશાનું નથી લાગતું, અને આપણે નાના નાના સ્થૂળ નિયમોના જાળામાં અટવાતા રહીએ છીએ.

ગ્રામોદ્યોગનો વિચાર તો સારો જ છે. પણ આપણે લોકો યદ કરતાં એના નિયમ બનાવી દઈએ છીએ, એ વિચાર સમાજને ગળે ઉતારવાની ગડમથલમાં પડતા નથી. વનપાલનની મઝાની યુક્તિ શોધી કાઢીએ છીએ અને જે લોકો આવા નિયમોમાં નથી ઓળવાતાં તે બધાંની કેટલીક વાર સર્વોદય વિચારમાંથી બાદબાકી કરીએ છીએ. આ બધી ખોટી ધારણાઓ છે. શું સર્વોદયનો વિચાર અમેરિકા અને ઇંગ્લૅંડને માટે નથી? શું ત્યાં પહોંચીને આપણે એમને એવો ઉપદેશ દેવા મંડશું કે: "ભલાઓ, તમારી આ જંગી મશીનરીને દરિયામાં ડુબાડી દો અને એને સ્થાને નાનાં ઓજારો બનાવો તો તમારે ત્યાં અહિંસાદેવી પ્રગટ થશે, એ સિવાય બીજી કોઈ રીતે એ પ્રસન્ન નહિ થાય!" ખરેખર તો આપણે એમને એટલી જ પ્રાર્થના કરશું કે આજે તમે "ડર ખાને" સઘળું ધન વેડફો છો તેને બદલે ભલા થઈને એ સઘળી ધનસંપત્તિનો દુનિયાના કલ્યાણમાં સદુપયોગ કરો, ત્યારે અહિંસા દેખા દેશે."

## કુદરતમય જીવન

હું તો એવું માનનારો છું કે જીવનની વિકસિત દૃષ્ટિ ખીલશે તો એકેએક મનુષ્ય કુદરતમય જીવન જીવતો થશે, અને પછી તો નગરરચના પણ એવી થશે કે ઘર બેઠાં સામે જ લહેરાતાં ખેતરો ને આંખ ઠારતું આકાશ તરવર્યા કરશે. જીવનનો કંઈ ને કંઈ હિસ્સો સૃષ્ટિની સેવામાં રહે એ ઢબે આપણું ચિંતન ચાલ્યું તો આપણે પેલા અમેરિકાવાળાઓ-ને પણ સમજાવશું કે જો આજે ને આજે શક્ય ન હોય તો ભલે, પણ તમે હવે શહેરો વધારો છો શીદને? નાનાં નગરોની રચના કરો તો તે તમારા લાભમાં છે. પણ આ બધી વાત આગળ ઉપર. આજે ને આજે આપણે એમની પાછળ નહિ પડીએ કે: "અહિંસાને માટે શહેરો તોડો જ તોડો." એ તો પ્રાકૃતિક જીવનની મહત્તાની ગેડ બેસશે એટલે આપોઆપ એમના જીવનમાં ફેરફારો થતા જવાના.

ઉસ્માનાબાદ (મુંબઈ રાજ્ય), તા. ૧૩-૬-'૫૮

(પદયાત્રીઓ સાથેની વાતચીતમાંથી-સંક્ષેપ)

## (૨) ધર્મનો પાયો વિજ્ઞાન

આજ લગી ધર્મસ્થાપના થઈ જ નથી, ધર્મ બન્યો જ નથી. ધર્મને બનવા માટે, ધર્મની રચના માટે જે પાયાની જરૂરિયાત છે તે પાયા આજ લગી પડ્યા જ નહોતા, કારણ વિજ્ઞાન નહોતું. એટલે ઋષિઓએ દર્શન કરીને કેટલીક વસ્તુઓ લોકો સામે મૂકી અને લોકોએ શ્રદ્ધાથી તે ગ્રહણ કરી. આ રીતે કેટલીક માન્યતાઓ અને આસ્થાઓ ઘડાઈ છે, પરંતુ હજી એના અફર કાયદા નથી ઘડાયા; એને પ્રમાણભૂત માનવાની ભૂમિકા પર દુનિયા હજી નથી આવી. સત્ય, અહિંસા વગેરેની આ જ હાલત છે. લોકો કહે છે કે સત્ય સારું છે, પરંતુ ગમે તે પરિસ્થિતિમાં સત્ય જ સારું છે એવું એ લોકો નથી કહેતાં. મકાન ચણનારો કડિયો જાણે છે કે ભીંત જમીનને કાટખૂણે જ બાંધવી જોઈએ. એને આ બાબતમાં જેવો નક્કર વિશ્વાસ બંધાઈ ગયો છે તેવો વિશ્વાસ મનુષ્યજાતિને સત્યને વિષે હજી બંધાયો નથી. સત્ય હમેશાં સારું જ છે એમ કહેવાની હામ નથી. અર્થાત્ સત્યનો કોઈ કાનૂન નથી બન્યો, અને તેથી જ હજી સુધી ધર્મની રચના થઈ નથી. એટલે હવે વિજ્ઞાન ધર્મનો પાયો બનશે અને તેની ઉપર ધર્મ ઊભો રહેશે. આજના માનસિક ક્ષેત્ર પર ધર્મની જે વાતો થતી રહે છે તે તો તદ્દન નાની નાની ને નજીવી છે. એથી ઉપર ગયા પછી ધર્મનો ઉદય થશે, પછી વિજ્ઞાન અને ધર્મની વચ્ચે કશો વિરોધ નહીં રહે. ઊલટો સંપૂર્ણ સુસંવાદ રહેશે.

૩

આધ્યાત્મિક ક્રાંતિની અગતિ પહેલાં ક્યારેય નહોતી થઈ એટલી આજે આ વિજ્ઞાનયુગમાં થઈ રહી છે. મતલબ કે આધ્યાત્મિક વિકાસ એ આજના જગતની પરમ ભૌતિક આવશ્યકતા છે.

વિજ્ઞાનયુગમાં સર્જનશક્તિ માનવને હસ્તક આવી છે. એટલે કે માનવ સ્રષ્ટાનું પદ પામ્યો છે. બીજી બાજુ વેદાંત કહે છે કે માનવ દ્રષ્ટા છે. અર્થાત્ સમસ્ત સૃષ્ટિથી અળગો થઈ એ એનું દર્શન અને સંશોધન કરી શકે છે. આમ એ દ્રષ્ટા છે અને એ જ એની શ્રેષ્ઠ ભૂમિકા છે. પરંતુ આજે એ દ્રષ્ટાની સાથોસાથ સ્રષ્ટા પણ બની ગયો છે. 'બાલચન્દ્ર'નું નિર્માણ કરી એ ઉપગ્રહને એણે આકાશમાં તરતો મૂક્યો છે. આજે એ પૃથ્વીની ચારેકોર હજારો જોજનની પ્રદક્ષિણા કરી રહ્યો છે. હવે તો અણુ અને પરમાણુની સહાયથી માનવસમાજના નિકંદનની તૈયારી કરવી એ પણ એની મુનસફીની વાત છે. એ શિવજીનું તાંડવ પણ ખેલી શકે છે. પણ મને એની સહેજે ચિંતા નથી. ...મુદ્દાની વાત એ છે કે આજે માનવના હાથમાં સર્જનશક્તિ આવી ગઈ છે. એનો ઉપયોગ દ્રષ્ટા બનીને (દીર્ઘદૃષ્ટિપૂર્વક) કરવો જોઈશે. આ સંબંધે આજે જે ચિંતન ચાલી રહ્યું છે એને પરિણામે ભારે મોટી ક્રાંતિ આવવાની છે.

### તાકાતનું વરદાન

આજે માનવના મનમાં એ હકીકત વસવી જોઈશે કે વિજ્ઞાને એને અસાધારણ તાકાતનું વરદાન આપ્યું છે. આજ સુધી એ પ્રાણિક અને માનસિક અવસ્થામાં વિહાર કરતો રહ્યો, હવે એણે એથી ઉપર ઊઠવું જોઈશે. માનવની પ્રાથમિક અવસ્થા તો આવી 'પ્રાણિક' જ રહી. એટલે ખાવુંપીવું અને પ્રજોત્પાદન કરવું એટલી જ એની દુનિયા હતી. એથી આગળ જઈએ એટલે મનની અવસ્થા આવે છે. હમણાં સુધી માણસ આ મનની અવસ્થામાં જ જીવતો હતો. હવે વિજ્ઞાનયુગમાં પણ જો એ આ મનની જ અવસ્થામાં ગૂંચવાયેલો રહ્યો તો નક્કી માનજો કે એ ટકી શકવાનો નથી. પહેલાં તો મનનું સ્થાન અત્યંત મહત્ત્વનું રહ્યું. રામાયણ અને મહાભારતમાં એની જ કથાઓ છે ને? જુઓ, રાવણ સીતાને ભગાડી ગયો. આજનો માનવ તો કહેશે કે આ કેવી વાહિયાત વાત છે? પણ એ જ વાતની પૃષ્ઠભૂમિ પર આખું રામાયણ રચાયું. મહાભારતમાં દ્રૌપદીના ચીરહરણની કથા છે. શું આજના કોઈ કવિને કોઈના દ્વારા કોઈની સ્ત્રી ભગાડી જવાના, કે એને છોડાવી લાવવાના વસ્તુ પર કાવ્ય લખવાની ઊર્મિ થશે ખરી? હરગીજ નહિ. કારણ આજે તે અવસ્થા નથી. વૈજ્ઞાનિક દૃષ્ટિએ માનવ આવી વાતોને સાવ ક્ષુલ્લક ગણશે. એટલે કે મનુષ્ય આજે મનની ભૂમિકા આંબીને એથી આગળની વિજ્ઞાનની ભૂમિકામાં પ્રવેશી ચૂક્યો છે. એટલે એણે વિષયવાસનાનું પણ નિયંત્રણ કરવું પડશે. નહિ તો "कामात् क्रोधोऽभिजायते।" -કામમાંથી ક્રોધ જન્મશે અને આખરે માનવનો નાશ થશે. એટલે હવે કામવાસનાનું નિયંત્રણ કરવું પડશે; કૃત્રિમ ઉપાયોથી નહિ, સંયમથી જ. નહિ તો આ સંહારક શસ્ત્રોને પરિણામે માનવનો સર્વનાશ થશે.

સાવરકુંડલા (જિ. ઉસ્માનાબાદ), તા. ૧૯-૬-'૫૮ (સંક્ષેપ)

## દવ રે લાગ્યો

દવ રે લાગ્યો ને ખડો સળગિયા
સળગ્યાં સાગર ને આગ;
બળ્યાં શેરો ને બળિયાં ગામડાં
સારે સંસારે લાય....

ઊંચી ઇમારત બાંધી બુદ્ધિએ
એના ગેબેય ગાજ;
મધીને હૈયે રચિયા બાગ જે
લાગી તેમાંયે આગ.

લોહી રે પડે ને લપટો ઊઠતી,
ઝાઝે જોરે એ ઝાળ!

(સોવિયેત દેશ)

ફરે રે જળમાં, જતી આભમાં
તેને શાની રે પાંખ?

બળે રે મ્હેલો ને બળતાં ઝૂંપડાં
સળગે મોટાં ને બાળ;
ઊભા રે સળગાવી દૂર જે બધાં,
થતી સહુનો એ કાળ.

બુઝાવી ન શકે એને રાજવી
કોઈ નહીં વા કુબેર:
એક રે થાયે અદના આદમી,
ત્યારે અટકે એ કેર.

—પ્રહ્લાદ પારેખ

---

[પાન ૪૫૬નું ચાલુ]

છે. પહેલી નજરે જોતાં તો સ્ટીલનું માળખું ઊભું કરી કોઈ કોઈ જગ્યાએ દીવાલ બનાવી હોય તેમ લાગે, પણ ધ્યાનથી જોતાં તેની સુંદરતાનો ખ્યાલ આવે છે.

સ્વીટ્ઝરલૅન્ડ જે યુરોપનું રમતમેદાન ગણાય છે તેણે નાનાં નાનાં મકાનની રચના મધપૂડાની જેમ કરી છે અને વચ્ચે સ્વીટ્ઝરલૅન્ડના પ્રતીક સમું સરોવર છે. નાનાં મકાનોમાં તેમના રાષ્ટ્રીય ઉદ્યોગોનો ખ્યાલ આપ્યો છે. ઘડિયાળ, બારીક મશીનરી તથા એન્જિનિયરીંગ ક્ષેત્રની સિદ્ધિઓ સમાં બધ અને ઓજારોનો પણ ખ્યાલ આપ્યો છે.

વેસ્ટ જર્મનીનો મંડપ તો વર્ષ પહેલાં તૈયાર કરી ઢાંકીને, વેસ્ટ જર્મનો પાછા જતા રહ્યા હતા અને મેળાનો સમય થતાં આવીને પડદા હટાવીને બેસી ગયા!

### સંયુક્ત રાષ્ટ્ર-સંસ્થાનો

સંયુક્ત રાષ્ટ્ર સંસ્થાનો મંડપ છત્રીના જેવો ઘુમ્મટ આકારનો છે તેમાં પણ આખા ઘુમ્મટનું વજન અદૃશ્ય થાંભલા ઉપર છે ને ઘુમ્મટની આખી છત કાપથા મઢી લીધી છે.

૭ વર્ષની પ્રચંડ મહેનત પછી તૈયાર થયેલો આ મેળો વિશ્વનો ઇતિહાસ ઘડવામાં—ઠંડા યુદ્ધની ગતિ ધીમી પાડવામાં અને સહઅસ્તિત્વ અને સહકારની ભાવનાને પુષ્ટ કરવામાં જરૂર અગત્યનો ફાળો આપે છે.

**આધાર**

ન્યૂઝવીક; ટાઇમ; પોપ્યુલર મીકેનીક્સ; લાઇફ; સૅટરડે રીવ્યુ; ઇલસ્ટ્રેટેડ વીકલી ઑફ ઇન્ડીઆ.

## અવારનવાર

# માનવીના રંજનને મૂડીની મુઠ્ઠીમાંથી છોડાવો

—પ્રણવ

વનસ્પતિ જેમ પ્રકાશ તરફ સ્વાભાવિક વળે છે, તેમ મનુષ્ય આનંદ તરફ વળે છે. મનુષ્યનું આ એક મૂળભૂત વલણ છે અને તેથી એ નીતિ-પર છે. એ વલણ ઉત્તમ નૈતિક સાંસ્કૃતિક સ્વરૂપો પણ ધારણ કરી શકે અને અધમમાં અધમ વ્યસનો ને ગુનાનું સ્વરૂપ પણ ધારણ કરી શકે.

એટલે માણસ સંસ્કૃતિના આરંભથી જ પોતાના આનંદોત્સવની ઊર્મિઓને ધર્મ, નીતિ અને સામાજિકતાથી સંસ્કારતો રહ્યો છે. સંસ્કારમાં બે વસ્તુ આવે : એક તો એની મર્યાદાઓ નક્કી થાય અને બીજું એમાં સહજીવનનાં તત્ત્વો ઉમેરાય, જેથી અદેખાઈ, સ્પર્ધા, યુદ્ધ વગેરે દૂષણો દૂર થાય.

આ જ રીતે સહજ કામવૃત્તિને સંસ્કારીને મનુષ્યે લગ્ન અને ગૃહસ્થાશ્રમની પવિત્રતા પેદા કરી. પરણે છે બે, પણ પ્રસન્ન થાય છે આખોયે સમાજ. એના સુખમાં બધા સહભાગી બને છે તેથી એનો આનંદ નિર્ભય બને છે અને અભિવૃદ્ધિ પામે છે.

સહભોજન, સહપાન, સંમેલન, સમૂહ-ઉત્સવ વગેરે દ્વારા માનવીએ પોતાની સાહજિક વૃત્તિઓને સામાજિકતાથી સંસ્કારી સહજ વૃત્તિઓ પર નિયમન આણ્યું; પણ સરવાળે લાભ થયો. કારણ એક તો, સમાજના અભયવચન અને સ્પર્ધામુક્તિને કારણે વૃત્તિઓની તૃપ્તિની શક્યતાઓમાં પુષ્કળ વધારો થયો; અને બીજું, એ વૃત્તિઓ મનુષ્યના આદર્શ પ્રત્યે તકાઈ, ધ્યેયલક્ષી બની. સમજીને બ્રહ્મચર્ય પર તકાયું. સહજ રંજન પણ વિશુદ્ધ આનંદ પ્રત્યે તકાયું.

જ્યાં આવું નથી થતું ત્યાં શું થાય છે ? ભોગ પોતે જ ભોગનો ઉદ્દેશ બની જાય છે. રંજન રંજન માટે, વાસના વાસના માટે, રમત રમત માટે થઈ જાય છે. અને પછી જ્યારે શરીર ભોગથી થાકવા માંડે છે, મન કંટાળવા માંડે છે, ત્યારે માણસ ભયંકર કંટાળાનો શિકાર બની જાય છે. પછી કશાથી એનું રંજન થતું નથી. જીવન હેતુ વગરનું ને ભારરૂપ લાગવા માંડે છે. આપણા જમાનામાં પશ્ચિમના દેશોએ આવા ધ્યેયરહિત ભોગમાંથી પેદા થતી હતાશાની પીડા ઠીક ઠીક જાણી છે. ત્યાં કવિઓ, લેખકો અને સંસ્કાર-સ્વામીઓ પોતાના યુગનું ધ્યેય શોધવા તરફડતા જણાય છે, અથવા તેટલો વિકાસ ન થયો હોય ત્યારે 'સિનિક'—સર્વત્ર શંકાશીલ—બનેલા જણાય છે. આવું શાથી થયું ? અત્યાર સુધી સંસ્કૃતિએ માનવવૃત્તિ સાથે તાલ મેળવ્યો, તો હવે એ કેમ અટકી ?

કારણ યંત્ર-વિજ્ઞાનના અભૂતપૂર્વ વિકાસની સાથે સાથે, રંજનનાં સાધનોએ પણ કદી ન કલ્પ્યો હોય તેવો વિકાસ સાધ્યો. આજથી સો વરસ પહેલાં જ સિનેમા, રેડિયો અને ટેલીવિઝનની તો પૌરાણિક કલ્પનાઓ કરી કરીને જ માનવી પોતાનું મનોરંજન કરતો.

મનોરંજનની આ હરણફાળ સાથે નીતિ કદમ ન મિલાવી શકી તેનું મુખ્ય કારણ એ હતું કે આ નવાં રંજન-સાધનો એક મોટા માનવસમૂહને 'મઝા' પિરસતાં, જ્યારે તેવડા મોટા માનવસમૂહનું કોઈ સામાજિક સંગઠન નહોતું. ધીમે ધીમે તે સંગઠન રચાતું આવે છે અને તેણે હવે આ રંજન-સાધનોને જવાબદારીપૂર્વક હાથમાં લેવાં જોઈએ.

### અવળો પારો

આજે શું થાય છે ?

ફિલ્મ-નિર્માતાઓ એકએકથી ચડે તેવાં નફ્ફટ ચિત્રો ઉતારે જાય છે. જે નિર્માતા લોકોને બહેલાવીને વધુમાં વધુ

જેટલો તડાકો પાડે તે તેટલો કુશળ કસબી ગણાય છે. અને ત્યારે દેશની સરકાર શું કરે છે? એ તડાકામાંથી ભાગ પડાવે છે, મનોરંજન-કર ઉઘરાવે છે. આજે જે જાતના રાજ ને સમાજ છે તેમાં કાંઈક એવો અવળો પાટો પડેલો છે કે રાજ સમાજશત્રુઓ સાથે ઠેરઠેર ભાગીદાર થયેલું જણાય છે.

રેસના મેદાન પર જેટલો વધુ જુગાર ખેલાય તેટલી રાજની આવક મોટી!

દારૂ જેટલો વધુ પિવાય તેટલી રાજની આવક મોટી!

નફ્ફટ ફિલ્મ લોકોને જેટલી વધુ લૂંટે તેટલી રાજની આવક મોટી!

કોઈએ આવું વિચાર કરીને ગોઠવ્યું નથી. દેશના ને રાજના નેતા તેને સારું માનતા નથી. પણ પાટો આવો પડી ગયો છે એટલું નક્કી. એ મૂડીવાદની બલિહારી છે.

તો શું થવું જોઈએ?

સર્વપ્રથમ લોકરંજનને મૂડીની મુઠ્ઠીમાંથી છોડાવવું જોઈએ.

આપણે સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાઓ રચી છેઃ ગ્રામ-પંચાયતો, જિલ્લાપંચાયત મંડળો, કસ્બા: મ્યુનિસિપાલિટી-ઓ અને શહેર મ્યુનિસિપલ કૉરપોરેશનો. પોતાના ગામ કે શહેરને સ્વચ્છ ને આરોગ્યવાન રાખવાની તેની જવાબદારી છે. હવે એણે પોતાનાં ગામ ને શહેરની શારીરિક સ્વચ્છતા તથા આરોગ્યની સાથે સાથે જ માનસિક આરોગ્યની જવાબદારી પણ માથે ઉપાડવી પડવાની છે.

કેટલીક મ્યુનિસિપાલિટીઓ નગરગૃહો બાંધે છે. શહેરનું ભાગ્યે કોઈ થિયેટર એની બરાબરી કરી શકે, એવાં સરસ એ નાટ્યગૃહો હોય છે ને મોટે ભાગે તે નાટકો માટે જ વપરાતાં હોય છે.

મ્યુનિસિપાલિટીઓ 'ઓપનઍર થિયેટરો' પણ કાઢે છે.

પણ ગંભીરતાપૂર્વક એમણે હજી લોકોના રંજનને પૂરેપૂરું ઉપાડી લેવાની કમર કસી નથી. હવે તે કસવી પડશે. સ્થાનિક સ્વરાજ્ય સંસ્થાઓએ લોકરંજનને પોતાનો વિષય બનાવવો પડશે.

ઓપનઍર થિયેટરો બરાબર કામ કરવા માંડે તો ક્રમશઃ ખાનગી થિયેટરો મ્યુનિસિપાલિટી સામે અશક્ય હરીફાઈ કરવાનું છોડી તેને હસ્તક વેચાવા માંડશે.

પછી, ગુજરાત જેવા એક પ્રાંતની સ્થાનિક સ્વરાજ-સંસ્થા હસ્તકનાં પાંચસો કે હજાર લોકરંજનગૃહો ફિલ્મ-નિર્માતાઓને કહી શકશે કે અમને આવાં નહીં પણ આવાં પ્રકારનાં ચિત્રો આપો, અને ભારત સરકારનું ફિલ્મખાતું ઉમંગથી તેની વહાર પણ કરશે. ફિલ્મ ઉદ્યોગની મૂળભૂત કાયાપલટ થશે. ફિલ્મીજગતને વિચાર કરનારા માનવસમૂહ સાથે પનારો પડશે. આજે તો વિચાર વિનાના આનંદ પાછળ આંખો નાંખતાં ટોળાં સાથે એનો પનારો છે. તેથી ઉત્તમ કલાવિદોની ફિલ્મો જગતને આંગણે જયજયકાર પામે છે, પણ બૉક્સ ઑફિસના બજારમાં એનો ભાવ પણ નથી પુછાતો. જેમ કે, 'પથેર પાંચાલી.'

સ્થાનિક સ્વરાજ્યના હાથમાં ફિલ્મીકલાને એકહથ્થુપણાનો કે નીતિવાદી પ્યુરિટનિઝમનો પણ ભય નથી. કારણ સ્થાનિક સ્વરાજ્યસંસ્થાઓ અનેક છે અને સર્વસામાન્ય જનની છે. કેન્દ્રીય કે પ્રાંતીય સરકારના હાથમાં હોય તો કલાને સ્વતંત્રતા અંગે ભય પેદા થાય ખરો. પણ આજે તો સ્વતંત્રતાને નામે સ્વચ્છંદતા પ્રવર્તે છે. સ્વરાજ્ય સંસ્થાઓના હાથમાં કલા પણ સ્વરાજ્ય પામી શકશે.

## સ્થાનિક સ્વરાજ્ય+ઉત્પાદક સમાજવાદ=ગ્રામસ્વરાજ્ય

અને સાથે જ, ભારત ગ્રામસ્વરાજ્યના આદર્શ પ્રત્યે એક વાસ્તવિક પગલું ભરશે. આજે તો સ્થાનિક સ્વરાજ-સંસ્થા કર-ઉઘરાતદાર છે અને સાંકડા ને મામૂલી ક્ષેત્રમાં કામ કરે છે. એને ઝોળીમાં ઉપરથી ટુકડો પડે ત્યારે એનું પૂરું થાય અને એ નીચે કટકી કટકી લાભ વહેંચે. આવી સ્વરાજ્ય-સંસ્થા સાચી સમાજવાદી રચનાનું વાહન બની શકે.

અને સમાજવાદી રચનામાં સ્થાનિક સ્વરાજ્યસંસ્થા વાહન ન બને તો કેન્દ્રિત સમાજવાદ વહેલોમોડો સરમુખત્યારી-માં જ પરિણમે. માટે સ્વરાજસંસ્થાઓએ હવે ઉત્પાદક સમાજવાદનો પાયો નાંખવા માંડવો પડશે. મૂડીવાદી ઉત્પાદકો પાસેથી કર ઉઘરાવી ઉઘરાવીને લોકોનું ભલું કરનારો સમાજવાદ 'ધર્માદા સમાજવાદ' છે. એ લોકોમાં ભિખારી મનોદશા ઉત્પન્ન કરે છે. વધુમાં વધુ લોકોને એ સુખી પણ બનાવી શકે, પણ જવાબદાર નાગરિક ન બનાવી શકે. તેને બદલે હવે જવાબદાર જનતાનો ઉત્પાદક સમાજવાદ જરૂરી છે.

માટે સ્થાનિક સ્વરાજસંસ્થાને રૂપે સ્થાનિક જનતાને જવાબદાર એવું, જે લોકસંગઠન રચાયું છે, તેણે ધીમેધીમે

કર ઉઘરાવનારી ને ખરચ કરનારી સંસ્થાઓ મટીને ઉત્પાદક સંસ્થાઓ બનવા માંડવું જોઈએ.

એવી સંસ્થાઓએ સૌથી પહેલા કેવા ઉદ્યોગો હાથમાં લેવા જોઈએ ?

એક તો તે ઉદ્યોગ જેમાં યંત્ર ને તંત્ર સુવ્યવસ્થિત ગોઠવાઈ ગયાં છે. જે ઉદ્યોગમાં જેટલું યંત્રીકરણ ને તંત્રીકરણ વધુ વિકસ્યું હશે તેટલું જનસમૂહને તે ઉદ્યોગ હાથમાં લેવાનું સહેલું પડશે.

અને બીજું: એવો ઉદ્યોગ પહેલો હાથમાં લેવો જોઈએ જે મૂડીવાદી ઢબે ચાલતો રહે તો જનતાનું વધુમાં વધુ નુકસાન કરે.

સિનેમા તેવો એક ઉદ્યોગ છે. પેટ્રોલના પંપો તેવો એક બીજો ઉદ્યોગ છે. બસસરવિસો તો લેવાવા માંડી જ છે.

આવા ઉદ્યોગો સ્વરાજ્યસંસ્થાઓ ચલાવી શકશે અને એ રીતે કમાઈ ને પોતાની આરોગ્ય, શિક્ષણ વગેરે જવાબદારીઓ પગભર થઈ ને નભાવી શકશે. એ જેટલી પગભર થશે તેટલી તેના સ્વરાજ્યની કાંતિ ખીલી ઊઠશે.

બીજો એક વ્યવસાય પણ છે જેને વિશે સ્થાનિક સ્વરાજ્યસંસ્થાએ વિચારવું પડશે, અને તે છે રોગ પર ચાલતો વ્યવસાય: દાક્તરોનો ધંધો. પણ તે વિશે જુદો વિચાર કરવો પડશે. સૌરાષ્ટ્રની મહુવા સુધરાઈ એ, સાંભળ્યા પ્રમાણે, દાક્તરી વ્યવસાયના સુધરાઈ-કરણનો એક પ્રયોગ કર્યો છે. 'પ્રથુવ'ને લાગે છે કે શ્રી. જસુભાઈ એ પોતાના પ્રયોગના ઉદ્દેશો, સિદ્ધિઓ અને અંતરાયો વિશે 'વિશ્વમાનવ' દ્વારા ગૂજરાત સમક્ષ નિવેદન કરવું જોઈએ.

આજે ગૂજરાતની સ્થાનિક સ્વરાજ સંસ્થાઓમાં નવો પ્રાણ થનગનવા માંડયો છે, ત્યારે હવે નવા વિચારો અનિવાર્યપણે આગેકદમ કરવાના જ છે.

---

# વિશ્વવિગ્રહનો વિકલ્પ : વિશ્વમાનવ

વિશ્વમાં આજે જે તંગદિલીનાં વાદળાં ઘેરાઈ રહ્યાં છે તે ચિંતા ઉપજાવે તેવાં છે. રાષ્ટ્ર–રાષ્ટ્ર વચ્ચેનાં આવાં ઘર્ષણો કેમ કરતાં અટકે તે વિચારવું જોઈએ. એનો એક જ ઉપાય છે—વિશ્વમાનવનો, અર્થાત્ સમસ્ત વિશ્વની એક નાગરિકતાનો સિદ્ધાંત હવે બધાંએ અપનાવી લેવો જોઈએ. જગતના સર્વ ધર્મોમાં વિશ્વમાનવનો સિદ્ધાંત કોઈ ને કોઈ રૂપે પડેલો જ છે. વાંધો એટલો જ છે કે તે તે ધર્મોના અનુયાયીઓ એની પાછળની વ્યાપક ભાવના સમજી શકતા નથી અને શબ્દોને વળગીને સાંકડા બને છે અને અન્યધર્મીઓ સાથે સંઘર્ષમાં ઊતરે છે. અરે, તે તો ઠીક, એક જ ધર્મના દેશો–જેમ કે ખ્રિસ્તી ધર્મના—એકમેકની સામે પેંતરા ભરીને ઊભેલા દેખાય છે. ઇસ્લામ જેવા વિશ્વની બંધુતા અને વિશ્વની શાંતિના પાઠ પઢાવનાર ધર્મનો જ્યાં જન્મ થયો હતો તે પશ્ચિમ એશિયામાં આજે વિશ્વવિગ્રહનું રણમેદાન રચાતું આવે છે આથી વધુ ખેદની બિના બીજી શી હોઈ શકે?

વિશ્વમાં ભડકો થશે તો તે ભારતને દઝાડ્યા વિના રહેવાનો નથી. ભારત ભડકાથી દૂર રહે કે ન રહે એ સવાલ જ નથી. ભારતની બીજી પંચવાર્ષિક યોજનાનો મદાર વિદેશી મદદ અને આયાત-નિકાસ પર મંડાયેલો છે. વિશ્વવિગ્રહનું વાતાવરણ થતાં બરાબર તેનો પહેલો ભોગ આપણી આ યોજના થઈ પડશે. માટે ભારતે જો બચવું હોય અને વિકાસને પંથે આરંભાયેલી એની કૂચને ચાલુ રાખવી હોય તો એને માટે ભૂદાન-ગ્રામદાન આંદોલન મારફતે પોતાનાં ગામડાંને પગભર બનાવી દીધા સિવાય બીજો છૂટકો જ નથી. ભૂદાન–ગ્રામદાનથી ગામડાંની અંદરના ભડકા શમી જશે અને ગામડાં એક બનશે. એમની શાંતિ સ્વાવલંબી બનશે. વિશ્વવિગ્રહની સામે આવી સ્વાશ્રયી ગ્રામશાંતિ અભેદ્ય કવચનું કામ આપશે. માટે ગ્રામદાન એ આપણા રાષ્ટ્રીય સંરક્ષણનો કાર્યક્રમ છે. આજે હવે આપણે તે અવિલંબ ઉપાડી લેવો જોઈએ.

ઔરંગાબાદ, જુલાઈ ૨૧ના હેવાલ ઉપરથી

—વિનોબા

યત્ન આરંભ્યો હતો. માંગીને ખાવાની અને મસ્જિદમાં સૂઈ રહેવાની વાત પણ તુલસીદાસે કરી છે. માનવીમાત્ર એના સમયનું સંતાન હોય છે. તુલસીદાસના જીવન અને કવન પર પણ સમયની અસર પડી છે. રાજા દશરથની રાજસભાનું વર્ણન કરતાં 'દરબાર' શબ્દનો પ્રયોગ એમણે કર્યો છે. રામચંદ્રને એમણે 'સાહિબ' કહ્યા છે. આવા અનેક અરબી શબ્દો એમના પુસ્તકમાં પ્રયુક્ત થયેલા જણાશે. મુસલમાન પ્રજા, એનો ધર્મ અને એની ભાષા પ્રત્યે તુલસીદાસને સૂગ નથી.

## નારીજીવનનો આદર્શ

ઉચ્ચ ગણાતી પ્રજાએ જેવો વ્યવહાર નીચ ગણાતી પ્રજા તરફ કર્યો હતો તેવો વ્યવહાર એણે સ્ત્રીજાતિ પ્રત્યે પણ કર્યો હતો. ઉપાસના અને ઉચ્ચ શિક્ષણ માટેનાં દ્વાર સ્ત્રીઓ માટે પણ બંધ હતાં. તુલસીદાસ એ કેમ સાંખી શકે? રામને મળવામાં, એમનું સ્વાગત કરવામાં અને એમનો સ્નેહ પ્રાપ્ત કરવામાં સ્ત્રીઓ સૌની આગળ છે, પછી એ જનકપુર હોય, અયોધ્યા હોય કે પછી ચિત્રકૂટનો માર્ગ હોય.

સીતા અને ગ્રામ્ય સ્ત્રીઓ વચ્ચેની આત્મીયતા પણ યાદ કરવા જેવી છે. એ સ્ત્રીઓ સીતાને આશીર્વાદ આપે છે : " સદા સોહાગિનિ હોહુ તુમ જબ લગિ મહિ અહિ સીસ। "

ઉમા પોતાની માતાની વિદાય લે છે એ પ્રસંગે નારીજીવનનો ઉચ્ચ આદર્શ અને એની તત્કાલીન પરિસ્થિતિનું નિદર્શન 'રામચરિતમાનસ'માં મળે છે—

" જનની ઉમા બોલિ તબ લીન્હી
  લૈ ઉછંગ સુંદર સિખ દીન્હી।
કરેહુ સદા શંકર પદપૂજા
  નારિ ધરમ પતિ દેવ ન દૂજા।
બચન કહત ભરિ લોચન બારી
  બહુરિ લાઈ ઉર લીન્હિ કુમારી।
કત વિધિ સૃજી નારિ જગ માંહી
  પરાધીન સપનેહુઁ સુખ નાંહી।

એક તરફ પતિસેવાના આદર્શનો ઉપદેશ છે; બીજી બાજુ નારીને સ્વપ્નમાં પણ સુખ મળતું નથી એવી પરાધીન દશાનું નિદર્શન છે. જે લોકો તુલસીદાસના નામે ચડેલી પેલી પંક્તિ,—ઢોલ ગવાર શૂદ્ર પશુ નારી, યે સબ તાડન કે અધિકારી—ને વેદવાક્ય માને છે, એમણે તુલસીદાસની ઉપર્યુક્ત સમભાવિતા પણ યાદ રાખવી ઘટે. ઢોલ, ગવાર-વાળી પંક્તિ સમુદ્રની વાતચીતમાં આવે છે. જ્યારે સમુદ્ર પોતાને જડ કહે છે અને જડપ્રકૃતિને ચેતન-બ્રહ્મ સંચાલિત કરે છે એમ સૂચવે છે તે પ્રસંગે પ્રસંગાનુચિતરૂપે આ ઢોલ ગવારવાળી પંક્તિ આવે છે. વળી એ પંક્તિ ક્ષેપક છે—પાછળથી કોઈએ ઉમેરી છે એમ પણ માનવામાં આવે છે.

કાયાકષ્ટ અને નારીઉપેક્ષાની વાતો તુલસીદાસે નથી કરી. નારદને બ્રહ્મચર્યપાલનનો દંભ પેદા થયો ને વાનરનું મુખ લઈને નારીની પાછળ દોડયા! વિંધ્યાચળમાં જે વ્રતધારીઓ તપ કરી રહ્યા હતા તેમણે અહલ્યાનો ઉદ્ધાર કરનાર રામના આગમનની વાત સાંભળી અને તેઓ આનંદિત થઈ ગયા. એમણે માન્યું કે હવે તો બધી જ શિલાઓ ચન્દ્રમુખી બની જશે! આમ તુલસીદાસ કાયાકષ્ટની વાત કરતા નથી. 'સંસારહુ સરસા' રહીને પણ પ્રભુમાં મન જોડી શકાય છે એ એમના ઉપદેશનો સૂર છે. નારી નરકની ખાણ નથી. એમણે સંસારને મિથ્યા કહીને લોકોને જગતપરાઙ્મુખ બનાવ્યા નથી. જે લોકો સંસારને મિથ્યા કહે છે તેમની તરફ તુલસીદાસનો પુણ્યપ્રકોપ ભભૂકી ઊઠ્યો છે :

" ઝૂઠો હૈ ઝૂઠો હૈ ઝૂઠો સદા જગ
  સંત કહંત જે અંત લહા હૈ।
તાકો સહૈ સઠ સંકટ કોટિક
  કાઢત દંત કરંત હહા હૈ।
જાનપની કો ગુમાન બડ़ો
  તુલસી કે વિચાર ગઁવાર મહા હૈ।
જાનકી જીવન જાન ન જાન્યો
  તો જાન કહાવત જાન્યો કહા હૈ।"

*

તુલસીદાસની રચનાઓમાં અનેક દેવદેવીઓનાં પાત્રો જોવા મળે છે. પણ એથી એમ નથી માનવાનું કે તુલસીદાસ એ બધાંના અસ્તિત્વમાં માનતા હતા. એમણે તો કહ્યું છે : " व्यापक एक ब्रह्म अविनासी. " તો પછી અનેક દેવદેવીઓનાં પાત્ર ઉપજાવવાની એમને શી જરૂર પડી? આપણે એટલું ધ્યાનમાં રાખવું જોઈએ કે પુરાણોમાં આવતાં દેવદેવીઓમાં અને તુલસીદાસનાં દેવદેવીઓમાં ફરક છે. એમનો ઉદ્દેશ એ છે કે વિભિન્ન મત ધરાવનારાઓને

એક રામની ભક્તિના આધાર પર એક કરવાં. સગુણ અને નિર્ગુણવાદીઓને એ નામના મહિમાને આધારે એક કરે છે. શૈવો, શાક્તો અને વૈષ્ણવોને એક કરવા માટે તે શિવને રામના ચાહક, સીતાને જગદંબાનો અવતાર વગેરે કહે છે. તામિલનાડનાં મંદિરોમાં જેમ વિષ્ણુ અને શક્તિની મૂર્તિઓ એક સાથે જોવા મળે છે તે પ્રમાણે 'રામચરિતમાનસ'માં શૈવ, શાક્ત અને વૈષ્ણવ એ ત્રણેનો ત્રિવેણીસંગમ જોવા મળે છે. કૃષ્ણના ઉપાસકો માટે એમણે 'कृष्णगीतावली' પણ લખેલી છે. આમ 'રામચરિતમાનસ'માં તુલસીદાસનો સર્વધર્મ પ્રત્યેનો સમભાવ પ્રતીત થાય છે, જેમાંથી એ એકતાના ઉત્તુંગ શિખર પર લઈ જાય છે.

## માનવની ઉપાસના

પણ તુલસીસાહિત્યનું મૂલ્ય આટલામાં જ પર્યાપ્ત પામતું નથી. તુલસીસાહિત્ય એટલે માનવની ઉપાસના. આપણાં પ્રાચીન મહાકાવ્યોની માનવવાદી પરમ્પરાને તુલસીદાસે આગળ ધપાવી છે. 'મહાભારત'માં યુધિષ્ઠિરમુખે ઉચ્ચારાયેલ વાક્ય 'न मानुषात् श्रेष्ठतरं हि किंचित्' પર 'રામચરિતમાનસ' એ જાણે એક મહાભાષ્ય છે. તુલસીદાસે માનવીના સુખી સમાજનું આદર્શ ચિત્ર અંતે રજૂ કર્યું છે–

"અલ્પ મૃત્યુ, નહિ કવનિઉં પીરા
સબ સુન્દર સબ બિરુજ સરીરા ।
નહિ દરિદ્ર કોઈ દુઃખી ન દીના
નહિ કોઈ અબુધ ન લચ્છન હીના ॥

આ સુખી સમાજ એ સ્વર્ગીય સ્વપ્ન નથી. એને આ ધરતી પર ઉતારવાની આશા ને આકાંક્ષા તુલસીદાસની હતી. એ રીતે તુલસીદાસ જનજાગૃતિના જ્યોતિર્ધર છે. માનવીય એકતાના આદર્શની એમની જ્યોત જમાનાઓ સુધી પ્રકાશ ને પ્રેરણા આપ્યા કરશે. તુલસીદાસની ચેતનાનો ઝણકાર એમના યુગ પૂરતો મર્યાદિત નથી જ નથી.

**સંદર્ભસૂચિ:** १. तुलसीसाहित्यके सामन्तविरोधी मूल्यः *रामविलास शर्मा*. २. *रामचरितमानस–प्रस्तावनाः वरजिरोकः* (नयापथ) ३. जनकवि तुलसीदासः प्रकाशचन्द्र गुप्त. ४. रामचरितमानसः सं. चिम्मनलाल गौस्वामी, नन्ददुलारे वाजपेयी. ५. मध्ययुगीन भारतीय चेतनाका स्वरः नन्दकिशोर मित्तल.

---

[ પાન ૪૬૯થી ચાલુ ]

કર્યું નથી, અને હું પ્રતિજ્ઞાપૂર્વક જણાવું છું મિ. ચેરમેન, હું એવું કદાપિ કરનાર નથી, કે જે મારી સામેના કોઈ ગુનાહિત આરોપો માટે તક આપે.

અને હું એમ કહેવા માગું છું કે ગુનાની યા સજાની બીકે હું આ કહી રહ્યો નથી. હું કેવળ અંતરાત્માની આજ્ઞાને અનુસરી બોલી રહ્યો છું. અને હું તમામ અમેરિકાવાસીઓને આ પ્રકારની જાંચતપાસ સામે વિરોધ ઉઠાવવામાં મારી સાથે જોડાવા વિનંતિ કરું છું, કે જેથી કરીને એક દિવસ એવો ઊગશે કે જ્યારે તમામ અમેરિકાવાસીઓ આવી તપાસોનો વિરોધ કરશે, અને આપણે આપણી સ્વાધીનતા ઉપર પ્રહાર થયો તે પૂર્વેનાં વર્ષોની સ્વતંત્ર આબોહવા પુનઃ માણી શકીશું.

( મંથલી રિવ્યુ: જૂન–૧૯૫૮ )

મૌનના અવકાશમાં કેવું તેજ પાથરી રહ્યો છે ! આધુનિક કવિ આ બધી રંગદર્શી વાતોથી સો ડગલાં દૂર હઠી જઈને કહેશે: પરુદ્રઝતા ઉઘાડા વ્રણ ઉપર આ તારાની માખીઓ કેવી બણબણી રહી છે !

જોયું ને ? ચન્દ્રનાં કેટલાં રૂપ ! એમાં કયું રૂપ સાચું ને કયું ખોટું એવો પ્રશ્ન આપણે ઉઠાવતા જ નથી. દરેક કવિ પોતાના ભાવજગતમાંથી એક નવા સંદર્ભને ઉપજાવે છે. આ નવા નવા સંદર્ભો ઉપજાવવાની શક્યતા અનંત છે; ને તેથી જ, ચન્દ્રનાં હજુ તો કેટલાંય રૂપો કવિઓ આપણને બતાવશે ! આમ, કવિતામાં આપણે અનુભૂતિને આવા નવીનરૂપે, જાણે પહેલી જ વાર એનો સાક્ષાત્કાર કરતા હોઈએ તેવી રીતે પામીએ છીએ. આથી એમાં એક પ્રકારની તાજગી અને પ્રફુલ્લતા રહી હોય છે.

આ કાવ્યમાં પણ કવિ, પોતાની આગવી રીતે, એક નવો સંદર્ભ યોજીને સાગર અને શશીનું નવું જ રૂપ બતાવે છે. સાગર ઉપર ચન્દ્રનો ઉદય થયો. એના ઉદયથી જેમ સાગરમાં ભરતી આવી, તેમ હૃદયમાં પણ ઉલ્લાસની ભરતી આવી. અહીં સુધી તો વાત સાવ સીધી છે. દરિયાકાંઠે ફરતા હોઈએ ને ભરતી ચઢવા માંડે ત્યારે એક મોજું લપાતું સંકોચાતું પગની પાનીને ભીંજવીને વળી નાસી જાય, એની પાછળનું મોજું વળી એથી જરા વધારે હિંમત કરીને ઘૂંટીને પણ ભીંજવી નાંખે, પછી તો આપણે જ હિંમત કરીને કાંઠા તરફ ચાલ્યા જવું પડે. અહીં પણ કાવ્યની પંક્તિઓ એવી જ રીતે છલકાતી આવે છે. બીજી જ પંક્તિમાં (ચંદ્રનો હૃદયમાં હર્ષ જામે) 'જામે' ક્રિયાપદ વાપરીને એ ઉલ્લાસની વધતી જ જતી માત્રાને કવિએ ખૂબીથી સૂચવી દીધી છે, ને ત્રીજી પંક્તિમાં તો (સ્નેહઘન કુસુમવન વિમલ પરિમલ ગહન) છોળ કેટલી છલકાય છે !

બરાબર યાદ છે: નિશાળમાં ભણતા ત્યારે આ પંક્તિઓ-ત્રીજી ને ચોથી-શિક્ષકને બહુ હેરાન કરતી. વિદ્વાનો પણ એના જુદા જુદા અર્થ કરે છે. પણ અહીં એવી કશી અર્થની ભૂલભુલામણીમાં આપણે પડવું નથી. કવિના ભાવજગતની કેડીએ આપણે ચાલવાનું છે. ત્યાં રસ્તાના નામનાં પાટિયાં નથી. માટે તો સાહસને અવકાશ છે. ભાવજગતની ભૂગોળ જ જુદી છે. વારુ, તો આપણે આપણી સૂઝ પ્રમાણે રસ્તો કરી લઈએ !

અહીં કવિતાની ને કવિપ્રતિભાની એક ખૂબીનો આપણને પરિચય થાય છે. એક વસ્તુ હૃદયને રુચી ગઈ. હૃદય પ્રહૃષ્ટ થયું ને પોતાની બધી ભાવસંપદ્—પુરાણી સ્મૃતિ, સંસ્કાર, અભ્યાસ વગેરે રૂપે સંચિત થયેલી—એણે એ વસ્તુ પર ઓવારી દીધી. પરિણામે બન્યું શું ? એ વસ્તુનું આખું રૂપ જ બદલાઈ ગયું, આપણા નિત્યનૈમિત્તિક પરિચયની ચતુસ્સીમાને એ આનંદના પૂરે તોડી નાંખી. આથી, હવે તમે એમ કહેવા જાઓ કે આ મુખ મને એટલું બધું ગમે છે કે જાણે એને ચન્દ્ર જ કહી દઉં એવું થાય છે. ત્યાં વળી થાય કે ના, ચન્દ્ર જ શા માટે ? એને કમળ પણ કહેવાનું મન થાય છે—પણ પછી અટકી શકાતું નથી, અટકવું એ આપણા હાથની વાત રહેતી નથી.

સાગર ઉપર ચન્દ્રનો ઉદય જોઈને આપણા કવિને પણ કંઈક એવું જ થયું. માટે જ એમનું હૃદય બોલી ઊઠ્યું :

**સ્નેહઘન કુસુમવન વિમલ પરિમલ ગહન**
**નિજ ગગન માંહિ ઉત્કર્ષ પામે;**

જાણે સ્નેહનાં વાદળ ઊમટ્યાં છે (આ વાદળ તે વર્ષાના જળભારથી શ્યામ નહિ, શરદ્‌ના અહૈતુક યદૃચ્છાવિહારી), ચારે બાજુ કુસુમોનું વન (જોયું ને, વનમાં કુસુમ નહિ, કુસુમોનું જ વન) મહેકી ઊઠ્યું છે; કશી કળી ન શકાય તેવી, ગહન સુવાસથી મન તરબતર થઈ ઊઠ્યું છે ! સમૃદ્ધિના અભિષેકથી થયેલી કૃતાર્થતાના રોમાંચનો આમાં સ્પર્શ છે.

તો, ચન્દ્ર ચન્દ્ર ન રહ્યો. છવાઈ જતાં, વિખેરાઈ જતાં, ને વિખેરાઈ જવાની ક્રિયા વડે જ પળેપળે નવી શોભાનું નિર્માણ કરતાં વાદળો; એ વાદળોથી સૂચવાતો કુસુમોનો પુંજ ને એ તો આકાશને—આખાય આકાશને ભરી દે છે; શાખા-પત્ર કશું દેખાતું નથી માટે કવિ તરત જ કહે છે : અરે, સ્નેહના ઘન કહેવાથી સંતોષ થતો નથી, આ તો ચારે બાજુ કુસુમોનું વન લહેરાઈ રહ્યું છે; ને તરત જ કુસુમની સાથે સંકળાયેલી સુવાસની સ્મૃતિ જાગે છે, એવો અનુભવ કંઈક ગહન છે; એ અકળ રીતે અંતરમાં વ્યાપી જાય છે. આમ આકારને પળેપળે ઓગાળી નાખતાં વાદળોમાંથી જ સૂચવાતો કુસુમોનો આકાર અને તેમાંથી વળી નિરાકાર, અને તે જ કારણે ગહન એવી વિમલ સુવાસ—આવી કવિના મનની ગતિ અહીં વરતાય છે. કાવ્યના આકાર સાથે આ ગતિને ઘનિષ્ઠ સંબંધ છે.

આ ઉલ્લાસના અનુભવથી ચિત્તમાં અકળ રીતે વ્યાપી જતો કશોક ભાવોચ્છ્વાસ કવિએ આ રીતે વર્ણવ્યો. જે દૃષ્ટિગોચર હતું તેનું પરિણામ બદલી નાખીને ઘ્રાણેન્દ્રિયના પરિમાણમાં મૂકી દીધું. અનુભૂતિની વ્યાપકતાની માત્રાને વિસ્તારવાને કવિ આ રીતે ઇન્દ્રિયોનાં પરિમાણને બદલી નાંખે છે, વિસ્તારે છે. વ્યવહારજગતમાં આપણે તે તે ઇન્દ્રિયોનાં દૃઢ પરિમાણોમાં રહીને યંત્રવત્ જીવીએ છીએ. કવિ એ પરિમાણની સીમાને ભૂંસી નાખે છે. સાગર ઉપર ઊગેલો શશી દૃષ્ટિગોચર હતો તેને ઘ્રાણેન્દ્રિયગોચર બનાવી દીધો. આ રીતે ચન્દ્રના અનુભવમાં કશોક અનનુભૂત તત્ત્વનો પ્રવેશ થયો; એ અનુભવનું રહસ્ય વિસ્તર્યું. સાચો કવિ હમેશાં આવો વિસ્તાર સાધી આપે છે. એ જે પ્રાકૃતિક દૃશ્ય જુએ છે અને એ દૃશ્ય જોવાથી એના ચિત્તમાં જે પ્રતિભાવ જાગે છે, તે આ બે બિન્દુની વચ્ચે ભાવકને વિહરવાને માટે એ સારાસરખા વિસ્તારની સગવડ કરી આપે છે. એણે યોજેલાં પ્રતીકો, એણે યોજેલી શબ્દાવલી આ વિસ્તારને ઉપકારક નીવડે છે. પ્રાકૃતિક દૃશ્ય અને તેથી થતા પ્રતિભાવનો સંબંધ, ઊંચી કોટિના કવિમાં, કદિય બીજગણિતના સમીકરણ જેવો હોતો નથી. આથી જ તો પરિમલની વ્યાપનશીલ ગહનતાના વિસ્તારમાં કવિએ આપણને અહીં મુક્ત કરી દીધા. આપણા ચિત્તગગનમાં પણ, બાહ્ય-સૃષ્ટિના આકાશમાં રેલાતી ચાંદનીની જેમ, આ ગહન પરિમલ રેલાઈ રહ્યો.

આટલે સુધી આવ્યા પછી કવિનું ચિત્ત કૃતજ્ઞભાવે પુલકિત થઈને બોલી ઊઠે છેઃ

**'પિતા ! કાલના સર્વ સંતાપ શામે !'**

આપણે મન કાળ એ સૌથી મોટી સીમા, કાળના પિંજરમાં રહેનારને આ અનુભવે એક વિશાળ અવકાશમાં મૂકી દીધો. આથી સીમાની સંકુચિતતાના જુલમમાંથી છૂટ્યા; સીમાને કારણે વ્યાપનશીલ ચિત્તને જે સંતાપ થયા કરતો તે બધો જ શમી ગયો, બ્રહ્મરૂપ જીવ દેશકાળની ઉપાધિમાંથી ઊગરી જઈને બ્રહ્મસંકોચના પાપમાંથી મોક્ષ પામ્યો ! આ મુક્તિનો જે રસ તે કોઈ નવલ જ રસ છે. એ અવકાશને માણવાનો અનોખો રસ છે. એ રસનું ઉદ્‌ભવસ્થાન તે વાત્સલ્યમય પિતાના ધવલનેત્રરૂપ ચન્દ્ર જ છે. એ ધવલ છે, કારણ કે અવકાશમાં મુક્તિ પામવા સુધીની સ્થિતિએ પહોંચતાં વચ્ચે આવતાં સ્થિત્યંતરોની કષાયતા એમાં રહી નથી, ધોવાઈ ગઈ છે. આ કૃતાર્થતાથી કવિ એવા તો પુલકિત થઈ ઊઠ્યા છે કે એ બદલ આભાર વ્યક્ત કરતી પંક્તિનું એમણે, સહજ રીતે જ, પુનરુચ્ચારણ કર્યું છે; એ કૃતાર્થતાને ઘૂંટીને આનંદનો પુટ આપ્યો છે.

બીજા ખંડમાં કવિના ચિત્તમાં થયેલી આ વ્યાપ્તિની અસરના સૃષ્ટિમાં થતા પ્રસારને કવિ વર્ણવે છે :

**જલધિજલદલ ઉપર દામિની દમકતી,**
**યામિની વ્યોમસર માંહિ સરતી;**

આ ઉલ્લાસ સૃષ્ટિમાં સર્વત્ર વ્યાપી ગયો છે. સમુદ્રની ઊછળતી ઊર્મિમાળા પર ચાંદનીનું ચમકવું તે વીજળીના ચમકારા જેવું છે. સમુદ્રનો અફાટ પ્રસાર ઊર્મિમાળાને કારણે ખંડોમાં વિભાજિત થયેલો લાગે છે; એના દરેક ખંડ પર ચાંદની રેલાય છે. એથી પ્રસારની જ લાગણી નવે રૂપે થાય છે. અંતરાય વિનાની અવકાશમાંની મુક્ત ગતિ કવિએ તો પોતાના ચિત્તમાં અનુભવી જ છે. હવે કવિ સૃષ્ટિમાં એ ભાવસ્થિતિના પ્રસારને વર્ણવે છે. કવિ રાત્રિને માટે યામિની શબ્દ દામિની સાથેના પ્રાસને કારણે તો યોજે છે જ, પણ સાથે યામવાળી, પ્રહરવાળી એવો એનો અર્થ થતો હોવાથી સમય પોતે જાણે અંતરાય ઊભો કર્યા વિના અવકાશમાં સરી જાય છે એમ પણ સૂચવતા લાગે છે. વળી વ્યોમને સરોવર કહ્યું છે તેથી કોઈ અલંકારશાસ્ત્રી અહીં હીનોપમાનો દોષ જુએ. પણ કવિને અહીં સરોવરના જળની નિશ્ચલતા સૂચવવી છે, અને એ અવકાશના સરોવરમાં સમય એવો તો સરે છે કે એથી બુદ્‌બુદ સરખા ઉદ્‌ભવતા નથી. પણ આ નિશ્ચલતા નીરવ નથી; એ નિશ્ચલતાના પાત્રમાં ઉલ્લાસની સભરતાના સાર્થક ઉચ્ચારણરૂપ કામિની કોકિલાનું કૂજન છલકાઈ ઊઠે છેઃ (કામિની કોકિલા કેલિ કૂજન કરે) ને એની સાથે જ કવિ સાગરની ભવ્ય ભરતીની વાત કરી દે છે (સાગરે ભાસતી ભવ્ય ભરતી). આમ ભરતીનો આખો ઉછાળો પૂરો થાય છે ને આગલા ખંડની જેમ કવિ આનંદનો ઉદ્‌ગાર પ્રકટ કરે છે. આખી સૃષ્ટિ ઉલ્લાસભરી બની ગઈ છે (સૃષ્ટિ સારી સમુલ્લાસ ધરતી). પણ આ ઉલ્લાસની સભરતા એને ભારે બનાવી દેતી નથી. આપણું મન ઉલ્લાસથી સભર હોય છે ત્યારેય હળવું જ રહે છે. એક આંસુનો ભાર અદકો હોય છે. આથી જ કવિ કહે

છે: સામે છલકાતા ઉલ્લાસના સાગરમાં હળવી શી હોડીની જેમ સૃષ્ટિ તરી રહી છે: (તરલતરણી સમી સરલ સરતી). એનું તરવું સરલ છે, અનાયાસ છે, ઉલ્લાસનો આવેગ જ એનામાં સહજ ગતિનો સંચાર કરે છે. ભરતીના મોજાં, એકની પાછળ એક, ઊંચાં ઊછળતાં આવે જ જાય તેમ કવિનો આનન્દોદ્ગાર પણ પુનરુક્તિ પામીને જાણે આપણા ચિત્તમાં છલકાઈ છલકાઈ ને ઊછળ્યા જ કરે છે. એ છલકાતી ભરતીના સંગીત સાથે કાવ્ય પૂરું થાય છે–પૂરું થાય છે એમ કહેવાનું મન થતું નથી, કારણ કે ચિત્તના કાંઠા સાથે અથડાઈ ને એની છેલ્લી પંક્તિની છોળ આપણને ભીંજવ્યા જ કરે છે.

હવે, આટલા ભીંજાયા પછી, આપણે 'સાગર અને શશી' એ શીર્ષકની સાર્થકતા સમજી શકીશું. ચન્દ્ર સ્થિર છે, એ જે આકાશમાં પ્રકાશે છે તે વ્યોમસર પણ નિશ્ચલ છે, પણ એ ચન્દ્રને જ કારણે સાગરમાં 'ભવ્ય ભરતી ભાસે' છે. આમ નિશ્ચલતા જ ગતિને પ્રેરે છે, ગતિનો આધાર બની રહે છે; સાગરકાંઠાની નિસ્તબ્ધતાના પાત્રમાં જ કોકિલાનું કૂજન છલકાઈ ઊઠે છે. નિશ્ચલતામાંથી નિરાકાર—આવી કશીક ભાત આમાંથી ઊપસી આવતી લાગે છે.

કાવ્યને સમજવાને કવિના જીવનની ઘટનાને જાણવી અનિવાર્ય નથી; કેટલીકવાર એ વિશેની માહિતી કાવ્યાસ્વાદની દૃષ્ટિએ ઉપકારક નીવડે પણ ખરી. નિયતિની નિષ્ઠુરતાનું કાન્તને ઉગ્ર ભાન હતું. ખ્રિસ્તી ધર્મને અંગીકારતાં આપ્તજનો અને મિત્રોથી વિચ્છેદ થાય, ને આપ્તજનો અને મિત્રોને સ્વીકારે તો ખ્રિસ્તી ધર્મનો અંગીકાર ન કરી શકાય—આવી વિક[?] પરિસ્થિતિ કવિના જીવનમાં શાપરૂપ બની રહી. પોતાન[?] આ શાપિત જિન્દગીના અંગત દુઃખને કાન્તે ક્લોપીન જેમ ઘવાયેલા હૃદયના નિઃશ્વાસ જેવી, રુદુદ્વિધાથી ભરેલ કવિતામાં ન પ્રકટ કરતાં નાટ્યસિદ્ધ પાત્રોના માધ્યમ દ્વાર[?] એમનાં પરલક્ષી પ્રસંગ કાવ્યોમાં મૂર્ત કરી. આ કાન્તન[?] વૈશિષ્ટ્ય એમની કવિતાનું પણ વૈશિષ્ટ્ય છે. મથામણ અને સંઘર્ષને અંતે, દુઃખના વિષનું પાન કરી ગયા પછી, ચિત્તમાં જે કૃતાર્થતા ને ઉલ્લાસ રહ્યા તે જ આવા ઊર્મિકાવ્ય દ્વારા એમણે કૃતજ્ઞતાપૂર્વક પ્રકટ કર્યો.

કાન્તની કવિતાની બીજી વિશિષ્ટતા તે એના આકારની સુરેખતા. કથયિતવ્યના આકાર વિશેની આવી સૂક્ષ્મ સૂઝ ગૂજરાતી કાવ્યસાહિત્યમાં એક વિરલ ઘટના છે. અહીંનું પરમ્પરિત ઝૂલણાનું રૂપ કવિના હૃદયની ભાવભરતીનો લય સાથે લય મેળવીને સરજાયું છે. ધસી આવીને પાછાં વળતાં મોજાંની દ્રુત અને વિલંબિત ગતિ એમણે ઝૂલણામાંથી ઉપજાવી આપી છે.

પણ કાન્તને આપણે કવિ તરીકે સદા સ્મરીશું તે એમના ભાવની મૂર્તતા તથા એમની કવિતાના ઇન્દ્રિય સંતર્પકતાના ગુણને કારણે. આ કાવ્યમાં પણ એમણે દૃષ્ટિ, શ્રવણ, સ્પર્શ—આ ઇન્દ્રિયોને કેવી તો તરપી છે! ઉલ્લાસના સાગરમાં સરલ સરી જતી સૃષ્ટિના જેવી અનાયાસ રચાઈ જતી યમક તથા પ્રાસયુક્ત ભાવાનુકૂળ પદાવલીના સ્રોતમાં ભાવકનું ચિત્ત પણ સરલ વહ્યું જ જાય છે—ગહનતાની દિશામાં.

# અવનીન્દ્રનાથ ટાગોર



જન્મ ૭ ઑગસ્ટ, ૧૮૭૧. જોરા સાંકોમાં કવિવર ટાગોરના કુટુંબ સાથે જ રહેતા. સંસ્કૃત કૉલેજમાં પાશ્ચાત્ય ભાષાના શિક્ષકો પાસે અભ્યાસ કર્યો અને છેવટે કલકત્તા યુનિવર્સિટીમાં લલિતકલા વિભાગમાં અધ્યાપક તરીકે રહ્યા હતા. ભારતનાં લગભગ બધાં જ મ્યુઝિયમ્સ અને દેશપરદેશની જાણીતી વ્યક્તિઓ પાસે એમનાં ચિત્રો છે.



રેખાંકન : સુધતાઈ

આજે અવનીન્દ્રનાથનું ' અભિસારિકા ' લઈએ. મોટા શ્યામરંગના સમૂહમાં ઊઘડતા રંગોવાળું એક પાત્ર જાણે કે સફેદ છાયા સમું ઊભું છે. સંયોજનનું સૌંદર્ય વાતાવરણમાંની નિઃસ્તબ્ધતા અને ફક્ત એક જ પાત્રનું સુયોગ્ય આલેખન સ્ત્રીઆકૃતિના અવકાશમાં તરી રહેલા અસ્તિત્વનું ભાન કરાવે છે. ઉપરનો મોટો કાળો સમૂહ જાણે કે ખલેલ વગરની નિદ્રા સમો ચિત્રપટ પર વિસ્તરી રહ્યો છે–નીચે નિદ્રાની જડાવસ્થા તોડતું કોઈક–શમણું સમું વિખરી રહ્યું છે. અને એનું આટલા મોટા ખાલી અવકાશમાં નહિ જેવું સ્થાન હોવા છતાંય એ પોતાના ઊજળા વ્યક્તિત્વથી અને ઉચિત સ્થળે સ્થિત હોવાથી વાતાવરણની શૂન્યતાને જાણે કે ભરી દે છે. વળી વિષયાત્મક ચિત્રરચનાને સાર્થક કરતો વિરોધાભાસી રંગકક્ષાઓનો સમૂહ પણ વાતાવરણનો સૂચક બની રહે છે. અને વાતાવરણે કેવું ! કાળી ડિબાંગ રાત છે. વચવચ્ચે આવી જતાં શ્વેત કમળના વિરલ સ્પર્શ સિવાય જાણે કે સઘળું અંધકારના અંચળા હેઠળ લપાઈ બેઠું છે. ક્યાંય કોઈ દેખાતું નથી. અધીરી અભિસારિકાનો કંપતો એક પગ પવનથી ઊડતાં કપડાં મહીંથી, પ્રિયને મળવાની ઉત્કટ આકાંક્ષા સમો ડોકાય છે. અને મુખ તો જુઓ ! કોઈ અજ્ઞાત આશંકા એને ઘેરી વળી હોય તેમ એ બાજુએ દૃષ્ટિ કરે છે. છાતી પર હાથ ધરી જાણે કે એકાંત અને વિરહની અતિવૃષ્ટિમાં સપડાયેલો ગભરુ નારી જીવ બોલી ઊઠે છે : ' ક્યાં છુપાયા છો પ્રિયે ? '

અને આ જાતનાં ચિત્રોનું સૌંદર્ય હોય તો તે એ જ. વિષયવસ્તુના મહત્ત્વ દ્વારા ફક્ત પ્રસંગ વિશેષનું જ સ્પષ્ટીકરણ કરવું. વિષયવસ્તુ અને ચિત્રને કેટલો સંબંધ છે તે આપણે અહીં ચર્ચવું નથી. આપણે તો ચિત્રના ગુણોને જ ઓળખવા છે એ દૃષ્ટિએ પણ એનું સંયોજન રમ્ય અને સ્પર્શી જાય તેવું તીવ્ર છે.



અભિસારિકા

શું સ્કેચ કે શું ચિત્ર, બધેય કલાકારની શક્તિ એકધારી અને એકસરખી સ્ફૂટ થતી નજરે ચડે છે. આજ કલાકારનું નીચેનું બીજું રેખાંકન જુઓ. નતનયના નારીના કપાળથી શરૂ થઈ ને રેખા દડતી દડતી કેવી છેક નીચે સુધી ઢોળાતી જાય છે! ગળામાં વાળેલ કમલકળીની દાંડીનો વળાંક જુઓ, અંબોડેથી નીકળી ગળા તરફ લંબાતી કમાન જુઓ કે ચિબુક પરથી સરી પડતો ઢોળાવ, બધેય એકસરખો સાહજિક રેખાંકનનો પ્રવાહ પ્રતીત થયા વિના નહિ રહે! આ રેખાંકન કમલના પાંદડા પર આંસુ સારતી એક રમ્યાંગીનું છે. (પૂરા ચિત્રનું રેખાંકન આપી શકાયું નથી છતાંય) એના મુખ પર વિરાજતી શાંતિ



અને અધમીંડયાં પોપચાંનું વાસ્તવિક આલેખન ભાવસભર સૌંદર્યનું સજીવ પ્રતીક બની રહેલું દેખાયા વિના નહિ રહે.

આવી જ રમ્ય અને આપોઆપ સરી જતી પ્રવાહી રેખા નીચેના બાઉલ સંગીતકારના રેખાંકનમાંય મળશે. સારંગીની કામઠીએ ખેંચેલો લાંબો સૂર જેમ કાનને હળવા હળવા વળાંકોથી રીઝવતાંય એકસૂત્રતા ત્યજી દેતો નથી તેવો જ વળાંક બાઉલના પહોળા ઝભ્ભાના રેખાંકનમાં નથી દેખાતો?

'અભિસારિકા'માંનું વિરોધાભાસી રંગકક્ષાઓના સમૂહનું આયોજન ઘડીવાર પશ્ચિમના કેટલાક છબી-ચિત્રકારોના ચિત્રોની યાદ દેવડાવી જાય છે. પરંતુ અહીં તો કલાકારે એ પદ્ધતિનો ઉપયોગ ભારતીય ઢબ-ભારતીય દૃષ્ટિબિન્દુ અનુસાર જ કર્યો છે. અવનીન્દ્રનાથે આ ચિત્ર કર્યું તે પહેલાં આપણે ત્યાં આવાં ચિત્રો ન થતાં અને વિસંવાદી કક્ષાવાળાં ચિત્રોના દાખલાઓ તો આપણી પુરાણી ચિત્રશૈલીઓમાં પણ બહુ ઓછા છે. જે વખતે રવિવર્માનાં પાશ્ચાત્ય પદ્ધતિએ કરેલાં અતિસામાન્ય કક્ષાનાં ચિત્રો સર્જાઈ રહ્યાં હતાં તે જમાનામાં આ ચિત્ર એક સીમાચિહ્ન જેવું બની રહ્યું હતું—જેમાં કલાકારે પશ્ચિમના અને ભારતના સુતત્ત્વોનું મિશ્રણ કરવાનો સફળ પ્રયત્ન કર્યો. એ માટે ભારતના કલા-ઇતિહાસમાં એમનું સ્થાન પ્રથમ હરોળમાં રહેશે.



—ગુલામ મોહમ્મદ શેખ



## પ્રવૃત્તિને પડઘા

## આ વિભાગમાં—

* ગુજરાતભરનાં સંસ્કાર અને શિક્ષણકેન્દ્રો, સાહિત્ય અને કલાકેન્દ્રોની ખાસ નોંધયોગ્ય પ્રવૃત્તિઓ અંગે—
* ગુજરાત બહાર વસતા ગુજરાતીઓ( કલકત્તા, દિલ્હી, આફ્રિકા વગેરે મુખ્ય મથકો સહિત)ની ઉપર કહી તેવી પ્રવૃત્તિઓ અંગે—મિતાક્ષરી સમાચાર આપવાની ઇચ્છા છે.

ગુજરાત અને બહારનાં કેન્દ્રો જરૂરી માહિતી મોકલતાં રહેશે તો "વિશ્વમાનવ" ઉપકૃત થશે.

---

### અમદાવાદમાં મૉડર્ન આર્ટનું પ્રદર્શન

અમદાવાદમાં અખંડાનંદ હૉલમાં તા. ૨૭ જુલાઈએ અમદાવાદની જુનીઅર ચેમ્બર્સ અને ઇન્ટરનૅશનલ કલચરલ સેન્ટરના આશ્રયે ન્યુ યૉર્કના મૉડર્ન મ્યુઝીઅમ તરફથી આવેલા અમેરિકન ચિત્ર-છાપોનું પ્રદર્શન રજૂ થયું હતું. આ સાથે ભારતના મૉડર્ન ચિત્રકારોની 'શિલાલેખ' નામની સંસ્થા તરફથી આઠ ચિત્રછાપો રજૂ થઈ હતી, જેમાં શ્રી. હુસેન, શ્રી. ગાયતોંડે, શ્રી. રામકુમાર અને શ્રી. મહેતા વગેરેનાં છાપચિત્રો હતાં.

ન્યુ યૉર્કના કેટલાક શ્રીમંતોએ મૉડર્ન આર્ટ મ્યુઝીઅમ સ્થાપીને લોકોને પોતાના સમયની કલાનો પરિચય અને આસ્વાદ આપવાનું કાર્ય ૧૯૨૯થી શરૂ કર્યું છે. તેમાં આજ સુધી કળામાં જે નવી નવી તરાહો જન્મી તેના અનેકવિધ નમૂના રૂપે ફોટોગ્રાફો, ચિત્રો, છાપો, મકાનનાં ચિત્રો, છાપકામ વગેરે પુષ્કળ સામગ્રી એકઠી થઈ છે અને હવે તેનો આદર કરનારો એક જનસમુદાય ઊભો થયો છે. તેને સરસ યોજનાઓ કરી ચિત્રોનાં પ્રદર્શનો મોકલે છે.

આ રીતે અમદાવાદના જુનીઅર ચેમ્બર્સના સભ્યોએ તેનો લાભ નગરની પ્રજાને આપવા આ પ્રદર્શન યોજ્યું હતું. પ્રદર્શનની સુઘડ અને હળવી ગોઠવણ નમૂનારૂપ હતી અને ચિત્રો ગોઠવવાને ઊભા કરેલા પાઈપ યુનિટ ઘણી સંસ્થાઓને સરસ અને સસ્તી તરકીબનો દાખલો થઈ શકે એમ છે.

પરંતુ મૉડર્ન આર્ટનાં જે ચિત્રો રજૂ થયાં છે તે આ દેશની ચિત્રપરંપરાથી એટલાં જુદાં અને નવતર લાગે છે કે પ્રજાજનો તેમાંથી આનંદ કે રસાનુભવ કેમ મેળવવો તેની વિમાસણમાં પડી જાય. આ બાબતમાં સંચાલકોએ ચિત્રોની સમજુતી આપતાં વ્યાખ્યાનોની ગોઠવણી કરી હોત તો આવકારદાયક બનત. [ જનસત્તા, તા. ૬-૭-'૫૮ ]

### શ્રી પ્રાગજી ડોસાને અભિનંદન

શ્રી પ્રાગજી ડોસાનું જાણીતું ત્રિઅંકી સામાજિક નાટક "છોરુ કછોરુ" હવે ટૂંક સમયમાં રશિયાની રંગભૂમિ ઉપર રજૂ થશે. આ સમાચાર સાંભળે જ કોઈ પણ ગુજરાતીને મગરૂરી અનુભવવાને પ્રેરે એવા છે. ગુજરાતી રંગભૂમિનો તખ્તો તો વિદેશમાં ગાજ્યો છે, પરંતુ ગુજરાતી ભાષાનું નાટક રશિયન જેવી વિદેશી ભાષામાં ભજવાય એ વસ્તુ જેવી તેવી કે સામાન્ય નથી. આ નાટકે સન ૧૯૫૬માં મુંબઈ રાજ્ય સરકાર પ્રયોજિત તૃતીય નાટ્યહરીફાઈમાં રૂા. અઢી હજારનું પ્રથમ પારિતોષિક પ્રાપ્ત કરીને પોતાની ગુણવત્તા સિદ્ધ કરી છે. એટલે એ વિશે વિશેષ લખવાનું હોય નહીં. સંસ્કાર એ જ સાચું ધન છે એ આ નાટકનો ધ્વનિ છે. આ નાટક તાશ્કંદના વિશાળ ગોર્કી થિયેટરમાં રશિયન કલાકારો રશિયન ભાષામાં રજૂ કરશે. એનું દિગ્દર્શન વિખ્યાત રશિયન દિગ્દર્શક શ્રી એલેક્ઝાન્ડ્રા ગિન્સબર્ગ કરશે. નાટકમાં જે પ્રમાણે હિંદુ કુટુંબનું વાતાવરણ આલેખાયું છે તે જ મુજબ ભારતીય સ્વરૂપે એ રશિયન રંગભૂમિ પર રજૂ થશે. શ્રી પ્રાગજીભાઈની આ એક સિદ્ધિ ગણાય અને તે માટે તેમને અવશ્ય અભિનંદન ઘટે છે.

[ 'ગુજરાત મિત્ર' ]

[ વધુ પાન ૪૮૨ ઉપર ]

## કવિતા ( ત્રૈમાસિક ) ભાષા : બંગાળી

**તંત્રી : બુદ્ધદેવ બસુ**
**પ્રકાશનસ્થળ :** કવિતાભવન, ૨૦૨ રાસબિહારી એવન્યુ, કલકત્તા ૨૯
વાર્ષિક લવાજમ : ચાર રૂપિયા

છેલ્લાં બાવીસ વર્ષથી ' કવિતા ' ત્રૈમાસિક શ્રી બુદ્ધદેવ બસુ પ્રસિદ્ધ કરે છે. કાવ્યવાચન અને કાવ્યવિવેચનમાં રસ લેનાર વર્ગ બહુ થોડો. તેમાંય ધોરણ ઊંચું રાખો તો એ વર્ગની સંખ્યા સાવ ઘટી જાય. આવી મુશ્કેલીઓ છતાં ( એકબે વાર બંધ કરવાનો નિર્ણય પણ લઈ લીધેલો ! ) શ્રી બસુ એકસરખી નિષ્ઠા અને ખંતથી, ધોરણને જરાય નીચું પાડચા વિના, એનું પ્રકાશન ચાલુ રાખી શક્યા છે.

શ્રી બુદ્ધદેવ બસુ પોતે બંગાળના આજના પ્રમુખ કવિઓ પૈકીના એક છે. અર્વાચીન બંગાળી કવિતાના આકારઘડતરમાં એમનો સારો ફાળો છે. ' કવિતા ' દ્વારા એમણે આજની બંગાળી કવિતાના વિકાસને અમુક ચોક્કસ દિશા આપી છે; પણ એમ કરવામાં કાવ્ય વિશેની પોતાની કોઈ પ્રિય વિભાવનાને જ નિર્ણાયક તત્ત્વરૂપે લેખી નથી. પોતાનાથી જુદી દૃષ્ટિ અને રીતિ ધરાવનારા કવિઓને પણ એમણે ઉચિત આવકાર આપ્યો છે. આ જ કારણે દક્ષિણપંથી ને વામપંથી બંને ' કવિતા 'માં સ્થાન પામે છે. જીવનાનન્દ દાસ, અમીય ચક્રવર્તી અને સુધીન્દ્રનાથ દત્તની સાથે વિષ્ણુ દે તથા સુભાષ મુખોપાધ્યાયની કવિતા પણ એમાં સ્થાન પામે છે. પૂર્વ બંગાળના મુસલમાન કવિઓ હજુ પણ ' કવિતા 'ને પોતાનું મુખપત્ર માનીને પોતાની કૃતિઓ એમાં પ્રસિદ્ધ કરે છે.

સરજાતી જતી કવિતાની પ્રસિદ્ધિ ઉપરાંત કાવ્યવિવેચન-ની પરિભાષા, વાલેરી કે ટી. એસ. એલિયટ જેવાની કાવ્યવિભાવનાનો પરિચય, પશ્ચિમના કાવ્યસાહિત્યમાંથી રિલ્કે, વેર્હારેન, મેટરલિંક, બોદલેર, હેન્રિખ હાઈને, હોલ્ડર-લીન, રામ્બો, માલાર્મે, વાલેરી વગેરેની કવિતાના અનુવાદો –આ દ્વારા આપણી કાવ્યપ્રવૃત્તિની અન્યદેશીય કાવ્યપ્રવૃત્તિ સાથે તુલના કરવાની સામગ્રી પણ ' કવિતા ' પૂરી પાડે છે. આ ઉપરાંત ચીની કવિતાના અનુવાદ પણ એમાં અવારનવાર આવે છે.

ઉપરાંત, બંગાળી કવિઓની કૃતિના અંગ્રેજી અનુવાદો-નો વિશેષાંક પણ પ્રકટ થયો છે. તે જ રીતે, શિકાગોના ' પોએટ્રી ' સાથે સહકાર સાધીને અમેરિકી કવિઓની મૂળ કૃતિ તથા સાથે એનો બંગાળી અનુવાદ રજૂ કરતો દ્વિભાષી વિશેષાંક પણ પ્રકટ થયો હતો. રવીન્દ્રનાથની પ્રતિભાની જુદી જુદી બાજુઓનો અધિકારીઓને હાથે આલોચનાત્મક એક વિશેષાંક પણ પ્રકટ થયો હતો. બંગાળના ત્રીસીના કવિઓમાં વિશિષ્ટ સ્થાન પ્રાપ્ત કરનાર, રવીન્દ્રનાથની સર્વગ્રાહી અસરથી મુક્ત રહી પોતાની પ્રતિભાને આગવી રીતે વિકસાવનાર જીવનાનન્દ દાસના મૃત્યુ પ્રસંગે એમની સ્મૃતિમાં એક ખાસ અંક પ્રકટ કરી એમની થોડીક અપ્રસિદ્ધ કૃતિઓ તથા એમની કવિતાનું વિવેચન કાવ્ય-રસિકોને ' કવિતા 'એ ઉપલબ્ધ બનાવ્યું હતું.

' કવિતા 'માં જ તાજેતરમાં શ્રી બુદ્ધદેવ બસુએ કરેલો ' મેઘદૂત 'નો અનુવાદ, બે હપ્તે, પ્રસિદ્ધ થયો હતો. એની સાથે ' સંસ્કૃત કવિતા અને મેઘદૂત 'એ વિષય પરની એમની મૌલિક અને મર્મગામી મીમાંસા પણ પ્રસિદ્ધ થઈ હતી.

' કવિતા 'ની નજર યુરોપીય કાવ્યસાહિત્ય તરફ મંડાયેલી રહે છે. ભારતીય અન્ય ભાષાઓનાં કાવ્યસાહિત્યનાં સમકાલીન વલણોનો એમાં નિર્દેશ મળતો નથી, એનું કારણ કદાચ એ હોય કે બંગાળી કવિતાએ પ્રેરણા માટે હંમેશાં યુરોપીય કવિતા તરફ દૃષ્ટિ માંડી છે.

કાવ્યરચના તથા કાવ્યવિવેચન અંગેના પ્રશ્નોની મીમાંસા કરતું તેમ જ બંગાળી કવિતાનાં વલણોનો તટસ્થતાર્થી પરિચય કરાવતું આ સામયિક આપણને બંગાળી કવિતાના જીવંત સમ્પર્કમાં તો મૂકે જ છે; સાથે સાથે યુરોપીય

# નવું વાચન

● ગુજરાતીમાં પ્રગટતાં નવાં પુસ્તકોનો મીતાક્ષરી પરિચય ●

## સાક્ષરજીવન ( બીજી આવૃત્તિ )

પહેલી ગુજરાતી સાહિત્ય પરિષદના પ્રમુખપદેથી આપેલા વ્યાખ્યાન સાથે
લે. : ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠી
પ્રવેશક તથા ટિપ્પણ : બળવંતરાય કલ્યાણરાય ઠાકોર
પ્રકાશક : ફાર્બસ ગુજરાતી સભા : મુંબઈ
પ્રાપ્તિસ્થાન : એન. એમ. ત્રિપાઠી પ્રા. લિ. મુંબઈ-૨
મૂલ્ય : રૂ. ૭-૭૫

### સાધનાનું મહત્ત્વનું સોપાન

કર્તવ્યને પંથે આરોહણ શરૂ કરીને સાધનાના મહત્ત્વના સોપાને શ્વાસ લઈને આગળનો પંથ જાણી લેવો, એની જવાબદારી સમજી લેવી અને એ પછી અનેક ઝંઝાઓ વચ્ચે પણ અડોલ રહીને સિદ્ધિનાં શિખરો આંબવા પ્રયત્નો કર્યા કરવા એ સજાગ અને સમતોલ બુદ્ધિશક્તિવાળા ધ્યેયલક્ષી સાહિત્યકારો પસંદ કરતા આવ્યા છે. ગોવર્ધનરામ આવા ધ્યેયલક્ષી સાહિત્યકાર હતા.

### જવાબદારીનું ભાન

૧૮૯૭ના ઑક્ટોબરમાં માત્ર બેતાળીસ વર્ષની વયે વકીલાતનો ધીકતો ધંધો એમણે છોડી દીધો. એ સાહસ કરતાં પહેલાં એમને શાં શાં મનોમંથનો નહિ થયાં હોય ? સાક્ષરજીવનનો પંથ જેટલો આકર્ષક છે એટલો સુગમ નથી એના બરાબર ભાન સાથે સંગમયુગના એ દ્રષ્ટાએ એ પંથ ગ્રહણ કર્યો હતો. એમની વિચારણા કેટલી સમગ્ર હતી, તલગામી હતી, જવાબદારીની સુઝવાળી હતી એનો ખ્યાલ તો 'સાક્ષરજીવન' વાંચીએ ત્યારે આવે. 'સાક્ષરજીવન' એમની સાધનાનું મહત્ત્વનું સોપાન છે કારણ કે વકીલાત છોડીને એ લખવું શરૂ કર્યું જે ૧૮૯૯ના જાન્યુઆરીથી 'સમાલોચક'ના અંકોમાં ક્રમશઃ પ્રગટતું રહ્યું.

### સાક્ષરજીવનનો ઉચ્ચતમ આદર્શ

વ્યાસ, વાલ્મીકિ અને વસિષ્ઠનાં જીવન એ સાક્ષરજીવનનો આદર્શ. અન્નપૂર્ણાનો પ્રસાદ એમના આશ્રમોમાં વરસી રહેતો; લક્ષ્મીના પ્રસાદની એમને આવશ્યકતા નહોતી. અક્ષરબ્રહ્મ અને શબ્દબ્રહ્મના પ્રકાશ અને આનંદ ત્યાં વિલસતા. જ્યાં અક્ષરનો અનાહત નાદ ગૂંજતો હોય, જ્યાં સરસ્વતીની મંજુલ વીણા રણકી રહેતી હોય, જ્યાં માયાવી બંધનો છૂટી-તૂટી ગયાં હોય ત્યાં જીવનચરિત લખવાનું રહેતું નથી. એ જીવનની ગતિ મપાતી નથી. એથી જ કદાચ એ સાક્ષરોનાં જીવનચરિત લખાયેલાં નથી. એમના અક્ષરમાં જ જીવનની સમાપ્તિ છે. કીર્તિને માટે નીકળેલા એ અક્ષર નથી. જ્યાં કીર્તિનો મોહ હોય ત્યાં અક્ષર લૌકિક વાસનાઓને પરતંત્ર રહે છે. એવી સર્વતંત્ર સ્વતંત્ર વાગીશ્વરીનો કવિ જગતને આકર્ષે છે; જગત તરફ આકર્ષાતો નથી. એ ઋષિનું-ક્રાન્તદ્રષ્ટાનું દર્શન ઉચ્ચપદને પામીને લોકસંગ્રહાર્થે અક્ષરરૂપે અવતરે છે.

### હાલને તબક્કે

આપણી પ્રાચીન આશ્રમવ્યવસ્થા નષ્ટ થઈ ગઈ છે; વર્ણવ્યવસ્થાનું કંઈ ઠેકાણું નથી. હાલમાં આપણે ત્યાં છે માત્ર બે વર્ણ : વણિક અને શૂદ્ર. આશ્રમ માત્ર એક : ગૃહસ્થાશ્રમ. એમાંથીયે ઉચ્ચગ્રાહ અને સદ્વૃત્તિ ચાલ્યાં ગયાં છે. વર્ણધર્મનું ખોટું ગુમાન વધતું રહ્યું છે. આ પરિસ્થિતિમાંથી માર્ગ કાઢવા માટે સાક્ષરજીવનના સેવનની અત્યંત જરૂર છે. આપણા અધ્યાપકો, શાસ્ત્રીપુરાણીઓ અને વિદ્યાપીઠના સ્નાતકો તરફ આપણે અપેક્ષાભરી મીટ માંડીએ. શ્રીમંતો એમને સહકાર આપે.

[ વિશ્વમાનવ : ઑગસ્ટ ’૬૮

### આત્મકલ્યાણમાંથી લોકકલ્યાણ

બુદ્ધ જેવો એકાદ ધર્મપ્રવર્તક એના જમાનાની આખી આચારવિચારપરમ્પરાને ફેરવી નાંખે છે અને નવી જ ભાવના જગત સમક્ષ મૂકે છે જે જમાનાઓ સુધી અસરકારક બની રહે છે. આવા મહાત્માઓ સાહિત્ય, કલા અને તત્ત્વજ્ઞાનથી જગતને આકર્ષે છે. માનવી બહુ બહુ તો દસેક દાયકા જીવે; સાહિત્યકલામાં આલેખાયેલો મહાપુરુષ અને તત્ત્વજ્ઞાને ચીંધેલો આદર્શ તો જ્યાં લગી વિદ્યાનાં ઝરણ વહે ત્યાં લગી વિશ્વનાં નયન ખેંચે. એ ઝરણાંનો મૂલ ઝરો તે સાક્ષરજીવન.

### સાક્ષરી તાટસ્થ્ય

સાક્ષરજીવન સ્વીકારનાર જો જીવનના પ્રવાહમાં પડ્યો રહે તો પ્રવાહની સાથે વહેવા લાગે. જીવનના પ્રવાહનો વેગ જાણવા એણે કિનારે આવીને ઊભા રહેવું જોઈએ. ફિલસૂફો જેને detached awareners કહે છે તે આ. આને કારણે દ્રષ્ટાનું દર્શન એકાંગી, સંકુચિત કે રાગદ્વેષયુક્ત નહીં હોય.

### ભયસ્થાન

જેમ જેમ ઊંચે ચઢતા જઈએ તેમ તેમ પગ લપસવાના ભયસ્થાન પણ વધતાં જાય. સાક્ષર વિપર્યો એટલે રાક્ષસ. *साक्षराः विपरीताः राक्षसाः भवन्ति ।* સામાન્ય માનવીની પાપભૂલો કરતાં એની તો વધુ ભયંકર, કેમ કે એને સૌ અનુકરણીય ગણે.

### પાંચ દ્રષ્ટા

જ્યારે મુદ્રણકલા તો શું, લેખનકલાયે નહોતી ત્યારે કણ્ઠપરમ્પરાએ શ્રુતિશુદ્ધપાઠે વેદાદિના જાળવનાર તે શુકદ્રષ્ટા, જેમની વિદ્યાભૂખ વણસંતોષાયલી હોય એમ વાંચ્યા જ કરે તે બાલદ્રષ્ટા, દૃષ્ટિનો વિકાસ થવાથી સ્વતંત્ર વિચાર અને સર્જનશક્તિ ખીલ્યાં હોય અને એથી ગ્રન્થ રચવાનો, શિષ્યોને ઉદ્‌બોધવાનો અને સમકક્ષ સાથે ચર્ચા કરવાનો ધર્મ જેને પ્રાપ્ત થયો હોય તે લક્ષણદ્રષ્ટા. આ પછી આવે છે લક્ષ્યદ્રષ્ટા અને પર્યેષકદ્રષ્ટા. કર્તાએ આ બેનાં પ્રકરણો લખ્યાં નથી. ગ્રન્થ અપૂર્ણ રહી ગયો છે.

### બહુશ્રુતતા

જેટલું છે તેટલા પરથી કર્તાની બહુશ્રુતતા પ્રતીત થાય છે. સંસ્કૃત અને અંગ્રેજીનું, બલ્કે સાહિત્યસમસ્તમાંથી મળેલાં ગ્રન્થરત્નોનું એમનું અધ્યયન એમની સાધનાની ઉચ્ચ કોટિ બતાવી આપે છે. આ ગ્રન્થનું વાચન, મનન અને પરિશીલન ખંત, ધીરજ અને અમુક કક્ષા માગી લે છે. સ્વ. ઠાકોરે એનો પ્રવેશક લખીને, ગ્રન્થમાં આવતાં ઢગલાબંધ સંસ્કૃતઅંગ્રેજી અવતરણોનાં ભાષાન્તર આપીને અને વિચાર સમજવા સુગમ પડે એટલા માટે ટિપ્પણ લખીને એક મહત્ત્વનું કર્તવ્ય બજાવ્યું છે. ગ્રન્થને છેડે પહેલી ગુજરાતી સાહિત્યપરિષદના પ્રમુખપદેથી ગોવર્ધનરામે આપેલું વ્યાખ્યાન જોડવામાં આવ્યું છે. ગુજરાતીસાહિત્યના ઇતિહાસના અભ્યાસીઓને એ ઉપયોગી થઈ પડશે અને જે જહેમત અને ઉત્સાહ એના શબ્દેશબ્દ પાછળ ડોકિયાં કરી રહે છે તે ભવિષ્યના સાહિત્યપરિષદના પ્રમુખોને પ્રેરણારૂપ બની રહેશે. આવો મૂલ્યવાન ગ્રન્થ સુંદર છપાઈમાં આકર્ષક રીતે બહાર પાડનાર સંસ્થા ધન્યવાદને પાત્ર બને છે.

—અ. હ.

*

### ગૃહજીવનમાં સ્ત્રીનું સ્થાન :

લેખિકા: સરોજિની મહેતા

પ્રકાશક: મહારાજા સયાજીરાવ વિશ્વવિદ્યાલય, વડોદરા.

રૂ. ૬-૦૦

ગૃહજીવન અને સ્ત્રી—પછી તે કન્યા હો, ગૃહિણી હો, માતા હો, વિધવા હો યા ત્યક્તા હો—કેવળ આધુનિક જમાનામાં જ નહિ, વેદો અને મહાકાવ્યોના યુગમાં અને સૂત્રો, સ્મૃતિઓ અને પુરાણોના સમયમાં તથા બૌદ્ધયુગ અને મધ્યયુગમાં કેવા પ્રકારની હતી, તેનું અભ્યાસી બયાન આ ગ્રંથમાં આપવામાં આવ્યું છે. ઐતિહાસિક આલોચનાની સાથોસાથ સ્ત્રીજીવનની અનેક સમસ્યાઓ અંગે પણ અહીં ચર્ચા—અભિપ્રાયો રજૂ કરવામાં આવ્યા છે. સુધારાની સિદ્ધિઓની સાથોસાથ ક્ષતિઓ પ્રત્યે પણ ધ્યાન દોર્યું છે.

અને આ બધાને અંતે આ પુસ્તકમાં લેખિકાએ એક વાત ફરી ફરીને સિદ્ધ કરવા કોશિશ કરી છે કે, દરેક અવસ્થામાં સ્ત્રીઓ ઉપર અયોગ્ય અંકુશો રહ્યાં છે...ઘણે સ્થળે તેમની પાસે ગુલામની માફક કામ લેવામાં આવ્યું છે... સ્ત્રીને લાગણી જેવી ચીજ હોય એમ માનવા પણ સમાજનો મોટો ભાગ તૈયાર નથી...વગેરે. આ ઉપરાંત તેમણે એ વિધાન પણ ફરી ફરી, પુનરાવૃત્તિનો દોષ વહોરીને રજૂ કર્યું છે કે,

સ્ત્રીઓ પરાધીન, પરવશ, નિર્બળ અને અજ્ઞાન હોય તો પ્રજા પણ તેવી જ થવાની અને રહેવાની......લેખિકાએ પુસ્તકમાં ઠેર ઠેર જૂની માન્યતાઓ, કુધારા, જડતા અને 'પૂર્વની સંસ્કૃતિ'ને નામે ચાલતી ખોટી ગુલબાંગો ઉપર પ્રહારકર્યાં છે અને આદર્શ તથા વ્યવહારનો મેળ સાધવાની દૃષ્ટિએ કેટલુંક વિવરણ કર્યું છે......

લેખિકાનાં બધાં મંતવ્યો સાથે સંપૂર્ણ સંમતિ ભલે ન દર્શાવી શકાય, અગર કયાંક સમતુલા ગુમાવાયા જેવું પણ લાગે, પરંતુ લેખિકાએ આરંભમાં જ કહી નાખ્યું છે તે સર્વથા યોગ્ય છે કે, આપણા ગૃહજીવનમા સ્ત્રીની જે સ્થિતિ છે તેના ઉપર ફૂલની ચાદર બિછાવવાનુ કામ કોઈ રીતે યોગ્ય નથી. પરિસ્થિતિનું વાસ્તવિક આલેખન કરવાથી જ પ્રગતિનું પ્રથમ પગથિયું ચઢી શકાશે...

શ્રી સરોજીની મહેતા જેવાં અભ્યાસી અને અનુભવી બહેનને હાથે તૈયાર થયેલા સો ટકા નિખાલસતા અને વિચારોની સ્પષ્ટતાવાળા આ ગ્રંથને અમે હર્ષપૂર્વક આવકારીએ છીએ. —ભો.

*

## ત્રીશી પછીનો દામ્પત્ય પ્રેમ

લે : ડૉ મેરી સ્ટોપ્સ
અનુ : શાંતિ ડગલી
પ્રકાશક : મમતા
પ્રકાશનગૃહ : નવા ડિસા (બનાસકાંઠા)
રૂા. ૩–૦૦

સ્ત્રી–પુરુષ પ્રણય, માતૃત્વ અને જાતીયસંબંધ અંગેનાં શ્રીમતી મેરી સ્ટોપ્સનાં અંગ્રેજી પુસ્તકો લગભગ એક પચ્ચીસીથી તો મશહૂર બની ચૂકેલાં છે. તેમાંથી મમતા પ્રકાશનગૃહે પરિણીત પ્રેમ ( મૅરિડ લવ ), ચિરંજીવ પ્રેમ ('એન્ડયુરીંગ પૅશન ), અદ્યતન સંતતિ નિયમન, ત્રીશી પછીનો દામ્પત્ય પ્રેમ ( ચેઈન્જ ઑફ લાઈફ ઈન મેન ઍન્ડ વિમેન ), તથા ઉજ્જ્વળ માતૃત્વ ( રેડિઅન્ટ મધરહૂડ ) પુસ્તકો ગુજરાતીમાં પ્રગટ કર્યાં છે, એને અમે સહર્ષ આવકારી એ છીએ.

તંદુરસ્ત સ્ત્રીપુરુષ સંબંધ માટે તે પરત્વેનું તંદુરસ્ત સાહિત્ય પણ હોવું જરૂરી છે. એના અભાવે વિકૃત સાહિત્યનો ધોધ ધરેઘર ઘૂસી જાય છે. વિકૃત વાસનાને ઉત્તેજવાથી વિશેષ લાભ–બલ્કે એનાથી મોટો ગેરલાભ બીજો શો હોઈ શકે ?

કવિવર ટાગોરે ગાયું છે :

વૈરાગ્ય–સાધને મુક્તિ, હું ચાહું ના,
ઇન્દ્રિયદ્વાર રૂદ્ધ કરી યોગાસન, મને ખપે ના.

જીવનની આ રસ અને આનન્દમયી સ્વસ્થતા વિરલ છે : એ તો જીવનની કલા છેઃ સુખી–સ્વસ્થ દામ્પત્ય એવી સાધના છે.

ડૉ. મેરી સ્ટોપ્સનાં પુસ્તકો સવિશેષ આવકાર્ય છે, કેમ કે તેઓ સ્ત્રીસહજ સંયમ અને લાગણીશીલતાનો સ્પર્શ કરાવી શકે છે. —ભો.

*

## સોવિયેટ સંઘ વિષે પ્રશ્નો અને ઉત્તરો

પ્રકાશક : ભારત ખાતેના સોવિયેત સંઘના રાજદૂતાવાસનું માહિતી ખાતું, નવી દિલ્હી.
રૂા. ૦–૫૦

સોવિયેટ–રશિયા વિષેની પ્રાથમિક માહિતી—સોવિયેત સંઘ એટલે શું, તેનો રાજવહીવટ, પ્રધાનમંડળો, પ્રજાસત્તાકના અધિકારો, ચૂંટણી, સ્થાનિક ત્યાંનું આર્થિકતંત્ર, ઉદ્યોગો, ખેતીવાડી, સહકારી મંડળીઓ, નાગરિકોની ફરજો અને અધિકારો, શિક્ષણ, બાળઉછેર તથા વિજ્ઞાન, એન્જિનિયરીંગ, અણુશક્તિના ઉપયોગો, સાહિત્ય–પ્રકાશન તથા પુસ્તકાલયો, સંગ્રહસ્થાનો અને કલાઓ વગેરે વિષયો અંગે તથા સામ્યવાદીપક્ષ અને તેની કેટલીક નીતિ અંગે—પૂરા ૧૦૦ પ્રશ્નોના જવાબો આ પુસ્તકમાં આપવામાં આવેલા છે. અલબત્ત, દરેક દેશ પોતાના દેશની માહિતી પરદેશ પાસે રજૂ કરતાં જે મર્યાદા જાળવે તેવી અહીં પણ છે—અનેક જવાબો વિવાદાસ્પદ હોય—એ સ્વાભાવિક છે. —ભો.

*

## યમસામે લડાઈ

લેખક : દેવીપ્રસાદ ચટ્ટોપાધ્યાય
અનુવાદક : સુભદ્રા ગાંધી
પ્રકાશક : નવસર્જન પ્રકાશન ( પ્રાપ્તિ : ચેતન પ્રકાશક ગૃહ ) વડોદરા.
કિં. દોઢ રૂપિયો.

## શયતાનના સામ્રાજ્યમાં

લેખક, અનુવાદક અને પ્રકાશક : ઉપર મુજબ
કિં. અઢી રૂપિયા.

## વિજ્ઞાન યાત્રા

લેખક, અનુવાદક અને પ્રકાશક : ઉપર મુજબ
કિં. અઢી રૂપિયા.

બાળકો માટેની વિજ્ઞાનવિકાસ શ્રેણીની આ ત્રણ પુસ્તિકાઓને આવકાર આપતાં આનંદ થાય છે. જાણ્યા પ્રમાણે તો આપણા બાલસાહિત્યમાં આ પ્રકારનાં વૈજ્ઞાનિક જ્ઞાન આપતાં આ પુસ્તકો પહેલાં જ છે. ખરી રીતે તો આપણા બાલસાહિત્યના લેખકોએ આ દિશામાં વિચાર્યું જ નથી. નાના મોટા રોગ, તેના ફેલાવનારા જીવાણુઓ અને પ્રતિકાર શોધવા પાછળ રહેલા શ્રમનું અહીં સરસ બયાન રજૂ થયું છે. કેવળ પરીકથાઓ અને તરંગી વાર્તાઓથી પોષાતા આપણા બાલસાહિત્યમાં આ પુસ્તિકાઓ અત્યંત મૂલ્યવાન ફાળો આપે છે. બાળકો અને પ્રૌઢોય કંઈક નવું જાણવા માટે આ પુસ્તિકાઓ વાંચશે તો તેમને ધાર્યા કરતાં પણ ઘણો ફાયદો થશે.

'શયતાનના સામ્રાજ્ય'માં જીવાણુઓ અને રોગોને શયતાન તરીકે વર્ણવી તેને જેર કરવાના ઉપાયો વર્ણવાયા છે. જ્યારે ત્રીજા પુસ્તક 'વિજ્ઞાન યાત્રા'માં બાળકોને પૃથ્વીમંડળ, નક્ષત્રો, શરીરવિજ્ઞાન વગેરેનું સાચું જ્ઞાન આપવાનો પ્રયત્ન છે. ત્રણેય પુસ્તકોમાં મળીને કુલ્લે સો ચિત્રો છે એ સવિશેષ નોંધવું જોઈએ. એક વખત બાળ–પ્રૌઢ વાચકને આવું નક્કર વાંચવાનો શોખ જાગી જવો જરૂરી છે.

● આ પુસ્તિકાઓને માધ્યમિક શાળાઓમાં સાતથી દસ ધોરણ સુધી ઇતર વાચન તરીકેનાં પુસ્તકો તરીકે આવકારવા અમે કેળવણીકારોને મજબૂત ભલામણ કરીએ છીએ.

'કાશ્યપ'

*

## કીમયાગર કબીર

લેખક : વિજયગુપ્ત મૌર્ય
નવસર્જન પ્રકાશન : (પ્રાપ્તિ : ચેતન પ્રકાશન ગૃહ) વડોદરા
કિં. ત્રણ રૂપિયા

આ એક અજબ મજાની સરસ વાર્તા છે. લતા અને દિલીપ એ ભાઈબહેન જાદુઈ શરબત પીધા બાદ અજાયબ પતંગસૃષ્ટિમાં જઈને જે રમખાણ મચાવે છે તેની આ રંગીલી કથા છે. જીવસૃષ્ટિ અને પતંગિયાંનો પરિચય આપવા ઉપરાંત બાળકોને આ સૃષ્ટિ પ્રત્યે એક નવી જ દૃષ્ટિ પ્રાપ્ત થશે. આખીય વાર્તા એક નવલકથાનો રસ જાળવી રાખે છે.

જાણવા મુજબ, આનાં હિંદી અને મરાઠી અનુવાદો પણ થયા છે.

*

## પૂછડાં અને પાંખો

લેખક : ડૉ. શિવપ્રસાદ ત્રિવેદી
પ્રકાશક : ઉપર મુજબ
કિં. ૩ રૂપિયા.

અહીં લેખકે જુદાં જુદાં પ્રાણીઓ અને જીવજંતુઓનો પરિચય આપ્યો છે, અને તેને કથનાત્મક શૈલીમાં રજૂ કર્યો છે. ભાષા એટલી સરળ છે કે પ્રકૃતિનો પરિચય સાધવામાં તેથી કશી મુશ્કેલી નહીં પડે. પુસ્તકમાં લગભગ પાને પાને ચિત્રો છે તેથી કરીને બાળ–પ્રૌઢ વાચકને વધુ અનુકૂળ થશે. આપણે ત્યાં આવાં પુસ્તકો ઘણાં જ ઓછાં લખાય છે એ હકીકત છે, અને તેથી આ પુસ્તક સવિશેષ આવકારપાત્ર બને છે.

*

## પહેલું સુખ તે જાતે નર્યા

લેખક-પ્રકાશક : ઉપર મુજબ
કિં. દોઢ રૂપિયો

આપણા શરીરયંત્રને સમજવા જેવું છે. 'પહેલું સુખ તે જાતે નર્યા'ની કહેવતનું મહત્ત્વ પણ સમજવા જેવું છે. સૂર્યપ્રકાશ, હવા, પાણી સરખી કુદરતદીધી બક્ષિસોનું મહત્ત્વ પણ બાળકોને સમજાવવા સરખું છે. આ પુસ્તિકામાં માંદા પડવાનાં કારણો, તેના ઉપચાર, સૂર્યપ્રકાશ, પાણી, હવા, ખોરાક, વ્યાયામ અને રોગનાં વાહકો જેવાં વ્યસનોનાં લાભ-હાનિને ચર્ચવામાં આવ્યાં છે. અલબત્ત કેટલેક ઠેકાણે લેખકે અંગ્રેજી પારિભાષિક શબ્દોનો ઉપયોગ કર્યો છે: જેમ કે, 'આરટેરીઓ સ્કલેરોસીસ', 'ડાયાબેટીસ', 'ફોલિક એસિડ', 'સીફીલીસ', 'ઓરાઈન્ટોકસીકેશન' વગેરે.

આ પુસ્તકને ગુજરાતના ગ્રામસેવક શ્રી બબલભાઈ

# વિશ્વ માનવ

## માનવીય ગૌરવની પુનઃપ્રતિષ્ઠા ઝંખતું માસિ

સંપાદન : ભોગીલાલ ગાંધી


અંતરાત્માની સ્વાધીનતા : ( મૂલ્યવિચાર )
લોકશાહીની સમસ્યા : ,,
૭ કવિતા ( હસિત બૂચ, પતીલ, સુરેશ દલાલ, અહમદ અનિલ, અમૃતા પ્રીતમ )
રવીન્દ્ર-સાહિત્ય ( શેષ કવિતા તથા બીજી બે )
રેગઆં ( હમ બેચૈન હૈં )
હાથીપગો ( પ્રસંગ )
હાંડિયો ( ગુર્જર જીવનધારા )
સર્વોત્તમ સાહિત્ય ( શ્રી વિનોબાની દૃષ્ટિએ )
ગ્રામવિસ્તારની સમસ્યા ( ભારત નવઘડતર )
રુદન્તિ ( આયુર્વેદ-વિજ્ઞાન )
નિઃસાર નિઃસાર ( પ્રસંગકથા )
આસ્વાદ ( કવિના : કલાનો )
ઘરદીવડા ( સ્વ. કિશોરલાલ મશરૂવાળા )
પ્રવૃત્તિ ને પડઘા ( સંસ્કારનોંધ )
નવું વાચન ( ગુજરાતી નવાં પુસ્તકો )


વાર્ષિક રૂ. ૭-૦૦ છૂટક ૦-૬૨ ન.પૈસા (૧૦ આના)
[ પરદેશ શિલિંગ ૧૫ ]


૧૯૫૮
સપ્ટેમ્બર

સંચાલન :
ચેતન પ્રકાશન ગૃહ લિમિટેડ
રામજી મંદિરની પોળ : વડોદરા

ફોન : ૨૬૫૦






## લવાજમ ભરવાનાં સ્થળ

આર. આર. શેઠની કું., પ્રિન્સેસ સ્ટ્રીટ : મુંબઈ-૨
રૂપમ પ્રકાશન મંદિર, ૧૯/૮૭ કેથેડ્રલ સ્ટ્રીટ, ભૂલેશ્વર : મુંબઈ-૨
એ. આર. શેઠની કું., પ્રિન્સેસ સ્ટ્રીટ : મુંબઈ-૨
એન. એમ. ત્રિપાઠી ઍન્ડ કું., પ્રિન્સેસ સ્ટ્રીટ : મુંબઈ-૨
એન. એમ. ઠક્કરની કું., પ્રિન્સેસ સ્ટ્રીટ : મુંબઈ-૨
ગાંડીવ સાહિત્ય મંદિર, ટાવાડિયા ચકલો : સુરત
( શાખા-ચૌટાપુલ : સુરત )

નટુ શાહ, એદલવાડ : નવસારી
પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિ., ટાવર રોડ : વડોદરા
વિજય સ્ટોર્સ, સ્ટેશન રોડ : આણંદ
વલ્લભવિદ્યાનગર કન્ઝયુમર્સ કો-ઓપ. સ્ટોર્સ, વલ્લભવિદ્યાનગર
ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, ગાંધી રસ્તો : અમદાવાદ
ભારતી સાહિત્ય સંઘ લિ., ગાંધી રસ્તો : અમદાવાદ
રેસાળી પ્રકાશન ગૃહ, રિલીફ રોડ : અમદાવાદ
વિજય સ્ટોર્સ, ૬૨ કલ્યાણ ભુવન, રિલીફ રોડ : અમદાવાદ
લોકમિલાપ કાર્યાલય, પો. બો. ૨૩ : ભાવનગર
એસ. કે. મેઘાણી, ૧૪, અમરતલા સ્ટ્રીટ : કલકત્તા-૧

મોજી કેરિયાકર, પો. બો. ૨૬૯, નાઈરોબી ( ઈ. આફ્રિકા )

### છૂટક મળવાનાં સ્થળ

ગાંધી ન્યૂઝપેપર સર્વીસ, ટીનવાલા બિલ્ડિંગ, ત્રિભુવન રોડ : મુંબઈ
કાંતિલાલ શોભાલાલ ખત્રી, રતનપોળ નાકા : અમદાવાદ

વડોદરા

એ. જી. વોરા ઍન્ડ કાં., ટાવર પાસે : વડોદરા

---

૧૯૫૮ : સપ્ટેમ્બર

**લવાજમના દર**

વાર્ષિક રૂ. ૭-૭૦
[ પરદેશ ૧૫ શિ. ]
છૂટક નકલ ૬૨ પૈસા

●

વિશ્વમાનવ ( માસિક )
મનીષા ( ત્રૈમાસિક )
ભેગું લવાજમ રૂ. ૧૨

●

## વિશ્વમાનવ

[ માસિક ]

**જાહેરખબરના દર**

પૂઠું ૨જું રૂ. ૮૦
પૂઠું ૩જું રૂ. ૮૦
પૂઠું ૪થું (બે રંગમાં) રૂ. ૧૨૫
સાદું આખું પાનું રૂ. ૬૦
સાદું અડધું પાનું રૂ. ૩૫

●

# અંતરાત્માની સ્વાધીનતાનો અવાજ

રેવરંડ ફાધર આલ્બર્ટ મેન્ડોન્ઝા જાણીતા વિદ્વાન તત્ત્વજ્ઞ છે તેઓ મુંબઈ યુનિવર્સિટીમાં તથા સેન્ટઝેવિયર્સ કૉલેજમાં ફિલોસૉફીના પ્રોફેસર તરીકે વર્ષો થયાં વ્યાખ્યાનો આપતા આવ્યા છે. ફાધર મેન્ડોન્ઝાએ ફ્રાન્સ અને ઇટલીમાં અભ્યાસ કર્યો છે; અને રોમન કૅથોલિક ધર્મસંસ્થા 'સોસાયટી ઑફ જેસ્યુટ' માં ૨૫ વર્ષ થયાં સભ્યપદે રહ્યા છે.

મુંબઈની સેંટ ઝેવિયર્સ રોમનકૅથોલિકોનો અડ્ડો છે. તેનું સંકુચિત ધાર્મિક વલણ, ઉપરાંત ભારત વિરોધી સાંસ્થાનિક વલણ ફાધર મેન્ડોન્ઝા જેવા સ્વતંત્ર વિચારકને સહી ન શક્યું અને ત્રણ વર્ષ લગી તેમના ઉપર સતામણી, અપમાનની ઝડી વરસી....અંતે જુલાઈની ૧૫મીએ એકાએક તેમને ફરમાવવામાં આવ્યું કે તમારે સેંટ ઝેવિયર્સ તથા યુનિવર્સિટીમાં વ્યાખ્યાનો આપવાનું બંધ કરી દેવું.

ફાધર મેન્ડોન્ઝાએ આવા ફતવાનો સ્વીકાર કરવા ઇન્કાર કર્યો, અને તે જ ઘડીએ જેસ્યુટ સોસાયટીમાંથી છૂટા થઈ જવાનું બહેતર માન્યું.

રેવરંડ ફાધર આલ્બર્ટ મેન્ડોન્ઝાએ અંતરાત્માની સ્વાધીનતાને વફાદાર રહી, રાજીનામું આપતાં જે વિચારો પ્રગટ કર્યા છે, તેમાંથી કેટલાક અહીં રજૂ કર્યા છે :

"કેમ કે હું મારા વતનને અને તેની તમામ મહાનતાને ચાહનારો છું; કેમ કે હું ગોવાની ભૂમિ, કે જ્યાં મારો જન્મ થયો હતો, તે જે હજી પરદેશી એડી નીચે દબાયેલી પડી છે, તેની મુક્તિ વાંછું છું, ને મા ભારતીની ગોદમાં એ સમાઈ જાય એમ ચાહું છું; કેમ કે હું અંતરઆત્માની અને સ્વતંત્ર વિચારની સ્વાધીનતા ચાહું છું; અને મારા મોટા ભાગના બિનખ્રિસ્તી વિદ્યાર્થીઓની સ્વતંત્ર માન્યતાની સ્વાધીનતામાં માનું છું; અને કેમ કે હું મારા વર્ગોનાં વ્યાખ્યાનો દરમ્યાન કૅથોલિક ધર્મનાં સૂત્રો બિનખ્રિસ્તી વિદ્યાર્થીઓ ઉપર ઠોકી બેસાડવાનો ઇન્કાર કરું છું—એટલા જ સારુ મારા ઉપર વરસો થયાં સતામણીની ઝડી વરસતી રહી છે.

"મેં રાજીનામું આપવાની હદે પગલું ના છૂટકે ભર્યું છે. મારી સામે છેલ્લાં ત્રણ વર્ષ દરમ્યાન જુઠાણાં, બદનામી, સતામણીઓ, આડખંધનો અને અપમાનોની જે રીતે ઝડી વરસાવવામાં આવી છે, તેના પ્રતિકાર રૂપે મને આવું પગલું ભરવાની ફરજ પડી છે. મેં મારા કેસ અંગે ધ્યાન આપવા રોમમાંના ધર્માધિકારીઓને બબ્બે પત્રો લખ્યા હતા. મેં એવી પણ વિનંતિ કરી હતી કે રજા આપો તો હું જાતે રોમ આવી ખુલાસા કરી સમજાવું. પરંતુ જવાબમાં મને કેવળ એટલું જ ફરમાવાયું કે જો હું જેસ્યુટ પંથમાં ચાલુ રહેવા માગતો હોઉં, તો મારે ફિલોસોફી શીખવવાનું જ છોડી દેવું!

"એક જેસ્યુટ-પંથી તરીકે મેં, મને હુકમ કરવાના મારા ઉપરીના અધિકારનો કદી ઇન્કાર નથી કર્યો. તેઓ બિનશરતી તાબેદારી પણ માગી શકે છે—પરંતુ એમની આજ્ઞા સત્ય અને ન્યાયની વિરોધી તો ન જ હોઈ શકે. પ્રાધ્યાપક તરીકે કૉલેજમાં હું વ્યાખ્યાનો આપું તે સામે મને મનાઈ કરતો જે હુકમ આપવામાં આવ્યો છે, તેનો આધાર જ અસત્ય છે-બલ્કે વિકૃત કરેલ સમાચારો અને ઇરાદાપૂર્વકના તેના ખોટા અર્થો આ હુકમના પાયામાં છે. આ હુકમની પાછળ રહેલું વલણ એક માનવી તરીકેના, એક ભારતી તરીકેના અને જિસસની સોસાયટીના બંધારણના મૂળભૂત અધિકારોનો જ ઇન્કાર કરે છે! મારી સામેનો હુકમ ભારતમાં વસેલા પરદેશી (મિશનરીઓ) નાં ગ્રૂપ અને હલકટ કાવતરાંનું જ પરિણામ છે. આ પરદેશીઓ સંપૂર્ણતઃ સાંસ્થાનિક પ્રણાલિકામાં હજીય ભારતવાસીઓને હડધૂત કરતાં થાકતા નથી."

[ વિશ્વમાનવ : સપ્ટેમ્બર '૫૮

મહાગુજરાતનું આંદોલન:
શહીદોનું સ્મારક અને સરકારી કારોબાર

# લોકશાહીની સમસ્યા

૧

કોઈ પણ લોકશાહી સરકાર પ્રજાના મોટા સમૂહની લાગણી સમજી જ ન શકે અથવા સમજ્યા પછીય, તેને અનુરૂપ વલણ અને વર્તન દાખવી ન શકે ત્યારે રાજ્યના લોકશાહી તત્ત્વનો કરુણ ફેજ થયા વિના રહે નહિ; મુંબઈ સરકારને હાથે આવો ફેજ બે વર્ષ પૂર્વે મહાગુજરાત આંદોલનના આરંભમાં થયો હતો; અને ફરીથી, બે વર્ષ પૂર્વેના શહીદોનાં સ્મારક રચવાના જનતા પરિષદના તાજેતરના નિર્ણયને મહાત કરવાના પ્રયાસોમાં સ્પષ્ટ વરતાઈ રહ્યો છે.

એ વાત સાચી હતી કે જનતા પરિષદના જ ટેકાથી અમદાવાદમાં નાગરિક પક્ષ સ્થપાયો હતો, અને અમદાવાદ મ્યુનિ. કોરપોરેશનમાં તે સત્તાધારી પક્ષ હોવા છતાં, શહીદોનાં સ્મારકનો નિર્ણય આટલો સમય અટવાયો હતો; અને એ વાતનીયે ના પાડી શકાય એમ નથી કે જનતાપક્ષની ' લડત '-ની પદ્ધતિને કારણે, તેની અંદર રહેલાં બિનલોકશાહી વલણને કારણે, તથા અંદરનાં હરીફ પક્ષોની ખેંચતાણને કારણે જનતાપક્ષ જનતાને લાગણીઓના સ્તર ઉપરથી આગળ લઈ જવામાં નિષ્ફળ નીવડ્યો હતો; અને પ્રાથમિક કક્ષાના આંદોલન પછી થવા જોઈતા નક્કર સંગઠનની કમજોરી સ્પષ્ટ વરતાઈ રહી હતી. વળી, એમ પણ હોવાનું માની શકાય કે, આ કમજોરી ખંખેરી નાખવાની નેમથી શહીદોના સ્મારકનો કાર્યક્રમ બે વરસને અંતે આગળ ધરાયો હોય.

પરંતુ આ ઉપરથી એવી ધારણા પર આવી જવું કે હવે આંદોલન તૂટી ગયું છે, હવે લોકલાગણી શમી ગઈ છે, હવે દ્વિભાષી પ્રત્યે લોકવૃત્તિ વળી છે—અને તેથી સખ્તાઈથી કામ લેવામાં આવે તો મહાગુજરાતનો રહ્યોસહ્યો પરપોટો ફૂટી જશે, હવા નીકળી જશે—તો તેવી માન્યતા કેટલી બધી ભ્રામક અને અસ્થાને હતી તે વાત પણ આજે જાહેર થઈ છે.

## આંદોલનની પાયાની કમજોરી

એ વાત સાચી છે કે, મહાગુજરાતના આંદોલનની પાયાની કમજોરીઓનો પાર ન હતો. શરૂઆતથી તેણે કેવળ લોકલાગણી ઉપર જ મદાર બાંધી હતી.

કોઈ પણ આંદોલન માટે પ્રાથમિક કક્ષાએ, પ્રાથમિક ભૂમિકા તરીકે લોકલાગણીનો વિદ્યુતસ્પર્શ અનિવાર્ય છે.

પરંતુ ત્યાર પછી, વિશાળ આમજનતાને મહાગુજરાતનુ મહત્ત્વ તેના પોતાના જીવનમાં દેનંદિન વ્યવહારમાં શું છે તે સમજાવવા તરફ નેતાગીરીએ ઉદાસીનતા અને દુર્લક્ષ સેવીને જેવી તેવી ખાનાખરાબી સરજી નથી.

* મહાગુજરાતના કર્ણધારો મહાગુજરાતના ભાષા, સાહિત્ય, સંસ્કારિતા દ્વારા મહાગુજરાતની અસ્મિતા જાગ્રત કરવા અંગે નિષ્ક્રિય રહ્યા.

* સરકારી કચેરીઓમાં સઘળું કામકાજ માતૃભાષા દ્વારા ચાલે, માતૃભાષામાં જ કોર્ટોના ચુકાદા સહિતનું તમામ કામકાજ ચાલે, કૉલેજો સુદ્ધાંમાં માતૃભાષા દ્વારા શિક્ષણ આપવામાં આવે—વગેરે પ્રાથમિક બુનિયાદી બાબતો માટેય નેતાગીરીએ કદી આંદોલનનો વિચાર સરખો કર્યો નહિ. (ઊલટું—મહાગુજરાતના આંદોલનમાં માનનારાય ઘણા કૉલેજોનું શિક્ષણ માતૃભાષા સિવાયની ભાષા દ્વારા આપવાનો આગ્રહ સેવે છે; અને દ્વિભાષીમાં માનનારા માતૃભાષાનો આગ્રહ અમલી બનાવી રહ્યા છે—એ નોંધવા જેવી વાત છે).

પોતાના પ્રાથમિક કર્તવ્ય પ્રત્યે આટલી હદે દુર્લક્ષ સેવવામા આવ્યું.

અને—

* મુંબઈનો જે કોયડો કોંગ્રેસ બંને પક્ષને ગળે ઉતારી ઉકેલી ન શકી, અને અંતે દ્વિભાષીનો નિર્ણય ગુજરાત પર ઠોકી બેસાડાયો; તેની સામે મહાગુજરાત નેતાગીરી એ શું કર્યું? પોતાની અંદર અંદરના જ ઘર્ષણને કારણે, કેટલાક કોંગ્રેસની શરૂઆતની માંગ મુજબ મહારાષ્ટ્ર, ગુજરાત અને મુંબઈ—એવા ત્રણ રાજ્યની તરફેણ કરતા રહ્યા; તો બહુ નાનકડું કમ્યુનિસ્ટ જૂથ મુંબઈ મહારાષ્ટ્રનો ભૂમિ ખંડ હોઈ તેને અપાવું જોઈએ એમ માનતું હોવા છતાં, દબાણ કરી શકે એવી સ્થિતિમાં ન હતું; પરિણામે મહાગુજરાતની નેતાગીરી એ કોયડાના ઉકેલ અંગે કોઈ પણ પ્રકારની યોગ્ય દરખાસ્તો રજૂ ન કરી શકી. એટલું જ નહિ, શરૂથી તે હમણાં સુધી સરકાર મહારાષ્ટ્રમાં વધુ નાણાં ખરચે છે કે ગુજરાતમાં, તથા બીજી બાબતોમાંય સરકાર ગુજરાતને ભોગે મહારાષ્ટ્રને પોષે છે—એવી ફરિયાદો દ્વારા એકતાને બિનપોષક વાતાવરણ ઘુંટાતું રહ્યું.

* પરિણામે, કશી વિધાયક દૃષ્ટિ અને તેને અનુરૂપ કાર્યક્રમના અભાવમાં, લડત 'ગોળીબારો સામે,' 'દ્વિભાષી નિર્ણય' સામે, 'સરકાર અને કોંગ્રેસ' સામે, કેવળ લોકલાગણીના જોરે આગળ ધપી.

* મહાગુજરાત પ્રાપ્ત કરવા સૈદ્ધાંતિક, ધીરજપૂર્વકના, લાંબા ગાળાના, સહકારપૂર્વકના, સમજપૂર્વકના લોકશાહી માર્ગો ઉપર ઝોક આપવાને બદલે, આંદોલન લોકલાગણીને એટલી હદે બહેકાવનારું બની ગયું કે સરકારી અમલદારો અને કચેરીઓ, પોલીસો અને પોલીસથાણાંઓ, 'સરકાર પક્ષી' કોંગ્રેસી આગેવાનો અને કોંગ્રેસ કચેરીઓ, કોંગ્રેસી રંગવાળી લોકસેવાની અને શિક્ષણની સંસ્થાઓ, ખાદીભંડારો, અને એથીય આગળ વધી, જનતા પક્ષના આધિપત્યવાળી મ્યુનિ.ઓની માલમિલકતો ઉપર તથા કેટલીક વાર તો જનતા પરિષદના જ આગેવાનોમાં જે 'ઢીલા' દેખાયા, તેમના ઉપર પણ હુમલા થયા!

* અને નેતાગીરી આવાં કૃત્યોનો લૂલોપાંગળો 'અફસોસ' ને લૂલોપાંગળો 'બચાવ' કરતી રહી!

## લૉ-ઍન્ડ ઑર્ડરની સરકારી રખેવાળી

તો બીજી બાજુ, આવો લાગ મળતાં લોકોનાં જાનમાલની અને 'લૉ ઍન્ડ ઑર્ડર'ની રખેવાળી જેણે ઉપાડી છે એ સરકાર, અનેક ગણી ધીટતાથી બંદૂકબાજીનો ઉપયોગ કરે, ને ઉપરથી એવો જ બચાવ કરે તો એને કોણ રોકે? એનું મોં કોણ બંધ કરી શકે? તેમાંય વળી સામો પક્ષ જ્યારે નબળો પડ્યો છે એવી ભ્રાંતિય થતાં, સરકારનું દિમાક ફરી જાય એમાં નવાઈ શી?

તાજેતરના બનાવોમાં જાણે સરકારની આવી મનોદશાનો સ્પષ્ટ પડઘો સંભળાય છે.

શહીદોના સ્મારક અંગે સરકારપક્ષને ને કોંગ્રેસપક્ષને ભલે ઈતરાજી હો, અને ભલે બે વર્ષ પૂર્વેના અને તાજેતરના ગોળીબારોથી નીપજેલાં મોતનું મૂલ્ય એમને મન નહિવત્ હો; ભલે મરનારાઓને શહીદો ગણવાનો ઊભરાકો એમને ન હો; (બહુ બહુ તો ગેરમાર્ગે ગયેલા નાગરિકો કહી શકાય) પરંતુ એ કોઈ ધંધાદારી ગુંડા, લુંટારા ને હીણા સ્વાર્થમાં આંધળા બનેલા તિરસ્કારપાત્ર તો ન હતા જ; એ તો હતા, તમારા ને મારા જેવા, દિલના દુભાયેલા ને લાગણીએ ઉશ્કેરાયેલા નગરજનો. એમને એમના ધ્યેયની પૂરી સમજ કોઈએ આપી ન હતી. ને એને હાંસલ કરવાની તાલીમ આપવાની જવાબદારી જેમને શિરે હતી તેમાંના કોઈએ (સરકાર, કોંગ્રેસ, વિરોધપક્ષો, બિનપક્ષી આગેવાનો, સંસ્કાર અને શિક્ષણ ક્ષેત્રના ધુરંધરોએ સુદ્ધાં) આપી ન હતી. અન્યાયની ધૂંધળી ઉત્તેજના એમને મોતને ભેટવા ઘસડી લાવી હતી, એ વાત સાફ હતી.

આ રીતે મરનારાઓ માટેની સહજ પ્રચંડ લોકલાગણી આગળ ક્ષુલ્લક કાનૂનો, અને સંકુચિત પક્ષવાદથી પર થઈને વર્તવાનું કોંગ્રેસ માટે, લોકશાહી સરકાર માટે શક્ય ન બન્યું!

સરકારે તો ટ્રાફિકને ખલેલ પડવાની દલીલ આગળ ધરી! (જાણકારો કહે છે કે, કોંગ્રેસ હાઉસ આગળના નાનકડા પ્રતીકરૂપ સ્મારક માત્રથી રોજિંદા ટ્રાફિકને કશી ખલેલ પડે એવી નથી. વળી ત્યાં 'ટ્રાફિક-આઈલૅન્ડ' જેટલી જગા તો છે જ; ને ટ્રાફિક કંટ્રોલ-પોલીસ અથવા તેની જગાએ ક્વચિત્ ખાલી પીપડાં પડયાં રહેતાં હોવાનુંય જણાવે છે... ટૂંકમાં, ટ્રાફિકની આવજા જ બંધ થઈ જાય એવી ગંભીર આડઅડચણ તો નથી જ એટલું સ્પષ્ટ થાય છે) વળી પંત પ્રધાને તો આગળ વધી એટલુંય ફરમાવી દીધું છે કે, રસ્તા વચ્ચે તો નહિ જ, પણ ફુટપાથ ઉપર યે શહીદ-સ્મારક નહિ રચવા દેવામાં આવે.

## સર્વપક્ષી સમસ્યા!

સરકાર અને બીજા પક્ષો તથા જૂથો વચ્ચે સંઘર્ષ તો હરેક દેશમાં છે ને રહેશે. બધે હડતાલો, દેખાવો, સરઘસો અને ઇતર પ્રકારના સામૂહિક વિરોધો થાય છે. પરંતુ ભારતમાં આ સંઘર્ષ એકદમ પથરાબાજી (પ્રજાપક્ષે) અને બંદૂકબાજી (સરકારપક્ષે) રૂપે જેટલા પ્રમાણમાં જોવા મળે છે તેવું તો કોઈ દેશમાં જોવા નહિ મળે!

ભારતના સર્વપક્ષો અને બિનપક્ષી નાગરિકો આનો વિચાર કરશે?

કોંગ્રેસી, સમાજવાદી અને કમ્યુનિસ્ટ ત્રણે સરકારોના ગોળીબારો પછી—

## લોકશાહી મૂલ્ય-સ્થાપનાનો અવાજ

ગોળીબાર અંગે અમારામાં કોઈની વચ્ચે કંઈ તફાવત નથી. કોઈ પણ પક્ષની સરકારના ગોળીબારમાંથી ફૂલ નહીં, ૩૦૩ની ગોળીઓ જ છૂટે છે. ગમે તે રાજકીય પક્ષ હોય તો પણ તે ભારતની ધરતી પર ગોળીબાર નહીં કરી શકે. આ માટે આપણે લોકશાહી મૂલ્યોની સ્થાપના માટે આગળ વધવાનું છે. હાથીની માફક દેખાડવાના અને ચાવવાના દાંત જુદા હશે તે સંસ્થા ટકી નહિ શકે. જાગ્રત લોકો એને તોડી પાડશે. જનતા પરિષદ પણ બે મુખે વાત કરતી હશે તો તેય નહિ ચાલે.....'

જયંતિ દલાલના
એક ભાષણમાંથી

*

આપણા અભિપ્રાયો જુદા હોઈ શકે છે, નીતિ પણ જુદી હોઈ શકે છે. તો પણ સાથે રહીને સમજીબૂજીને કામ કરી શકીએ છીએ. પોતાનો મત કે નીતિ બળજબરીથી કે બંદૂકથી બીજા પર લાદવાનો કોઈને અધિકાર નથી...

પંડિત નેહરુ
(તા. ૧૫ ઑગસ્ટ, ૧૯૫૮)

---

અમને લાગે છે કે, શહીદોના સ્મારકના આ સવાલ ઉપર સરકારે ખોટી જક ઝાલી છે. અમે તો એટલી હદ સુધી માનીએ છીએ કે, પ્રજાની લાગણીને સમજીને સરકારે પોતે જ તેને અનુરૂપ સ્મારક માટે જનતા પરિષદ સાથે વાટાઘાટો કરી, સ્થળ કાઢી આપવું જોઈતું હતું. (અને એવો પ્રયત્ન ચીવટાઈપૂર્વક જનતા પરિષદે પણ કરવો જોઈતો હતો—સ્થળની જક કર્યા સિવાય, એમ પણ સૂચવી શકાય.)

પરંતુ એવું કશું કરવાને બદલે કાનૂનના ઓઠે સત્તાધારી કડક વલણ દાખવીને તો સરકારે ખોટું જ કર્યું છે.

### આંદોલનનો નવો તબક્કો

આ બધા છતાં, એક વાત વાતાવરણમાં વરતાઈ રહી છે કે, પ્રાથમિક આવેશનાં પરિણામો બબ્બેવાર જોયા પછી, આંદોલનના સંચાલકોએ વધુ દુરંદેશી ભર્યો પેંતરો નાખી, સરકાર સામે ત્રેવડો ભરડો ઊભો કર્યો છે.

* એક તો, છેલ્લા ૧૦ દિવસથી અમદાવાદની લડત શિસ્તબદ્ધ નાનકડા જૂથોમાં સત્યાગ્રહ રૂપે ચાલી રહી છે અને આગળ ધપી રહી છે.

* બીજી બાજુથી એક નવો કાનૂની ભરડો લેવાયો છે.

અમદાવાદ મ્યુનિ.માં નાગરિક પક્ષે સર્વાનુમતિથી (મેયર શ્રી ચીનુભાઈએ રાજીનામું આપ્યું અને બીજા કેટલાક ગેરહાજર રહ્યા એય એક રીતે સર્વાનુમતિની જ તરફેણનાં પગલાં ગણાય!) ઠરાવ કર્યો છે કે એક મહિનામાં વિકટોરિયા બાગમાં શહીદોનું સ્મારક ઊભું કરવું; અને જો જનતા પરિષદ કોંગ્રેસ હાઉસ સામે યા બીજે ગમે ત્યાં સ્મારક કરવાનો નિર્ણય કરે તો તેનેય છૂટ આપવી.

* ત્રીજી બાજુથી, સંયુક્ત મહારાષ્ટ્ર આંદોલનનો ભરડો આવી રહ્યો છે.

મુંબઈમાં પણ શહીદોનું (સંયુક્ત મહારાષ્ટ્ર લડતના અને ૧૯૪૨નાય) સ્મારક ફલોરા ફાઉન્ટન અને ગોવાલિયા ટેન્ક

આગળ કરવાની નેમ જાહેર થઈ છે; અને મુંબઈ મ્યુનિ. કોરપોરેશનમાં સંયુક્ત મહારાષ્ટ્રવાદી જૂથનું વર્ચસ્વ હોઈ આવો ઠરાવ કરવાનું શક્ય પણ છે.

આ છેલ્લો મુદ્દો મહત્ત્વનો છે : કેમ કે હવે, સંયુક્ત મહારાષ્ટ્ર અને મહાગુજરાત આંદોલન વચ્ચે એકતાનો પ્રથમ અંકોડો નખાઈ રહ્યો છે.

ટૂંકમાં, આ લડત હવે વિશાળ પાયા ઉપર શાંત અને કાનૂની તબક્કા પર જઈ રહી જણાય છે. ત્યારે, મુંબઈ સરકારે અમદાવાદમાં કૉંગ્રેસ હાઉસ કે તેની આજુબાજુના વિસ્તારમાં તથા મુંબઈમાં ફ્લોરા ફાઉન્ટન કે ગોવાલિયા ટૅન્કમાં સ્મારકો રચવા સામેય મનાઈ સંભળાવી દીધી છે. અમદાવાદમાં 'ટ્રાફિક–અડચણ'નું કારણ બતાવ્યું હતું. મુંબઈમાં એવું કશું કારણ બતાવી શકાય એમ ન હોવા છતાં મનાઈ હુકમ કર્યો છે!

આ પગલાં પછી, સરકારી નીતિ પ્રજાને ઉશ્કેરવાની અને ઉશ્કેરાયેલી પ્રજાને આવેશમય આંધળિયાં કરવાની હદે ધકેલી, મારવાની બની રહી જણાય છે. અને એવી છાપ પડે છે કે,

○ અમદાવાદમાં કૉંગ્રેસ હાઉસ સામે, કૉંગ્રેસી આગેવાનોની હાજરીમાં, કૉંગ્રેસી સરકારની બંદૂકોએ ઠાર કરેલાઓનું સ્મારક રચાય એમાં કૉંગ્રેસ અને સરકારને નીચું જોવા જેવું લાગે છે!

○ મુંબઈમાં જાહેર પ્રજા સદાકાળ જોયા કરે, ને ફરી ફરી યાદ કરે એની શરમને કારણે જાહેર જગાએ સ્મારકની મનાઈ થઈ રહી છે!

## ૨

## લોકશાહીનું સ્વરૂપ

આ તમામ બનાવોનું અવલોકન કરતાં તથા આ અને આવાં અનેક આંદોલનોનો તાગ લેતાં એક સત્ય અત્યંત સ્પષ્ટ રૂપે અને ચોંકાવનારી હદે ખુલ્લું થાય છે કે—આવી લડતોનો અને તેના સરકાર તરફથી થતા પ્રતિકારોનો દેખાવ ઘણો બધો છેતરામણો હોય છે.

* આ અને આવાં આંદોલનોમાં પ્રજા પક્ષે ઘણી વાર લોકશાહી તત્ત્વ, અન્યાય સામે માથું ઉંચકવાની તમન્ના હોવા છતાં, મુખ્યતઃ તેમનો ઉપયોગ સત્તાધારી પક્ષ સામેના વિરોધપક્ષોના મોરચા પૂરતો જ થઈ રહ્યો હોય છે.

* અને સરકાર અને સરકારપક્ષ બહુધા લોકશાહી તત્ત્વ જોવાને બદલે પોતાની પ્રતિષ્ઠા, કાનૂનની પ્રતિષ્ઠા અને સામા વિરોધપક્ષની નબળાઈ ઉપર જ લક્ષ એકાગ્ર કરીને તેમને પાઠ શીખવવાનું વર્તન કરતાં હોય છે.

ટૂંકમાં વિકૃત પક્ષાપક્ષીમાંથી ઝેર પ્રગટે છે.

આ સ્થળે આપણે વર્તમાન લોકશાહીના સ્વરૂપનો વિચાર કરવા જેવો છે—

૧. આજની લોકશાહીના સ્થંભો પક્ષો છે

૨. અને પક્ષસત્તાનો આધાર કેવળ બહુમતી છે. (ઘણી વખતે કોઈ પણ એક પક્ષની ચોખ્ખી બહુમતી હોતી નથી; પરંતુ, કાં તો બીજા કોઈ પણ પક્ષ કરતાં વધુ મત હોય તેથી, અથવા બીજા પક્ષો સાથે લગભગ તકવાદી રીતે એકત્ર થઈ, બહુમતી ઊભી કરી સત્તાની ધુરા હાથમાં લે છે; તો વળી ક્યાંક દા. ત. કેરલાની કમ્યુનિસ્ટ સરકાર બેત્રણ બેઠકો પૂરતી નામની બહુમતી ધરાવે છે.)

૩. વળી મતદારોનો સીધો કાબૂ, એક વાર પ્રતિનિધિઓને ચૂંટયા પછી, કશો જ રહેતો નથી.

૪. અને બે ચૂંટણી દરમ્યાન સત્તાધારી પક્ષ યા વિરોધપક્ષના આગેવાનો ગમે તે રીતે વર્તે, તેઓ મતદારોની ઇચ્છા મુજબ જ વર્તતા હોવાનો દાવો કરે છે. તે એટલી હદે કે સત્તાધારી પક્ષ વરસો સુધી 'કટોકટી'ને નામે 'ઑર્ડિનન્સ રાજ' ચલાવી શકે, ચૂંટણીઓ મુલ્તવી રાખી શકે; અને 'અટકાયતી ધારા' નીચે કશા કેસ વિના ગમે તેટલી ગિરફતારીઓ કરી શકે.

૫. એકવાર પ્રતિનિધિને ચૂંટયા પછી 'પાછા બોલાવવાનો' અથવા 'રેફરેન્ડમ' અને 'પ્લેબિસાઇટ' દ્વારા નિયંત્રણ મૂકવાનો કોઇ અધિકાર મતદારોને હોતો નથી.

૬. મોટે ભાગે ચૂંટણીઓ અમુક રાજકીય કાર્યક્રમ ઉપર થતી હોય છે; પરંતુ સર્વસાધારણ રીતે જોતાં, આજે તો સ્થિતિ એવી છે કે સૌ પક્ષો સમાજવાદ અને જનકલ્યાણનું ધ્યેય રજૂ કરતાં હોય છે. એટલે કેવળ ચૂંટણીના ઢંઢેરા કે ખરડા ઉપરથી પ્રગતિશીલ અને પ્રત્યાઘાતીપણાનો નિર્ણય કરવો પણ મુશ્કેલ હોય છે. પ્રજાને વધુ વીગતે જાણકારી હોતી નથી; ને અનુભવ તો જૂજ હોય.

૭. સત્તા પર આવ્યા બાદ, ચૂંટણી પૂરતા ફુગાવેલા ઢંઢેરાનો અમલ કરવાનું સત્તાધારી પક્ષ માટે મોટે ભાગે મુશ્કેલ નીવડે છે; અને વિરોધપક્ષને માટે તેના ઉપર વિરોધ જગાવવાનું સરળ થાય છે. પરંતુ બેમાંથી કોઈ એ ઢંઢેરાનો

અમલ કરી શકે એવી સ્થિતિમાં (દાવો કરવા છતાં) હોતા નથી.

૮. કેવળ 'બહુમતી' સરકાર સામે વિરોધપક્ષોનો ફાળો નહિ જેવો બની જાય છે; અને તેમની રીતિનીતિ ગમે તે નામે ને બહાને વિરોધ કરી, સત્તાધારી પક્ષને મુશ્કેલીમાં મૂકી દેવાની જ રહે છે. (કોંગ્રેસી રાજ્યો અને કેરલામાંય આવો જ ઘાટ દેખાય છે!)

૯. આ બધાંને કારણે બધા પક્ષો માટે એન કેન પ્રકારે ચૂંટણીઓમાં વિજયી નીવડવું, બહુમતી મેળવવી, સત્તા પ્રાપ્ત કરવી એ જ એક માત્ર ધ્યેય બની રહે છે.

## સત્તાનું વિષવર્તુળ

પોતાને વ્યવહારુ આદર્શવાદી માનનારા પણ ભયંકર વિષવર્તુલ રચે છે—

—આદર્શો, કાર્યક્રમો અમલી બનાવવા ચૂંટણી જીતવી જરૂરી છે.

—તો પછી, ચૂંટણીઓ જીતવા માટે જે કાંઈ કરવું પડે તે કરવું જરૂરી છે.

—ચૂંટણી જીતી સત્તામાં આવ્યા પછી વિરોધીઓને મહાત કરવા ને બીજી ચૂંટણી સુધી ટકી રહેવુંય એટલું જ જરૂરી છે.

પરિણામે, લાંબા કાળ લગી બિનલોકશાહી, બિનનૈતિક ધોરણે કામ કરતા રહી, સામા પક્ષોને લગભગ મહાત કરી, એકહથ્થુ સત્તા લાંબો સમય ચલાવ્યે રાખી, અંતે આદર્શોની સ્થાપના કરવાની, નૈતિકતાની સ્થાપના કરવાની, લોકશાહીની સ્થાપના કરવાની અભિલાષાઓ સેવવાની!

**ટૂંકમાં પ્રથમ સત્તા, પછી સત્તા અને છેવટે સત્તા!**

આવી પક્ષાંધતામાં 'ડેમોક્રસી'નું સ્થાન 'ડેમેગોગી' બહુ સહેલાઈથી પચાવી લે છે. ઊંચા આદર્શોની વાતો, વિરોધીઓ સાથે કઠોર વર્તાવ, લોકોને તત્કાલ ગમી જાય તેવાં તકવાદી લાપશે, બેવડાં ધોરણો—સામાને માટે એક, પોતાને માટે બીજાં...

અને 'રાજકારણમાં તો ગંદવાડ હોય જ' એવો અભિપ્રાય કાર્યકરો અને પ્રજામાં ધીમેધીમે ઘર કરી બેસે છે. પરિણામે રાજકારણનેય નૈતિક મૂલ્યોથી ચકાસવાની વૃત્તિ જ લગભગ નાશ પામે છે.

લોકશાહીની નિષ્ફળતા અથવા અશક્યતાની ભાવના નાગરિકોનો પોતામાંનો જ વિશ્વાસ ઉઠાવી દે છે — પોતે ખરેખર કંઈ જ કરી શકનાર નથી, એવી હતાશા તેમને ઊલટા ઉદાસી અને નિષ્ક્રિય બનાવી મૂકે છે!

એક હથ્થુ સરમુખત્યારી સત્તા માટે આવું વાતાવરણ ખૂબ જ અનુકૂળ ને પોષક બની જાય છે. આ જેવું તેવું ભયંકર પરિણામ નથી.

૩

## લોકશાહીની નવી ભૂમિકા

આજની પક્ષીય લોકશાહીમા આવી પરિસ્થિતિ પ્રવર્તે છે; એનો અર્થ એ નથી કે નૈતિકતાની સ્પૃહા કરનારે રાજકારણથી દૂર રહેવું, અગર રાજકારણને માર્ગે જનારે નૈતિકતાને છેલ્લી સલામ ભરી દેવી રહે છે.

* રાજકારણ + નૈતિકતા = સાચી લોકશાહી. આ સત્ય ભલે પક્ષો જલ્દી ન સ્વીકારે, ને સ્વીકારે તોય અમલમાં ન મૂકે. પરંતુ માર્ગ આ એક જ છે: લોકોનું લોકશાહી શિક્ષણ જ આ પરિસ્થિતિમાથી પાર્ટીઓને છોડાવી શકશે.

* આમાં પક્ષો એટલે કે સામુહિક સંગઠનશક્તિનો ઇન્કાર નથી; પરંતુ પક્ષીય રાજકારણને આજની સંકુચિત ભાગલાવાદી, વિદ્વેષશીલ અને સ્વાર્થસાધુ તકવાદની પકડમાંથી મુક્તિ અપાવવાનો જ હેતુ છે.

* આજનું કર્તવ્ય આજ લગીની લોકશાહીની સિદ્ધિઓનો ઇન્કાર કરવામાં નથી, તેમને માનવીય નૈતિક મૂલ્યો આપવામાં રહેલું છે.

* આવી પક્ષરહિત નૈતિક શક્તિ દ્વારા જ જનતા પર અને સરકાર પર દરેક ક્ષેત્રે વૈચારિક-નૈતિક વર્ચસ્વ રહી શકશે, જેની અસર ચૂંટણીઓ પર, આંદોલનો પર, સરકારી કામગીરી ઉપર રહેશે.

ચૂંટણીઓમાં પક્ષની છાપ જોઈ મતદાન કરવા કરતા વ્યક્તિની લાયકાત અને નિષ્ઠા, આંદોલનોમાં સૂત્રો કરતાં સહકારી ભાવના, અને સરકારી કામગીરીમાં નોકરશાહી નિર્ણયોને સ્થાને પ્રજામતાનુસારી સેવા મુખ્ય બની શકશે.

* સમસ્યા નવાં સંગઠનો—નવી પાર્ટી સ્થાપવાની નથી. સમસ્યા જે કોઈ સંગઠનો, પાર્ટીઓ અને સરકાર અસ્તિત્વમા હોય તેમની વચ્ચેના સંબંધો સહકારી લોકશાહી ધોરણે સચવાય તેવું નૈતિક વાતાવરણ પેદા કરવાની અને સતત

જાગ્રતપણે જાળવવાની છે. બલ્કે આ સતત જાગ્રતિનો સૌનો કાર્યક્રમ છે.

આજની પક્ષીય શિરત, પક્ષીય સંકુચિતતા, જડતા અને તકવાદને સ્થાને પરસ્પર પૂરક, પરસ્પર સહાયક સહકારી ભાવના સ્થાપવાનો આમાં આગ્રહ છે. આવી લોકશાહીમાં ૫૧-૪૯ની બહુમતીને સ્થાને અતિશય મોટી બહુમતીથી મોટા ભાગનાં કાર્યો, આંદોલનો અને નિર્ણયો સંચાલિત થાય એ જ સ્વાભાવિક ગણાશે.

આ વિચાર પક્ષો અંગે રૂઢ થઈ ગયેલી માન્યતાને ખૂંચશે; પરંતુ સમૂહોની શક્તિનો આમાં ઇન્કાર નથી; બલ્કે તેને પોષક છે.

આ દૃષ્ટિ સ્વીકારાય તોય, કોઈ તત્કાલ રામબાણ ઇલાજ કે કોઈ જાદુઈ જડીબુટ્ટી યા ઇલ્મ-નુસખાની ભ્રમણામાં રહ્યા વિના, જો નીચેના મુદ્દાઓ ઉપર લોકમત કેળવવાનું પ્રાથમિક કાર્ય આરંભાય તો અમને લાગે છે કે, બીજું કાંઈ નહિ તોય, રાજકારણમાં નૈતિકતા માટેની આટલી ભૂમિકા તો ઊભી થશે જ—

૧. કોઈ પણ સામાજિક-રાજકીય આંદોલન દરમ્યાન કોઈ પણ પક્ષ યા જૂથ, ગમે તેવી ઉશ્કેરણી છતાં, હિંસક ઉપાયો ન લે; એટલું જ નહિ પણ, ભાંગફોડ, આગ, તોફાનો, લૂંટ જેવાં કૃત્યો કરનાર સમાજવિરોધી તત્ત્વોને (પછી તે પોતાના પક્ષના હો યા ગમે તે) સહી ન લે; અને જાતે જ ખુલ્લા પાડી, અળગા કરે.

૨. કોઈ પણ પ્રકારના સામાજિક-રાજકીય આંદોલન દરમ્યાન, નાગરિકો તરફથી તોફાનો થવાની સ્થિતિમાંય, સરકાર બંદૂકબાજીનો આશરો તો હરગીઝ ન જ લે; અને બિન-નાગરિક ગુંડાતત્ત્વો તેમાં ભળેલાં હોવાની ખાતરી થાય ને ગોળીબાર કરવામાં આવે તોય, તત્કાલ તેની નિષ્પક્ષ તપાસ જાહેર કર્યા વિના ન જ રહે.

૩. ઉપરના કિસ્સાઓમાં સરકાર કે પ્રજા તરફથી હિંસાનો આશરો લેવાય ત્યારે, કેવળ લોકજાગ્રતિ દ્વારા જ પરિવર્તનમાં વિશ્વાસ ધરાવનારા નાગરિકો, બને તેટલા સામુહિક રીતે સરકારી અને પ્રજાકીય હિંસાની વચ્ચે જાનના જોખમે, આડ બની ઊભા રહે.

આ અશક્ય નથી—અત્યંત મુશ્કેલ હોવા છતાં. કેમ કે, કેવળ પક્ષરહિત નાગરિકો જ નહિ, તમામ પક્ષોમાંથીય કેટલાક જાગ્રત કાર્યકરો હવે આ માર્ગને આવકારે એવી પરિસ્થિતિ પાકી ગઈ છે.* [ તા. ૨૭-૮-'૫૮

* આનંદની વાત એ છે કે, તાજેતરનાં તોફાનો દરમ્યાન, અમદાવાદ-વડોદરા વગેરે સ્થળે મહાન-સેવકો, અને કેટલાક જનતા પક્ષીઓ સુદ્ધાં જોખમ વહોરી શાંતિ-સ્થાપના અર્થે નીકળી પડ્યા હતા; એમની અંશતઃ સફળતાએ પણ સારું એવું વાતાવરણ સર્જ્યું જણાય છે.

## આ સમાજવાદી નૈતિકતા નથી

"જાહેર જીવનની એ કઈ જાતની રાજકીય નૈતિકતા છે કે જ્યાં વિરોધી મત-વિચારકોને દબાવી દેવા ઉપરાંત, એમની આજીવિકાય ખરેખાત છિનવાઈ જાય એવી સજા ફટકારવામાં આવતી હોય; જ્યાં વિરોધી મત-વિચારકોને 'ખુદ બંધારણમાં જાહેર કરેલા માનવીય અને નાગરિક હક્કોની બેશરમ અવહેલના કરીને સમાજમાંથી બહિષ્કૃત કરવામાં આવતા હોય; જ્યાં સત્તાધારી રાજકીય વલણ સામે સૈદ્ધાન્તિક રીતે માથું ઉંચકનારાને તેમના વ્યવસાયોથી વંચિત બનાવવામાં આવતા હોય...

"જ્યાં 'વૈચારિક સંઘર્ષ' આવાં હીન હથિયારો વડે ચલાવાતો હોય, જ્યાં સ્વાધીનતા વિરોધી જુઠાણાં વહેતાં મૂકવામાં આવતાં હોય, અને સાથોસાથ સ્વાધીનતાના વીર યોદ્ધાઓને રોજિંદા જીવનની જરૂરિયાતોથીય બાકાત બનાવવામાં આવતા હોય ત્યાં જાહેર જીવનની નૈતિકતાની વાતો સત્તાધારીઓના મોઢામાં શોભે છે ખરી ?

આ સમાજવાદી નૈતિકતા નથી. બલ્કે આ તો વર્તમાન યુગી 'ગ્રપંચવાદ' છે...

[ હંગેરીમાં તાજેતરમાં ફાંસીએ ચઢાવવામાં આવેલ માજી વડા પ્રધાન ઇમ્રે નાગના શબ્દોઃ ૧૯૫૫ ]

સુધારોઃ—

અંક ૮ ( પા. ૪૪૦ ) ૧લી લીટીમાં કૌંસમાં ( અફગાનિસ્તાન ) છે, ત્યાં ( તુર્કસ્તાન ) વાંચવું.

## આ શ્રાવણ છે !

આષાઢ ગયો;
આ શ્રાવણ છે !
આ છેડેથી પેલે છેડે,
નભમાં બસ વાદળે વાદળ છે !
કાળાં ભમ્મર
ઊંચે ઊંચે જળદોષ ભરેલાં વાદળ છે !
પણ ધરતી પર
હું વસી રહ્યો એ ધરતી પર,
સહેવાય નહીં
કહેવાય નહીં,
ઘર કે ઘરબ્હાર બધે એવો
ઉકળાટ જ છે ! ઉકળાટ જ છે !
આ હરિયાળીનું આંખોમાં
અંજન અર ખાલી ખાલી છે !
ફફડાટ કરું છું; પાંખોનાં
ઊડણ પણ ખાલી ખાલી છે !
ક્યાં સૂરજ છે ?
દિનરાત અહીં તો વ્યાકુલ કરતી
ઢાંકી ભરી છાંય જ છે !
ને નિજનું જેને જીવન નથી,
એ પવન નથી !
છે કેવલ, આજે કેવલ ઝરતી
આ પરસેવે ન્હાય જ છે !
ગુંગળામણ છે !
આકાશ મહીં જળનાં ઝુમ્મર
મદભર ઝૂલે અદ્ધર અદ્ધર;
ફરતાંય નથી !
ખરતાંય નથી !
આજે જાણે એનાં રસધર
અંતર પણ ખાલી ખાલી છે !

આ ગોળી-ગાગર-સરવરમાં
ક્યાં અષાઢથી ટાઢક છે ?
આ પ્હેલાં માણી શ્રાવણમાં
ક્યાં આજે એવી છાલક છે ?
શી વાત કરું ?
આ ધરતી પર હું જ્યાંય ફરું
કે નજર કરું,
ત્યાં દબાયલી
કાં નિષ્ફળ શ્રમથી કદાયલી,
અકળામણ છે ! અકળામણ છે !

પણ અંદરથી
રે, મથી મથી
પડકાર રહ્યો ઝંકારી, એ હું સ્પષ્ટ લહું :
તેથી જ કહું :
ગુંગળામણ છે ! અકળામણ છે !
અથડામણ છે !
નવસર્જનના પગરણનું એ એંધાણ જ છે !
નિઃશ્વાસભરી આ ધરતીને
કણકણ પાણું સંગીત થશે !
અણુએ અણુએ
કિલ્લોલ થશે ! કિલ્લોલ થશે !
છે વાર નહીં,—
આ ગાઢ થતી વ્યાકુલતાની મરુભોમ થકી
શીળી શીળી લહરી ઊડશે !
રસસેર અખંડ ફરી ફૂટશે !
આખર આ કંઈ વૈશાખ નથી !
ઊંચે ઊંચે,
પણ વાદળ છે; કંઈ રાખ નથી !
ન્યોચ્છાવર થૈ જાણે એવો મહેરામણ છે;
આ શ્રાવણ છે ! આ શ્રાવણ છે !

—હસિત બૂચ

## મારા પવિત્ર પ્યારના બદલામાં—

[ તર્જ ]

મારા પવિત્ર પ્યારના બદલામાં
કોણ રખડાવે છે કાન્તા રે ?
આખો રસ્તો અજાણ્યો શા ખપનો ?
પ્યારી ભૂમિમા થોડી જગા બસ છે,
પ્યારી ભૂમિમાં થોડી જગા,
મોરી કાન્તા રે !

પરનગ, પરાયા મહોલ્લામાં,
જ્યાં ઊતર્યો છું હું અત્યારે,
ત્યારે કોણ મારા મનમાં આવે ?
અને ખટકો કોના દિલને ડંખે
વારંવારે ?

મારા એક જ અશ્રુના દરિયામા
લાખ લાખ હોડી જે હંકારે ?
નહીં જાણું ડૂબી ત્યમ જાણું તરી
છતા હો જિંદગી આનંદભરી
એના આધારે !

—પતીલ

## જિન્દગી જોઈ લીધી

મેં જિન્દગી જોઈ લીધી.
અમરતપિયાલી વિષકટોરી એક સાથે પી લીધી !
મેં જિન્દગી જોઈ લીધી.
મેઘઆચ્છાદિત ઝૂકેલું ગગન જોયું,
ને ધરાનું તપ્ત આતુર વદન જોયું.
તૃપ્ત કરવાની, થવાની મેં તરસ જોઈ લીધી.
મેં જિન્દગી જોઈ લીધી.
ખીલતા ફૂલનો હૃદયઆનંદ જોયો,
મ્લાન કરમાતા કુસુમનો રંગ જોયો.
મેં લીલા અનિવાર્ય નિયતિક્રમ તણી જોઈ લીધી.
મેં જિન્દગી જોઈ લીધી.
પંકમાંથી ઊર્ધ્વ ઊઠતું પદ્મ જોયું,
ને ધરાતલથી ગગનની મેર વધતું સદ્મ* જોયું
આકૂડા ઉત્કર્ષની અંતરઅભીપ્સા જોઈ લીધી
જિન્દગી મેં જોઈ લીધી.

—જયન્ત પાઠક

## વેદનાની નહિ વાત

કોઈની નથી કરવી પિછાન, બાંધવો નથી નાતો;
મૂગે મોઢે ઝુરવી જવી: વેદનાની નહિ વાતો.
હાથ આપું જ્યાં હેતથી ત્યાં તો લઈને એ હડસેલે;
વ્યર્થ તો પછી દોડવું શાને ઝાંઝવા કેરા જલે ?
ફૂલ ઝરે નવ સુરભિ ને જો ગાય ન ઝરણુ ગીત;
તો પછી કો અદીઠ તારે માંડવી શાને મીટ ?
કોઈ નો પરિચય ને પછી પ્રીતના આછા ભાવ—
પ્રકટે ત્યાં તો શમના: મારી રણમાં જાણે નાવ !
કોઈની નહિ કરવી પિછાન, બાંધવો નહિ નેહ:
વેદનાની નહિ વાત ભલેને ભીતર જલે ચેહ !

—સુરેશ દલાલ

## આજ

આજ અનેરી આંખમાં તારી આભ મેં જોયું.
એહનાં અતલ કૈંક ઊંડાણો ખોળતાં મારું ઉર મેં ખોયું
ઉરના તારા મૂક બપૈયાને ગુંજવાં ' પિયુ 'ગીત,
મૌનના ભારે તોય મૂંઝાણું ! પ્રીતની કેવી રીત !
મેઘધનુના રંગ પરે અલી, ભમતું મારું મનડું મોહ્યું !
દૂર ગોરંભે મેઘ આષાઢી : ઝમતી ધીમી ધાર
નમણાં તારાં નેણુ પરે એનો આવડો તે શો ભાર ?
અંગની ધરા મ્હેંકતી ભીની : ફૂલને તો બસ ફોરવું રહ્યું

—અનિરુદ્ધ બ્રહ્મભટ્ટ

* મંદિર.

## ગાંધી વિચાર

આયુષ્ય કંઈ ટૂંકું નથી,
પાંગરે ના તોય, કાં ગાંધીવિચાર ?
કેટલું પાણી સીંચાયું મૂળિયે !
તોય, 'મીઠાં ફળ અરે, લાગ્યાં નહીં' !
છે હજીયે રાષ્ટ્રનું ધખતું શરીર
છાંયડા માટે સતત તલખી રહ્યું.

વાસ્તવમાં કેટલોયે છે વિરાટ !
વર્તને વરતાય કેવો વામણો !

આયુષ્યમાં મોટાં છતાંયે
વામણાં બહુ વૃક્ષ
ફળ અને છાયા વિનાનાં
દેખવા, દેખાડવા માટે ફક્ત
જાપાનનાં ઘરમાં રહે છે.
એમ શું ઊછરે અહીં ગાંધીવિચાર ?

—રતિલાલ—અનિલ

## હે સ્નેહ-સરિતા

શૈલ-હૈયેથી વહે છે કે કમળની પાસથી ?
હે સ્નેહ-સરિતા,
તું શૈલજા છે કે સરોજા ?

કેટલીક સરિતા પર્વતમાંથી નીકળી વહે છે, કેટલીક કમળો-વાળા સરોવરમાંથી. તે ઉપરથી શૈલજા-સરોજા નામો કાકાસાહેબ: વાપરે છે ખરા.

## લવાદ

કદીક પરશુરામ પાસ, કદી બુદ્ધ કને !
મનુષ્ય ન્યાયને માટે લવાદ બદલે છે ! !

## હાથપગ જોઈને કોઢ માગનાર

સમાજ ક્યાં મને પોતાનું અંગ સમજે છે ?
શરીર પૂર્ણ મળ્યું, પણ અપંગ સમજે છે !

—રતિલાલ-અનિલ

## હવા

દિલ કી હર ચિન્ગારી કો સુલગા રહી હૈ
આજ કૈસી હૈ યહ હવા મેરે શહર કી ?
શાયદ તુમ્હારા શહર છૂ કર આયી હૈ !

હર સાઁસ ઇસ કે હોઠોં કા ચૈન હૈ
જિસ રાહ સે મુહબ્બત ગુજરી હો કભી
શાયદ ઉસી રાહ સે હોકર આયી હૈ !

ખાલી ભી હૈ ઔર ભરપૂર ભી હૈ
કુછ ઐસે દિખાઈ દેતી હૈ કિ જૈસે
ફિર તેરી દહલીજ[1] પે ઠહર કર આયી હૈ !

વૈસે તો સારી ઉમ્ર યૂઁ હી ગુજરી હૈ
પર આજ માલૂમ હોતા હૈ કિ મેરી તરહ
યહ મુહબ્બત કી બુલન્દી કો છૂકર આયી હૈ !

વક્ત કી હર તદબીર[2] કો યે આજમા ચુકી
અબ ઇસ તરહ નિઢાલ હૈ કિ જૈસે
આજ કહીં અકેલી બૈઠ કર રોકર આયી હૈ !

—અમૃતા પ્રીતમ

## વિશ્વયુદ્ધના ભયની અશાંત છાયામાં

મારો હૃદય-કલશોર,
ગૂહેકી રહ્યા છે મોર !
નોખી સમયની રાગણી,
દિલનું કુજન કંઈ ઓર !

## મુત્સદ્દીઓ સામે શાંતિની ચામડી ઓઢી ઊભેલું શીલ

આજ કૌરવ વીર (!),
ઢૂંઢયે મળે ના દ્રૌપદીનાં ચીર !
હાથ છે વ્યાકુળ-છતાં નિષ્ક્રિય;
નગ્નતા સામે ઊભી છે સ્થિર !

૧. ઉંબરો. ૨. કરતા

# રવીન્દ્ર–સાહિત્ય



[ ગુરુદેવની આ અંતિમ કવિતા છે: તા. ૩૦મી જુલાઈએ ગુરુદેવના શરીર પર શસ્ત્રક્રિયા થઈ અને તા. ૭મી ઑગસ્ટ, ૧૯૪૧ને દિને તેમણે દેહ છોડયો. ]

તારી સૃષ્ટિનો પથ કરી રાખ્યો છે આકીર્ણ તેં
વિચિત્ર છલના – જાલમાં
હે છલનામયી !
મિથ્યા વિશ્વાસની જાળ બિછાવી છે નિપુણ હાથે
સરલ જીવનમાં.
આ પ્રવંચના દ્વારા મહત્ત્વને કર્યું છે તેં ચિહ્નિત
એને માટે રહેવા ન દીધી ગુપ્તતા.

તારો જ્યોતિષ્ક એને
જે પથ દાખવે છે
એ જ તો છે એનો અંતરતમ પથ;
એ તો છે ચિર–સ્વચ્છ,
સહજ વિશ્વાસે
કર્યો છે એને ચિર–સમુજ્જ્વલ.
બાહ્યરૂપ ભલે હો કુટિલ, અંતરમાં એ ઋજુ
એ જ તો છે એનું ગૌરવ.
લોકો એને કહે છે 'વિડંબિત.'
સત્યને એ પામે છે
પોતાના પ્રકાશમાં, સ્વચ્છ અંતરે.
કશે ના શકાય છેતરી એને,
શેષ પુરસ્કાર લઈ જાય એ
પોતાના ભંડારમાં.

અનાયાસ જે સહી લે છે છલના
પામે છે એ તારે હાથ
શાંતિનો અક્ષય અધિકાર.

૩૦ જુલાઈ ૧૯૪૧ — અનુ.: ભોગીલાલ ગાંધી

[ પોતાની કલ્પનાના 'અમરકવિ'ને સંબોધેલું ગુરુદેવનું આ કાવ્ય, આજે આપણે ગુરુદેવને સંબોધી કૃતાર્થ થઈએ. ]

તમનેય હતાં ના શું સુખ અને દુઃખ,
આશાનિરાશાનાં દ્વંદ્વ અમારી જ જેમ
હે અમર કવિ ? હતાં ના શું અનુક્ષણ
રાજસભાષડયંત્ર ને ગુપ્ત આઘાત ?
ક્યારેય સહ્યા ના તમે અપમાનભાર,
અનાદર, અવિશ્વાસ, દુઃસહ અન્યાય,
અભાવ કઠોર ક્રૂર ?– નિદ્રાહીન રાત
ગાળી ના શું વક્ષ પરે મૂકી શિલાભાર ?

તોય એ સર્વથી ઊર્ધ્વે નિર્લિપ્ત નિર્મલ
ખીલી ઊઠયું કાવ્ય તવ–સૌંદર્યકમલ
આનંદના સૂર્યકરે; નહીં એમાં ક્યાંય
દુઃખદૈન્ય દુર્દિનનું ચિહ્નયે દેખાય.
જીવનમન્થન વિષ પોતે કરી પાન
અમૃત ઊકટયું તેનું તમે કર્યું દાન.

ચૈતાલિ — અનુ.: સુરેશ જોષી

રૂપ–નારાયણને તીરે
જાગી ઊઠ્યો હું
જાણ્યું મેં આ જગત
સ્વપ્ન નથી.
રક્તના અક્ષરે જોયું
પોતાનું રૂપ,
પરિચય પામ્યો પોતાનો
આઘાતે આઘાતે
વેદના–વેદનાએ
સત્ય છે કઠોર.
કઠોર થકી કરી પ્રીતિ
એ કદી ન જાય છેતરી.

આમૃત્યુ દુઃખ–તપસ્યા છે આ જીવન
સત્યનાં દારૂણ મૂલ્યની પ્રાપ્તિ કાજે
મૃત્યુનું સકળ ઋણ ચૂકવી દેવા માટે.

૧૩–૫–૧૯૪૧
શેષલેખા — અનુ.: ભોગીલાલ ગાંધી

[ વિશ્વમાનવ: સપ્ટેમ્બર '૫૯ ]

—ગુલામ મોહમ્મદ શેખ

હજાર બર્ક ગિરે, લાખ આંધિયાં ઊઠે
વો ફૂલ ખિલકે રહેંગે જો ખિલને વાલે હૈં!





કેટલાક લોકો કલાકારો-કવિઓને આર્ષદ્રષ્ટા કહે છે. બીજી રીતે કહીએ તો એમ થાય કે એ લોકો પોતાના સમયના વિચારપ્રવાહથી હમેશાં એક ડગલું આગળ ચાલતા હોય છે. આમ તો કલાકારોને એ બહુ મોટું બિરુદ મળ્યું કહેવાય. પણ અફસોસ એ બાબતનો રહે છે કે એ બિરુદ-માન કે ગૌરવ ધારણ કરવા લગીની ઘડી સુધી બહુ ઓછા કલાકારો જીવિત રહી શક્યા છે.

પેલો રેન્વા ( Renoir ) ઘર છોડીને ધોબણોનાં ચિત્ર કરવા ગયો અને પોલ- ગોગાં( Paul Gaugin )ને તો સમાજે દૂર દૂર તાહિતિ-ટાપુઓ સુધી તગડી મૂક્યો ( અત્યારે ભલે મોંમાગ્યાં દામે એનો નજીવો સ્કેચ ખરીદવા પણ પડાપડી થતી હોય! ). રોટલીના બદલામાં ફ્રાન્સ હાલ્સે ( અત્યારે મોંઘામૂલાં મનાતાં ) ચિત્રો દોર્યાં-અને રુઓ ( Rouault ) એના જીવનની વસંતે માલિકે આપેલ ટપાલ પહોંચાડવા ગાડીની પાછળ એક માઈલ દોડી-ગાડીભાડાના પૈસા બચાવી તેમાંથી ચિતરવાનાં સાધનો ખરીદતો...! અને પેલો રેમ્બ્રાં—?

ભરાવદાર છતાં ભારેખમ શરીર અને ટૂંકા કદવાળો રેમ્બ્રાં—દુઃખ, અપમાન, નિરાશા, તિરસ્કાર અને નિષ્ફળતા-ઓને ઘોળી ઘોળીને પી જનારો મરજીવો કલાકાર—જીવનની છેલ્લી ઘડીએય યાતનામાં સબડતો હતો. લુવ્ર અને મેટ્રોપોલીટન મ્યૂઝિયમની જગ-ખ્યાત ગેલેરીઓમાં આજે એનાં ચિત્રો લટકે છે. એની ઢબે છબી દોરવા હજી ઘણાય ચિત્રકારો આકર્ષાય છે, એની અવકાશ રચના અને રંગયોજનાની સૂઝ આગળ ભલભલા કલાકારો અને વિવેચકો અદબથી માથું નમાવે છે. એનાં ચિત્રોનાં પ્રદર્શનો જગતભરમાં ઘૂમે છે અને બધેય આદર પ્રાપ્ત કરે છે...તે રેમ્બ્રાં આમ્સ્ટર્ડામના વેસ્ટચર્ચના કબ્રસ્તાનને એક ખૂણે એનાં બધાંય સ્વપ્નાંઓ અને મહેચ્છાઓની માટી ખડકીને સૂતો છે. એના બેફિકર સ્વભાવ જેવી જ એ માટી કોઈ પૂછનારાને દાદ નહિ આપતી હોય પણ એણે રંગી મારેલા છસો કેન્વાસ અને ત્રણસો ત્રાંબાની એચીંગ પ્લેટસ, તેમ જ હજારો રેખાંકનોમાંનો એક એક લપેડો તમને એની અનેક વાતો સંભળાવશે. નાચતોકૂદતો આવીને એક લપેડો કહેશે: 'જોયું-મારામાંનું રમતિયાળપણું?' બીજો જણાવશે: 'હું કેવો મજબૂત અને અસરકારક લાગું છું, નહિ કે?' તો ત્રીજો વળી કહેશે: 'હું તો આવડા મોટા ઘેરા રંગના સમૂહમાંથી ઊપસી આવીને કેવો તમારી કીકીઓને સ્પર્શી રહ્યો છું!' પણ બીજી જ પળે તમને કોરસગાન જેવો કરુણ સ્વર સંભળાશે: 'પણ અમારા સર્જકપિતા વિના તો અમે-ટ્યૂબમાં સંતાયેલા નિર્જીવ લોંદા જ હતા...'

એ રેમ્બ્રાં-એક ઘંટીવાળાનો દીકરો. બાપ અને બધા મોટેરાઓને દીકરાના ચિતરવાના અપલખણ પ્રત્યે ધ્રૂતરાજી. તોય એ તો સહુની ઉપરવટ થઈને યુનિવર્સિટીમાં જઈ વકીલ-ડૉક્ટર થવા કરતાં ચિત્રશાળામાં પહોંચી ગયો અને એ સમયે પણ તે કેવી વાતો કરતો!-અવકાશની, હવાની અને સ્વરૂપની. મોટેરા એનું કામ જોતા, છબી દોરાવતાય,

એનો દીકરો ટીટસ પણ પરણ્યા પછીના થોડાક જ મહિને ભરજુવાનીમાં સદાને માટે ચાલી નીકળ્યો.

રહી ગયો તે એક રેમ્બ્રાં જ. એના જીવનમાં મોત નહોતું. બીજાઓને-બધાંયને મરતાં જોવાનું અને જીરવવાનું આકરું કામ એને સોંપાયું હતું, અને કલાકારે પૂરી ઝિંદાદિલીથી એ પાર પાડ્યું. એણે જે કાંઈ મેળવ્યું તે રંગમાં હસવી રજૂ કર્યું અને જે કાંઈ ખોયું તે હૈયામાં ભારી રાખ્યું. એણે જે આલેખ્યું તેમાં પોતાનાં વ્યક્તિગત દુઃખો ગાવાની એણે ઝાઝી પરવા કરી નહિ. એણે તો રંગ અને અવકાશનું એક નવું જગત બાંધ્યું—જે જોનારને આનંદ પણ આપે. અને જે કાંઈ એણે ચીતર્યું તે અદ્ભુત ઊર્મિશીલતાથી. પીંછીએ એને પિછાણ્યો અને રંગોએ એને પ્રગટ કરી, અને બન્નેએ ભેગાં મળીને કલાકારને પોતાના જીવન સમી કઠોરતા બદલામાં આપી. જેને લીધે કલાકાર બધું ભૂલીને બાકીય ઉપાધિઓ સામે કઠોર થઈ બેઠો. પીંછીના સાહચર્યમાં એને બાહ્ય જીવનની એકેય ઉપાધિ સ્પર્શી શકી નહિ; સ્પર્શી તો હરાવી શકી નહિ. અને એ એમને એમ ઝૂઝતો, આપત્તિઓ હઠાવતો અડીખમ ઊભો રહ્યો.

બીજુંય મકાન એને ભાડું વધારે પડવાને લીધે નાછૂટકે ફેરવવું પડ્યું-જ્યાં એને કામ કરવા માટે જરાય સગવડ નહોતી. છતાં એ હિંમત ન હાર્યો અને જીવનના એક માત્ર આધાર જેવી સર્જનલીલાને છોડી નહિ અને એ અતિશય કામને લીધે જ એ ભાંગ્યો, મન કે હૃદય તો ગમે તેવા ઝંઝાવાતો સામેય ટક્કર ઝીલે તેવાં હતાં પણ શરીરે સાથ ન આપ્યો અને આખરે કલાકાર પડ્યો.

મૃત્યુ પહેલાં એણે પોતાના એક સંબંધીને બાઇબલમાંથી જીનેસીસમાંની જેકોબની વાત વાંચવાની કહી—એ જેકોબ, કે જે દેવ સાથે લડ્યો હતો. સંબંધીએ વાંચ્યું:

'અને જેકોબને એકલો છોડવામાં આવ્યો. અને તેની સાથે સૂર્યાસ્ત સુધી એક માણસ લડ્યો.

'છેવટે જેકોબ જોયું તો એના સાથળનો સાંધો તૂટી ગયો હતો. એટલે તેણે કહ્યું કે હવે સૂર્યાસ્ત થયો છે મને જવા દો. તેને કહેવામાં આવ્યું કે તે જ્યાં સુધી આશીષ નહિ આપે ત્યાં સુધી એને છોડવામાં નહિ આવે. પછી એનું નામ પૂછવામાં આવ્યું. જવાબ મળ્યો 'જેકોબ' 'અને તેણે કહ્યું—'હવેથી તું જેકોબ નહિ; પણ ઈઝરાએલ કહેવાશે ..'

માંદા રેમ્બ્રાંની રગોમાં જાણે કે પેગમ્બર ઈઝરાએલનો પ્રાણનો સંચાર થયો અને એણે ઉપરની વાત ગોખી નાખી હોય તેમ એ વાક્યે વાક્ય દોહરાવવા લાગ્યો. પછી ઈશ્વરે કહેલું છેલ્લું વાક્ય આવતાં એ બોલ્યો: 'હવેથી તું જેકોબ નહિ, પણ રેમ્બ્રાં કહેવાશે...'

સોળસો ઓગણસિત્તેરની ચોથી ઑક્ટોબરે એ મરી ગયો. એણે જીવનભર તો સહી શકાય તેટલું સહ્યું- પણ મૃત્યુ પછીય વિધિની ક્રૂરતાએ એનો પીછો છોડ્યો નહતો. એને દફનાવવા માટે એના સંબંધીઓ (દીકરી કોર્નેલીઆ અને પુત્રવધૂ મેગ્દાલેના) પાસે પૂરતા પૈસા પણ નહોતા. પણ ત્યારે રેમ્બ્રાંની આંખો મીંચાઈ ગઈ હતી. હવે એને એવું બધું જોવાનું નહોતું...એનાં ચિત્રોને એના જ કેટલાક વિદ્યાર્થીઓએ (અણુસમજુ આલેકો તો ઠીક) પણ અત્યંત હીનકક્ષાના નમૂનાઓ તરીકે વર્ણવ્યાં-પણ એ સાંભળવા રેમ્બ્રાંની કર્ણેન્દ્રિય જાગૃત નહોતી; એનાં ચિત્રોને નજીવી કિંમતે ખરીદવાય કોઈ તૈયાર થતું નહોતું, પણ ત્યારે એના દેહને રોજીની જરૂર નહોતી. સમાજના જુલમો, સિતમ અને પજવણીઓથી ખવાઈ ખવાઈ ને ચાળણી જેવો થઈ ગયેલો એનો દેહ હવે માટી ખાઈ રહ્યો હતો. જીવતાં અને મર્યા બાદ પણ એ પૂરેપૂરો કામ આવી ગયો હતો...

આજે આપણે એનાં ચિત્રોનાં પ્રદર્શનો ભરીએ છીએ. એની છાયાપ્રકાશની અને રંગરચનાની માંડણી પર વારી જઈએ છીએ. એની અનુભૂતિઓને સમજી શકવાની થોડી ઘણી લાયકાત ધરાવવાની હિંમત કરીએ છીએ. ત્યારે દૂર દૂર આમ્સ્ટર્ડામના ખૂણે પડેલા વેસ્ટચર્ચના કબ્રસ્તાનની કોઈ એક કબરની માટીમાં આજે બસો વરસ પછીય સંતોષનાં-સ્મિતનાં ફૂલ ઊગતાં હશે કે નહિ એવી લાગણી સહજ જ થઈ આવે છે—ન જાણે!

# હાથીપગો

—રાધેશ્યામ શર્મા

બપોર પણ આળસુની જેમ, જાણે તસુએ ખસવાની ઇચ્છા ના હોય એમ લાંબી થઈ આરામ કરતી પડી હતી. ખખડી ગયેલા એક ઘરના છાપરા નીચેના પોલાણમાં એક કબૂતર આંખો મીંચી શાન્તિથી મુન્મય અવસ્થામાં બેઠું હતું ત્યાં એની નજર પડી. કબૂતરની એને ઈર્ષા આવી. પોતાને માખીઓ કેવી સતાવી રહી હતી! જેમ એ ઉડાડતો તેમ બમણા જોરથી એ હલ્લો કરતી, અણગમતા સ્પર્શનો અનુભવ કરાવતી. ઊભો થવા કરતાં કોઈ બીજી બાબતમાં ધ્યાન પરોવવાનું એને ઠીક લાગ્યું, કારણ કે આંખમાં ઘેન ભરાયું હોવા છતાં માંખો ક્યાં ચેન પડવા દે એમ હતી? અચાનક એની દૃષ્ટિ હૃષ્ટપુષ્ટ એવા એક મંકોડા ઉપર પડી. ફૂટપાથ ઉપરના ખાડાખાંચા ચઢતો ઊતરતો એ સરસર પોતાની તરફ ધપી રહ્યો હતો ખૂબ જ સાચવીને મમતા ને કાળજીપૂર્વક ગોઠવેલા એના જમણા પગ પાસે આવીને મંકોડો અટકી ગયો—જાણે કોઈ તોતીંગ વસ્તુ જોઈને ડધાઈ ના ગયો હોય! નિમેષમાત્રમાં એ એના પગનાં ગંદાં બે આંગળાં—અંગૂઠા અને એની પાસેની—વચ્ચેની જગામાં આગળ વધ્યો. એણે મંકોડાને પ્રગતિ કરવા દીધી, ગૌરવથી જોયા કરી. હાં, હવે એ આગળ વધતો આંગળાં વચ્ચેની ફાડ ઉપર, ધરતીને છોડી દઈને, ધીરેથી ચઢવા જતો હતો; ચઢ્યો પણ ખરો, ત્યાં તો એને એક વિચિત્ર વિચાર આવી ગયો: આ બે આંગળાં પાસે લાવી એ બંનેની ભીંસમાં મંકોડાને ચગદી નાખવાની કેવી મઝા આવે! એ સપડાય તો શું કરે? પરંતુ એ કાંઈ પણ કરે તે પહેલાં તો મંકોડો એ સાણસાને વટાવી વિજયભેર ઉપર આવી ગયો અને કોણ જાણે કેમ એ સ્થળ એનેય પસંદ ના પડવાથી નીચે ઊતરી ચાલતો થઈ ગયો.

માખીઓની સતામણીના કલ્લામાં હવે એ રહે તે લગભગ અસંભવિત હતું. અવકાશમાં એનું અસ્તિત્વ નિસ્તબ્ધ પૂતળા જેવું બની ગયું. ઉપરની પાંપણે હવાના આછા સ્પર્શથી સ્પંદન અનુભવ્યું અને ખડકાયેલા વજનને કારણે પોપચાં ક્યારે મીંચાઈ ગયાં, એનું ભાન ના રહ્યું.

ધૂંધળું ધુમ્મસ હવામાં પ્રસરી ગયું છે. દેખાય છે માત્ર એક જબરજસ્ત પુલ, નીચે ફૂંફાડા મારતી ધસમસતી પ્રમત્ત નદી અને જેના આધારે પુલ ખડો છે એ મોટા તોતીંગ થાંભલા —જાણે પુલના ખૂબ સૂઝી ગયેલા પગ! પુલની જેમ પોતાના પગ પણ ફૂલવા માંડે તો? નદી ઉપર ચંદનથી ચિતરાએલો કોઈ હાથી આવ્યો છે. મંદિરના અર્ધનગ્ન બાવાઓ એને પાણી પાવા લાવ્યા હશે? શી ખબર? પણ એને આમ ટેકરી ઉતારીને પેલા કાદવ તરફ ક્યાં લઈ ચાલ્યા! પાણી પાવા તો આ બીજી બાજુથીય જવાય એમ હતું. એ...ય... હાથી ફસાણો, ચીકણા કાદવમાં. માન્યું નહિ ને આ દશા થઈ. માવતની જગાએ બેઠેલો બાવો અંકુશ ઉગામે છે હાથી બહાર નીકળવા એક પગ ખેંચવા જાય છે ત્યાં તો બીજો અંદર ગરકતો જાય છે. હાથી જેમ જોર કરે છે તેમ વધુ ઊંડો ઊતરતો જાય છે. ચિચિયારી કરે છે ભયંકર...એ અંદર ને અંદર, નિરૂપાયે નીચે ને નીચે ખૂંપતો જાય છે... .

એને સફાળા જાગી જવું પડે છે, કેમ કે એક કૂતરો ધૂનમાં ને ધૂનમાં એના એલ્યુમિનિયમના પાણી ભરેલા પાત્રને ઠેબે લે છે, ઢોળી નાંખે છે અને એના દેહને ઠીક ઠીક ભીંજવે છે. ભૂખરા રંગના મકાન ઉપર આવેલું ટાવર વચ્ચે વચ્ચે અટકીને, પાંચ ટકોરા વગાડે છે તે એ ગણે છે અને અણગમા-પૂર્વક લાકડીની મદદથી ઊભો થઈ ખૂબ ધીમે ચાલવા માંડે છે. વાદળની ચાદર ઓઢેલી સાંજ માંદી અને સુસ્ત સ્ત્રી જેવી ક્ષિતિજ ઉપર દેખા દે છે.

એ થોડું ચાલે છે ત્યા તો ઘરડા થયેલા ઘોડાની જેમ હાંફી ઊઠે છે. મોટર, ગાડી, રિક્ષા બધાંને દોડતાં જોઈ એ

વધારે થાક અનુભવે છે. સમગ્ર વાતાવરણ એકસૂરીલું, જડ અને કંટાળાજનક લાગે છે. દૃષ્ટિ પોતે પણ હાંફી રહી છે. પોતાના અસ્તિત્વને આજુબાજુનું કશું જ બંધબેસતું આવતું નથી એવી તીવ્ર લાગણી એની નસેનસમાં વ્યાપી વળે છે. દૂરથી, જાણે પોતાને જ ભસતો હોય એવા કૂતરાનો અવાજ હવા ઉપર વહી આવી એને બેચેન કરી મૂકે છે. પોતાના દેહને પરાણે ઢસડ્યા કરતો હોય એમ એ આગળ વધતો એક બૂટ–કંપનીની દુકાન આગળ આવી પહોંચે છે. આ કંપનીનું ઉદ્‌ઘાટન આજે સવારે જ થયેલું. કેટલાક લોકો, જેમનાં મોઢાં કુતૂહલ અને આશ્ચર્યથી પહોળાં થઈ ગયાં છે, તે એક નવીનતા જોવા જથ્થામાં ખડાં છે. સામાન્ય માણસના પગના પંજા કરતાં ઠીક ઠીક મોટું એવું એક 'રાવણ ચંપલ' આકર્ષણ રૂપે ત્યાં લટકે છે—જેના ઉપર રાહદારીઓ વાંચે તેમ લખવામાં આવ્યું હતું: 'Present to whom it fits,' 'જેને થાય તેને ભેટ!'

—એ ત્યાં અટકે છે. પોતાના રસ ભીતરેલ હાથીપગ તરફ જુએ છે અને વિચારે છે કે બીજું કાંઈ નહિ તો આવું આ ચંપલ તો બંધ બેસશે જ...આટલુંય ક્યાંથી? મૂઢ શો એ આગળ વધે છે ને પેલું ચંપલ લેવા કરે છે. દુકાનમાલિક અને લોકો આ બધું જુએ છે. એમનેય થાય છે કે, હાથીપગાનો પગ ચંપલમાં બરાબર આવી રહેશે. ચંપલમાં પગ ગોઠવાય છે અને લો, બધાની નવાઈ વચ્ચે થોડાક માટે બગડી બેઠું, ચંપલ સહેજ મોટું પડ્યું! સજ્જન દુકાનદાર એને એમ ને એમ મફત ચંપલ થોડુંક નાનું કરી આપવા માટે તૈયાર થાય છે, તોય એ ના પાડે છે અને આગળ ચાલવા માંડે છે. એની પાછળ કેટલાકના હસવાના અવાજ હવામાં અદ્ધર લટકી રહે છે!

## હિરોશીમા [૬ ઑગસ્ટ ૧૯૪૫]

**[૨૪ વર્ષની જાપાની બાળા યોશિકો મુરાટોના શબ્દોમાં તેની યાતનાનું બયાન]**

અણુ ધડાકાને લીધે પેદા થયેલી ગરમી ૫૦૦૦ અંશ સુધી પહોંચી હતી...આ ધડાકામાં ૨૦૦,૦૦૦ માણસો મૃત્યુના મોંમાં ભરખાઈ ગયાં. તેમાં મારા શિક્ષકો અને મિત્રો પણ હતા. મારા શરીરનો ઉપરનો ભાગ, ખાસ કરીને મારા હાથ અને ચહેરો બળી ગયા હતા. મારા કોઈ ટુકડા કરતું હોય એમ મને લાગતું હતું. મારાં ચામડી ને માંસ છૂટાં પડી ગયાં હતાં. મારા વાળ નીચે ખરતા હતા. મારા તમામ ઘામાંથી લોહી વહેતું હતું.

હું પરામાં મારે ઘેર પહોંચી ત્યારે મારાં માબાપ મને ઓળખી ન શક્યાં. હું સંપૂર્ણ રીતે કદરૂપી બની ગઈ હતી. અરીસામાં મેં મારું મોઢું જોયું તો હું મને ઓળખી ન શકી. હું હતાશાથી ભરાઈ ગઈ.

પણ મારો દાખલો અપવાદરૂપ નથી. મારા જેવી શારીરક યાતના ભોગવનારાઓની સંખ્યા ઘણી મોટી છે.

અમારા જીવનનો હેતુ અણુયુદ્ધને અટકાવવાનો છે અને અમારું કર્તવ્ય અણુ અને હાઇડ્રોજન બૉમ્બ સામેની ઝુંબેશમાં ભાગ લેવાનું ચાલુ રાખવાનું છે.

આ સાલ અત્યાર સુધીમાં હિરોશીમાના અણુ બૉમ્બ-મારાનો ભોગ બનેલાઓમાંથી ૧૦ માણસો મૃત્યુ પામ્યા છે. વિજ્ઞાન એમને બચાવી શક્યું નથી. અહીં પારીસ આવ્યા બાદ મને સમાચાર મળ્યા છે કે, મારી એક ખાસ બેનપણી જે ૧૯૪૫માં કિરણોત્સર્ગનો ભોગ બની હતી તે મરી ગઈ છે.

હું જાણું છું કે મારું ભાવિ એ જ છે.

મારાં માબાપ મને યુરોપ જવા દેવા ઇચ્છતાં નહોતાં. એમને ડર હતો કે આ હાડમારીભરી સફરથી મને ધીરે ધીરે મોતના મુખમાં ધકેલતો રોગ વધુ ઉથલો મારશે.

પરંતુ મારે આ સંદેશો બધે પહોંચાડવો હતો આપણે બધા સંયુક્ત રીતે અણુશસ્ત્રો પર પ્રતિબંધ મૂકવા કામ કરીએ કે જેથી હિરોશીમાની યાતના ફરી ન થાય.

('સોવિયેત દેશ'માંથી)

સાથે, ભલા અને ડાંડ-ડાંડગા-ડાંડિયા-લોકો સાથે મારે ઝાઝો પ્રસંગ પડેલો છે.-પૈસાદાર અને ગરીબોનાં ઘરોમાં ફરી વળ્યો છઉં,-ગાડીઘોડે બેઠો છઉં, ને જંગલોમાં ચાલ્યો છઉં. સાહેબી ને વેઠ કરી છે. મતલબ કે મેં દુનિયાને સારીપેઠે ઓળખી છે. હું ડાંડિયાના ભેદપ્રપંચો જાણું છઉં-( ડાંડિયાપણું કર્યું નથી ) માટે ડાંડિયાઓની વાત બહાર કાઢીશ અને તે ઉપરથી તેઓ મને ડાંડિયો કહેશે, માટે હું મારી મેળે પહેલેથી જ ડાંડિયો છઉં એમ કહું છું-ખબરદાર.

એ લોકો, દેશી નરસી ચાલચલણ, વહેમ, અજ્ઞાન કાઢવાને, તેઓને હસી કાઢવાને, તેઓને મહેણાં મારવાને મારી પાસે મજબૂત ડાંડિયો-સોટો છે, એટલે ડાંડિયો મારવાની મારામાં શક્તિ છે, એટલે કે જાણે હું જ ડાંડિયો છઉં એમ સમજજો.

એ રીતે હું ત્રણ રીતે ડાંડિયો છઉં; તો પણ કોઇના ઉપર વગર કારણે હું હુમલો કરનાર નથી; કારણ કે હું ઉંચ કુળનો, ભણેલો, વિવેકી, નીતિમાન, દુનિયાદારી જાણનાર, સુખદુઃખનો અનુભવી, ટેકને સમજનાર, અને જ્ઞાનથી ક્ષમાનો ગુણ ધારણ કરનાર છઉં. તોપણ, દેશના કલ્યાણને માટે મહેનત કરવામાં ડાંડિયા-ડાંડગાની પેઠે-સોટા મારવામાં અને અજ્ઞાની લોકોની લુચ્ચાઈ-અનીતિ-વહેમ બાબતની ડાંડી પીટવામાં આળસ કરનાર નથી. તેમ ઘણો રસિક છઉં, એટલે વેળાએ વેળાએ થોડાનું મન દુઃખવી ઘણાઓને ખડખડ હસાવ્યા વિના રહેનાર નથી.

જાગતા જાઓ, જાગતા રહો લોકો-ડમ ડમ ડમ, ડમ ડમ ડમ, ડમ ડમ ડમ ડમ ડમ ડમ ડમ ડમ ડમ ડમ ડમ ડમ ડમ ડંમ-વ્હાણું વાશે!

## ડાંડિયાની વર્તણૂક

ડાંડિયાની વર્તણૂક ( જેને-ડાંડિયા પડતા હશે તેઓ ગમે તેમ સમજે ) નીચી નથી. એક સારો ગૃહસ્થ સાક્ષરમંડળમાં બોલી ગયો કે ' ડાંડિયો પોતાનું કામ ઘણી જ સારી રીતે બજાવે છે. પણ એટલું ખોટું કરે છે કે, જેની સાથે આગળ મિત્રાઈ અથવા જેના પાંચ પૈસા ખાધેલા તેની સામા ( પછવાડેથી મતલબ ન સરી માટે ) બોલે છે, ' એનો જવાબ ડાંડિયાએ તરત વાળ્યો કે, ' તમે ધારો છો ને કહો છ, તેવું કામ ડાંડિયો કરે તેવો નથી. ' વધારે ખુલાસો આ પ્રમાણે કીધો : ( દાખલાને માટે ) ડાંડિયાને કેટલાક મિત્રો મતલબિયા મળ્યા હોય, તે મતલબિયાઓએ ડાંડિયા પાસે કામ કઢાવી લેવાને ડાંડિયાની મૈત્રી બાંધી હોય-ડાંડિયો તે સમજતો હોય, તોપણ દેશને કંઈ લાભ છે એમ સમજી મતલબિયા મિત્રોનું કામ કરતો હોય-એ મિત્રો ( વ્યાધિ ગયો કે વૈદ વેરી તે પ્રમાણે ) ગરજ સરી કે ડાંડિયાના સામુ પણ ન જોતા હોય ( મદદ તો શાની કરે ? ) ઊલટા ડાંડિયાની નિંદા કરતા હોય-તે સહુ ડાંડિયો સાંખી રહેતો હોય-એવી હાલતમાં સાચો, ટેકી, પરમારથુ ને જોસ્સાવાળો ડાંડિયો, કોઈ વેળા ' હું સઘળું સમજું છ બચ્ચાજીઓ ' એમ જણાવવાને અને તેઓને આડી વાટે જતા અટકાવી સીધે રસ્તે રાખવાને પોતાના મતલબિયા મિત્રો વિશે સંકેતમાં ટીકા કરે, તો તેમાં કોઈ રીતે ડાંડિયો નીચો થતો નથી.

ઘણું નિભાવ્યું, હવેથી ડાંડિયો મતલબિયા મિત્રોનો મિત્ર રહેવાને ઇચ્છતો નથી. હવે જો તેઓની તરફથી કંઈ પણ ડાંડિયાની વિરુદ્ધ બોલાયું તો નક્કી ડાંડિયો પોતાના બચાવમાં ખરુંખોટું દેખાડવાને પડદો ખોલી દેશે-મતલબિયા મિત્રોનાં કાવતરાં જાહેરમાં આણશે. ડાંડિયો ગમે તેટલું બોલશે તો પણ તે સજ્જનની નજરમાં હલકો ઠરવાનો નથી, હલકા તો ઉપરની વાતથી જે ઠરવાના હતા તે ઠરી જ ચૂક્યા છે. ખરુંખોટું બતાવી આપતી વેળા ડાંડિયાથી થયેલી ભૂલો પણ ડાંડિયો આંચકો ખાધા વગર જણાવશે ને કાનની બૂટ ઝાલશે.

## ઝાંસા શા ખાવા ?

કહેવડાવવું ત્યારે ક્રિશ્ચિયન, પાલક, વિદ્વાન અને વર્તવું ત્યારે રાક્ષસ, ઘાતકી મૂર્ખની પેઠે! હાય, દહાડો છે!

આપણે તાબેદાર છીએ એટલે ઉપરીના ઝાંસા ને માર ખાઈએ છીએ.

જેટલા ગરીબ દોસ્તો કામ લાગે છે તેટલા પૈસાદાર દોસ્તો કામ નથી લાગતા.

રાજદ્વારી કામ અને સંસારનીતિ સંબંધી મોટાં ભાષણો કરી આખા નગરમાં હું હું કરી મેલવું અને સહેજ આવેલા જેવા તેવા પ્રસંગો પર રે પદવીવાળા મિત્રોની ખાતર કરવામાં ઉઃ ઉઃ કહી પૂણે ભરાવું એ શું ?

અમને ડાંડિયાઓને લાગે છે તો ઘણું, પણ શું કરીએ ? દ્રવ્યની વાતમાં અમારી પદવી ઊતરતી છે; બાકી તો બતાવી

આપીએ. અમારી પાસે સ્વતંત્રતા મોટું ધન છે અને મોટી પદવી છે; જેની આગળ ખુશામતધન અને ખુશામતપદવી કંઈ જ નથી.

"સ્વતંત્રતાને માટે ખરા જોદ્ધા પ્રમાણે સર્વસ્વ ખોઈને મરીશું, પણ ધન પદવી માનને માટે ગંડુ કાયર પ્રમાણે સર્વસ્વ સમાલી રાખી ભોગવવાને માટે નહિ જીવીએ.

## કાળું બાવલું

હાય જુલાઈ આવી રે, વરસી રહી છે લાય,
રાય ૨૬ સિંગ્રામ રે, કટકટ નાક કપાય.

૧૮૬૫ની ૧લી જુલાઈ* ઇતિહાસમાં નોંધી રાખવા જેવી છે. જેમ મોટાં કામની યાદદાસ્તને માટે મિનારાઓ અને મોટાં કામ કરનારાઓનાં બાવલાં કરવાની દેશદેશમાં ચાલ છે, તેમ તારીખ ૧ જુલાઈ નિમિત્ત કંઈ થવું જોઈએ, ને એમ કરવાને સારુ ઊજળાં કામ કરનારાઓની સભામાં અમે ડાંડિયાઓ નીચે પ્રમાણે દરખાસ્ત કરીએ છીએ.

(આ દરખાસ્ત કાળું બાવલું ખડું કરવાની હતી)

બાવલાની બેસણી ઉપર આ પ્રમાણે ટૂંકો લેખ કોતરાવવો કે મુંબાઈનો ચંદ્ર તા. ૧લી જુલાઈ ૧૮૬૫ એ ફરી ચાંદબીજ ન થાય એવી રીતે આખા મુંબાઈ ઇલાકાની ગાળ ખાતો સામટો છેલ્લો અસ્ત પામ્યો છે.

## જિલ્લાના અમલદારો અને ડાંડિયા છોકરાઓ

ડાંડિયા છોકરાઓ ખૂબ ફાવ્યા છે, તેના ઉપર જખમી થયેલા અમલદારો તહોમત ઉઠાવે એમાં કંઈ તેઓની ઓછી બહાદુરી નહિ પેટ બળ્યો ગામ બાળે જ. પણ ઓ જિલ્લાના અમલદારો, ખૂબ યાદ રાખજો કે હવે આગળના દહાડા ગયા છ–હવે તમે રાજધાનીની પાડોશમાં છો–હવે તમારા ભભકા, અજ્ઞાનીઓ ઉપર, ગામડામાં જશો ત્યાં જ ચાલશે. તમે તમારા ઉપરીઓના કેવા કેવા ઠપકા કેવી રીતે સાંભળો છો તે અમે જાણીએ છીએ. ગામડાના લોક શું જાણે? માટે અમે ગભરાતા નથી. જૂઠું ને જુગતું રચી અમને ફાંદામાં લેશો ને તેથી વખતે અમે કેદમાં જઈએ (કેદમાં મોકલાવીએ એવા છીએ) તો પણ અમે અમારી ખરી તલવારના હાથ કર્યા વગર રહેવાના નથી. આજકાલ તો છોકરાઓ સહુને ડરાવે તેવા છે.

## આજકાલ

આજકાલ સહુના માથામાં એ જ ધૂન ભરાઈ રહેલી છે કે પુષ્કળ ધન કમાઈ ને ગાડી–વાડી–લાડીનો ઉપયોગ કરવો, એ જ જીવ્યાનું સાર્થક છે– ખ, પ, ચ, એ બીજ અક્ષરો પૂરા સધાયા એટલે આઠ સિદ્ધિ ને નવ નિધિ પ્રાપ્ત થઈ–સાધનારો કૃતાર્થ થયો એમ મનાય છે.

—સઘળું સુખ ને સાચું સુખ એ ત્રયીમાં જ છે એમ કહેવાય છે. એ વિચાર અજ્ઞાની લોકોમાં (નિર્ધન અને ગર્ભશ્રીમંત એ બંનેમાં) પરંપરાથી ચાલતો આવ્યો છે, માટે એમાં કંઈ નવાઈ જેવું નથી. પણ આજકાલ ભણેલા જ્ઞાની લોકો માયાના પાશથી એ વિચારના થઈ પડ્યા છે, એ મોટું આશ્ચર્ય છે; ઠીક ઠીક!

આજકાલ ધનવંતો પોતાના લોભ, મદ, મથન અને સરસાઈના જોરમાં પોતાનાં ધનમાન વધારવા સારુ પ્રથમ ગરીબને નાખી દેવા ને પછી પોતે ઝંપલાવવાને અને છેવટે દેશને પાડવાને ખટારીનો ખાડો ખોદે છે–ધન કાઢવાને ખાડો ખોદે છે, એમ દેખાય તો પણ આખરે તે ખાડામાંથી ઊની જ્વાળા નીકળવાની કે જેણે કરીને ખાડામાં પડેલા પડેલા ને ન પડેલા પછી, વહેલા મોડા સર્વે દેશીજન બળી મરવાના. અ રે રે રે રે!

આજકાલ બધા બહાવરા બની રહ્યા છે. ઓ ભાવ વધ્યો, ઓ ઘટ્યો. એમ રાતદહાડો કર્યા કરે છે–ચાર મિત્રો એકઠા મળ્યા તો ત્યાં પણ તે જ વાત. ઘરમાં રાતે કુટુંબ સાથે જમવા બેઠા, તો ત્યાં પણ પોતેપોતાના વિચારમાં જ હાં, હાં!

આજકાલ પણિયત સ્ત્રીપુરુષની કુળદેવી જંપ પારકા સ્ત્રીપુરુષની કુળ દેવી થઈ છે. સરસ્વતીએ કુંભકર્ણની નિદ્રા લીધી છે. અખંડ પ્રીતજોત બેવચનીપણું તથા વિશ્વાસઘાત એના ઝેરી વાયુથી ઘેરાઈ ગઈ છે. માયાવી રાક્ષસી લક્ષ્મીનું રાજ્ય જોઇ બિચારી ભક્તિ નીતિ ખૂણેખોતરે ભરાઈ રહ્યા કરે છે. ઈશ્વર તો યુદ્ધાવનાર લઇ ને બેઠો છે. ઠીક ઠીક!

* અમેરિકી આંતરવિગ્રહ શમી જતાં રૂની કિંમત ગગડી ગઈ ને પ્રજા રોઈ ઊઠી.

*

# સુખ.....

રે જીવ, તું મોટો ભાગ્યશાળી છે, તું રાતદહાડો ઉદ્યોગ કરે છે, ગુજરાન જેટલું ને કંઈક વધારે પણ પેદા કરે છે, નાના પ્રકારના નિર્દોષ વિલાસવૈભવ પણ કરે છે, શરીરે નિરોગી છે, કોઈનો તાબેદાર નથી, શક્તિ પ્રમાણે તનમનધનથી લોકનું કલ્યાણ કરે છે, તને તારી યોગ્યતા પ્રમાણે બધેથી માન મળે છે, તારા ઉપર સર્વે જનનો લોભ છે,–હવે તારે શું કરવા રડવું જોઈએ ? હા, તું રડે છે તે એક તો તારો ટેક નભશે નહિ એ વિચારથી પેદા થતી ધાસ્તીથી; પણ હોય, ચડતીપડતી સહુને જ છે–હમણાં જ્યારે તું સુખ ભોગવે છે, ત્યારે દુઃખ પણ સોસજે. રે જ્ઞાનીને વળી દુઃખ કેવું ? એને તો રડવામાં પણ પ્રભુનો ખેલ જાણી આનંદ જ છે. બીજું તું રડે છે તે એટલા સારુ કે તું લોકોની સાથે સીધો છતાં લોકો કેમ તારી સાથે આડા ચાલે છ ને એવાઓનું જગતમાં ફાવે છે કેમ ? હા, તું તારી પોતાની વાતથી નિવૃત્ત ( નિરાંત પામેલો ) છે, પણ ઉપર કહેલી બીજી વાતો જોતાં તું ઘણો પ્રવૃત્ત ( રોકાયેલો ) છે અને એથી તું ઉદાસ રહે છે.

૧૮૬૨થી ૧૮૬૫નો જમાનો ખાસ સમજવા જેવો છે. ૧૮૬૨માં અમેરિકામાં આંતરવિગ્રહ ફાટી નીકળતાં ત્યાંના કપાસનો પાક કચડ્યો; અને માન્ચેસ્ટર, લેન્કેશાયરની મિલોને અમેરિકી રૂ મળતું બંધ થયું...ભારતે કપાસના પાક તરફ ઝુકાવ્યું...અને કદી કલ્પ્યો ન હોય તેવો રૂના ભાવમાં ઉછાળો આવ્યો. લોકોને ધનપ્રાપ્તિનું કલ્પવૃક્ષ હાથ લાગ્યાનો ભાસ થયો. *ગામે ગામ ને શહેરોમાં શેર કંપનીઓ* ઊભી થઈ ગઈ...ને ગામડાં ને શહેરોની પ્રજા–રાંડીરાંડો સુદ્ધાંનું ધન આ કંપનીઓમાં ઠલવાવા માંડ્યું... ૧૮૬૫માં તો અમેરિકી યુદ્ધ બંધ પડ્યું...ને શેરોની કિંમત કનકવાના કાગળિયાં જેવી બની ગઈ ! ધનિકોએ ને એમની કંપનીઓએ દેવાળાં કાઢ્યાં ને પ્રજાની પાયમાલી થઈ...

આ આખા સમય દરમ્યાન નર્મદે સૌથી વધુ સ્વસ્થતા જાળવી રાખી, અસાધારણ હિંમતથી શેરના કનકવા પાછળ પડેલાને ચેતવ્યા ને એમાં ફસાવનારને ફટકાર્યા—

'ડાંડિયો' અળખામણો બન્યો પણ લોભ, લાલચ અને દંભને ન નમ્યો.

નર્મદે આ સ્થિતિમાંયે જે ' સુખ ' માણ્યું તે એના જ શબ્દોમાં ઉપર આપ્યું છું.

...એકરારને દિવસે હું જ્યારે મારી જાત પર દોષના ટોપલા ઠાલવતો, ત્યારે પાદરીને નવાઇ લાગતી ને એ કહેતા : " ના, ના. તમારામાં સારાપણું છે ! " સારાપણું ? હું જાણુંને ! મારી અંદર ખાટા શરાબ વિના બીજું કાંઈ નથી અને એ ખૂબ સારું જ હતું. માણસ બૂરો ન હોય તો એ વધુ સારો:બને કઈ રીતે ? મને એ મઠમાં એમણે જે કાંઈ ભણાવ્યું તે પરથી એટલી એક વાત મેં પકડી લીધી...

[ ' ધ રિનેગેડ 'માંથી ]

—આલ્બર્ટ કામ્યૂ

સાહિત્ય

[ શ્રી. વિનોબાની સાહિત્ય-વિચારધારામાંથી ચૂંટીને ]

## સર્વોત્તમ સાહિત્ય

હું મારા મનમાં જ્યારે સાહિત્યની વ્યાખ્યા કરવા જાઉં છું—અને વ્યાખ્યા કરવાનો મને શોખ છે—ત્યારે એની એવી વ્યાખ્યા કરું છું કે "સાહિત્ય એટલે અહિંસા." આ સાંભળીને લોકો કહેશે કે આ તો કમબખ્તી છે: હર જગ્યાએ અહિંસા લઈ આવે છે!

પરંતુ સાહિત્યકારોએ પણ એની વ્યાખ્યા એવી કરી છે કે, સર્વોત્તમ સાહિત્ય 'સૂચક' હોય છે. 'સૂચક સાહિત્ય'-ને સર્વોત્તમ શાથી બતાવવામાં આવ્યું છે. એટલા માટે કે એ સાંભળનારાઓ ઉપર આક્રમણ નથી કરતું. કોઈના ઉપર અગર ઉપદેશનો પ્રહાર થવા લાગે, તો ભલેને એ ઉપદેશ હિતકર હોવા છતાં, એનો સ્પર્શ શીતળ નથી હોતો...

ઉત્તમ કૃતિનું લક્ષણ એ છે કે, જે રીતે રામચંદ્રને જોતાં અનેક લોકોએ અનેક કલ્પનાઓ પોતપોતાની ભાવના અનુસાર કરી; તે રીતે જે બોધમાંથી અનેકવિધ તાત્પર્ય નીકળે, એ જ સાહિત્યબોધ છે. કાનૂનની કિતાબમાં આથી સાવ ઊલટી વાત હોય છે. એક વાક્યમાંથી માત્ર એક જ અર્થ નીકળવો જોઈએ, બીજો ન નીકળવો જોઈએ. જો એક વાક્યમાંથી બે અર્થ નીકળ્યા તો વકીલોની કમબખ્તી થઈ જાય છે. પરંતુ સાહિત્યની પ્રકૃતિ આથી સાવ ઊલટી હોય છે. ગીતા ઉત્તમ સાહિત્ય છે, રામાયણ ઉત્તમ સાહિત્ય છે, કેમ કે એમના તાત્પર્યને વિષે મતભેદ છે. જે સાહિત્યના તાત્પર્યના વિષયમાં મતભેદ ન હો, અને તાત્પર્ય નિશ્ચિત રીતે કહી શકાતું હોય, એમાં સાહિત્યશક્તિ કમ પ્રગટ થાય છે.

પ્રસિદ્ધ ઋષિવાક્ય છે: "પરોક્ષ પ્રિયાઃ ઈવ હિ દેવાઃ, પ્રત્યક્ષ દ્વિષઃ"

દેવ પરોક્ષપ્રિય હોય છે એમને પરોક્ષવાણી પસંદ હોય છે; પ્રત્યક્ષવાણી પસંદ નથી હોતી. આનો મર્મ પણ એ જ છે કે પ્રત્યક્ષ ઉપદેશમાં જાણે સામાને ડામવાનો પ્રયત્ન હોય છે. વાલ્મીકિનું રામાયણ આપણે વાંચીએ છીએ તો તેમાં ઉપદેશનાં બહુ બધાં વચનો નથી જોવામાં આવતાં; કથાગંગા વહેતી રહે છે; વાચક એની સાથે સાથે વહેતો જાય છે. અનેક વાચકોને અનેકવિધ તાત્પર્ય હાંસિલ થાય છે, અને એક જ વાચકને સમયાનુસાર અનેકવિધ તાત્પર્ય પ્રાપ્ત થાય છે. સાહિત્યની વિશેષતા આ વિવિધતામાં છે. આથી જ્યારે અમે સાહિત્યિકો પાસેથી કંઈક અપેક્ષા રાખીએ છીએ, તો એની મતલબ એવી નથી કે તેઓ પોતાની વિશિષ્ટતાઓ છોડી દઈને અમારું કામ કરે.

ઈશ્વરના પ્રેમને વિષે ભક્તજન કહે છે કે એનો પ્રેમ અહેતુક હોય છે. એમાં હેતુ નથી હોતો. પ્રેમ કરવો ઈશ્વરનો સ્વભાવ છે. એ જ રીતે સાહિત્યમાં પણ કોઈ હેતુ નથી હોતો. સાહિત્ય એક સ્વયંભૂ વસ્તુ છે. પરંતુ હેતુ રાખીને જે સાધી શકાતું નથી, તે સાહિત્યમાં હેતુ રાખ્યા વિના સધાય છે, એ તો સાહિત્યની ખૂબી છે. ગીતા એટલા માટે મને પ્યારી છે કે તે હેતુ ન રાખવાનું શીખવાડે છે. એ એક એવો ગ્રંથ છે, જે એટલી હદે કહેવાનું સાહસ કરે છે કે નિષ્ફળ કાર્ય કરો. નિષ્ફળ કર્મની પ્રેરણા આપનારો એવો બીજો ગ્રંથ મેં દુનિયામાં જોયો નથી સાથોસાથ ગીતા જાણે છે કે જેણે ફળની આશા છોડી છે એને અનંત ફળ પ્રાપ્ત થાય છે.

મેં સાહિત્યની જે વ્યાખ્યા કરી, એમાં પણ એ જ વિશેષતા છે. સાહિત્યમાં એવી શક્તિ છે કે જેથી 'શ્રમ'નો 'શમ' બની જાય છે. વિના શ્રમ કોઈ પણ મહત્ત્વની ચીજ નથી બનતી. પરંતુ સાહિત્યમાં 'શ્રમ'નું 'શમ'માં રૂપાંતર થાય છે. બીજી બાબતોમાં માનવીને આરામની પણ આવશ્યકતા હોય છે. ત્યાં શ્રમ અને આરામ પરસ્પર વિરોધી હોય છે. માનવી શ્રમથી થાકે છે તો એની પછી આરામ લે છે, અને આરામથી થાકે છે તો ત્યાર બાદ વળી શ્રમ કરવા લાગે છે. પરંતુ સાહિત્યની એ ખૂબી છે કે એમાં 'શ્રમ'ની સાથે સાથે 'શમ' ચાલે છે. ચોવીસે કલાક કામ અને ચોવીસે કલાક

આરામ, એ છે સાહિત્યની ખૂબી. સાહિત્યનો ચિત્ત પર કોઈ બોજો નથી હોતો. × × ×

ઉત્તમ સાહિત્યિક શબ્દ-સ્વલ્પાક્ષર હોય છે. બહુ પાણી નાખીને ફેલાવેલું નથી હોતું. સ્વલ્પાક્ષર હોય છે, એટલે કે થોડામાં વધુ સૂચકતા હોય છે, અને એમાં અનાક્રમણશીલતા હોય છે, જેથી સહજ રીતે જ બોધ મળી જાય. વ્યક્તિ બોધ લેવા ચાહે તો લઈ શકે છે; અને ન લેવા ચાહે તો નથી પણ લઈ શકતી. દર વખતે બોધ લેવો પડે, તો મુસીબત થાય. એટલા માટે જ્યારે બોધ લેવા ઇચ્છા થાય ત્યારે લઈ શકે છે. સમયાનુકૂલ બોધ મળે અને ન પણ મળે, તો પણ જે પ્રિય હોય તે જ સારું સાહિત્ય છે. × × ×

કવિનું ચિંતન તો હમેશાં અસ્પષ્ટ હોય છે. એના કાવ્યના ઊંડાણને એ પોતે જ નથી જાણતો. એના પર પરસ્પર-વિરોધી ભાષ્ય કરી શકાય છે, અગર કોઈ કવિએ પોતાની કવિતા પર કોઈ ભાષ્ય લખ્યું તો હું એનાથી બિલકુલ વિરુદ્ધ ભાષ્ય લખી શકું છું, અને સંભવ છે કે લોકો મારું ભાષ્ય કબૂલ કરે અને કદાચ તે પોતે પણ કબૂલ કરે ! કવિને જે સૂઝે છે, તે એના સ્પષ્ટ ચિંતનના બહારની ચીજ છે. કોઈક ચીજ એને પ્રાપ્ત થાય છે. તે કંઈ બનાવતો નથી, કંઈ રચના કરતો નથી. સહજ જ એને ચીજ મળી જાય છે, એની ઝાંખી મળી જાય છે કવિને ક્રાંતદર્શી કહ્યો છે: "કવિઃ ક્રાંતદર્શી"— કવિ દૂરનું જુવે છે, એવો અર્થ કેટલાક લોકો લગાવે છે. હા, એવો અર્થ પણ હોઈ શકે. પરંતુ એનો એક અર્થ એવો પણ છે કે કવિ બહુ જ અસ્પષ્ટ જુવે છે. જે સ્પષ્ટ વસ્તુ છે, એને તો સૌ કોઈ જુવે છે, પશુ પણ જુવે છે. પશુનો અર્થ જ એ છે કે 'જે જુવે છે તે પશુ છે'— 'પશ્યતિ ઇતિ પશુઃ' જે જુવે છે, વિના જોયે જેને ભરોસો થતો નથી, ચિંતનથી કોઈ વાત માનતો નથી, કહે છે 'સાબિતી લાવો,' એ પશુ છે. કવિમાં આ પશુત્વ નથી હોતું. એટલા માટે એની વાણીમાં વિવિધ દર્શન હોય છે.*

[ 'સાહિત્યકારોંસે' પુસ્તિકામાંના 'સર્વોત્તમ સાહિત્ય'માંથી ]

## સાહિત્યના પોષણનો પ્રશ્ન

સાહિત્ય વિચિત્ર સ્વભાવવાળી ચીજ છે. એને પોષણ આપો તોય સુકાઈ જાય છે, ને ન આપો તોય સુકાઈ જાય છે વચલી હાલત—જ્યારે પોષણ અપાય પણ છે ને નથી પણ અપાતું—તેવી હાલતમાં જ તે જીવંત રહી શકે છે.

× × × અમે માનીએ છીએ કે જેને આપણે સરકાર યા રાજદરબાર કહીએ છીએ, એમણે જેમને પોષણ આપ્યું અને એમનાથી જે ઉત્તમોત્તમ સાહિત્ય મળ્યું છે, એ પણ બીજા દરજ્જાનું છે. વાલ્મીકિ અથવા તુલસીદાસ દરબારી કવિ હોઈ જ ન શકત દરબારી કવિઓનું ઉત્તમ દૃષ્ટાંત કાલિદાસ છે...

એ દિવસોમાં કવિઓને રાજ્યાશ્રય આપવામાં આવતો હતો; અને કવિઓનો પૂરતો આદર હતો. પરંતુ કવિ આશ્રિત ગણાતો ન હતો; બલ્કે આશ્રય આપનારો જ એમ માનતો હતો કે કવિએ અમને આશ્રય આપ્યો છે. કવિ પોતાની પાસે રહે, એનો જ એ લોકો ઉપકાર માનતા.

હું માનું છું કે કવિને ક્લાર્ક જેવી નોકરીનો આધાર મળે તો એ આધાર એને તોડનારો જ થવાનો...કુદરતની સાથે એકરૂપ થવાવાળો ધંધો કવિને હોવો જરૂરી છે.

હવે પુરાણા રાજવીઓના દિવસો વીતી ગયા છે. હવે તો જનસમાજની સેવાના દિવસો આવ્યા છે. એટલા માટે સેવા કરનારને કંઈક મદદ મળશે. મુખ્ય મદદ તો જનતા દ્વારા જ મળવી જોઈએ. જેની પાસે વાણી, વિચાર અને વર્તન ત્રણે છે, એવા પ્રતિભાવાન પુરુષોને જીવન અર્થે કંઈક આપવામાં આવે તો એમાં આપણે એમના ઉપર ઉપકાર નથી કરતા, બલ્કે આપણા પર એમનો ઉપકાર છે.

× × × ×

કવિને માટે વધારે પોષણ ન હોય; અને કમતી પણ ન હોવું જોઈએ. એને કૃત્રિમ પોષણ ન મળવું જોઈએ. જેમ માનું દૂધ બાળકને સહજ મળી જાય છે તે રીતે કવિને પોષણ મળવું જોઈએ...કવિએ પરાશ્રિત ન બનવું જોઈએ. એથી તો એ સુકાઈ જશે. એને એટલું જ મળવું જોઈએ કે જેથી એનાં શરીર, મન અને પ્રાણ કાયમ રહે.

[ વિશ્વમાનવ : સપ્ટેમ્બર '૫૮

---

આના અનુસંધાનમાં નીચેનો ફકરો પણ જોવા જેવો છે

* વ્યાજોક્તિ, વ્યંગ્યોક્તિ, વક્રોક્તિ આદિ સૂચન સીધા અનુક્રમથીય અધિક અપ્રિય હોય છે. સારાંશ કે સૂચન 'વિદગ્ધ' જ હશે એવું નહિ, અને પ્રત્યક્ષ-બોધ પણ અગર પ્રેમાધિકાર-સંપન્ન હોય તો 'વિદગ્ધ' હોઈ શકે છે. એટલા માટે ગીતાના જેવો પ્રત્યક્ષ ઉપદેશ પણ વિદગ્ધ વાઙ્મય છે. વિદગ્ધ વાઙ્મયના આદર્શો સાબિત થઈ શકે છે. પ્રેમથી રિઝાવીને હિતોપદેશ કરવાના જેટલા પ્રકારો છે, ભલે પછી તે પ્રત્યક્ષ ઉપદેશના હો, ચાહે પરોક્ષ સૂચન હો, વિવેચનરૂપ હો, અથવા કથારૂપ, વિદગ્ધ-વાઙ્મય છે. ( દગ્ધ ઔર વિદગ્ધ વાઙ્મય પૃ. ૭૫ )

# ગ્રામવિસ્તારની સમસ્યા

—અક્ષય ૨. દેસાઈ

ભારતમાં બ્રિટિશ રાજ્યની શરૂઆત થઈ ત્યારથી ભારતીય સમાજ તેની તવારિખમાં સૌથી પ્રચંડ પરિવર્તન અનુભવતો રહ્યો છે. એનો ટેકનોલોજીનો પાયો, એનું આર્થિક બંધારણ, વર્ણાશ્રમ અને સંયુક્ત કુટુમ્બપ્રથા ઉપર આધારિત એનું સામાજિક સંગઠનાત્મક માળખું, તેનું રાજકીય સંગઠન, તેનું વૈચારિક ઘડતર તથા સાંસ્કારિક મૂલ્યતંત્ર—આ બધામાં ગુણાત્મક પરિવર્તન થતું રહ્યું છે. બ્રિટિશ રાજ્યકર્તાઓએ મુખ્યતઃ પોતાના જ સ્વાર્થને અનુલક્ષીને ભારતીય સમાજમાં આ પરિવર્તનો સર્જ્યાં હતાં, આ પરિવર્તનો એકધારાં અને વ્યવસ્થિત સ્વરૂપનાં ન હતાં. અને તેથી કરીને ભારતીય સમાજની અંદર તેણે વિશિષ્ટ પ્રકારના વિરોધાભાસો તથા વિરોધીબળો પ્રગટાવ્યાં.

બ્રિટને ભારતમાંથી પાછાં પગલાં ભર્યાં ત્યાર બાદ ભારતીય પ્રજા વિકાસની એક નવી જ કક્ષાએ પ્રવેશી છે; સ્વતંત્રતાએ એની સૂઝ અને સર્જક-શક્તિઓને વહેતી કરી છે. પ્રજાના સામાજિક, આર્થિક, રાજકીય અને સાંસ્કારિક જીવનમાં પરિવર્તન આણવા સારુ ભારતીય સરકાર તથા બીજી સંસ્થાઓ વિવિધ યોજનાઓ યોજી રહેલ છે તથા અમલમાં આણી રહેલ છે. આ પરિવર્તનોનો અભ્યાસ અત્યંત આકર્ષક અને સૂચક છે. કેમ કે આ સામાજિક પરિવર્તન માનવજાતનાં એક પંચમાંશ ભાગને અસર કરી રહ્યાં છે. હાલને તબક્કે, ભારતમાં જે વિવિધ પરિબળો સામાજિક જીવનના પરિવર્તન માટે મથી રહ્યાં છે તેમાં રાજ્યનું સ્થાન અત્યંત મહત્ત્વનું છે.

## સ્વતંત્ર ભારતનું ધ્યેય

ભારતસંઘના બંધારણમાં ભારતીય સમાજના વિકાસનું ધ્યેય રજૂ કરવામાં આવ્યું છે. બંધારણમાં દર્શાવ્યા મુજબ, મૂળભૂત અધિકારો અને સિદ્ધાન્ત તરીકે સાર્વત્રિક મતાધિકાર તથા તેના નાગરિકોનું હિતકલ્યાણ—એ જ મુખ્ય હેતુ જેના પાયા તરીકે સ્વીકારાયો હોય તેવું ' સિક્યુલર ' રાજ્ય સ્વતંત્ર ભારતના રાષ્ટ્રીય આદર્શ તરીકે અસ્તિત્વમાં આવ્યું છે.

અલબત્ત, જે દેશમાં ધાર્મિક પૂર્વગ્રહોની ઊંડી જડ પડેલી હોય તેવા દેશમાં સાચા ' સિક્યુલર ' રાજ્યનો વિકાસ કરવો; જે દેશના નાગરિકો પ્રણાલીગત રીતે, સંયુક્ત કુટુંબ, ન્યાતજાત અને અર્ધસામંતી સમાજરચનાના પાયા ઉપર રચાયેલી સત્તાશીલ સામાજિક જીવનપદ્ધતિ નીચે જીવતા આવ્યા હોય, તેમને માટે પોતાના મતાધિકારનો બુદ્ધિપૂર્વક ઉપયોગ કરવા સારુ સામાજિક અને સાંસ્કારિક વાતાવરણ સર્જવું; જે દેશમાં સમસ્ત ઉત્પાદકપદ્ધતિ પછાત હાલતમાં રહી છે, નિર્બળ રહી છે, અને બદતર થતી આવી છે, તેવા દેશમાં કલ્યાણકારી અર્થરચનાનો વિકાસ કરવો; જે દેશમાં નાગરિકો માટે કામધંધા અંગેની નહિ જેવી હયાત સગવડો અને તેઓ સાચવી રાખવાનું કાર્ય મુશ્કેલ બન્યું છે, ત્યાં બંધારણમાં મુજબ, કામ અંગેના, સામાજિક સલામતી અંગેના, શિક્ષણ અંગેના અધિકારોનું પાલન કરાવવું; અને રંક, બંધિયાર, પ્રમુખતઃ અશિક્ષિત સમાજને આબાદ, સાંસ્કારિક રીતે પ્રગતિમાન અને લોકશાહી પ્રજાના ઘડતરની દષ્ટિએ અનુકૂળ સામાજિક સંગઠનો સર્જવાં;—આ પ્રચંડ કાર્ય છે.

* ડૉ. અક્ષય દેસાઈ મુંબઈ યુનિવર્સિટીમાં સમાજવિજ્ઞાનના લેક્ચરર છે. તેમનો આ લેખ 'થર્ડ વર્લ્ડ' હોન્મેસ એન્ડ સોશિયોલોજી' માં રજૂ થયો હતો. અહીં અંશતઃ ટૂંકાવીને આપ્યો છે.

## બ્રિટિશ સત્તાનો વારસો

ભારત સરકારે આ ધ્યેય પાર પાડવા જે માર્ગો અખત્યાર કર્યા છે તેનું અવલોકન કરવા પૂર્વે, એ આવશ્યક છે કે આપણને બ્રિટિશ રાજ્ય સત્તા તરફથી ગ્રામ-સામાજિક-રચનાનો કેવા પ્રકારનો વારસો પ્રાપ્ત થયો છે, જેના પાયા પર આપણે કાર્ય કરવાનું આવ્યું છે, તે જોઈ લઈએ.

(૧) સદીઓ સુધી ભારતમાં લગભગ સ્વતંત્ર અને સ્વયંસંપૂર્ણ ગ્રામરચના ચાલતી આવી હતી; જમીન ઉપર ગામની માલિકી હતી; ખેતી અને ગ્રામોદ્યોગ વચ્ચે એકતા હતી; મોટે ભાગે પોતાપૂરતું ઉત્પાદન કરતી; અને રાજ્ય અથવા તેના હાથ નીચેના અધિકારીઓને ખરેખાત ઉત્પાદનમાંથી સામુહિક રીતે ભાગ આપતી (નાણાંમાં નહિ); આવી ગ્રામરચનાના પાયાની ત્રણ સંસ્થાઓ—સંયુક્ત કુટુંબ, વર્ણાશ્રમ અને ગ્રામપંચાયત.

(૨) બ્રિટિશોએ આવી સામુહિક સમાજપદ્ધતિનો લગભગ વિનાશ કર્યો; અને જમીન ઉપર વ્યક્તિગત માલિકીનું તથા હરીફાઈનું તત્ત્વ દાખલ કર્યું; **જમીનદારી** તથા **રૈયતવારી** એવા બે પ્રકાર પાડ્યા; ખરેખાત થયેલી ઉત્પાદનમાંથી સામુદાયિક રીતે અમુક ભાગ આપવાની પ્રથાને સ્થાને વ્યક્તિગત રીતે ચોક્કસ રકમ નાણાં રૂપે આપવાની પ્રથા દાખલ કરી; આનું પરિણામ એ આવ્યું કે, ખેતી—ઉત્પાદનની સમૂળી પદ્ધતિ જ પલટાઈ ગઈ—ગામની પોતાની જરૂરિયાત પૂરતું ઉત્પાદન કરવાને સ્થાને હવે સરકારી મહેસૂલ ચૂકવવા તથા બીજી જીવનની જરૂરિયાતો ખરીદવા સારુ બજારમાં વેચવા સારું ઉત્પાદન કરવાની પ્રથા દાખલ થઈ. આમ, સ્વયંસંપૂર્ણ આર્થિક તંત્ર તૂટીને તે ભારત અને દુનિયાનાં બજારો સાથે સંકળાયેલું બન્યું. વળી બ્રિટિશોએ પોતાનો યંત્ર-ઉત્પાદિત માલ ગામડાં સુધી ઘુસાડી દઈ, ગ્રામ-કારીગરોના ઉદ્યોગોનો નાશ કર્યો. આ રીતે ગ્રામ-ઉત્પાદક-પાયામાં પરિવર્તન થતાં, ગ્રામપંચાયતની સત્તા તૂટી પડી અને તેને સ્થાને મધ્યસ્થ સરકારના કાનૂનોની સત્તા સ્થપાઈ.

(૩) બ્રિટિશે ભારતની પ્રણાલિકાગત જૂની આર્થિક-સામાજિક સમતુલાનો વિનાશ કર્યો; મૂડીવાદી અર્થતંત્ર દાખલ કર્યું, પણ નવી સમતુલા ન સ્થાપી શકી—કેમ કે, ભારતનો સ્વતંત્ર આર્થિક વિકાસ, ખાસ કરીને ઔદ્યોગિક વિકાસ તેણે રૂંધ્યો; અને એ રીતે શાહીવાદી હિતો સામેનાં લડાયક પરિબળોને જન્મતાં જ રોક્યાં; પરિણામે, ખેતી તૂટી પડી, ગ્રામજનતા વધુ ને વધુ ગરીબ બની; અને ગ્રામવિસ્તારમાંના વર્ગોનું માળખું પણ ઘણું જ બદલાઈ ગયું.

(૪) હાથ કારીગરોનો નાશ થયો, ખેતી ઉપર દબાણ વધ્યું; ખેતરો નાનાં નાનાં બન્યાં—બિનઆર્થિક બન્યાં; પાક નીચો ગયો, ખેડૂતોને શિર દેવાં વધ્યાં; શાહુકારો, વેપારીઓ અને જમીનદારોની તથા સંપન્ન ખેડૂતોની ગરીબ ખેડૂતો ઉપરની પકડ વધી; ગરીબ ખેડૂતોના હાથમાંથી જમીનો છીનવાઈ શાહુકારો-લેણદારોના હાથમાં-બિનખેડૂત વર્ગના હાથમાં ગઈ; જમીન વિનાના ખેત-મજૂરોની સંખ્યા વધી; જમીનદારી વિભાગોમાં જમીનનો હક્ક ધરાવવા છતાં જાતે નહિ ખેડનારાની એક મોટી જમાત ઊભી થઈ-જેનો બોજ ખેડૂત ઉપર જ પડ્યો!

(૫) આનું સામાજિક જીવનમાં પરિણામ એ આવ્યું કે, જમીન ખરીદ-વેચાણની અને ગીરે મૂકવાની વસ્તુ બની જતાં સંયુક્ત કુટુંબની છિન્નભિન્નતાનું કારણ બની.

(૬) બ્રિટિશ રાજ્યસત્તા નીચે જ્ઞાતિનાં બંધનો પણ શિથિલ થયાં, અને આર્થિક સદ્ધરતા સાથે તેનો સંબંધ જોડાયો.

એકંદર, ગ્રામવિસ્તારના સામાજિક-આર્થિક તંત્રમાં જબરજસ્ત પરિવર્તન થવા માંડ્યું. કેટલીક જ્ઞાતિઓના હાથમાં આર્થિક ઇજારદારી જઈ પડી; અને બીજી જ્ઞાતિઓએ તેમના હાથમાંથી આર્થિક કાબૂ પોતાને હસ્તક કરવા સંઘર્ષ માંડ્યો. નીચલી ગણાતી જ્ઞાતિઓ ખુવાર થઈ. એકંદર ગ્રામવિસ્તારમાં નવા વર્ગો જાગ્યા ને નવા પ્રકારના વર્ગ-સંઘર્ષો જાગ્યા.

બ્રિટિશ સત્તાનો વારસો નીચેના આંકડાઓ ઉપરથી વધુ સ્પષ્ટ થશે।

*દુનિયાભરમાં મોટી વસ્તીવાળા દેશોમાં ચીન પછી ભારતની ગણના થાય છે (લગભગ ૩૫ કરોડ ૭૦ લાખ.) આમાંથી ૨૯ કરોડ ૫૦ લાખ એટલે કે ૮૩ ટકા વસ્તી, ૫ લાખ ૫૮ હજાર ગામડાંમાં વસે છે. આ ગામડાંમાંનાં ⅔ તો માત્ર ૫૦૦થીય ઓછી વસ્તીવાળાં છે.

*માથાદીઠ ખેતીલાયક જમીન ૦.૯ એકર (એક એકર-

થોય ઓછી ) આવે છે. વાવેતર નીચેની કુલ જમીનનો પોણો ભાગ અનાજ ઉત્પાદન કરે છે. બાકીના પા ભાગ ઉપર કેશક્રોપ ( બજારમાં વેચી નાણાં મેળવવા માટેનો પાક ) થાય છે. નાણાંની રીતે જોતાં, પોણા ભાગની જમીન ઉપર થતા અનાજના પાકની કિંમત અને પા ભાગની જમીન ઉપર થતા કેશક્રોપની કિંમત સરખી છે. કુલ-ઉત્પાદનના ૭૫ ટકા ખેડૂતો વેચે છે. ખેડૂત જેને વેચે છે, તેનો નાણાં, શરાફ અને બજારભાવ તથા વાહનવ્યવહાર ઉપર કાબૂ હોઈ ખેડૂતને નમતું જોખવું પડે છે.

બ્રિટિશો ગયા ત્યારે ગ્રામવિસ્તારનું વર્ગ-માળખું આ પ્રકારનું હતું—

| | |
|---|---|
| જમીનના માલિક ખેડૂતો | ૨૨·૨ ટકા |
| જમીન ઉપરના ગણોતિયા | ૨૭·૨ ,, |
| ખેતમજૂરો | ૩૦·૪ ,, |
| ખેતી પર આધાર નહિ રાખનારી વસ્તી | ૨૦·૨ ,, |

| | કુલ ખાતેદારોના ટકા | કુલ જમીનના ટકા |
|---|---|---|
| ૧ એકરથી ઓછી જમીનવાળા | ૧૭ ટકા | ૧·૦ |
| ૧ થી ૨½ એકર ,, | ૨૧ ,, | ૪·૬ |
| ૨½ થી ૫ ,, ,, | ૨૧ ,, | ૯·૯ |
| ૧૦ થી ૨૫ ,, ,, | ૧૬ ,, | ૩૨·૫ |
| ૨૫ થી વધુ ,, ,, | ૫·૬ ,, | ૩૪·૦ |

જમીનનું અમુક હાથોમાં કેન્દ્રિત થવું, જમીનના બિન-પોષક ટુકડા, વસતીના ⅓ ખેતમજૂરની દશા, બીજા મોટા ભાગના જમીનના માલિક ગણાતા ખેડૂતોની પણ કફોડી દશા—આ છે ભારતીય ગ્રામવિસ્તારનું ચિત્ર.

ભારતના કરોડો કિસાનો બહારથી ન દેખાય એ છતાં બેકાર હોય છે. તેમને માટે, તથા પાયમાલ બનેલા અને બેકાર બિન-ખેડૂત વિભાગ માટે વ્યવસ્થા કરવી; તે જ રીતે, ખેત-મજૂરો માટે પૂરતા પગારનો સવાલ; ગણોતિયા માટે માલિકી-હક્ક અને બેઠાણ માટે પોષણક્ષમ ઘટકો; નીચલા થરના તથા વચલા થરના ખેડૂતો માટે પોષણક્ષમ જમીન, તથા યોગ્ય ધીરાણ વ્યવસ્થા, માલના વેચાણની વ્યવસ્થા, આબાદ અને ધનિક ખેડૂતો સામે લાભદાયી હરીફાઈ કરી શકે તે પ્રકારની પાક ઉગાડવાની સગવડો,—ગ્રામવિસ્તારની જનતાના વિશાળ સમૂહો માટે આ કેટલીક પાયાની આવશ્યકતાઓ છે. આ ઉપરાંત, વધુ સારું બિયારું, ખાતર, પૂરતું પાણી, સારી વાહનસગવડ અને બજારની સગવડોની તેમને જરૂર હોય છે. ટૂંકમાં, નવી સરકાર સામે પાયાનું કર્તવ્ય એ હતું કે ખેતી-આધારિત તમામ ઉત્પાદકો બજારમાં બીજાઓની સામે હરીફાઈમાં ઊભા રહી શકે તે માટે સુયોગ્ય તકો પૂરી પાડવી.

## રાજકીય જીવન પર અસર કરનારાં પગલાં અને તેની અસર

( ૧ ) કોઈ પણ પ્રકારના ભેદ વિના રાજ્યે લોકોને સાર્વત્રિક મતાધિકાર આપ્યો તે એક અત્યંત મહત્ત્વનો બનાવ છે. આ રીતે સમસ્ત ગ્રામજનતાને રાજકીય પ્રવાહમાં આણવામાં આવી છે. ભારતના ૨૦ કરોડ મતદારોમાંથી બહુમતી ગ્રામપ્રદેશની છે...૧૯૫૧માં ચૂંટણી માટે જે પ્રકારનું તંત્ર રચવામાં આવ્યું હતું તેની ગ્રામજનતા ઉપર ઘણી મોટી અસર પડી છે. ૯૦ હજાર મતપ્રદાન-મથકો તૈયાર કરવામાં આવ્યા હતા; ૨,૨૪૦૦૦ મતદાન મંડપો બાંધવામાં આવ્યાં હતાં. મત-પ્રદાન અંગે લોકોને સમજણ આપવા પદ્ધતિસર પ્રચાર-વ્યવસ્થા કરી હતી. જુદે જુદે સ્થળે થઈ મતપ્રદાનનું કાર્ય ૧૦૦ દિવસ સુધી ચાલ્યું હતું. અભણ પ્રજાને અનુકૂળ થાય તે માટે જુદી જુદી પાર્ટીના પ્રતીકવાળાં મતદાનપત્રો જુદા જુદા રંગમાં છાપવામાં આવ્યાં હતાં. વર્ણ-જ્ઞાતિ યા ધર્મનાં પ્રતીકો સ્વીકારવામાં આવ્યા ન હતાં. વડી ધારાસભાની ૪૯૭ બેઠકો માટે ૧૮૦૦ હરીફો હતા, અને ૨૨ રાજ્ય ધારાસભાઓની ૩૨૮૦ બેઠકો માટે ૧૫૦૦૦ ઉમેદવારો હતા. એકંદર ૧૦ કરોડ ૬૦ લાખ પ્રજાજનોએ મતાધિકાર ભોગવ્યો હતો.

આ એક જ પગલું ભારતના ગ્રામપ્રદેશોમાં જબરજસ્ત સામાજિક અને રાજકીય જાગ્રતિ આણવા શકિતમાન બન્યું હતું. આનાં સર્વાંગી પરિણામોનો તો હજી ખ્યાલ કરવો બાકી જ છે. વિવિધ રાજકીય પક્ષો અને જૂથોના કાર્યક્રમોમાં વ્યકત થયેલા વિચારોની ઝડી પ્રથમવાર ભારતની ગ્રામપ્રજા સામે ઝીંકાઈ હતી. એણે એક નવા જ પ્રકારની સામાજિક અને સાંસ્કારિક આબોહવા તૈયાર કરી રાજકીય ચર્ચાઓ, સભાઓ, સરઘસો અને નિદર્શનો ભારતીય ગ્રામપ્રજાજનો માટે અપૂર્વ બનાવો હતા; આને પરિણામે પ્રથમવાર આ પ્રજાજનોમાં નવી શારીરિક, માનસિક અને ઊર્મિશીલ સંચાલના જન્મી હતી. આમાંથી સંખ્યાબંધ

ભારતની લગભગ ૩૬ કરોડની વસ્તીમાં ૨૦ લાખ જેટલા ક્ષયના દર્દીઓ છે...
અને વરસે ૭ લાખ ક્ષયથી મૃત્યુ પામે છે !

# રુદન્તિ : તબીબી વિજ્ઞાનને આયુર્વેદની અપૂર્વ ભેટ

—મહેશ શાહ

**થો**ડાંક વર્ષ પહેલાં ડૉ. રૂસ્તમ જાલ વકીલે લોહીના દબાણના રોગની બાબતમાં આયુર્વેદિક ઔષધિ સર્પગંધાનો ઉપયોગ કરી તબીબી દુનિયામાં ભારતીય ઔષધિનું ગૌરવ વધાર્યું હતું. આ પછી જાણીતા તબીબ ડૉ. કૃષ્ણમૂર્તિએ (ડૉ. બાલાભાઈ નાણાવટી હૉસ્પિટલ, મુંબઈના સંશોધન-વિભાગના વડા) ક્ષયની સારવારમાં ભારતની આયુર્વેદિક ઔષધિ 'રુદન્તિ'નો ઉપયોગ કરી તબીબી દુનિયામાં ખળભળાટ મચાવ્યો છે. આપણે ત્યાં આયુર્વેદમાં આ ઔષધિ ક્ષયમાં વપરાતી ન હતી, પણ તેનો ઉપયોગ ચામડીના દર્દો માટે થતો હતો. ડૉ. કૃષ્ણમૂર્તિએ ક્ષયમાં તેનો સફળતાપૂર્વક ઉપયોગ કરીને એક નવી આશાને જન્મ આપ્યો છે.

'રુદન્તિ' એક જંગલી છોડનું ફળ છે. તેનો દેખાવ એકાદ નાનકડા સુકાઈ ગયેલા દાડમ જેવો છે. તેનો છોડ દશથી પંદર ફૂટ ઊંચો થાય છે. સિલોન અને કોંકણનાં જંગલોમાં આ છોડ સમુદ્રસપાટીથી બેથી ત્રણ હજાર ફૂટની ઊંચાઈએ જ ઊગે છે. તેના ઉપરથી એપ્રિલ માસમાં ફળ ઉતારવામાં આવે છે. અત્યાર સુધી આ ફળનો ઉપયોગ ત્યાંનાં જંગલના આદિવાસીઓ ઉઝરડા તથા ચાંદાના ઉપચાર માટે કરતા હતા. તેમાંથી ડૉ. કૃષ્ણમૂર્તિએ ક્ષય માટે આ ઔષધિનો કરેલો ઉપયોગ રહસ્યકથા જેવો રસિક છે.

પાંચેક વર્ષ પહેલાં ડૉ. કૃષ્ણમૂર્તિના કોઈક મિત્રે મોઢા પર નીકળતા ખીલ માટે 'રુદન્તિ' વાપરવાનું સૂચન કર્યું હતું. ડૉ. કૃષ્ણમૂર્તિએ પ્રયત્ન કરી જોયો અને તેમની અજાયબી વચ્ચે ખીલ તો જતા રહ્યા, પણ તેના ડાઘ પણ અદૃશ્ય થઈ ગયા. આથી ડૉ. કૃષ્ણમૂર્તિના દિલમાં એક નવો પ્રકાશ પથરાયો...એક વખત તેમની પાસે એકદમ નંખાઈ ગયેલું માંદું બાળક લાવવામાં આવ્યું. આ બાળક ત્રણ મહિનાનું હતું ત્યારથી જ સુકાતું જતું હતું. ક્ષયની ચિકિત્સા માટે ક્ષયની હૉસ્પિટલમાં દશ મહિના સુધી ક્ષય માટેની ત્રણે દવા સ્ટ્રેપ્ટોમાઈસીન, આઈસોનીકોટીનીક હાઈડ્રાઝાઈડ અને પેરાઅમાઈનો સેલીસીલીક ઍસિડ વાપરી જોઈ હતી; પણ બાળકની તબિયત દિવસે દિવસે કથળતી જ જતી હતી અંતે આશા છોડી દઈ તબીબોએ તેને રજા આપી દીધી હતી.

૧૯૫૩ના જુલાઈમાં ડૉ. કૃષ્ણમૂર્તિએ બાળક જોયું ત્યારે તે મરવા જેવું જ થઈ ગયું હતું. બાળક બહુ જ રિબાતું હતું. સાથળની ગાંઠો ફૂટી ગઈ હતી અને પરુ નીકળતું હતું. ડૉ. કૃષ્ણમૂર્તિએ આ બાળકને માટે 'રુદન્તિ' વાપરવાનો વિચાર કર્યો; કારણ કે રુદન્તિ પરુ બંધ કરી રૂઝ લાવવા માટે સફળ થઈ હતી. તેમણે ગાંઠ પર લગાડવા રુદન્તિ આપી અને વધારે અસર થાય છે કે નહીં તે જોવા દિવસમાં ત્રણ વખત ફાકવા રુદન્તિના ફળનો પાવડર આપ્યો. આમાં તેમને અણધારી સફળતા મળી. અઠવાડિયામાં તો પરુ બંધ થઈ ગયું; ગાંઠો રૂઝાવા લાગી અને બાળકની તબિયતમાં સુધારો જણાવા લાગ્યો. પંદરેક દિવસ પછી ગાંઠો નાની થવા લાગી ને ત્રણ મહિનામાં બેસી ગઈ. એક મહિનાની વધુ સારવાર પછી બાળક તંદુરસ્ત થઈ ગયું ને વજન વધવા માંડ્યું.

આ બનાવથી ડૉ. કૃષ્ણમૂર્તિનું ધ્યાન રુદન્તિના આ નવા ગુણ તરફ ખેંચાયું. આમે ૨૫ વર્ષથી તેઓ ક્ષયની બાબતમાં રસ ધરાવતા જ હતા. આ નવા અનુભવથી તેમનો ઉત્સાહ વધ્યો. આ દવા કદાચ ક્ષયના નિવારણમાં મદદરૂપ થાય એવી આશા તેમના મનમાં ઉદ્ભવી. તેમણે ૮૨ વર્ષના એક ક્ષયના દર્દી (જેને જમણા ફેફસાની ઉપરના ભાગમાં ક્ષય થયો હતો) ઉપર પ્રયોગ શરૂ કર્યો. આ દર્દી

प्रसंग-कथा

# ' નિ:સાર નિ:સાર '

—પ્રીતિરેખા

વિશ્વકર્મા આનંદ અને ઉલ્લાસપૂર્વક એક મૂર્તિનું સર્જન કરવામાં તન્મય બની ગયા હતા. આજે હમેશના ક્રમથી એ જરા જુદી રીતે વર્તી રહ્યા હતા. હમેશાં શરીરના વિભાગોની એ યથાવત્ ગોઠવણી કરતા ને પછી ચૈતન્યનો એમાં આવિષ્કાર કરતા. પરંતુ આજે એમણે ક્રમ બદલ્યો'તો. આજે ચૈતન્યના એક કણની આસપાસ તેઓ દૈહિક સૌંદર્યનો પુંજ પ્રગટાવવા મથી રહ્યા હતા. જાણે મૂર્તિમંત સૌન્દર્યને બ્રહ્મા આજે સાકાર કરવા મથી રહ્યા હતા. એટલે જેમ જેમ એ મૂર્તિનું વિધાન કરતા ગયા તેમ તેમ એની સુરેખતા અને સપ્રમાણતા માટે અનેકવિધ ફેરફાર કરતા રહ્યા. એના હાથ, એના પગ, એના દેહના નાનામાં નાના, સૂક્ષ્મમાં સૂક્ષ્મ ભાગો માટે એમણે અથાગ પરિશ્રમ લીધો હતો. શરીરનાં અંગઉપાંગમાં જરા પણ ત્રુટિ દેખાતાં એ ભાગને સદંતર દૂર કરી ત્યાં ફરી નવા જ પિંડમાંથી રચના કરતા ને તેથી શરીરનુ એકેય અંગ એવું નહોતું રહ્યું કે જેની બ્રહ્માએ એક જ વાર રચના કરી તુષ્ટિ માની હોય; ને આમ શરીરના અણુએ અણુમાં બ્રહ્માએ પ્રાણ પૂરી અપૂર્વ રચનાકૌશલ વડે નિતાંત સૌન્દર્યનુ સર્જન કર્યું હતું. ને એમાં પણ સૌથી વધુ હૃદયગમ્ય તો એ સુંદર સપ્રમાણ મોં ઉપરનું સ્નિગ્ધ મધુર હાસ્ય હતું. બ્રહ્મા પોતે જ એ જોઈને ચકિત થઈ ગયા હતા. ને બ્રહ્માએ એને માટે સારી એવી જહેમત પણ ઉઠાવી'તી. કેટલીયે વાર એ ઓષ્ઠના આકાર એમણે બદલ્યા'તા અને ત્યારે જ ઊઘડતી પુષ્પકળી જેવી એ ઓષ્ઠપંક્તિ પર મધુર સ્મિત અંકિત થયું હતું. ને ઘડીભર તો સર્જનના આ આનંદમાં સૃષ્ટિકર્તા પોતે જ લીન બની ગયા. પૃથ્વી એક અનુપમ

---

પણ હૉસ્પિટલમાંથી હતાશ થઈને પાછો આવ્યો હતો. ત્રણેક અઠવાડિયામાં તેની તબિયતમાં નોંધપાત્ર સુધારો જણાવા માંડ્યો. પાંચમા અઠવાડિયે તેની છાતીનું એક્સ-રે સ્ક્રીનીંગ કરતાં ખબર પડી કે ફેફસાંનો ક્ષય મટવા લાગ્યો હતો અને રૂઝ આવવા લાગી હતી. ડૉ. કૃષ્ણમૂર્તિ ને હવે ખાતરી થવા લાગી અને બહોળા પાયા પર સંશોધનકાર્યની શરૂઆત કરી દીધી.

જેમ જેમ પરિણામો આવતાં ગયાં તેમ તેમ ડૉ. કૃષ્ણમૂર્તિ વધારે ચકિત થતા ગયા. પહેલી વખતે ૯૭ દર્દીઓ લીધા (જેમાંથી ૮૬ વીસ વર્ષની નીચેના હતા) ઘણાએ પહેલાં દવા કરી હતી પણ ક્ષય મટ્યો ન હતો. બાકીના કેટલાકે દવા જ નહોતી કરી. દરેક દર્દીને સરેરાશ ૧૮ અઠવાડિયાં સુધી રુદન્તિ આપી અને પરિણામ જોયું તો ૯૭ માંથી ૯૧ દર્દીઓમાં સારો એવો સુધારો થયો હતો. ઘણાખરા કિસ્સામાં તો ચાર જ અઠવાડિયામાં અસાધારણ વજન વધ્યું હતું.

અજાયબીની વાત તો એ છે કે જ્યારે અન્ય સારવારથી ક્ષય મટ્યા પછીય, રૂઝાયેલા ઘા 'ક્ષ' કિરણોથી જોઈ શકાતા હતા, ત્યારે રુદન્તિના ઉપચાર પછી ઘણાખરા કિસ્સામાં આ નિશાનીઓ પણ દેખાતી ન હતી. જાણે કે તેમને ક્ષય થયો જ ન હતો! આવાં ચમત્કારિક પરિણામોને લીધે રુદન્તિનુ ક્ષયનિવારણમાં અસાધારણ મહત્ત્વ સ્વીકારાયું...

ભારતમાં અત્યારે લગભગ ત્રીસ લાખ જેટલા તો ક્ષયના રોગીઓ છે અને અંદાજે વર્ષના ૭ લાખ માણસો ક્ષયથી મરી જાય છે. દેશને પાયમાલ કરતા આ રોગની સામે અસરકારક છતાં સાદી અને સસ્તી ઔષધિ 'રુદન્તિ' એક જબરજસ્ત આશીર્વાદરૂપ બની જવાની આગાહી આપી રહી છે.

સૌન્દર્યથી મંડિત થશે એ ખ્યાલથી પણ બ્રહ્મા સંતુષ્ટ હતા.

એનાં ઘનશ્યામ ઝુલ્ફાંમાં આંગળાં પરોવી વત્સલ નયને બ્રહ્મા એને જોઈ રહ્યા અને પછી સ્નેહભીના અવાજે કહ્યું: 'વત્સ, ચિરંજીવ થા!'

બ્રહ્મા સંતોષના સ્મિત સાથે ત્યાંથી ઊઠ્યા. પરંતુ પીઠ ફેરવી જેવું એક ડગ આગળ ભરે છે ત્યાં તો એ ચોંકી ઊઠ્યા. 'આ...આ શું?' અને એક આર્તચીસ સાથે એ ચૌદલોકના અધિષ્ઠાતાએ આંખો મીંચી દીધી. એ વેદનાના ચિત્કારથી સમસ્ત વાયુમંડળ થંભી ગયું. પૃથ્વી ભયભીત બની. તારામંડળ વાદળની આડશમાં લપાઈ ગયાં. ચૌદલોકને તેજથી છાઈ દેનાર વિશ્વકર્માનાં અર્ધનિમીલિત નયનો નીતરી રહ્યાં. એમણે આર્દ્રકંઠે કહ્યું: 'પૃથ્વી...' પરંતુ અસહ્ય વેદનાથી એમની વાણી રૂંધાઈ રહી'તી. સ્થાવરજંગમ સહુને હલાવી મૂકતો બ્રહ્માના મુખમાંથી નિઃશ્વાસ સર્યો: 'આહ! સુંદરની સાથે આ અસુંદરનું સર્જન! સુકૃતિ અને વિકૃતિનો આમરણાંત સહયોગ!' એ વક્ર મોં, તીણા બરછટ વાળ, એ જુગુપ્સાજનક હોઠ, હમણાં નહોરિયાં ભરી ઊઠશે એવાં આંગળાં. તમે એને જોઈને કંપી ઊઠો. તમારું સમસ્ત મન, પ્રાણ, શરીર કોઈ ક્રૂર આંચકા દ્વારા વળ ખાઈ ઊઠે; જાણે હમણાં એનું વિકરાળ જડબું પહોળું થઈ તમને ભરખી જશે અને લોહી, માંસ મજ્જાની ઊજાણી કરશે.

અને બ્રહ્માએ ક્ષેત્રસંન્યાસ લીધો. જેમ આદિકાળથી સૃષ્ટિ ચાલતી હતી તેમ ચાલતી રહી. વળી એક વખત બ્રહ્મા એ શોકસમાધિમાંથી ઊઠ્યા અને એક અપૂર્વ કૃતિનું સર્જન કર્યું. બ્રહ્માએ આ વખતે કાળજીપૂર્વક કામ કર્યું હતું. આ અપૂર્વ સર્જનમાં દૈહિક સૌન્દર્ય ક્યાંય નહોતું મૂક્યું. એના વિશાળ ભાલપ્રદેશ ઉપર માત્ર તેજના લિસોટા વિના ક્યાંય કશી અસામાન્યતા નહોતી. પરંતુ બ્રહ્માએ પોતાનું બધું સામર્થ્ય એના હૃદયના પરિષ્કાર પાછળ અર્પ્યું હતું. ઋત અને આભિજાત્યથી જ એનું હૃદય રસ્યું હતું. અને એના પૃથ્વીપ્રતિ પ્રયાણ વખતે બ્રહ્માના મુખમાંથી સ્વાભાવિક શબ્દો સર્યા: 'શિવાસ્તે પન્થાનઃ।'

પૃથ્વીનું સૌભાગ્ય ખીલી ઊઠ્યું. વિશ્વના દાવાનળમાં શાંત પ્રેમાળ મૂર્તિનું અવતરણ થયું હતું. ચારે તરફ ફેલાયેલાં દાભને એણે ઉખાડી નાખ્યો અને એ હરિયાળી જમીનમાં પ્રેમ, અહિંસા, સત્ય અને સૌન્દર્યનું વાવેતર કર્યું. અને આથી જ સ્વર્ગલોકમાં અપૂર્વ આનંદ છવાયો હતો કે પૃથ્વી આખરે પયગંબરી આવેશને ઓળખી શકી છે. બ્રહ્માના અપૂર્વ સર્જનનું એણે સન્માન કર્યું છે અને આ સાફલ્ય માટે જ દેવગણો એક સમારંભ ઉજવવા માગતા હતા; પણ બ્રહ્મા હમેશાં એ વાત તરફ દુર્લક્ષ કરતા.

આખરે દેવગણોની જીત થઈ. આજે તેઓ આનંદથી મસ્ત બન્યા હતા. બ્રહ્માએ આજે એમની વિનંતિ માન્ય રાખી હતી. ઈશુ અને સોક્રેટીસે પણ એમનાં આમંત્રણો સ્વીકાર્યાં હતાં. દેવ ગણો આ પ્રસંગવિશેષને માટે ઘણા વખતથી ઉત્સુક હતા. તેઓ હમેશ કહેતા કે બ્રહ્માના અપૂર્વ સર્જનથી પૃથ્વી મહિમાન્વિત બની ઊઠી છે, અને અનેક પ્રતિકૂળતાઓને આંબી સત્ય અને કલ્યાણની યાત્રા ત્યાં નિર્વિઘ્ને ચાલી રહી છે. પરંતુ બ્રહ્માએ આ વાત ઘણીવાર સાંભળી ન સાંભળી કરી હતી કારણ કે એમની સાશંક દૃષ્ટિ સમક્ષ સુંદર-અસુંદરનું દૃશ્ય ઘણીવાર ઝબકી જતું. પરંતુ દેવગણોના અતિ આગ્રહને આજે તેઓ વશ થયા હતા.

સોક્રેટીસે એમના લાક્ષણિક વક્તવ્યને અંતે કહ્યું કે પૃથ્વીમાં હવે ડહાપણનું પલ્લું કંઈક ઝૂકતું લાગે છે. ઈશુએ પણ પૂર્ણાહુતિ કરતાં કહ્યું કે કરુણા અને ક્ષમાના વાગ્યાર્થમાંથી છૂટી જનહૃદય એને ચરિતાર્થ કરતાં પણ શીખ્યું લાગે છે.

ઉર્વશી, રંભા, મેનકા તારાખચિત કુસુમોનો હાર લઈ બ્રહ્મા પાસે આવ્યાં. બ્રહ્માએ જરા ડોક નમાવી. ત્યાં તો પ્રચંડ પ્રપાત સમા એક પછી એક ત્રણ અવાજ આવ્યા. અપ્સરાઓના હાથ ધ્રુજી ગયા. દેવગણ જાણે મૂર્છાવશ બની ગયો અને ધીરે ધીરે વિશ્વકર્મા સભાખંડ છોડી જતાં અસાધારણ મંથન અનુભવી રહ્યા: 'પૃથ્વીમાં શું હમેશાં અસામાન્યતાનો અનાદર જ થશે?'

સોક્રેટીસે હોઠ કચડતાં કચડતાં કહ્યું: 'પૃથ્વીવાસીઓના હાથે સમતુલાની દાંડી તો ક્યારનીયે ભાગીને ભુક્કો બની હતી, આખો વખત જોખાજોખ કરીને. પણ આજે તો તેઓ બીજીય ઘણી ફિકરમાંથી બચી ગયા. બીજા એક પલ્લાનો પણ એમણે ભુક્કો બોલાવી દીધો છે.'

ઈશુની વેદનાથી વ્યથિત વાણીમાં દાહાત્મક તેજ હતું. 'રખેને શીલ નિઃસહાય થઈ રહે એ બીકે, હે પૃથ્વીસંતાનો! તમે એનેય સોક્રેટીસની સાથે વિદાય આપી! કારુણ્યની પણ એ જ ગતિવિધિ.' અને ઘડી થોભી સજલ નેત્રે વદ્યા: 'ધરિત્રી, આજે તું સત્યથી પણ વંચિત બની.'

દેવગણો સૌ શોકવ્યાકુલ બની એકમેકની સામે અર્થસૂચક દૃષ્ટિથી જોતાં, બ્રહ્માના નિઃશ્વાસ અને પૃથ્વીના ડૂસકામાં જાણે, 'નિઃસાર'! 'નિઃસાર'નો ધ્વનિ સાંભળી રહ્યા.

આ વિભાગ દ્વારા કાવ્ય અને કલાનો પ્રારંભિક રસાસ્વાદ કરાવી વિશાળ જનસમૂહ અને સાહિત્યકલાનાં સર્જનો વચ્ચે સેતુ બનવાની અભીપ્સા છે.

—સુરેશ હ. જોષી

## ઊંડી રજની

[ રાગ મ્હાડ ]

આ શી ઊંડી રજની આજની
  બણે ઊંડા બણકાર !
ઘેરી ગુહા આકાશની રે
  માંહિ સૂતા ઊંડા અન્ધકાર,
ઊંડા ડૂબ્યા નભતારલા કંઈ
  ગૂઢ સન્દેશ ક્હેનાર રે;
    આ શી ઊંડી રજની ! ૧

શાન્તિપૂર રેલી રહ્યું રે
  ઊંડું, અદ્ભુત સહુ ઠાર,
એ પૂરને ઝીણું ઝીણું હલાવી,
  છાનો અનિલ રમે સુકુમાર રે;
    આ શી ઊંડી રજની ! ૨

ડૂબી ઊંડી એ પૂરમાં રે
  તરુવરકેરી હાર,
મોહમન્ત્રથી મૂઢ બની એ
  કાંઈ કરે ન ઉચ્ચાર રે;
    આ શી ઊંડી રજની ! ૩

મૂઢ બન્યો એહ મન્ત્રથી રે,
  સ્તબ્ધ ઊભો હું આ વાર;
ગૂઢ અસંખ્ય ભેદો કંઈ,
  કરે ગોગમ ઘોર ઝંકાર રે;
    આ શી ઊંડી રજની ! ૪

જાગી ઊઠી એ ઝંકારથી રે
  અનુભવું દિવ્ય ઓથાર;
ભરાયું ભેદ અસંખ્યથી રે
  મ્હારું હૃદય ફાટે શતધાર રે
    આ શી ઊંડી રજની ! ૫

ગૂંથાયું એ શત ધારથી રે
  એહ સ્તબ્ધ હૃદય આ ઠાર,
શાન્ત, અદ્ભુત, ઊંડા કંઈ
  સુણે ઉચ્ચ ગગનના પુકાર રે.
    આ શી ઊંડી રજની ! ૬

—નરસિંહરાવ

[ પાન ૫૧૩થી ]

### ઉપસંહાર

સરકારી પગલાંને પ્રતાપે ગ્રામવિસ્તારોમાં આ પ્રકારે પરિવર્તનો થઈ રહ્યાં છે. આ પરિવર્તનોની દિશા અને ગતિ કેવાં હશે ? નવા વિકસી રહેલા વર્ગ અને સામાજીક વિદ્વેષ સાથે લોકશાહી રાજકીય ધ્યેયનો મેળ ખાશે ખરો ? શું આ વિરોધાભાસો ઉત્પાદનનો પ્રેરક હેતુ અને તેનું સ્વરૂપ બદલ્યા વિના ટાળી શકાશે ખરા ? ગ્રામવિસ્તારોમાં આર્થિક આબાદી અને સામાજિક એકરૂપતા સ્થાપવા માટે કેવા પ્રકારનાં સંસ્થાગત પરિવર્તનો જરૂરી ઠરશે ? તમામ સમાજવિજ્ઞાનીઓ સામે આવા કેટલાક પાયાના સવાલો રજૂ થઈ ચૂક્યા છે.

અંધકારના અનુભવને વર્ણવવો એ કપરું કામ છે. આથી જ તો કાવ્યસાહિત્યમાં અંધકારને વિશેનાં કાવ્યો વિરલ છે. ગૂજરાતી કવિતાસાહિત્યમાં કવિ શ્રી ખબરદારે સનાતન અંધકારને ગાયો છે, શ્રી પ્રહ્લાદ પારેખે શ્રાવણના પારિજાતની ખુશબોથી તરબતર, અંધકારનો પરિચય કરાવ્યો છે.

નરસિંહરાવે આ કાવ્યમાં અંધકારને વર્ણવતાં ઊંડો, અદ્‌ભુત, ગૂઢ, શાન્ત–એવાં વિશેષણો વાપર્યાં છે. આ વિશેષણો અંધકારની કોઈ સાકાર છબિ ખડી કરતાં નથી તે સૂચક છે. ઊંડો એટલે તાગી ન શકાય તેવો, ઇન્દ્રિયગ્રાહ્યતાની સીમાની બહારનો; અને જેને ઇન્દ્રિય સ્પષ્ટ રૂપે ગ્રહી નહિ શકે, આ જગતની રૂપસૃષ્ટિથી થતાં અન્ય સંવેદનો જોડે એક કક્ષામાં મૂકી જેને સમજી શકીએ નહિ, તે વિસ્મય અને ભય ઉપજાવે. વિસ્મયમાત્રને ભીતિનો સ્પર્શ હોય જ છે. જેની સાથે આપણે મેળ બેસાડી શકયા નથી, જે આપણને ઉલ્લંઘીને પણ વ્યાપી રહે છે તેની આ વિભુતા આપણને નહિવત્ કરી નાંખે છે. જેને ઇન્દ્રિયો સ્પષ્ટ કરી આપે તે વિશે આપણે નિશ્ચિંત થઈ ને રહીએ, કારણ કે એને આપણાથી નોખું પાડીને આપણા જ્ઞાનનો એક પદાર્થ બનાવી દઈ શકીએ. આમ, એ જ્ઞાનની પકડમાં આવ્યા પછી આપણને ઉલ્લંઘી નહિ જઈ શકે, એટલે જે ગોચરતાની સીમામાં છે તે ગૂઢ નથી, તેનો આપણને ભય નથી.

પણ અંધકાર તો રૂપને ભૂંસી નાંખે છે, આપણી ચેતના એમાં એક બુદ્‌બુદના જેવી સ્થિતિમાં રહી જાય છે. બીજી રીતે જોઈએ તો, આકારની સીમામાંથી ઉપાડીને અવ્યક્તની વિરાટ અનન્ત ભૂમિકા પર આપણને એ ખડા કરી દે છે. આપણી ઇન્દ્રિયના છેડા ત્યા સુધી પહોંચતા નથી, ઇન્દ્રિયોને બહુ પસાર્યા છતાં આકારની, ગોચરતાની તટરેખાને આંબી શકાતી નથી. આપણું મન પોતાને પોતાનામાં રહીને જાણવાને ટેવાયું નથી. એ અનેક સંબંધોની તંતુજાળ પ્રસારે છે. આ સંબંધ આપણી ગોચરતાની, અભિજ્ઞતાની અનિવાર્ય શરત છે, ને અંધકાર એને જ છેદી નાંખે છે, આકારહીન નર્યા પ્રસારમાં મન અટવાતું ફરે છે. આ સ્થિતિ મનથી જીરવી શકાતી નથી. આથી નરસિંહરાવ એમને દાબતા અંધારની (પછી ભલેને એને દિવ્ય કહો, ને આ 'દિવ્ય' તો અહીં 'ગૂઢ'નો પર્યાય બની રહે છે ને!) વાત કરે છે, એથી એમનું હૃદય શતધા ફાટી જાય છે. આપણી અકબંધ સાચવી રાખેલી વ્યક્તિતાની અતુરસીમા અંધકારના વિરાટ પ્રસારના ઘોડાપૂર સામે કયાં સુધી ટકી શકે?

જે આકારમાત્રને ભૂંસી નાંખે તેને આકારની પરિભાષામાં વર્ણવી શી રીતે શકાય? પણ એ સિવાય આપણે એને વર્ણવીએય શી રીતે? નરસિંહરાવે આમાંથી શી રીતે રસ્તો કાઢ્યો છે તે જોઈએ.

અંધકારને હાથે પરાજય પામનાર સૌથી પ્રથમ ઇન્દ્રિય તે ચક્ષુ; તે સેનાપતિના હાર્યા પછી લશ્કર ઝાઝું ટકી રહી શકે નહિ! આપણે કાવ્યની શરૂઆત કરીએ છીએ ત્યારથી, બલકે એની પહેલી પંક્તિ શરૂ થાય છે તે પહેલાં, આંખ હારી ચૂકી છે. માટે જ તો રજનીને 'ઊંડી' કહેવી પડી! પણ આંખ જોતી બંધ થાય ત્યારે એની જવાબદારી કાન પર આવી પડે, એ કર્ણધાર બને. આથી બીજી પંક્તિમાં કવિ 'ભણકાર'ની વાત કરે છે. પણ એય ઊંડા છે, કારણ કે એ અવાજ નથી, પણ અવાજની સ્મૃતિ છે, જેનો આકાર પણ ભૂંસાતો જાય છે.

ત્રીજી અને ચોથી પંક્તિમાં ગુહાશાયી અંધકારની મૂર્તિ કવિ ઉપસાવે છે; અંધકારને આકારની સીમામાં ખેંચી આણવાનો આ છેલ્લો પ્રયત્ન છે. આ 'ગુહા' શબ્દ સાથેના આપણા અભ્યાસને તપાસો: ભગવાન હૃદયગુહામાં રહે છે. ગુહામાં જે રહે છે તે અકળ હોય છે, ગોચર હોતું નથી. એટલે એ આકાર વગરનું છે, એમ જ આખરે તો થયું ને!

અંધકારની નિરાકારતા કેવી તો સંપૂર્ણ છે તે બતાવવા કવિ કહે છે કે જેના પર આંખ ઠરે, દૃષ્ટિના તંતુથી જેની જોડે સેતુબંધ બાંધીને વિનિમય સાધી શકાય, એવા તારાય આ ઊંડા અંધકારમાં ઊંડેઊંડે ડૂબ્યા છે. એ હોત તો કદાચ આ અંધકારની ગૂઢતાનું કાંઈ જાણવાનું કાંઈ સાધન રહ્યું હોત. પણ એ તારા પણ નિરાકારને તળિયે બેઠા છે.

આગળ વધીએ તેમ તેમ આ ધસ્યે જતાં નિરાકારનાં ઘોડાપૂરનો વધુ ને વધુ અનુભવ થતો જાય છે. પહેલી કડીમાં કાનને જે 'ઊંડા ભણકાર' સંભળાતા હતા તેય હવે શાન્તિના પૂરમાં ડૂબી ગયા. બીજી ઇન્દ્રિયનો પરાજય થયો. હવે? અંધકારમાં સ્પર્શ આપણી આંખ બને છે. આપણે હાથ પસારીને સ્પર્શથી આપણા પરિવેશથી પરિચિત થવાનો પ્રયત્ન કરીએ છીએ. અહીં પણ સુકુમાર અનિલનો આછો

સ્પર્શે આ પૂરને ઝીણું હલાવે છે. અંધકારને સ્પર્શગોચર કરવાનો આ પ્રયત્ન છે. પણ પછીની પંક્તિમાં, એ સુકુમાર અનિલનો સંચાર કરનાર, તરુવરકેરી હાર પણ આ અંધકારના મોહમંત્રની અસર નીચે આવીને મૂઢ બની જાય છે, સ્તબ્ધ બની જાય છે, શાંતિને તળિયે ડૂબી જાય છે.

આમ આગળ ને આગળ વધ્યે જતાં પૂર કવિને પણ ગ્રસે છે, કવિ પણ એથી સ્તબ્ધ બને છે. રૂપ અને રૂપ વચ્ચેની ભેદસીમા હવે રહી નથી, બધું એકાકાર થઈ ગયું છે, બુદ્ધિના પ્રપંચનું કશું આલમ્બન રહ્યું નથી. આમ અંધકારનો રેલો ચેતનાના છેક છેલ્લા સ્તર સુધી પહોંચે છે. આપણા ચિત્તના નેપથ્યમાં રહેલી નિરવયવી ભાવસૃષ્ટિનાં અસંખ્ય રહસ્ય એ નિસ્તબ્ધતામાં ઝંકૃત થઈ ઊઠે છે. શરૂઆતમાં, પહેલી કડીમાં, કવિએ 'ભર્ણકાર'ની વાત કરી; એ જ ભણકાર આ કક્ષાએ ઝંકારમાં ફેરવાઈ ગયા, એમાં નિસ્તબ્ધતા અને અંધકારના ગર્ભમાંથી જન્મતું સંગીત ભળ્યું. પાયથાગોરાસે એ સંગીત સાંભળ્યું હતું: I hear the music of the spheres. વેદના કવિઓએ એ સાંભળ્યું હતું.

આ સંગીતથી પેલી મૂઢતા ચાલી ગઈ; એક નવી જ જાગૃતિ આવી. અંધકારનાં જળમાં નાહીને નીકળતી સદ્યસ્નાતા ઉષાની જાગૃતિનો અણસાર પંખીના કંઠમાં પ્રથમ સંગીતરૂપે ઝીલાય છે, પછી પ્રકાશની ટશર પૂર્વમાં ફૂટે છે. જાગવામાં આંખ પાછળ રહી જાય છે, કાન આંખને જગાડે છે.

પણ આ જાગૃતિ, એની પહેલાંની સ્થિતિને એની પાછે મૂકીને બતાવે છે. ત્યારે કશાક, જીરવાય નહિ એવા ઉત્કટ અનુભવથી આપણા ચૈતન્યની પાળ તૂટું તૂટું થઇ રહે છે. પાંચમી કડીમાં કવિ 'દિવ્ય ઓથાર' એ સંજ્ઞાથી આ જ અનુભવની વાત કરે છે. ઓથાર એટલે તો દુઃસ્વપ્ન. પણ એની આગળ 'દિવ્ય' વિશેષણ મૂકીને નરસિંહરાવે વાત સુધારી લીધી.

અંતમાં, જે અપૂર્વ ઉત્કટ અનુભવથી હૃદય શતધારે ફાટી ગયું તેનાથી જ વળી એ ગૂંથાઈ જાય છે. આ કેવી અદ્ભુત વાત! એ ઉચ્ચ સંગીતે જ હૃદયને વળી અખંડ કરી દીધું. આમ સંગીતે પ્રલયમાંથી આપણને બચાવી લીધા.

નિરાકાર અંધકારને વર્ણવતી આ કવિતામાં કેટલાંક ચિત્રો યાદ રહી જાય તેવાં છે: શાંતિના પૂરને ઝીણું ઝીણું હલાવીને રમતો છાનો સુકુમાર અનિલ, મોહમંત્રથી મૂઢ બનીને ઊભેલી તરુવરની હાર ને યોગમના રહસ્યમય ઝંકારની વચ્ચે મંત્રમુગ્ધ સ્તબ્ધ બનીને ઊભેલા કવિ.

આ ભવ્ય ભાવને સ્રગ્ધરા જેવા ગૌરવવંતા છન્દમાં ઢાળ્યો હોત તો? કવિએ એમ કરવાને બદલે માઢ રાગના ગીતમાં આ પૂરની છોળ છલકાવા દીધી છે. પ્રથમ કડીમાં શરૂ થતી છોળ, ઇન્દ્રિયોને લુપ્ત કરતી આગળ વધે છે. ને આખરે છેલ્લી કડીમાં એ ઉચ્ચ ગાનમાં પરિણમે છે. અંધકારમાંથી શાંતિ, અને શાંતિમાંથી ગાન સુધીની ગતિ આમાં વરતાય છે. નરસિંહરાવના પ્રિય શબ્દો 'દિવ્ય' અને 'હાર' અહીં પણ હક્ક કરીને આવ્યા છે. ગીતમાં પરિણમતા અંધકારનું આ ગીત આપણા કાવ્યસાહિત્યની એક સ્મરણીય કૃતિ છે.

---

( પાન ૫૨૦ ઉપરથી )

તો, આ તારટપાલના જમાનામાં ( અને નાયિકા પણ પત્ર લખીને જ આ વધામણી આપે છે તેથી એ આ જમાનાની જ છે એમાં શંકા નથી. તેથી આ જમાનામાં ) પ્રસૂતિ પછી બબ્બે મહિના સુધી પતિને આ વધામણી કોઈએ પહોંચાડી જ ન હોય કે આવો બહાવરોયો અને રસિક પતિ જાતે જઈને કે બીજી કોઈ રીતે વધાવી ન કરે અને નાયિકા દોઢ મહિનાનું નાહ્યા પછી પત્ર લખીને પીવાને સમાચાર આપે ત્યાં સુધી રાહ જોતો બેસી રહે એ બનવાજોગ છે ખરું?

૧-૮-૧૯૫૮ —મનસુખલાલ ઝવેરી

( પાન ૫૨૨થી )

રંગરચના કરે છે. પરંતુ એમનો પ્રિય રંગ તો ઘેરો લાલ જ રહ્યો છે.

એમનાં આયોજનો ઘણી સમજપૂર્વક કરેલાં હોય છે—એમાંનું એક સુંદર ઉદાહરણ આ સાથે આપ્યું છે. અવકાશનું ઉચિત વિભાજન એ તેમનાં ચિત્રોનો એક વિશિષ્ટ ગુણ છે અને એ માટે જાણીતા કલાવિવેચક શ્રી. ચાર્લ્સ ફેબ્રીએ તો ત્યાં સુધી કહી નાખેલું કે 'રાવલ અવકાશની ગોઠવણીમાં અજબ પ્રભુતા ધરાવે છે.'

શ્રી રાવલે જુદાંજુદાં અનેક ભારતીય પ્રદર્શનોમાં ભાગ લીધો છે અને ઇનામો જીત્યાં છે. એમાંનાં ગણાવવા જેવાં કેટલાંક: બોમ્બે આર્ટ સોસાયટીના વાર્ષિક પ્રદર્શનમાં ભારતીય શૈલીના ચિત્ર માટેનું પ્રથમ ઇનામ, તેમ જ લલિતકલા અકાદમીના પ્રથમ પ્રદર્શનમાં પુરસ્કૃત દશ ચિત્રકારોમાંના એક તેઓ પણ હતા. 'માર્ગ', 'ઇલસ્ટ્રેટેડ વીકલી' અને લંડનના 'સ્ટુડિયો' જેવાં સામયિકોમાં તેમનાં ચિત્રો પ્રગટ થયાં છે અને બધેય પ્રશંસા પામ્યાં છે. મુંબઈમાં એમણે બેએક વ્યક્તિ-પ્રદર્શનો ભર્યાં છે. ભારતની અને પરદેશની અનેક જાણીતી વ્યક્તિઓએ એમનાં ચિત્રો ખરીદ્યાં છે—જેમાંનાં બે જાણીતા બ્રિટિશ કવિ સ્ટીફન સ્પેન્ડર પાસે છે. તેઓ એને 'કેન્વાસ પરની કવિતાઓ' તરીકે વર્ણવે છે.

*



આલેખવાની એની અદમ્ય ઝંખના; એટલે એણે ધરતીના લાડકા દીકરા જેવા ગોવાળને-ગ્રામજનને પસંદગી આપી. ગોવાળને ચિતરવો. એટલું જ. એટલે કે બસ, કોઈ પણ ગોવાળને ચિતરવો અને ચિતરવું એટલે બસ ચિતરવું જ. કાગળ ઉપર તો એ ગોવાળ બનીને આવેલી કલ્પના બીજા કશામાં વેરાઈ જાય તોય હરકત નહિ.

પણ અહીં તો કલાકાર ગોવાળને થોડે ઘણે અંશે વળગી રહ્યો. એણે ગોવાળ અને ઘેટાના જૂથને પસંદ કર્યું. મોટું પેટ, વળેલાં શિંગડાં અને પ્રમાણમાં નાના અને પાતળા પગ એટલે જ ઘેટાંને ? એ જ ઘેટાંની સાચી ઓળખાણ. એટલે એણે પેટને મોટું દોરવાનો અને પગને વધુ પાતળા દોરી શરીરને ઓર મોટું બતાવવાનો વિચાર કર્યો. ચિત્રમાં સાચેસાચાં ફોટોગ્રાફ પાડેલાં ઘેટાં આવે એ તો નકલખોરી કહેવાય. એણે તો ઘેટાંને જોઈ એમાંથી પોતે તારવેલું ઘેટાંપણું આલેખવાનું. પણ ઘેટાંને દોરવાં કેવાં ? બધાંય એક સરખાં ? તો તો ભૂમિતિની સમાન રચનામાં અને એમાં ફેર શું ? એટલે એણે એકાદ નાનું ચીતર્યું તો એકાદ મોટું. પણ ઘણાં ઘેટાં દોરવાનાં હતાં એટલે વધારે વૈવિધ્ય દર્શાવ્યું—કોઈને આડું ચિતરીને તો કોઈને ઊભું, કોઈને ઊંચું જોતું તો કોઈને નીચું નમતું. છતાં રહ્યાં તો બધાં ઘેટાં જ. એટલે કે એમનાં સ્વરૂપની એકરૂપતા તૂટી નહિ, પણ છતાંય વૈવિધ્યનો સુમેળ ઉમેરાયો. આ વૈવિધ્યને કારણે વળી ઘેટાંઓની જુદી જુદી ક્રિયાઓ પણ બતાવાઇ

થઈ તે તો વધારાનું.

પછી આવ્યો ગોવાળ. સૂરજનો તાપ અને આબોહવાની બીજી વિટંબણાઓ સહેવા માટે સદા સજ્જ એવો એના શરીરનો ઘેરો રંગ (ને પાછો કૃષ્ણનો ગોઠિયો પણ ખરો ને?) એક ધોતલી અને એક ફાળિયું. બસ આટલું જ? બપોરનું ભાતું સાથે લઈ નીકળે તે પોટલી અને પેલી હંમેશની સાથીદાર લાકડીનું શું? એણે બેયનો સુમેળ લાકડી પર પોટલી લટકાવીને કરી આપ્યો. બસ આટલું ઘણું. એને વળી ભપકો અને દોરદમામ શાનો? રંગીન કેડિયું, ઝૂલવાળો ચોરણો અને ભાતવાળું મેલખાયું પણ એને પહેરાવી શકાય–પણ તે તો જાણે આપણે કોઈ ખાસ પ્રસંગનું વર્ણન કરતા હોઈએ તેવું લાગે. (ભૂગોળની ચોપડીના ઉદાહરણ માટે–અમુક પ્રાંતના લોકોનો પહેરવેશ વર્ણવવાની દૃષ્ટિએ–એ ઉપયોગી થાય ખરું!) આપણે તો એના આખાયે સ્વરૂપનો–જીવનનો પ્રાણ પકડવો છે. રોટલો, છાશ અને ડુંગળી ખાવી, ખાદીનાં કે બરછટ કપડાં પહેરવાં, ઢોર ચારવાં અને ખેતી કરવી, એમાં કયાં ભપકો આવ્યો કે આપણે એને છેલછબીલો દોરીએ? એના કરતાં એને એના જીવન જેવો જ સીધો સાદો આલેખીએ તો? એ જ વધુ નજીકનું સત્ય નથી લાગતું? આમ આપણે ગોવાળને દોર્યો તો ખરો, છતાંય એક વસ્તુ પ્રત્યે સતત કાળજી રાખવાની કે ભાઈ, આમ કરવા જતાં (થોડી ઘણીય વીગતોનું આલેખન કરવા જતાં) કયાંક પાછું આકારોનું ઐકય તો ભાંગી નથી પડતું ને? પણ આમાં તો ઊલટું એ સહાયક નીવડે છે. બધાં ઘેટાંના પગની પાતળી રેખાઓ ઊભી અને ખભે નાખેલ લાકડીની એક જ આડી રેખા કેવી પૂરક બની રહી છે! ઘેટાંની આંખો જરાતરા દેખાડી તો ગોવાળની પણ બતાવવી જ પડે ને? અને ખરીઓ આલેખી તો આંગળાંએ શો ગુનો કર્યો? એક ચિત્રમાંના બધાય હિસ્સા સરખા લયમાં યોજાવા જોઈએને?

છતાંય એક મોટો પ્રશ્ન રહે છે તે ગોઠવણીનો ઘેટાંના શરીરના ઊજળા રંગના કેટલા બધા લાંબા અને આડા સમૂહ છે! અને એની સાથે એમનાથી બહુ ગણી ઊંચાઈ ધરાવતું મનુષ્યશરીર અને તે પણ સમૂહની દૃષ્ટિએ તો ઘેટાના સ્વરૂપ સાથે સામ્ય ધરાવતું હોય તો જ યોગ્ય કહેવાય. ઘેટામાંનું ઘેટાપણું તો ઝીલાયું પણ આ ગોવાળનું ગોવાળપણું પણ સચવાવું જોઈએને! કાં તો એ વાંસળી વગાડતો હોય, કાં તો દુહા લલકારતો હોય. અરે, એટલી બધી વીગતમાં કયાં ઊતરવું? (કારણ કે ઘેટાની પણ એવી ઝીણી ખાસિયતો આપણે બાદ કરી છે.) એટલે એને ફક્ત ગાતો જ, ડોકી ઊંચી કરતો જ બતાવીએ એટલે બસ, અને વળી પાછો ઊભો. ઊભા ઘેટાંના આડા આકારોને પૂરતો એનો ઊંચો ઊભો આકાર પણ યોગ્ય થઈ રહેશે.

બધા આકારો એકસરખી સપાટીવાળા રહે એ પણ બરાબર ન કહેવાય. કયાંક થોડું ખરબચડું ને કયાંક લીસું રાખ્યું હોય તો વળી ઔર રસમય બને. પણ હજી એક પ્રશ્ન છે. આકારોને આગળ આવતા અને પાછળ જતાં કેમ બતાવવા? છાયા બતાવીએ તો કદાચ બીજા આછા આકારોનું મહત્ત્વ મારું જાય અને વળી ઘરેડમાં–પ્રણાલીબંધનમાં ઘસડાયા જેવું પણ કહેવાય. એટલે એને છોડો. બીજી એક રીત છે રેખાની. પાતળી-નજીકથી જોઈએ તો જ દેખાય એવી રેખા દોરીએ તો પગને શરીરથી આગળ આવતાં બતાવી શકાય અને છતાં એ હવે આકારોના સામાન્ય આયોજનમાં (પાતળી હોવાને લીધે) ખલેલરૂપ પણ ન થાય.

આ બધા આકારો તો નક્કી થયા–પાસેના અને એની ઉપરના. પણ પશ્ચાદ્‌ભૂનું શું? ત્યારે કલાકારને થયું કે પશ્ચાદ્‌ભૂમિની શી જરૂર છે? એમાં વળી જો કાંઈ વીગતલેખન અથવા તો ઓળખી શકાય તેવો પદાર્થ દર્શાવવામાં આવે તો–અત્યાર સુધી જેની પાછળ વિચાર કરવામાં પ્રાણ રેડ્યો તે મુખ્ય આકૃતિઓનું મહત્ત્વ કેટલું રહે? સાવ ઘટી જ જાયને? માટે એવી પશ્ચાદ્‌ભૂમિ આલેખો કે જેથી મૂળ આકૃતિઓ ઝાંખી પડી ન જાય, બીજા ભાગો પાંખા (છાયાચિત્ર) જેવા ન બની જાય.

આપણી આજુબાજુ શું છે? કોઈ કહેશે અવકાશ. પણ અવકાશ એટલે શું? તો કહેશો કે ખાલી જગ્યા. પણ બસો વરસ પહેલાંનો એક ચિત્રકાર કહેતો હતો કે અવકાશ એ હવા છે. આપણી આજુબાજુ હવા તો છે જ એ આપણે કબૂલવું જોઈએ, અને હવાને લીધે જ આપણે છીએ એ પણ. એ હવાને પશ્ચાદ્‌ભૂમિ તરીકે આલેખી હોય તો? પણ એ કેમ બને? એને ન તો રંગ છે ન આકાર. પણ એ માણી તો શકાય છે ને? બસ તો એ નથી છતાં છે એ જ એની ઓળખાણ. કલાકારે ભીની પીંછી લઈને રંગને (હવાની જેમ જ) ફાવે તેમ ઊતરવા દીધો. રંગ કયાંક ઘેરો થયો તો કયાંક આછો—કયાંક કોઈ ઓળખી

( પા. ૫૨૮ ઉપર )

## સ્વ. કિશોરલાલ ઘ. મશરૂવાળા [ જન્મ ૧૮૯૦; મૃત્યુ ૯-૯-૧૯૫૩ ]

ચિંતક કંઈ અમસ્તા નથી થવાતું. સત્યની શોધ માટેની અદમ્ય નિષ્ઠા, એને માટેની મથામણ, પોતાનાં મંતવ્યો રજૂ કરવા માટેની નિર્ભીકતા, સત્યને ખાતર જીવન સમર્પિત કરવાની તૈયારી — આ બધુંય જોઈએ. કિશોરલાલભાઈ ને આનો વારસો તો પાછલી પાંચ પેઢીથી મળેલો.

પિતાનું નામ ઇચ્છારામ. નાનપણથી જ એમની શરીરસંપત્તિ નબળી. એની અસર કિશોરલાલભાઈ પર ઊતરેલી. માતા તો કિશોરલાલને સાતેક વર્ષના છોડીને ગુજરી ગયેલાં. પણ માતા-પિતાની ધર્મ વિશેની અનન્ય શ્રદ્ધા કિશોરલાલભાઈમાં ઊતરી. એ શ્રદ્ધાથી જ પ્રેરાઈને અકસ્માતમાંથી બચી જનાર કિશોરલાલ સહજાનંદ સ્વામીની કૃપાથી જ બચી ગયા એવા દૃઢ વિશ્વાસથી માતાપિતાએ કિશોરલાલના નામ પાછળ સહજાનંદ સ્વામીનું 'ઘનશ્યામ' નામ મૂક્યું. અને એથી 'કિશોરલાલ ઇચ્છારામ' નહીં પણ 'કિશોરલાલ ઘનશ્યામ' નામ પ્રસિદ્ધિમાં આવ્યું.

કિશોરલાલભાઈ નેય સહજાનંદ સ્વામીમાં એટલી જ શ્રદ્ધા. સત્યાગ્રહ આશ્રમની રાષ્ટ્રીય શાળામાં જ્યારે તે શિક્ષક થયા ત્યારે ત્યાં પણ સ્વામીનારાયણ સંપ્રદાય મારફત સેવા કરવાનો પિતાજીનો આદેશ ભૂલ્યા નહોતા. એમની તો ત્યાં સુધીની ઇચ્છા હતી કે સંપ્રદાયના આશ્રયે એક વિદ્યાપીઠ શરૂ કરવી પણ સંપ્રદાયના અગ્રણી સાધુઓમાંથી કે આગેવાનોમાંથી એમને સાથ કે સહકાર મળ્યા નહીં. સહજાનંદ સ્વામીની તે નિયમિત રીતે પાઠપૂજા કરતા. કૉલેજમાં જતા. કિશોરલાલભાઈ તિલક અને એની વચમાં પાઈ જેવડો હિંગળોકનો ચાંલ્લો કરીને જતા.

સંપ્રદાય તરફની આવી અનન્ય શ્રદ્ધા હતી પણ એમના સત્યાન્વેષી આત્માને માટે એ સંપ્રદાય પર્યાપ્ત થઈ શક્યો નહીં; અને આ જન્મમાં જ સાચું પારમાર્થિક સ્વરાજ્ય પ્રાપ્ત કરવાની મથામણ એમના ચિત્તમાં શરૂ થઈ. આ મથામણ ત્યાં સુધીની કે એ સ્વજનોને છોડી દેવા તૈયાર થાય છે, દૂરની ઝૂંપડીમાં એકાંત સેવે છે, ત્યાં પણ સંતોષ ન થતાં સૌને છોડીને ચાલી નીકળે છે. ક્યાં જવું એ નક્કી નથી. શું થશે એની ચિંતા નથી. મન તો રોકાયેલું છે સત્યના પંથે. પૂ. કેદારનાથજી એમની સાથે જાય છે અને એક સાચા ગુરુને છાજે એટલી આત્મીયતાથી કિશોરલાલભાઈની માનસિક પરિસ્થિતિમાં રસ લઈ એમની સાથે એ પ્રશ્નો વિશે વાતચીત કરે છે. એક ધન્ય ક્ષણે એવી એક વાતચીતમાંથી જ કિશોરલાલભાઈ ને જીવનને જોવા-સમજવાની દૃષ્ટિ મળે છે. આ દૃષ્ટિ લાધ્યા પછી એમના જીવનમાં સ્થિરતા આવે છે; અને એ વ્યવહારમાં પાછા પરોવાય છે.

પણ વ્યવહારમાં ધાર્યા પ્રમાણે કામ કરવા દે એવી એમની શરીરસંપત્તિ નહોતી. દમના રોગે યુવાનીમાં જ દેખા દીધેલી; અને તે છેક મૃત્યુપર્યંત રહ્યો. મહામુશ્કેલીએ શ્વાસ લેવાતો. ઉધરસ આવતી ત્યારે બેવડ વળી જતા. હવા અને ફેફસાં વચ્ચેના આડવેર સામેની એ ઝુંબેશ હતી. પણ એથી એ નિરાશ કે હતાશ નહોતા થયા. એટલી શારીરિક પીડામાંય એમણે જિંદગીભર અવિરતપણે કામ કર્યા કર્યું છે. અને એ કામ તે સત્યાગ્રહની રાષ્ટ્રીય શાળાના એક શિક્ષકથી માંડીને તે વિદ્યાપીઠના મહામાત્ર, ગાંધીસેવાસંઘના પ્રમુખ, સત્યાગ્રહની લડતના અગ્રણી કાર્યકર્તા, હરિજનપત્રોના તંત્રી અને ચિંતનાત્મક ગ્રંથોના સર્જક અને અનુવાદક સુધીનું.

શિક્ષક તરીકે એમણે વિદ્યાર્થીઓનાં દિલ જીતી લીધાં હતાં કારણ કે એ સૌના સ્વજન બનીને રહેતા. વ્યવસ્થિત અને નિયમિતપણે કામ કરનાર તરીકેની એમની પ્રતિષ્ઠા હતી. એક આદર્શ શિક્ષક તરીકે શું શીખવવું છે તેનો તે અગાઉથી વિચાર કરી લેતા. પણ છતાંય પોતાને માપવાનો ગજ એ હંમેશાં મોટો રાખતા. એમને એમ લાગ્યા કરતું

[ વિશ્વમાનવ : સપ્ટેમ્બર '૫૮ ]

કે શિક્ષણક્ષેત્ર માટે પોતે અયોગ્ય છે. કારણ કે પોતે બહુશ્રુત નથી.

કિશોરલાલભાઈ એમના પ્રત્યેક કાર્યમાં પોતાની બુદ્ધિને જે યોગ્ય લાગે તે પ્રમાણે વર્તવાનો આગ્રહ રાખતા. ઘણીવાર ગાંધીજીના વિચારોથી તે જુદા પડતા અને એવે પ્રસંગે પોતાનો મત નિઃસંકોચપણે જાહેર કરતા. ગાંધીજીએ પણ કહેલું કે સત્યની અમારી ખોજ એક માર્ગે નહીં, પણ સમાન્તર માર્ગે ચાલે છે. પણ છતાંય કિશોરલાલભાઈએ ગાંધીજીની વિચારણા વિશદ રીતે સમજાવવામાં મહત્ત્વનો ફાળો આપ્યો છે. ટૂંકમાં ગાંધીગ્રન્થનું વિવરણ બનીને એમણે વિશાળ જનતાને ગાંધી–વિચાર–સરણી સમજાવી હતી.

પોતાની વિશિષ્ટ વિચારણાને એમણે અનેક લેખો, વ્યાખ્યાનો અને પુસ્તકો દ્વારા અભિવ્યક્ત કરી. 'જીવનશોધન,' 'સમૂળીક્રાન્તિ' અને 'કેળવણીના પાયા'એ એમની ફિલસૂફીના મહત્ત્વના સિદ્ધાન્તો સમજાવતાં પુસ્તકો છે. તત્ત્વજ્ઞાનને એ બુદ્ધિના અટૂલા મિનાર પરથી નીચે ઉતારીને જીવનની ભૂમિકા પર મૂકે છે. એ સામાજિક દૃષ્ટિને નજર સમક્ષ રાખીને જ એમણે પરભાષાનાં કેટલાંક પુસ્તકોના અનુવાદો કર્યા છે. અન્યોન્યના સહકારથી જીવન સુખમય બને છે એમ દર્શાવતા મોરિસ મેટર્લિંકના 'લાઈફ ઑફ ધી વ્હાઈટ એન્ટ' નામના પુસ્તકનો 'ઊધઈનું જીવન' નામે એમણે અનુવાદ કર્યો છે. હતાશ ન થતાં અવિરત કર્મયોગને પંથે પળેલા માનવીનું જીવન આલેખતું 'માનવી ખંડિયેરો' પણ એ દૃષ્ટિએ કરેલો અનુવાદ છે. આવાં અનેક પુસ્તકો એમણે આપ્યાં છે. એમાંથી સાર્વજનિક જીવનધ્યેય અને સ્વાશ્રયના એમના સિદ્ધાંતો પ્રતીત થાય છે.

કિશોરલાલભાઈની વિચારણા ક્યારેક પરમ્પરાને અનુસરનારી, ક્યારેક નવો વળાંક આપનારી, તો ક્યારેક પરંપરાને તોડનારી છે. એમની આ વિચારણાઓ જમાનાની પરિસ્થિતિને અનુલક્ષીને ઘડાઈ છે કે એ કાલનિરપેક્ષ છે; અને છે તો કેટલે અંશે એ બધું વિચારવાનો સમય પણ હવે પાકી ગયો છે. શ્રી. વિષ્ણુપ્રસાદ ત્રિવેદીએ એ વિશે એક સૂચકવિધાન પણ કર્યું છેઃ "જીવનની તાત્કાલિક જરૂરિયાતોને તાત્ત્વિક પુષ્ટિ ફિલસૂફો ઘણીવાર આપે છે. આપણા દેશની વર્તમાન સ્થિતિ અને શ્રી. મશરૂવાળાની ફિલસૂફી આ વસ્તુનું એક સારું નિદર્શન છે." (પરિશીલનઃ પૃ. ૧૧૫). પણ ત્યાંથી એ અટકી ગયા છે. એમની વિચારણાનું સાચું મૂલ્યાંકન કરીને જ આપણે એમનું ઋણ અદા કરી શકીએ. નવમી સપ્ટેમ્બરે—એમની પુણ્યતિથિના પ્રસંગે એની યાદ આપવી અસ્થાને નહીં લેખાય.

—અ.

## પ્રવૃત્તિ ને પડઘા

## આ વિભાગમાં—

* ગુજરાતભરનાં સંસ્કાર અને શિક્ષણકેન્દ્રો, સાહિત્ય અને કલાકેન્દ્રોની ખાસ નોંધપાત્ર પ્રવૃત્તિઓ અંગે—
* ગુજરાત બહાર વસતા ગુજરાતીઓ( કલકત્તા, દિલ્હી, આફ્રિકા વગેરે મુખ્ય મથકો સહિત)ની ઉપર કહી તેવી પ્રવૃત્તિઓ અંગે—મિતાક્ષરી સમાચાર આપવાની ઇચ્છા છે.

ગુજરાત અને બહારનાં કેન્દ્રો જરૂરી માહિતી મોકલતાં રહેશે તો "વિશ્વમાનવ" ઉપકૃત થશે.

### નર્મદજયંતી : ઔપચારિક ઊજવણી !

તા. ૨૪-૮-૫૮ને રોજ કવિ નર્મદની ૧૨૫મી જન્મજયંતી ગુજરાતે ઊજવી એમ કહી શકાય—પરંતુ એ કહેવા જેટલું જ. આખા ગુજરાતમાં કેટલે સ્થળે ઊજવાઈ ? ગુજરાતનાં મુખ્ય મુખ્ય શહેરોમાં પણ ક્યાં ઊજવાઈ ? અને કેટલી સંસ્થાઓએ ?

નર્મદ કવિ હતો, અને તેથીય મોટો વિવિધ સાહિત્યક્ષેત્રે નવાં પગરણ પાડનાર હતો, અને તેથીય મોટો કહી શકાય તેવો સંસારસુધારક હતો; અને એથીય વિશેષ તો, જ્યારે જ્યારે જે સત્ય લાગ્યું તે સંપૂર્ણ નિર્ભીક રીતે જાહેર કરનાર સત્યાગ્રહી હતો. જેવું માનતો હતો, તેવું બોલતો હતો, ને લગભગ તેવું વર્તન કરનારો, વિચાર-વાણી ( લેખનસહિત ) અને કર્મની એકતા સાધનારો સાધક હતો. જિંદગીભર એ વિચાર, વાઙ્મય ને કર્મથી ઝૂઝતો રહ્યો ને સહન કરતો રહ્યો. પાછલા જીવનમાં સુધારા અંગેના એના વિચારો ફેરવાયા ત્યારેય જીવનની આ એકતા એણે છોડી નથી.

૧૯મી-૨૦મી સદીમાં, બ્રિટિશ રાજ્ય, શિક્ષણ અને સંસ્કારના સ્પર્શથી બધી રીતે પલટાઈ રહેલા સંસારના પ્રતિનિધિ સમો નર્મદ, ગુજરાતની નવયુગી અસ્મિતાનો પ્રથમ પુરુષ હતો. યુગની શક્તિ અને કમજોરીનો પડઘો પાડતો અને યુગને પ્રેરતો યુગપુરુષ હતો. આજના આપણા જીવનનાં કેટલાં બધાં મૂળિયાં નર્મદ સાથે સંકળાયેલાં છે ?

આવા યુગપુરુષની સવાસોમી જન્મજયંતી જૂજ *સાહિત્યની સંસ્થાઓએ, સુધારાની ભાગ્યે જ કોઈ સંસ્થાએ* એ અને કેટલીક શાળા-કૉલેજો સિવાયની ભાગ્યે જ કોઈ કેળવણીની સંસ્થાઓએ તથા ચિંતન-વિચાર કરનારા સારસ્વતોની મંડળીઓએ ઊજવી. ... કવિની જન્મભૂમિ એક સુરત શહેરને બાદ કરતાં, વિશાળ શહેરીઓએ જેમાં ભાગ લીધો હોય તેવું ય ક્યાં બન્યું ? કદાચ નર્મદની આ જન્મજયંતીનો મુખ્ય યશ રેડિયોને ભાગે જ જાય છે, એય જેવી તેવી વિચિત્રતા છે ?

પરંતુ, રેડિયો દ્વારા પ્રસારિત થયેલા ઉચ્ચ કક્ષાના સાક્ષર સાહિત્યકારોનાં ભાષણો શાથી 'ખોખલાં' સંભળાયાં ? સ્વ. નવલરામથી માંડી સ્વ. પાઠક સુધીનાં મૂલ્યાંકનોનો સર્વસાધારણ પડઘો પાડવાથી વધુ તાજગીભર્યું, નવું ચિંતન અને વિવેચન સાંભળવા મળ્યું નહિ !

નર્મદનાં લખાણોથી સુપરિચિત અધ્યાપકો માટે એ કાંઈ અશક્ય ન હતું. કદાચ, બહુ પ્રવૃત્તિના બોજા નીચે લદાયેલા આપણા આ વિદ્વાનો માટે, આવે પ્રસંગેય અંતરના ઉમળકાથી રસાઈ જઈ, ફરી એકવાર નર્મદ-સાહિત્યમાં થોડાક કલાકો એકાગ્ર બની રમમાણ થવાનું બન્યું નહિ કે શું—સાવ જાણે છેલ્લી ઘડીએ ઘસડી કઢાયેલા સર્વસાધારણ વિવેચન-પ્રશંસાથી અધિક કશું ગુજરાતને મળ્યું નહિ !

આવો મોટો પ્રસંગ પણ સાવ ઔપચારિક ઊજવણી બની ગયો !

—સો.

કવિ નર્મદની ૧૨૫મી જન્મજયંતીના ઉત્સવનો મંગલારંભ ૨૪–૮–૫૮ની સવારે સવાસાત વાગે કવિના અસલ નિવાસસ્થાન આગળથી પ્રભાતફેરીથી થયો હતો.

પ્રભાતફેરીમાં સુરતના લેખકો અને સંસ્કારપ્રેમીઓએ સારી સંખ્યામાં ભાગ લીધો હતો. કવિ નર્મદનાં અને એને લગતાં ગીતોનું સમૂહગુંજન કરતી આ પ્રભાતફેરી 'ગાંધી ઉદ્યાન'માં આવ્યા પછી પ્રતિમાને સંખ્યાબંધ સંસ્થાઓ તથા વ્યક્તિઓએ પુષ્પમાલાર્પણ કર્યું હતું.

સાંજે કોંગ્રેસ હાઉસમાં શ્રી ઉમાશંકર જોશીના પ્રમુખપદે શ્રી જ્યોતીન્દ્ર દવેના સંચાલન હેઠળ કવિઓએ નર્મદ કાવ્યાંજલિ આપી હતી. ચિકાર માનવમેદનીએ કવિ નર્મદ વિષયક કાવ્યો તથા વિદ્વાન વક્તાઓનાં પ્રવચનો સાંભળ્યાં હતાં.

*

આકાશવાણી અમદાવાદ વડોદરાના સહકારથી સુરત નર્મદ સાહિત્યસભાએ સુરત ખાતે તા. ૨૪–૮–૫૮–ના રોજ નગીનચંદ હોલમાં રાત્રે ૯–૧૫થી ૧૧–૦ સુધી નર્મદ રત્નજયંતીનો કાર્યક્રમ યોજ્યો હતો. કાર્યક્રમના પ્રમુખ તરીકે જાણીતા વિવેચક પ્રા. વિષ્ણુપ્રસાદ ત્રિવેદી હતા.

કાર્યક્રમનો પ્રારંભ નર્મદરચિત સ્તુતિથી થયો હતો. બાદ પ્રા. વિષ્ણુપ્રસાદ ત્રિવેદીનું પુરોવચન અને ત્યાર પછી ગુજરાતના કવિજનોએ નર્મદને કાવ્યાંજલિ અર્પી હતી. પછી ગુજરાતના પ્રતિષ્ઠિત સાહિત્યકારોનો સંવિવાદ થયો હતો. જેમાં શ્રી. ઉમાશંકર જોષી 'કવિ નર્મદ,' શ્રી. જ્યોતીન્દ્ર હ. દવે 'સુધારક નર્મદ', શ્રી. નટવરલાલ માલવી 'પત્રકાર નર્મદ' અને શ્રી. મોહનલાલ પાર્વતીશંકર દવેએ ગદ્યલેખક અને 'કોશકાર નર્મદ' વિશે પોતાનાં મંતવ્યો રજૂ કર્યાં હતાં. બાદ જાણીતા પત્રકાર શ્રી. ઈશ્વરલાલ દેસાઈએ નર્મદરચિત 'હિન્દુઓની પડતી' એ કાવ્યમાંથી વાચન કર્યું હતું.

એ પછી નર્મદરચિત ગીતો, ગરબીઓનું સંઘગીત રજૂ થયું હતું. તેનું સંગીતનિયોજન જાણીતા સંગીતવિદ્ શ્રી કંચનલાલ મામાવાળાએ કર્યું હતું. એ પછી નર્મદચંદ્રક-વિજેતા શ્રી. કિશનસિંહ ચાવડાએ નર્મદના 'આત્મકથન' 'મારી હકીકત'નું મૂલ્યાંકન કર્યું હતું, અને શ્રી. ચંદ્રવદન મહેતાએ એમની આગવી શૈલીમાં નર્મદના આત્માને સાદ દેતી એકાંકિત રજૂ કરી હતી. બાદ પ્રા. વિષ્ણુપ્રસાદ ત્રિવેદીએ 'સ્મરણાંજલિ' આપી હતી. "જય જય ગરવી ગુજરાતના" સમૂહગાન સાથે કાર્યક્રમની સમાપ્તિ થઈ હતી.

**નર્મદ–સાહિત્યનું પ્રદર્શન**

કવિ નર્મદની સવાસોમી જન્મજયંતી પ્રસંગે કવિ નર્મદના સાહિત્યને ચિત્રોનું પ્રદર્શન સુરત સુધરાઈ તરફથી ગાંધીબાગમાં રંગ ઉપવનનાં મંચ પર યોજાયું હતું.

## રાણી બાગમાં નર્મદની પ્રતિમા જોઈને

[ નર્મદજયંતી પ્રસંગે રેડિયો ઉપરથી પ્રસારિત લાંબા કાવ્યમાંથી ]

અહોહો !  
સો સો વરસ ને ઉપર પણ પા સદી !  
આવી આ તાપી નદી.  
કૈં કૈં જ્યહીં ભરતી ચઢી ને ઊતરી ઓરો ભદી !  
પણ તેં ચઢાવી એક દિન તેવી પછી ચઢી ના કદી;  
ને ઓટ એવી તો પછી અહીં લોકનેય ગઈ સદી  
કે હે કવિવર ! આજ તું અહીં હોત  
જોઈને આ જિંદગી કેરુ પલેપલ મોત  
ભડકો થઈ ઊઠી હતે બળવા વિશે તવ આકળી એ પ્રાણ જ્યોત.

નર્મદ કવિ ! હે ભાત !  
તેં જોયું તે હજી ક્યાં અહીં અરુણ પ્રભાત ?  
લોકને આંખે હજી અંજાયલી છે રાત  
તું હતે તો — ખાતરી — એવું કૈંક તો ગાત  
કે કંઈક વ્હેલી પધારી લોકની ( રે કોકની ) નિંદ્રા અહીંથી—  
ઊડી જાત.

—કિશનસિંહ

[ આ. ઇ. રેડિયોના સૌજન્યથી ]

હમણાં ભારતના કેટલાક આગળ પડતા ચિત્રકારોએ (જેઓ સારા શિલાલેખકો–lithographers પણ છે) તેમણે મળીને ચૂંટેલી શિલાછાપોનું એક પ્રદર્શન યોજ્યું. એ પ્રદર્શન વડોદરા, અમદાવાદ, મુંબઈ વગેરે જગ્યાએ ફર્યું અને ભારતનાં બીજાં શહેરોમાં ફરશે. આયોજકોનો હેતુ દેશમાં વિકસી રહેલી હુન્નરઉદ્યોગ કલાનો (ખાસ કરીને શિલાછાપ જ) બહોળો ફેલાવો કરવાનો છે. સારા શિલાલેખકોનો તેમને સહકાર મળ્યો છે અને બીજાઓના સહકારની આશા છે. હાલ તેમણે બહુ નાના પાયા પર ચાર ચિત્રકારોની શિલાછાપના આઠેક નમૂનાઓ રજૂ કરેલા. એમાં સર્વશ્રી હુસેન, ગાયતોંડે, તૈયબ મહેતા અને રામકુમાર હતા. હવે પછી તેઓ બીજા ચિત્રકારો જેવા કે એન. એસ. બેન્દ્રે, સુબ્રમણ્યન્ વગેરેની શિલાછાપો રજૂ કરશે.

આ પ્રદર્શનની સાથે જ હાલના અમેરિકન ચિત્રકારોના વૂડકટ, લીનોકટ, સેરીગ્રાફ અને શિલાછાપોનું પ્રદર્શન પણ શામેલ હતું. ન્યુ યૉર્કના મ્યૂઝિયમ ઑફ મૉડર્ન આર્ટની આંતરરાષ્ટ્રીય પરિષદ દ્વારા શ્રી પોર્ટર એ. મેકેએ એનું આયોજન કરેલું હતું. રજૂ થયેલી પચીસ છાપોમાં હાલના અમેરિકન કલાકારોની છાપકલા પરનું પ્રભુત્વ સિદ્ધ થતું હતું.

આ ઉપરાંત હમણાં પરદેશથી એક બીજું પ્રદર્શન આવ્યું તે કલાકાર રેમ્બ્રાંનાં ચિત્રોના ફોટોગ્રાફ્સનું. તેમાં રેમ્બ્રાંના જીવનનો (પ્રસંગવાર) ટૂંક પરિચય તેમ જ એના ચૂંટેલાં ચિત્રોનો ઇતિહાસ પણ (શક્ય તેટલો) આપવામાં આવ્યો હતો. એના સમકાલીન ચિત્રકારોનાં ચિત્રોની સરખામણીમાં રેમ્બ્રાંની સર્જનશક્તિ કેવી અપૂર્વ હતી–તે ઉદાહરણો સહિત દર્શાવેલું હતું. પ્રદર્શન સાથે બહાર પાડેલા કૅટલૉગમાં પણ લગભગ બધાંય ચિત્રો અને રેમ્બ્રાંનો જીવનપરિચય ચાર ભાષાઓમાં આપવામાં આવેલો હતો. આ એક પ્રશંસનીય પગલું છે અને આપણી રાષ્ટ્રીય અકાદમીના અધિષ્ઠાતાઓએ વિચારવાયોગ્ય છે.

ભારતની રાષ્ટ્રીય-લલિતકલા અકાદમી તરફથી ભારતના સમકાલીન ચિત્રકારોની ગ્રંથમાળામાંની પ્રથમ પુસ્તિકા શ્રી એન. એસ. બેન્દ્રે પર પ્રગટ થઈ છે. આશરે ચોવીસેક ચિત્રો (એમાંના ત્રણ–ચાર રંગમાં) આપવામાં આવ્યાં છે, અને બેએક પાનામાં એમનો પરિચય આપેલો છે. બેન્દ્રેની કલાના વિકાસને ભારતીય આધુનિક કલાના વિકાસરૂપ ગણાવી શકાય. કલાજગતમાંની બધી નવી હિલચાલોના એ સમર્થક અને સહભાગી રહ્યા છે. એમના શરૂઆતનાં ભૂમિદૃશ્યોથી માંડીને હાલના ભાવાત્મક ચિત્રપ્રણાલી સુધીનો એમનો વિચાર–વિસ્તાર દર્શાવવામાં આવ્યો છે. છતાંય એમ થાય છે કે વધુ પડતાં રેખાચિત્રો પસંદ કરવાને બદલે ચિત્રો જ આપ્યાં હોત તો સારું થાત. છતાં આ પ્રશંસનીય પગલું છે એ તો નિઃશંક છે.

---

[પાન પ૧૩થી]

શકાય તેવા આકાર જેવું થયું તો ક્યાંક સાવ અસ્પષ્ટ. બસ હવાની–અવકાશની અચોક્કસતા પકડાઈ ગઈ. એક રીતે જોઈએ તો એમાં કંઈ જ નથી. પણ એમાં કાંઈ નહિ હોવાને લીધે જ જેમાં 'કાંઈક છે' એવા બીજા આકારોને છતા કરે છે, એટલે એનો હિસ્સો નાનોસૂનો ન કહેવાય. અનુકૂળ ગોઠવણી કરવા માટે ત્યાર બાદ ક્યાંક ક્યાંક રંગ ઘસી કાઢ્યો તો ક્યાંક વધુ ઘેરો બનાવ્યો એ પણ આપણે શોધી શકીશું.

આમ જાણે કે આપણે ચિત્ર કરવાની એક રમત રમી નાખી, અને એ રમતમાં આપણે પણ અજાણપણે ભાગ ભજવી આવ્યા. જે ચિત્રકારે દોર્યું તે આપણે જોયું અને અનુભવ્યું એટલે આપણને પણ પેલા ચિત્રના આકારો જેવા જ લાંબા–પહોળા વિસ્તારના અવકાશમાં રખડવાનું મળ્યું. અવકાશની શૂન્યતામાં નહિ પણ એ અવકાશમાં રહેલી હવાના હળવા ભારે પ્રવાહમાં જામેલી સંતાકૂકડીમાં આપણે ભમ્યા. ચિત્રના મથાળે પહોંચી જતાં જાણે કે ખૂબ ઊંડી ડૂબકી મારી હોય તેમ થઈ ગયું કે અહોહો–કેટલો લાંબો, વિસ્તીર્ણ પટ છે આ જગ્યાનો! ક્યાંક ડૂબી તો નહિ જવાયને? પણ જરાક આગળ જતાં જ હળવા રંગની કક્ષાએ–આણવાયુના હળુ સ્પર્શે પાછો શ્વાસ ચલાવ્યો. ક્યાંક ઘેટાંએ તો ક્યાંક ગોવાળે, ક્યાંક લાકડીએ તો ક્યાંક વળી પોટલીએ આવીને શૂન્યને પૂરી દીધું. હવામાં ઝૂલવાનો–ઊડી જવાનો તો ક્યાંક વળી બેસી પડવાનો અને વળી પાછો છૂટવાનો—એવી જીવનની ગતિનો આપણે અનુભવ કર્યો. કલાકારની પીંછી તમને બેસવા દે જ નહિ. એ તો બસ સાહસ પર સાહસ કરાવ્યે જ જાય. અહીંથી ત્યાં અને ત્યાંથી બીજે ક્યાંક એમ જુદા જુદા આકારો પર કુદાવ્યે જ જાય–પણ ક્યાંક પડવા ન દે, ડૂબવા ન દે. ત્યારે આપણે કલાકારની પીંછીના પ્રાણને બિરદાવીએ એમાં શી નવાઈ?

—ગુલામ મોહમ્મદ શેખ

## બા. મ. પંડિત ગટ્ટુલાલજી ( જીવન અને સાહિત્ય )

લેખક : ડૉ. શ્રીમનલાલ મ. વૈદ્ય
પ્રકાશક : શુદ્ધાદ્વૈત સંસદ : મોડાસા ( જિ. સાબરકાંઠા )
કિંમત : રૂ. ૩–૦૦

પં. ગટ્ટુલાલજી વૈષ્ણવ સંપ્રદાયના પંડિત આચાર્ય હતા. ૭ વર્ષની કૂળી વયે એ બાળકને શીળીના રોગે જિંદગીભરનો અંધ બનાવી દીધો હતો. જીવનની આવી કરુણતા અને કઠોરતા છતાં શ્રી. ગટ્ટુલાલજીએ બાલ્યવયથી જ અસાધારણ પ્રતિભા પ્રાપ્ત કરી હતી. તેમના પિતાજી તથા મોસાળપક્ષે માતામહ–ઉભય પક્ષેથી વિદ્વાનો વારસો તેમને મળ્યો હતો; અને ૯મા વરસે તો તેઓ સંસ્કૃત ભાષામાં શ્લોકો બનાવતા થઈ ગયા હતા. ૧૩ વર્ષની વય થતાંમાં તો વ્યાકરણગ્રંથો અને સંસ્કૃત કાવ્યગ્રંથો તેમણે કંઠાગ્ર કરી લીધા હતા. ૧૪મા વરસથી તેમણે દર્શનશાસ્ત્રનો અભ્યાસ આરંભ્યો અને ૧૭–૧૮વર્ષની વય થતાં તેમાંય નિપુણતા પ્રાપ્ત કરી લીધી.

પ્રજ્ઞાચક્ષુ પંડિત ગટ્ટુલાલજીમાં શીઘ્ર કાવ્યશક્તિ, સ્મરણ-શક્તિ અને અષ્ટાવધાની શક્તિ અદ્‌ભુત હતી. કોઈ પણ પ્રકારની પૂર્વ તૈયારી વિના તેઓ સંસ્કૃતમાં (અને ગુજરાતી-માંય કવચિત ) વિવિધ વિષય અને રસનાં શીઘ્ર કાવ્યો રચતા હતા; લગભગ અરધા કલાક સુધી જુદી જુદી ભાષાઓમાં વંચાતા ફકરાઓના ફકરાઓ એક જ વાર સાંભળી, શબ્દશઃ પ્રતિશ્રવણ કરી બતાવતાં હતા; અને એક સાથે અનેક અવધાનો સાધી શકતા હતા. દેશભરમાં પંડિતોની સભાઓમાં પં. ગટ્ટુલાલજીની આ શક્તિઓ વારંવાર પ્રગટ થઈ હતી. ઉપરાંત શાસ્ત્રાર્થ અને તત્ત્વચર્ચાની સભાઓમાં પણ તેમની પ્રતિભા પંકાઈ હતી.

ભારતભરના દેશી અને વિદેશી શાસ્ત્રીઓ, ભાષાવિદો, પંડિતો ( કલકત્તા તથા મુંબઈના મહામહોપાધ્યાયો, તર્કવાગિશો, ન્યાયરત્નો, ) તથા ઇન્ડીઆમેન, સ્ટેટ્સમેન, વગેરે અંગ્રેજી પત્રત્રોના સંપાદકો, તથા અભ્યાસીઓમાં મોનિયર વિલિયમ્સ ( પુરાતત્ત્વવિદ્ ) વિલિયમ વેડરબર્ન ( મુંબઈના જજ ) વગેરે સૌમાં ગટ્ટુલાલે નામના પ્રાપ્ત કરી હતી. વળી મહારાષ્ટ્રી અને ગુજરાતી વિદ્વાનો તથા સુધારકો નેઃઆગેવાનો–શ્રી કાટવડેકર હરિદેશમુખ, ઝવેરીલાલ ઉમિયાશંકર, નવલરામ, ઉતમલાલ ત્રિવેદી ( સમાલોચકના તંત્રી ), ઇચ્છારામ (ગુજરાતી પત્રના તંત્રી) કવિ દલપતરામ, નર્મદાશંકર, મણીલાલ નભુભાઈ, ખુરશેદજી કામા વગેરેના સીધા સમાગમમાં આવ્યા હતા; અને સર્વત્ર કીર્તિ સંપાદન કરી ચૂકયા હતા.

મહારાષ્ટ્રનાં તેજસ્વી રત્નો — તે જમાનામાં હજી યુવાન વયમાં પ્રવેશેલા શ્રી. ભાંડારકર અને તેલંગ પંડિતજી પાસે સંસ્કૃતનો અભ્યાસ કરવા આવતા હતા.

પંડિતજીની પ્રવૃત્તિ સાંપ્રદાયિકતાથી આગળ વધી તત્કાલીન સામાજિક સવાલો ( સામાજિક સુધારા, મહારાણી વિક્ટોરિયા હિરકમહોત્સવ, શબદહન ભઠ્ઠી, સ્ત્રી–શિક્ષણ, દુષ્કાળનિવારણ વગેરે ) સુધી વિસ્તરી હતી.

અલબત્ત, આ યુગ જ સંસારસુધારાનો પ્રખર યુગ હતો. ઈ. સ. ૧૮૪૫માં પં. ગટ્ટુલાલજીનો જન્મ થયો, તે જ વરસે ગુજરાતના આદ્ય સુધારક દુર્ગારામ મહેતાજીએ સુરતમા ' માનવધર્મ સભા 'ની સ્થાપના કરી હતી. અને બાદ બેત્રણ દાયકામાં તો સુધારો મુંબઈ–મહારાષ્ટ્ર–ગુજ-રાતમાં હિલ્લોળે ચઢી ચૂકયો હતો. ઈ. સ. ૧૮૪૩માં ઈશ્વરચંદ્ર વિદ્યાસાગર અને ૧૮૫૪માં કેશવચંદ્ર સેન, તથા ૧૮૭૪મા સ્વામી દયાનંદ સરસ્વતી જેવા સુધારક ધુરંધરો મુંબઈ આવ્યા હતા. ૧૮૬૨માં ' મહારાજ લાયબલ–કેસ 'થી

આખો હિંદુસમાજ ખળભળી ઊઠ્યો હતો; અને પ્રાર્થના સમાજ (૧૮૫૯), અને થિયૉસૉફી-સોસાયટી (૧૮૭૮)ની સ્થાપના થઈ ચૂકી હતી.

આવા આ સંઘર્ષના કાળમાં પં. ગટ્ટુલાલજીએ વિદેશી મિશનરીઓથી માંડી ભારતીય સંસાર સુધારકો સામે પોતાના જ્ઞાન અને શક્તિઓ વડે જંગ ખેલ્યો હતો પરંતુ, દુર્ભાગ્યની વાત એ છે કે, ત્યારે વૈષ્ણવ સંપ્રદાયના અનુયાયીઓમાં જ નહિ, તેમના અનેક ગુરુ–આચાર્યોમાં સુદ્ધાં વૈભવ, વિલાસ અને વિષયવાસનાનો સડો બેહદ ફેલાઈ ચૂક્યો હતો; અને તેમની જુનવાણી અંધશ્રદ્ધા, જૂનવાણી જડ આચાર તથા જુનવાણી વિદ્યા-પાંડિત્ય-તર્કનાં હથિયારો યુગાનુસારી વિકાસોન્મુખી સુધારાના પ્રવાહ સામે ટકી શકવા સમર્થ ન હતાં.

*

લગભગ ૨૪ સંસ્કૃત ગ્રંથો અને ૨૨ ગુજરાતી ગ્રંથોના કર્તા–અનુવાદક પ્રજ્ઞાચક્ષુ શીઘ્રકવિ પંડિત ગટ્ટુલાલજીના 'જીવન અને સાહિત્ય'નો આ પરિચયગ્રંથ લેખકે ઘણી મહેનત લઈ, માહિતીઓ એકત્ર કરી, ચરિત્રનાયક પ્રત્યેની ભક્તિથી પ્રેરાઈ આલેખ્યો છે. અને લેખક પોતે ચુસ્ત સાંપ્રદાયિક લેખક હોવા છતાં, તેમણે કેવળ અંધશ્રદ્ધાથી પ્રેરાઈ એ જમાનાનાં સુધારાનાં પરિબળો અને ઇતર પ્રવૃત્તિઓ ઉપર પ્રહારો કર્યા નથી; ચરિત્રનાયકના ગુણોને બહાર આણવા માટે જાણીને બીજા ધર્મધુરંધરો, સુધારકો તથા વિદ્વાનો પ્રતિ અનાદરની વૃત્તિ દાખવી નથી, એ ખરેખર પ્રશંસનીય છે.

દરેક સંપ્રદાયના અગ્રણી પુરુષોનાં જીવનનો ઊંડો અભ્યાસ કરી, ઐતિહાસિક દૃષ્ટિએ બનતી તટસ્થતા ધારણ કરી, ચરિત્ર ગ્રંથો લખાય એ આપણા સમાજ અને સંસ્કારિતાને સમજવા માટે ખૂબ જ અગત્યનું છે, એમ સમજી અમે આ ગ્રંથને આવકારીએ છીએ.

—ભો.

*

## ગુજરાત : એક દર્શન

લેખક : શ્રી શિવપ્રસાદ રાજગોર
પ્રકાશક : મ. સ. વિશ્વવિદ્યાલય-પ્રાચ્યવિદ્યામંદિર-વડોદરા
રૂ. ૧૨–૦૦

કવિ નર્મદે જેમ્સ કેમ્પબેલ સંપાદિત ગેઝેટિયરોના ગ્રંથો ઉપરથી તૈયાર કરેલ ગ્રંથ 'ગુજરાત સર્વ સંગ્રહ'–૧૮૮૭માં પ્રગટ થયો હતો; ત્યારબાદ ગુજરાતીમાં ગુજરાતની બને તેટલી સર્વાંગી અને અદ્યતન માહિતી આપતા ગ્રંથની ખોટ ગુજરાતને રહી જ છે. અલબત્ત, આ ૭ દાયકા દરમ્યાન ગુર્જરજીવનના વિવિધ અંગો અને ક્ષેત્રો પરત્વે ઘણું સંશોધનનું કાર્ય થયેલું છે; અને ઘણી નવી માહિતીઓ એકઠી થયેલી છે. આ બધાનો અભ્યાસ કરી, યથાયોગ્ય નીચોડ—સારગ્રંથ તૈયાર કરવાનું કાર્ય ભગીરથ કાર્ય છે: એક વ્યક્તિની મર્યાદા બહારનું એ કાર્ય છે.

અહીં નિર્દેશ કરાયેલ ગ્રંથ એક અભ્યાસી વ્યક્તિએ, ઉપલબ્ધ માહિતીઓમાંથી તારવણી કરીને તૈયાર કરેલો, 'સર્વસંગ્રહ' ( સહજ રીતે મર્યાદિત અર્થમાં ) છે. તેમાં ગુજરાતની સીમા અને ભૂરચના, ભૂસ્તર અને ખનિજ, આબોહવા, વન્યસંપત્તિ, પશુધન અને ઇતર પ્રાણીઓ, જમીનના પ્રકાર અને સંરક્ષણ, ખેતી, ઉદ્યોગો, વ્યવહારમાર્ગો, લોકો, પ્રાચીન સંસ્કૃતિ, ઇતિહાસ, સંપ્રદાયો, તીર્થધામો, સ્થાપત્ય, ભાષા અને સાહિત્ય, કેળવણી તથા અંતે એને ભાષાવાર પ્રાંતરચના સહિતની માહિતી પ્રાપ્ત થાય છે.

અલબત્ત, આ ગ્રંથમાં આપેલી માહિતી, દરેક પ્રકરણવાર તપાસતાં, તે તે તદ્‌વિદોને ઘણીવાર અધૂરી અને અપ્રમાણ લાગે; ( સાહિત્ય, શિક્ષણ, શિલ્પ; ઇતિહાસ-૧૮૫૭ અંગેની ઉપલબ્ધ માહિતી યનહિ !) તથા આપવામાં આવેલા આંકડાઓ એ વિષયનું યોગ્ય ચિત્ર બહાર આણતા નથી એવું લાગે; ( દા. ત. ખેતી, ઉદ્યોગ પ્રકરણો ); તો વળી, ભાષાવાર પ્રાંતરચના અને 'મહાગુજરાત' જેવો અતિ વિવાદાસ્પદ વિષય આમાં ઉમેરીને, અને અંગત અભિપ્રાયો ( પા. ૪૫૮/૪૫૯ ) આપીને, 'ભાષાકીય સામ્રાજ્યવાદ' જેવા પ્રયોગો કરીને, આ ગ્રંથની મર્યાદાનું ઉલ્લંઘન કર્યું છે એવુંય લાગે તો નવાઈ નહિ.

અગાઉ અમે નોંધ કરી તે રીતે, આવો ગ્રંથ એક વ્યક્તિ માટે તૈયાર કરવાનું કાર્ય અતિ દુષ્કર છે. એની મર્યાદાઓ અતિ સ્વાભાવિક છે. આ રીતે જોતાં, અમે આ ગ્રંથને એક સાચી દિશાના મહત્ત્વના અને અતિ આવશ્યક પ્રયાસ તરીકે આવકારીએ છીએ.

—ભો.

## લાલબાંધણી

લેખક : ઈશ્વર ર. પટેલ
પ્રકાશક : ઈશ્વર હરિભાઈ પટેલ રૂપાપરી દરિયાપુર, અમદાવાદ
કિં. : રૂા. ૩

શ્રી ઈશ્વરભાઈની સોળ વાર્તાઓનો આ સંગ્રહ છે, જે વાર્તાના નામ પરથી આખા સંગ્રહનું નામ આપ્યું છે તે પહેલી જ મૂકી છે, 'લાલબાંધણી ' સાવ સામાન્ય વાર્તા છે, તો 'સાધુધર્મ ' શિર્ષક વાર્તા તો કલાપીએ ગાયેલા 'મહાત્મા મૂળદાસ 'ની જ વાર્તા છે

'નિસ્ત્રીકરયક્ષ ભોગતરઃ' વાર્તાને કુટુંબનિયોજન પરની પ્રચારવાર્તા લેખી શકાય. પણ વર્નાક્યુલર ફાઈનલમાં ભણતાં ગ્રામવિદ્યાર્થી પાસે લેખકે બહુ મોટી વાત કહેવડાવી છે. 'બાપને ઘેર ' રોજના ગૃહકલેશની વાર્તા છે, 'બાગના ફૂલ ' કજોડાની કથળેલી વાર્તા છે. ટૂંકમાં લેખકે પોતાની આસપાસના સમાજનું નિરીક્ષણ કરી વાર્તાઓ લખવાનો પ્રયાસ કર્યો છે, પણ સમાજમાં બનતો દરેક બનાવ કંઈ વાર્તા બનતી નથી. વાર્તા લખવા માટે તો લેખકની પોતીકી વિશિષ્ટ દૃષ્ટિ હોવી જોઈએ, જેનો અહીં અભાવ વરતાય છે.

પ્રા. ઈશ્વરલાલ દવેએ પોતાની પ્રસ્તાવનામાં 'લીના ' નામ ઉપર, ૧૮ વાર્તાઓની સંખ્યા ઉપર, અને એવી તેવી બિનજરૂરી વાતો લખી વાર્તાઓની નબળાઈ ઢાંકવાનો પ્રયાસ તો નથી કર્યોને, એવો, અને કેવળ ઉત્તેજન દાખલ ઉત્તેજન આપ્યાનો ભાસ થાય છે—આવું જો હોય તો, સર્વથા અયોગ્ય ગણાય. વસ્તુમાં પણ ક્યાંય કશું અસામાન્ય કે નવીન નથી. 'રે વારસો ! ' સારી વાર્તા કરી શકાય. જો કે વધુ સારી થવા માટેનો પૂરેપૂરો અવકાશ તો છે જ. 'સુધાનો સંગ ' સાવ સામાન્ય અને તદ્દન કાચી વાર્તા છે, તેવી જ રીતે શ્રી. ઈંદિરા વ્યાસની ' એ કોણ ? ' વાર્તા આમ રહસ્યભરી આલેખવાનો પ્રયત્ન છે પણ તે તદ્દન શિખાઉ. 'જગદીપ ' અંધ દુનિયા માટેની પ્રચાર વાર્તા લાગે છે, 'લીના ' શીર્ષક મુખ્ય અને લાંબી વાર્તા પણ સામાન્ય ખર્ચામાં ઢળેલી જ વાર્તા છે. અહીં અઢારે અઢાર વાર્તાનું વિવરણ કરવું નિરર્થક છે. પણ આ પુસ્તક—પ્રકાશન પહેલાં જે ધીરજનો આપણે ત્યાં અભાવ પ્રવર્તે છે તે અહીં તાદૃશ થાય છે.

'કાશ્યપ.

## નવાં અંગ્રેજી પુસ્તક

| | |
|---|---|
| | Sh. |
| History of Greece for Beginners: | 9/- |
| Social & Industrial History. | 7/- |
| Autobiography: Nehru | 12/6 |
| | Rs. |
| Discovery of India Nehru | 12-50 |
| Bertrand Russell's Best | |
| | Sh. |
| The Beast in Man | 3/6 |
| | Rs. |
| Citizen Tom Paine | 2-50 |
| David Copperfield | 4-00 |
| Crime & Punishment | 4-00 |
| The Brother Karamozov | 4-00 |
| Pere Goriot and Grandet ( Balzac ) | 4-00 |
| Selected Poetry and Prose ( Coleridge ) | 4-00 |
| Selected Poetry and Prose ( Poe ) | 4-00 |
| Selected Poetry ( Tennyson ) | 4-00 |
| Henry Esmond ( Thackeray ) | 4-00 |
| Selected Poetry ( Byron ) | 4-00 |
| Complete Poetry and Selected Prose ( Milton ) | 4-00 |
| Six Plays ( Ibsen ) | 4-00 |
| Selected works ( Pope ) | 4-00 |
| *The way of all flesh* | 4-00 |
| Dead Souls ( Gogol ) | 2-50 |
| The Prince | 1-50 |
| The Long March | 4-00 |
| The Divine Comedy | 4-00 |
| | Sh. |
| Lawrence of Asia | 3-6 |
| How green was my valley | 3-6 |
| Terry | 2-6 |
| A woman called fancy | 2-6 |
| The Magician | 2-0 |
| Elephant walk | 2-6 |
| Festivals at Farsitge | 3-6 |
| Something of Value | 3-6 |
| | Rs. |
| The Republic | 4-00 |
| The Kerutzer Sonata-by Leo Tolstoy | 4-00 |



[ ચિત્ર : ખત્રી ]

# વિશ્વ માનવ

સંપાદક : ભોગીલાલ ગાંધી



૧૯૫૮
ઑક્ટોબર-નવેમ્બર

સંચાલન :
ચેતન પ્રકાશન ગૃહ લિમિટેડ
રામજી મંદિરની પોળ : વડોદરા

ફોન : ૨૪૫૦

## સર્વોદય વિશેષ અંક

રૂ. ૧-૫૦


Alembic



# અનુક્રમ


આવો (કાવ્ય)
—અનિરુદ્ધ બ્રહ્મભટ્ટ [પા. ૫૩૫]
સર્વોદય : ક્રાંતિ-વિજ્ઞાન
—ભોગીલાલ ગાંધી [પા. ૫૩૬]
પાયાની વિચારણા
—પં. જવાહરલાલ નહેરુ [પા. ૫૪૯]
લોકશાહીની લક્ષ્મણરેખા
—દાદા ધર્માધિકારી [પા. ૫૫૫]
સર્વોદયી સમાજનું માળખું
—જયપ્રકાશ નારાયણ [પા. ૫૪૮]
સર્વોદયના મૂળ પાયા
—મનુભાઈ પંચોળી 'દર્શક' [પા. ૫૬૦]
નૈતિક આદર્શોનો સંસ્થાગત પાયો
—એમ. એસ. દાંતવાળા [પા. ૫૬૩]
ભૂદાન અને સમાજવાદી સમાજ વ્યવસ્થા
—ઉ. ન. ઢેબર [પા. ૫૬૪]
સર્વાંગીણ સાધનાનો પથ
—નારાયણ દેસાઈ [પા. ૫૭૦]
સર્વોદયની સમીક્ષા
—બી. ટી. રણદીવે [પા. ૫૭૨]
ગાંધીજી અને યંત્રો
—સ્વ. મહાદેવભાઈ દેસાઈ [પા. ૫૮૧]
સત્યાગ્રહ: માનવનો જન્મ-સિદ્ધ હક્ક
—પ્યારેલાલ [પા. ૫૮૩]
સર્વોદય-આયોજન
[પ્લાનિંગ ફોર સર્વોદય : સંક્ષિપ્ત] [પા. ૫૮૮]
વિનોબા વિચાર-ગંગા
[સંકલિત] [પા. ૫૯૭]
પ્રવૃત્તિ ને પડઘા
[સર્વોદય-સમાચાર] [પા. ૬૩૧]



૧૯૫૮
ઑક્ટોબર : નવેમ્બર

લવાજમના દર

વાર્ષિક રૂ. ૭-૦૦
[પરદેશ ૧૫ શિ.]
છૂટક નકલ ૬૨ પૈસા

●

વિશ્વમાનવ (માસિક)
મનીષા (ત્રૈમાસિક)
બેઉ લવાજમ રૂ. ૧૨

●

# નિવેદન

વિનોબાજીએ ગુજરાતમાં તા. ૨૨મી ઑકટોબરે પ્રવેશ કર્યો છે, અને જાન્યુઆરીના ૧૩મી સુધી તેઓ ગુજરાત–યાત્રા કરનાર છે, એ ખરેખર ગુજરાતનું એક મહદ્ ભાગ્ય છે.

ગાંધીજી પછી વિનોબાજીએ ભારતના **સર્વોદયી વિકાસની** દિશામાં જે અપૂર્વ યોગ આદર્યો છે તેને અમે હૃદયપૂર્વક આવકારીએ છીએ અને એમને યશપ્રાપ્તિ થાવ એવી અંતરની ઇચ્છા પ્રકટ કરીએ છીએ.

સર્વોદય આંદોલને આ ૭ વર્ષ દરમ્યાન ચિંતનને ક્ષેત્રે જે નવા રાહ ખેડયા છે, ને જે ઊંડાણ પ્રગટ કરવા માંડયું છે, એનાં વિવિધ પાસાંઓ, એ દિશાના વિચારકો તથા વિવેચકોની કલમે રજૂ કરવાનો અમે આ વિશેષ અંક દ્વારા નમ્ર પ્રયાસ કર્યો છે. આશા છે કે, અભ્યાસ અને ચિંતનની દૃષ્ટિએ અમારો આ પ્રયાસ ફળદાયી નીવડશે.

આ અંક માટે જે જે લેખકોએ લેખ લખી મોકલ્યો છે, અથવા બીજી ભાષામાં પ્રગટ થયેલો પોતાનો લેખ ગુજરાતીમાં છાપવાની સંમતિ આપી છે, તે માટે તેમના, તથા જે જે લખાણો પુસ્તકો અને સામયિકોમાંથી ઉતાર્યાં અથવા અનુવાદ રૂપે પ્રગટ કર્યાં છે તે માટે તે લેખકો તેમજ તે પ્રકાશન સંસ્થાઓના અમે ઋણી છીએ; અને તે સૌનો અંતઃકરણપૂર્વક આભાર માનીએ છીએ.

આ અંક ઑકટોબર–નવેમ્બરના જોડિયા વિશેષાંક તરીકે પ્રગટ કરીએ છીએ. ગયા મહિને અમે આ બાબત અગાઉથી ખબર આપી નથી શકયા, તે માટે વાચકો અને ગ્રાહકો અમને ક્ષમા કરશે એવી વિનંતિ સાથે—

—સંપાદક





# આવો

તપસ્વી હે ! આવો.
તવ પગલાં અમ અંતરઅંતર પ્રેમલ જ્યોત જગાવો.

પ્રફુલ્લશે તવ પગલે પગલે અમ આંગળિયે તરણાં;
દયા, કરુણા સમતાનાં બસ પ્રગટો પુનિત ઝરણાં;
એ વેરઝેર-કાલિમા ધોતાં અમીમય ધાર વહાવો.
તપસ્વી હે ! આવો.

સત્ય બનો અમ શ્રદ્ધા યોગી, પ્રેમ રહો અમ શૌર્ય,
ગાંધીનાં આ ધામ મહીં બસ અભય વસે, ના ક્રૌર્ય,
પારસ-સ્પર્શ તમારો ક્યાં નિષ્કામ જીવન સરજાવો.
તપસ્વી હે ! આવો.

બ્રહ્માંડ સમાવે એવી યોગી, નાનકડી તવ ઝોળી !
સાગર ઝૂલે એ ગાગરમાં અમ ઉર હૈયું ઝબકોળી !
ક્ષમા ધરીશું ધરતીની : આ અમ જીવનમાં વહાવો.
તપસ્વી હે ! આવો.

અનિરુદ્ધ બ્રહ્મભટ્ટ

# સર્વોદય : ક્રાંતિ-વિજ્ઞાન

—ભોગીલાલ ગાંધી

૧

આજના અણુ-યુગનું જો કોઈ પરમ લક્ષણ હોય તો તે તેણે સર્જેલો સમસ્ત સમાજજીવનને આવરી લેતો વિસંવાદ છે.

એ વાતની ના પાડી શકાય એમ નથી કે, આજે દુનિયામાં ધનદોલતના જે ઢગલા ખડકાઈ રહ્યા છે, અને એથી ય વધુ અનેકગણા ઉત્પાદનની જે શક્યતા વધતી જ ચાલી છે, તે અપૂર્વ છે. અને એ વાતનો ય ઇન્કાર થઈ શકે તેમ નથી કે, આજે વિજ્ઞાનની અદ્ભુત સિદ્ધિઓએ સમસ્ત બ્રહ્માંડ ખૂંદવાનું જે સામર્થ્ય માનવીના હાથમાં મૂકી દીધું છે, તે ચમત્કારિક છે.

ચિંતન, ઇતિહાસ, વૈદક, મનોવિજ્ઞાન, કલા, રાજકારણ, અને ઇતર સામાજિક સાંસ્કારિક સંશોધન-વિકાસના ક્ષેત્રે આજે જે પ્રગતિ સધાઈ ચૂકી છે, ને નવી શક્યતાઓ ઊઘડી રહી છે તે અપૂર્વ છે, એ વિશે ય શંકા નથી.

એમાં ય વળી, અણુશક્તિની સર્જકતાની શક્યતાઓ તો અણકલ્પ્યા અદ્ભુત ભાવિની આગાહી આપી રહી છે.

પરંતુ ઉત્પાદનક્ષેત્રે, વાહનવ્યવહારના ક્ષેત્રે, રોગ-નિવારણના ક્ષેત્રે, જ્ઞાન અને તત્ત્વજ્ઞાનના ક્ષેત્રે, સંસ્કાર અને કલાના ક્ષેત્રે, સંગઠન અને રાજકારણના ક્ષેત્રે માનવીએ પ્રાપ્ત કરેલા વિજયો—ગમે તેટલા અપૂર્વ અને અન્યથા ગૌરવભર્યા હોવા છતાં—એ વાત યે એટલી જ સાચી ને સ્પષ્ટ છે કે, આ તમામ સિદ્ધિઓની પ્રક્રિયા દરમ્યાન જ, જેને માટે અને જેને નામે આ બધાં કૌભાંડ રચાયાં છે, તે માનવી જ ગુંગળાઈ રહ્યો છેઃ બલ્કે આ તમામ પ્રવૃત્તિનો સર્જનારો માનવી જ કેંદ્રમાંથી લગભગ દૂર ધકેલાઈ ગયો છે!

સમાજને નામે, સમૂહને નામે માનવીનું રૂંધામણ થઈ રહ્યું છે. લોકશાહીને નામે, સમાજવાદને નામે અતિકેંદ્રિત આર્થિક–ઔદ્યોગિક અને રાજકીય સત્તાની દિશામાં જે આંધળી હરીફાઈ જામી છે, તેનાં પરિણામો ભયંકર ચોંકાવનારાં સિદ્ધ થયાં છે. આર્થિક અને રાજકીય માંધાતાઓના હાથમાં નાગરિકોનું સમસ્ત જીવન સોગઠાની જેમ રમી રહ્યું છે.

આ માંધાતાઓ ક્યારે તમામ મર્યાદાઓનો લોપ કરી સારી માનવજાતને અણુયુદ્ધની આગમાં ધકેલી દેશે એની ચિંતામાં જ સમસ્ત માનવજાત આજે તો અધ્ધર શ્વાસે જીવી રહી છે.

અને માનવીની સ્વાધીનતા, નૈતિકતા અને આંતરિક નીડરતાના અભાવનું અને અંધસંમતિવાદનું અતિ હીણું પ્રદર્શન થઈ રહ્યું છે!

સુધરેલા અને સુવિકસિત રાષ્ટ્રોમાં આ દશા છે, ત્યારે ભારત જેવાં અર્ધવિકસિત નવાં સ્વતંત્ર રાષ્ટ્રો અને શાહીવાદની એડી નીચે સીધી યા આડકતરી રીતે હજી ય કચડાઈ રહેલાં અર્ધગુલામ રાષ્ટ્રો ગરીબી, બેકારી, ભૂખમરો, અજ્ઞાન, પછાતપણું, ને ઘણે અંશે લાચારી અને અપમાનિત જીવનની કારમી ભીંસ અનુભવી રહ્યાં હોય તેમાં તો નવાઈ જ શી!

આજના યુગની કેવી વિષમતા છે!

માર્ક્સની પરિભાષામાં—

"માણસ એવી દશાએ પહોંચી ગયો છે કે જ્યાં માણસને પોતાનું કાર્ય પોતાની વિરુદ્ધની અને પોતાને માથે ચઢી બેઠેલી પરાઈ તાકાત રૂપે દેખાય છે—અને નહિ કે, પોતાની આણ નીચે કામ કરતી શક્તિ રૂપે."

એટલે કે માણસ પોતાને જાગ્રત સક્રિય સંચાલક બળ તરીકે અનુભવવાને બદલે નિષ્ક્રિય, લાચાર અને પોતાથી

બહારની કોઈક શક્તિ ઉપર આધાર રાખનાર રંક રિક્ત વસ્તુ રૂપે અનુભવે છે।

એહામ હદન આપણા આ યુગની વિરોધાભાસી વિશિષ્ટતાનું ચિત્ર આ રીતે આલેખે છેઃ

"આપણો યુગ ખરેખાત ઉત્કટતમ 'પેરેડૉક્સઝ'-નો છે. આજ પૂર્વે કદી ય એવું બન્યું નથી કે જ્યારે આટલાં અસંખ્ય માનવીઓએ શાંતિની ખોજ કરી હોય, અને છતાં યુદ્ધ દ્વારા સ્વાવનાશના કિનારે તેઓ જાતે થથરતાં ઊભાં હોય; એવું કદી બન્યું નથી કે જ્યારે આટલાં માનવીઓએ એક સાથે રાષ્ટ્રીય અને વૈયક્તિક સ્વાતંત્ર્ય તથા કલ્યાણ માટે આટલા મોટા પાયા ઉપર અને આટલી ઝડપી ગતિએ ગંભીરતાથી માથાં પછાડ્યાં હોય, અને છતાં, તેમ કરતાં કરતાં જ તેમણે તમામ સ્વાતંત્ર્યો અને માનવકલ્યાણ કેવળ મૂઠીભર માનવીઓના હાથમાં અને રાજ્યના અતિ–અધિકાર નીચે ધરી દીધાનું બન્યું હોય; આજ પૂર્વે એવું ય કદી બન્યું નથી કે ટેકનિકે સમગ્ર માનવસમૂહોને આટલા પરસ્પર નજીક આણ્યા હોય અને પરસ્પર આધાર રાખતા કર્યા હોય, અને છતાં રાષ્ટ્રની અંદરોઅંદર અને પરસ્પર રાષ્ટ્રો વચ્ચે આટલી ઉગ્ર રીતે જડ સિદ્ધાંતો, કપોળકથાઓ, સૂત્રો, લાગણીઓ અને વલણોને કારણે છિન્નવિચ્છિન્નતા ઘર કરી ગઈ હોય; તે જ રીતે, એવું કદી બન્યું નહિ હોય કે અસંખ્ય અઢળક માનવીઓએ એક સાથે, આજ પૂર્વે, તેમનાં સંતાનો માટે આટઆટલા મોંઘાં શિક્ષણ ઉપર આવડી મોટી આશાઓ બાંધી હોય, અને છતાં એટલો જ બિનજવાબદાર નિર્ણય લેવાયો હોય કે જેને પરિણામે વ્યક્તિગત નાગરિકોના નિર્ણય કરવાના અધિકારનો અને સ્વનિર્ણયના અવકાશનો જ અંત આવી જવામાં હોય। કદી પણ, આજ પૂર્વે, માનવજાતની આવડી મોટી સંખ્યાએ, ટેકનિકલ પ્રગતિના જોર પર, આજના જેવી મહાન આશા સેવી નહિ હોય, ખડાશો હાંકી નહિ હોય, હિંમત ભીડી નહિ હોય; અને છતાં, રાજ્યકારભારીઓના સ્થાપિત હિતવાળા જૂથોએ જ્યારે પોતાને હસ્તક વિજ્ઞાનની ત્વરિત વિકસતી શક્તિનો ઇજારો લઈ લીધો હોય, ત્યારે આજના જેવી સાર્વત્રિક મૂંગી સંમતિ અપાઈ હોય। છેવટે, ઇતિહાસમાં કદી પણ એવું બન્યું નહિ હોય કે, આટલાં બધાં માનવીઓએ આટલા બધા ઉત્સાહથી માની લીધું હોય કે જૂનાં આર્થિક અનિષ્ટો સદાને માટે ભૂંસી નાખવામાં આવ્યાં છે, અને છતાં હકીકતે એ જ અનિષ્ટો ઘણા મોટા ધોરણે પુનરુજ્જીવિત થાય, એવી રાજકીય અને આર્થિક નીતિનો જ સંપૂર્ણપણે સ્વીકાર થઈ ચૂક્યો હોય।"*

આપણો આજનો ઔદ્યોગિક યુગ આ રીતે સર્વથા વિલક્ષણ યુગ છે.

## ૨

માનવ ઇતિહાસમાં યુગે યુગે વિસંવાદો જાગ્યા છે; અને જ્યારે જ્યારે સમસ્ત સમાજ-જીવનને ભીંસમાં લેનારું ભીષણ રૂપ એણે ધારણ કર્યું છે, ત્યારે ત્યારે ક્રાંતિનો અવતાર અનિવાર્ય બન્યો છે. રાહતના નાના નાના ટુકડા અને ધીમા રગશિયા સુધારા અતિ વામણા અને નિરર્થક સાબિત થયા છે. આમૂલ પરિવર્તન જ ત્યારે યુગધર્મ બની જાય છે.

માનવ ઇતિહાસમાં યુગે યુગે પ્રગટેલા વિસંવાદોનાં સ્વરૂપો જુદાં જુદાં રહ્યાં છે. કદીક એનું બાહ્ય રૂપ ધાર્મિક–સાંસ્કારિક દેખાયું છે, તો કદીક રાજકીય–આર્થિક.

આપણે બુદ્ધની વાત વિચારીએ. એ યુગમાં હિંસાનો પાર ન હતો. જીવનના દરેકે દરેક ક્ષેત્રે હિંસા વણાઈ ગયેલી હતી. ગૌતમ બુદ્ધ એથી હચમચી ઊઠયા; ગૃહત્યાગ કર્યો, રાજ્યત્યાગ કર્યો; વરસો લગીનાં ચિંતન અભ્યાસ ને સાધનાને અંતે તેમણે 'અહિંસા, કરુણા અને અવૈર'નો મંત્ર દુનિયાને

* 'વેલ્ફેર, ફ્રીડમ, ઍન્ડ ઇન્ફ્લેશન' (રોપકે કૃત)ની પ્રસ્તાવનામાં.

આપ્યો. તેમણે સેંકડો માઈલની પદયાત્રા કરી, હજારો લાખો માનવીઓને એનો ઉપદેશ આપ્યો; સંઘો ને મઠો સ્થાપ્યા. ઊંચનીચ સ્ત્રીપુરુષ અને બીજા તમામ પ્રકારના ભેદભાવો (જે તે જમાનામાં ઊંડી જડ નાખી બેઠા હતા) વિના સૌને નિર્વાણના અધિકારી ઠરાવ્યા; મૂર્તિપૂજા, શાસ્ત્ર ગ્રંથો અને ચાતુર્વર્ણ્યની જડ પકડને ઢીલી કરી. ઉપરાંત પોતાનો ઉપદેશ સંસ્કૃત (તે જમાનાની પ્રતિષ્ઠિત ભાષા; તેમાં જ ધર્મનો બોધ થઈ શકે તેવો શિરસ્તો) ભાષાને બદલે, આમજનતા સુધી ઘેર ઘેર પહોંચાડવા માટે, તે તે પ્રદેશની ગામઠી ભાષાનો ઉપયોગ કરવાનો આદેશ પોતાના શિષ્યોને કર્યો. એ યુગમાં સામાજિક જીવનમાં લોકશાહીનો આ જબરજસ્ત પ્રયોગ હતો. તેની અસર સેંકડો વર્ષો સુધી રહી; અને બાદ, તે જ લોકશાહી પ્રણાલીના આધાર પર, ભારતના સંતોએ મધ્યયુગમાં અધિક પરિણામ આણ્યાં. બુદ્ધની આ એક મહત્ત્વની સફળતા હતી. પરંતુ આથી ય વિશેષ બીજી સફળતા તો એ ગણાય કે તેમણે અહિંસાનો સર્વસાધારણ ઉપદેશ કરવાની સાથોસાથ એક નાનકડા બિંદુ ઉપર લક્ષ કેંદ્રિત કર્યું; સમાજમાંથી હિંસાનું સમૂળું તત્ત્વ ઓસરી જઈ શકે એમ ન હતું; પણ સર્વવ્યાપક બની ગયેલી યજ્ઞ-બલિની પ્રથાને એમણે પડકારી અને એમના પ્રયાસોના પરિણામે એ પ્રથા સારા પ્રમાણમાં ઘસાઈ પણ ખરી.

## યુગાનુસારી ઉચ્ચાલનો

સમજવાનું એ છે કે, બુદ્ધે આચારવિચારની બાબતમાં, **યુગાનુસારી નાનકડાં ઉચ્ચાલનો** (levers) નો ઉપયોગ કર્યો હતો. આ નાનકડાં ઉચ્ચાલનો એટલે કે ધર્મ અને ભક્તિના ક્ષેત્રે સૌની સમાનતા–લોકશાહીનું તત્ત્વ અને પશુબલિનો નિષેધ. અહિંસા અને લોકશાહીના આ તત્ત્વને કેવળ વ્યક્તિગત અંગત આચારમાં પરિમિત ન રાખતાં, અતિ મર્યાદિત રીતે ય, તેમનું સામાજીકરણ કરવામાં એમની યુગપ્રવર્તક ક્રાંતિકારિતા હતી. એમની કમજોરી અને મર્યાદા એ હતી કે સમાજના રોજિંદા જીવનથી અલિપ્ત રહીને તેઓ વિચાર અને ભાવ–પ્રચાર દ્વારા ક્રાંતિ કરવા માગતા હતા.

બુદ્ધની જેમ ઈશુ તથા અન્ય સંતોએ પણ ધાર્મિક સાંસ્કારિક પરિબળો દ્વારા સામાજિક સમતુલા નવેસરથી સ્થાપિત કરવા પ્રયાસો આદર્યા હતા. આ પ્રયાસોની ય પ્રેરણા સામાજિક અસમાનતા હતી.

તો વળી, મધ્યયુગી યુરોપીય ક્રુઝેડો (ધર્મયુદ્ધો) અને લ્યુથર તથા ક્રોમવેલની ક્રાંતિઓનું બાહ્યરૂપ ધાર્મિક હોવા છતાં તેની પ્રેરણા આર્થિક–રાજકીય હતી.

અને જેને આપણે ઇતિહાસમાં સફળ ક્રાંતિઓને નામે ઓળખીએ છીએ તે, માલિકો સામેનાં ગુલામોનાં બંડો, સામંતો અને ઉમરાવો સામેનાં સર્ફ–અર્ધ ગુલામોનાં બંડો અને રજવાડી રાજ્યસત્તા તથા જમીનદારી આર્થિક હિતો સામેના મૂડીવાદી વર્ગોના વિગ્રહો, અને શાહીવાદી રાજ્યોની શૃંખલામાંથી મુક્તિ પામવા મથતી રાષ્ટ્રીય ક્રાંતિઓ—આ સૌની પ્રેરણા આરંભમાં આર્થિક અને પરિણામમાં રાજકીય રહી છે. અને ઉચ્ચાલન–બળ મુખ્યતઃ સશસ્ત્ર બંડો બન્યાં છે.

વળી, આ તમામ ક્રાંતિઓ—ગુલામોનાં બંડોથી માંડી મૂડીવાદી ક્રાંતિઓ, અલબત્ત, એક વર્ગની બીજા વર્ગ ઉપરની સત્તા મારેની રાજકીય ક્રાંતિઓ હતી. અને એનું કલેવર જૂની શોષણપ્રથાઓને જારી રાખનારું હતું. એટલે કે એ ક્રાંતિઓ સર્વાંગી સર્વોદયી ક્રાંતિ થઈ શકે એવી ગુંજાશ જ એમનામાં ન હતી.

## માર્ક્સનું ક્રાંતિ વિજ્ઞાન

મહામુનિ માર્ક્સે પ્રથમ વાર આ સત્યને પ્રગટ કર્યું. એમના જમાના પૂર્વેના તમામ સંઘર્ષો અને ક્રાંતિઓનું અધ્યયન કરી તેમણે સમાજવિકાસના ઐતિહાસિક સિદ્ધાંતો તારવ્યા; અને તે પૂર્વેની તમામ ક્રાંતિઓ અને પ્રયાસોની પાયાની કમજોરી બહાર આણી, વર્ગવિહીન, શોષણવિહીન, રાજ્યવિહીન સર્વાંગી માનવીય ક્રાંતિનું શાસ્ત્ર રચ્યું :

—સામ્યવાદી સમાજમાં કશા પ્રકારની દમન શક્તિ અને ભીતિ વિના પરસ્પર સહકાર અને પ્રેમથી સૌ જીવતાં હશે. રાજ્યસત્તા વિલીન થઈ ચૂકી હશે.

—કોઈ પ્રકારના બાહ્ય દમન, ભય અને લાલચ વિના પોતાની **શક્તિ મુજબ** સૌ વધુમાં વધુ શ્રમ કરતાં હશે.

—અને પોતાની **જરૂરિયાત મુજબ** કશા સંકોચ વિના સૌ ઉપભોગ કરી શકતાં હશે.

શું માર્ક્સની આ કલ્પના તરંગી ન હતી ? ઘણાએ એને તરંગી કહી ય હતી.

[ વિશ્વમાનવ : ઓક્ટોબર-નવેમ્બર '૫૮ .

## પરિવર્તનની ચાવી !

માર્કસની પૂર્વે, રોબર્ટ ઓવન, ફુરીઅર, સેન્ટ સાયમન જેવા થઈ ગયા હતા જ. તેઓ સૌ તેમના જમાનાનાં બેફામ અમાનુષીય શોષણ અને અસમાનતાથી કકળી ઊઠ્યા હતા; અને માનવીય મૂલ્યોની પુનઃપ્રતિષ્ઠા થાય એવી આકાંક્ષા સેવતા હતા; સમાજવાદી સમાજ રચનાની ભાવના અને યોજના વિચારતા હતા; અને એને અમલી બનાવવા મથતા હતા. આમ છતાં, તેમને **પરિવર્તનની ચાવી** હાથ લાગી ન હતી. તેમણે મહદ્અંશે ધનપતિઓ, કારખાનાના માલિકોને અપીલો કરી હતી. ફુરીઅરે તો જાહેર ખબર છપાવી ધનપતિઓને પોતાના પ્રયોગોમાં સાથ આપવા વિનંતિઓ કરી હતી; અને ઓવન* 'સહકારી ગ્રામો'માં સમાજવાદના 'પ્રયોગો' કરી છૂટયો હતો. અલબત્ત, અંતે એ સર્વને એમના પ્રયોગોમાં નિરાશા જ સાંપડી હતી. ત્યારે માર્કસ સર્વપ્રથમ ક્રાંતિકારી હતો જેણે સામાજીક પરિવર્તનની સફળ ઉચ્ચાલન શક્તિ શોધી કાઢી હતી. અને તે હતી—જેમને કાંઈ ગુમાવવાનું ન હતું, સિવાય કે શૃંખલાઓ; અને જેઓ પરિસ્થિતિને કારણે ઐતિહાસિક રીતે તમામ શ્રમજીવીઓના અગ્રણી બનવા નિર્માયા હતા; તથા જેઓ આખર તકના શિસ્તબદ્ધ અટંકી યોદ્ધાઓ બની શકે એમ હતા—તેવા શહેરી કામદારો (પ્રોલિટારિયટો)ની સંગઠિત શક્તિ.

માર્કસે વિશ્વના પ્રોલિટારિયેટોને એકત્ર થવા હાકલ કરી; અને તેમને ક્રાંતિના વિવિધ તબક્કાઓનું દર્શન કરાવ્યું:

૧. પ્રોલિટારિયટો પ્રથમ તો પોતાની ક્રાંતિકારી પાર્ટી રચશે. અને તે તમામ શ્રમજીવીઓની ક્રાંતિકારી રાહબર બનશે.

૨. આ પાર્ટી સૌથી પ્રથમ રાજ્ય સત્તા હાંસલ કરશે અને વિરોધી વર્ગોનું નિકંદન કરી શકે એવી કેંદ્રિત સરમુખત્યાર સત્તા દ્વારા વર્ગવિહીન સમાજની સ્થાપના કરશે.

૩. વર્ગશોષણ નાબુદ થતાં, વર્ગસંઘર્ષ ટળી જતાં, દંડ શક્તિ (રાજ્યશક્તિ)ની આવશ્યકતા જ નિર્મૂળ થશે: રાજ્યવિહીન સમાજરચના અસ્તિત્વમાં આવશે:

"ખરેખાત સમસ્ત સમાજના પ્રતિનિધિ તરીકે દાવો કરી શકે એવું રાજ્યનું પહેલું પગલું જ—એટલે કે, આખા સમાજને નામે ઉત્પાદનનાં સાધનો ઉપર કબજો કરવાનું પહેલું પગલું, એ જ વેળાએ રાજ્ય તરીકેનું છેલ્લું સ્વતંત્ર કાર્ય બની જશે.... "

"એટલે કે, આ પછી દમનના હથિયાર રૂપ રાજ્ય સત્તાની જગાએ વસ્તુઓનું વ્યવસ્થા તંત્ર સ્થાન લેશે."

અને ત્યારે—"વર્ગો અને વર્ગ વિગ્રહોવાળા, જુના મૂડીવાદી સમાજનું સ્થાન એવા પ્રકારનું સંગઠન લેશે, જેમાં દરેક વ્યક્તિનો સ્વતંત્ર વિકાસ, સૌના સ્વતંત્ર વિકાસનો રાહ બને."

(કમ્યુનિસ્ટ મેનિફેસ્ટો)

તથા

—"માનવીનું નિયંત્રણ કરનાર રાજ્યસંસ્થાનું સ્થાન વસ્તુઓની સુવ્યવસ્થા સ્થાપનાર સંચાલન તંત્ર લેશે"

(એંગલ્સ).

### રશિયાનો પ્રયોગ

માર્ક્સે રચેલું ભાવિ શ્રમજીવી ક્રાંતિનું આ કડીબદ્ધ વિજ્ઞાન હતું.

માર્ક્સનું આ દર્શન હતું—જે ભૂતકાળમાં કદિ શક્ય બન્યું ન હતું ને વર્તમાનમાં હયાત ન હતું; તેમ છતાં ભાવિમાં શક્ય બનવાની તેની શ્રદ્ધા હતી. કેમકે તેને તેના સામાજીક ક્રાંતિના વિજ્ઞાનમાં અઢળક શ્રદ્ધા હતી

માર્ક્સના જીવતે જીવત મૂડીવાદની ઘોર ખોદાઈ રહી હતી; અને તેને સ્થાને સમાજવાદી સમાજ રચનાની ઈમારતના પાયા નંખાવા લાગ્યા હતા. માર્ક્સે ચીંધેલા માર્ગે યુરોપ આખામાં રાષ્ટ્રીય અને શ્રમજીવી ક્રાંતિઓ ફાટી નીકળી હતી. અલબત્ત, માર્ક્સના સિદ્ધાંતોને સાકાર કરવાના દાવાવાળી પ્રથમ સફળ ક્રાંતિ ૧૯૧૭માં લેનિનની રાહબરી નીચે રશિયામાં થઈ. તેની સામે દુનિયાના શાહીવાદીઓએ મરણીઆ ભરડો લીધો. પણ રશિયાનો સમાજવાદ તેમાંથીય હેમખેમ બહાર નીકળ્યો. ને આખી દુનિયામાં એની બોલબાલા થઈ. આખી દુનિયાના દલિતોએ એની પ્રેરણા ઝીલી; પોતાનો રાહ સરળ કરવા કમર કસી. રશિયાએ દૈનંદિન—જીવનની પ્રાથમિક જરૂરિયાતો, અને શિક્ષણ સંસ્કાર અને ઈતર સગવડોમાં અસાધારણ સિદ્ધિઓ, અપરંપાર મુશ્કેલીઓ છતાં, ટૂંકા સમયમાં

* 'સમાજવાદ' શબ્દનો પ્રયોગ પ્રથમ ઓવને ૧૮૩૧માં કર્યો હતો.

ઝડપી ગતિએ હાંસલ કરીને, પછાત ગુલામ દેશોને પાનો પાયો; અને બીજા વિશ્વયુદ્ધ દરમ્યાન નાઝીવાદી બર્બર ધાડાં સામે, દુનિયાનો ચમત્કાર કહી શકાય તેવો ભવ્ય સંગ્રામ ખેલી, વિજય પ્રાપ્ત કર્યો. અપૂર્વ રાષ્ટ્રીય અસ્મિતા અને શહાદત જોઈ દુનિયા આખી મોંમાં આંગળાં નાંખી ગઈ.

મૂડીવાદની આભા આથમી રહી હતી ત્યારે સમાજવાદીની પ્રતિષ્ઠા કૂદકે ને ભૂસકે આગળ વધી રહી હતી.

આ જેવી તેવી સિદ્ધિ ન હતી.

અને છતાં, આ અપૂર્વ ઐતિહાસિક સિદ્ધિનો 'પેરેડૉક્સ' પણ જેવો તેવો નથી.

શ્રમજીવી સમાજવાદી ક્રાંતિના અગ્રદૂત ખુદ સોવિયેત રશિયામાં (અને તેની છત્રછાયામાં વિકસતા તમામ મુલકોમાં) વ્યક્તિપૂજાનો યુગ પ્રવર્ત્યો; તે દરમ્યાન, હજારો પ્રામાણિક દેશભક્તો અને રાષ્ટ્રવીરો ઉપર બર્બરયુગી અત્યાચારોની ઝડીઓ વરસતી રહી, માનવીની સ્વાધીનતાનું અને આંતરિક સત્યનું ગળું ઘોંટાઈ ગયું.*

૧૯૩૬થી સમાજવાદનો રાહ લગભગ પૂરો કરી સામ્યવાદની કક્ષામાં પ્રવેશ કરી ચૂક્યાનો દાવો કરનાર, અઢળક ભૌતિક સિદ્ધિઓ હાંસલ કરનાર દેશની જ બીજી બાજુ અત્યંત વિકૃત નીવડી!

**જાણે કે તેનું અરધું અંગ અત્યંત સંસ્કારી હતું; ને બાકીનું અરધું બર્બર રહી ગયું હતું!**

## ઐતિહાસિક લાલબત્તી

આપણા યુગનો આ એક સૌથી મોટો વિસંવાદ છે. તમામ ભાવિ ક્રાંતિઓ સામે આ ઐતિહાસિક લાલબત્તી છે.

હવે પછીની કોઈ પણ ક્રાંતિ રશિયાની સિદ્ધિઓની સાથોસાથ તેની વિકૃતિઓ તરફ દુર્લક્ષ કરીને આગે કદમ ભરી શકનાર નથી. અલબત્ત, આના ઉપરથી જો કોઈ એવા નિર્ણય ઉપર પહોંચી જાય કે હવે તો, સમાજવાદી સમાજ પદ્ધતિ જ નિષ્ફળ પુરવાર થઈ છે; માટે તેનો સમૂળો ઈન્કાર કરવો રહ્યો, અથવા તો એના કરતાં તો મૂડીવાદી સમાજ રચના સારી...તો તે ઇતિહાસનાં ચક્રોને ઊલટાં કરવા બરાબર છે.

* ૧૯૫૬માં મળેલી સોવિયેત સંઘની કમ્યુનિસ્ટ પાર્ટીની ૨૦મી કોંગ્રેસ સમક્ષ ક્રુશ્ચોવે રજૂ કરેલો ગુપ્ત હેવાલ આની ભયંકર અને ભરપૂર વીગતો પૂરી પાડે છે.

કેમકે હવેનો સમાજ શોષક-શોષિત સંબંધો પર રચાયેલી કોઈ પણ રચના તરફ પાછો વળે એ ઇષ્ટ નથી તે શક્ય પણ નથી.

## ક્રાંતિની નાંદી

પરંતુ હવેની ક્રાંતિએ નાંદી રૂપે નીચેનાં ક્રાંતિ સૂત્રોનો પુનરૂદ્‌ઘોષ કરવો જ રહ્યો—

૧. સાચી સર્વાંગી ક્રાંતિનો આખરી હેતુ માનવીય નૈતિક સમાજ રચનાનો જ હોઈ શકે.

૨. જે કોઈ સમાજ રચનાનો આર્થિક પાયો શોષણ, અસમાનતા, અંગત સ્વાર્થનો હોય, તેવી સમાજરચના કદિ પણ માનવીય બની જ ન શકે.

૩. જે કોઈ સમાજ રચનાનો આર્થિક પાયો શોષણ રહિત સમાનતા અને સામાજિક સામુહિક હિત-સગવડ હોય તેવો જ સમાજ ભાવિ સંસ્કારી નૈતિક સમાજની રચના કરી શકે.

૪. પરંતુ કેવળ આર્થિક પાયો રચાઈ જવા માત્રથી જ ઇમારત ખડી થઈ જતી નથી. અને પાયો ગમે તેટલો સધ્ધર હોય તો પણ, ઇમારત બાંધવામાં જે જાતનો માલ વાપરવામાં આવે અને તેની જે પ્રકારે રચના થાય, તે જ છેવટે તો, તે ઇમારતની સધ્ધરતાનું નિર્ણાયક તત્ત્વ બની જાય.

૫. આમ, નિર્ણાયક તત્ત્વો બે પ્રકારનાં હોય છે. એક તો, સુદૃઢ પાયો (સમાનતાના આધારવાળો આર્થિક પાયો) પ્રાથમિક નિર્ણાયક તત્ત્વ છે. તે જ જો કાચો હોય તો ઇમારતમાં ગમે તેવો સારો માલ વપરાયો હોય અને તેની બાંધણીમાં ગમે તેટલી કુશળતા વાપરવામાં આવી હોય, છતાં તે નિષ્ફળ જ જવાની. એટલે પાયાની સુદૃઢતા એ પ્રાથમિક નિર્ણાયક તત્ત્વ છે. પરંતુ જેઓ એમ માને છે કે, એક વાર સુદૃઢ પાયો રચાઈ ગયો એટલે આપોઆપ ઇમારત સુદૃઢ બની જશે; બની જવી જ જોઈએ, તેઓ પાયા સાથે સંકલિત છતાં આગવા એવા 'ઇમારત'ના સ્વતંત્ર વિજ્ઞાનનો ઇન્કાર કરે છે. બીજી બાજુ, જેઓ પાયો ગમે તેવો હોવા છતાં, એનાથી અસંબધ્ધ રીતે, ઇમારત-રચનાની સ્વતંત્ર કુશળતા ઉપર જ મુસ્તાક રહે છે, તેઓ પણ ઇમારતના પાયાના વિજ્ઞાનનો ઈન્કાર કરે છે.

તેઓ સત્ય, અહિંસા, અસ્તેય, અપરિગ્રહ આદિ ખરેખર

ઉન્નત અને સામાજિક જીવનની તંદુરસ્તી માટે અત્યંત આવશ્યક ગુણો ઉપર ઝોક આપ્યા છતાં, આર્થિક પાયાની અવગણના કરી, કેવળ તરંગી યુરોપિયન-સ્વપ્નશીલ રહી જાય છે!

૬. એકવાર પ્રોલિટારિયટ વર્ગ ક્રાંતિનો અગ્રદૂત બની રાજ્યસત્તા હસ્તગત કરી આર્થિક પાયો બદલી નાખે તો, **અનિવાર્ય રીતે** બધું હેમખેમ પાર ઊતરી જશે; પછી, બાકીનું બધું તો આપોઆપ ગોઠવાઈ જશે; ને વર્ગવિહીન, શોષણવિહીન, રાજ્યવિહીન આદર્શ માનવીય સમાજની સ્થાપના અનિવાર્ય રીતે થઈ જશે—એવી શ્રદ્ધા ઇતિહાસે ખોટી ઠેરવી છે.

૭. ક્રાંતિ પૂર્વે અને ક્રાંતિ દરમ્યાન માનવીય મૂલ્યો તરફ આંખ મીંચામણાં કરવા છતાં, ક્રાંતિ બાદ તો માનવીય મૂલ્યોની પ્રતિષ્ઠા અનિવાર્ય રીતે થઈ જશે, એવી ગણત્રી સર્વથા **અવૈજ્ઞાનિક** છે, અને **અવાસ્તવિક** સાબિત થઈ ચૂકી છે.

૮. ક્રાંતિ-વિજ્ઞાનનું એ હાર્દ છે કે જે **પ્રકારની** ક્રાંતિ કરવી હોય, તે **પ્રકારનાં** ને તે **પદ્ધતિનાં** સાધનો યોજવાં જોઈએ. દા. ત. ફાસિવાદ વિરોધી આંતરરાષ્ટ્રીય યુદ્ધ માટે અથવા તો રાષ્ટ્રીય મૂડીવાદી ક્રાંતિ માટે જે પ્રકારના સંયુક્ત મોરચાઓ રચવા રહે, જે પ્રકારના વ્યૂહ યોજવા રહે, જે પ્રકારનાં સાધનો વાપરવાં રહે, તે જ પ્રકારનાં સાધનો અને પદ્ધતિથી શ્રમજીવી ક્રાંતિ સિદ્ધ ન થાય. એટલું જ નહિ, રાષ્ટ્રીય ક્રાંતિ થયા બાદ, ચાલુ રાજ્યતંત્રમાં જે પ્રકારનો ફેરફાર કરવો જરૂરી ગણાય, તેવો ને તેટલો જ ફેરફાર શ્રમજીવી ક્રાંતિ સિદ્ધ થયા પછી પૂરતો ને યોગ્ય ન ગણાય વગેરે...આજ પૂર્વેની તમામ ક્રાંતિઓની સફળતા યા નિષ્ફળતામાં આ સત્ય પ્રગટ થયું છે.

૯. દરેકે દરેક પરિવર્તનનું સુયોગ્ય અને સમર્થ ઉચ્ચાલન-બળ શોધવું અને તેને કામે લગાડવું એમાં તો ક્રાંતિની દક્ષતા અને સફળતા રહેલી છે.

૩

વિનોબાએ આરંભેલી સર્વોદયી ક્રાંતિ આજે ઇતિહાસની કસોટીએ ચઢી છે.

વેદો અને ઉપનિષદોથી માંડી ભારતીય તત્વજ્ઞાનનું ઊંડું અધ્યયન, જગતનાં સામાજીક પરિવર્તનોનું ચિંતન, અને સામાજીક વિજ્ઞાનોનું પૃથક્કરણ-તત્ત્વ વિચારકને શોભે એવો વિનોબાનો વૈભવ છે.

વિનોબાની જીવન દૃષ્ટિમાં બુદ્ધની કરુણા, સંતોનો ભક્તિ-યોગ, શંકરનો જ્ઞાનયોગ અને માર્કસ આદિ સામાજીક ક્રાંતિકારોના વૈજ્ઞાનિકતાનો સંભાર છે.

વધુમાં—

ગાંધીજીને ચરણે બેસી તેમણે અપરિગ્રહી સ્થિતપ્રજ્ઞ શાંતિ-સેવકની તાલીમ પ્રાપ્ત કરેલી છે.

વિનોબા અનેક રીતે ગાંધીજીનો વારસો ઉન્નત બનાવી વધારી રહ્યા છે.

## ગાંધીજીની વિરલ સિદ્ધિ

ગાંધીજીએ ભારતની સ્વાધીનતાના લાંબા સંગ્રામ દરમ્યાન અપનાવેલો રાહ અનેક રીતે વિરલ હતો.

પોતાની રાષ્ટ્રીય સ્વાધીનતા માટેના આજ પૂર્વેના સંગ્રામોમાં, જગતના કોઈ રાષ્ટ્રે કદ નહિ અપનાવેલો એ રાહ હતો—અને છેવટે આઝાદી પ્રાપ્ત થઈ ચૂકી ત્યારે જ 'એ રાહે સ્વાધીનતા પ્રાપ્ત થઈ શકે કે કેમ' એવી શંકાઓનું નિવારણ થયું, એટલો એ અપૂર્વ હતો ને મૌલિક હતો.

કોઈ પણ સત્તા, અને તેમાં ય બ્રિટિશ સામ્રાજ્ય જેવી મહાન શહેનશાહત નિઃશસ્ત્ર અને 'નિર્વીર્ય' દેખાતા, ઔદ્યોગિક રીતે પછાત ગણાતા રાષ્ટ્રની 'નિર્વીર્ય' દેખાય તેવી સત્યાગ્રહની—તે ય સેંકડો આગેપીછે કદમો વાળી—લડતની સામે ઝૂકી, પરાજય સ્વીકારે, એ છેવટ સુધી કલ્પના બહારની વસ્તુ હતી.

અલબત્ત, **કેવળ** ગાંધીજીની અહિંસક લડતને ભાગે આનો સંપૂર્ણ યશ અભિપ્રેત નથી. આંતરરાષ્ટ્રીય પરિસ્થિતિ ય અનેક રીતે અનુકૂળ બની ચૂકી હતી.

એમ તો, રાષ્ટ્રીય પરિસ્થિતિ ઘણાં બધાં વરસોથી પાકી ચૂકી હતી; અને આંતરરાષ્ટ્રીય પરિસ્થિતિ ય યુદ્ધ દરમ્યાન અમુક તબક્કે તો અતિ વધારે અનુકૂળ લેખાય તેવી હતી. પરંતુ પરિસ્થિતિને સમજવી, તેને પૂરતી પરિપક્વ

બનાવવી, તેને યોગ્ય ઘાટ આપવો, અને તેને છેવટે પરિણામદાયી બનાવવી એ **આખરી નિર્ણાયક કર્તૃત્વ** તો કાંઈ જડ પરિસ્તિતિથી આપોઆપ સિદ્ધ થઈ શકતું નથી; એવું ઐતિહાસિક નિર્ણાયક કર્તૃત્વ તો જાગ્રત ચેતના–શક્તિ વિના, જાગ્રત નેતાગીરીની સામુહિક સંગઠિત જાગ્રત શક્તિ વિના શકય જ નથી.

ગાંધીજી આ નિર્ણાયક કર્તૃત્વશીલ ચેતનાના પ્રતીક બની ગયા : ગાંધીજીના નેતૃત્વ નીચે ભારતીય સ્વરાજ્ય પ્રાપ્તિની સાધના ફળી—એ તર્ક નથી, એ હકીકત બની ચૂકી છે. સ્વીકાર–અસ્વીકારનો એ સવાલ નથી. એટલે જ તો એનું રહસ્ય–સંશોધન જરૂરી છે.

## ગાંધી–માર્ગનું રહસ્ય સંશોધન

**ગાંધીમાર્ગના** સાફલ્યનું રહસ્ય સંશોધન આજ પૂર્વે થયું છે, થઈ રહ્યું છે, ને છતાં હજી ઘણું બધું બાકી છે. જેમ જેમ વિશ્વપરિસ્થિતિ વધુ ને વધુ વિકટ બની રહી છે, તેમ તેમ જાણે ગાંધીમાર્ગનું રહસ્ય વધુ ને વધુ સ્ફુટ બની રહ્યું છે—.

**૧.** ગાંધીજીએ ભારતની સ્વરાજ્યપ્રાપ્તિની પ્રક્રિયા દરમ્યાન, અત્યંત વિકટ પરિસ્થિતિમાં ય, સામાજીક પરિવર્તન પરત્વેના પોતે સ્વીકારેલા કેટલાક **અટળ સિદ્ધાન્તોના** પાલનનો દઢ આગ્રહ સેવ્યો હતો.

અને તેમ કરતાં તેઓ અનેક વખત પરાજય, બાંધછોડ, અને વિરોધાભાસોનો ભોગ બન્યા હતા; પરંતુ એ બધા વિરોધાભાસો પાછળ રહેલી એકાકી સ્વરાજ્ય નિષ્ઠા કદી–ડગી ન હતી.

**૨.** ગાંધીજીને મન સ્વરાજ્યની કલ્પના છેક ૧૯૦૮માં 'હિંદ સ્વરાજ્ય' લખ્યું ત્યારથી નિશ્ચિત ઘાટ લઈ ચૂકી હતી. અને જીવનના અંતકાળ સુધીમાં એ કલ્પનાનો **પાયો** લગભગ એવો ને એવો જ રહ્યો હતો.* ચાર ચાર દાયકાઓ પૂર્વે ગાંધીજીએ રામરાજ્યની છબી પોતાના મનમાં આંકી લઈને તેને મૂર્ત કરવા પાછળ જ પોતાની સાધના લગાવી દીધી હતી.

*'હિંદ સ્વરાજ'ની ૧૯૩૮ની આવૃત્તિમાં ગાંધીજીની પ્રસ્તાવના, તથા સ્વ. મહાદેવભાઈનો તેમાંનો લેખ.

૧૯૩૦માં ગાંધીજીએ સ્વરાજ્યને **રામ રાજ્ય** તથા **ધર્મ રાજ્ય** રૂપે ઓળખાવ્યું હતું. અને તેનો **ત્રિકાલ–સત્ય અર્થ** 'ગરીબોની સંપૂર્ણ રક્ષા,' 'બધાં કામ ધર્મ-પૂર્વક થાય,' અને 'લોકમતનો આદર'—આ ત્રણ સૂત્રોમાં આપી દીધો હતો. (હિંદી નવજીવન, ૨૭–૩–૩૦)

ગાંધીજીએ વખતો વખત કરેલી સ્વરાજ્યની વ્યાખ્યા ગમે તે હો, પરંતુ ઉપરની ત્રણ ભાવનાઓ પાયામાં હતી જ હતી.

અને એથી જ તો, ગાંધીનું કાર્ય અતિશય કપરું હતું.

**૩.** એક વાર આદર્શનું સુનિર્શ્ચિત, સુદઢ, વિશદ ચિત્ર ચિત્તમાં અંકાઈ ગયા પછી તેની સાધનાનો રાહ રજ માત્ર આઘો પાછો થતાં શી પરિસ્થિતિ થાય તેનું પૂર્વજ્ઞાન કોઈ પણ દક્ષ ક્રાંતિનિષ્ણાતને હોય તેમ, ગાંધીજીને થઈ ચૂકયું હતું. તેથી જ તો, જે **સ્વરૂપની** સિદ્ધિ પ્રાપ્ત કરવી છે, તેને જ અનુકૂળ લડતનાં સાધનો અને પ્રકારો અપનાવવા માટેનો તેમનો જાગ્રત **આગ્રહ** એક ઉત્તમ કોટિના ક્રાંતિકારી વિજ્ઞાનીને છાજે તેવો હતો.

**૪.** પરંતુ આ સિદ્ધાંતનિષ્ઠ ક્રાંતિકાર સામેની સમસ્યા જેવી તેવી ન હતી. ભારતમાં જે પરિસ્થિત પ્રવર્તતી હતી, જન–જાગૃતિનું જે સ્તર હતું, ત્યાંથી જ છેવટે તો **આરંભ** કરવો રહ્યો !

ગાંધીજીએ સ્વરાજ્ય સાધનાના સાધન તરીકે અહિંસાનો '**ફેઈથ**' તરીકે સ્વીકાર કરી લીધો હતો. (આ ફેઈથ કોઈ તરંગી fact ન હતો—પરંતુ ગાંધી જે **પ્રકારના** સ્વરાજ્ય–રામરાજ્ય–ધર્મરાજ્યનું ઘડતર કરવા માગતા હતા તે પ્રકારનાં સાધનો વિના તે શકય જ ન બને, એટલા માટે). પરંતુ ત્યારે રાષ્ટ્રની વિશાળતમ જનશક્તિની પ્રતિનિધિ રાષ્ટ્રીય કોંગ્રેસ એનો રાજકીય '**ક્રીડ**' તરીકે જ સ્વીકાર કરવાની હદે તૈયાર હતી.

ગાંધીજીએ આ આદર્શનિષ્ઠા અને સ્વરાજ્યનિષ્ઠાનો સવાલ કેવી રીતે ઉકેલ્યો ? તેમણે એ બે વચ્ચેનો વિરોધ ઉકેલ્યો.

ગાંધીજીની જીવન સાધનાનું પ્રેરક બળ કયું હતું ?

આદિકાળના ભક્ત–સંત–મહાપુરુષોની સ્થિતિમાં ગાંધીજી જીવતા ન હતા. તેમની જીવન સાધના, તેમની આત્મશુદ્ધિ, તેમની

ઈશ્વરપ્રાપ્તિની અને મોક્ષની કલ્પના સમાજથી લગભગ અળગી રીતે, યાને પ્રજા-જીવનની વાસ્તવિક સમસ્યાઓથી લગભગ પર રહીને, સાધવાની ન હતી.

'સંસારમાં સરસો રહી 'ને તેઓ એ સાધના સાધવા માગતા હતા. ભારતના દરિદ્રનારાયણ એમની પ્રેરણાનું ઝરણું હતું. ભારતની રાજકીય ગુલામીનું નિવારણ અને સાચી લોકશાહીની સ્થાપના—એમનું સીધું લક્ષ્ય હતું. ભારતમાં રામરાજ્ય—ધર્મરાજ્યની પ્રતિષ્ઠા એમનું ધ્યેય હતું; અને આ બધા દ્વારા જ તેઓ પોતાની આત્મશુદ્ધિ, ઈશ્વર પ્રાપ્તિ, અને મોક્ષપ્રાપ્તિનો પંથ ખેડી રહ્યા હતા.

એટલે તો, ગાંધીજીએ અતિ સહજ રીતે, પોતાની આદર્શનિષ્ઠા અને સ્વરાજ્યનિષ્ઠા વચ્ચેના વિસંવાદનો તોડ કાઢ્યો: ગાંધીજી પોતે 'ફેઈથ' તરીકે અહિંસાનો સ્વીકાર કરીને સ્વરાજ્યપ્રાપ્તિના પંથે નેતૃત્વ કરે; અને જન-શક્તિ 'રાજકીય ક્રીડ' તરીકે અહિંસાનો સ્વીકાર કરીને એ જ પંથે ગાંધીજીની રાહબરી નીચે, આગળ વધે.

આ પંથ તલવારની ધાર પર ચાલવા જેવો કપરો હતો. અનેકવાર ગાંધીજી સામે ગૂંચવણભરી, વિરોધાભાસી અને વિકટ પરિસ્થિતિઓ આવી પણ ખરી. ગાંધીજીએ ભારે વ્યૂહનિષ્ણાતની અદાથી આદર્શનિષ્ઠા અને સ્વરાજ્યનિષ્ઠાનો એવો મેળ ખવડાવ્યો કે આખરે 'અહિંસાની ક્રીડ' સ્વીકારેલી જનશક્તિ દ્વારા ગાંધીજી ભારતને સ્વરાજ્યના દ્વાર સુધી હેમખેમ લઈ આવ્યા જ.

ગાંધીજીની આ અપૂર્વ સિદ્ધિનું રહસ્ય કેવળ એ નથી કે તેમણે અહિંસાનો 'ફેઈથ' તરીકે સ્વીકાર કર્યો હતો; અને એ તો નથી જ કે તેમણે સિધ્ધાન્ત-ત્યાગ કરી, ગમે તેમ કરી ભારતને સ્વરાજ્ય અપાવ્યું.

### સમન્વય

*ગાંધીજી પૂર્વે, ગાંધીજીની જેમ અહિંસાને 'ફેઈથ'* તરીકે સ્વીકારી જીવન સાધના કરી ચૂકેલા અનેક સંતો–ભક્તોની ભારતને તો નવાઈ નથી. પરંતુ એવી વ્યક્તિગત સાધના (અલબત્ત સમાજ જીવનની શુદ્ધિ માટે પ્રેરકબળ બની જવા છતાં) આવું ક્રાંતિકારી પરિણામ લાવી શકી નહતી, એમ ઇતિહાસ જણાવે છે.

**ગાંધીજીની વિશેષતા એ છે કે તેમણે (૧) વ્યક્તિગત શુદ્ધિના સાધન તરીકે યુગોયુગોથી સ્વીકારાયેલા અહિંસાના આદર્શનું સામાજીકરણ કર્યું.**

કોઈ પણ વિચાર, વ્રત, ગુણ (એટલે કે શક્તિ) વ્યક્તિગત મટી જઈ, સામાજીક બનતાં તેનું ગુણાત્મક પરિવર્તન (ક્વોલિટેટિવ ચેઈન્જ) થાય છે. ગાંધીજીએ અહિંસાના ગુણનું તેવું ગુણાત્મક ક્રાંતિકારી શક્તિ રૂપે પરિવર્તન કર્યું. ઉપરાંત –

(૨) ગાંધીજીએ પોતાની આદર્શનિષ્ઠા (ધર્મનિષ્ઠા) અને સ્વરાજ્યનિષ્ઠા (વ્યવહારનિષ્ઠા)નો અદ્ભુત વ્યવહારુ સમન્વય સાધ્યો.

અલબત્ત, આમાંથી એ વાત પણ આપોઆપ ફલિત થાય છે કે:–

ભારતમાં જે જનજાગ્રતિ અને જનશક્તિ હયાત હતી, અને ગાંધીજીની પોતાની જે **શક્તિ મર્યાદાઓ** હતી એનો જ **સમન્વય** થયો હતો. અને એથી કરીને જે સ્વરાજ્ય પ્રાપ્તિ થઈ તેમાં અનેક રીતે બીજી ક્રાંતિઓ કરતાં વિશેષતાઓ હોવા છતાં, તે રામરાજ્ય રૂપે, પાકા ફળ રૂપે ગાંધીજીના હાથમાં આવી પડેલી ન હતી.

સ્વરાજ્ય પ્રાપ્તિ બાદ, ગાંધીજીના જીવનાં જ, ભારતમાં જે કારમો કૌભાંડ પ્રવર્ત્યો, તેથી ગાંધીજીનું પોતાનું હૈયું કેટલો જબરજસ્ત આઘાત પામ્યું હતું તે સુવિદિત છે.

ભારતીય સ્વાતંત્ર્ય ભારતના વર્તમાન યુગી **શક્ય-શ્રેષ્ઠ સમન્વયની** પેદાશ હતી—એની તમામ શક્તિ અને કમજોરી સાથે.

છતાં ગાંધીજીએ પોતાનું સર્વસ્વ સમર્પી દઈ, ભારતના નવઘડતર પાછળ, પોતે સેવેલા 'સર્વોદય'ના* આદર્શની સ્થાપના માટે, જે અતિ-માનુષ પ્રયાસો (નવાખલી, દિલ્હી, પંજાબ આદિ સ્થળે) આદર્યા હતા, તે પછી તો જગતની વિરલ વિભૂતિઓમા તેમનું સ્થાન અંકાઈ ચૂક્યું છે.

## ૪

## વિનોબાનું સિદ્ધાંત ચિંતન

વિનોબા ગાંધીમાર્ગના આધારપર સર્વોદયી ક્રાંતિનો ભગીરથ મનોરથ સેવી રહ્યા છે.

*મૂળ આ શબ્દ ગાંધીજીએ રસ્કિનકૃત 'અનટુ ધ લાસ્ટ'ના રૂપાંતર વખતે વાપરેલો.

ગાંધીજી કરતાં વિનોબાની સાધના અતિદુષ્કર છે. ગાંધીજીનો તાત્કાલિક ઉદ્દેશ ભારતની સ્વરાજ્યપ્રાપ્તિનો હતો. વિનોબાનો સામાજીક ઉદ્દેશ ભારતમાં સર્વોદયી સમાજ રચનાની સ્થાપનાનો છે.

ગાંધીજીનો ઉદ્દેશ રાષ્ટ્રીય ક્રાંતિનો હતો; વિનોબાનો ઉદ્દેશ **રાષ્ટ્રીય ઉત્થાનનો છે.**

ગાંધીજી અને વિનોબાની જીવન સાધના એક જ છે: જનકલ્યાણદ્વારા, જનતા જનાર્દનની ભક્તિદ્વારા, આત્મકલ્યાણની. આ માર્ગે જેટલાં શુદ્ધ સાધનોનો આગ્રહ વધુ એટલી જનકલ્યાણની સિદ્ધિ, મોડી વહેલી, પણ સદ્ધર, સુદૃઢ અને **સ્થાયી** સ્વરૂપની; એટલો આત્મકલ્યાણનો પંથ વધુ શુદ્ધ, વધુ ઉન્નત; એટલે સર્વોદય વધુ વ્યાપક, વધુ ચિરંજીવી.

વિનોબા માટે બધી રીતે કસોટી વધુ આકરી છે:

૧ વિનોબાએ ગાંધી-માર્ગનો અખતરો અસાધારણ મોટા—સર્વોદયી સમાજ રચનાના-ધ્યેય માટે આરંભ્યો છે.

૨ વિનોબાને એક બાજુ, ગાંધીજી જેવી વિરલ વિભૂતિનો વિપુલ વારસો મળ્યો છે; તે જ રીતે ગાંધીજીના જમાનામાં જે હયાત જનજાગૃતિ અને જનશક્તિ હતી, તેના જ આધાર પર, અને ગાંધીજીની પોતાની શક્તિ-મર્યાદા અનુસાર, સ્વરાજ્ય પ્રાપ્તિ થઈ હતી. વિશિષ્ટ શક્તિની સાથોસાથ પરિસ્થિતિની કમજોરી પણ વિનોબાને વારસામાં મળેલી છે.

૩. ભારતનું આજનું ચિત્ર ભારતની આ કમજોરીની વાત પોકારી પોકારી જાહેર કરી રહી છે: પં. જવાહરલાલ નહેરુ જેવી પ્રતિભાની છત્રછાયામાં સમાજવાદી સમાજ-રચનાના ધ્યેય પ્રતિ ભારતનું નવઘડતર આકાર લઈ રહ્યું હોવા છતાં, હજી સ્થાપિત હિતોની આર્થિક, રાજકીય અને વહીવટી તંત્રોમાં જે પ્રમાણમાં બોલબાલા ચાલી રહી છે, ભારતના અદના પ્રામાણિક ઈન્સાનની આજે ય હજી જે દીનહીન દશા પ્રવર્તી રહી છે—એ કોઈનાથી ય નજરઅંદાજ થઈ શકે એમ નથી. ઘડીભર તો, ડઘાઈ જવાય એવું આ ચિત્ર છે.

ગાંધીજીએ ભારતની સ્વાધીનતાનું સ્વપ્ન રજૂ કર્યું ત્યારે ય ઘણે અંશે, અને જ્યારે તેમણે અહિંસક શસ્ત્રો દ્વારા રાષ્ટ્રીય ક્રાંતિનો દૃઢ આગ્રહ સેવ્યો ત્યારે તો લગભગ સર્વાંશે એમને તરંગી, યુરોપિયન તરીકે નવાજવામાં આવ્યા હતા. અલબત્ત, જેઓ ભારતીય સાંસ્કૃતિક પાર્શ્વભૂમિકા અને વિચારધારાથી ખૂબ જ વિમુખ હતા, અને ઉદ્દામ ક્રાંતિ વિજ્ઞાનની બાબતમાં પ્રણાલિકાગત જડ વલણ લઈ ચૂક્યા હતા, એવાં જૂથોએ તો તેમને શાહીવાદના પિઠ્ઠુ અને મૂડીવાદના મળતિયા તરીકે જોયા; અને ભારતના દુર્ભાગ્યે ગાંધી-માર્ગ અને માર્ક્સ-માર્ગ વચ્ચેનો વિરોધ કાયમી રૂપ પકડી, પ્રગતિની આડે અંતરાયરૂપ બની રહ્યો.

વિનોબાએ આજે સર્વોદયનું જે ભગીરથ આરોહણ આરંભ્યું છે, તેની ય કેવળ પ્રણાલિકાગત જડ વલણથી જ (પછી તે માર્ક્સને નામે હો કે ખુદ ગાંધીને નામે) ચકાસણી કરવામાં આવે તો તે કેવળ તરંગી યુરોપિયન જ લાગવાનું.

## માર્ક્સ ગાંધી સમન્વયનો યુગ

માર્ક્સે પોતાની પાછળ માર્ક્સવાદને નામે કેવો અંધ જડ ઉત્પાત થઈ શકે, એની કલ્પના કરીને જ તો કહ્યું હશે: **"એક વાત નક્કી છે કે હું માર્ક્સવાદી નથી...."**

**અને ગાંધીજીએ ય અમસ્તું નહિ ઉચ્ચાર્યું હોય: "ગાંધીવાદ જેવી કોઈ ચીજ નથી; હું મારી પાછળ કોઈ સંપ્રદાય છોડી જવા ઇચ્છતો નથી."**

માર્ક્સ-માર્ગે આર્થિક-રાજકીય-ઐતિહાસિક પરિવર્તનની દૃષ્ટિ અને ગાંધી-માર્ગે નૈતિક, સાંસ્કારિક ભારતીય ક્રાંતિ-ચિંતનની દૃષ્ટિ-બંનેએ જે વિશિષ્ટ દૃષ્ટિઓ અને શક્તિઓ આપી છે, બંનેએ પોતપોતાની રીતે જે સિદ્ધિઓ પ્રગટ કરી છે, એના સમન્વયનો યુગ પાકી ગયો છે. ભૌતિક પ્રગતિના પાયા ઉપર આધ્યાત્મિક નૈતિક વિકાસ; અને આધ્યાત્મિક નૈતિક વિકાસના જોરે ભૌતિક સિદ્ધિઓ —આજનો યુગ આવા સમન્વયનો યુગ છે.

વિનોબાની વિશેષતા એ છે કે, તેઓ પોતાની આગવી રીતે વિજ્ઞાન અને આત્મશક્તિનો સમન્વય સાધીને સર્વોદય આરોહણની સાધના કરી રહ્યા છે.

* અત્યંત લાક્ષણિક રીતે, ભારતીય તત્ત્વજ્ઞાનની આધ્યાત્મિક ભૂમિકા સાથે વર્તમાન ભૌતિક સામાજિક જીવનનો સમન્વય સાધવા તેઓ મથી રહ્યા છે. એથી જ તો, એમનું પ્રત્યેક સોપાન જેટલું ભૌતિક ચિંતનનું છે, એટલું જ આધ્યાત્મિક છે.

આપણામાંના અનેક જેઓ ઈશ્વર પ્રત્યેની ભક્તિપૂર્ણ આસ્તિકતાનો અને ધર્મ વિષેની શ્રદ્ધાપૂર્ણ આસક્તિનો દાવો કરી શકે એમ નથી ( અથવા કરવા ઇચ્છતા ય નથી ) એમને વિનોબાની સમસ્ત વિચારધારામાં સતત રીતે વણાઈ ગયેલો આ સ્રોત, પ્રથમ પરિચયે, નડતરરૂપ પણ લાગે...

પરંતુ, વિનોબા ભગવાન અને ધર્મશાસ્ત્રોનું પુનઃ પુનઃ સ્મરણ કરતા છતાં, અને ઘણીવાર આધ્યાત્મિકતાની ભાષામાં જ બોલતાલખતા હોવા છતાં, એક વાત નિશ્ચિત છે કે, ગાંધીજીની જેમ, તેમની પ્રેરણા પણ ભારતના સર્વહારા-દરિદ્રનારાયણો પ્રત્યેની પ્રીતિમાંથી પ્રગટેલી છે; અને તે કરુણા-ની જ છે. અને તેમનું ચિંતન વિજ્ઞાન, સમાજશાસ્ત્ર, બુદ્ધિ અને વિવેક ( logic ) ઉપર સ્થિત થયેલું છે. આથી જ તો તેમનો ' અથ ' ( આરંભ ) અને ' ઇતિ ' ( અંત ) —બંને ભૌતિક સહિતના સમસ્ત સામાજિક જીવન સાથે સંલગ્ન છે.

એથી જ તો, એમની પરિભાષા પ્રત્યેની આપણી અપરિચયતા ( જો અને જેમને હોય તેમને માટે ) દૂર થતી જાય તેમ તેમ, અને આપણા ચિત્તમાં, ભારતીય ઉકેલ માટેની ભારતીય ભૂમિકાનો આગ્રહ વધતો જાય તો, વિનોબાના ચિંતનમાં આપણને ઘણી બધી વૈજ્ઞાનિક દૃષ્ટિની પ્રતીતિ થયા વિના નહિ રહે.

## નૂતન ક્રાંતિકારી તત્ત્વજ્ઞાન

માર્ક્સે, ૧૧૦ વર્ષ પૂર્વે, સામાજિક ક્રાંતિનું એક નવું જ વિજ્ઞાન રચ્યું, ત્યારે તેણે ' આઈડિયાલિસ્ટ ', ( વિચારવાદી ) 'હેગલના ' દર્શન ' ( ફિલસૂફી )માંથી ' ડાયલેક્ટિકલ ' પદ્ધતિ-નો મેથી સ્વીકાર કરી લઈ, તેને ' મટિરિયાલિઝમ 'ના પોતાના ચિંતન સાથે જોડી દઈ ' ડાયલેક્ટિકલ મટિરિયાલિઝમ 'નું નૂતન ક્રાંતિકારી તત્ત્વજ્ઞાન પ્રગટાવ્યું હતું. એને કારણે તો સમસ્ત ઇતિહાસ અને વર્તમાનને સમજવાનું અને પલટવાનું કડીબદ્ધ ક્રાંતિ-વિજ્ઞાન શક્ય બન્યું હતું.

વિનોબા વેદો, ઉપનિષદો અને ગીતાના તથા ભક્તો અને જ્ઞાની સંતોના આખા વારસાને પચાવી લઈ, કળીકાળનું— બલ્કે આજના અતિ ઘોર વિસંવાદી ઔદ્યોગિક યુગનું ક્રાંતિ-વિજ્ઞાન સર્જવા મથી રહ્યા છે.

ભારતમાં ધર્મ-સંસ્થાઓ અને ધર્મગ્રંથો, ધર્મસૂત્રો અને ધર્મોપદેશોનો ઉપયોગ જુદે જુદે સમયે જુદા જુદા હેતુઓ માટે થયો હોઈ, તેમાં પ્રત્યાઘાતી તત્ત્વો પણ અવશ્ય રક્ષાયાં છે; એટલા જ માટે શું, એ તત્ત્વજ્ઞાન દ્વારા યુગે યુગે થયેલી માનવીય પ્રગતિનાં લક્ષણો પ્રત્યે આંખો બંધ કરવામાં વૈજ્ઞાનિકતા રહેલી ગણાશે ?

યા એમાંનાં કેટલાંક તત્ત્વો આપણા આજના છિન્ન-વિચ્છિન્ન જીવનને એકતા અર્પવામાં, એકાંગી બની ઝૂકી ગયેલી આપણી સામાજિક તુલાની સમતુલા સ્થાપવામાં આવશ્યક જણાય તો શું તેનો ઉપયોગ અવૈજ્ઞાનિક લેખાશે ?

વળી—

શું કોઈ એક જમાનામાં નક્કી થયેલાં સંઘર્ષનાં સ્વરૂપો ( Forms of Struggle ) બીજા યુગમાં તે ને તે રીતે કામ લાગ્યાં છે ? અથવા તે સિવાયનાં બીજાં સ્વરૂપોનો સ્વીકાર વર્જ્ય ગણાયો છે ?

ખુદ માર્ક્સના જમાનામાં ય શસ્ત્રોનો એક માત્ર ક્રાંતિ-શક્તિ તરીકે સ્વીકાર થયો ન હતો. ત્યારે ય, પાર્લમેન્ટ પદ્ધતિ ( તેના અતિ મર્યાદિત સ્વરૂપમાં )નો સ્વીકાર હતો જ હતો; એટલું જ નહિ પણ, ઇન્ગ્લેન્ડ, અમેરિકા અને હોલેન્ડ જેવા દેશોમાં તો શાંતિપૂર્ણ માર્ગે ક્રાંતિ થવાની આગાહી ( અલબત્ત શક્યતા જ ) માર્ક્સે પોતે ૧૮૭૨માં આમ્સ્ટરડામમાં જાહેર સભામાં ઉચ્ચારી હતી.

અને લેનિને ય, ૧૯૧૭ની રશિયન ક્રાંતિ દરમ્યાન પણ ( એપ્રિલ–જૂન દરમ્યાન ) શાંતિમય ક્રાંતિની શક્યતા જોઈ હતી.

જો કે એ વાત સાચી છે કે, ૧૮૭૧ ના પારિસકમ્યુન-ની નિષ્ફળ ક્રાંતિ પછી, તે ક્રાંતિ દરમ્યાનની ભૂલો અને કમજોરીઓનું પૃથક્કરણ કર્યા બાદ તથા દુશ્મન તાકાતોનું નિરીક્ષણ કર્યા બાદ, માર્ક્સ–એન્ગલ્સ બંને એવા મત તરફ વધુ ઢળ્યા હતા કે ક્રાંતિની સિદ્ધિ માટે હિંસક શસ્ત્રશક્તિ લગભગ અનિવાર્ય છે; અને ક્રાંતિ બાદ ક્રાંતિની રક્ષા માટે હિંસક દંડશક્તિ ( રાજ્યશક્તિ ) અનિવાર્ય છે. આ પછી, લેનિને ' સ્ટેટ એન્ડ રેવૉલ્યુશન ' દ્વારા ' ડિક્ટેટરશીપ ઑફ ધ પ્રોલિટારિયટ 'ના વિચારને પરિપુષ્ટ સિદ્ધાંતરૂપે રજૂ કર્યો હતો.

આમ છતાં, માર્ક્સ-એન્ગલ્સ કે લેનિને શાંતિમય માર્ગે

માર્ક્સે સમાજવાદી ક્રાંતિની ઉચ્ચાલન-શક્તિ તરીકે બહુ-સંખ્ય કિસાનોને શિર નહિ; પરંતુ અલ્પસંખ્ય શહેરી કામદાર -પ્રોલિટારિયટનું નેતૃત્વ (હેજીમની) પ્રબોધ્યું હતું તેની પાછળ આ જ સિદ્ધાંત છે. (મૂડીવાદમાં મધ્યમ વર્ગ, ખેડૂત સહિતનો ઘસાતો જાય છે, ગરીબ બનતો બનતો લગભગ સર્વહારા – 'નહીં કંઈ ગુમાવવું, ફક્ત શૃંખલા બેડીઓ'–ની સ્થિતિમાં ફેંકાઈ જાય છે; ત્યારે કામદાર વર્ગ એક જ એવો છે જે મૂડીવાદના વધવા સાથે વધતો અને બલિષ્ઠ બનતો જાય છે; અને તેની પરિસ્થિતિને કારણે આખરી જંગ સુધી ટકી શકે છે.×)

* આજે હિંસા-શક્તિ, શસ્ત્ર-શક્તિ પીછેહઠ કરી રહી છે, પંચશીલ તથા સહઅસ્તિત્વની (વિચાર તથા અહિંસક સંગઠનની) શક્તિ આગળ વધી રહી છે, એ નિર્વિવાદ છે.

—અહિંસાની પ્રતિષ્ઠા એ યુગ-પુકાર છે.

—વિચારશક્તિનુ આવાહન પરિસ્થિતિની જ માંગ છે.

–જે વિજ્ઞાન-શક્તિ આજ પૂર્વે હિંસા અને દંડશક્તિની પૂંઠે પૂંઠે ઘસડાઈ રહી હતી, તેની મુક્તિનો, અને સંહારશક્તિને સ્થાને સર્જકશક્તિ રૂપે તેનું રૂપાંતર થવાની ઘડીઓ ગાજી રહી છે.

**—વિજ્ઞાન-શક્તિ અને વિચાર-શક્તિનું મિલન નવા યુગની એંધાણી છે. વિનોબા એના પુરસ્કર્તા છે.**

## ૫

## વ્યવહાર-ચિંતન

વિનોબાએ ક્રાંતિવિજ્ઞાનનો પહેલો કોઠો સિદ્ધાંત-ચિંતનનો વટાવી જઈ વ્યવહાર-ચિંતનમાં ય ઊંડું અવગાહન કર્યું છે.

યુગની આ માંગ વિનોબા કેવળ રજૂ કરી સંતૃપ્ત થયા નથી, (કેવળ રજૂ કરવું એ તો ઇતિહાસ નોંધનારનું કામ હોઈ શકે, ઇતિહાસ-સર્જક ક્રાંતિકારનું નહિ); આજે જેનો ઉદય થઈ ચૂક્યો છે, અને આવતી કાલે જેનો વિકાસ ઇતિહાસની આરસી પર વાંચી શકાય એવો લખાઈ ચૂક્યો છે, એ યુગને વિનોબા બન્ને હાથોએ ઊમળકાપૂર્વક આવકારી રહ્યા છે; બલ્કે ભૂમિદાન, ગ્રામદાન, સંપત્તિદાન આદિ સ્વરૂપમાં સાકાર બનાવવા મથી રહ્યા છે.

### મધ્યવર્તી વિચાર

આ બધા નાના દેખાતા કાર્યક્રમોમાં ય વિનોબાની દૃષ્ટિ સુધારાની નહિ, આમૂલ ક્રાંતિની જ છે.

–ભૂમિદાન, ગ્રામદાન, સંપત્તિદાનના કાર્યક્રમ દ્વારા વિનોબા અમૂલ સામાજિક પરિવર્તન કરવા માગે છે.–

વિનોબા આ ક્રાંતિ-ચિંતન કેવળ આધ્યાત્મિક આદર્શ-વાદીની ભૂમિકા પરથી જ કરી રહ્યા છે તેવું નથી. વ્યવહાર--ચિંતન પણ તેમણે કરી લીધું છે.

એથી કરીને તો, ભૂદાન-આરોહણનાં અનેક સોપાનનો તેમણે સ્વીકાર કર્યો છે. અને આમજનતાને સ્વીકાર્ય ભૂમિકાથી કાર્યારંભ કરવાનું કૌશલ્ય તેમણે દાખવ્યું છે. સર્વોદયનું આવાહન વિરલ સંન્યાસીઓ માટે રહી ન જાય, પરંતુ સાધારણ દુન્યવી સંસારીજનો માટે શક્ય રહે તેની તેમણે પૂરતી કાળજી સેવી છે.

* 'સબ ભૂમિ ગોપાલકી' એ એમનું આરંભનું ક્રાંતિસૂત્ર છે. કેવળ ભારતમાં જ નહિ, એશિયા અને યુરોપના અનેક દેશોમાં ભૂમિ-સમસ્યા પાયાની સમસ્યા છે. વિનોબાએ ભારતની બુનિયાદી સમસ્યાને સ્પર્શીને અચ્છા ક્રાંતિકારની કાબેલિયત આરંભથી જ પ્રગટ કરી છે.

### દાન નહિ યજ્ઞ

વળી 'ભૂદાન'ને 'યજ્ઞ'નું નામ આપી તેમણે 'દાન'નો દીનતા-ભીખ સાથેનો સંદર્ભ બદલી નાખ્યો છે. 'દાન'નો અર્થ જ તેમણે (અલબત્ત શાસ્ત્રાધારે) સંવિભાગ એટલે કે 'વહેંચીને ખાવું' એવો કર્યો છે; યજ્ઞનો અર્થ પણ એ જ છે. ભૂમિદાન=ભૂમયજ્ઞ=નાનામોટા સૌએ વહેંચી-ને ભૂમિનો ઉપયોગ કરવો.

[ પાન ૬૩૫ ઉપર ]

× ચીનમાં માઓ ત્સે તુંગે કિસાનોનો ક્રાંતિના મુખ્ય બળ તરીકે સ્વીકાર કર્યો છે, પરંતુ હેજીમની-નેતૃત્વ તો કામદાર વર્ગની (કમ્યુનિસ્ટ પાર્ટી સૈદ્ધાંતિક રીતે કામદાર વર્ગની મોનોલિથિક પાર્ટી છે) જ હોવાનો સિદ્ધાંત સ્વીકારે છે.

# પાયાની વિચારણા

પં. જવાહરલાલ નહેરુ

આપણી સામે ઘણી ગંભીર આંતરિક સમસ્યાઓ પડી છે. પરંતુ આ આંતરિક સમસ્યાઓની આપણે કેવળ વિચારણા કરવા માંડીએ કે તરત જ આપણે અનિવાર્ય રીતે વિચારણાના વિશાળ ક્ષેત્રમાં પ્રવેશીએ છીએ. આપણી પાસે થોડીય દૃષ્ટિની વિશદતા ન હોય, કંઈ નહિ તોય સ્પષ્ટતાપૂર્વક આપણી સમક્ષ ખડા થતા સવાલો આપણે જોઈ શકતા ન હોઈએ તો આજે, દુનિયા જે ગોટાળામાં ગૂંચવાયેલી છે, તેમાંથી આપણે બહાર નીકળી શકવાના નથી. મારામાં આવા પ્રકારની કોઈ દૃષ્ટિની વિશદતા હોય કે મોટા ભાગના પ્રશ્નોનો હું કોઈ ઉકેલ જાણતો હોઉં એવો દેખાવ હું કરી ન શકું. અતિ નમ્રભાવે હું તો માત્ર એટલું જ કહી શકું કે આ બધા સવાલોનો હું સતત વિચાર કરી રહ્યો છું. એક રીતે તો હું એટલું જ કહું કે જેઓ આ સવાલો વિષે ચોક્કસ મત ધરાવે છે, અને એટલા માટે આજના સવાલોની ઊંડે સુધી જવા જેટલી તકલીફ લેતા નથી, તેમની હું ઈર્ષા કરું છું. કોઈ ધર્મ કે કોઈ વિચારસરણીના કારણે આ ભલે હોય પરંતુ મહાન સંક્રાંતિકાળની સાથોસાથ જે માનસિક સંઘર્ષો ઊભા થાય છે તેથી તેઓ વ્યથિત થતા નથી.

૨. જડ વિચારણા ધરાવવી અને સ્વયંસંતુષ્ટ બનવું એ ભલે સુગમ હોય, પરંતુ આ અવસ્થા કોઈ રીતે પ્રશંસનીય તો નથી જ, કારણ કે એ તો આપણને સ્થગિતતા અને સડા તરફ જ લઈ જાય છે. આજે માનવજીવનમાં જે ઝડપી પરિવર્તન થઈ રહ્યું છે તે જ આજની પાયાની હકીકત છે. મારી પોતાની જિંદગીમાં મેં નવાઈભર્યાં પરિવર્તનો નિહાળ્યાં છે અને આવતી પેઢીઓના જીવન દરમિયાન આથીય મોટાં પરિવર્તનો નીપજશે એની મને ખાતરી છે.

૩. આજે માનવીનું મન ભૌતિક દુનિયા પર ઉત્તરોત્તર વિજયો અને સમજણ સંપાદન કરી રહ્યું છે અને આ પ્રક્રિયા પૂર ઝડપે ચાલી રહેલી છે. આના કરતાં બીજી કોઈ ઘટના વિશેષ નોંધપાત્ર નથી. માનવીએ હવે કોઈપણ રીતે બાહ્ય ઘટનાનો બલિ રહેવાનું મહદ્ અંશે જરૂરી નથી. બાહ્ય ઘટના પર આ પ્રમાણે વિજય સંપાદન કરવામાં આવ્યો છે, ત્યારે બીજી બાજુ પર, નૈતિક તંતુ અને આત્મ-સંયમના અભાવની વિચિત્ર ઘટના નિહાળીએ છીએ. ભૌતિક દુનિયા પર વિજય મેળવનાર માનવી, પોતાને જીતવામાં નિષ્ફળ જતો દેખાય છે.

૪. આજના પરમાણુ અને સ્પુટનિક યુગનો આ કરુણ વિસંવાદ છે. અત્યારના અને ભવિષ્યના સમય માટે અણશસ્ત્રોના પ્રયોગો ખતરનાક છે, એ બાબત સર્વસ્વીકૃત હોવા છતાં; આ પ્રયોગો ચાલુ રહેવા પામ્યા છે; સામુહિક વિધ્વંસનાં શસ્ત્રોનો ઉપયોગ કરવામાં આવે તો માનવજાતનું નિકંદન નીકળી જાય એમ સૌ જાણે છે છતાં, આવાં શસ્ત્રોનું ઉત્પાદન ચાલુ રહેવા પામ્યું છે અને તેના ગંજાવર ઢગલા ખડકાયે જાય છે. આ બેઉ હકીકત આપણી સમક્ષ ચોંકાવનારી સ્પષ્ટતાપૂર્વકનો વિસંવાદ ખડો કરે છે. માનવજાતનો મોટો વિશાળ ભાગ સમજી શકે તેના કરતાં પણ વિશેષ ઝડપથી વિજ્ઞાન આગેકૂચ કરી રહ્યું છે, અને તે આપણી સામે એવા સવાલો ખડા કરે છે જેને આપણે સમજી શકતા નથી અને તેથી ઓછા તેનો ઉકેલ કરી શકીએ તેમ છીએ. આજ તો આપણા સમયનો આંતરિક સંઘર્ષ અને ઝંઝાવાત છે! એક તરફ વિજ્ઞાન અને ટેકનોલોજી અને તેમાંથી નિપજતાં બહુવિધ પરિણામોમાંની મહાન અને આંજી દેનારી પ્રગતિ છે, ત્યારે બીજી બાજુ પર ખુદ સંસ્કૃતિ કોઈક પ્રકારનો માનસિક થાક અનુભવી રહેલી જણાય છે.

૫. ધર્મ બૌદ્ધિક સમજની સાથે ઘર્ષણમાં આવે છે. ધર્મ અને સામાજિક રૂઢિ અને પરંપરાની શિસ્ત બીજી નૈતિક અને આધ્યાત્મિક શિસ્તને સ્થાન સોંપ્યા વિના અદૃશ્ય

થઈ રહ્યાં છે. જે રીતે ધર્મ આચારમાં પળાય છે, તે રીતે તે એવા પ્રશ્નોનો સ્પર્શ કરે છે, જે આપણા નિત્યના જીવનની સાથે સુદ્દલે સંકળાયેલા નથી હોતા અને આપણામાં એક એકદંડીઆ મહેલમાં વસનારની વૃત્તિ નિપજાવે છે; અથવા તો તે એવી સામાજિક પરંપરાની સાથે સંકળાયેલો છે, જેનો આજના યુગના જીવનની સાથે મેળ બેસતો નથી. બીજી બાજુ પર બૌદ્ધિક સમજણ એના સૌ સદ્ગુણો સમેત અંદરના હાર્દને ખુલ્લું કર્યા વિના કેવળ વસ્તુસ્થિતિની બાહ્ય સપાટીને જ સ્પર્શે છે. વિજ્ઞાન આજે એવા તબક્કા પર આવી પહોંચ્યું છે જ્યારે તેની સમક્ષ વિશાળ શક્યતા અને ગહન રહસ્યો તોળાઈ રહેલાં છે. ભૌતિક પદાર્થ (મેટર), શક્તિ અને આધ્યાત્મિક બાબતોનાં ક્ષેત્રો પરસ્પરને સ્પર્શતાં જણાય છે.

૬. આદિકાળમાં જીવન સરળ હતું અને કુદરતની સાથે વધુ સંકળાયેલું હતું. આજે તો એ વિચાર કરવા માટે કે સવાલ કરવા માટે ક્ષણેક પણ થંભ્યા વિના તે વધુ ને વધુ પ્રમાણમાં જટિલ બની રહ્યું છે અને પૂર ઝડપે ધસમસતું આગેકૂચ કરી રહ્યું છે. વૈજ્ઞાનિક વિકાસે બળ અને શક્તિનો એટલો બધો પ્રાજલ પૂરવઠો નિપજાવ્યો છે કે તેનો અનેકવાર ખોટા હેતુ માટે ઉપયોગ થઈ રહ્યો છે.

૭. જીવનનું રહસ્ય શું? યુગોના યુગો થયાં આ આદિ સવાલ માનવીની સામે ખડો થયા કર્યો છે. આજે પણ આ આદિ સવાલ આપણી સામે આવી ઊભો છે.

શ્રદ્ધાનો જૂનો યુગ આજના સવાલોના જવાબ આપી ન શકે ત્યાં સુધી એ પૂરતો નથી જણાતો. પરિવર્તનશીલ દુનિયામાં આ પરિવર્તનો અને બનાવોની સાથે જીવને સતત મેળ બવડાવતો રહેવું જોઈએ. આ પ્રમાણે મેળ બેસાડાતો નથી, માટે જ તેમાંથી સંઘર્ષ ઊભો થાય છે.

૮. પુરાણી સભ્યતાઓ, તેના અનેક સદ્ગુણો છતાં, દેખાતી રીતે અપૂરતી સાબિત થઈ છે અને અર્વાચીન પાશ્ચિમાત્ય સંસ્કૃતિ પણ તેની ફત્તેહો, સિદ્ધિઓ અને પરમાણુ બૉમ્બ સમેત અપૂરતી જણાય છે; અને એટલા માટે જ એવું સતત લાગ્યા કરે છે કે આપણી સંસ્કૃતિમાં ક્યાંક કંઈક દોષ રહેલો છે. તત્ત્વતઃ તો આપણા સવાલો ખુદ સંસ્કૃતિના પોતાના જ સવાલો છે. ધર્મે આપણને અમુક ચોક્કસ પ્રકારની નૈતિક અને આધ્યાત્મિક શિસ્ત આપી હતી; વળી તેણે વહેમ અને સામાજિક રૂઢિ રિવાજો વડે ધર્મના સાચા આત્માને ગુંગળાવી માર્યો હતો. આના પરિણામે આપણે જે ભ્રાંતિ સેવતા હતા તે નષ્ટ થઈ ગઈ. આમ ભ્રાંતિ નષ્ટ થતાં તેની પછવાડે સામ્યવાદ આવે છે અને એક પ્રકારની શ્રદ્ધા અને શિસ્ત આપણને બક્ષે છે. કંઈક અંશે એ નષ્ટ થયેલ ભ્રાંતિ તેની ખાલી પડેલી જગા પૂરે છે. માણસના જીવનને કંઈક હેતુ બક્ષવા છતાં થોડે અંશે તેની જડતાના કારણે, પણ તેથીય વિશેષ કરીને, માનવસ્વભાવની કેટલીક મહત્ત્વની આવશ્યકતાઓ તરફ દુર્લક્ષ કરવાના કારણે તે નિષ્ફળ જાય છે. સામ્યવાદ, મૂડીવાદી સમાજના વિસંવાદ વિષે ઘણું કહે છે અને તેના કથનમાં સત્ય પણ છે.

પરંતુ ખુદ સામ્યવાદના જડ ચોકઠામાંય આપણે વિસંવાદ ભાળીએ છીએ. વ્યક્તિસ્વાતંત્ર્ય પરનું તેનું દમન, જબરા પ્રત્યાઘાતો જન્માવે છે. આપણે જેને જીવનનું નૈતિક અને આધ્યાત્મિક અંગ કહીએ છીએ, તેના તરફ તે જે ઘૃણા દર્શાવે છે, તે માનવીમાં રહેલી પાયાની બાબતની કેવળ ઉપેક્ષા જ કરતું નથી પરંતુ તેથીય વિશેષ માનવીના જીવન-વ્યવહારને ચોક્કસ પ્રમાણ અને મૂલ્યોથી વંચિત બનાવે છે. દુર્ભાગ્યે તે હિંસાની સાથે સંકળાયેલો હોઈ માનવીમાંનાં કેટલાંક અનિષ્ટ વલણોને ઉત્તેજે છે.

૯. સોવિયેત સંઘની અનેક સિદ્ધિ માટે મને ખૂબ જ આદર છે. તેની આ મહાન સિદ્ધિઓમાં બાળક અને સામાન્ય માનવીને જે મહત્ત્વ આપવામાં આવેલું છે તેનો સમાવેશ થાય છે. શિક્ષણ અને જાહેર આરોગ્યની તેની વ્યવસ્થા, સંભવતઃ દુનિયામાં શ્રેષ્ઠ છે. પરંતુ સાચી રીતે જણાવવામાં આવે છે કે ત્યાં વ્યક્તિસ્વાતંત્ર્યનું દમન કરવામાં આવે છે. આમ છતાં પ્રત્યેક પ્રકારનું ત્યાં જે શિક્ષણ વ્યાપ્ત થવા લાગ્યું છે, તે ખુદ જ મુક્તિની એવી પ્રચંડ શક્તિ નિર્માણ કરે છે, જે વ્યક્તિસ્વાતંત્ર્ય પરનાં અંકુશને નભાવી નહિ લે. આ વળી એક બીજો વિસંવાદ થયો. દુર્ભાગ્યે સામ્યવાદ હિંસાની જરૂરિયાતની સાથે એટલો બધો સંકળાઈ ગયો છે કે આથી તેણે દુનિયા સમક્ષ રજૂ કરેલો આદર્શ કલુષિત બનવા પામ્યો છે. સાધન સિદ્ધિને વિકૃત કરે છે. અહીં આપણે ખોટાં સાધનો અને પદ્ધતિની કેવી ખરાબ અસર નિપજે છે તે જોઈએ છીએ.

૧૦. સામ્યવાદનો આક્ષેપ છે કે સમાજનું મૂડીવાદી

[વિશ્વમાનવ : ઑક્ટોબર-નવેમ્બર ’૫૮]

માળખું, હિંસા અને વર્ગવિગ્રહ પર આધાર રાખે છે. મૂડીવાદી માળખું, લોકશાહી અને બીજા પ્રકારની લડતો અને અસમાનતાઓના કારણે પરિવર્તન પામ્યું છે અને પરિવર્તન પામી રહ્યું છે, આમ છતાં તેના વિશેનું સામ્યવાદી કથન તત્ત્વતઃ સાચું છે. આ માળખાને કેવી રીતે દૂર કરવું, અને સૌ માટે સમાન તકોનું નિર્માણ કરી વર્ગવિહીન સમાજની કેવી રીતે રચના કરવી એ આજનો સવાલ છે. હિંસા દ્વારા શું આ સિદ્ધ કરાશે કે શાંતિભર્યા માર્ગો દ્વારા? આપણું આ લક્ષ્ય સુધી પહોંચવાનું શક્ય બનશે? સામ્યવાદે હિંસક પદ્ધતિની સાથે ચોક્કસ રીતે હાથ મિલાવ્યા છે. સાધારણ રીતે તે શારીરિક રીતે હિંસાનો આશરો ન લે તો પણ તે હિંસાની ભાષામાં બોલે છે, તે હિંસાની રીતે વિચારે છે અને તે જે પરિવર્તન આણવા માગે છે તે પરિવર્તન સામાને સમજાવી, શાંતિભર્યા લોકશાહી આગ્રહો દ્વારા નહિ પરંતુ બળજબરી, વિનાશ અને નિકંદન દ્વારા આણે છે. ફાસીવાદમાં ખરાબમાં ખરાબ સ્વરૂપમાં હિંસાનાં તથા નિકંદનનાં આ સઘળાં અંગો જોવામાં આવે છે, જ્યારે તેની પાસે કોઈ આદર્શ નથી.

૧૧. ગાંધીજીએ આપણને જે શાંતિમય માર્ગ બતાવ્યો છે તેનો આ તદ્દન વિરોધી છે. સામ્યવાદીઓ અને તેમના વિરોધીઓ એમ બન્ને એવું વિચારતા જણાય છે કે હિંસાની વાણી દ્વારા જ આદર્શનો બચાવ થઈ શકે અને જેઓ પોતાની આ વાતનો સ્વીકાર કરતા નથી તેમનો તિરસ્કાર કરવો જોઈએ. આ બેને મન માત્ર બે જ રંગ છેઃ સફેદ અથવા કાળો. એ બેની વચ્ચે રહેલી રંગોની ઈતર છાયા તેમને માન્ય નથી. આ તો થયો કેટલીક ધર્માંધતાનો જૂનો પુરાણો માર્ગ. બીજાઓ પણ સત્યનો કંઈક અંશ ધરાવી રહેલા છે એવી માન્યતાવાળો સહિષ્ણુતાનો એ માર્ગ નથી. આ માર્ગ ધર્મના ક્ષેત્રમાં સ્વીકારવામાં આવતો હોય કે આર્થિક સિદ્ધાન્તો કે અન્ય માટે ઉપયોગમાં લેવામાં આવતો હોય, પણ મને તો એ સદંતર રીતે, અવૈજ્ઞાનિક અને અસંસ્કારી લાગે છે. સમાજમાંની ધાર્મિક માન્યતાને બાજુએ રહેવા દો તો તેમાં રહેલી પુરાણી સહિષ્ણુતાને હું પસંદ કરું. આ અંગે આપણે ગમે તે વિચારતા હોઈએ પરંતુ, અર્વાચીન દુનિયામાં આજે આપણે એવી કક્ષાએ આવી પહોંચ્યાં છીએ, જ્યારે મનના વિશાળ સમૂહો ઉપર બળપૂર્વક વિચારોને ઠોકી બેસાડવાનો પ્રયત્ન કરવામાં આવે, તો તે જરૂર અંતે નિષ્ફળ જાય જ. આજના સંજોગોમાં તો આમાંથી યુદ્ધ જ અને પારાવાર ખાનાખરાબી નિપજે. આમાં કયાંય વિજય તો દેખાશે જ નહિ પરંતુ સૌને માટે પરાજય જ નિપજશે. છેલ્લાં એકાદ બે વરસમાં આપણે એ પણ જોયું કે તાજેતરમાં સ્વતંત્ર બનેલા દેશોમાં મોટી સત્તાઓ પણ ફરીથી સાંસ્થાનિક અંકુશ લાદી શકતી નથી. આવું દૃષ્ટાંત ૧૯૫૬ના સૂએઝના બનાવમાં મળી રહે છે. હંગેરીમાં પણ જે કંઈ બની ગયું તેણે, આપણને બતાવી આપ્યું કે વિચારસરણી કરતાં પણ રાષ્ટ્રીય આઝાદી માટેની તમન્ના બળવત્તર છે અને આ તમન્નાને આખરે દબાવી દઈ શકાય તેમ નથી. હંગેરીમાં જે કંઈ બની ગયું છે, તે કંઈ સામ્યવાદ અને તેનાં વિરોધી તત્ત્વો વચ્ચેનું કોઈ ઘર્ષણ ન હતું. એ તો પરદેશી અંકુશ હેઠળથી મુક્ત થવા માગતા રાષ્ટ્રવાદનું એક લક્ષણ હતું.

૧૨. હિંસા ખૂબ જ ભયાનક અને સંહારક બની હોઈ તે આજે કોઈપણ મોટા સવાલોનો નિકાલ લાવી શકે તેમ નથી. વ્યવહારુ પરિસ્થિતિએ આ સવાલનો નૈતિક રીતે નિવેડો આણવાનું વધારે દૃઢ બનાવ્યું છે.

૧૩. આપણે જે સમાજનું નિર્માણ કરવાનું લક્ષ્ય રાખીએ છીએ તે સમાજની સ્થાપના, મોટા પાયા પરની હિંસા દ્વારા કરી શકતા ન હોઈએ તો તે શું થોડી હિંસા આચરવાથી શક્ય બનશે? આ પણ મુદ્દલે શક્ય નથી. એનું એક કારણ એ છે કે, આ નાના પાયા પરની હિંસા મોટા પાયા પરની હિંસા તરફ આપણને ઘસડી લઈ જાય છે. અને બીજું કારણ એ છે કે, એના પરિણામે ઝગડા અને વેરઝેરનું વાતાવરણ સર્જાશે. ઝઘડામાંથી સમાજમાં પ્રાગતિક બળો ટેકો મેળવશે એમ વિચારવું પણ બેહૂદું છે. જર્મનીમાં સામ્યવાદીપક્ષ અને સોશિયલ ડેમોક્રેટિક પક્ષ એમ બેઉ પક્ષો હિટલર દ્વારા રંગોળાઈ ગયા હતા. બરાબર આ જ વસ્તુ બીજા દેશોમાં પણ બનવા પામે. હિંસાના ગર્ભમાં વિનાશક તત્ત્વો રહેલાં હોઈ, ભારતમાં હિંસાની વાત પણ ભયાવહ નીવડે. આપણે ત્યાં અંદર અંદર ઝઘડતાં એટલાં બધાં તત્ત્વો છે કે, આપણે કોઈ પ્રકારનું જોખમ ખેડી શકીએ તેમ નથી. પણ પ્રમાણમાં તો આ બધી બાબતો ગૌણ છે. ખોટાં સાધનો આપણને સાચી સિદ્ધિ તરફ લઈ જશે નહિ; આ કંઈ કોઈ નૈતિક સિદ્ધાન્ત નથી પણ એક વ્યવહારુ બાબત છે. આ વાત જ આપણો પાયાનો સવાલ છે એમ હું માનું છું.

૧૪. આ સામાન્ય ભૂમિકાની અને ખાસ કરીને ભારતમાંની પરિસ્થિતિની આપણે ચર્ચા કરીએ છીએ. ઘણીવાર કહેવામાં આવે છે કે ભારતમાં નિષ્ફળતા અને નિરાશાની લાગણી વ્યાપી છે અને જ્યારે ઉત્સાહ અને સખ્ત પરિશ્રમની ખાસ કરીને જરૂર છે ત્યારે, અસલની ચપળતા જોવામાં આવતી નથી. આ કેવળ આપણા દેશમાં જ જોવામાં આવે છે એવું નથી. કંઈક અંશે આખી દુનિયાને આવરતી આ ઘટના છે. આપણા એક જૂના અને નિષ્ઠાવાન સાથીદારે (સંપૂર્ણાનંદે) કહ્યું છેઃ જીવનનું કોઈ તત્ત્વજ્ઞાન આપણી પાસે નહિ હોવાના પરિણામે આ ઘટના બનવા પામી છે અને દુનિયા પણ આવા આધ્યાત્મિક પલણના અભાવના કારણે પિડાય છે. દેશમાં ભૌતિક સમૃદ્ધિ વધારવાની લાહ્યમાં આપણે માનવ સ્વભાવમાં રહેલા આધ્યાત્મિક તત્ત્વ તરફ લક્ષ આપ્યું નથી. આથી વ્યક્તિ અને રાષ્ટ્ર સમક્ષ જીવવાને માટે અને જરૂર પડે તો મરી ફિટવાને માટે કંઈક આદર્શ રજૂ કરવા માટે આપણે, જીવનની કોઈક ફિલસૂફીને પુનર્જાગ્રત કરવી પડશે અને વિશાળ અર્થમાં આપણી વિચારસરણીને આધ્યાત્મિક ભૂમિકા આપવી પડશે. આપણે કલ્યાણરાજ્ય, લોકશાહી અને સમાજવાદની વાતો કરીએ છીએ. આ બધા સુંદર વિચારો છે. પરંતુ તેમાંથી સુસ્પષ્ટ અને ચોક્કસ અર્થ ફલિત થતો નથી. આ તો એક દલીલ રૂપે હતું અને ત્યારબાદ આપણું અંતિમ લક્ષ્ય શું હોય એ સવાલ ઊભો થયો. લોકશાહી અને સમાજવાદ એ તો સિદ્ધિપ્રાપ્તિનાં સાધનો છે. પોતે સિદ્ધિ નથી. આપણે સમાજના કલ્યાણની વાતો કરીએ છીએ. આ શું એવી ચીજ છે જે, સમાજ જેનો બનેલો છે, તે વ્યક્તિઓથી પર હોઈ શકે? જેને સમાજનું કલ્યાણ ગણવામાં આવે છે તેને કાજે જો વ્યક્તિની અવગણના કરી તેનો ભોગ આપવામાં આવે તો એ શું ઇચ્છનીય લક્ષ્ય કહી શકાય?

૧૫. એ તો સ્વીકારી લેવામાં આવતું હતું કે વ્યક્તિનો આ રીતે ભોગ અપાવો ન જોઈએ અને વ્યક્તિ કોઈ ચોક્કસ પસંદ કરેલ સમૂહની ન હોય પણ સમસ્ત સમાજના એક અંતર્ગત ભાગ રૂપે હોય, તો તેને વિકાસની તક આપવામાં આવે ત્યારે જ સાચી સામાજિક પ્રગતિ શક્ય બને છે. આથી કેટલેક અંશે વ્યક્તિને નજીવા સ્વાર્થથી પર કરી શકવામાં અને સૌના કલ્યાણની રીતે તેને વિચારતી કરવામાં રાજકીય કે સામાજિક સિદ્ધાંત મદદરૂપ થાય છે. તેમાં જ તેની સાચી કસોટી રહેલી છે. જીવનનો નિયમ હરીફાઈ કે સંગ્રહવૃત્તિ નહિ પરંતુ સહકાર છે. પ્રત્યેક વ્યક્તિનું કલ્યાણ સૌના કલ્યાણમાં સમાઈ જવું જોઈએ. આવા સમાજમાં ફરજ તરફ, નહિ કે અધિકાર તરફ લક્ષ આપવામાં આવશે, ફરજ બજાવવાના પરિણામે અધિકાર આપમેળે પ્રાપ્ત થશે. આપણે શિક્ષણને નવો વળાંક આપવાનો છે અને નવા પ્રકારનો માનવ સમાજ ઘડવાનો છે.

૧૬. આ રીતે વિચારતાં આપણે અચૂક રીતે વેદાંતની કલ્પના તરફ જઈએ છીએ. એ અનુસાર પ્રત્યેક જડ અને ચેતન વસ્તુ એક પૂર્ણ ચૈતન્યમાં સમાયેલી છે. પ્રત્યેક વસ્તુમાં ચૈતન્યનો અંશ અથવા મૂળભૂત શક્તિ અથવા સમગ્ર વિશ્વમાં વ્યાપ્ત જીવનશક્તિ રહેલી છે. આ પ્રમાણે વિચારતાં આપણે આધ્યાત્મના ક્ષેત્રમાં પ્રવેશીએ છીએ અને આપણી સામે પડેલા જીવનના સવાલોથી આપણે દૂર ધકેલાઈ જઈએ છીએ. મને લાગે છે કે કોઈ પણ વિચારધારાનું આપણે યોગ્ય રીતે અનુશીલન કરીએ તો તે આપણને કેટલેક અંશે આધ્યાત્મ તરફ લઈ જશે. આજે ખુદ વિજ્ઞાન પણ લગભગ એવી કક્ષાએ આવી પહોંચ્યું છે જ્યારે, એની સમક્ષ એવા કેટલાક સવાલો આવી પડ્યા છે, જેની સાધારણ પ્રકારે વિચારણા શક્ય ન બને. આ બધી આધ્યાત્મિક બાબતો હું અત્યારે ચર્ચવા ઇચ્છતો નથી. પરંતુ ખુદ આ દલીલ, આપણું મગજ ભૌતિક દુનિયાના પાયામાં રહેલા કોઈ તત્ત્વની ખોજ કરી રહ્યાનું દર્શાવે છે. જીવનની આ સર્વવ્યાપ્ત કલ્પનાનો આપણે સ્વીકાર કરીએ તો તે આપણને જાતિ, કોમ અને વર્ગની સંકુચિતતાનો ત્યાગ કરવામાં સહાયભૂત બનશે અને આપણને વધુ સહિષ્ણુ અને જીવનના સવાલોનો ઉકેલ લાવવામાં સમજુ બનાવવામાં મદદરૂપ બનશે.

૧૭. પરંતુ આ આમાંના કોઈપણ સવાલનો ઉકેલ લાવતો નથી અને એક અર્થમાં તો આપણે ઠેરના ઠેર જ રહીએ છીએ. ભારતમાં આપણે સમાજવાદ અને કલ્યાણરાજની વાતો કરીએ છીએ. એક અર્થમાં તો પ્રત્યેક દેશ, ભલેને તે મૂડીવાદી હોય કે સમાજવાદી કે સામ્યવાદી હોય, પરંતુ તે કલ્યાણરાજના આદર્શનો સ્વીકાર કરે છે. થોડાક દેશોમાં મૂડીવાદે મોટાભાગે આ સહિયારું કલ્યાણ સિદ્ધ કર્યું છે. જો કે, તેણે તેના પોતાના સવાલોનો નિવેડો આણ્યો નથી અને તેનામાં કંઈક જીવન્ત વસ્તુનો મૂળભૂત અભાવ છે.

[ વિશ્વમાનવ : ઑક્ટોબર–નવેમ્બર '૫૮

મૂડીવાદની સાથે હાથ મિલાવેલી લોકશાહીએ નિઃશંક રીતે મૂડીવાદનાં કેટલાંક અનિષ્ટોની ધાર બુઠ્ઠી બનાવી છે અને વસ્તુતઃ એક કે બે પેઢીઓ પહેલાં તે જે પ્રકારનો હતો તેવો તે રહેવા પામ્યો નથી. ઔદ્યોગિક રીતે આગળ વધેલા દેશોમાં સતત અને ઉત્તરોત્તર રીતે આગે બઢતો આર્થિક વિકાસ શક્ય બન્યો છે. આ અતિ આગળ વધેલા ઔદ્યોગિક દેશોમાં વિશ્વ વિગ્રહોની વિનાશકતાએ આ વલણને અટકાવ્યું નથી અને ઓછેવત્તે અંશે આ વિકાસ સૌ વર્ગોમાં ફેલાયેલો છે. પરંતુ ઔદ્યોગિક રીતે આગળ ન હોય તેવા દેશોમાં આ શક્ય બનવા પામ્યું નથી. ખરેખર આવા દેશોમાં વિકાસ માટેનો પ્રયત્ન ખૂબજ મુશ્કેલ નીવડે છે અને ઘણીવાર આવી ભારે જહેમતો ઉઠાવવા છતાં, આર્થિક અસમાનતાઓ ચાલુ રહેવા પામે છે. એટલું જ નહિ પરંતુ તે વધુ વણસે છે. સાધારણ રીતે જોતાં એમ કહી શકાય કે, દેશમાં કામ કરતાં બળોનું નિયમન કરવામાં ન આવે તો તેના પરિણામે પૈસાપાત્ર વધુ પૈસાપાત્ર બને છે, જ્યારે ગરીબો વધુ ગરીબ થાય છે અને પરિણામે આ બે વર્ગ વચ્ચેનું અંતર વધુ મોટું થતું જાય છે. આ બાબત દેશોને અને એક જ દેશના સમૂહો, પ્રદેશો અને વર્ગોને પણ લાગુ પડે છે. આ સાધારણ વલણ પર લોકશાહીની વિવિધ પ્રક્રિયાઓ અંતરાય નાખે છે. આથી, મૂડીવાદમાં તેના મૂળ અંશો જળવાઈ રહેલા હોવા છતાં કંઈક સમાજવાદી તત્ત્વો વિકસવા પામ્યાં છે.

૧૮. અલબત્ત સમાજવાદ સાધારણ પ્રકારની પ્રક્રિયામાં વિચારપૂર્વક હસ્તક્ષેપ કરે છે અને આમ કરીને તે ઉત્પાદક બળોમાં ઉમેરો કરે છે, એટલું જ નહિ પરંતુ અસમાનતાનું પ્રમાણ ઓછું કરે છે. પરંતુ સમાજવાદ શું છે, આનો ચોક્કસ અર્થ આપવાનું મુશ્કેલ છે. તેની અસંખ્ય વ્યાખ્યાઓ દર્શાવવામાં આવી છે. કેટલાક લોકોને મન સમાજવાદ એવી કોઈ અસ્પષ્ટ ઝાંખી કલ્પના રૂપે છે. જે તેમને મન કલ્યાણકારક અને અસમાનતા દૂર કરનાર લાગે છે. પણ આ કલ્પના આપણને આગળ વધવામાં મદદરૂપ નીવડતી નથી. સમાજવાદ મૂડીવાદ કરતાં મૂળભૂત રીતે જુદા જ પ્રકારનો ઉકેલ દર્શાવે છે. જો કે, મને લાગે છે કે બન્ને વચ્ચેનું અંતર ઘટવા લાગેલ છે. કારણ કે સમાજવાદમાં રહેલી કેટલીક કલ્પના મૂડીવાદી માળખામાં સમાવી લેવામાં આવી છે. સમાજવાદ આખરે તો કેવળ એક પ્રકારની જીવનરીતિ જ નથી, પરંતુ તે સામાજિક અને આર્થિક સંચાલનો વૈજ્ઞાનિક ઉકેલ પણ દર્શાવે છે. પછાત અને અવિકસિત દેશમાં સમાજવાદ દાખલ કરવામાં આવે, તો તેથી એ તેને એકાએક ઓછો પછાત બનાવી દેતો નથી. સાચી હકીકત તો એ છે કે એથી આપણી સામે પછાત અને ગરીબ-સમાજવાદ રજૂ થાય છે.

૧૯. દુર્ભાગ્યે સામ્યવાદનાં ઘણાં રાજકીય અંગોએ સમાજવાદની આપણી કલ્પનાને કલુષિત બનાવી છે. ઉપરાંત સામ્યવાદે લડતની જે ટેકનિક ઉપજાવી છે, તેણે હિંસાને અગ્રસ્થાને મૂકી છે. આથી સમાજવાદનો વિચાર આપણે આવાં રાજકીય તત્ત્વો અને હિંસાની અનિવાર્યતાથી અલગ રીતે કરવો જોઈએ. કોઈપણ સમાજનું સાધારણ સામાજિક, રાજકીય અને બૌદ્ધિક જીવન તેનાં ઉત્પાદક સાધનોથી ઘડાય છે, અને જેમજેમ આ ઉત્પાદક સાધનોમાં પરિવર્તન આવે છે, તેમતેમ સમાજના જીવન અને વિચારપ્રવાહમાં પણ પરિવર્તન આવે છે.

૨૦. સામ્રાજ્યવાદે તથા સંસ્થાનવાદે પ્રાગતિક સામાજિક બળોને કચડી નાખ્યાં હતાં અને હજુ પણ તે કચડે છે અને અનિવાર્ય રીતે તે કેટલાક સત્તાધારી સમૂહો અને વર્ગોની સાથે હાથ મિલાવે છે કારણ કે, પ્રવર્તમાન સામાજિક અને આર્થિક અવસ્થાને ચાલુ રાખવામાં તે હિત ધરાવે છે. કોઈ એક દેશ માટે સ્વતંત્ર બન્યા પછી પણ બીજા દેશો પર આર્થિક રીતે આધાર રાખવાનું બને. આ અવસ્થાને ગાઢ સાંસ્કારિક અને આર્થિક સંબંધોમાં ગોળ ગોળ બિરુદ આપવામાં આવે છે.

૨૧. ઘણીવાર આપણે ગામડાંની સ્વયંપૂર્ણતાની વાતો કરીએ છીએ. આ વિકેન્દ્રીકરણના એક અંગ રૂપ હોઈ શકે, પરંતુ તેને તેની સાથે ભેળવી દેવાની જરૂર નથી. વધુમાં વધુ પ્રમાણમાં વિકેન્દ્રીકરણ જરૂરી અને ઇચ્છનીય હોવા છતાં, મારા ધારવા મુજબ જો તે ઉત્પાદનની જરી-પુરાણી રીત તરફ આપણને લઈ જશે તો એનો અર્થ એ થશે કે પશ્ચિમના કેટલાક દેશોમાં જે આધુનિક પદ્ધતિએ મહાન બૌદ્ધિક પ્રગતિ આણી છે તે આધુનિક પદ્ધતિનો આપણે ઉપયોગ કરવા માગતા નથી. આથી તો આપણે ગરીબ જ રહેવા પામીએ છીએ અને વસ્તીના વધવાની સાથે આપણે વધુ ને વધુ ગરીબ બનતા જઈએ છીએ. વિજ્ઞાને આપણા હાથમાં શક્તિનાં જે નવાં સાધનો મૂક્યાં છે, તેનો ઉપયોગ કર્યા વિના આપણે ગરીબાઈના વિષચક્રમાંથી બહાર આવીએ એવો કોઈ માર્ગ હું જોતો નથી. આપણે

ગરીબ છીએ, માટે આપણી પાસે રોકાણ કરવાનું કોઈ સાધન નથી. અને આપણે નીચે ને નીચે ખૂંપતા જઈએ છીએ.

૨૨. શક્તિનાં નવાં સાધનો અને આધુનિક ટેકનિકનો લાભ ઉઠાવીને આપણે આ અંતરાયને હટાવી આગળ વધી શકીએ. પરંતુ આમ કરતી વખતે આપણે પાયાના આ માનવતત્ત્વને અને વૈયક્તિક સુધારણા અને અસમાનતા દૂર કરવાના આપણા લક્ષ્યને વિસારે પાડવાં ન જોઈએ તથા જીવનને હેતુવાળું બનાવનાર સંસ્કાર અને સંસ્કૃતિના પાયામાં રહેલાં જીવનનાં નૈતિક અને આધ્યાત્મિક અંગોને આપણે ભૂલવાં જોઈએ નહિ.

૨૩. સમાજવાદ કે મૂડીવાદની રીતનો સ્વીકાર કરી લેવાની સાથોસાથ એકદમ કોઈ જાદુઈ રીતે ગરીબાઈ અલોપ થઈ જશે અને આપણે ત્યાં રાતોરાત ધનના ઢગલા ખડકાઈ જશે એમ માનવાની જરૂર નથી. એને માટેનો એક માત્ર રસ્તો, સખત જહેમત ઉઠાવવામાં, દેશની પેદાશ વધારવામાં અને ચીજ વસ્તુઓની ન્યાયપૂર્વકની વહેંચણી કરવામાં રહેલો છે. આ લાંબી અને મુશ્કેલ પ્રક્રિયા છે. કંગાળ રીતે વિકાસ પામતા દેશમાં મૂડીવાદ કોઈ તક આપતો નથી. સમાજવાદી ધોરણે આયોજન કરવાથી આપણે સ્થિર રીતે પ્રગતિ સાધી શકીશું. જો કે, આ માટે પણ સમય તો લાગશે જ. આ પ્રક્રિયા ચાલુ રહેશે, તેમ તેમ જીવનનું વલણ અને આપણી વિચારધારામાં ક્રમશઃ પરિવર્તન આવવા લાગે છે.

૨૪. આના માટે આયોજન જરૂરી છે. કારણ કે તે વિના આપણે આપણાં મર્યાદિત સાધનોનો દુર્વ્યય કરીશું યોજનાઓ એકઠી કરવી એથી કાંઈ અર્થ નથી સરતો. સમાજ બધી દિશામાં આગેકૂચ કરી શકે, તે માટે પ્રગતિનો પાયો અને વેગ કેવી રીતે વધે, તેની વિચારપૂર્વકની યોજના કરવામાં તેનું રહસ્ય રહેલું છે. દેશની સર્વસાધારણ ગરીબાઈ ઉપરાંત ચોક્કસ વિશાળ પ્રદેશોની ભયંકર કંગાલિયત એ આપણો ભારે સવાલ છે. થોડા સમય માટે કંગાળ પ્રદેશો તરફ દુર્લક્ષ કરીને, પસંદ કરેલા અને વધારે અનુકૂળ પ્રદેશોમાં કેવળ ઉત્પાદન પર ધ્યાન કેન્દ્રિત કરવું કે પ્રદેશ પ્રદેશ વચ્ચેની અસમાનતા દૂર થઈ શકે તે રીતે એક સાથે પછાત પ્રદેશોની પણ ખિલવણી કરવાનો પ્રયત્ન કરવો ? આ આપણી સમક્ષની મુશ્કેલ પસંદગી પડેલી છે. આમાં આપણે કયાંક સમતુલા ગોઠવવાની છે અને સંકલિત રાષ્ટ્રીય આયોજન કરવાનું છે. રાષ્ટ્રીય આયોજને જડ હોવાની કંઈ જરૂર નથી. તે કોઈ જડ સિદ્ધાંત પર આધારભૂત પણ ન હોય. પરંતુ તેણે અત્યારની વાસ્તવિક હકીકતોનો વિચાર કરવો જોઈએ. ઘણાં ક્ષેત્રોમાં તે ખાનગી સાહસને ઉત્તેજન આપે. અત્યારની ભારતની અવસ્થા જોતાં મને લાગે છે કે તેણે આવાં ખાનગી સાહસને ઉત્તેજન આપવું જોઈએ. જો કે આવાં ખાનગી સાહસે રાષ્ટ્રીય આયોજનમાં પોતાનો મેળ બેસાડવો જોઈએ અને જરૂરી એવા નિયમોનો તેણે સ્વીકાર કરવો જોઈએ.

૨૫. જમીન સાથે સંકળાયેલા સુધારાનું વિશેષ પ્રકારનું મહત્ત્વ છે, કારણ કે તેના વિના આપણા જેવા ગીચ વસ્તી ધરાવતા દેશમાં ખેતીની પેદાશમાં ભારે સુધારણા કરવી શક્ય નથી. પરંતુ જમીનસુધારણાનો મુખ્ય હેતુ તેથી વધુ ગહન છે. સ્થગિત બની ગયેલા સમાજના પુરાણા વર્ગીય માળખાને તોડવાનો તેનો હેતુ છે.

૨૬. આપણે સામાજિક સલામતી ઇચ્છીએ છીએ પણ આપણે સ્વીકારવું જોઈએ કે અમુક પ્રકારની પ્રગતિ સાધ્યા બાદ જ સામાજિક સલામતી શક્ય બને છે. આ વિના આપણને ન તો સામાજિક સલામતી મળશે કે ન તો આપણે પ્રગતિ સાધી શકીશું.

૨૭. અંતે તો કેવા પ્રકારનું માનવતત્ત્વ છે એ જ મુખ્ય બાબત બને છે. આખરે તો માનવ જ દેશની સંપત્તિ નિપજાવે છે અને સાંસ્કૃતિક પ્રગતિ સાધે છે. આથી માનવીમાં આ ગુણ કેળવવા માટે શિક્ષણ અને આરોગ્ય અગત્યનું સ્થાન પામે છે. આ માટેનાં પણ આપણાં સાધનો અતિ અલ્પ છે. પરંતુ, આપણે હંમેશાં યાદ રાખવું ઘટે કે સાચું શિક્ષણ અને સારું સ્વાસ્થ્ય જ આર્થિક તથા સાંસ્કૃતિક અને આધ્યાત્મિક પ્રગતિનો પાયો રોપશે.

૨૮. આમ રાષ્ટ્રીય આયોજનને લાંબા ગાળાનું તેમ જ ટૂંકા ગાળાનું એમ બન્ને પ્રકારનાં લક્ષ્ય છે. લાંબા ગાળાનું તેનું લક્ષ્ય તેને સાચી દૃષ્ટિ આપે છે. એના વિના ટૂંકા ગાળાનું આયોજન ઉપયોગી નિવડતું નથી. અને તે આપણને અંધારગલીમાં દોરી જશે. આમ જોતાં આયોજન હંમેશાં વિશાળ દૃષ્ટિવાળું હશે અને જે નક્કર સિદ્ધિઓ આપણે મેળવવા માગીએ છીએ તેની કલ્પના કરતું હશે. બીજા શબ્દોમાં કહીએ તો તે ભૌતિક આયોજન હશે. જો કે,

માણુંફાય સાધનો અને આર્થિક પરિસ્થિતિથી પરિમિત અને આધારભૂત હશે.

૨૯. ભારતની સામે જે સવાલો પડેલા છે તે બીજા દેશો સામે પણ કેટલેક અંશે પણ સમાન રીતે પડેલા છે. પણ તેથીય વિશેષ આપણી સામે એવા કેટલાક નવા સવાલો છે જેનાં જેવા ક્યાંય પણ ઐતિહાસિક પ્રસંગો અને પર પૂરા શોધ્યાં જડે તેમ નથી. ભૂતકાળમાં ઔદ્યોગિક રીતે આગળ વધેલા દેશોમાં જે કંઈ બની ગયું છે તેની સાથે આપણે આજે કંઈ નિસ્બત નથી. સાચી હકીકતે જે દેશો આગળ વધેલા છે તેમણે ઔદ્યોગિક રીતે વિકાસ સાધ્યો તે અગાઉ માથાદીઠ મૂડીની બાબતમાં આજના ભારત કરતાં આર્થિક રીતે સારી સ્થિતિમાં હતા. આથી પશ્ચિમનું અર્થતંત્ર આપણને મદદરૂપ હોય તેમ છતાં આપણા આજના સવાલોની સાથે તેને સીધો સંબંધ નથી. એ જ અવસ્થા માર્ક્સવાદી અર્થતંત્રની છે. આ અર્થતંત્ર હવે ઘણી બાબતોમાં જરી-પુરાણું બની ગયું છે; જો કે તે આર્થિક પ્રક્રિયા પર ઠીક ઠીક પ્રમાણમાં પ્રકાશ ફેંકે છે. આથી આપણે બીજાના અનુભવનો લાભ ઉઠાવીને આપણા પોતાના માટે પોતાની રીતે વિચારવાનું છે. તત્ત્વતઃ આપણે આપણી પરિસ્થિતિની સાથે સુમેળ સાધે તેવો માર્ગ શોધવાનો પ્રયત્ન કરવાનો છે.

૩૦. આપણા સવાલોની આવી આર્થિક બાબતોની વિચારણા કરતી વખતે આપણે હમેશાં શાંતિમય સાધનો દ્વારા પાયાના ઉકેલનો વિચાર કરવાનો છે અને કદાચ આપણે આપણી સામે જે કાંઈ સર્જાયેલું છે તેના આંતરિક પાયામાં રહેલી જીવનશક્તિની પુરાણી વેદાન્તની વિચારધારા નજર સમક્ષ રાખવાની છે.

[ 'ધ બેઝિક એપ્રોચ' નામે એક પરિપત્ર : એ, આઈ. સી. સી. ઇકોનોમિકલ બુલેટિન ' ૧૯૫૮, ઓગસ્ટ : ૧૫ ]

# લોકશાહીની લક્ષ્મણરેખા

દાદા ધર્માધિકારી

જે પ્રકારની લોકશાહીમાં નાગરિકોના સ્વયંકર્તૃત્વનો તથા પરસ્પરાવલંબનનો સતત વિકાસ થઈ શકે એવો જે પ્રકારની લોકશાહીનો વિકાસ કરવાની દૃષ્ટિથી આજની પરિસ્થિતિમાં બધા રાજકીય પક્ષોએ અને લોકનિષ્ઠ નાગરિકોએ લોકજીવનની કેટલીક નિશ્ચિત મર્યાદા નિરપવાદ રીતે પાળવી જરૂરી છે. નિષ્પક્ષ લોકશાહીની સ્થાપના ઇષ્ટ અર્થમાં શક્ય છે કે નથી તેવિ વાદગ્રસ્ત સવાલનો આ સ્થળે વિચાર કરવાની જરૂર નથી. પક્ષો છે અને તેઓ તે રીતે રહેશે એમ ઘડીભર માની લઈએ. તોય લોકશાહીનું સંરક્ષણ અને વિકાસ કરવાની દૃષ્ટિએ બધા પક્ષોને લોકજીવનનાં કોઈક મર્યાદા અને કંઈક પથ્ય ( દવાદારૂ ) સ્વેચ્છાથી માન્ય રાખવા જ પડશે અને એનો અમલ કરવો જ પડશે; નહિ તો લોકશાહી સુરક્ષિત રહેશે નહિ.

૧. લોકજીવનની પ્રથમ મર્યાદા એટલે કે માનવીય જીવન એ સર્વશ્રેષ્ઠ મૂલ્ય મનાય. આનો અર્થ એ છે કે સત્તાધારી પક્ષના વિચારોથી જે વ્યક્તિનો વિચાર ભિન્ન કે વિરોધી હોય તે વ્યક્તિ પણ અવધ્ય મનાય. આજની આધુનિક શિક્ષાની યોજનામાં તો હત્યાકારી અને ખૂની ગુનેગાર માણસ પણ અવધ્ય મનાવો જોઈએ, એવો મત છે. પરંતુ ભિન્ન વિચારનું પ્રતિપાદન કરનાર માનવનો શિરચ્છેદ કરવો એ વિધાનવિહિત અને શિષ્ટસંમત મનાય છે. એટલે માનવ એ અવધ્ય માનવામાં આવશે એવી પ્રતિજ્ઞા થવી જરૂરી છે.

૨. રાજ્યસંસ્થાને દંડશક્તિ અને શસ્ત્રબળનો પ્રયોગ કરવાનો સમય ઓછામાં ઓછો આવે, એટલે કે પોલીસ અને ફોજનો ઉપયોગ ઓછામાં ઓછો થાય, આ રાજ્ય

[ વિશ્વમાનવ : ઓકટોબર–નવેમ્બર ૫૮ ]

સર્વસંમત છે. અમુક જ પક્ષના હાથમાં હમેશાં સત્તા રહેશે એવો ભય કે આશા રાખવાની પરિસ્થિતિ હવે રહી નથી. એટલે જ સત્તાધારી પક્ષને જે જે પ્રસંગે અનિચ્છા છતાંય ગોળીબાર કરવાનો પ્રસંગ આવે, ત્યારે ત્યારે એવો એક નિરપવાદ નિયમ થઈ જવો જોઈએ કે જ્યાં જ્યાં નાગરિકોના સમુદાય પર ગોળીબાર થશે, ત્યાં ત્યાં તે ગોળીબારની ન્યાયાધીશી તપાસ અપરિહાર્ય ગણાશે.

૩. નાગરિકોના કે વિશિષ્ટ સમુદાયના હક્કોના સંરક્ષણ માટે અથવા સ્થાપના માટે જે જે આંદોલનો થશે, તે તે બંધારણીય ન હોય તોય શાંતિમય હોવાં જ જોઈએ: આ સિદ્ધાંત પણ બધા પક્ષોએ માન્ય કરેલો હોવો જોઈએ. તેથી બધા પક્ષોએ મળીને એવી પ્રતિજ્ઞા કરવી જોઈએ કે કોઈ પણ આંદોલનમાં કોઈ પણ પરિસ્થિતિમાં આંદોલન કરનાર લોકો તરફથી શાંતિનું ઉલ્લંઘન નહિ થાય. પરિસ્થિતિ કાબુમાં ન રહેવાથી આંદોલન કરનારાઓને હસ્તે હિંસાત્મક કૃત્યો થાય તો જે પક્ષે, સમુહે, સંગઠને કે સંસ્થાએ આ આંદોલન શરૂ કર્યું હોય તે પક્ષ, સંસ્થા કે સમુદાય તે હિંસાનો નિષેધ કરશે. હિંસાની જવાબદારી અંગે પરસ્પર આરોપ કરવાનો પ્રયત્ન કોઈપણ પક્ષે થશે નહિ.

૪. આજની પદ્ધતિએ ચૂંટણીઓ થવી જોઈએ કે નહિ, આ મુદ્દો ચર્ચાસ્પદ છે. તેથી તેની ચર્ચા આ સ્થળે કરવી બિનજરૂરી છે—એવું કોઈ પ્રયોજન નથી. આજની જ પદ્ધતિએ ચૂંટણીઓ થશે અને તેમાં જુદાજુદા પક્ષો તરફથી ઉમેદવારો ઊભા રહેશે, એવું, આપણે ગૃહિત ગણી લઈએ છતાં પણ, લોકશાહી રાજ્યમાં ચૂંટણી એ લોકશિક્ષણનું પુણ્યપર્વ છે; આ સિદ્ધાંત હવે સર્વમાન્ય બન્યો છે. એટલે જ દેશમાંના બધા રાજકીય પક્ષોએ ભેગા મળી એવો એક સંકલ્પ કરવો કે ચૂંટણીમાં દરેક પક્ષે અને ઉમેદવારે પોતપોતાના સિદ્ધાંતોનું, નીતિનું અને કાર્યક્રમનું પ્રતિપાદન કરવું, પરંતુ સામાપક્ષની વ્યક્તિગત કે અંગત ટીકા જરાય ન કરવી તથા પરસ્પર દોષારોપણ પણ ઓછામાં ઓછું કરવું. કોઈપણ ઉમેદવાર શિષ્ટાચારની વિરુદ્ધ જઈ નિયમોનું ઉલ્લંઘન કરે અથવા લાંચરુશવત કે ધાકધમકી અને ત્રાસનું વર્તન બતાવે તો જે પક્ષનો તે ઉમેદવાર હોય તે પક્ષ તેનો વિરોધ–નિષેધ કરે અને તેને શિક્ષા કરે. બધા પક્ષો મળીને એવો એક ' દંડક ' નક્કી કરે તો ચૂંટણી સર્વપક્ષીય લોકશિક્ષણના મહોત્સવની મહત્તા ને માન્યતા પામશે.

૫. લોકશાહીની સંસ્થાઓનો ઉપભોગ માણવાનો હક તેને જ પ્રાપ્ત થાય જે તે સંસ્થાઓના સંરક્ષણની જવાબદારી સ્વીકારવા તૈયાર હોય. ધાર્મિક સંપ્રદાયોમાં મંદિર, મસ્જિદ, ગુરુદ્વાર કે ગિરિજાઘર (ચર્ચ)—એ સ્થળોને જેટલી પવિત્રતા અપાય છે, તેટલી જ પવિત્રતા આ લોકાયન રાજ્યવ્યવસ્થામાં લોકપ્રતિનિધિની લોકસભા (પાર્લામેન્ટ) ને છે. તેથી તે લોકસભાની મર્યાદા બધા પક્ષોએ મળીને ખૂબ તીવ્રતાથી પાળવી જ પડશે. લોકસભાનો અધ્યક્ષ–પ્રમુખ હમેશાં અમુક પક્ષનો રહેશે, એવુંય માનવાનું હવે કો કારણ નથી. એટલે જ લોકસભાના અધ્યક્ષનું અપમાન લોકસભાના નિયમોનું ઉલ્લંઘન કોઈપણ પરિસ્થિતિમાં અ કોઈપણ પક્ષ દ્વારા થવું ન જોઈએ, એવી દક્ષતા રાખવાનો સંકલ્પ બધા પક્ષોએ મળી કરવો જોઈએ. જે પક્ષના સભાસ તરફથી આ મર્યાદાનું ઉલ્લંઘન થાય તે જ પક્ષે પોતાન આવા અભ્યનાં કૃત્યોનો ધિક્કાર જાહેર કરવો. આમ થાય તો લોકસભામાં સૌજન્યનું વાતાવરણ રમતું થશે.

૬. ચૂંટણીના સમયે દરેક ઉમેદવાર જે તે પક્ષને ઉમેદવાર તરીકે ઊભો રહે છે. પરંતુ ચૂંટણીમાં ચુંટાઈ ગયા પછી તે માત્ર પોતાના પક્ષનો જ પ્રતિનિધિ ન રહેતાં આખાય ક્ષેત્રનો પ્રતિનિધિ બને છે. એટલે કે આજની પક્ષનિષ્ઠ લોકશાહીમાંય ઉમેદવારી પક્ષનિષ્ઠ હોય તો ય પ્રતિનિધિત્વ લોકનિષ્ઠ છે. એટલે જ વિધાનસભામાં કે લોકસભામાં સર્વપક્ષીય સ્થાયી સમિતિઓ સ્થાપન કરવામાં આવે—અને જે સવાલો રાષ્ટ્રીય મહત્ત્વના કે સાર્વજનિક, એટલે કે પક્ષનિરપેક્ષ મહત્ત્વના હોય, એવા પ્રશ્નો તે સ્થાયી સમિતિઓને સોંપાય. મતદાનની બાબતમાંય પક્ષનો કોઈ આદેશ કે નિર્દેશ ન હોય. આમ કરવામાં આવે તો એક પક્ષનું જ અધિરાજ્ય સ્થાપન થવાનો ડર ઓછો થશે અને લોકશાહીનું સોપાન પક્ષસત્તામાંથી લોકસત્તાની દિશામાં આગળ ને આગળ પગલાં માંડશે.

*

— લોકજીવનની આ મર્યાદાઓ બિલકુલ અનુલ્લંઘનીય મનાઈ જવી જોઈએ. એક દેશમાંની ૯૮ ટકા ગોરા લોકોની વસ્તીએ એકમતે ૨ ટકા કાળા લોકોના બધા અધિકાર ઝૂંટવી લેવાનો

[ વિશ્વમાનવ / ઓક્ટોબર–નવેમ્બર '૫૮ ]

સર્વસંમત ઠરાવ કર્યો હોય તો પણ તે અન્યાયમૂલક જ મનાય. અલ્પસંખ્ય લોકોના હક્કોનું સંરક્ષણ એ જે રીતે ન્યાય્ય સમાજવ્યવસ્થાનો એક અપરિહાર્ય નિયમ છે તેવા જ પ્રકારની ઉપર જણાવેલી મર્યાદાઓ માનવામાં આવવી જોઈએ.

દુનિયાના મહાન ક્રાંતિકારીઓએ રાજ્યસંસ્થાનો વિચાર બે દૃષ્ટિથી કર્યો છે. એક છે ક્રાંતિ પછીના કાળની વ્યવસ્થાની દૃષ્ટિએ—અને બીજો ક્રાંતિની પ્રક્રિયાની દૃષ્ટિએ.

"સામ્યવાદી ક્રાંતિ સિદ્ધ થયા પછી રાજ્યસંસ્થાનો લોપ થશે અને લોકશાહી (પદ્ધતિ) પણ વિલીન થઈ જશે. સામાજિક જીવનના જે નિયમોનું પ્રતિપાદન વર્ષોથી સહસ્રવિધ પ્રવચનોમાંથી કરવામાં આવ્યું તે નિયમોનું પાલન કરવાની ટેવ લોકોનાં લોહીમાં ઓતપ્રોત થયેલી હશે. એટલે રાજ્યસંસ્થાની જરૂરિયાત રહેશે જ નહિ." એવું ચિત્ર લેનિને પોતાના "સ્ટેટ ઍન્ડ રેવોલ્યુશન" નામના પુસ્તકમાં દોર્યું છે.

ક્રાંતિની પ્રક્રિયાની દૃષ્ટિથી વિવેચન કરતી વેળાએ પોતાના "ડેમોક્રસી ઍન્ડ ડિક્ટેટરશીપ" પુસ્તકમાં લિયો ટ્રોટ્સ્કી કહે છે: "ક્રાંતિનો મૂળ પ્રશ્ન સત્તાનો પ્રશ્ન છે. અર્થાત્ સત્તાના ઉપભોગ કરતાં અથવા પોતાનું (પક્ષનું) પ્રભુત્વ સ્થાપન કરવા કરતાં રાજ્યસંસ્થા કબજે કરવાનો પ્રયત્ન રાજકારણમાં અંતર્ભૂત થતો હોય તો પણ તે ક્રાંતિની પ્રક્રિયાનો ભાગ ન જ બની શકે. ક્રાંતિકારી (પક્ષ) સમાજ–પરિવર્તન માટે સત્તાનો ઉપયોગ કરવા ઈચ્છે છે, પોતાનું વર્ચસ્વ સ્થાપન કરવા માટે નહિ. 'છેવટે એક દિવસ એવો આવે કે જ્યારે સત્તાનું પ્રયોજન જ રહે નહિ' એવી તેની આકાંક્ષા હોય છે. તેથી સત્તાનો ઉપયોગ કરતી વેળાએ ધીરે ધીરે પ્રશાસન ઓછું થાય અને લોકોનું સ્વયંશાસન વધતું જાય એવી યોજના તેણે કરવી જોઈએ. રાજ્યસંસ્થા સત્તાના પ્રયોગની તક નિર્માણ કરવા માટે નથી, પરંતુ સુવ્યવસ્થાનું સંયોજન કરીને નાગરિકોમાં સહજીવનનો ઉત્કર્ષ કરવા માટે છે—આ મુખ્યતત્ત્વ કોઈ દિવસ ક્રાંતિકારી (પક્ષ)ની નજર બહાર જવું ન જોઈએ."

## રાજ્યસંસ્થા અને જીવન

રાજ્યસંસ્થા કોઈ કાળે પૂર્ણ રીતે વિલીન થઈ શકશે કે નહિ એ અંતિમ પ્રશ્ન એક બાજુએ મૂકીએ તોય નાગરિક–જીવનમાં કાયદા અને શાસનનો પ્રવેશ વધુ ન થાય, નાગરિકોનો પરસ્પર સંબંધ બંધુત્વ અને મિત્રતા ઉપર આધારિત હોય એ વાત કોઈપણ અમાન્ય કરશે નહિ. નાગરિક નિયમ પાળનારો અને શાંતિપરાયણ હોય એ તો ખરું જ; પણ તે કાયદાબાજ, કોર્ટબાજ અને માત્ર રક્ષણાકાંક્ષી ન હોય એ પણ એટલું જ આવશ્યક છે. એટલે કે તેના વ્યક્તિગત, કૌટુંબિક અને સામાજિક જીવનમાં રાજ્યસંસ્થાનો પ્રવેશ કરવાની ઓછામાં ઓછી તક મળે એ ક્રમપ્રાપ્ત જ છે. આજની પરિસ્થિતિમાં "શાસનમુક્તિ"નો આટલો મર્યાદિત અર્થ કરવામાં કોઈને પણ વાંધો ન હોવો જોઈએ.

## નાગરિકોનું પવિત્ર કર્તવ્ય:

અનિયંત્રિત રાજ્યવાદ, નિરંકુશ સત્તાવાદ અને રાજકીય અને આર્થિક કેન્દ્રિકરણવાદ આ પ્રાણઘાતક અનિષ્ટોમાંથી લોકતંત્રનું સંરક્ષણ કરવું એ આજે બધા જવાબદાર નાગરિકોનું પવિત્ર કર્તવ્ય છે. જુદા જુદા પક્ષોનું અસ્તિત્વ સત્તાની સ્પર્ધા માટે નહિ, પણ પોતાના પ્રામાણિક મત મુજબ સમાજપરિવર્તનની અને લોકસેવાની તક પ્રાપ્ત કરવા માટે છે. પક્ષનિષ્ઠ લોકતંત્ર પણ પ્રથમ લોકનિષ્ઠ અને પછી પક્ષનિષ્ઠ હોય તો જ તે લોકતંત્રને મારક બનશે નહિ. નહિ તો પક્ષવાદ જામી જશે અને લોકશાહીને તિલાંજલિ મળ્યા વિના રહેશે નહિ. આ આ અનર્થ ટાળવાની દૃષ્ટિએ આજની સ્થિતિમાં શી ઉપાય-યોજના કરી શકાય, તેનું અંશતઃ દિગ્દર્શન 'સ્વરાજ્ય–દિન'ના શુભ અવસરે અહીં કર્યું છે.

['સાધના' (મરાઠી સાપ્તાહિક)માંના લેખમાંથી]

# સર્વોદયી સમાજનું માળખું

જયપ્રકાશ નારાયણ

એક સમાજવાદી તરીકે કહું છું—

આજની પરિસ્થિતિનો ઉપાય રાજ્યસત્તા દ્વારા સમાજવાદની સ્થાપના કરવામાં નથી; પરંતુ પ્રજા પોતે સ્વેચ્છાએ સમાજવાદી જીવનનાં સ્વરૂપો જન્માવે અને વિકસાવે એમાં છે. બીજા શબ્દોમાં કહું તો; 'રાજ્ય-સમાજવાદ'ને સ્થાને 'લોક-સમાજવાદ' સ્થાપવામાં ઉકેલ રહેલો છે.

સર્વોદય એ 'લોક-સમાજવાદ' છે. પ્રત્યેક સમાજવાદી સર્વોદય સાથે સંમત હો યા ન હો, પરંતુ એટલું તો એણે કબૂલવું જોઈશે કે, જેટલા પ્રમાણમાં પ્રજાકીય અથવા સ્વૈચ્છિક સમાજવાદ વધુ અને રાજ્ય તરફથી લદાયેલો ઓછો; તેટલા પ્રમાણમાં વધુ સાચો અને સંપૂર્ણ સમાજવાદ......

એ વાત સ્પષ્ટ થવી જોઈએ કે બિન-રાજ્ય સ્વરૂપના સમાજવાદના વિકાસ માટે, કોઈ એ પાર્ટી તરીકે કામ કરવાની જરૂર નથી; અથવા રાજ્ય સત્તા કબજે કરવાની લડાઈમાં જોડાઈ જવાની આવશ્યકતા નથી. આ સંદર્ભમાં વિચારતાં તો રાજ્ય સત્તા અને પાર્ટીનો કોઈ સવાલ જ ઊભો થતો નથી. બલ્કે, ખરી જરૂરિયાત તો, સ્વાવલંબન અને સ્વરાજ્યના પાયા ઉપર જનતાનું જીવન પુનર્વ્યવસ્થિત કરવામાં તેમને સહાય રૂપ થાય, અને તેમની વચ્ચે રહી કાર્ય કરવા તૈયાર હોય તેવા સ્વાર્થરહિત કાર્યકરોની ટુકડીઓની છે. અહીં ગાંધીજીની 'લોકસેવક સંઘ'ની વાત યાદ આવ્યા વિના રહેતી નથી.

હવે સવાલ તો એ ઊભો થાય છે કે, પ્રજા પોતાનો વ્યવહાર સીધો ચલાવે અને સમાજવાદી સમાજની લાક્ષણિકતાવાળાં (સહકાર, સ્વ-શિસ્ત, જવાબદારીની ભાવના) જીવનનાં મૂલ્યોનો વિકાસ કરે, એવી શકયતાવાળા સમાજનું બાહ્ય સ્વરૂપ કેવું હશે? આ સવાલ તરફ સમાજવાદીઓએ આજ સુધી ઓછામાં ઓછું લક્ષ આપ્યું છે.

માનવ-સમાજ એટલો વિકસી ગયો છે કે આજે જટિલ સ્વરૂપની ઔદ્યોગિક સંસ્કૃતિ અસ્તિત્વમાં આવી ચુકી છે; તેમાં નગરોને નામે ઓળખાય છે તેવાં મહાન માનવ-જંગલો અસ્તિત્વ ધરાવે છે; તેમાં જે આર્થિક અને સામાજિક સંબંધો છે તે તદ્દન બિનઅંગત અને જીવનતત્ત્વ વિહોણાં છે; તેમાં કામના જે પ્રકારો છે તે આનંદરહિત કંટાળાજનક છે; અને સર્જક તત્ત્વ માટેની તકોને તેમાં કંઈજ સ્થાન નથી. આ ઔદ્યોગિક સંસ્કૃતિઓનો એક માત્ર માપદંડ ઉત્પાદન અને કુશળતા કેટલી વધી તે જ જોવા પૂરતો છે.

"વિજ્ઞાને તો આખી દુનિયાને એક મુઠ્ઠીમાં ભેગી કરી દીધી છે, ત્યારે માણસે એવી સરકારિતા સર્જી છે કે જેમાં પડોશીઓ પણ અપરિચિત બની જાય છે! આવો જટિલ અને માથા-ભારે (ટોપ હેવી) સમાજ નોકરશાહો-મેનેજરો, ટેકનોક્રેટો અને આંકડાશાસ્ત્રીઓ માટે સ્વર્ગભૂમિ બની ગયા વિના ન જ રહે. આવો સમાજ ભાઈઓ ભાઈઓ તરીકે ભેગા રહી શકે તેવું ઘર ન જ બની શકે. સમાજવાદીઓએ વિજ્ઞાન, ઉત્પાદન, કાર્યકુશળતા, જીવનધોરણ અને ધંતર ભભકદાર સૂત્રોને નામે એક જંગી ફ્રેન્કેન્સ્ટિન સમાજને આંખો ને આંખો અપનાવી લીધો છે; અને હજી તો એમાં જાહેર (રાજ્ય સં.) માલિકીનું તત્ત્વ ઉમેરીને તેને સમાજવાદી બનાવવાની આશા સેવે છે! હું નમ્રતાપૂર્વક જણાવું છું કે, આવા સમાજમાં સમાજવાદ ક્યાંઈ ગુંગળાઈ ગયા વિના નહિ રહે. સ્વ-રાજ્ય, સ્વ-વ્યવસ્થા પરસ્પર સહકાર અને સહ-ઉપભોગ, સમાનતા, સ્વાધીનતા ને બંધુતા, આ બધું જો માણસો નાનાં ઘટકોમાં જીવતા હોય તો જ વધુ સારી રીતે વ્યવહારમાં આવી શકે, અને વિકસી શકે. પશ્ચિમ સુધ્ધાંમાં દૂરદર્શી વિચારકોને આ વાત સમજાવા માંડી છે.

[વિશ્વમાનવ : ઓકટોબર-નવેમ્બર '૫૮]

વધુમાં, માણસ પ્રકૃતિ અને સંસ્કૃતિનું ફરજંદ છે. તેથી કરીને, તેના સમતુલ વિકાસ માટે બંને વચ્ચે એકરાગ સ્થપાય એ જરૂરી છે. લંડન, પારિસ, ન્યુયોર્ક, મોસ્કો જેવાં અદ્યતન સંસ્કૃતિનાં કેન્દ્રોમાં (ત્યાં બગીચા અને હરિયાળીઓ હોવા છતાં) આ પ્રકારની સમતુલા શક્ય નથી. પરિણામે માનવીનો વિકાસ રુંધાયો અને એકાંગી રહી જવાનો. પ્રકૃતિ અને સંસ્કૃતિનો એકરાગ કેવળ પ્રમાણમાં નાનાં એવાં ઘટકોમાં જ શક્ય છે.

નાના સમૂહોમાં જીવવું અને નાનાં યંત્રોદ્વારા મહદંશે પોતાના અગર સ્થાનિક ઉપયોગ માટે ઉત્પાદન કરવું—આ વાતને વિજ્ઞાનની પીછેહઠ તરીકે ગણવામાં આવે છે. વિજ્ઞાન અને વિશાળ પાયા પરની કેન્દ્રિત ઉત્પાદનપદ્ધતિ તથા માનવ-વસવાટોનાં તોતિંગ નગરો—આ બંને જુદાં ન પડી શકે એવું મનાય છે. આનાથી વધારે બેહૂદું કશું નથી. વિજ્ઞાન બે પ્રકારનું છે: (અ) શુદ્ધ વિજ્ઞાન (આ) વ્યવહારગમ્ય વિજ્ઞાન. હું શુદ્ધ વિજ્ઞાનને જ વિજ્ઞાન કહું છું; અને 'વ્યવહારગમ્ય' વિજ્ઞાનને ટેકનોલૉજી કહું છું. વિજ્ઞાનનો વ્યવહાર કેવળ વિજ્ઞાન ઉપર આધાર નથી રાખતો, પરંતુ સમાજના ઘડતર-સ્વરૂપ ઉપર આધાર રાખે છે. મોટા પાયા પરનાં જંગી યંત્રોદ્વારા ઉત્પાદન કરવું એ ધનપતિઓના લાભમાં હતું; એથી કરીને ટેકનોલૉજીએ એ પ્રકારની ઉત્પાદનપદ્ધતિનો રસ્તો અપનાવ્યો હતો. સમાજમાં પૈસા બનાવનારાની બોલબોલા હતી; એટલે તેમની ઇચ્છા મુજબ જ થતું રહ્યું!

ગમે તે વિચારસરણીમાં માનનારી સરકાર હો, પણ બધી સરકારોએ મોટા પાયા પરની કેન્દ્રિત ઉત્પાદનપદ્ધતિને પસંદગી આપી; એક તો, યુદ્ધ કરવા માટે (અથવા તો તમે કહી શકો છો, સંરક્ષણ માટે); અને એથીય વધુ તો પ્રચંડ પ્રમાણમાં આર્થિક અને તે દ્વારા રાજકીય સત્તા હાથમાં આવતી હતી, તે માટે.

આ રીતે સરકારોએ અને નફાખોરોએ ભેગા થઈ વર્તમાન સમાજનો ફ્રેન્કેન્સ્ટિન ઊભો કર્યો! બિચારા વિજ્ઞાનનો તો કોઈએ ભાવ પણ ન પૂછ્યો. વિજ્ઞાનીઓનું ચાલતું હોત તો, તેઓએ ઉત્પાદનનાં અનેક એંજિનો અને નવાં નવાં સર્જનમાં ખૂબ લાગેલી એવી શોધોનો જ નાશ કર્યો હોત.

...પરંતુ ધારો કે, સમાજે સત્તા, નફો અને યુદ્ધનો માર્ગ ન લીધો હોત, પણ શાંતિ, શુભેચ્છા, અને સહકારનો તથા સ્વાધીનતા અને બંધુતાનો માર્ગ અખત્યાર કર્યો હોત, તો વિજ્ઞાનનો ઉપયોગ એટલી જ સહેલાઈથી એ આદર્શને અનુકૂળ ટેકનોલૉજીનો વિકાસ કરવા માટે થઈ શક્યો હોત. એમ થયું હોત તો વિજ્ઞાનની પીછેહઠ ન થાત; અને તેનો ઉપયોગ વિનાશકને બદલે સર્જક પ્રગતિ માટે થાત...

એ વાત જણાવવી જરૂરી છે કે, ઍટમશક્તિએ આજે અગાઉ કદી નહિ એટલા મોટા પ્રમાણમાં એ વાત શક્ય બનાવી છે કે, નાના સ્વરૂપની ટેકનોલૉજીનો વિકાસ અને ઉત્પાદનનું વિકેન્દ્રીકરણ થઈ શકશે.

હું એમ કહેવા નથી માગતો કે આ નવા સમાજનું આખું ચિત્ર કોઈની સામે સ્પષ્ટ બની ગયું છે; અથવા તો તેની બધી સમસ્યાઓનો વિચાર થઈ ચૂક્યો છે ને ઉકેલ શોધાઈ ગયો છે. દા. ત. આ નાના સ્વ-અવલંબી, સ્વ-સંચાલિત સમાજ-ઘટકોનું એક બીજા સાથે કેવી રીતે સંગઠન થવા પામશે એ મહત્ત્વનો સવાલ મારા મનમાં ઊભો જ છે.

અલબત્ત, આ બાબતમાં ગાંધીજીની ભવ્ય કલ્પના આપણી સમક્ષ છે જ:

"આ માળખામાં અસંખ્ય ગામડાંઓનો સમાવેશ થતો હશે; અને તેમાં સતત વિસ્તરતાં, અને નહિ કે સંકુચાતાં વર્તુળો હશે. જીવન પિરામીડના જેવું નીચેના પહોળા તળિયા ઉપર ઊંચે ઊભેલા શિખર જેવું નહિ હોય; પરંતુ એ તો સમુદ્રમાં હોય છે તેવાં વર્તુળોવાળું હશે. જેનું મધ્યબિંદુ વ્યક્તિ હશે—જે વ્યક્તિ ગામને માટે પોતાને નિઃશેષ કરવા સદા તત્પર હશે; ને ગામ ગ્રામસમૂહો માટે ભોગ આપવા તૈયાર હશે. આમ અંતે વ્યક્તિઓનું બનેલું સમસ્ત એક-જીવન હશે—તેમાં વ્યક્તિઓ ઘમંડી અને આક્રમક નહિ હોય, પરંતુ અતિ નમ્ર હશે; અને સામુદ્રિક-વર્તુળના તેઓ અવિચ્છિન્ન ઘટકો છે તેની મહાનુભાવના ધારણ કરતી હશે."

ગાંધીજીના આ શબ્દો આપણને દિશા સૂચવે છે, પરંતુ આખું ચિત્ર સુસ્પષ્ટ થાય તે પૂર્વે ઘણો અનુભવ, અને વિચાર જરૂરી છે. ગમેતેમ તોય, એક ચેતવણી જરૂરી છે.

એ વાત નિઃશંક રીતે સાચી છે કે, જેમાં વ્યક્તિગત સંબંધોને સ્થાન હશે, અને જેમાં તેનો ઉત્કર્ષ શક્ય હશે, એવાં નાનાં સામાજિક ઘટકો સર્વોદયના આદર્શોની સિદ્ધિ માટે વધુ અનુકૂળ બનશે; પરંતુ એ ઉપરથી એવું માની લેવું

ન જોઈએ કે, કેવળ નાનાં ઘટકો હોવાને કારણે જ તે સર્વોદયી સમાજ–ઘટકો બની જશે. એવું જ હોત તો તો આજે જ ભારતના દરેક ગામમાં આપણે સર્વોદયનાં દર્શન કરી શકતે. જીવનનાં બાહ્ય સ્વરૂપોનું મહત્ત્વ ત્યારે જ છે કે જ્યારે આંતરિક સ્વરૂપો સાથે તેનો મેળ ખાય.

[ 'ધી ઈવોલ્યુશન ટોવર્ડ્ઝ સર્વોદય', પુસ્તિકામાંથી ]

---

# સર્વોદયના ત્રણ પાયા

## મનુભાઈ પંચોળી

સમાજ ભારે ફેરફાર માગે છે એમ તો ઘણા વખતથી સ્વીકારાતું આવ્યું છે. આ ફેરફાર સૂચવનારા કે ઈચ્છનારામાં બે વર્ગો રહ્યા કર્યા છે: એક, એમ માને છે કે, માણસને સુધારો ને બધું સુધરી જશે. ને બીજો એમ કહે છે કે રાજ્યતંત્ર હાથ કરો, માણસ તો માટી છે, તમે ઈચ્છશો તેવો ઘાટ અપાશે. સર્વોદયે આ બેમાંથી એકે નીચે સહી કરી નથી. એ માને છે કે વ્યક્તિઓના સમૂહમાં ફેરફાર થાય તે માટે સમાજ ફેરે તે આવશ્યક છે, પણ આવશ્યક ફેરફાર પણ વ્યક્તિઓએ જ કરવાનો છે. ને બધાં દુ:ખો સામાજિક નથી.

સર્વોદય એ રીતે અનોખી વિચારણા છે. સર્વોદય એટલે સર્વનો ઉદય એટલું જ નથી મનાયું, પણ સર્વોદય એટલે સહુનો ને સમ્યક્ વિકાસ. સમાજમાં એક વ્યક્તિ કે વર્ગને ભોગે બીજી વ્યક્તિ કે બીજા વર્ગનો વિકાસ ઈષ્ટ નથી, આપત્તિરૂપ છે. તેમ જ ખુદ વ્યક્તિનો પણ એક સદ્વૃત્તિને ભોગે બીજી સદ્વૃત્તિનો વિકાસ પણ આપત્તિરૂપ છે. એમાં પણ સંતુલિત વિકાસ જ સાચો વિકાસ છે. આ રીતે સર્વોદય એ અખિલાઈથી જોનારું દર્શન છે. ને જ્યારે જ્યારે આ અખિલાઈથી જોવાનું અટકી જાય છે, ત્યારે સર્વોદય પણ અટકી જાય છે.

આ અખિલાઈથી જોતાં સર્વોદય વિચારના દાતાએ બેત્રણ પાયાની વસ્તુઓ કહી છે. સર્વોદયની વિચારણામાં એવી કેટલીક વસ્તુઓ છે જે બધે નહિ લાગુ પડે. બધે તેવા કોયડા પણ નથી. પણ એવી કેટલીક વસ્તુઓ છે જે સ્થળકાળથી પર છે. જે ચિરંતન પાયા છે. આ પાયા આટલા ગણાવી શકાય.

अ = સાધનશુદ્ધિ; ब = વિકેન્દ્રીકરણ; क = શ્રમનિષ્ઠા

સર્વોદયને મતે માનવજીવનનું આખરી લક્ષ્ય શું છે? જે તત્ત્વ જીવ ને જગતમાં રમે છે, ને જે સત્ય-શિવ-સુંદર છે, જેનો અનુભવ સાધુ-સંતો મરમીઓએ જગતભરમાં કાળેકાળે કરેલ છે, ને જેને અનુભવ્યા પછી મનની વિવિધ મથામણોનું શમન થાય છે, તેનો અનુભવ લેવો તે. આ અનુભવ જીવનમાં હરકોઈને સત્પ્રવૃત્તિ કરતાં કરતાં થઈ શકે છે.

પણ આ અનુભવ શરીર દ્વારા શક્ય છે, માટે શરીર ટકી રહે ને સ્વસ્થ રહે તેવું સૌને મળવું જોઈએ. ને સૌને આ સ્વમાનભેર મળે તે માટે એક એવો સમાજ રચાવો જોઈએ કે જેમાં –

यस्मान्नो द्विजते लोकः लोकान्नो द्विजते च यः

– કોઈ કોઈથી ઉદ્વેગ પામતું નથી, કે કોઈ કોઈને ઉદ્વેગ આપતું નથી.

આ જ વિચારમાંથી સંયમપૂર્ણ જીવન ફલિત થાય છે. નદી જેમ કાંઠા વચ્ચે પોતાના પાણીને રાખી સમુદ્ર તરફ વહે છે, તેમ સંયમના કાંઠા વચ્ચે પુરુષે પોતાના જીવતરને રાખી સત્યાનુભવ તરફ વહી જવું. કાંઠા વિના જેમ નદી

સંભવતી નથી, તેમ જ સંયમ વિના આવાં વ્યક્તિ કે સમાજ-જીવન સંભવતાં નથી.

સંભવ છે કે આવો સંયમ મોડો સિદ્ધ થાય. ખાસ કરીને જેને પરાણે ભૂખ્યા રહેવું પડ્યું છે તેવા સમાજને માટે એ મુશ્કેલ લાગે-ને શરૂઆતમાં ન પણ સ્વીકારાય. પણ તે ફરી એક કાળે સ્વસ્થબુદ્ધિથી વિચાર કરતો થશે ત્યારે સ્વીકારશે, તેવી સર્વોદયને આસ્થા છે.

ગમે તે સમાજમાં ફેરફારની જરૂર અવારનવાર રહે છે જ. સમાજ કાયમ એક જ સ્થિતિમાં રહે તેવી કલ્પના બરાબર નથી. તો આ ફેરફાર કરાવવો કઈ રીતે ? લોકશાહી જ્યાં સારી રીતે ચાલતી હોય ત્યાં આ પ્રશ્ન એટલો તીવ્રપણે ઊઠતો નથી. પણ કોઈ જ વાર ત્યાં ઊઠતો નથી તેવું નથી. બહુમતિ પણ ઘણી વાર જડ હોય છે. આપણે ત્યાં અસ્પૃશ્યતા તે બહુમતિની સંમતિથી જ હતી. અમેરિકા ને બીજાં સ્થળોએ રંગભેદ બહુમતિની છાપવાળો છે. સામાન્ય ને આવા અપવાદરૂપ સંજોગોમાં ફેરફાર કેમ કરાવવો ?

ફેરફાર કરવાનો છે. પણ એ ફેરફાર એવી રીતે નથી કરવાનો કે જેથી રોગ બહારથી મટ્યો દેખાય પણ અંદર લાગ જોતો છૂપાઈ રહે. અથવા તો એવી રીતે નથી કરવાનો, કે જેથી રોગ એક દિશામાંથી મટે પણ બીજી દિશામાં ફૂટી નીકળે.

માનો કે આપણે લશ્કરના આધારે અમુક રાજકર્તા-વર્ગને હઠાવ્યો. પણ જો તેનું સ્થાન લશ્કરના વડાઓ કે લશ્કર લેવાનું હોય તો રોગની દિશા બદલાઈ તેટલું જ બન્યું.

—એવી જ રીતે માનો કે શિક્ષકે વિદ્યાર્થીને ભય કે લાલચ આપીને ખાદી પહેરાવી, ને ગ્રામકાર્ય કરે ગામમાં તેવી જ રીતે નિશાળ બંધાવી, પણ તેથી વિદ્યાર્થી તે ખાદીને આત્મસાત્ નહિ કરે, ને ગામલોકો તે નિશાળમાં છોકરાં નહિ મોકલે.

ભય અથવા લાલચનો જે પ્રક્રિયામાં અંશ છે તે તેટલા અંશે અશુદ્ધ સાધન છે, ને તેટલા અંશે રોગ નિર્મૂળ થતો નથી. ફેરફાર કરવો છે, પણ ભય ને લાલચનાં સાધનો વાપર્યા વિના કરવો છે. એટલે કે જાતે કરીને -વિરોધીઓ તરફ પણ સદ્ભાવ-સહાનુભૂતિ રાખીને કરવો છે. પ્રેમવિસ્તારની સાથે જ વિચાર ને કાર્ય વિસ્તાર કરવાનો છે.

પણ સાધનશુદ્ધિનો વિચાર કેવળ સમાજિક પરિણામોના ગજે જ થયો નથી, વ્યક્તિગત વિકાસદૃષ્ટિએ પણ તેનો વિચાર થયો છે.

માણસનાં કર્મની બે અસરો છેઃ એક સમાજ ને પ્રકૃતિ ઉપર ને બીજી તેના ખુદના ઉપર. મારું હરેક કર્મ જેમ બહારના સમાજને ઘડે છે, તેમ જ મારા મનને પણ ઘડે છે. એકએક કર્મ એકએક ટચકો છે; ને તે મારી મનોરચનાને સારો કે માઠો ઘાટ આપે છે. એટલે સારા હેતુથી પણ જો હું અશુદ્ધ કર્મ કરવાનું સતત ચાલુ રાખું તો આખરે હું અશુદ્ધમૂર્તિ થયા વિના રહું નહિ. આથી આપણા ધ્યેય કે સાધ્ય કરતાં પણ આપણાં સાધનો વધારે મહત્વનાં છે. ને તે સાધનો જ છેવટે આપણને ઘડે છે.

જેણે જીવનનું લક્ષ્ય જ સત્ય-શિવ-સુંદરનો સાક્ષાત્કાર કરવાનું રાખ્યું હોય, તે જો અસત્ય-અશિવ ને અસુંદરનો રોજ રોજ ઉપયોગ કરે, તો અંતે તે પોતે જ અકલ્યાણની મૂર્તિ બને ને અકલ્યાણનો સર્જક થાય, તેવું આ કર્મના કાયદાનું વિધાન છે. આ ચૂકી જવાને પરિણામે કૃષ્ણમાંથી કંસ થયેલાની ઇતિહાસ શું ગવાહી નથી દેતો ?

સર્વોદયે વિચ્છિન્ન સમાજને જ અવિચ્છિન્ન કરવાનો નથી પણ વ્યક્તિની અંદર પણ કર્મ દ્વારા વિસંવાદ ન જન્મે તે જોતા રહેવાનું છે.

આવા જીવનવિકાસ માટે વિકેંદ્રિત સમાજ આવશ્યક છે. હરેક માણસની સર્જનવૃત્તિને સામાજિક સેવામાં વ્યક્ત થવા દેવી તે શાંત અને સ્વસ્થ સમાજની આવશ્યક શરત છે. સર્જનનો આનંદ હરેકને જોઈએ છે. તે રૂંધાય છે ત્યારે જ અભિમાન-ઈર્ષ્યા ને મારફાડ રૂપે પ્રગટ થાય છે. કેંદ્રિત-સમાજમાં થોડા લોકો આયોજકો, આજ્ઞા કરવાવાળા, કામ માપવાવાળા ને બહુસંખ્યક લોકો તેનાં વાહનો બને છે. આ માપની ગણતરીએ મધ્યયુગી કે શરૂઆતનો મૂડીવાદી સમાજ કેંદ્રિત કલ્યાણરાજ્યવાદી, સામ્યવાદી કે સમાજવાદી સમાજ કરતાં ચડિયાતો હતો. સર્વોદય ધૂંસરી બદલવાનો કે ધૂંસરી બૂઠી કરવાનો વાદ નથી, ધૂસરી ફેંકી દેવાનો વાદ છે. પણ ધૂસરી ફેંકી દેવાનો રૂપાળો આદર્શ રાખવાથી ધૂસરી ફેંકાઈ જતી નથી. તેમ વિકેંદ્રિત સમાજનાં ગુણગાન ગાવાથી વિકેંદ્રિત સમાજ થવાનો નથી. સર્વોદયવાદીઓની આ ભારે ખામી રહી છે. તેઓ ભાવનાવિહારી રહ્યા કર્યા છે. કેંદ્રિત

સમાજરચનાનો એક ગુણ છે ને તે ગુણ જો વિકેંદ્રિત ઘટકોમાં ન લઈ જાય તો આ ભાવનાવિહાર આકાશવિહાર જ રહેવાનો.

મુંબઈ, કલકત્તા કે અમદાવાદમાં ધન ને સત્તા બન્નેનું કેંદ્રિકરણ થયું છે ને થતું પણ જાય છે. કારણ કે ત્યાં વિજ્ઞાન છે. આ વિજ્ઞાનનો લગભગ અભાવ તે સર્વોદયવાદીઓનું એક જાણે લક્ષણ રહ્યા કર્યું છે. ધર્મ તે વિજ્ઞાન નથી. સર્વોદયવાદીઓએ જેટલી જહેમત ગ્રામજનતા કે આમજનતા માટે ઉઠાવી છે, તેટલી આ દેશમાં બીજા કોઈ સમુદાયે ઉઠાવી નથી. પણ તે છતાંય તેઓ કેંદ્રિત અર્થસત્તા કે રાજ્યસત્તાની પાસે તેજોહીન કેમ દેખાય છે ? કાયમી સબસીડી કે દાન વિના તેમની રચના ચાલતી નથી ને ચાલવાની નથી.

એક ભૂદાન કાર્યકરે પૂછ્યું :

" ગ્રામદાન પછી સરકાર પાસેથી શી અપેક્ષા રખાય ? "

મેં કહ્યું : " તે ગામમાં સરકાર વીજળી પહોંચાડે, તેટલું કામ કરી આપીને તે આઘી ખસી જાય. "

વિકેંદ્રિત ઘટકો તો જ ટકવાનાં છે, જો તેનું ઉત્પાદન કેંદ્રિત ઘટકો કરતાં સરવાળે ઉતરતી કોટિનું ન હોય. અને જો કોઈ પ્રાકૃતિક શક્તિની સહાય તેમને મળે તો તેવું રહેવાનું કશું કારણ નથી. કાચો માલ ત્યાં છે, વધારાની માનવશક્તિ ત્યાં છે, વાપરનારા પણ ત્યાં છે. શા સારુ ત્યાંનો માલ વધારે સસ્તો ન પડે ? કોલસાની હેરફેર મોંઘી પડે તેમ હતું. પણ વીજળી થતાં શક્તિ લઈ જવી તે મુશ્કેલ નથી રહ્યું. પણ મુશ્કેલી રહી છે અવૈજ્ઞાનિકતામાં. વિજ્ઞાનને વિકેંદ્રિકરણના રથે જોડવામાં સર્વોદયવાદીઓ ઉત્સુક નથી રહ્યા. વિનોબાજીએ અહિંસા ને વિજ્ઞાનનો સમન્વય કરવાની વાત શરૂ કરી છે, ત્યારથી થોડો સળવળાટ શરુ થયો છે. અણુયુગમાં ઝડપ આવશ્યક છે. ધીરે ધીરે નહિ ચલાય એમ તેઓ કહે છે. પણ ઝડપની સહુથી વધુ જરૂર આ ક્ષેત્રમાં છે. તે જો સુસ્થાપિત થયું તો ઉપલું માળખું બદલાઈ જશે. માર્ક્સની એ વાત સર્વોદયવાદીઓએ ઝડપથી સ્વીકારી લેવા જેવી છે કે—જેવી અર્થરચના કરશો તેવી રાજ્ય રચના થતી જશે. યંત્ર અનિવાર્યપણે બેકારી લાવે છે. તેવો તેમનો ( સ. વા. નો ) સંસ્કાર છે. એક સંદર્ભમાં તે વાત સાચી છે. જો કે વિકસતા મૂડીવાદમાં એમ ઓછું બને છે. પણ વિકેંદ્રિત સમાજરચના કે જેમાં સંપત્તિની બહુ ઓછી અસમાનતા છે; યંત્ર કે યંત્રશક્તિ સર્વસુલભ કે સામાજિક છે, ત્યાં યંત્ર આવવાથી બેકારી આવશે તે માન્યતા ખોટી છે. વિકેંદ્રિત અર્થરચના તે સર્વોદયનો પાયો છે, પણ આવી અર્થરચના આજની વસ્તી, તેની જરૂરિયાતો વ. જોતાં વીજળી કે તેવી શક્તિની વૈજ્ઞાનિક સહાય વિના રચવી ને ટકાવવી મુશ્કેલ છે.

પણ આનો અર્થ સર્વોદયમાં એવો નથી કે માણસે યંત્રને જીવનમાં એ હદે સ્થાન આપવું કે એને શરીરશ્રમ જ ન કરવો પડે. ભાવિમાં કોઈ સમાજ આવું કરી શકશે કે નહીં તે પણ પ્રશ્ન છે. પણ માનો કે તેવું શકય હોય તો પણ સર્વોદય તો દરેક વ્યક્તિ રોજ કોઈક સામાજિક રીતે ઉપયોગી કામમાં થોડા કલાક શરીરશ્રમ કરે, તેના ને સમાજના સ્વાસ્થ્ય માટે અનિવાવાર્ય ગણે છે. માણસના મનને જેમ સર્જનાત્મક ચિંતનમાં રોકવું તે જરૂરી છે, તેમ જ શરીરને પણ આવા સર્જનાત્મક સામાજિક શ્રમમાં રોકવું તે તેને સ્વસ્થ રાખવા માટે જરૂરી છે. સમાજમાં વિવિધ કામો રહેવાનાં. તેમાંનાં કેટલાંક પ્રયત્નતઃ બૌદ્ધિક કામો જ હશે. છતાં જનસમાજનો મોટો ભાગ શરીરશ્રમમાં રોકાયેલો હશે. અલબત્ત તેનાં કામનાં કલાકો ઘટયા હશે, તેની આવક વધી હશે. પેલા વિવિધ વર્ગો આ બહુજનસમાજ સાથે તાદાત્મ્ય સાધે તે જરૂરી છે. તેનો આ મોટો લાભ છે. પોતાના વ્યક્તિગત ને ધંધાગત અહંકારને ગાળવાનો પણ એ રસ્તો છે.

સર્વોદયના આ ત્રણ પાયા છે. આની સાથે માંડવાળ કરવી સર્વોદય માટે શકય નથી. કારણ કે એ વગર સમ્યક્ વ્યક્તિ કે સમ્યક્ સમાજ શકય નથી.

# નૈતિક આદર્શોનો સંસ્થાગત પાયો

એમ. એલ. દાંતવાળા

નૈતિક મૂલ્યોનું પ્રતિબિમ્બ પાડી શકે તેવી સંસ્થાગત ઈમારત રચવાના પ્રશ્ન તરફ ઘણીવાર યોગ્ય ધ્યાન આપવામાં આવતું નથી. આના કારણે ઘોષિત થયેલા આદર્શો અને વાસ્તવિક પરિસ્થિતિની વચ્ચે એક પ્રકારનું અંતર વિકસે છે, જે ઘણીવાર એટલું બધું ચોંકાવનારું થાય છે કે, ખુદ આદર્શ પરની શ્રદ્ધા હચમચી ઊઠે છે. આદર્શ કેવળ પોકળ સૂત્ર-ઊંચા વિચારોના શણગારરૂપ બની જાય છે. પરંતુ પરસ્પર વિરોધી વાસ્તવિક ઘટના આગળ તેની શક્તિ ક્રમશઃ ઘટવા માંડે છે અને સાધારણ માનવીની સમજને એક પ્રકારના આંતરિક સડાને પ્રેરે તેવી ઉદાસીનતા ઘેરી વળે છે. લોકશાહી સમાજવાદ, કલ્યાણરાજ વગેરે જેવા અનેક આદર્શોની આવી દશા થવા પામી છે અને સર્વોદય તેમાંથી છટકી ન પણ જઈ શકે.

આદર્શો અને સંસ્થા વચ્ચેની એકરૂપતાના અભાવનું એક કારણ, ફિલસૂફો અને આપણે જેમને ટેક્નિશિયનો કહીએ છીએ તેમની વચ્ચે ગાઢ સંપર્ક ન સાધવામાં રહેલું છે. સત્યનું દર્શન એ અણમોલ બક્ષિસ છે. પણ સર્વ-સાધારણ રીતે એની સાથે વ્યવહારમાં તેને ઉતારવાની દુન્યવી બક્ષિસ જોવામાં આવતી નથી. કાર્લમાર્ક્સના યુગ સુધી ફિલસૂફોને ઇતિહાસના પરિવર્તનની પડી ન હતી. હકીકતે તો આવા વિચારને તુચ્છ ગણવામાં આવતો હતો ઘરઆંગણાનો દાખલો લઈએ તો ગાંધીજીને મન આચાર આદર્શ જેટલોજ અગત્યનો હતો. વ્યક્તિગત આચાર એક વાત છે, જ્યારે આદર્શને અનુરૂપ સર્વસામાન્ય સંસ્થાકીય ઈમારતની રચના કરવી એ જુદી જ વાત છે. ગાંધીજીએ આ વસ્તુ પ્રત્યે વધારે ધ્યાન આપ્યું હતું એ નિઃશંક છે. પરંતુ આ લેખકના નમ્ર મત પ્રમાણે એક પ્રકારની કચાશ અને નિષ્ણાત જ્ઞાનના અનિવાર્ય અભાવનું આ પરિણામ હતું.

સદ્‌ભાગ્યે, વિનોબા ભાવેએ સામાજિક-આર્થિક સંસ્થાઓ દ્વારા, સર્વોદયનો આદર્શ અમલમાં મૂકવા માંડ્યો છે અને આ દિશામાં ગ્રામદાનની પ્રવૃત્તિ ખૂબ જ હિંમતપૂર્વકનું પગલું છે. આ જ એવો વખત છે, જ્યારે ભૂતકાળની ભૂલનું પુનરાવર્તન ન થાય અને આદર્શવાદીઓ અને ટેક્નિશિયનો વચ્ચે શક્ય એવો શ્રેષ્ઠ સંપર્ક સધાય તેની કાળજી સેવામાં આવવી જોઈએ. આવી પરિસ્થિતિનું શુભચિહ્ન કોરાપુટ કે જ્યાં, આ અખતરાનો નિષ્ઠાપૂર્વક અમલ થઈ રહેલો છે, તેમાંથી મળે છે. આમ છતાં આ માર્ગપર પણ ઘણાં ભયસ્થાનો રહેલાં છે, જેના પ્રત્યે ધ્યાન ખેંચવું જરૂરી છે.

આમાંનું એક ભયસ્થાન તો આદર્શવાદીઓ તેમના આદર્શોના સંસ્થાકીય પર્યાય તેમની પોતાની મેળે શોધી કાઢે અને તેમને નૈતિક નિરપેક્ષતાની સપાટીપર મૂકી દે તેમાં રહેલું છે. ટેક્નિશિયનો પ્રત્યેનો કંઈક વાજબી અવિશ્વાસ અને આ ટેક્નિશિયનો તેમ જ જૂના ચીલામાંથી બહાર નીકળવાને અશક્ત છે, એવી તેમની માન્યતા કદાચ આ વસ્તુને બળવત્તર બનાવે છે. ટેક્નિશિયનોના વિચાર આ ચીલાની પાછળ પાછળ જાગત અને અજાગત રીતે જુદા પ્રકારનાં મૂલ્યો રહેલાં છે. એવી ભીતિ સેવવામાં આવે છે કે ટેક્નિશિયનો નવાં મૂલ્યોની સાથે એકરૂપ ન થઈ શકે અને આથી તેમની દ્વારા સંસ્થાકીય પરિવર્તન કરાવવું સલામત નહિ બને. આમ હોય તોપણ, કેવળ નૈતિક ઉત્સાહ એ ટેક્નિકલ કુશળતાનું સ્થાન લઈ શકે નહિ. અને અપરિપક્વ વ્યક્તિ બિનનૈતિક (amoral) ટેક્નિશિયનો કરતાં સારી ન હોઈ શકે. આ જ માત્ર પસંદગી અનિવાર્ય નથી. આદર્શવાદીઓ અને ટેક્નિશિયનોનો સતત સંપર્ક બન્નેની ભૂલો દૂર કરી શકે અને યોજનાનું સંગીન માળખું તૈયાર કરી શકે. યોજનાનું માળખું ટેક્નિકની દૃષ્ટિએ સંગીન બને છતાં નૈતિક મૂલ્યોને કલુષિત ન કરે.

સંસ્થા સિદ્ધિએ પહોંચવાના સાધનરૂપ હોઈ, તે નૈતિક

કસોટીથી પર છે એવું કહેવાનું નથી. પરંતુ સિદ્ધિની નિરપેક્ષતા તેનામાં–સાધનોમાં હોતી નથી. અહીં અખતરો અજમાવવાની ગુંજાયશ છે અને આદર્શોને સિદ્ધ કરવા માટે નૈતિક મૂલ્યોનો વિરોધ ન હોય તેવી અનેક પ્રકારની પ્રવૃત્તિઓ હોઈ શકે.

આદર્શોથી માંડીને સાધનો સુધી અંધસૂત્રતા લાગુ પાડવામાં આવે ત્યારે આદર્શો બહુધા તેનું આકર્ષણ ગુમાવે છે. લોકશાહીના આદર્શને જે નિરપેક્ષતા આરોપવામાં આવે તેવી કોઈ નિરપેક્ષતાનો દાવો પાર્લામેંટરી સ્વરૂપની સરકાર કરી ન શકે. સમાનતાના આદર્શના જેટલી પવિત્રતાનો દાવો સામુહીકરણ ( Collectivisation ) ન કરી શકે.

અન્ય આદર્શોની માફક, સર્વોદય પણ સંસ્થાગત પ્રાગટ્ય શોધે છે. ગ્રામદાની ગામોમાં આ પ્રશ્નનો ઉકેલ શોધવાનું ચિન્તાજનક રીતે અગત્યનું બન્યું છે. જમીનની માલિકી અને તેનો ઉપયોગ, વૈયક્તિક વિરુદ્ધ સામુહિક ખેતી, સ્વયંપૂર્ણતા વિરુદ્ધ બહારની નિષ્ણાત સલાહ, યંત્રનું સ્થાન અને તેના કાર્ય અંગેની મુશ્કેલ પસંદગી, સ્વયંપૂર્ણતા વિરુદ્ધ શોષણ વિહીન પરસ્પરાવલમ્બનઃ આ બધા અંગેની ખૂબ જ મહત્ત્વની સમસ્યા ખડી થાય છે. ઉપરની યાદી કંઈ સંપૂર્ણ નથી. આના માટેનો તત્કાલ કોઈ ઉકેલ દર્શાવવાનો આ લેખનો હેતુ પણ નથી. આ બધી બાબતોપરની ચર્ચા કરતી વખતે વેદિયાવેડા ન થાય તેની અત્યાવશ્યકતા પર ભાર મૂકવાનો જ માત્ર આની પાછળનો હેતુ છે. ટેક્નિશિયનોનું નૂતન ઘડતર કરવાની જરૂર હોય તો, સાથે સાથે આદર્શવાદીઓએ ખુલ્લાં મન કરવાની પણ જરૂર છે. વિચાર અને તાલીમ વારસામાં મળતાં હોય તો એ બન્નેને લાગુ પડે છે.

એક બીજી, અસ્વસ્થ કરે તેવી શકય અસરનો પણ ઉલ્લેખ કરી લેવો ઘટે. સર્વોદયના અનુયાયીઓ જુદા જુદા માર્ગો દ્વારા ભેગા મળ્યા છે. કેટલાકો સંભવતઃ તેમની અગાઉની માન્યતાથી પૂર્ણપણે વિમુક્ત ન બન્યા હોય. એમના મનના ઉંડાણમાં અજમ્મત ડંખતી લાગણી રહી જવા પામી હોય. આમાંના કેટલાકો હજુ હમણાં સુધી રાજકીય ક્ષેત્રમાં પડેલા હતા અને રાજકારણ સાથે સંકળાયેલા ઉદ્દામવાદ અને લોકપ્રિયતાનો મીઠો સ્વાદ પણ તેમણે ચાખ્યો હોય. સર્વોદયનો નિર્મળ પ્રવાહ તેની ઉચ્ચતાને છાજે તેવો આછો પાતળો અને એકાંતિક છે. આ પ્રવાહ મોટા નદના રૂપમાં ફેરવાય તે અગાઉ તેમાં ઘણા એટલા જ નિર્મળ અને થોડા ઓછા નિર્મળ પ્રવાહો સંગમ પામશે. પણ અત્યારે અમે એ મુદ્દા પર ભાર મૂકવા માગીએ છીએ કે સર્વોદય સમાજની સંસ્થાકીય ઇમારત રચવાની પ્રક્રિયા કરતી વખતે આપણે વારસામાં મેળવેલા વિચારોના ઢાંચા અને આદર્શવાદીઓ તથા ટેક્નિશિયનોની માન્યતાનું પુનઃપરીક્ષણ કરવું પડશે. ટેક્નિશિયનો વ્યવહારૂ માર્ગ બતાવે અને આદર્શવાદીઓ નૈતિક ચોકઠું આપે, તેના પાયા પર સમજદારીપૂર્વકની સહિષ્ણુતાના વાતાવરણમાં આપણે અખતરો અજમાવવો જોઈએ. [ ગાંધીમાર્ગ ( અંગ્રેજી ) જાન્યુઆરી : ૧૯૫૮ ]

---

# ભૂદાન અને સમાજવાદી સમાજ–વ્યવસ્થા

ઉ. ન. ઢેબર

સમયની ગતિની સાથે ભૂદાન ગ્રામદાનના રૂપમાં વિકસી રહ્યું છે. જનસાધારણની અને નેતૃત્વની જે શક્તિઓ આ આંદોલનને આકાર આપી રહી છે, તે ભારતના નવનિર્માણની દિશામાં આત્મ-વિશ્વાસ અને સાવધાનીપૂર્વક ઊંચા ચઢાણ ચઢી રહી છે. આ પ્રગતિની દિશામાં યેલવેલ સમ્મેલન એક નિશ્ચિત ચઢાણ છે.

[ વિશ્વમાનવ : ઓક્ટોબર-નવેમ્બર ૧૯૫૭ ]

વિનોબાજીએ આ આંદોલન શરૂ કર્યું છે, ત્યારથી ઘણીવાર અમારો અને એમનો રાહ એકબીજાને મળતો રહ્યો છે. સમાજવાદી અર્થ-વ્યવસ્થાનો આદર્શ અને ભૂદાનનો આદર્શ એકબીજાને મળતો અથવા પૂરક જણાયો છે. પરંતુ કેટલીક વાર ગ્રામજીવનના દૃષ્ટિકોણથી જોતાં તે એકબીજાના ઘર્ષણમાં આવતા અને હરીફ જેવાય દેખાયા છે.

## ભૂદાન અને સમાજવાદી સમાજની કલ્પના

વાસ્તવમાં ભૂદાન અને સમાજવાદી સમાજ-વ્યવસ્થાની કલ્પના વચ્ચે શો સંબંધ છે? શું ભૂદાનની કલ્પના દેશી અને મર્યાદિત વ્યવહાર અંગેની છે? અને સમાજવાદી સમાજરચનાની કલ્પના શું એવી પશ્ચિમી ચીજ છે કે જે, બીજો કોઈ દેશી ઉપાય હાથ ન લાગવાને કારણે આપણા નેતાઓએ ધ્યેયને વ્યક્ત કરવા પરદેશી આદર્શ આયાત કર્યો હોય?

જે સિદ્ધાંત દુનિયાની કે માનવ-વસ્તીની સામાજિક તેમ જ આર્થિક સમસ્યાઓનો ઉકેલ કરી શકે, તે પોતાના અમલ અને વિસ્તારમાં મર્યાદિત ન રહી શકે. જો એ સિદ્ધાંત પોતાના કાર્યમાં બહુમૂલ્ય તત્ત્વજ્ઞાનની ઘેરી છાપ ઉપસાવવામાં અને એની ચમકને પ્રગટ કરવામાં અસફળ રહે; જો તે વિવિધ અને અસરકારક ટેકનિક અને પદ્ધતિઓનો વિકાસ સાધીને, પોતાના દેશની વિશાળ જનસંખ્યાના વિચારોને આવરી લઈને, પ્રભાવશાળી લહર અને સ્થાયી પ્રગતિ સાધવા અસમર્થ નીવડે; તથા એ જે નિષ્કર્ષ ઉપર પહોંચવાનો દાવો કરે છે તેને અનુરૂપ પૂરતું બળ પ્રગટાવવામાં નિષ્ફળ નીવડે, તો એવું આંદોલન લાંબા સમય સુધી લોકો પર પોતાનો પ્રભાવ જમાવી શકે નહિ.

પરંતુ જો તેમની પાસે આવશ્યક તત્ત્વજ્ઞાન હોય, જનસાધારણ પર પ્રભાવ પાડવાની ગુંજાયશ હોય અને પોતાનાં જાહેર કરેલાં મૂલ્યોને અનુસરી પરિણામ લાવી શકે અને એ મૂલ્યોને અનુરૂપ ટેકનિક વિકસાવી શકે એવી તાકાત હોય તો શરૂઆતમાં મર્યાદિત હોવા છતાં, લોકોના ભગજ ઉપર તે અવશ્ય પ્રભાવ પાડ્યા વિના નહિ રહે. મારા મતે, ભૂદાન આ પ્રકારનું એક આંદોલન છે. અલબત્ત તેનું મૂળ ભારતીય છે ને એના પ્રણેતા તથા નિર્માતાની મહાનતાને અનુરૂપ એની નમ્ર વિધિથી જ તેનો આરંભ થયેલો છે. આ આંદોલન લોક-આંદોલનના સઘળા આવશ્યક ગુણો અત્યારથી જ પ્રગટ કરી રહ્યું છે. પોતાની છૂપી શક્તિઓને પ્રગટ કરીને તે કેવળ જન-સાધારણને જ નહિ, પરંતુ બીજા વર્ગોને યે આકર્ષી રહેલ છે. જેવી રીતે સામ્રાજ્યવાદનો ભારતમાંથી અંત આણીને સત્યાગ્રહનાં સાધનો—અર્થાત્ સત્ય અને અહિંસાએ સમગ્ર દુનિયાના વિચારો પર અસર પાડી છે, તેવી જ રીતે ભૂદાન આંદોલન સફળ થયેથી દુનિયાની વિચારધારા પર ચોક્કસ અસર કરશે જ.

## સમાજ અને ભારત

સમાજવાદી ઢબની સમાજવ્યવસ્થાની બાબતમાં પણ આવું જ કહી શકાય. વિજ્ઞાનને કોઈ સીમા-બંધનો નથી. સામાજિક વિજ્ઞાનમાં અર્થશાસ્ત્રના નિયમોના અમલનું અને એ જ નિયમોની સામાજિક વ્યવસ્થા પર જે અસર પડે છે, એનું જ્ઞાન ભરેલું હોય છે. આવું વિજ્ઞાન આખી માનવ-જાતની સંપત્તિ છે. ભલે પછી એ વિચાર પશ્ચિમથી પૂર્વ તરફ ગયો હોય યા તો પૂર્વથી પશ્ચિમ તરફ ગયો હોય. અંતિમ પૃથક્કરણમાં તો, પ્રજા સામે જે સમસ્યાઓ ખડી હોય તેના નિરાકરણ માટેના પુરુષાર્થ ને અનુભવોનો જ તે પડઘો પાડે છે. પછી એમાં તે તે લોકોના દેશ અથવા તો ચામડીના રંગનું મહત્ત્વ રહેતું નથી; છતાં અમુક વિચાર કોઈ અમુક લોકોના અનુભવનું પરિણામ હોવાને કારણે, આપણે જ્યારે એમના વિચારને આપણા દેશ માટે અપ-નાવવા માગતા હોઈએ, ત્યારે સૌ પ્રથમ તો, જે લોકોએ, જે ખાસ પરિસ્થિતિમાં એ રીતને અજમાવી હોય, તેમની સામાજિક આર્થિક અવસ્થાનું ખાસ અધ્યયન કરવું જરૂરી બને છે.

ભારતીય લોકોનો એવો મત છે કે, સમાજવાદના સિદ્ધાંતોને આપણા દેશની પરિસ્થિતિ અનુસાર અહીંની સામાજિક, આર્થિક તેમ જ દેશની ઐતિહાસિક સાંસ્કૃતિક ભૂમિકાને અનુરૂપ બનાવી લાગુ પાડવા પડશે. એમને અહીંના લોકોની પ્રતિભાને અનુરૂપ એવું સ્વરૂપ આપવું પડશે. અમે સરકાર તેમ જ કોંગ્રેસ તરફથી અનેકવાર એ વાત ઘોષિત કરેલી છે, કે સંદર્ભથી અલગ પાડી નાખી વાપરવામાં આવતા શબ્દોને અમે કોઈ મહત્ત્વ આપતા નથી. અને જ્યારે અમે કહીએ છીએ, કે સમાજવાદી સમાજવ્યવસ્થાના સિદ્ધાંતોનો અમે સ્વીકાર કર્યો છે, ત્યારે અમારો અર્થ સ્પષ્ટ હોય છે કે, અમે ભારતીય પરિસ્થિતિને

અનુરૂપ અને અહીંના લોકોની ગ્રહણ-ક્ષમતામાંથી પાર ઊતરે એવા જ સ્વરૂપને અમલમાં આણવામાં માનીએ છીએ. અહીં જ અમે કોમ્યુનિસ્ટ વિચારસરણીથી જુદા પડીએ છીએ.

## સાધનશુદ્ધિ

બેઉ-ભૂદાન અને કોંગ્રેસે પ્રબોધેલ સમાજવાદના સિદ્ધાંતોમાં બીજું ય સામ્ય છે. તે છે સાધ્યને પ્રાપ્ત કરવા માટેનાં સાધનોની બાબતમાં. આ સિદ્ધાંતમાંનો વિશ્વાસ-એ તો રાષ્ટ્રપિતા તરફથી આપણને મળેલા કીમતી વારસાનું સૌથી અધિક મૂલ્યવાન મોતી છે. ગાંધીજી કહેતા :—

> "કેટલાક લોકો કહે છે: 'સાધન એ તો આખરે સાધન જ છે. હું તો કહીશ કે, આખરે જે કંઈ છે તે સાધન જ છે. જેવું સાધન તેવી સિદ્ધિ. હિંસા દ્વારા મેળવેલું સ્વરાજ્ય પણ તેવું જ હશે. તે ભારત માટે જ નહિ પરંતુ આખી દુનિયાને માટે શાપરૂપ બની રહેશે. સાધન અને સાધ્યની વચ્ચે દીવાલ હોઈ જ ન શકે. અલબત્ત, સૃષ્ટિના કર્તાએ સાધનો પર અંકુશ રાખી શકાય એવી શક્તિ આપણને આપી છે (અને તે પણ ઘણી જ મર્યાદિત). પરંતુ સાધ્ય પર આપણું કશું જ નિયંત્રણ નથી. જેવાં સાધનો તેવી સિદ્ધિ—આ એવું વિધાન છે, જેમાં કોઈ કશો અપવાદ કામ કરતો નથી."

દેશની આંતરિક બાબત હો, અથવા તો વિદેશનીતિ હો, આર્થિક સમસ્યા હો અથવા કોઈક સામાજિક કોયડો હો, લક્ષ્ય ગમે તે હો: એની સિદ્ધિ કેટલીક નિશ્ચિત દષ્ટિએ જ કરવી પડશે. આપણા માટે સવાલ ગમે તે ભોગે લક્ષ્યસિદ્ધિ પ્રાપ્ત કરવાનો નથી, પણ સાધનો ઉપરની આસ્થાનો છે.

## તત્ત્વજ્ઞાન

સર્વોદય અને સમાજવાદી સમાજવ્યવસ્થા-આ બન્ને વિચારધારાઓમાં ત્રીજી એક સમાનતા બન્નેના તત્ત્વજ્ઞાનમાં રહેલી છે. ભારતનાં સર્વસામાન્ય સ્ત્રી-પુરુષના જીવન અને વિચારોના સ્તરને ઊંચે લઈ જવાનો ઉદ્દેશ અને સંકલ્પ: આ બન્નેનો આધાર છે. ભારતીય સ્વાતંત્ર્યસંગ્રામમાં પણ તાત્કાલિક વિજય પામવાના લક્ષ્ય ઉપરાંત આ તત્ત્વ હતું જ. બંનેનું લક્ષ્ય એક એવો વર્ગ-રહિત, જાતિભેદ-રહિત સમાજ રચવાનો છે કે જ્યારે દરેક માણસને ઉચ્ચનીચ, શોષક ને શોષિત-એવા ભેદોથી મુક્તિ પ્રાપ્ત થાય, અને આજે જે આર્થિક અને સામાજિક અસમાનતાઓ અને અન્યાયો માનવજાત ઉપર લદાય છે, તેમાંથી તેમની મુક્તિ હાંસલ કરવાનો આદર્શ સિદ્ધ થાય.

## પરસ્પર પૂરક વિચારધારાઓ

બેઉ વિચારધારાઓ વચ્ચેની આ સમાનતાઓને સમજી લીધા બાદ, હવે આપણે એ જોઈશું કે તે એકબીજાનાં પૂરક કેવી રીતે છે? એકબીજાને પૂરક થવાના આ ક્ષેત્રમાં, આ દેશની સામાજિક-આર્થિક સમસ્યાઓના ઊંડાણું સુધી પહોંચવાનો ભૂદાનનો દૃષ્ટિકોણ બતાવે છે કે તે; ઘણો તલસ્પર્શી છે.

સમાજવાદી વ્યવસ્થાનો રસ્તો એ ઉપરથી અને જંગી યોજનાઓ અમલમાં આણીને તે દ્વારા સમસ્ત સમાજને બદલવાનો છે; ત્યારે ભૂદાન નીચલા થરથી શરૂ કરીને સમાજમાં આમૂલ પરિવર્તન આણવા માગે છે. જો કે આ બેઉ વિચારધારાઓની શરૂઆત બે જુદા જુદા છેડાઓથી શરૂ થયેલી છે, છતાં વાસ્તવમાં બંનેનો શક્તિ-સ્રોત ગાંધી-ક્રાન્તિ જ છે. ટેકનિકલ શબ્દાડંબર દૂર કરીએ, તો ગાંધી-ક્રાન્તિનો સાર ગ્રામ-નિર્માણ યોજનાઓ, સક્રિય પંચાયતો, અને સહકારી ગ્રામવ્યવસ્થાની સિદ્ધિ ઉપર આધારિત માનવ-મુક્તિ જ છે. ગાંધીજી કહેતા હતા કે:— "ભારત ગામડાંમાં વસે છે, શહેરમાં નહિ. જ્યારે હું ગામડાંઓને એમની દરિદ્રતામાંથી મુક્તિ અપાવવામાં સફળ થઈશ, ત્યારે જ હું તમારા માટે અને આખા યે ભારત માટે સ્વરાજ્ય મેળવી લીધું એમ માનીશ."

## રાષ્ટ્રીય પ્રગતિના પંથે

ઑક્ટોબર ૧૯૫૪માં રાષ્ટ્રીય નિર્માણ સમિતિમાં બોલતી વખતે પંડિત જવાહરલાલ નેહરુએ પણ લગભગ આ જ મતલબના શબ્દો ઉચ્ચાર્યા હતા:—

> "જેને હું સૌથી વધુ અગત્ય આપું છું તેને વિષે હવે હું બોલીશ; તે છે કે કમ્યુનિટી પ્રોજેક્ટ્સ અને નેશનલ એક્સ્ટેન્શન સર્વિસીઝ. મારી માન્યતા મુજબ જો આ યોજનાઓને સારી રીતે અમલમાં મૂકવામાં આવે, તો એમાં કોઈક એવું તત્ત્વ છે જે મૂળભૂત રીતે ક્રાંતિકારી છે. હું એમ નથી કહી શકતો કે તે યોજનાઓ ૧૦૦ ટકા સારી રીતે કામ કરી રહી છે. પરંતુ એટલું તો હું ચોક્કસ માનું છું કે, એમાં એકંદરે બહુ સારી રીતે કામ થઈ રહ્યું છે અને એથી આપણાં ગામડાંઓમાં જબરજસ્ત ફેરફારો

થઈ રહ્યા છે, અથવા તો થવાના છે. મારા ખ્યાલ પ્રમાણે, બીજા વ્યક્તિગત પ્રયાસોને યોજનાબદ્ધ રીતે વિકસાવવાની દિશામાં આ વિકાસયોજનાઓ ઘણી જ આરાજનક ચીજ છે. આપણે ભૂતકાળમાં ગામડાંઓ પ્રત્યે પૂરતું ધ્યાન આપ્યું નથી અને જ્યાંસુધી આપણે એને એક નિશ્ચિત કક્ષા ઉપર નહિ લાવી મૂકીએ, ત્યાંસુધી તે આપણી પ્રગતિમાં અવરોધક બનશે."

ભૂદાન યા સર્વોદયની કલ્પના તેમ જ કોંગ્રેસે અપનાવેલ સમાજવાદી સમાજ–વ્યવસ્થાની કલ્પનાની પાછળ પંચાયત પદ્ધતિ અને ગ્રામસહકારના વિચારો એકબીજાના પૂરક છે.

## બે નોખી આખરી કલ્પનાઓ

પરંતુ આ બંને આંદોલનોમાં સમાનતા હોવા છતાં ઘણો મોટો ફરક છે, અને અસમાનતાઓ પણ છે. તે એટલે સુધી કે આ બંનેનાં આખરી સ્વરૂપની કલ્પનાઓમાં ઘણો મોટો ભેદ પડી જાય છે. આનો અભ્યાસ પણ રસદાયી છે. કદીક કદીક આ ભેદો જુદી જુદી વ્યક્તિઓ પર જે જાતની દાર્શનિક અસરો પાડે છે તેને કારણે પેદા થાય છે, તો કોઈકવાર વળી એનું કારણ એવું પણ હોય છે કે, મનુષ્ય-સ્વભાવ, પરિસ્થિતિ એને મધ્યમ માર્ગ ગ્રહણ કરવાની ફરજ ન પાડે ત્યાં સુધી અંતિમવાદ તરફ ઢળતો હોય છે. આ વાત બંને વિચારસરણીઓ માટે સાચી છે.

ઉપર કહ્યા તે પ્રભેદો અને પ્રકારો કયા છે? સમાજવાદી વિચારણા એ એવા પ્રકારની વિચારણા છે જે વર્ગવિગ્રહના સિદ્ધાંત પર ભાર મૂકે છે, ને તેનું નિરાકરણ ઉત્પાદનનાં સાધનો ઉપર સામાજિક માલિકી યા નિયંત્રણ દ્વારા લાવવા માગે છે.

ત્યારે ભૂદાનની વિચારણાનો ઉગમ માનવીની મૂળગત ભલાઈ ઉપરના વિશ્વાસમાં રહેલો છે અને તે માલિકી-હક્ક તથા મિલકતના સ્વૈચ્છિક ત્યાગનો માર્ગ ચીંધે છે. સમાજવાદી જો કે માનવીય તત્ત્વને નજરઅંદાજ નથી કરતો, તેમ છતાં તે સમસ્યાની વિચારણા આર્થિક દૃષ્ટિકોણથી કરે છે.

ભૂદાન આંદોલનના પ્રણેતા સહકાર અને સ્વાર્પણની ભાવનાને પ્રગટાવવાની દિશામાં વિચારે છે; ને તેને લાગે છે કે, એક વાર જો એવી ભાવના પ્રગટશે તો આર્થિક સમસ્યાઓને ઉકેલવા આવશ્યક સાધનો તે જોગવી શકશે. આમાં ભૂદાનના પ્રણેતા પહેલાં પાયા તરફ દૃષ્ટિ રાખે છે. ત્યારે સમાજવાદી વિચારક, આર્થિક વલણોને ગતિમાન કરવા તરફ ઢળે છે, અને તે દ્વારા એવા સામાજિક આવેગો પ્રગટાવવા મથે છે કે જે આખરે પાયા તરફ વળે.

*વિનોબાજી પ્રત્યેક પગલે આગળ વધી રહ્યા છે. યાંડિલ સમ્મેલનમાં ભાષણ આપતાં તેઓએ કહ્યું હતું કે :*

> "ભારત એ તત્ત્વજ્ઞાનની ભૂમિ છે, જે કોઈ આચારનો ઉપદેશ કરવામાં આવે તેની પાછળ દાર્શનિક સમજણ શોધવાને આપણા લોકો ટેવાયા છે.
>
> બૌદ્ધ ધર્મ આચારની સીમામાં પરિમિત રહ્યો. એણે કેટલાક સામાજિક સુધારા દાખલ કર્યા, પરંતુ તત્ત્વજ્ઞાનના હાર્દ સુધી તે પહોંચ્યો નહિ. પરિણામ એ આવ્યું કે, ભારતે બૌદ્ધ ધર્મથી ફાયદો તો મેળવ્યો પરંતુ તે ધર્મ લાંબા સમય સુધી આ દેશમાં ટકી શક્યો નહિ. હું આ ઉદાહરણ ફક્ત એટલું બતાવવા માટે ટાંકું છું કે, કોઈપણ આચારને ગહન તાત્ત્વિક ટેકો ન હોય ત્યાં સુધી આ દેશ તેને લાંબા વખત સહન કરી લેતો નથી."

## તત્ત્વજ્ઞાનનો આધાર

ભારતમાં કોઈ પણ પગલું ભરતાંરે તત્ત્વજ્ઞાનનો આધાર લેવો પડે છે એ વાત સમજાવતાં વિનોબાજી કહે છે :–

> "આ ભૂદાન અને અન્ય દાનઆંદોલનો તો કેવળ ઉચ્ચાલનો છે. શરૂઆતમાં તો આ આંદોલન આસક્તિ અને પ્રલોભનમાંથી માણસને મુક્તિ આપવાની પ્રક્રિયા માત્ર છે. માણસ પોતાની જાતની મુક્તિ કઈ રીતે સાધી શકે? એની શરૂઆત ભૂમિની માલિકીના ત્યાગથી કરો. દાન આપીને તમે કોઈના પર અહેસાન ચઢાવતા નથી. અંતે તો ગામની સારી યે જમીન સામુદિક રૂપમાં સૌની માલિકીની થશે."

અને અંતે હવે એનું સંપૂર્ણ ચિત્ર રજૂ થાય છે. વિનોબાજી કહે છે :–"આખા ગામની જમીન ભેટમાં આપી દેવી એને હું દાન નથી ગણતો. હું એને સમર્પણ કહું છું. એવું સમર્પણ જ ગ્રામ–રાજની સ્થાપના કરી સર્વોદયની કલ્પનાને મૂર્ત કરશે."

તત્ત્વજ્ઞાનથી આરંભ કરી, સામુહિક ગ્રામજીવનની કલ્પના કે જ્યાં ગામની તમામ જમીનની માલિકી એ ગામમાં વસનારાઓની જ હોય, અને આવા સામુહિક માલિકીના ગામથી આરંભી ગ્રામરાજ અથવા સર્વોદય સમાજની કલ્પના

—આ બંને થઈને આખું ચિત્ર પૂર્ણ થાય છે. એનું પહેલું સોપાન છે ભૂદાન અને છેલ્લો વિચાર છે ગ્રામરાજ. માર્ગ લાંબો જરૂર છે પણ ગ્રામજનો માટે સરળ છે—સમાજવાદના ગૂંચવાડાભર્યા સિદ્ધાંતો કરતાં તેઓ આ વાત બહુ સહેલાઈથી સમજી શકે છે.

અહીં હું એમ કહેવા માગતો નથી કે ગ્રામવાસીઓ એને સરળતાથી સમજી શકે છે, એથી કરીને ભૂદાન અથવા ગ્રામદાન-ક્રાંતિને મૂર્તરૂપ આપવાનું એટલું સરળ છે. આ તત્ત્વજ્ઞાનને માટે ગામડાંની સ્વયંપૂર્ણતા, અહિંસા અથવા જીવમાત્ર પ્રતિ સન્માન, તેમ જ પ્રાકૃતિક તત્ત્વોને નુકસાન પહોંચાડ્યા વગર, વ્યક્તિગત ઉન્નતિની સાથોસાથ પ્રાકૃતિક સાધનોનો વિકાસ પણ આવશ્યક છે.

આ દૃષ્ટિ શિક્ષણના સિદ્ધાંતો અને પદ્ધતિઓ ઉપર પણ અસર કરે છે. માલિકીહક્કનો ત્યાગ કરવાનું વિચારનારી સમાજવ્યવસ્થામાં 'કેરીઅર' માટેના શિક્ષણને કોઈ સ્થાન નથી. ત્યાં તો શિક્ષણ સેવાને માટે હોય છે. આવા શિક્ષણનું ધ્યેય અપરિગ્રહ અને સહકારના પાયા પર રચાયેલ નવમાનવવાદ જ હોઈ શકે. તેની અસર વ્યાપાર અને ઉદ્યોગ પર પણ થાય છે. અલબત્ત, કેન્દ્રિત ઉદ્યોગો તેમાં હશે જ; પરંતુ એની માલિકી સમાજની હશે; તેમ જ તેનું સંચાલન, શક્ય હશે ત્યાં, સ્વાયત્ત કૉરપોરેશનો અથવા સહકારી મંડળીઓ કરશે.

આ શિક્ષણ શાસનતંત્ર ઉપર પણ પ્રભાવ પાડશે. એ તો રાજ્યવિહીન સમાજ હશે; જેમાં પ્રાદેશિક સંઘો સર્વસાધારણ શાસન-તંત્રનું સંચાલન કરતાં હશે. અલબત્ત આ આખરી લક્ષ્યની વાત થઈ. એકવાર સંપત્તિની માલિકીની ધારણા બદલાઈ જતાં, ગ્રામ-સ્વયંપૂર્ણતા પ્રાપ્ત થતાં, સામાજિક સ્થિતિનો વિકાસ થઈ જતાં, તેમ જ ગ્રામપંચાયતો અને અન્ય સહકારી સમિતિઓને આવશ્યક કાર્યકુશળતા પ્રાપ્ત થતાં રાજ્યને માટે ભાગ્યે જ કશું કામ કરવાનું બાકી રહેશે. પરિણામે રાજ્ય આપમેળે જ નાબૂદ થઈ જશે; અથવા બહુબહુ તો તેણે વિદેશનીતિ, સંપર્ક-વ્યવહાર તથા તે પ્રકારનાં બીજાં અખિલ ભારતીય ઢબનાં થોડાંક કાર્યો કરવાનાં બાકી રહી જશે. શાસક અને શાસિત તરીકેની લાગણી પેદા કરનારી, મુખ્યતઃ નિરીક્ષણ અને નિયંત્રણ જ કરવાવાળી સંસ્થાઓથી સાવ જુદા જ પ્રકારની પંચાયતો અને તેના જેવાં બીજાં સંગઠનો સિવાયની સંસ્થાઓ માટે તો સર્વસાધારણ જનતામાં શંકાદૃષ્ટિ રહેશે.

## બે ચિત્રો

આ ચિત્રને આપણે સમાજવાદી સમાજ-વ્યવસ્થાના ચિત્ર સાથે સરખાવીએ. પહેલાં તો એવું લાગશે કે જાણે બંને એકબીજાનાં નિષેધક છે. પણ એવું નથી. જે વસ્તુ એકને માટે સારી છે, તે બીજા માટે પણ સારી જ છે. ભારતીય પરંપરા, આપણા વિકાસની કક્ષા, આપણી બાહ્ય પરિસ્થિતિ અને આપણા દેશની પાયાની સગવડો-સૌએ પોતપોતાનું મહત્ત્વ વ્યક્ત કરવાનું છે. ભારતીય ક્રાન્તિની આ એક વિશેષતા છે કે તે 'અંતિમ' સ્થિતિ તરફ નથી જતી, કેમકે એનાથી દેશની પ્રગતિશીલ શક્તિઓનો નાશ થાય છે. જે લોકો ગાંધી વિચારસરણી અનુસાર આ દેશના ભાગ્યને ઘાટ આપવા લાગ્યા છે, તેઓ પોતાના સિદ્ધાંતો અને આચરણનો પરિત્યાગ કર્યા વિના, એ વાત પ્રત્યે સંપૂર્ણ સાવધાન છે કે પોતે એવું વલણ ધારણ કરી બેસી ન જાય કે જેથી કેવળ વેદિયા સિદ્ધાન્તવાદી બની જવાય. લોકશાહી અને લોકશાહી રીતે પરિવર્તન લાવવાની ઘોષણા એમને મતે કેવળ ઘોષણા જ નથી. આ સંઘર્ષનું મૂળ તત્ત્વ છેઃ પરસ્પર સહિષ્ણુતા અને મૂલ્યોનો ત્યાગ કર્યા વગર સમાધાન કરવાની ઉત્સુકતા.

## વિકેન્દ્રીકરણ તરફ

એટલે કે મેં આગળ બતાવેલા ચાર કે પાંચ ભેદો તેના અમલ દરમિયાન જ બીજા તત્ત્વજ્ઞાન ઉપર અસર કરશે, અને બીજી ફિલસૂફી વળી તેમના પર અસર કરશે.

સમાજવાદી સમાજરચનામાં રાજ્યનું અસ્તિત્વ હશે. પરંતુ દેશની વિશાળતા તથા મોટા ભાગના લોકો ગામડાંમાં રહે છે, તે મહત્ત્વની હકીકત જ રાજ્યને વિકેન્દ્રીકરણ તરફ ધકેલે છે. વળી જો, લોકો પોતે શું સાધી શકે તેમ છે તેને વિષે વધુ ને વધુ જાગ્રત થાય અને, રાજ્ય પાસે વધુ ને વધુ પ્રમાણમાં માગણીઓ રજૂ કરતા થાય ત્યારે, તે સમસ્યાને પહોંચી વળવું હોય તો, રાજ્યે વિકેન્દ્રિત થવું પડશે. કેમકે આ બધી માગણીઓ સ્થાનિક સાધનોનો જ વિકાસ કરીને મહદ્ અંશે પ્રાપ્ત કરી શકાય તેમ છે. સામાજિક-આર્થિક નીતિ અંગે તથા, વહીવટીતંત્રની અને તેના અમલીકરણની

રીતિનીતિ અંગેના નિર્ણયો લેવાની જવાબદારી ને અધિકાર- ને વિકેન્દ્રિત કર્યા વિના ચાલવાનું નથી. વહીવટીતંત્રનું વિકેન્દ્રીકરણ સમય જતાં આ પ્રક્રિયાને અનિવાર્ય બનાવશે. સૈદ્ધાન્તિક રીતે, આ કલ્પના અને સર્વોદયની કલ્પના વચ્ચે જરૂર થોડોક ભેદ રહેશે. પરંતુ વ્યવહારમાં રાજ્યે તો પોતાની સતત વિકાસ પામતી સત્તાઓને ગ્રામવહીવટીતંત્રને હસ્તક સુપ્રદ કરવી પડશે.

ગ્રામ વ્યવસ્થાતંત્રની બાબતમાં પણ સહકારનો સિદ્ધાન્ત થતાં તે વૈયક્તિકવાદ તરફની વૃત્તિઓ તથા વૈયક્તિક માલિકી સુદ્ધાંને વધુ ને વધુ પ્રમાણમાં નિયંત્રિત કરશે. ખાનગી માલિકી અસ્તિત્વમાં રહે તો પણ વૈયક્તિક માલિકી અને સમાજનાં પોતાનાં સાધનોનો પૂરેપૂરો કાર્યક્ષમ ઉપયોગ થાય તેના અધિકારની વચ્ચે સમસ્યાનો ઉકેલ આણવો પડશે. નાણાંકીય અને બીજાં કાનૂની પગલાં દ્વારા ખાનગી માલિકી દ્વારા થતા શોષણની શક્યતાને વધુ ને વધુ પ્રમાણમાં નિયંત્રિત કરવી પડશે. ઉદ્યોગ અને વેપારવણજની બાબતમાં જાહેર વિભાગ અને સહકારી વિભાગ અગ્રસ્થાન ધરાવશે અને સંકલિત રાષ્ટ્રીય માળખા માટે કાર્ય કરશે. મોટા અને નાના— ઉદ્યોગો વચ્ચેની સમતુલા રોજગારીની માંગ દ્વારા સ્થપાશે.

નહેરુએ કહ્યું છે: "આજના ભારતમાં આપણે એમ જ અથવા તો કેટલીકવાર આપણી માન્યતાને કારણે નાના ઉદ્યોગો અને ગૃહઉદ્યોગો પર ભાર મૂક્યો છે. આ (સમતુલા) દ્વારા જ રોજગારીની સમસ્યાનો ઉકેલ લાવી શકાશે એ વિષે મારા મનમાં મુદ્દલે શંકા નથી. હું એવું કહેવા માગું છું કે એનો ઉકેલ અન્ય માર્ગોદ્વારા પણ સધાશે; પરંતુ જ્યાંસુધી આપણે નાના અને ગૃહ તથા ગ્રામોદ્યોગો ઉપર અત્યંત ભાર ન મૂકીએ અને ભારે ઉદ્યોગોનું અત્યંત મહત્ત્વ પણ સ્વીકારીશું નહિ તો રોજગારીની સમસ્યાનો ઉકેલ લાવી શકીશું નહિ. આ બન્નેમાંથી એકપણ પ્રકારના ઉદ્યોગને અન્યથા ગૌણસ્થાન આપવાનો સવાલ નથી. બન્નેને હાથ ધરવા પડશે. આ રીતે જ, ઉત્પાદન અને રોજગારીની એમ બન્ને બાબતમાં આપણે ત્વરિત ગતિએ આગળ વધી શકીશું, કેમકે આ બન્ને પ્રકારો પરસ્પર અસર કરે છે."

## નવી પેઢી અને શિક્ષણ

આપણી યુવાન પેઢીમાં, આપણી ક્રાંતિના પાહેનું પરિશીલન કરાવીને તથા ન્યાયી અને સમાન સમાજરચના પ્રત્યે તંદુરસ્ત સદ્ભાવના તેમનામાં જાગ્રત કરીને, તથા ન્યાતજાત અને સંકુચિત પંથવાદી પૂર્વગ્રહોની દીવાલોને ખતમ કરીને જ, તેમનામાં સ્વાતંત્ર્ય અને એકતાનાં બળોને સુદૃઢ બનાવવાની અત્યાવશ્યકતા પર બાજુએ મૂકીએ તો પણ, આપણે ભારતીય પરિસ્થિતિની વાસ્તવિકતા સાથે શિક્ષણનો મેળ ખવડાવવો જ જોઈશે. રાજકીય, સામાજિક અને આર્થિક ક્ષેત્રોમાં કાર્યભાર આપણા વિદ્યાર્થીઓએ ઉપાડવો પડવાનો છે. તેના માટે તેમને સજ્જ કરવા પડશે. નહેરુ કહે છે: "અલબત્ત, આપણે રોજગારીના પ્રશ્ન પરત્વે જ આપણી શૈક્ષણિક નીતિને કેન્દ્રિત કરવી પડશે. વ્યક્તિઓને અમુક પ્રકારની તાલીમ આપવી અને બીજી વ્યક્તિઓને તમુક પ્રકારની તાલીમ આપવી એવી ગોળગોળ વાતોથી આ બનવાનું નથી. પરંતુ આપણે આપણા આયોજનમાં જે બાબતો રજૂ કરવાના હોઈએ તેને અનુલક્ષી આ કરવું પડશે. ચીનનું જ ઉદાહરણ લો. ત્યાં વિદ્યાપીઠોમાં, દરેક વ્યક્તિને અમુક વિશિષ્ટ પ્રકારના કાર્યની તાલીમ આપવામાં આવે છે. અને જેવો તે વિદ્યાપીઠ છોડીને જાય છે, કે તરત જ તે તે કાર્ય હાથ ધરી લે છે.

"ત્યાં, તાલીમની સંસ્થાઓમાં ઘણી મોટી સંખ્યામાં લોકો દાખલ થાય છે અને તાલીમ પૂરી થતાં જ સીધા કામ પર ચડી જાય છે. ભારતમાં આથી ઊલટું જ જોવામાં આવે છે. વિદ્યાપીઠોમાંથી આપણે ત્યાં ઘણી મોટી સંખ્યામાં વિદ્યાર્થીઓ બહાર પડે છે. પણ તેમને રોજગારીનો કોઈ અવકાશ મળતો નથી. આથી, આપણે આ સમસ્યાને પહોંચી વળવાનું છે અને, જે બીજા દેશોએ આનો ઉકેલ આણ્યો છે, તેમની પાસેથી કેટલેક અંશે શીખવાનું રહે છે."

વર્તમાન પરિસ્થિતિના સંદર્ભમાં મેં બન્ને ચિત્રો નિહાળ્યાં છે. બંને ચિત્રો દોરનારાઓ એવા પુરુષો છે, જેમની એક વ્યક્તિ પ્રત્યે ઊભિંગત નિષ્ઠા છે, તથા જેઓ તેના પગ આગળ બેસીને જીવનના પાઠ ભણ્યા છે, જેમણે તેના જીવન સમગ્ર દરમિયાન તે પાઠોને જીવનમાં વણી લેવાનો પ્રયાસ કર્યો છે. સહકાર તથા એકતા સાધવાની આવશ્યકતાને છોડી દીધા વિના સિદ્ધાન્તના પ્રવાહમાં ઘસડાઈ નહિ જાય તેવો આપણે તેમના પર વિશ્વાસ રાખી શકીએ.

ભારતની પાયાની પ્રવર્તમાન પરિસ્થિતિની દૃષ્ટિએ પણ

રીતિનીતિ અંગેના નિર્ણયો લેવાની જવાબદારી ને અધિકાર ને વિકેન્દ્રિત કર્યા વિના ચાલવાનું નથી. વહીવટીતંત્રનું વિકેન્દ્રીકરણ સમય જતાં આ પ્રક્રિયાને અનિવાર્ય બનાવશે. સૈદ્ધાન્તિક રીતે, આ કલ્પના અને સર્વોદયની કલ્પના વચ્ચે જરૂર થોડોક ભેદ રહેશે. પરંતુ વ્યવહારમાં રાજ્યે તો પોતાના સતત વિકાસ પામતી સંસ્થાઓને ગ્રામવહીવટીતંત્રને હસ્તક સુપ્રદ કરવી પડશે.

ગ્રામ વ્યવસ્થાતંત્રની બાબતમાં પણ સહકારનો સિદ્ધાન્ત થતાં તે વૈયક્તિકવાદ તરફની વૃત્તિઓ તથા વૈયક્તિક માલિકી સુદ્ધાંને વધુ ને વધુ પ્રમાણમાં નિયંત્રિત કરશે. ખાનગી માલિકી અસ્તિત્વમાં રહે તો પણ વૈયક્તિક માલિકી અને સમાજનાં પોતાનાં સાધનોનો પૂરેપૂરો કાર્યક્ષમ ઉપયોગ થાય તેના અધિકારની વચ્ચે સમસ્યાનો ઉકેલ આણવો પડશે. નાણાંકીય અને બીજાં કાનૂની પગલાં દ્વારા ખાનગી માલિકી દ્વારા થતા શોષણની શક્યતાને વધુ ને વધુ પ્રમાણમાં નિયંત્રિત કરવી પડશે. ઉદ્યોગ અને વેપારવણજની બાબતમાં જાહેર વિભાગ અને સહકારી વિભાગ અગ્રસ્થાન ધરાવશે અને સંકલિત રાષ્ટ્રીય માળખા માટે કાર્ય કરશે. મોટા અને નાના ઉદ્યોગો વચ્ચેની સમતુલા રોજગારીની માંગ દ્વારા સ્થપાશે.

નહેરુએ કહ્યું છે: "આજના ભારતમાં આપણે એમ જ અથવા તો કેટલીકવાર આપણી માન્યતાને કારણે નાના ઉદ્યોગો અને ગૃહઉદ્યોગો પર ભાર મૂકયો છે. આ (સમતુલા) દ્વારા જ રોજગારીની સમસ્યાનો ઉકેલ લાવી શકાશે એ વિષે મારા મનમાં મુદ્દલે શંકા નથી. હું એવું કહેવા માગું છું કે એનો ઉકેલ અન્ય માર્ગોદ્વારા પણ સધાશે; પરંતુ જ્યાંસુધી આપણે નાના અને ગૃહ તથા ગ્રામોદ્યોગો ઉપર અત્યંત ભાર ન મૂકીએ અને ભારે ઉદ્યોગોનું અત્યંત મહત્ત્વ પણ સ્વીકારીશું નહિ તો રોજગારીની સમસ્યાનો ઉકેલ લાવી શકીશું નહિ. આ બન્નેમાંથી એકપણ પ્રકારના ઉદ્યોગને અન્યથી ગૌણસ્થાન આપવાનો સવાલ નથી. બન્નેને હાથ ધરવા પડશે. આ રીતે જ, ઉત્પાદન અને રોજગારીની એમ બન્ને બાબતમાં, આપણે ત્વરિત ગતિએ આગળ વધી શકીશું, કેમકે આ બન્ને પ્રકારો પરસ્પર અસર કરે છે."

**નવી પેઢી અને શિક્ષણ**

આપણી યુવાન પેઢીમાં, આપણી ક્રાંતિના પાઠોનું પરિશીલન કરાવીને તથા ન્યાયી અને સમાન સમાજરચના પ્રત્યે તંદુરસ્ત સદ્ભાવના તેમનામાં જાગ્રત કરીને; તથા ન્યાતજાત અને સંકુચિત પંથવાદી પૂર્વગ્રહોની દીવાલોને ખતમ કરીને જ, તેમનામાં સ્વાતંત્ર્ય અને એકતાનાં બળોને સુદૃઢ બનાવવાની અત્યાવશ્યકતા પર બાજુએ મૂકીએ તો પણ, આપણે ભારતીય પરિસ્થિતિની વાસ્તવિકતા સાથે શિક્ષણનો મેળ ખવડાવવો જ જોઈશે. રાજકીય, સામાજિક અને આર્થિક ક્ષેત્રોમાં કાર્યભાર આપણા વિદ્યાર્થીઓએ ઉપાડવો પડવાનો છે. તેના માટે તેમને સજ્જ કરવા પડશે. નહેરુ કહે છે: "અલબત્ત, આપણે રોજગારીના પ્રશ્ન પરત્વે જ આપણી શૈક્ષણિક નીતિને કેન્દ્રિત કરવી પડશે. વ્યક્તિઓને અમુક પ્રકારની તાલીમ આપવી અને બીજી વ્યક્તિઓને તમુક પ્રકારની તાલીમ આપવી એવી ગોળગોળ વાતોથી આ બનવાનું નથી. પરંતુ આપણે આપણા આયોજનમાં જે બાબતો રજૂ કરવાના હોઈએ તેને અનુલક્ષી આ કરવું પડશે. ચીનનું જ ઉદાહરણ લો. ત્યાં વિદ્યાપીઠોમાં, દરેક વ્યક્તિને અમુક વિશિષ્ટ પ્રકારના કાર્યની તાલીમ આપવામાં આવે છે. અને જેવો તે વિદ્યાપીઠ છોડીને જાય છે, કે તરત જ તે તે કાર્ય હાથ ધરી લે છે.

"ત્યાં, તાલીમની સંસ્થાઓમાં ઘણી મોટી સંખ્યામાં લોકો દાખલ થાય છે અને તાલીમ પૂરી થતાં જ સીધા કામ પર ચડી જાય છે. ભારતમાં આથી ઊલટું જ જોવામાં આવે છે. વિદ્યાપીઠોમાંથી આપણે ત્યાં ઘણી મોટી સંખ્યામાં વિદ્યાર્થીઓ બહાર પડે છે. પણ તેમને રોજગારીનો કોઈ અવકાશ મળતો નથી. આથી, આપણે આ સમસ્યાને પહોંચી વળવાનું છે અને, જે બીજા દેશોએ આનો ઉકેલ આણ્યો છે, તેમની પાસેથી કેટલેક અંશે શીખવાનું રહે છે."

વર્તમાન પરિસ્થિતિના સંદર્ભમાં મેં બન્ને ચિત્રો નિહાળ્યાં છે. બન્ને ચિત્રો દોરનારાઓ એવા પુરુષો છે, જેમની એક વ્યક્તિ પ્રત્યે ઊર્મિગત નિષ્ઠા છે, તથા જેઓ તેના પગ આગળ બેસીને જીવનના પાઠ ભણ્યા છે, જેમણે તેના જીવન સમય દરમિયાન તે પાઠોને જીવનમાં વણી લેવાનો પ્રયાસ કર્યો છે. સહકાર તથા એકતા સાધવાની આવશ્યકતાને છોડી દીધા વિના સિદ્ધાન્તના પ્રવાહમાં ઘસડાઈ નહિ જાય તેવા; આપણે તેમના પર વિશ્વાસ રાખી શકીએ.

ભારતની પાયાની પ્રવર્તમાન પરિસ્થિતિની દૃષ્ટિએ પણ

મેં આ ચિત્ર નિહાળ્યું છે. જો ભારતે તેની આઝાદી જ નહિ, કેવા પ્રકારની સામાજિક અને રાજકીય નીતિ–રીતિ અખત્યાર કરવી તે બાબતની પસંદગીની આઝાદી ય જાળવી રાખવી હશે તો, તેને માટે એક જ માર્ગ છે; અને તે એ કે જે કાંઈ સાધનો ઉપલબ્ધ હોય તેને ઘાટ આપવો, ભેગાં કરવાં અને તેનો ઉપયોગ કરવો. આ દેશનો આત્મા અને તેનો પ્રાણ ગામડાંમાં રહેલો છે. માનવશક્તિનો જંગી હિસ્સો ત્યાં સંઘરાઈ પડેલો છે. અને બીજાં ય સાધનો મોટા જથ્થામાં ત્યાં વેરવિખેર પડેલાં છે. બેકારીનો અને બીજા કેટલાક આર્થિક સવાલોનો શહેરો અને ગામડાં એમ બંને મોરચે સામનો કરવાનો છે. શહેરનો મોરચો આજે બોલતો છે, પણ ગામડાંનો મોરચો કંઈ લાંબો સમય મૂંગો પડી રહેવાનો નથી.

ભૂખ્યાં જઠર અને બેકાર હાથની વાણી એ ભલભલા ભાષણીઆ પ્રચારકો કરતાં વધારે જોરદાર છે. દેશ સમક્ષ અંતે આપણે જે કંઈ યોજના રજૂ કરીએ. તેણે ગામ વિસ્તારના એંસી ટકાની અને શહેરી વિસ્તારના વીસ ટકાની સમસ્યાઓનો ઉકેલ કરવો જ રહ્યો. બેમાંથી એકની આપણે ઉપેક્ષા કરી શકીશું નહિ. બંને વિચારસરણીએ એની યોગ્ય નોંધ લેવી પડશે. સામાજિક, ઔદ્યોગિક, કૃષિવિષયક, શૈક્ષણિક અથવા વહીવટી તંત્રના મોરચે જે કંઈ સમસ્યાઓ આપણી સામે ખડી થતી હોય, તેના અસરકારક અને સમતોલ ઉકેલવાળું ચિત્ર તો જ ઉપજશે.

આ બંને ચિત્રો આપણી સામે રાખીને અને બન્ને પ્રત્યે સન્માન અને સહાનુભૂતિ જાળવીને, બંનેનો એક સાથે પ્રયોગ હાથ ધરીને, આપણે ઊલટા પ્રકારના વિચારોને દૂર કરી શકીશું. અને બંનેએ જેનો સ્વીકાર કર્યો છે તેવાં મૂલ્યોના આધારે અને તેવાં સાધનો દ્વારા ઉકેલ લાવવાની જેમનામાં શક્તિ અને અંતર્ગત શક્યતા રહેલી છે, તેવું કંઈક બળ આપણે વિકસાવી શકીશું.

ઉપસંહાર કરતાં હું માત્ર એટલું જ જણાવીશ કે, મેં આગળ ઉપર જણાવેલાં બંને આંદોલનોનાં, સમાન અને પરસ્પરને પૂરક લક્ષણો તથા, ભારતીય પરિસ્થિતિની વાસ્તવિકતા આ બંને તેમની વચ્ચે કોઈપણ પ્રકારનું ઘર્ષણ નહિ થાય તેવી ખાતરીરૂપ છે.

[ ગાંધી માર્ગ (અંગ્રેજી) જાન્યુઆરી : ૧૯૫૮ ]

---

# સર્વાંગીણ સાધનાનો પથ

નારાયણ દેસાઈ

સમાજની ક્રાંતિવડે પોતાના કોયડાઓ ઉકેલવા માણસે પ્રયત્નો કર્યા છે.

અંતરમાં પડેલા કામક્રોધાદિ ષડ્‌રિપુઓને જીતવા માણસે પ્રયત્નો કર્યા છે.

આ બંને પ્રયાસોમાં જ માનવનો ઇતિહાસ રચાયો છે. બહારની દુનિયાને જીતવા માણસ મથે છે. પ્રકૃતિની સાથે બાથ ભીડે છે. એક પછી એક કિલ્લાઓ સર કરતો જાય છે. તેમાંથી બને છે વિજ્ઞાન. સમાજને ફેરવવા માણસ મથે છે, એને ફેરવવા શાસ્ત્રો રચે છે, શસ્ત્રો સજે છે, એમાંથી સરજાય છે સમાજશાસ્ત્ર. અંતરનાં ઊંડાણને શોધવા માણસ મથે છે, એની વિવિધ આંટીઘૂંટીઓને ઉકેલવા મથે છે, તેમાંથી નીપજે છે માનસશાસ્ત્ર અને તત્ત્વજ્ઞાન.

પરંતુ આ બધા પ્રયત્નો એકાંગી હોય છે તો તે અધૂરા પડે છે. આત્મજ્ઞાન વિનાનું વિજ્ઞાન માણસને અણુબૉંબ સુધી લઈ જાય છે. વિજ્ઞાન અને સમાજશાસ્ત્ર વિનાના તત્ત્વજ્ઞાન અને મનોવિજ્ઞાન માણસને હિમાલયની ગિરિકંદરામાં કે ગાંડાની હૉસ્પિતાલમાં લઈ જાય છે.

[ વિશ્વમાનવ : ઑક્ટોબર–નવેમ્બર '૫૮

કુરુક્ષેત્ર જ્યાં ધર્મક્ષેત્ર બને છે ત્યાં જીવન સંપૂર્ણ બને છે. વિજ્ઞાન જ્યાં આત્મજ્ઞાન સાથે જોડાય છે, સામાજિક ક્રાંતિ જ્યારે વ્યક્તિગત ઉન્નતિ સાથે ભળે છે ત્યાં સર્વોદય થાય છે.

સર્વોદય એક સમન્વય-પ્રયાસ છે. ધર્મક્ષેત્ર અને કુરુક્ષેત્રનો, વિજ્ઞાન અને આત્મજ્ઞાનનો, સામાજિક ક્રાંતિ અને વ્યક્તિગત ઉન્નતિનો જ્યાં સમન્વય સધાય છે, ત્યાં નામ લીધું હોય કે ન હોય, સર્વોદય આવે છે. દેશકાળ પ્રમાણે એનું સ્વરૂપ ભલે બદલાય. એનું અંતઃકલેવર સ્થિર છે. જીવનને તે ભાગલા પાડીને જોવા ઇચ્છતો નથી. તે સંપૂર્ણ જીવનવિચાર છે. જીવનના જ્યાં ભાગલા પડ્યા હોય ત્યાં એ ભાગલા દૂર કરી જીવનને પૂર્ણ કરવાનો પ્રયાસ તે સર્વોદય-વિચાર. ભેદમાંથી અભેદનો પ્રયાસ તે સર્વોદય.

ધર્મક્ષેત્ર અને કુરુક્ષેત્રને અભિન્ન બનાવવાં છે. સામાજિક ક્રાંતિ વ્યક્તિગત સાધનોથી ભિન્ન ન રહે, સામાજિક ક્રાંતિ એ જ વ્યક્તિગત સાધનાનું માધ્યમ બને, વ્યક્તિગત સાધના એકાંગી ન રહે, તેની મારફત જ સામાજિક ક્રાંતિ સરજાય એ સર્વોદયનો પ્રયાસ છે.

## વિસંવાદિતામાંથી સંવાદિતા

એકાંગી પ્રયાસો માનવને ગૌણ બનાવે છે, પ્રયાસને મુખ્ય બનાવે છે.

એકાંગી વિજ્ઞાનની પ્રગતિ માણસને પોતાની જ શોધખોળોની ભયંકરતા આગળ એક તુચ્છ તણખલું બનાવી દે છે. એકાંગી આત્મોન્નતિ શક્ય નથી, અને જેટલે અંશે તે શક્ય છે, તેટલે અંશે એ માણસને માનવ-સમાજ-વિમુખ બનાવે છે.

માનવને કેન્દ્રમાં રાખીને એની સર્વાંગીણ ઉન્નતિ સાધવાના ઉપાયો સર્વોદયે ગોતી કાઢવા છે. આ દિશામાં થયેલા તમામ પ્રયાસો પાસેથી એને શીખવું છે. અગાઉના પ્રયાસો ભલે એકાંગી હોય, સર્વાંગીણ પ્રયાસની સાધનામાં એની પાસેથી શીખવાનું ઘણું ઘણું છે.

સર્વોદય વિજ્ઞાન પાસે શીખવા માગે છે.
માનસશાસ્ત્ર પાસે શીખવા માગે છે.
સમાજશાસ્ત્ર પાસે શીખવા માગે છે.
તત્ત્વજ્ઞાન પાસે શીખવા માગે છે.

જે શીખે છે તેણે મનને હમેશા મોકળું રાખવું પડે છે. બારણાં બંધ હોય તો તેમાં જ્ઞાનનો પ્રવેશ થાય જ નહીં. તેથી જ સર્વોદય એક બંધ વિચાર નથી. જીવનના વિકાસ સાથે એનો પણ વિકાસ થવાનો.

વાદ એ બંધ વિચાર છે, તેથી સર્વોદય એ વાદ નથી. જ્યાં આગ્રહ સત્યનો નહીં પણ પદ્ધતિનો હોય, ત્યાં તે વાદ બને છે. દેહને જીવન છોડયા પછી પણ જાળવી રાખવાનો પ્રયત્ન કરીએ તો તે સડે છે, તેમ પદ્ધતિને એના પ્રાણતત્ત્વના નીકળી ગયા પછી પણ વળગી રહેવાનો પ્રયત્ન કરીએ તો તે સડે છે, ગંધાઈ ઊઠે છે. પદ્ધતિ ચિરસ્થાયી નથી, સત્ય ચિરસ્થાયી છે.

દેશકાળ પ્રમાણે પદ્ધતિ બદલાય, સત્ય બદલાય નહીં. એક દેશમાં સત્યનું એક રૂપ હોય બીજામાં બીજું. એક કાળમાં સત્ય એક રૂપે પ્રગટે બીજામાં બીજે રૂપે. તે તે દેશમાં અને કાળમાં સત્યના તે તે સ્વરૂપનું મહત્ત્વ છે, પણ તે જ છેવટનું મૂલ્ય નથી. તેથી સર્વોદય પદ્ધતિનું મહત્ત્વ કબૂલ કરશે પણ તે તે દેશ અને કાળ પૂરતું; પણ એનું પરમમૂલ્ય બનશે સત્ય. માનવને કેન્દ્રમાં રાખીને જે સત્ય જે પરિસ્થિતિમાં પ્રગટ થતું હશે તેનો આગ્રહ સર્વોદય તે પરિસ્થિતિમાં રાખશે.

પદ્ધતિ શરીર છે, સત્ય આત્મા છે. સર્વોદય એ માનવને પરમ મૂલ્ય માનીને સત્ય શોધવાનો પ્રયાસ છે, પદ્ધતિ શોધવાનો નહીં; તેથી સર્વોદય વાદ નથી.

જીવનની વિસંવાદિતામાંથી એક સંવાદિતા લાવવાનો એનો પ્રયત્ન છે. એ વિસંવાદિતા વ્યક્તિગત જીવનમાં હોય તો ત્યાંથી પણ દૂર કરવી છે. એ વિસંવાદિતા સામાજિક ક્ષેત્રમાં હોય તો ત્યાંથી પણ દૂર કરવી છે. અને જો વિસંવાદિતા વ્યક્તિગત અને સામાજિક જીવન વચ્ચે હોય તો તેને પણ દૂર કરવી છે.

વ્યક્તિગત જીવનની વિસંવાદિતા વિચ્છિન્ન વ્યક્તિત્વના રૂપમાં પ્રગટ થાય છે. સહાનુભૂતિ એક તરફ હોય છે, મનોરથ બીજી તરફ હોય છે. આદર્શ એક હોય છે, આચાર બીજો હોય છે. એક જ વ્યક્તિ નાટકના અલગ અલગ પાત્રો ભજવતી દેખાય છે. કુટુંબમાં પ્રેમ શોધતો અને પ્રેમ કરવા મથતો માનવ બજારમાં શોષણ કરતો દેખાય છે. સમાજમાં સેવા કરવા મથતો માણસ કુટુંબમાં ઉદાસીન રહેતો કે બળાત્કાર કરતો દેખાય છે.

સામાજિક જીવનની વિસંવાદિતા વર્ગના રૂપમાં પ્રગટ થાય છે. ઊંચનીચના ભેદ, અમીર-ગરીબના ભેદ, કાળા-ગોરાના ભેદ, સ્ત્રી-પુરુષના ભેદ, દેશ-વિદેશના ભેદ, વાદ-પ્રતિવાદના ભેદ, બુદ્ધિજીવી અને શ્રમજીવીના ભેદ, પરોપજીવી અને પરોપસેવીના ભેદ. આ તમામ ભેદો વર્ગો બનાવે છે, જે સામાજિક જીવનમાં વિસંવાદિતા લાવે છે.

વ્યક્તિગત અને સામાજિક જીવન વચ્ચેની વિસંવાદિતા કોયડાના રૂપમાં પ્રગટ થાય છે. વ્યક્તિ કે સમષ્ટિનો કોયડો, વ્યક્તિગત સ્વતંત્રતા કે સામાજિક નિયમનનો કોયડો, પહેલાં રાજ્ય કે પહેલાં પ્રજાજનનો કોયડો.

વિચ્છિન્ન વ્યક્તિત્વ મટાડવું છે, વર્ગો ખતમ કરવા છે, કોયડાઓ ઉકેલવા છે: આ છે સર્વોદયનો પ્રયાસ. વિચ્છિન્ન વ્યક્તિત્વમાં દંભ છે, વર્ગોમા અન્યાય છે, કોયડાઓમાં કૃત્રિમતા છે. દંભ, અન્યાય અને કૃત્રિમતા ત્રણે અસત્યની જુદા જુદા પ્રકારની અભિવ્યક્તિ છે. તેને મટાડવાનો પ્રયત્ન એટલે સત્યની શોધ. તેથી સર્વોદય એટલે સત્યની અવિશ્રાંત ખોજ.

---

# 'સર્વોદય'ની સમીક્ષા*

## બી. ટી. રણદીવે

ભૂદાન એ સર્વોદય સમાજ તરફની આગેકૂચનું પ્રથમ પગલું છે. એ વાત સ્પષ્ટ છે કે, ભારતીય સામાજિક માળખામા પરિવર્તન કરવું હશે તો તેનો આરંભ ભૂમિ-સમસ્યાથી જ કરવો પડશે. આનો ઉકેલ જાતે ખેતી કરનારા ખેડૂત અને ભૂમિહીન ખેતમજૂરોના હિતમાં ન થાય ત્યાં સુધી ભારતનું આર્થિક જીવન, ઔદ્યોગિક પ્રગતિની રીતે અને જીવનધોરણ ઊંચું લાવવાની રીતે, પુનર્ વ્યવસ્થિત થઈ જ નહિ શકે. એથી કરીને ભૂમિસમસ્યા તરફ વિનોબાજીનું લક્ષ દોરાયું તે સુયોગ્ય જ છે. પરંતુ તેમનો દાવો તો એવો છે કે આ સમસ્યાનો નવો ઉકેલ તેમણે શોધી કાઢ્યો છે.

પરંતુ સર્વોદયસમાજની રચનામાં ભૂમિ-સમસ્યા ઉપરનો તેમનો લગભગ એકાંગી ઝોક તેમનું માનસ વ્યક્ત કરે છે. આજના ભારતની બિનવિકસિત આર્થિક સ્થિતિનું જ પ્રતિબિંબ તેઓ પાડી રહ્યા છે. એથી કરીને તો તેઓ એટલી હદે કહી નાખે છે કે: "અહિંસાના ક્ષેત્રે ભૂદાનનું એટલું જ સ્થાન છે જેટલું હિંસાના ક્ષેત્રે હાઈડ્રોજન બૉંબનું છે."

સાધારણ માનવીને માટે એટલું તો સ્પષ્ટ છે કે ભારતની ભૂમિ-સમસ્યાનો ઉકેલ, વિનોબાની પદ્ધતિએ થાય તોય, દુનિયાના રાજકારણને તે ખાસ કશી અસર કરી શકનાર નથી; અથવા વિશ્વશાંતિને સ્થાપી શકનાર નથી. પરંતુ વિનોબાજી તો ભૂદાનને ઈશ્વરી સંકેત માને છે, વિશ્વ-શક્તિ માને છે; અને તેમની દ્વારા તે પ્રગટ થઈ રહી હોવાનું અનુભવે છે! કોઈ બુદ્ધિશીલ, વિચારવંત માનવી આ પ્રકારના ઈશ્વરી-સંકેતનો, વિશ્વબળરૂપે આ રીતે થનાર પ્રાગટ્યનો હકીકતરૂપે સ્વીકાર કરશે? વિનોબાજી અને તેમના અનુયાયીઓ તો ભૂતકાલીન ઇતિહાસના અનુભવોનો ઇન્કાર કરી પોતાનો રામબાણ ઇલાજ રટ્યા કરે છે!

વાત એમ છે કે વિનોબાજી ભારતની ભૂમિ-સમસ્યાના ઉકેલ માટે કંઈક કરવા આતુર હતા; સાથેસાથ લડત ટાળવા ઇચ્છતા હતા. આવી મનઃસ્થિતિમાં એમને તેલંગણામાં પ્રથમ

* 'ન્યુ એજ'ના ૧૯૫૮ના સપ્ટેંબર-ઑક્ટોબરના લેખ ઉપરથી સંક્ષિપ્ત: સંક્ષેપક: ભોગીલાલ ગાંધી

ભૂદાન મળી ગયું; અને ત્યારથી તેમણે તેને દૈવી સંકેત રૂપે સમજી લીધો.

ભૂદાનનો આ પ્રકારે કાલ્પનિક આધ્યાત્મિક ભૂમિકામાં ઉદ્ભવ થયો છે. આમ છતાં, અલબત્ત, એમાં ભૌતિક જરૂરિયાતનું પ્રતિબિંબ પડ્યું જ છે. તેઓ પોતે અને તેમના અનુયાયીઓ ભૂમિ-પદ્ધતિના અન્યાયો અને ભૂમિહીનોનાં નસીબ અંગે ખૂબ જ આવેશપૂર્વક ભાષણો કરે છે, પરંતુ ખાસ નોંધવા જેવી વાત એ છે કે, વિનોબાજી ભૂમિહીનોનાં હિતોની જેટલી તરફદારી કરી રહ્યા છે, તેટલી જમીનદારો સામે ખેડૂતનાં હિતોની કરતા નથી. તેઓ ફયુડલ-મિલકત સંબંધો સામે કિસાનોની સમસ્યા ઉપર પૂરતું લક્ષ આપતા નથી, એ સાફ છે. વળી ભૂમિ-હીનોની તેમની તરફદારીમાં તેમનાં દુઃખોના નિવારણની જ વાત નથી. પરંતુ મોટા ભાગના ભૂમિહીનો અછૂતો છે; એટલે આ રસ્તે ગ્રામ-વિસ્તારોમાં અસ્પૃશ્યતા ઉપર જબ્બર ફટકો લગાવી શકાય એમ છે.

* આ રીતે, ભૂમિહીનોને ભૂમિ આપવાનું મહત્ત્વ સમજી શકાય છે. સવાલ તો એ છે કે, ભૂદાન આ કેવી રીતે કરવા માગે છે?

વિનોબા લડાયક કિસાન-આંદોલનોનું સ્થાન ભૂદાન-આંદોલનને આપવા માગે છે. કિસાન-આંદોલનો અને કિસાન-લડતો ટાળવા માટે તેઓ લોકોને અપીલ કરીને દાનમાં જમીન મેળવવાનો મહાન માર્ગ શોધે છે। અને ભૂમિનું દાન માંગતી વખતે તેઓ સૌની પાસે-એક એકર વાળા કે એક હજાર એકરવાળા સૌની પાસે-જમીનનું દાન માગે છે અને તેઓ માને છે કે, પ્રથમ નાના જમીન માલિકોએ માલિકીનો ત્યાગ કરી ઉદાહરણ પૂરવું પડશે. પછી જ મોટા માલિકોની ભૂખ શમશે.

ટૂંકમાં, નાના જમીન માલિકો મોટા જમીનદારો કરતાં વધુ ગુનેગાર છે! એટલે તો નાનાઓએ મોટાઓને માર્ગ દાખવવો રહ્યો! અલબત્ત, નાના મોટા સૌની પાસેથી ભૂમિનું દાન લેતાં વિનોબાજી ખાનગી મિલકતના અધિકારને હિંમતભર્યો પડકાર કરે છે, અને 'સબ ભૂમિ ગોપાલકી' કહી ઉમેરે છે કે, જો બધી જમીન સામાજિક માલિકીની થઈ જાય, તો આજનો અસંતોષ નાબૂદ થાય અને તેને સ્થાને પ્રેમ તથા સહકારનો યુગ સ્થપાય. પરંતુ ભગવાનનો ભૂમિ ઉપરનો અધિકાર કાનૂન દ્વારા સ્થાપિત કરવા તેઓ તૈયાર નથી; અથવા તો શ્રમજીવી આમજનતાને એ અધિકાર સ્થાપી લેવાનું એલાન કરવા ય તૈયાર નથી. એ તો ઊલટા ભગવાનનો અધિકાર અમલમાં મુકાવવા ય જમીનદારોને વળતર આપવા તૈયાર છે!

આ કાંઈ પહેલી વાર નથી કે જ્યારે અહિંસાનો ઉપયોગ શોષકોના હરામના લાભોની રક્ષા માટે થયો હોય. એક બાજુ તેઓ સૌની સંમતિથી-જમીનદારોની ય સંમતિથી કાનૂન કરવા કહે છે; બીજી બાજુ વળતર આપવાનું કહે છે, ત્યારે, જેમને આનો બોજ ઉઠાવવો પડવાનો છે, તેમની સંમતિ શું તેમાં છે?

## પવિત્ર-મિશન 'નું' પરિણામ

આ પવિત્ર-મિશનનું પરિણામ શું આવ્યું છે? વિનોબાજી ૧૯૫૭ સુધીમાં ૫ કરોડ એકર મેળવવા માગતા હતા. હકીકતમાં ૧૦ ટકા પણ સિદ્ધિ નથી મળી-અને તમામ અખબારી પ્રસિદ્ધિ, રાજકર્તા પક્ષનો પૂરો ટેકો, અને અખૂટ ભંડાર-ફંડ પછીય, ૧૯૫૭ સુધીમાં ભૂમિ-ક્રાંતિ કરવાની યોજના નિષ્ફળ નીવડી છે. આ ઉપરાંત જે જમીન મળી છે, તેમાં ઘણી બધી (?) ન ખેડી શકાય તેવી છે; કેટલીક જમીન અંગે માલિકીના ઝઘડા છે.

ઇતિહાસમાં બનતું આવ્યું છે તેમ, એક બાજુ વિનોબાજી પદયાત્રા કરી, ભૂમિહીનો માટે ભૂમિનાં દાન મેળવી રહ્યા હતા, ત્યારે જ બીજી બાજુ, ઉપરના વર્ગો કિસાનોને જમીન ઉપરથી હડસેલી દઈ, ભૂમિહીનોની સંખ્યામાં ઉમેરો કરી રહ્યા હતા! વિનોબાજી જેટલી જમીન મેળવી શક્યા છે, તેનાથી વધુ જમીન કિસાનો પાસેથી છીનવાઈ ગઈ છે.

આમ, ઇતિહાસ વિનોબાજી અને તેમના અનુયાયીઓને માટે અતિ અનુદાર રહ્યો છે અને વિનોબાજી કાંઈ આ બધા (કિસાનોને જમીન ઉપરથી હડસેલી દેવાના) બનાવોથી અજાણ હતા, એવું ય નથી. બલ્કે, એમને આની જાણ થતાં તેઓ વ્યગ્ર થઈ ગયા હતા અને તેમણે સત્યાગ્રહની ધમકી ય આપી હતી. એમણે ખેડૂતોને ગમે તે પરિણામ આવે તો ય જમીન ઉપરથી ન હટવાની સલાહ આપી હતી. જો વિનોબાજીએ આનો અમલ કરાવ્યો હોત તો, લાખો કિસાનોની જમીન ઝુંટવાઈ ન ગઈ હોત અને આભારવશ કિસાનોએ

ખુશ થઈને દાનમાં જમીન આપી હોત. પરંતુ કાર્યની હાકલ કદી સંભળાઈ જ નહિ.

એ જ રીતે ભૂદાન દ્વારા આંતરિક શાંતિ સ્થાપવાનું તરંગી સ્વપ્ન પણ એળે ગયું. સરકાર અને પ્રજા વચ્ચેની હિંસક અથડામણો, પોલીસ દ્વારા નિર્દય મોટી સંખ્યાનાં ખૂન વગેરે પછી ખુદ વિનોબાજીએ પણ પોતાની નિષ્ફળતા સ્વીકારી: "હું તો માનું છું કે ભૂદાનની અસર ગામડાં ઉપર થઈ છે, શહેરો ઉપર નહિ."

વિશ્વ-વિજયી દાવાઓ કર્યા પછી ભૂદાન–આંદોલનનાં નાનાં પરિણામો 'એન્ટી–ક્લાઈમૅક્સ' જેવાં દેખાય છે! પરંતુ એ અનિવાર્ય હતું. જે કોઈ આંદોલન સામાજિક–સંઘર્ષના કાનૂનો અને આર્થિક વાસ્તવતા તથા તેમાંથી ઉદ્ભવતાં ઘર્ષણો તરફ આંખો બંધ કરે છે, તે કદી પણ સામાજિક–પરિવર્તનની દિશામાં કશું જ પ્રાપ્ત કરી શકે નહિ. સૌથી પ્રથમ તો, ભૂદાન–આંદોલન એક અગત્યનો સવાલ હોવા છતાં, ભૂમિ–પદ્ધતિ બદલવા માટેની, સંપૂર્ણ રીતે સામંતી સંબંધોનો અંત આણવાની અને તેમને લોકશાહી અને બૌદ્ધિક ધોરણે ચઢાવવાની સાર્વત્રિક લડતનો એક ભાગ માત્ર છે, એ વાત તેઓ સમજી જ ન શક્યા. સવાલ કેવળ ભૂમિહીનોનો જ નહિ ગરીબ કિસાનોના વિશાળ સમૂહોનો છે. આ રીતે જોતાં એ કાર્યક્રમ ભૂમિક્રાંતિનો સાચો કાર્યક્રમ જ નથી. એ માર્ગે થોડીક રાહત પ્રાપ્ત થઈ શકે છે, ઉદ્દામ સામાજિક પરિવર્તન નહિ જ.

## પરિવર્તનની પદ્ધતિ

પરંતુ ભૂદાનની સૌથી વધુ કરુણતા તો તેની પદ્ધતિમાં છે. અહિંસાના નામે વિનોબાજીએ અકિંચનોની કોઈ પણ પ્રકારની લડતને ઇન્કારી છે. વર્ગ સંઘર્ષ તેમને મન શાપરૂપ વર્જ્ય છે અને પ્રેમને નામે તેઓ શોષકો સામેના કાનૂની પ્રતિબંધોનો ય ઇન્કાર કરે છે. અને વધુમાં વધુ, એમનું કહેવું એવી જાતનું છે કે, પહેલાં સ્થાપિત હિતોને સમજાવો પછી કાયદો કરો.

સત્યાગ્રહની બાબતમાં ય તેઓ 'નકારાત્મક' સત્યાગ્રહનો ઇન્કાર કરે છે. કોઈ પણ પ્રકારનું દબાણ ન થાય, સિવાય કે પ્રેમનું, એમ તેઓ ઇચ્છે છે. માનવીના સ્વભાવ અને પ્રેમ ઉપર જ આધાર રાખવાની આ વાત, કિસાનો અને ભૂમિહીનોની લડતોને નિર્વીર્ય બનાવવામાં જ પરિણમે છે.

ભૂદાને લોકોને ભૂમિસમસ્યા અંગે જાગ્રત બનાવ્યા છે એ વાતનો ઇન્કાર નથી. વિનોબાજીનાં વ્યક્તિત્વ ત્યાગ અને ભૂમિરહિતો વતી તેમની અથાગ પ્રવૃત્તિ વિષે ય સવાલ નથી. પરંતુ એમાંથી એવો દાવો થઈ શકે એમ નથી કે, આ પ્રવૃત્તિએ ભૂમિહીનો અને કિસાન–જનતામાં સાચા પ્રકારની જાગ્રતિ આણી છે–તેમને સ્વાવલંબી અને ન્યાય–પ્રાપ્તિ માટે સંગઠિત બનવાનું શિક્ષણ આપ્યું છે. એણે જે એવા દાવાઓ કર્યા છે કે, ભૂમિ–સમસ્યા પ્રેમ દ્વારા અને લડત વિના હલ થઈ શકશે; તથા એનાં હથિયાર વધુ ઉચ્ચ કક્ષાનાં છે; તથા આ પ્રક્રિયા દ્વારા જ તેઓ માનવીને અને તેની ચેતનાને બદલી શકશે; અને વિશ્વશાંતિને પક્ષે તો તેનો ફાળો અપૂર્વ એકાકી બનશે–વગેરે દાવાઓ સામે જ અમારી ટીકા છે.

## ગ્રામદાન–નવો તબક્કો

ગ્રામદાન એ ભૂમિદાનનો નવો તબક્કો છે. એ સાચી ભૂમિક્રાંતિ હોવાની તેમની ધારણા છે. વ્યક્તિગત રીતે જમીન આપવાને બદલે, તેમાં આખું ગામ ભૂમિદાનમાં જમીન આપે છે. આ ગ્રામદાનના સાત હેતુઓ છે: (૧) ગરીબીનું નિકંદન; (૨) જમીનદારોના હૃદયમાં પ્રેમની લાગણી જન્માવવી; અને તે રીતે રાષ્ટ્રનું નૈતિક વાતાવરણ સુધારવું; (૩) પરસ્પર સહાયનાં અને સાથી–માનવી પ્રત્યેની લાગણીનાં બંધનો દ્વારા સમાજને સુદૃઢ બનાવવો. આ રીતે, મોટા જમીનદાર અને જમીન ઉપરથી ફેંકાઈ ગયેલા ભૂમિહીન વચ્ચેનો વર્ગ–તિરસ્કાર, જે અન્યત્ર વ્યક્ત થતો રહ્યો છે, તેને ટાળવો; (૪) યજ્ઞ, દાન, તપનાં અનન્ય તત્ત્વજ્ઞાનના આધાર ઉપર રચાયેલ ભારતીય સંસ્કારને પુનરુજીવન આપવું તથા તેનો વિકાસ કરવો; અને આ રીતે સાચા ધર્મમાં માનવીની આસ્થા દૃઢ કરવી; (૫) સ્વૈચ્છિક શારીરિક શ્રમ, અપરિગ્રહ, સહકાર અને સ્વ–અવલંબનના પાયા ઉપર નવા સમાજનું નિર્માણ કરવું; (૬) તમામ રાજકીય પક્ષોને એક સર્વમાન્ય મંચ ઉપર એકત્ર કરી, સાથે કામ કરતા કરવાની તક આપવી; અને તે દ્વારા કડુતા અને આપવડાઈનું નિકંદન કરવું; (૭) વિશ્વશાંતિને સહાયરૂપ થવું.

અમે ફરી એક વાર કહીએ છીએ કે, સ્વતઃ એક સારા અને નક્કર વિચારને બહુ મોટા દાવાઓ કરીને ખરડવામાં આવ્યો છે.

એ તો સાફ વાત છે કે, જો આખાં ગામોનાં ગામો તેમની તમામ જમીનો એકત્ર કરે, તો સહકારી પ્રયાસ શક્ય બને; અને તો વધુ ઉત્પાદન થાય અને આજના કરતાં વધુ સારું જીવન જીવવાનું શક્ય બને.

વળી એ ય એટલી જ સાફ વાત છે કે, જ્યાંલગી ઉત્પાદનનાં બધાં સાધનોનું સામાજીકરણ ન થાય, જ્યાંલગી બજારુ–વેચાણ–માલનું ઉત્પાદન દૂર ન થાય, ત્યાંલગી કેવળ ગ્રામદાન ગ્રામ–શોષણની પ્રક્રિયાને સંપૂર્ણ રીતે રોકી નહિ શકે. જ્યાંલગી શહેરોમાં અને અન્યત્ર ઉત્પાદનનાં સાધનો ઉપરની માલિકી સામાજિક ન બને, અને વિનિમય માટે કરવામાં આવતા ઉત્પાદનનું સ્થાન સામાજિક જરૂરિયાત માટેનું ઉત્પાદન લે નહિ, ત્યાંલગી, ગ્રામદાન દ્વારા ખાનગી માલિકી નિર્મૂળ કરવા માત્રથી નૂતન સમાજનું નિર્માણ થશે નહિ.

આજે સત્તાધારી પક્ષને ગ્રામદાનની વાત શાને કારણે સ્પર્શે છે? કેમકે એ વાતમાં લડતનો પ્રશ્ન નથી; તથા એ રાહે ભૂમિ ઉપરનો સર્વહારા પણ મર્યાદાઓ ઓળંગશે નહિ અને સામાજિક શાંતિને હચમચાવી મૂકશે નહિ, એવી તેમને નિરાંત છે.

## સ્વયંસંપૂર્ણતાનો ભ્રમ

* ગામડાંમાં જુદાં જુદાં ક્ષેત્રે 'સહકાર'ની દિશામાં સ્વેચ્છાએ આમ–આંદોલન થાય, તેને સૌ કોઈ વધાવી લેશે. કામદાર વર્ગ સત્તામાં આવશે ત્યારે, ગ્રામ વિસ્તારોમાંની સહકારી પ્રવૃત્તિ ખેતીના ઉત્પાદનમાં નિર્ણાયક ફાળો ભજવી શકશે.

* જો વિનોબાજીના પ્રયાસોથી મોટા પ્રમાણમાં ગ્રામદાનો થાય; જો ગ્રામદાનોમાં તમામ ફ્યૂડલ સંબંધો અને અસમાનતાઓ નિર્મૂળ થાય; તો તે ગ્રામવિસ્તારોમાં જબરજસ્ત સમાનતા લાવનારું બળ બની જશે.

પરંતુ, તેમ છતાંય, એની આખરી મર્યાદાઓનો સ્વીકાર કરવો જોઈશે. જ્યાંલગી ઉત્પાદનનાં બીજાં સાધનો ઉપર સામાજિક કાબૂ ન આવે, ત્યાંલગી સમાજમાં તે મૂળભૂત પરિવર્તન ન આણી શકે.

જ્યાંલગી પ્રત્યેક પગલે સરકારની અને કાનૂની મદદ મળે નહિ, ત્યાંલગી ગ્રામદાની ગામડાંઓનું અસ્તિત્વ નિશ્ચિંત અને સફળ બની નહિ શકે.

એમ જણાય છે કે, વિનોબાજીનાં ગ્રામદાની ગામડાંમાં ઉત્પાદન વ્યક્તિગત હશે, નહિ કે સહકારી. વળી આ ગ્રામદાની ગામડાંમાં પુરાણયુગી–ખેતી અને રેંટિયાને ભેગા કરવાની વ્યવસ્થા ફરજિયાત (?) થશે. કપડું, જોડા, તેલ વગેરે માટે સ્થાનિક આધાર રાખવાનો હશે.

* અલબત્ત, વિનોબાજી એવું નથી કહેતા કે, ગામડાં સંપૂર્ણ રીતે સ્વયંસંપૂર્ણ હોવાં જોઈએ. તેઓ વિનિમયનો સ્વીકાર કરે છે, અલબત્ત, વધુમાં વધુ *મર્યાદિત સ્વરૂપમાં. એ વાત સાચી છે કે, વચગાળાના* સમય દરમ્યાન ગ્રામ–ઉદ્યોગોની રક્ષા થાય અને સૌને રોજી–કામગીરી મળે, તે માટે તમામ પ્રયાસ થવા જરૂરી છે; પરંતુ ગ્રામ–સ્વયં–સંપૂર્ણતાનું જે ચિત્ર દોરવામાં આવે છે, તે નથી સાચું, નથી વ્યવહારુ. આમ છતાં વિનોબાજી ગ્રામદાન ઉપર, બહારની દુનિયા સાથે તેનો મર્યાદિત વિનિમય સંબંધ હોય તે પ્રકારનો ઝોક આપે છે તે સહજ રીતે સમજી શકાય તેવું છે. શહેરો સાથેના વિનિમયદ્વારા ગામડાંઓનો જે સર્વનાશ થઈ રહ્યો છે તે વિનોબા જુએ છે.

તેઓ વિનિમયને મર્યાદિત કરીને માર્ગ શોધવા માગે છે, ત્યારે સાચો સમાજવાદી રાહ જડ્યો ન હોવાને કારણે છટકબારી સૂચવે છે.

## ભાવિ શક્યતા

પરંતુ પક્ષપ્રશ્ન તો એ છે કે, ગ્રામદાન આંદોલન માટે ભાવિ શક્યતા કેટલી છે? ૧૯૫૭ ના સપ્ટેમ્બર સુધીમાં ૩૦૦૦ ગામડાંનું ગ્રામદાન થયું હતું. આમાં સૌથી મોટી સંખ્યા, હજી જ્યાં ખાનગી મિલકત—માલિકીનો દૃઢ વિકાસ નથી થયો તેવાં ગામડાંની છે. ગ્રામદાનની જેમ ભૂદાન પ્રવૃત્તિ પણ ઉજ્જવળ વિજય મેળવવામાં નિષ્ફળ જવાની છે. કેમ કે ગ્રામદાનીઓ માને છે કે, ગામડાંનાં સ્થાપિત હિતો એક દિવસ તો એમના પ્રચારને વશ થશે ને મિલકત–મુક્તિનો આનંદ

માણશે. અલબત્ત એવી માન્યતા માટે કોઈ વૈજ્ઞાનિક પાયો મળ્યો નથી. તેઓ એ વાત સમજી શકતા જ નથી કે કોઈ પણ આર્થિક-વર્ગનું સામાજિક વર્તન તેની વર્ગ-સ્થિતિને અનુરૂપ જ ઘડાય છે; અને કેવળ થોડીક છૂટી છવાયી વ્યક્તિઓ જ તેનાથી પર થઈ શકે છે. ત્યારે વિનોબાજીની વિચારસરણી મુજબ, વિચાર જ વ્યક્તિઓ અને પરિસ્થિતિને પલટનાર સર્વોપરી બળ છે.

## સંપત્તિદાન

ગ્રામદાન અને ભૂદાન સંપત્તિદાન સાથે સંકળાયેલ છે. વિનોબા કહે છે :

> 'ભૂદાનનું કામ જેમ જેમ આગળ વધ્યું, તેમ તેમ એ વાત વધુ સ્પષ્ટ બની કે, એ આંદોલન પાછળનો વિચાર સફળતાને પામી નહિ શકે, સિવાય કે આપણે એક ડગલું આગળ વધી, સંપત્તિ અને મિલકતના હિસ્સાની પણ માંગણી કરીએ.'

આ પછી સંપત્તિના ⅙ ભાગની માંગ કરવામાં આવી.

ફરી આપણે એનો એ જ દૃષ્ટિકોણ, એ જ ટેકનિક જોઈએ છીએ; ફરી પાછી ફંડ માટેની અપીલ અને તે ય ધનિકોને. શોષણને રોકવાનો અથવા તેના ઉપર કાપ દાબ મૂકવાનો પ્રયાસ નહિ, પરંતુ ધનિકો પાસે ઉદાર ધર્માદા-વૃત્તિની અપીલ !

ભૂદાન સાથે સંકળાયેલી, વધતી જતી પ્રવૃત્તિઓને પોષવા માટે વિનોબાજી સંપત્તિદાનની માંગ કરી રહ્યા છે, ત્યારે તેના પાંચ હેતુઓ ગણાવવામાં આવે છે: (૧) ધનિકો ગરીબોનો પ્રેમ અને વિશ્વાસ સંપાદન કરે; (૨) ધનિકો ને ગરીબો બંને સંઘરાવૃત્તિનો ત્યાગ કરે, એની તમામ મિલકત સરકારની અથવા સમાજની માને; (૩) પૈસા અને સોનાની કિંમત ખતમ કરી કામને સાચી સંપત્તિ ગણવી; (૪) લોકશક્તિ પેદા કરી, લોકો રાજ્ય ઉપર ઓછો ને ઓછો આધાર રાખી, પોતાનું કામકાજ કરવા શક્તિમાન બને; (૫) સમાજ-તંત્રને નવેસરથી ઘાટ આપવો.

ઉત્પાદનનાં સાધનોનું રાષ્ટ્રીયકરણ કરવાને બદલે સંપત્તિભાગ માટે અપીલ; ઉદ્યોગોનું કાનૂની રીતે રાષ્ટ્રીયકરણ કરવાની માંગને બદલે એવી તરંગી આશા સેવવી કે એ એક દિવસ સ્થાપિત હિતો જાતે જ સંપત્તિ-મુક્તિ ઈચ્છશે; વિનોબાજીના ભાવિ સર્વોદયનો આવો પાયો છે.

## 'યુટોપિયન' દૃષ્ટિબિંદુ

ભૂદાન, ગ્રામદાન અને સંપત્તિદાનમાં જે સળંગ તંતુ છે તે એ કે, લડત છોડી દેવી, સંઘર્ષ ટાળવો-સત્યાગ્રહ પણ નહિ. કેવળ શબ્દની શક્તિ ઉપર પરિવર્તનનો બધો જ (?) આધાર રાખવો; વિનોબાજી માટે પરિવર્તનની પદ્ધતિ મુખ્ય વસ્તુ છે. તેઓ માણસોનું પરિવર્તન કરી, તેમને નૂતન સમાજનું સર્જન કરવા સજ્જ કરવા માગે છે. એ કહેવાની જરૂર નથી કે એમના માર્ગે એમનો હેતુ કે પરિવર્તન એકે સધાશે નહિ. એ માર્ગ માનવીનાં મનમાં કેવળ એવી ભ્રમણા જ પેદા કરશે કે, તેઓ તેમના હેતુઓ પ્રચારદ્વારા સાધી શકશે; આ રીતે તે માર્ગ આમ-જનતાનાં સમાજવાદ અને લોકશાહી માટેનાં આંદોલનોને નિર્વીર્ય બનાવી દેશે.

> વિનોબાજી અને એમના અનુયાયીઓની આટઆટલી તીવ્ર આતુરતા છતાં આવું પરિણામ શાથી આવે છે? એનું કારણ એ છે કે, સમાજ-વિકાસના ઐતિહાસિક કાનૂનો તરફ તેઓ આંખો બંધ કરે છે, કેમકે વિનોબાજી વર્ગથી પર રહેવા માગે છે. બંને પ્રત્યે નિષ્પક્ષ રહેવાની અને સંઘર્ષ ટાળવાની ઈચ્છામાં તેઓ આમ-જનતાના હિતની વિરુદ્ધની હરોળમાં જઈ પહોંચે છે !

ભૂતકાળમાં તરંગી સ્વપ્નશીલો-'યુટોપિયનો' થઈ ગયા છે. ને તેમને ઉદ્દેશી માર્ક્સે કમ્યુનિસ્ટ મેનિફેસ્ટોમાં જે ટીકા કરી, છે તે વિનોબાજીને પણ લાગુ પડે છે.

## વિશ્વશાંતિ

શાંતિની બાબતમાં વિનોબાજી જેટલી ઉત્કટતા સેવે છે, એટલી બહુ થોડા સેવતા હશે! વિશ્વ-પરિસ્થિતિ અંગેના એમના પૃથક્કરણ તથા ઉપાય અંગે ભલે આપણે હંમેશાં સંમત ન થઈ શકીએ; તેમ છતાં તેમની તમામ શક્તિ શાંતિને પક્ષે જ છે.

* વિનોબાજી અને તેમના અનુયાયીઓ સામાજિક પરિવર્તનનો ઉત્કટ આવેગ અનુભવે છે... પોતાની આજુબાજુ ફરતા કોંગ્રેસી નેતાઓથી સાવ ઊલટી જ રીતે, વિનોબાજી

જમીનની માલિકીને નિર્મૂળ કરવાની હિંમતભરી સિફારસ કરી રહ્યા છે. વિનોબા જેવી કક્ષાની વ્યક્તિ જ્યારે વર્ગ-વિહીન અને રાજ્ય વિહીન સમાજની—ઉત્પાદનનાં સાધનોમાં ખાનગી માલિકી ન હોય તેવા સમાજની—સિફારસ કરે છે, ત્યારે વર્તમાન સમાજના સૌથી નાજુક મર્મ-સ્થાન પર લોકોનું લક્ષ કેન્દ્રિત તો થાય જ છે.

* માર્ક્સવાદીઓ ખાનગી મિલકતની પ્રત્યેક ગુણાકથી ટીકાને આવકારે છે; કેમકે આ અન્યાયી અને અનિષ્ટ સમાજ પદ્ધતિને નિર્મૂળ કરવામાં તે સહાયરૂપ છે. વિનોબાજીની ફિલસૂફીમાંનાં ટીકાત્મક તત્ત્વો ભારતીય પરિસ્થિતિમાં અમુક વિધાયક (પોઝિટિવ) ભાગ ભજવવા સમર્થ પણ બને. અલબત્ત, સોવિયેત અને ચીની ક્રાંતિઓ તથા વિશ્વ—સમાજવાદી જાગૃતિની પાર્શ્વભૂમિકામાં એમની ટીકાને ભારતનાં પ્રગતિશીલ તત્ત્વો સાવ પ્રાથમિક કક્ષાની અને વૈજ્ઞાનિક સમાજવાદના પાયાની સમજ વિનાની ગણશે.

## ગાંધીજી અને રાજકીય લડત

આધ્યાત્મિક વિચારો ઉપર અત્યંત ભાર મૂકવા છતાં ગાંધીજી ભારતના અનન્ય મહાન રાજકીય નેતા હતા. અને બ્રિટિશ સામેની રાજકીય લડતમાં તેમણે ભારતને દોરવાની હિંમત કરી હતી. અહિંસા અને સત્યાગ્રહ, અલબત્ત, આમ-જનતાના જુસ્સાને મોળો પાડવા અને લડતને કાબૂમાં રાખવા વાપરવામાં આવ્યાં હતાં; પરંતુ રાજકીય લડત, પરદેશી રાજ્ય સામેની લડત તેમણે કદી છોડી દીધી ન હતી.

પ્રત્યેક વર્ગીય સમાજમાં સામાજિક પરિવર્તન માટેની લડતનું કેન્દ્ર અનિવાર્યતયા રાજ્ય અને સરકાર હોય છે, કેમકે સરકાર અથવા રાજ્ય અન્યાયી સમાજરચનાના પરિવર્તનની આમજનતાની ધગશની આડે આવે છે. સામાજિક પરિવર્તનની લડત અનિવાર્ય રીતે રાજકીય લડતમાં, રાજકીય સત્તા હસ્તગત કરવાની લડતમાં પરિણમવી જ જોઈએ. આ લડત શાંતિમય હો, અહિંસક હો વા હિંસક, તેણે રાજકીય-સ્વરૂપ તો ધારણ કરવું જ રહ્યું. નવો વર્ગ રાજ્યસત્તા હસ્તગત ન કરે ત્યાંસગી નૂતન સમાજવ્યવસ્થા શક્ય જ નથી. સામાજિક પરિવર્તનનો આ કાનૂન છે, અને તે ભારતને ય એટલો જ લાગુ પડે છે.

આપણે જોઈએ છીએ કે ભૂદાન અને ગ્રામદાનનું અનિવાર્ય પરિણામ રાજકીય લડતનો ઇન્કાર છે. પ્રેમ અને અહિંસાના સિદ્ધાંતોનો અર્થ એવો થઈ રહ્યો છે કે, પ્રજાએ રાજકીય લડત અને રાજ્ય બંનેને વર્તમાન રાજ્યકર્તાઓને હરતક બિનવિક્ષેપ સલામત છોડી દેવાં!

આ દૃષ્ટિબિંદુના અનુસંધાનમાં વિનોબાજી તમામ પક્ષોનો ઇન્કાર (?) કરે છે.

પરંતુ રાજકીય પક્ષોની ખરાબી શી છે? તો વિનોબા કહે છેઃ 'પાર્ટી રાજકીય સત્તા લેવાનું સાધન છે. અને વિચારો તો રાજકીય સત્તાની સ્પર્ધામાં અનુકૂળ ટ્રેડમાર્ક જ બની જાય છે!'

એ વાત સાચી છે કે, ક્ષય પામી રહેલ અને પ્રત્યાઘાતી વર્ગની પાર્ટીઓ માટે આ સાચું છે. તેમનામાં નિતાંત સડો, અધઃપતન અને તકવાદ જોવા મળે છે. પરંતુ એટલા સારૂ તમામ રાજકીય પક્ષોનો તિરસ્કાર કરવાને કારણ નથી. કચડાયેલો વર્ગ પોતાની જાતને પક્ષ રૂપે સંગઠિત કર્યા વિના પોતાની મુક્તિ હાંસલ કરી શકશે નહિ... આવી રાજકીય પાર્ટીનો હેતુ સત્તા હાંસલ કરવાનો હોય તેમાં કશું જ ગેરવાજબી નથી.

રાજકારણથી દૂર ભાગવાની હિમાયત અજાણતાં સત્તાધારી વર્ગને માટે અત્યંત અનુકૂળ રાજકીય કૃત્ય બની જાય છે.

## ૨

## રાજ્યસંસ્થા

વિનોબાજી રાજ્યરૂપી સંસ્થાના કટ્ટર વિરોધી છે. તેઓ રાજ્યવિહીન સમાજરચનામાં માને છે; અને આજે તેને જ માટે કામ કરી રહ્યાનો તેમનો દાવો છે. આ રીતે, તેઓ પોતાને કમ્યુનિસ્ટો કરતાં આગળ માને છે, કેમકે કમ્યુનિસ્ટો રાજ્યસત્તાની નાબૂદી ભવિષ્યમાં માગે છે. ત્યારે તેઓ આજે જ નાબૂદી કરવા માગે છે.

તેઓ રાજ્યસત્તાને સમાજ ઉપર લાદવામાં આવેલ કૃત્રિમ પેદાશ માને છે. અને રાજ્યને કેન્દ્રિત આર્થિક તથા રાજકીય સત્તાના અનિષ્ટનું મૂળ સમજે છે. તેઓ તેની સામે લડ્યા વિના જ તેની નાબૂદી કરવા મથે છે. અને તેઓ રાજ્યને

સમાજથી પર એવા તંત્ર તરીકે જુએ છે, અને નહિ કે સમાજ ઉપર પ્રભુત્વ ધરાવવાના વર્ગીય સાધન તરીકે. એટલે જ તો તેઓ એને અમુક ઐતિહાસિક પરિસ્થિતિની પેદાશ તરીકે જોતા નથી. અને જ્યારે વર્ગો નાબૂદ થશે અને વર્ગ વર્ગ વચ્ચેનું શોષણ ખતમ થશે, ત્યારે નિશ્ચિત રીતે તે અદૃશ્ય થઈ જશે જ, એવું માનતા નથી. નવા સામાજિક સંબંધો સ્થપાયા પછી જ, તેનાં પરિણામ રૂપે જ તે કરમાઈ જશે, અને તે પૂર્વે નહિ જ, એ વાત તેમની સમજણમાં ઊતરી નથી.

વળી રાજ્ય વિલય પામે તે પૂર્વે કામદારવર્ગે સત્તા હસ્તગત કરવી જ રહી; એ વાત સમજવામાં પણ તેઓ નિષ્ફળ ગયા છે. રાજ્યસત્તાનો ઉપયોગ નવી સમાજરચના બાંધવાના વચગાળાના ગાળામાં આર્થિક જીવનને સુવ્યવસ્થિત બનાવવા માટે અને એને ઊંધુંચત્તું કરનારને સજા કરવા માટે કરવો જ રહ્યો.

ત્યારે વિનોબાજી તો રાજ્યસત્તાની તત્કાલ નાબૂદી (?) કરવા માગે છે. તેમની સમજ મુજબ, રાજ્ય એક વર્ગના બીજા વર્ગ ઉપરના આધિપત્યનું સાધન નથી; પણ એ તો સમાજથી પર એવું એક તંત્ર છે, જેમાં થોડીક વ્યક્તિઓ સત્તા લઈ બીજાઓ ઉપર આધિપત્ય જમાવે છે. રાજ્ય ખરાબ છે, કેમકે તે થોડાક હાથોમાં આર્થિક અને રાજકીય સત્તાનું કેન્દ્રીકરણ કરીને, વ્યક્તિગત સ્વતંત્રતાનું નિયંત્રણ કરે છે. આર્થિક શોષણ અને મૂડીવાદી શોષણની પરિસ્થિતિ જ આજના રાજ્યને જન્મ આપે છે, અને નાનકડા વર્ગના હાથોમાં આર્થિક સત્તાનું કેન્દ્રીકરણ કરે છે, એવું વિનોબાજી માનતા નથી. પણ તેઓ તો ઊલટું એવું માને છે કે, રાજ્ય જ થોડાક હાથોમાં સત્તાનું કેન્દ્રીકરણ કરે છે!

## એનાર્કિસ્ટ દૃષ્ટિબિંદુ

આ દૃષ્ટિબિંદુ કાંઈ નવું નથી. ૧૯મી સદીના યુરોપી અરાજકતાવાદીઓ (એનાર્કિસ્ટો)નું વ્યક્તિવાદી દૃષ્ટિબિંદુ આવું જ હતું. તેઓ પણ રાજ્યને વ્યક્તિવાદી દૃષ્ટિથી જ જોતા; અને મૂડીવાદી રાજ્ય સામેની વર્ગીય લડતના સાધન તરીકે ભૂલી જ ગયા હતા. 'કમ્યુનિસ્ટ સમાજમાં રાજ્ય અદૃશ્ય થઈ જશે, એવા કમ્યુનિસ્ટોના વૈજ્ઞાનિક વિચાર સામે ૧૯મી સદીના યુટોપિયન અરાજકતાવાદીઓએ સત્તાવાદ સામે અણઘડ પ્રકારનો સવાલ ઊભો કર્યો હતો. રાજ્યસત્તાની તત્કાલ નાબૂદી માગી હતી; અને વ્યક્તિને કોઈ પણ પ્રકારની સત્તામાંથી સંપૂર્ણ મુક્તિ હોવી જોઈએ, એવી માંગ ઉઠાવી હતી. તેઓ ક્રાંતિકારી કામદાર વર્ગનું નહિ, પરંતુ મૂડીવાદી સમાજના **અંતિમ પ્રકારના વ્યક્તિવાદનું** પ્રતિનિધિત્વ કરતા હતા.

રાજ્ય સંગઠન, રાજકારણ અંગેના વિનોબાજીના વિચારો ૧૯મી સદીના યુરોપીય અરાજકતાવાદીઓ (બાકુનિન અને પ્રુધોંના અનુયાયીઓ)ના વ્યક્તિવાદી વિચારો સાથે ઘણું જ સામ્ય ધરાવે છે. અને એ સ્વાભાવિક જ છે. વિનોબાજીના સર્વોદયનો આધાર દલિત ક્રાંતિકારી વર્ગ નથી; પણ તમામ વર્ગોની વ્યક્તિઓ છે.

## રાષ્ટ્રીય સરકાર

વિનોબાજી વર્તમાન રાષ્ટ્રીય સરકાર સામે લડવા માગતા નથી, એ આપણે અગાઉ જોઈ ગયા છીએ. હાલના રાજ્યકર્તા વર્ગ સામેની રાજકીય લડત વિના જ તેઓ રાજ્યવિહીન સમાજ સ્થાપવાનો સિદ્ધાન્ત ખડો કરે છે. એટલે એ આદર્શ નિષ્ફળ જવા જ સર્જાયો છે.

આ દૃષ્ટિને કારણે તેઓ એક રાજ્ય અને બીજા રાજ્ય વચ્ચે ભેદ જોતા નથી – બધાં રાજ્યોને સરખાં ખરાબ ગણે છે. અને નવો સમાજ ઘડવામાં કામદાર–રાજ્યનો કોઈ ફાળો નથી એવું માને છે. કૃપલાનીજીએ ભૂદાનીઓને કહ્યું કે 'ભૂદાન ક્રાંતિ' સફળ રીતે પાર પાડવા માટે તેમણે રાજ્ય-ધુરા હાથમાં લેવી પડશે.' ત્યારે વિનોબાજીએ સ્પષ્ટ જવાબ આપી દીધો હતો કે, 'રાજ્યસત્તા મારા હાથમાં હોવાની જરૂર નથી; હું એના પર કાબૂ રાખી શકું તો પૂરતું છે.' વિનોબાજી **રાજનીતિ** સામે **લોકનીતિ** પર જોર લગાવે છે. અને લોકનીતિ દ્વારા રાજનીતિ ઉપર કાબૂ રહે એવી તેમની કલ્પના છે: એટલે કે દલિતો અને શ્રમજીવીઓએ રાજ્યસત્તા હાથમાં લેવાની જરૂર નથી; પણ બહાર રહી તેના પર કાબૂ ધરાવવો—આ બધું રાજ્યની નાબૂદી કરવાના તેમના ધ્યેયના હિતમાં છે.

વિનોબાજી એક બાજુ રાજ્ય પર 'કાબૂ' રાખવાની વાત કરે છે; બીજી બાજુ એની નાબૂદીની પ્રક્રિયા આજથી જ શરૂ કરી દેવા માગે છે. ક્રાંતિકારી વૈજ્ઞાનિક માર્ક્સવાદી

કલ્પના એવી છે કે, શોષણની નાબૂદી થયા પછી અને ઉત્પાદનનાં સાધનોનું સામાજીકરણ થયા પછી રાજ્યનું વિલીનીકરણ થશે; ત્યારે વિનોબાજી તેને સ્થાને એવી યુટોપિયન કલ્પના રજૂ કરે છે કે, રાજ્યની નાબૂદીની પ્રક્રિયા હાલ તુરત શરૂ કરી દેવી જોઈએ.

## પક્ષો–ચૂંટણીઓ–બહુમતિ

વિનોબા રાજકીય પક્ષો, ચૂંટણીઓ અને બહુમતિના શાસન અંગેના ઘણા બધા સવાલો પરત્વે રાજકારણ-વિરોધી અને સત્તાવાદ-વિરોધી વલણ ધરાવે છે.

રાજકારણથી દૂર રહેવાના તેમના સિદ્ધાન્તનો બચાવ કરતાં તેઓ એવું કહે છે કે :—

"દેશને આઝાદ કરવાનો હતો, ત્યાંસુધી રાજકીય સત્તા ઉપરનો ઝોક જરૂરી હતો; પણ સ્વરાજ આવ્યા પછી તો સામાજિક અને આર્થિક ક્રાંતિ પાછળ જ બધો પ્રયાસ લગાવી દેવો જોઈએ. એટલે કેવળ રાજકીય સત્તા મેળવવામાં જ બધી શક્તિ રહેલી છે, એમ વિચારવું તે તો સ્વરાજ્યનું રહસ્ય જ ચૂકી જવા બરાબર છે. ભૂદાનયજ્ઞમાં માનનારાઓ મૂળભૂત સામાજિક પરિવર્તન લાવવા તો માગે જ છે. પરંતુ ભૂદાન આંદોલન હાલના પક્ષીય ભેદો ધોઈ નાખવા અને લોકનીતિ સરકારી નીતિની ઓશિયાળી રીતે નહિ, પણ સ્વતંત્ર રીતે વિકસે તેવી—સામાજિક કાર્યની નવી ગતિશીલતા પેદા કરવા મથે છે."

## ચૂંટણીઓ અને બહુમતિ સત્તા

વિનોબાજી તો, ચૂંટણીઓ પણ નવા ભેદો અને ઝઘડા પેદા કરનાર છે, એવું માને છે. આગળ વધી તેઓ તો પાર્લામેન્ટરી પદ્ધતિની બહુમતિની રાજ્યસત્તા સામે પણ અવાજ ઉઠાવે છે. બહુમતિની પદ્ધતિનો વિકાસ એ કૃત્રિમ રાજકીય વિજ્ઞાનનું પરિણામ છે એવું માને છે. ચૂંટણી પદ્ધતિ એ પશ્ચિમી પેદાશ છે; બહુમતિ રાજ્યપદ્ધતિ ભારતને અનુકૂળ નહિ એવી પશ્ચિમી પદ્ધતિ છે; અને એ પદ્ધતિ બહુમતિ અને લઘુમતિ વચ્ચે ઘર્ષણ પેદા કરે છે, એમ સર્વોદયના નેતા માને છે. બહુમતિ અને લઘુમતિ વચ્ચેના સામાજિક એકરાગને નામે તેઓ પાર્લામેન્ટરી પદ્ધતિનો ધરમૂળથી તિરસ્કાર (?) કરે છે. બહુમતિની રાજ્યપદ્ધતિને સ્થાને વિનોબાજી બીજી કઈ પદ્ધતિ સૂચવે છે? પંચ બોલ્યા એટલે પરમેશ્વર બોલ્યા એ પ્રકારની સર્વાનુમતિની તેઓ સિફારસ કરે છે.

આનો અર્થ તો એવો થયો કે, સર્વાનુમતિને નામે લઘુમતિને 'વીટો'ની સત્તા આપવી!

આ દૃષ્ટિ ક્રાંતિકારી વર્ગની નથી. પણ સામાજિક સહકારી જીવનમાં અનિવાર્ય રીતે જરૂરી એવા સામાજિક નિયંત્રણોથી ત્રાસી ગયેલી વ્યક્તિની છે.

## વિકેન્દ્રીકરણ

કેન્દ્રીકરણ-વિકેન્દ્રીકરણ અંગે પણ, સર્વોદયીઓના ઉપર જેવાં જ ગલત વિચારો છે. આજના જમાનામાં જે પ્રકારે રાજકારણી અને આર્થિક સત્તાનું કેન્દ્રીકરણ થયું છે, તેની સામેનો તેમનો વિરોધ વ્યાજબી છે. તેમનો ભાવિ આદર્શ—સમાજ રાજકીય અને આર્થિક સત્તાના વિકેન્દ્રીકરણના પાયા પર રચાશે, એમ તેઓ જણાવે છે. પરંતુ તેઓ વિકેન્દ્રીકરણ ખોટા અર્થમાં સમજે છે તેઓ એનો અર્થ એવો કરે છે કે, શક્ય હોય ત્યાંસુધી મોટા પાયા પરના ઉદ્યોગો જ નહિ જોઈએ-એટલે કે શક્ય હોય ત્યાંલગી નવી વૈજ્ઞાનિક પ્રગતિ ટાળવી (?) એમની માન્યતા મુજબ સમાજમાં ઓછામાં ઓછો વિનિમય હશે; ગામડાંમાં નાના પાયા પર કિસાન-ઉત્પાદન થતું હશે; મોટાં યંત્રો અને મોટા ઉદ્યોગોનો ઓછામાં ઓછો ઉપયોગ થશે; તથા વધુમાં વધુ સ્વયંસંપૂર્ણતા હશે. આ પ્રકારનું વિકેન્દ્રીકરણ પ્રગતિની જ રૂંધામણ કરશે; એટલે કે માનવીની ઉત્પાદક શક્તિને ઘણી વહેલી અંતિમ મર્યાદામાં પૂરી દેશે. પરિણામે સમાજ ઘણા નીચા ધોરણે જીવશે.

વળી જ્યાંલગી શ્રમની ઉત્પાદક શક્તિ અતિ મોટા આંક પર પહોંચે નહિ, અને અઢળક પેદાશ થાય નહિ ત્યાં લગી સર્વ પ્રજાની જરૂરિયાતો સંતોષવાનું અને 'દરેક જણ પોતાની શક્તિ મુજબ કામ કરે અને જરૂરિયાત મુજબ ઉપભોગ કરે' એ ધોરણે પહોંચવાનું શક્ય જ નથી. મોટાં યંત્રો અને ભારે ઉદ્યોગો સામે કૃત્રિમ મનાઈ ફરમાવવાથી ઉપરનો આદર્શ કદી અમલી નહિ બની શકે. માર્કસવાદીઓ આ સત્ય એક સદી પૂર્વે જાણી ચૂક્યા છે, અને જેમણે

જેમણે એના પ્રત્યે દુર્લક્ષ કર્યું છે, તેમને સુધારવાનો પ્રયાસ કરતા રહ્યા છે.

## બૌદ્ધિક અને શારીરિક શ્રમ

ઉપર મુજબની ગલત દૃષ્ટિને કારણે સર્વોદયીઓ પોતાનો એક બીજો પ્રિય આદર્શ અમલમાં નહિ ઉતારી શકે. તે આદર્શ તે બૌદ્ધિક અને શારીરિક શ્રમ વચ્ચેનો ભેદ દૂર કરવો. આજે થોડાંક જ રાષ્ટ્રોમાં બૌદ્ધિક પ્રવૃત્તિનો ઇજારો છે, અને મોટા ભાગની વિશાળ પ્રજા યાંત્રિક અને શારીરિક શ્રમનો અપરંપાર ઢસરડો કરી રહી છે. આ દૂષણ મૂડીવાદી સમાજરચનાનું છે. અને નવી સમાજરચનામાં આ દૂષણ દૂર થવું જ રહ્યું.

સર્વોદયીઓ એવું માને છે કે, જો કોઈ ને કોઈ પ્રકારનો શારીરિક શ્રમ સૌ કરે તો જ આ ભેદ દૂર થાય. હકીકતે તો, આ ભેદ ત્યારે જ દૂર થશે કે જ્યારે ઉત્પાદન-કાર્યમાં સૌ હિસ્સો લેતાં થશે, અને સામાજિક ઉત્પાદન-શક્તિ એટલી વધી ગઈ હશે કે જેથી ઘણા ઓછા કલાક શ્રમ કરવો પડતો હશે, અને આમપ્રજા બૌદ્ધિક પ્રવૃત્તિમાં પૂરતો સમય આપી શકે એવી સ્થિતિમાં હશે. નવા સર્વોદય સમાજમાં ભારે ઉદ્યોગો સામે નિયંત્રણ હોઈને તો ઊલટું જ પરિણામ આવશે.

બૌદ્ધિક અને શારીરિક શ્રમ વચ્ચેનો ભેદ દૂર કરવા માટે બે શરતો મહત્ત્વની છે: તેમાંની પહેલી શરત—દરેક જણે ઉત્પાદક-શ્રમમાં હિસ્સેદાર બનવું જોઈએ, એ તો સર્વોદયીઓ સ્વીકારે છે. પરંતુ બીજી શરત—ઉત્પાદન પ્રચંડ પ્રમાણમાં થવું જોઈએ, કામના કલાક ઘટવા જોઈએ, બૌદ્ધિક પ્રવૃત્તિ માટે પૂરતો સમય મળવો જોઈએ, વગેરે તરફ આંખો બંધ કરે છે.

સર્વોદય આજની કેન્દ્રિત આર્થિક સત્તાનો અંત આણવાની માંગ કરે છે. તે માંગ તદ્દન સાચી અને ન્યાય-યુક્ત છે. પરંતુ તેઓ આર્થિક સત્તાના કેન્દ્રીકરણને મોટા પાયા પરના ઉદ્યોગો સાથે સેળભેળ કરી દે છે. પ્રથમ વાત એ છે કે, કેન્દ્રીકરણ થાય છે તે ઉદ્યોગોના કદને કારણે નહિ, પરંતુ મોટાં આર્થિક ઘટકો ઉપરની માલિકી ખાનગી છે, તે તેને માટે જવાબદાર છે. ઉત્પાદન ઉપર સામાજિક માલિકી સ્થપાતાં સદાને માટે આ કેન્દ્રીકરણનો અંત આણશે. વળી બીજી વાત એ છે કે, મૂડીવાદી પદ્ધતિમાં ખાનગી માલિકીના મોટા ઉદ્યોગો મોટાં શહેરો અને નગરોમાં કેન્દ્રિત થાય છે. શહેરો ટેકનિકલ અને વૈજ્ઞાનિક શોધખોળો–પ્રગતિનો ઇજારો કરી લે છે, અને ગ્રામપ્રદેશ પછાત રહી જાય છે: જેમાંથી શહેરો અને ગ્રામપ્રદેશ વચ્ચે વૈમનસ્ય જાગે છે.

સર્વોદયમાં જો આજનાં નગરો અને ગ્રામપ્રદેશો વચ્ચેનું આ વૈમનસ્ય દૂર કરવાના અર્થમાં જ વિકેન્દ્રીકરણની વાત કરતા હોય, તો તેમની સાથે અમારે કશો કજિયો નથી. અલબત્ત, આમાં એવી ધારણા ગૃહિત છે કે, વર્તમાન ઉદ્યોગોનું વધુમાં વધુ સમાન વિતરણ આખા દેશમાં થઈ જશે; અને નહિ કે મોટા ઉદ્યોગોના વિસ્તાર સામે વધુમાં વધુ નિયંત્રણ રહેશે.

## વણલખ્યું સૂત્ર

આ મહત્ત્વના સવાલો ઉપર વિનોબાજી ભૂલભર્યા ખ્યાલો ધરાવે છે; ઉપરાંત આજના કેટલાક મહત્ત્વના રાજકીય સવાલો અંગે વિનોબાજી કોંગ્રેસ સરકારને લગભગ મળતા અભિપ્રાયો વ્યક્ત કરે છે. દા. ત. મહારાષ્ટ્ર–ગુજરાતની સમસ્યા અંગે: વિનોબાજી આટલા વિશાળહૃદયના હોવા છતાં ગુજરાત–મહારાષ્ટ્રના પ્રજાજનોને થયેલો અન્યાય શાથી જોઈ પણ શકતા નથી?

જાણે કે એમ જ લાગે છે કે, પોતે સંમત ન હોવા છતાં ખુલ્લી અને કડક ટીકાઓ કરી, કોંગ્રેસ સરકારને મુશ્કેલીમાં ન મૂકવાનું તેમનું વણલખ્યું સૂત્ર છે. અલબત્ત, કેટલીકવાર વિનોબાજી અસાધારણ ઉગ્ર ભાષામાં સ્વાર્થી તત્ત્વો સામે કહી નાખે છે: એક બાજુ નાની ચોરી કરનારાને તિરસ્કાર થાય છે, ત્યારે બીજી બાજુ સમાજવિરોધી પ્રવૃત્તિ સર્જનારા અને નાણાંના ઢગલા જમા કરનારાઓ માન અને પ્રતિષ્ઠાનાં સ્થાન ભોગવતા હોય છે!—એવું કહી નાખે છે; અને સમાજમાં કેવી ધૂર્તતા અને દંભવૃત્તિ પ્રવર્તી રહી છે એનું વર્ણન કરે છે. વિનોબાજી વારંવાર સાધારણ માનવીની વતી હૃદયના આવેગ સહિત અન્યાય અને દંભ સામે અવાજ ઉઠાવતા હોય છે. અને તેમના મતભેદો છતાં કમ્યુનિસ્ટો તરફ તેઓ મૈત્રીની લાગણી પ્રદર્શિત કરે છે. તથા મન વિશાળતા અને ધીરજપૂર્વક તેમનું દૃષ્ટિબિંદુ સમજવા કોશિશ કરે છે.

**અંતમાં આપણે કહી શકીએ કે, વિનોબા ભાવેની સર્વોદય ફિલસૂફી અને વિચારધારા ભારતીય સામાજિક અસ્તિત્વના અંશ રૂપ કેટલાંક તત્ત્વોની બનેલી છે.**

**સર્વોદય કાર્યકરોની તત્કાલ વ્યવહારુ પ્રવૃત્તિઓમાં ભારતને હારી રહેલી ભૂમિ-સમસ્યા સૌથી મહત્ત્વનો ભાગ ભજવી રહી છે. પ્રગતિમાન કમ્યુનિસ્ટ વિચારોના ધસારા નીચે, સર્વોદય કાર્યકરો એક એવો આદર્શ સમાજ રજૂ કરી રહ્યા છે કે જેમાં વર્ગો નહિ હોય, રાજ્યસત્તા નહિ હોય, અને તેનું આધાર-સૂત્ર એ હશે કે 'સૌ પોતાની શક્તિ પ્રમાણે કામ આપે અને જરૂર મુજબ ઉપભોગ કરે.' તેઓ એંગલ્સનાં અવતરણો ટાંકીને કહે છે કે, અમારે એવો સમાજ જોઈએ છે કે જેમાં માણસો ઉપરના તંત્રને સ્થાને વસ્તુઓનું સંચાલન થતું હશે.**

આમ છતાં બીજી બાજુ, તેઓ સિદ્ધાન્તના જોરે તમામ રાજકીય લડતોનો ઈન્કાર કરે છે. હકીકતે, તેઓ તમામ લડતોનો ઈન્કાર, નવા 'વિધાયક સત્યાગ્રહ'ને નામે કરે છે. વિનોબાજીના પાર્લમેન્ટ, બહુમતિ રાજ્યપદ્ધતિ, રાજકીય પક્ષો વગેરે અંગેના વિચારોનો વાસ્તવતા સાથે મેળ ખાતો નથી; અને તેમની વિચારસરણી નૂતન સમાજના ઘડતર તરફ લઈ જનારી પ્રગતિને પોષક છે એવું કહી શકાય એમ નથી.

સર્વોદયીઓ વર્ગ-વાસ્તવતા તરફ ઉપેક્ષા સેવી માનવીનાં હૃદય પલટવા માટે માત્ર પ્રચાર ઉપર જ એકાગ્રતા કરે છે. અન્યાયો દૂર કરવા માટે તેઓ ભવિષ્યમાં નજર ઠારવાને બદલે, નાના પાયા પરનું ઉત્પાદન, વ્યવહારગમ્ય ગ્રામ સ્વયંસંપૂર્ણતા—એટલે કે ભૂતકાળ ભણી જુએ છે; અને તે દ્વારા વિજ્ઞાન અને મોટા ઉદ્યોગો માટેનો ભય વ્યક્ત કરે છે.

રાજ્ય સામે લડત આપ્યા વિના જ તેઓ તેને તત્કાળ નાબૂદ કરવા માગે છે. સામાજિક પરિવર્તનના સંચાલક બળ તરીકે આમપ્રજાની લડતનો ઇન્કાર કરીને, તેમણે તેમના આદર્શો અને તત્કાળ હેતુઓને અપ્રાપ્ય બનાવી દીધા છે.

ભૂદાન અને ગ્રામદાનનાં વ્યવહારુ પરિણામો આપણી સામે છેઃ તે બતાવે છે કે રાજ્યની છત્રછાયા છતાં, કદાચ તેને જ કારણે, કેટલું નહિ જેવું પરિણામ તેઓ લાવી શક્યા છે!

વિનોબાજી અને તેમના સાથીઓ પોતાને મહાત્મા ગાંધીના અનુયાયીઓ ગણાવે છે, પણ મહાત્મા ગાંધીને પ્રજાના નેતા તરીકે સ્થાપનાર શક્તિ—આમજનતાની રાજકીય લડત રૂપી વારસાનોજ તેઓ ઈન્કાર કરી રહ્યા છે. વિનોબાજી સાથે કામ કરી રહેલા પ્રામાણિક સ્વાર્થરહિત સેવકો પ્રત્યે આપણને સહાનુભૂતિ થાય છે; અને વિનોબાજીની પ્રવૃત્તિને સર્વાંશે આવરી લેનારી ધ્યેય પ્રત્યેની નિષ્ઠા માટે આપણને ઘણું જ માન પણ છે; અને આપણે અંતરથી એવી આશા સેવીએ કે એમની પ્રવૃત્તિદ્વારા તેઓ આપણા દેશની ગ્રામજનતાને કેટલીક રાહતો અપાવી શકશે. પરંતુ જ્યાંલગી તેઓ તેમના દૃષ્ટિબિંદુમાં પરિવર્તન નહિ કરે, અને પ્રવર્તમાન અસમાનતા અને અન્યાયો સામે આમજનતાને દોરશે નહિ ત્યાંલગી તેમના મહાન આદર્શો અમૂર્ત જ રહેશે!

[ આ લેખમાં કૌંસમાં (!) તથા કાળા ટાઈપ છે, તે સંપાદક તરફથી છે ]

---

# ગાંધીજી અને યંત્રો

### મહાદેવ હરિભાઈ દેસાઈ

'આપ યંત્રમાત્રની વિરુદ્ધ છો શું?' રામચંદ્રનના સરળભાવે પુછાયેલા આ પ્રશ્ન ઉપર સ્મિત કરતાં ગાંધીજીએ જવાબ આપ્યો :

'હું કેમ હોઈ શકું? જ્યારે હું જાણું છું કે આ શરીર પણ એક અતિશય નાજુક યંત્ર જ છે. ખુદ રેંટિયો પણ યંત્ર જ છે; નાની દાંતખોતરણી પણ યંત્ર છે. મારો

વાંધો યંત્રો સામે નહીં, પણ યંત્રોની ઘેલછા સામે છે. આજે તો જેને શ્રમનો બચાવ કરનારાં યંત્રો કહેવામાં આવે છે તેની લોકોને ઘેલછા લાગી છે. શ્રમનો બચાવ થાય છે ખરો, પણ લાખો લોકો કામ વિનાના થઈ ભૂખે મરતા રસ્તા ઉપર ભટકે છે. સમય અને શ્રમનો બચાવ હું પણ ઇચ્છું છું, પરંતુ તે અમુક વર્ગનો નહીં, આખી માનવજાતિનો થવો જોઈએ. થોડા ગણ્યાગાંઠ્યા પાસે સંપત્તિનો સંચય થાય એમ નહીં, પણ સૌની પાસે થાય એમ હું ઇચ્છું છું. આજે તો થોડા માણસોને કરોડોની કાંધ ઉપર ચડી બેસવામાં યંત્રો મદદગાર થઈ રહ્યાં છે. યંત્રોના ઉપયોગની પાછળ પ્રેરક કારણ શ્રમના બચાવનું નથી, પણ ધનના લોભનું છે. અત્યારની આ ચાલુ અર્થવ્યવસ્થા સામે મારી તમામ શક્તિ ખર્ચીને હું યુદ્ધ ચલાવી રહ્યો છું.'

રામચંદ્રને આતુરતાથી કહ્યું: 'ત્યારે તો, બાપુજી, તમારો ઝઘડો યંત્રોની સામે નહીં, પણ અત્યારે ચાલી રહેલા યંત્રોના દુરુપયોગની સામે છે?'

'જરાયે આનાકાની વિના હું કહું છું કે "હા." પરંતુ એટલું ઉમેરવા ઇચ્છું છું કે યાંત્રિક સંશોધનો અને વિજ્ઞાન એ પહેલપ્રથમ લોભનાં સાધનો મટી જવાં જોઈએ. પછી કામદારો પાસે ગજા ઉપરાંત કામ કરાવવામાં નહીં આવે, અને યંત્રો નડતરરૂપ થવાને બદલે સહાયતારૂપ થઈ પડશે. મારો ઉદ્દેશ યંત્રમાત્રનો વિનાશ કરવાનો નથી, પણ યંત્રોની મર્યાદા આંકવાનો છે.'

રામચંદ્રને કહ્યું: 'એ દલીલ આગળ લંબાવીએ તો એનો અર્થ એ થાય કે ભૌતિક શક્તિથી ચાલતાં અને ભારે અટપટાં એવાં તમામ યંત્રોનો ત્યાગ કરવો જોઈએ.'

ગાંધીજીએ સ્વીકાર્યું: 'ત્યાગ કરવો ય પડે. પણ હું એક વસ્તુ સ્પષ્ટ કરીશ. આપણે જે કાંઈ કરીએ તેમાં પ્રધાન વિચાર માનવહિતનો હોવો જોઈએ. માણસનાં અંગોને કામને અભાવે જડ અને નિરુપયોગી કરી નાખવા તરફ યંત્રોની પ્રવૃત્તિ ન હોવી જોઈએ. એટલા માટે હું યંત્રોનો વિવેક કરું. દાખલા તરીકે, સિંગરના સીવવાના સંચાને હું વધાવી લઉં છું. ...પત્ની પ્રત્યેના સિંગરના પ્રેમે તેને અનાવશ્યક શ્રમમાંથી ઉગારી લેવા આ સંચાની યોજના કરવા પ્રેર્યો. આ શોધ કરીને તેણે માત્ર પોતાની પત્નીનો જ શ્રમ બચાવ્યો નથી, પણ તેનો સીવવાનો સંચો ખરીદી શકે તે સહુને હાથે સીવવાના કંટાળાભરેલા શ્રમમાંથી મુક્ત કર્યાં છે.'

રામચંદ્રને કહ્યું: 'પરંતુ સિંગરના સીવવાના સંચા બનાવવાને તો મોટું કારખાનું જોઈએ. અને તેમાં ભૌતિક શક્તિથી ચાલતાં યંત્રોનો ઉપયોગ કરવો જ પડે!'

રામચંદ્રનના ઉત્કંઠિત વિરોધ પ્રત્યે સ્મિત કરતાં ગાંધીજીએ કહ્યું: 'હા, પરંતુ હું એટલો સમાજવાદી તો છું જ, કે આવાં કારખાનાં રાષ્ટ્રની માલિકીનાં હોય અથવા પ્રજાકીય સરકાર તરફથી ચાલતાં હોય એમ કહું. અત્યંત સુંદર અને આદર્શ પરિસ્થિતિમાં આવાં કારખાનાં ચાલતાં હોય. તેની હસ્તી નફાને માટે નહીં પણ લોકહિતને અર્થે હોય. લોભને સ્થાને પ્રેમને સ્થાપવાનો એનો ઉદ્દેશ હોય. ધન પાછળ આજની ગાંડી દોટ અટકવી જોઈએ. મજૂરોને કેવળ સારી રોજી મળે એટલું જ નહીં, પણ તેમનાથી થઈ શકે એવું કામ દરરોજ મળી રહેવું જોઈએ. આવી સ્થિતિમાં યંત્ર સરકારને અથવા તેના માલિકને જેટલો લાભ કરશે તેટલો જ લાભ તે ચલાવનાર કામદારને પણ કરશે. મારી કલ્પનામાં યંત્રો વિષે કેટલાક અપવાદો છે તેમાંનો આ એક છે. સિંગરના સંચાની પાછળ પ્રેમ રહેલો હતો, એટલે કે માનવસુખનો વિચાર પ્રધાન હતો. માનવશ્રમનો બચાવ એ યંત્રનો ઉદ્દેશ છે. તેનો ઉપયોગ કરવાની પાછળ હેતુ ધનના લોભનો નહીં, પણ પ્રામાણિક રીતે દયાનો હોવો જોઈએ...લોભને સ્થાને પ્રેમને સ્થાપો. એટલે સૌ રૂડાં વાનાં થશે.'

મને નથી લાગતું કે ઉપરના સંવાદમાં ગાંધીજીએ કહેલી વસ્તુની સામે આ ટીકાકારોમાંથી કોઈને સિદ્ધાંતનો કશો વાંધો હોય. દેહની પેઠે યંત્ર પણ, એ જો આત્માના વિકાસમાં મદદ કરે તો, અને જેટલે અંશે મદદ કરે તેટલે અંશે જ, ઉપયોગી છે.

[શ્રી નારાયણ દેસાઈ કૃત 'સર્વોદય વિચાર'માંથી]

# સત્યાગ્રહ-માનવનો જન્મસિદ્ધ હક

પ્યારેલાલ (ગાંધીજીના રહસ્ય મંત્રી)

સત્યાગ્રહને એના મૂળ સ્વરૂપમાં જોઈએ તો સત્યાગ્રહ એ જીવનનો નિયમ છે. પ્રજાતંત્રમાં તો એ વ્યક્તિનું કર્તવ્ય બની જાય છે. પણ પ્રજાતંત્રની સામે સત્યાગ્રહ કરી શકીએ કે નહિ એ આજે એક મોટો સવાલ છે. પણ એનો ઉત્તર સ્પષ્ટ છે. ગમે એવો સમાજ હોય પણ સત્યના આગ્રહને જેણે પોતાના જીવનનો નિયમ બનાવ્યો છે અને તે પ્રમાણે જેણે જીવનમાં અમલ કર્યો છે તે જ આ રીતે સત્યાગ્રહ કરી શકે. વળી સત્યના આચરણમાં બાધા ઉત્પન્ન થાય ત્યારે જેણે અહિંસાપૂર્વક તેનો પ્રતિકાર કર્યો છે, ટૂંકમાં જેણે સત્ય અને અહિંસાની કડકમાં કડક સાધના કરી છે તેને માટે તો આવો કોઈ સવાલ જ નથી. સત્યાગ્રહ એ આવી વ્યક્તિનું કર્તવ્ય બની જાય છે.

## પ્રજાતંત્રમાં સત્યાગ્રહ ક્યારે ?

હવે સવાલ એ ઉત્પન્ન થાય છે કે પ્રજાતંત્રમાં સત્યાગ્રહનો મોકો ક્યારે આવે છે? અને તેમાં પણ સવિનય કાનૂનભંગ ક્યારે થઈ શકે ?

સત્યાગ્રહનાં તો અસહકાર, ઉપવાસ આદિ અનેક સ્વરૂપો છે. પણ જ્યારે બધી બાજુના પ્રયત્નો કર્યાં છતાં ન્યાય નહિ મળે ત્યારે બાપુએ સવિનય કાનૂનભંગને એક અંતિમ ઉપાય તરીકે જ માન્યું હતું. ઉપવાસ અને સવિનય કાનૂનભંગમાં એક તફાવત છે. ઉપવાસમાં વ્યક્તિ પોતાની જાતને જોખમમાં નાખે છે, જ્યારે સ.કા.ભં.માં સમાજને નુકસાન પહોંચે છે. આથી એનો ઉપયોગ ઘણી સાવચેતી માગી લે છે. **સ. કા. ભં. એ પણ જનતાના મત-પરિવર્તનનું એક સાધન છે. અને પ્રજાતંત્રમાં પ્રજાના મત-પરિવર્તન માટેનો પ્રયાસ માન્ય છે જ.** અને આ રીતે પ્રજાનું મત-પરિવર્તન થાય તો આખરે રાજનીતિ પર પણ એની અસર થઈ શકે.

**હવે જ્યાં પ્રજાતંત્ર જ નથી, આપખુદ શાસન છે, ત્યાં તો બીજો કોઈ રસ્તો જ નથી.** પણ જ્યાં એવું નથી, પ્રજાતંત્ર છે પણ—

(૧) જનતા શિથિલ છે, જાગૃત નથી, સ્વાર્થમાં ડૂબેલી છે.

(૨) પ્રજાતંત્ર હોવા છતાં પ્રજામત પ્રગટ થાય છે તેના પર ધ્યાન નથી અપાતું, તંત્રમાં જ અનેક જાતની ખામીઓ છે.

આ પરિસ્થિતિમાં બે ઉપાય છે:

(૧) લોકોને કર્તવ્ય માટે પ્રેરિત કરવા, એમનામાં વ્યાપી વળેલી શિથિલતા દૂર કરવી; જેથી એમનામાં પોતાના અધિકારો પ્રાપ્ત કરવાની શક્તિ આવે.

(૨) વિધાનમાં પરિવર્તન લાવવું.

જ્યારે સર્વસાધારણ સત્યાગ્રહ થાય છે ત્યારે કેટલીક વાતો ભૂલી જવાતી હોય છે. સવિનય કાનૂનભંગની પહેલી શરત છે—સવિનય. કાયદાભંગ તો ક્રિમિનલ્સ (ચોર-લૂંટારા) કરે જ છે. જ્યારે સવિનય કાયદાભંગ તો તે જ કરી શકે જે અંતર્મુખ થઈને અંદરથી ખોજ કરતો હોય છે: "હું સત્યનો પ્રતીક કઈ રીતે બની શકું ?" જનતા સાથે એનો ગાઢ સંપર્ક હોય, એની અડચણો દૂર કરવા એ પ્રમાણિકપણે ઝૂઝયો હોય, બચ્ચેબચ્ચું એનાથી અનુગ્રહિત થયું હોય, જનતામાં એને માટે પ્રેમ હોય.

## કાનૂનભંગનો અધિકારી

બંધારણ સામે લડનારે બંધારણના બધા કાયદાને ચીવટથી પાળ્યા હોવા જોઈએ. ગાંધીજીએ પોતાનાં બાળકોને 'ગૉડ સેવ ધ કિંગ' એ ગીત એને માટેના ખાસ નક્કી સૂરમાં શીખવ્યું. અને એટલે એમને કાનૂનભંગ કરવાનો અધિકાર પ્રાપ્ત થયો. તે વખતે હિંદમંત્રીને પણ કહેવું પડ્યું, "આજ લગી તો તમે ઘણા સારા માણસ હતા, પણ હવે તમને

કંઈક થઈ ગયું છે." આટલી બધી સાવધાનીપૂર્વક એમણે કામ કર્યું તો એનું કારણ શું ? અંતર્મુખ થઈને જરા વિચારો !

આપણે આવી બધી કોશિશો નહિ કરીએ ત્યાં સુધી સ. કા. ભં. નું નામ પણ લેવાનો આપણને અધિકાર નથી. આપણા પ્રયત્નોને પરિણામે એક એવો તબક્કો આવશે જ્યારે બધા જ આપણી વાતનો સૈદ્ધાંતિક સ્વીકાર કરતા હશે; ખુદ અધિકારીઓ પણ કહેશે, "તમારી વાત તો સાચી છે, પણ અમે લાચાર છીએ, અમારા હાથની વાત નથી." આ રીતે એવો મોકો આવશે, જ્યારે એમનામાં એક જાતનો આત્મ-વિરોધ પેદા થઈ ગયો હશે, તે વખતે સત્યની ભૂમિકામાં અવિચળ રહીને અંતિમ પગલા તરીકે કાનૂનભંગ થઈ શકે.

સત્યાગ્રહ એ તો માનવનો જન્મસિદ્ધ હક છે. અને આથી સત્યાગ્રહને સરકાર સ્વીકારે–લિજેલાઈઝ કરે એવી અપેક્ષા રાખવી એ એક જાતનો વિરોધાભાસ છે.

આમ નાગરિકધર્મનું પૂરેપૂરું પાલન કરીને, અધિકાર-પૂર્વક, આવી કોશિશ થાય તો:દુષ્પરિણામ નહિ આવી શકે.

[ પંઢરપુર ખાતે ભરાયેલા સર્વોદય-સંમેલન દરમિયાન 'સત્યાગ્રહ' વિષે યોજાયેલા ચર્ચા-મંડળમાં આપેલા પ્રવચનને આધારે ભૂમિપુત્ર ૧૬–૬–૫૮ ]

---

# *સર્વોદય આયોજન

## પ્રવેશ

સર્વોદય–આયોજનનું ધ્યેય સર્વોદયી સમાજરચના સ્થાપવાનું છે.

સર્વોદય સમાજવ્યવસ્થામાં તો માને છે, પરંતુ ઉપરથી લદાયેલી વ્યવસ્થામાં નહિ.

મનુષ્ય સમાજ જેમ જેમ સંયમની દિશામાં પ્રગતિ કરતો જશે તેમ તેમ રાજ્યસત્તાનો ઉપયોગ ઘટતો જશે.

સર્વોદય–સમાજમાં સમાજની એકતા તથા પ્રગતિ માટે સત્તાની જરૂરત જ નહિ હોય. એ કામ પ્રેમ, સહકાર, અને સમજણના આધારે થશે.

આ પ્રક્રિયા એક સાથે બે બાજુ શરૂ થશે. એક બાજુ, આજે રાજકીય અને આર્થિક સંસ્થાઓના હાથમાં જે કેંદ્રિત સત્તા છે, તેને સ્થાને વિકેંદ્રીકરણની પ્રક્રિયા શરૂ થશે; અને બીજી બાજુ, આમપ્રજાને સત્યાગ્રહના તત્ત્વ અને કલાનું શિક્ષણ આપવામાં આવશે. આમ જ તો, સત્તા સામેની સાચી આખરી ગેરંટી ઊભી થશે.

સર્વોદય–સમાજવ્યવસ્થા તરફ આપણે જઈ રહ્યા છીએ કે નહિ, તેનું અચૂક લક્ષણ તો એ હશે કે રાજસત્તા અને આર્થિક સત્તાનું વિકેંદ્રીકરણ થઈને, બળપ્રયોગ ન કરે તે પ્રકારનાં નાનાં નાનાં ઘટકોના હાથમાં એ બંને સત્તાઓ ઉત્તરોત્તર કઈ ગતિએ જઈ રહી છે.

હકીકતે, લોકશાહી અને સમાનતાનો આત્મા વિકેંદ્રીકરણ છે, કેમકે સિદ્ધાંતરૂપેય, લોકશાહીનો આદર્શ જ સમાન વિતરણ કરવાનો છે.

* સર્વોદય પ્લાનિંગ કમિટી (કન્વીનર: શ્રી. શંકરરાવ દેવ) તરફથી ૧૯૫૦માં 'સર્વોદય આયોજનના સિદ્ધાંતો' નામે એક ખરડો પ્રગટ કરવામાં આવ્યો હતો. બાદ, નવેસરથી વિસ્તાર-પૂર્વક સર્વોદયનાં ધ્યેય અને કાર્યક્રમ તૈયાર કરવા 'સર્વોદય પ્લાનિંગ કમિટી'ની રચના થઈ હતી. તેણે તૈયાર કરેલ 'પ્લાનિંગ ફોર સર્વોદય' અખિલ ભારત સર્વસેવા સંઘ, કાશી તરફથી પ્રગટ થયેલ છે, તેની અંગ્રેજી આવૃત્તિને આધારે મહત્ત્વના મુદ્દાઓ અહીં તારવીને રજૂ કર્યા છે.

'' આથી, 'સર્વોદય-સમાજમાં કેવળ રાજકીય સત્તા જ નહિ, પણ જે કોઈ વસ્તુઓ માણસની બીજા માણસ ઉપરની સત્તા જન્માવવામાં મદદ કરે છે તે તમામ પ્રકારની માલિકીનું વિકેંદ્રીકરણ કરવામાં આવશે. ચંદ હાથોમાં ઉત્પાદનનાં સાધનોની માલિકી કેંદ્રિત થવા દેવામાં નહિ આવે. અલબત્ત ઉત્પાદનનાં સાધનો, શક્ય હશે ત્યાં, ખુદ વ્યક્તિગત ઉત્પાદકની માલિકીનાં રહેવા દેવામાં આવશે; અને જ્યાં એ શક્ય નહિ હોય ત્યાં જે એનો ઉપયોગ કરતા હશે તે સમૂહોના હાથમાં તેમના લાભાર્થે રહેશે.

આમ, માનવી–માનવી વચ્ચેનું શોષણ નહિ હોય; તથા ઉત્પાદનનાં સાધનોનો ઉપયોગ એ પ્રકારે કરવામાં નહિ આવે કે જેથી એ સાધનો વડે કામ કરનારામાંથી મોટી બહુમતી કેવળ પગારદાર યંત્રો જ બની જાય અને બહુ નાની લઘુમતી એશઆરામમાં ઝૂલ્યા કરવાની સ્થિતિએ ચઢી બેસે.

સર્વોદય સમાજમાં જુદા જુદા વર્ગો નહિ હોય. દરેકે દરેક જણને પોતાના ભરણપોષણ માટે કામ કરીને કમાઈને ખાવું પડે એવી સ્થિતિ હશે. સમાજને ઉપયોગી તમામ કામ, પછી તે શારીરિક હો યા બૌદ્ધિક—તેનું સમાન સામાજિક મૂલ્ય અંકાશે. સર્વોદય-સમાજમાં પ્રણાલિકાગત ઊંચનીચની સામાજિક આડઅડચણોને તથા ન્યાતજાતના ખ્યાલોને કંઈ જ સ્થાન નહિ હોય...સૌને માટે કરવામાં આવેલા શ્રમના ફળનો દરેકને આનંદ હશે; દરેકની નૈતિક, સાંસ્કારિક, આત્મિક પ્રગતિ અને આબાદી માટે આવશ્યક એવી ભૌતિક સુખસગવડો પ્રાપ્ત થાય તે સારૂ સૌ શ્રમ કરશે.

## ભૌતિક સુખસગવડનું સ્થાન

આવા સમાજમાં ભૌતિક સુખસગવડ કાંઈ સ્વયં આખરી ધ્યેય હોઈ નહિ શકે. નૈતિક અને આત્મિક પ્રગતિના પંથે પોતાની જાતને અને સમાજને યોગ્ય રીતે સ્થાપિત કરી શકાય તે સારૂ, સૌને સમાન તક આપવા સારૂ ભૌતિક સુખસગવડ એ તો અત્યંત અગત્યની પૂર્વ શરત છે; માટે તે જ રીતે તેના તરફ જોવામાં આવશે.

એ વાત સાફ છે કે, આર્થિક અને રાજકીય સમેતનાં જીવનનાં તમામ પહેલુઓને સ્પર્શ કરનારી આમૂલ સામાજિક ક્રાંતિ સમાજના કેવળ આર્થિક–રાજકીય માળખાને નવેસરથી જોડની દેવાથી સાધી શકાશે નહિ. એને માટે તો ઘણી વધુ આમૂલ ક્રાંતિની જરૂર રહે છે. તે એટલી હદે કે, માનવીની ખુદ દૃષ્ટિ અને તેની ટેવોમાં ક્રાંતિ થાય, મૂલ્યોમાં પરિવર્તન થાય, સમાજ અને વ્યક્તિઓ જે ધ્યેય માટે મથે છે તે ધ્યેયમાં જ પરિવર્તન થાય.

આવી આમૂલ ક્રાંતિ શિક્ષણક્ષેત્રની ધીરજપૂર્વકની અને અસ્ખલિત પ્રક્રિયા દ્વારા જ સાધી શકાય.

અલબત્ત, એ વાત સાચી છે કે આ પ્રક્રિયાને ઝડપી બનાવવી હોય અને તેની સફળતાની તકો વધારવી હોય તો આ આદર્શો સિદ્ધ કરવામાં આજે જે આડઅડચણો આપણા સમાજમાં છે તેને હટાવવી પડશે; તથા આપણી આર્થિક અને રાજકીય સંસ્થાઓ અને સંબંધોનું આમૂલ પુનર્ઘડતર અને પુનર્નિર્માણ કરવું પડશે.

આ દૃષ્ટિએ, આપણા આજના સમાજના આર્થિક–રાજકીય માળખામાં કેવા પ્રકારનાં પરિવર્તનો કરવાં પડશે તેનો નિર્દેશ કરવો, અને તેના તત્કાલ હેતુઓ રજૂ કરવા મહત્ત્વનું કાર્ય છે.

## તત્કાલ ઉદ્દેશ

(૧) સૌથી પ્રથમ તો સૌને પૂર્ણ અને અખંડ રોજગારી મળે એ વાત પર ભાર મુકાવો જોઈએ. સંપૂર્ણ રોજગારી આપી શકાય, કાર્યકુશળતા વધે, અને ઉત્પાદનમાં વધારો થાય તે ધોરણે જ ઉદ્યોગોનું પુનર્ઘડતર કરવું જોઈએ.

મૂડીવાદી યોજના એવી હોય છે કે જે ઉત્પાદનનો જથ્થો વધારવા ઉપર જ ભાર મૂકે છે. અને તેને માટે તે ઉત્પાદનની ગતિ વધારવા, ગમે તેવા વિવેકરહિત ઔદ્યોગીકરણની હિમાયત કરે છે. અને જે ઉદ્યોગો ' કેપિટલ-ફોરમેશન 'ની ગતિને વેગ આપે-તેના જ વિકાસને પસંદગી આપે છે. આવી યોજનામાં રોજગારી વધે તો તે કેવળ આકસ્મિક જ હશે. કદી પૂરતી રોજગારી તો તે નહિ જ આપી શકે. પછી બહુ બહુ તો બેકારોને ' મદદ ' આપવાની પેરવી થશે.

બીજા પ્રકારનું આયોજન—સર્વોદય આયોજન—પૂર્ણ અને અખંડ રોજગારી માટે વ્યવસ્થા કરવાના કાર્યને પોતાનો પ્રથમ અને પ્રમુખ ઉદ્દેશ સમજે છે. આનું પ્રેરકબળ પણ

શ્રમ જ હશે; અને આજે જેઓ પૂરા અથવા અંશતઃ બેકાર છે તેમને સૌથી પ્રથમ કામ આપીને તે તેમનું જીવન-ધોરણ ઊંચું લાવવા મથશે. એટલે કે જે સૌથી નીચેના સ્તર પર હશે તેવા કામદારોને પ્રથમ લાભ પ્રાપ્ત થશે.

વળી સર્વોદય સમાજવ્યવસ્થા વિકેંદ્રીકરણના પાયા પર રચાયેલી હોઈ, ધનિકોના તથા સત્તાધારીઓના હાથમાં અથવા ટેકનિક-વિચારકોના હાથમાં ઉત્પાદનનાં સાધનોની માલિકીનું કેન્દ્રીકરણ શકય જ નહિ રહે.

કામદાર જ્યારે પોતાનાં ઉત્પાદનનાં સાધનો ગુમાવીને બીજાનાં સાધનો દ્વારા શ્રમ કરે છે ત્યારે જ 'કામે લગાડનાર' અને 'કામે લાગનાર'નો ભેદ ઊભો થાય છે. સર્વોદય સમાજમાં આવી કક્ષાઓ જ નહિ હોય. મોટા ભાગના શ્રમ કરનાર પાસે પોતાની માલિકીનાં સાધનો હશે. તે પોતે જ પોતાને 'કામે લગાડનાર' હશે. બીજા શબ્દોમાં, 'કામે લગાડનાર' અને 'કામે લાગનાર' વચ્ચેનો સંબંધ જે મૂડીવાદી સમાજમાં અન્યાયનું મૂળ કારણ છે, અને સર્વાધિકારી સમાજ-વ્યવસ્થામાં ગુલામીનું રૂપ ધારણ કરે છે (કેમકે ત્યાં રાજ્ય જ તમામ ઉત્પાદનનાં સાધનો અને ઉદ્યોગો ઉપર માલિકી ધરાવે છે) તેવી સ્થિતિ સર્વોદયી અર્થવ્યવસ્થામાં દૂર થશે.

જ્યાં એવા પ્રકારનો ઉદ્યોગ હશે કે, તેમાં વપરાતાં સાધનો અને હથિયારો ઉપરની વૈયક્તિક માલિકી શકય ન હોય, અથવા તેનો વૈયક્તિક રીતે ઉપયોગ શકય ન હોય ત્યાં તે સાધનો ઉપર સહકારી મંડળીઓની, ગ્રામ પંચાયતોની અથવા રાજ્યની માલિકી હશે અને તેના પર સહકારી રીતે કામ થશે.

(૨) સર્વોદય સમાજનો બીજો તત્કાલ હેતુ આ છેઃ સમાજનો દરેક સભ્ય પોતાના વ્યક્તિત્વનો વિકાસ કરવા અને સમાજની આબાદીના કાર્યમાં પોતાનો સર્જનાત્મક ફાળો આપવા સમર્થ બને તે માટે તેને જે ભૌતિક સુખસગવડો અનિવાર્ય રીતે આવશ્યક હોય તે મળી રહે, તેવી ખાતરી આપવી.

સર્વોદય અધિકાધિક ભૌતિક સુખસગવડોને પ્રગતિની એક માત્ર કસોટી અથવા મુખ્ય લક્ષણ માનતો નથી.

પરંતુ, જે કોઈ આર્થિક રચના સમાજની પાયાની જરૂરિયાત પૂરતું ઉત્પાદન કરવા પ્રત્યે દુર્લક્ષ સેવે છે, તે કદિ પણ શાંતિ, સ્થિરતા, ન્યાય, સમાનતા, અને અહિંસાની સુરક્ષાની આશા જ ન સેવી શકે.

આ દૃષ્ટિએ, ઉત્પાદનનાં સાધનોમાં સુધારો કરવો પડશે; અને ઉત્પાદનની પ્રક્રિયા એવી રીતે ગોઠવવી પડશે કે જેથી કરીને આ ઓછામાં ઓછી પાયાની આવશ્યકતા પૂરતું તો ખાતરીપૂર્વક પેદા કરે જ કરે.

## ન્યૂનતમ ધોરણ

આજે ભારતમાં જે પરિસ્થિતિ અને પ્રણાલી પ્રવર્તમાન છે, તેના ધોરણે એક કુટુંબને વરસે દહાડે ખોરાક, કાપડ, ઘર, આરોગ્ય, શિક્ષણ અને રંજન પાછળ ઓછામાં ઓછી કેટલી રકમ જરૂરી થાય તેનો અંદાજ કાઢવામાં આવ્યો છે. અને ૧૯૫૫ના ભાવોના ધોરણે તે આંકડો રૂ. ૩,૦૦૦ (વાર્ષિક)નો અંદાજવામાં આવ્યો છે.

આ રકમ ન્યૂનતમ રકમ તરીકે લેખાવી જોઈએ. અને યોગ્ય કહી શકાય તેવી સમયમર્યાદામાં આ ધોરણ વ્યવહારુ બનાવવા કોઈ પણ આયોજને મથવું જોઈએ. આવકના આ ધોરણને પહોંચી વળવા પૂરતો માલ પેદા કરવો જોઈએ, પૂરતી સરવીસો તૈયાર કરવી જોઈએ.

પરંતુ આજે સરેરાશ જે આવકનું ધોરણ છે, અને ઉપર જણાવી તે ન્યૂનતમ આવક—બંને વચ્ચે આજે તો એટલું બધું અંતર છે કે, મોટા ઉદ્યોગો દ્વારા યા વિકેંદ્રિત અર્થતંત્ર દ્વારા પ તે ટૂંકા સમયમાં પૂરી નહિ શકાય. આમ છતાં, સમયમર્યાદા તો નક્કી કરી દેવી જ પડશે.

## આજની આવક

આજે ભારતમાં કુટુંબદીઠ સરેરાશ વાર્ષિક આવક માત્ર રૂ. ૧૩૨૦ છે. અને આવકનો કોઠો નીચે મુજબ છે—

| વાર્ષિક આવક | કુટુંબો (લાખમાં) | કુલના ટકા |
|---|---|---|
| રૂ. ૬૦૦ સુધી | ૧૬૩.૨ | ૨૦.૪ |
| રૂ. ૬૦૦થી ૧૨૦૦ | ૨૪૮.૬ | ૩૧.૨ |
| રૂ. ૧૨૦૦થી ૧૮૦૦ | ૧૬૮.૮ | ૨૧.૧ |
| રૂ. ૧૮૦૦થી ૨૪૦૦ | ૮૩.૨ | ૧૦.૪ |
| રૂ. ૨૪૦૦થી ૩૬૦૦ | ૭૬.૨ | ૯.૫ |
| રૂ. ૩૬૦૦થી વધુ | ૫૯.૨ | ૭.૪ |
| | ૮૦૫.૨ | ૧૦૦.૦ |

એટલે કે આશરે ૯૦ ટકા કુટુંબોની આવક **ન્યૂનતમ** ધોરણથી ય નીચે છે.

## પ્રાદેશિક સ્વયંપૂર્ણતા

(૩) સર્વોદય આયોજન ખોરાક, કપડાં તથા જીવનની બીજી પ્રાથમિક જરૂરિયાતોની બાબતમાં **પ્રાદેશિક સ્વયં-પૂર્ણતાનો** આગ્રહ રાખે છે. આ ઉપરાંત એક પ્રદેશે સ્વેચ્છાએ બીજા પ્રદેશ ઉપર કેટલો આધાર રાખવો તેની બાબતમાં અમુક મર્યાદાઓ હશે જ.

આ આયોજન જે પ્રકારની સ્વયંપૂર્ણતા દાખલ કરવા મથશે તે જડબેસલાક પ્રકારની નહિ હોય, કે જેમાં લોકોને આદિકાળના પછાત જીવનધોરણ ઉપર ફરજિયાત જીવવાનો વારો આવે. જીવનની પ્રાથમિક કક્ષાની જરૂરિયાત ઉપરાંતની બીજી અનેક સરવીસો અને ભૌતિક ચીજોની બાબતમાં, તથા બૌદ્ધિક અને સાંસ્કારિક આંતરસંબંધની બાબતમાં ગામડાં અને પ્રદેશો વચ્ચે તંદુરસ્ત પરસ્પરાવલંબન હશે જ. પરંતુ આ પરસ્પરાવલંબનનો આધાર સહકાર હશે, શોષણ નહિ.

વળી પ્રાથમિક જરૂરિયાતોની બાબતમાં સ્વયંપૂર્ણતાના આદર્શમાં 'ઓટાર્કિ' સંકુચિત ભૌગોલિક પ્રાદેશિકતાને સ્થાન નથી.

## ટેકનિક અને સાધનો

(૪) ઉત્પાદનની ટેકનિક અને તેનાં સાધનો એવાં ન હોવાં જોઈએ કે કુદરત(પ્રકૃતિ) પ્રત્યે લૂંટણખોર અને બર્બર વલણ અખત્યાર કરી વધુમાં વધુ સુખસગવડો પેદા કરી લેવાનો પ્રયાસ થાય; પરંતુ તે એવાં હોવાં જોઈએ કે જીવમાત્ર પ્રત્યે માન પ્રગટે અને કેવળ હયાત માનવજાત જ નહિ, પણ ભાવિ પેઢીઓને ય નજરમાં રાખી કુદરતનો ઉપયોગ કરવામા આવે. જેની ખોટ પૂરી ન શકાય તેવા કુદરતના ભંડારો ખતમ કરી નાખે અને નાશ કરે એવી ટેકનિક અને ઉત્પાદનની પદ્ધતિઓની નોંધ લેવી રહેશે; અને તેમનો ઉપયોગ શાશ્વત અને સાર્વત્રિક લાભને અનુસરીને કરવામા આવે એ પ્રકારનો બંદોબસ્ત કરવો જોઈશે.

* માનવજાતની આજની એકંદર જરૂરિયાતો તથા આજ પૂર્વે યુગો દરમ્યાન માનવજાતે જે સાંસ્કારિક -મૂલ્યો સર્જ્યાં છે તે બંનેએ ભેગા થઈને ટેકનિક અને ઉત્પાદનના પ્રકારો અંગે નિર્ણય કરવો રહેશે.

આ બધું એ વાત બતાવે છે કે આયોજનના ઘડતર અને અમલ દરમ્યાન દરેક સ્થળે, કુટુંબમાં સુદ્ધાં, લોકોનો જાગ્રત અને સ્વૈચ્છિક સહકાર દરેક કક્ષાએ અનિવાર્ય છે. આથી કરીને આવું આયોજન વડી સરકારના વડા મથકે થોડાક ટેકનિશિયનો ભેગા થઈ તૈયાર નહિ કરી શકે; અને કેવળ સરકારી તંત્રોની કુશળતાના જોર ઉપર જ તેનો અમલ પણ થઈ નહિ શકે.

લોકો કેવળ એમાં પાછળથી ભાગ લેવા માંડે એટલાથી નહિ ચાલે; લોકોએ આયોજન તૈયાર કરવું પડશે; અને લોકોએ એનો અમલ કરવો પડશે આનો અર્થ એ કે આયોજનની આવશ્યકતા અંગે તથા સર્વોદય સમાજવ્યવસ્થા-ના સિદ્ધાંત ઉપર તેની રચના કરવાની જરૂરિયાત બાબત દરેક ગ્રામવાસીને શિક્ષણ આપવું પડશે.

આના વિનાની બીજી કોઈ પદ્ધતિનો વિકેંદ્રીકરણ અને સ્વયંપૂર્ણતાના સિદ્ધાંત સાથે મેળ ખાશે નહિ.

• ટૂંકમાં, આ આયોજન એવા પ્રકારનું નહિ હોય કે જ્યારે તે તૈયાર થઈ રહેલ હોય ત્યારે લોકોએ કેવળ પ્રેક્ષકો તરીકે રહેવાનું હોય, અને જ્યારે તેનો અમલ કરવાનો આવે ત્યારે જ તેમણે કામ કરવાનું હોય.

## ઉત્પાદનનો વધારો

(૫) સર્વોદય આયોજનનો સૌથી પ્રથમ ઝોક સૌને રોજી આપવા ઉપરાંત, જેમની આવક સૌથી નીચી છે, એટલે કે વાર્ષિક રૂ. ૧૦૦) થી નીચે છે એવાં કુટુંબોને ઉપર આણવાનો રહેશે; અને બધાં કુટુંબો અમુક ધોરણે આવી જતાં વળી તેમને આગળ લઈ જવાનો પ્રયાસ થશે; આ રીતે ઓછામાં ઓછા રૂ. ૩૦૦૦ના લક્ષ ઉપર પહોંચ-વાનો પ્રયાસ થશે.

આનો અર્થ એવો નથી કે આયોજનના આરંભના પ્રથમ તબક્કાએ જે ધોરણ લક્ષ્ય તરીકે રાખવામાં આવ્યું હશે તેનાથી વધારે આવક જેમને મળતી હશે તેમના તરફ બેપરવાઈ સેવાશે.

હકીકતે, ઉત્પાદનમાં વધારો કર્યા વિના રૂ. ૧૦૦ (વાર્ષિક) યા તેથી નીચી આવકવાળાને ઊંચા આણી જ નહિ

શકાય. એથી તો, આ આયોજનમાં રજૂ કરેલા સિદ્ધાંતો સાથે મેળ ખાય તે રીતે, ઉત્પાદન વધારવાના તમામ પ્રયાસો થશે; અને એ તરફ ધ્યાન આપવામાં આવશે કે નીચલા આવક-જૂથવાળાની સાચી આવક વધે તે માટે ઉપયોગની વસ્તુઓનો ઘણો મોટો જથો ઉત્પન્ન થાય.

* આ રીતે, ઉત્પાદન વધતું જશે, સાથોસાથ રોજગારી વધશે, અને તેનો મેળ ન્યાયી વિતરણ સાથે ખવડાવવામાં આવશે.

### પાયાનું ઘટક

(૬) અમુક સુઘટ્ટ ભૌગોલિક પ્રદેશ જ આવા આયોજનનું પાયાનું ઘટક હશે. સ્થાનિક જરૂરિયાતો અને ત્યાંથી પ્રાપ્ત થનાર સાધનોના પૂરા અંદાજના આધાર ઉપર જ આયોજન તૈયાર કરવાનું રહેશે; તેથી કરીને તેનું પાયાનું ઘટક ગામડું જ હશે. ગ્રામપંચાયત જરૂરિયાત મુજબ બહારની ટેકનિકલ કુશળતા અને જ્ઞાનની મદદથી આયોજન તૈયાર કરશે અને અમલ કરશે.

અલબત્ત, ગામડાંમાંથી પ્રાપ્ત થનારાં કુદરતી સાધનો મર્યાદિત હશે અને તેને કારણે સ્થાનિક રીતે કરવામાં આવનાર ઉત્પાદન ઉપર પણ અમુક મર્યાદાઓ આવી જ જશે; તેને કારણે, તથા ગ્રામ-આયોજનનો મેળ પ્રદેશ-આયોજન સાથે, અને પ્રદેશ-આયોજનનો મેળ રાષ્ટ્ર-આયોજન સાથે ખવડાવવા માટે ય, તથા આખા રાષ્ટ્રની જરૂરિયાતો મુજબ ઉત્પાદન થાય તે જોવા માટે **પ્રાદેશિક અને અનુ-પ્રાદેશિક** સમિતિઓ રચવી જરૂરી રહેશે; તથા ગ્રામપંચાયતોએ તૈયાર કરેલ આયોજનોનું સંકલન કરવા સારુ અને દુર્વ્યય રોકવા સારુ રાષ્ટ્રીય સમિતિની પણ આવશ્યકતા રહેશે જ. આવી સર્વોપરી સમિતિનું કામ એ જોવાનું રહેશે કે કોઈ ઘટક પાસે કુદરતી સાધનો પૂરતાં ન હોવાને કારણે, અથવા માનવ-શક્તિના અભાવે તેને અછતનું જીવન જીવવું પડતું નથી; અથવા તો કુદરતી સાધનોની ઊણપ માનવપ્રયાસથી દૂર થઈ શકે એવી હોય તો તે દૂર કરવા માટે ય આવી ઉચ્ચ સમિતિની જરૂર રહેશે. રાષ્ટ્રીય અને પ્રાદેશિક સમિતિઓનું કામ એ જોવાનું રહેશે કે કોઈ પ્રદેશની પછાત દશા તેને સતત પાછળ ઘસડાયા કરવાનું કારણરૂપ બની જતી નથી.

## ખેતી

### જમીનની માલિકી

(૧) જે સમાજ સમાનતા અને ન્યાય સ્થાપવા માગે છે, તેમાં જમીનની ખાનગી માલિકી અને કુદરતી સાધનો (ખાણો, ખનિજ દ્રવ્યો વગેરે) ઉપર ખાનગી માલિકી હોઈ જ ન શકે.

(૨) જમીનની માલિકી, વેચાણ અને ખરીદહક ધરમૂળથી ખતમ થઈ જવો રહ્યો. તે તો ગ્રામપંચાયતના હાથમાં એક 'ટ્રસ્ટ' રૂપે જ હોઈ શકે.

(૩) આજે જે પ્રકારે ગામડાં વસેલાં છે તે જ પ્રકારે ગામડાં રહે એવું જરૂરી નથી, કેમ કે આજનાં ગામડાં અત્યંત અવ્યવસ્થિત રીતે વસેલાં છે. એટલે ગામડાંનો પુનર્વસવાટ જરૂરી રહેશે.

(૪) જે કોઈ ગ્રામજન પોતાને માટે અને પોતાના કુટુંબ માટે અનાજ પેદા કરવા માગતો હશે, અથવા તો આખા ગ્રામસમાજની જરૂરિયાત પૂરી કરવાના ઉત્પાદનમાં સહભાગી થવા માગતો હશે તેને જમીન ઉપર **કામ કરવાનો** અધિકાર રહેશે જ. અલબત્ત, તેને જમીન વેચવાનો કે બીજા કોઈને પસાર કરી દેવાનો અધિકાર રહેશે નહિ.

(૫) આમ, કાયદેસર રીતે તો જમીન ઉપરની માલિકી ગ્રામપંચાયતની ગણાશે; છતાં, જ્યાં સુધી ગ્રામજન ખેતી-કામ કરતો હશે ત્યાં સુધી વ્યવહારમાં તેની માલિકી રહેશે. અને તેના વારસદારો પંચાયતની રજાથી તેના ઉપરની ખેતી ચાલુ રાખી શકશે.

(૬) ગ્રામપંચાયત તમામ ગ્રામજમીનનો અંદાજ લીધા બાદ, ગોચર, જંગલ તથા હયાત વૃક્ષોની રક્ષા કરવાની અને નવાં વૃક્ષો ઉગાડવાની દૃષ્ટિએ, તથા વૈજ્ઞાનિક રીતે જરૂરી લાગે તેવી જમીનને આખા ગામની સહિયારી જમીન તરીકે જુદી રાખી, બાકીની ખેડાણ જમીનની ન્યાયી વહેંચણી જમીન ખેડવા ઇચ્છનાર ગ્રામકુટુંબો વચ્ચે કરશે. અને દર થોડાંક વરસે કુટુંબની વસતી તથા બીજાં કારણોને અનુરૂપ રીતે નવેસરથી વહેંચણી કરવાની જરૂરિયાત રહેશે.

આ પુનર્વહેંચણીની પદ્ધતિ આપણા દેશ માટે કાંઈ નવી નથી. આપણા દેશમાં તો તે પ્રથા હતી જ; પણ બીજા કેટલાક દેશોમાં ય હતી.

### ખનિજ પદાર્થો :

ખાણો અને ખનિજ પદાર્થો પણ ખાનગી માલિકી નીચે રહેશે નહિ.

વળી, જો નાની ગ્રામપંચાયતને હસ્તક ખાણો વગેરેની જવાબદારી રાખવામાં આવે તો, આખા સમાજના સૌથી વધુ ફાયદામાં કુશળતાપૂર્વક તેનો ઉપયોગ થઈ ન શકે. એથી કરીને, એ તો વિશાળતર **પ્રાદેશિક** સમિતિઓને હસ્તક રહેશે; અને તેનો વહીવટ **પ્રાદેશિક** તથા **કેન્દ્રીય** વહીવટીતંત્ર દ્વારા થશે.

### ખેતીની પદ્ધતિ

(૧) ખેતીનું કાર્ય જ્યાં જ્યાં શક્ય હશે ત્યાં **સંમતિ** પૂર્વક **સહકારી** પદ્ધતિએ થશે. સામૂહિક ખેતી (કલેકટીવાઈઝેશન) નહિ હોય, અને સહકારી પદ્ધતિમાં ય સામેલ થવા માટે ખેડૂતો ઉપર સીધું કે આડકતરું દબાણ નહિ થાય. અલબત્ત, ગ્રામપંચાયત આવી સહકારી પદ્ધતિને પ્રોત્સાહન આપશે અને તે પ્રકારનો તેને વળાંક આપશે. ઉપરાંત એવા પ્રકારનું સંસ્થાગત માળખું તથા ટેકનિકલ કુશળતા અને બીજી સગવડો તે પેદા કરશે કે સહકારી પદ્ધતિ માટે વધુ આકર્ષણ જન્મે, અને તે ખેડનારાને ખરેખાત વધુ લાભદાયી નીવડે. સહકારી પદ્ધતિ દરેક ખેડૂતને વધુ સારાં હળ-સાધનો, બળદ, બી, ખાતર મેળવી આપવામાં તથા જીવાત સામે રક્ષા કરવામાં અને ઉત્પાદનનો નિકાલ કરવામાં સહાયરૂપ બનશે.

(૨) ખેતીનાં સાધનો અને બળદો વ્યક્તિગત માલિકીનાં હોઈ શકશે. અને ખેતીનું કાર્ય ખેડૂત પોતાના કુટુંબની મદદથી અને સાથી ખેડૂતોની મદદથી કરશે; અથવા તો તે સહકારી પદ્ધતિમાં, અથવા સંયુક્ત ખેતરમાં જોડાવા ઇચ્છશે તો તે રીતે કરશે.

જ્યાં કયાંય મોટા ભાગના ખેડનારાઓ પોતે જ એવું ઇચ્છે કે તમામ ખેતીનાં કાર્યો સહકારી ધોરણે કરવાં, અને જ્યાં એ શક્ય અને ઇષ્ટ હોય ત્યાં સંયુક્ત ખેતરો અથવા સહકારી ખેતરોની સ્થાપના કરવી. પરંતુ, બહુમતી તે રીતે જોડાય તો ય, બીજાઓ ઉપર તે માટે ફરજ પાડવામાં નહિ આવે; એટલું જ નહિ સહકારી પદ્ધતિ દ્વારા જે કાંઈ મદદ શક્ય હશે તે તેમને આપવામાં આવશે.

વળી સંયુક્ત ખેતરો અને સહકારી ખેતરોમાં ય એ બાબત પૂરતી કાળજી લેવાશે કે ખેતરનું વહીવટી તંત્ર એવું ન બની જાય કે જેથી ઉત્પાદનની પ્રક્રિયામાં માનવીનું અમાનવીકરણ થઈ જાય, અથવા તો મેનેજરો અને કામદારો એવા જુદા વર્ગો પડી જાય.

### યાંત્રિક ખેતી

(૧) ભારત જેવા દેશમાં જ્યાં વસ્તી ઘણા મોટા પ્રમાણમાં ગીચ છે ત્યાં જો, વસ્તીવધારાની સાથે ખેતી ઉત્પાદનનો મેળ ખવડાવવો હશે તો, એકર દીઠ પાકનું પ્રમાણ ઊંચું લાવવું જ જોઈશે. ઉત્પાદનનો ઊંચો આંક સાધવા માટે અને ટકાવવા માટે **ઇન્ટેન્સિવ–યાંત્રિક અને મિશ્રપ્રકારની** ખેતી વિના ચાલવાનું નથી.

જંગી ખેતરો અને ખેતીની અતિ–યાંત્રિક–પદ્ધતિ આપણી સમસ્યાઓ ઉકેલી નહિ શકે. અતિ–યાંત્રિક પદ્ધતિમાં માનવ–શક્તિ અને કુદરતી સંપત્તિનો બગાડ થયા વિના રહેતો નથી; આવો બગાડ ન થાય તે માટે તથા એકર દીઠ પાક વધારવા માટે, તથા ખેતીની કાબેલિયત વધારવા માટે ઇન્ટેન્સિવ ખેતીનો આધાર લેવો જરુરી છે. એમાં:—

વધુ સુધરેલાં સાધનો અને ટેકનિકનો તથા વધુ સારા ખાતરનો અને બિયારુનો વપરાશ થવો જોઈએ. મિશ્રખેતી અને અમુક વરસે અનાજ અને અમુક વરસે ઘાસચારો–એમ આંતરે આંતરે થતી ખેતી આપણી જમીનની ફળદ્રુપતા અને એકર દીઠ પાક વધારશે.

(૨) **યંત્રોનો ઉપયોગ** ખેતીના કામની કાબેલિયત વધારવા તથા નિવારી શકાય તેવો શારીરિક ઢસરડો નાબૂદ કરવા કરી શકાશે. પરંતુ જે યંત્રો (૧) કેંદ્રીકરણ ઊભું કરે, (૨) સંપૂર્ણ રોજગારી સ્થાપવાની શક્યતા ઓછી કરી નાખે (૩) શોષણ માટે ભૂમિકા ઊભી કરે (૪) ભૂમિની ફળદ્રુપતા ઓછી કરે અથવા (૫) ખેતર ઉપર કામ કરનારને 'પગારદાર કામદાર'ની સ્થિતિએ લાવી મૂકે તેવા પ્રકારનાં યંત્રોનો ઉપયોગ ગ્રામપંચાયતો નહિ કરે. વધુમાં, જે યંત્રો પ્રદેશમાં બનાવી શકાતાં હશે, અથવા તો સહેલાઈથી જેનું સમારકામ સ્થાનિક રીતે થઈ શકતું હશે, અને જે યંત્ર ખેડનારો પોતે ચલાવી શકતો હશે અથવા

અનિવાર્ય છે. 'ઇન્ટેન્સિવ' ખેતીનું, વૈજ્ઞાનિક, શિક્ષણ બહોળા પાયા પર આપ્યા વિના છૂટકો નહિ થાય. તેમાં વૈજ્ઞાનિક પદ્ધતિની ખેતી, ખાતર અને યંત્રોના ઉપયોગનો પણ સમાવેશ થશે. આવી દેશવ્યાપી સ્થિતિ પેદા કરવા માટે કૃષિસંશોધન કેન્દ્રોનો દેશવ્યાપી વિસ્તાર અનિવાર્ય છે.

(૨) ખેડાં-જમીનના ટુકડા નાના હોવા છતાં, આ કેન્દ્રો ઇન્ટેન્સિવ ખેતીના પ્રયોગો દ્વારા, જપાનની જેમ સારાં પરિણામો લાવી શકશે.

(૩) પહેલી વાર ખેડાણ નીચે આણેલી જમીન ઉપર કૃષિસંશોધન કેન્દ્રો અને 'પ્રયોગાત્મક ખેતરો'ની સ્થાપના કરવી પડશે.

**આ પ્રયોગાત્મક ખેતરો છેલ્લામાં છેલ્લી ઢબનાં સાધનો વાપરશે અને વિવિધ પ્રકારની ખેતીના ગુણોનું સાપેક્ષ સંશોધન કરશે.**

## ઉદ્યોગો

૧. આપણા સમાજના સમસ્ત ઔદ્યોગિક માળખાની સંપૂર્ણ ક્રાંતિ કરવી પડશે. વિકેન્દ્રીકરણ, સ્વયંપૂર્ણતા તથા પૂર્ણ અને અખંડ રોજગારી તરફ જ એનું નિશ્ચિત રીતે નવઘડતર થવું જોઈશે.

વિકેન્દ્રીકરણનો અર્થ આયોજન અને સંકલનાનો અભાવ નહિ. વિકેન્દ્રિત ઔદ્યોગિક વ્યવસ્થાનો અર્થ એવો ય નથી કે તેમાં ઉદ્યોગો કશી જ યોજના વિના સ્વયં પ્રકટી નીકળે; તથા પ્રદેશનાં પ્રાપ્ય સાધનો અને જરૂરિયાતો સાથે, અથવા ઉત્પાદનના બીજા ઘટકોમાં જે પ્રયાસો થઈ રહ્યા હોય તેની સાથે કશો જ સંબંધ ધરાવ્યા વિના, કામ કરવા માંડે. આ તો એ પ્રકારની આયોજનાપૂર્ણ વ્યવસ્થા છે કે જેમાં ઉત્પાદનનો વપરાશની ચીજોની જરૂરિયાત સાથે મેળ ખાતો હોય, અને પ્રત્યેક પ્રદેશની જરૂરિયાતનો અને ભાવિ શકયતાનો મેળ બીજા પ્રદેશોની જરૂરિયાતો અને ભાવિ શકયતાઓ સાથે ખાતો હોય; તથા રોજગારી અને ઉત્પાદન બંનેને વધુમાં વધુ બહેલાવનારાં સાધનોની મદદથી ઉત્પાદનની પ્રક્રિયાની એવી રીતે રચના કરવામાં આવે કે, ચંદ હાથોમાં ઉત્પાદનનાં સાધનોની માલિકીનું કેન્દ્રીકરણ થવાને કારણે પરિણામ રૂપે જે ઓશિયાળાપણું અને શોષણને ફાલવાનો અવકાશ મળતો હોય છે તેવો અવકાશ પ્રાપ્ત થાય જ નહિ; તથા આજે શહેરી કારખાનાંની હરીફાઈથી ગ્રામ-ઉદ્યોગો જેમ ભીંસમાં આવતા હોય છે તેવી જ ભીંસમાં તેઓ જે ટેકનિક અને સાધનો વાપરે છે તેને કારણે ય આવતા હોય છે; તેથી કરીને મૃતઃપ્રાય ગ્રામોદ્યોગના પાયા પર તેમનો આપોઆપ વિકાસ થવો શકય નથી.

* વિકેન્દ્રીકરણ કાંઈ ઘડિયાળનો કાંટો પાછો ફેરવવાની અને આદિકાળનો પ્રાથમિક કક્ષાનો સમાજ જે પ્રકારની ઉત્પાદનની પદ્ધતિ અખત્યાર કરતો હતો તેવી પ્રાચીનકાળની પદ્ધતિ ઉપર પાછા ચાલ્યા જવાની તરફેણ નથી. **વિકેન્દ્રીકરણ કાંઈ ટેકનોલોજીની પ્રગતિનો ત્યાગ કરવા માગતું નથી.** એ તો એટલું જ પાકું કરી લેવા ઇચ્છે છે કે, શારીરિક ઢસરડો ટાળવાની સાથોસાથ તથા ઉત્પાદન અને રોજગારીનો આંક વધુમાં વધુ ઊંચો લઈ જવાની સાથોસાથ વિજ્ઞાન અને ટેકનોલોજીના લાભો આપણને લોકશાહીના તત્ત્વની રક્ષા કરવા શક્તિમાન બનાવે. આથી કરીને, ઔદ્યોગીકરણની મૂળ કલ્પનામાં જ, અને ટેકનોલોજીએ કયા હેતુઓ પાર પાડવાના છે તે બાબતમાં વિકેન્દ્રીકરણ ધરમૂળથી ક્રાંતિ આણે છે.

(૨) આવા વિકેન્દ્રીકરણમાં ઇજારદારી મૂડીવાદ અથવા સરમુખત્યારશાહી માટે કશો અવકાશ રહેતો નથી. કામદારો જે સાધનો વડે કામ કરે છે તેની માલિકી ધરાવી શકે છે. એટલે કામે રોકનાર અને કામે રહેનાર એવા ભેદો જ રહેતા નથી.

(૩) આવો કામદાર શ્રમની સર્જકતાનો આનંદ લૂંટી શકશે, અને તેની આપસૂઝ પણ ચાલી નહિ જાય. આથી રોજગારી સચવાશે અને ઉત્પાદન વધશે. તથા પ્રદેશોની જરૂરિયાતને અનુલક્ષી ઉત્પાદન થતું હોઈ, કાચા અને પાકા માલની જંગી હેરફેર કરવાનું ખર્ચ ટળી જશે, વિતરણ માટેનું જંગી તંત્ર બિનજરૂરી બનશે; બંને ઓછામાં ઓછા પ્રમાણમાં રહેશે. વળી આમાં મૂડીની જરૂર પણ ઓછી રહેશે.

(૪) એમ માનવું એ ભ્રમ છે કે, આજે જે પ્રકારનું ઔદ્યોગીકરણ ચાલે છે તેના કારણે સારા પ્રમાણમાં રોજગારીમાં વધારો થશે. નીચેના આંકડા પરથી જણાશે કે ઉત્પાદનની

કેંદ્રિત પદ્ધતિવાળા ઉદ્યોગો જમીન ઉપરનું દબાણ ઓછું કરવામાં તથા બીજા ત્રીજા વ્યવસાયો આપવામાં, અથવા તો રોજગારી વધારવામાં નિષ્ફળ નીવડ્યા છે.

| | | | |
|---|---|---|---|
| કુલ મૂડી (લાખ રૂ.માં) | ૧૯૪૭ | ૧૯૫૦ | ૧૯૫૩ |
| રજીસ્ટર્ડ કારખાનાની સંખ્યા | ૫૬૩૨ | ૭૦૯૬ | ૭૧૦૪ |
| કુલ મૂડી | ૪૦૩,૪૪ | ૬૧૯,૫૩ | ૭૨,૮૮૮ |
| કુલ કામદારોની સંખ્યા (હજારમાં) | ૧૪૮૭ | ૧૪૬૮ | ૧૪૭૧ |
| કામદારો સિવાયના કર્મચારીઓ (હજારમાં) | ૧૪૧ | ૧૬૪ | ૧૫૭ |

[ આ આંકડા ઈસ્ટર્ન ઇકોનોમિસ્ટ : એપ્રિલ ૨૦, ૧૯૫૬માંથી લીધા છે. ]

તો વળી બીજા આંકડાઓ એવું બતાવે છે કે વિકેંદ્રિત ઉદ્યોગો, જે ટેકનિકલ સુધારાનો લાભ લે છે, તેમાં રોજગારીને માટે વધુ વિવિધ અને વધારે પ્રમાણમાં તક હોય છે.

## અર્થ-વ્યવસ્થા

( ૫ ) સર્વોદય અર્થ વ્યવસ્થા ત્રણ પ્રકારની હશે :

( અ ) પોતાનાં હથિયારો સાથે કામ કરનાર કારીગરોનો **જાત-રોજગારી**નો વિભાગ. આ વિભાગ રોજંદી જરૂરની વસ્તુઓનું મુખ્ય ઉત્પાદન કરશે.

( આ ) મોટા ભાગે પોતાનાં હથિયારોવાળા, અને કેટલેક અંશે, પોતે જે ન વસાવી શકે તેવાં, પૂરક સાધનો વડે કામ કરનારાઓનો **સહકારી** વિભાગ. આ સાધનો ઉપરની માલિકી આખા સમાજની હશે; પરંતુ સહકારી મંડળીઓ એનું સંચાલન કરતી હશે.

આમાં કાચા માલમાંથી પાકો તૈયાર માલ ઉત્પાદન કરવાના સ્થાનિક ' પ્રોસેસિંગ ' ઉદ્યોગોનો મોટે ભાગે સમાવેશ થશે.

( ૬ ) **સમાજ અથવા તો રાજ્ય હસ્તકના ઉદ્યોગો**નો વિભાગ. તે ઉદ્યોગોની વ્યવસ્થા કરશે, કાચો માલ મેળવી આપશે, અને ઉત્પાદનનો નિકાલ કરશે; પરંતુ આ ઉદ્યોગો સરકારી કર્મચારીઓ જ ચલાવે એવું કાંઈ નથી.

બને ત્યાં લગી આવા ઉદ્યોગોની વ્યવસ્થા અને સંચાલન **મ્યુનિસિપાલિટી** તથા **અન્ય કોરપોરેશનો** દ્વારા કરવામાં આવશે.

**આ વિભાગમાં ભારે ઉદ્યોગો અને જે ઉદ્યોગો આંતરપ્રાદેશિક ધોરણ વિના ચલાવી જ ન શકાય તેવાઓનો સમાવેશ થશે.** આવા ઉદ્યોગોમાં અમુક **હદે કેંદ્રીકરણ અનિવાર્ય** ગણાશે. દા. ત. લોખંડ, પોલાદ, જહાજ, યાંત્રિક વાહનવ્યવહાર, ધાતુ-ઉદ્યોગો, એંજીનિયરિંગ, રક્ષણ ઉદ્યોગો ( સર્વોદય સમાજની પ્રાપ્તિ દરમ્યાનના ગાળા પૂરતા જરૂરી હોય તે પ્રમાણમાં )નો આમાં સમાવેશ થશે.

આ ઉદ્યોગો ( ૧ ) જાત-રોજગારીના ઉદ્યોગોને અને સહકારી ઉદ્યોગોને જરૂરી અને કામેલ સાધનો સસ્તા દરે પૂરા પાડશે. ( ૨ ) યાંત્રિક વાહનવ્યવહારની અને જાહેર 'ઉપયોગિતાની' સરવીસીઝની જરૂરિયાત પૂરી પાડશે. ( ૩ ) દેશ જે માલ પરદેશ નિકાસ કરવા માગતો હશે તેનું ઉત્પાદન કરશે.

### વચગાળાના સમયમાં—

( ૧ ) પરંતુ વચગાળાના સમયમાં ઔદ્યોગિક પદ્ધતિનું સુકાન કેવી રીતે કામ કરતું હશે તેનો સવાલ મહત્ત્વનો છે. સૌથી પ્રથમ તો, ઉપર જે ત્રણ પ્રકારના વિભાગો દર્શાવ્યા તેમના પ્રદેશો સ્પષ્ટસ્વરૂપે નોખા પાડવા પડશે; તથા દરેક વિભાગ કયા પ્રકારનું ઉત્પાદન કરશે, કઈ પદ્ધતિએ દરેક વિભાગ કામ કરશે, અને દરેક વિભાગ કેટલો આંક સાધશે તે બાબતો નક્કી કરી લેવી જોઈશે.

( ૨ ) જ્યારે જમીન ઉપરની ખાનગી મિલકતની નાબૂદીનું આંદોલન જોર પકડશે, અને મોટા ભાગના લોકો સ્વેચ્છાએ પોતાની સનદોનો ત્યાગ કરશે, ત્યારે ઉદ્યોગોમાં ખાનગી મિલકતને ચોટકી રહેવાની નિશ્ચયવૃત્તિ પણ ઢીલી પડી જશે; અને ત્યારે ઉદ્યોગપતિઓ આયોજનમાં દર્શાવેલી ઔદ્યોગિક નીતિની હરોળમાં કદાચ સ્વેચ્છાએ આવી પણ જશે. જ્યારે ઘણી મોટી સંખ્યામાં કામદારો જાતે જ ખાનગી-મિલકતના સમાજવિરોધી લક્ષણથી જાગ્રત થયા હશે, અને પોતાની ખાનગી માલિકીના અધિકારપત્રોનો ત્યાગ કર્યો હશે, ત્યારે તેઓ એટલું બળ જમાવશે કે જેથી ઉદ્યોગપતિઓને પણ ઉત્પાદનનાં સાધનો ઉપરની ખાનગી માલિકી છોડી દેવાની ફરજ પડે.

**(૩) અને આમાં છતાં, જો ઉદ્યોગોના માલિકો નવી નીતિ સાથે એકમત થવામાં નિષ્ફળ જાય, તો સમાજ તેમના ઉદ્યોગધંધાઓનું સામાજીકરણ કરે ય ખરો. અલબત્ત ત્યારે તેમને પુનર્વસવાટ એલાવન્સનું વળતર આપવામાં આવશે—પંચાયતો કોઈ જમીન માલિકની જમીન લઈ લેતાં વળતર આપે છે તેમ.**

(૪) ત્રણે વિભાગો કયું કેવું ઉત્પાદન કરશે તે બાબત નક્કી કરી લેવામાં આવશે, એનો અર્થ એવો નથી કે, જે મિલો અને કારખાનાં હાલ જે ઉત્પાદન કરી રહ્યાં છે તે તત્કાલ બંધ કરી દેવામાં આવશે. એવો એકાએક ફેરફાર કરવા જતાં તો આખું ઔદ્યોગિક તંત્ર જ પાટા પરથી ઊતરી પડે. ઉપર કહ્યો તેવો ફેરફાર તો, બીજા વિભાગોમાં, સાથોસાથ અને સપ્રમાણ ઉત્પાદન વધારીને જ શક્ય બનશે. આથી કરીને વચગાળાનો સમય રહેશે જ; આ દરમ્યાન હયાત કેંદ્રિત ઉદ્યોગો અને વધી રહેલા જાત રોજગારીના (કારીગરોના) ધંધાઓ તથા સહકારી ઉદ્યોગો—ત્રણે વચ્ચેના સુમેળવાળા, 'સહિયારા' ઉત્પાદનના કાર્યક્રમો હાથ ધરવામાં આવશે.

(૫) અલબત, વચગાળાના સમયમાં જાત-રોજગારી અને સહકારી ઉદ્યોગોને સીધી યા આડકતરી રીતે નાણાંકીય સહાય આપવી પડશે; અને એમાં કશો સંકોચ કરવાની જરૂર નથી. આજે મોટા ઉદ્યોગોને ય રાજ્ય તરફથી મદદ કરવામાં આવતી હોય છે. રાજ્યની ઔદ્યોગિક નીતિ જ તેમને મદદરૂપ થવાની હોય છે. તો પછી, જે આયોજન આજના ઔદ્યોગિક તંત્રમાં જ ક્રાંતિ કરવા માગતું હોય તેની ઔદ્યોગિક નીતિ તેને અનુરૂપ રહે એ સ્વાભાવિક છે, અને વિકેંદ્રિત ઉદ્યોગોને સ્થાપિત કરવાના તે પ્રયાસો કરે એ સહજ છે.

(૬) એ બને કે શરૂઆતમાં જાત-રોજગારી અને સહકારી વિભાગોદ્વારા પેદા થયેલ માલ પૈસાની દૃષ્ટિએ કેન્દ્રિત ઉદ્યોગોના ઉત્પાદનની સરખામણીમાં વધુ મોંઘો જણાય; પરંતુ કેંદ્રિત ઉદ્યોગોમાં જે સામાજિક દામ (cost) ખરચાય છે તે બીજા બે પ્રકારના ઉત્પાદન કરતાં ઘણું વધારે હોય છે. વળી એ પણ છે કે, જેમ જેમ ટેકનિકલ કાબેલિયતમાં અને સાધનોમાં સુધારો થતો જશે, અને રાજ્ય આ બે વિભાગોને સહાય આપી પગભર બનાવશે, પછી ઉત્પાદનનું પડતર મૂલ્ય નીચું ગયા વિના નહિ રહે; અને જતે દિવસે માલની ગુણવત્તા પણ કેંદ્રિત ઉદ્યોગોને ટક્કર મારે એવી થશે.

(૭) એ વાત સ્પષ્ટ છે કે, જ્યાં લગી એક જ પ્રકારનો માલ કેંદ્રિત અને વિકેંદ્રિત બંને વિભાગો દ્વારા પેદા થતો હશે અને બંને વચ્ચે હરીફાઈ હશે ત્યાં લગી જ વિકેંદ્રિત ઉદ્યોગોને સરકારી મદદની જરૂર રહેશે.

(૮) સરકારી મદદનો બોજો વસ્તુ વાપરનાર અને કર ભરનાર ઉપર પડે છે. પરંતુ છેલ્લી એક પચીસીથી મોટા ઉદ્યોગોને 'સબસીડી' આપવામાં આવે છે તે જોતાં એ ભાર તો ચાલતો આવેલો જ છે. એટલે જ્યારે ૯૨½ ટકા લોકોનું જીવનધોરણ ઉપર લાવવા રાજ્ય મર્યાદિત સમય માટે વિકેંદ્રિત ઉદ્યોગોને 'સબસીડી' આપવાનુ ચાલુ રાખે તો તેની સામે લોકોનો જુદા પ્રકારનો પ્રત્યાઘાત જાગશે, એવું માનવાને કારણ નથી.

## યંત્ર-મશીનરી, શક્તિ અને ઔદ્યોગિક સંશોધન

**(૧) એ ભૂલભરેલી માન્યતા છે કે સર્વોદય તમામ પ્રકારની મશીનરી અને ટેકનોલોજીની પ્રગતિનો વિરોધી છે; અથવા તે તો પ્રાથમિક કક્ષાની પછાત પદ્ધતિઓને વળગી રહેવા માગે છે, તથા સમાજને અતિ રંક જીવનધોરણ પર ઘસડી જવા માગે છે. સર્વોદયી જીવનદૃષ્ટિનું આ તો ઠઠ્ઠાચિત્ર છે—તેની ભયંકર વિકૃતિ છે.**

**સર્વોદય મશીનરી કે ટેકનોલોજીની પ્રગતિનો વિરોધી નથી. માનવીની ઉત્પાદક કાબેલિયતને વધારવા, તેને એકધારા ઢસરડામાંથી બચાવવા, તથા જીવનને અર્થપૂર્ણ બનાવનારી ઉચ્ચતર નૈતિક અને સાંસ્કારિક પ્રવૃત્તિઓ માટે તેને પૂરતો ફાજલ સમય મળે તેવી શક્યતા સર્જવા તે બંનેનો ઉપયોગ કરવા માગે છે.**

(૨) હાલની ઔદ્યોગિક સંસ્કૃતિ એ તો, જે યુગમાં સમાજે યંત્રનો સ્વીકાર કર્યો હતો તેવા ઐતિહાસિક-આર્થિક યુગની વારસદાર છે. એનો સ્વીકાર કરનાર યુગ હતો Laissez faire મૂડીવાદનો, કે જેનો મુખ્ય રસ હતો ઉત્પાદન વધારતા જઈ નફો વધારતા જવાનો; નવાં નવાં યંત્રો દ્વારા શ્રમ બચાવી લઈ, નવાં નવાં બજારો કબજે કરવાનો. એથી કરીને ઉત્પાદન કરનાર માનવીના વ્યક્તિત્વની તેને પડી ન હતી; કે ન હતી તેને કશી પરવા, પેદા થયેલી વસ્તુમાં સર્જક માનવીના વ્યક્તિત્વનું પ્રતિબિંબ ઊઠે એવા પ્રકારની

આગવી કલાત્મકતાની. ઉપરાંત, સૌને સંપૂર્ણ અને સર્જનાત્મક રોજગારી મળે તે પ્રકારની સામાજિક જરૂરિયાતની ય તેને કશી પડી ન હતી પરિણામ એ આવ્યું કે, મશિન માણસોને બેકાર બનાવતું ચાલ્યું; કામમાં સર્જનાત્મક આવિષ્કારની તક ઝૂંટવાતી ચાલી; અને સમૂહ-ઉત્પાદનના ચક્કરમાં માનવી કેવળ એક સ્ક્રૂ બની ગયો.

આમ, મશીને એવા 'સમૂહ-માનવો'નું સર્જન આરંભ્યું કે જેમનું રહેઠાણ ભંગાર નિવાસો હતાં, અને જેમનાં જીવન તમામ પ્રકારની હેતુપૂર્ણતાથી વિમુખ બની ગયાં, અને ઔદ્યોગિક તંત્રે સર્જેલા મનસ્વી અને મર્યાદિત વિકલ્પો પ્રમાણે, સ્વભાવગત રીતે, એક પછી એક પડઘો પાડનારાં બની ગયાં.

**આના પરિણામે ઉત્પાદન 'વ્યક્તિત્વવિહોણું' બન્યું, ને માનવી 'માનવતાવિહોણો!'**

(૨) ટેકનૉલૉજી પણ મૂડી અને વ્યાપારને આશ્રયે વિકાસ પામી; તેથી કરીને તે એવાં યંત્રો બનાવવા પાછળ પડી કે જેથી વ્યક્તિ અને સમાજને ભોગે મૂડીનો નફો વધુમાં વધુ મળે. **મૂડીવાદની લૂંટી તરીકેનો વેશ સ્વીકારી લેનાર ટેકનૉલૉજી અને મશીનરીનાં આ અનિવાર્ય પરિણામ હતાં.**

**મૂડીવાદનાં અનિષ્ટોને કારણે મશીન અને ટેકનૉલૉજીને માથે કાળી ટીલી ચોંટી છે, ત્યારે મૂડીવાદે તો મશીનનાં ગુણો માટે બેશરમ બની પોતાની શાખ વધારી લીધી છે.**

(૩) સમાજવાદે ય મૂડીવાદી ઔદ્યોગીકરણનાં અનિષ્ટો સામે પૂરતી સુધારણા દાખવી નથી. દુર્ભાગ્યે વલણ તો એવું માનવા તરફ છે કે, ઉદ્યોગવાદનાં અનિષ્ટો ખાનગી માલિકી દૂર થતાં ખતમ થઈ જશે. પરંતુ **હાલની ઔદ્યોગિક સંસ્કૃતિનાં અનિષ્ટો જેટલે અંશે ઉત્પાદનનાં સાધનોની ખાનગી માલિકીને આભારી છે તેટલાં જ ઉત્પાદનની પદ્ધતિને આભારી છે.** આથી કરીને આ અનિષ્ટો આ બંને સામે ઝૂઝયા વિના નાબૂદ નહિ થાય.

સર્વોદય-વિચાર મશીનની અપરંપાર શક્તિ અને માનવીની આર્થિક અને સાંસ્કારિક આબાદી કરવાની પરમ વિચારણા—બંનેના 'ગતિશીલ એકત્વ' માટે આગ્રહી છે.

**સર્વોદય ઔદ્યોગિક ક્રાંતિનો વિરોધી નથી. તે તો ૧૯મી સદીમાં ઔદ્યોગિક ક્રાંતિ અને મૂડીવાદે જે પેટર્ન-ઢાંચા અને હેતુઓને જન્મ આપ્યો છે, તેનો વિરોધી છે.**

આથી, ફરી પાછા અનિષ્ટમાં ન પડાય તેની સર્વોદય જાગ્રત તકેદારી રાખવા માગે છે.

**(૪) વીજળી શક્તિ, અણુશક્તિ, સૂર્યશક્તિ વગેરે શક્તિઓની શોધખોળોએ કેંદ્રીકરણનાં અનિષ્ટોને આમંત્ર્યા વિના શક્તિ ઉત્પન્ન કરવાનું, વિતરણ અને ઉપયોગ કરવાનું આપણે માટે શક્ય બનાવ્યું છે.**

શક્ય હશે ત્યાં શક્તિ ઉત્પન્ન કરવાનું વિકેંદ્રિત ધોરણે થશે, અને સ્થાનિક રીતે પ્રાપ્ત હોય એવી તમામ શક્તિનો ઉપયોગ કરવાની આર્થિક જરૂરિયાત તરફ દુર્લક્ષ કરવામાં નહિ આવે ત્યારે જ જુદા જુદા કૃષિક અને ઔદ્યોગિક કાર્યો માટે તે વપરાશમાં લેવાનું શક્ય બનશે.

દા. ત. ખેતી અને ઘાણી માટે બળદ અને પાડાનો ઉપયોગ થાય; પાણી ઉલેચવાનાં કાર્યો ઢોરશક્તિ અને જરૂર પડે ત્યાં યાંત્રિક શક્તિ બંને દ્વારા થાય; કેટલાક પ્રકારનો વાહનવ્યવહાર ઢોરો દ્વારા થાય, અને બાકીના માટે વરાળ, વીજળી વગેરેનો ઉપયોગ કરવામાં આવે.

## કરવેરા

(૧) આજે જેને કરવેરા ગણવામાં આવે છે તે, ઉઘરાણાંનું કામ ગ્રામપંચાયતો, મ્યુનિસિપલ સમિતિઓ, તથા પ્રાદેશિક સરકારોને હસ્તક રહેશે. આમાંથી અમુક હિસ્સો રાજ્ય સરકારને અને વડી સરકારને આપવામાં આવશે.

(૨) બને તેટલા આડકતરા વેરાઓ કાઢી નાખી સીધા વેરા લેવાની પદ્ધતિ વધુ પસંદ કરવામાં આવશે. સીધો આવકવેરો આવકના પ્રમાણમાં ચઢઊતર હશે. અને જેમની આવક કર લેવાના ધોરણથી ઓછી હશે તેઓ પણ ગ્રામપંચાયતને પોતાનો ફાળો તો આપશે જ. અલબત્ત, આ ઐચ્છિક અને પ્રતીકરૂપ હશે.

(૩) વચગાળાના સમયમાં, મધ્યસ્થ તંત્ર પોતે જ સીધા કરવેરાની આકારણી કરવાનું અને ઉઘરાવવાનું સુદ્ધાં કામ માથે લે એ અમુક કિસ્સાઓમાં આવશ્યક ગણાય પણ ખરું. ખાસ કરીને જેમની આવક ઘણા બધા ધંધા-

ચૂંટણી કરશે. અને સર્વસાધારણતઃ તેના નિર્ણયો સર્વસાધારણ મત-અભિપ્રાયના આધારે કરશે. ન્યાયનું કામ હાથ ધરશે ત્યારે તેના નિર્ણયો સર્વાનુમતે હશે.

( ૩ ) બહુલક્ષી સહકારી મંડળીઓ વિવિધ આર્થિક પ્રવૃત્તિઓ ગામડામાં ને નગરોમાં ઉપાડશે. તેનાં ખાતાંઓ આ પ્રકારનાં હશે ( ૧ ) આયોજન ( . ) વેપાર ( ૩ ) ઉદ્યોગ—કાચો માલ મેળવવો, ઉત્પાદનની વ્યવસ્થા, અને જાત-રોજગારી અને સહકારી વિભાગોએ પેદા કરેલ માલનું વેચાણ ( ૪ ) કૃષિ અને ઉદ્યોગવિષયક ધીરધાર ( ૫ ) બેંક ( શ્રમ-બેંક સહિત ) ( ૬ ) વીમો.

આવી બહુલક્ષી સહકારી મંડળીઓની આયોજક સમિતિઓ પ્રાદેશિક અને રાજ્ય-આયોજક સમિતિઓ સાથે મળીને કામ કરશે.

( ૪ ) મધ્યસ્થ રાષ્ટ્રીય આયોજક કમિશન હશે, જેમાં રાજ્ય-આયોજક-કમિશનોના પ્રતિનિધિઓ હશે. આ મધ્યસ્થ કમિશનનું કાર્ય ( ૧ ) રાષ્ટ્રીય જરૂરિયાતો અને સાધનોનો અંદાજ કાઢવો ( ૨ ) આયોજનના સિદ્ધાંતો તૈયાર કરવા અને ઘટકો તથા રાજ્યોને માર્ગદર્શક થવા સર્વાંગી રૂપરેખા તૈયાર કરવી ( ૩ ) રાષ્ટ્રીય સ્તર ઉપર આયોજનનું સંકલન અને સમીકરણ કર

---

સ્વરાજ્યના કેટલા ય અર્થ ભલેને કરવામાં આવે; હું પણ એના કેટલા ય અર્થ ભલેને બતાવતો રહું; તો પણ મારી પાસે તો એનો ત્રિકાલ સત્ય એવો એક જ અર્થ છે, અને એ છે **રામરાજ્ય**. જો કોઈને રામરાજ્ય શબ્દ સારો ન લાગતો હોય તો, હું એને **ધર્મરાજ્ય** કહીશ. રામરાજ્ય શબ્દનો ભાવાર્થ એ છે કે, એમાં ગરીબોની સંપૂર્ણ રક્ષા થશે; બધાં કામ ધર્મપૂર્વક થશે અને લોકમતનો હમેશાં આદર કરવામાં આવશે.

—ગાંધીજી

[ હિંદી નવજીવન, ૨૭-૩-૩૦ ]

# વિનોબા-વિચારગંગા

આ ખંડમાં વિનોબાજીનાં પ્રવચનોમાંથી સાર-સંચય તારવી રજૂ કર્યો છે. સ્થળ-સંકોચને કારણે તે ઘણો જ અપૂર્ણ તો છે જ.

મારા જે વાહિયાત લાગતા વિચારો છે, એને છોડી દેવા જોઈએ. મારા આ વિચારો કોઈ પણ હિસાબે લોકોએ માનવા જ જોઈએ એવું મેં સ્વપ્નેય નથી માન્યું. સમાજે મારા એકેએક વિચારને ઝીલી લેવો જોઈએ એવું મારા ભેજાના કોઈ ખૂણામાં નથી. મારા આવા વિચારોને આપ લાઉડથિંકિંગ (પ્રગટ-ચિંતન) સમજી લેજો, અને જેટલા ગળે ઊતરે એટલા જ વિચાર સ્વીકારજો. કારણ હું તમને ગમે ત્યારે ઠગું એવો છું; વિચાર બદલું એવો છું. એટલા માટે હું ફરી ફરીને તમને કહું છું કે, મારા જે બીજા-ત્રીજા વિચારો છે તે છોડી દેવા જોઈએ; અથવા તો વારે વારે થતી આપણી ચર્ચાગોષ્ઠીઓમાં (સેમિનાર) એને અંગે મોકળા મને ચર્ચા કરી લેવી જોઇએ, અને મારા કેવળ સત્ય, પ્રેમ અને કરુણાના જ વિચારો માન્ય કરવા જોઇએ. આ ત્રણ વિચારોને છોડીને મારા નિરનિરાળા મતોના સંબંધમાં આપને જો મતભેદ હોય, તો એને જોરથી છોડી દો.

ચાલીસગાંવ, ૯-૮-'૫૮

હું વિનયથી, પ્રેમથી અને વસ્તુસ્થિતિ સમજાવીને માગું છું. મારાં ત્રણ સૂત્રો છે (૧) મારો વિચાર સમજાય। પછી પણ કોઈ નથી આપતું તો તેનું મને દુઃખ નથી લાગતું. કારણ હું માનું છું કે જે આજે નથી આપતો તે કાલે આપશે, વિચાર બીજ ઊગી નીકળ્યા વગર રહેવાનું નથી. (૨) મારો વિચાર સમજીને કોઈ આપે તો તેથી મને આનંદ થાય છે. કારણ કે એનાથી બધી બાજુએ સદ્ભાવના પેદા થાય છે. (૩) મારો વિચાર સમજ્યા વગર, કોઈનાં દાબ દબાણથી કોઈ આપશે તો મને દુઃખ થશે. મારે ગમે તેમ જમીન ભેગી કરવી નથી, પણ મારે તો સામ્યયોગ અને સર્વોદયવૃત્તિ નિર્માણ કરવી છે.

અકબરપુર (જોનપુર) ૨૮-૪-'૫૨

## ૧: રત્નચિંતામણીની શોધ

ગાંધીજીના ગયા પછી હું અહીં (દિલ્હી) આવી પહોંચ્યો. નિરાશ્રિતો વચ્ચે કામ કરવાનો પણ વિચાર હતો. કામ થોડું ઘણું થયું પણ ખરું. પણ હું જે ચીજ શોધતો હતો તે મને ન મળી. એ બધું કામ સરકારી અમલદારો સાથે સંબંધ રાખીને કરવાનું હતું. તેથી તેની પોતાની મર્યાદાઓ હતી. થોડા જ દિવસોમાં મેં જોઈ લીધું કે મારે બીજો જ કોઈ રસ્તો શોધવો જોઈએ.

તે દરમ્યાન મેવ લોકોમાં કામ કરવાની તક મળી. તેમાં પણ સરકારી અધિકારીઓ સાથે સંબંધ રાખવાનો સવાલ હતો; પણ કામ મર્યાદિત હતું અને તે વખતે એ તરફ કોઈનું ધ્યાન પણ નહોતું; બલ્કે જરા તિરસ્કાર જેવું હતું. પરમેશ્વરની કૃપાથી આજે એ તિરસ્કાર નથી રહ્યો. મને લાગ્યું કે એ કામ વડે અહિંસાની શક્તિ કાંઈક પ્રગટ થઈ શકે છે. × × × મેં જે ભલામણો કરી તેની ઉપર સરકાર તરફથી પૂરો અમલ ન થયો. તેમણે એમાંથી કેટલીક વાત માની, કેટલીકનો અમલ કર્યો. છતાં ય ત્યાં ઠીક ઠીક કામ થયું એમ જ કહેવું જોઈએ. પરિણામ એ આવ્યું કે મુસલમાનોમાં જાઉં છું, ત્યારે તેઓ માને છે કે આ માણસ કોઈ

પણ જાતનો ભેદભાવ નથી રાખતો. આ વાતનો અનુભવ મને અજમેરના દરગાહ શરીફમાં થયો...એનું પરિણામ મેં હૈદ્રાબાદમાં જોયું...

છતાંય હું શોધવા લાગ્યો કે કોઈ એવી રીત હાથ આવવી જોઈએ કે જેને અહિંસાત્મક ક્રાંતિનો-સર્વોદયનો ક્રિયાત્મક આરંભ કહી શકાય. મેં એ પણ સમજી લીધું હતું કે, જો તેમ થશે તો ખાદી, ગ્રામોદ્યોગ વગેરેનું પણ કામ આગળ વધશે, નહીં તો કોઈ ખાદીનો ભાવયે નહીં પૂછે, અને ગ્રામોદ્યોગનોયે નહીં. પણ જ્યારે તેલંગણાની યાત્રાનો* અવસર આવ્યો, ત્યારે એમાં કાંઈક સંશોધન થયું અને એક ચીજ હાથમાં આવી ગઈ. ત્યારથી હું એની પાછળ લાગ્યો છું. મને એક જીવનકાર્ય જેવું મળી ગયું છે. મેં સમજી લીધું છે કે, આટલું કામ કરતાં કરતાં જો મારા જીવનનો અંત આવે તોય જીવ્યું સફળ છે. જાણે કે જેની શોધમાં હતો તે રત્નચિંતામણિ જ મને મળી ગયું!

## જમીનનો કોયડો

જમીનનો કોયડો આખી દુનિયાનો કોયડો છે. એને ઉકેલવામાં બીજા દેશોએ જુદા રસ્તા અજમાવ્યા છે. આપણે તેને અહિંસક રીતે ઉકેલવો છે. માટે તમે થોડી થોડી જમીન આપશો, તો તેનાથી ગરીબોને થોડી જમીન તો મળશે, પણ ક્રાન્તિનું મારું કામ લાજશે. સમાજ પરિવર્તનની અને સમાજનું આર્થિક માળખું બદલવાની આકાંક્ષા એનાથી તૃપ્ત નહીં થાય. તેથી જ્યાં જ્યાં હું ગયો, ત્યાં ત્યાં મેં એ જ વાત સમજાવી કે, મારે દાન નથી જોઈતું. એક કુટુંબીજન સમજીને મારો હક મને આપો અને દરિદ્રનારાયણની સેવામાં લાગી જાઓ. મેં તો લોકોને સમજાવ્યું છે કે 'જુઓ, આ તો વામનાવતાર પ્રગટ થયો છે અને તે ત્રણ ડગલાં ભૂમિ માગે છે. પહેલું પગલું એ છે કે, ભૂમિહીન ગરીબોને માટે, પોતાના દીકરાને આપતા હો તેમ આપો. બીજું એ કે, તમારે ગરીબોની સેવાની દીક્ષા લેવી જોઈએ; અને ત્રીજું પગલું એ કે, ગરીબોની સેવા કરતાં કરતાં પોતે ગરીબ બની જવું જોઈએ. આમ એક પછી એક ત્રણ ડગલાં જમીન આપી શકો તો બલિરાજાની જેમ તે પૂર્ણ બલિદાન થશે. એનાથી હિન્દુસ્તાનનો નકશો જ બદલાઈ જશે.

જ્યારે હું કહું છું કે 'જે જમીન આપવી છે તે પૂરા ઉત્સાહથી આપવાની છે, અને જેમને આપવાની છે, તેમના જેવું જીવન ગાળવાની તૈયારી રાખવાની છે,' ત્યારે **મારી મતલબ એ નથી હોતી કે એ ભૂમિહીનોની માફક આપણે પણ દીનહીન અવસ્થામાં રહેવાનું છે. બલ્કે બંને સમાન હકદાર છીએ એ ભાવનાપૂર્વક સમ્મિલિત ભોગે ભોગવવો છે અને સામ્યયોગ સિદ્ધ કરવો છે.**

રાજઘાટ દિલ્હી, ૧૩-૧૧-'૫૧

## ગરીબોને જમીન

મારે ગરીબોને જમીન અપાવવી છે. માવડી અને છોરુ વિખૂટાં પડી ગયાં છે, તેમનો સંબંધ જોડી આપવો છે. જે જમીન પર મહેનત કરી શકે છે, એમની પાસે આજે જમીન નથી એ સારું નથી. એનાથી હિંદુસ્તાનનું ઉત્પાદન ઘટી રહ્યું છે, ભેદભાવ અને અસંતોષ વધી રહ્યાં છે. માટે ખેતર પર મહેનત કરનાર દરેક માણસને જમીન મળવી જ જોઈએ. હવે આ જમીન મળે શી રીતે? ઇતિહાસમાં એક પદ્ધતિ એ દેખાય છે કે, ધનિકોની જમીનો એમની પાસેથી છીનવી લેવામાં આવે. પણ એ રીત માનવતાની વિરુદ્ધ છે, અને એમાં શ્રેય પણ નથી, એનાથી સમાજમાં વેર અને દ્વેષ વધશે, સુખ-શાન્તિ નહીં મળે. માટે લોકો જમીનો સહકારથી, પ્રેમથી, ખુશીથી અને આત્મીયતાપૂર્વક આપે, એવા પ્રયત્ન થવા જોઈએ.

## દાન અને યજ્ઞ

મેં જે કામ શરૂ કર્યું છે, તેનું નામ 'ભૂદાન યજ્ઞ' છે, કેવળ 'ભૂદાન' નહીં.

* ૧૯૫૧ના એપ્રિલમાં હૈદ્રાબાદ પાસેના શિવરામપલ્લી ગામે સર્વોદય સમાજનું ત્રીજું અધિવેશન મળ્યું હતું. વિનોબાજી પોતાના સ્થાનક પરમધામ (પવનાર)થી પદયાત્રા કરીને આ સંમેલનમાં ગયા હતા. ત્યાંથી તેમણે તા. ૧૫ એપ્રિલે શાંતિસૈનિક તરીકે તેલંગણાની યાત્રા આરંભી. અને તા. ૧૮મીએ નાલગોંડા જિલ્લાના શિવરામપલ્લી ગામે પહોંચ્યા. ત્યાં રામચંદ્ર રેડ્ડીએ ૧૦૦ એકરનું પ્રથમ ભૂમિદાન આપ્યું હતું.

દાન કોણ કરે? જે ધનિક છે તે. પણ યજ્ઞમાં તો નાના મોટા સૌ કોઈ ભાગ લઈ શકે છે. આપણે દેશભરમાં આપવાની પ્રવૃત્તિ વધારવી છે. એક હવા જ પેદા કરવી છે. આપણને લેતાં તો આવડે છે, પણ દેતાં નથી આવડતું. એટલે આપવાની હવા પેદા કરવી છે.

તેલંગણામાં કોમ્યુનિસ્ટોના ઉપદ્રવને લીધે જ જમીન મળી, એમ માનતા હોઈએ તો હિન્દુસ્તાનમાં અહિંસક ક્રાન્તિની આશા જ છોડી દેવી જોઈએ.

પરંધામ, પવનાર ૧૧-૯-૫૧

## ઉપનિષદનો આદેશ

સરકારે 'અનાજ વધુ વાવો'નું સૂત્ર ઉચ્ચાર્યું છે. આ સૂત્ર ઘણું જૂનું છે. પેલવાલની નેતા પરિષદમાં મેં યાદ કરેલું अन्नं बहु कुर्वीत तद् व्रतम्। ઉપનિષદમાં આ વાત કેમ આવે છે? શું એ અર્થશાસ્ત્રનો ગ્રંથ છે?

ધારો કે પાણી મોંઘું થઈ ગયું. આજે તો મફત મળે છે એટલે સામસામો વિવેક કરીએ છીએ, પહેલાં તમે પીઓ!...ના, ના તમે પીઓ! પણ દુકાળ પડ્યા હોય ને પાંચ પાંચ દિવસ પાણી જોવા ન મળતું હોય તો બીજાને પાઈને પીનારા બહુ ઓછા નીકળે. કારણ આખરે પ્રાણી-તત્ત્વ પશુતા જાગ્રત થઈ જાય છે. હવા જ્યાંસુધી સર્વને સહેલાઈથી મળે છે ત્યાંસુધી તો એને વિષે લોકો ઉદાર રહી શકે છે. તેમ જ અન્ન પણ જ્યાંસુધી બહોળા પ્રમાણમાં મળતું રહે, બલ્કે એટલું મળતું રહે કે, ગમે તેને ગમે તે ઘેર ખાવાનું તો મળે જ મળે, તો કરુણા ટકશે, તો કરુણા વધશે, ને તો જ આધ્યાત્મિક જીવન પણ વધશે.

આમ વિચારીને જ ઉપનિષદે આવો આદેશ આપ્યો છે. એ આદેશમાં કેવળ અર્થશાસ્ત્ર નથી.

અર્થશાસ્ત્ર પૂછે છે કે 'અન્ન વધારો કહો છો તો કેવી રીતે વધારીએ? ત્યારે ઉપનિષદ કહે છે, यया कया च विधया बहु अन्नं प्राप्नुयात्—જે કોઈ રીતે અન્ન વધી શકે તેમ હોય તે રીતે વધારો. એ ગ્રંથ તો બ્રહ્મ-વિદ્યાનો છે.

---

* दानं संविभागः આપણા શાસ્ત્રકારોએ 'દાન' એટલે સમાન વિભાજન એવી વ્યાખ્યા કરી છે.

-વિનોબા (૧૯-૫-૫૧)

આ આત્મિક આદેશ છે. અન્ન કોઈ પણ રીતે વધારવું એ કેવળ માનવની નહીં પણ માનવતાની પણ પ્રાથમિક આવશ્યકતા છે.

આસિંદ, ૮-૧૧-૫૭

## ભૂમિપતિ નહિ ભૂમિપુત્ર

આપણે ભૂમિપતિ ન થઈ શકીએ, ભૂમિપુત્ર જ થઈ શકીએ. વેદોમાં કહ્યું છે: माता भूमिः पुत्रोऽहं पृथिव्याः આપણે ભૂમિપુત્ર હોવાનો હક કરી શકીએ, અને તેવી જ રીતે બીજા અસંખ્ય લોકો પણ કરી શકે. જે ખેતી કરવા માંગતો હોય તે ભૂમિપુત્ર છે. આ એક પાયાની વાત સ્વીકારી લો કે ભૂમિ સૌની છે, સૌને સારુ છે અને સેવા સારુ છે.

નવાદા ૧૬-૪-૫૩

## આર્થિક ક્રાંતિ

સંસ્કૃતમાં કહ્યું છે: 'दानात् देवः रक्षणात् राक्षसः' એટલે દાન આપે છે તે દેવ છે, અને સંઘરે છે—રાખે છે તે રાક્ષસ છે. બધા સદ્‌ગુણોનો સાર છે દાન દેવાની વૃત્તિ, અને બધા દુર્ગુણોનો સાર છે સંઘરવાની વૃત્તિ. સંગ્રહ કરનારથી મોટો રાક્ષસ નથી, દાન કરનારથી મોટો દેવ નથી.

મને ખાતરી છે કે જે સામાજિક અને આર્થિક ક્રાંતિની આપણે ધારણા રાખીએ છીએ તે થવાની જ છે. જમાનો ધસમસતો આવી રહ્યો છે, આપણે એને લાવતા નથી. પણ આપણે જો એની સાથે થઈ જઈએ, તો એનો જશ આપણને મળવાનો છે.

દિવસ પછી રાત, તેમ રાજકીય સ્વતંત્રતા પછી આર્થિક સ્વતંત્રતા સ્વાભાવિક જ ચાલી આવે છે. જે સાધનો દ્વારા આપણે રાજકીય આઝાદી પ્રાપ્ત કરી, તે સાધન-સંપદા મટી શકતાં નથી. એ અમુક સમય સુધી દબાઈ ગયેલી દેખાય ભલે, પણ એ પ્રગટ થવાની જ છે, એવી મારી શ્રદ્ધા છે. જે પુણ્ય-પ્રતાપ સ્વરાજ્યનાં આંદોલનોમાં પ્રગટ થયો હતો તે, અને જે વચલાં ચાર વર્ષોમાં ઊડી ગયેલો લાગતો હતો તે, હું માનું છું કે ફરીથી પ્રગટ થશે. જે શક્તિ રાજકીય આંદોલનમાં પ્રગટ થઈ હતી તે એથી પણ વધારે જોરપૂર્વક આ આંદોલનમાં પ્રગટશે

રાંચી, ૧-૭-૧૯૫૩

## આરંભનું કામ

એકવાર દાન દીધાથી છૂટી નથી જવાતું. એકવાર ખાધાથી પતી નથી જતું અને શરીરના નિભાવ માટે ટંકે ટંકે જમવું પડે છે. તેવી જ રીતે જ્યાંસુધી સમાજમાં ભોગ-ક્રિયા ચાલે છે ત્યાંસુધી દાનક્રિયા પણ ચાલશે. દાનમાં જે ધર્મ છે તે તો સતત કરવાનું કામ છે.

છઠ્ઠો ભાગ એ તો આરંભનું કામ છે. અંતે જતાં તો બધી જ જમીન આપી દેવી પડશે. બધી જમીન ગામની થશે. સગવડ ખાતર એ જુદી જુદી વહેંચવામાં આવશે....

આ રીતે ખુદ દાન જ કપાઈ જશે—દાનની જરૂર નહીં રહે ત્યાં સુધી દાનની પ્રવૃત્તિ ચાલશે અને ત્યારે જ દાન સાર્થક થશે.

મે' ૧૯૫૪

## છઠ્ઠા ભાગનો મંત્ર

મેં છઠ્ઠા ભાગનો જે મંત્ર શરૂ કર્યો છે, તે પૂરેપૂરી ભૂમિ વહેંચાઈ ન જાય ત્યાંસુધી હું ચાલુ રાખવાનો છું. એક વાર છઠ્ઠો ભાગ માંગ્યા પછી ફરીથી છઠ્ઠો માગીશ. આમ માંગતો ચાલ્યો જઈશ. મેં આજે ખાધું છે તેથી કાલ નથી ખાવાનો એવું થોડું જ છે? કાલે પણ ભૂખ લાગશે, કાલે પણ ખાઈશ, પરમ દહાડે ભૂખ લાગશે અને પરમ દહાડે પણ ખાઈશ. પણ કાલે અને પરમે ભૂખ લાગવાની છે તેથી આજે જ દસ દહાડાનું આપટી લેવું એવું થોડું જ છે? છઠ્ઠો ભાગ લીધા પછી પણ જો ભૂખ રહે છે, તો ફરી માંગીશ; અને એટલાથી ભૂખ મટી જાય છે તો કોઈ સવાલ નથી. પણ જો ભૂખ રહી તો ફરી માંગવાનો જ. આપણાં શાસ્ત્રોમાં કહ્યું છે: षष्ठांशवृत्त्या इव रक्षिताया:। છઠ્ઠો ભાગ આલતે આલતે બધું જ આલી દીધું અને જે સર્વસ્વ આપે છે તે જ સમ્રાટ છે. એ કશું ખોશે નહીં, બબ્બે હાથે પામશે.

આના કેટલાય દાખલા ઇતિહાસમાંથી મળી આવે છે. ધીમે ધીમે સમાજને આપવાનો અભ્યાસ થઈ જશે. બાળકને ચાલતાં ધીરે ધીરે શીખવીએ છીએ; 'દસ માઈલ ચાલવું સારું છે, માટે એકદમ દસ માઈલની મજલ કર.' એમ નથી કહેતા. આજે તો લોકોને લેવાની ને સંઘરવાની ટેવ પડી ગઈ છે. એ ફેરવીને આપવાનો અભ્યાસ પાડવો હોય તો ધીમે ધીમે પાડવો જોઈશે. બાળકને 'શાબાશ' કહીને થાબડીએ તો એને પાનો ચડે છે ને વધારે કામ કરે છે. તેમ, આજે તો દેનારાઓને 'શાબાશ' કહીને એમનું હું ગૌરવ વધારીશ. પછીથી આપવાની પ્રેરણા એમને પોતાની મેળે અંદરથી જ થશે અને અંતે આપવાનો અભ્યાસ પડી જશે. એ એક સ્વાભાવિક વસ્તુ થઈ જશે. આપ્યા વગર રહેવાશે જ નહિ. રોજ ખાઈએ છીએ તો રોજ દાન કરવું જ જોઈએ, એ એક ધર્મ બની જશે. આ અહિંસાની પદ્ધતિ છે.

કેટલાક કહે છે કે તમારો માર્ગ લાંબો છે. અમને તો ચપટી વગાડતામાં પહોંચાડે એવો માર્ગ જોઈએ.

ઉતાવળા માર્ગો ઝપાટાબંધ મૃત્યુ તરફ લઈ જાય છે. તો બોલો, તમારે ઝપાટાબંધ યમલોક તરફ જવું છે કે ધીમેધીમે જીવન જીવવું છે? તમારે ઉતાવળ ખપે કે જીવન? મારો માર્ગ ધીમે ધીમે જીવન તરફ લઈ જનારો છે. એમનો માર્ગ ઝપાટાબંધ મરણ તરફ લઈ જનારો છે, પણ એનાથી બધાં કામ પતી જશે; સવાલ પતી જશે અને એનો છોડવનારો પણ લેશે.

જે માર્ગ જીવનદાયી હોય, તે ધીમો હોય તો પણ એ જ પકડવો જોઈએ. માટે ધીમો કે ઉતાવળો રસ્તો છે એ રીતે ન વિચારવું. એ જીવન તરફ લઈ જાય છે કે મૃત્યુ તરફ એ વિચારવું જોઈએ.

લોહર દગા (રાંચી), ૨૪-૧૧-૧૯૫૨

## કળીયુગમાં દાન

લોકોને એમ લાગતું હતું કે આ કલિયુગમાં ભૂદાન કોણ આપશે? લોકો પોતાની તસુભર જમીન પણ છોડવા નથી ચાહતા. એક તસુ ભોંય સારૂ પણ કોર્ટે ચડે છે અને હજારો રૂપિયા ખરચે છે. પોતાના ખેતરમાંથી પાડોશી ખેડૂતે જરા સરખો હિસ્સો દબાવ્યો કે અહીંની વાડ જરાક ત્યાં ખસેડી તો ઝઘડા થાય છે. એકએક હાથ જમીન સારુ ઝઘડા થાય છે, ખૂન થાય છે. તો એવી હાલતમાં ભૂદાન તો કોણ જ દેતુ હતું? કાયદાથી જમીન છીનવી લો તો ચાલે.

પ્રેમથી કોણ આપશે? પણ લોકોએ જોયું કે એક માગનારો મળી ગયો તો લોકો એને આપવા પણ લાગ્યા, અને આજ સુધીમાં ત્રણ હજાર એકર જમીનનું દાન થઈ ગયું.

વનકલા, (વરંગળ) ૨૧-૫-'૫૧

## ગરીબોની વકીલાત

મૂળ વાત એ છે કે આપણા ગરીબ બંધુઓ કેવળ ભૂમિ-હીન જ નથી, વાચા-હીન પણ છે, એ પોતાનો અવાજ સંભળાવી શકે તેમ નથી. હું એમની વકીલાત સારામાં સારી રીતે કરી રહ્યો છું. પાંચ વીઘાંવાળા પાસેથી તેમની નિશાની ખાતર એક અથવા અડધું વીઘું ભોંય પણ લઉં છું, પણ દશહજાર એકરના ધણી પાસેથી સો એકર નથી લેતો. એવાં કેટલાંયે દાનપત્રો મેં પાછાં વાળ્યાં છે. મોટા જમીનદાર દરિદ્રનારાયણનો ભાગ સમજીને સરખું દાન આપે તો જ સ્વીકારું છું.

*

**હું પણ કહી દેવા માંગું છું કે મારે આવી સમાજ-રચના રાખવી નથી--ટકાવવી નથી. આજે જે સમાજ -રચના છે તે હકીકતમાં રચના જ નથી. એ તો નસીબ જોગે બની જવા પામી છે. મારે એને બદલવી છે.**

બલિયા, ૨-૪-૫૨

## યજ્ઞમાં સૌનો હિસ્સો

આ ભૂમિદાન યજ્ઞમાં પણ દરેકનો હિસ્સો હોવો જોઇએ. કારણ દરેકની અન્તઃશુદ્ધિ થઈ જાય એ એનો ઉદ્દેશ છે. એટલે જેની પાસે થોડી જમીન હોય તે થોડી આપે. પણ જેમની પાસે જમીન નથી તે આ યજ્ઞમાં શી રીતે ભાગ લે? એ ખરું કે તેઓ ભૂમિદાન ન આપી શકે. એ તો ભૂમિ લેનાર હશે, પણ જ્યારે એમને જમીન આપવામાં આવે ત્યારે તેઓ એની પર સારી રીતે મહેનત કરે, તો એ એમનો યજ્ઞ જ કહેવાશે.

## જીવન પરિવર્તનનો પ્રયોગ

જ્યાં હું દાન લઉં છું, ત્યાં હું હૃદયપરિવર્તનની, ચિત્તશુદ્ધિની, માતૃવાત્સલ્યની, ભ્રાતૃભાવનાની, મૈત્રીની અને ગરીબોને માટેના પ્રેમની આશા રાખું છું. જ્યાં બીજા માટેની ચિંતાની ભાવના જાગે છે, ત્યાં સમત્વ બુદ્ધિ પ્રગટ થાય છે. ત્યાં વેરભાવ ટકી નથી શકતો. પુણ્યમાં તાકાત હોય છે. પણ પાપમાં કોઈ તાકાત નથી હોતી. પ્રકાશમાં શક્તિ હોય છે, પણ અંધકારમાં કોઈ શક્તિ નથી હોતી. તમે પ્રકાશને અંધકારનો અભાવ ન કહી શકો, કારણ કે પ્રકાશ વસ્તુ છે, અંધકાર અવસ્તુ. લાખો વર્ષના અંધકારમાં પ્રકાશ લઈ જાઓ, એક ક્ષણમા એનું નિવારણ થઈ જશે. તેમજ આ જે પુણ્યોદય છે, એની સામે વેરભાવ ટકી ન શકે. ભૂદાનયજ્ઞ અહિંસાનો એક પ્રયોગ છે—જીવન પરિવર્તનનો પ્રયોગ છે. હું તો નિમિત્ત માત્ર છું અને તમે પણ નિમિત્ત માત્ર છો. આ કાળપુરુષની-પરમેશ્વરની પ્રેરણા છે.

## સામાજિક ક્રાંતિ

આ જે પ્રયોગ કર્યો તે કેવળ ભૂમિદાન મેળવવાનો નહોતો. નિઃસંદેહ ભૂમિદાન એ બહુ મોટી વસ્તુ છે. પણ મારી આગળ મુખ્ય કલ્પના એ જ છે કે, આપણી સામાજિક અને વ્યક્તિગત બધા પ્રકારની મુશ્કેલીઓનો પરિહાર અહિંસાથી શી રીતે થાય એની શોધ કરું. એ મારું મુખ્ય કાર્ય છે.

પરંધામ આશ્રમ, પવનાર, ૨૮-૬-'૫૧

## સભ્યતાનો સંદેશ

વર્ષોથી ચાલી આવેલી સભ્યતાનો એ સંદેશ છે કે ધર્મ અને અર્થ સાથે સાથે ચાલે છે. બધા અર્થનું નિયમન ન કરી શકે એ ધર્મ સાચો ધર્મ જ ન હોઈ શકે. તે જ પ્રમાણે જે ધર્મબુદ્ધિને જાળવી ન શકે અથવા તેને આઘાત પહોંચાડે એ અર્થ પણ સાચો અર્થ નથી. માટે ધર્મ અને અર્થમાં વિરોધ ન હોઈ શકે. મેં જે કામ ઉપાડ્યું છે તેનાથી ધર્મ અને અર્થ બન્ને સધાશે.

ગોંડા, ૧૯૫૨

## મહત્ત્વ 'પ્રકાર'નું, નહિ કે 'આકાર'નું

આપણે કેવળ આર્થિક પ્રગતિ અને અર્થ સામ્ય જ નથી જોઈતાં, પણ ઉન્નત ધર્મ પણ જોઈએ છીએ. હું માનું છું કે ભૂદાનયજ્ઞ ધર્મોન્નતિનું પણ સાધન છે.

## લોકશાહી સમાજવાદ

લોકશાહીમાં દરેકને મત આપવાનો અધિકાર મળે છે. બધું કામ મતના જોરે ચાલે છે. એમાં લઘુમતીનું રક્ષણ થતું નથી પણ બહુમતીનું થાય છે. લોકશાહી સમાજવાદનો દાવો છે કે એમાં તમામનું રક્ષણ થાય છે. પણ એમાંથી પેદા થતી બૂરાઈ એને સુધારવાનો ઈલાજ સમાજવાદ પાસે નથી. જ્યાંસુધી બહુમતીની દયા પર જ લઘુમતીનું રક્ષણ લટકતું હશે ત્યાંસુધી પૂરો સમાજવાદ આવી ન શકે.

## સામ્યવાદ

સામ્યવાદ કહે છે કે, આજનો મોટાંઓનો વર્ગ છે તેને ખતમ કર્યા વિના સમાનતા નહીં સ્થપાય. જેમના હાથમાં સત્તા છે તેમને ખતમ કર્યા વગર અને વર્ગ સંઘર્ષ વગર બીજો એકે આરો નથી. એટલે હિંસા કરવી જરૂરી છે અને એ ધર્મરૂપ છે. આ વિચારથી પણ દુનિયામાં શાંતિ તો નહીં આવી શકે. કેમકે હિંસામાંથી પ્રતિહિંસા-વળતી હિંસા પેદા થાય છે. એમ બને કે થોડીવાર એ દબાઈ જાય. પણ એને લીધે માનવતાનું મૂલ્ય અને પ્રતિષ્ઠા ઘટી જાય છે.

## સામ્યયોગ

સામ્યયોગ માને છે કે માનવમાત્રમાં એકજ આત્મા સમાનરૂપે વસે છે. સામ્યયોગમાં માણસ માણસ વચ્ચે કશો ભેદ નથી.

સામ્યવાદ અને સામ્યયોગમાં આ જ ભેદ છે કે સામ્યવાદ આત્મામાં નથી માનતો જ્યારે સામ્યયોગ માને છે. એટલું જ નહીં, સામ્યયોગ એનો આધાર લઈને વધારે ઊંડો ઊતરવા માગે છે. પરિણામે નૈતિક, આર્થિક, સામાજિક અને રાજકીય ક્ષેત્રોમાં એની ક્રાંતિકારી અસરો પડે છે.

આપણા તમામ ગુણો સમાજના ભલા માટે છે, તેથી આપણી તમામ શક્તિઓને ઈશ્વરની દેણગી માનીને સમાજને અર્પણ કરવી જોઈએ. આપણે આપણા શરીરના પણ માલિક નથી, એના આપણે માત્ર ટ્રસ્ટી છીએ. સામ્યયોગ કહે છે કે સંપત્તિ ગમે તે રૂપે હોય, આપણે એના માલિક નથી. સામ્યયોગ અને સામ્યવાદ વચ્ચે આ જ મોટો ફરક છે.

## ટ્રસ્ટીશીપનો વિચાર

આજસુધી લોકો પોતાને સંપત્તિના માલિક માનતા હતા. એમાં જુદાં જુદાં હિતો વચ્ચે અથડામણ થાય છે. પણ ટ્રસ્ટીવાળા વિચારમાં સંપૂર્ણ વૈચારિક ક્રાંતિ થાય છે. એટલે પોતાની વસ્તુઓ પર આપણે આપણી માલિકી માનીએ છીએ તે ખોટું છે. આપણી પાસે જે કંઈ શક્તિઓ છે તે બધી સેવા માટે છે, વ્યક્તિગત સ્વાર્થ સાધવા માટે નથી. વ્યક્તિગત સ્વાર્થ તો પોતાનો સ્વાર્થ સમાજને ચરણે સમર્પિત કરી દેવામાં જ રહેલો છે. પોતાનો સ્વાર્થ સમાજના સ્વાર્થમાં ભેળવી દેવો અને આખા સમાજના હિત માટે સતત પ્રયત્ન કરવો એ જ આપણો સ્વાર્થ છે. સામ્યયોગથી આ નૈતિક વિશેષતા પેદા થાય છે.

## સામ્યયોગની અર્થનીતિ

હવે સામ્યયોગને કારણે આર્થિક ક્ષેત્રમાં કેવી ક્રાંતિ થાય છે તે આપણે જોઈએ. આપણી પાસે જે કાંઈ શક્તિ છે તેને આપણે આપણી નથી માનતા. કોઈ પણ વ્યક્તિ પોતાની તમામ શક્તિથી સમાજનું કામ કરે તો તે રોટલાનો હક્કદાર બને છે. એક આંધળો માણસ આંખ ન હોવા છતાં પોતાથી બનતું બધું કરી છૂટે, તો એ રોટલાનો અધિકારી છે—પછી ભલેને દેખતા માણસ કરતાં એનું કામ ઓછું—ઊતરતું હોય. ઓછી વધારે શક્તિના પ્રમાણમાં ઓછી વધારે સેવા થઈ શકે. પણ સેવા એ નૈતિક વસ્તુ છે. નૈતિક વસ્તુની કિંમત ભૌતિક વસ્તુથી આંકી જ ન શકાય. બધી સેવાઓની કિંમત પૈસાથી આંકી નહિ શકાય. હૃદય રેડીને કામ કર્યું હોય તેની કિંમત પૈસાથી શી રીતે અંકાય? પુત્ર માતાને, વિદ્યાર્થી ગુરુને અને ખેડૂત સમાજને જે કાંઈ આપે છે એની કિંમત આંકી ન શકાય.

## શ્રમનું મૂલ્ય

નૈતિક મૂલ્યોની જેમ આર્થિક ક્ષેત્રમાં શ્રમનું મૂલ્ય પણ સરખું હોવું જોઈએ. પણ આજે એથી ઊલટું ચાલે છે. આજે શારીરિક કામ કરતાં બૌદ્ધિક કામની કિંમત વધારે ચૂકવાય છે. એની આબરૂ પણ વધારે મનાય છે. પણ આ ભેદ તદ્દન નાપાયાદાર છે.

પાંચ આંગળીમાંથી કોઈ વધારે ઓછું કામ આપતી હશે છતાં આપણે બધીને સરખી જ માનીએ છીએ. આ રીતે

સમાજમાં દરેકની સેવા જુદી જુદી જાતની હોઈ શકે પણ એ બધાંનું આર્થિક મૂલ્ય તો સરખું જ હોવું જોઈએ.

સામ્યયોગના સિદ્ધાંત પ્રમાણે નૈતિક મૂલ્યમાં જેમ ભેદ નથી તેવી જ રીતે આર્થિક મૂલ્યમાં પણ ભેદ હોવો ન જોઈએ. દરેકને વિકાસની પૂરી તક મળવી જોઈએ અને દરેકને શિક્ષણ માટે અવકાશ મળવો જોઈએ.

### વિકેન્દ્રીકરણ

**આર્થિક ક્ષેત્રમાં** આ વિચારનું પરિણામ એ આવશે કે દરેક ગામ સંપૂર્ણ બનશે.

આર્થિક ક્ષેત્રમાં સમાનતા નહિ થાય તો ઊંચનીચના ભેદ વધશે, પરાવલંબન પેદા થશે અને એક આત્મા બીજાનો ગુલામ બનશે. માટે મારે વિકેન્દ્રિત અર્થવ્યવસ્થા જોઈએ છે.

**રાજકીય ક્ષેત્રમાં** પણ આજ પ્રમાણે આપણાં મૂલ્યો બદલાશે. માટે માત્ર શોષણ રહિત સમાજ નથી જોઈતો, **શાસન મુક્ત** પણ જોઈએ છે. સામ્યયોગની કલ્પના પ્રમાણે વહીવટ ગામે ગામ વહેંચાઈ જશે. ગામે ગામ પોતાનું રાજ થશે અને કેન્દ્રમાં નામમાત્રની સત્તા રહી જશે. આમ રફતે રફતે શાસનમુક્ત સમાજ રચાશે.

**સામાજીક ક્ષેત્રમાં** પણ ઊંચનીચનો ભાવ નહિ રહે. કોઈમાં બ્રાહ્મણના ગુણ હોય તેટલા કારણસર એને પોતાની જાતને બીજાથી ઊંચી માનવાને કોઈ કારણ નથી. એવી જ રીતે ભંગી, ચમાર વગેરે પણ નીચ નહીં ગણાય. એમના વગર સમાજનું ગાડું નભતું નથી.

### સામ્યયોગી ક્રાંતિ

સામ્યયોગ આ રીતે નૈતિક, આર્થિક રાજનૈતિક અને સામાજિક ક્ષેત્રોમાં પલટો આણવા તાકે છે. એને જ ક્રાંતિ કહે છે. આજકાલ લોકો હિંસાને જ ક્રાંતિ માની બેઠા છે

**પરંતુ પાયાની બાબતોમાં ક્રાંતિ ન થાય અને ઉપરછલ્લા ફેરફારોને ક્રાંતિ કહીએ તો તે ભૂલ છે. આપણે આપણા નૈતિક જીવનમાં પરિવર્તન કરીએ ત્યારે ક્રાંતિ થાય છે.**

મારો દાવો છે કે સામ્યયોગ નૈતિક મૂલ્યોમાં પરિવર્તન આણે છે; કારણ કે એનો પાયો આધ્યાત્મિક છે અને જીવનનાં તમામ પાસાંઓમાં એ ધરમૂળથી ક્રાંતિ કરે છે.

### સામ્યયોગની વ્યાપક દૃષ્ટિ

**ભૂદાન તો એક ફાયર માત્ર છે.** શરૂઆતમાં મોહ-મમતામાંથી છૂટીને વિચાર સમજાય તે પૂરતો આ વિચાર છે. પણ છૂટાય શી રીતે? તો કે' એની શરૂઆત જમીનની માલિકી છોડવાથી કરવી છે. દાન આપવું એટલે કોઈ પર પાડ ચડાવવાનો નથી. અંતે તો ગામની તમામ જમીન ગામલોકની બને, એ આપણો આખરી વિચાર છે. આગળ ઉપર તો એક પ્રાંતમાં વસતિ ઝાઝી હશે અને જમીન થોડી હશે, તો તે પ્રાંતના લોક બીજા પ્રાંતમાં જઈને વસી શકશે. અને એ જ રીતે એક દેશની વસતિ બીજા દેશમાં જઈને વસી શકશે. આખી મા–ધરતી પૂર્ણ મુક્ત છે. જેને જ્યાં વસવું હોય ત્યાં તે વસી શકે અને જ્યાં સેવા કરવી હોય ત્યાં કરી શકે. આમ આપણે દુનિયાના નાગરિક–વિશ્વનાગરિક બનવાનું છે.

બારાહાર, તા. ૨૬–૯–૧૯૫૩

### સર્વોદયનો પાયો

સર્વોદય વિચારમાં બે પાયાની વાતો મનાઈ છે: (૧) રોજના વપરાશની ચીજો જેવી કે ખોરાક, કાપડ, વગેરે ગામમાં જ પેદા થાય. નાના નાના ઉદ્યોગો વડે લોક સ્વાવલંબી બને. ઘરમાં થઈ શકે એવાં કામો–જેવાં કે રસોઈ, કાંતણ વગેરે ઘરમાં થાય, અને ગામમાં થઈ શકે તેવાં કામો જેવાં કે તેલ પીલવું, જોડા બનાવવા વગેરે ગામમાં થાય. (૨) લોઢું, કોલસો, અબરખ જેવા મોટા ધંધાઓ જેનો સંબંધ કેવળ દેશ સાથે જ નહીં પણ આખી દુનિયા સાથે છે, તે કોઈ વ્યક્તિની ખાનગી માલિકીના ન હોય. એના પર આખા સમાજની માલિકી હોય. એ વગર સર્વોદય થાય તેમ નથી.

આવા મોટા મોટા ધંધા જેમાં લાખો મજૂરો કામ કરે છે તે બે પાંચ માણસોના હાથમાં હોય એ જોખમ-કારક છે. આની સામે કેટલાકનું એમ કહેવું છે કે, ખાનગી માલિકી નહીં હોય, તો લોક એમાં પૂરી અક્કલ નહીં ચલાવે. આજે સ્વાર્થને લીધે એમાં પૂરી અક્કલ ચલાવે છે, તેથી ધંધા કરકસરપૂર્વક ચાલે છે. પણ એ ધંધા સરકારી માલિકીના થશે, ત્યારે એ કરકસરપૂર્વક નહીં ચલાવે. આમ એમની અક્કલનો દેશને લાભ નહીં મળે!

આ વાત જો ખરી હોય તો કહેવું પડશે કે આપણે ધર્મહીન બની ગયા છીએ. તમામ ધર્મો કહે છે કે જે કામ સમાજ માટે કરવાનાં હોય છે, તે પૂરી નિષ્ઠાથી કરવાં જોઈએ. ખાનગી માલિકી હોય તો જ માલિકોને પ્રેરણા મળે એ સાવ ઉઘાડો અધર્મ-વિચાર છે.

ડોમચાંચ, ૧-૪-૧૯૫૩.

## ક્રાંતિનો ઉદ્દેશ

**મારો ઉદ્દેશ ક્રાંતિ ટાળવાનો નથી. હું હિંસક ક્રાંતિથી દેશને બચાવવા અને અહિંસક ક્રાંતિ લાવવા માગું છું.** આપણા દેશમાં ભાવિ સુખ-શાંતિ ભૂમિસમસ્યાના શાંતિમય ઉકેલ પર જ અવલંબે છે. હું એવી હવા પેદા કરવાનો પ્રયત્ન કરી રહ્યો છું કે જેને લીધે કાયદાના બંધનોથી આપણું કામ અટકી ન પડે હું તો શ્રીમંતો પાસેથી સીધી જમીન લઉં છું અને ગરીબોને સીધી આપું છું. પૂરું વળતર નહીં મળે એ બાબતમાં પણ જમીનદારોને સમજાવી શકાય છે. જેટલું એમને માટે પૂરતું હોય એટલું જ લઈને એમણે સંતોષ મેળવવો જોઈએ.

એમાં એમ પૂછી શકાય કે તો પછી એને માટે બંધારણમાં જ સુધારો શા સારુ ન કરી લેવામાં આવે? પણ એ બરાબર નથી. એને સારુ પહેલાં આપણે જમીનદારોનો નૈતિક ટેકો મેળવવો જોઈએ. કાયદો લોકો પર લાદવો ન જોઈએ. એમાં બધાની, જમીનદારોની પણ સંમતિ લેવી જોઈએ.

એને વિષે એમ કહી શકાય કે ચાલુ વ્યવસ્થામાં જેમનો સ્વાર્થ સંડોવાયેલો હોય, તેમની મનોવૃત્તિ પોતે થઈને પોતાનો જ અંત આણવાની ન થાય. પણ માનસશાસ્ત્રના આ વિચારને હું બરાબર નથી માનતો. જો ભૂમિવાન લોકો પોતાની જમીન સ્વેચ્છાથી ન છોડે અને ભૂમિસુધાર કાયદા માટે પણ અનુકૂળ વાતાવરણ ન કરવામાં આવે, તો ત્રીજો રસ્તો ખૂની ક્રાંતિનો છે. મારો પ્રયત્ન એવી હિંસક ક્રાંતિને રોકવાનો છે.

આખરે આ બધું હું શું કરી રહ્યો છું? ઉદ્દેશ શો છે? એ દેખીતું છે કે હું પરિવર્તન ઇચ્છું છું. પહેલાં હૃદય-પરિવર્તન, પછી જીવન-પરિવર્તન અને બાદમાં સમાજ-રચનામાં પરિવર્તન લાવવા ઇચ્છું છું. આ ત્રિવિધ પરિવર્તન –ત્રેવડી ક્રાંતિ–મારા મનમાં છે.

જ્યાં આવી રાજનૈતિક અને સામાજિક ક્રાંતિ કરવાની વાત હોય, ત્યાં મનોવૃત્તિ જ બદલી નાખવાની જરૂર હોય છે. એ કામ લડાઈઓથી કે હિંસક ક્રાંતિથી ન થઈ શકે. જે કામ લડાઈઓથી અને હિંસક ક્રાંતિઓથી ન થયું, તે બુદ્ધ, ઈસુ, રામાનુજ વગેરે મહાપુરુષોએ કર્યું. આ કામ પણ એમના જ માર્ગે થવાનું છે. છેવટે હું જે ઇચ્છું છું તે સર્વસ્વદાનની વાત છે. સૌના કલ્યાણ માટે પોતાનું સમર્પણ કરી દેવાનું છે.

રાજઘાટ, દિલ્હી, ૨૨-૧૧-૫૧

## ક્રાંતિનો સૌમ્ય રાહ

અમે જાણીએ છીએ કે સૂત્રો ઉચ્ચારવાથી ઉત્સાહ પેદા થાય છે. અમે એ ઉત્સાહને રોકવા નથી ઇચ્છતા. પરંતુ અમે કહેવા માગીએ છીએ કે આ ભૂદાન-આંદોલન સૂત્રોથી યા પોકારથી સફળ નહિ થાય, એ તો શાંત-ચિંતનથી જ થશે. કેમકે આ કામ થોડાક દુઃખી લોકોને ભૂમિ આપવાનું કામ નથી. કોઈ ભૂખ્યાને જોઈ અમે દયાથી એને થોડું ખવડાવીએ છીએ, એવા પ્રકારની તાત્કાલિક દયાનું આ કામ નથી. પરંતુ ભૂખની પીડા લોકોને શું કામ થાય છે, કેટલાકને ખાવાનું કેમ નથી મળતું, અને લોકો શું કામ દુઃખી થાય છે, એનું ચિંતન કરીને સમાજની રચનામાં પલટો કરવાનું જ આ કામ છે...કોઈ બિમાર પડ્યો ને એના પેટમાં પીડા થાય, તો એના પરિણામે એનું માથું દુખે છે. પરંતુ, ભૂદાન-યજ્ઞમાં આપણે કેવળ માથું દબાવવાનું નથી કરતા, બલ્કે રોગીને ઔષધિ આપી એનો રોગ નિર્મૂળ કરવાની કોશીષ કરીએ છીએ.

અમે એવો પ્રયાસ કરીએ છીએ કે તીવ્ર ઔષધ આપી રોગનું નિવારણ કરવામાં ન આવે, પરંતુ સૌમ્ય ઔષધિથી નિવારણ થાય. કેમકે ઉગ્ર ઔષધિથી એક રોગ દુરસ્ત થયો, તો બીજો એની જગાએ પેદા થાય છે.

આમ, અમે એક બાજુ, માથું દબાવવા આદિ જેવાં નાનાં (સુધારવાદી-સં.) કામો કરીને સંતોષ લેવા નથી માંગતા; તો બીજી બાજુ, ઉગ્ર ઔષધિ પણ નથી ઇચ્છતા.

અમે ઇચ્છીએ છીએ કે, રોગ નાશ પામે પણ મનુષ્ય નાશ ન પામે.

અમે જે ઉપાય સુઝાડયો છે તે હિંસાનો–કતલવાળો–ઉગ્ર ઔષધિનો નથી, કે નથી પેટને કારણે માથું દુખતું હોય ત્યારે લમણે સુંઠ લગાડવાનો. આ તો છે ત્રીજો સૌમ્ય માર્ગ. બે રસ્તા ( હિંસા અને શસ્ત્ર તથા નાના નાના સુધારાના —સં. ) નકામા સાબિત થઈ ચૂકયા છે, ત્યારે ત્રીજો રાહ અપનાવવો જ રહ્યો.

કોત્તાપેટા, ૧૮–૧૧–૫૫

## શ્રદ્ધા-શરમ-ભય

આ એક ધાર્મિક કામ છે. શાસ્ત્ર કહે છે કે ' श्रद्धया देयम्, अश्रद्धया देयम्, ह्रिया देयम्,-भिया देयम् । ' કોઈ શરમનો માર્યો આપતો હોય તો મને વાંધો નથી. બાળક નાગું રખડે છે કારણ એને એમાં શરમ લાગતી નથી. પણ પછી ભાન આવતું જાય છે, તેમ તેમ એને જ્ઞાન થાય છે અને શરમ લાગે છે. એટલે કોઈ શરમ કે લોકલાજથી દાન આપશે, તો યે કહેવું પડશે કે એ પણ વિચાર સમજ્યો છે, માટે આપે છે. એ હ્રિયા દેયમ્ થયું. એવી જ રીતે કહું છું કે બીકના માર્યા પણ આપી દો. એનો અર્થ એમ નથી કે નહીં આપો તો અમે કતલ કરીશું. આવા ભયથી અપાય તેમ હું નથી ઇચ્છતો. પણ કોઈની પથારીમાં સાપ પડયો હોય અને હું એને ચીંધીને કહું કે તારી પથારીમાં સાપ છે, તો જે સાચો ભય છે તે જ એને બતાવ્યો છે. સાચો ડર બતાવ્યો છે. માણસે જે વસ્તુથી બીવું ઘટે તેથી બીવું સારું. અને જેનાથી બીવું ન ઘટે તેનાથી ન બીવું સારું. બીક એ પણ એક સારી વસ્તુ છે. કોઈ બીકનો માર્યો ખોટું કામ ન કરે તો સારું જ છે.

નવાદા ૧૬–૪–૫૩

## ત્રણ રસ્તા

દુનિયામાં કામ કરવાના ત્રણ જ રસ્તા છે. (૧) કતલ (૨) કાયદો અને (૩) કરુણા. પહેલો રસ્તો કતલનો હોય છે. શું કતલને રસ્તે કોઈ કામ કરવાથી કોઈનું ય કલ્યાણ થઈ શકે ખરું ? એથી કોઈનું ય કલ્યાણ નથી થતું. બીજો રસ્તો કાયદાનો હોય છે. હું કાયદો એવો ચાહું છું કે જેને સર્વસાધારણ લોકો માને. કોઈ કામ કાયદો બનાવીને બળજબરીથી નથી થતું. કાયદો બનાવવાનો અર્થ તો એ છે કે લોકો એને ખુશીથી માને અને એનાથી સુખશાંતિ સ્થપાય.

છેવટે કાયદો બનાવવો કે બગાડવો એ તમારા જ હાથમાં હોય છે ધારો કે સરકાર એક કાયદો કરે અને તમે તેને ન માનો, તો એ કાયદાનો અર્થ જ શો રહ્યો ?

એટલે કે કાયદો વધુમાં વધુનો નહીં પણ ઓછામાં ઓછાનો બને છે. સરકારને કાયદાને રસ્તે લોકોની સેવા કરવી છે. સરકાર કાયદો બનાવશે ત્યારે તે દેશના દરેક હિસ્સાને લાગુ પડશે. એ જ તો કાયદાની ખૂબી છે. પણ કાયદાની મારફત કોઈ ક્રાંતિ નથી કરી શકતું.

હવે તમારી સામે કેવળ ત્રીજો રસ્તો રહે છે કરુણાનો તો તમે કરુણાથી જ કેમ કામ નથી કરી નાખતા ? જમીનનો પ્રશ્ન નહીં ઊકલે, તો જે કોઈ સરકાર આવશે તે સફળ નહીં થાય. પછી એ પાંચ વરસની મહેતલ માગે એ જુદી વાત છે. પણ કોયડો ન ઊકલે તો જે કોઈ પણ સરકાર આવશે, તે ફક્ત બદનામ થવા જ આવશે અને પાંચ વરસ પૂરાં કરીને ખતમ થશે.

ચિરગાંવ, ૧૬–૧૦–૫૧

## જમીનના કબજા ન છોડશો

હિન્દુસ્તાનમાં જમીન પરના કબજા છોડાવવાના—ઇજેકશનના દાખલા ઘણા વધી ગયા છે. × × × ભૂદાનમાં આ કાર્યક્રમનો અમે સ્વીકાર કરી લીધેલો છે. જો કોઈ માણસે જમીન પરથી બીજા માણસનો કબજો છોડાવી દીધો હોય, ને એને કારણે એ ભૂમિહીન બની ગયો હોય, તો અમે જમીનવાળા પાસે જઈ ને એને વિનંતી કરીએ છીએ કે, 'આપ ભૂમિદાનમાં અમને જમીન આપો, કે જેથી અમે એ જમીન પેલા જ માણસને આપી દઈ શકીએ, જે ઇજેકશનને કારણે જમીનવિહોણો બની ગયો છે. આથી આપને હાથે જે એક ખોટું કામ થયું છે, તે ય સુધરી જશે, ને પાવનતા લાધશે — દાન પણ થશે.' આ રીતે અમે લોકોને સમજાવીએ છીએ. તેમ છતાં ઘણી જગાએ આનું પરિણામ નથી નીપજતું. તેવે વખતે અમારે ભૂમિહીનોને કહેવું પડયું છે કે, "તમે તમારી જમીનો પરથી ખસશો નહિ. એ જમીન પરજ્યાં સુધી ઇસ થયું

તમે એતી કરતા આવ્યા છો, એ વાત જો સાચી હોય તો પછી માલિક એને મનફાવે તે કરે, તો પણ તમે સત્ય પર અડગ રહેજો.' આથી ભૂમિહીનોને જ વેઠવાનું આવ્યું છે. છતાં જ્યારે આવી સલાહ આપવાની નોબત મારા પર આવી પડી, ત્યારે લાચાર બનીને મેં આમ કહી દીધું છે. એટલે જ હું ઇચ્છું છું કે, કબજા છોડાવવાની આ પ્રવૃત્તિને મિટાવી દેવાનું કામ કોંગ્રેસે ઉપાડી લેવું જોઈએ. ભૂદાનયજ્ઞ તેમ જ કબજા છોડાવવા સામેની પ્રવૃત્તિ એ બંને એક જ કામ છે. એ સમજણના પાયા પર આપણે આગળ વધવાનું છે.

બ્રહ્મપુર, ૯-૫-૫૫

### કાયદો ક્યારે ?

એમ માની લો કે, દરેક ગામમાં એંસી ટકા લોકોએ જમીન આપી, ને વીસ ટકા લોકો જમીન આપવા માટે તૈયાર ન જ થયા. એમને આ વિચાર પસંદ હોવા છતાં, મોહને કારણે તેઓ આપવા માટે હાથ લંબાવી શક્યા નહિ. તો એવી પરિસ્થિતિમાં પણ સરકાર કાયદો બનાવી શકે છે.

એટલે આ બાજુ અમારી કોશિશ તો એ જ રહેશે કે, તમામે તમામ લોકો આ વિચારને પસંદ કરે, કે જેથી સરકારને તો ખાલી એની નોંધ જ લેવાની રહે, એના પર કાયદાની મહોર મારવાનું કામ જ એને માટે બાકી રહી જાય.

જેવી રીતે પુસ્તકમાં આપણે પહેલાં એક અધ્યાય પૂરેપૂરો લખી નાખીએ છીએ, ને લખવાનુ પૂરું થાય છે, તે પછી અંતે 'સમાપ્તમ્' લખીને પૂરું કરીએ છીએ, એવી જ રીતે જનતા પહેલાં એક કામ કરી નાખે, તે પછી અંતે 'સમાપ્તમ્' લખવાનું કામ સરકારને માટે બાકી રહે છે.

પરંતુ જો લોકશક્તિ વડે અધ્યાય લખવાનું કામ પૂરું જ ન થયું હોય, અધ્યાય અધૂરો જ રહી ગયો હોય, ને ત્યાં એના પર સરકાર 'સમાપ્તમ્' એમ લખી દે, તો એથી કંઈ એ અધ્યાય પૂરો થઈ જતો નથી. પૂરું લખાઈ રહે ત્યારે જ અધ્યાય તો પૂરો થયો ગણાય.

જેમ કે બાળલગ્ન ન થવાં જોઈએ એમ આપણે માનીએ છીએ, એનો અધ્યાય આપણે લખી રહ્યા હતા, ત્યાં વચમાં આવીને સરકારે લખી નાખ્યું – 'સમાપ્તમ્'. પરંતુ એ ત્યાં સમાપ્ત ન થયો ને બાળલગ્નો હજી આજે ય ચાલુ છે.

દિગાપહંડી, ૧૪-૫-૫૫

### લાખો ગ્રામદાનો...

જો લાખોની સંખ્યામાં ગ્રામદાન થશે તો તમે ચિંતામુક્ત થઈ જશો. બધી યે ચિંતા ગ્રામસભા, બહારના લોકોની શહેરસભા અને સરકાર એ ત્રણના માથા પર જઈ પડશે. જેવાં હજારો, ને લાખોની સંખ્યામાં ગ્રામદાન થશે કે તુરત સરકારે પોતાના કાયદા બદલવા પડશે. કમ્યુનિટી પ્રોજેક્ટનું બીબું બદલાશે, સરકારની રચના જ બદલાશે. એટલે જો લાખો ગ્રામદાન મેળવી શકીએ તો આપણે નિશ્ચિત બની જઈએ.

( ગાંધીજનને : પાન ૬૬ )

## ૨ : વિચારક્રાંતિ

### જમાનાની માંગ

એક દેશમાં ક્રાંતિ થઈ તે જ રીતે બીજા દેશમાં ન થાય. ક્રાંતિ તો દેશ, કાળ અને પરિસ્થિતિ પર આધાર રાખે છે.

જમાનાની માંગ પ્રમાણે આપણે સમાજની રચના કરવી પડશે. ત્યારપછી શું, તેનો વિચાર આજે નથી કરતા માત્ર એટલું સમજી લેવું જરૂરી છે કે જૂના જમાનાનાં મૂલ્યો જેમનાં તેમ ટકી શકે તેમ નથી.

કિશનેરી, ૧૪-૯-૫૩

### આજનો જમાનો

પહેલાંની લડાઈઓ નાની નાની થતી. જરાસંધ અને

ભીમ લડયા. કુસ્તી થઈ, પાંડવોને રાજ્ય મળી ગયું, અને આખી પ્રજા ખૂનખરાબીથી બચી ગઈ જો આજના જમાનામાં એવી લડાઈ આ આવે તો એમાં હિંસા તો થાય જ; તો યે નુકસાન ઓછું છે, તેથી એવું દ્વંદ્વ હું મંજૂર કરું. જો હિટલર અને સ્ટેલિન કુસ્તી કરવા ખડા થઈ જાત અને નક્કી કરત કે, જે હાર્યો તે હાર્યો અને જે જીત્યો તે જીત્યો, તો હું એને કબૂલ કરી લેત. જો દુનિયા એ દ્વંદ્વયુદ્ધ જેવા આવત, તો હું એનો વિરોધ ન કરત. કારણ કે એમાં દુનિયાનું ખાસ નુકસાન ન થાત. પણ હવે દ્વંદ્વયુદ્ધનો જમાનો વીતી ગયો. પહેલાં દ્વંદ્વયુદ્ધ થતાં. પછી હજારો લોકો માંહોમાંહે લડવા લાગ્યા. એનાથી પણ પરિણામ ન આવ્યું. પછી એક બાજુ વીસ લાખ, તો બીજી બાજુ પચાસ લાખ ! એમ કરતાં આવ્યો આજનો જમાનો, હજારો-લાખો નહીં, કરોડો લોક માંહોમાંહે લડવા લાગ્યા. આજે મનુષ્યની સામે એ જ સવાલ છે કે કાં 'ટોટલવૉર'–વિશ્વયુદ્ધની તૈયારી કરો, કાં હિંસા છોડીને અહિંસાને અપનાવો.

વરંગલ, ૨૯-૫-૫૫

## જમાનાનું રૂપ

આજે હિંદુસ્તાનમાં જ નહિ, બલ્કે આખી દુનિયામાં સારી જેવી અસમાનતા છે. પણ આ જમાનો છે સમતાનો. જમાના-જમાનાની ભૂખ હોય છે. અને તે તે પ્રમાણે અમુક ગુણને મહત્ત્વ પ્રાપ્ત થતું હોય છે. કોઈ યુગમાં સ્વતંત્રતાને મહત્ત્વ મળ્યું, કોઈ યુગમાં વિવેકબુદ્ધિને મળ્યું, કોઈ યુગમાં સેવાભાવને મળ્યું, તો કોઈ યુગમાં આત્મ-સંશોધનને મળ્યું. આમ એક એક યુગની એક એક માગણી હોય છે અને તે પ્રમાણે અમુક ગુણ તરફ આખો સમાજ ખેંચાય છે. આજે સમત્વની ભૂખ છે, તેથી વધુમાં વધુ વહેવાર સમતાના પાયા પર ચાલે, એવી આપણને ઈચ્છા થાય છે. સમતાનો આ વિચાર કોઈ નવો વિચાર નથી. પ્રાચીન કાળથી આપણે એને મહત્ત્વ આપતા આવ્યા છીએ. ગીતાએ સમત્વનો મહિમા વારંવાર ગાયો છે. ભક્ત અને જ્ઞાનીનાં લક્ષણોમાં સમતાનો વહેવાર ગૂંથી લીધો છે. આમ એનું મહત્ત્વ પ્રાચીન કાળથી છે. પણ એ જમાનામાં એની વહેવારુ જરૂરત નહોતી વરતાતી. આજે વરતાય છે. જમાનાની જરૂરત પ્રમાણે અમુક ગુણ રાજા બને છે. આજે સમત્વ રાજા છે. સમત્વની ભૂખ એકાએક નથી ઊઘડી પડી. દુનિયામાં ને દેશમાં પણ એ માટે લડાઈ ઝઘડા ને સંઘર્ષ ચાલે છે. હિંસામાં દોષ છે, છતાં જમાનાને સમત્વની ભૂખ એટલી બધી હતી કે વિષમતા મટાડવા માટે દુનિયા ખોટે રસ્તે જવા પણ તૈયાર થઈ ગઈ.

ગિરિડીહ (હજારીબાગ) ૪-૪-૧૯૫૩

## વિચારનો મહિમા

વિચારનો એક મહિમા અને એક શક્તિ છે. હું માનું છું કે વિચારની શક્તિની બરોબરી કરે એવી એકે શક્તિ દુનિયામાં નથી. એક સવાલ પુછાયો હતો: અહીં તમે સદ્‌વિચારનો પ્રચાર કરતા ચાલ્યા જાવ છો, અને પણે અણુબૉંબની તૈયારીઓ ચાલે છે. એથી આગળ હવે હાઈડ્રોજન બૉંબ બનવાનો છે. તેવા સંજોગોમાં આ વિચાર અને એનો ઉપદેશ ક્યાં સુધી ટકવાનો છે?

અણુબૉંબમાં જે શક્તિ આવી, તે વિચારથી જ આવી છે. એ ભલે સદ્‌વિચાર હો યા ન હો પણ વિચાર જરૂર છે. વિચારથી જ માણસ પ્રેરાયો અને દુનિયાને વશ કરવા સારુ એણે શસ્ત્રાસ્ત્રના ભંડાર ભર્યા. પણ આ શસ્ત્રાસ્ત્રો છે તે પોતે ઊઠીને કોઈ કામ કરવા જવાનાં નથી. એમના બનાવનારાઓએ વિચારપૂર્વક બનાવ્યાં. આમ એના ઘડનારાના મનમાં એક વિચાર આવ્યો હતો, અને એનો ઉપયોગ કરનારો પણ એક વિચારવાન મનુષ્ય જ હોય છે. આમ એના આદિ, મધ્ય અને અંતમાં વિચાર જ હોય છે. એનું બહારનું સ્વરૂપ અણુબૉંબ હોઈ શકે અથવા દાનપત્ર પણ હોઈ શકે. બંને પાછળ વિચારની પ્રેરણા છે.

અણુબૉંબની તાકાત મને તો વિચારની તાકાત શું હોઈ શકે તેનાં જ દર્શન કરાવે છે. જે સદ્‌વિચાર હોય છે તે ટકે છે અને અસદ્‌વિચાર એક પળ માટે આવીને દેખાડો તો કરી જાય છે, પણ બીજી જ પળે એનો લોપ થાય છે. એક અશાશ્વતવિચાર છે, બીજો શાશ્વત. કયો શાશ્વત અને કયો અશાશ્વત?

વિજ્ઞાનમાં જેમ પ્રયોગો થાય છે તેમ સમાજ-શાસ્ત્રમાં પણ પ્રયોગો અનાદિકાળથી ચાલતા આવ્યા છે. સૃષ્ટિ પેદા થઈ ત્યારથી આ પ્રયોગો ચાલતા આવ્યા છે. એક વિચાર અસદ્‌વિચાર સાબિત થયો કે માણસે એને છોડયો છે અને

તો સારાં કામો બને છે. પ્રકૃતિ વૈજ્ઞાનિકોના કાબૂમાં ગઈ તેથી કેટલાંક સારાં કામો થયાં. પતિતોઓની સેવા કરવાનું આપણે વૈજ્ઞાનિક યુગ પહેલાં વિચારી શકતા હતા ખરા ? પણ ખ્રિસ્તીઓએ એ કામ ઉપાડયું, એ વિજ્ઞાનનું જ પરિણામ છે. ખ્રિસ્તી લોકો હિંદુસ્તાન, ચીન, જાપાન અને આફ્રિકા ગયા. ત્યાં એમણે વિજ્ઞાનની મદદથી ઠેકઠેકાણે અનેક સેવાકાર્યો કર્યાં. એનાં ગુણગાન કર્યા વિના છૂટકો નથી.

વિજ્ઞાનની મારફતે જે સંસ્કૃતિ પ્રકટી તેમાંથી આવું પરિણામ આવ્યું. રાજામહારાજાઓ અને લડવૈયાઓ મારફતે વિજ્ઞાનનો પ્રચાર થયો. તેમાં એક દેશ બીજા દેશ પર ચઢી બેસે, એને ગુલામ બનાવે, વગેરે ખોટાં કામો થયાં, એ વિજ્ઞાનની વિકૃતિ લેખાશે મૂળ પ્રકૃતિમાંથી કેટલીક સંસ્કૃતિ તો કેટલીક વિકૃતિ પેદા થાય છે અને પછી એ સંસ્કૃતિનું સુખદુઃખ અથવા તો પાપપુણ્ય બને છે. તમે જોશો તો ખબર પડશે કે, દક્ષિણમાંથી જે સદ્‌વિચારો હિંદુસ્તાનમાં ફેલાયા, તેની સાથે સાથે કેટલાક જુલમો પણ થયા હતા. વિજ્ઞાનમાં પણ એમ જ બન્યું.

હિંદુસ્તાનમાં જે દશ્ય દેશવ્યાપી થયું, તે જ આજે વિશ્વવ્યાપી બનવા મથી રહ્યું છે.

ભાગલપુર, ૫-૧૦-૧૯૫૩

## વિચાર નિષ્ઠા

વિચારનો પ્રચાર ક્યારે થાય ? માણસ એનો અમલ કરે ત્યારે. માણસ આચરણની કસોટી પર વિચારોને એક વાર કસી લે છે, પછી વાણી તો નિમિત્તમાત્ર બની જાય છે, અને આચરણ મારફતે જ વિચાર ફેલાય છે.

હું લગાતાર બત્રીસ વર્ષ સુધી ચિંતન કરતો રહ્યો છું. અને વિચારોને આચરણની કસોટી પર કસતો રહ્યો છું.

અનુભવોથી જે વિચારમાં નિષ્ઠા બેઠી હતી, જે વિચારોને મેં કસીને પારખી લીધા હતા, તેનો પ્રચાર કરવા લાગ્યો છું. **ભૂદાન યજ્ઞ તો એક બહાનું છે. એ તો આજના જમાનાનો સવાલ છે, યુગધર્મ છે.** એ સવાલ ઉપાડી લઈને વિચારનું સંશોધન કરવા બેસીએ છીએ, તો જ એ હૃદયના ઊંડાણ સુધી પહોંચે છે. પણ જો યુગધર્મથી ઊલટા વિચારનું સંશોધન કરવા બેસીએ, તો પછી એ યોગીની પ્રયોગશાળા બની જાય છે. એમાંથી ખૂબ ઊંડા વિચાર નીકળે એમ બને. પણ એ રીતે યોગીની પ્રયોગશાળામાંથી નીકળેલા વિચારનું બહુ તો શાસ્ત્ર લખાય. પણ એ વિચાર તત્કાલ સમાજમાં ફેલાઈ તો ન જ શકે. એ તો જે વિચાર પ્રયોગશાળામાં કસાઈ ચૂક્યો હશે અને જમાનાની માંગને **અનુરૂપ હશે, તે જ વિચાર સમાજમાં ફેલાવાનો છે. કહેવાનો સાર એ કે વિચાર કાર્ય-સાધક હોવો જોઈએ.**

ઉનાળામાં તપેલી જમીન જેમ વરસાદની રાહ જોતી હોય છે, ને વરસાદ વરસતાંની સાથે જ એને ચૂમી લે છે. તેવી જ રીતે યુગ અનુસારનો યુગપ્રવર્તક અને કાર્યસાધક એવો વિચાર જનતાની સામે રજુ થાય છે, ત્યારે જનતા ખોટી વિમાસણમાં નથી પડી જતી. એ તો ઊલટી એને સાંભળવાને ઉત્સુક હોય છે. "આપણું નૈતિક અધઃપતન થઈ રહ્યું છે, લોક વાસનામાં સપડી રહ્યાં છે!" આ નિંદા પરનિંદા નથી, આત્મનિંદા છે. પોતાની જાતને આવો ભોગ-વિલાસી માનનારો સમાજ પણ ત્યાગનો સંદેશો સાંભળવા ઉત્સુક છે.

હવે ભોગી લોકોને પણ એ સમજાઈ ગયું છે કે, ભોગની સાથે સાથે ત્યાગ ચાલશે, ત્યારે જ ભોગ ભોગવી શકાશે.

આદિકાળથી આજસુધી માનવ સમાજ વિકાસ કરતો આવ્યો છે. યુગની આવશ્યકતા પ્રમાણે એ એક પછી એક ગુણનું ચિંતન અને વિકાસ કરતો આવ્યો છે.

મુંગેર, ૨-૧૦-૧૯૫૩

## વિચાર વિકાસનો ઇતિહાસ

આજ સુધીમાં જેટલા વિચારપ્રવાહો આવ્યા, વિચારોમાં સુધારા આવ્યા અને વિચારોનાં પ્રવર્તન થયાં, એ બધાંએ મનુષ્યને પ્રેરણા આપી છે અને કોઈ ને કોઈ મૌલિક વિચાર સૂઝતા રહ્યા છે. ભગવાન બુદ્ધે પશુહિંસા સામે અવાજ ઉઠાવ્યો એમણે લોકોને સમજાવ્યું કે, પશુઓ પાસેથી આપણે જે કંઈ મદદ લઈ શકીએ તે લેવી અને એમને આપણાથી બનતી મદદ દેવી જોઈએ. પણ એમની હિંસા કરવી એ મનુષ્યને શોભા દેતું નથી પણ આ કોઈ બહારની વસ્તુ નથી. પશુ-હિંસા તો નિમિત્ત હતું, એની પાછળ તો કરુણાનો વિચાર હતો. મનુષ્યે આસપાસની સૃષ્ટિ સાથે

માલકિયતની ભાવના મિટાવવાનો વિચાર દુનિયામાં ફેલાવવા ઇચ્છીએ છીએ.

સાગલકોટ ૯-૧૧-'૫૫

## દાન અને ન્યાસ

'મહીનારાયણોપનિષદ્'માં અતિથિ-સેવા, તપ, દાન આદિ ઘણી વાતો કરવામાં આવી છે. પરંતુ અંતમાં એમ કહ્યું કે આ બધામાં ન્યાસ શ્રેષ્ઠ ચીજ છે.

આજે આપણે 'દાન' અને 'ન્યાસ'માં જે ફરક છે તે સમજીએ.

ભૂદાન-યજ્ઞનું પહેલું કદમ 'દાન' છે, અને અંતિમ કદમ છે 'ન્યાસ'. દાનનો અર્થ છે-આપવું: 'સંવિભાગ'. એટલે કે આપણી પાસે જે ચીજ છે, એનો એક હિસ્સો સમાજને આપવો. દાનમાં કોઈના ઉપર ઉપકાર કરવાની ભાવના નથી હોતી. બલ્કે, મનુષ્ય જ એવું અનુભવે છે કે, સમાજ પાસેથી ભરપૂર પ્રાપ્ત કર્યું છે, હું સમાજનો અત્યંત ઋણી છું. એટલા માટે મારી પાસે જે ચીજ છે, તે સમાજની દેણગી છે, અને પ્રસાદરૂપે જ હું એનું સેવન કરી શકું. એટલા માટે એનો એક અંશ સમાજને આપતો રહું, ત્યારે જ મને એનો ઉપભોગ કરવાનો અધિકાર રહેશે. જો આપણે આપણી પ્રાપ્તિનો અંશ સમાજને ન આપીએ, ને જાતેજ એનો ઉપભોગ કરીએ, તો ચોરી કરીએ છીએ. એવો શાપ ભગવાને ભગવદ્ગીતામાં આપ્યો છે.

આજ સુધી એમ માનવામાં આવ્યું છે કે, ચોરી કરવી માનવતાની વિરુદ્ધ છે, માટે એ પાપ છે. પરંતુ એ વાત આપણા ધ્યાનમાં ન આવી કે **સંગ્રહ કરવો એ પણ પાપ છે.**

**ચોરી અને સંગ્રહ** એકજ સિક્કાની બે બાજુ છે એક બાજુ આપણે સંગ્રહ કરીએ છીએ. તો બીજી બાજુ એની પ્રતિક્રિયારૂપે ચોરી થાય છે. આજના સમાજે સંગ્રહ પર પ્રહાર નથી કર્યો, અને કેવળ ચોરીને જ ગુનો માન્યો. એટલું જ નહિ, એનાથી ઉલટું જ, વ્યક્તિના સંગ્રહ (ખાનગી મિલકત ઉપરના માલકી હક્કને-સં)ને પવિત્ર માનવામાં આવે છે. માનવીનો એવો હક્ક સ્વીકારીને કાનૂનમાં પણ એને એક પવિત્ર અધિકાર માનવામાં આવ્યો છે. પરંતુ આપણે એ ભૂલવું ન જોઈએ કે ચોરીનું મૂળ સંગ્રહમાં છે. સંગ્રહ જ ચોરીને જન્મ આપે છે. એથી **જો ચોરી પાપ છે, તો સંગ્રહ પુણ્ય નથી બની શકતો; એ પણ પાપ જ હોવો ઘટે.**

તો પણ, મનુષ્ય જ્યારે સંસારમાં વ્યવહાર કરે છે, ત્યારે દરેકથી કંઈ ને કંઈ પ્રકારનો સંગ્રહ થઈ જ જાય છે. એટલા માટે એ પાપથી છૂટવાની યોજના એ છે કે, એનો એક હિસ્સો સમાજને અર્પણ કરી દેવો...ભોગ ભોગવવાવાળાનું એ કર્તવ્ય છે. એને 'દાન' કહે છે. એમાં એ વાતનો સ્વીકાર થઈ ચૂક્યો છે કે, આપ આપની પાસે થોડો પણ સંગ્રહ રાખો છો. એટલા માટે એ હાલતમાં આપને દાનનું કર્તવ્ય પ્રાપ્ત થાય છે. જેની પાસે કશો જ સંગ્રહ નથી, એવી વ્યક્તિ બહુ વિરલ હોય છે. એથી દાનના કર્તવ્યથી કોઈની મુક્તિ નથી. આને 'નિત્યદાન' કહેવાય છે. એટલે કે, કોઈ ખાસ મોકા પર કરવાનો ધર્મ નહિ, પણ સતત કરવાનું કામ.

## ન્યાસ: માલિકીનું વિસર્જન

**'ન્યાસ'માં માલિકીનું પૂરું વિસર્જન છે: હું** મારી પાસે સંગ્રહ રાખીશ જ નહિ; જે કાંઈ હશે તે ગામને આપી દઈશ. પછી સમાજ તરફથી મને જે કાંઈ મળશે તે હું લઈશ. 'હું નારાયણાશ્રિત બનીશ'—આ નારાયણોપનિષદ્નું વાક્ય છે; તેમાં ઋષિ કહે છે કે 'ન્યાસ' સૌમાં શ્રેષ્ઠ તત્ત્વ છે. એટલે કે માલકિયતનો પરિત્યાગ કરી નારાયણને શરણે જવું સૌથી શ્રેષ્ઠ ધર્મ છે.

ભૂદાન યજ્ઞનું અંતિમ કદમ આ જ છે. જેમ ભૂમિતિમાં બે બિંદુ હોય, ત્યારે જ સુરેખા બને છે. એ જ રીતે સર્વોદયનાં પણ બે બિંદુ છે. પહેલું બિંદુ છે દાન, અને બીજું બિંદુ છે ન્યાસ.

દાનથી શરૂ કરી ન્યાસ સુધી ધર્મનો પંથ છે, જેના પર આપણે ઉત્તરોત્તર આગળ વધીશું, અને આખરે આપણી માલકિયતનું વિસર્જન કરી દઈશું.

આ રીતે, ન્યાસ કરી સમાજની પાસે પહોંચવાવાળા લોકો હશે, એમના હાથમાં સમાજનું નેતૃત્વ હશે તો સમાજમાં દાન પરંપરા ચાલશે. જ્યારે સમાજમાં સર્વસ્વ સમર્પણ કરી, સમાજ-આશ્રિત બની રહેવાવાળા કેટલાક સંન્યાસી નીકળશે, ત્યારે જ લોકોમાં દાન ચાલશે.

એટલે કે સમાજમાં જો નેતાઓ સર્વસ્વ પરિત્યાગી બનશે, તો લોકો ઓછામાં ઓછા દાન-શીલ તો બનશે જ.

આજકાલ લોકો 'સંન્યાસ'નો અર્થ ખોટો સમજી બેઠા છે. તેઓ એમ માને છે કે, સંન્યાસ એટલે સમાજનો ત્યાગ. વાસ્તવમાં સંન્યાસનો અર્થ સમાજમય થઈ જવું, પૂર્ણત: અભય બનવું.

સારાંશ કે, વ્યક્તિ પોતાનું સર્વસ્વ સમાજને અર્પણ કરી દે, એ સંન્યાસ છે અને ઉપભોગ કરતાં છતાં સમાજને હિસ્સો આપે એ દાન છે.

**પરંતુ દાન અને ન્યાસ–બંનેનું કેવળ વ્યક્તિગત મૂલ્ય જ નથી, સામાજીક મૂલ્ય પણ છે. જો મૂલ્યો કેવળ વ્યક્તિગત રહી જશે, એમનામાં શક્તિ નહિ આવે. સામાજીક દૃષ્ટિએ દાનનો અર્થ એવો છે કે આખા સમાજમાં દાન સતત પ્રવાહિત રહ્યા કરે.**

આજે આપણી પાસે કોઈ ચીજ આવી, તો એનો થોડો શો અંશ ઉપભોગ કરીને બાકીનો ભાગ તરત જ સમાજને પાછો આપી દેવો—આ પ્રક્રિયાને સામાજિક 'દાન-પ્રક્રિયા' કહે છે.

**ન્યાસનું સામાજીક મૂલ્ય**

સમાજમાં પરિગ્રહ વધે છે, તો એના રક્ષણની યોજના કરવી પડે છે.

અમદાવાદ અને મુંબઈની મિલોમાં આખા હિંદુસ્તાનને માટે કપડું તૈયાર થાય છે, તો એ મિલોની રક્ષા માટે યોજના કરવી પડશે. કયાંક લડાઈ ફાટી નીકળે અને એ બે જગાએ બોમ્બ પડે તો બધું ખતમ થઈ જશે. પછી દેશને નાગા રહેવું પડશે. એટલા માટે એ મિલોની રક્ષા માટે શસ્ત્રાસ્ત્રની જરૂર પડશે. ત્યારે 'ન્યાસ'નો અર્થ એ છે કે, સર્વત્ર વિકેન્દ્રિત ઉત્પાદન હોવું જોઈએ.

**બીજા તરફથી નિરંતર સમાજને આપતા રહેવાની ક્રિયા 'સામાજીક દાન-યોજના' કહેવાશે, તો 'સમાજમાં કયાંય પણ કેન્દ્રિત ઉત્પાદન ન થાય' તેને સામાજીક 'ન્યાસ-યોજના' કહેવાશે.**

**ઉત્પાદન થતાં તરતજ એને બીજી જગાએ પહોંચાડી દેવું—એ દાન યોજના છે; અને એક જગાએ બહુ કેન્દ્રિત ઉત્પાદન ન કરવું એ ન્યાસ યોજના છે.**

અમલાપુરમ ૨૦-૧૧-૫૫

# ૩: અહિંસક ક્રાંતિ

**જો આપણે જમાનાની માગણીને ન ઓળખીએ, આપણી ફરજ અદા ન કરીએ અને આ મોકો ખોઈ બેસીએ, તો એનો અર્થ એ થશે કે આપણે યુગધર્મને નથી ઓળખતા, અને જે યુગધર્મને નથી ઓળખતા એ ધર્મને જ નથી ઓળખતા. ધર્મની ખૂબી એ છે કે, જ્યારે કોઈ મહત્વનું નૈતિક કર્તવ્ય ઊભું થાય છે, ત્યારે એ જ મુખ્ય ધર્મ બની જાય છે, અને બીજા બધા ધર્મો ફિક્કા પડી જાય છે. મારું માનવું છે કે જો આ ભૂમિ-સમસ્યાને આપણે શાન્તિમય રીતે ઉકેલી લઈએ, તો એનાથી આપણા દેશમાં તો આપણે શાન્તિ સ્થાપીશું જ, ઉપરાંત દુનિયાને પણ શાન્તિમય ક્રાન્તિનો રસ્તો બતાવી શકીશું.**

ગોરખપુર, તા ૧૭-૩-૫૨

**ક્રાંતિનું ઉગમ સ્થાન હૃદય**

ક્રાંતિ પહેલાં દિલમાં જ થાય છે, પછી સમાજમાં. જ્યાં દિલોમાં ક્રાંતિ નથી થતી, ઉપરથી લદાય છે અને હિંસાથી ક્રાંતિ થાય છે, ત્યાં ખરી રીતે ક્રાંતિ થતી જ નથી. કેટલાક મને પૂછે છેઃ અહિંસાથી ક્રાંતિ થઈ શકે? આ તો એવો સવાલ છે કે, શું પાણીથી તરસ છીપે? જેમ પાણીથી જ તરસ છીપે, બીજા કશાથી નહિ, તેમ અહિંસાથી જ ક્રાંતિ થઈ શકે, બીજી કોઈ રીતે નહિ. છતાં સમાજમાં એવી વાત ચાલી નીકળી છે કે, સમાજનું મૂળમાંથી પરિવર્તન હિંસાથી જ થાય છે. ખાસ કરીને પશ્ચિમવાળાઓનો

એવો ખ્યાલ છે, પરંતુ હિંસાથી કદી પણ ક્રાંતિ થતી નથી. એનાથી તો ઊલમાંથી ચૂલમાં પડવા જેવી સ્થિતિ થાય.

### સાધનોમાં ક્રાંતિ થાય ત્યાં જ સાચી ક્રાંતિ થાય

જ્યાં જૂનાં જંગલી, પશુશક્તિનાં સાધનો વપરાય, ત્યાં ક્રાંતિ શી રીતે થવાની હતી ? ખોટાં સાધનોથી સાચી હિંમત શી રીતે આવે ? અસત્યથી સત્ય શી રીતે મળે ? પણ ઇતિહાસમાં લોકોએ હિંસાના પ્રયોગો કર્યા છે. એકવાર હિંસા કરી લઈએ, પછી શાંતિ સ્થપાશે, એવું લોકો ધારે છે. પણ શાંતિથી શાંતિ સ્થાપી શકાય, હિંસાથી નહીં. એકવાર હિંસા કરી લઈએ પછી શાંતિ અને પ્રેમની સ્થાપના થશે—એવો જેણે એકવાર વિચાર કર્યો, તેને માટે એમ જ કહેવાય કે, એમણે અગ્નિથી ઠંડક કરવા વિચાર કર્યો છે.

અકબરપુર (બિહાર), ૧૫-૪-૫૬

### વિજ્ઞાનયુગમાં અહિંસા–દયા–સત્યાગ્રહ

આજના જમાનામાં એક દેશ બીજા દેશને બહુ લાંબો વખત પોતાના તાબામાં રાખી શકે તેમ નથી. પહેલાં રોમન સામ્રાજ્ય હતું, તે બારસો વર્ષ ચાલ્યું, પણ ત્યારપછી બીજાં જે સામ્રાજ્યો થયાં તે એટલાં ન ટકયાં કારણ કે જનતા જાગતી જતી હતી. હવે વિજ્ઞાનનો જમાનો આવ્યો છે, શિક્ષણનો ફેલાવો થઈ રહ્યો છે, એટલે સામ્રાજ્ય ઝાઝું ટકી શકે તેમ નથી. અંગ્રેજોનું સામ્રાજ્ય પણ ન ટકયું. એમની પાસે વિજ્ઞાન હતું. રોમન સામ્રાજ્ય કરતાં એની પાસે કેટલાયે ગણી તાકાત હતી. છતાં પણ એમનું સામ્રાજ્ય માંડમાંડ દોઢસો વર્ષ ચાલ્યું. આજના વિજ્ઞાનના જમાનાનું એક વર્ષ જૂના જમાનાનાં દસ વર્ષની બરાબર છે.

આ તો રેડિયો વાયરલેસનો જમાનો છે. વિજ્ઞાને દેશ-દેશને પાસે લાવી મૂકયા છે અને કાળની ગતિ વધી ગઈ છે. એટલે રાજકીય આઝાદી મેળવવી એ આપણે માટે સહેલી વાત હતી. પરંતુ જો આપણે આર્થિક સમતા સ્થાપવાનું કામ અહિંસાથી પાર પાડીએ, તો એ એક બહુ મોટી વાત બનશે. એનાથી નિર્વૈરતા એટલે કે અહિંસક પ્રતિકારની શક્તિ ખૂબ જ વધી જશે.

વિજ્ઞાનના જમાનામાં રાજકીય આઝાદી પ્રાપ્ત કરવી સહેલી છે કારણ કે દુનિયાની શક્તિઓ એને અનુકૂળ છે. એને જ લીધે આપણને આટલા વખતમાં અહિંસાની શક્તિનું પૂરેપૂરું ભાન થઈ શકયું નથી. એ જો થયું હોત તો ગાંધીજીની હયાતી છતાં દેશના બે ટુકડા ન પડયા હોત. સ્વરાજ્ય મળ્યા પછી હિંદુ-મુસલમાનોના જે ઝગડાઓ આવ્યા, એમાં લાખો લોકો બરબાદ થઈ ગયા, એ બધું થયું ન હોત. તેથી મારે કહેવું પડે છે કે આપણને અહિંસાની શક્તિનું પૂરેપૂરું ભાન થયું નથી.

ત્યારે આપણી અહિંસા એ લાચારીની અહિંસા હતી. પણ હવે આપણા હાથમાં સત્તા આવી છે. આપણે ધારીએ તો અહિંસાને રસ્તે ચાલી શકીએ અને ધારીએ તો હિંસાને રસ્તે ચાલી શકીએ. એટલે હવે જો આપણે આપણો આર્થિક પ્રશ્ન અહિંસાથી ઉકેલી શકીએ, તો દુનિયામાં નિશસ્ત્ર પ્રતિકાર અસરકારક સાબીત થશે અને દુનિયાને એક માર્ગ મળી જશે. માટે આપણે સારી રીતે વિચાર કરવો જોઈએ

### દયા

દયા પ્રાથમિક ધર્મ છે. ધર્મની એ પૂર્ણતા નથી. દયા એ ધર્મનું ફળ નથી, દયા તો ધર્મનું મૂળ, આરંભ છે. ધર્મ જ્યારે પરિપૂર્ણ થશે—એટલે કે એને ફળ બેસશે—ત્યારે સમતાનું ફળ બેસશે.

સમાજમાં દયા ચાલે છે અને લોકો માને છે કે વિષમતા જેમની તેમ ટકાવી રાખીને દયા કરી શકાય. પણ હવે દયા પૂરતી નથી. હવે સમતાની જરૂર છે. સમતા સ્થાપવા માટે ભૂદાન-યજ્ઞ ચાલે છે. નિર્વૈર પ્રતિકાર અને સત્યાગ્રહનું આ એક અંગ છે. હું સતત ફર્યા કરું છું, વરસતા વરસાદમાં પણ ફરું છું. લોકો પાસેથી છઠ્ઠો ભાગ માગું છું, કોઈ થોડું આપે છે, તો લેવાની ના પાડું છું. આ બધો સત્યાગ્રહ જ ચાલે છે. કેટલાક મને પૂછે છે કે "આની અસર ન થઈ તો તમે શું કરશો ?" મેં કહ્યું કે હું એ રીતે વિચાર જ કરતો નથી. પણ કશું જ પરિણામ ન આવ્યું, તો સત્યાગ્રહ એક એવું મહાન શસ્ત્ર છે કે, એની સામે કોઈ ટકી શકતું નથી. કારણ, એમાં નિર્વૈરતા અને પ્રતિકાર એ બન્ને સમાયેલાં છે અને એનાથી શક્તિ વધી જાય છે.

### સત્યાગ્રહ

આ મારો સૌમ્ય સત્યાગ્રહ ચાલે છે. આગળ ઉપર એ

ઉગ્ર પણ બની શકે. હું આવી વાત કરું છું, ત્યારે કેટલાક કહે છે કે, હવે તમે તો ધમકાવવા મંડ્યા.

એ ખ્યાલ રાખવો જોઈએ કે જ્યાં નિર્વૈરિતા અને પ્રતિકાર બન્ને આવ્યાં ત્યાં ધમકાવવાનું નથી, જગાડાય છે. બાળકને કેવી રીતે જગાડીએ છીએ? મા બેચાર વાર 'ઊઠ ઊઠ' કરે છે, તેમ છતાં ન ઊઠે તો પછી એને ઢંઢોળીને ઉઠાડે છે. આમ એક પછી એક ક્રિયાઓ આવે છે. એટલે શબ્દ પછી જેમ સ્પર્શ આવે છે, તે ધમકી અથવા હિંસા નથી, પણ પ્રેમનો સ્પર્શ છે. પ્રેમ પોતાના નાના સ્વરૂપમાં હારે છે, ત્યારે પોતાનું મોટું સ્વરૂપ પ્રગટ કરે છે.

"પાંચ રૂપિયાથી કામ ન સર્યું" એટલે છ તમાચા ખેંચી કાઢીએ તો એ જરૂર ધમકી થઈ. પણ પાંચ રૂપિયાને ઠેકાણે છ કે દસ રૂપિયા આપવા એ ધમકી નથી, એ તો એ જ રસ્તે જરા આગળ જવાપણું છે.

**એને માટે સત્યાગ્રહ કરવો પડે તો તે પણ કરીશ. કારણ કે એ પણ જગાડવાની જ પ્રક્રિયા છે.**

સત્યાગ્રહ એ પ્રેમની પ્રક્રિયા છે. ને સામેવાળાને એ ધમકી લાગે તો એમ સમજવું કે એ સાચો સત્યાગ્રહ નથી.

બગુસરાય, ૯-૧-૧૯૫૩

### અહિંસાની કાર્યક્ષમતા

એ એક સમજવા જેવી વાત છે કે અહિંસામાં હિંસા કરતાં વિશેષ સંરક્ષણક્ષમતા છે. પણ એ ક્યારે પ્રગટશે? જ્યારે એને આપણે સામૂહિક રૂપ આપશું. એવું ન સમજશો કે, આ તો બધું મહાત્માઓનું કામ છે; એમાં આપણું ગજું નહિ. ખરેખર તો જેટલાં લોકો હિંસાશક્તિનો ઉપયોગ કરી શકે છે, એનાથી ઘણા વધારે લોક અહિંસાશક્તિનો ઉપયોગ કરી શકે છે. હિંસાશક્તિમાં બાળકો અને સ્ત્રીઓ નથી ભળી શકતાં, આથી એનો ઉપયોગ કરનારાં ઓછાં જ રહેવાનાં. જે મજબૂત હશે, જેમને શારીરિક વ્યાયામનો મહાવરો હશે, જેમનામાં વિશેષ પ્રમાણમાં ક્રૂરતાનો અંશ હશે, જેમને શિકાર કરવાનો શોખ હશે, એવાં એવાં જ હિંસાશક્તિનો ઉપયોગ કરી શકશે. આમ હિંસાશક્તિ કદી પણ જનતાની શક્તિ નથી બની શકતી. એ તો થોડા વર્ગોનો ઈજારો રહેવાનો. જ્યારે અહિંસા શક્તિનો ઉપયોગ તો બાળકો, વૃદ્ધો, સ્ત્રીઓ–સૌ કોઈ કરી શકશે. આમ ઉપયોગની વાત છે, ત્યાંસુધી હિંસાશક્તિ કરતાં અહિંસાશક્તિનો ઉપયોગ ઝાઝો થતો રહેશે.

વળી અહિંસાશક્તિની ખોજ માટે જેમ મહાત્માની જરૂર પડે છે, તેમ હિંસાશક્તિની ખોજ માટે વૈજ્ઞાનિકની જરૂર પડે છે.

આજે હિંસાશક્તિ જેટલી સંગઠિત થયેલી છે, એટલી જ અહિંસાશકિત પણ સંગઠિત થવી જોઈશે.

દાવનગિરી, (મૈસુર રાજ્ય) ૩૦-૧૧-'૫૭

### અહિંસાની ખતરનાક વ્યાખ્યા

બીજી વિચારવાની વાત એ છે કે, ગાંધીજીએ દરેક વાતમાં અહિંસાનું નામ લીધું, એટલે તો આપણા સૌ ઉપર અહિંસાનો વરદહસ્ત છે. પરંતુ આપણામાંથી કેટલાક સરકારમાં ગયા, કેટલાક બહાર છે. એટલા માટે આ દિવસોમાં મોટે ભાગે અહિંસાનો સરકારી અર્થ એવો થયો કે સમાજને કમમાં કમ તકલીફ આપવી, સમાજને બહુ પીડા ન થાય, હાલની આપણી જે વ્યવસ્થા છે, એમાં બહુ અડચણ ન આવે, એનું નામ અહિંસા!

આજે જ્યારે એવું કહેવામાં આવે છે કે "સમાજવાદી રચના" કરવી છે, ત્યારે સાથોસાથ એમ પણ કહેવામાં આવે છે કે, "અમારી પદ્ધતિ અહિંસાની રહેશે." જ્યારે આ બેઉ સૂત્રો એક સાથે હું સાંભળું છું, ત્યારે મારે મન એ બંને મળીને સત્યાગ્રહ કે સર્વોદય સિવાય બીજો કોઈ અર્થ નીકળતો નથી.

પરંતુ કેટલાક લોકો એનો એવો પણ અર્થ કરે છે કે, આપણે સમાજવાદી રચના માટે જે પરિવર્તન કરવું પડશે તે બિલકુલ આસ્તે આસ્તે કરવું જોઈશે.

**સમાજરચનામાં તકલીફ ન પડે, બહુ વધારે ફેરફાર એકદમ થઈ ન જાય, એવી રીતે કામ કરવાને આજકાલ મોટેભાગે અહિંસા માનવામાં આવે છે. न जातंहादेन, न विद्विषादर: એટલે કે એવી સ્થિતિ, જેમાં આપણે બહુ આગળ ન વધીએ, અને આજની**

હાલત પણ લગભગ એવી ને એવી રહે. સાથે સાથે મનને સમાધાન પણ થાય કે 'આપણે એક આદર્શ સામે રાખ્યો છે, અને એનો કંઈ ને કંઈ જપ કર્યા કરીએ છીએ....' એટલે તો, જે કાંઈ કરશું એમાં એનો થોડોક સ્વાદ આવી જ જશે; અને ધીમે ધીમે એ કામ બનશે.

મને લાગે છે કે અહિંસાની આ વ્યાખ્યા અહિંસા માટે ઘણી જ ખતરનાક છે, ને હિંસાને માટે બહુ ઉપયોગી છે.

જો અહિંસાનો અર્થ 'ઓછામાં ઓછી ગતિએ, સમાજને વધારે તકલીફ આપ્યા વગર આગળ વધવું' એવો કરવામાં આવે, તો એ અર્થ અહિંસાના હિતમાં નહિ, હિંસાના હિતમાં છે. એથી તો હિંસા બહુ જોરથી વધશે.

આપ શરાબ પીને કહો કે : 'ગો સ્લો' (ધીમી ચાલો), તો શરાબખોરી જોરથી આગળ વધશે. દુર્જનતા જોરદાર હોય છે. એટલા માટે અહિંસાને માટે 'ગો સ્લો'ની વાત લાગુ ન કરશો. એને હિંસા માટે લાગુ કરો. હિંસા માટે 'ગો સ્લો' બહુ સારું છે; અહિંસામાં તો તીવ્ર સંવેગ હોવો જોઈએ. શાસ્ત્ર-વાક્ય છે : "तीव्र संवेगानाम् आसन्न :" અગર આપ ભલાઈ ને જલદીમાં જલદી, નજદીકમાં નજદીક લાવવા ચાહતા હો તો, એમાં તીવ્ર સંવેગ હોવો જરૂરી છે.

અગર અહિંસાનો અર્થ, આટલો મૃદુ, નરમ, નિર્વીર્ય કરવામાં આવે, તો એથી વિરોધી શક્તિઓ, હિંસક શક્તિઓ, આપણી અનિચ્છા છતાં, વધશે.

ભૂદાનગંગા (હિંદી) પૃ. ૧૨૭/૨૯

## સૌમ્ય-સૌમ્યતર-સૌમ્યતમ સત્યાગ્રહ

આપણે સત્યાગ્રહનો વિચાર કરીએ છીએ, ત્યારે લગભગ એવી રીતે કરીએ છીએ કે, જેમ માનવીએ નાની હિંસામાંથી મોટી હિંસા અને મોટી હિંસામાંથી અતિ-હિંસામાં કદમ ભર્યું, તે રીતે આપણે પ્રથમ તો એક સૌમ્ય પ્રકારનો સત્યાગ્રહ કરીશું. આજે અમારી જે પદયાત્રા ચાલી રહી છે, એ પણ સત્યાગ્રહ છે, એમ અમે કહીએ છીએ.

લોકો પણ એ વાત માની લઈ કહે છે: 'પરંતુ એનાથી કામ ન બન્યું તો વધુ તીવ્ર સત્યાગ્રહ કરશું; એનાથી પણ ન બન્યું તો વળી વધુ તીવ્ર સત્યાગ્રહ કરશું. એ રીતે એની તીવ્રતા વધારતા જશું.'

પરંતુ યથાર્થમાં, આપણું ચિંતન એથી બિલકુલ ઊલટું હોવું જોઈએ. આપણે જો **સૌમ્ય** સત્યાગ્રહ શરૂ કર્યો છે, એનાથી કામ ન પત્યું તો, એનાથી વધુ **સૌમ્યતર** સત્યાગ્રહ ઢૂંઢીશું, કે જેથી એની તાકાત વધે. અને એટલાથી પણ કામ ન થયું તો એનાથી પણ કોઈ **સૌમ્યતમ** સત્યાગ્રહ શોધી કાઢીશું, જેથી એની તાકાત વળી વધે.

તમે જાણો છો કે, હોમિયોપથીમાં એવું શીખવવામાં આવે છે કે, ઔષધિ થોડી માત્રામાં લેવી અને એને ખૂબ જ ઘૂંટવી, વારંવાર ભાવિત કરવી. ભાવનાથી જે ભાવિત થાય છે, તે સૂક્ષ્મમાં સૂક્ષ્મ હોવા છતાં અધિક પરિણામદાયી બને છે.

હિંસા-શાસ્ત્રમાં એવું માનવામાં આવે છે કે સૌમ્યશસ્ત્રથી કામ ન ચાલે, તો એનાથી તીવ્ર શસ્ત્ર લેવાથી તાકાત વધે છે અને તે અવશ્ય યશસ્વી બને છે. પરંતુ અહીં એનાથી **સાવ ઊલટી પ્રક્રિયા** હોવી જરૂરી છે.

પુરી, ૨૭-૩-૫૫

## સૌમ્ય સૌમ્યતર અહિંસક કાર્યક્રમ

સૌથી મોટી વાત એ છે કે વાતાવરણમાં આજે હિંસા વ્યાપેલી છે. અને હિંસાથી કેટલાંક કામ સધાય છે, એવો લોકોને ભરોસો પડતો જાય છે.

કંઈક કામ તો થવાનું. એ તો પહેલાં પણ થતું હતું અને આજે પણ થાય છે. પણ એ સાવ નકામું કામ છે, અને જો તે થયું તો પણ દેશનું તો સરવાળે નુકશાન જ થશે. આ બધું અહિંસાની વિચારસરણીમાંથી આવે છે. અહિંસાની આ વિચારસરણીનું આજકાલ ભારે વેગથી ખંડન થઈ રહ્યું છે. વાતોમાં તો સૌ કોઈ અહિંસાને સ્વીકારે છે. પણ ખરેખર જોવા જઈએ, તો હિંદુસ્તાનની માનસિક સ્થિતિ આજે ડામાડોળ છે. ગાંધીજીએ જન્માવેલી શ્રદ્ધાઓ આજે બન્ને પ્રકારે તૂટી રહી છે. કેટલાક માણસો એ શ્રદ્ધાને એકાંગી માનીને છોડી રહ્યા છે. જ્યારે કેટલાક લોકો એ શ્રદ્ધાઓનો અનુકૂળ એવો 'વ્યવહારુ' અર્થ કરી

રહ્યા છે, અને 'એનો અમલ કરનારા આપણે જ બેઠા છીએ,' એમ માનીને-એને છોડી રહ્યા છે. અને છતાં પાછા એ લોકો સમજે છે તો એવું કે, ગાંધીજીના વિચારોનું વ્યવહારને અનુકૂળ એવું અનુકરણ અમે કરીએ છીએ.

### શાસ્ત્ર અને શસ્ત્ર બંને સાથે

'આજે દુનિયા હજી એને માટે લાયક નથી, આથી સામાજિક ક્ષેત્રમાં અમે એનો અમલ નથી કરી શકતા', એવું માનીને એમણે મન મનાવી લીધું છે. આમ શાસ્ત્ર પણ સરસ રીતે ચાલે છે, અને શસ્ત્રવ્યવહાર પણ ચાલે છે.

### હિંસાથી આખરી વિદાય

આપણે ક્યારેક પણ હિંસાથી આખરી વિદાય લેવી જ પડશે. એ સમય આજે ને આજે છે કે નહીં તે તમે નક્કી કરો. બાકી મને તો લાગે છે કે બધા ધર્મોના આચરણનો જો કોઈ યોગ્ય સમય હોય તો તે આજ સમય છે. આ પહેલાં તો એ હતો નહીં, કેમકે એ હાથમાંથી નીકળી ગયો છે. ભવિષ્યમાં પણ એ નથી, કારણ આજે એ હાથમાં નથી. જ્યારે આ ઘડી આપણા હાથમાં છે. આપણે જેને ઉચિત ધર્મ માનીએ, તેના આચરણ માટે આપણા હાથમાં આ જ સમય છે.

આજની ક્ષણ આપણે ગુમાવીએ, અને તે પણ ભવિષ્યમાં આપણે એ કરશું', એવી આશાથી ગુમાવીએ, એમાં મને તો એક પ્રકારનો મોહ લાગે છે. સંભવ છે કે એ મોહ ન પણ હોય, અને તમે કહો છો તેવો વાસ્તવવાદ (Realism) હોય, અને તેમ પણ એ એક વસ્તુસ્થિતિ છે કે, અહિંસા પર બન્ને બાજુથી પ્રહારો થઈ રહ્યા છે. જેઓ અહિંસામાં શ્રદ્ધા રાખતા હોય તેઓ વ્યવહારુ કારણોસર તેનાથી અળગા રહે છે. જ્યારે બીજા વળી એમ કહી રહ્યા છે કે, અમે જે કંઈ કહીએ છીએ તે જ આજની હાલતમાં અહિંસાનું અસલી સ્વરૂપ છે. આમ તેઓ પણ અહિંસા પર ઘા કરે છે. આમ આ દિવસોમાં બન્ને બાજુથી હિંસાને ઘણું બળ મળ્યા કર્યું છે. સ્વરાજ્ય આવ્યા પછી મળ્યું છે. એનો આપણે સામનો કરવો પડશે.

### યોજનાની આવશ્યકતા

મુકાબલો જ કરવો હોય તો કોઈ ને કોઈ યોજના જરૂરી છે. જેનો મેં ઘણીવાર ઉલ્લેખ કર્યો છે તે સૌ પ્રથમ યોજના એ છે કે આપણે ધીમે ધીમે સૌમ્યમાંથી સૌમ્યતર, અને પછી સૌમ્યતમ તરફ જવું પડશે.

### ક્રિયા: વિચાર સિદ્ધિનું સાધન

જેને આપણે ક્રિયા કહીએ છીએ, તે વિચારને અમલમાં મૂકવાનું એક સાધન છે. જેમ વિચારને અમલમાં લાવવા માટે, વિચારના અવતરણને માટે એ સાધન છે, તે જ રીતે એ વિચારનું પરિણામ પણ છે. તમે ભૂદાન કરો, એથી તમારી ઉદારતા વધી. તમારી ઉદારતા વધી, એને પરિણામે તમે ભૂમિદાન કરો છો. આનો અર્થ એમ થયો કે ક્રિયા એ વિચારસિદ્ધિનું સાધન પણ છે. જેટલે અંશે વિચારસિદ્ધિનું સાધન છે, તેટલે અંશે જ આપણો તેના પર ભાર હોવો જોઈએ. અને જેટલે અંશે ક્રિયા એ વિચારસિદ્ધિનું પરિણામ છે, તેટલે અંશે આપણે તેનો આગ્રહ ન રાખવો જોઈએ. અમુક વિચારને પરિણામે પાંચ કરોડ એકર જમીન મળવી જોઈએ એવો મેં નિર્ણય કર્યો છે. પણ એ પરિણામ છે. આથી દાન પ્રાપ્તિની ક્રિયાની આસક્તિ આપણને ન હોવી જોઈએ. દાનનો વિચાર, અર્થાત્ સમ-વિભાજનનો વિચાર લોકો સમજે, હું સમજું, મારા જીવનમાં એ વિકસે, એટલે લોકોના જીવનમાં તો એ વિકસ્યું જ સમજો. લોકો વિચાર સમજે એટલે એનું પરિણામ આવવાનું જ. પણ એનો મને ઝાઝો આગ્રહ નથી. હું તો વિચાર જ સમજીશ અને સમજાવીશ.

જેટલે અંશે ક્રિયા એ વિચાર-સિદ્ધિનું સાધન છે, તેટલે અંશેજ તેના ઉપર હું વજન આપીશ. જેમ કે પગે ચાલવું. જો હું પગે ન ચાલતો હોત તો વિચાર ન સમજાવી શકત. એટલા માટે હું પગે ચાલવાનો આગ્રહ રાખું એ જરૂરી છે, પણ એવો જ આગ્રહ હું દાન-પ્રાપ્તિ માટે રાખવા માંડું તો એ પરિણામલક્ષી ક્રિયા થઈ.

### નિવૃત્તિ અને ક્રિયા

આનું પરિણામ નિવૃત્તિ-માર્ગમાં આવશે એવો ઘણાને ડર રહે છે પણ મને એવો ભય એટલા માટે નથી લાગતો કે નિવૃત્તિ તો પહેલેથી જ મારા મનમાં વસી ચૂકી છે. આથી વિશેષ નિવૃત્તિ આવશે, એવી શક્યતા હવે બહુ ઓછી છે, એટલે મને આનો ડર લાગતો નથી. પણ હું

જાણું છું કે ક્રિયાની વધુ પડતી આસક્તિ ન હોવી જોઈએ. સાધનારૂ પ્રક્રિયાની આસક્તિ ભલે હોય, પણ તેથી આગળની જે ક્રિયા છે તે તો સમાજ કરશે. સમાજ તરફથી જે ક્રિયા થશે તે ક્રિયાનો આગ્રહ હું મારા મનમાંથી દૂર કરવા માંગું છું. હું નથી માનતો કે એવો કોઈ આગ્રહ મારા મનમાં પહેલાં પણ હતો.

પણ જ્યાં ક્યાંક સામુદાયિક કાર્ય શરૂ થયું ત્યાં એની સાથે સાથે કેટલાક સંકલ્પ પણ આવવાના. એ સામુદાયિક સંકલ્પ હોય છે. આથી એમાં ખાસ કોઈ દોષ નથી હોતો. પણ ધીમે ધીમે આ પ્રક્રિયાનું જે પરિણામ આવ્યું, એ જોતાં આનાથી વધુ સૌમ્ય પ્રક્રિયા, એટલે કે જેમાં ક્રિયાની તીવ્રતા ઓછી હોય અને વિચારની પ્રક્રિયા જોરદાર હોય એવી કાર્ય–પદ્ધતિ આપણે અપનાવવી પડશે

* અલબત્ત, શુદ્ધ વિચારનું ચિંતન કરવામાં એને સમજવામાં, વ્યક્તિગત રૂપે એના અમલમાં અને બીજાને સમજાવવામાં આપણું કાર્ય પૂરું થઈ જવું જોઈએ. વિચારવું અને સમજવું એ બહુ મોટું કામ છે. આપણા પોતા માટે જો આપણે એટલું કરીએ અને આપણા મનમાં કોઈ પણ પ્રકારનો મોહ ન રહી જાય, શુદ્ધ વિચારનું આપણને દર્શન થાય, તો હું માનું છું કે નેવું ટકા કામ થઈ ચૂક્યું.

• શુદ્ધ વિચારનું ચિંતન કરવું અને શુદ્ધ વિચાર કહેવો એ પોતે જ એક બહુ મોટું કામ છે. હવે જો આ પ્રકારનો વિચાર એક વખત મનમાં આવ્યો જ છે, તો પછી તે પ્રમાણે ક્રિયા શરૂ થઈ જવી જોઈએ. એ પછી બીજાઓ પ્રત્યે આપણું કર્તવ્ય એટલું જ રહે છે કે આપણે એમને વિચાર સમજાવી દઈએ, આપણી ફરજ એથી આગળ નથી જતી. એટલે આપણે વધારે વિચાર-પરાયણ થઈએ અને ક્રિયાની જે મર્યાદાઓ છે, તેને બરાબર સમજીએ, તો અહિંસા વધારે ફેલાશે એમ મને લાગે છે અર્થાત્ ભૂમિદાનને છોડ્યા વિના એ ભૂમિકાને આપણી વિચારસિદ્ધિના એક સાધન તરીકે પકડી રાખી, બાકી એકદમ શુદ્ધ અહિંસા-વિચારને જ દુનિયામાં ફેલાવીએ, અને એમાં ચિત્ત–શુદ્ધિની દૃષ્ટિએ અનિવાર્ય, જેટલી પણ તપસ્યા કરવી પડે, તે આપણે પોતે કરીએ—એ આપણું કામ હોવું જોઈએ. હું માનું છું કે આવું થયું તો આપણે એકાંગી નહીં રહીએ. આ વિચાર-પ્રવાહમાં, ભૂદાનના પ્રવાહમાં જેટલાં લોકોને આપણે ખેંચી લીધાં છે, એથી ઘણાં વધારે લોકોને આપણે ખેંચી શકીશું. અને એ રીતે તેઓ ભૂદાન કાર્યમાં લાગી જશે.

## ધર્મ અને વિચાર

શુદ્ધ વિચાર કરવાવાળાં એટલે કે શુદ્ધ વિચારનો પ્રયત્ન કરવાવાળાં લોકો, સૌ કોઈના કલ્યાણમાં વિશ્વાસ રાખનારાં, નિષ્કામ કર્મમાં માનનારાં અને આપણા પક્ષાતીત વિચારમાં જેમને શ્રદ્ધા છે તેવાં માણસો એકઠાં થાય. શ્રદ્ધાનો મારો અર્થ એવો તો ખરો જ કે, તે માણસ તે પ્રમાણે ક્રિયા કરવાનો પ્રયત્ન કરશે. જેમનામાં આવી શ્રદ્ધા છે તેમનું એક મંડળ બની શકે છે. અંગ્રેજીમાં ધર્મને માટે જે એક શબ્દ છે તે બહુ મહત્ત્વનો છે. તેઓ 'ધર્મ'ને 'ફેઈથ' કહે છે. એક છે 'હિંદુ ફેઈથ' અને બીજો છે 'હિન્દુ થૉટ.' પણ 'હિંદુ થૉટ' તો થોડાક જ માણસો સમજ્યા છે. જ્યારે 'હિન્દુ ફેઈથ' લાખો માણસોમાં છે. ઈસ્લામ વગેરે 'ફેઈથ' પણ આવા જ છે.

'ફેઈથ' માં લાખો માણસો છે, 'વિચાર'માં થોડાક માણસો છે અને 'કૃતિ'માં તો વળી એથી પણ થોડા માણસો છે. સ્થૂળ આચારમાં તો થોડા પણ લોકો છે, પણ વિચાર-પૂર્વકના કર્મમાં તો એથી પણ થોડા માણસો હોય છે. આમ ધર્મને માટે આ જે 'ફેઈથ' શબ્દ છે, તે બહુ મઝાનો છે.

સર્વોદયને માટે જેમના મનમાં 'ફેઈથ' હોય, એવા જે પાંચ દસ લોકો હોય, તેમનું એક મંડળ થાય. તેઓ ખાસ વિષયો ઉપર ચિંતન કરીને એક શુદ્ધ વિચારના રૂપમાં લોકોની સામે તે રજૂ કરી દે. જો સામુદાયિક રીતે કોઈ વાત રજૂ કરવી હોય તો તેમ કરે. અને એમ ન કરવું હોય તો થોડી ચર્ચા કરી લીધા પછી ભલેને છૂટા પડી જતા. અલગ પડીને તે પ્રમાણે કામ કરવા મંડે. આવું સર્વોદય મંડળ બને, તો ઠીક થશે. આ દૃષ્ટિએ વિકાસ સાધવા માટે કદાચ એ લાભદાયી પુરવાર થશે.

## સર્વોદય મંડળો

આગળ જતાં જેમ જેમ આપણે આપણા આંદોલનને જનતાની તરફ લઈ જવાના સંકલ્પનો અમલ કરતા જઈશું, તેમ તેમ આજની આપણી જે સામૂહિ સંસ્થાઓ વગેરે

છે તે વિખેરાઈ જશે અને લોકો પોતપોતાની શક્તિ પ્રમાણે જુદાં જુદાં કામ કરશે. જરૂર પડયે સર્વોદય મંડળ સાથે સલાહ-મસલત કરી લેશે. એની સલાહ પ્રમાણે બધું થવું જ જોઈએ, એવો સર્વોદય મંડળનો આગ્રહ નહીં રહે. એમની સલાહ પ્રમાણે નહીં વરતીએ તો સજા થશે, એવો કોઈ બોજો લોકોનાં મન પર નહીં હોય, એનું એક નૈતિક મૂલ્ય છે. એ નૈતિકતાને લીધે જ લોકો એની સલાહ લેશે. સલાહ માગવામાં આવશે તો આપવામાં આવશે, નહીં માગવામાં આવે તો પણ આપવામાં આવશે. આનો કંઈક આરંભ થાય તો કદાચ આ વિચારને માટે એ અનુકૂળ પુરવાર થશે.

ધર્મપુરી, તા. ૪-૮-૫૬

## અપરિગ્રહ અને અપહરણ

મારા વિચારનો જે વિરોધી વિચાર આજે દુનિયામાં છે, તેનું નામ છે અપહરણ-પ્રક્રિયા. આ પણ એક તત્ત્વ-વિચાર છે. એમાં એમ મનાય છે કે, છેવટે વ્યક્તિ પણ છે તો સમાજને ખાતર. માટે સમાજને ખાતર કોઈ એક વ્યક્તિનું ધન આંચકી લેવું દોષયુક્ત નથી, ઊલટું આંચકી ન લેવામાં જ નીતિ-દોષ છે. એમાં એમ પણ મનાયું છે કે, વ્યક્તિ પાસે સંપત્તિ રહી શકે અને વ્યક્તિની સંપત્તિનું અપહરણ થતું રોકે તેવો જે વિચાર હોય તે અધર્મ છે. આ વિચારમાં કેટલુંક સારું અને કેટલુંક ખોટું છે. એમાં જે સારાપણું છે તેનું દુનિયામાં આકર્ષણ થયું, અને કેટલાક દેશોમાં તે પ્રમાણે સમાજરચના થઈ છે. આટલા ટૂંકા ગાળામાં આપણે એનાં પરિણામો જાણી ન શકીએ. પરંતુ એમાં જે વાદ છે તેનું આકર્ષણ આજ તો દુનિયાને થાય છે. હિંદુસ્તાનમાં પણ અપહરણના આ તત્ત્વથી આકર્ષાયેલા કેટલાક લોકો છે. મારે એમનાથી જુદો વિચાર માંડવો છે. અપરિગ્રહનો વિચાર અપહરણનો વિરોધી વિચાર છે.

## અપરિગ્રહ અપવાદરૂપ ?

આજનો સમાજ કહે છે કે અપરિગ્રહ એ ઘણો ઊંચો વિચાર છે અને એ તો ગાંધીજી કે વિનોબા જેવાઓ માટે છે. અપરિગ્રહ એ તો એમનો ઇજારો છે. એના પર એમનો જ અધિકાર છે. જોઈએ તો અમે એમની પૂજા કરશું, બાકી ગૃહસ્થજીવનમાં તો પરિગ્રહ જ રહેશે, અપરિગ્રહ નહીં. જૂના જમાનામાં આનો કંઈક તોડ નીકળ્યો હતો. 'તમે સંન્યાસી છો તો અપરિગ્રહથી ચલાવો, અને અમે પરિગ્રહ કરીશું. અમે તમને ભિક્ષા આપીશું. અને ઉપરના આદર્શ તરીકે અમે તમારું માન જાળવીશું. પણ અમારો આદર્શ તો પરિગ્રહ જ છે.' આ પ્રમાણે લોક કહેતું.

પરિગ્રહની મર્યાદાનું પાલન કરવું અને અપરિગ્રહને આદર્શ માનવો, એમાં કેટલુંક સારાપણું તો હતું જ, પણ કેટલીક ખરાબી પણ હતી. મોટા ભાગના લોકો પરિગ્રહમાં માનતા હતા. ને એમ કરતે કરતે છેવટે અપરિગ્રહનું નામનિશાન ન રહ્યું.

## પરિગ્રહની બોલબાલા

આજે દુનિયામાં પરિગ્રહની બોલબાલા છે. પરિગ્રહ માટે એવા કાયદાઓ ઘડાયા છે કે, તેથી એ ખોટા નહીં પણ કાયદેસર થઈ ગયો છે. કાયદો ચોરીને ગુનો માને છે, પણ જેણે સંઘરો કરીને ચોરને ચોરી કરવાની પ્રેરણા આપી, તેને સમાજ ચોર નથી માનતો. પણ ઉપનિષદે તો કહી રાખ્યું છે કે, 'મારા રાજ્યમાં ન કોઈ ચોર હો અને ન કોઈ કંજૂસ હો.' કારણ, જ્યાં કંજૂસ હશે ત્યાં ચોર હોવા અનિવાર્ય છે. કંજૂસે ચોરોને પેદા કર્યા છે. કંજૂસ ચોરનો બાપ છે. એમના માનસ-પુત્રોને આપણે કેદમાં પૂરીએ છીએ અને બાપને છૂટા મેલીએ છીએ. એ સંસ્કારી બનીને સમાજમાં મહાલે છે, અને ગાદીએ ચઢીને બેસે છે: આ ક્યાંનો ન્યાય ? स्तेन एव सः। આપણે પામી શકતા નથી કે એ ચોર છે. પણ ગીતાએ એ બતાવી દીધું છે કે એ ચોર છે.

## ગીતા અને ગૃહસ્થો

પણ વળી આપણે માની લીધું કે, ગીતા તો સંન્યાસીઓ-નો ગ્રંથ છે. એ ગૃહસ્થે સારું નથી. આમ આપણે ગીતાને પણ સંન્યાસ પકડાવી દીધો. પહેલાં આપણે સંન્યાસીઓનું એટલું બધું માન જાળવ્યું કે, આપણું ઘર પાપી છે, એમ માનીને એમને ઘર બહાર રાખ્યા. પણ આજે આપણે એમને ઘરમાં ન રાખતાં મંદિરમાં એટલા સારુ રાખીએ છીએ કે સંન્યાસી ઘેર આવે અને રખેને દીકરો સંન્યાસી થઈ જાય ! આજે દુનિયામાં જે સૌથી વધુ સંઘરો કરે તે જીતે છે. સંઘરો સૌના માથે સવાર થઈ ને બેઠો છે. પણ

આજના યુગ માટે ઉપયોગી તત્ત્વ અપરિગ્રહનું જ છે. એ કેવળ સંન્યાસીઓ માટે નથી, ગૃહસ્થો માટે પણ છે.

### અપરિગ્રહની તાલીમ

આજે હિંદુસ્તાનના તમામ ઉદ્યોગો ભાંગી પડ્યા છે અને જમીનની માગણી વધતી જાય છે. તેથી જમીનનો સવાલ ઉપાડી લઈ ને અપરિગ્રહની તાલીમનો આરંભ કરીએ, તો એ વિચાર સમાજના મનમાં સારી રીતે બેસી જશે.

### કુબેરશાહી અપરિગ્રહ !

મારો અપરિગ્રહ શંકર જેવો નથી. ચામડું ઓઢીને ભભૂત ચોળનારો તો કોઈ પણ બની શકે, પણ કુબેર એની પકડમાં હશે. વિષ્ણુની પાસે લક્ષ્મી પડી છે, પણ એ એના પ્રત્યે ઉદાસીન છે. સમાજમાં બધું હાજર હશે, પણ વ્યક્તિ પોતાને આજે ખપતું જ લેશે. આવતી કાલની ચિંતા કરવાની જરૂર નથી. જુવાનીમાં જે સમાજની ચિંતા કરે છે, ઘડપણમાં સમાજ એની ચિંતા કરશે.

ટિકારી, તા. ૩૧-૧૦-૧૯૫૨

### હૃદયપરિવર્તનનું ગણિત

ભૂખ્યા પાડોશીની ચિંતા કરવી એ આપણું કર્તવ્ય છે. આવો ધર્મ સૌને શીખવવો છે. આજુબાજુવાળાઓ ભૂખ, અજ્ઞાન અને બિમારીથી સબડતાં હોય, ત્યારે જેમની પાસે ધન, બુદ્ધિ અને શક્તિ છે, એવાઓને ચેન ન પડવું જોઈ એ. આને જ હું હૃદય-પરિવર્તન કહું છું. નૈતિક દબાણ અને હૃદય-પરિવર્તન વચ્ચે ભેદ પાડવો એ ભૂલભરેલું છે.

હૃદયપરિવર્તન ગણિત પ્રમાણે નથી થતાં. એક માણસનું હૃદય-પરિવર્તન થાય છે, એની અસર બીજા પચાસ જણા પર પડે છે. આને જ માણસના વિચારનું દબાણ કહે છે. હિંસા-શક્તિથી આ તદ્દન જુદું છે. વેદમાં કહ્યું છે કે, દાન લોકલજ્જાથી અપાય છે. એટલે લોકલજ્જા એ એક મોટી વસ્તુ છે. આખો સમાજ શું કહેશે, એ વિચારીને કંઈ કરવું એનું નામ હૃદય-પરિવર્તન જ છે. હૃદય-પરિવર્તનને ગજ લઈ ને માપવા બેસવું એ બરાબર નથી.

બહારની પરિસ્થિતિથી હૃદય-પરિવર્તન થાય છે અને હૃદય-પરિવર્તનની અસર બહારની પરિસ્થિતિ પર પડે છે. એકબીજાની એકબીજા પર અસર પડે છે. બીજમાંથી ફળ અને ફળમાંથી બીજ થાય છે.

પંખીને બે પાંખ હોય છે. એક પાંખથી એ ઊડી ન શકે. તેમ ધર્મકાર્ય પણ બે પાસેથી થાય છે, એક તો અંદરની જાગૃતિ જોઈએ અને બીજું બહારની પરિસ્થિતિ તે પ્રમાણે ફેરવવી જોઈએ

સામાન્ય ધર્મ-પ્રચાર અને ક્રાંતિ અથવા ધર્મ-ચક્ર-પ્રવર્તન એ બે જુદી જુદી વસ્તુ છે. સામાન્ય ધર્મ તો ઋષિઓ ને સંતો જ સમજાવતા આવ્યા છે. એટલે સર્વ-સાધારણ ધર્મ-પ્રચાર એ એક વાત છે, અને 'યુગની માંગને વરતીને એનો ધર્મ-વિચાર સાથે મેળ પાડી દેવો, એ બીજી વાત છે. ગાંધીજીએ દેશને એ જ રીતે અહિંસા શીખવી. પ્રેમથી, અહિંસાથી વર્તવાની વાત તો જૂની જ હતી. પણ એનો સ્વરાજ્ય સાથે મેળ પાડી આપ્યો ન હોત, તો એમને બહુ તો દસ વીસ ચેલા મળી જાત. એ વખતે આપણે તલવારથી લડી શકીએ તેમ નહોતા કારણ કે આપણે નિઃશસ્ત્ર હતા; અને અંગ્રેજો આપણા કરતાં વધારે બળિયા હતા. માટે અહિંસાથી લડવું જ સારું હતું. પરિસ્થિતિ પણ એને ફાવતી હતી. આમ એણે ધર્મ-વિચારનું આંતરિક બળ અને પરિસ્થિતિનું બળ-એમ બંનેનો મેળ પાડી દેશને અહિંસા શીખવી. અને એનાથી જ આપણને સ્વરાજ્ય મળ્યું.

એવી જ રીતે આજે ગરીબોને જમીનની જરૂર છે. માત્ર હિંદુસ્તાનમાં નહીં, આખા એશિયામાં જમીનની ભૂખ છે. ગરીબો જમીન મળ્યા વગર જંપશે નહીં એવી સ્થિતિ છે. આની સાથે જોડીને હું લોકોને ધર્મ-વિચાર સમજાવું છું કે, ભૂખ્યા પડોશીને જમીન આપવી જોઈએ, જમીન એ તો પરમેશ્વરની દેણગી છે, માટે એના પર સૌનો અધિકાર છે.

આ જ વાત આજથી હજાર પાંચસો વર્ષ પહેલાં સમજાવવા બેઠો હોત તો લોક મારી વાત કાને ન ધરત. પણ આજે એ વાતનો યુગની માંગ સાથે મેળ પાડી આપું છું.

પરિસ્થિતિની સાથે જ્યારે ધર્મ-ભાવના જોડાઈ જાય, ત્યારે એ લોકોના હૃદયને સ્પર્શી જાય છે.

'વિશ્વમાનવ : ઓક્ટોબર-નવેમ્બર '૫૮

એમાંથી જ મહાન શક્તિ પેદા થાય છે અને એના વડે ધર્મ-ચક્ર-પ્રવર્તન થાય છે.

સિસર્ફ, ૨૭ ૬-૧૯૫૬

## વિજ્ઞાનયુગની સ્થિતપ્રજ્ઞતા

સ્થિતપ્રજ્ઞના આ શ્લોક બહુ પ્રાચીન કાળથી જાણીતા છે. પરંતુ પ્રાર્થનામાં એનો પાઠ કરવાનો ચાલ ગાંધીજીએ શરૂ કર્યો. આ શ્લોકોનો મહિમા શંકરાચાર્યે બહુ ગાયેલો છે. જ્યારે જ્યારે તેઓ અંતિમ અવસ્થાની પ્રતીતિ કરાવવા માગે છે, ત્યારે ત્યારે એમણે સ્થિતપ્રજ્ઞના લક્ષણો બતાવ્યાં છે. એમને માટે આ કોઈ એવી આશ્ચર્યની વાત નહોતી. કારણ કે એમાં એક પરમ સંન્યાસીનો આદર્શ રજૂ કરવામાં આવ્યો છે, જે હંમેશાં એમની દૃષ્ટિ સમક્ષ રહેલો. ને તે એમને અત્યંત પ્રિય હતો. જ્યાં સ્થિતપ્રજ્ઞતા સધાઈ ગઈ ત્યાં કેવળ મુક્તિ જ બાકી રહી જાય છે, બીજું કશું જ બાકી રહેતું નથી. શંકરાચાર્ય આ વિચારોમાં તન્મય હતા, એટલે એમણે આ શ્લોકો પર ભાર મૂક્યો, એ સ્વાભાવિક જ હતું.

પરંતુ આ શ્લોકોને આટલા લોકપ્રિય બનાવવાનું શ્રેય મહાત્મા ગાંધીને મળ્યું. એમણે આ શ્લોકો અમારા જેવા સાધારણ સાધકો સમક્ષ, વ્યવહાર અને રાજનીતિમાં કામ કરનારા લોકો સમક્ષ મૂક્યા. હું નથી માનતો કે હિંદુસ્તાનમાં ગાંધીજી પહેલાં આ રીતે દુનિયામાં કામ કરનારા વ્યવહારુ લોકો સ્થિતપ્રજ્ઞના શ્લોક બોલતા હશે. મારે લાગે સર્વસાધારણ ભક્ત લોકો એનાં લક્ષણ ગાયા કરતા હોય છે * * * પરંતુ સ્થિતપ્રજ્ઞના શ્લોક અંતિમ અવસ્થાનું વર્ણન કરતા હોવા છતાં ગાંધીજીએ એ જ શ્લોકો પસંદ કરીને લોકો સમક્ષ રજૂ કર્યા ને એ લોકપ્રિય બની ગયા.

ગાંધીજીએ આ શ્લોકોની પસંદગી શાથી કરી, ને એ જ શ્લોક એમને એટલા બધા આકર્ષક કેમ લાગ્યા? એનો કંઈક અંદાજ આપણે કાઢી શકીએ છીએ. એનું એક કારણ એ છે કે, વિજ્ઞાનના યુગમાં જે વસ્તુની અત્યંત જરૂર છે, એની પૂર્તિ આનાથી થાય છે.

શંકરાચાર્યને આત્માની અંતિમ સ્થિતિનું આકર્ષણ ઘણું જ હતું. ને તેઓ એ દૃષ્ટિએ જ આ શ્લોકો તરફ જોતા. પરંતુ વિજ્ઞાનયુગમાં જીવનારાઓને આ શ્લોકોમાંથી એવી એક ચીજ મળે છે, જેની આ યુગને અત્યંત જરૂર છે.

આ શ્લોકોમાં સૌથી વધુ મહત્ત્વ 'પ્રજ્ઞા'ને આપવામાં આવ્યું છે. 'પ્રજ્ઞા' અર્થાત્ 'નિર્ણયશક્તિ'. આ 'નિર્ણયશક્તિ' જેટલી પરમાર્થના કામમાં આવશે, એટલી જ વ્યવહારમાં આવતી જશે.

આજના વિજ્ઞાનયુગમાં મનુષ્યના સવાલો બહુ વ્યાપક બની ગયેલા છે. એટલે જ કપરી સમસ્યાઓ ઊભી થતી હોય છે. આ જમાનામાં નાના નાના સવાલો તો ઊઠતા જ નથી. જે ઊઠે છે, તે બધા મોટા જ સવાલો હોય છે. જો લડાઈની સમસ્યા ઊભી થાય છે, તો તે પણ 'વિશ્વવ્યાપક' બની જાય છે. વિજ્ઞાનની કોઈ સમસ્યા ઊઠે છે, તો તે પણ 'વિશ્વવ્યાપક' હોવાની, કોઈ સામાજિક સવાલ હોય, તો તે પણ વિશ્વવ્યાપક હોય છે. સામાન્ય વ્યાપારની સમસ્યા હોય, તો એનો સંબંધ પણ આંતરરાષ્ટ્રીય ક્ષેત્ર સુધી પહોંચી જવાનો. આ જ રીતે, વિજ્ઞાનને કારણે નાની નાની સમસ્યાઓ પણ ઘણું વ્યાપક સ્વરૂપ પકડી લેતી હોય છે.

બીજી એક મજેદાર વસ્તુ એ છે કે, આ બાજુ, સમસ્યા જેટલી વ્યાપક અને કપરી હોય છે, એના ઉકેલ માટે એટલા જ ઝડપી નિર્ણયની આવશ્યકતા રહે છે. કારણ કે કાળનો મહિમા આજકાલ એટલો બધો વધી ગયો છે કે, એક એક કલાક ભારે કીમતી બની ગયો છે. આઠ વાગ્યે મળનારી ટપાલ જો નવ વાગ્યે મળે તો માણસ ગભરાઈ ઊઠે છે. ટપાલ મળવામાં જો એક કલાકનો વિલંબ થાય છે, તો એ દરમિયાન દુનિયામાં અનેક પ્રકારનાં અનિષ્ટો પેદા થઈ જઈ શકે છે.

સારાંશ એ કે, જ્યાં મોટી મોટી સમસ્યાઓ ઊભી થઈ ગઈ હોય, ને એને માટે ઝડપી નિર્ણયો લેવાની જરૂરિયાત સરજાઈ ગઈ હોય, ત્યાં સ્થિતપ્રજ્ઞનાં લક્ષણ એ ઘણા મોટા આશ્રય બરાબર છે.

જેમ અંતિમ બ્રહ્મ-દર્શનને માટે સ્થિતપ્રજ્ઞનાં લક્ષણો સિવાય કોઈ ગતિ નથી, એ જ રીતે આ જમાનાની સમસ્યાઓના ઉકેલ માટે પણ એના સિવાય કોઈ ગતિ નથી. આ દિવસોમાં આખી દુનિયાના ખબર કેટલા ઝડપથી મળી

જાય છે, ને એક કલાકમાં તો એ આપણા મગજમાં એવું સ્થાન જમાવી લે છે. એ ખબરોની આપણા પર અસર થવા દીધા વિના, બિલકુલ તટસ્થ બુદ્ધિથી, આપણે આપણા નિર્ણયો લેવાના હોય છે. જો એના પર અસર થાય છે, તો આપણા નિર્ણયો બરાબર નથી લઈ શકાતા. આમ આ જમાનામાં નિર્ણયશક્તિનો મહિમા બહુ જ વધી ગયો છે.

એટલા જ માટે ગાંધીજીએ સામાન્ય કાર્યકર્તાઓ સમક્ષ પણ ગીતાના આ શ્લોકો રજૂ કર્યા. માણસ અનેક પ્રકારે સમાજની સેવા કરી શકે છે. શારીરિક સેવા, માનસિક સેવા તથા વાણી દ્વારા પણ તે સેવા કરી શકે છે. પરંતુ આ બધામાં સૌથી શ્રેષ્ઠ સેવા એ છે કે, જેના વડે સમાજ વિચારવાની બાબતમાં સ્વાવલંબી બને છે××× જો સમાજની પ્રત્યેક વ્યક્તિમાં પોતાને માટે વિચાર કરવાની શક્તિ આવી જાય, તો એથી સમાજની ઘણી મોટી સેવા થઈ જાય છે.

જો સ્થિતપ્રજ્ઞનાં આ લક્ષણો આપણા લોકોના જીવનમાં આવી જાય-ને એ કંઈ બહુ મુશ્કેલ વસ્તુ નથી એ હું કહી શકું છું—તો સમાજના કોયડાના ઉકેલ બહુ સહજ બની જશે. કારણ એના પરિણામે ઘરઘરમાં નિર્ણયશક્તિ દાખલ થઈ ગઈ હશે. જેવી રીતે ઘરે ઘરમાં એક એક દીવો પ્રગટતાં રાતનો અંધકાર દૂર થઈ જાય છે, એ જ રીતે પ્રત્યેક ઘરમાં સ્થિતપ્રજ્ઞનાં લક્ષણ દાખલ થતાં નિર્ણયશક્તિ દાખલ થઈ જાય છે. આપણે જો એમ ઇચ્છતા હોઈએ કે દુનિયામાં 'લોકતંત્ર'ની સ્થાપના થાય-ને 'શાસનમુક્તિ' આવી જાય તો મનુષ્યની બુદ્ધિ શાંત, સમ, ને શુદ્ધ બનવી જોઈએ.

ગુનપુર, ૧૧-૯-'૫૫

### સૌને માટે શક્ય માર્ગ

મેં શરૂમાં જ કહ્યું હતું કે દાનનો અર્થ છે સમ-વિભાજન. પરંતુ લોકો પૂછે છે કે 'સમવિભાજન' નો અર્થ જો એવો કરવામાં આવે કે, જેથી માલિકી મિટાવી દેવાની વાત પેદા થાય, તો એ તો વૈરાગ્ય-વૃત્તિનો સવાલ ઊભો થાય. એટલી વિરક્તિ લોકો શી રીતે કબૂલ કરશે?

**હું સ્વીકારું છું કે 'સંવિભાજન'માં જો કેવળ વિરક્તિ (વૈરાગ્ય)નું જ રૂપ હોય, તો તે વ્યાપક ન જ બની શકે—લોકો એને ગ્રહણ ન કરી શકે.**

એક અર્થમાં, વિરક્તિ તો અકરણાત્મક, અભાવાત્મક રૂપ છે. પરંતુ એનું રૂપ એવું નકારાત્મક નહીં, અનુરાગાત્મક છે. અમે બધાને એવું નથી કહેતા કે પોતાના શરીર અને પરિવારને સારાં ન ગણો. દેહ અને પરિવાર માટે વિરક્તિ હોવી એ કોઈ શુદ્ધ ગુણ છે, એવું અમે નથી માનતા. એમાં ગુણનો અંશ જરૂર છે, પરંતુ એ કોઈ પૂર્ણ ગુણ છે, એવું અમે નથી માનતા. અમે તો એમાં દોષ માનીએ છીએ, એટલા માટે તો વિરક્તિનો ઉપદેશ નથી કરતા.

જો કે કેટલાક સંતોએ **વિરક્તિનો** ઉપદેશ આપ્યો છે. પરંતુ જો આપણે એનું યોગ્ય સ્વરૂપ સમજી લઈએ તો જણાશે કે, એ **અનાસક્તિ** જ છે. શરીર યા પારિવારિક (કૌટુંબિક) જવાબદારીનો ત્યાગ-એવો એનો અર્થ કરવો ખોટો છે. જો કે એ રીતે જ એનો અર્થ થયો છે. એટલા માટે તો અમે કહીએ છીએ કે **અમે જે વિચાર ફેલાવીએ છીએ, તે એવી વિરક્તિનો નથી.**

**આપ આપના શરીર અને પરિવાર માટે જે અનુરાગ રાખો છો, એ તો એક સારો ગુણ છે. પરંતુ એને સીમિત ન બનાવો, વ્યાપક કરો. અમારો હેતુ વૈરાગ્યપ્રચારનો નથી. અમે તો અનુરાગનો વિસ્તાર કરવા ઇચ્છીએ છીએ. અમે ઇચ્છીએ છીએ કે આપણે, ગામને આપણું એક મોટું કુટુંબ સમજીએ. આજ સુધી આપણે આપણું નાનકડું કુટુંબ હોવાનું સમજી લીધું હતું, એટલા માટે સંકુચિત બની ગયા; એને કારણે કેટલાં દુઃખ પેદા થયાં.**

અમે કહીએ છીએ કે આપણા પરિવારને વ્યાપક બનાવવો જોઈએ, પરંતુ તે **અતિવ્યાપક** ન હોય. સાધારણ રીતે ગ્રહણ થઈ શકે એટલો જ વ્યાપક હોય.

અમે કબૂલ કરીએ છીએ કે, સમુદ્રમાં ભય લાગે છે. માણસની એમાં તરવાની હિંમત નથી થતી. પરંતુ અમે કહેવા માગીએ છીએ કે, નાળામાં પણ જોખમ તો હોય છે. એટલે અમે સમજાવીએ છીએ કે, આ જે નાનકડું નાળું પકડી રાખ્યું છે, એથી નહિ ચાલે.

આપણે સમુદ્રની તરફ પણ નથી જવું, બલ્કે નાની શી સુંદર નદી બનાવવી છે. આજ સુધીનો માનવતાનો વિકાસ અને આજના વિજ્ઞાનની માંગને નજરમાં લેતાં આજે આપણે આપણું કુટુંબ, જે બિલકુલ નાનકડા નાળાની જેમ સીમિત બનાવી રાખેલ છે, એને ગ્રામ સુધી વ્યાપક બનાવવું જોઈએ.

આમ એક બાજુ, અમે નાના નાળાને છોડવા માગીએ છીએ, અને બીજી બાજુ સમુદ્ર તરફ પણ જવા નથી ઇચ્છતા. અમે તો વચલી હાલત પસંદ કરીએ છીએ, જેમાં સેવાનું ક્ષેત્ર સારું રહે, ને બુદ્ધિ પણ વ્યાપક બને.

તમામ જમીન અને સંપત્તિ દેશ યા દુનિયાની છે, એમ કહેવામાં વિચારની ઉદારતા અને વિશાળતા આવે છે, પરંતુ એમાં સેવાની પ્રેરણા નથી થતી. એ તો બહુ વિશાળ વાત બની જાય છે, અને એક પ્રકારે અવ્યક્ત જેવી બની જાય છે. એથી એની ઉપાસના બહુ કઠિન બની જાય છે. બીજી બાજુ, જો આપણે નાનો પરિવાર બનાવી એમાં જ રહીએ તો, એથી સેવાની પ્રેરણા તો મળે છે, પણ વિચાર અનુદાર અને સંકુચિત બની જાય છે.

**એટલા માટે સેવાની પ્રેરણા પણ બળવાન રહે અને વિચાર પણ ઉદાર બને એ દૃષ્ટિએ વિચારતાં, જમીન ગામની બનાવવાના વિચારમાં તમામ સારા વિચારોનો સમન્વય થઈ જાય છે.**

આજના વૈજ્ઞાનિક જમાનામાં મનુષ્યનું જીવન જે રીતનું બન્યું છે તેનો વિચાર કરતાં, આપણે ગ્રામ-પરિવાર (આખા ગામરૂપી એક કુટુંબ) નહિ બનાવીએ તો, આપણને આપણી ઘણી બધી સમસ્યાઓ હલ કરવામાં મુશ્કેલી ઊભી થશે.

ગ્રામ-પરિવારની કલ્પનામાં જેમ નૈતિક ઉત્થાન છે, તે જ રીતે વ્યવહારની સગવડ પણ છે.

ભગવાન બુદ્ધે આને મધ્યમ માર્ગ કહ્યો છે.

ગુનપુર, ૧૨-૯-'૫૫

# ૪ : વિજ્ઞાનયુગ

**આપણે વિજ્ઞાનનો પૂરો લાભ ઉઠાવવો છે. જો એમ કરી શકીએ તો આ ભૂમિને સ્વર્ગ બનાવી શકીએ એમ છીએ. પણ એ માટે આપણે આ વિજ્ઞાન સાથે હિંસા નહીં, અહિંસાને જોડવી પડશે. અહિંસા અને વિજ્ઞાનના મેળથી જ આ ભૂમિ સ્વર્ગ બની શકે. હિંસા અને વિજ્ઞાનના મેળથી તો તે ખતમ જ થઈ શકે છે.**

## અવળી સમજણ

કેટલાકને હજી પણ એમ લાગે છે કે, ગ્રામદાન થયા પછી આ વિજ્ઞાનના યુગમાં પેલા પછાત ગ્રામોદ્યોગ ચલાવવામાં આવશે, તો તેથી જીવન-ધોરણ સાવ હેઠું પડી જશે. એમને એ કદી સમજાતું જ નથી કે, આ ગ્રામદાની ગામો, વૈજ્ઞાનિકોનાં ગામો છે. આખા ગામનો એક સમાજ રચાય, તે પછી જ ગામના વિકાસને માટે વિજ્ઞાનની મદદ લેવાનું શક્ય બનશે. જ્યાંસુધી જમીનના જુદા જુદા માલિકો હશે, ત્યાંસુધી ગામડું આધુનિક વિજ્ઞાનનો ઉપયોગ કરી શકવાનું નથી. માલિકી છોડશું તો ખેતી અને ઉદ્યોગ બંનેને વિજ્ઞાનની મદદથી ઉન્નત કરી શકીશું.

**'સર્વોદયનો વિજ્ઞાન સાથે વિરોધ છે' એથી વધારે અવળી સમજણ બીજી હોઈ જ ન શકે.** વિજ્ઞાનની મદદ એકેએક ગામમાં પહોંચાડવી, વિજ્ઞાનની મદદથી એકેએક ગામને પરિપૂર્ણ કરવાં, વિજ્ઞાનની મદદથી એકેએક ગામને આનંદથી કિલ્લોલતાં કરવાં, એકેએક ગામને સમૃદ્ધિથી છલકાવવું, નિસર્ગની સાથે એકરૂપ થઈને ગામેગામ માનવ-જીવનની સમૃદ્ધિ સાધવી; એ જ ગ્રામદાનની યોજના છે.

હવે પછી જે વિજ્ઞાન આવવાનું છે, તે સાદું વિજ્ઞાન નથી આવવાનું. હવે તો ઍટમની શક્તિ આવી રહી છે, તેની મદદથી ઉદ્યોગો વિકેંદ્રિત થઈ શકશે. તેનાથી ગામેગામ વિકેંદ્રિત રીતે શક્તિ ઉત્પન્ન થઈ શકશે. આજે કોલસાની શક્તિ કેંદ્રિત છે, તેલની શક્તિ કેંદ્રિત છે, પેટ્રોલની શક્તિ કેંદ્રિત છે. પણ ઍટમની શક્તિની ખૂબી એ છે કે, એ કેંદ્રિત રહી શકવાની જ નથી. તે તો ગામેગામ પેદા થશે. પરિણામે ગામેગામ સહેલાઈથી સૌને ઉદ્યોગ આપી શકાય એવો યુગ

હવે આવવાનો છે. તેથી અણુયુગમાં દરેક ગામને વૈજ્ઞાનિક રીતે પરિપૂર્ણ બનાવી શકાશે. વિજ્ઞાનની ગરજ સર્વોદયને સૌથી વધારે છે. વિજ્ઞાનને હિંસાના હાથમાં સોંપવું એટલે વાંદરાના હાથમાં મશાલ આપવા બરાબર છે. સર્વોદયના હાથમાં વિજ્ઞાન એટલે અગ્નિહોત્રીના હાથમાં અગ્નિ.

નંદરબાર, ૩-૯-'૫૮

## વિજ્ઞાનને આવકાર

હું એકે એક ક્ષેત્રમાં વિજ્ઞાનને આવકારું છું. આપણે રોગોનો નાશ કરવો છે, પાક વધારવો છે. આ માટે વિજ્ઞાનનો ખપ પડશે. આજે માણસને પોતાના શરીરનું પણ પૂરતું ભાન નથી. એ માટે વિજ્ઞાનનો ખપ પડશે. પણ વિજ્ઞાન અને યંત્ર એક નથી, એ ધ્યાનમાં રાખવું જોઈએ. આત્મા એ અંદરની વસ્તુ છે. એના જ્ઞાનને આત્મજ્ઞાન કહે છે, તેમ બહારની સૃષ્ટિના જ્ઞાનને વિજ્ઞાન કહે છે.

મનુષ્ય માટે બંને જરૂરી છે. બંને મળીને મનુષ્યનું જીવન સુખકારક થઈ શકે. પરંતુ આપણે વિજ્ઞાનનો ઉપયોગ કેવી રીતનો કરીએ છીએ, એના પર માનવનાં સુખદુઃખ આધાર રાખે છે. આપણે એનો ઉપયોગ જનતાનું સુખ વધારવા માટે, એકતા વધારવા માટે, જનતાને સમૃદ્ધ કરવા માટે કરીએ છીએ કે જનતામાં ફાટફૂટ પડાવવા અને ગણ્યાગાંઠ્યા લોકોના હાથમાં સત્તા જાળવી રાખવા સારુ કરીએ છીએ, એ આપણી સામેનો સવાલ છે.

**આજે વિજ્ઞાન કોના હાથમાં સોંપવું, એ આપણે માટે સવાલ છે. આજ તો એ થોડા જણાના હાથમાં રહે એવું કેટલાક ઇચ્છે છે. પણ હું સૂચવું છું કે વિજ્ઞાનની પણ વહેંચણી કરો!**

ભૂમિની વહેંચણીનું કામ તો હાથ ધર્યું છે. એની સાથે સાથે બીજી પણ કેટલી ય વસ્તુઓની વહેંચણી કરવાની છે. આપણે શિક્ષણની વહેંચણી કરવી છે. નહીં તો આજની જેમ થોડાને શિક્ષણ મળશે અને બાકી બધા અભણ રહી જાય છે તેવું થશે, અને તેથી ગણ્યાગાંઠ્યાઓનું બાકીનાઓ પર રાજ ચાલશે. એમાંથી એક નવી જાતની ગુલામી ઊભી થશે. તેથી આ ભૂમિની વહેંચણીની જે વાત સૂઝી છે તે તો એક ઈશારો માત્ર છે. એના આધાર પર આપણે બીજી ચીજોની પણ વહેંચણી કરવી છે.

## અણુશક્તિનો યુગ

અણુશક્તિની સામે વરાળ, તેલ, કોલસો વગેરે શક્તિઓ સાવ મામૂલી લાગે છે. એ બધી મામૂલી શક્તિઓ હવે ક્ષય પામવાની છે. પરંતુ અણુશક્તિ એ શક્તિઓ જેવી નથી. એ તો અક્ષય-શક્તિ છે. જે રીતે અણુયુગે વિજ્ઞાનને ક્ષેત્રે અક્ષય-શક્તિ પેદા કરી છે, તેવી જ રીતે તત્ત્વજ્ઞાન અને ધર્મને ક્ષેત્રે પણ હવે જુનવાણી પદ્ધતિની ધર્મ વિશેની કલ્પનાઓ નથી ટકવાની. કારણ એ કલ્પનાઓ માનસિક ભૂમિકા પર કરાયેલી કલ્પનાઓ હતી.

પ્રાચીન યુગમાં યોગીઓ એ ઉન્મની અવસ્થાની કલ્પનાથી સુપરિચિત હતા. પરંતુ આ યુગના આધ્યાત્મિક ક્ષેત્રમાં તો એ કલ્પના તદ્દન મામૂલી—દાળભાત જેવી છે, સાદા સ્વચ્છ આહાર જેવી છે, લાડુ-ચૂરમા જેવું કોઈ અસાધારણ પકવાન નથી. તો આપણે આ ઉન્મની અવસ્થા પ્રત્યે ધ્યાન જ ન આપીએ, અને પેલા પ્રાચીન કાળમાં થઈ ગયેલા બધા ધર્મોને માથે ચડાવીને ફર્યા કરીએ, તો આ વિજ્ઞાનયુગમાં આપણે નહીં ટકીએ. હવે તો આપણે આપણા મનને જ બદલવું પડશે. શ્રી. અરવિંદે કહ્યું કે, અતિમનસનો ઉદય થઈ રહ્યો છે અને હવે એ જ શક્તિથી કાર્યો થવાનાં છે. આમ આધ્યાત્મિક શક્તિની જે કલ્પના કરવામાં આવતી હતી, તે કલ્પના હવે સામાજિક થઈ રહી છે. હું માનું છું કે એ કલ્પનાનું સામાજીકરણ કરવાની ફક્ત શક્યતા જ નહીં, પરંતુ અનિવાર્યતા વિજ્ઞાને આપણી સામે ઉપસ્થિત કરી દીધી છે.

દેવળ (જિ. રત્નાગિરિ), ૨૬-૪-'૫૮

## અહિંસા ને વીજળી

અહિંસક યોજનામાં વીજળી વાપરવી કે નહીં તે મુદ્દા વિશે બંને તરફે જેટલી દલીલો થઈ શકે તેટલી આપણી સામે પડેલી જ છે. એકાદી વક્તૃત્વ હરીફાઈ માટે એ એક સારો વિષય છે. પણ તમે જ્યારે દેશ આખાનું નિયોજન કરવા બેસશો, ત્યારે ભિન્ન ભિન્ન પરિસ્થિતિમાં ભિન્ન નિર્ણય લેવા પડશે. રેંટિયો એ પોતે જ કાંઈ અહિંસા નથી. રેંટિયાને આધારે પણ થોડુંક શોષણ થઈ શકે છે. પણ થોડુંક શોષણ થતું હોય તો પણ એકંદરે તો તે પોષણ આપે છે એવો તેનો દાવો છે. કેટલાક જણ લાચારીપૂર્વક

પોષણ પણ મેળવી શકે છે, તેથી જ તો રેંટિયાની સાથે સાથે થનારું થોડું ઘણું શોષણ કબૂલી લે છે.

જેમ રેંટિયામાં ય શોષણ થઈ શકે છે, તેમ અતિ યાંત્રિક ઉદ્યોગો પણ શોષણમુક્ત બને તેવી રચના કરી શકાય છે. મોટા ઉદ્યોગો તેમના સ્વભાવે કરીને જ શોષણ ફેડે તેવા નથી. તેના આ સ્વભાવ સાથે બીજી કેટલીક વસ્તુઓ જોડી દઈએ તો કેટલાક યાંત્રિક ઉદ્યોગોને પણ અહિંસાને અનુકૂળ કરી શકાશે.

ઉત્તર ( જિ. કોલ્હાપુર, ) ૨૫-૩-'૫૮

## વિજ્ઞાનને અહિંસાનું અનુપાન

આજે વિજ્ઞાનને કારણે માણસને જાતજાતની અને ભાતભાતની સિદ્ધિઓ અને શક્તિઓ પ્રાપ્ત થઈ છે. માણસ એનો ઉપયોગ આત્મૌપમ્યથી કરે, તો દુનિયાપર સ્વર્ગ ઊતરે એક જમાનામાં માણસની બધી શક્તિઓ કુદરત સાથે બાથ ભીડવામાં એને ખરચવી પડતી. આજે તેટલી શક્તિ ખરચવી પડતી નથી. એટલે આજે આપણા હાથમાં એવી શક્તિઓ આવી છે કે ધારીએ તો પૃથ્વી પર સ્વર્ગ ઊભું કરી શકીએ. પણ જો વિજ્ઞાનની સાથે હિંસાને જોડી દઈશું તો દુનિયાનો સર્વનાશ થશે.

વિજ્ઞાન ખૂબ આગળ વધે એમ હું ઇચ્છું છું. કારણ, હું માનું છું કે વિજ્ઞાનથી મનુષ્યનું જીવન સફળ અને સમૃદ્ધ બની શકે છે, પણ એની સાથે એક વસ્તુ ધ્યાનમાં રાખવી જોઈએ. વૈદ્ય બીમાર માણસને દવા આપે છે, એ કહે છે કે દવા ગુણકારી ને વીર્યવાન છે; પણ એની સાથે અનુપાન જાળવવું જરૂરી છે. અનુપાન નહીં લો તો દવા જેટલી ગુણકારી અને વીર્યવાન છે, તેટલી જ શરીરને નુકસાન કર્તા નીવડશે. તેવી જ રીતે વિજ્ઞાન માટે અહિંસાનું અનુપાન પાળવું જરૂરી છે.

પહેલાંના જમાનામાં માણસ મોટે ભાગે પોતાના સવાલનો નિવેડો હિંસાથી આણતો. પણ તે સમયે હિંસા આટલી આગળ વધેલી નહોતી. તેથી એ હિંસાથી એટલો મોટો વિનાશ પણ થતો નહોતો.

ધમધ, ૧૩-૭-૧૯૫૩

## વિજ્ઞાન અને આત્મજ્ઞાન

મનુષ્યનું જીવન અનેકવિધ શાખાઓથી પૂર્ણ છે. જીવનની અનેક શાખાઓ છે અને એમાંની એક એક શાખાનું અધ્યયન કરનારા કેટલા યે હોય છે. એક એક શાખા પર શાસ્ત્રો લખાયાં છે; અને એવાં શાસ્ત્રોની સંખ્યા દહાડે દહાડે વધતી જ જાય છે. પણ સૌથી વધારે ગૂંચવનારું અને છતાં મહત્ત્વનું તથા રોજે રોજ વિકાસ પામનારું શાસ્ત્ર તે સમાજશાસ્ત્ર છે. સમાજશાસ્ત્રના પેટમાં અનેક શાસ્ત્રો સમાય છે. પણ પ્રાચીન કાળથી આજ સુધીમાં જુદા જુદા દેશોની પરિસ્થિતિ પ્રમાણે જુદી જુદી રીતે એ રચાયાં છે. આજના જમાનાની સૌથી મોટી શક્તિ વિજ્ઞાન છે. જૂના જમાનામાં જુદા જુદા દેશોમાં જે સમાજશાસ્ત્રો રચાયાં, તે બધાં માનસશાસ્ત્રોને આધારે રચાયાં હતાં. આજ સુધીની સમાજરચના માનસશાસ્ત્રને આધારે જ કરવામાં આવી હતી. એમાં એવો વિચાર કરવામાં આવતો કે 'બીજાને પણ મારી જેમ જ કામ, ક્રોધ, લોભ, મોહ વગેરે લાગણી થાય છે. એનું સમાધાન શી રીતે કરવું ? એના પર કઈ રીતે કાબૂ રાખવો કે જેથી અનર્થ ન થતાં સૌને સુખ મળે?'

## વિજ્ઞાન મનથી પર

પણ વિજ્ઞાનનો આ જમાનો કંઈક જુદી જ વાત કરે છે. વિજ્ઞાન મનથી પર છે, મનથી ઉપર છે. સામે પડેલી વસ્તુનો ગુણધર્મ મારી ઇચ્છા પર નભતો નથી ખાંડનું ગળપણ, મીઠાની ખારાશ કે વર્તુળનું ગોળ હોવાપણું એ મારી ઇચ્છા, મારી વાસના કે મારી રુચિ પર આધાર રાખતું નથી, એ સ્વતંત્ર છે. એની મારા પર જે અસર પડે, તેની જવાબદારી મારી; બાકી એનું પોતાનું તો એક સ્વતંત્ર અસ્તિત્વ છે. વિજ્ઞાને બતાવી આપ્યું કે આપણે સૃષ્ટિના નિયમો પ્રમાણે ચાલવું જ પડશે. આમ તો સૃષ્ટિના નિયમો અનેક છે, પણ એમાંથી મૂળભૂત નિયમ એ છે કે 'વાવો તેવું લણો.' આંબાની ગોટલી વાવશો તો કેરી પામશો ને બાવળ વાવશો તો કાંટા પામશો. આમાં ફેર પડે તેમ નથી. આમ તો એ વાતની આપણને પહેલેથી જ ખબર છે, પણ આજે વ્યાપક થયેલા વિજ્ઞાને એ વાત ખૂબ મોટા પાયા પર પ્રગટ કરી, એટલે સૃષ્ટિ અંગેનો આ અનુભવ આપણે સૃષ્ટિ પૂરતો મર્યાદિત રાખી શકીએ તેમ નથી.

સમાજશાસ્ત્ર પણ આપણે એ અનુભવના આધારે રચવું પડશે. આજ સુધી બૂરાઈનો સામનો બૂરાઈથી કરવાના અનેક પ્રયત્નો થયા. પણ વિજ્ઞાન કહે છે કે એનાથી તો બૂરાઈ વધતી જ જાય, ઘટે બટે નહીં. વિજ્ઞાનને કારણે લોકોને આનો પ્રત્યક્ષ અનુભવ થઈ રહ્યો છે.

## વિશ્વવ્યાપી શક્યતા

એવી જ રીતે વિજ્ઞાને સામૂહિક પ્રયત્નોની દિશા ખોલી છે. આજ સુધી સામૂહિક ભાવના સંકુચિત હતી તે વિશ્વ-વ્યાપી બની ગઈ છે. આપણે ત્યાં કેટલા મોટા મોટા સમ્રાટો ને એમનાં સામ્રાજ્યો થઈ ગયાં પણ દુનિયાને બીજે છેડે શું ચાલી રહ્યું છે તેનું એમને ભાન યે નહોતું.

પણ આજે વિજ્ઞાને એવી હાલત કરી મેલી છે કે હવે તો જે કંઈ થશે તે બધું જ સામૂહિક રીતે જ થવાનું. હિંસા મારનાં હથિયારો બનાવવાનાં હશે તો પણ તે વિશાળ પાયા પર, અને અહિંસાનું સંગઠન થવાનું હશે તો તે પણ વિશાળ પાયા પર. ક્રૂરતાભર્યાં કામો પણ થશે તો વિશાળ પાયા પર થશે અને દયાનાં કામો થશે તો તે પણ વિશાળ પાયા પર થશે.

## વિજ્ઞાન અને આત્મજ્ઞાન

ભગવાન બુદ્ધ જેવાનો અવાજ દુનિયામાં ફેલાતાં સેંકડો વર્ષ વહી ગયાં. જ્યારે આજે મારા જેવા સાધારણ માણસનો અવાજ પણ દુનિયાભરમાં ઘડીના છઠ્ઠા ભાગમાં ફેલાઈ જાય છે. એટલે હવે જે કંઈ કામ, ચિંતન કે પ્રયોગ થશે તે સામૂહિક રીતે જ થવાનાં. તેથી તો મેં કહી રાખ્યું છે કે, હિંદુસ્તાનમાં જે આત્મજ્ઞાન પ્રગટ થયું તેનાથી વ્યક્તિગત ક્ષેત્રમાં કેટલુંક સંશોધન થયું. હવે પશ્ચિમમાંથી આવેલા વિજ્ઞાનનો પ્રભાવ પડવા માંડ્યો છે.

આજે તો જે કંઈ યોજના થશે, કે જે કંઈ સંગઠન થશે તે બધું જ ખૂબ મોટા પાયા પર થવાનું. એટલે હવે પહેલાંની જેમ એક જાતિ ને બીજી જાતિ વચ્ચેનાં ઝઘડા નહીં થાય; દેશ દેશ વચ્ચે પણ લડાઈ નહીં થાય; હવે થશે તો એક રાષ્ટ્રસમૂહ અને બીજા રાષ્ટ્રસમૂહ વચ્ચે લડાઈ થશે. વિજ્ઞાન તો બોલી ચૂક્યું છે. એ કહે છે કે, બૂરાઈનું ફળ બૂરું અને ભલાઈનું ફળ ભલું આવશે, વ્યાપક રીતે એનો પ્રયોગ કરીને અનુભવ કરી જુઓ.

તેથી લોકો જ્યારે વિશ્વયુદ્ધની વાત કરે છે ત્યારે મને તો ઉત્સાહ જ આવે છે. એમ લાગે છે કે લોકો જોરથી અહિંસા તરફ દોટ મૂકી રહ્યા છે. વિજ્ઞાન અને હિંસાનો હાથમેળાપ થયો તો નક્કી માનવ જાતિનું ધનોત-પનોત નીકળી જવાનું છે અને તેથી વિજ્ઞાન સાથે અહિંસાને જોડવાની વૃત્તિ જ બરાબર છે. હિંસાના નાના નાના પ્રસંગો થયા કરશે તો એનો પાર નથી આવવાનો; પણ જો મોટા પ્રયોગ થશે તો તુરત જ પરિણામ આવીને ઊભું રહેશે. એમાં કાં તો માણસની બુદ્ધિ ફેરવાશે અને કાં માણસ જાત ખતમ થઈ જશે. પણ મને ખાતરી છે કે માણસમાં અક્કલ છે, અને તેથી એ પોતાની જાતને નિર્વીર્ય બનવા નહીં દે. અને આ પ્રયોગોનો થોડાં જ વખતમાં અંત આવવાનો છે. પછી જે અહિંસા આવશે તે વિશાળ પાયા પર આવશે.

ગતિ આપવી એ વિજ્ઞાનનું કામ છે, પણ અમુક ચોક્કસ દિશામાં દોરી જવાનું કામ વિજ્ઞાનથી નથી બનતું, એ તો આત્મજ્ઞાનથી જ થાય. વિજ્ઞાન ગતિ આપે અને આત્મજ્ઞાન દિશા ચીંધે છે. મોટરમાં ગતિ આપનારું યંત્ર જુદું હોય છે અને એને અમુક દિશામાં લઈ જનારું યંત્ર જુદું હોય છે. હોડીમાં પણ ગતિ અમુક રીતે અપાય છે અને દિશામાં વાળવાનું બીજી રીતે થાય છે તો આમ દિશા ચીંધનારી અને ગતિ આપનારી એ અલગ અલગ શક્તિઓ છે. વિજ્ઞાન ગતિ છે, દિશા ચીંધવાની શક્તિ એનામાં નથી. એ તો આત્મજ્ઞાનમાં છે. પણ હવે વિજ્ઞાન અને આત્મજ્ઞાન નજીક આવી રહ્યાં છે.

પટણા, ૧૦-૧-૧૯૫૪

## સ્થિતપ્રજ્ઞતા અનિવાર્ય

આપણે જરા timeless thinking (કાલાતીત ચિંતન) કરવું જોઈએ. મુદત, લક્ષ્યાંક વગેરેની વાત મેં જ કરી હતી એ સાચું છે. કાર્યની સ્થૂળ પ્રેરણા માટે એ જરૂરી હતું. પણ આપણે સમજવું જોઈએ કે એક ચતુર્થ પરિમાણ (fourth dimension) કામ કરી રહ્યું છે. આપણને જે ત્રણ પરિમાણો જોઈએ છે (ઊંચાઈ, લંબાઈ ને પહોળાઈ) તે ઉપરાંત એક ચોથું પણ છે, જે બધાંને જોડે છે, જેની ઝાંખી તત્ત્વજ્ઞાની અને વૈજ્ઞાનિકો બંનેને થઈ રહી છે. તત્ત્વજ્ઞાની તો નક્કર વિચાર કરનાર રહ્યા.

[વિશ્વમાનવ : ઑક્ટોબર-નવેમ્બર '૫૮

તેમને પણ ચતુર્થ પરિમાણ કળાવા માંડયું છે. એવી કાલાતીત અવસ્થામાં વિચાર કરવો જોઈએ; નહીં તો આપણી દૃષ્ટિ કુંઠિત થઈ જશે.

આજે જે સવાલો પુછાય છે તે સમસ્ત વિશ્વના પુછાય છે. ઓછામાં ઓછા સમયમાં આજે મોટામાં મોટા સવાલોના જવાબ આપવા પડે છે. આનાથી મોટી આપત્તિ બીજી હોઈ ન શકે. તેથી તો આજે સ્થિતપ્રજ્ઞ માણસોની આવશ્યકતા છે. પહેલાં સવાલો પણ સહેલા હતા અને ક્ષેત્ર પણ નાનું હતું. ત્યારે સ્થિતપ્રજ્ઞનાં લક્ષણોવાળા ઓછા હોત તો ચાલત; પણ આજે તો માથે મોટાં જોખમ ઝઝૂમે છે. એકાદ મુત્સદ્દીનો એકાદો શબ્દ આજે આખી દુનિયાને હેરાન પરેશાન કરી નાંખી શકે તેમ છે. વિચાર ઝપાટાબંધ કરવા પડે એવી સ્થિતિ વૈજ્ઞાનિક સાધનોએ કરી મૂકી છે. આજે બીજાં બધાં કામો માટે ફુરસદ મળે છે, પણ ચિંતન માટે સમય નથી મળતો.

આવી પરિસ્થિતિના ધક્કાને પરિણામે હવે મનુષ્ય અંતર્મુખ બનવા માંડ્યો છે. આજના જમાનાના ઋષિઓનું મન ચતુર્થ પરિમાણમાં કામ કરે છે.

આસિંકેરે, તા. ૮-૧૧-'૫૭

## અહિંસાના સુપર્વનો આરંભ

મેં ધાર્મિક-સાહિત્યનું જે કંઈ અધ્યયન કર્યું છે એમાંથી હું એટલું સમજ્યો છું કે માનવ-સમાજને હજી આત્મજ્ઞાનનો જરાક અમસ્તો અંશ જ પ્રાપ્ત થયો છે. આજે શું થાય છે ? મારી નજર સામે કોઈને વીંછી કરડચો હશે તો મનમાં બહુ બહુ તો થોડી કરુણા છૂટશે. ખરેખર જો આત્મજ્ઞાન થયું હોય, 'હું અને તે એક જ છીએ,' એવી આત્માનુભૂતિ હોય તો એને જે વેદના થઈ તે જ મને પણ થવી જોઈએ. અથવા તો એનાથી ઊલટું, જો હું અત્યંત પ્રસન્ન હોઉં; શાંત હોઉં તો, જેને વીંછી કરડચો છે તેને પણ મારાં શાંતિ ને આનંદ પહોંચી જવાં જોઈએ ! એમાંથી એક તો થવું જ જોઈએ. કાં તો વીંછીનો ડંખ મને લાગવો જોઈએ, અથવા તો મારો આનંદ ને શાંતિનો ભાવ વીંછી કરડેલા પાસે પહોંચવો જોઈએ.

આટલું વ્યાપક ને વાસ્તવિક આત્મજ્ઞાન માણસને હજી તો થયું નથી. એક અંશ માત્ર થયું છે. તેથી હજી તો એને અંદર થોડીક કરુણા જ પેદા થાય છે.

### વિજ્ઞાનનું નિવેદન

અને વિજ્ઞાન શું કહે છે ? અમે બહુ જ અધૂરાં છીએ, તેથી અમારે બ્રહ્માંડનું જ્ઞાન મેળવવું છે, એના પર કાબૂ મેળવવો છે, એવી મહત્ત્વાકાંક્ષા એ રાખે છે. એમને ખબર છે કે એ અશક્ય ધ્યેય છે છતાં એને જ એ ધ્યેય તરીકે સામે રાખે છે.

મને તો સો ટકા ખાતરી છે કે ખરેખર તો આત્મજ્ઞાનનો એક નાનકડો અંશ જ માનવ-જાતિને મળવા પામ્યો છે અને સૂરજ ઊગે છે તે વાત પર જેટલો વિશ્વાસ રાખું તેટલો જ વિશ્વાસ મને એ વાત પર પણ છે કે, આપણે બીજાને માટે મરી છૂટશું, એમાં મને કશું અચરજ લાગતું નથી. માનવ-સમાજ એ કરશે જ કરશે. માનવ-સમાજને ભગવાને સોંપેલું એ કામ છે.

### અહિંસા શક્તિનો પ્રસારો

આ બધું શું થઈ રહ્યું છે ? હિંસાશક્તિ અહિંસાને સ્થાને આવવાને માટે જ પોતાની અંતિમ સીમા તરફ ધસી રહી છે ! એ આગળ વધે છે તે એટલા જ માટે કે અહિંસાનો માર્ગ મોકળો બને. પણ જે લોકો આ વાત સમજતા નથી તે કહે છે કે, "અણુયુગ બંધ કરો," એને રોકો. તો તેને બદલે શું રાખે ? લાઠી કે ખંજર ? પણ મારું કહેવું તો એમ છે કે જ્યાંસુધી લાઠી ને ખંજર ચાલશે ત્યાંસુધી અહિંસાને સ્થાન જ નહિ મળે. અહિંસાને સ્થાન કરી આપવાવાળા તો અણુબૉમ્બ ને હાઈડ્રોજનબૉમ્બ છે. ને તેથી યે જબરા કોઈ બૉમ્બ બને તો તે છે. પહેલાં કોઈ સામે થાય તો એને લાઠી વીંઝીને પાડી દેતા. કેટલું ભયંકર ને ક્રૂર કામ હતું ! પણ હવે શું કરીએ છીએ ? હવે તો જોવાયે નથી રહેતા કે આગ લાગી કે શું થયું. એમાં ક્રૂરતા છે કયાં ? આ તો મૂઢતા છે. આજની લડાઈમાં આમ સીધી ક્રૂરતા ઓછી છે. અહીં બેઠાં ને પણેથી સંહારનું-શસ્ત્ર ફેંકીએ તો એક આખું યે રાષ્ટ્ર દરિયામાં જાય. આમાં ક્રૂરતા શાની ? મૂઢતા થઈ. એક કીડીને હથેળીમાં લઈ ને મસળી નાખીએ તો તે અત્યંત ક્રૂરતા થશે, કેમકે તે નજરની સામે થાય છે ને સહન નથી થઈ શકતી.

## પરિણામ અને કાર્ય

આજે યુદ્ધમાં ક્રૂરતા નથી. પરિણામ ક્રૂર છે, પણ કાર્ય ક્રૂર નથી. આ ફેર સમજવો જોઈએ.

પરિણામ એક વસ્તુ છે ને કાર્ય બીજી વસ્તુ છે. એવી જ રીતે આજની લડાઈનું પરિણામ ક્રૂર છે પણ કાર્ય ક્રૂર નથી. તે તો તદ્દન ગણિત પ્રમાણે જ થાય છે. વિજ્ઞાનનો પણ એને સાથ છે. બૉમ્બનું આટલું વજન હોવું જોઈએ, આટલી ચીજો અંદર હોવી જોઈએ, આટલા માઈલની ગતિથી એણે જવું જોઈએ, કઈ દિશામાં જાય—એનું નિયંત્રણ કરનારાં સાધન, નક્કી કરેલા સ્થળે જ પડે—શું આ બધાં ક્રૂર કામો છે? આ તો શાસ્ત્રીય ને વૈજ્ઞાનિક બુદ્ધિનું કામ છે. દોષ એટલો જ છે કે એની પાછળ મનની મૂઢતા છે. શી મૂઢતા છે? એમને લાગે છે કે આનાથી સમસ્યાનો નિકાલ આવશે. નથી આવતો, તો એ પ્રયોગ રોકવાથી યે નિકાલ નથી થઈ શકવાનો, એ વાત પણ નથી સમજાતી.

કશું પરિણામ નહિ નીપજે ત્યારે શું કરશે? ત્યારે જે હાથોએ એ શસ્ત્રો બનાવ્યાં છે, તે પોતાની મેળે જ એ શસ્ત્રોને ખતમ કરશે. ત્યારે હિંસાનું સ્થાન અહિંસાને મળશે.

અને એ રીતે અહિંસાનાં પગરણ એવાં તો મંડાશે કે પછી માનવજાતિ હિંસા તરફ કદી પાછું વાળીને યે નહીં જુએ. ગીતામાં કહ્યું છે કે "यद्गत्वा न निवर्तन्ते" જ્યાં ગયા પછી પાછું ફરવાનું છે જ નહિ, એવી પાકી અહિંસા એ થશે. કારણ કે હિંસાના પૂરેપૂરા પ્રયોગ પછી ને પૂરું સમાધાન થયા પછી જ એ છૂટવાની છે. અત્યાર સુધી શું થતું આવ્યું છે?

હિંસક લોકો વચ્ચે અસમાધાન જ રહ્યું. જ્યારે લડાઈ થતી ને સફળતા ન મળતી, ત્યારે વિચારતા કે આટલી હિંસા પૂરતી ન થઈ; હજી વધારવી જોઈએ. તો યે વળી હાર થતી તો વિચારતા કે ફલાણી—ઢીંકણી ખામી રહી ગઈ, એટલે હાર્યા. માટે એથી ય સારાં હથિયાર તૈયાર કરવાં પડશે; આમ હિંસાની પૂર્ણતા થતી ગઈ. પણ હવે અહિંસાના પર્વનો રીતસરનો આરંભ થશે. એટલે ફરી પાછા ધમ્મપદ, ગીતા અને બાઈબલ ઘરઘરમાં, હૃદય-હૃદયમાં વસશે. ને ત્યારે તે માત્ર પુસ્તકોમાં જ નહિ રહે. માનવના મનની અંદર વસી જઈ, એમનાં ચિત્તમાં એ રસાઈ જશે.

લોકોને જ્ઞાન થઈ ગયું હશે કે આ હાડમાંસના શરીરનું કશું મહત્ત્વ નથી, એની કિંમત ફૂટી કોડી જેટલી યે નથી. આટલું તો હિંસાદેવીએ શીખવાડયું છે ને? એક બૉમ્બથી લાખો જીવતાં લોકો મરી જાય છે, એનો અર્થ બીજો શો? એ રીતે ભગવાને આપણને શરીરથી આપણા જુદાપણાનું જ્ઞાન કરાવ્યું છે, તે સમજીને પછી ઠંડા દિમાગથી વાતચીત કરવી પડશે.

આસિંકેરે, ૮-૧૧-૫૭

---

# સંત વિનોબાને 'સામાજિક નેતૃત્વ'નું બહુમાન

ભૂદાનક્રાંતિએ ભારતના જ નહિ, પરંતુ આખા એશિયા અને યુરોપના વિચારક વર્ગને પણ પોતાના તરફ આકર્ષ્યો છે. એટલું જ નહિ, એશિયા ને યુરોપના કેટલાય દેશના લોકો ભારત આવી આવીને વિનોબાની અનોખી પદયાત્રામાં જોડાયા છે.

આર્થિક વિષમતાને કારણે સમાજમાં વ્યાપ્ત થઈ ગયેલ અન્યાયને દૂર કરવાની મથામણ આજની દુનિયાની સૌથી મોટી મથામણ છે. અનેક અખતરાઓ અજમાવી ચૂકેલ દુનિયાને માટે, વિનોબાનો વિચાર ને એમની પ્રવૃત્તિ એક નવો જ ઉઘાડ સૂચવે છે. દુનિયાની માનવતાને માટે આશાનો સંદેશ લઈ ઘેર ઘેર ઘૂમતા આ સંતને વધાવી લેતાં, રામોન માગસાયસાય ફાઉન્ડેશન નામની સંસ્થાના ટ્રસ્ટીઓએ આચાર્ય વિનોબા ભાવેને 'સામાજિક નેતૃત્વ'-(કમ્યુનિટી લીડરશિપ) ના બિરુદ માટેનો એવોર્ડ એનાયત કરી તેમના પ્રત્યેનું બહુમાન વ્યક્ત કર્યું છે.

આ રામોન માગસાયસાય ફાઉન્ડેશન, ફિલિપાઈન્સના રાષ્ટ્રપ્રમુખ માગસાયસાયના આદર્શોના સન્માન અર્થે ગયે વર્ષે જ સ્થપાયેલ એક સંસ્થા છે. તેનો હેતુ એશિયાભરના દેશોમાં સમાજ તથા રાજકારણના ક્ષેત્રે, પત્રકારિત્વ તેમ જ સાહિત્યના ક્ષેત્રે, તથા આંતરરાષ્ટ્રીય સમજૂતી દ્વારા વિશ્વની માનવતાની સેવા બજાવનાર વ્યક્તિનું સન્માન કરવાનો છે.

આવી આ સંસ્થાએ વિનોબાનું બહુમાન કરી ઉત્તમ આરંભ કર્યો છે.

# જયપ્રકાશ : 'ભારત નવવિધાન'

શ્રી. જયપ્રકાશ નારાયણ છેલ્લા થોડાક મહિના દરમ્યાન યુરોપના વિવિધ દેશોનો પ્રવાસ ખેડી પાછા ભારત આવી ગયા છે, અને આવતાં વેંત તેમણે 'ભારત નવવિધાન'ના કેટલાક મુદ્દાઓ અમદાવાદ, મુંબઈ અને દિલ્હીમાંની તેમની સભાઓમાં સમક્ષ જાહેરમાં રજૂ કર્યા છે; તથા શ્રી. વિનોબા, પં. નહેરુ અને ડૉ. રાજેન્દ્રપ્રસાદ સમક્ષ આ મુદ્દાઓની છણાવટ કરી રહ્યા છે.

શ્રી જયપ્રકાશે જાહેર ભાષણોમાં નીચેના મુદ્દાઓ ભારપૂર્વક રજૂ કર્યા હતા—

૧. ઓછામાં ઓછા ગ્રામપંચાયતોથી શરૂ કરી મ્યુનિસિપલ કોરપોરેશનો સુધી તો પાર્ટીબાજી ખતમ થવી જ જોઈએ. અને એની ચૂંટણીઓ અને કારભાર પાર્ટી ધોરણે ન થાય તે પ્રકારનો કાનૂન હોવો જોઈએ.

૨. રાજ્યની ધારાસભા તથા પાર્લામેન્ટની ચૂંટણી માટેના ઉમેદવારોની પસંદગી 'ઈલેકટરલ કૉલેજ' દ્વારા કરવામાં આવે. આ 'ઈલેકટરલ કૉલેજ'ના પ્રતિનિધિઓની ચૂંટણી સર્વસાધારણ મતદારોએ કરેલી હશે. દરેક મત વિભાગના મતદારો ભેગા થઈ પોતાનામાંથી પક્ષરહિત ધોરણે આ ચૂંટણી કરે; અને જેમને 'ઈલેકટરલ કૉલેજ' દ્વારા ૩૦ ટકા મત મળ્યા હોય તેવા પ્રતિનિધિઓને જ દરેક પક્ષે પોતાના ઉમેદવારો તરીકે ઊભા રાખવા.

૩. ભારતના જે પક્ષો "સમાજવાદ અને લોકશાહી" માં માનતા હોય તેવા તમામ પક્ષોની પરિષદ વડા પ્રધાને બોલાવવી. અને એવી પરિષદમાં સૌને માન્ય એવો કાર્યક્રમ ઘડી કાઢવો. અલબત્ત, દરેક પક્ષને આ કાર્યક્રમ અંગે પોતાના વિચાર જાહેરમાં મૂકવાની છૂટ હોવી જોઈએ. પરંતુ સૌ પક્ષોએ આ સ્વીકારેલા કાર્યક્રમના અમલ માટે લાગી જવું જ જોઈએ.

૪. વડા પ્રધાન પં. નહેરુ, આચાર્ય વિનોબા ભાવે તથા અન્ય રાષ્ટ્રીય નેતાઓએ ૬ લાખ સ્વાર્થરહિત સ્વયંસેવકો માટે હાકલ કરવી જોઈએ. આ સ્વયંસેવકો પક્ષરહિત બની રાષ્ટ્રીય નવઘડતરના કામમાં લાગી જઈ આમ-પ્રજાને ઉત્સાહિત કરે.

•

આ ઉપરાંત—

તાજેતરમાં શ્રી જયપ્રકાશે પં. નહેરુ સમક્ષ જે ૧૧ મુદ્દાનો કાર્યક્રમ રજૂ કર્યો છે, તેમાં નીચેના મુદ્દાઓનો સમાવેશ થાય છે.—

૧. ભૂદાન-ગ્રામદાન પ્રવૃત્તિને ટેકો.

૨. જમીનની માલિકીનું નિયંત્રણ—અમુક એકરથી વધુ રાખી ન શકાય.

૩. ખેતી તથા ઉદ્યોગોના વિકેંદ્રીકરણની દિશામાં વિકાસ.

૪. ત્રણ વર્ષમાં અનાજનું ઉત્પાદન લગભગ બમણું થાય તે પ્રકારે આજના કમ્યુનિટી પ્રોગ્રામને કૃષિ આંદોલનમાં ફેરવી નાખવો.

૫. નફા ઉપર નિયંત્રણ.

૬. શિક્ષણ અને વૈદકીય ઉપચારનું સામાજીકરણ.

૭. બુનિયાદી શિક્ષણને ઉત્તેજન.

૮. યુવાનો માટે મિલિટરી તાલીમ.

૯. બેંકોનું રાષ્ટ્રીયકરણ.

શ્રી. જયપ્રકાશ પોતાના યુરોપના પ્રવાસ દરમ્યાન યુગોસ્લાવીઆના રાજ્યતંત્ર અને અર્થતંત્ર અંગેના વિકેંદ્રીકરણના પ્રયોગથી પ્રભાવિત થયા હતા. અને તેમણે તે તરફ લક્ષ ખેંચી ભારતને તેમાંથી શીખવાનું ઉદ્બોધન કર્યું છે.

# 'ભૂદાન'ની વિકાસયાત્રા

[ પોચમપલ્લીના ટુકડા-દાનથી અકાણીના મહાલ-દાન સુધી ]

## પ્રથમ ચરણ : સિદ્ધાંત-નિરૂપણ કાળ

૮થી ૧૧ એપ્રિલ-૧૯૫૧ : શિવરામપલ્લી સર્વોદય-સંમેલન ( ત્રીજું )*

૧૮મી એપ્રિલ-૧૯૫૧ : પોચમપલ્લીમાં ભૂદાનગંગોત્રી પ્રગટી.

૧૮ એપ્રિલથી ૨૭ જૂન-૧૯૫૧ : તેલંગણની પ્રથમ પદયાત્રા.

## બીજું ચરણ : જન-હૃદય પ્રવેશ કાળ

૧૨મી સપ્ટેંબર-૧૯૫૧ : આયોજન-પંચ સાથે ચર્ચા કરવા પૌનારથી દિલ્હી તરફ પ્રયાણ.

૨૭ ઑક્ટોબર-૧૯૫૧ : કુલ ૫ કરોડ એકર ભૂમિ મેળવવાનો વિનોબાનો સંકલ્પ: સાગર.

૮મી ઑક્ટોબર-૧૯૫૧ : ઉત્તર-પ્રદેશમાં પ્રવેશ.

૧લી નવેંબર-૧૯૫૧ : ઉ. પ્ર.ના કાર્યકરોનો પ્રાંતમાંથી પાંચ લાખ એકર ભૂમિ મેળવવાનો સંકલ્પ: મથુરા.

૧૯મી નવેંબર-૧૯૫૧ : બે માસમાં ૭૮૨ માઈલ ચાલીને દિલ્હી-પ્રવેશ. આયોજન-પંચ સાથે ત્રણ દિવસની યાદગાર મંત્રણાઓ.

## ત્રીજું ચરણ : જન-આંદોલન કાળ

૧૦થી ૧૬ એપ્રિલ-૧૯૫૨ : સેવાપુરી-સંમેલન (ચોથું) એક વર્ષમાં ૨૫ લાખ એકર ભૂમિ મેળવવાનો સર્વસેવા સંઘનો ઐતિહાસિક સંકલ્પ.

૨૩મી મે-૧૯૫૨ : મંગરોઠનું પ્રથમ ગ્રામદાન.

## ચોથું ચરણ : એકાગ્ર પ્રયોગ કાળ (આનંદ-યાત્રા)

૧૧મી સપ્ટેંબર-૧૯૫૨ : જન્મદિને, કોયડો સંપૂર્ણ ન ઊકલે ત્યાંસુધી પૌનાર આશ્રમ છોડવાનો સંકલ્પ, અનિકેત બન્યા.

૧૪મી સપ્ટેંબર-૧૯૫૨ : બિહાર-પ્રવેશ. પ્રાંતની સંપૂર્ણ ભૂમિ-સમસ્યા ઉકેલીને જ ( ૩૨ લાખ એકર ભૂમિ પ્રાપ્ત કરીને જ ) પ્રાંત છોડવાનો સંકલ્પ.

૨૪મી ઑક્ટોબર-૧૯૫૨ : સંપત્તિદાન યજ્ઞનો આરંભ: પટના.

૧૦મી ડિસેંબર-૧૯૫૨ : વિનોબાની ગંભીર માંદગી—દરમિયાન પૂ. મહારાજની મુલાકાત.

૭-૮-૯ માર્ચ-૧૯૫૩ : ચાંડિલ સંમેલન ( પાંચમું ) સર્વોદયની ઘોષણારૂપ વિનોબાનાં ઐતિહાસિક પ્રવચનો—જયપ્રકાશનો આરોહણમાં પ્રવેશ.

૧૨મી માર્ચ-૧૯૫૩ : માંદગી પછી યાત્રાનો ફરી આરંભ. શ્રમદાનયજ્ઞનો આરંભ.

૨૫મી માર્ચ-૧૯૫૩ : બે વર્ષમાં ૨૫ લાખ એકર ભૂમિ પ્રાપ્ત કરવાનો સંકલ્પ સિદ્ધ થયો.

૧૦મી જાન્યુઆરી-૧૯૫૪ : બિહાર માટે ૩૨ લાખનો હિસ્સો કર્યો.

૧૮-૧૯-૨૦ એપ્રિલ-૧૯૫૪ : બોધગયા-સંમેલન ( છઠ્ઠું ) જીવનદાનની ઘોષણા.

૧૯મી સપ્ટેંબર-૧૯૫૪ : વૈદ્યનાથમાં પંડાઓનો પ્રહાર

૧લી જાન્યુઆરી-૧૯૫૫ : બિહારમાંથી વિદાય ( બિહારમાં ૨૭ા માસની લાંબામાં લાંબી યાત્રા દરમિયાન ૨૮૬૪૨૦ દાતાઓ મારફત ૨૨૩૨૯૭૦.૩૬ એકર ભૂમિ-પ્રાપ્તિ. ) બંગાળ-પ્રવેશ-૨૫ દિવસની ટૂંકી યાત્રા.

## પાંચમું ચરણ : ભૂમિક્રાંતિ

૨૬મી જાન્યુઆરી-૧૯૫૫ : ઓરિસ્સા-પ્રવેશ.

૨૧-૨૨-૨૩ માર્ચ-૧૯૫૫ : જગન્નાથપુરી-સંમેલન ( સાતમું )

૨૯મી મે-૧૯૫૫ : કોરાપુટ-પ્રવેશ ( ૪ માસ યાત્રા-કુલ ગ્રામદાન ૮૧૨ )

૧લી ઑક્ટોબર-૧૯૫૫ : આંધ્ર-પ્રવેશ.

૨૭ જાન્યુઆરી-૧૯૫૬ : પુનઃ તેલંગણ-પ્રવેશ.

૧૩મી મે-૧૯૫૬ : તામિલનાડ-પ્રવેશ.

[ વિશ્વમાનવ : ઑક્ટોબર-નવેમ્બર '૫૮

* પ્રથમ સર્વોદય-સંમેલન : રાઉ ( મ. પ્ર. )
બીજું સર્વોદય-સંમેલન : અનુગુલ ( ઓરિસ્સા )

૨૬-૨૭-૨૮ મે-૧૯૫૬ : કાંચીપુરમ-સંમેલન (આઠમું) ગ્રામદાનને પાયે ગ્રામસ્વરાજ્યનું ચિત્ર રજૂ કર્યું.

૯મી જુલાઈ-૧૯૫૬ : પૉંડીચેરી-આશ્રમની મુલાકાત : દિવસમાં બે વાર યાત્રાનો પ્રયોગ.

## ૭મું ચરણ : તંત્ર-મુક્તિ, નિધિ-મુક્તિનો આરંભ

૨૧-૨૨ નવેંબર-૧૯૫૬ : પલનીમાં તંત્ર-મુક્તિ અને નિધિ-મુક્તિનો ઠરાવ-'૫૭માં ભૂમિક્રાંતિનું એલાન.

૨૫મી જાન્યુઆરી-૧૯૫૭ : તિરુમંગલમ્ તાલુકાનાં બધાં ગામના આગેવાનોનો તાલુકા-દાનનો સંકલ્પ.

૧૫મી એપ્રિલ-૧૯૫૭ : કન્યાકુમારીના તટે 'કરેંગે યા મરેંગે'ની ભીષ્મ-પ્રતિજ્ઞા.

૧૮મી એપ્રિલ-૧૯૫૭ : કેરલ-પ્રવેશ.

૯-૧૦ મે-૧૯૫૭ : કાલડી-સંમેલન (નવમું)

૧૧મી જુલાઈ-૧૯૫૭ : શાંતિ-સેનાનો વિચાર પ્રથમ રજૂ થયો, કોઝીકોડ.

૨૩મી ઑગસ્ટ-૧૯૫૭ : કેરલમાં શાંતિ-સેનાનાં મંડાણ, મંજેશ્વર.

૨૪મી ઑગસ્ટ-૧૯૫૭ : કર્ણાટક-પ્રવેશ.

૨૧-૨૨ સપ્ટેંબર-૧૯૫૭ ; ઈલવાલ-પરિષદની સર્વસંમત સંહિતા.

૨૫-૨૬-૨૭ સપ્ટેંબર-૧૯૫૭ : મૈસુર નિવેદક-શિબિર.

" " " : શાંતિ-સેનાનો પૂર્ણ વિચાર.

૮-૯ નવેંબર-૧૯૫૭ : રચનાત્મક કાર્યકર્તા પરિષદ, આરસીકેરે, મૈસૂર.

૨૩મી માર્ચ-૧૯૫૮ : મહારાષ્ટ્ર-પ્રવેશ.

૨૯મી મે-૧૯૫૮ : પંઢરપુરમાં વિઠોબા-મંદિરમાં સર્વ-ધર્મીઓ સાથે પ્રવેશ.

૩૦-૩૧ મે, ૧ જૂન-૧૯૫૮ : પંઢરપુર સંમેલન (દશમું).

૨૫મી જૂન-૧૯૫૮ : સર્વોદય-પાત્રનો વ્યવસ્થિત પ્રયોગ: આંબેજોગાઈ.

૮મી ઑગસ્ટ-૧૯૫૮ : સર્વ-સેવા-સંઘનો શ્રમ આધારિત થવાનો ક્રાંતિકારી નિર્ણય: ચાળીસગાંવ.

૮મી સપ્ટેંબર-૧૯૫૮ : ભૂદાનયજ્ઞમાં સીમાચિહ્નરૂપ ૧૫૩ ગામના પૂરા અક્રાણી મહાલનું દાન.

૨૨મી સપ્ટેંબર-૧૯૫૮ : ગુજરાત-પ્રવેશ.

# વિનોબા ગુજરાત-પદયાત્રા

[ તા ૨૨-૯-'૫૮થી ૧૩-૧-'૫૯ સુધી ]

**સુરત**

[ સપ્ટેંબર ]

૨૨ સોનગઢ
૨૩ ઝીકાકુઈ
૨૪ વ્યારા
૨૫ વેડછી
૨૬ વાંકાનેર
૨૭ બારડોલી
૨૮ કડોદરા
૨૯ સુરત
૩૦ કઠોર

[ ઑક્ટોબર ]

૧ સિયાલજ
૨ ધામલોદ

**ભરૂચ**

૩ અંકલેશ્વર
૪ ભરૂચ
૫ શુકલતીર્થ
૬ રાજપારડી
૭ નવા રાજુવાડીઆ
૮ ઓરી
૯ રાજપીપળા
૧૦ માંગરોળ
૧૧ ડેકાઈ

**વડોદરા**

૧૨ નારધા
૧૩ ગજલાંવાટ
૧૪ કાશીપુરા
૧૫ રંગપૂર
૧૬ મોરાંગણ
૧૭ છોટાઉદેપૂર
૧૮ ઝોઝ

**પંચમહાલ**

૧૯ સાગટાળા
૨૦ બારિયા
૨૧ પીપલોદ
૨૨ ઓરવાડા
૨૩ ગોધરા
૨૪ વેજલપૂર
૨૫ કાલોલ

**વડોદરા**

૨૬ સાંઢાસાલ

૨૭ સાવલી
૨૮ સોખડા
૨૯ વડોદરા
૩૦ રણોલી

## ખેડા

૩૧ વાસદ

[ નવેંબર ]

૧ આણંદ
૨ બોરસદ
૩ બોચાસણ
૪ પેટલાદ
૫ તારાપૂર
૬ ખંભાત
( જલમાર્ગે )

## સોરાષ્ટ્ર: ગોહિલવાડ

૭ ભાવનગર
૮ „
૯ વરતેજ
૧૦ શિહોર–સોનગઢ
૧૧ સણોસરા
૧૨ ઈંગરોળા
૧૩ માલપરા
૧૪ ચાવંડ

## મધ્ય સૌરાષ્ટ્ર

૧૫ બાબરા
૧૬ કોટડાપીઠા
૧૭ જસદણ
૧૮ વીરનગર
૧૯ સરધાર
૨૦ ત્રંબા
૨૧ રાજકોટ
૨૨ ધરેશ્વર
૨૩ પડધરી

## હાલાર

૨૪ હડમતીઆ
૨૫ વંથળી
૨૬ અલિયાબાડા
૨૭ જામનગર
૨૮ કંડલા–સરદારગંજ
૨૯ અંજાર
૩૦ આદિપુર

[ ડિસેંબર ]

૧ નવલખી
૨ કુંતાસી
૩ બગથળા
૪ મોરબી
૫ નીચી માંડળ
૬ કડીઆણા
૭ હળવદ

## ઝાલાવાડ

૮ ચૂલી
૯ ધાંગધ્રા
૧૦ રાજસીતાપૂર
૧૧ સુરેન્દ્રનગર ( વઢવાણ )
૧૨ સમલા
૧૩ લીંબડી
૧૪ પાણશીણા
૧૫ બલોલ

## અમદાવાદ

૧૬ ગૂંદી
૧૭ કલ્યાણગઢ
૧૮ બાવળા
૧૯ ચાંગોદર; તંબુમાં
૨૦ અમદાવાદ
૨૧ સાબરમતી આશ્રમ
૨૨ ઉવારસદ

## મહેસાણા

૨૩ કલોલ
૨૪ ડાંગરવા
૨૫ જગુદણ
૨૬ મહેસાણા
૨૭ વાલમ
૨૮ ઊંઝા
૨૯ સિદ્ધપુર

## બનાસકાંઠા

૩૦ નળાસર
૩૧ પાલનપૂર

[ જાન્યુઆરી ]

૧ ચિત્રાસણી
૨ બાલુંદા
૩ મુમનવાસ
૪ નવાવાસ
૫ સતલાસણા

## સાબરકાંઠા

૬ ચાંડપ
૭ કાવા
૮ ઈડર
૯ કડીઆદરા
૧૦ નવારેવાસ
૧૧ ભિલોડા
૧૨ રાયપૂર
૧૩ શામળાજી

[ તા. ૧૪: રાજસ્થાનમાં પ્રવેશ ]

[ પાન ૫૪૮થી ચાલુ ]

વિનોબાએ યજ્ઞનાં આરંભે છઠ્ઠા ભાગની જમીનની માંગ કરી છે; પરંતુ એ તો કહે છે : એક વાર છઠ્ઠો ભાગ અપાઈ જતાં, બીજી વારે છઠ્ઠો ભાગ માગીશ; આમ માગતો ચાલ્યો જઈશ...છઠ્ઠો ભાગ આપતાં આપતાં સર્વસ્વ અપાઈ જાય ત્યાં લગી !

એટલે કે સમભૂમિ સમાજરૂપી નારાયણની બની જાય ત્યાં લગી આ યજ્ઞ ચાલતો રહેશે ! ( આજ અંક : પા. ૬૦૦ )

આવી જ વાત સંપત્તિદાન વિષે છે. વિનોબાએ પ્રથમ ગામડાંમાં ભૂમિ-પ્રયોગ કર્યા બાદ શહેરોમાં પગપેસારો કર્યો છે. ત્યાં તેમણે 'ટ્રસ્ટીશીપ'નો વિચાર આગળ ધર્યો છે. સંપત્તિ ઉપરની વ્યક્તિગત માલિકીની ભાવના જ દૂર કરવી એ ટ્રસ્ટીશીપ છે, (પા. ૬૦૪) એમ તેઓ કહી રહ્યા છે.

આ દાનો વિશે વિનોબા કહે છે : 'આ તો ફાયર છે.' સમાજમાંથી ખાનગી મિલકતની ભાવના, સંઘરાખોરીની ભાવના દૂર કરવા માટેની આ તો ભૂમિકા છે. આ તો વાતાવરણ તૈયાર કરવાની વાત છે.

સંપત્તિ ઉપરની વ્યક્તિગત માલિકીની નાબૂદી : વિનોબાનો આ મધ્યવર્તી વિચાર છે.

આ વિચારને મૂર્ત કરવા તેમણે 'ગ્રામદાન'નો કાર્યક્રમ આપ્યો છે. ગ્રામસંકલ્પ, ગ્રામદાન, ગ્રામનિર્માણ વગેરે સૂત્રો દ્વારા તેઓ એક સાથે બે હેતુ સિદ્ધ કરી રહ્યા છે. એક તો, આખા ગામની એકતા, આખા ગામની સહિયારી માલિકીની ભાવના તેઓ પ્રગટાવી રહ્યા છે; ઉપરાંત, આજે શહેરો દ્વારા ગામડાંનું શોષણ થઈ રહ્યું હોય છે, અને ગામડાંની અંદર પણ શોષક તત્ત્વોનું વર્ચસ્વ હોય છે, તે બંને સામેનું રક્ષણ ગ્રામ-સંગઠન દ્વારાજ શક્ય બને છે. ગ્રામદાની ગામો ઉત્પાદન, વેચાણ માટેનું બજાર, ક્રેડિટ અને અદલાબદલાની બાબતમાં, વહીવટી તંત્રની બાબતમાં પોતાનું સ્વાતંત્ર્ય અને વ્યક્તિત્વ જાળવી શકશે—એ બીજો હેતુ છે; આજની લાચારી અને શોષણમાંથી ગ્રામવાસીઓને તે બચાવી શકશે.

## વ્યક્તિગત અને સામાજિક મૂલ્ય

ખાનગી માલકિયતની વાસનાને નિર્મૂળ કરવા વિનોબા 'દાન,' 'યજ્ઞ' ઉપરાંત 'અપરિગ્રહ,' 'ન્યાસ' (સંન્યાસ) વગેરે ધાર્મિક પરિભાષાના લેખાતા શબ્દોનો અને શાસ્ત્ર-સૂત્રોનો ભરપટ્ટે ઉપયોગ કરે છે. તેઓ કહે છે:

'અપરિગ્રહ'નો અર્થ દરિદ્રી અવસ્થા નહિ; અપરિગ્રહનો અર્થ પરિગ્રહ હાથમાં આવ્યો ન આવ્યો ત્યાં બીજાની પાસે એને પહોંચાડી દેવો. લક્ષ્મીનો સંઘરો ન કરવો; તેને પ્રવાહિત બનાવવી. (પા. ૬૧૩) 'દાન' અને 'ન્યાસ'નો અર્થ સમજાવતાં તેઓ કહે છે કે, 'દાન' પહેલું કદમ છે; 'ન્યાસ' અંતિમ કદમ છે. દાનનો અર્થ 'સંવિભાગ' એ આપણે જોઈ ગયા; એમાં ય સંગ્રહ ન કરવાની ભાવના છે. પરંતુ તેમાં સંપત્તિના સમગ્ર ત્યાગની વાત નથી. ત્યારે 'ન્યાસ' (સંન્યાસ)માં માલિકીનું પૂરું વિસર્જન છે. (પા. ૬૧૪)

* પરંતુ વધુ મહત્ત્વની વાત તો વિનોબા એ કહે છે કે આ બધાંનાં કેવળ વ્યક્તિગત મૂલ્યો નથી; સામાજિક મૂલ્ય પણ છે. 'દાન'નું સામાજિક મૂલ્ય એ કે, વ્યક્તિ તરફથી સમાજને નિરંતર ભાગ આપવો; અને 'ન્યાસ'નું સામાજિક મૂલ્ય એ કે, સમાજમાં એક સ્થળે કેંદ્રિત ઉત્પાદન ન કરવું; અને કેંદ્રિત કરવું પડે તો તેનું તત્કાલ વિકેંદ્રીકરણ કરવું. (પા. ૬૧૫)

આ રીતે, વિનોબા સામ્યયોગના પાયા ઉપર સર્વોદયી સમાજરચના કરવાની નેમ ધરાવે છે.

## વિજ્ઞાન અને યંત્રો

વિનોબા વિજ્ઞાન, યંત્રો, ઉદ્યોગો, કેંદ્રીકરણ-વિકેંદ્રીકરણ, આયોજન (પ્લાનિંગ) વગેરે બાબત કેવી દૃષ્ટિ ધરાવે છે?

વિનોબા તો આજના યુગને ઘણી વાર વિજ્ઞાનયુગ તરીકે ઓળખાવે છે. અને અનહદ ઉમળકાપૂર્વક તેઓ વિજ્ઞાનને આવકારે છે. તેઓ સ્પષ્ટ સ્પષ્ટ શબ્દોમાં કહે છે કે: 'આ ભૂમિને સ્વર્ગ બનાવવી હોય તો વિજ્ઞાનનો પૂરો લાભ ઉઠાવવો જ જોઈ શે...' અને જાહેર કરે છે કે, 'સર્વોદયનો વિજ્ઞાન સાથે વિરોધ છે, એ કેવળ અવળી સમજણ છે.' (પા. ૬૨૫)

વિનોબા પ્રત્યેક ક્ષેત્રે વિજ્ઞાનનો શક્યતમ ઉપયોગ કરવા ઉત્સુક છે.

વિજ્ઞાનના ઉપયોગ વિષે તેમની પાયાની વાત આટલી છે:

—વિજ્ઞાનની મદદથી માણસનો જેટલો ઢસરડો ઓછો થઈ શકે તેટલો કરવો. તેથી સાંસ્કારિક જીવન માટે તેને પૂરતો સમય અને તક મળે.

—વિજ્ઞાનની મદદથી તંદુરસ્ત જીવન માટે જરૂરી સાધનો અને સગવડો પેદા કરવાં.

—વિજ્ઞાનને કારણે માણસનો શરીર શ્રમમાંનો સર્જનશીલ આનંદ જતો ન રહે એ સાચવવું; અને સુખી સગવડભર્યાં જિંદગીને નામે કેવળ લોલુપ જીવનની વાસના વણસે નહિ એ સાચવવું.

## વિજ્ઞાન અને ટેકનોલોજી

વિજ્ઞાનનો યંત્રો સાથેનો સંબંધ વિચારતાં સૌથી પ્રથમ મુદ્દો એ સમજવો જરૂરી છે કે વિજ્ઞાન (શુદ્ધ વિજ્ઞાન)—ટેકનોલૉજી (એપ્લાઇડ સાયન્સ) એક નથી. આજે વિજ્ઞાન અને ટેકનૌલૉજીને એક માની લઈ ચાલવામાં આવે છે, તેથી ઘણી ગેરસમજ થઈ છે.

વિજ્ઞાન એ તો જ્ઞાન અને સંશોધનનો વિષય છે. એનો ઉપયોગ સર્જક યા સંહારક રીતે—જે રીતે કરવો હોય તે રીતે ટેકનોલૉજીનો વિકાસ થાય છે.

હકીકત એવી છે કે, જે જમાનામાં વિજ્ઞાન અને ટેકનોલૉજી વિકસ્યાં તે જમાનો મૂડીવાદના વિકાસનો હતો. એટલે તેમની ઇચ્છા મુજબ તેનો વિકાસ થયો છે.

આજે આપણા યુગને, આપણી પરિસ્થિતિને અનુકૂળ રીતે ટેતનોલૉજીનો ઉપયોગ કરવો જરૂરી છે. (શ્રી જય-પ્રકાશનો લેખ પા. ૫૫૯)

## સર્વોદયનું ઠઠ્ઠાચિત્ર

**યંત્ર-મશિનરી, શક્તિ (પાવર) અને ઔદ્યોગિક સંશોધન અંગે 'સર્વોદય'ની જીવન દષ્ટિ સ્પષ્ટ છે:**

**એ ભૂલભરેલી માન્યતા છે કે સર્વોદય તમામ પ્રકારની મશીનરી અને ટેકનોલૉજીની પ્રગતિનો વિરોધી છે; અથવા તે તો પ્રાથમિક કક્ષાની પછાત પદ્ધતિઓને વળગી રહેવા માગે છે; તથા સમાજને અતિ રંક જીવનધોરણ પર ઘસડી જવા માગે છે. સર્વોદયી જીવનદૃષ્ટિનું આ તો ઠઠ્ઠાચિત્ર છે—તેની ભયંકર વિકૃતિ છે.**

**સર્વોદય મશીનરી કે ટેકનોલૉજીની પ્રગતિનો વિરોધી નથી. માનવીની ઉત્પાદક કાબેલિયતને વધારવા, તેને એકધારા ઢસરડામાંથી બચાવવા, તથા જીવનને અર્થપૂર્ણ બનાવનારી ઉચ્ચતર નૈતિક અને સાંસ્કારિક પ્રવૃત્તિઓ માટે પૂરતો ફાજલ સમય મળે તેવી શક્યતા સર્જવા તે બંનેનો ઉપયોગ કરવા માગે છે. (પા. ૫૯૩)**

## ખેતી અને ઉદ્યોગો

ખેતીની બાબતમાં સર્વોદય-આયોજન ખેતીની કાબેલિયત વધારી ઉત્પાદનનો આંક ઊંચો લાવવા, અને જીવનધોરણ ઊંચું લાવવા ઇન્ટેન્સિવ અને યાંત્રિક ખેતીની ખુલ્લે-આમ તરફદારી કરે છે. (પા. ૫૮૯)

યાંત્રિક અને ઇન્ટેન્સિવ ખેતીની બાબતમાં સર્વોદય જે તકેદારી રાખે છે તે આ છે: યંત્રોને કારણે બેકારી ન આવે; શોષણની ભૂમિકા ન સર્જાય; ભૂમિની ફળદ્રુપતા નાશ ન પામે; ખેતી ઉપર કામ કરનારને 'પગારદાર નોકર'ની સ્થિતિએ લાવી ન મૂકે...(પા. ૫૮૯)

મોટા ઉદ્યોગોની બાબતમાં ય સર્વોદયની વિચારસરણી સ્પષ્ટ છે:

—સર્વોદય મોટા ઉદ્યોગોનો વા ટેકનોલૉજીની પ્રગતિનો ત્યાગ કરવા માગતો નથી. (પા. ૫૯૧)

—યાંત્રિક ઉદ્યોગો પણ શોષણ મુક્ત હોઈ શકે, એમ વિનોબા માને છે. (પા. ૬૨૭)

આમ છતાં, સર્વોદયનો ઝોક નાનાં સ્વયંપૂર્ણ ઘટકો-ગ્રામ-ઘટકોનો છે, એ વાત સાચી; અને એથી ગ્રામપ્રદેશોમાં 'જાતરોજગારી'ના વ્યવસાયોનું મુખ્ય સ્વરૂપ હશે:

પરંતુ સર્વોદય સમાજની જરૂરિયાત કેવળ રોટી અને

કપડાંથી જ પરિમિત નહિ હોય, એ ય સ્પષ્ટ છે. એટલે તેમાં ' જાતરોજગારી 'ના નાના વ્યવસાયો, સહકારી ધોરણના **મધ્યમ** ઉદ્યોગો તથા સમાજ અગર રાજ્યહસ્તકના **મોટા** ઉદ્યોગોને સ્થાન હશે જ હશે.

## યુરોપમાંય વિકેન્દ્રીકરણની વિચારણા

કેન્દ્રીકરણ અને વિકેન્દ્રીકરણની બાબતમાં આજે યુરોપ ભરનાં વિચારકો અને ચિંતકો ઊંડું ચિંતન કરી રહ્યા છે. ખાસ કરીને, અણુબોમ્બની વિનાશકતા પછી તો, અમુક જ સ્થળોએ ઉદ્યોગો કેન્દ્રિત રાખવા અતિશય જોખમ ભરેલું ગણાય છે. આથી છૂટાછવાયા વિકેન્દ્રિત ઉદ્યોગોની જરૂરિયાત એમને પણ જણાઈ રહી છે.

એટલે ' વિકેન્દ્રીકરણ ' શબ્દની સાથે જ પછાત વિચાર-સરણીને સાંકળી દેવાની મનોદશા જ આજે તો પછાત લેખાશે.

વિનોબા અને સર્વોદયનો ઝોક વિકેન્દ્રીકરણ ઉપર રહ્યો છે, એ સ્પષ્ટ છે; પરંતુ ' સર્વોદય-આયોજન ' એ વાતની સફાઈ કરે છે કે, વિકેન્દ્રીકરણમાં કાંઈ ઘડિયાળનો કાંટો પાછો ફેરવવાની અને આદિકાળના પ્રાથમિક સમાજની ઉત્પાદક પદ્ધતિ ઉપર પાછા ફરવાની વાત જ નથી. ( પા. ૫૯૧ )

સર્વોદય-સમાજમાં પણ ભારે ઉદ્યોગોમાં અમુક હદે કેન્દ્રીકરણ રહેશે એ વાત યે સાફ છે. દા. ત. લોખંડ, પોલાદ, જહાજ, યાંત્રિક વાહનવ્યવહાર, ધાતુ ઉદ્યોગો, એંજીનિયરિંગ, રક્ષણ ઉદ્યોગો ( વચગાળા પૂરતા ) વગેરે મોટે ભાગે કેન્દ્રિત સ્વરૂપના હશે; અને તેનું સંચાલન પણ કેન્દ્રથી થતું હશે. ( પા. ૫૯૨ )

● પરંતુ-વિનોબાની શ્રદ્ધા તો એવી છે કે વિજ્ઞાને તાજેતરમાં જે સિદ્ધિઓ હાંસલ કરી છે તે જોતાં વહેલે દિવસે એવી શક્યતા પ્રાપ્ત થશે કે મોટા અને ભારે ઉદ્યોગો પણ અણુશક્તિના પ્રતાપે વિકેન્દ્રિત રીતે ચાલી શકશે. ( ૬૨૫ )

* તાજેતરમાં અમેરિકાએ આ દિશામાં સફળ પ્રયોગ કર્યો છે જે અણુશક્તિનું યુનિટ ગમે ત્યાં એરોપ્લેન દ્વારા ઉતારીને વિકેન્દ્રિત ઉદ્યોગોનું સંચાલન શક્ય બને.

## પ્લાનિંગ-આયોજન

પ્લાનિંગ-આયોજનની બાબતમાં–

આજના યુગમાં સામાજીક હિતને લક્ષમાં રાખી ઉત્પાદન અને વિતરણ કરવું હોય તો આયોજન અનિવાર્ય છે. કોઈપણ સમાજવાદી અને સર્વોદયી વિચારક આ બાબત ઉદાસ રહી જ ન શકે. તેમાંય વળી આજે જ્યારે સમાજ જીવન કેવળ રોટી અને કપડાંમાં જ પરિમિત થઈ નથી જતું અને જ્યારે અસંખ્ય સાંસ્કારિક, વૈદકીય આદિ તંદુરસ્ત જીવનની જરૂરિયાતો સહજ બની છે ત્યારે આયોજન તો સર્વોદયી સમાજનો મહત્ત્વનો સ્થંભ ગણાય. સર્વોદય આયોજનનું આ મહત્ત્વ સ્વીકારે છે, અને તેઓ એ વાત પણ સ્વીકારે છે કે, આ કાર્ય **માત્ર** ગ્રામ-ઘટકદ્વારા જ શક્ય નહિ બને; તેને માટે પ્રદેશ ઘટક, રાજ્ય ઘટક અને છેવટે કેન્દ્ર ઘટક જરૂરી છે.

એટલું જ નહિ પણ, સર્વસેવા સંઘ તરફથી ૧૯૫૦થી **' સર્વોદય આયોજન '** અંગે વીગતે ચર્ચા-વિચારણા થતી રહી છે; તેને અંગે તેના તદ્‌વિદોને આમંત્રી, વારંવાર ' સેમીનાર ' ( વિચાર-સંમેલનો ) યોજવામાં આવ્યાં છે; અને ૧૯૫૫માં તેનો એક ખરડો પ્રગટ કરવામાં પણ આવ્યો છે. તેની અંદર સર્વોદય અંગેના અનેક ખોટા ખ્યાલોનું નિરસન કરવામાં આવ્યું છે. ( પા. ૫૮૪ થી ૫૯૬ )

## ન્યૂનતમ જીવનધોરણ

સૌથી પ્રથમ તો, સર્વોદયમાં સાધારણ નાગરિકનું જીવન-ધોરણ અત્યંત નીચું ( સાધુવેડાની ઘેલછામાં ) હશે, એવી ભ્રામક માન્યતાને ચોંકાવનારો પડકાર છેઃ

* સર્વોદય-આયોજને દરેક કુટુંબની **ન્યૂનતમ આવક** રૂ. ૩૦૦૦ ( વાર્ષિક ) ઠરાવી છે.

આ યોજનામાં યંત્ર-ઉદ્યોગો, ખેતી ( જેમાં યાંત્રિક ખેતીનો પણ સમાવેશ છે ), ખાણો, વાહનવ્યવહાર, નહેરકામ, કરવેરા, નાણાં-શરાફ વગેરે વગેરેનો સમાવેશ થાય છે.

આ બધા ઉપરથી એ વાત પણ સ્પષ્ટ થાય છે કે,

* વિનોબા અને સર્વોદયી વિચારકોએ આધુનિક યુગના **માનસને** પકડી શકે તેવું સિદ્ધાંત અને વ્યવહાર ચિંતનનું ભરપૂર ભાથું બંધાવ્યું છે.

કેવળ આધ્યાત્મિક તત્વચિંતની દૃષ્ટિ એ જ નહિ, પરંતુ વ્યવહાર-ચિંતનની દૃષ્ટિએ પણ તેમના કાર્યક્રમોની અને આયોજનોની દૃષ્ટિ સુસંગત છે.

આમ, ક્રાંતિ વિજ્ઞાનના બે કોઠા—સિદ્ધાંત-ચિંતન અને વ્યવહાર-ચિંતનના—તો વિનોબા વટાવી ચૂક્યા છે.

## ૬

### વ્યવહાર-સાધના

ચિંતનની આટલી સમૃદ્ધિ સાથે વિનોબા સર્વોદયી ક્રાંતિને આવાહન દઈ રહ્યા છે ચિંતનની સમૃદ્ધિ ક્રાંતિના આંતરિક રૂપનું દર્શન કરાવે છે; અને ક્રાંતિની કાયા ઘડતરની પ્રેરણાને બળ પણ આપે છે. પરંતુ કેવળ ક્રાંતિચિંતન (સિદ્ધાન્ત-ચિંતન અને વ્યવહાર-ચિંતન) ક્રાંતિની સિદ્ધિની કે ક્રાંતિની સ્થાયી પ્રતિષ્ઠાની ગેરંટીરૂપ નથી.

આ દૃષ્ટિએ ઓછામાં ઓછા નીચેના મુદ્દાઓની વિચારણા કરવી આવશ્યક છે:

૧. ભૂદાન મૂલક સર્વોદયી ક્રાંતિ કેટલે અંશે સર્વાશ્લેષી (all embracing અથવા comprehensive) છે?

૨. સર્વોદય ક્રાંતિનાં ઉચ્ચાલન-બળ કયાં છે?

૩. ક્રાંતિનું ગુણ-સ્થાયિત્વ સુરક્ષિત રહે તેવાં લક્ષણો એનામાં છે કે કેમ?

સૌથી પ્રથમ મુદ્દો વિચારતાં, વ્યવહાર-સાધનાની બાબતમાં સર્વોદય હજી બાલ્યાવસ્થામાં જણાય છે.

ભૂદાન એ સર્વોદય-ક્રાંતિનો કેવળ આરંભ છે, અને સુખી સમાન આધ્યાત્મિક સમાજ એનું અંતિમ લક્ષ્ય છે, એ વાત વિનોબાએ ઘણીવાર કહી છે.

**સામ્યયોગના પાયા પર સર્વોદય સમાજની તેઓ સ્થાપના કરવા માગે છે. અને વિનોબાનું ચિંતન સર્વાંગી ક્રાંતિનું છે, એ ય સ્પષ્ટ છે. પરંતુ તેઓ એને શી રીતે મૂર્ત કરવા મથે છે?**

### ગાંધીજીની સર્વાશ્લેષી ક્રાંતિ

ગાંધીજીએ રાષ્ટ્રીય ક્રાંતિની સાધના દરમ્યાન જ સર્વોદયી સર્વાંગી ક્રાંતિની વિચારણા કરી લીધી હતી. અને તેમણે અહિંસક રાષ્ટ્રીય ઉત્થાન અને નવઘડતરને અનુરૂપ તમામ અંગોને રાષ્ટ્રીય ક્રાંતિ સાથે 'સાંકળી' દીધાં હતાં. રેંટિયો, ગ્રામઉદ્યોગો, દારૂબંધી, અસ્પૃશ્યતા નિવારણ, હિંદુ-મુસ્લિમ ઐક્ય, બુનિયાદી શિક્ષણ વગેરે એનાં રચનાત્મક અંગો હતાં; અને કોઈ સામાજિક સુધારો એવો ન હતો જે એમના આ કાર્યક્રમમાં આવી જતો ન હતો; તો પિકેટિંગ, બહિષ્કાર, સવિનય કાનુનભંગ, સામુહિક સત્યાગ્રહ વગેરે લડતનાં અહિંસક રૂપો હતાં. અને પરદેશી રાજ્ય સત્તા સામે લોકશાહી રાષ્ટ્રીય સરકારનું સૂત્ર, ગ્રામપંચાયતો ને મ્યુનિસિપાલિટીઓથી માંડીને ધારાસભાઓ—સુધીનું રાજકીય વિધાયક કાર્ય હતું. અને જરૂર પડતાં રાજકીય ચૂંટણીઓ દ્વારા ધારાસભાગમન અને રાજ્યધુરાનો સ્વીકાર પણ તેમના ભાથાનાં અગત્યનાં શસ્ત્રો હતાં.

**ઔદ્યોગિક ક્ષેત્રે પણ, મજૂર આંદોલનોથી માંડી માલિક મંડળોને તેમણે પાંખમાં લીધાં હતાં.**

**ગાંધીજીની ક્રાંત-દૃષ્ટિ પ્રત્યેક રચનાત્મક અને સુધારાના કામને રાષ્ટ્રીય ક્રાંતિ સાથે સાંકળી દેવામાં નિપૂણ હતી. સીધો હિંસા સિવાયની કોઈ પણ શકિતને તેઓ નિષ્ક્રિય રહેવા દેવા માગતા ન હતા. સમાજ જીવનનાં તમામ અંગો તથા હજારોવિધ પ્રવૃત્તિઓને અને સંસ્થાઓને એક જ રાષ્ટ્રીય ક્રાંતિને તાંતણે ગૂંથી લીધી હતી.**

### વિનોબાની વ્યવહાર-સાધના

વિનોબાએ આમાંનાં જ અનેક ક્ષેત્રે અત્યંત ઊંડું ચિંતન કર્યું હોવા છતાં, એ હકીકત છે કે તેમણે સર્વોદય ક્રાંતિની સાધનાના વ્યવહારમાં રાષ્ટ્રવ્યાપી બળો, પ્રવૃત્તિઓ, આંદોલનો તથા સંસ્થાઓ તરફ નહિ જેવું લક્ષ આપ્યું છે. એ વાત સમજી શકાય એવી છે કે, વિનોબા મર્મસ્થાન (ભૂમિસમસ્યા) ઉપર એમનુ લક્ષ વેધવા માગે છે, કે જેથી એકવાર ત્યાંથી ઉચ્ચાલન શક્તિ પ્રગટતાં ઝડપભેર સિદ્ધિઓનો રાહ મોકળો બને.

પરંતુ વિનોબા તો ભૂમિસમસ્યાના ય તમામ પાસાંઓને હજી સ્પર્શતા નથી; ગ્રામવિસ્તારનાં એ સિવાયનાં અન્ય આર્થિક પાસાંઓની તો વાત જ શી?

**કોઈ પણ પ્રવૃત્તિ ગમેતેવી મહત્ત્વની હોય (અને અનેક પ્રવૃત્તિઓ તેના મર્યાદિત ક્ષેત્રે મહત્ત્વની હોય જ છે) પરંતુ તેમના એકલવાયા વ્યવહારમાંથી ક્રાંતિ-બળ જન્મતું નથી; આ દરેક પૃથક્ પ્રવૃત્તિના હેતુ પુરસ્સરના સંકલનમાંથી જ ક્રાંતિ-શક્તિનું સર્જન થાય છે.**

આપણે આ લેખના પ્રારંભમાં જ જે વિરાટકાય વિસંવાદનું અવલોકન કરી ગયા છીએ તે વિસંવાદ જેમ સર્વાંગી છે, તેજ રીતે તેનું મારણ પણ એટલું જ સર્વાંગી સર્વાશ્લેષી હોવું અનિવાર્ય છે.

ભારતની જ સમસ્યાઓનો વિચાર કરો : કેવળ આર્થિક ઔદ્યોગિક વિકાસની જ વાત વિચારો. આપણી આજની પછાત દશા—ગરીબી અને સર્વોદય-આયોજનમાં મુકરર કરવામાં આવેલ ન્યૂનતમ જીવન ધોરણ ( કુટુંબદીઠ વાર્ષિક રૂ. ૩૦૦૦ ) વચ્ચેના અંતરની જ વાત વિચારો. આપણા શૈક્ષણિક સાંસ્કારિક વિકાસનો વિચાર કરો; અને વિજ્ઞાન-યુગનાં અતિ મોંઘાં સંશોધનો માટેનોય ખ્યાલ કરો.

## વ્યવહારની સમસ્યાઓ

● પ્રચંડ ઉત્પાદન, પ્રચંડ આયોજન, વિપુલ સાધનો, વિપુલ સંપત્તિની જરૂરિયાતની સમસ્યાઓ ઊભી જ છે. સંરક્ષણની સમસ્યા એથી ય વધુ ઉગ્ર છે. આ બધાનું કેવળ ચિંતન નહિ, આ બધાંના વ્યવહારમાં સતત જે સમસ્યાઓ ઊભી થઈ રહી છે, તેનો વિચાર, અને તેમાં દરેકમાં રહેલી શક્તિનું સંકલન કરવાનું ભગીરથ કાર્ય કોઈ ક્રાંતિકારથી નજરઅંદાજ થઈ શકે એવું નથી.

નેહરુની પંચવર્ષીય યોજનાઓ દેશને એક બાજુ ઘસડતી રહે, ને વિનોબા બીજી જ બાજુ; અને જ્યાં બંને એક બીજાને પૂરક બને એવી ભાવના સેવાયા કરે, તો ભારતના ભાવિ માટે એ હરગિઝ લાભદાયી નહિ નીવડે.

● તેજ રીતે ' રાજનીતિ ' એટલે રાજ્ય સત્તાનીજ નતિ નહિ, પણ ' રાજકારણ; ' એ દષ્ટિએ વિચારતાં પારાવાર સમસ્યાઓ ઊભી છે, જેના વ્યવહાર સાથે કોઈપણ આધુનિક યુગનાં ક્રાંતિકારનો સંપર્ક અનિવાર્ય છે.

આ દિશામાં વિનોબાએ ' રાજનીતિ ' અને 'લોકનીતિ' ઉપર પાયાનું કેટલુંક ચિંતન કર્યું છે. અને દાદા ધર્માધિકારીએ કેટલાક વ્યવહાર-સૂત્રો રજૂ પણ કર્યા છે; અને આ દિવસમાં જ શ્રી. જયપ્રકાશ નારાયણ સાચી લોકશાહીના વ્યવહારની જટિલ સમસ્યાઓ અંગે સંશોધન કરી રહ્યા છે—આ અત્યંત આવકાર્ય છે. પરંતુ એટલાથી જ નહિ પતે. એક બાજુ, **સાચી ઔદ્યોગિક અને રાજકીય લોકશાહી-ના** વ્યવહાર માટે ગામડાં અને નગરોમાં ' સ્વરાજ્ય 'નાં તંત્રો ( મુખ્યત : ગ્રામ પંચાયતો અને મ્યુનિસિપાલિટીઓ )ને હસ્તક ઔદ્યોગિક અને સિવિલ-મુલ્કી વહીવટની જવાબદારીઓ સોંપાવા, અને બીજી બાજુ, આ સ્વરાજ્યનાં તંત્રોમાં જ પક્ષરહિતતાનું સૂત્ર વ્યવહારૂ બનાવવા સર્વોદયી કાર્યકરોએ લાગી જવું પડશે.

અલબત્ત, બીજે છેડે – ધારાસભાઓ અને પાર્લામેન્ટ સુધી લોકશાહી સુરક્ષિત રહે તે પ્રકારની જોગવાઈઓનો, આજની પાર્ટીઓ પાસે સ્વીકાર કરાવવાની ઝુંબેશ ઉઠાવવી જોઈ શે.

વિનોબાના ચિંતનમાં રાજ્ય-સત્તાના તત્કાલ વિલયની વાત છે જ નહિ. એટલુંજ નહિ આજસુધીના વિકાસમાં પાર્લામેન્ટ પદ્ધતિની લોકશાહીનો વિકાસ ઉત્તમ છે, એમ પણ તેઓ માને છે. એટલે તો, આજની લોકશાહીનુ તત્ત્વ જળવાય, તેનો વિકાસ થાય, અને **લોકનીતિ** અનુસાર **રાજનીતિ** સંચાલિત થાય તે પ્રકારની પદ્ધતિ, પેટર્ન, અને સંસ્થાઓનો વિકાસ કરવા પાછળ સારૂં એવું લક્ષ પરોવવું રહે છે. કેમકે આજની પરિસ્થિતિમાં બેફામ આંધળી પક્ષ-હરીફાઈને નાથી શકે એવી શક્તિનું વ્યવહાર રૂપ પ્રગટાવવામાં નહિ આવે તો, આજની કેન્દ્રિત રાજસત્તાનો ઉપયોગ બિનલોકશાહી, સરમુખત્યારશાહી તત્ત્વોને હાથ જઈ પડશે; એ ભય જેવો તેવો નથી. ત્યાર બાદ, **શાંતિમય માર્ગે** તેને નાબુદ કરવાનું કાર્ય અત્યંત દુષ્કર બની ગયા વિના નહિ રહે.

આ બધું જોતાં, સર્વોદય-ક્રાંતિની સાધનાનો માર્ગ પણ સર્વાંગી વ્યવહારુ કાર્યક્રમો વાળો હોવો અનિવાર્ય છે. સાચી રીતે તો, આપણા સમગ્ર સામાજીક જીવનના વિસંવાદો સંવાદોમાં પરિણમે – વર્ગ વર્ગ વચ્ચેનો, પક્ષ પક્ષ વચ્ચેનો વિગ્રહ ટળે, રાજનીતિ અને લોકનીતિ વચ્ચેનો સંઘર્ષ હટે, શહેરો અને ગામડાંનો વિખવાદ મટે, ઊંચનીચનો ભેદ નાબુદ થાય, એ જ તો સર્વોદયનો આદર્શ છે; અને છેવટે તો,

સૌ કોઈ પણ માનવીય ક્રાંતિનો ય એજ હેતુ હોય છે. એક બાજુ ઝૂકી ગયેલી સામાજીક તુલાને પુન: સમતુલિત કરવાની ફરજ પ્રત્યેક ક્રાંતિએ બજાવવી રહે છે.

## ક્રાંતિ-ઉચ્ચાલનોની પસંદગી

આવા સર્વાંગી પરિવર્તનના વ્યવહારની વાત વિચારતાં અત્યંત મહત્ત્વનો સવાલ એ છે કે ક્રાંતિનાં કયાં ઉચ્ચાલનોનો સ્વીકાર કરવો, કયાંનો ઇન્કાર કરવો ક્રાંતિકાર માટે યોગ્ય ગણાય?

સર્વોદય ક્રાંતિ અંગે મહત્ત્વના ગણાય તેવા ને વિવાદાસ્પદ બનેલા મુદ્દાઓ આ પ્રકારના છે:

૧. સર્વોદયમાં સામાજીક પરિવર્તન માટે રાજ્યરૂપી શક્તિની સહાય કઈ હદે લેવાની નીતિ સ્વીકારાયેલી છે?

૨. કેવળ સર્વસંમતિથી જ પરિવર્તન થવું જોઈએ તેનો તે શો અર્થ કરે છે?

૩. સામાજીક અને નૈતિક દબાણ અને શાંતિનો આશરો તેમાં કઈ હદે સ્વીકાર્ય છે?

૪. પરિવર્તનના સાધનોમાં આમ જનતાની અહિંસક લડતોનું સ્થાન કયાં ને કેવું છે?

૫. કે પછી કેવળ હૃદય અને વિચારની જ શક્તિ ઉપર જ આધાર રાખવાની તેની અટલ નેમ છે?

આ મુદ્દાઓ મહત્ત્વના છે, તેમનો વિચાર કરીએ:

( ૧ ) રાજ્યની મદદ લેવાનો વિનોબાએ કદિ ઇન્કાર નથી કર્યો એ સ્પષ્ટ છે. અને રાજ્યદ્વારા કાનૂન થાય તેની સામે ય તેમનો વિરોધ નથી, એ પણ સ્પષ્ટ છે. ઊલટા તેઓ તો એવું કહે છે કે—

"એકવાર થોડી ભાવના અને થોડું વાતાવરણ થવા દો...વાતાવરણ તૈયાર થઈ જાય ત્યારે તો કાયદો કરાવી જ લઈશ...પછી રાહ જોતો નહિ બેસું. હવા બદલાય તો કાયદો એની સાથે જ આવે છે. જો હું વાતાવરણ તૈયાર કરી દઉં તો લોકો કાયદો પણ પસંદ કરશે જ" ( પા. ૬૦૩ )

અથવા—

"ભૂદાન એ તો એક ફાયર છે...પછી એની ઉપર કાયદાનો હથોડો પડશે..."

"( આપણા કામનો ) આરંભ થાય છે દાનથી અને સમાપ્તિ થાય છે કાયદાથી." ( પા. ૬૦૩ )

તથા—

"હું કાયદો એવો ચાહું છું કે જેને સર્વ-સાધારણ લોકો માને. કોઈ કામ કાયદો બનાવીને બળજબરીથી નથી થતું." ( પા. ૬૦૧ )

( ૨ ) વિનોબા કોઈ પણ બુનિયાદી ફેરફારમાં સર્વ સંમતિની અપેક્ષા રાખે છે. જે વર્ગનું તત્કાલ હિત તેથી ખંડાતું હોય તેની ય સંમતિ તેઓ માગે છે. અને એવી ભૂમિકા તૈયાર થયા વિના કાયદાથી યા બીજી સામાજીક રીતે નિર્ણયો લેવાય તો લાંબે ગાળે તેનાં માઠાં પરિણામો આવવાનો ભય સેવે છે.

પરંતુ થોડાક સ્વાર્થસાધુઓ પોતાનાં તત્કાલ હિત છોડવા તૈયાર નજ થાય, તો શું વિશાળ આમ જનતાનાં કાયમી હિતો અને અધિકારોનો ભોગ આપવો? આના જવાબમાં વિનોબા બે વાત કરે છે:

* એક તો, સર્વસંમતિ એટલે ઘણી મોટી, લગભગ ૮૦% સંમતિથી કામ કરવું; એટલું જ નહિ પણ, માની લો કે ૨૦% લોકો જમીન આપવા માટે ( ગ્રામદાન માટે ) તૈયાર ન જ થાય, મોહને કારણે, તો એવી પરિસ્થિતિમાં પણ સરકાર કાયદો બનાવી શકે. ( પા. ૬૦૮ )

* જેમાં સામાનું નુકસાન થાય છે તેનું મન ફેરવ્યા વિના તેના ઉપર નિર્ણય લાદવો નહિ; ૮૦% સંમતિથી 'ગ્રામદાન' સ્થાપી શકાય. અને તેથીય ઓછા હોય તો 'ગ્રામ સંકલ્પ;'

—પરંતુ તેમાં નહિ સામેલ થનારને ય ભયરૂપ યા સતામણી રૂપ ન જ બને તે રીતે.

'સર્વોદય-આયોજન'માં આની વધુ સફાઈ કરવામાં આવી છે. તેમાં જણાવ્યા મુજબ—

* જમીન ઉપરની ખાનગી મિલકતની નાબુદીનું આંદોલન જોર પકડશે, અને મોટા ભાગના લોકો સ્વેચ્છાએ પોતાની સનદોનો ત્યાગ કરશે ત્યારે, ઉદ્યોગોની ખાનગી મિલકતને ચીટકી રહેવાની નિશ્ચયવૃત્તિ પણ ઢીલી પડી જશે; અને ત્યારે ઉદ્યોગપતિઓ આયોજનમાં દર્શાવેલી ઔદ્યોગિક નીતિની હરોળમાં કદાચ સ્વેચ્છાએ

આવી જશે...ઉદ્યોગપતિઓને પણ ઉત્પાદનનાં સાધનો ઉપરની ખાનગી માલિકી છોડી દેવાની ફરજ પડશે.. (પા. ૫૯૨)

• આમ છતાં, જો તેઓ તે રીતે અનુકૂળ ન થાય તો ?

• તો સમાજ તેમના ઉદ્યોગ-ધંધાઓનું સામાજીકરણ કરે ય ખરો (જરૂરી એલાવન્સ આપીને ય).

અલબત્ત, 'સર્વોદય-આયોજન' તૈયાર કરવા જેવી પરિસ્થિતિ પક્વ થઈ હશે ત્યારે આ રીતે ઉકેલ લાવવામાં આવશે, એમ સમજાય છે.

(૩) સામાજિક નૈતિક દબાણ અને ભયનો ઉપયોગ કરવા અંગે વિનોબા કહે છે: 'કોઈ શરમનો માર્યો આપતો હોય તો મને વાંધો નથી...લોકલાજથી દાન આપશે તો ય, કહેવું પડશે કે એ પણ વિચાર તો સમજ્યો છે...એવી જ રીતે બીકના માર્યા પણ આપી દો...એનો અર્થ એમ નથી કે નહીં આપો તો કતલ કરીશુ...પણ માણસે જેનાથી ભીલું ઘટે તેનાથી ભીલું, સારું. કોઈ બીકનો માર્યો ખોટું કામ ન કરે.' (પા. ૬૦૭)

## અહિંસક લડતોનું સ્થાન

(૪) અંતે—આમ-જનતાના અન્યાયો સામેની અહિંસક લડતો બાબતમાં વિનોબાનું શું મંતવ્ય છે ?

વિનોબા અહિંસક લડતોનો સદંતર ઇન્કાર નથી કરતા. તેમણે બિહારના કિસાનોને ધ્યાનમાં લઈ કહ્યું હતું કે, 'ઘણી જગાએ સમજાવટનું પરિણામ નથી પણ નીપજતું. તેવે વખતે અમારે ભૂમિહીનોને કહેવું પડ્યું છે કે, તમે તમારી જમીનો પરથી ખસશો નહિ...માલિક એને ફાવે તે કરે, તો પણ તમે સત્ય પર અડગ રહેજો...' (પા. ૬૦૮)

આમ છતાં, ભારતભરમાં ગ્રામવિસ્તારો અને શહેરી વિસ્તારોમાં આવા અનેક પ્રકારોના અન્યાયો રોજબરોજ ફરી ફરી ઘુંટાઈ રહ્યા છે; અને ભારતભરનાં હજારો કેન્દ્રોમાં ભૂદાન-કાર્યકરો સક્રિય રીતે કામ કરી રહ્યા છે. છતાં, ભાગ્યે જ ક્યાંક—અપવાદ બાદ કરતાં, કબજા છોડાવવા સામેની, અથવા શ્રમજીવી પ્રજાના જીવન મરણની સાથે સંબંધ ધરાવતી અન્યાયો સામેની એવી બીજી અહિંસક લડતોની તેમણે દોરવણી કર્યાનું જાણવા મળે છે.

**સ્વરાજ્ય આવ્યા બાદ, સામાજિક પરિવર્તન માટે વિનોબા (અહિંસક) લડતોને મહત્ત્વ નથી આપતા એ સાફ છે.**

ગાંધીજીએ અહિંસામાંનો પોતાનો 'ફેઈથ' અને કોંગ્રેસની 'રાજકીય ક્રીડ'નો સમન્વય સાધી, પોતાનાં હથિયારોમાં—ક્રાંતિનાં ઉચ્ચાલનોમાં—સૌમ્ય અને સૌમ્યતર ઉપવાસો અને વ્યક્તિગત કાનૂનભંગ, પિકેટિંગ અને સમજાવટોનાં સાધનોથી માંડી ઉગ્ર અને ઉગ્રતર સત્યાગ્રહો—સામુદાયિક સવિનય કાનૂનભંગ, નાકરની લડતો અને પ્રચંડ નિદર્શનો તથા એથીય આગળ વધીને મીઠાના અગરો ઉપરના હલ્લાઓ સુધીનાં સાધનો શામેલ કર્યાં હતાં.

ત્યારે વિનોબા તો કહે છે: જો સૌમ્ય સત્યાગ્રહથી નહિ પતે તો સૌમ્યતર, અને તેથી ય ન પતે તો સૌમ્યતમ સત્યાગ્રહનો તેઓ આશરો લેશે...(પૃ. ૬૧૮)

વિનોબા સ્વરાજ્ય પ્રાપ્તિના સમયના ગાંધીજીના સત્યાગ્રહોને 'નકારાત્મક' (નેગેટિવ) કક્ષાના કહે છે; અને હવે એનો ઉપયોગ ન કરવા અને 'વિધાયક' (પોઝિટિવ) એટલે કે વધુ સૌમ્યતર પ્રકારના સત્યાગ્રહોની આવશ્યકતા ઉપર ભાર મૂકે છે. તેમની માન્યતા છે કે, જેમ હિંસાની શક્તિ વધારે તેમ તેમ તેની સામે વધુ ને વધુ સૌમ્ય અહિંસા જ કારગત નીવડે. હિંસક લડાઈમાં એક પછી બીજું વધુ ઉગ્ર ને પ્રખર સાધન વાપરવું જરૂરી હોય છે; ત્યારે અહિંસાની બાબતમાં એથી ઊલટું છે.

વિનોબાની આ શ્રદ્ધાના મૂળમાં ગાંધીમાર્ગનું જ તત્ત્વ છે. **આમ છતાં, ગાંધીજીએ આદર્શ અને વ્યવહારનો મેળ ખવડાવી સૌમ્યતમથી માંડી ઉગ્રતમ સત્યાગ્રહોનો આશરો લઈ અપૂર્વ સિદ્ધિઓ હાંસલ કરી હતી.**

ત્યારે વિનોબા કેવળ સૌમ્યતમ સત્યાગ્રહ (આજની ભૂદાનપ્રવૃત્તિને તેઓ સૌમ્ય સત્યાગ્રહ ગણે છે; સૌમ્યતર અને સૌમ્યતમનું સાકાર રૂપ હજી તેમણે રજૂ કર્યાનું જાણમાં નથી) દ્વારા જ પરિવર્તનની શ્રદ્ધા સેવે છે.

વિનોબાની આ શ્રદ્ધા અંગે, નિખાલસપણે, શંકા જાગે છે. કારણ કે—

હરેક યુગે અનેક ઉચ્ચાલન-શક્તિઓ કામ કરતી હોય છે. તેમાંની કેટલીક જરી પુરાણી બની પાછળ ફેંકાઈ જતી હોય છે; ને તેનો પરિહાર પ્રગતિને પોષક બને છે. દા. ત. આગળ જોઈ ગયા તેમ, આજે હિંસક શક્તિ પીછેહઠ કરી રહી છે, તેથી તેનો **સર્વથા ત્યાગ યુગ માગને અનુરૂપ છે; એટલા માટે કેવળ યોગ્ય જ નહિ, શક્ય પણ છે; ને યોગ્ય તથા શક્ય બંને હોઈ પરિણામદાયી પણ છે.**

પરંતુ બીજી અનેક શક્તિઓ હજી પ્રવર્તમાન પરિસ્થિતિમાં પોતપોતાનું સ્થાન ટકાવી બેઠી છે. દા. ત. દંડશક્તિ (રાજ્યશક્તિ), સંઘશક્તિ (પાર્લામેન્ટ સહિતની પક્ષ, રચના, આર્થિક સંગઠનો, સામાજીક અહિંસક દબાણની શક્તિ), સત્યાગ્રહ (કાનુન ભંગ, પિકેટિંગ, બહિષ્કાર, ઉપવાસ વગેરે).

* વિનોબા રાજ્યની કાનુન શક્તિનો અમુક સ્થિતિએ ઉપયોગ કરવામાં સંમતિ ભણે છે; અને સામાજીક દબાણની બાબતમાં ય અમુક રીતનો એનો ઉપયોગ વ્યાજબી લેખે છે, એ આપણે જોઈ ગયા છીએ.

પરંતુ સ્વરાજ્ય પ્રાપ્તિ માટે પરદેશીઓ સામે અખત્માર કરવામાં આવેલા સત્યાગ્રહો (અહિંસક હોવા છતાં દબાણનું તત્ત્વ તેમાં હતું જ)નો ઉપયોગ સ્વરાજ્યપ્રાપ્તિ બાદ રાષ્ટ્રીય સરકાર સામે કરવાનો ઈન્કાર કરે છે.

સત્યાગ્રહમાં જાતે જેલમાં જવાની, જાતે માર ખાવાની જાતે ભૂખે મરવાની, જાતે દુઃખ સહન કરવાની—આત્મ-ત્યાગ અને આત્મ—વિસર્જનની તૈયારી અનિવાર્ય છે—છતાં આવા અહિંસક સત્યાગ્રહોને વિનોબા 'નેગેટિવ' કહી, કેવળ વિચારનો પ્રચાર અને હૃદય પરિવર્તન ઉપર જ આધાર રાખવાનો માર્ગ બોધે છે.

આજે સમાજ જીવનમાં જે ઊંડે સુધી અનિષ્ટો પ્રવેશી ચૂક્યાં છે, અને જેનું ઉગ્ર રૂપ અર્થ-સત્તા અને રાજ્ય-સત્તામાં પ્રતિબિંબિત થઈ રહ્યું છે, તેની સામે, ગાંધીજીની તાલીમ નીચે સામાજીક હથિયાર બની ચૂકેલાં સત્યાગ્રહ-રૂપી અહિંસક સાધનનો ય ત્યાગ, ધ્યેય પ્રાપ્તિને જ ખરેખર મોટામાં મોટી ક્ષતિ પહોંચાડનાર થશે એવું અમને લાગે છે.

એનો અર્થ એ નથી કે, વિનોબાએ સૌમ્ય-સૌમ્યતર અને સૌમ્યતમ સત્યાગ્રહની દિશા બતાવી છે તે અયોગ્ય છે. પરંતુ સમાજજીવનમાંનું અહિંસક સત્યાગ્રહનું બળ જરીપુરાણું (obsolete) બની ગયું નથી; બલ્કે તેની શક્તિ હજી વધુ ને વધુ પ્રમાણમાં પ્રગટ થાય એ જરૂરી છે, હજી સમસ્ત પ્રજામાં એનો ઉપયોગ કરવાની શ્રદ્ધા વધે એ જરૂરી છે (તો જ હિંસક શક્તિનો આખરી ત્યાગ શક્ય બનશે) ત્યારે વિનોબા સૌમ્યતમ અહિંસાનો અંતિમ શ્લોક આપી રહ્યા છે.

આ બાબતમાં, શ્રી પ્યારેલાલનો "સત્યાગ્રહ" ઉપરનો લેખ (પા. ૫૮૩) ગાંધીજીના વિચારો વધુ વ્યવસ્થિત રીતે વ્યક્ત કરનારો છે: જ્યાં પ્રજાતંત્ર છે, પણ (૧) જનતા શિથિલ છે, જાગ્રત નથી, સ્વાર્થમાં ડૂબેલી છે (૨) પ્રજાતંત્ર હોવા છતાં પ્રજામત પ્રગટ થાય છે તેના પર ધ્યાન નથી અપાતું, તંત્રમાં જ અનેક જાતની ખામીઓ છે—

● આ પરિસ્થિતિમાં લોકોને કર્તવ્ય માટે જાગ્રત કરવા અને વિધાનમાં પરિવર્તન લાવવા સત્યાગ્રહ કરવાનો અનુરોધ છે જ—અલબત્ત, સત્યાગ્રહી સત્યની ભૂમિકામાં અવિચળ રહીને અંતિમ પગલા તરીકે જ કાનૂન ભંગ કરે એવી શર્ત છે.

## ૭

## વિનોબાનો કર્મયોગ

આ સંદર્ભમાં ક્રિયા (action) અંગેના વિનોબાના વિચારો ચિંતન યોગ્ય છે:

—ફળની આસક્તિ પાછળ ઘસડાયા કરવાને બદલે, તેથી ઉદ્દીપ્ત અને અસ્વસ્થ બની ગમે તેવાં ઝાંવા નાખવાની મનોવૃત્તિનો ભોગ બનવાને બદલે, આસક્તિરહિત કર્મ કરવાનો, એટલે કે સ્વસ્થ ચિત્તે કર્તવ્ય બજાવવાનો તેમનો બોધ સમજાય એવો છે.

—ઉપરાંત, વિનોબા ક્રિયા અને વિચારની ચર્ચા કરતાં ક્રિયાને વિચારને અમલમાં મૂકવાના એક સાધન તરીકે સમજવા, અને પરિણામ લાવનારા બળ તરીકે તેના ઉપર ભાર નહિ મૂકવા આગ્રહ સેવે છે (પા. ૬૧૯) તે ય યોગ્ય છે.

પરંતુ, તેઓ તો એટલી હદે કહે છે કે, "શુદ્ધ વિચારનું ચિંતન કરવામાં, એને સમજવામાં, વ્યક્તિગત રૂપે એના અમલમાં અને બીજાને સમજાવવામાં આપણું કાર્ય પૂરું થઈ જવું જોઈએ..." (પા. ૬૨૦)

વિનોબા દિવસે દિવસે એ દિશામાં ઝોક લઈ રહ્યા છે કે જ્યાં વિચાર-પરાયણતા જ સર્વ કાંઈ છે, અને ક્રિયાશીલતાનું ગૌણ સ્થાન છે...ધીમે ધીમે તેઓ વધુ ને વધુ 'સૌમ્ય પ્રક્રિયા, એટલે કે જેમાં ક્રિયાની તીવ્રતા ઓછી હોય અને વિચારની પ્રક્રિયા જોરદાર હોય એવી કાર્યપદ્ધતિ' અપનાવવાનો બોધ દઈ રહ્યા છે. (પા. ૬૨૦)

વળી એથી ય આગળ જઈ, વિનોબા 'કાલાતીત ચિંતન' (ફોર્થ ડાયમેન્શન : ટાઈમલેસ થિંકિંગ)ની વાત આગળ ધરી રહ્યા છે.

અને 'મનથી પર જવાની' 'અતિમનસ'ની ભાષા અને ભાવના પણ તેઓ રજૂ કરી રહ્યા છે. એમની એ વાત સાચી છે કે, વિજ્ઞાનના જમાનામાં માણસની પોતાની ઇચ્છા ઉપર પદાર્થના ગુણોનો આધાર હોતો નથી...એનો આધાર આપણી રુચિ કે વાસનાથી સ્વતંત્ર છે.

wishful thinkingને વિજ્ઞાન યુગમાં સ્થાન નથી એ ખરી વાત છે; અને 'મનથી પર'નો અર્થ જો આટલો જ હોય તો એય યોગ્ય છે...

વળી, માનવીનું મન બુદ્ધિ અને હૃદય—ની શક્તિઓનો તાગ હજી તો લેવાયો નથી. હજી તો એમનામાં અખૂટ શક્તિના ઝરાઓ, અને ચોંકાવનારી શક્યતાઓ ભરેલી પડી છે, એ વાતની પ્રતીતિ વિજ્ઞાન અને આત્મજ્ઞાન બંને રોજ રોજ કરાવી રહ્યાં છે.

વિનોબા એક બાજુ વિજ્ઞાન અને બીજી બાજુ આત્મજ્ઞાન (અધ્યાત્મ)નાં ઊંડાણમાં અવગાહન કરી રહ્યા છે; એ બંનેનો યોગ સાધવા ઉત્સુક છે. અને બીજી બાજુ, સૌમ્યતર કર્મની વાતો કરતા છતાં, રોજના ૧૦-૧૨ માઈલની પદયાત્રા રૂપી, તથા રોજના ૩-૪ કલાકનાં પ્રવચનો રૂપી સતત કર્મનો યોગ કરતા જ જાય છે; અનેક પ્રકારનાં દાન લેતા જ જાય છે; હજારો સેવકોની શાંતિ સેનાની ટેલ નાખતા જાય છે.

વિનોબાનો નિષ્કામ કર્મ-યોગ અખંડ અસ્ખલિત પ્રવાહે વહી રહ્યો છે. અને તેઓ પોતે જ આપણા જેવાની આશંકાઓનો જવાબ આપતા હોય એમ કહેય છે: "આવું પરિણામ નિવૃત્તિ-માર્ગમાં આવશે એવો ઘણાને ડર રહે છે. પણ મને એવો ભય એટલા માટે નથી લાગતો કે નિવૃત્તિ તો પહેલેથી જ મારા મનમાં વસી ચૂકેલી છે. આથી વિશેષ નિવૃત્તિ આવશે એવી શક્યતા હવે બહુ ઓછી છે. એટલે મને એનો ડર લાગતો નથી..." (પા. ૬૧૯)

અને વળી પાછા 'સામુદાયિક સંકલ્પમાં દોષ નથી,' એમ ઉમેરીને વ્યક્તિગત વિચાર, વ્યક્તિગત આચારના નાનો કુંડાળાથી બહાર નીકળી સામુદાયિક સંકલ્પ અને આચારના વિશાળતમ વિસ્તાર સુધી દોડી પહોંચે છે:

"ભૂમિદાનને છોડ્યા વિના, એ ભૂમિકાને આપણી વિચાર સિદ્ધિના એક સાધન તરીકે પકડી રાખી, બાકી એકદમ શુદ્ધ અહિંસા-વિચારને જ દુનિયામાં ફેલાવીએ, અને એમાં ચિત્ત શુદ્ધિની દૃષ્ટિએ અનિવાર્ય, જેટલી પણ તપસ્યા કરવી પડે તે આપણે પોતે કરીએ—એ આપણું કામ હોવું જોઈએ. હું માનું છું કે આવું થયું તો આપણે એકાંગી નહી રહીએ. આ વિચાર પ્રવાહમાં, ભૂદાનના પ્રવાહમાં જેટલાં લોકોને આપણે ખેંચી લીધાં છે, એથી ઘણાં વધારે લોકોને આપણે ખેંચી શકીશું..." (પા. ૬૨૦)

આમ, વિનોબા વિચાર અને કર્મનો મેળ અતિ સાવધાનીપૂર્વક ખવડાવવા માગે છે. પરંતુ એમનો ઝોક સામાજિક વિચાર પ્રચાર દ્વારા અને વ્યક્તિગત કર્મ દ્વારા, લડતોને ટાળીને, સમસ્યાઓ ઉકેલવાનો છે; એટલું તો સાફ છે.

આવું વલણ સર્વોદયના વિકાસને જ હાસને તબક્કે અવરોધક બનશે એવો ભય અસ્થાને નથી.

હજી એક બીજો અત્યંત મહત્ત્વનો મુદ્દો વિચારવો બાકી રહે છે :

### ક્રાંતિ સિદ્ધિનું સ્થાયીતત્વ

કોઈ પણ ક્રાંતિ એકવાર અમુક હદે સફળ થયા પછી પણ, તેના પાયાની સંરક્ષાનું અને તેના નવા નવા વિકાસને અનુરૂપ સામાજીક પેટર્ન જ્યાં લગી નક્કર રૂપ ધારણ ન કરે ત્યાં લગી એ ક્રાંતિ અસ્થાયી બની જાય છે।

આવા પૅટર્ન વિષે વિનોબા લગભગ મૌન સેવતા જણાય છે.

અલબત્ત, સર્વોદય-આયોજનમાં ગ્રામપંચાયતો, બહુલક્ષી સહકારી મંડળીઓ, મ્યુનિસિપાલિટીઓ અને આયોજન ઘટકોના ઉલ્લેખો છે. પરંતુ સર્વોદયી આદર્શો સંસ્થાગત રીતે સ્થાયીરૂપ પામે ને મારેના પ્રયાસો કેવા હશે તેની રૂપરેખા, તેને અંગેના કડીબદ્ધ વિચારો હજી વિનોબા દ્વારા રજૂ થયા નથી. શ્રી દાંતવાળાએ તેમના લેખમાં આ સમસ્યાની ઊંડાણથી ચર્ચા કરી છે (પા. ૫૬૩થી ૫૬૪); અમને લાગે છે કે, આદર્શો ગમે તેટલા શ્રેષ્ઠ હોય અને એક વખતે એક જમાનાના નાગરિકોએ તેનો અમુક હદે સ્વીકાર કરી લીધો હોય, છતાં તે પેઢી-દર પેઢી સહજ-સામાજિક-વ્યવહાર તરીકે અમલી બને તે માટે સામાજિક-સંસ્થાગત-પાયો ક્રાંતિની સાથે જ નખાઈ જવો અનિવાર્ય છે.

આજ સુધીમાં, આશરે ૬ ૦૦ ગ્રામદાનો નોંધાયાં છે. તેમાં આશરે ૨૦૦૦ ઓરિસાના આદિવાસી પ્રદેશ કોરાપુટમાં છે; અને બીજાં મોટાભાગના (લગભગ બધાં જૂજ અપવાદ સિવાય) પણ આદિવાસી અથવા અત્યંત પછાત પ્રદેશોનાં અને જ્યાં મૂડીવાદી અર્થસંબંધો હજુ વિકસ્યા નથી તે પ્રકારનાં છે. હજી વર્તમાનયુગી વ્યવહારુ પ્રયોગો થવા બાકી છે.

વધુમાં, ૭ વર્ષના આંદોલન દરમ્યાન ૩૦૦૦ ગ્રામદાનો અને આશરે ૫૦ લાખ એકર જમીન પ્રાપ્ત થઈ છે; સંપત્તિ-દાન પણ મોટી સંખ્યામાં પ્રાપ્ત થયાં છે; અને હજારો ભૂદાનસેવકો (સુશિક્ષિત અને અશિક્ષિત વર્ગમાંથી) એંચાઈ ખેંચાઈ ને આવ્યા છે; લગભગ દરેક ભાષામાં તેનાં સામયિક-પત્રો પ્રગટ થાય છે-હજારોની સંખ્યામાં; અને ભારતની દરેક મુખ્ય ભાષામાં થોકબંધ પુસ્તકોની લાખો પ્રત પ્રગટ થઈ છે. વળી તમામ પક્ષના અને પક્ષરહિત વિચારકો અને કાર્યકરોની સહાનુભૂતિ પણ પ્રાપ્ત થઈ છે. આમ, એક **આંદોલન** તરીકે ભૂદાન આજના ભારતનું વિરલ આંદોલન છે.

વળી, સરકારે પણ ગ્રામદાની ગામોનો કાયદેસર સ્વીકાર કરી; સરકારી વિકાસ યોજનામાં તેમને સામેલ કરી તેનો લાભ આપવાનું શરૂ કર્યું છે. અને કેટલાંક સ્થળે તો, સરકારી કર્મચારીઓના સંપર્કમાં રહી ભૂદાન સેવકોએ ગ્રામપુનર્રચનાનું કાર્ય ઉપાડવું પડે એવી જવાબદારીઓ પણ આવી પહોંચી છે.

આમ, ભૂદાનઆંદોલન નક્કર ભૂમિકા ઉપર ઊભું છે.

પરંતુ ત્યારે, હજારો સેવકો, લાખો સહાયકો અને હમદર્દો પાસે સર્વોદયી ક્રાંતિનું **સ્વરૂપ**, તેની સિદ્ધિનો પથ, અને વ્યવહારુ સમસ્યાઓ પ્રત્યેની **દૃષ્ટિ** સહિતની કોઈ વ્યવસ્થિત **સૈદ્ધાંતિક-પ્રયોગાત્મક-રૂપરેખા** સુદ્ધાં પેશ થઈ ન શકવાને કારણે (વિનોબા, કદાચ, ઇરાદાપૂર્વક સંસ્થાગત ઢાંચા પ્રત્યે ઉદાસી છે; તેમ આવી રૂપરેખા માટે પ ઉદાસી હશે?) ક્રાંતિકારી તત્ત્વોને જરૂરી તાલિમ આપવાનું અને તે દ્વારા સર્વોદયી દષ્ટિ અને કાર્યની એકતા સ્થાપવાનું, કોઈ પણ ક્રાંતિ માટે અત્યંત મહત્ત્વનું અને અનિવાર્ય કર્તવ્ય, અધૂરૂં જ રહ્યું છે!

કોઈ પણ ક્રાંતિ જ્યારે આંદોલનના સ્તર ઉપર સફળતાને વરી હોય, ત્યારે તો આવી ઉદાસીનતા એ આંદોલનને નિશ્ચિત અને નક્કર આકાર આપવામા અને આંદોલનની કક્ષામાંથી આગળ વધી સ્થાયીભાવરૂપે સમાજજીવનમાં ઓતપ્રોત થઈ જવાની પ્રક્રિયાને જ રોકનારી બની જાય છે!

માર્ક્સ-માર્ગની ક્રાંતિ-દષ્ટિ સર્વાંગી હોવા છતાં, એના ક્રાંતિ-વિજ્ઞાનના એકાંગી (રાજકીય-આર્થિક) અતિ-આગ્રહને કારણે એનું પૂર્ણ પરિણામ શક્ય ન બન્યું...

આજે શું ગાંધી-માર્ગની ક્રાંતિદષ્ટિ સર્વોદય હોવા છતાં શું તેના એકાંગી (વિચાર-ચિંતનમાં મુખ્યતઃ સમાઈ જવાના) અતિ-આગ્રહને કારણે અપૂર્ણ-પરિણામદાયી જ રહી જશે?

સર્વોદય આંદોલનની શક્તિઓ અને સર્વોદય ચિંતનની સુઘટ્ટતા અત્યંત પ્રેરક હોવા છતાં, સામાજિક સ્થાયીભાવ રૂપે પ્રગટ થઈ શકે તેવાં 'પૅટર્ન' ઊભાં કરવામાં શું કમજોર રહેશે? સર્વોદય 'ક્રાંતિચિંતન' સર્વોદય 'ક્રાંતિ-વિજ્ઞાન'માં પરિણમી નહિ શકે? અને વિનોબાનું ભવ્ય આરોહણ કેવળ **એક પ્રયોગ રૂપે જ** ચિરપ્રેરણા આપતું રહી જશે? શું સર્વોદયી સમાજરચનાને માટે સમાજે વળી **નવેસરથી** મથવાનું બાકી રહેશે?

# સર્વોદય–સાહિત્ય

## સામયિકો

**હિંદી**

૧ વિનોબા–પ્રવચન (એકાંતરે દિવસે)
૨ ભૂદાન–યજ્ઞ (સાપ્તાહિક)
૩ ગ્રામરાજ (પાક્ષિક)

**ઉર્દૂ**

૪ ભૂદાન–તહરીક (પાક્ષિક)
૫ સર્વોદય–વિચાર–પત્રિકા (પાક્ષિક)

**અંગ્રેજી**

૬ ભૂદાન (સાપ્તાહિક)
૭ સર્વોદય (માસિક)
૮ ગ્રામદાન (માસિક)

**ગુજરાતી**

૯ ભૂમિપુત્ર (દશવારિક)

**મરાઠી**

૧૦ સામ્યયોગ (સાપ્તાહિક)
૧૧ ભૂદાનયજ્ઞ ,,
૧૨ સર્વાત્મા ,,

**ઇતર**

૧૩ ધરતીમાતા (સિંધી પાક્ષિક)
૧૪ ભૂદાન (પંજાબી પાક્ષિક)
૧૫ ભૂદાન-યજ્ઞ (બંગાળી સાપ્તાહિક)
૧૬ ભૂદાનમુ (તેલુગુ સાપ્તાહિક)
૧૭ સર્વોદયમ્ (તમિલ માસિક)
૧૮ ગ્રામરાજ્યમ્ (તામિલ સાપ્તાહિક)
૧૯ ભૂદાન-કાહળમ્ (મલયાલમ સાપ્તાહિક)
૨૦ ભૂદાન (કન્નડ સાપ્તાહિક)
૨૧ ગ્રામ સેવક (ઉડિયા દશવારિક)
૨૨ ગ્રામદાન (ઉડિયા માસિક)
૨૩ ભૂદાનયજ્ઞ (અસમી પાક્ષિક)

## પુસ્તકો

[૧૪ ભાષામાં આશરે પુ. ૫૯૫ કુલ સંખ્યા લાખોની; એકલી ગુજરાતીમાં ૩૫ પ્રકાશનોની કુલ પ્રતની સંખ્યા બે લાખથી વધુ]

| | | | |
|---|---|---|---|
| હિંદી : | આશરે | ૧૬૦ | પુસ્તકો |
| ઉર્દૂ : | ,, | ૨૦ | ,, |
| અંગ્રેજી : | ,, | ૫૦ | ,, |
| મરાઠી : | ,, | ૮૦ | ,, |
| ઉડિયા : | ,, | ૬૦ | ,, |
| તેલુગુ : | ,, | ૨૫ | ,, |
| બંગાળી : | ,, | ૧૫ | ,, |
| આસામી : | ,, | ૨૦ | ,, |
| કન્નડ : | ,, | ૬૦ | ,, |
| મલયાલમ : | ,, | ૩૦ | ,, |
| પંજાબી : | ,, | ૧૫ | ,, |
| તામિલ : | ,, | ૨૦ | ,, |
| ગુજરાતી : | ,, | ૩૫ | ,, |
| સિંધી : | ,, | ૫ | ,, |

## વિનોબા–સાહિત્ય

| | |
|---|---|
| ભૂદાન ગંગા ખંડ ૧થી ૩ | ૩–૦૦ |
| કાંચીની સન્નિધિમાં | ૦–૬૨ |
| વેપારીઓને ટહેલ | ૦–૧૩ |
| ગાંધીજનને | ૦–૫૦ |
| ગ્રામદાન | ૦–૫૦ |
| જયજગત્ | ૦–૨૦ |
| શાંતિસેના | ૦–૭૫ |
| બહેનોને | ૦–૧૨ |
| સામ્યસૂત્ર | ૦–૭૫ |
| ગાંધીજીના ગુજરાતને | ૦–૨૫ |
| ગીતાપ્રવચન | ૧–૦૦ |
| સ્થિતપ્રજ્ઞદર્શન | ૧–૫૦ |
| જીવનદૃષ્ટિ | ૧ ૨૫ |
| ઇશાવાસ્યવૃત્તિ | ૦–૧૨ |
| ગ્રાધના તેર દિવસ | ૦–૩૭ |
| સ્વરાજશાસ્ત્ર | ૦–૫૦ |
| મધુકર | ૨–૦૦ |
| ભૂદાનયજ્ઞ | ૦–૫૦ |
| ગ્રામદાન-અભયદાન | (છપાય છે) |
| વિશ્વ મંદિર | ,, |
| શિક્ષણવિચાર | ,, |

### હિંદી

વિનોબાકૃત (નવજીવન)

| | |
|---|---|
| સર્વોદય વિચાર | ૧–૫૦ |
| સ્વરાજ્ય શાસ્ત્ર | ૧–૦૦ |
| ગીતા પ્રવચનો | ૧–૦૦ |
| સ્થિતપ્રજ્ઞદર્શન | ૨–૨૫ |
| ઇશાવાસ્યવૃત્તિ | ૧–૦૦ |
| વિનોબા કે વિચાર ભા. ૧ | ૨–૦૦ |
| ,, ભા. ૨ | ૨–૦૦ |
| શાંતિ યાત્રા | ૨–૫૦ |
| સર્વોદય યાત્રા | ૨–૫૦ |

## થોડાંક ચૂંટેલાં હિંદી પુસ્તકો

* ભૂદાન ગંગા તા. ૧ થી ૬ (૧૮ એપ્રિલ ૫૧થી ૭ મે '૫૭ સુધીનાં વિનોબાનાં ચૂંટેલાં ભાષણો) — દરેક ભાગ રૂ. ૧-૫૦
* સમગ્ર ગ્રામ સેવાકી ઓર (ધીરેન્દ્ર મજમૂદાર) — ખંડ ૧-૨ ૩-૫૦

ભૂદાન ક્યા ઔર ક્યોં? — ૩-૫૦

* ગાંવ આંદોલન ક્યોં (જે. સી. કુમારપ્પા) — ૨-૫૦
* ગાંધી-અર્થ વિચાર ,, — ૧-૦૦
* સ્થાયી સમાજ વ્યવસ્થા ,, — ૨-૫૦
* વર્તમાન આર્થિક પરિસ્થિતિ ,, — ૨-૦૦
* સર્વોદય દર્શન (દાદા ધર્માધિકારી) — ૬-૦૦
* સર્વોદય-સંયોજન — ૧-૦૦
* ગાંધી : એક રાજનૈતિક અધ્યયન (આચાર્ય કૃપાલાની) — ૦-૫૦
* સામાજીક ક્રાંતિ ઔર ભૂદાન (આચાર્ય કૃપાલાની) — ૦-૩૧
* સમાજવાદસે સર્વોદયકી ઓર (જયપ્રકાશ) — ૧-૨૫

## ગુજરાતી

| | |
|---|---|
| વિચારક્રાંતિ (ભા. ૧-૨) દાદા ધર્માધિકારી | ૨-૦૦ |
| શુદ્ધઃ શંકરઃ માકર્સઃ વિનોબા તથા દાદા ધર્માધિકારી | ૧-૦૦ |
| યુગ પલટાય છે : રવિશંકર મહારાજ | ૦-૨૫ |
| સર્વોદય અને ભૂદાનયજ્ઞ : બબલભાઈ મહેતા | ૮-૧૫ |
| યજ્ઞસંદેશ : ,, | ૦-૩૫ |
| મા ધરતીને ખોળે : નારાયણ દેસાઈ | ૦-૭૫ |
| સર્વોદય-વિચાર : ,, | ૧-૦૦ |
| સામ્યયોગી વિનોબા : પ્રબોધ ચોકસી (નવી આવૃત્તિ છપાય છે) | |
| સ્નેહદીપિકા : વિમલાતાઈ | ૦-૩૧ |
| પરોઢનાં સમણાં : હર્ષકાંત વોરા | ૦-૨૫ |
| ભૂદાનપોથી : સુભદ્રા ગાંધી | ૦-૩૧ |
| ભૂમિપુત્રની વાતો : (ભા. ૧-૨) (સંકલિત) | ૦-૫૦ |
| ,, : (ભા. ૩-૪) ,, | (છપાય છે) |
| ધરતીનાં ગીતો : ,, | ૦-૧૦ |

## અંગ્રેજી પુસ્તકો

**VINOBA & HIS MISSION**
[By : Suresh Ram] Re. 5-00

અંગ્રેજીમાં સર્વોદય આંદોલન અને વિચારધારાનો વ્યવસ્થિત અને પ્રેરક પરિચય આપતો ગ્રંથ

**GANDHI TO VINOBA**
[By : Lunza Del Vasto] Sh. 21/-

ભારતમાં આવી વિનોબાની સાથે પદયાત્રિક તરીકે ફરી ભારતમાં શાંતિદાસ તરીકે જાણીતા થયેલ એક કવિની મુલાયમ કલમે લખાયેલ ગ્રંથ.

**SAINT ON THE MARCH**
[*By : Hallam Tennyson*] Sh. 15/-

૧૯૪૬માં આ લેખક તથા તેમનાં પત્નીએ ભારત આવી ગાંધીજીનો સહવાસ સાધેલો. ૧૯૫૬માં વિનોબાનો સહવાસ સાધ્યો. આ ગ્રંથના કર્તા મહાન કવિ ટેનિસનનાં પૌત્ર છે.

**THE FIVE GIFTS**
[By : R. P. Masani] Re. 1-00

જાણીતા અભ્યાસી અને પીઢ લેખકની કલમે સર્વોદય આંદોલનનો પરિચય : ડૉ. રાજેન્દ્રપ્રસાદના આમુખ સાથે.

## થોડાંક ચૂંટેલાં વધુ

| | |
|---|---|
| The Economics of Peace | 10-00 |
| Progress of a Pilgrimage (S. Ram) | 3-50 |
| *Planning for Sarvoday* | 1-00 |
| Planning and Sarvoday (Kripalani) | 0-50 |
| Class Struggle (Kripalani) | 1-00 |
| Bhoodan as seen by the West | 0-60 |
| *Sarvoday Social Order (J. P. Narayan)* | 1-00 |
| From Socialism to Sarvoday ( ,, ) | 0-75 |
| Economy of Permanance (Kumarappa) | 3-00 |
| A Peep behind the 'Iron Curtain' ,, | 1-50 |
| Peoples' China : (Saw & Learnt) ,, | 0-75 |
| Science & Progress ,, | 1-00 |
| Sarvoday and Electricity (Vinayak) | 0-50 |
| The Power of Non-Violence (R. B. Gregg) | 2-50 |
| The Community of the Future (Morgan) | 2-50 |
| "Boimondau" (A French Community work) | 1-50 |

# મુંબઈની બીજી પંચવર્ષીય યોજનામાં પછાતવર્ગોનું કલ્યાણ :

પછાતવર્ગોના કલ્યાણ માટે ૪૬ કરોડ રૂપીઆ જુદા કાઢવામાં આવ્યા છે. અસ્પૃશ્યતા નિવારણ, શિક્ષણ, કારીગરોને નાણાંકીય સહાય, ઔદ્યોગિક તાલીમ કેન્દ્રો, વૈદકીય સહાય, તંદુરસ્તી-સારવાર, ખેતી અને સહકારી યોજનાઓ— વગેરે યોજનાઓ દ્વારા પછાત-વર્ગોના સ્થિતિ સુધારવાના પ્રયાસ થઈ રહ્યા છે.





**બીજી પંચવર્ષીય યોજના**

| | | લાખ રૂપીઆ |
|---|---|---|
| ૧ | ખેતી અને | ૮,૬૭૫,૨૨ |
| ૨ | નહેર અને શક્તિ | ૧૩,૬૫૯,૧૭ |
| ૩ | ઉદ્યોગો અને ખાણ | ૧,૩૧૮,૬૭ |
| ૪ | વાહનવ્યવહાર | ૨,૯૨૪,૪૧ |
| ૫ | સામાજિક સેવાઓ | ૭,૬૧૦,૯૯ |
| ૬ | પરચુરણ | ૮૮૧,૨૦ |
| | કુલ | ૩૫,૦૨૮,૩૯ |

[ ડાયરેક્ટર ઑફ પબ્લિસિટી : મુંબઈ સરકાર તરફથી પ્રગટ ]

સંચાલન :
ચેતન પ્રકાશન
રામજી મંદિરની
ફોન
પ્રાઇવેટ લિ., નવા બજાર, વડોદરામાં ભોગીલાલ ગાંધીએ છાપી પ્રસિદ્ધ કર્યું. તા. ૨૫-૧૦-૧૯૫૮



[ ચિત્ર : ખત્રી ]

# વિશ્વ માનવ

**માનવીય ગૌરવની પુનઃ પ્રતિષ્ઠા ઝંખતું માસિક**

સંપાદન : ભોગીલાલ ગાંધી

## ૧૨


વર્ષાન્તે—(નિવેદન)
જવાહરની જન્મતિથિએ (નહેરુને પત્રો)
પાસ્તરનાક (અંતરાત્માની સ્વાધીનતા)
કવિતા (જેતીન્દ્ર આચાર્ય, શેખ, સુ. દલાલ, ઉશનસ્, અગ્રવાલ)
યુગ પ્રવર્તક પ્રસંગ (ગુર્જર જીવનધારા)
ધીંગડું (વાર્તા)
મુકબિલનો 'પમરાટ' (આંગળી ચીંધ્યાનું પુણ્ય)
વિશ્વવિદ્યાલયનું કર્તવ્ય (શિક્ષણ)
વડોદરાનું કલામંડળ (પરિચય)
વીરની વદાય (કવિતા–આસ્વાદ)
વિનય ત્રિવેદી (ચિત્ર-કલાનો આસ્વાદ)
ઘરદીવડા (સ્વ. કો. છ. પંડ્યા)
પ્રવૃત્તિ ને પડઘા (સંસ્કારપ્રવૃત્તિ–નોંધ)
નવું વાચન (પુસ્તક પરિચય)



વાર્ષિક રૂ. ૬-૦૦ છૂટક ૦-૬૨ ન. પૈસા (૧૦ આના)
[ પરદેશ શિલિંગ ૧૫ ]





૧૯૫૮
ડિસેંબર

સંચાલન :
ચેતન પ્રકાશન ગૃહ લિમિટેડ
રામજી મંદિરની પોળ : વડોદરા

ફોન : ૨૪૫૦




એક વરસ રમતાં રમતાં વહી ગયું—એમ કહું તો અતિશયોક્તિ છતાં, નિઃશંક એમાં ઘણું સત્ય છે.

વિશ્વમાનવ(માનવ)નો આરંભ કર્યો ત્યારે કેટલો ભાર હતો! કેટલી ભીતિ હતી! નહિ કે 'ભાર' ઊતરી ગયો છે, 'ભીતિ' દૂર થઈ છે...

આર્થિક બોજો ચિંતાજનક રહ્યો છે; ને વિશ્વમાનવને જે કક્ષાએ લઈ જવું છે, એને માટેની મુશ્કેલીઓ અને મથામણોમ ચાલુ જ છે.

પરંતુ ખાસી કસોટી તો સંપાદકની પોતાની થઈ રહી છે. કેમકે–વિશ્વ-માનવનો વિકાસ એના સંપાદકના વિકાસની સાથે જ ઓતપ્રોત છે. ૨૮ વર્ષના પક્ષીય રાજકારણને અંતે એ જે સ્વસ્થતા અને સ્વત્વનો માર્ગ ઢૂંઢી રહ્યો છે, તે અત્યંત દુષ્કર છે: હજી તો એને કેવળ એટલી પ્રતીતિ થઈ છે કે–

● માનવજાતનો ઇતિહાસ આજે શોષણવિહીન અને એ મુખ્ય અર્થમાં સમાજવાદી સમાજરચનાના રાહે નિશ્ચિત રીતે વિકસી રહ્યો છે; ને માનવજાત માટે અત્યંત અવનવી શક્યતાઓ ઊઘડી રહી છે.

● આ વિકાસમાં માકર્સ અને ગાંધીના ચિંતનનો મેળ સોનામાં સુગંધરૂપ નીવડનાર છે.

● કોઈપણ એક દેશ, પક્ષ, પંથ યા વાદને હસ્તક આ રાહનો ઇજારદારી દોર હોવો હિતાવહ નથી; ને હવે કદાચ શક્ય પણ નથી.

કોઈપણ એક દેશ, પક્ષ, પંથ કે વાદ પ્રત્યેની અંધ નિષ્ઠા માનવ-જાતના ભાવિવિકાસને જ રૂંધી રહી છે. તે જ રીતે, કોઈપણ એક દેશ, પક્ષ, પંથ કે વાદ પ્રત્યેનો અંધદ્વેષ પણ ભયંકર વિઘાતક નીવડી રહ્યો છે.

સર્વાંગી અને સર્વક્ષેત્રી સહ-અસ્તિત્વ દ્વારા, શાંતિમય નૈતિક સ્પર્ધા દ્વારા જે દેશ, પક્ષ પંથ કે વાદ (વિચારધારા) જગતને આગળ લઈ જવામાં જેટલે અંશે પોતાનું પ્રદાન આપી શકશે, તેટલે અંશે તેનું નેતૃત્વ સ્વીકારાશે–ઇજારદારી નેતાગીરીને માટે સ્થાન નથી; એ હિતાવહ નથી.

આથી જ તો–સંપાદકને જો આજના યુગનું હળાહળ વિષ કોઈ લાગતું હોય તો તે 'અંધસંમતિવાદ' (Conformism) છે.

● સર્વોદયી સમાજવાદનો પાયો જો આર્થિક શોષણ રહિતતા છે; તો લોકશાહી અને અંતરાત્માનીસ્વાધીન-તા (નૈતિક મૂલ્યો) સમાજવાદી ઇમારતના આધારસ્થંભ છે.

શોષણરહિત માનવીય સમાજની સ્થાપના અને સ્થિરતા આ વિના અશક્ય છે.

માટે જ તો, વિશ્વમાનવને કોઈ પણ દેશ, પક્ષ, પંથ યા વાદ તરફથી થતા સમાન આર્થિક-પાયા ઉપરના આક્રમણ સામે જેટલો કટ્ટર વિરોધ છે, એટલો જ એના નૈતિક આધારસ્થંભ ઉપરના આક્રમણ સામે છે...

અલબત્ત, આ માર્ગનો અમલ આમેય અત્યંત દુષ્કર છે...અને અંધસંમતિવાદના વાતાવરણમાં એના પરિણામો ઓછાં કષ્ટકર હોવાનાં નથી...

કેમકે–અંધસંમતિવાદનુ લૉજિક અંધ અને ક્રૂર છે:

'જે અમારી સાથે નથી, તે અમારા દુશ્મનની સાથે છે!' અને દુશ્મનને તો સર્વાંશે મહાત કરવો એ સત્તાનું (કેવળ રાજકીય નહિ, તમામ પ્રકારના ક્ષેત્રની સત્તાનું) પ્રથમ કર્તવ્ય છે...! આમ, વિશ્વ માનવનો પંથ બેવડો દુષ્કર છે... એક વર્ષના બહુ ટૂંકા ગાળામાં ય એનો અણસારો તો એને થયો છે...

આમ છતાં, વિશ્વમાનવ એક વર્ષ હેમખેમ પાર ઊતરી ગયું છે. એટલે જ તો, જે કાંઈ થોડીક વિટંબણાઓનો અનુભવ થયો છે, એ ભુલાઈ જઈ 'રમતા રમતાં વર્ષ પૂરું'

કર્યાનો ' આનંદ સહજ રીતે વ્યક્ત થઈ ગયો—અતિશયોક્તિ જ્યાં એમાં કશું અસત્ય કે અજુગતું નથી.

એથી જ તો, સદા પંથ ઢૂંઢતા મુસાફિરના મસ્ત આનંદથી વિશ્વમાનવ બીજા વર્ષની મંઝિલે ઊપડે છે...

પ્રથમ વર્ષના આ પ્રવાસ દરમ્યાન અનેક જાણ્યા–અજાણ્યા મિત્રોએ આત્મીયતા પ્રગટ કરી છે; નાની મોટી રીતે સહાય કરી છે; હૂંફ આપી છે. એ સૌના અમે આભારી છીએ...

સંપાદન ક્ષેત્રે મુરબ્બી સ્નેહી રવિભાઈ ( શ્રી. રવિશંકર રાવળ ) જેવા વડીલનું મમતાભર્યું માર્ગદર્શન સતત મળતું રહ્યું છે, એને વિશ્વમાનવ સદ્ભાગ્ય લેખે છે.

ઉપરાંત, શ્રી સુરેશ જોષીએ કાવ્ય-આસ્વાદની લેખમાળા દ્વારા અને શ્રી. ગુલામ મોહમ્મદ શેખે ચિત્રકલાના આસ્વાદની લેખમાળા દ્વારા વિશ્વમાનવને વિશિષ્ટતા અર્પી છે, તે માટે આ બંને મિત્રોનો, તથા અન્ય લેખન-સંપાદન ક્ષેત્રે સહાયરૂપ થનાર યુવાન મિત્રો–અનિરુદ્ધ બ્રહ્મભટ્ટ, મધુકર શાહ, મહેશ શાહ, તથા ' પ્રણવ ' અને ' કાશ્યપ 'નો આભાર માને છે. અને સવિશેષ રીતે સતત સાથ આપનાર સુ. ગાંધીનો ઉલ્લેખ કરી લઈ વિશ્વમાનવ સૌનાં અધિકતર સહકાર અને આત્મીયતા પ્રાર્થે છે.

—ભોગીલાલ ગાંધી



## વાચકો :
## વિવેચકોને—

વિશ્વમાનવ એક વર્ષ પૂરું કરે છે.

અમારા પ્રયાસો વિષે અમે કાંઈ પણ કહીએ તે પૂર્વે વાચકો અને વિવેચકો પાસેથી નિખાલસ અભિપ્રાયોની અમે અપેક્ષા રાખીએ છીએ.

વહેલીતકે, ટૂંકમાં, અચૂક લખી મોકલવાના ખાસ આગ્રહ સાથે—

—સંપાદક

## ગ્રાહકોને—

' વિશ્વમાનવ 'નું પહેલું વર્ષ પૂરું થયું છે.

- પહેલા વર્ષનું લવાજમ જેમનું બાકી હોય તે કૃપા કરી મોકલી આપે....
- બીજા વર્ષનું લવાજમ ડિસેંબરની ૨૫મી સુધીમાં મળી ગયું નહિ હોય તેમને જાન્યુઆરી, '૫૯નો અંક વી.પી.-થી રવાના થશે તેની નોંધ લેવા વિનંતી.

<u>ગ્રાહક તરીકે મટી જવા ઇચ્છનાર તત્કાલ જણાવે...</u>

—સંચાલક



# પં. નેહરુને પત્રો....

**પં. નેહરુની ૬૯મી જન્મ જયંતિ પ્રસંગે એશિયા પબ્લિશિંગ હાઉસ મુંબઈ તરફથી પંડિત નેહરુ ઉપરના ૩૬૬ પત્રોનો ગ્રંથ (અંગ્રેજીમાં) પ્રગટ થયો છે. દુનિયાની અનેક વિભૂતિઓ અને વ્યક્તિઓએ લખેલા પત્રોનો આ સંગ્રહ છે...આ પત્રો પં. નેહરુની પ્રતિભાના શ્રેષ્ઠ દ્યોતક છે...**

**આ પત્રોમાંથી થોડુંક તારવીને અહીં રજૂ કર્યું છે—સંપાદક**

## ગાંધીજીના પત્રો

"ઉપવાસ છોડો.

...બહુત વર્ષ જીઓ ઔર હિંદકે જવાહર બને રહો."

(તા. ૧૮-૧-૪૮)

"મારા તરફ તમે આટલાં બધાં વર્ષો સુધી વિનમ્ર અને નિઃશંકભાવે જે નિષ્ઠા દાખવી છે, તે નાતે મારા તરફથી તમારે જે કાંઈ સ્વાધીનતા જોઈતી હોય, તે સઘળી હું તમને આપું છું. તમારી અત્યારની અવસ્થા અંગે મને જે કંઈ જાણવા મળ્યું છે, તેથી મને તમારી આ નિષ્ઠાનું ભારે મૂલ્ય છે. મારી અને મારા વિચારોની સામે તમારે ખુલ્લી લડાઈ ચલાવવી જોઈએ. હું ખોટો હોઉં તો દેશને હું ખુલ્લી રીતે પારાવાર હાનિ પહોંચાડી રહ્યો છું—આવું તમે માનો છો ત્યારે તો તમારે મારી સામે બળવો પોકારવો જોઈએ. આપણા મતભેદો એટલા વિશાળ અને જલદ છે કે ક્યાંય મને આપણી વચ્ચે સમાન ભૂમિકા જેવું દેખાતું નથી. તમે હમેશાં એક બહાદુર, નિષ્ઠાવાન, શક્તિશાળી અને પ્રામાણિક સાથીદાર બની રહ્યા છો. આવા એક સાથીદારને ગુમાવવો પડે છે તેનું મને દુઃખ થાય છે, તે બાબત હું તમારાથી છુપાવી શકું તેમ નથી. પરંતુ જ્યારે આપણે કોઈ ધ્યેયની આરાધના કરતા હોઈએ, ત્યારે સાથીદારીનો ભોગ આપવો પડે છે. પરંતુ, આમ સાથીદારીનો ભોગ આપવો જ પડવાનો હોય, તો પણ તે આપણી વચ્ચેની આત્મીયતાની આડે આવવો ન જોઈએ."

સાબરમતી આશ્રમ (૧૭-૧-૨૮)

"આગામી ઉપવાસની સામે હું ઝઝૂમી રહ્યો હતો ત્યારે તમે મૂર્તિમંતરૂપે મારી સન્મુખ હતા."

(યરવડા સેંટ્રલ જેલ : ૨-૫-૩૩)

## પં. નહેરુનો ગાંધીજી ઉપરનો પત્ર

"મને એકાએક એવી કોઈ જબરી લાગણી થઈ આવી કે મારી અંદર રહેલું કંઈક તૂટી પડ્યું. જે બંધનને મેં ખૂબ જ મૂલ્યવાન માન્યું હતું તે એકાએક તૂટી પડ્યું! આ વિશાળ દુનિયામાં હું એકલવાયો પડી ગયો એમ મને લાગ્યું. છેક બાળપણથી હું કંઈક અંશે એકલવાયો હોઉં એમ મને લાગ્યા કર્યું છે. પરંતુ કેટલાંક બંધનોએ મને તાકાત બક્ષી હતી. થોડાક ટેકાઓએ મને જાળવી રાખ્યો હતો. મારું હમેશનું એકલવાયાપણું આમ તો વિદાય થયું ન હતું, પરંતુ એની માત્રા ઘટી હતી. પરંતુ હવે તો હું અફાટ વેરાનમાં કેવળ એકલવાયો પડી ગયો લાગું છું.

આઘાત એક પછી એક આવવા લાગ્યા અને બનાવોની પરંપરાએ એ ધારને તીક્ષ્ણ બનાવી અને મારા મન અને લાગણીની શાંતિ અને સ્વસ્થતા હરી લીધી. ફરી પાછી



# પાસ્તરનાક:

સ્વીડનની 'રોયલ એકેડેમી ઑફ લેટર્સ' તરફથી દર વરસે જુદાં જુદાં ક્ષેત્રોના શ્રેષ્ઠ સર્જક-પ્રણેતાઓને નોબેલ પારિતોષિક એનાયત થાય છે.

૧૯૫૮ નું સાહિત્ય માટેનું આ પારિતોષિક સોવિયેટ રશિયાના ૬૮ વર્ષના વૃદ્ધ વિખ્યાત કવિ-સાહિત્યકાર બોરિસ પાસ્તરનાક (જન્મ ૧૮૯૦) ને

**'સમકાલીન ઊર્મિકાવ્ય અને મહાન રશિયન 'એપીક' પ્રણાલિકા-બંને ક્ષેત્રની મહત્ત્વની સિદ્ધિ માટે'**

એનાયત કરવામાં આવ્યું છે.

(રશિયાના ત્રણ વિજ્ઞાનીઓને પણ ૧૯૫૮ નું વિજ્ઞાનનું નોબેલ પારિતોષિક એનાયત થયું છે)

પાસ્તરનાકે સહજ આવેગ અને ઊમળકાભર્યા હૈયે તારથી આભાર પાઠવ્યો: 'અત્યંત આભારી, દ્રવિત, મગરૂર, ચકિત, સંક્ષુબ્ધ છું...'

ત્યાં તો બીજે જ દિવસે ફાડી ઉપર કટક ચઢયું:

સોવિયેતના 'લિટરરી ગેઝેટ' એ પડતાળ પાડી:

* પાસ્તરનાકનું જે બહુમાન કરવામાં આવ્યું છે, તેની પાછળ સોવિયેત રશિયા સામે, સોવિયેત તંત્ર સામે અને સર્વ-વિજયી સમાજવાદ સામે 'ઠંડું યુદ્ધ' પેટાવવાની નેમ છે...

* મૂડીવાદી ઇજારદારી સંસ્થાએ આ ઇનામ ચાલાકી પૂર્વક, (બહારથી એનાં ઊર્મિકાવ્ય અને એપીક પ્રણાલિકા માટે પરંતુ સાચી રીતે) એની છેલ્લી નવલકથા ડૉ. ઝિવાગો માટે આપેલું છે.

* આ નવલકથા પ્રતિ-ક્રાંતિકારી અને બદનામીપૂર્ણ કૃતિ છે. સોવિયેતનાં માસિકોએ અને પ્રકાશકોએ એ નવલકથા છાપવાનો ૧૯૫૬માં જ ઇન્કાર કરી દીધો હતો.

* પાસ્તરનાકની આ નવલકથામાં એક દુષ્ટ સડેલ મનના ક્રાંતિના દુશ્મનની જીવનકથા આપવામાં આવી છે...

* આવી નવલકથાનુ બહુમાન કરીને કમ્યુનિસ્ટ વિરોધી જેહાદનો ભડકો પેટાવવામાં આવ્યો છે...અને આ રમતમાં નોબેલ ઇનામની લાલચે પાસ્તરનાક પ્યાદું બનેલ છે.

સોવિયેતના રેડિયોએ તરત પડઘો પાડ્યો:

'પાસ્તરનાક સડેલ મનનો કવિ છે અને તેની નવલકથા કલાદૃષ્ટિએ નમાલી, બદનામીભર્યા અને સમાજવાદ પ્રત્યેના તિરસ્કારથી ભરેલી કિતાબ છે...'

* તો સોવિયેત દેશના લેખકસંઘે ઠરાવ કરી પાસ્તરનાકને લેખકસંઘના સભ્યપદેથી જ બરતરફ કરવાનો, અને 'દગાખોર પાસ્તરનાકની નાગરિકતા છીનવી લેવાનો' અને સોવિયેત ધરતી પરથી એને કાઢી મૂકવાનો સોવિયેત સરકારને વિનંતી કરતો ઠરાવ કર્યો....

અને આ બધાથી તોરમાં આવી ચૂકેલા યંગ કમ્યુનિસ્ટ લીગ=કોમ્સોમોલના પ્રથમ મંત્રી મિ. સેમિચાન્સનીએ તો ભાષણ કરતાં બીભત્સ ભાષામાં જાહેર કર્યું:

'ભૂંડ જ્યાં ખાય છે ને જીવે છે ત્યાં જ ગંદવાડ કરે છે...પાસ્તરનાક એનાથીય બદતર છે....'

આમ એક કવિ–સર્જક સામે સત્તાધારીઓનું કટક ચઢ્યું હતું, ત્યારે પાસ્તરનાકે નોબેલ-એકેડેમીને બીજો તાર પાઠવી દીધો હતો :

'હું જે સમાજમાં જીવું છું એ સમાજમાં આ બહુમાનનો કેવો અર્થ કરવામાં આવ્યો છે, તે જોયા પછી...આ ઇનામ હું સ્વીકારી શકું તેમ નથી '

અને તેણે સર્વસત્તાધિકારી ક્રુશ્ચવને ય પત્ર લખી નાખ્યો હતો :

'મારી માતૃભૂમિની સરહદો બહાર ધકેલાઈ જવું એ મારે માટે મૃત્યુતુલ્ય છે...મારા સંબંધી એવું અંતિમ પગલું ન ભરવા વિનંતી કરું છું...

'હું રશિયા સાથે જન્મથી, જીવનથી અને કર્મથી જડાઈ ગયેલો છું...રશિયાથી બહાર અને તેનાથી ભિન્ન જીવનની હું કલ્પના જ કરી શકતો નથી...

'મારી ગમે તે ભૂલો અને ક્ષતિઓ હો હું મારી જાતને એવા રાજકીય વાતાવરણની વચ્ચે કલ્પી જ શકતો નથી, કે જ્યાં (પશ્ચિમના દેશોમાં) મારા નામે આ પ્રકારનું આંદોલન આરંભી દેવામાં આવ્યું હોય...

'હું મારી છાતી પર હાથ મૂકી કહી શકું છું કે મેં સોવિયેત સાહિત્ય માટે કંઈક કર્યું છે; અને હું હજીય એને માટે ઉપયોગી બની શકીશ...'

પરંતુ આટલાથી ય સોવિયેત સત્તાને સંતોષ ન થયો તે પાસ્તરનાક પાસે 'માફી-પત્ર' લખાવીને જ જંપી (?)

'...મારી બાબતમાં જે કાંઈ બન્યું છે, એ બધું મારાં પોતાનાં કાર્યોનું સ્વાભાવિક પરિણામ છે... મને નોબેલ પારિતોષિક આપવામાં આવ્યું એને મેં સાહિત્યિક બહુમાન માની લીધું...પરંતુ એ મારી ભૂલ હતી...પરંતુ જ્યારે મેં જોયું કે મારી નવલકથા ફરતે રાજદ્વારી વંટોળ ઊભો થવાની શકયતા છે...જેનાં હવે ભયંકર પરિણામ આવ્યાં છે, ત્યારે મેં સ્વેચ્છાપૂર્વકનો અસ્વીકાર જાહેર કર્યો...

'મારા પોતાના દોષે, મારી નવલકથાઓ અને મારા વતન વચ્ચે અનેક અંતરાયો ઊભા કરી દીધા...

'મારી કૃતિ શોચનીય અર્થ (રશિયન ક્રાંતિની બદનામીનો અર્થ) કાઢવાનાં કારણો તો આપે જ છે...

'આ ઝંઝાવાતભર્યા અઠવાડિયા દરમ્યાન મારા ઉપર કોઈ પણ જાતનો ત્રાસ ગુજારવામાં આવ્યો નથી. ...મારા ઉપર કોઈ પણ પ્રકારનું જોખમ આવ્યું નથી. .. મારા બધાં જ પગલાં સ્વેચ્છાપૂર્વકનાં છે...

'હું મારું ઉજ્જવળ નામ અને મારા બિરાદરોનો ગુમાવેલો વિશ્વાસ પુનઃ પ્રાપ્ત કરવાની તાકાત મેળવી શકીશ." (તા. ૫-૧૧-૫૮)

## ૨

આજની દુનિયાની એક જબરજસ્ત શક્તિશાળી સત્તાએ એક અદના વૃદ્ધ કવિ ઉપર આ રીતે કટક ચઢાવ્યું છે. કારણ એ કે એની નવલકથા એ દેશના સત્તાધારીઓને (રાજકીય અને ઇતર ક્ષેત્રોના) ક્રાંતિની, રશિયાની, સમાજવાદની બદનામીભરી અને કલાવિહીન, માંયકાંગલી કૃતિ લાગેલી હોવા છતાં, અને રશિયામાં તેને દબાવી દીધી હોવા છતાં—

—ઇટલીના એક પ્રકાશકે (તેય કમ્યુનિસ્ટ પ્રકાશકે) ઇટાલિયન ભાષામાં તેને પ્રગટ કરી; અને ફ્રેન્ચ, જર્મન અને અંગ્રેજી ભાષામાં પણ તે પ્રગટ થઈ ચૂકી...

—આડકતરી રીતે તેને જ લક્ષમાં રાખી, ૧૯૫૮નું નોબેલ પારિતોષિક એનાયત થયું.

—આજ પૂર્વે રશિયાના ઇતર સાહિત્યકારોને નહિ, પણ પાસ્તરનાકને જ આવા પારિતોષક માટે પસંદ કરવામાં આવ્યો હતો !*

આ બધાં કારણોએ રશિયન સત્તાધારીઓને મન આ પારિતોષિક સોવિયેત-વિરોધી મોરચાનું, ઠંડા યુદ્ધનું જ એક પગલું બની ગયું.

અને ઠંડા યુદ્ધની આવી સાઠમારીમાં રશિયા પાછળ પડી જઈ નામોશી વહોરવા તૈયાર ન હતું !

એણે કીડી ઉપર કટક ચઢાવ્યું જ...

* રશિયન કવિ-નવલકથાકાર આઈ. એ. બુનિન (જન્મ ૧૮૭૦)ને ૧૯૩૩માં સાહિત્ય માટેનું નોબેલ-પારિતોષિક એનાયત થયું હતું. તે પૂર્વે તેને રશિયાનું સર્વોત્કૃષ્ટ સાહિત્યિક 'પુશ્કિન-પારિતોષિક' પ્રાપ્ત થયેલું હતું. પરંતુ ક્રાંતિ બાદ, ૧૯૧૯માં તેણે રશિયાનો ત્યાગ કરી ફ્રાન્સને પોતાનું વતન બનાવ્યું હતું. આથી આવા 'ભાગેડુ'ને અપાઈ નોબેલ-પારિતોષિક અપાયેલું તેનો રોષ પણ હતો જ.

## નોબેલ બહુમાન અને રાજકીય દૃષ્ટિ

નોબેલ બહુમાનની પાછળ રાજકીય દૃષ્ટિ નથી જ હોતી, એવો દાવો કોઈથી થઈ શકે એમ નથી. ગાંધીજી-ને શાંતિનું નોબેલ-બહુમાન આપવાનો ઇન્કાર થયો હતો; અને ટ્રુમાન શાંતિ-પારિતોષિક માટે વધુ લાયક ગણાયો હતો! ચર્ચિલને સાહિત્ય માટેનું નોબેલ પારિતોષિક એનાયત થયું હતું, ત્યારે આઈસલેન્ડર ઉદ્દામ નવલકથાકાર લેક્સનેસનું નામ તેના ઉદ્દામ વિચારોને કારણે, આઠ વરસ લગી પાછું ધકેલાયું હતું.

આ અને આવાં બીજાં દૃષ્ટાંતો હોવા છતાં—

નોબેલ-પારિતોષિકની પ્રણાલિકાને 'મૂડીવાદી ઇજારદારી સંસ્થાના બહુમાન' તરીકે બદનામવાનું અને બહુમાન પાછળ કેવળ યા મુખ્યતઃ રાજકીય દૃષ્ટિ રખાતી હોવાનું માની લેવાનું તો કોઈ રીતે શક્ય નથી.

સાહિત્ય ક્ષેત્રના નોબેલ-પારિતોષિકના વિજેતાઓમાં આજ પૂર્વે જગતના અનેક અપ્રતિમ સાહિત્યકારોની નામાવલિ પ્રગટ છે: રોમાં રોલાં, રવીન્દ્રનાથ ટાગોર, ટોમસ માન, બર્નાર્ડ શૉ, સિંકલેર લુઈ, પિરાન્ડેલો, યુજીન નિલ, લેજરવિસ્ક, પર્લ બક, ઇલિયટ, આલ્બેર્ટ કામુ વગેરે.

સોવિયેતના જ પોતાના ત્રણ વિજ્ઞાનીઓને આ વરસે એ જ સંસ્થાનું પારિતોષિક મળ્યું છે, ને તેમણે વાજતે ગાજતે સ્વીકાર્યું છે, એ ય તો હકીકત છે.

પાસ્તરનાકના કિસ્સામાં રાજકીય દૃષ્ટિએ ભાગ ભજવ્યો છે એવું માની લઈએ તોય, પાસ્તરનાક સામેની સોવિયેત સત્તાની જેહાદને કોઈ રીતે વાજબી ઠરાવી શકાય એમ નથી.

કેમકે—

**પાસ્તરનાક બીજું કાંઈ પણ હો વા ન હો, પરંતુ એ આજના યુગનો એક અત્યંત પ્રતિભાવાન કવિ-સર્જક હોવાની વાત, રાજકીય દૃષ્ટિથી કલુષિત બનેલા ગમે તેટલા ઇન્કારો છતાં, તેનાં કાવ્યો અને તેની કૃતિઓ વિષેનું સાહિત્ય જે કાંઈ આપણે માટે ઉપલબ્ધ છે તેના સ્વરૂપ-પરિચય બાદ, ઢાંકી શકાય એવી નથી.**

૩

## બુદ્ધિજીવીઓનો લાડીલો કવિ પાસ્તરનાક

એક અત્યંત પ્રતિભાશાળી કવિ તરીકે પાસ્તરનાક રશિયામાં ચાર ચાર દાયકાં થયાં પ્રકાશમાન રહ્યો છે. પાસ્તરનાક ત્યારે માત્ર ૨૪ વર્ષનો હતો, જ્યારે એનો પ્રથમ કાવ્યસંપુટ પ્રગટ થયો હતો: 'A Twin in the clouds'; બાદ બીજાં બે જ વરસમાં, ૧૯૧૬માં 'Over the Barrier'—બીજો કાવ્યસંપુટ પ્રગટ થયો.

ક્રાંતિ પૂર્વેની પાસ્તરનાકની આ સાધના હતી.

ક્રાંતિ બાદ એ સાધના અખંડ રહી: ૧૯૨૨માં 'My Sister—Life' પ્રગટ થતાં સોવિયેત બુદ્ધિજીવીઓએ પાસ્તરનાકને ઊમળકાભેર બિરદાવ્યો હતો. (માયકોવ્સ્કીનો એ સાથી-સંગી કવિ હતો) ૧૯૨૫માં 'Aerial Ways'—ચાર વાર્તાઓનો સંગ્રહ, તથા બાદ 'The Childhood of Luves'—એક છોકરીની કથાત્મક વાર્તાનું પુસ્તક અને ૧૯૩૧માં પોતાના જ બાળપણ અને યૌવનનું આલેખન કરતું આત્મકથાત્મક પુસ્તક 'The Safe Conduct' (માયકોવ્સ્કીની આત્મહત્યાના આગામી દિવસો સુધીનું આલેખન) પ્રગટ થવા પામ્યું. વળી તેનો કાવ્યપ્રવાહ વહેતો થયો: ૧૯૩૭માં 'The Second Birth' અને ૧૯૪૩માં 'Early Trains' તથા ૧૯૪૫માં 'The Terrestrial Expanse'—કાવ્યસંપુટો પ્રગટ થયા.

૧૯૨૦-૩૦ દરમ્યાન તો સોવિયેત બુદ્ધિજીવીઓ એના પર આફરિન હતા.

• પરંતુ, અપરિચિત પ્રતીકો, અસંબદ્ધ વિચારતરંગો-ની જમાવટ, અને અવનવી ઉપમાથી ભરેલી અઘરી, સંદિગ્ધ અને પ્રતિકાત્મક કવિતાઓ નૂતન સમાજવાદી વાસ્તવવાદના પુરસ્કર્તાઓને ઉત્સાહ પ્રેરી શકે એવી ન હતી. ત્યાં વળી, સાહિત્ય-કલા અને તત્ત્વજ્ઞાનના ક્ષેત્રે ઝ્દાનોવ-યુગનો મધ્યાહ્ન તપ્યો. (૧૯૪૬-૪૮) અને સમાજવાદી વાસ્તવવાદના જડ ચોકઠા નીચે કલાનો—સર્જનશીલતાનો પ્રાણ રૂંધાયો; રાજ્યસત્તાને તત્કાલ અનુરૂપ સૂત્રોની આજુબાજુ ગૂંથાયેલ વાર્તા-નવલકથા-ની વાહવાહ પોકારાવા લાગી: ઇનામો ઉપર ઇનામો એનાયત થવા લાગ્યાં: માન-પ્રતિષ્ઠા અને ઉચ્ચ સ્થાનો એ અનુસાર

નક્કી થવા લાગ્યાં. અને જેઓ એનાથી દૂર રહ્યાં, એવી શક્તિ દાખવી ન શક્યાં, એવી વૃત્તિ કેળવી ન શક્યાં તે હડધૂતાયાં : કવયિત્રી આખ્તામોવા તથા કટાક્ષ ( વાર્તા ) લેખક ઝોશેન્કો ઉપર ખોફ ઊતર્યો : ' સડેલ, મુડદાલ, સોવિયેત પ્રજાની બદનામી રૂપ લેખન કરનારા ' તરીકે લેખક-સંઘમાંથી બરતરફ થયાં !

## ક્રૂર કસોટીનાં વરસો

અલબત્ત, પાસ્તરનાક ત્યારે આવા ઉગ્ર હલ્લામાંથી બચી ગયો...એની કવિતાની સૂક્ષ્મતા, દુર્બોધતા અને પ્રતિભાએ જ કદાચ એને બચાવી લીધો !

પરંતુ, ૧૯૪૫ પછી* પાસ્તરનાકનું નામ નિશાન સાહિત્યાકાશમાંથી સદંતર અદશ્ય થઈ ગયું.

સોવિયેત રશિયામાં, જ્યાં રાજ્ય અને રાજ્યાશ્રિત લેખક-સંઘની જ દ્વારા કોઈ પણ લેખકની કૃતિ પ્રકાશ પામી શકે છે, એ પરિસ્થિતિમાં—

પાસ્તરનાકનાં ૧૫–૨૦ વર્ષનો વિચાર કરો. કોઈ પણ સાચા સર્જક માટે એની ' કલમ 'ને રૂક જાવની રૂંધામણ ફરમાવનારી યાતનાનાં વર્ષો—જીવનની આકરામાં આકરી કસોટી રૂપ ગણાય; ને પાસ્તરનાક માટે હતાં જ.

પાસ્તરનાક એ ક્રૂર કસોટીમાંથી પાર ઊતર્યો : એનો સર્જક આત્મા જીવંત રહ્યો, અણનમ અને અદમ્ય રહ્યો. ઝ્દાનોવના કારમા કાળ દરમ્યાન એ એની અંતરાત્માની સ્વાધીનતા અક્ષુણ્ણ રાખી શકયો : કેમકે, એણે રાજ્યાશ્રયને અવગણી, સારસ્વત–સાધનાનો આશ્રય લીધો હતો.

જગતના મહાન સર્જકો—ગેટે, શિલર, શેકસપીઅર તથા શેલી, વરલેઈન, સ્વિનબર્ન આદિની અમર કૃતિઓના રશિયન અનુવાદોના કાર્યમાં અપૂર્વ નિષ્ઠાથી લાગી ગયો હતો.

રશિયાના આજના યુવાનો પાસ્તરનાકને એક ઉત્તમ અનુવાદક તરીકે ઓળખે છે—એ એક મૌલિક સર્જકના જીવનની જેવી તેવી કરુણતા નથી; પરંતુ સોવિયેત રશિયામાં જીવતા અને જીવવા માગતા સર્જક પાસ્તરનાક માટે તો ઉત્તમ અનુવાદકની નિષ્ઠા અંતરાત્માની સ્વાધીનતાની અદ્ભુત સંરક્ષક અને સંવાહક બની ગઈ હતી !

**પાસ્તરનાકે ઝ્દાનોવ–યુગી આપખુદશાહી સામે જગતના અમરસાહિત્યના અપૂર્વ સેવન દ્વારા–મૂંગી સર્જકતા દ્વારા, ખુમારીભરી લાપરવાહીથી સર્જક આત્માને છાજતો જવાબ આપ્યો હતો.**

## છેતરાયો હશે, પસ્તાયો નહિ

પરંતુ, ૧૯૫૩માં સ્તાલિનનુ અવસાન થયું. એ પૂર્વે રશિયામાં ' બરફ ' ઓગળવા માંડયો હતો. સાહિત્ય અને સર્જન ક્ષેત્રે કંઈક આશ્વાસનની આશા બંધાઈ રહી હતી. ઈલિયા એહરેનબુર્ગ એની નવલકથા ' થૉ ' લખતો થયો હતો; ત્યારે પાસ્તરનાકે ડૉ. ઝિવાગોનો આરંભ કર્યો હતો.

બે વર્ષની એકાગ્ર સાધનાને અંતે ૧૯૫૫માં નવલકથા તૈયાર થઈ ગઈ...સર્વસત્તાધિકારી સ્તાલિન ત્યાર પૂર્વે અવસાન પામ્યો હતો ( ઝ્દાનોવ તો ઘણો અગાઉ જ મૃત્યુ પામી ચૂકયો હતો ) અને બંધિયાર હવા ઓછી થઈ હતી—સર્જન-કલા-સાહિત્યક્ષેત્રે સવિશેષ. ત્યાં તો વળી, ૧૯૫૬ના આરંભમાં સ્તાલિનના બીજા વારસદાર ક્રુશ્ચેવે 'ગુપ્ત હેવાલ ' દ્વારા સ્તાલિનયુગી બર્બરતાની ચોંકાવનારી હકીકતો પ્રગટ કરી. પાસ્તરનાકે કદાચ આ બધાથી વધુ ઉત્સાહિત થઈને, પોતાની આ નવલકથા ( જે ૧૯૦૩ થી ૧૯૨૯ સુધીના જ સમયને આવરે છે )માં ' એપિલોગ 'નાં પ્રકરણો ઉમેર્યાં : તેમાં બીજા વિશ્વયુદ્ધ અને ત્યાર પછીનાં વરસોની કથાનો સમાવેશ કર્યો. અને ૧૯૫૫માં તૈયાર થઈ ચૂકેલી નવલકથા ૧૯૫૬માં પ્રકાશન માટે રજૂ કરી, અને વિદેશી ભાષાઓના અનુવાદ માટેનો કરાર કરી લીધો. ત્યારે કરી ત્યારે પાસ્તરનાકને હૈયે કદાચ એવી આસ્થા હતી કે હવે કાંઈ નહિ તો સર્જક પૂરતી અંતરાત્માની સ્વાધીનતા તો સુરક્ષિત બની ચૂકી છે... *

---

* ' ડૉ. ઝિવાગો 'ના અંગ્રેજી અનુવાદક મેક્સ હેવર્ડના લખવા મુજબ આશરે ૧૯૩૮ પછી પાસ્તરનાકનું ભાગ્યે જ કાંઈ લખાણ સોવિયેતમાં પ્રગટ થવા પામ્યું છે. તો વળી, ૧૯૫૫માં સોવિયેત લેખક ઇલિયા એહરેનબુર્ગે, તેમના ભારતપ્રવાસ દરમ્યાન, મુંબઈમાં લેખકોની સભા સમક્ષ એવો અફસોસ પ્રગટ કર્યો હતો કે, 'અમારા એક અત્યુત્તમ ઊર્મિ-કવિ પાસ્તરનાકની કવિતા ૧૪ વર્ષ થયાં છપાતી બંધ પડી ગઈ છે...'

* લખાઈ રહેલી નવલકથા ' ડૉ. ઝિવાગો 'ના ઉલ્લેખ સાથે તેમાં રજૂ કરવામાં આવનારાં કાવ્યોમાંથી ૧૦ જેટલાં કાવ્યો

કદાચ પાસ્તરનાક છેતરાયો હતો. પરંતુ એ પસ્તાયો તો નથી — કેમકે જીવનનાં એનાં મૂલ્યો જુદાં જ હતાં.

## ૪

## કેવળ કવિ-સર્જક

પાસ્તરનાકનો બાપ મશહૂર ચિત્રકાર હતો; ને મા હતી અચ્છી સંગીતજ્ઞ: દીકરો ક્રાંતિ પૂર્વે ને ક્રાંતિ પછી ય કેવળ કવિ-સર્જક રહેવા મથ્યો ને રહ્યો: ક્રાંતિ, પાર્ટી, રાજકારણ, જંગી ઉદ્યોગ-ઉત્પાદન અને પરિવર્તનો; એણે જોયાં છે, અનુભવ્યાં છે; ને કદિક એનાથી ઉત્સાહિત થઈ એનો અવાજ ઉષ્માભર્યો પ્રગટ થયો પણ છે...પરંતુ આ બધા છતાં, એ જાણે આ બધા ઉત્પાતો ને ઉધામાઓથી દૂર અને ઘણે અંશે પરાયા જેવો એકલવાયો રહ્યો છે! ભવ્ય ક્રાંતિ અને પ્રચંડ કાર્યક્રમોની પૂંઠેય માનવીની જે હીણી નાલેશી થતી એણે નિહાળી છે; એથી એ વ્યગ્ર-અસહ્ય ઉકળાટથી ભર્યો ભર્યો અસ્વસ્થ રહ્યો છે: કદિક ક્રાંતિને અને ક્રાંતિકારોને એણે બિરદાવ્યા છે; તો માનવીનું આંતરિક સત્ત્વ જે રીતે ખરડાતું ખૂંદાતું એણે જોયું એથી એ ત્રાસી ઊઠ્યો છે. ક્રાંતિના 'અગ્રણી રાજપુરુષો'ના રંગઢંગ એ જુવે છે ને એનો બધો ઉમળકો હરી જાય છે!

'હું છું એકલો — એકાકી  
ને ... દાંભિકતા મહીં ડૂબ્યાં :  
નથી જીવવું એટલું તો સરળ કે  
ઓળંગવું ખેતર જેટલું.'

અને હિંસાનાં પરિણામોની આગાહી અનુભવતો તે બોલી ઊઠે છે:

'શી આ કમનસીબી? શી આ બીમારી—  
ની આગાહી થઈ રહી છે — હિંસા થકી?'

અને આ ઘોર હિંસા (સ્થૂળ અને સૂક્ષ્મ સ્વરૂપની) સામે ટકી શકે એવી શક્તિને એ ઢૂંઢે છે: અને આશાભર્યો કહે છે:

'ભલે — યાતનાની કડીઓ અનેક  
મને ઘેરી વળી રાત;  
(પરંતુ) ખીંચ સામે છે અધિક  
તોડવાની તાકતભરી.

અને એ વધુ ગહેરા ચિંતનના પંથે ઢળે છે:

જિંદગી આ કેવળ એક ઘટના  
આપણું અન્ય સર્વમાં રૂપાંતર-જાણે ઉપહાર રૂપે.

કેવું દર્શન! પોતાને સૌમાં શમાવી દેવાની અતિમાનવી તમન્ના!

અને જાણે ગાંધી-તોલ્સતોયના પંથે વિચરતો ઉપરની જ ભાવના વધુ દૃઢ હૈયે ઉચ્ચારે છે:

'કહો તો, અર્થ શો પાપનો?  
મૃત્યુનો? નર્કનો? આગનો?  
સર્વની આંખ સામે  
અનંત વિપણ્ણુતા મહીં  
હું તમારામય બન્યો  
— જ્યમ વૃક્ષ સાથે પાંગરે કલમ.

## ગીતોનું હાર્દ : નવલકથાનું હાર્દ

પાસ્તરનાકનાં ગીતોનું હાર્દ સમજનાર માટે પાસ્તરનાકની નવલકથા ડો. ઝિવાગોનું હાર્દ સમજવું ભલે મુશ્કેલ હોય, છતાં અશક્ય નથી જ.

આ નવલકથાનો અંગ્રેજી અનુવાદક મેક્સ હેવર્ડ પાસ્તર-

સોવિયેત માસિક Znamyaમાં ૧૯૫૪માં છપાઈ પણ ચૂક્યાં હતાં—પાસ્તરનાકની નોંધ સાથે.

પરંતુ 'બરફ ઓગળવાની' ક્રિયા ઉપર કાબૂ રાખનારાઓએ ૧૯૫૪માં જ પોમરાન્તસેવના 'Sincerity in Literature'-લેખની ધૂળ કાઢી નાખીને, તથા કવિ ત્વારદોવ્સ્કીને સોવિયેતના પ્રમુખ સાહિત્યિક માસિક 'નોવિ મિર'ના સંપાદકપદેથી હડસેલી દઈને, તથા પાસ્તરનાકનાં આ દસ કાવ્યોને 'ભ્રમરહિત' અને 'આજના યુગનો ધબકો પાડવામાં નિષ્ફળ' કહીને ટકોર કરી લીધી હતી.

* ૧૯૫૬માં ઇટલીના કમ્યુનિસ્ટ પ્રકાશકના પ્રતિનિધિએ પાસ્તરનાકની મુલાકાત લીધી હતી; ત્યારે આ નવલકથાની હસ્તપ્રત પરદેશી ભાષાઓમાં પ્રગટ કરવા માટે તેને આપવામાં આવી હતી...બાદ સોવિયેત લેખકસંઘનો નાયક સુર્કોવ ખુદ ઇટલી જઈ પ્રકાશકને મળ્યો હતો...પરંતુ સુધારા કરેલી આવૃત્તિ રશિયામાં પ્રગટ ન થાય ત્યારે, રાહ જોઈ ઉપર ઇટાલિયન પ્રકાશકે મૂળ કરાર મુજબ નવલકથા પ્રગટ કરી દીધી હતી. અને ૧૯૫૭ના ડિસેંબરમાં પાસ્તરનાકે સ્પષ્ટ કહી નાખ્યું હતું કે, સોવિયેતના સાહિત્ય અધિકારીઓએ આ નવલકથા ન પ્રગટ થવા દઈને આ મૂર્ખ-ધાંધલ ઊભી કરી છે...

નાકના પોતાના શબ્દો ટાંકીને નવલકથાનું હાર્દ જણાવે છે:

'આ નવલકથાનો નાયક સત્ય–શોધક–વિચારક છે...'

અને આ વાત સમજાવવા, તે રશિયન ક્લાસિકલ સાહિત્યની ખૂબી અને ખુમારીનો ઉલ્લેખ કરે છે: વિશિષ્ટ રશિયન–લાક્ષણિકતા 'obyvatel'નો ઉલ્લેખ કરે છે—aloofness from all things political and social '–પરંતુ હૃદય યા મનની સંકુચિતતા યા સ્વાર્થ અને કાયરતા નહિ જ; બલ્કે 'inwardly aloof'. પુશ્કિન, ગોગોલ, ચેખોવ ને દોસ્તોવ્સ્કીનાં અસંખ્ય પાત્રોની યાદ આપે છે. આજુબાજુ બનતી હજાર નાની મોટી ઘટનાઓ દરમ્યાન પણ તેઓ 'આંતરિક એકલતા' દ્વારા સ્વસ્થતા ટકાવી રાખે છે.

મેક્સ હેવર્ડના મતે, માયકોવ્સ્કી રશિયન ક્રાંતિનો વિક્ટર હ્યુગો હતો; તો પાસ્તરનાક પુશ્કિન છે! પાસ્તરનાક પોતે જ આ નવલકથામાં પુશ્કિનની મહત્તા પ્રગટ કરે છે... અને આ નવલકથાનું રહસ્ય સમજવા આ રશિયન–આંતરિક એકલતાનું રહસ્ય સમજવું અનિવાર્ય છે. પાસ્તરનાકે પોતે ડૉ. ઝિવાગોના મશહૂર પાત્રને તુર્ગેનેવના પાત્ર 'રૂદિન'ના વારસદાર તરીકે ઉલ્લેખ્યાનું પણ મેક્સ હેવર્ડ જણાવે છે; અને તે ઉમેરે છે કે, ડૉ. ઝિવાગોનું પાત્ર દોસ્તોવ્સ્કીના 'ઈડિયટ' અને ચેખોવનાં કેટલાંક પાત્રોની વધુ નજીક છે... અલબત્ત, તેમાં દોસ્તોવ્સ્કી કરતાં નિરાળી આધ્યાત્મિકતા છે.

વધુમાં, કેટલાકે આ નવલકથાને તોલ્સતોયના એપીક 'વોર ઍન્ડ પીસ' સાથે, તેના વિરાટ પટ માટે, સરખાવી છે. પરંતુ, પાસ્તરનાકની વાસ્તવિકતા પ્રત્યેની દૃષ્ટિ જ સાવ નિરાળી છે... એ માનવજીવનના નાના મોટા રોજિંદા જીવન–વ્યવસાય પર મહાન ઘટનાઓનું પ્રતિબિંબ પડતું જુવે છે ને આલેખે છે... અને કોઈ પણ પરિસ્થિતિમાં આંતરિક સ્વસ્થતા જાળવી રાખવાના સંઘર્ષને એ આધ્યાત્મિક કક્ષાએ વિકસાવે છે—અસંખ્ય ગમા અણગમા, આઘાતો પ્રત્યાઘાતો અને ઝંઝાવાતોમાંથી એ માનવીની આંતરિક અખંડ નક્કરતા પ્રગટ કરવા મથે છે... એનાં પાત્રોનો સંઘર્ષ પણ 'obyvatel' અને 'activist' વચ્ચેનો છે. અને આ સંઘર્ષમાં સહન કરનાર 'obyvatel'ની બાહ્ય-આંતરિક યાતનાનું તે આલેખન કરે છે...અને આ બધામાં પાસ્તરનાક એને 'ગૌરવભરી મૂક શાંતિ'નો માર્ગ જ ચીંધે છે.

બીજા કેટલાક પશ્ચિમી વિખ્યાત વિવેચકોએ પણ આ નવલકથાને તેના 'રાજકીય લેબાસ' માટે નહિ, પણ કલાની એક ઉત્તમ કૃતિ તરીકે આવકારતાં કરેલાં વિવેચનો ખૂબ જ દ્યોતક છે. ઈરવિંગ હો આધુનિક પશ્ચિમી નવલકથાકારોથી સાવ નિરાળી પાસ્તરનાકની 'ટેકનિક'નો ખ્યાલ આપે છે; અને 'તોલ્સતોયન નૉવેલ'નાં કયાં તત્ત્વો તેમાં પ્રગટ થયાં છે, તથા તેનું વિશિષ્ટ પ્રદાન (કલાક્ષેત્રે) કયું છે, તે સુંદર રીતે દર્શાવે છે.

અને ઉમેરે છે કે:—

'Like most great Russian writers, he has the gift for making ideas seem a natural part of human experience, though what matters in this novel is not a Dostoevskian clash of ideology and dialectic but Zhivago's sustained effort, amounting to a kind of heroism, to preserve his capacity for the life of contemplation.'

અને—

'......novel becomes a kind of spiritual biography, still rich in social references but primarily the record of a mind struggling for survival......'

અને ઈરવિંગ હો આ નવલકથાના ૨૦ પાનાના એક ભાગ* ઉપર ફિદા થઈ કહે છે: 'one of the greatest pieces of imaginative prose written in our time.'

અને આખી નવલકથાને આવકારતાં તે લખે છે:

'Begun as a portrait of Russia, the novel ends as a love story told with force and purity of the greatest Russian fiction; yet its dependence upon the sense of history remains decisive to the very last page.'

અંતે ઉમેરે છે:—

'A book of truth and courage and beauty, a work of art towards which one's final response is nothing less than a feeling of reverence.

* ઝિવાગો અને લારા સાઈબિરીઆના ખેતર ઉપરનો નિવાસ છોડી દઈ વારિકીનો જવાનો નિર્ણય કરે છે તે આખો પ્રસંગ.

## સોવિયેત વિવેચકોના આક્ષેપો

ત્યારે સોવિયેત પત્ર 'નોવિ મિર'ના સંપાદકો (ફેદિન, સિમોનોવ સહિત) નવલકથાની હસ્તપ્રત વાંચી ગયા બાદ તેને છાપવાનો ઈન્કાર કરતાં કેવું મૂલ્યાંકન કરે છે? પાસ્તરનાક ઉપરના લાંબા પત્રમાં તેઓ આક્ષેપોની ઝડી વરસાવે છે:

* નવલકથામાં તમે સમાજવાદી ક્રાંતિની ભાવનાનો જ અસ્વીકાર કર્યો છે. તમારી નવલકથાનો અર્ક જ એ છે કે, ઑક્ટોબર-ક્રાંતિ, આંતરવિગ્રહ અને ત્યારબાદનાં સામાજિક પરિવર્તનોએ પ્રજાને કેવળ દુઃખી જ કરી છે, અને રશિયાના બુદ્ધિજીવીઓનું શારીરિક વા નૈતિક નિકંદન કર્યું છે... ટૂંકમાં ક્રાંતિ એક ભૂલ હતી, એમાં બુદ્ધિજીવીઓએ ભાગ લીધો તેથી દેશ આખા પર અપરંપાર આફત ઊતરી છે; અને ત્યારબાદ જે કાંઈ બન્યું તે કેવળ અનિષ્ટ જ છે.

* તમારું મુખ્ય પાત્ર ડૉ. ઝિવાગો 'પૅથોલૉજિકલ અહંતાપૂર્ણ વ્યક્તિવાદ'નું પ્રતીક છે. પોતાને જ કેન્દ્રમાં રાખી એ ક્રાંતિથી માંડી તમામ બનાવોના સારાનરસાપણાનો નિર્ણય કરે છે. પોતાનાં અંગત સુખ-સ્વાર્થ માટે દેશ અને ક્રાંતિની દગાખોરી કરવાની હદે તે જાય છે. તમે આવા પાત્રને આધ્યાત્મિક આંતરવેદનાથી દ્રવતા પાત્ર તરીકે આલેખવાનો મિથ્યા પ્રયાસ કર્યો છે...લાગણી, ઊર્મિ તથા નીતિના અંચળા હેઠળ જે વ્યક્તિ આકાર લઈ રહી છે તે તો વસ્તુતઃ નૈતિક-નિયમો રહિત, સડેલ, સ્વાર્થી, દંભી વ્યક્તિ છે.

* ક્રાંતિ માટે મરી મથેલા કાર્યકર્તાઓ અને આખી પ્રજાની તમે ભૂંડી બદનામી કરી છે.

કલાના આંતરિક-સૌંદર્ય પ્રત્યે નરી ઉપેક્ષા સેવનાર, અને કેવળ રાજદ્વારી અર્થો કાઢવા જ ટેવાયેલા વિવેચકોનું આ મૂલ્યાંકન છે. ખરો મુદ્દો તો એ છે કે, સાહિત્યિક અને કલા દૃષ્ટિએ આ નવલકથાનું વિવેચન કરવા જ તેઓ તૈયાર નથી! એ બાબત વધુમાં વધુ તેમને એટલું જ કહેવું છે કે—

* સાહિત્યિક દૃષ્ટિએ આખું લખાણ ધૂંધળું છે, અસંબદ્ધ છે, એક સુઘટ ઈમારત ખડી થતી નથી; બધું વેરવિખેર રહી જાય છે...

અને પછી ઉમેરે છે કે—

* **અમે સાહિત્યના ગુણદોષો ઉપર ચર્ચા કરવા ઇચ્છતા નથી:** કેમકે શુદ્ધ સાહિત્યિક બાબતોની ચર્ચામાં મતભેદોને સ્થાન હોવાનું જ; અને આપણી વચ્ચે મેળ નહિ ખાય: તમે 'હા, હા,' 'ના, ના' એમ કહેતા જશો...ને ઉમેરશો કે, 'મારી હસ્તપ્રત છાપવી ના છાપવી માસિક (નોવિ મીર) ની મુખત્યારીની વાત છે, પણ લેખકને એની કૃતિના સૌંદર્ય-તત્ત્વ અંગે પોતાનો સ્વતંત્ર મત હોય છે.' એટલે અમે, તમે રાજકીય ચિત્ર આલેખવાનો જ મુખ્ય પ્રયાસ કર્યો છે, માટે (બલ્કે એમ સમજી લઈ—શો.) તમને તે રીતે જ જવાબ વાળ્યો છે...

**આમ સોવિયેતના સાહિત્યકારોએ આ કૃતિનું રાજકીય મેનિફેસ્ટોના એક ભાગ તરીકે જ અવલોકન કરવાનું ઉચિત માન્યું છે!**

સાહિત્ય અને સમાજજીવનનો સંબંધ, સમાજજીવનના વિકાસમાં સાધ્ય અને સાધનની સમસ્યા, સર્જનક્ષેત્રે સત્ય અને કલાનો સંબંધ, તથા તેનાં તત્ત્વોની સમસ્યાઃ આજે જ્યારે દુનિયાભરમાં આ મૂળભૂત સમસ્યાઓ અંગે વધુ ધીરજ, વધુ સમજ, વધુ સહિષ્ણુતા અને વધુ ઊંડાણ પૂર્વક સિદ્ધાન્ત-સંશોધન ચાલી રહ્યું છે ત્યારે, 'નોવિ મિર'ના આ સંપાદકોએ પ્રણાલિકાગત જવાબો આપી દીધા છે—અને તે ય, એક માત્ર આખરી સત્યના સંતોષ ને ખુમારી સાથે!

આવા અભિપ્રાયોની કોઇ વિશેષ કિંમત કે ચિંતા ન રહેત, જો કોઈ એક દેશમાં અમુક લેખકની કૃતિ સામે અમુક પત્રના સંપાદકોએ પોતાના અભિપ્રાયો આપ્યા હોત, અને તેથી વિશેષ કશું એની પૂંઠે ન હોત, તો.

પરંતુ, સોવિયેત રશિયામાં તમામ પ્રકાશનો સીધાં રાજ્ય હસ્તક છે, યા રાજ્યઆશ્રિત, રાજ્યસંચાલિત છે; તેથી સત્તાધિકારી થોડાક લેખકોના અભિપ્રાયો આખા લેખકસંઘના અને આખા દેશના અભિપ્રાયો—બલ્કે, આખરી રાષ્ટ્રીય ફેંસલો—બની જાય છે. આવા દેશમાં, એક લેખકને સમાજવાદદ્રોહી, સમાજદ્રોહી, રાષ્ટ્રદ્રોહી, દગાખોર, સડેલ મનનો, શાહીવાદી કાવતરામાં પ્યાદું

બુદ્ધિજીવીઓની રશિયન ભૂમિ પ્રત્યેની 'ઘેલછા' પ્રગટ બની પ્રગટ કરી છે...આજે પાસ્તરનાકમાં આ ' ઘેલછા ' આપણે નિહાળીએ છીએ...

* પાસ્તરનાક કેવળ કવિ છે, ને કેવળ રશિયન છે; ને મરતાં સુધી કવિ રહેવા ને રશિયન રહેવા માગે છે— પાસ્તરનાકની આટલી જ સાચી પિછાન છે. રાજકારણી ગજગ્રાહમાં ખેંચનારાઓએ એને ઓળખવામાં, સમજવામાં, ને સન્માનવામાં યા હડધૂતવામાં થાપ ખાધી છે...

---

## સંદર્ભસૂચિ


(1) Impressions of Boris Pasternak (The New Reasoner: Spring, 1958)

(2) Pasternak's 'Dr. Zhivago' by Max Hayward (Encounter: May, 1958)

(3) Dr. Zhivago by Stuart Hampshire (Encounter: November, 1958)

(4) Russia from within: Boris Pasternak's First Novel: by Ernest J. Simmons (The Atlantic: September, 1958)

(5) A Great New Russian Novel: by Bernard Wall (The Listner: September, 11, 1958)

(6) The Tragedy of Being Human: Dr. Zhivago (Link: November 2, 1958)

(7) Pasternak's Poems (Link: Nov. 16, '58)

(8) Boris Pasternak–Homo Non-Politicus: by Ellan Roy (Radical Humanist: Nov. 9, 1958)

(9) Boris Pasternak and the other Russia: by G. Ruge (Radical Humanist: Nov. 16, 1958)

(10) Pasternak–Rebel in Soviet Literature: by E. L. Rodrigues (The Sunday Standard)

(11) Mr. Pasternak and disarmament: by Surveyor (Times of India)

(12) Waiting For the Spring: by Adib (Life & Letters T. O. I.)

(13) The Horror of it! by Adib (Life & Letters T. O. I.)

(14) "મારી ભૂલ હતી": પાસ્તરનાક (સોવિયેત લેંડ પત્રિકા) તથા અંગ્રેજી-ગુજરાતી દૈનિક પત્રોના અગ્રલેખો અને સમાચારો

(15) Letter From the Editorial Board of NOVY MIR to B. Pasternak (New Times, No. 44, 1958)

(16) Boris Pasternak's Dr. Zhivago by Irving Howe (The New Republic: 8, September, 1958)




## આ પારે ઓ પારે !

પથની આ પારે ઓ પારે
બે મૂંગાં ઉર, નયન નયનને તારે
મળતાં વારે વારે
વહી જતાં આ સભર સમય પગથારે !
—આ પારે૦

નયન ઈક નીરખે નભના આરા
અન્ય નયનમાં શશી, સૂર્ય ને તારા !
પણ જ્યાં નયનમિલનની ધારા
ત્યાં નિઃસીમ ક્ષિતિજ પર
પલપલ ઉચ્છલ
ઊર્જિત પારાવારે !
—આ પારે૦

આ અધીર ધરાની ધૂલ,
ત્યાં મ્હોરી, મરકી, મ્હેકી, બ્હેકી રહેતાં અગણિત ફૂલ !
એનાં કો' કગતું હરખી હરખી મૂલ
કો' નીરખી રહેતું હૈયે ભારે ભારે !
પથની આ પારે ઓ પારે !

### ૨

તું સુંદર ને હું શ્યામ !
તું અણુઅણુએ રતી :
પ્રણયની પ્રકટિત
લખશિખ
પ્રોજ્વલ શી આરતી;
કુસુમશર
મમ કર,
કિન્તુ
રે ! હત હું
વિહ્વલ કામ !
તું સુંદર ને હું શ્યામ !

### ૩

તું સુંદર છે કે શ્યામ ?
તવ દર્શન
મમ સજલ નયન,
કુંઠિત ગુંજિત વાણી,
અરૂ પ્રાણ દ્રવત દ્રવ :
નિસ્પંદિત કશી સરલ ગભીર સરવાણી
તવ પદ પલ પલ પ્રક્ષાલત !
તવ સ્પર્શન
ઉર મધુર દહન,
તવ સુરભિત ઉષ્મા અરપત અહો !
સકલ દરદ સુવિરામ !
તું સુંદર છે કે શ્યામ !

—જતીન્દ્ર આચાર્ય

## કાફલો :

સાંપ્રતતણું સહરા ધખે
ને તે છતાં આ કાફલો ચાલ્યો જતો
કે છાંય કો' શીળી કદી ચડશે ચખે !
આશા તણા આ તાલમાં
ચાલ્યો રહ્યો શો કાફલો
રે આજ ભૂલી આવતી કો' કાલમાં.

## અર્જુનનો એકરાર

મારા આ પુરુષાર્થનો રથ જતે તૂટી જ, ત્યાં તો તમે
સાચા સારથી થૈ અપૂર્વ સૂઝથી દીધું મને દર્શન.
જો હું ના ઝૂઝિયો હતે રણમહીં, તો તો મને લાંછન
કાળું લાગી જતે, થતે કથીર રે પૌરુષનું કાંચન.

## કેમ રહે ?

ખીલ્યા વિના તો કેમ રહે તારા સ્મરણનાં ફૂલ આ ?
નેણનાં મમ નીરતણું સીંચન ક્ષણે ક્ષણ થાય છે.

—સુરેશ દલાલ

# સુએઝ-૧૯૫૬

( સૉનેટ યુગ્મક )

૧

સુએઝ, નિરખું ઈસુની વીસમી સદીમાં તને
ઉભે જગત ( માત્ર બે જલધિને જ ના ) જોડતી;
" મળે મિલન પૂર્વ પશ્ચિમનું—ના કદાપિ બને,"
અસત્ય વચનો નિરાશ કિપલિંગનાં તોડતી;
અસત્ય વચનો ? નહેર નિરખું જરા ધ્યાનથી :
જળોથી ભરી ના; ભરેલ લહું માત્ર કેરોસિન,
સુદાહ્ય વળી કૈંક તેલ થકી, ક્રૂડ પેટ્રોલથી;
દીઠો દવ સમુદ્રમાંય, ઉકળે કઢામાં મીન;
સમુદ્રતણું લાગતું ફરીથી થતું આ મંથન :
સુરાસુર તને ભૂમધ્યપર વાસુકી શી ગ્રહી
વલોવત નિહાળું કાલજલધિ, ઉભે આગ્રહી;
અને નિકળ્યું ઝેર—કોઈપણ ત્યાં ઉમાકંથ ન;
શું માત્ર હતી છદ્મવેશી પશુની સભા આ યુનો ?
અજો ઉપર ત્રાટક્યાં જ વરુ વેશ સાંધી જૂનો !

૨

ખરે, નિકળ્યું ઝેર માત્ર ? સહ નીકળ્યું ના અમી ?
મદાંધ જગશાસકો ભણી ન દૃષ્ટિ રાખો, અરે !
જુઓ જગતની પ્રજા તરફ જે રહી સમ્સમી
અસભ્યનમ નગ્ન બર્બર અનાર્ય આ હૂમલે :
લઘુલહરથી, ઝીણી ફૂંકથી આખું જાણે હલે
તથૈવ ઉઠયું હલમલી જગત બે ધ્રુવોની વચે !
થઈ પૃથિવી પ્હેલીવાર નીડ વિશ્વને આંબલે,
ચઢ્યા સરપ જોઈ નીડમહીં કલ્બલો શી મચે !
યુનોય વરુની સભા ન; પણ જાગતો સંતરી,
સમષ્ટિ તણી રે અદાલત, કચેરી ને લશ્કર,
સમસ્ત જગની ઠરી નજર આશ જેના પર,
રહ્યું જગત એક રાષ્ટ્રરૂપ મંથને ઉદ્ધરી;
હળાહળની સંગ આ મળી સુધાય કાલાર્ણવે,
સુએઝ ! કંઠી વિશ્વહૈયું અથનાર તું, સંભવે.

—ઉશનસ્

# ઇજન

કોઈ આવજો પ્રિય !
મનને ગમતા સ્વાંગ રચી મનને ભાવજો પ્રિય !
કોઈ આવજો પ્રિય !
અંતરકેરી ભોંય પડી'તી વરસોથી વણખેડી
હમણાં એના કણકણે પ્રાણ કોઈ ગયું છે રેડી,
ઓરતાં નીકળે ઊગી એવું કાંઈ વાવજો પ્રિય !
કોઈ આવજો પ્રિય !
એક અજાણી પંખણી આજે દિલની ડાળે ઝૂલે
પશ્ચિમ કેરા પીડપવનમાં કંઠ ન એનો ખૂલે,
સૂર બની એને ઊડી જતી અટકાવજો પ્રિય !
કોઈ આવજો પ્રિય !
અમને તો નહિ જાણ કશી, મધુમાસ બેઠો કે શીત;
એટલું જાણીએ આજ અચાનક ચકરાવા લે ચિત્ત.
આ અમથી અમૂંઝણનાં ઓસડ, લાવજો પ્રિય !
કોઈ—

—ગુલામ મોહમ્મદ શેખ

# ગીત નહીં મિલે !

મિટ્ટી કા પરસ કભી જાના નહીં
મિટ્ટી કા સમ્મોહન ?
માના નહીં !

અપને હાથોં ઉગાયા કભી એક દાના નહીં,
ઇસલિયે—
આયા તુઝે ગાના નહીં !!

# સમાધિ-લેખ

રસ તો અનંત થા, અંજુરી ભર હી પિયા
જી મેં વસંત થા : એક ફૂલ હી દિયા.
મરને કે દિન આજ મુઝકો યહ સોચ હૈ :
કૈસે બડે યુગ મેં કૈસા છોટા જીવન જિયા !

( હિંદી 'કલ્પના'માંથી ) ભારતભૂષણ અગ્રવાલ

# યુગપ્રવર્તક પ્રસંગ

## [ આદ્ય સુધારક મહેતાજીને ત્રીજી વારનાં પ્રણામ ]

—ભોગીલાલ ગાંધી

૨૪મી નવેમ્બર ૧૮૪૪: આજે કાર્તિકી પૂર્ણિમાની જાત્રા છે. આજે માનવધર્મ સભાનું કામકાજ બંધ છે. પરંતુ મહેતાજી દુર્ગારામની પ્રવૃત્તિ તો ચાલુ જ છે.

લોકોમાં જાદુ મંત્રની બાબતમાં પરાપર્વથી અંધ શ્રદ્ધા પ્રચલિત છે; એને કારણે લોકો લુંટાય છે ને ભરમાય છે; આડે માર્ગે વળે છે ને પાયમાલ થાય છે.

મહેતાજીએ ભૂત પ્રેતની માન્યતા સામે જેહાદ ચલાવી હતી; પણ ભૂત પ્રેતના અસ્તિત્વમાં તેઓ માનતા નહિ, એટલે ભૂતપ્રેતની સીધી સતામણીનો સવાલ હતો નહિ. અને ફરજીયાત વૈધવ્ય, મૂર્તિપૂજા, અંધ શ્રદ્ધા ને ખોટા રિવાજો સામેની મહેતાજીની જેહાદ પણ ઓછાં જોખમ ભર્યાં ન હતી; તેમાં નગરજનોના બહિષ્કારનો ને બદનામીનો ભય હતો...ત્યારે આ તો જીવતા જાગતા જાદુનો ધંધો કરનારાની સામે બાથ ભીડવાની હતી! એના ધંધાદારીઓ એટલે હજાર ગોરખધંધાના કરનારાઃ એમની સામે બાથ ભીડવી એટલે સીધું જીવતું જોખમ...પરંતુ મહેતાજીએ તો હામ ભીડી દીધી. જાહેર ખબરો છપાવીને શહેરમાં ચકલે ચૌટે તથા ભાગોળ ને દરવાજે ચોંટાડી દીધી.

### જાહેર ખબર

"સુરત શેહેર મધ્યે નાણાવટમાં [illegible] કોઠાના બાગમાં માનવધર્મ સભા નામે એક સભા મળવા માંડી છે. તે મધ્યે કેટલાકએક વિદ્યમાન તથા બુદ્ધિમાન તથા દયાળુ લોકોનો એવો વિચાર છે કે, માણસ માત્રને સાચું જ્ઞાન તથા ચોખી કરણી રહેણીની ઘણી અગત્ય છે, માટે એ બાબતનો વિચાર એ સભામાં ચલાવવો.

"એ સભામાં રૂડી રીતે વિવાદ થશે, ને લોકોનું સારું થાય એવા વિચારો પ્રગટ કરવામાં આવશે. માટે જે લોકોની ઈચ્છા હોય તેણે એ સભામાં આવવું. પણ ક્રોધી તથા લડાઈખોર માણસે એ જગો ઉપર આવવું નહિ.

"જેની બુદ્ધિ વધારે હોય તેણે લોકોના કલ્યાણની વાત કહેવા સારૂ આવવું, તથા જેના મનમાં કાંઈ સંદેહ હોય તેણે પોતાનું સમાધાન કરી લેવા સારૂ આવવું..."

### જાહેર ખબર

"માનવ ધર્મ સભાના બેસનારામાંથી કેટલાએક જણના મનમાં એવું છે કે, મંત્રના જોરથી પ્રયોગ મૂઠ ચોટ ઈત્યાદિ પ્રકારનું જે જાદુ થાય છે તે નિશ્ચય ખોટું છે. એવું છતાં અસલથી કેટલાએક ઠગ લોકોએ પોતાના પેટને સારૂ ઘણી એક ભોળી બાઈડીઓના તથા મૂર્ખ ભાયડાઓના મનમાં ભૂત, પ્રેત, ડાકણ, જક્ષણી, બ્રહ્મરાક્ષસ, ઈત્યાદી ઘણાએક પ્રકારની ખોટી વાતો કહીને તથા ગ્રંથો કરીને વેહેમ ઘાલેલા છે, તેને મટાડવા જોઈએ.

"અપવિત્ર માણસોની બુદ્ધિમાંથી જાદુનો વેહેમ જઈને પરમેશ્વર ઉપર પ્રીતિ થવા સારૂ સભાના બેસનારાઓએ એવું ઠેરવ્યું છે, કે જો કોઈ જાદુગર અથવા મંત્રશાસ્ત્રી આ સભામાં આવીને સર્વેનો નિશ્ચય થાય એવી રીતે ઉપર લખેલી જાદુની વાતોમાંથી કંઈ પણ પ્રથમ ખરૂં કરી આપશે તો તેને રૂ. ૨૦) ઈનામ આપવામાં આવશે." તા ૨૩ નવેમ્બર, સને ૧૮૪૪, સંવત ૧૯૦૧ના કારતગ સુદી ૧૪, વાર શની.

| | |
|---|---|
| સુરત કે નાણાવટ પુ. હરનારાયણે માનવધર્મ સભાને સારૂ છાપ્યું છે. | દુર્ગારામ મંછારામ માનવધર્મ સભાનો દફતેદાર |

સ્વાભાવિક રીતે જ સુરત શહેરમાં ભારે ધમાલ મચી ગઈ. આખું અઠવાડિયું તરેહ તરેહના વિચારો ચર્ચાઓ, અને અનુમાનોમાં વીત્યું. કોઈએ મહેતાજીના આવા ખુલ્લા પડકારને 'ભૂલ' ગણાવી, તો કોઈએ 'ખોટું સાહસ' ગણાવ્યું; તો કેટલાંય લોકોએ 'શાબાશી'ના ઉદ્‌ગારો

કાઢ્યા; ને કેટલાકે પરિણામોની બાબતમાં તરેહ તરેહનાં અનુમાનો કર્યાં : મહેતાજીનું સાચું પડયું તોય જાદુગરો ખાર રાખ્યા વિના નહિ રહે, ને એ લોકો સાચા ઠર્યા તો તો સુધારાનું આવી જ બન્યું !

સુધારા અને રૂઢિ વચ્ચે ખરેખરો જંગ જામ્યો હતો– એ જંગમાં બેઉ પક્ષે લડનારા તો જૂજ હતા. પણ આની જબરજસ્ત અસર આખા શહેર પર પથરાઈ ગઈ હતી. ઘેર ઘેર, ફળિયે ફળિયે, ચકલે ચકલે એના પડઘા ગાજતા હતા...

૧લી ડિસેમ્બરને રવિવારનો 'પડકાર દિન' આવી પૂગ્યો...૪ વાગવા પહેલાં જ સભામાં આશરે **બે હજાર** માણસ ઊમટ્યાં...માણસોની ભીડ ભારે હતી. મહેતાજીય વહેલા આવી બેસી ગયા હતા. ૪ વાગતાં સુધી હિંદુઓ પોતાના સિવાયની જાતોને 'અસુર' કહે છે તે અંગે વાતચીત ચાલી. મહેતાજીએ ગીતાનો આધાર ટાંકી અસુર એટલે તમોગુણી એવી વ્યાખ્યા કરી વાત સમજાવી.

૪ વાગ્યા એટલે મહેતાજીએ જાહેર ખબરના કાગળનો અર્થ કરીને સમજાવ્યો.

● એ વખતે શહેર મધ્યેના કેટલાએક જાદુગરો તથા મંત્ર શાસ્ત્રીઓ જે છુમંતર કરનાર છે તે પણ સામી બાજુએ બેઠા હતા તથા ઊભા હતા. તે વેળા મહેતાજીએ નીચે પ્રમાણે ભાષણ કીધું :

"ભાઈસાહેબો !

"આ સભાને મળવાનું કારણ મેં તમને વાંચી સંભળાવ્યું. આ સભાના બેસનારાઓનો વિચાર કોઈના ધર્મની તરફદારીનો નથી. સર્વ ધર્મોમાંહેથી જે જે સાર હોય, ને જેથી માણસો સાચા જ્ઞાનના તથા સારી કરણી રહેણીના થાય તેવી બાબતો પ્રગટ કરવાનો છે. એ સભામાં ઘણી તરેહની ભાંજગડો આજ સુધી ચાલી. પણ સહુથી અગત્યની વાત જે નજરમાં આવી તે વિશે બીજી જાહેરખબર પ્રગટ કરવી પડી છે.

"જે દિવસથી મને જ્ઞાનશક્તિ આવવા લાગી તે દિવસથી મારું ધ્યાન જાદુ તથા ભૂતપ્રેત પછવાડે લાગેલું હતું; ને તેને આશરે ૨૦ વરસ થવા લાગ્યાં. તેથી કેટલાંએક વરસ થયાં મને નિશ્ચય થયો કે હિંદુ આદિ લઈને સર્વે જાતોમાં એ વાત વગર પાયાની તથા જૂઠી છે.

"જેમ આપણા દેશમાં હાલ જૂઠાણું ચાલે છે, તે રીતે યુરોપ ખંડમાં પણ આગલી વેળામાં ઘણા પ્રકારનું જૂઠાણું ચાલતું હતું. પણ જેમ જેમ જ્ઞાનનો વધારો થતો ગયો તેમ તેમ તે ખંડમાં જૂઠાણું નહિ-સરખું થઈ ગયું છે.

"આગલી વખતના રાજાઓ જાદુને ખરું માનતા હતા, તેથી ઘણાં એક માણસોની હત્યાઓ થઈ છે, ને હજીપણ હિંદુ લોકોમાં મૂર્ખ રાજાઓ છે તે ભૂત તથા જાદુને ખરું માને છે, ને તેથી પોતાના ઘણા એક દ્રવ્યનો ખરચ ફોગટ કરી નાખે છે. જેટલું દ્રવ્ય જૂઠી વાતોમાં ખરચે છે, તેનો અર્ધો ભાગ જો વિદ્યાની પછવાડે ખરચે તો અતિ મોટું ફળ પેદા થયા વગર રહેશે નહિ જો તમારે આપણા રાજાઓની ચાલ વિશે જોવું હોય તો હાલમાં ગાયકવાડના રાજ્યમાં નજર કરો.

"આ સભામાં જે જાદુગાર અથવા મંત્રશાસ્ત્રી આવશે તેને મોટા માન સાથે બેસાડીશું. ને તેને સારૂ સામાનમાં સિંદૂર, લીંબુ, અડદ તથા પાણી ઈત્યાદિ જે જોઈએ તે આ સભાની મધ્યે મૂકેલું છે. આ સભાને સરકાર સાથે તથા પાદરી સાથે કોઈ પ્રકારનો સંબંધ નથી. માટે કોઈ જાદુગાર અથવા મંત્રશાસ્ત્રીએ કોઈ પ્રકારની બીક રાખવી નહિ. તમને જાણ્યામાં હશે જ કે અંગ્રેજ સરકાર જાદુને જૂઠું માને છે ને તેની સૂચના સન ૧૮૨૭ ના ચૌદમા કાયદાની છવીશમી કલમની બીજી રકમમાં લખેલી છે.

"કોઈ જાદુગાર અથવા મંત્રશાસ્ત્રી પોતાની બીક મટાડવા સારૂ સભાના બેસનારાઓના હાથનો લેખ લખાવી લેવા ચાહતો હોય તો તેને લખી આપવાને પણ સભાના બેસનારા તૈયાર છે."

સભામાંથી શ્રી રણછોડદાસ ગિરધરભાઈ ઊભા થઈ બોલ્યા: "જાદુની બાબતમાં જેટલા ગ્રંથો છે, તે સર્વે જૂઠા છે. પેટભરા લોકોએ પોતે ઠગવા સારૂ ઊભા કીધેલા છે.....મારી ૭૦ વરસની ઉંમર થઈ ને મારા બાપદાદા પણ એમ કહેતા આવેલા છે કે જાદુ જૂઠું છે, ને હું પણ ઘણાંએક વરસ થયાં જાણું છૌં કે જાદુ જૂઠું જ છે."

આ પછી દાદોબા પાંડુરંગે મહેતાજીને સૂચના કરી કે આ સભાનો હેતુ વધુ સ્પષ્ટ કરી સમજાવો. એટલે મહેતાજીએ સ્પષ્ટતા કરી:

"આ સભાના બેસનારા પોતે રૂપિયા ખરચે છે, તથા જાતમહેનત લે છે, તથા જાદુગરોનું જોખમ કબૂલ કરે છે, તથા અજ્ઞાની હિંદુઓ આ સભાના બેસનારાઓની નિંદા કરે છે, તે પણ કબૂલ કરે છે. એ સઘળું દુઃખ વેઠવાનું કારણ એ જ છે કે, શહેર મધ્યે ઘણાએક લોકો જે જાદુનો ધંધો કરે છે તે બીજા લોકોને ઘણા બીવડાવે છે; ને તેની બીકથી ઘણાએક લોકો માંદા પડે છે, તથા મરી પણ જાય છે, તથા કેટલી-

એક બામડીઓ જાદુગરોની પછવાડે ફરતી ફરે છે; તેને તે જાદુગરો અનેક પ્રકારની ખોટી વાતો સમજાવીને તેની બુદ્ધિને ખરાબ કરે છે...માટે આ સભાના બેસનારાઓનો સાચો વિચાર એ છે કે, અજ્ઞાની લોકોને સારી બુદ્ધિ આપીને જાદુગરોના ફાંદામાથી બચાવવા જોઈએ..."

તરત જ વિઠ્ઠલદાસ મુલતાની નામના શખ્સે ઊભા થઈ કેફિયત આપી: "આજ સુધી રૂપિયા ૨૫ હજાર મેં માહારી જાતે જાદુ તથા કિમિયાની પછવાડે ખરાબ કીધેલા છે, ને ઘણા ઘણા માણસોથી મેં શોધ કીધો તેથી માલમ પડયું છે કે જાદુ જૂઠું છે. જો કોઈ જાદુગર આ ઠેકાણે જાદુની વાત ખરી કરી આપતો હોય તો તેને રૂપિયા પાચસે સુધી આપવાને હું તૈયાર છૌં'..."

આમ, જાદુગરોને એક ઉપર બીજો પડકાર પડવા લાગ્યો. મહેતાજીએ વળી ફરી ઊંચે સાદે શરૂ કર્યું.

કોઈ મનની ધારેલી વાત કહેતો હોય; કોઈ મૂઠીમા રાખેલી વસ્તુનુ નામ લેતો હોય; કોઈ મૂઠીમાં રાખેલી વસ્તુનું રૂપ ફેરવતો હોય; કોઈ હાથમાંની વસ્તુ ઉરાડતો હોય; કોઈ ચોટ મૂકતો હોય; કોઈ માણસને ભોય પર ચોંટાડી દેતો હોય; કોઈ લોહી ઓકાવતો હોય; કોઈ પેટમાં ચૂંક મૂકતો હોય; કોઈ ઘરમાંની વસ્તુ જાદુથી મંગાવી આપતો હોય; કોઈ આ ઠેકાણે માણસને ઉરાડીને તાપી નદીમાં ડુબાડતો હોય; કોઈ મૂઠ મારીને મારી નાખતો હોય; કોઈ દેશાવરની ખબર કહેતો હોય; કોઈ ઘેલો કરતો હોય; કોઈ આગીઓ મૂકી બાળતો હોય; કોઈ લૂગડાને બાળીને તથા કાપીને પાછું હોય તેવું કરતો હોય ઇત્યાદિ જેજે કરવાને જાદુગર જાદુના જોરથી ચહાતો હોય, તે સૌને પડકાર કર્યો:

"કોઈ જાદુગર તથા મંત્રશાસ્ત્રી હાજર હોય તો સામા આવીને બેસો."

સામે ઘણાક જાદુગરો ને મંત્રશાસ્ત્રીઓ ઊભેલા છતાં કોઈની હિંમત ચાલી નહિ કે આગળ આવે !

થોડીવારે એક વાણીઆએ તથા બ્રાહ્મણે જાદુ બતાવવાની બડાશો મારી તકરાર કરી પણ કાંઈ બતાવી શકયા નહિ. એટલે સભામાંથી વલ્લભભાઈએ બૂમ પાડીને કહ્યું: "જાદુ ખોટું છે, માટે કોઈ આવી શકતો નથી."

અને છેવટે અંધારું થતાં તોફાન થવાનો ભય વરતાતાં, બીજા રવિવારે ફરી મળવાની જાહેરાત કરીને વિખરાયા.

આ પછી આખું અઠવાડિયું તો જબરી ધમાલ રહી હશે જ... જાદુગરોએ ઓછા છમપછાડા નહિ માર્યા હોય. એમની આબરૂ અને એમના ધંધાને બેઉ બાજુથી સુધારાનો ફટકો હતો !

## વજા ભુવાને પડકાર

તા. ૮મી ડિસેમ્બરનો દિવસ આવી પહોંચ્યો.

આ વખતે સભા ચોક બજારમાં બક્ષીનો દરિયા મહેલ છે ત્યાં—વિશાળ ખુલ્લી જગાએ રાખવામાં આવી હતી. આશરે ૧૨૦૦ માણસો હાજર હતાં.

મહેતાજીએ ઊભા થઈ, ગયા રવિવારની સભાનું વૃત્તાંત સંભળાવ્યું ને નવેસરથી પડકાર કર્યો...થોડીવાર થઈ ને કોઈ આગળ આવ્યું નહિ એટલે બીજીવાર પડકાર કર્યો, ને બેસી ગયા.

વજો ભુવો આગળ આવ્યો. તેને માન આપીને મહેતાજીએ હાથ ઝાલીને પોતાની પાસે બેસાડ્યા. પણ ભુવો પોતાને મોઢે કાંઈ પણ બોલ્યો નહિ.

એટલે વળી ત્રીજી વાર મહેતાજીએ ઊભા થઈ પડકાર કર્યો.

તે વેળા વજા ભુવાએ કહ્યું :

"આખા શહેરમાં હું ફરેલો છૌં, ને સઘળા જાદુગરથી હું જાણીતો છૌં, તેથી મને પકી ખબર છે કે કોઈ પાસે જાદુ નથી, પણ હું જાણું છૌં. માટે મને જે કહેશો તે કરી આપીશ..."

મહેતાજીએ તત્કાલ જવાબ આપ્યો: "જે આવડે તે કરી બતાવો."

વજા ભુવાએ કહ્યું: "મારી જીભ કાપીને તેમાંથી લોહી કાઢી જાણું છૌં. ને તે નીકળતા લોહીને લીંબુ ચૂસીને બંધ કરી જાણું છૌં. તમારી મરજી હોય તો કરી બતાવું'..."

ધાગા ને ચિઠ્ઠીઓ ફાડી તોડી ફેંકી દીધાં. સુરત શહેરમાં ચકલે ચકલે તથા બજારે બજારે જાદુનો મામલો જ ચર્ચાય છે, ગરમાગરમી ચાલે છે...

આમ જાહેર રીતે જાદુના વહેમને સુધારકોએ સફળ રીતે આતર્યો હતો ને હાર આપી હતી

હવે માનવધર્મ સભાની બેઠક મૂળ સ્થળે (નવલસાના કોઠામાં) મળવાની જાહેરાત મહેતાજીએ કરી દીધી. તેમાં એમ પણ જણાવ્યું કે, કોઈ જાદુગર જાહેરમાં તો આવતો નથી; પણ કોઇની ઇચ્છા ખાનગીમાં થોડાં માણસ સમક્ષ જાદુ બતાવવાની હોય તો તે રીતે ય અમે તૈયાર છીએ—ઈનામ પણ આપશું. અને માટે પાંચેક જણાનાં સરનામાં આપ્યા કે ખાનગીમાં ત્યાં ખબર આપવી.

વજેરામ ભૂવાને થયું કે હું તો જૂઠો પડ્યો, પણ બીજા બધા જાદુગરોને પણ લુટ્ટા પાડવા જોઈએ...એવી અદેખાઈથી તા. ૧ લી જાન્યુઆરી ૧૮૪૫ ના દિવસે તેણે આખા શહેરમાં જાહેરખબરો ચોઢી દીધી. તેમાં તેણે જણાવ્યું હતું કે-સરકારની બીક ન ધરતાં, આગળ પડીને તે ખરા ઇલમીઓને સાથે લઈ સભામાં જવા તૈયાર છે...અથવા એને ઘેરે જઇને જાદુ-ભૂત તપાસીશું...અથવા માનવધર્મ-સભામાં ૧૦-૧૨ આદમીના દેખતાં કરી બતાવીશું...અને ઉમેર્યું કે જો તેને કોઈ મદદ નહિ કરે તો સુરત શહેરમાં જાદુ જૂઠું પડી જશે...સરકાર તરફની કંઈ ચિંતા રાખવી નહિ. સરકાર પૂછશે તો તેનું જોખમ પોતાને શિર (વજા ભૂવાને શિર) છે...વગેરે.

આવી જાહેરાત પ્રગટ થતાં સરકારી દફતરમાં ઉહાપોહ જાગી. કોટવાળે સરકારમાં રિપોર્ટ કર્યો કે મહેતાજી અને ભૂવાને જાહેરનામાં ચોંટાડવા સામે મનાઈ કરવી. આ પરથી એક્ટિંગ સેશન જજ રિમિંગ્ટને કલેક્ટર આરબુનોટ ઉપર યાદી લખી મોકલી...જે મહેતાજીને વંચાવવામાં આવી.

મહેતાજીએ જવાબ દઈ દીધો કે "હું કંઈ સરકારના તરફથી એ કામ કરતો નથી. એ સભા તો અમારા ખાનગી કામની છે. ને જાહેરનામા સંબંધી કાયદામાં મને (મના) કીધી નથી.

આ પરથી કલેક્ટરે સેશન જજને જવાબ દીધો કે મહેતાજી કંઈ અમારા તાબામાં નથી.

આ યુગપ્રવર્તક પ્રસંગ પછી મહેતાજીની પ્રતિષ્ઠા સાધારણ પ્રજાજનથી માંડી રાજદરબાર સુધી વિસ્તરી. ઘણાએ એને 'વિલક્ષણ પુરુષ' કહ્યો, તો કેટલાકે એને નવો પંથ ચલાવનાર 'આચાર્ય' પણ કહ્યો!

અને ત્યારે મહેતાજીની ઉંમર માત્ર ૩૫ વર્ષની હતી!

---

# વાર્તા

## થીગડું

—સુરેશ જોષી

પશ્ચિમમાં ક્ષિતિજ પર વાદળાં છવાયેલાં હતાં તેથી આથમવા આવેલા સૂરજની રતૂમડી આભા દેખાતી નહોતી; સહેજ વાદળ આછાં હતાં ત્યાંથી રતાશની નાનીશી લકીર ઘડીભર દેખાઈ ન દેખાઈ ને છવાતા જતા અંધારામાં અલોપ થઈ ગઈ; જાણે કોઈ નાગણે બટકું ભરી અંધારના ઝેરની કોથળી ઠાલવી દીધી. એ હલવાયેલો અંધકાર પ્રભાશંકરને પણ ચારે બાજુથી ઘેરી વળ્યો.

પ્રભાશંકરે ગોખલામાંથી પાનની ચમચી લીધી. એ ખોલીને આંખો ઝીણી કરીને જોયું તો અંદર ચીમળાઈ ગયેલું અધુું જ પાન હતું. બે દિવસથી હસમુખને પાન લાવવાનું યાદ કરાવવા છતાં એ ભૂલી જ જતો હતો! પ્રભાશંકરે ખૂબ કાળજીથી અર્ધા પાનના બે ભાગ કર્યા, એમાંનો એક ભાગ સાચવીને ચમચીમાં મૂકી દીધો ને બીજા ટુકડા પર ચૂનોકાથો ચોપડવા લાગ્યા. પાન મોઢામાં મૂક્યું, સાથે તમાકુની ચપટી ભરીને મોઢામાં મૂકી.

બહારના શેરીના દીવાના પ્રકાશનો એક લીસોટો આગલા ઓરડામાં પડતો હતો, તેને અજવાળે ખીંટીએ ભેરવેલો કોટ લઈ ને પહેર્યો, ટોપી માથે મૂકી. ઘૂંટડો પાણી પીને જ બહાર નીકળવાની એમને ટેવ હતી. પારવતી ડોશી જીવતાં હતાં ત્યાં સુધી તો બહાર જવાનો વખત થાય કે તરત પાણીનો પ્યાલો લઈ ને હાજર રહેતાં. એવી નાની નાની ઘણી વસ્તુ આ છેલ્લા એક વરસથી એમને જાતે જ કરી લેવી પડતી.

પાણી માટે પ્રભાશંકર પાણિયારા પાસે ગયા ને ઘૂંટડો ગળે ઉતારીને પાછા વળતા હતા ત્યાં એકાએક જાણે કોઈએ પાછળથી એમના કોટની બાંય ઝાલીને એમને રોક્યા. એમનાથી એકાએક પૂછાઈ ગયું: શું છે, હસમુખની મા?

નિસ્તબ્ધ અંધકારમાં એ પ્રશ્ન રઝળતો થઈ ગયો. પ્રભાશંકર આંખ ઝીણી કરીને અંધકારમાં તાકી રહ્યા. તપખીરનો સડાકો લઈને, સહેજ ખોંખારો ખાઈને, 'મકુ જે' કહીને, પારવતી ડોશીને વાત કરવાની ટેવ હતી. મોટા દીકરા મણિશંકરના મૃત્યુ પછી પ્રભાશંકર ઘણીવાર અન્યમનસ્ક બની જતા. ત્યારે ઘણુંખરું એમની બાંય ખેંચીને બોલાવવાની પારવતી ડોસીને ટેવ પડી ગઈ હતી. પ્રભાશંકરને યાદ આવ્યું:

પરણ્યાને બે એક વરસ થયાં હશે. ત્યારે તો એમનાં ડોસાડોસી ઘરમાં હતાં. જમીને પ્રભાશંકર નોકરીએ જવાની તૈયારીમાં જ હતા. એમની ટેવ મુજબ ઘૂંટડો પાણી પીને રસોડાની બહાર નીકળવા જતા હતા, ત્યાં આમ જ કોટની બાંય ખેંચીને એમને ઊભા રાખીને પારવતીએ પોતે માતા થવાની છે તેના શુભ સમાચાર આપ્યા હતા. સંયુક્ત કુટુંબમાં મર્યાદા જાળવીને રહેવાનું, બે ઘડી એકાંત મેળવીને એકબે શબ્દ બોલવાનું ભાગ્યે જ બનતું. રાતે માબાપને ભાગવત સંભળાવીને પ્રભાશંકર સૂવા જાય, ત્યારે પારવતી પથારીને એક ખૂણે, આખા દિવસના કામથી થાકેલી, ઊંઘે ઘેરાતી આંખે, માંડ જાગતી બેઠી હોય. આમેય તે પ્રભાશંકર ચાર શબ્દ બોલવાના હોય ત્યાં એક જ બોલીને કામ ચલાવી લે એવા માણસ.

મરણ આવ્યું તે દિવસે પારવતીએ પણ આમ જ હાથ પકડીને રોકતાં કહેલું: આજે ન જાઓ તો ન ચાલે? પણ પછી તરત જ, પ્રભાશંકર નિત્યનિયમમાં કશો ભંગ પડે તે સાંખી લેતા નહિ તે જાણીને, વાત બદલી નાંખીને કહેલું: ના ના, મને અમથું જ જરા મનમાં એમ થયું...લો, એક ઘૂંટડો પાણી પીને પછી જાઓ.

આથી, બારણાના આગળામાં કાણી આગળથી ફાટેલો

કોટ ભેરવાતાં ઊભા રહી જઈને એકદમ એમનાથી પૂછાઈ ગયું : શું છે હસમુખની મા ? પણ પેલો તપખીરનો સડાકો ને ' મકુ જે 'નો ટહૂકો સંભળાયાં નહિ એટલે પ્રભાશંકર એકલા જ બોલવા લાગ્યા : શું છે ? કોટ ફાટયો છે એમ કહેવું છે ને ? તે શું થીગડું મારું ? પણ સોયદોરો કયાં છે ?

પછી થોડીવાર અકળાતા હાથ મસળતા પ્રભાશંકર એમ ને એમ ઊભા રહી ગયા. પછી જાણે પારવતીનો નાખુશ થયેલો ચહેરો જોયો હોય તેમ બોલ્યા : પણ તું જ કહેને, હું શું કરું ? વહુને મારાથી વારે વારે કહેવાતું નથી. વારુ, થીગડું મારું છું, પછી છે કાંઈ ? ' થીગડું ' શબ્દ ચારેક વાર ફરી ફરીને બોલ્યા.

ને એમને વળી યાદ આવ્યું : એકસાથે ત્રણચાર વરસ નબળાં ગયાં, ઘરખોરડાં આગમાં બળી ગયાં, જમીન તો તસુ સરખી ય હતી નહીં. બાપ ગામોટું કરતા. બહેનોને પરણાવવાની. આથી પંદર વરસની વયથી જ પ્રભાશંકર એક વેપારીની દુકાને તમાકુનાં પડીકાં વાળવા બેસી ગયા.

વર્નાક્યુલર ફાઈનલ તો પાસ કરેલી, એટલે પાંચેક વરસ રાહ જોયા પછી આખરે બહુ દૂરના અજાણ્યા ગામમાં પંદર રૂપિયાની, પ્રાથમિક શાળાના શિક્ષકની નોકરી મળી ગઈ.

ઘરખરચ, બહેનોનાં લગ્ન–આ બધું ઉપાડતાં પાંત્રીસ તો થઈ ગયાં. આખરે પ્રભાશંકરને પરણવાની અનુકૂળતા થઈ. પરણ્યા પછી આણું કરવા સાસરે ગયા ત્યારે પારવતી જોડે જે વાત થઈ તે એમને યાદ આવી. એમણે કહેલું : મારી તો ઉંમર મોટી થઈ, સંસારનો ઢસરડો કરતાં મારો રસ તો બધો સુકાઈ ગયો. તને મારી જોડે ફાવશે ?

પારવતીએ એની સખીએ શીખવેલો જવાબ આપ્યો હતો : તમે જ મારે મન બધું છો, પછી મારે બીજા કશાની શી જરૂર ?

પ્રભાશંકરે ઉમેરેલું : પણ અમારા ઘરમાં તો એક સાંધીએ ત્યાં તેર તૂટે એવો ઘાટ છે. સંસાર ભોગવવા કરતાં થીગડાં મારવાનું જ કામ તારે કરવું પડશે !

પારવતીએ ઉલટભેર કહેલું : વારુ, તમે કહેશો તેટલાં થીગડાં મારી આપીશ. થીગડાં મારતાં હું નહિ થાકું.

પણ આજે એ કયાં છે ? એ ય આખરે થાકી જ ને !

દેવ આગળ દીવો કરવા ને ફાનસ સળગાવવા પ્રભાશંકરે દીવાસળી શોધી, પણ જડી નહીં. દીવાસળી શોધતાં એક દાબડામાંથી સોયદોરો જડ્યાં. એ લઈને પ્રભાશંકર એટલે ગયા. શેરીના દીવાને અજવાળે એમણે કેટલું થીગડું મારવું પડશે તેનો અંદાજ કાઢી લીધો. પોતાની બેસવાની ગાદી નીચે સંઘરેલાં ગાભાચીથરાંમાંથી માપસરનો એક ટુકડો કાઢ્યો. એનો રંગ કોટના રંગને મળતો નહોતો આવતો. પણ એવું કપડું કયાંથી લાવવું ? આ કોટને ય હસમુખ જેટલાં વરસ થયાં. મિલિટરીનાં સસ્તે ભાવે કાઢી નાખેલાં કપડાંમાંથી મણિશંકર એ લઈ આવેલો.

દીવાને અજવાળે પ્રભાશંકરે, આંખ ઠેરવીને, સોયમાં દોરો પરોવવાનો પ્રયત્ન કર્યો. દોરીને થૂંકથી ભીની કરીને છેડે વળ ચઢાવ્યો, ઘણા પ્રયત્નો કર્યા પણ સોયનું નાકું દેખાય તો ને !

એટલામાં શેરીના દીવા આગળ રમતા એક કિશોરની એ તરફ નજર ગઈ. થોડીવાર સુધી તો એણે પ્રભાશંકરના નિષ્ફળ પ્રયત્નોને કુતૂહલથી જોયા કર્યા. પછી એ પાસે આવીને બેઠો અને ભીંતના પોપડા ઉખેડતો ઉખેડતો પ્રભાશંકરના પ્રયત્નોને જોઈ રહ્યો.

પ્રભાશંકરનું એના તરફ ધ્યાન ગયું એટલે એમણે કહ્યું : " કોણ છો બેટા ? દયાશંકરનો મનુ કે ? " પેલા કિશોરે કહ્યું : " હા, દાદા. "

કિશોરના માનવાચક સંબોધનથી પ્રોત્સાહન પામીને પ્રભાશંકરે કહ્યું : " ભાઈ, મને જરા આ સોયમાં દોરો પરોવી આપને ! "

મનુએ કહ્યું : " દાદા, એક શરત, તમારે વાર્તા કહેવી પડશે. "

પ્રભાશંકર હસીને બોલ્યા : " વાતો તો તારાં દાદીને કહેતાં આવડતી, હું તો......"

એમને વચ્ચેથી જ અટકાવીને મનુ બોલ્યો : " ના દાદા, એમ બહાનું કાઢો તે નહિ ચાલે. દાદીએ તમને તો ઘણી બધી વાતો સંભળાવી હશે. એમાંથી એક તો કહો. "

પ્રભાશંકર હાર્યા. એમણે કહ્યું : " વારુ, તું દોરો પરોવી આપ, એટલે વાર્તા કહું. "

મનુએ ઝટ દોરો પરોવી આપ્યો. પ્રભાશંકરે પેલો કપડાનો ટુકડો જોડીને જેવા સૂઝે તેવા બખિયા ભરવા માંડ્યા. મનુ પાસે સરીને કુતૂહલથી વિસ્ફારિત નેત્રે એમની પાસે બેઠો.

પ્રભાશંકરે વાર્તા શરૂ કરી : ઘણાં ઘણાં વરસ પહેલાંની વાત છે......

[ વિશ્વમાનવ : ડિસેમ્બર '૫૮

મનુએ પૂછ્યું : "કેટલાં ? સો, બસો……"

પ્રભાશંકરે કહ્યું : "ના, હજારેક વરસ પહેલાંની વાત છે. ત્યારે એક રાજા હતો. એને એક રાજકુમાર, એનું નામ ચિરાયુ બાળપણથી જ એ ભારે ફૂટડો. જે એને જુએ તે એના પર વારી જાય. એ મોટો થતો ગયો તેમ વધારે ને વધારે દેખાવડો થતો ગયો. એને જોઈજોઈને રાજા અને રાણીની આંખમાંથી આંસુ વહી જાય……

મનુએ પૂછ્યું : "એ તે કેવી નવાઈની વાત ? આવા રૂપાળા કુંવરને જોઈને ખુશ થવાને બદલે રાજારાણી આંસુ પાડે !"

પ્રભાશંકરે કહ્યું : "હા ભાઈ, એ આવો રૂપાળો હતો તેથી જ એને જોઈને રાજારાણીને એમ થતું કે આવી કંચન સરખી કાયા એક દિવસ તો કરમાઈ જ જશેને ! આથી તેમને દુઃખ થાય ને આંસુ આવે… "

મનુએ હોંકારો પૂરતાં કહ્યું : "હં, પછી ?"

પ્રભાશંકરે વાત આગળ ચલાવી : આમ મહિના વીતતા જાય છે, વરસ વીતતાં જાય છે. રાજકુમાર સોળ વરસનો થયો. વરસગાંઠ આખા રાજમાં ધામધૂમથી ઉજવાઈ. એ જ વખતે રાજાને કાને વાત પહોંચી કે રાજધાનીમાં કોઈ મોટા ચમત્કારી સિદ્ધપુરુષ આવ્યા છે. નગરની બહાર, મોટા વડની છાયામાં, એઓ ધૂણી ધખાવીને બેઠા હતા. રાજા અને રાણી તો એમની પાસે ગયાં. સોનાના થાળમાં ફળ ધરીને કહ્યું : "મહારાજ, અમારી એક ઇચ્છા પૂરી કરશો?"

સિદ્ધપુરુષે પૂછ્યું : "શી ઇચ્છા છે? બોલો."

રાણી બોલી : "અમારો એકનો એક રાજકુમાર સદા છે તેવો ને તેવો ફૂટડો ને જુવાન રહે એવી અમારી ઇચ્છા છે."

સિદ્ધ પુરુષે કહ્યું : "વારુ, એકવાર બરાબર વિચાર કરી લો."

રાજાએ કહ્યું : "મહારાજ, અમે તો રાતદિવસ આ જ વાતનું રટણ કરીએ છીએ. અમારે હવે ઝાઝો વિચાર કરવાનો છે જ નહિ."

સિદ્ધ પુરુષે કહ્યું : "વારુ, હું એને માટે એક ચમત્કારી રેશમી વસ્ત્ર આપું છું, તે એણે શરીરથી કદી અળગું નહિ કરવું. એ વસ્ત્ર જ્યાં સુધી એના અંગ ઉપર રહેશે ત્યાં સુધી કાળની એના પર કશી અસર થશે નહિં. એની કાયા સહેજ પણ કરમાશે નહિ."

રાજારાણી આ સાંભળીને હરખથી ઘેલાં ઘેલાં થઈ ગયાં. એમણે લળીને સિદ્ધ પુરુષની ચરણરજ માથે ચડાવી.

સિદ્ધ પુરુષે પછી કહ્યું : "પણ એક વાત છે. જો તમારા બેમાંથી કોઈને એને વિશે સહેજ સરખો પણ ખરાબ વિચાર આવશે તો એ વસ્ત્રમાં કાણું પડશે. પછી એ મોટું ને મોટું થતું જશે."

આ સાંભળીને રાજા અને રાણીના મોઢા પર ચિંતાની છાયા પથરાઈ ગઈ. પછી રાજા બોલ્યા : "અમારા વહાલા દીકરાને માટે અમારા મનમાં ખરાબ વિચાર તો નહિ જ આવે, પણ ન કરે નારાયણ–"

રાણીએ વાત ઉપાડી લઈને કહ્યું : "હા, એવું કશું બને તો એ વસ્ત્ર સાંધી નહિ શકાય ?"

સિદ્ધ પુરુષે કહ્યું : "સાંધી તો શકાશે, પણ તે ભારે વિકટ કામ છે."

રાજારાણી એકીસાથે પૂછી ઊઠયાં : "કેમ ?"

સિદ્ધ પુરુષ બોલ્યા : "એ સાંધવાને જેટલા ટાંકા ભરવા પડે, તેટલાં વરસ કોઈ આપી દેવા તૈયાર થાય, તો તે જ એને સાંધી શકે. પણ એમાં વળી એક બીજી શરત છે. એ બધાં વરસો આપનારે એ વરસો દરમિયાન કશું પાપ ન કર્યું હોવું જોઈએ. એ વરસો કશા ય કલંક વગરનાં હોવાં જોઈએ."

આ સાંભળીને રાજારાણી ઘડીભર તો વિચારમાં પડી ગયાં. પણ પછી તરત કહ્યું : "ભલે મહારાજ, અમને બધી શરત મંજૂર છે."

સિદ્ધ પુરુષે કહ્યું : "હજુ એક વાર વિચાર કરી લો. જો એના વસ્ત્રમાં છિદ્ર પડશે તો એકસાથે બધાં વીતેલાં વરસોની અસર એની કાયા પર થશે; અને જ્યાં સુધી એને સાંધી નહિ લેવાય, ત્યાં સુધી એ ધીમે ધીમે ગળતો જ જશે. હા,પણ જ્યાં સુધી એ વસ્ત્ર એના શરીર પર હશે ત્યાં સુધી એ મરશે નહિ."

રાજારાણીને હવે કશું સાંભળવું જ નથી, એમણે તો આતુરતાપૂર્વક એ રેશમી વસ્ત્ર માગ્યું. સિદ્ધ પુરુષે એ વસ્ત્ર, એની બરાબર મધ્યમાં સ્વસ્તિક દોરીને આપ્યું. પછી રાજારાણી તો રાજમહેલમાં આવ્યાં. મોટો દરબાર ભર્યો. એ દરબારમાં ભારે દમામથી રાજપુરોહિતને હાથે રાજકુમારને એ રેશમી વસ્ત્ર પહેરાવવાનો વિધિ થયો.

મનુએ પૂછ્યું : "પછી ?"

પ્રભાશંકર બખિયા ભરતા ભરતા બોલ્યા : "પછી તો

વરસ પછી વરસ વીતતાં જાય છે, રાજા વૃદ્ધ થયા, રાણી વૃદ્ધ થયાં. પણ ચિરાયુ તો એવો ને એવો ફૂટડો સોળ વરસનો રાજકુમાર જ રહ્યો. ચિરાયુ તો ભારે મોજશોખમાં પડી ગયો. એક રાજકુંવરીને પરણે, ને એ મોટી ઉંમરની થાય એટલે એને છોડી દે ને બીજી રાજકુંવરીને પરણે. આનો કાંઈ પાર જ ન રહ્યો.

એક દિવસ રાજા અને રાણી ઝરૂખામાં બેઠાં હતાં. ત્યા પાસેથી કોઈનું હૈયાફાટ રડવું સંભળાયું. એમણે જોયું તો રાજકુમારે તરછોડેલી રાણી જ રડતી હતી. રાજા એને સમજાવીને છાની રાખવા ગયા. ત્યાં એ જીભ કરડીને મરી ગઈ. રાજારાણી આથી બહુ ઉદાસ થઈ ગયાં. આથી એમનાથી બોલાઈ ગયું : “ આના કરતા તો જુવાની નહિ હોય તે સારૂ. ” ને તરત જ પેલા સિદ્ધ પુરુષના કહેવા પ્રમાણે થયું. ચિરાયુના રેશમી વસ્ત્રમાં કાણું પડ્યું, ને કાણું પડતાંની સાથે જ રાજકુમાર એકાએક ફેરવાઈ ગયો. એના શરીર પરની ચામડી ઝૂલી પડી, એને શરીરે પરુ દૂઝતાં ધારા ઊભરાઈ ઊઠ્યાં. એને જોઈ ને લોકો મોં ફેરવી લઈ ને નાસવા લાગ્યા. ચિરાયુ તો પડતોઆખડતો રાજારાણી પાસે આવ્યો ને કરગરી પડ્યો : “ મને બચાવો, મને બચાવો. ”

રાણીની આંખમાંથી ચોધાર આંસુ વહેવા લાગ્યા. એણે એને ખોળે લીધો ને ફાટેલા રેશમી વસ્ત્રને એ થીગડું દેવા બેઠી. એ બખિયા ભરે, પણ વસ્ત્ર તો સંધાય જ નહિ. પછી રાજાએ સાંધવાનો પ્રયત્ન કર્યો, પણ વસ્ત્ર સંધાય જ નહિ. રાજારાણી પાપમુક્ત તો થોડાં જ હતાં ! પછી તો રાજાના દરબારીઓએ પ્રયત્ન કર્યો, પણ ફોકટ !

આમ દિવસે દિવસે કાણું તો મોટું થતું ચાલ્યું. એને સાંધવા જેટલાં કલંક વગરનાં વરસ કોની પાસે હોય ? રાજા અને રાણી તો કુંવરની આ દશા જોઈ ને મરણશરણ થયાં. પછી ચિરાયુ તો નીકળી પડ્યો...

મનુએ પૂછ્યું : “ એણે એ વસ્ત્ર ઉતારીને ફેંકી કેમ ન દીધું ? ”

પ્રભાશંકર બોલ્યા : “ એને મનમાં એવો લોભ ખરો ને કે કદાચ કોઈ સાંધનાર મળી જાય તો જુવાની પાછી મળી જાય. લોકો કહે છે કે, કોઈકવાર રાતના અંધારામાં લથડતે પગલે કોઈ સાવ ખખડી ગયેલો ડોસો ચીંથરેહાલ દશામા આવીને આંગણે ઊભો રહે છે ને બોલે છે : ‘ થીગડું મારી આપશો ? ’ પછી સહેજ રાહ જોઈ ને ઊભો રહે છે. જવાબ ન મળતાં આખરે ચાલ્યો જાય છે. ”

મનુ વિચારમાં પડી ગયો. થોડીવાર સુધી એ કશું બોલ્યો નહિ. પછી કશીક વિચાર આવતાં એની આંખ ચમકી ઊઠી ને એ બોલી ઊઠ્યો : “ દાદા, તમે તો મોડે સુધી જાગતા એટલે બેસી રહો છો. તમને જો એ કોઈવાર દેખાય તો મને બોલાવજો. આપણે બે મળીને એનું રેશમી વસ્ત્ર ઉતારીને ફેંકી દઈશું, પછી એને રખડવાનું તો મટશે, ખરું ને ? ”

પ્રભાશંકરે કહ્યું : “ હા. ”

મનુ સંતોષ પામીને ઊભો થઈ ચાલ્યો ગયો. એના તરફ જોઈ રહેલા પ્રભાશંકર ઘડીભર સ્થિર થઈ ને બેસી જ રહ્યા. પછી બખિયો ભરતાં સોય આંગળીના ટેરવામાં ખૂંપી ગઈ, એટલે સોયદોરો કાઢી લઈ ને ઊભા થયા ને ઘરની અંદરના અંધકારમાં અલોપ થઈ ગયા.

**[ તાજેતરમાં પ્રગટ થયેલ ‘ બીજી થોડીક ’માંથી ]**



આંગળી ચીંધ્યાનું પુણ્ય

# મુકબિલનો 'પમરાટ'

—સૌ. યશોબાલા

પમરાટરૂપે આકાર પામતી સુવાચ્ય ગઝલો એ પ્રકારનાં કાવ્યોના સંગ્રહલેખે પોતાની મેળે પહેલી દૃષ્ટિએ સારી છાપ પાડે છે; કારણ કે પોતે જે ભાષામાં લખે છે તેનો ખ્યાલ એમણે તજ્યો નથી. એમની વયના બીજા ગઝલકારોને મુકાબલે એમની કૃતિઓ સામયિકોમાં વધારે સંખ્યામાં બહાર પડી ચૂકી છે.

મુકબિલના વડીલ બંધુ ભાઈ કિસ્મત પણ વરસોથી ગઝલ કહે છે, અને બીજાઓ પણ ગઝલ રચે છે અને આખી દુનિયા ગઝલો સાંભળે છે, એથી કોઈ ને પણ ખ્યાલ આવી શકે કે ગઝલ કેટલી મશહૂર ચીજ હોવી જોઈએ. કેટલાંક વરસ પર ગઝલના વાસ્તવિક સ્વરૂપ વિષે આપણે કશું યે જાણતા ન હતાઃ બાળક જેમ મળી આવે એવું ઝભલું સહેલાઈથી પહેરી લે છે, તેમ આપણા કેટલાક પુરોગામી કવિઓ જરા અમથી મહેનતમાં ગઝલકારો કહેવાઈ ગયા. તેમને હિસાબે આજના ગઝલકારોને તો કોઈ ફૂલે પૂજે તો યે ઓછું છે. એવી એમની ગઝલ વાપરવા વિષેની ભાવના તેમ જ ઊંડી સમજ છે.

ભાઈ મુકબિલની ગઝલો મિલન, ચેતન, કવિતા, કવિલોક વગેરે ચોપાનિયાંમાં દાખલ થયેલી અમે જોઈ છે, પરંતુ અમે ખરી હેરત ત્યારે પામ્યા, જ્યારે કુમાર માસિકમાં ય ગઝલી જેમવાળું એમનું કાવ્ય હાજર કરવામાં એઓ ફતેહમંદ નીવડ્યા.

'પમરાટ' મધ્યે શ્રી રાજેન્દ્ર શાહનું પત્રના રૂપમાં લેવાયલું પુરોવચન અમારા તરફની લગભગ બધી ફરજો અદા કરી દે છે, એટલે સંગ્રહની કૃતિઓ ઉપર બીજી નુકતાચીનીઓ ન કરીએ તો યે ચાલે: છતાં એ શિરસ્તો છે એટલે શિરસ્તો પાડનારાઓના માન ખાતર અમે એની સાધારણ છણાવટ અહીં કરીએ છીએ.

પ્રથમ ફાલની હોવા છતાં મુકબિલની સાવ સાદી રચનાઓ માંથી શોધી કાઢનારાંઓને અહીંતહીંથી ટાંકવા યોગ્ય શએરો જડી આવે. રાજેન્દ્ર શાહને બહુ પસંદ પડી ગએલો નીચેનો શએર એમણે અભિવ્યક્તિના કસબ તરીકે ઉતાર્યો છેઃ

'તું ખરા પર ઊતરીને કોઈને યે કરતો નથી,
વિરહમાં જે વાત મારે, તારલા! કરવી પડે.'

પરંતુ મુકબિલની રજૂઆતને ન્યાય આપવામાં અમારા વિદ્વાન મિત્ર પહેલી માયકાંગલી લીટીના મોહમાં થપ્પડ ખાઈ ગયા લાગે છે. મંગલ રચનાનો દાખલો એમની એક ગઝલમાંથી હવે ઉતારી બતલાવીએ, તે જુઓ:—

"બે સગી બેન જોઈ લ્યો, જાણે
સાંજ જેવી સ્હવાર સુંદર છે."

નમૂનાના તોર પર એમણે જ ટાંકેલો એક બીજો દાખલો ભાષાશુદ્ધિથી અત્યંત વિમુખ છે.

"યુગે યુગમાં નવેસરથી બધા વ્યવહાર બદલે છે,
અનાદિથી જુઓ, કે ક્યાંય સાચો પ્યાર બદલે છે?"

"અનાદિ" માં દિને પરાણે દીર્ઘ ઉચ્ચારવો પડે છે, તે તો જાણે ઠીક, પણ પંક્તિને અંતે આવતું બિચારું સકર્મી ક્રિયાપદ મફતમાં અકર્મી થઈ ગયું—કેમ? ઉર્દૂ યા હિંદીમાં 'બદલના' એટલે ફેરવાઈ જવું, થાય છે; જ્યારે ગુજરાતીમાં બદલવું એટલે ફેરવી નાખવું અને બદલાવું એટલે ફેરવાઈ જવું એમ થાય છે, એ દૃષ્ટિદોષ તરફ ભાઈ શ્રી મુકબિલનું ધ્યાન દોરીએ છીએ અને જણાવવાની રજા લઈએ છીએ કે, એમણે જ યોજેલી "વ્યાખ્યા પ્રણયની

કોઈ ન બદલી શકયું કદી " એ પંક્તિમાં 'બદલી શકયું' બરાબર અને યથાર્થ છે.

"અસ્તિત્વ પ્રેમ શબ્દનું કાયમ નહીં રહે,
તો જગમાં કોઈ ચીજ મુલાયમ નહીં રહે."

એમાં પણ બાદલી રજૂઆત અને "જગમાં" શબ્દ વડે ઉત્પન્ન થતો અસ્વાભાવિક પ્રયત્ન તાલની સ્વસ્થતામાં ખલેલ કરે છે.

શરૂઆતનું યાચનાનું કાવ્ય ચતુષ્પદીઓ યાને રુબાઈઓમાં છે, અને બધી રીતે પ્રેરણાયોગ્ય અને સૂચક છે. પરંતુ ડૉક્ટર ઇકબાલની માફક ખૂટતી જગામાં નિમંત્રેલાં બધાં મુક્તકો એકસરખાં રોચક અને સહેતુક નથી.

"સ્નેહની સરિતા આવો,
પ્રેમનો સમંદર છું;
ભેટવા ગગન હૈયે
યત્ન કરતો સાગર છું:
હાથ ખાલી છે મુકબિલ,
હું જ ખુદ સિકંદર છું."

એમાં બહુ જ સારું અને સાફ કહેલું ગણાય—ખાસ કરીને ખાલી હાથવાળાઓને, જેઓ મરતી વખતે સિકંદર જેવો મોભ્ભો રાખે છે જ, પણ તેઓ જાણતા નથી યા કોઈએ તેમને એવું જણાવવાની ગરજ રાખી નથી.

"જગતના પટ ઉપર આ જ્યાં સુધી સહરા સલામત છે,
મુહબ્બત બેફિકર રહેજે કે દીવાના સલામત છે."

એ પંક્તિઓમાં ઉર્દૂ-ફારસીના કડીતોડ કાફિયાની શૈલીનું નામનું યે દર્શન થતું નથી.

"કોરી કિતાબ કાવ્ય લેખે ઉચ્ચકોટિની કૃતિ છે;" "વાહ વા કરવી પડે" એ કૃતિ પણ એકંદર રોચક અને અર્થપૂર્ણ છે, જો કે એમાંયે કેટલીક પંક્તિઓ સંપૂર્ણ અને સુસંગત નથી. ૯મી કંડિકામાં "નિત શમા કરવી પડે" એમાં નભી શકે એવો કોઈ ખાસ મુહાવરો નથી. "દફનાઈ જવું છે" અને એની સામે છાપેલ "ઝંખના" સાધારણ આશાજનક કાવ્યો છે. ટીપ આપ્યા છતાં 'હસી'ને હાસ્યના અર્થમાં ઘટાવી શકાય નહીં (કાવ્ય ૭૧મું) અને ટીપ ન આપ્યા છતાં કિનારને કિનારામાં ખપાવવાની લાલસા બહુ જ બાલિશ ગણાય. "જવાનીના કસમ" ચતુષ્પદીમય કૃતિ છે અને 'જિંદગી પર ગર્વ' એ પંચપદી યા મુખમ્મસનો મોભ્ભો સાચવે છે; પણ એમાં 'હું હાથો ધોઉં છું આજે' જ્યારે સાંભળીએ છીએ, ત્યારે એ પ્રશ્ન થાય છે કે શેનો હાથો કવિ ધોતા હશે—કોદાળીનો, પાવડાનો કે ખુરસીનો?'

ભાઈ મુકબિલની રચનાઓ વિષે આટલું ઘસાતું કહી નાખ્યા પછી જરા એ જ થાળી ઉલટાવીને વગાડીએ:

એમનું "અભિલાષ" કાવ્ય વિચારગૂંથણીના નમૂના લેખે ખાસ ધ્યાન ખેંચે એવું છે. બેત્રણ કંડિકાઓ તારવવી અસ્થાને નહીં ગણાય:

"થાકયો પ્રવાસી પામી શકે તાઝગી નવી,
એક રાત ભર યદી હું ઉતારો બની શકું;
ભૂલી નહીં શકે પછી તું કોઈ દી મને,
તારા હૃદયમાં મારા વિચારો બની શકું:
તારા જ નામથી મને દુનિયા પુકારશે,
તારી નજરમાં ના ભલે તારો બની શકું!"

"સુરા હોવી જોઈએ" એ કાવ્યમાં એક જ શએર ઉપર બીજા આઠ શએર નભે છે. આ રહ્યો એ ચોથો કર્ણપ્રિય શએર:

"કોઈ કથાનો અંત કરુણ સાંભળો કદી
સમજી લો, એજ મારી કથા હોવી જોઈએ.

અને

"મંઝીલ સુધી ગયો અને મંઝીલ નહીં મળી,
રસ્તા હસી પડયા ને ઉતારા હસી પડયા."

એમાં રહેલો વ્યંગ કાવ્યક્ષમ અને ઉચિત છે.

વીસમા પૃષ્ઠ ઉપર છપાયેલું ૨૪ મું કાવ્ય "કોમળતા" મુક્તકોની બધી યોગ્યતાઓથી સભર હોઈ, એમના નાજુક ઉદ્યાનને ઓળખાવનાર શિલાલેખ જેવું બની રહે છે. જેકેટની અંદરનાં પડખાંઓ ઉપર ઉતારેલ પ્રા. ઈશ્વરલાલ દવે અને પરાશર્યનાં આવકાર વચનો ઉત્તમ પ્રવેશદ્વાર સરખાં લાગે છે; અને ગઝલો ઉપરનું પતીલનું મંતવ્ય રંગીન માછલીઓ પ્રત્યક્ષ કરાવતા હોજની આશંકા પ્રેરે છે. કિશોર વયની નિર્દંભ રમતો જેવો એમનો પહેલો ફાલ એમની સાધારણ છતાં ઉમદા કાવ્યરીતિઓની ઉમદા છાપ પાડે છે; અને ગઝલકારોમાં એમનું સ્થાન બેધડકપણે નિશ્ચિત કરી દે છે. વધારે તો એટલા માટે કે ગઝલની કેટલીક ખટકતી પૂજાઓ એમણે બહુ જ ઓછા પ્રમાણમાં સ્વીકારી છે, અને ભારતીય વાતાવરણને યોગ્ય વિશાળતા, સરળતા તેમ જ વિશદતા કેળવી "પમરાટ" ને ખરેખર મુગ્ધ અને પ્રતીતિકર બનાવ્યો છે.

# વિશ્વવિદ્યાલયનું કર્તવ્ય

—વી. કે. આર. વી. રાવ, અનુવાદક અને સંક્ષેપક : અનિરુદ્ધ બ્રહ્મભટ્ટ

આજે આપણી સામે રાષ્ટ્રીય તથા ભાવાત્મક એકતાનો પ્રશ્ન ઊભો થયેલો છે. એને માટે શું કરવું જોઈએ ? કોણ એ કાર્ય કરે ? કેવી રીતે કરે ? વળી એની સાથે સાથે વિશ્વબંધુત્વની ભાવનાને આપણે કેવી રીતે પોષી શકીએ ? આ કેટલાક એવા પ્રશ્નો છે જેમને વિશે ખાસ કરીને રાજકીય નેતાઓએ પુષ્કળ ચર્ચા કરેલી છે. પરંતુ હજી સુધી એમનો ન તો કોઈ સ્પષ્ટ જવાબ મળ્યો છે કે ન કોઈ એવી વ્યાપક અને રચનાત્મક નીતિ નક્કી કરવામાં આવી છે, જેને આપણે અમલમાં લાવી શકીએ. આજના લેખમાં આ બાબતમાં વિશ્વવિદ્યાલયો શું કરી શકે તેનો વિચાર કરીશું.

એ વાતનો સ્વીકાર કરવો જોઈએ કે વિશ્વવિદ્યાલયો માત્ર વિદ્યા-મંદિરો કરતાં કંઈક વિશેષ છે. વિદ્યાર્થીઓનાં ચારિત્ર્ય અને સામાજિક વ્યક્તિત્વના ઘડતરમાં વિશ્વવિદ્યાલયોનો ફાળો મહત્ત્વનો હોય છે. વિશ્વવિદ્યાલયનું કાર્ય માત્ર જ્ઞાનપિપાસુ વિદ્વાનનું ઘડતર કરવાનું જ નથી. પણ વિશાળ દૃષ્ટિકોણવાળા વિવેકશીલ નાગરિકો પેદા કરવાનું છે. વિશ્વવિદ્યાલય પોતાના છાત્રોને સમાજમાં પ્રવેશ મેળવવા માટે તૈયાર કરે છે. જ્યાં સમાનધર્મી અને એક ભાષાભાષી રાષ્ટ્ર હોય ત્યાં તો ઠીક, પણ ભારત જેવા દેશમાં તો વિશ્વવિદ્યાલયના કર્તવ્યની આ બાજુ અતિ મહત્ત્વની છે. એનું કારણ એ કે આપણો દેશ અત્યંત વિશાળ છે, અનેક ધર્મો એમાં પ્રચલિત છે. વિભિન્ન ભાષાઓ અને જાતિઓનું નિરંતર, મિશ્રણ એમાં થયા કર્યું છે.

આવા સંજોગોમાં, રાષ્ટ્રીય તથા ભાવાત્મક ઐક્યની દિશામાં વિશ્વવિદ્યાલય શું કરી શકે, એ પ્રશ્ન પર વિચારણા કરતાં પહેલાં, આપણે એ વસ્તુઓ પર વિચાર કરીએ કે જે આ એકતાના પંથમાં અડચણરૂપ બનીને ઊભી છે.

(૧) ભાષાભેદ : આમાં એક વધુ વાત એ જોડાઈ ગઈ છે કે, આ ભાષાઓ રાજ્યોની રાજનૈતિક સીમાઓથી અભિન્ન થઈ ગઈ છે. (૨) શિક્ષિત અને સાધારણ માણસોને જુદાં કરનાર ભાવાત્મક, સામાજિક, સાંસ્કૃતિક તથા બૌદ્ધિક અન્તર. (૩) એ જ પ્રમાણે શહેરી અને ગ્રામ્ય ક્ષેત્રોને પૃથક્ કરનાર ભાવાત્મક, સામાજિક, સાંસ્કૃતિક તથા બૌદ્ધિક અંતર. (૪) જાતિ કે વર્ણ પર આધારિત સમાજવ્યવસ્થાનું અસ્તિત્વ. આને કારણે રાષ્ટ્રોન્મુખ નિષ્ઠાને વર્ણ કે જાતિગત નિષ્ઠા કરતાં ગૌણ માનવાનું ભ્રમસ્થાન રહેલું છે. (૫) દેશના વિભિન્ન ધર્મોની વચ્ચે પરસ્પર સન્માન તથા સદ્‌ભાવની દૃષ્ટિ જોવા મળતી નથી. (૬) ભારતનો ઇતિહાસ એ વિભિન્ન પ્રદેશો અથવા વિભિન્ન રાજવંશોના પરસ્પરના સંઘર્ષનો ઇતિહાસ વધુ અંશે છે. એ એવો રાષ્ટ્રીય ઇતિહાસ નથી કે જેમાં દેશની સંપૂર્ણ જનતા એક ભાવાત્મક પરિધિમાં આબદ્ધ થયેલી જણાય. (૭) પરસ્પર વિરોધી પ્રાદેશિક સ્વાર્થ તથા પ્રાદેશિક નિષ્ઠાઓને પોષણ.

હવે પ્રશ્ન એ છે કે ઉપર જણાવેલી બાબતોને દૂર કરવામાં વિશ્વવિદ્યાલય શું કરી શકે ? આવી બાબતોના પ્રતિકારને માટે અને રાષ્ટ્રીય ભાવનાના વિકાસને માટે કેટલાંય સાધનોનો ઉપયોગ કરવો પડશે; અને વિશ્વવિદ્યાલય તો એમાંનું એક જ છે. એ સ્વીકારવું જોઈએ કે દેશ અને સમાજના નેતાઓ અને નાગરિકો પેદા કરનાર સંસ્થા વિશ્વવિદ્યાલય છે અને એ દૃષ્ટિએ એનું પ્રદાન સાચે જ મહત્ત્વપૂર્ણ ગણવું જોઇએ.

આપણા દેશના લોકો વિભિન્ન ભાષાઓ બોલે છે, પરંતુ એથી એ વસ્તુ લોકોની વચ્ચે પરસ્પર અવિશ્વાસ પેદા કરવામાં અને વધારવામાં કારણભૂત છે એમ માનવું જોઇએ

નહીં. હા, એ વાત સત્ય છે કે જો આપણો દેશ સમ્પૂર્ણપણે એક ભાષાભાષી હોત તો એને એકતાના સૂત્રમાં બાંધવો એ એટલું કઠિન ન બનત, જેટલું આજે બની રહ્યું છે. પણ એક દેશમાં અનેક ભાષાઓનું અસ્તિત્વ હોવું એ અનિવાર્ય રીતે વિભાજનકારક શક્તિ નથી. વિભિન્ન ભાષાઓનું અસ્તિત્વ એ વિભાજનકારક શક્તિ ત્યારે જ બની શકે છે જ્યારે (૧) વિભિન્ન ભાષાભાષીઓમાં એવી ભાવના જાગે કે અન્ય ભાષાવર્ગ એમની ભાષાનું (અને પરિણામે એમની સંસ્કૃતિનું) સન્માન કરતા નથી. (૨) જેના દ્વારા દેશના વિભિન્ન ભાષાવર્ગો એકબીજા સાથે સમ્પર્કમાં આવી શકે એવું—રાષ્ટ્રભાષા જેવું કોઈ સામાન્ય માધ્યમ અસ્તિત્વમાં ન હોય.

આ બેમાંથી પ્રથમ પ્રકારની વાત લઈએ તો જણાશે કે, આપણાં વિશ્વવિદ્યાલયોમાં વિભિન્ન ભાષાવર્ગોની ભાષાઓ તરફ અને એમની સંસ્કૃતિ તરફ વિશેષરૂપે ધ્યાન અપાતું નથી. દેશના વિભિન્ન ભાષાવર્ગોની વચ્ચે સદભાવ અને પરસ્પર માટે સન્માનની ભાવના વિકસાવવા આપણાં વિશ્વવિદ્યાલયોમાં આધુનિક ભારતીય ભાષાઓના વિભાગો ખોલવામાં આવે અને એ ભાષાઓમાં શિક્ષણની વ્યવસ્થા કરવામાં આવે, એ ઘણું જરૂરી છે.

પરંતુ કોઈ પણ વિશ્વવિદ્યાલય પોતાની પ્રાદેશિક ભાષા કરતાં ઈતર પ્રદેશોની ભાષાઓના શિક્ષણની વ્યવસ્થા કરે, ત્યારે વિભિન્ન પ્રદેશના અભ્યાસીઓ માત્ર પોતપોતાની પ્રાદેશિક ભાષાના ઑનર્સ અભ્યાસક્રમની સાથેસાથે ગૌણ વિષયોરૂપે અન્ય પ્રાદેશિક ભાષાઓનો પણ અનિવાર્ય રીતે સમાવેશ કરે, એ આવશ્યક બની રહે છે. એ ઉપરાંત, અન્ય પ્રાદેશિક ભાષાઓના અધ્યયનમાં પ્રોત્સાહન આપવા માટે છાત્રવૃત્તિ, પુરસ્કાર અને અન્ય સમુચિત ઉત્તેજનોની વ્યવસ્થા વિશ્વવિદ્યાલયોમાં થાય એ પણ જરૂરી છે.

હવે મુશ્કેલી એ છે કે અન્ય ભાષા શીખવવામાં લિપિ અને વ્યાકરણને કારણે કંઈ ને કંઈ મુશ્કેલી ઊભી થતી હોય છે. પરંતુ વિદ્યાર્થીને એની માતૃભાષાથી ઈતર પ્રકારની ભાષા શીખવવામાં કૌશલપૂર્ણ પદ્ધતિનો આશ્રય લેવો જોઈએ. વળી વિદ્યાર્થીમાં એવી ભાવના પેદા કરવી જોઈએ કે તે ભાષા શીખવા લાયક છે; પણ તે એટલા માટે નહીં કે એ દેશભક્તિનો માર્ગ છે, પણ એ ભાષા જાણવાથી સાહિત્ય અને વિચારનો એક અપાર અને અમૂલ્ય ભંડાર એની સામે ખુલી જશે. એવા આશયથી થતા ઈતર ભાષાના શિક્ષણ અંગે થોડાંક સૂચનો—

(૧) ભાષાના વૈજ્ઞાનિક અધ્યયનને ઉત્તેજન આપવું જોઈએ. આ વિભિન્ન ભારતીય ભાષાઓના સમાન ઉદ્‌ગમ તથા વર્તમાન એકતાને માત્ર પ્રમાણિત કરવા માટે જ નહીં પણ વિભિન્ન ભાષાઓના અભ્યાસની પદ્ધતિના વિકાસને માટે પણ જરૂરી છે.

(૨) દેશમાંનાં વિશ્વવિદ્યાલયોને પોતપોતાની પ્રાદેશિક ભાષાઓની શ્રેષ્ઠતમ કૃતિઓના અનુવાદની યોજના કરવાનું પ્રોત્સાહન મળવું જોઈએ. આ કાર્ય મોટા પાયા પર થવું જોઈએ. પસંદ કરાયેલા પ્રત્યેક પુસ્તકનો સંઘે સ્વીકારેલ ચૌદેય ભાષાઓમાં અનુવાદ થવો જોઈએ. આની સાથે સાથે પ્રત્યેક ભાષાના સાહિત્યનો બૃહત ઇતિહાસ તૈયાર કરવામાં આવે અને એ ઇતિહાસ અનુવાદો દ્વારા પ્રત્યેક ભાષાવર્ગને પહોંચાડવામાં આવે એ જરૂરી છે. ટૂંકમાં, પ્રત્યેક ભાષાની ઉત્કૃષ્ટ કૃતિઓ અન્ય ભાષાવર્ગો સુધી પહોંચાડવા માટે એક વ્યવસ્થિત પ્રયત્ન કરવાની જરૂર છે. આને કારણે પરસ્પર સન્માનની ભાવના જાગશે અને એક ભાષાવર્ગના લોકોમાં દેશની અન્ય ભાષાઓ જાણવાની રુચિ પેદા થશે.

આમ થશે ત્યારે માત્ર વિચારોના ક્ષેત્રમાં જ નહીં પણ અર્થક્ષેત્રમાં પણ વિનિમય થશે. ભાષાઓ નિરસંકોચપણે એકબીજાનું તત્ત્વ ગ્રહણ કરશે અને આ પારસ્પરિક વિનિમયથી ઉપલબ્ધ સમૃદ્ધિ રાષ્ટ્રભાષાને સમૃદ્ધ બનાવશે.

વિભિન્ન ભારતીય ભાષાઓનાં વ્યાકરણોના પુનરાવલોકનની પણ આવશ્યકતા છે. એમને ક્યાં સુધી આધુનિકતા પ્રદાન કરી શકાય તેમ છે તથા એમનામાં ક્યાં સુધી વિવેચનાત્મક એકરૂપતા લાવી શકાય તેમ છે, તે અધ્યયન દ્વારા શોધી કાઢવું જોઈએ. આ કાર્ય આજુબાજુનાં પ્રાદેશિક વિશ્વવિદ્યાલયો દ્વારા થઈ શકે. આ જ પ્રમાણે પાસેપાસેનાં વિશ્વવિદ્યાલયોએ પોતાના સંયુક્ત ક્ષેત્રની ભાષાઓની લિપિઓનું પણ પરીક્ષણ કરવું જોઈએ. તમામ ભારતીય ભાષાઓને માટે એક જ લિપિ બનાવવાનું ભલે શક્ય ન હોય, પણ લિપિઓને સુધારવાનો પ્રયત્ન શા માટે ન કરવો તે મને સમજાતું નથી. લિપિસુધારણાને કારણે વિભિન્ન લિપિઓ વચ્ચે ઓછામાં ઓછું અંતર રહે અને જ્યાં બની શકે ત્યાં લિપિઓ એકબીજાને મળતી આવે, એવું થાય એ જરૂરી છે.

મને લાગે છે કે હિન્દી, બંગાળી, મરાઠી અને ગુજરાતીને

માટે એક લિપિ બનાવવી એ શક્ય છે. એ જ પ્રમાણે તેલુગુ અને કન્નડને માટે પણ થઈ શકે. મને લાગે છે કે શેષ ભારતીય ભાષાઓમાં પણ એકસરખી લિપિની શક્યતા હશે.

જો ચીન અને જાપાન આખા રાષ્ટ્રમાં લિપિસુધારણા કરી શકે છે, તો આપણે પણ આપણા દેશમાં મોટા પાયા પર લિપિસુધારણાની શક્યતાઓના અન્વેષણનો પ્રારંભ તો અવશ્ય કરી શકીએ. એમાં રહેલી મુશ્કેલીઓ પણ ત્યારે જ આપણને જણાશે.

પ્રત્યેક વિશ્વવિદ્યાલયમાં દેશના અન્ય પ્રદેશોના તથા વિભિન્ન ભાષાવર્ગોના પસંદ કરાયલા છાત્રોના પ્રવેશને પ્રોત્સાહન આપવું આવશ્યક છે. આ રીતે દરેક વિશ્વવિદ્યાલયમાં વિભિન્ન પ્રદેશો તથા ભાષાવર્ગોના વિદ્યાર્થીઓ દૈનિક જીવન તેમ જ વાદવિવાદ વગેરેમાં મળશે–ભળશે અને પરિણામે એકબીજા પર પોતપોતાનો સ્વસ્થ પ્રભાવ પાડશે. આ સૂચના અને ઉપર્યુક્ત બીજી સૂચનાઓ રાષ્ટ્રીય તથા ભાવાત્મક એકતા સાધવામાં મદદકર્તા થશે એમ હું માનું છું.

આ પછી રાષ્ટ્રભાષા કે જે દેશના વિભિન્ન ભાષા-વર્ગો વચ્ચેના સંપર્કનું માધ્યમ બની શકે, તેની જટિલ સમસ્યા આપણી સામે આવીને ઊભી રહે છે. રાષ્ટ્રભાષાની વ્યવસ્થા કરવામાં આવી છે. પણ એના વિરોધમાં એવી માગણી પણ કરવામાં આવે છે કે, અંગ્રેજીને રાજભાષાનું પદ આપવું જોઈએ. હું આ અત્યંત વિવાદાસ્પદ વિષય પર આ સ્થાને કંઈ કહેવા માગતો નથી; પરંતુ ભારતની રાષ્ટ્રીય તથા ભાવાત્મક એકતા વિશે વિચારતાં આ પ્રશ્નની ઉપેક્ષા કરવી પણ પાલવે એમ નથી.

આપણા દેશની વિવિધ ભાષાભાષી જનતા વચ્ચે પરસ્પર સંપર્ક માટેનું માધ્યમ અંગ્રેજી કેવી રીતે બની શકે? ભારતીય સમાજમાં ઉપલા વર્ગનું માધ્યમ આમ વર્ગને માટે નિયત કરી દેવું, એ રાષ્ટ્રીય તેમ જ ભાવાત્મક એકતાને માટે પર્યાપ્ત નથી. કારણ કે એથી તો શિક્ષિતવર્ગ અને જનસામાન્યની વચ્ચેનું અંતર વધુ દૃઢમૂલ બનતું જશે. એ વાત મહદંશે સાચી છે કે, મહાત્મા ગાંધી અને ભારતીય રાષ્ટ્રીય કોંગ્રેસે જે જનઆંદોલન ચલાવ્યું એના કારણે આ અંતર કંઈક ઓછું થયું હતું; પરંતુ હવે લાગે છે કે એ પરિવર્તન અસ્થાયી નીવડ્યું. રાજભાષા માત્ર અધિકારીઓની જ ભાષા બની રહે એવો વિચાર, મારે મન તદ્દન ભૂલ-ભરેલો છે.

દેશના રાષ્ટ્રીય સંગઠનને માટે એ અત્યંત આવશ્યક છે કે સામાન્ય માનવીઓ પણ એક બીજાને સમજી શકે, પરસ્પર સંપર્ક સ્થાપિત કરી શકે એવી સ્થિતિમાં હોવાં જોઈએ. આ વસ્તુ કોઈ વિદેશી ભાષાના માધ્યમથી બની શકે એમ નથી. આ તો ચૌદ ભારતીય ભાષાઓમાંની કોઈ એકને માધ્યમ તરીકે સ્વીકારીને જ બની શકે; અને તેમાં યે તે ભાષા એવી હોવી જોઈએ કે જેને દેશનો મોટો વર્ગ સમજી–બોલી શકે. આ રીતે હું સ્પષ્ટપણે કહું છું કે, અંગ્રેજીને ભારતની રાષ્ટ્રભાષા બનાવવાની સૂચના મને માન્ય નથી. ભારતમાં વિશ્વવિદ્યાલયો તથા ઉચ્ચ-તર માધ્યમિક શાળાઓમાં વિદેશી ભાષારૂપે અંગ્રેજીનું શિક્ષણ આપણે ચાલુ રાખવાનું છે અને તે મહત્વનું છે એમ હું માનું છું.

હિન્દી અને અન્ય ભારતીય ભાષાઓને આધુનિકતા પ્રદાન કરવા માટે તથા સમૃદ્ધ બનાવવા માટે અંગ્રેજી ભાષામાંથી આપણે ઘણું ગ્રહણ કરવાનું છે, એનો હું સ્વીકાર કરું છું. પણ એ સાથે હું નિશ્ચિતપણે માનું છું કે, વિશ્વ-વિદ્યાલયનું ઉચ્ચ શિક્ષણ પામેલા લોકો અને દેશના અપાર જનસમુદાય વચ્ચેની ખાઈ પૂરવા માટે, વિચારોના મુક્ત પ્રવાહને ઉત્તેજન આપવા માટે અને પરસ્પર સદ્ભાવ તથા સન્માન પેદા કરવા માટે એ અત્યંત જરૂરી છે કે, દેશના વિભિન્ન ભાષા વર્ગોની વચ્ચે સમ્પર્કનું એક સામાન્ય માધ્યમ હોવું જ જોઈએ, અને એવું માધ્યમ માત્ર હિન્દી ભાષા જ બની શકે એમ છે, બીજી કોઈ ભાષા નહીં. લિપિમાં બહુ ફરક હોવાને કારણે ખાસ કરીને દક્ષિણ ભારતીય ભાષાવર્ગોને મુશ્કેલી પડે, એ સમજી શકાય એવી વાત છે. પણ જો હિન્દી પ્રાદેશિક લિપિઓ દ્વારા શીખવવામાં આવે અને સાથે સાથે હિન્દીનાં પુસ્તકો નાગરીતર લિપિઓમાં તથા હિન્દીતર પુસ્તકો નાગરી લિપિમાં છપાય, તો મુશ્કેલી ઓછી થઈ જાય અને દેશના સામાન્ય માધ્યમનો વિકાસ બહુ જ સરલ બની જાય.

દેશની રાષ્ટ્રીય તથા ભાવાત્મક એકતા માટે વિશ્વવિદ્યાલય એક બીજું પણ કામ કરી શકે. વિદ્યાર્થીઓના અભ્યાસક્રમથી જુદી એવી પણ એક વ્યવસ્થા કરવી જરૂરી છે જેનાથી શિક્ષિત વર્ગ અને જનસામાન્ય વચ્ચેનું અંતર ઓછું થઈ શકે. સમાજસેવાસંઘ, સાક્ષરતા કાર્ય, ગ્રામ શિબિર વગેરેના

કાર્યક્રમો દ્વારા એ થઈ શકે. વિશ્વવિદ્યાલયના વિદ્યાર્થીને જ્યારે પ્રત્યક્ષ રીતે જનસમૂહની વાસ્તવિકતા જાણવા મળશે, ત્યારે જ ભારતની રાષ્ટ્રીય અને ભાવાત્મક એકતા સ્થાપવામાં એ મહત્ત્વનો ફાળો આપી શકશે.

આ પછી જાતિવાદનો પ્રશ્ન આવે છે. હું માનું છું કે માત્ર ભાષણો દ્વારા જાતિવાદના ભૂતને આ દેશમાંથી કાઢી શકાશે નહીં. આખરે જાતિઓ પણ વર્ગો છે. વ્યક્તિ વર્ગમાં રહીને જ કાર્યરત રહી શકે છે. આમ, જાતિ અલગ વર્ગ છે એ એની બુરાઈ નથી. એની ખોટી અસરો છે એની ઐકાન્તિકતા, એનું વંશાગત સ્વરૂપ, સમાજની સાથે પોતાના વર્ગનું સામંજસ્ય સ્થાપવાની અસમર્થતા, ને ક્યાં સમાજ કરતાં જાતિને ગૌણ માનવી જોઈએ, એ બાબત વિવેકની અક્ષમતા.

હું માનું છું કે કાળના વહેવાની સાથે સાથે જાતિઓનું સ્વરૂપ નષ્ટપ્રાય બની જશે, પણ સંભવિત છે કે એમની જગાએ કોઈ અન્ય સંસ્થાઓ કે વર્ગ અસ્તિત્વમાં આવે. કારણ કે કોઈ મોટા વર્ગ કરતાં નાના વર્ગનું શરણ સ્વીકારવાની વૃત્તિ માનવીમાં આદિકાળથી રહેલી જોવા મળે છે. પરંતુ વિશ્વવિદ્યાલય જાતિઓના અનિષ્ટ સ્વરૂપને નષ્ટપ્રાય કરવામાં મદદ કરી શકે તેમ છે. થોડેઘણે અંશે તો એ પોતાના અધિકારના ક્ષેત્રમાં નાતજાતની સભાઓ, એમનાં ભોજનાલયો, વસતિગૃહો વગેરેની સંસ્થાઓનો ઉચ્છેદ કરીને અને વધુ અંશે તો પોતાના વિદ્યાર્થીઓમાં વિવેકપૂર્ણ વૈજ્ઞાનિક દૃષ્ટિકોણ જાગ્રત કરીને.

હવે, હિન્દુ તથા અહિન્દુ ધર્મો વચ્ચેના વિશાળ અંતરનો પ્રશ્ન સામે આવીને ઊભો રહે છે. આ અંતર પેદા થવાનું એક કારણ તો એ લાગે છે કે, હિન્દુઓમાં મૂર્તિપૂજાનું સ્થાન મહત્ત્વનું છે; અને એને કારણે અન્ય ધર્મો અને સંપ્રદાયોમાં એના પ્રતિ નિરાદરની ભાવના જાગેલી જોવામાં આવે છે. બીજું કારણ છે હિન્દુ જાતિની સામાજિક વિભક્તતા તથા એનો સાંસ્કૃતિક અહંકાર, આને કારણે અન્ય જાતિઓમાં રોષની ભાવના જાગે છે. આ એક મોટી સમસ્યા છે.

જે લોકો રાષ્ટ્રનિર્માણના કાર્યમાં પરોવા છે, એમણે બૌદ્ધિક ભૂમિકા પર પણ આ પ્રશ્નના સમાધાનનો પ્રયત્ન કર્યો હોય એમ જણાતું નથી. આપણી સામે આજે ધર્મ-નિરપેક્ષ રાજ્યની વિભાવના છે. આથી અપેક્ષા રાખવામાં આવે છે કે, રાજ્ય વિભિન્ન ધર્મોને સમાન ન્યાય આપે, રાષ્ટ્રીય ઐક્યની ભાવનાને દૃઢ કરે. પરંતુ મને લાગે છે, ધર્મનિરપેક્ષ રાજ્યની આ ભાવના ભારતના વિભિન્ન ધાર્મિક સંપ્રદાયોના પરસ્પર સદ્ભાવનાપૂર્ણ સંબંધોની સમસ્યાના સમાધાનનો સાચો માર્ગ નથી. દેશના ધાર્મિક સંપ્રદાયો વચ્ચે સ્થાયી અને અચલ રાષ્ટ્રીય તથા ભાવાત્મક એકતા ત્યાં સુધી સ્થાપિત નહીં થઈ શકે, જ્યાં સુધી તેઓ એકબીજાનું સન્માન કરતાં નહીં શીખે.

વિભિન્ન ધર્મોમાં પારસ્પરિક સન્માનની ભાવના જાગ્રત કરવાનો પ્રયત્ન કરવો એ અત્યંત આવશ્યક છે. આને માટે વિભિન્ન ધાર્મિક વર્ગોને એક સૂત્રમાં બાંધનાર જે સમાનતાનાં તત્ત્વ છે, તેમને સમજવા-સમજાવવાનો પ્રયાસ કરવો જોઈએ. એમ કહેવાનું કોઈ પ્રયોજન નથી કે ધર્મનું મહત્ત્વ જ નથી; એનું સ્થાન એક વ્યાપક માનવતાવાદ લઈ લેશે. આપણા દેશની જનતાની બહુમતી (કેવળ હિંદુ જ નહિ, મુસલમાન અને ખ્રિસ્તી પણ) પોતાના ધર્મ તરફ ઊંડી અને અડગ નિષ્ઠા રાખે છે; અને એના મહત્ત્વની વાત આ અસંખ્ય જનતા સાથે સંબંધ ધરાવનારી છે, વિશ્વવિદ્યાલયોના ગણ્યાગાંઠ્યા દાર્શનિક વિદ્વાનો સાથે નહીં. આથી હું ઇચ્છીશ કે ભારતનાં વિશ્વવિદ્યાલયોમાં તુલનાત્મક ધર્મ અને નીતિશાસ્ત્રના વિભાગો ખોલાય, જેમાં ભારતીય સંસ્કૃતિના સામાજિક સ્વરૂપને સમજવા-સમજાવવા પર સવિશેષ ભાર મુકાય.

ભારતમાં રાષ્ટ્રીય તેમ જ ભાવાત્મક ઐક્યની વૃદ્ધિના માર્ગમાં ભારતનો રાજનૈતિક ઇતિહાસજ અડચણરૂપ છે. એમાં મૂળ શક્તિઓ કેન્દ્રવિમુખ રહી છે; કેંદ્રાભિમુખ નહીં. પ્રાદેશિક નિષ્ઠા લોકહૃદયમાં જડ નાખીને પડી છે અને રાષ્ટ્રીય સંગઠન કેંદ્રમાંથી કાર્ય કરનાર સશસ્ત્ર સેનાઓ પર આધારિત રહ્યું છે. આનાથી બીજે છેડે, સાંસ્કૃતિક તેમ જ ધાર્મિક એકતાનું તત્ત્વ આખા દેશને એક સૂત્રમાં બાંધી શકે, તેવું રહેલું છે. પરંતુ એની મર્યાદાઓ એ છે કે આ સાંસ્કૃતિક એકતાનો મહદંશ હિંદુધર્મ સાથે જોડાયેલો રહ્યો છે. આપણે યાદ રાખવું જોઈએ કે, ઇસ્લામના વ્યાપક પ્રભાવને કારણે અને પછીથી પાશ્ચાત્ય સભ્યતાને કારણે પણ સાંસ્કૃતિક એકતાને બળ મળ્યું છે. એથી જ જો આપણે રાષ્ટ્રીય તેમજ ભાવાત્મક એકતાને દઢતર કરવા માટે ભારતીય ઇતિહાસમાંથી પ્રેરણા અને બળ મેળવવા ઇચ્છીએ, તો દેશના સૌથી વધુ

વ્યાપકધર્મની સાથેના વધારે પકતા જોડાણમાંથી સાંસ્કૃતિક એકતાને થોડેઘણે અંશે મુક્ત કરવી પડશે. આ ઉપરાંત, એ પણ એક મહત્ત્વની વાત છે કે, આપણે આપણી સંપૂર્ણ સાંસ્કૃતિક પરંપરાને એવું રાષ્ટ્રીય સ્વરૂપ આપીએ કે જેથી દેશની બધી જ જાતિઓ રાષ્ટ્રના સાંસ્કૃતિક વારસાનું ગૌરવ અનુભવી શકે

અંતમાં, દેશમાં રાષ્ટ્રીય તથા ભાવાત્મક એકતા લાવવા માટે એક ભવિષ્યોન્મુખ દૃષ્ટિકોણ પ્રજામાં વિકસવો જોઈએ તથા નૂતન ભારતનું એક ચિત્ર એના મન પર અંકિત થવું જોઈએ જે દેશની સંપૂર્ણ જનતાના કલ્યાણની તમન્ના પર આધારિત હોય. આ ચિત્ર વિશ્વવિદ્યાલયોમાં ભણતાં યુવક–યુવતીઓના વિચારવિમર્શથી તથા વાદવિવાદમાંથી જ પ્રગટીને પ્રકાશિત બનશે. આથી હું સૂચન કરું છું કે, વિશ્વવિદ્યાલયોમાં એવા વર્ગો અને સભાઓની સ્થાપનાને માટે સક્રિય ક્ષેત્ર મળવું જોઈએ કે જ્યા રાજનૈતિક, સામાજિક, આર્થિક અને અન્ય વર્તમાન પ્રશ્નો પર વિચારવિમર્શ અને વિનિમય કરવાનો અવસર મળે, જેનો વર્તમાન જીવન સાથે કંઈક સંબંધ હોય અને જે દેશના ભાવિ જીવનને ઘડવામાં ઉપયોગી હોય.

પણ આથી એમ નથી સમજવાનું કે વિશ્વવિદ્યાલયનું કાર્ય કેવળ એકાન્તિક રાષ્ટ્રવાદની ભાવના જન્માવવાનું છે વિશ્વ-વિદ્યાલયોએ, એમનું નામ સૂચવે છે એ પ્રમાણે, વિશ્વ-બંધુત્વની ભાવનાને પ્રોત્સાહન આપવું જોઈએ તથા રાષ્ટ્રો અને જાતિઓ વચ્ચેની દીવાલોને તોડી નાખવાનો પ્રયત્ન કરવો જોઈએ. આ દિશામાં વિશ્વવિદ્યાલયોને શિર મોટી જવાબદારી છે.

( ' આજકલ 'માંથી )

# કલાપ્રવૃત્તિઓ ( પ્રવૃત્તિ ને પડઘા )

લલિતકલા એકેડેમી તરફથી જાહેર કરવામાં આવ્યું છે કે, લલિતકલા એકેડેમીનું પાંચમુ રાષ્ટ્રીય ચિત્ર-પ્રદર્શન ૧૯૫૯ના ફેબ્રુઆરીના ત્રીજા સપ્તાહની આસપાસ યોજાશે.

એમ પણ જણાવવામા આવ્યું છે કે, પ્રદર્શનના ત્રણ વિભાગો હશે; વાસ્તવિક, પૌર્વાત્ય અને આધુનિક. પ્રદર્શન અંગેની વધારે માહિતી સંસ્થાના સંચાલકને લખવાથી મળશે.

કલકત્તાની ફાઈન આર્ટ્સ ઍન્ડ ક્રાફ્ટ્સ સોસાયટીનું પ્રદર્શન ડિસેંબરમાં યોજાવાનું છે.

મુંબઈમાં હમણાં થોડાં પ્રદર્શનો થઈ ગયાં, એમાં ' બરોડા ગ્રૂપ ઑફ આર્ટીસ્ટસ 'નું ' ફ્રાન્કાઈઝ ગૅલેરી ઇ એલાયન્સ 'માં થયું. ને બોમ્બે ગ્રૂપ તેમજ શ્રી જહાગીર સાબાવાલાનાં ચિત્રોનું પ્રદર્શન ' જહાંગીર આર્ટ ગૅલેરી 'માં થઈ ગયાં.

વડોદરાના ચિત્રકારોનાં ચિત્રપ્રદર્શન માટે મુંબઈનું અંગ્રેજી માસિક ' ડીઝાઈન ' લખે છે કે, આ ચિત્રો અમેરિકન અસરવાળાં છે. કારણમાં એવું બતાવાયું છે કે, વડોદરાની ફાઈન આર્ટ્સ કૉલેજના ડીન શ્રી માર્કંડ ભટ્ટ અમેરિકાની સફરે જઈ આવેલા છે ને એક અમેરિકન પ્રોફેસર શ્રી હર્શ ફાઈન આર્ટ્સ કૉલેજના ' વિઝિટિંગ પ્રોફેસર ' હતા આ કંઈક બેહૂદી વાત લાગી.

વડોદરાની ફાઈન આર્ટ્સ કૉલેજના અધ્યાપક શ્રી કે. જી. સુબ્રહ્મણ્યમનાં ચિત્રોનુ પ્રદર્શન દિલ્હીમાં ઑક્ટોબરમાં યોજાઈ ગયું.

રાજકોટના કેટલાક કલાપ્રેમીભાઈઓ અને કલાકારોએ લલિતકલાના ક્ષેત્રમાં સક્રિય પગલાં ભરીને કલા ને કલાકારની પહેચાન કરાવવાના પ્રયત્નો શરૂ કર્યા છે. એમની સંસ્થા– ' પંચામૃત 'ના ઉપક્રમે શ્રી ભૂપત લાડવાનાં ચિત્રોનું પ્રદર્શન આ માસના બીજા અઠવાડિયામાં યોજાયું હતું.

રાષ્ટ્રીય લલિતકલા એકેડેમીના ચિત્ર-પ્રદર્શનના ત્રણ વિભાગોની વાત નવાઈભરી મનાય. એ ત્રણ વિભાગોની આજ સુધી કોઈ ને જરૂર નહોતી લાગી. પહેલાં ચાર પ્રદર્શનો વખતે ય એની ખામી નહોતી જણાઈ. ચિત્રને ચિત્રની રીતે જોવાય એ જ વધુ ઠીક લાગે છે—પછી એ વાસ્તવદર્શી હોય કે આધુનિક. ને આમાં આધુનિક ચિત્રોને થોડો અન્યાય થવાનો ભય પણ ખરો જ. વાસ્તવદર્શી ચિત્રો જ જોવા-સમજવા ( જો કે એમાં ચિત્રની રીતે સમજવા જેવું-વિચારવા જેવું બહુ નથી હોતું. જે દૃશ્ય કે વસ્તુનું ચિત્ર હોય એના જ વિચારો આવે છે ) ટેવાયેલી આંખમાં આધુનિક ચિત્રો એટલી સહેલાઈથી નયે વસે.

કલાને વાડાબંધીમાં પૂરવી ન ઘટે. ચિત્રની રીતે જ જોઈએ તો જ એને જોવા સમજવાનો આનંદ મળે. સંકુચિત ભાવે જોઈએ તો પરદેશી ચિત્રકારનું ચિત્ર સારું હોય તોયે નથી ગમતું કહેવું પડે... છતાંય જ્યારે વિભાગો રચાયા જ છે, ત્યારે એ રચનાર સમિતિનો એ પાછળ કંઈક હેતુ હશે. પ્રદર્શનને અંતે જરૂર એ સમજાઈ જશે.

—શૈલેષકુમાર

# પરિચય

## વડોદરાનું કલાકાર મંડળ ( Baroda group of Artists )



સ્ત્રી : શાંતિ દવે

આમ તો જગતના કલાક્ષેત્રે ભારતનુ પ્રદાન ઓછું નથી. પરંતુ મોટા ભાગનું અંગ્રેજોના શાસનકાળ પહેલાંનું. છેલ્લી સદીમાં અંગ્રેજોની શેહ નીચે ય ધીમે ધીમે ભારતમાં કલાના અંકુરો ફૂટયા. ભલે એમાં આપણી આગવી ભારતીય પ્રણાલી ભૂલાઈ ગઈ—અને પશ્ચિમના તદ્દન ફોટોગ્રાફીક કક્ષાનાં ચિત્રો-શિલ્પો જેવું સર્જન કરવાની તમન્ના વધતી ગઈ; પરંતુ આજે કલાક્ષેત્રે જે કાંઈ નવપ્રયાણના પ્રયોગો થઈ રહ્યા છે તેનાં મંડાણ ત્યાંથી જ થયાં હતાં. રવિવર્મા અને ધુરન્ધર જેવા ચિત્રકારોનો તેમાં બહુમૂલ્ય ફાળો હતો. ત્યારબાદ બંગાળમાં ભારતીય કલાનુ અલગ સ્વરૂપ નક્કી કરવાના પ્રયોગો શરૂ થયા.

ડૉ. અવનીન્દ્રનાથ ટાગોરે મુગલ અને રાજપૂત બારીક ચિત્રો તેમ જ અજંતાની ભીંતચિત્ર-શૈલીઓમાંથી જે કાંઈ તારવી કાઢ્યું, તે પરિપાક રૂપે એમણે અને એમના સહાધ્યાયીઓએ-શિષ્યોએ (ગગનેન્દ્રનાથ ટાગોર, અબ્દુર્રહ્‌માન ચુઘતાઈ, નંદલાલ બોઝ વગેરેએ ) પોતપોતાની રીતે રજુ કર્યું. ગુજરાત પણ એમાંથી જ પ્રેરણા પામ્યું. રવિશંકર રાવળ, કનુ દેસાઇ, રસિકલાલ પરીખ વગેરેએ એમાંથી જ દીક્ષા લીધી.

પરંતુ આ બધા ય પ્રયત્નો છતાં કલાકારનો સ્વૈરવિહારી જીવ એક પ્રકારનો મૂંઝારો અનુભવી રહ્યો હતો. અંગ્રેજોના બોજા હેઠળ દબાઈને ફોટોગ્રાફીક થઈ ગયેલી એકેડેમિક પદ્ધતિ કે પુરાણી કલાશૈલીઓના નબળા અનુસરણ રૂપ જ પ્રગટેલી બંગાળ શૈલીમાં બંધાયેલો એનો પ્રાણ રૂંધાઈ રહ્યો હતો. એ કાંઈક એવું શોધતો હતો જે સ્પષ્ટ હોય, શુદ્ધ હોય અને સંપૂર્ણપણે મૌલિક હોય.

તાર્કિક પદ્ધતિએ જ વિચારતા પશ્ચિમમાં આ ગૂંચવણ પહેલાં ઉપડી ચૂકી હતી. એના જ ફળસ્વરૂપ ઈમ્પ્રેશનીઝમ અસ્તિત્વમાં આવ્યું. જેવું દેખાય છે તેવું જ નહિ પણ જેવું



દીવા : જ્યોતિ ભટ્ટ

લાગ્યું તેવું કરવાનો એ પ્રથમ પ્રયોગ. ઝાડનું થડ હંમેશા ક્યાંઈ જ શા માટે ? માણસનું મોં પણ અમુક રંગનું જ શા માટે ? ચિત્રરચનાને અનુકૂળ ત્યાં વાદળી કે લાલ હોય તો એ કેમ નહિ ? એમાંથી આગળ ને આગળ ફણગા ફુટતા જ ગયા–એકસપ્રેશનીઝમ, સરરિયાલીઝમ વગેરે નવા પ્રકારો ખેડાયા. વાન ગોધ, ગોગાં, ડાલી વગેરે એના સૂત્રધારો. ત્યારબાદ પિકાસોએ આનાથી ય એક ડગલું આગળ ભરી નવી જ વિચારસરણી રજુ કરી. આગળ જતાં એ ઘનવાદ –cubism કહેવાઈ. ત્યારથી અત્યાર સુધીમાં ફક્ત ભાવના-ને જ મહત્ત્વ આપતી એવી અમૂર્ત–Abstract–કલા સુધીના પ્રયોગો થયા છે.

આનાથી સૌથી મહત્ત્વની વસ્તુ એ બની કે કલાકારને સ્પષ્ટ અભિવ્યક્તિ માટે ક્ષેત્ર મળ્યું. ભારતના મૂંઝાઈ રહેલા કલાકાર જીવને ય એ રૂચી ગયું. અમૃતા શેરગીલે સર્વ પ્રથમ બંગાળની એ જૂની રંગદર્શી શૈલીને બદલે આયોજન અને રંગરચનાના વિવિધ પ્રયોગો કર્યા. એ સાથે જ બેંદ્રે, ચાવડા, રઝા વગેરે એ જ દિશામાં આગળ વધ્યા. આ થયો ભારતની કલાનો ટૂંકો ઇતિહાસ.

આ વિકાસ ધીરે ધીરે એટલો પ્રબળ બન્યો કે કલા-શિક્ષણને મહાવિદ્યાલયના ઉચ્ચ અભ્યાસમાં સ્થાન મળ્યું. વડોદરા યુનિવર્સિટીએ ફેકલ્ટી ઑફ આર્ટ્સ શરૂ કરીને સર્વ પ્રથમ આ દિશામાં ડગલું ભર્યું. સંસ્થાના અધ્યક્ષ શ્રી માર્કન્ડ ભટ્ટ, જાણીતા ચિત્રકારો અને શિલ્પીઓ શ્રી એન. એસ. બેન્દ્રે, શ્રી કે. જી. સુબ્રમણ્યમ્ અને સાંખો ચૌધરીના માર્ગદર્શન હેઠળ છેલ્લા આઠ વર્ષમાં યશસ્વી કારકીર્દિ દર્શાવનાર વિદ્યાર્થીઓ બહાર આવ્યા.

ત્રણ વર્ષ પહેલાં ચિત્રકલાના પ્રાધ્યાપકો શ્રી એન. એસ. બેન્દ્રે અને શ્રી સુબ્રહ્મણ્યમ્ તેમ જ તેમના વિદ્યાર્થીઓએ તેઓ જે રીતે કોઈ પણ પ્રણાલીને અનુસર્યા વગર સ્વતંત્ર રીતે અને ગંભીરતાપૂર્વક પ્રવૃત્તિ કરી રહ્યા હતા, તેનો ખ્યાલ જનતાને આવે, એ ખાતર એક મંડળ યોજવાનો વિચાર કર્યો. અને તેમણે એ દિશામાં આગળ પ્રયોગો કરતા શિક્ષકો અને વિદ્યાર્થીઓની સહાયથી ૧૯૫૬માં સૌથી પહેલું પ્રદર્શન મુંબઈમાં બરોડા ગ્રુપ ઑફ આર્ટીસ્ટસના નામ હેઠળ ભર્યું. ડૉ. મુલ્કરાજ આનંદે એનું ઉદ્દ્ઘાટન કર્યું હતું. કલાક્ષેત્રે નવપ્રયોગોને આવકારતી મુંબઈની જનતામાં પણ એ સારો એવો સત્કાર પામ્યું.

આ સમય દરમ્યાન આ મંડળના કલાકારો ભારતનાં



ફૂલદો : કે. જી. સુબ્રહ્મણ્યમ્

જુદા જુદા પ્રમુખ પ્રદર્શનોમાં ભાગ લઈ રહ્યા હતા. લલિતકલા એકેડેમીના બીજા વાર્ષિક પ્રદર્શનમાં સર્વપ્રથમ કલાકૃતિ માટે જે સુવર્ણપદક એનાયત થયો, તે આ મંડળના જ એક કલાકાર જ્યોતિ ભટ્ટને મળ્યો. અને એ જ વર્ષે વહેંચાયેલાં બીજાં ઇનામો જીતનાર દસ ચિત્રકારોમાં બીજા સભ્ય શાંતિ દવે પણ હતા. (તેઓ તો છેલ્લાં ત્રણેય વર્ષથી એકધારી રીતે અકાદમી લલિતકલાનાં ઇનામો પ્રાપ્ત કરતા રહ્યા છે).

પહેલા વર્ષે અપાયેલ ઇનામોમાં શ્રી એન. એસ. બેન્દ્રેના ચિત્રને પણ એક પારિતોષિક એનાયત થયું હતું (જો કે તેઓ હરીફાઈઓમાં ભાગ લેતા નહિ હોવાથી એમણે સ્વીકાર્યું નહોતું). એક કાશ્મીરી સભ્ય કલાકાર શ્રી સંતોષને પણ પછીના વર્ષે એ પારિતોષિક મળેલું. આ ઉપરાંત બોમ્બે આર્ટ સોસાયટી અને બોમ્બે સ્ટેટનાં જુદાંજુદાં પ્રદર્શનોમાં આ મંડળના ઘણા સભ્યોને ઇનામો એનાયત થયાં છે. પરદેશમાં પણ અમેરિકા, સ્વીત્ઝરલૅન્ડ વગેરે પ્રદર્શનોમાં આ મંડળે ભાગ લીધો છે.

બીજું પ્રદર્શન ૧૯૫૭માં મુંબઈમાં જ (જહાંગીર આર્ટ ગેલેરીમાં જ) થયું. પ્રો. લેંગહેમરે એનું ઉદ્‌ઘાટન કર્યું હતું. આ પ્રદર્શનને અપૂર્વ સફળતા મળી. એમાંનાં ઘણાં ચિત્રો વેચાયાં જેથી મંડળનું આર્થિક પાસું પણ ઠીક ઠીક સુધર્યું. એ જ વર્ષે અમદાવાદના સાંસ્કૃતિક કેન્દ્રની વિનંતિથી ત્યાં પણ અખંડાનંદ હોલમાં પ્રદર્શન યોજાયું. અને હમણાં ઓક્ટો.ની બાવીસમીએ મુંબઈમાં (ફ્રાન્કાઈઝ ગેલેરી દ એલાયન્સમાં) ત્રીજું પ્રદર્શન પણ ભરાયું.

દરેક વર્ષની જેમ આ વર્ષે પણ એને સારો આવકાર મળ્યો. ઉપરાંત મુંબઈનાં ઘણાં દૈનિકોએ અગાઉની જેમ જ એની સવિસ્તર નોંધ લીધી. 'ઇન્ડિયન એક્સપ્રેસ'ના પ્રતિનિધિએ તો ત્યાં સુધી કહી નાખ્યું કે: 'જૂનાં રંગદર્શી ચિત્રોની હારમાળા બાદ આપણે ત્યાં જે નવા પ્રયોગો થઈ રહ્યા છે, તેના કેન્દ્ર તરીકે અત્યાર સુધી મુંબઈ ગણાતું હતું, પરંતુ બરોડા ગ્રુપ ઓફ આર્ટીસ્ટસનાં પ્રદર્શનો જોઈને એમ લાગે છે કે, એ કેન્દ્ર હવે વડોદરામાં ફેરવાયું છે.' આ ઘણું વધારે પડતું વિધાન કહેવાય-પરંતુ એ તદ્દન અસત્ય તો નથી જ.

ભારતનાં મોટાં મોટાં શહેરોમાં જે કલા-સંસ્થાઓ છે, તે બધાંમાં, અહીંના કલાકારોએ બહુ જ ઓછા સમયમાં પ્રશસ્ય પ્રવૃત્તિ કરીને એક આગવી કલા-સંસ્થા તરીકે પ્રતિષ્ઠા પ્રાપ્ત કરી છે. એનું કારણ એ જ કહી શકાય કે, આ મંડળના કલાકારો કે આ સંસ્થાના વિદ્યાર્થીઓ પર કોઈ પણ અમુક પ્રણાલીને અનુસરવાનું બંધન કે દબાણ (જેવું બીજે થઈ રહ્યું હતું) નથી, પરંતુ પ્રામાણિકપણે જે સત્ય લાગે તે દિશામાં જ આગળ પ્રયત્નો કરી જગતની કલાપ્રવૃત્તિને વેગ આપવાનો ઉચ્ચ આદર્શ તેમની સમક્ષ રહેલો છે.

આ મંડળનો મુખ્ય હેતુ દર વર્ષે પ્રદર્શન ભરીને જૂના અને નવા આશાસ્પદ કલાકારોનાં ચિત્રો જનતા સમક્ષ રજૂ કરવાનો છે; ને એ દ્વારા કલાક્ષેત્રે અવનવા પ્રયોગો દ્વારા વિવિધ પ્રકારની અભિવ્યક્તિની શક્યતા, જુદી જુદી શૈલીઓ અને શુદ્ધ કલાનાં લક્ષણોનો પરિચય કરાવવાનો છે. કોઈ એક પ્રથા-પ્રણાલીને અનુસરવાનું બંધન તો છે જ નહિ, તેથી જે કલાકારો નવી-આધુનિક પદ્ધતિએ વિચારી અને સર્જન કરી રહ્યા છે, તેમને જ એના સભ્યપદ માટેનો અવકાશ છે. ઉપરાંત આશાસ્પદ અને યોગ્ય સભ્યોના 'એક-વ્યક્તિ-પ્રદર્શનો' ભરવાનો પણ આ મંડળનો એક હેતુ છે. છેલ્લાં ત્રણ વર્ષમાં આ મંડળના સભ્યોમાંથી શ્રી બેન્દ્રે, શ્રી સુબ્રહ્મણ્યમ્, શ્રી સંતોષ, શ્રી ત્રિલોક કૌલ અને શ્રી શાન્તિ દવેએ મુંબઈ અને દિલ્હીમાં એક-વ્યક્તિ-પ્રદર્શનો ભરેલાં. જો કે આ પ્રદર્શનો મંડળના ઉપક્રમે યોજાયેલાં નહોતાં. મંડળને દિલ્હી, મદ્રાસ, હૈદ્રાબાદ, પટના વગેરે જગ્યાએથી ત્યાં પ્રદર્શન યોજવાનાં આમંત્રણો મળ્યાં છે. પરંતુ આર્થિક મુશ્કેલીઓને લીધે હાલ એ શક્ય નથી.

ભારતના અને પરદેશના જુદા જુદા કલાકારોના સતત સંપર્કમાં આ મંડળના સભ્યો આવ્યા છે—તેમ જ જગતમાં થઈ રહેલી કલાપ્રવૃત્તિ અને નવપ્રયોગ તરફ પણ એમની જાગૃત દૃષ્ટિ છે. ભારતમાંથી હુસેન, આરા, લક્ષ્મણ પાઈ, અને હેબ્બર, તેમજ પરદેશમાંથી પ્રો. હર્શ (અમેરિકા), ડોન ફ્રીગમન (અમેરિકા), હાવર્ડ થોમસ (અમેરિકા), અને નોબુયા આબે (જાપાન)ની સાથે આ મંડળના કલાકારોએ વિચારવિનિમય કર્યો છે.

આમ કલાક્ષેત્રે આ મંડળ દ્વારા એક ગંભીર, પ્રામાણિક અને સભાન પ્રવૃત્તિ આરંભાયેલી છે. દિન-બ-દિન કંગાળ બન્યે જતા આપણા કલારસને ઊંચે લાવવા આ મંડળ હંમેશ પ્રયત્નશીલ રહે એવું આપણે ઇચ્છીએ.

આ સાથે એમાંના ત્રણ ચિત્રકારોનાં ચિત્રોના ફોટોગ્રાફ્સ આપેલ છે.

—ગુલામમોહમ્મદ શેખ

## આસ્વાદ

આ વિભાગ દ્વારા કાવ્ય અને કલાનો પ્રારંભિક રસાસ્વાદ કરાવી વિશાળ જનસમૂહ અને સાહિત્યકલાનાં સર્જનો વચ્ચે સેતુ બનવાની અભીપ્સા છે.

—સુરેશ હ. જોષી

### વીરની વદાય

મ્હારા કેસરભીના કંથ હો ! સિધાવો જી રણવાટ : ટેક

આભ ધ્રૂજે, ધરણી ધમધમે, રાજ, ઘેરા ઘોરે શંખનાદ :
દુંદુભિ બોલે મ્હારાજના હો સામંતના જયવાદ : મ્હારા૦

આંગણ રણધ્વજ રોપિયા, રાજ, કુંજર ડોલે દ્વાર :
બંદીજનોની બિરદાવલી હો ગાજે ગઢ મોઝાર : મ્હારા૦

પુર પડે દેશ ડૂલતા, રાજ, ડગમગતી મ્હોલાત :
કીરત કેરી કારમી હો એક અખંડિત ભાત : મ્હારા૦

નાથ,, ચડો રણઘોડલે, રાજ, હું ઘેર રહી ગૂંથીશ :
બખતર વજ્રની સાંકળી, હો ભરરણમાં:પાઠવીશ : મ્હારા૦

સંગ લિયો તો સાજ સજું, રાજ, માથે ધરું રણમોડ :
ખડ્ગને માંડવ ખેલવા:હો મારે રણલીલાના કોડ : મ્હારા૦

આવતાં ઝાલીશ બાણને, રાજ, ઢાલે વાળીશ ઘાવ :
ઢાલ ફૂટ્યે મારા ઉરમાં હો ઝીલીશ દુશ્મનદાવ : મ્હારા૦

એક વાટ રણવાસની રાજ, બીજી સિંહાસન વાટ :
ત્રીજી વાટ શોણિતની સરિતે હો શૂરાંનો સ્નાનઘાટ : મ્હારા૦

જયકલગીએ વળજો, પ્રીતમ, ભીંજશું ફાગે ચીર :
નહિ તો વીરને આશ્રમ મળશું હો સુરગંગાને તીર : મ્હારા૦

રાજમુગટ, રણરાજવી, રાજ, રણઘેલો રણધીર :
અધીરો મોહ્યો મનગમતે નાથ, જાજે રણે મહાવીર : મ્હારા૦

—કવિ નાનાલાલ

આ કાવ્ય વાંચતાં જ નાનાલાલનાં બીજાં બે કાવ્યોની પ્રતાપી નાયિકાનું સ્મરણ થાય છે. 'વીરાંગના' ની નાયિકાના વીરનો ગઢ ઊંડા આકાશમાં છે ને એની સાડીના છેડાને શેષ ભીંજવે છે. ને પેલી પંક્તિઓ—ગૂર્જરાતણના મુખમાં આવી પ્રતાપી ભાષા કદાચ મુનશીએ પણ નથી મૂકી ! જુઓ, આ રહી એ પંક્તિઓ :

સખિ ! મ્હારા એદણામાં બાતડી કંઈ યમની ગુંથી રે,
સખિ ! મ્હારી છાંયડીમાં ઝેર લીલું ઊગે છે જો;
સખિ ! મ્હારી કાન્તિમાં જો જોગણીનાં ખપ્પર ઝીલે રે,
સખિ ! મ્હારાં કંકણોમાં મલયગીત ગાજે છે જો.

બીજી તે 'કાઠિયાણીનું ગીત' માંની કાઠિયાણી. આ કાવ્યમાં નાયિકાનો કેસરભીનો કંથ હજુ તો રણાંગણમાં જવાનો છે; પણ એ કાઠિયાણીનો સાવજશૂરો કંથ તો રણાંગણમાં જ છે. વિપ્રલમ્ભ શૃંગારને વીરરસથી સબલિત કરીને આટલો આસ્વાદ્ય બનાવી મૂકતું બીજું કોઈ કાવ્ય ભાગ્યે જ મળી આવશે. એ કાઠિયાણીને હાથે પણ દેમાત્રિથળ છે.

આ જવાંમર્દી ને સમર્પણની ભાવના મધ્યકાલીન રાજપુત યુગના પરિવેશમાં મૂકીને બિરદાવવાનું આપણા કવિઓ અને વાર્તાકારોને ગમ્યું છે. બ. ક. ઠાકોરને પણ મહાકાવ્ય રચવાનો પ્રયત્ન કરવાનું મન થયું, ત્યારે આમ જ રાજપુત યુવકને રણાંગણમાં વદાય કરી દીધો. મુનશી અને ધૂમકેતુની ભાવનાસૃષ્ટિ તો આજે આપણને સૌને પરિચિત છે. જવાંમર્દી ને સમર્પણની ભાવના આજે ય આપણામાં છે, પણ જમાને જમાને એના આવિષ્કારના પ્રકારો બદલાતા રહે છે. છેક અભિમન્યુ-ઉત્તરાને યાદ કરીને આપણા કવિએ નવોઢા ઉત્તરા પાસે ગવડાવ્યું હતું જ ને કે,

મને જુદ્ધ ચઢવાના કોડ રે, બાળા રાજ રે!

નાનાલાલની આ નાયિકા પણ એ ઉત્તરાની જ સગોત્ર લાગે છે.

ગૃહજીવનની અધિષ્ઠાત્રી નારી, અનેક પુરુષાર્થો આચરવાને ઘરની સીમા ઓળંગીને બહાર નીકળી જતા પુરુષને પોતાના આગવા આકર્ષણબળે ફરી ઘરમાં લાવીને, પોતાને અધીન કરીને રાખે, ને એ રીતે વિજયી પુરુષ ઉપર પણ પોતાનો વિજય ફરી ફરી સિદ્ધ કરવામાં નારીજીવનની સાર્થકતા જુએ, એ તો બહુ જાણીતી વસ્તુ છે. પણ શૃંગાર એ અંગત રીતે માણવાનો રસ છે, જ્યારે વીરને પ્રકટ થવાને માટે વ્યાપક ફલની અપેક્ષા રહે છે. વીરની આ વ્યાપકતાને સ્વીકારીને કાવ્યની નાયિકા આપણો આદર જીતી લે છે.

યુદ્ધની ભયાનકતાની ને વીરોનાં પરાક્રમોની વાત અતિશયોક્તિરૂપે એણે ઘરમાં બેઠાં બેઠાં સાંભળી છે, આજે એ યુદ્ધ આંગણે આવીને ઊભું છે. કાવ્યની શરૂઆતથી જ વદાયની કરુણતા ઉપર વીરત્વના ઉત્સાહનો વિજય પ્રકટ થાય છે. નાયક-નાયિકા પરણ્યાં ત્યારે જે સમારોહ રચાયેલો, તેની જ યાદ આપે એવું વર્ણન કવિએ નાયિકા પાસે કરાવ્યું છે. ને એ રીતે પોતાને જેનો પ્રત્યક્ષ અનુભવ નથી, તેવા વીરનું પોતાને સુપરિચિત એવા શૃંગારની પારભાષામાં વર્ણન કરવાથી વીરની આસ્વાદ્યતામાં નવી જ છટા ભળે છે.

શરૂઆતનું સંબોધન જ કાવ્યની ભાવભૂમિકા પળવારમાં રચી દે છે. 'કેસરભીના કંથ'થી જે કહેવાયું, તે એને મળતા સંસ્કૃત શબ્દોથી ન કહેવાયું હોત. ખપી જવાની તમન્નાને કેસરી રંગ સાથે અધ્યાસથી જોડીને, 'ભીના' શબ્દ ઉમેરી, એથી તરબતર થઈ ગયાનો, રગેરગમાં એ તમન્ના વ્યાપી ગયાની ઉત્કટતાનો અર્થ કવિએ સમર્થ રીતે પ્રકટ કર્યો છે. એની સાથે જ કદાચ નાયિકાના મનમાં એ જ કંથ સાથે, હોળી રમતાં કેસરથી એનાં ચીર ભીંજવ્યાની સ્મૃતિ પણ સંકળાયેલી હશે. આમ વીરમાં સૂક્ષ્મ રીતે ભળતી શૃંગારની છાંટ શરૂથી જ આપણને દેખાય છે.

ઘરમાં બેઠાં બેઠાં દૂર ચાલતા કલ્પનાથી જોયેલા યુદ્ધનું વર્ણન નાયિકા કરે છે, ત્યારે એમાં સહજ જ અતિશયોક્તિ આવી જાય છે. પણ એનો વીર પતિ કાંઈ જેવા તેવા યુદ્ધમાં ઝૂઝવા થોડો જ જતો હશે! એ યુદ્ધ તો એવું ભીષણ કે એમાં 'આભ ધ્રૂજે ધરણી ધમધમે' છે. પતિ માટેના પ્રેમે જ આ અતિશયોક્તિ કરાવી છે, ને તેથી આપણને પણ એ ગમે છે. એની પછીની પંક્તિમાં તો આપણે તરત ઘરનાં બારણાં સુધી આવી પહોંચીને, યુદ્ધને માટેના પ્રયાણના ઉત્સાહભર્યા સમારોહમાં જોડાઈ જઈએ છીએ. એ સમારોહનું લગ્નમંડપના જેવું વર્ણન નાયિકા પાસે કરાવીને, માત્ર બે જ પંક્તિમાં, વીરરસને અનુકૂળ ભૂમિકા કવિ સરજી આપે છે:

'આંગણ રણુંરજ રોપિયા રાજ કુંજર ડોલે દ્વાર,
બંદીજનોની બિરદાવલી હો ગાજે ગઢ મોઝાર.'

આ પદ્ય ગદ્યમાં આડંબરી વિસ્તાર કરીને શબ્દાળુતામાં સરી પડનાર નાનાલાલ ધારે ત્યારે સંક્ષેપમાં ઘણું સિદ્ધ કરી શકે છે, એની કાંઈ ના થોડી જ કહેવાશે!

પછીની બે પંક્તિઓમાં પણ નાયિકા યુદ્ધની દિશામાં, ઘરની બહાર, મીટ માંડીને કલ્પનાથી જોતી જોતી વીરત્વનો મહિમા ભાવાવેશથી ઉચ્ચારે છે. કેટલાંય યુદ્ધો થયાં ને થશે, કેટલાં ય નગરો ભાંગ્યાં ને દેશ સુધ્ધાં ડૂલી ગયા. પણ આ બધા ખંડેરની વચ્ચે અખણ્ડિત એવી એક વસ્તુ છે. ને તે વીરના વીરત્વનો મહિમા, એ કારમી કીર્તિની ભાત અખંડ છે. એ કારમી છે, કારણ કે એને માથા સાટે પામવાની હોય છે.

ને અત્યંત ઉચિત રીતે, આ વીરની અખંડ કીર્તિની વાત આવતાંની સાથે જ એની દૃષ્ટિ હવે એના કંથપર આવીને ઠરે છે. ને હવે પછીની પંક્તિઓ એના કંથને સીધી સંબોધેલી છે: "નાથ! ચઢો રણઘોડલે..."

પ્રિયતમ રણક્ષેત્રમાં જાય ને પોતે ઘરમાં રહે, તો વિયોગ તો થવાનો જ. આ વિયોગ જાણે થવાનો જ નથી એમ પોતાને અને પોતાના પ્રિયતમને મનાવવાનો એ સૌથી પ્રથમ પ્રયત્ન કરે છે. જો પ્રિયતમ યુદ્ધમાં ઝૂઝશે તો એ પણ ઘરમાં બેઠી બેઠી વજ્રની સાંકળીથી બખતર ગૂંથશે. આ કાર્યની એકતા વિયોગને દૂર કરશે. પોતાના પતિને માટેનો પ્રેમ જ રક્ષાકવચ જેવો છે, તે આ બખતર ગૂંથવાની વાત કહીને સૂચવી દીધું છે.

પણ એટલેથી એનું મન માનતું નથી. આથી પેલી ઉત્તરાની જેમ આ નાયિકા પણ પ્રિયતમની સાથે યુદ્ધક્ષેત્રમાં જવાની અનુજ્ઞા માગે છે, ને એ કહેવામાં એ કેવી તો ઉત્સાહઘેલી બની જાય છે! એને ખરેખર પોતાનો લગ્નદિવસ યાદ આવી જાય છે ને તરત જ સ્ત્રીસહજ રીતે એ શણગારની વાત યાદ કરે છે:

'સંગ લિયો તો સાજ સજું, રાજ, માથે ધરું રણમોડ'
ખડ્ગને માંડવ ખેલવા હો મારે રણલીલાના કોડ'

પ્રણયલીલા તો સાથે રહીને માણી છે, તો હવે પતિના સહચારમાં રણલીલા માણવાના કોડ પણ શા માટે અધૂરા રહે? ને કોડ પૂરા કરે તે જ કંથ. આ પંક્તિમાં 'ખડ્ગને માંડવ' એ અત્યંત સમર્થ શબ્દપ્રયોગ છે. એથી પેલો 'લગ્નમંડપ' તો સૂચવાય જ છે, પણ સાથે સાથે યુદ્ધની ભીષણતા ને વીરત્વનો ઉત્સાહ પણ પ્રકટ થાય છે.

યુદ્ધમાં પણ એ સહચારિણી બનીને રહેશે. યુદ્ધ શા માટે છે, દુશ્મનો કેવા દુષ્ટ છે, એ બધી જંજાળમાં આ પિયુઘેલી નારીને પડવું નથી. ચારે બાજુના યુદ્ધના ઘમસાણ વચ્ચે એની દૃષ્ટિનું કેન્દ્ર તો છે એનો કંથ. એના તરફ તાકેલાં તીર એ પોતાના હાથમાં ઝાલી લેશે, ઢાલથી ઘા પાછા વાળશે ને ઢાલ નહિ રહે તો પોતે ઢાલરૂપ બનીને ખપી જશે. પતિપ્રેમની આ કેવી બુલંદ ઉચ્ચારણા છે! યુદ્ધના તુમુલ ધ્વનિને ભેદીને આપણા કાનમાં તો આ પ્રેમની બુલંદ ઘોષણાના પડઘા જ ગાજ્યા કરે છે:

'આવતાં ઝાલીશ બાણને, રાજ, ઢાલે વાળીશ ઘાવ:
ઢાલ ફૂટયે મારા ઉરમાં હો ઝીલીશ દુશ્મનદાવ.'

ને પછી ક્ષાત્રધર્મની સંક્ષિપ્ત પણ સચોટ વ્યાખ્યા એ આપી દે છે. સોરઠી દુહાની વેધક સચોટતા આ પંક્તિમાં છે. અત્યંત ગર્વપૂર્વક નાયિકા અહીં કહી દે છે કે, ક્ષત્રિયની પહેલી વાટ તો રણવાસની, અંતઃપુરની જ. પછી બાહુપાશમાંથી મુક્તિ મળે, ત્યારે પ્રિયતમાના ખોળાનું આસન છોડીને સિંહાસન પર બેસવાનું. ને જ્યારે યુદ્ધ આવે ત્યારે તો શોણિતની સરિતા – જે 'ધરાનો સ્નાનઘાટ' છે, એમાં ઝંપલાવવાનું. યુદ્ધને 'ધરાનો સ્નાનઘાટ' નાનાલાલ જ કહી શકે. આવા કેટલાક સુભગ શબ્દપ્રયોગો માટે ગુજરાતી ભાષા નાનાલાલની સદા ઋણી રહેશે.

પ્રિયતમના વીરત્વમાં નાયિકાને પૂરેપૂરી શ્રદ્ધા છે. આથી એ વિજયલક્ષ્મીને વરીને જયકલગીએ પાછો વળશે જ એમ એ માને છે; ને ત્યારે ફરીથી હોળી ખેલવાના ફાગથી ચીર ભીંજવવાના એને કોડ છે. પણ તે પહેલાં શોણિતથી હોળી ખેલી લેવાની છે, ને કદાચ યુદ્ધમાં જ જો એ ખપી જાય, તો ય વિયોગ તો રહેવાનો જ નથી, કારણ કે ઘડીનો પણ વિલંબ કર્યા વિના નાયિકા સ્વર્ગમાં વીરોના આશ્રમમાં પતિને જઈ મળશે:

'નહીં તો વીરને આશ્રમ મળશું હો સુરગંગાને તીર.'

પૂરી સ્વસ્થતાથી અને દૃઢ નિશ્ચયથી ઉચ્ચારાયેલી આ ઉક્તિનું બળ વરતાયા વગર રહેતું નથી.

રણાંગણમાં જવાની ઘડી આવી ગઈ છે, હવે ઝાઝું બોલવાકરવાનો અવકાશ નથી; છેલ્લી બે પંક્તિમાં આથી સહેજ આવેગથી સ્ખલિત અને કંઈક અસંબદ્ધ એવી વાણી નાયિકા ઉચ્ચારે છે. અહીં કવિ 'ર'કારની રમઝટ મચાવે છે, ને અધીરા થનગનતા ઘોડાનું છેલ્લું ચિત્ર આપણી સમક્ષ આંકીને કાવ્ય પૂરું કરે છે.

શિરમુગટ, રણરાજવી, રાજ, રણઘેલા રણધીર;
અધીરો ઘોડલો થનગને નાથ, વધો રણે મહાવીર:

નાનાલાલ લોકગત Horizontal ભાવોને સારી રીતે પ્રકટ કરી શકે છે. આ કાવ્યની ભાવના એ લોકસિદ્ધ ભાવના છે, ને આ કાવ્યની નાયિકા તે લોકસિદ્ધ પાત્ર છે. અપદ્યાગદ્ય કે છન્દોબદ્ધ રચનાને બદલે લોકગીતોના પ્રચલિત ઢાળમાં તળપદી ભાષામાં આવા ભાવોને આલેખવાનું

[ પાન ૬૯૩ ઉપર ]

# વિનય ત્રિવેદી



આપણામાંના બધાએ આખલો તો જોયો જ છે. મસ મોટું શરીર, પહોળું પેટ, વળેલાં ગોળ તીક્ષ્ણ શિંગડાં, લાંબી લાંબી ઝૂલ અને આડાંઅવળાં ઉપસેલાં હાડકાંઓને લીધે ખાંચાખાંચાવાળું લાગતું શરીર. આ એનો બાહ્ય દેખાવ થયો, ખરું ને ? પણ આટલું જ નહિ, એની પાસે કાંઈક એવું છે જેના લીધે એ બધાથી જુદો પડી આવે છે. શેરીમાંથી ઝૂલતો ઝૂલતો જ્યારે કોઈ મસ્ત આખલો નીકળે છે, ત્યારનું વાતાવરણ તમને ખબર છે ને ? પેલાં આખો દિવસ ભસ ભસ કરતાં કૂતરાં એને જોતાં જ નાસવાની પેરવીમાં પડી જાય છે. કૂકડાં-બિલાડાં પણ આશરો શોધી લે છે. બકરાંની પૂંછડી પકડી ખેંચતાં અને ગાયભેંસની પીઠપર કૂદાકૂદ કરતાં તોફાની બારકસ બાળકો એને સ્પર્શ સરખો કરવાની હિંમત કરતાં નથી.

આખલાનું એક આગવું જ વ્યક્તિત્વ છે. અને એ છે એની શક્તિ. વળી એય ગાંડી શક્તિ. એને વિફરતાં બહુ સમય નથી લાગતો. કદાચ તેથી જ એના આગમનને લીધે એ આજુબાજુની બધી પાંગળી વસ્તુઓના અસ્તિત્વને કચડી નાખે છે. એ બીજી બધી વસ્તુઓના બાહ્ય સ્વરૂપ પર પોતાના પ્રચંડ વ્યક્તિત્વનું આવરણ બાંધે છે. સાક્ષાત્ શક્તિનું જ સંચિત સ્વરૂપ એ પોતાની સાથે ખેંચી લાવે છે, જેનાથી એ બીજી બધીય પાંખી વસ્તુઓને ભરી દે છે.

આ સાથે આપેલ શ્રી વિનય ત્રિવેદીનું 'વૃષભ 'નામનું ચિત્ર જોતાં પણ પહેલી જ એ પ્રતીતિ થાય છે કે, એમાંના આખલાએ પણ પોતાના સિવાય બીજી કોઈ વસ્તુને પાસે ઊભી રહેવા નથી દીધી. પશ્ચાદ્ભૂમિના લાંબા એવા ફલક પર એ માતો પણ નથી. વાતાવરણના અવકાશને ય એણે એના ખાંચાખાચાવાળા અણીદાર હાડકાંઓની તીક્ષ્ણ સપાટીથા છેદી નાખ્યા છે, અને શિંગડાઓની વજ્રબાહુ જેવી ભીંસમાં કચડી માર્યો છે. આજુબાજુ વેરાયું તે બધું એનું જ વ્યક્તિત્વ. છતાં ય એ ફક્ત છાયાચિત્ર જેવો ખાંચાખાંચાની કિનારી

ચોથી ગુજરાતીમાં હતા, ત્યારથી જ વતન ભાવનગરમાં વિનાયક પંડ્યાનાં ભીંત પર શુશોભન જોવાનો શોખ, છેવટે ચોથી અંગ્રેજીમાં સોમાલાલ શાહના વર્ગમાં જતા થયા ત્યારે જ પોષાયો. મેટ્રીક પાસ કરીને એક વર્ષ જે. જે. સ્કૂલ ઑફ આર્ટ્સમાં કાઢ્યું-પણ પછી તરત જ વડોદરા આવીને ફેકલ્ટી ઑફ ફાઈન આર્ટ્સમાં જોડાઈ, પ્રથમ નંબરે સ્નાતકની પદવી મેળવી. ત્યાર બાદ ભીંતચિત્ર-શૈલી શીખવા વનસ્થલી ગયા. એ શિક્ષણનો અનુભવ જ્યારે ભારત સરકારની પાર્લામેન્ટ હાઉસનાં મોટાં પટ્ટચિત્રો કરવાનો ઑર્ડર મળ્યો ત્યારે કામ લાગ્યો. એ જ સમયમાં એમનું કાલીયદમન નામનુ ચિત્ર ભારત કલાભવન-બનારસે ખરીદ્યું. પિતાશ્રીના દેહાંતને લીધે ત્યાર પછીનો સમય બહુ જ અવ્યવસ્થામાં ગયો અને ફાઈન આર્ટ્સની એમ. એ.ની પરીક્ષા પસાર ન કરી શક્યા. ત્યાર બાદ અભ્યાસ છોડીને વડોદરા યુનિ.માં પ્રાચ્ય વિદ્યામંદિરના રામાયણ વિભાગના ચિત્રકાર તરીકે જોડાયા અને હજી ત્યાં જ છે.

વાળો મરેલો આકાર નથી. એમાં શક્તિનો જીવંત પ્રવાહ છે: એના દરેક સ્નાયુમાં ઉષ્ણ અને વેગવંતી ધારાવાહિતા છે. તમે જેને નાજુક શબ્દોમાં લય કહો છો. પરંતુ અહીં તો એણે એ લયની મૃદુતાને બરાબર કચડી નાખી છે. મોંના નીચલા ભાગથી શરૂ થઈને નીચેની ઝૂલમાં વેરાઈ જતી અણીદાર સપાટી તમને વહાવીને છેક બીજા પગ સુધી લઈ જશે.



પણ કેવી રીતે? હિંડોળા પર બેસાડીને હળવે હાથે હિંચોળ્યા હોય તેમ નહિ, પણ આ તો જાણે પથરાળ ખડક પર બેસાડીને ધક્કો માર્યો હોય, તેમ લથડાવતા કૂદાવતા તમને ઘસડી જશે. તમને ક્યાંય પડવા તો નહિ જ દે, સાથેસાથ રોકાઈ પડવાનો પણ સમય નહિ આપે. છેક નીચે ઊતરીને બીજા પગનો કાળો આકાર તમારી સાથે અથડાઈ તમને પકડી રાખશે, ત્યારે જ તમે નિરાંતનો શ્વાસ લેશો. એવું જ ઉપરની સપાટીમાં છે, ને એવું જ અંદરના આકારોમાં છે. એક આકાર પરથી દડતા દડતા તમે બીજા કયા આકાર પર જઈ પડશો એનો તમને જ ખ્યાલ નહિ રહે. તમે તો એ આકારોના હાથનું રમકડું બનીને રમાઈ રહેશો. આંખના ગોળ મીંડા જેવા આકાર પાસેથી શરૂ કરશો, તો લાંબો ત્રિકોણાકાર તમને ખેંચીને નસકોરાંના ઊભા ચોરસ જેવા આકારમાં ફેરવ્યા કરશે, અથવા તો હડદોલો મારીને ઝૂલની કોણાકાર સપાટી પર દડતા મૂકશે. ઝૂલની અંદરના બીજા ઘેરા રંગના આકારમાં તો લટકી પડવા જેવું થઈ જશે અને ત્યાંથી આગળ ધસીને પેટનાં બે મોટાં બાકોરાં જેવા આકાશમાં ધકેલાઈ જાવ, તો શૂન્યતાનો પણ પૂરેપૂરો અનુભવ થઈ જાય.

એ શૂન્યાવકાશ (Negative Space)ના આકારો સામે જોતાં એક બીજો પણ વિચાર આવે છે. જાણે કે વૃષભના વ્યક્તિત્વના બોજા હેઠળ બધું દબાઈ ગયું છે. પોતે જેટલી જગ્યામાં ઊભો રહ્યો છે, એટલા ખાલી અવકાશના ચોકઠાને તો એણે વીંધી જ નાખ્યું છે, પણ આજુબાજુના વાતાવરણનેય પોતાપણાથી ભરી દીધું છે. (પશ્ચાદ્ભૂમિમાં વપરાયેલો બધો આછો ઘેરો રંગ અંદરના સમૂહોના(*Planes*) રંગ સાથે એટલું જ સામ્ય ધરાવે છે ને!) તો પછી એના આગમન કે અસ્તિત્વ પહેલાના સ્વતંત્ર કોરા અવકાશનું શું થયું? એ નાશ તો ન જ પામ્યો. એનું અસ્તિત્વ એવું ને એવું જ રહ્યું—પણ બંદીવાન જેવી દશામાં, બીજા બધા આકારોની વચ્ચે પૂરાયેલો. એ પણ અખંડ નહિ પણ બે લગભગ ગોળાકાર લાગતા ટુકડાઓ તરીકે. જરા ધ્યાનથી જુઓ, પેટમાંના એ બે કોરા રંગના સમૂહો આજુબાજુની લાંબી રેખાઓ અને તીક્ષ્ણ આકારોની સીમામાં જકડાઈ ગયા હોય તેવું નથી લાગતું?

આમાં ફોટોગ્રાફ પાડેલો કે જોતાં વેંત જ ઓળખાઈ જાય તેવો વૃષભ ન પણ દેખાય, કારણ કે એ તો કલાકારનું નિજ દર્શન છે. છતાં ય એમાં વૃષભના વાસ્તવિક આકાર સાથેનું સામ્ય પણ છે ખરુ. એટલે એ પ્રકૃતિ સાથે તદ્દન સંબંધ નહિ ગુમાવી બેસતા મૌલિક અને પ્રાકૃતિક કલાસર્જનનો નમૂનો બની રહે છે. એમાંના આછાઘેરા રંગના સમૂહ અને રેખાઓની જુદી જુદી દિશાઓ આકારોમાં ઘનતાનું નિરૂપણ કરે છે એટલે કે એમાંનો કેટલોક ભાગ શિલ્પ જેવો લાગે છે. આ શિલ્પતત્ત્વ ચિત્રમાં કેટલે અંશે જરૂરી છે, તેની આપણે ચર્ચા ન કરીએ અને એ કઈ પ્રણાલી (ism)ને અનુસરે છે એ ન જાણીએ, તો પણ એમાંની આકારસમૂહોની રચના-શક્તિ તો સ્પર્શ્યા વિના નહિ જ રહે.

—ગુલામમોહમ્મદ શેખ

## પ્રવૃત્તિ ને પડઘા

આ વિભાગમાં—

* ગુજરાતભરનાં સંસ્કાર અને શિક્ષણકેન્દ્રો, સાહિત્ય અને કલાકેન્દ્રોની ખાસ નોંધપાત્ર પ્રવૃત્તિઓ અંગે—
* ગુજરાત બહાર વસતા ગુજરાતીઓ( કલકત્તા, દિલ્હી, આફ્રિકા વગેરે મુખ્ય મથકો સહિત)ની ઉપર કહી તેવી પ્રવૃત્તિઓ અંગે—મિતાક્ષરી સમાચાર આપવાની ઇચ્છા છે.
ગુજરાત અને બહારનાં કેન્દ્રો જરૂરી માહિતી મોકલતાં રહેશે તો " વિશ્વમાનવ " ઉપકૃત થશે.

---

# કવિ કુલગુરુ કાલિદાસની જયન્તિ

**સ્વ**તંત્રતા મળી ગયા પછી ભારતમાં તેની પ્રાચીન સાંસ્કૃતિક પરંપરાઓનું પુનરુત્થાન થઈ રહ્યું છે, ત્યારે કાળની અવધિઓને વટાવી સૌ પ્રજાઓ માટે સૌન્દર્યનો પ્રકાશ રેલાવનાર કાલિદાસની જયન્તિ ઊજવાય તે યથોચિત જ છે. કાલિદાસની જયન્તિ ઊજવવાનું શ્રેય ઉજ્જયિનીને ફાળે ગયું છે. કારણ કે કાલિદાસની સાહિત્યભૂમિ ઉજ્જયિનિ હતી એવી માન્યતા છે. જો કે તેની પાછળ કોઈ ઐતિહાસિક પ્રમાણ નથી. પરંતુ દિશાકાળની મર્યાદાઓ વટાવી જનારાઓને ચિરંજીવ રાખવા માટે ઇતિહાસનાં પ્રમાણો કરતાં, લોકમાન્યતાઓ વધારે પ્રબળ હોય છે.

દૂરદૂર અલકાપુરીમાં પડેલી પ્રિયતમાનો વર્ષભરનો વિરહ વેઠવાનો શાપ પામનાર સ્વાધિકારમાં પ્રમત્ત એવો યક્ષ પણ ધૂમજ્યોતિ સલિલ અને મરુતથી બનેલા મેઘદ્વારા સન્દેશ મોકલી શકેલો, પણ માનવહૃદયના સૂક્ષ્મતમતંતુને શબ્દદેહ આપી વિરલ કાવ્યનું સર્જન કરનાર કાલિદાસ પોતે ઇતિહાસને માન્ય રહે તેવો, પોતાના માટે કશો પણ નિશ્ચિત ઇતિહાસ આપી ગયો નથી.

કહે છે : અપમાનિત થનાર કોઈક એક અમાત્યે પોતાની વેરવૃત્તિ તૃપ્ત કરવા, પોતાના રાજાની કુંવરીના સ્વયંવરમાં એક તદ્દન ગમાર અને નિર્બોધ બ્રાહ્મણ યુવાનને પધરાવી દીધો. બ્રાહ્મણ આમ તો સુંદર હતો, પરંતુ રાજકુંવરીએ તેનો પતિ તરીકે સ્વીકાર કરી લીધો ત્યાર પછી જ તેને જણાયું કે, પતિ તરીકે પોતે જેને મેળવ્યો છે, તે તો એક મહામૂર્ખ હતો. બન્નેએ કાલિની ભક્તિ આદરી અને હંમેશાં બને છે તેમ મહાદેવી પ્રસન્ન થઈ અને સમગ્ર વિશ્વને ચિરંજીવ શ્રેષ્ઠ કાવ્યનો મહોદધિ મળ્યો.

કાલિદાસ કાલિનો ભક્ત બન્યો હતો માટે બંગાળીઓ તેને બંગાળનો ગણે છે. અને ' ઉત્તરસ્યામ્ દિશિ દેવતાત્મા ' 'પૃથ્વીના માનદંડ' સમા નગાધિરાજ હિમાલયની હિમગલીઓમાં અને અલકાપુરીનાં હર્મ્યોમાં કલ્પના વિહાર કરનાર આ કવિને કાશ્મિરીઓ કાશ્મિરી સિવાય અન્ય રીતે સ્વીકારવા તૈયાર નથી. ભારતીઓના આ ઝઘડાનો નિવેડો આવે તે અગાઉ સિંહલ દ્વીપવાસીઓ તેને પોતાનો કહે છે; કારણ કે, દેહસૃષ્ટિ તેણે તેમને આંગણે સંકેલી હતી.

વિશ્વને શ્રેષ્ઠ રાજ્વીકુલના આદર્શો આપનાર વાગ્ અને અર્થથી સંપૃક્ત મહાકાવ્ય સર્જનાર આ કવિને ઇતિહાસવિદો પોતાની વિદ્વત્ સભાનો સભ્ય માને છે અને રામગિરિથી અલકાપૂરીના પ્રદેશની ઝીણી વિગતો વર્ણવનાર તેને ભૂગોળ-પટુઓ પોતાનો ગણે છે.

પરંતુ કાલિદાસ ન હતો ઉજ્જયિનીનો કે કાશ્મિરનો, તે ન હતો, ઇતિહાસપટુ કે ભૂગોળવિદ્ઃ એ તો ભૂગોળ અને ઇતિહાસ, દિશા અને કાળની મર્યાદાઓ પાર કરી લોકોત્તર બનેલો કલાનો સ્વામી હતો. ને આજે જ્યારે આપણી પ્રજા સ્વત્વ પ્રાપ્ત કરી રહેલી છે, ત્યારે તેના કલાસ્વામીને અંજલિ અર્પે તે યોગ્ય જ છે.

## રાષ્ટ્રીય મહોત્સવ

આવા મહાન ભારતીયની ઉજ્જયિનીમાં જયંતિ ઉજવાઈ ગઈ. એમ તો વિશ્વના જે કોઈ ખૂણામાં સાચી કલાનો આત્મા જાગૃત બન્યો છે, ત્યાં ત્યાં કાલિદાસનો આદર થયો છે. ગઈ સદીના મહાન ફિલસૂફ શોપનહોઅર અને કવિ ગોઈટે શાકુંતલ વાંચી નાચી ઊઠેલા. પારિસ, લંડન, મોસ્કો અને પેકિંગનાં નાટયગૃહોએ શાકુંતલને અનેક પ્રસંગોએ ભજવી તેનો રસાનુભવ માણ્યો છે. રશિયાની શકુન્તલાઓ, તેમના દુષ્યંતોને પર્ણલિપિમાં પ્રેમપત્રો મોકલી રહી છે!

આવા એક વિશ્વમાન્ય મહાન ભારતીયની જયંતિ ભારતે ઊજવી લીધી. પ્રશ્ન એ થાય છે કે, જ્યારે આપણે કાલિદાસની એક રાષ્ટ્રીય જયંતિ ઉત્સવ તરીકે ઊજવવાનો મનસૂબો કર્યો ત્યારે શું ખરેખર પ્રસંગને ગૌરવ આપે તેવી રીતે આપણે એ જયંતિ ઊજવી શકયા છીએ?

મેઘદૂતના પ્રસંગચિત્રોનું પ્રદર્શન ભરાય, ચર્ચા સભાઓ થાય અને ઉચ્ચ પદવીધારી ભારતીઓ અવંતીની કબર જેવા ઉજ્જૈનમાં ભેગા મળી કાલિદાસનો નામમહિમા ગાય તેમાં જ શુંઆ મહાન ભારતીયની જયંતિની ઇતિશ્રી માની લેવી?

ભારત એ વિશ્વમાં શબ્દસાહિત્યનું પારણું છે. સંસ્કારિતા અને સભ્યતાની છેક નીચલી પાયરી પર ગબડી પડેલા શૃંખલાબધ્ધ ભારતને કોઈ યાદ કરતું, તો તે તેણે વિશ્વને બક્ષેલા કલા અને સાહિત્યના અણમૂલ ભંડારને કારણે. અને કલા અને સાહિત્યના અણમૂલ ભંડારમાંથી કાલિદાસનાં રત્નો કાઢી લેવામાં આવે, તો દુનિયાને ધરી શકાય તેવું આપણી પાસે કેટલું બાકી રહેવા પામે છે?

સૈકાઓ અને યુગોના સંનિપાતો અને સંહારોમાં પણ ભારતને ઢગલે ઢગલા ભરીને સમૃદ્ધિ બક્ષનાર કાલિદાસને યાદ કરતી વખતે આખા દેશની–શ્રેષ્ઠતમ સંસ્કારિતાનો પડઘો દેશભરમાં કેમ ન ઊઠયો?

પારિસ, મોસ્કો અને પેકિંગના ભાવુકોને મુગ્ધ કરનાર શાકુંતલને આપણે જ વીસરી ગયા?

સંસ્કૃતને રાષ્ટ્રભાષા બનાવવાની ઘેલછાની વાત બાજુએ રાખીએ; પરંતુ સંસ્કૃતની એક રાષ્ટ્રીય વિદ્યાપીઠ આકાર લઈ રહેલી છે, વિશ્વ સંસ્કૃત પરિષદનાં વાર્ષિક અધિવેશનો ભરાય છે, શાળાઓ અને કોલેજોમાં સંસ્કૃતના અભ્યાસને વિસ્તારવાની યોજનાઓ વિચારાય છે; ત્યારે આ સંસ્કૃત ભાષાને સુસંસ્કૃત બનાવનાર કવિ કુલગુરુની રાષ્ટ્રીય જયન્તિ આપણે સુયોગ્ય રીતે કેમ ન ઊજવી શકયા, એ સવાલ આપણે આવા પ્રસંગે વિચારવો રહે જ છે.

—ન. ભ.

## આકાશવાણીનો કાર્યક્રમ

"કાલીદાસની ઉપમા" એ વિષે સંસ્કૃતના આંતરરાષ્ટ્રીય ખ્યાતિ ધરાવતા વિદ્વાનોનો એક સંવિવાદ કાલિદાસ જયંતિ નિમિત્તે બુધવાર, તા. ૧૨મી નવેંબરના રોજ આકાશવાણીના કાર્યક્રમમાં રજુ થયેલો. આ સંવાદમાં ફ્રાન્સના ડૉ. લુઈ રેનો, જાપાનના પ્રાધ્યાપક કીમુરા અને અમેરીકાના પ્રાધ્યાપક વાન બુઇટનેને ભાગ લીધો હતો.

એ જ દિવસે રાતે ૯–૩૦ કલાકે મહાકવિ કાલિદાસનાં કાવ્યોના કેટલાક સંગીતમય ખંડ રજુ કરવામાં આવ્યા હતા. આમાં વિવિધ ઋતુઓ અને એની સાથે સંકળાયેલા પ્રેમનાં ભિન્ન ભિન્ન પાસાંનું વર્ણન કરતાં 'ઋતુસંહાર' માંથી કેટલાંક પ્રકૃતિ-વર્ણનો તથા હિમાલયની ભવ્યતા અને સૌંદર્ય આલેખતા "મેઘદૂત" માંથી કેટલાંક શબ્દચિત્રો રજુ કરવામાં આવ્યાં હતાં. "કાલિદાસ મુક્તાવલી" એ શીર્ષકવાળું ગીતિનાટય ડૉ. આર. એન. દાન્ડેકરે તૈયાર કર્યું હતું.

—મહાકવિ કાલિદાસની પાંચમી સદીની ભારતીય નાટયકૃતિ "શાકુન્તલ" હેગ ખાતે ભજવાયું હતું. હોલાન્ડના મહોત્સવમાં 'શાકુન્તલ' શિરમોર જેવું હતું, એમ ત્યાંનાં ડચ અખબારોએ જણાવ્યું હતું. આ સંસ્કૃત નાટકનું ભાષાંતર ત્યાંના સુપ્રસિદ્ધ કવિ કર્ટ વોએટને કર્યું છે. શ્રી સીસ લેસ્યુરે તેનું દિગ્દર્શન સંભાળ્યું હતું અને શ્રી જુરિયાન એન્ડરસને તેનું સંગીત આલેખ્યું હતું.

## અધ્યાપક સંમેલન

મુંબઈ રાજ્યની યુનિવર્સિટીઓ સાથે સંકળાયેલી કોલેજોના ગુજરાતી ભાષા સાહિત્યના અધ્યાપકોના ભાવનગર મુકામે મળેલા ૧૧ મા વાર્ષિક સંમેલનનો અહેવાલ મંત્રીઓ તરફથી મળ્યો છે. એની વિગતો જોતાં લાગે છે કે, આ સંસ્થા આપણા શિક્ષણક્ષેત્રે હવે મૂળિયાં નાખી ચૂકી છે. આવતી પેઢીનું સંસ્કાર પોત આજના શિક્ષકોના

જ સંસ્કાર પોત ઉપર અવલંબે છે, એ હકીકત સ્વીકારીએ તો આવા સંમેલનનું દૂરગામી મહત્ત્વ કોઈ રાજકીય સંમેલનથી ય વિશેષ અંકાવું જોઈએ.

## ઉદાસીનતા શા માટે ?

મુંબઈ રાજ્યની કૉલેજોની અને ગુજરાતીના અધ્યાપકોની સંખ્યા જોતાં, એના વાર્ષિક મિલનમાં કંગાલ હાજરી શા માટે ? કારણ રૂપે, કહેવાય છે કે, કેટલાક "સિનિયર" અધ્યાપકો અને ધુરંધરો આવાં સંમેલનો પ્રત્યે ઉદાસીનતા સેવે છે. જો એમ હોય તો તો આ સંમેલન માત્ર "જુનિયર" અને નવાસવા લેકચરર-અધ્યાપકોનું જ બની રહેવાનો ભય છે, જે ઇચ્છવા યોગ્ય ન ગણાય. "મોટેરા" અધ્યાપકોની ઉદાસીનતાનાં કારણોની ખોજ થવી ઘટે, અને આ પ્રકારનાં વ્યવસાયી અધિવેશનોમાં તો સિનિયર-જુનિયરના ભેદ કોઈને યાદ પણ ન આવે, એવી લોકશાહી હવા જામવી જોઈએ. અત્યારે તો, આ સંસ્થાનું સ્વરૂપ અને એની કાર્યરીતિ પણ આરંભકાલીન ઈન્ડીઅન નૅશનલ કૉંગ્રેસના જેવાં લાગે છે. એના મંત્રીઓ અને કાર્યકરોની પૂરેપૂરી નિષ્ઠા હોવા છતાં સંમેલન ભરાવાનું હોય, એ મહિને જ સંસ્થાનું નામ સંભળાવા લાગે છે, અને બાકીના અગિયાર માસ જાણે કે બધું ભૂલાઈ જતું હોય એમ લાગે છે.

## રંજનકાર્યક્રમ શા માટે ?

ભાવનગર સંમેલનમાં યોજાયેલા કાર્યક્રમોમાં થોડી નવીનતા જણાઈ આવે છે: અધ્યાપકોએ વીતેલા વર્ષની ઉત્તમ સાહિત્ય કૃતિ વિષે ચર્ચાઓ કરી, અને એક કવિ-સંમેલન અને કાવ્યવાચન પણ યોજ્યું. એક સાંસ્કૃતિક કાર્યક્રમ તરીકે આ બંને સમારંભો સામે ભાગ્યે જ કશું કહેવાનું હોય. પણ આ પ્રકારના કાર્યક્રમો લેખકમિલન કે એવી કોઈ સાહિત્ય સંસ્થામાં વધારે શોભે. વ્યવસાયની વાતો કરવા મળેલા અધ્યાપકોએ આવા કાર્યક્રમોમાં શા માટે સમય બગાડવો જોઈએ ? શિક્ષણના વ્યવસાયીઓનું સંમેલન વાસ્તવમાં તો તબીબો કે ધારાશાસ્ત્રીઓના સંમેલન જેવું, વ્યવસાયી ભૂમિકાએ જ યોજાવું જોઈએ.

આવાં મિલનો એનાં સભ્યો પૂરતાં જ મર્યાદિત રહે અને બિનસભ્યો માટેનાં જલસા કે મેળા જેવાં ન બની જાય તો એ વિશેષ કાર્યસાધક બની શકે.

## વ્યવસાયની જ વાત કરો

અધ્યાપક સંમેલન પોતાની ચર્ચાવિચારણાઓ વ્યવસાયના પ્રશ્નો પૂરતીજ મર્યાદિત કરે તો બેત્રણ દિવસના એ મિલનનો કસ કાઢી શકાય. સદ્ભાગ્યે એમને વ્યવસાયના પ્રશ્નો પણ ઓછા નથી. એમાંનો સર્વપ્રથમ પ્રશ્ન વ્યવસાયી વર્તણુક-"પ્રોફેશનલ એટિકેટ" નો છે. તબીબોના વ્યવસાયમાં આવી વર્તણુકનાં ધોરણો નક્કી કરવામાં આવ્યાં છે. દાખલા તરીકે, કોઈ પણ તબીબ, પોતાના ધંધાની જાહેરખબર ન કરી શકે. અધ્યાપકો માટે પણ આવા 'ડૂઝ' અને 'ડોન્ટસ'-'અમુક કામ કરાય અને અમુક કામ ન કરાય' એવાં ધોરણો નક્કી થાય તો સમાજના એક મહત્ત્વના વર્ગ તરીકે એમને વિશેષ પ્રતિષ્ઠા પ્રાપ્ત થાય. જો કે, અધ્યાપકસંઘના જ ભૂતકાળના અનુભવે જણાયું છે કે, આ પ્રકારના વ્યવસાયી વર્તણુકના ધોરણને ઊંચું રાખવા માટે થતા ઠરાવોને એના કેટલાક સભ્યોજ ગાંઠતા નથી. દાખલા તરીકે **શબ્દ-રચનાની સ્પર્ધામાં** અધ્યાપકોની કામગીરી વિશે આ સંઘે ઠરાવો કરવા છતાં, સંસ્થાના મોવડીઓ જ એ આડવ્યવસાયમાંથી થતી આવકનો મોહ તજી શક્યા નહોતા. પણ એથી તો આ સંસ્થાએ વ્યવસાયની પ્રતિષ્ઠા ઊંચી લાવવા માટે વિશેષ જાગૃત બનવાની જરૂર છે. સંઘના આદર્શોનો અનાદર કરનારાઓ સામે કોઈક પ્રકારનાં "સેંકશન" પણ યોજી શકાય.

## અભ્યાસપરાયણતા

અધ્યાપકોની અભ્યાસપરાયણતાને આવાં સંમેલનો દ્વારા ઉત્તેજી શકાય. ભાવનગર અધિવેશનમાં નિબંધો મંગાવવામાં આવ્યા હતા. આ કાર્યક્રમ વધારે ગંભીરતાથી અને વ્યવસ્થિત ઢબે થતો રહે, તો સંમેલનને નિમિત્તે થોડાં ઘણાં ઉચ્ચ કક્ષાનાં અધ્યયનો અને અભ્યાસલેખો પ્રાપ્ત થાય. અને આવાં અધ્યયનો દર બે ત્રણ વર્ષે ગ્રંથસ્થ થતાં રહે, તો નિબંધ સાહિત્ય પણ સમૃદ્ધ થતું રહે. ××× આ પ્રકારની અભ્યાસપરાયણતા કેળવાય એ જ અધ્યાપક સંમેલનની સાચી ફલશ્રુતિ ગણાય.

('સંદેશ' સાહિત્ય પાનું ૨૭-૧૧-૫૮)

## પુસ્તકાલયો : સંગઠિત પુરુષાર્થ

**[ તા. ૨૨-૧૧-૫૮ ઊંઝામાં મળેલી ૪થી ગુજરાત પુસ્તકાલય પરિષદના પ્રમુખપદેથી અપાયેલા શ્રી. કાકાસાહેબ કાલેલકરના ભાષણમાંથી ]**

જો ગુજરાતી બોલનાર સમસ્ત પ્રજાનું પુસ્તકાલય-સંગઠન હોય તો એ સંગઠન સાહિત્યનિર્મિતિ અને સાહિત્યપ્રચાર ઉપર અસર પાડી શકે, એટલું જ નહીં, પણ લોકોની જિજ્ઞાસાને અને અભિરુચિને દોરી પણ શકે. કચ્છ સૌરાષ્ટ્ર અને ખંડસ્થ ગુજરાત મળીને નાનોસૂનો પ્રદેશ નથી. એમાં નાનામોટાં મળીને ચાર હજાર જેટલા પુસ્તકાલયો હશે. અને પોતાને ઘેર ચોપડીઓ વસાવવા જેવા સંસ્કારી લોકોની સંખ્યા પણ છેલ્લા વીસ-પચીસ વરસમાં ઘણી વધી છે. પુસ્તકાલયો અને પ્રકાશકો મળીને સહેજે નક્કી કરી શકે કે અમુક ચોપડી માટે કેટલા ગ્રાહકો પ્રથમથી જ મેળવી શકાય. કેવળ સંખ્યાનો જ વિચાર કરીએ તો સૌથી સમર્થ ગ્રાહકો છે પુસ્તકાલયો. ત્યાર પછી આવે છે વિદ્યાલયો, મહાવિદ્યાલયો અને વિશ્વવિદ્યાલયો. એ સંસ્થાઓમાં પણ તેમનાં પુસ્તકાલયો હોય જ છે. એ બધાં મળીને જો એક સમર્થ વહેવારકુશળ સમિતિ ઊભી કરી દે, તો ગ્રંથરચનાનું આખું ક્ષેત્ર, જે આજે દૈવાધીન છે, તે પુરુષાર્થના કાબૂમાં આવશે. આવી મહાસમિતિમાં પુસ્તકાલયના, કેળવણીખાતાના, પ્રકાશકોના, શિક્ષકોના અને ગ્રંથકારોના ઉત્સાહી પ્રતિનિધિઓ હોવા જોઈએ. સામાન્ય વાચકોમાંથી પણ અમુક સમર્થ વ્યક્તિઓને એ સમિતિમાં કામ કરવા માટે નોતરાય. આટલી પૂર્વ-તૈયારી થયા પછી એ મહાસમિતિ પોતાની સ્વતંત્ર પ્રકાશન સંસ્થા ચલાવી શકે, અથવા આજે જેઓ સ્થિર થઈ ગયા છે એવા પ્રકાશકો એકત્ર થઈને સારી સારી ચોપડીઓની પુસ્તકાલય આવૃત્તિઓ બહાર પાડી શકે. એવાં પુસ્તકો સસ્તાં તો થશે જ. ઉપરાંત ભાષા, છપાઈ ઇત્યાદિ અંતરંગ-બહિરંગમાં એક ઊંચો આદર્શ પણ સ્થાપી શકાશે.

હું જાણું છું કે આજની સરકાર Socialistic Patternના સામાજિક જીવનનો આદર્શ સેવે છે. દરેક ક્ષેત્રમાં હવે ખાનગી પ્રયાસ સાથે સરકારી પ્રયાસ શરૂ થયા છે. Private Sector અને Public Sectorની ખેંચતાણ શરૂ થશે અને એમાં સરકારી સેક્ટર ફાવી જશે અને ખાનગી વિભાગના બાહોશ પ્રકાશકો દૂરદેશીથી અથવા લાચારીથી સરકારી નોકરીમાં પોતાનો ભાગ્યોદય શોધશે.

આ વલણ હું જાણું છું, તેથી જ પ્રજાને મારો સવાલ છે કે પબ્લિક સેક્ટરનો—જાહેર પ્રવૃત્તિનો આપણે શો અર્થ કરીશું ? પ્રજામાં જો પુરુષાર્થ હોય અને સંગઠનશક્તિ હોય, તો એ પબ્લિક સેક્ટરને સરકારી વિભાગ ન બનાવતાં સાર્વજનિક વિભાગ બનાવશે અને સરકારને દોરીને એમાં ખેંચી લાવશે. તેમ ન થાય તો લોક-પ્રતિનિધિઓને નામે ચાલતી સરકાર પોતાના અમલદારો મારફતે પ્રજાને દોરશે અને જાહેરને પોતાની અસર તળે ખેંચી લાવીને પોતાની મરજી મુજબ એમને હાંકી શકશે.

એટલે આપણી આગળનો મુખ્ય સવાલ—પછી એ પુસ્તકાલયો વિશે હો કે પ્રકાશનો વિશે હો—એક જ છે. આપણું પ્રેરણાબળ સરકારી હશે કે સહકારી ? આજની આ પુસ્તકાલય પરિષદ આનો જવાબ આપી શકશે અને અનેક ક્ષેત્રોને નવો રસ્તો સુઝાડી શકશે.

## ' હેમ્લેટ વિષે હર્બર્ટ માર્શલ '

શ્રી હર્બર્ટ માર્શલ ભારતીય નાટ્યસંઘ ( મુંબઈ )ના પ્રિન્સિપાલ તથા મુખ્ય અધ્યાપક તથા દિગ્દર્શકનાં બે વ્યાખ્યાનો તા. ૨૨ તથા તા. ૨૩ મીએ વડોદરાની મ્યુઝીક કોલેજમાં રાખવામાં આવ્યાં હતાં. વ્યાખ્યાનનો વિષય હતો ' યુગે યુગે હેમ્લેટ ' ( Hamlet throughout the Ages ) આ જ વિષય પર તેમણે ગ્રંથ પણ પ્રસિદ્ધ કર્યો છે. તદુપરાંત નાટ્ય અને દિગ્દર્શનની કલાના પ્રખર અભ્યાસી તરીકે એમની છાપ રહી ગઈ છે. મહાત્મા ગાંધીજીના જીવનને ગૂંથતી ' Documentry film ' પર પણ એમણે ઘણું કાર્ય કર્યું છે; અને ગુજરાતી, હિંદી તથા મરાઠી ભાષાની નાટ્યકૃતિઓના દિગ્દર્શનમાં પણ તેમણે ફાળો આપ્યો છે. હમણાં મુખ્યત્વે ' દિગ્દર્શનની કલા ' નું અધ્યાપન તેઓ કરે છે, અને તે વિષે તેઓ મુંબઈમાં કેટલાંક ભાઈબહેનોને અભ્યાસ કરાવી રહ્યા છે. એમની પાસે એમની આગવી વિવેચનશૈલી ને પદ્ધતિ છે, ને સ્વતંત્ર વિચારસરણીથી સૌ વિષયોને ચકાસે છે, તેની તેમનાં આ વ્યાખ્યાનો પરથી પ્રતીતિ થાય છે.

શ્રી માર્શલે તેમનાં આ વ્યાખ્યાનોમાં રંગભૂમિની

[ પાના ૭૦૩ ઉપર ]

# નવું વાચન

● ગુજરાતીમાં પ્રગટતાં નવાં પુસ્તકોનો મીતાક્ષરી પરિચય ●

## આપણી સંસદ ( પાર્લમેન્ટ )

લેખકો : અનંતશયનમ્ આયંગર ( અધ્યક્ષ લોકસભા ) અને રમણલાલ પી. સોની
પ્રકાશક : મૅકમિલન ઍન્ડ કું. લિ., મુંબઈ-૧
કિ. રૂા. ૧-૫૦

આપણે લોકશાહીની દિશામાં જે ભગીરથ પ્રયોગ કરી રહ્યા છીએ એની સમજ માટે તેના પાયારૂપ સંસદીય-પાર્લમેન્ટરી પદ્ધતિની માહિતી અનિવાર્ય ગણાય.

આ પુસ્તિકામાં બાળ-કિશોરો અને પ્રૌઢો માટે આવી માહિતી, અધિકારી લેખકોને હાથે, રજૂ થઈ છે. તેમાં આપણા બંધારણ વિષે, રાજધાની દિલ્હી વિષે, પાર્લમેન્ટના વિકાસ વિષે, અને તેના કામકાજ વિષે તો પ્રાથમિક જરૂરી માહિતી સારી રીતે આપવામાં આવી છે જ; ઉપરાંત ભારત દેશની અને પ્રાચીન ભારતમાં લોકશાહી વિશેની પણ ટૂંકી ભૂમિકા આપીને લેખકોએ સુયોગ્ય કર્યું છે.

આ પુસ્તિકાને શાળા-સંસ્થાઓ અને લોકશિક્ષણમાં કાર્ય કરનારા સૌને આવકારવા સૂચવીએ છીએ.

*

## પરિચય પુસ્તિકા-પ્રવૃત્તિ

સંપાદક : વાડીલાલ ડગલી
મુખ્ય વિક્રેતા : ગૂર્જર ગ્રંથરત્ન, અમદાવાદ-૧
[ દરેક પુસ્તિકા આશરે ૩૨થી ૩૬ પૃ. કિં. ૦-૪૦ ]

આ માળામાં ૧૪ મણકા પ્રગટ થઈ ચૂક્યા છે. આપણી ભાષામાં માહિતી-વિતરણની જે જબરજસ્ત ગરજ સર્વક્ષેત્રે વરતાઈ રહી છે, તેમાં આ પ્રવૃત્તિ અતિશય-આવકારદાયી છે. સંપાદકે વિષય-વૈવિધ્યમાં અને તેને માટે લેખકની કરેલી પસંદગીમાં ચીવટ રાખી જણાય છે.

દર માસે નિયમિત રીતે, સુઘડ રીતે, સાધારણ કિંમતે પ્રગટ થતી માહિતી-વૈવિધ્યની આ પુસ્તિકાઓને દરેક કુટુંબ અને શાળા આવકાર આપે એવી ખાસ ભલામણ અમે નિઃસંકોચ કરીએ છીએ.

**પ્રગટ થયેલી પુસ્તિકાઓ :**

બાળકોને વાર્તા કેવી રીતે કહીશું ( મૂ. મો. ભટ્ટ ), વાયદાનો વેપાર ( બાપાલાલ દોશી ), સંતતિ નિયમનની સરળ રીતો ( ડૉ. અનસૂયા અમીન ), સાચી જોડણી અઘરી નથી ( યશવંત દોશી ), વર્તમાનપત્ર કેમ તૈયાર થાય છે ? ( રવિશંકર મહેતા ), વીજળીની કથા ( હર્ષદરાય ભટ્ટ ), સંગીત સાંભળવાનો આનંદ ( વિનાયક પુરોહિત ), નાટક ભજવતાં પહેલાં ( ચુનીલાલ મડિયા ), સભાસંચાલન ( ડી. કે. કુટે ), અંગ્રેજી જશે તો શું થશે ? ( ભીખુભાઈ દેસાઈ ), લગ્ન : છૂટાછેડા: વારસો ( ગટુભાઈ ધ્રુ ), સિનેમા કેવી રીતે ઊતરે છે ? ( રાજુ ઠક્કર ), ભૂદાનનો મર્મ ( મહેન્દ્ર દેસાઈ ), અનુવાદની કળા ( નગીનદાસ પારેખ ).

*

## વિશ્વ રાજકારણમાં લોકશાહી

મૂળ લેખક : લેસ્ટર બી. પીઅર્સન
અનુ : યશવંત દોશી
પ્રકાશક : વોરા ઍન્ડ કું. પબ્લિશર્સ, પ્રા. લિ.
૩, રાઉન્ડ બિલ્ડિંગ, કાલબાદેવી રોડ, મુંબઈ-૨
કિં. રૂા. ૧-૫૦

લેસ્ટર બી. પીઅર્સન ૧૯૫૭ના શાંતિ માટેના નોબેલ પારિતોષિક વિજેતા છે. તેમના 'ડેમોક્રસી ઇન વર્લ્ડ પોલિટિક્સ' નામના જાણીતા પુસ્તકનો આ સુવાચ્ય અનુવાદ છે. આ પુસ્તકમાં આપણા આજના વર્તમાન જીવનની એક સૌથી મોટી સમસ્યા ઉપર લેખકે પોતાના વિચારો પ્રગટ કર્યા છે.

*

## વ્યાપારની નવી ક્ષિતિજ

મૂળ લે : જ્યુલિયસ હર્શ
અનુ : નવીન શાહ
( પ્રકાશક ઉપર મુજબ )
કિં. રૂ. ૨-૦૦

અમેરિકાની ' ન્યૂ સ્કૂલ ફોર સોશિયલ રિસર્ચના વ્યાપાર વ્યવસ્થા કેન્દ્રને માટે ડૉ. જ્યુલિયસ હર્શ દ્વારા આયોજિત વ્યાખ્યાનમાળા સાત પ્રકરણમાં અહીં રજૂ થઈ છે. તેમાં અમેરિકાના આર્થિક તંત્ર અને તેના વિકાસ અંગે માહિતી આપવામાં આવી છે.

*

## ચાલો નાગરિક બનીએ

મૂળ લેખક : રૉબર્ટ રાઈનોવ
અનુ : પ્રા. નગીનદાસ સંઘવી
( પ્રકાશક ઉપર મુજબ )
કિં. રૂ. ૨-૦૦

લેખક ન્યુયૉર્કની સ્ટેટ યુનિવરસિટીમાં શિક્ષકો માટેની કોલેજમાં અને આલ્બનીની મિલ્ને હાઈસ્કૂલમાં સમાજશાસ્ત્રના પ્રાધ્યાપક હતા. આ પુસ્તક હાઈસ્કૂલના વિદ્યાર્થીઓ માટે નાગરિકશાસ્ત્રના પાઠ્ય-પુસ્તક તરીકે લખવામાં આવ્યું હતું. આ પુસ્તકમાં જીવનનું ઘડતર, તંદુરસ્તીનો આનંદ, મગજનો ઉપયોગ, પરિવાર, સમાજ, સરકારો, અધિકારો, જનતાની ઝુંબેશ, મતાધિકાર, કાનૂન, કારોબાર, ઉત્પાદન-વેપાર, આહકો, આયોજન, જીવવાનો મંત્ર, નવી વીમાનીતિ, સલામતી, કરવેરા વગેરે પ્રકરણોદ્વારા નાગરિક જીવનનાં વિવિધ પાસાં ઉપર પ્રકાશ પાડવામાં આવ્યો છે.

*

## આર્થિક સામ્રાજ્યવાદ

મૂળ લે. : આલફ્રેડ ઝીમરમેન
અનુ : નવીન હિ. શાહ
( પ્રકાશક- ઉપર મુજબ )
કિં. રૂ. ૦-૭૫

આ પુસ્તકમાં સોવિયેત સંઘની અસર નીચેના દેશો સાથેના તેના આર્થિક સંબંધો અંગે કેટલીક માહિતી આપવામાં આવી છે.

આ પુસ્તિકામાં ટ્રુમન સિદ્ધાન્ત, તેમજ માર્શલ યોજનાની શરૂઆત, કોરીઆમાં યુદ્ધનો આવિષ્કાર અને સ્તાલિનના મૃત્યુની ભૂમિકા લેવામાં આવી છે. આ માહિતીઓ અંગે તથા તેની પાછળના દષ્ટિબિંદુ અંગે મતભેદોને માટે પૂરતો અવકાશ છેઃ અભ્યાસીઓએ આ માહિતીઓ જોઈ જવી જરૂરી છે.

*

## ઉદારમતવાદી લોકશાહી

મૂળ લે : મસિમો સાલવેડોરી
અનુ : પ્રા. નગીનદાસ હ. સંઘવી
કિં. રૂ. ૧-૫૦

આ પુસ્તક ' લિબરલ ડેમોક્રેસી 'નો અનુવાદ છે. અને તેને ' સ્વતંત્રતાના સિદ્ધાંતોના શત્રુઓને એક ઉદારતાવાદીનો જવાબ ' એ રીતે ઓળખાવવાનો પ્રયાસ થયો છે. સહજ રીતે જ અમેરિકી રાજનીતિનો આમાં ભારોભાર પડઘો છે; અને રશિયા તથા સામ્યવાદની સામેની ઝુંબેશ આનું મુખ્ય લક્ષણ છે.

*

## સોવિયેત સંઘની શિક્ષણપદ્ધતિ

મૂળ લે : એફ કોરોલેવ
પ્રકાશક : સોવિયેત સંઘ-ભારતાવાસ, નવી દિલ્હી
કિં. રૂ. ૦-૫૦

શિક્ષણક્ષેત્રે રશિયાની સિદ્ધિઓ ઘણી જ ઉચ્ચકક્ષાની છે, એ સુવિદિત છે. આ પુસ્તિકામાં જાહેર શિક્ષણની પદ્ધતિ, શાળા પૂર્વેનો ઉછેર, સામાન્ય શિક્ષણની શાળા, માધ્યમિક શિક્ષણ, ઉચ્ચતર શિક્ષણ, વૈજ્ઞાનિક તાલીમ, સાંસ્કારિક અને શિક્ષણ વિષયક સંસ્થાઓ, સોવિયેત શિક્ષણ વગેરે પ્રકરણો દ્વારા ઉપયોગી માહિતી આપવામાં આવી છે.

*

## ઘર અને નિશાળ

મૂળ લે : એ. ઘામિના
( પ્રકાશક : ઉપર મુજબ )
કિં. રૂ. ૦-૨૦

માધ્યમિક શાળાની એક મુખ્ય શિક્ષિકાએ આ પુસ્તિકા લખેલી છે. બાળશિક્ષણ ક્ષેત્રે ૨૦ વર્ષના અનુભવોનો નિચોડ અહીં રજૂ કરવાનો પ્રયાસ છે. અને તેમાં નિશાળ અને તેનો હેતુ, ઘરમાં તથા શાળામાં બાળકોને કેળવણી આપવાના સિદ્ધાન્તો ને પદ્ધતિઓ, બાળકની નૈતિક કેળવણી, ઘર અને શાળાના સહકારના કેટલાક પ્રકાર વગેરે પ્રકરણોનો સમાવેશ થાય છે.

# વિશ્વમાનવ : ૧૯૫૮ લેખ-સૂચિ

## ચિંતન લેખો ( સંપાદકીય )


અંક
—ગાંધીજી : વ્યક્તિ વિભૂતિ વિચાર ૧
—જીવનની ગતિને વિરામ નથી ૧
—લોકશાહીના રાહે ૨
—સમ્યક્ સ્વસ્થ દૃષ્ટિ ૪
—કાર્લ માર્ક્સ : સિદ્ધિ ને સમસ્યા ૩
—સ્વાધીન ભારતની સમસ્યા (સમાજવાદનો વિકટ રાહ) ૪
—કેરલા : એક વર્ષની કારકિર્દી ૫
—લોકશાહી કલ્યાણરાજ્ય ( ડેમોક્રેટિક વેલ્ફેર સ્ટેટ ) ૬
—યુગોસ્લાવિયા ( સમાજવાદનો ખમતીધર અખતરો ) ૭
—મધ્યપૂર્વ : શાહીવાદનો ગળાફાંસો ૮
—લોકશાહીની સમસ્યા ૯
—સર્વોદય : ક્રાંતિવિજ્ઞાન ૧૦-૧૧
—પાસ્તરનાક : અંતર આત્માનો અવાજ ૧૨


## ઇતર ચિંતનલેખો


માનવ-માર્ગ . વિદ્યા ( હોપકિન્સ ) ( પ્ર. ચોકસી ) ૩
વિજ્ઞાન : યંત્ર ને માનવી ( વિનોબા ) ૮
પાયાની વિચારણા ( પં. જવાહરલાલ નહેરુ ) ૧૦-૧૧
લોકશાહીની લક્ષ્મણરેખા ( દાદા ધર્માધિકારી ) ૧૦-૧૧
સર્વોદયી સમાજનું માળખું ( જયપ્રકાશ નારાયણ ) ૧૦-૧૧
સર્વોદયના ત્રણ પાયા ( દર્શક ) ૧૦-૧૧
નૈતિક આદર્શોનો સંસ્થાગત પાયો ( દાંતવાળા ) ૧૦-૧૧
ભૂદાન અને સમાજવાદી સમાજવ્યવસ્થા ( ઢેબર ) ૧૦-૧૧
સર્વાંગીણ સાધનાનો પંથ ( નારાયણ દેસાઈ ) ૧૦-૧૧
સર્વોદયની સમીક્ષા ( બી. ટી. રણદીવે ) ૧૦-૧૧
ગાંધીજી અને યંત્રો ( સ્વ. મહાદેવ દેસાઈ ) ૧૦-૧૧
સત્યાગ્રહ : માનવનો જન્મસિદ્ધ હક્ક ( પ્યારેલાલ ) ૧૦-૧૧
સર્વોદય આયોજન ( પ્લાનિંગ ફોર સર્વોદય ) ૧૦-૧૧
વિનોબા વિચારગંગા ( સંકલિત ) ૧૦-૧૧


## ગુર્જર-જીવન-ધારા


આદ્ય સુધારક મહેતાજી ( ભોગીલાલ ગાંધી ) ૩
નવયુગનો પ્રથમ પ્રહરી „ ૪
ડાંડિયો ( નર્મદ ) ૯
યુગપ્રવર્તક પ્રસંગ ( ભોગીલાલ ગાંધી ) ૧૨


## ભારત સંસ્કાર-ધારા


તુલસીદાસ : યુગ અને ચેતના ( અ. બ્રહ્મભટ્ટ ) ૮
નહેરુને પત્રો ( સંકલન ) ૧૨


## ભારત નવઘડતર


કુદરતનો પડકાર : માનવીનો પુરુષાર્થ ૫
ગ્રામ વિસ્તારની સમસ્યા ( અક્ષય ર. દેસાઈ ) ૯


## હમ બેચૈન હૈં


જીવનની આરત ( વાનગૉગ ) માધવ અચવળ ૧
મસ્તીભરી આલમ ( અબુલકલામ આઝાદ ) ૪
જે પુસ્તક વાંચજો એમ કહેવાની હિંમત નથી ( મહાનવલ યુલિસિસ ) ( સુરેશ જોષી ) ૫
પર્લબકનું એક પાત્ર ( સુભદ્રા ગાંધી ) ૬
મોડેલ ( ગુલામ મોહમ્મદ શેખ ) ૭
ફિયોદોર દોસ્તોએવ્સ્કી ( અનિરુદ્ધ બ્રહ્મભટ્ટ ) ૮
રેમ્બ્રાં ( ગુલામ મોહમ્મદ શેખ ) ૯


## સાહિત્ય


'વિશ્વામિત્ર'નો પરિચય ( ગુલાબદાસ બ્રોકર ) ૪
બાલસાહિત્ય ( ર. પી. સોની ) ૪
બાલ-કાવ્ય ( મંજુલાલ મજમુદાર ) ૫
અશ્લીલતા ( હેન્રી મિલર ) ૫
અશ્લીલતા ( અનિરુદ્ધ બ્રહ્મભટ્ટ ) ૬
લલિતા-ગુણસુંદરી ( ગો. મા. ત્રિ ) ( કાં. છ. પંડ્યા ) ૭
શર્વિલક : મૃચ્છકટિકનું એક પાત્ર ( અનિરુદ્ધ બ્રહ્મભટ્ટ ) ૭
થેર ગાથા : થેરીગાથા ( મંજુલાલ મજમુદાર ) ૭
રવીન્દ્રસાહિત્ય ( ર. પી. સોની ) ૮

ગોવર્ધનરામની આંતરસૃષ્ટિ
( ગો. મા. ત્રિ. ) ( કાં. છ. પંડયા ) ૮
સર્વોત્તમ સાહિત્ય ( વિનોબા ) ૯
વધામણી ( એક ચર્ચા ) ( પ્રા. મનસુખલાલ ઝવેરી ) ૯
મુકબિલનો ' પમરાટ ' ( સૌ. યશોબાલા ) ૧૮

## દેશ વિદેશ

રૂક જાવ ( અણુપ્રયોગો સામે યુદ્ધ ) ૫
ફ્રેન્ચ પ્રજાસત્તાકની કરમકહાણી ૬
આફ્રિકા : અંધારે ઉજાસ ૬
રેડીએશન ( અણુયુગની બર્બરતા ) ૭

## વિજ્ઞાન-આરોગ્ય

અંતરીક્ષ પર આક્રમણ ( મધુકર શાહ ) ૧
છઠ્ઠો ખંડ „ ૨
રિચાર્ડ બાયર્ડ ( મહેશ શાહ ) ૩
અસાધ્ય ધ્રુવનો વિજય ૩
નિસર્ગની લાલબત્તી ( મધુકર શાહ ) ૪
વિજ્ઞાનક્ષેત્રે ભારતની મૌલિક સિદ્ધિ ( મધુકર : દશરથ ) ૬
રશિયાનો ત્રીજો સ્પુટનિક ૬
રુદન્તિ ( મહેશ શાહ ) ૯

## શિક્ષણ

શિક્ષણ અને ધંધા અંગે માર્ગદર્શન ( પ્રફુલ પ્ર. પટેલ ) ૨
કારકિર્દીની પસંદગી „ ૪
શિક્ષણ : એનાં સાધ્ય અને સાધન ( આર. એલ. નિગમ ) ૬
વિદ્યાપીઠનું શિક્ષણ ( કે. જી. સૈયદીન ) ૭
વિશ્વવિદ્યાલયનું કર્તવ્ય ( વિ. કે. આર. વી. રાવ ) ૧૨

## અધારનવાર ( લે. : પ્રણવ )

સંતતિ-નિયમન ૧
સ્ત્રી-પુરુષ સંબંધ-નીતિ ૨
નૈતિક : ભૌતિક કૃચ ૫
હડતાળી શક્તિની મીમાંસા ૭
મૂડીની મુઠ્ઠીમાં મનોરંજન ૮

## પરિચય

બાળકોનો પ્યારો રેની કે ( સુભદ્રા ગાંધી ) ૧

જ્યારે કાળા માનવીનો અવાજ :
સર્વોપરી બન્યો ( ભો. ગાંધી ) ૧
દેવે દીધેલાં, માનવીએ સર્જેલાં : ( સુ. ગાંધી ) ૨
ઊડતા દાકતરો : ( દશરથ ) ૨
ઊકરડે ફેંકાયેલાઓનો અદનો સાથી : પિયરી ( સુ. ગાંધી ) ૩
પ્રજાપ્રજાની મૈત્રીનું પ્રતીક : ' આશા ' ( તાસ ) ૩
આઠમો એવર્ડ ( ર. પી. સોની ) ૬
બ્રસેલ્સ : આંતરરાષ્ટ્રીય મેળો ( મહેશ શાહ ) ૮
વડોદરા કલાકાર મંડળ ( ગુ. મો. શેખ ) ૧૨

## જનપથ

સાધારણ માનવીની મથામણો ૧
શુદ્ધ વેપારી કે જાગ્રત નાગરિક ? ૨
વ્યવહારકર્મ, વ્યવહારક્રમ અને વ્યવહારધર્મ ! ૭

*

હરતાં ફરતાં ( ર. મ. રા. ) ૧-૨-૩
અંબામાતાની એક આખ્યાયિકા
( ર. ના. મહેતા : અ. ન. જાની ) ૨
સ્વર્ગને શરમાવ્યું ( પ્યારેલાલ ) ૨
સાર્થક્ય ( અનિરુદ્ધ બ્રહ્મભટ્ટ ) ૩
ભગવદ્ગીતા અને રશિયન તત્ત્વજ્ઞો ૪
અંતરાત્માની સ્વાધીનતા ( અમરિકી કોર્ટમાં ) ૮
„ „ ( ફાધર મેન્ડોન્ઝા ) ૯

## વાર્તા : પ્રસંગ

લોહનગર ( સુરેશ જોષી ) ૧
નવા કવિનો જન્મ ( ભો. ગાંધી ) ૧
કાકકાણ્ડ ( બનફૂલ ) ( સુ. જોષી ) ૨
અંત ઘડી ( ભો. ગાંધી ) ૨
માતૃત્વનો વિલાપ ( સૌ. લીલા ટી. ધારપૂરે ) ૩
અંજાતક કથા ( સુરેશ જોષી ) ૪
મારો નિર્વંશ જજો ( જયંતીલાલ ઓઝા ) ૪
પતિયો ( લાભશંકર ઠાકર ) ૪
મૂંગી વ્યથા ( ગિરિજાશંકર વ્યાસ ) ૫
ઉપેક્ષિત ( લાભશંકર ઠાકર ) ૫
નવો જનમ ( ધનિલાબ ) ૬

કદર ( વસંત દેઢિયા ) ૬
રમત ( હસમુખ બારાડી ) ૭
સુથારનું મન ( રાધેશ્યામ શર્મા ) ૮
હાથીપગો ( „ ) ૯
નિઃસાર નિઃસાર ( પ્રીતિરેખા ) ૯
થીગડું ( સુ. જોષી ) ૧૨

કાવ્ય

હાથ પગને હાકલ ( મકરંદ ) ૪
ટાગોર ( પતીલ ) ૪
એ પણ લાશ ( રતિલાલ-'અનિલ' ) ૪
અંનાજ ( ઉર્દૂ ) ( અલી સરદાર જાફરી ) ૪
વૈધવ્યકા અભિલાવક ( હિંદી ) ( વલ્લાથોલ ) ૫
૭ કવિતા ( વલ્લાથોલ ) ૫
રોજનું રોજ ( સુરેશ દલાલ ) ૫
શિશુદેવ ( લાભશંકર ઠાકર ) ૫
મારી હોજો ( મકરંદ ) ૫
શું લખવું ? શું ના લખવું ? ( અનિરુદ્ધ બ્રહ્મભટ્ટ ) ૬
બે આંબા ( રતિલાલ-અનિલ ) ૬
તાવડી તપી ? „ ૬
શ્રાદ્ધ „ ૬
એ અહીં છે કે ? ( ઉશનસ્ ) ૬
હવે તો-( હસિત બૂચ ) ૬
ભૂખકી આગ ( ઉર્દૂ ) ( અમૃતા પ્રીતમ ) ૬
જીવનનું ગીત ( અનવર આગેવાન ) ૭
જહાંગીર, શા'જહાં ( રતિલાલ-અનિલ ) ૭
કોણવટારિયાની સફર ( પતીલ ) ૭
વંધ્યા ( લાભશંકર ઠાકર ) ૭
શહેરમાં વર્ષા ( સુરેશ દલાલ ) ૭
પિતા ( હસિત બૂચ ) ૭
પશ્ચિમમેં ( હિંદી ) વિપિનકુમાર અગ્રવાલ ૭
પવન ( અનિરુદ્ધ બ્રહ્મભટ્ટ ) ૮
પવન ( ગુલામ મોહમ્મદ શેખ ) ૮
અમિતાભ ઝૂકે ( અનવર આગેવાન ) ૮
વર્ષાગમન ( જયંત પાઠક ) ૮
વર્ષા „ ૮
આવકાર,-જાકાર „ ૮
નકાબ ( હિંદી ) અરવિંદ જોષી ૮
રવીન્દ્ર-કણિકા ( બંગાળીમાંથી ) ( સુ. જોષી ) ૮
માઈલિસ્ટોન ( રતિલાલ-અનિલ ) ૯
આ શ્રાવણ છે ( હસિત બૂચ ) ૯
મારા પવિત્ર પ્યારના બદલામાં ( પતીલ ) ૯
જિંદગી જોઈ લીધી ( જયંત પાઠક ) ૯
વેદનાની નહિંવાત ( સુરેશ દલાલ ) ૯
આજ ( અનિરુદ્ધ બ્રહ્મભટ્ટ ) ૯
ગાંધીવિચાર ( રતિલાલ-અનિલ ) ૯
પાંચ મુક્તકો „ ૯
હવા ( ઉર્દૂ ) ( અમૃતા પ્રીતમ ) ૯
રવીન્દ્ર-કાવ્ય ( બંગાળીમાંથી ) (ભો. ગાંધી; સુ. જોષી) ૯
આવો ( અનિરુદ્ધ બ્રહ્મભટ્ટ ) ૧૦-૧૧
આ પારે, ઓ પારે ! ( જતીન્દ્ર આચાર્ય ) ૧૨
તું સુંદર ને હું શ્યામ „ ૧૨
તું સુંદર છે કે શ્યામ ? „ ૧૨
કાફલો : અર્જુનનો એકરાર : કેમ રહે ( સુ. દલાલ ) ૧૨
સુએઝ ( ઉશનસ્ ) ૧૨
ઈજન ( ગુ. મો. શેખ ) ૧૨
ગીત નહીં મિલે ( હિંદી ) ( ભારતભૂષણ અગ્રવાલ ) ૧૨
સમાધિલેખ „ „ ૧૨
પતિતપાવના પૃથ્વી ( રેડિયોરૂપક ) ( હસિત બૂચ ) ૩

કવિતા-આસ્વાદ : [ સુરેશ જોષી ]

સદ્ભાવના ( પતીલની કવિતા ) ૧
જૂનુ ઘર ખાલી કરતાં ( બાલમુકુન્દ દવેની કવિતા ) ૨
વળાવી બા આવી ( ઉશનસ્‌ની કવિતા ) ૩
શિશિર ( અજરામની કવિતા ) ૪
આવો ( મકરંદ દવેની કવિતા ) ૫
વધામણી ( બ. ક. ઠાકોરની કવિતા ) ૭
સાગર અને શશી ( કાન્તની કવિતા ) ૮
ઊડી રજની ( નરસિંહરાવની કવિતા ) ૯
વીરને વદાય ( નાનાલાલ કવિની કવિતા ) ૧૨

કલા-આસ્વાદ : [ ગુલામ મોહમ્મદ શેખ ]

પ્રહોરા ૨
લુડકટ-લિતોકટ ૩

रेखा ४
युगताईनुं रेखांकन ५
जामिनी राय ६
नंदलाल बोझ ७
अवीन्द्रनाथ टागोर ८
आर. डी. रावळ ९
विनय दवे १२

घरदीवडा

ज्योति भट्ट १
स्व. बकुलेश १
स्व. भानु स्मार्त १
शांति दवे २
श्री मंजुलाल मजमुदार २
स्व. मूळशंकर मुलाणी २
रतन पारिख ३
स्व. मोतीभाई अमीन ३
दशरथ पटेल ४
श्रीमती हंसाबेन महेता ( ले. चंद्रकांत शुक्ल ) ४
श्री भाईलालभाई द्वा. पटेल ६
खोडीदास परमार ( गु. मो. शे. ) ७
मर्हुम अणु अफ्‍र नदवी ७
स्व. किशोरलाल मशरूवाळा (.अ. भ. ) ९
स्व. कांतिलाल छ. पंड्या १२

उपरांत दर अंके–

—प्रवृत्ति ने पडघा ( संस्कार नोंध )
—भले प्रगट्यां ( बिनगुजराती प्रकाशनो )
—नवुं वाचन ( गुजराती नवां प्रकाशनो )

[ पाना ६६३थी चालु ]

वास्तवताना प्रकाशमां हेमलेटनुं नवुं पृथक्करण आपवानो प्रयास कर्यो हतो. तेमना मत अनुसार, नाटकना स्वरूपमां ज ट्रेजडी अने कॉमेडीनो विसंवाद रहेलो छे. नाटक मानवीना आंतर-बाह्य संघर्षनुं आलेखन करे छे. अने नाटकना वर्णाटमां ज विरोधी तत्त्वोनो समन्वय रहेलो छे.

श्री मार्शले इलिझाबेथना समयथी मांडी आज सुधीमां रंगभूमिनो विकास केवी रीते थयो तेनो अच्छो ख्याल आप्यो हतो. अने जमानानुसार हेमलेटना तख्ता स्वरूपमां केवा प्रकारनां परिवर्तनो थतां रह्यां छे, तेनो य ख्याल आप्यो हतो.

आवा प्रकारनां अत्यंत नवी दृष्टिनां अभ्यासपूर्ण व्याख्यानो गोठववा माटे म. स. युनि.नी म्युझिक-ड्रामेटिक्स कॉलेजना संचालकोने अभिनंदन घटे छे.

## नर्मद सुवर्ण चंद्रक

१९५२ थी १९५६नां पांच वर्षना समयमां गुजरातीना श्रेष्ठ नाटक माटेनो ' नर्मद सुवर्ण चंद्रक ' नर्मद साहित्य सभाए, श्री शिवकुमार जोषीने तेमना ' सुमंगला ' नामना नाटक माटे अर्पण करेल छे.

आधुनिक गुजराती साहित्यना द्योतक कवि श्री नर्मदना नामनो आ चंद्रक दर पांच वर्षमां साहित्यना कोई पण क्षेत्रनी श्रेष्ठ कृति बदल दर वर्षे अपाय छे. गया वर्षे इतिहासना श्रेष्ठ पुस्तक माटे ते अर्पण करायेल हतो.

## प्रादेशिक नाट्य स्पर्धा

मुंबई राज्यना ' पांचमा नाट्य ' महोत्सवना भाग रूपे वडोदरामां योजायेलां गुजराती नाटकोनी प्रादेशिक हरीफाईओनां परिणामो जाहेर करायां छे. विजेता नाटको नीचे प्रमाणे छे :

" मननी माया " रजु करनार कलाक्षेत्र, सुरत, रु. ५००नुं पहेलुं ईनाम; ' एक हतो डोसो ' रजु करनार कला निकेतन, रु. २५०नुं बीजुं ईनाम; अने ' मंगळ मंदिर ' रजु करनार भारत कला केन्द्र, रु. १५०नुं त्रीजुं ईनाम.

आमांथी विजेता नीवडेलां प्रथम बे नाटको सुरतमां योजानार आखरी हरीफाई माटे चुंटायां छे.